# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૨—અંક ૧] [ઓકટોબર, ૧૯૪૦

## निशाळनुं वातावरण

કાગળ મળ્યો. તમારા કાગળના મુદ્દાઓ ચર્ચતા પહેલાં મારે એક વાત તરફ તમારું ધ્યાન ખેંચવું જોઈએ: આપણે ભૂલીએ નહિ કે, બાળકો નિશાળમાં આવે છે તે કેળવાવા માટે આવે છે, પ્રાકૃતિક જીવન જેમ ચાલે તેમ ચલાવવા નહિ. એટલે કેળવણીની શરૂઆતથી આખર સુધી છોકરાઓ પોતાના મનમાં જે સ્ફુરણ આવે તેનો અમલ કરી શકે એ સ્થિતિ ન જ હોઈ શકે. કેળવણીની એક વ્યાખ્યા આમ કરી શકાય — છોકરાઓને વ્યવસ્થિત જીવન અને સારી ટેવો પ્રિય અને સ્વાભાવિક થઈ પડે એમ કરવું તેનું નામ કેળવણી. વ્યવસ્થા અને સદાચાર તરફ છોકરાઓને પ્રયત્નપૂર્વક વાળવા રહ્યા. કાયદા કે નિયમની લશ્કરી કવાયતથી તેમ કરવા જઈએ તો બાહ્ય આચાર ઝટ સુધરે ખરો, પણ અંતરની કેળવણીમાં તે વિઘ્નકર્તા જ નીવડે. લશ્કરી નિયમન સ્વીકારી તેનો અમલ કરવાથી કેટલાંક ઘણાં સારાં પરિણામો નીપજે છે, પણ સાથે સાથે કેટલાંક બહુ જ ખરાબ પરિણામ પણ જરૂર આવે છે. સખતી કરવાથી છોકરો જબરદસ્તીમાં માનતો થાય છે અને તેથી આખો જન્મારો તે પ્રસંગ પરત્વે જાલિમ અથવા ગુલામ અથવા બન્ને બને છે.

લશ્કરી કવાયતની પદ્ધતિ જુદી અને કેળવણીની પદ્ધતિ જુદી. કેળવણી પ્રથમ અંતઃકરણને વશ કરે છે, બુદ્ધિને બની શકે તેટલું સમજાવે છે, અને પછી અથવા સાથે સાથે અનુકૂળ ટેવો અને કુશળતા કેળવવામાં ઇંદ્રિયોને મદદ કરે છે.

હવે તમારા સવાલો લઈએ. સાવ નાના છોકરાઓ નિશાળમાં ટોપી પહેરે કે નહિ? નાગા આવે તો ચાલે કે કેમ? એ સવાલોના જવાબ શાળામાં આપણે કેવું વાતાવરણ રાખવા માગીએ છીએ અથવા રાખી શકીએ છીએ એના ઉપર આધાર રાખે છે. આપણા દેશમાં અને આપણા સમાજમાં ખરું જોતાં સાવ નાના છોકરાઓ દિગંબર રૂપમાં શાળામાં સહેજે રહી શકે છે, એવી મારી માન્યતા છે. પણ તેને માટે જોઈતું વાતાવરણ આજે આપણી પાસે નથી એ પણ હું કબૂલ કરું છું. નિશાળમાં જો આપણાથી આદર્શ સંસ્કારી કુટુંબનું વાતાવરણ પેદા કરી શકાય તો હું જરૂર ઇચ્છું કે, શિયાળાના દિવસો બાદ કરતાં બાકીનો વખત નાનાં બાળકો નાગાં જ રહે. તેમ કરતાં છોકરાઓને શરીરે સ્વચ્છ રાખી શકાય, ત્વચા બરાબર કેળવાય અને નીરોગી રહે, લોહી ઉપર સારી અસર થાય, ઋતુના ફેરફારથી છોકરાઓ માંદા ન પડે, અને ચિત્તવૃત્તિ પણ લાંબા વખત સુધી નિષ્પાપ અને મુગ્ધ રહી શકે.

પણ આપણા સમાજમાં તો આપણે બાળકોને બનતી ઉતાવળે નાગાઈમાં શરમ માનતાં કરવામાં સંસ્કારિતા રહેલી છે એમ માનીએ છીએ. અને બાળકોને કપડાં સારી રીતે પહેરી ઠાવકાં થઈને બેસતાં આવડે એટલે તેઓ જંગલીપણામાંથી ઊગરી ગયાં એમ પણ આપણે માનીએ છીએ. એ સ્થિતિ છે ત્યાં સુધી સામાન્ય શાળાઓમાં છોકરાઓને નાગા રહેવાનું ઉત્તેજન આપણે ન જ આપી શકીએ. હાલમાં નાના છોકરાઓ લજ્જા-રક્ષણ પૂરતી લંગોટી, જાંઘિયો અથવા ધોતલી પહેરે એટલે બસ છે. જ્યાં સુધી સમાજમાં જડમૂઢ સ્ત્રીઓ છે ત્યાં સુધી આટલો પોશાક તો બાળકોના રક્ષણને અર્થે પણ જરૂરી છે. મેં જોયું છે કે, કેટલીક

બેવકૂફ સ્ત્રીઓ નાનાં બાળકોને એમ ત્યાં અલંકૃત કરવામાં જ એક જાતનો રસ લે છે!

આ થઈ હિતાહિતની દૃષ્ટિએ ચર્ચા. આદર્શના અખતરા કરનાર નિશાળો ઉપલી રીતે જ વિચાર કરે. પણ બધી શાળાઓ એક કોટિની નથી હોતી. સામાજિક રિવાજ અને પ્રતિષ્ઠાની મોકૂફતાની ચર્ચામાં ઊતર્યા વગર ચાલતી કેળવણી આપવાના ઉદ્દેશથી અને સામાજિક રિવાજોનું પાલન કરવાના અભિપ્રાયથી જ સામાન્ય શાળાઓ કાઢેલી હોય છે. આપણો સામાન્ય રિવાજ એ છે કે, છોકરાઓ કે મોટેરા ઘર બહાર જાય ત્યારે ધોતિયું અથવા ઇજાર, એક પહેરણ અને ટોપી અથવા ફેંટો, એટલાં કપડાં તો જરૂર પહેરે. એથી વધારેનાં કપડાં પહેરવાં નકામાં છે. જો કોઈ શાળા ધોતિયું, પહેરણ, ટોપી એ ત્રણ કપડાં પહેરવાં જ જોઈએ એ સામાજિક નિયમનો કડક રીતે અમલ કરે, તો તેમાં બાળકોની સ્વતંત્રતા પર તરાપ છે એમ બિલકુલ મનાય જ નહિ. કેમ કે પશુજીવનની સ્વતંત્રતાના આપણે હિમાયતી નથી, પણ સામાજિક સ્વતંત્રતાના હિમાયતી છીએ. સ્વતંત્રતાને નામે કોઈ પુખ્ત ઉંમરનો માણસ રસ્તા ઉપર નાગો ફરે તો સમાજ જરૂર તેને રોકે. છોકરાઓ ત્રણ કરતાં વધારેનાં જરૂર વગરનાં કપડાં પહેરતા હોય ત્યાં શાળાએ પ્રયત્નપૂર્વક તે ટેવ છોડાવવી જોઈએ.

બંગાળી લોકોની પેઠે વાળ રાખી સેંથો પાડી, તેલથી ચકચકતા વાળ શોભા સારુ માથા પર ધારણ કરવાની ને નાટરંગ કરવાની પ્રથા જો સમાજમાં બધે ફેલાઈ ન હોત, તો હું બધી નિશાળોને બલાત્કારે કરત કે ગરીબ હિંદુસ્તાનમાં છોકરાઓને અને એમનાં માબાપોને ટોપીના ખર્ચમાંથી બચાવો. બધા જ છોકરાઓ સાદા ટૂંકા વાળ રાખી ટોપી વગર નિશાળમાં આવે તો તેમાં શું ખોટું છે? નિશાળના બધા છોકરા નિશાળના છાત્રાલયમાં જ રહેલા હોય તો તો એ નિયમ અવશ્ય કરવા જેવો છે.

હવે બીજી વાત.

છોકરાઓ વર્ગમાં વ્યવસ્થિત બેસે એ અત્યંત જરૂરી છે. પણ વ્યવસ્થા વ્યવસ્થામાં ફેર હોય છે. છોકરાઓ હારબંધ બેસે એ કંઈ એકમાત્ર અથવા સર્વોત્કૃષ્ટ વ્યવસ્થા નથી. છોકરાઓ અવ્યવસ્થિત ન હોય, વર્ગની રચના બેડોળ ન દેખાય, કોઈને કોઈની અગવડ ન થાય. આટલી બાબતની સગવડ સચવાય એ વ્યવસ્થાનો મુખ્ય હેતુ છે. કેટલીક બાબતો આમ તો છોકરાઓ બહુ જલદી શીખી જાય છે. વ્યવસ્થા શામાં રહેલી છે એના પાઠ છોકરાઓને વારંવાર આપવા જોઈએ — સજાથી નહિ પણ સમજાવીને. છોકરાઓ નાસ્તો ખાવા બેસે ત્યારે તેમની ગોઠવણ એક પ્રકારની હોય, વાતો સાંભળવા બેસે ત્યારે બીજી હોય, આલેખન સુલેખનમાં વળી ત્રીજી, અને કવાયતમાં સાવ નિરાળી.

વર્ગમાં છોકરાઓ ઘોંઘાટ ન કરે એ જરૂરનું છે. વર્ગમાં ધ્યાન દે એ પણ જરૂરનું છે. પણ કોઈ પણ છોકરો પાસેના છોકરા જોડે એક શબ્દ પણ ન બોલે એવો જેલનો નિયમ નિશાળમાં ન જ હોય. વર્ગ નાનો હોય તો છોકરાઓ શિક્ષકથી બે હાથનું અંતર રાખી કૂંડાળું વાળી બેસે એ જ સ્વાભાવિક છે. એકાદ ચોપડીમાંથી છોકરાઓને ચિત્રો બતાવતા હોઈએ ત્યારે બીજે કારણે કોઈ નાનું બાળક શિક્ષકના ખભા પર જઈને બેસે તો પણ તેને હું બેપરવા જ ગણું. પણ એ વિષે નિયમ ન હોઈ શકે. રૂપાળા અને સુંવાળા છોકરાઓ પ્રત્યે પક્ષપાત રાખનાર શિક્ષકો આવી છૂટનો દુરુપયોગ જ કરવાના.

છોકરાઓ આપણે ધારીએ છીએ તેટલા સ્વચ્છંદતાના હિમાયતી નથી હોતા. શિક્ષકોને આધીન રહેવામાં અને તેમને અનુકૂળ વર્તવામાં બાળકો સામાન્યપણે જ આનંદ અનુભવે છે. જ્યારે શિક્ષક જેલખાનાનો દારોગો* બને છે ત્યારે જ છોકરાઓ જિદ્દી કે બળવાખોર બને છે. નિયમની બહાર જતા છોકરાઓને કાબૂમાં રાખીએ એ કેળવણીનો ધર્મ નથી. છતાં નિયમને વશ થવું એ વિદ્યાર્થીઓનો ધર્મ તો છે જ. તાત્વિક સિદ્ધાંતોને નામે ઢંગેરાં ઠબિયાં કરનાર કોઈ શિક્ષક નિશાળમાં હોય, ત્યારે જ નિશાળનું વાતાવરણ બગડે છે. કેળવણીના સિદ્ધાંતો પીનલ કોડ — ફોજદારી કાયદાની કલમો નથી કે જે ટાંકી ટાંકીને એક શિક્ષક બીજા શિક્ષક સામે મનાઈહુકમ મેળવી શકે. બધે સ્વાભાવિકતા અને સજ્જનતા હોવી જોઈએ.

[એક જૂના પત્રમાંથી] **કાકા કાલેલકર**

* થાણી રાખનાર એવાને દારોગો કહે છે.

# યંત્રનો ઉપયોગ અને માનવહિત

[શ્રી. નરહરિભાઈના ' યંત્રની મર્યાદા ' નામના તાજેતરમાં પ્રસિદ્ધ થયેલા પુસ્તકની પ્રસ્તાવનામાંથી.]

ભણેલી, સુધરેલી અને સમૃદ્ધિમાં ખૂબ આગળ વધેલી હોવાથી લગભગ બધાનો આદર પામેલી દુનિયાને ગાંધીજીએ પોતાના અસામાન્ય વિચારો અને આંદોલનોથી ઘણી બાબતોમાં ધરતીકંપના જેવા સખત આંચકાઓ અત્યાર સુધીમાં આપ્યા છે અને હજુ આપતા આવે છે. આંચકાનો એ સ્વભાવ જ છે કે પહેલાં તો એ બધાને ગભરાવી મૂકે: વિરોધીઓને, સાથીઓને, પાછળ રહેનારાઓને તેમ જ આગળ દોડવા ઇચ્છનારાઓને. આ રીતે ગાંધીજીની વિચારસરણી એક બાજૂથી પ્રાચીન રૂઢિપ્રિય સનાતનીઓને જેમ મૂંઝવે છે, તેમ જ પ્રગતિ વિષે રૂઢ થયેલા આ જમાનાના વિચારો પ્રત્યે પ્રેમ ધરાવનારાઓને પણ મૂંઝવે છે.

ગાંધીજીએ આપેલા આંચકાઓમાંથી ઘણાખરાનું પહેલું દર્શન તેમના ' હિંદ સ્વરાજ 'માં થાય છે. એમાં પાશ્ચાત્ય સભ્યતા સામે ઘણો તીવ્ર હુમલો છે. જોકે એમાં ઠેકઠેકાણે સમતોલ જાળવનારાં વાક્યો પણ છે, છતાં ઉતાવળે વાંચતાં વાચક ઉપર એવી અસર રહી જાય છે કે, જાણે ગાંધીજી યુરોપથી આવેલી એકેએક વિદ્યા તથા સુધારણા પર વજ્ર ઉગામી રહ્યા છે. સ્વાભાવિક રીતે જ આને લીધે ઘણી ગેરસમજો ઊભી થઈ છે. અને, પાછળથી તેને વિષે ઘણા ખુલાસા કરેલા હોવા છતાં, તે સહેજે દૂર થતી નથી.

આવી એક ગેરસમજ યંત્રો વિષેના એમના વિચારો બાબત છે. અધ્યાપકો, વિદ્વાનો, તેમ જ મુત્સદ્દીઓના મનમાં પણ એવો એક ખ્યાલ ઘર કરી બેઠો છે કે, ગાંધીજી યંત્રમાત્રના — તે ચીજ યંત્ર હોવાને માટે જ — વિરોધી છે. વૈજ્ઞાનિક શોધોને એમની સભ્યતામાં તે સ્થાન જ ન આપે; એમનું ચાલે તો તેઓ જગતને ઈસ્વી સનના દશમા-બારમા સૈકામાં પાછું લઈ જાય.

જેમનું વાચન ગાંધીજીના ' હિંદ સ્વરાજ ' જેટલું જ હોય તેમના મનમાં આવી ગેરસમજ ઊભી થાય તો તે કાંઈક ક્ષમ્ય ગણાય. પણ અધ્યાપકો, વિદ્વાનો અને મુત્સદ્દીઓ તેમનાં પાછલાં લખાણો તરફ દુર્લક્ષ કરી ' હિંદ સ્વરાજ 'નો જ આધાર ટાંકે તો તે ક્ષમ્ય ન ગણાય. આ માટે, સૌ કોઈને સગવડ થાય અને ગેરસમજ માટે માર્ગ ન રહે તે સારુ આ પુસ્તકના ત્રીજા ખંડમાં યંત્રો વિષે ગાંધીજીનાં સર્વે લખાણોનો સંગ્રહ કરવામાં આવ્યો છે, તે ઘણું સારું થયું છે. તેમા ગાંધીજીએ સ્પષ્ટ કર્યું છે કે, 'मारो उद्देश यंत्रमात्रनो विनाश करवानो नथी, पण यंत्रोनी मर्यादा आंकवानो छे. . . . आपणे जे कांई करीए तेमां प्रधान विचार मानवहितनो होवो जोईए. एटला माटे हुं यंत्रोनो विवेक करुं. दाखला तरीके, सिंगरना सीववाना संचाने हुं वधावी लउं छुं.' તેને બનાવવા માટે ભૌતિક શક્તિથી ચાલતાં મોટાં કારખાનાંને પણ તેઓ સ્થાન આપે. માત્ર, 'आवां कारखानां राष्ट्रनी मालकीनां होय अथवा प्रजाकीय सरकार तरफथी चालतां होय एम कहुं. अत्यंत सुंदर अने आदर्श परिस्थितिमां आवां कारखानां चालतां होय. तेनी हस्ती नफाने माटे नहि पण लोकहितने अर्थे होय. लोभने स्थाने प्रेमने स्थापवानो एनो उद्देश होय. . . . तेनो उपयोग करवानी पाछळ हेतु धनना लोभनो नहि पण प्रामाणिक रीते दयानो होवो जोईए. दाखला तरीके, ठरडायेली त्राकोने सीधी करवाना यंत्रनो हुं बहु सत्कार करुं; पण लुहारो त्राको बनावता बंध थई जाय एवो उद्देश हुं न राखुं.'* (પા. ૧૪૦–૧૪૨)

આ વાક્યોથી ગાંધીજીના યંત્રો વિષેના વિચારોની બાબતની ગેરસમજ દૂર થઈ જવી જોઈએ.

## ૨

ત્યારે, અહીં વિરોધ યંત્ર ખાતર યંત્રનો નથી. યંત્ર ખાતર યંત્રનો મોહ પણ નથી. યંત્ર હાથે ચલાવાતું હોય, પગે ચલાવાતું હોય, બળદ કે ઘોડાથી

---

* વાચક સાંભળીને કદાચ આશ્ચર્ય પામશે કે, ત્રાક સીધી કરવાનું યંત્ર બનાવવા માટે યુરોપના યંત્ર-નિષ્ણાતોને પણ આમંત્રણ આપવામાં આવ્યું હતું, પણ હજુ કોઈને તેની યાંત્રિક યુક્તિ સૂઝી નથી. એક બાજૂથી એ કામ કઠણ છે; બીજી બાજૂથી હાથ અને નજર કેળવીને બાર-પંદર વર્ષનાં બાળક પણ તે કરી શકે છે.

ચલાવાતું હોય, કે વરાળ, પેટ્રોલ, વીજળી વગેરે ભૌતિક શક્તિઓથી ચલાવાતું હોય, સાદું હોય કે અટપટું હોય, એકેને માટે આંધળો વિરોધ નથી કે આંધળો મોહ નથી. માનવહિતનો વિચાર કરી, દેશહિતનો વિચાર કરી, વર્તમાન પરિસ્થિતિનો વિચાર કરી, દરેક યંત્રનો અલગ અલગ વિચાર કરવો જોઈએ, તથા કયા પ્રકારના યંત્રનો કેવી રીતે અને કેટલો ઉપયોગ આજે કરવો જોઈએ અથવા રોકવો જોઈએ તેનો નિર્ણય કરવો જોઈએ. એ નિર્ણય કોઈ પણ વિષયમાં કાયમનો કરી મૂકવાનો છે એમ પણ સમજવાની જરૂર નથી. પરિસ્થિતિ બદલાય તો આજે વપરાતું યંત્ર કાલે બંધ કરવું પડે, અને આજે મના કરેલું યંત્ર કાલે ચલાવવું પડે.

દાખલા તરીકે, ખાદી-પ્રવૃત્તિને અંગે રેંટિયો, પીંજણ, ચરખો વગેરેમાં થયેલા સુધારાઓનો જ વિચાર કરીએ તો, તેમાં કાંતવા માટે આજે તકલીથી માંડી મગનરેંટિયા સુધી ક્રમશઃ વધારે સૂતર કાંતી આપનારાં ત્રણ ચાર યંત્રો નિર્માણ થયાં છે, અને એથી પણ વધુ ઉત્પાદન કરી આપનાર સુધારાને અવકાશ છે. પીંજણ માટે પણ એવું જ થયું છે. એ સર્વે યંત્રો કેવળ મનુષ્યના હાથપગની શક્તિથી જ ચાલે છે, પણ તેનોયે સત્કાર કે મનાઈ કરવામાં સ્થાનિક પરિસ્થિતિ પ્રમાણે વિવેક કરવાની જરૂર રહે છે. ઉદાહરણાર્થ, દુકાળને લીધે ઘણા માણસોને એકદમ કામ આપવું હોય, પણ ખૂબ સૂતર કે ખૂબ પૂણીઓ તૈયાર કરાવવામાં લાભ ન હોય, અને તેટલી મજૂરી આપવી પાલવે એમ પણ ન હોય, તો ત્યાં સાબરમતી-પીંજણ કે મગનરેંટિયાનો શું, પણ મોટી પીંજણ અને સાદાયે રેંટિયાનો ઉપયોગ કરી ન શકાય અને શિલાચરખો,* પીંખપીંજમણ+ તથા તકલીથી જ સંતોષ માનવો પડે એમ બને.

એક રીતે એમ પણ કહી શકાય કે, યંત્રની મર્યાદાનો આપણે વિચાર કરવાનો છે તે કરતાં પદાર્થોનાં ઉત્પાદન, પ્રચાર, સ્થાનાંતર અને લેવડદેવડ — ટૂંકામાં વાણિજ્ય — ની પદ્ધતિ અને તેની લોકહિત પર પડતી અસરને તપાસી તેની મર્યાદાઓ ઠરાવવાની છે. ભૌતિક શક્તિથી ચાલતાં ગંજાવર યંત્રોએ વાણિજ્યનો ઘણા વેગથી વિસ્તાર કર્યો છે, અને લોકહિતની દૃષ્ટિએ તેનાં પરિણામો કાંઈક સારાં અને ઘણાં બૂરાં આવ્યાં છે. તેટલા માટે તેવાં યંત્રોનો વિચાર પણ પ્રસ્તુત થાય છે. આ સારાંમાઠાં પરિણામોનું મનોવેધક અને વીગતવાર ચિત્ર નરહરિભાઈએ પ્રમાણો સાથે પહેલા ખંડનાં પ્રકરણોમાં દોર્યું છે.

૩

યંત્ર કોને કહેવું અને યંત્ર તથા ઓજાર વચ્ચે શો ફરક, એ વિષે બીજા પ્રકરણમાં નરહરિભાઈએ ચર્ચા કરી છે. આ બાબત હું એક બીજી રીતે સમજાવવા પ્રયત્ન કરું છું.

સુથારની નાનકડી હથોડી, લુહારનો મોટો ઘણ, અને લોઢાના મોટા કારખાનામાં વપરાતો ત્રણ ફૂટ જાડા લોઢાને છૂંદી નાંખતો રાક્ષસઘણ, ત્રણે ટીપવાનાં સાધનો છે. ત્રણેનો ઉપયોગ કરવા માટે — ગતિ આપવા માટે — શક્તિ લગાડવી જોઈએ. હથોડીને તેનો ઉપયોગ કરનાર પોતાની જ શક્તિ લગાડે છે. ઘણ માટે લુહારને એક બીજો સાથી કે મજૂર રોકવો પડે છે. કારખાનાના રાક્ષસઘણને વાપરવા માટે બેચાર મજૂરો કે વીસપચીસથી પણ ચાલે નહિ. સો બસો કે પાંચસો મજૂરો સામટા મંડીને તેને કોઈક રીતે વાપરે તો જ તે વાપરી શકાય. એ તો ઘણું અગવડભર્યું થાય અને જીવનમાં એકાદ બે વાર જ કરવું હોય તો તેમ કરી શકાય પણ રોજ એવા હથોડાને વાપરવો હોય તો? દેખીતું છે કે એ વરાળ, ગૅસ કે વીજળીની ભૌતિક શક્તિ વડે જ થઈ શકે.

આ ઉદાહરણ પરથી ઓજાર અને યંત્ર વચ્ચેનો ભેદ શોધી શકાય. કામ કરવાનું સાધન ઓજાર છે. તે નાનું છે કે મોટું છે તે મુદ્દાની વાત નથી. તે ઓજારને વાપરવા માટે યોજાતી શક્તિ જેમાંથી લેવાય છે તે યંત્ર છે. તે શક્તિ નાની હોય કે મોટી, સજીવ હોય કે નિર્જીવ: તે જ સાચું યંત્ર છે. આમ માણસ યંત્ર છે, બળદ કે ઘોડો યંત્ર છે, એંજિન યંત્ર છે, ડાઇનેમો યંત્ર છે. દેશહિત માટે કયા યંત્રની પસંદગી કરવી એ વિચારવાનો મુદ્દો છે.

---

* પથ્થર પર અંગિયાની મદદથી કપાસિયા જુદા પાડવાની રીત.

+ આંગળીઓથી રૂને પીંખી, નાનકડી ધનુષપીંજણથી પીંજવાની રીત.

સાધારણ મજબૂત માણસનું બળ ઘોડાના બળના છઠ્ઠા ભાગનું ગણાય છે. એટલે કે તે $\frac{1}{6}$ અશ્વબળનું યંત્ર છે. મોટરગાડીમાં ચારથી છ અશ્વબળ, એટલે ૨૪ થી ૩૬ માણસો વપરાય છે. બંગાળમાં ઘણાં શહેરોમાં એક માણસથી ખેંચાતી રિક્ષાઓ વપરાય છે. મોટર એટલે ૪–૬ ઘોડાની બગી અથવા ૨૪–૩૬ મજૂરોથી ખેંચાતી રિક્ષા. એ જ પ્રમાણે ભૌતિક શક્તિથી ચાલતાં નાનાં મોટાં સર્વે સાધનો વિષે સમજી શકાય.

પણ આટલેથી ભૌતિક શક્તિવાળા યંત્રનું યંત્રપણું પૂરું થતું નથી. મોટરગાડીને ૩૬ માણસો ખેંચી તો જઈ શકે. મોટર અટકી પડે છે ત્યારે આપણે ઘણી વાર તેમ થતું જોઈએ પણ છીએ. પણ ૩૬ માણસો મળીનેયે તેને કલાકના ૩ માઈલની ઝડપથી પણ ભાગ્યે જ ખેંચી શકે. ઘોડા પણ બહુ તો ૧૫ માઈલની ઝડપ કરે. પણ ભૌતિક શક્તિરૂપી મજૂરદળ જોડવામાં આવે છે તે એને કલાકના ૫૦ માઈલની ઝડપે ખેંચી શકે છે. તે જ પ્રમાણે રાક્ષસી ઘાણ અને ભૌતિક શક્તિથી ચાલતાં બીજાં સાધનો વિષે.

વળી, આ ભૌતિક મજૂર નિર્જીવ હોવાથી એક બીજો ફેર પડે છે. મજૂર કે બળદ પૂરતો ખોરાક ખાઈનેયે ચોવીસે કલાક કામ કરી ન શકે. ઘણું ઘણું તો દશ અગિયાર કલાક કામ આપે. પણ ભૌતિક મજૂરને કેવળ ખોરાક જોઈએ, વિશ્રાંતિની ઝાઝી જરૂર નહિ. ઘણું કામ હોય તો તમે રાત-દિવસ તેને ચલાવી શકો. એનો ખોરાક પણ હલકો. એને કામ નહિ, ક્રોધ નહિ, સંસાર નહિ, સંસારની જંજાળ નહિ. આમ આ રાક્ષસી શક્તિવાળો નિર્જીવ ભૌતિક મજૂર, સજીવ માણસ કે પશુ-મજૂરનો જબરો હરીફ હોય, એમાં શી નવાઈ? માત્ર કોલસા ખાઈ તથા ઘાસલેટ પીને કોઈ ધટોત્કચ કોઈ લક્ષાધિપતિને ત્યાં નોકરી કરવા તૈયાર થાય તો તેના બીજા નોકર-ચાકરોનું કામ ન રહે એમાં સમજાવવાપણું ન હોય.

હવે આવા કારખાનામાં કામ કરતા મજૂરનું શું સ્થાન છે તેનો વિચાર કરીએ. ઉપરની સમજથી જોઈશું તો જણાશે કે, કારખાનામાં કામ કરતો મજૂર — દા. ત. બસો ત્રાક પર દેખરેખ રાખનારો 'સ્પિનર' — સાચું પૂછતાં મજૂર નથી, પણ તે યંત્ર જેટલા અશ્વબળથી ચાલતું હોય તેટલા અશ્વોનો હાંકનારો અથવા તેથી છ ગણા મજૂરોનો અને તેની સાથે કામ કરનાર બસો કાંતનારીઓનો મુકાદમ છે. એનો પગાર પણ મુકાદમના જેવો જ હોય છે. કારણ કે, કાંતનારીને દિવસને અંતે ત્રણ આના મજૂરી માંડ મળે; પણ આને ૧૨–૧૪ આના મજૂરી મળે છે — મુકાદમનો પગાર જેમ વધારે હોય તેમ. પણ પેલી બસો કાંતનારી અને તેની મદદમાં રહેનાર અશ્વબળોને ખોરાકી, સમરામણ અને ખરીદ-કિંમત સિવાય બીજી મજૂરી ચૂકવવી પડતી નથી.

આ બાબતનો હવે રાષ્ટ્રીય દૃષ્ટિએ વિચાર કરવાનો રહ્યો. ધારો કે ૬૦૦ સશક્ત માણસોનું એક ગામડું છે, તેઓ એક હજાર વીઘાં જમીન ખેડે છે, અને બધાં મળી ખોરાક, વસ્ત્ર, ઘરબાર વગેરેની બાબતમાં સ્વાવલંબી જીવન ગાળે છે. પણ હવે ત્યાં એક ઓઇલપંપ આવે છે, એક યાંત્રિક ઘંટી આવે છે, એક ચોખાની મિલ થાય છે, અને એક નાનકડી પણ ભૌતિક શક્તિથી ચાલતી કાપડની મિલ ઊભી થાય છે. એ બધાંમાં મળી દરરોજ ૫૦૦ અશ્વબળ શક્તિ વપરાય છે. આનો અર્થ એ થયો કે એ ગામમાં ૩૦૦૦ સશક્ત માણસોની સંખ્યા વધી. જો ૬૦૦ માણસો આ નવા આવેલા માણસોનો પૂરેપૂરો ઉપયોગ કરી શકે અને બધા જ મુકાદમ થઈ બેસે તો તો આમાં — નિદાન આર્થિક દૃષ્ટિએ — કશું ખોવાનું નથી. પણ જો આનું પરિણામ એવું આવે કે એ નવા ૩૦૦૦ મજૂરો પર સો માણસો જ મુકાદમી કરવા પૂરતા થાય અને બાકીના ૫૦૦ માણસ કામ વિનાના થઈ પડે, તો ગામમાં આવી મોટી વસ્તી વધારીને શો લાભ કાઢ્યો, એ પ્રશ્ન જરૂર પૂછી શકાય.

યંત્રવાદનો પ્રશ્ન આ જાતનો છે. ચાર કરોડની ઇગ્લંડની વસ્તી. તેમાંથી ૪૦ ટકા મજૂરી કરી શકે એવાં એમ માનીએ તો લગભગ ૧૬૦ લાખ માણસ થાય. તેમાં તેમણે કરોડો અશ્વબળ વાપરનારાં કારખાનાં દાખલ કર્યાં. આનો અર્થ એ થયો કે તેમણે અબજો મજૂરોની વસ્તી વધારી. એ વસ્તી એવી રાક્ષસી, નિર્જીવ અને થોડી જગ્યા રોકનારી કે તેમના પર મુકાદમી કરવાને ૧૬૦ લાખનો થોડોક જ ભાગ રોકાય, અને છતાં કામ એટલું કરી શકે

કે ચીન, હિંદુસ્તાન અને બ્રહ્મદેશ જેવા દેશોને સારુયે બધો માલ તૈયાર કરી શકે.

પણ ઇગ્લંડને એવું કરતાં આવડે તો બીજા દેશોને શું કામ ન આવડે? એટલે એકેએક દેશે આમ પોતાની વસતીને અબજો ગણી કરી. આ ઉદકપ્રવાહ, વાતપ્રવાહ, બાષ્પસેન, વિદ્યુત્સેન જેવા કરોડો રાક્ષસો ઊભા થયા પછી પેલાં બિચારાં મનુષ્યયંત્રો એટલે મજૂરોનું કામ કેટલું રહે? તે રાક્ષસોની ખરીદકિંમત તો ઘણી, પણ પછી તે સસ્તા. તેથી જેમણે એમને નોકરીમાં રાખવા માંડ્યા તેમને ઘણા માનવમજૂરોની જરૂર ન રહી, અને તેઓ બધા પૃથ્વી પર ભારરૂપ લાગવા માંડ્યા. 'ચોરને પકડજો' 'ચોરને પકડજો' એવી બૂમો મારતો કોઈક વાર ચોર પોતે જ દોડે છે તેમ, 'માનવસંખ્યા વધી જાય છે, વધી જાય છે,' એવી બૂમો તેમણે પાડવા માંડી, અને રાક્ષસસંખ્યા ઓછી કરવાને બદલે મનુષ્યસંખ્યા ઓછી કરવાના વિચારો ફેલાવવા લાગ્યા. બીજા ઉપાયોથી મનુષ્યસંખ્યા ઓછી ન થાય તો છેવટે લડાઈથીયે મનુષ્યવસતી ઘટાડવામાં હરકત નહિ, એમ પણ માનવાવાળા વિદ્વાનો છે. પણ પેલા રાક્ષસો ઓછા કરવાનો વિચાર તેમને ગમતો નથી: હજુ તેમાં તો ઉમેરો જ કરવો છે.

આમ લખવામાં હું વિજ્ઞાન પ્રત્યે વિરોધ પ્રગટ કરતો નથી. વૈજ્ઞાનિક બુદ્ધિ, શોધખોળ અને વિકાસને રોકવાનુયે કહેતો નથી. 'રાક્ષસ' શબ્દ યોજવામાં યંત્રોનું અપમાન કરવાનીયે વૃત્તિ નથી. રાક્ષસ એટલે હાથી કરતાંયે ઘણું વધારે જબરું પશુ એમ સમજો. ને જેમ હાથીનો ઉપયોગ કરીએ તેમ આનો ઉપયોગ કરી શકાય એટલે કે, જે કામો કર્યાં વિના છૂટકો જ ન હોય, છતાં તે એવાં મોટાં હોય કે સેંકડો માણસો કે હાથીઓને ભેગાં કરીએ તોયે તેમનાથી તે કરી ન શકાય, ત્યાં એનો ઉપયોગ કરવો ઠીક ગણાય.

એટલે, એ રાક્ષસોની વસ્તી કેટલી, ક્યાં અને કેવી રીતે વધારવી અને તેમની પાસેથી કેવાં કામ લેવાં, અને માણસોની વસ્તી તથા એવા યાંત્રિક મજૂરોની વસ્તી વચ્ચે પસંદગી કોની કરવી, એ જ યંત્રવાદમાં મહત્ત્વનો મુદ્દો છે. અને ટૂંકામાં, એ વિષે એટલી જ માગણી છે કે, મનુષ્યવસ્તીને ભોગે કે તેના વિનાશાર્થે, કે તેનું બૌદ્ધિક, નૈતિક, શારીરિક પ્ર. નુકસાન કરી એ રાક્ષસોનો ઉપયોગ થવો ન જોઈએ. એવું નહિ થાય એવી કાળજીપૂર્વક ખાતરી કરી લઈને એનો ઘટતો ઉપયોગ કરવાને હરકત નથી.

૪

ઉપર કહ્યું કે કામ કરવાનું સાધન તે ઓજાર અને તેને ગતિ આપનાર શક્તિ તે યંત્ર. પણ જેમ ઘોડાગાડીનાં ઘોડો અને ગાડીને છૂટાં પાડી શકાય છે, તેમ બધાં સાધનોમાં થઈ શકતું નથી. એમાં ઓજાર અને ગતિ આપનાર જોડાયેલાં જ રહે છે. માનવયંત્ર એવા પ્રકારનું છે.

આપણા શરીરમાં હાથ કામ કરવાનું સાધન છે અને પગ ગતિ આપનાર સાધન છે. પણ માણસના હાથ અને પગ તો નાના નાના અને નાજુક છે. એ એટલા જ રહે તો બહુ ઓછું કામ કરી શકે અને બહુ ઓછી ગતિ આપી શકે. આથી, માણસે પોતાના હાથ અને પગને સાધનો દ્વારા વધારે લાંબા કરવાની યુક્તિઓ શોધી. લાકડીની મદદથી ઘણી ભારે ચીજને ઉથલાવી શકે, હથોડીની મદદથી બહુ કઠણ ચીજને તોડી શકે, પૈડાંની મદદથી બહુ મોટી ચીજ ખેંચી શકે. આમ હાથાવાળાં અને પૈડાવાળાં અનેક પ્રકારનાં સાધનોથી માણસ કામ કરવા લાગ્યો.

પણ સામાન્ય રીતે, આપણા દેશમાં પગને ગતિ આપનાર શક્તિ તરીકે વાપરી હાથને કામ કરનાર શક્તિ તરીકે વાપરવાનો પ્રયોગ ઘણો થયો નહોતો. ઘણાંખરાં ઓજારોને વાપરવાની રીત એવી હતી કે એક હાથે ઓજારથી કામ કરવું અને બીજે હાથે ઓજારને ગતિ આપવી, અથવા એક માણસ ગતિ આપે અને બીજો માણસ કામ કરે.

બીજા દેશોમાં પગનો પણ ઉપયોગ કરવાની રીત બહુ વહેલી શોધાઈ. ગતિ આપવા માટે પગ અને કામ કરવા માટે હાથ, એમ બન્નેનો ઉપયોગ કર્યો. આથી બન્ને હાથે કામ કરવાની, અને હાથ કરતાં પગ ગતિ આપવા માટે વધારે અનુકૂળ અવયવ હોવાથી ગતિ વધારવાની સગવડ થઈ. સીવવાના હાથે ચલાવવાના સંચા અને પગે ચલાવવાના સંચા વચ્ચેનો ભેદ આપણે બધા જાણીએ છીએ. હવે તો સેંકડો સાધનોથી ગતિ આપવાને માટે પગનો અને કામ કરવાને હાથનો ઉપયોગ કરવાની યુક્તિઓ દાખલ કરવામાં આવી છે.

પણ એ બધામાં છેવટનું એંજિન—ગતિ આપનાર શક્તિ—તો માણસ જ છે.

આ ઉપરથી હું એવો નિયમ સૂચવું છું: માણસ પોતાના બે પગ અને બે હાથની મદદથી જે સાધનને વાપરી શકે તે સાધન વાપરતાં એને કોઈ રોકી ન શકે. પણ એ સાધનને ચલાવવા જ્યારે કોઈ બહારની શક્તિનો—પછી તે બીજો માણસ હોય, પશુ હોય કે ભૌતિક તત્ત્વ હોય—ઉપયોગ કરે, ત્યારે સામાજિક હિતનો વિચાર કરવાની જરૂર ઊભી થાય, અને તેથી તેમ કરવાનો કોઈને નિરંકુશ અધિકાર ન હોઈ શકે. બીજા માણસની મદદ લે તો ભાગીદારીનો ધર્મ ઊભો થાય, જાનવરની લે તો જીવદયાનો થાય, ભૌતિક શક્તિની લે તો રાષ્ટ્રધર્મ તથા માનવધર્મનો થાય.

સાધનોની સુધારણાના કેટલાક પ્રશ્નોના જવાબ આમાંથી મળી જાય. મારે કૂવામાંથી પાણી ખેંચવું છે. દોરીથી સીધુંયે ખેંચી શકાય, ગરેડીની મદદથીયે ખેંચી શકાય. ગરેડી વાપરવામાં સગવડ રહેલી છે. એટલું જ કામ કરતાં ઓછો થાક લાગે, અને તેથી બે ઘડા વધારે ખેંચી શકું. મારે ગરેડી વાપરતાં મને કોઈ રોકી ન શકે. ઘટમાળ બનાવી હું એકલે હાથે પચીસ ઘડા ખેંચવાની યુક્તિ કરું, તોયે મારા બે હાથ અને બે પગનો જ ઉપયોગ કરતો હોવાથી, તેમ કરવાનીયે મને છૂટ હોય. હાથપંપ પણ વાપરી શકવાને હરકત ન હોય. પણ જો હું બળદ જોડી કોસ ચલાવું કે એંજિન મૂકું, તો તે જીવદયા તથા લોકહિતને અનુકૂળ છે એમ મારે સિદ્ધ કરી આપવું જોઈએ.

એ જ રીતે બે પાનાંની સાદી કાતરથીયે હજામ વાળ કાપી શકે, અને વાળ કાપવાના સંચાથીયે કાપી શકે. બુદ્ધિ વાપરીને એકી વખતે વીસ કાતર વાપરવાની યુક્તિ એણે સંચામાં યોજી છે. કાતર ચલાવનાર તો એ એકલો જ છે. માટે એવો સંચો વાપરતાં એને અટકાવી શકાય નહિ. પણ જો તે વીજળીથી ચાલતી કાતરથી વાળ કાપવા માંડે તો તેમ કરવા દેવું કે નહિ તેનો નિર્ણય કરવાનો અધિકાર રાષ્ટ્રનો છે.

આમ દરેક યાંત્રિક સુધારણા વિષે વિચારી શકાય.

ભૌતિક શક્તિઓનો ઉપયોગ કરવો—જ જોઈએ, એવી કોઈ ફરજ મનુષ્ય પર નથી. પણ અસ્તિત્વમાં આવેલા દરેક જીવનું હિત કરવું એવો માનુષધર્મ છે ખરો. આથી એક મનુષ્યના કે એક પશુનાયે હિતાર્થે ભૌતિક શક્તિથી ચાલતાં દશ યંત્રને જતાં કરવાં પડે તો તેમાં અધર્મ નથી, બલ્કે તેમ કરવાનો ધર્મ જ છે.

જ્યારે એમ સિદ્ધ થાય કે અમુક કામને માટે માનવ- કે પશુ- શક્તિ પૂરી પડી શકે એમ નથી, અથવા તેમ કરવા જતાં મનુષ્ય- કે પશુ- શક્તિનો તેમાં અપવ્યય જ થાય એમ છે, તો ત્યાં ભૌતિક શક્તિનો બેશક ઉપયોગ કરીએ.

જો આટલું સ્વીકારવામાં આવે તો યંત્રોદ્યોગ અને હસ્તોદ્યોગ વચ્ચે મેળ શોધી શકાય, અને યંત્રોવાદનો વિષય ન રહે.

કિશોરલાલ ઘ. મશરૂવાળા

## केळवणी-तंत्रनी खासियत

શિક્ષણ-સંસ્થા અને રાજ્ય-સંસ્થા વચ્ચે મોટો ફેર હોય છે. શિક્ષણ-સંસ્થામાં આચાર્ય અને અધ્યાપકો બધી સત્તા પોતાના હાથમાં રાખતાં છતાં પોતાની દેખરેખ તળે વિદ્યાર્થીઓને એ સત્તા વાપરવાની તક અને કેળવણી આપે છે. મોટર હાંકતાં શીખવતી વખતે કુશળ શોફર નિયામક ચક્ર ઉપર પોતાનો હાથ રાખે છે અને સાથે સાથે શેઠના દીકરાને એ ચલાવવા દે છે; એમ કરતાં અંતે મોટરનું તંત્ર શેઠના દીકરાને જ સોંપવાનું હોય છે, પણ જોખમ ન ખેડાય એની જુમ્મેદારી તો પેલા શોફરની જ હોય છે. માટે એનો હાથ તો નિયામક ચક્ર ઉપર હોવો જ જોઈએ. કેળવણીતંત્રની આ ખાસિયત છે. માટે જેઓ કેળવણી આપે છે અને વિદ્યાર્થીઓને પાવરધા બનાવવામાં જ પોતાની કળાની સફળતા માને છે એવા શિક્ષકોની ઈર્ષા નહિ કરતાં, વિદ્યાર્થીઓએ તેમની કળાને અનુકૂળ થઈ બધી જાતની આવડત અને બાહોશી કેળવવાનો એ અવસર છે.

काका कालेलकर

# કેળવણી અને આકાશદર્શન

જીવનની કેળવણી આપનાર શાળા જીવન જેટલી જ વિશાળ અને વ્યાપક હોવી જોઈએ. તેનું સ્વરૂપ હાલની શાળાના મકાન જેવું અંધિયાર અને સંકુચિત હોય તે ન ચાલે. જીવનનો આકાશ અને ધરતી સાથે સરખો જ સંબંધ છે. તેથી જીવનની શાળાનું પણ, પગ તળેની ધરતીની જેમ, માથા પરના આકાશ સાથે જોડાણ કરવું જોઈએ. તેટલા માટે રોજ થોડા સમય માટે પણ શિક્ષકે વિદ્યાર્થીઓને લઈને આકાશ નીચે ખુલ્લામાં બેસવું જોઈએ. ચોમાસાના 'દુર્દિન' બાદ કરતાં ખુલ્લા આકાશ તળે કંઈ નહિ તો પૂર્વરાત્રિએ હમેશ અર્ધોએક કલાક ગાળ્યો હોય તો તેથી શરીરને આરોગ્યનો અને મનને પ્રસન્નતાનો લાભ સહેજે મળે તેમ છે. કંઈ નહિ તો ગણ્યાંગાંઠયાં શહેરો બાદ કરીએ તો ગામડાંઓમાં જે અસંખ્ય શાળાઓ આજે ચાલુ છે અથવા તો હવે પછી ચાલવાની છે, તેમાં ભણતાં બાળકોને આકાશના દિવ્ય દર્શનથી વંચિત રાખવાની કશી જરૂર નથી.

આકાશદર્શનનો કેળવણી સાથે એટલો નિકટનો સંબંધ છે કે, અત્યાર લગી તેની જે ઉપેક્ષા થતી આવી છે તેની જ નવાઈ લાગે છે. આપણી પૃથ્વીનો આકાશસ્થ જ્યોતિઓ જોડે એટલો ગાઢ સંબંધ છે કે, તેની ઉપર થતા બનાવોનું જ્ઞાન તે આકાશ-જ્યોતિઓના પરિચય વિના થવું અશક્યપ્રાય છે. ગતિમાન આપણી ભારતીય જીવનપદ્ધતિ તો ચન્દ્ર-સૂર્યની ગતિ સ્થિતિ ઉપર જ રચાયેલી છે. આપણા વાર તો શું, પણ તિથિઓ, પક્ષો, મહિના, વર્ષ, એ બધાંનો સૂર્ય તથા ચંદ્ર સાથે અભેદ્ય સંબંધ છે. આપણા તહેવારો, પર્વો તથા ક્રિયાસંસ્કારોને અંગે ડગલે ને પગલે નવ ગ્રહો, સત્તાવીસ નક્ષત્રો, તથા બાર રાશિઓનાં નામોના ઉચ્ચાર આપણે કરવો પડે છે. આમાં જોકે જડ વહેમ જેવું જે કંઈ તત્ત્વ હોય તેને જરૂર નિર્મૂળ કરવાની જરૂર છે, તોપણ આપણી ચાલતી આવેલી પરંપરામાં વિચાર કરવા જેવો અંશ ઘણો મળી આવશે. અને જીવનમાં તે ઉપયોગી હોવાથી કેળવણીમાં પણ તેને સ્થાન આપવાની જરૂર છે.

ગઈ પેઢી સુધી બ્રાહ્મણના છોકરાઓને તો વાર, મહિના, નક્ષત્રો, રાશીઓ વગેરેનાં નામ ક્રમસર મોઢે કરવાં પડતાં ખરાં; પણ બીજાઓને એટલો પણ લાભ મળતો નહિ. અને બ્રાહ્મણોમાં પણ એ જ્ઞાન નામનું જ રહેતું. કારણ, આકાશમાંનાં નક્ષત્રોનો સાક્ષાત્ પરિચય તો વડીલોને જ્યાં ન હોય ત્યાં છોકરાઓને તો ક્યાંથી જ હોવાનો? આપણને આવું પોપટિયું જ્ઞાન નથી જોઈતું. બાળકોને આકાશનો પ્રત્યક્ષ પરિચય થવો જોઈએ, અને તે પણ બધી ન્યાતજાતનાં બાળકોને થવો જોઈએ. અને આ સાધવું હોય તો થોડા સમય માટે પણ રાતે આકાશ નીચે ખુલ્લામાં નિશાળ ભરવી જોઈએ.

આપણા મહિના ચાન્દ્ર અને વરસ સૌર છે. અને તેથી પૂર્ણિમા – અમાસ, શુક્લપક્ષ – કૃષ્ણપક્ષ, દક્ષિણાયન – ઉત્તરાયણ, મકરસંક્રાન્તિ – રથસપ્તમી વગેરેની ઘટનાઓ સાથે આપણો નિત્ય સંબંધ આવે છે. વરસાદનાં નક્ષત્રોનું પણ એમ જ છે. આ બધી ઘટનાઓ આકાશદર્શનથી છોકરાઓ સારી રીતે સમજી શકશે, તથા તેમાં રસ લઈ શકશે. શુક્લપક્ષમાં વહેલો આથમતો અને એક એક કલાક જેટલો વધતો જતો ચંદ્ર કૃષ્ણપક્ષમાં મોડો ઊગવા માંડે છે અને તેનું તેજ એક એક કળા જેટલું ઘટવા માંડે છે: આ બિના આકાશદર્શનથી જ બરાબર સમજી શકાશે. દિશાઓનું ભાન તેમ જ રાત કેટલી પસાર થઈ છે અને કેટલી બાકી છે તેનું જ્ઞાન મેળવવા માટે પણ આકાશદર્શનની જરૂર છે જ. સૂર્યચંદ્રની જેમ જ મંગળ, બુધ, ગુરુ, શુક્ર, શનિ વગેરેની ઓળખાણ પણ આકાશમાં જ પ્રત્યક્ષ કરવી ઘટે. દાખલા તરીકે, ગયા મહિનામાં (માર્ચ માસમાં) આ પાંચે ગ્રહો સૂર્યાસ્ત પછી સ્પષ્ટ દેખાતા હતા. પણ કેટલાએ તે પોતે જોયા અને બીજાને બતાવ્યા હશે? આપણું પંચાંગ પાશ્ચાત્યોના કૅલેન્ડર કરતાં કેટલું બધું ઉદ્બોધક છે! તે તો એક આકાશનો નકશો જ હોય છે. આકાશદર્શન દ્વારા તેનું જ્ઞાન પણ ઘણી સહેલાઈથી કરાવી શકાશે, અને તે દ્વારા વિદ્યાર્થીઓના

બૌદ્ધિક જ્ઞાનનો સામાજિક જીવન સાથે મેળ સાધી શકાશે.

આકાશદર્શનનો સામાજિક જીવન સાથે જેમ સંબંધ છે તેવી જ રીતે તેનો ગણિત, વિજ્ઞાન, સાહિત્ય ઇત્યાદિ કેવળ બૌદ્ધિક વિષયો સાથે પણ છે. ઉત્તરે તરફનો ધ્રુવનો તારો તથા તેની આસપાસ ફરતા ધ્રુવમત્સ્ય અને સપ્તર્ષિઓ, સપ્તર્ષિમાંના વસિષ્ઠ અને અરુન્ધતી, દક્ષિણ તરફના અગસ્ત્ય અને ત્રિશંકુ, તેમ જ નક્ષત્રમાળામાંનાં કૃત્તિકા, મૃગ અને તેનો શિકાર કરતો વ્યાધ, શ્રવણ વગેરે નક્ષત્રો અને રાશિચક્રમાંની વૃશ્ચિક જેવી રાશિઓ વગેરેની આકૃતિઓ જોવા જેવી અને રમણીય હોય છે. અને તેમને વિષે રસ પડે તેવી કથાઓ આપણા પ્રાચીન સાહિત્યમાં ઢગલાબંધ પડેલી છે. તેમની સ્થિતિ ગતિનું જ્ઞાન પણ એવું જ મનોરંજક અને બૌદ્ધિક ક્ષુધા જાગ્રત કરનારું છે. આ બધા જ્ઞાનનો આકાશદર્શન સાથે સહજ સમવાય હોવાથી, આ જ્ઞાન બાળકો ઘણી સહેલાઈથી ગ્રહણ કરી શકે તેમ છે.

આપણા વૈદિક ઋષિઓને આકાશદર્શનનું ભારે વ્યસન હતું. આકાશમાંનાં નક્ષત્રો તથા તારાઓને તેઓએ દેવોનું કાવ્ય કહ્યું છે અને એ કાવ્ય અમર અને અજર છે એમ ગાયું છે. દેવોના આ અમર કાવ્યનો રસાસ્વાદ લેવાની કળાને આપણી કેળવણીમાં અવશ્ય સ્થાન આપવું જોઈએ.

મરાઠી 'वर्धा शिक्षण'માંથી
એપ્રિલ, ૧૯૪૦ — સ૦ જ૦ ભાગવત

# અજાતશત્રુ લિંકન

## ૮. રાષ્ટ્રપિતા

લિંકનના જીવનના આ ટૂંકા પરિચયમાં આંતર યુદ્ધનો વિગતવાર હેવાલ આપવો શક્ય નથી, પ્રસ્તુત પણ નથી. દક્ષિણના લોકો તો યુદ્ધમાં પોતાના અંતિમ વિજયની બાબતમાં બિલકુલ નિઃશંક હતા. તેમણે શાંત ચિત્તે પરિસ્થિતિનું ઝીણવટપૂર્વક અવલોકન કર્યું હોત તો તેમણે ખેડેલા જોખમની ગંભીરતા તેમને સમજાત. પણ એ પ્રસંગે તેમને ભરમાવે એવી ઘણી બાબતો હતી. પહેલેથી જ કૃતનિશ્ચય હોવાને કારણે ઉત્તરના લોકો કરતાં તેઓ યુદ્ધ માટે વધારે સજ્જ હતા. દારૂગોળો તથા યુદ્ધ માટે જરૂરી બીજી બધી સામગ્રી તેમણે પૂરતા પ્રમાણમાં તૈયાર રાખી હતી તથા પહેલેથી જ લશ્કરની જમાવટ કરી તેને કવાયત વગેરે યુદ્ધની તાલીમ આપી શિસ્તબદ્ધ કર્યું હતું. વળી દક્ષિણના ગુલામોના માલિક, ધનિક ગોરાઓના છોકરાઓ મધ્યસ્થ સરકારના લશ્કરમાં મોટા મોટા હોદ્દા ધરાવતા હતા. એ બધા અનુભવી લશ્કરી અમલદારો પણ દક્ષિણના લશ્કરમાં જોડાયા, તેમ જ એ લશ્કરનો વડો સેનાપતિ જનરલ લી તે સમયે આખા અમેરિકામાં સૌથી બાહોશ અને કુનેહબાજ સેનાપતિ ગણાતો હતો. આ બધી અનુકૂળતાઓને કારણે દક્ષિણના લોકો, ઉત્તરના અણઘડ લશ્કરને ટૂંક સમયમાં પરાભવ આપી, ઝડપી વિજય મેળવવાની અપેક્ષા રાખતા હતા. પણ તેમણે પોતાની ગણતરીમાં મોટી થાપ ખાધી હતી. લાંબા યુદ્ધની તેમણે કલ્પના સરખી નહોતી કરી. એ શક્યતાનો વિચાર કરત તો તેમને સમજાત કે પરિસ્થિતિ તેમની તરફેણમાં નહોતી. તેમની વસતી માત્ર ૯૦ લાખની હતી. અને તેમાંયે ત્રીજા ભાગથી વિશેષ તો ગુલામો હતા. જ્યારે ઉત્તરના લોકોની વસતી ૨૨૦ લાખની હતી. આ પરિસ્થિતિમાં, દક્ષિણના લોકો ઝડપી જીત મેળવવામાં ન ફાવે અને ઉત્તરના લોકોને દોરનાર ધીરવીર નેતા મળી રહે, તો તેમના વિજયનો સંભવ ઓછો હતો. કારણ, ઉત્તરના લોકો પાસે લડી શકે એવા માણસોનો અખૂટ અનામત સંઘરો હતો. સદ્‌ભાગ્યે એ સમયે તેમને એવો અણનમ નેતા મળી ગયો, જેણે પોતાના અડગ ધૈર્ય, અગાધ ડહાપણ, વિરલ દૂરંદેશી અને ઉદાત્ત દષ્ટાંતથી ઉત્તરની આખી પ્રજાને એકત્ર કરી યુદ્ધના કાર્યમાં યોજી અને તેને વિજયને માર્ગે દોરી.

દક્ષિણના લશ્કરે પ્રથમ અમેરિકાની રાજધાની વૉશિંગ્ટન ઉપર જ હલ્લો કર્યો. ઉત્તરના લશ્કરે રાજધાનીથી થોડે દૂર બુલરન નામના સ્થળે તેનો

સામનો કર્યો. પણ દક્ષિણના તાલીમ પામેલા લશ્કર આગળ તે લાંબો સમય ન ટકી શક્યું. એ સામનામાં ઉત્તરનાં હજારો માણસ મરાયાં, એથીયે વધારે ઘાયલ થયાં, અને બાકીના લશ્કરે નાસભાગ કરી મૂકી. શત્રુઓ ઠેઠ રાજધાનીના દરવાજા સુધી આવી પહોંચ્યા અને વૉશિંગ્ટન શહેર ઘવાયેલા અને નાસી છૂટેલા સૈનિકોથી ભરાઈ ગયું. આ ભીષણ દૃશ્ય નિહાળી રાજધાનીના લોકો બેબાકળા બની ગયા, અને એ પરાજયથી ઉત્તરના પ્રદેશમાં સર્વત્ર નિરાશાનું મોજું ફરી વળ્યું તથા શરણે જવાની વાતો પણ થવા લાગી. પ્રજાની આવી કટોકટીની ઘડીએ જયપરાજયનો મુખ્ય આધાર તેના નેતા ઉપર નિર્ભર હોય છે. એ પળે કટોકટીથી માત ન થતાં કટોકટીને માત કરવાનું વિરલ સામર્થ્ય દાખવે તો થોડા જ વખતમાં પ્રજામાં પણ સામર્થ્યનો સંચાર કરી તે તેની વિજિગીષા પુનઃ જાગ્રત કરી શકે.

લિંકન માટે તો એ ક્રૂસ પર ચડવાનો દિવસ હતો. પણ પોતાના અતુલ ચારિત્ર્યબળે કરીને તે આ અગ્નિપરીક્ષામાંથી અક્ષત પાર ઊતર્યો અને એ કપરી તથા પ્રજાવ્યાપી આપત્તિથી ન હારતાં લશ્કરની પુનર્ઘટનાના કાર્યમાં ગૂંથાયો. હવે તેણે લાંબા યુદ્ધ માટેની યોજના કરવા માંડી અને પ્રજા પાસે ત્રણ વરસની મુદતના સ્વયંસેવકોની માગણી કરી. વળી તેણે લશ્કરના વયોવૃદ્ધ સેનાપતિ જનરલ સ્કૉટને ખસેડી તેની જગ્યાએ મૅક્લીન નામના યુવાન અને બાહોશ અમલદારને નીમ્યો. પરંતુ તે પણ લિંકનની મુરાદ પાર પાડવામાં નિષ્ફળ નીવડ્યો. ઉત્તરના લશ્કરનો બધા મોરચાઓ ઉપર પરાજય થનો જ આવ્યો. આમ ઉપરાઉપરી પરાજય થવા છતાંયે હિંમત ન હારતાં લિંકન યુક્તરાજ્યને અખંડ રાખી આમજનતાની સ્વતંત્રતા સુરક્ષિત કરવાના પોતાના ધ્યેય ઉપર અચળ રહ્યો. ગેટિસબર્ગ નામને સ્થળે થયેલા ભીષણ સંગ્રામમાં પડેલા સૈનિકોનું સ્મારક કરવાને પ્રસંગે કરેલા ભાષણમાં, આ યુદ્ધમાં તેને સતત પ્રેરણા આપનાર ધ્યેયની સમજ તેણે આપી છે. લિંકનનું આ ભાષણ સર્વોત્તમ મનાય છે અને આજે પણ જ્યાં ત્યાં તેનો ઉલ્લેખ કરવામાં આવે છે. આ વ્યાખ્યાન સાંભળવામાં શ્રોતાઓ એવા મંત્રમુગ્ધ થઈ ગયા હતા કે તે પૂરું થયું ત્યારે જાણે ઊંઘમાંથી ઊઠ્યા હોય એમ સૌને લાગ્યું. તે બોલ્યો :

'સત્યાશી વરસ ઉપર આપણા પૂર્વજોએ આ ખંડ ઉપર એક એવી નવી પ્રજાને જન્મ આપ્યો કે, જેના પાયામાં સ્વાધીનતા હતી અને 'સર્વ મનુષ્યો સમાન પેદા થયાં છે' એ સૂત્રથી જેની પ્રતિષ્ઠા કરવામાં આવી હતી. આ રીતે કલ્પાયેલી અને પ્રતિષ્ઠા પામેલી આ પ્રજા કે એવી બીજી કોઈ પણ પ્રજા લાંબા કાળ સુધી ટકી શકે કે કેમ એનું પારખું કરવા હાલ આપણે એક મહાન આંતર યુદ્ધમાં ઝંપલાવ્યું છે. એ આંતર યુદ્ધના એક મહાન રણ-ક્ષેત્ર ઉપર આજે આપણે એકઠા થયા છીએ. પોતે મરે પણ જેથી કરીને પોતાની પ્રજા જીવતી રહે એટલા ખાતર જેમણે પોતાના પ્રાણની આહુતિ આપી છે તેમના અંતિમ વિશ્રામસ્થાનના આ ક્ષેત્રના થોડા ભાગની પ્રતિષ્ઠા કરવાને આપણે અહીં આવ્યા છીએ. આપણે એટલું કરીએ એ સર્વથા ઘટિત અને યથાર્થ છે.

'પરંતુ વ્યાપક અર્થમાં આ ભૂમિની પ્રતિષ્ઠા કરવા — તેને પુનિત કરવા કે કીર્તિવંત કરવા આપણે સમર્થ નથી. જીવતા રહેલા અને વિદેહ થયેલા જે વીર પુરુષો અહીં લડ્યા છે તેમણે જ એને પુનિત કરી છે. એમાં વધારો કે ઘટાડો કરવા આપણી પામર શક્તિ અસમર્થ છે. આપણે અહીં જે કંઈ બોલીએ તેની દુનિયા ભાગ્યે જ નોંધ લેશે. પરંતુ તેમણે અહીં જે કરી બતાવ્યું છે તેને દુનિયા કદી ભૂલનાર નથી. આ સ્થળે લડીને જે કાર્યને તેમણે ઉમદા રીતે આટલે સુધી આગળ ધપાવ્યું તે અધૂરા રહેલા કાર્યને પાર પાડવામાં આપણી જાતનું સમર્પણ કરવું, એ આપણા જીવતા રહેલાઓની ફરજ છે. હવે તો અધૂરું રહેલું જે મહાન કાર્ય આપણી સામે છે તેને આપણી જાત સમર્પણ કરીએ; આ કાર્યમાં છેવટ સુધી પોતાની અશેષ નિષ્ઠા અર્પણ કરી, તે યશસ્વી શહીદો પાસેથી અધિકતર નિષ્ઠાની દીક્ષા લઈએ; આપણે એવો અડગ નિરધાર કરીએ કે, જેમણે અહીં પ્રાણ પાથર્યા છે તેમનું બલિદાન વ્યર્થ નથી ગયું; અને ઈશ્વરના આશરા નીચે આ પ્રજાને એવી નવીન પ્રકારની સ્વતંત્રતા લાધે કે જેથી કરીને જનતાની, જનતા મારફત ચાલતી અને જનતા કાજે

ચાલતી સરકાર આ પૃથ્વી ઉપરથી કદી નાશ ન પામે.'

આખરે મેકલીનની દીર્ઘસૂત્રી યુદ્ધનીતિથી થાકીને લિંકને ગ્રાન્ટ નામના સૈનિકને લશ્કરની સરદારી આપી. સદ્ભાગ્યે લિંકનની આ પસંદગી સફળ નીવડી, અને અનેક પરાજયો પછી હવે યુદ્ધની ભરતીનાં પાણી પાછાં ઊલટી દિશામાં વહેવા લાગ્યાં. દરેક મોરચા ઉપરથી હવે વિજયના સમાચાર આવવા લાગ્યા, અને પરિસ્થિતિ એવી પલટાઈ ગઈ કે અંતિમ વિજય માત્ર થોડા સમયનો જ પ્રશ્ન છે એમ સૌને લાગવા માંડ્યું. ઉત્તરના લોકોને હવે પોતાના અદ્વિતીય નેતાની મહત્તા સમજાવા લાગી. હવે તેમને સમજાયું કે, એ યુદ્ધ માત્ર અમેરિકાની અખંડતા કાયમ રાખવા પૂરતું જ નહિ, પણ તે બધાની — આમ-જનતાની — સ્વતંત્રતા કાયમ રાખવા અને સુરક્ષિત કરવા માટે લડાતું હતું. સૈનિકોનો તો લિંકન અતિશય પ્રીતિ-પાત્ર બન્યો. તેની ઊંડી ઊતરી ગયેલી પણ કરુણા-પૂર્ણ આંખોમાં અને વિષાદમય મંદ હાસ્યમાં તેમણે પોતાને વિષેની અપાર મમતા અને પોતાનાં કષ્ટો માટે અગાધ સહાનુભૂતિ ભાળ્યાં. યુદ્ધ દરમ્યાન ઘણી વખત તે સૈન્યની મુલાકાતે જતો અને કશા સંકોચ વિના તેમની સાથે ભળી જઈ, તેમની ખબરઅંતર પૂછતો, તેમનાં સુખદુઃખ જાણતો; તેમના ઘરની, કુટુંબકબીલાની, ખેતીવાડીની વિગતવાર પૂછપરછ કરતો, અને પ્રસંગ પડયે તેમને રમૂજી ટુચકા અને વાર્તા સંભળાવી તેમનાં મનનું રંજન કરતો. પોતાના પ્રદેશ વિષે તથા ખેતીવાડી વિષે તેમના કરતાં પણ પ્રમુખને વધારે જ્ઞાન હતું એ જાણી સૈનિકો આશ્ચર્ય-ચકિત થતા. આ બધાથી તેઓ લિંકનના ભક્ત બન્યા અને 'બાપુ અબ્રહામ' કહીને તેને સંબોધવા લાગ્યા. છાવણીમાં આરામ કરતા હોય કે કૂચ કરતા હોય, પોતાની જિંદગી હોડમાં મૂકી લડવા માટે રણક્ષેત્ર ઉપર આવી ઊભા હોય કે ઘાયલ થઈને જીવન મરણ વચ્ચે ઝોલાં ખાતા ઇસ્પિતાલમાં પડ્યા હોય, દરેક જગ્યાએ તેઓ 'બાપુ અબ્રહામ'ની જ વાતો કરતા અને તેની કેટલીક વિચિત્રતાઓ પ્રત્યે અતિ-શય વહાલથી હસતા. પરંતુ સૈનિકો સાથેના લિંકનના અતિપરિચયથી તથા તેની હદ વિનાની ક્ષમાશીલતાથી લશ્કરના સેનાપતિઓ અતિશય મૂંઝાતા. 'પ્રમુખ જેવો મોટો માણસ બધા સૈનિકો સાથે ભળે, તેમની સાથે છૂટથી વાતચીત કરે અને શિસ્તભંગ માટે સજા થઈ હોય તેમને માફી આપતો ફરે, તો લશ્કરમાં શિસ્ત કેવી રીતે જળવાય?' આવી ફરિયાદ સેનાપતિઓ વારંવાર કરતા. લિંકન અમલદારોની આવી ફરિયાદ માનપૂર્વક હસી જ કાઢતો. સાથે જ, ગુનેગાર સૈનિકો પ્રત્યેની લિંકનની અમર્યાદ ક્ષમાશીલતા અમલદારોને મૂંઝવે એવી જ હતી.

કોઈ સર્વોપરી સત્તાધીશે આટલા ઓછા સમયમાં આટલા બધા ગુનેગારોને માફી આપી તેમના જીવ બચાવ્યા હોય એવો બીજો દાખલો ઇતિહાસમાં મળવો મુશ્કેલ છે. ઘણાખરા ગુનેગારો તો કાયરતાથી કે સૈનિકજીવનની હાડમારીથી ત્રાસીને લશ્કરમાંથી ભાગી જનારાઓ હતા. લશ્કરમાં તો આ ગુના માટે પણ મોતની જ સજા હતી. પરંતુ કોપાયમાન સેના-પતિઓને સમજાવીને કે વીનવીને લિંકન હમેશાં આવા બધા ગુનેગારોને બચાવી લેતો. આમ કરવામાંયે તેનો ઉદ્દાત્ત પણ એક રીતે સ્વાર્થી હેતુ જ હતો. તે કહે છે, 'દિવસભરના સખત કામ પછી, માણસની જિંદગી બચાવવા માટે હું કંઈક બહાનું શોધી શકું તો મને અનહદ રાહત લાગે છે.' વળી, પોતે વગર વિચાર્યે માફી આપ્યા કરે છે એવી ફરિયાદના જવાબમાં તે કહે છે, 'તમારી કલમના ગોદામાત્રથી એક માણસની જિંદગી બચી જાય એમ તમને લાગતું હોય ત્યારે કોઈ પણ માણસને મરવા દેવો એ કેટલું કપરું છે એ તમને નહિ સમજાય.' કોઈને શિક્ષા કરવા માટે સેનાપતિ કાયરતાનું કારણ આપે તો કહે, 'તમે કાયરતાની વાત કરો છો? યુદ્ધની હરોળમાં હોઉં ત્યારે હું પણ બંદૂક ફેંકીને ભાગી જાઉં કે નહિ એનો મને પોતાને પણ પૂરો ભરોસો નથી.' એવા જ એક બીજા પ્રસંગે તે કહે, 'જો ઈશ્વરે કોઈ માણસને કાયર પગ આપ્યા હોય તો તે તેને ભાગતાં કેવી રીતે રોકી શકે?' જ્યારે માફી આપવા માટે તેને કંઈ જ બહાનું ન મળે ત્યારે તે ગુનેગારની જુવાનીને આગળ કરતો અને કહેતો કે, 'આવા જુવાન છોકરાનો ઘાત ન કરાય.' એવા જ એક છોકરાને માફી આપતાં તે કહે છે, 'મને લાગે છે કે આ છોકરો જમીન નીચે જવા કરતાં ઉપર રહીને જ આપણને વધારે ઉપયોગી નીવડશે.' ચોકી કરતી વખતે ઊંઘી

જવાના ગુના માટે એક ખેડૂતના છોકરાને ફાંસીની સજા થઈ હતી. તેને માફી આપતાં કહે, 'એમાં એ બિચારાનો શો દોષ? એ તો આખો દિવસ કામ કરવાને ટેવાયેલો, રાત્રે ઉજાગરો કરવાને નહિ.' કોઈને બચાવવા માટે તેના બધા જ પાસા નિષ્ફળ જાય ત્યારે છેવટની ઘડીએ તારથી ખબર આપતો કે, 'એ મારા મિત્રનો છોકરો છે, એની સજા મંજૂર ન રાખી શકું.' અને સાચે જ આ માત્ર બહાનું નહોતું. કારણ, એના સ્વ-વર્તુલમાં આખી માનવ-જાતને એણે આવરી લીધી હતી. માનવમાત્રનો એ મિત્ર હતો. એક દિવસે બહાર ઊભેલા એક માણસ વિશે કોઈક કહેતું હતું કે દુનિયામાં એ બિચારાનો કોઈ જ મિત્ર નથી. એ સાંભળી લિંકન કહે, 'દુનિયામાં એનો કોઈ પણ મિત્ર ન હોય તો હું એની મૈત્રી કરીશ.'

કેટલાયે વૃદ્ધ પિતા, વિધવા ડોશી, અને યુવાન પત્નીઓ પોતાના પુત્ર કે પતિને બચાવવા માટે સેનાપતિ કે યુદ્ધમંત્રી પાસે નિષ્ફળ નીવડ્યા પછી લિંકન પાસે પહોંચતાં. તેમને ખાતરી હતી કે 'બાપુ લિંકન' પાસે પહોંચ્યા પછી તેમનો ફેરો અફળ ન જાય. આ રીતે ફલાણા ફલાણાની ફાંસીની સજા અટકાવો એવા રોજિંદા કેટલાયે તાર યુદ્ધ-કચેરી ઉપર જતા. એક દિવસ સેનાપતિએ લશ્કરમાંથી એકસામટા ભાગી જનાર પચીસ સૈનિકોને ફાંસી દેવાનો હુકમ મંજૂરી માટે લિંકન આગળ ધર્યો અને છેવટ ઉપર આવી જઈને કહ્યું કે, 'પ્રમુખ સાહેબ, આ બધાને સજા કરીને દાખલો બેસાડવામાં ન આવે તો આખા લશ્કરની શિસ્ત જોખમાશે.' લિંકને અતિશય નરમાશથી એ કોપાયમાન સેનાપતિને કહ્યું, 'જનરલ, અમેરિકામાં આજે રુદન કરતી વિધવાઓ કેટલી બધી છે! ખુદાને ખાતર એ સંખ્યામાં વધારો કરવાનું મને ન કહો; કારણ, હું તમને સાફ સાફ કહી દઉં છું કે હું એમ કદી કરનાર નથી.'

તેને ખબર હતી કે ઘણી વખત આ રીતે તે છેતરાતો હતો. કારણ, કેટલીયે વખત, પોતાના પુત્રને બચાવવા ખાતર માતા ખોટી રીતે પોતે વિધવા છે એમ જણાવતી અને એ રીતે લિંકનનું હૃદય પીગળાવી પુત્રનો છુટકારો મેળવતી. પણ શિક્ષા કરતાં દયા એ જ વધારે અસરકારક શક્તિ છે એવી તેની શ્રદ્ધા હોવાથી, લિંકન ન્યાયના કરતાં દયાને પક્ષે જ ભૂલ કરવાનું ઉચિત માનતો. આ રીતે તેણે આખી પ્રજાના હૃદય ઉપર આધિપત્ય મેળવ્યું. ન્યૂયૉર્કના ગિરિપ્રદેશનો એક વૃદ્ધ ખેડૂત લિંકન પાસે આવીને આકાશ તરફ આંગળી ચીંધીને કહે, 'એક ઈશ્વર ઉપર અને બીજો બાપુ અબ્રહામ ઉપર અમારો ઇતબાર છે.' અરણ્યપ્રદેશના આ અબોધ ખેડૂતના લિંકન વિશેના ઉદ્ગાર આખી અમેરિકન પ્રજાના હૃદયનો પડઘો છે.

યુદ્ધના આ અસંત બારીક સમયમાં માત્ર એક વખત લિંકને મિજાજ ગુમાવ્યાનો દાખલો નોંધાયો છે. એક વખતે તે દિવસભરના કામથી થાકીને લોથપોથ થઈ મોડી રાત્રે સૂવાની તૈયારી કરતો હતો, ત્યાં એક કર્નલ પાસપૉર્ટ ઉપર તેની સહી લેવાને આવ્યો. તેની સ્ત્રી દરિયાઈ યુદ્ધમાં દુશ્મનોએ ડુબાડેલા જહાજમાં મરી ગઈ હતી. એના શબના અંતિમ સંસ્કાર કરવાને તેને જવું હતું. પણ તે સ્થળે લડાઈ થવાનો સંભવ હોવાથી માત્ર યુદ્ધમંત્રી અને પ્રમુખ જ ત્યાં આગળ જવાની પરવાનગી આપી શકે એમ હતું. પેલા કર્નલે લિંકન પાસે ત્યાં જવાના પરવાના ઉપર સહી માગી. આ સાંભળી લિંકનનો મિજાજ ગયો અને તેણે કર્નલને બેચાર કડવી વાત સંભળાવી. નાસીપાસ થઈને તે બિચારો પોતાની હોટેલમાં પાછો ફર્યો. લિંકને પથારીમાં ઘણાયે પછાડા માર્યા પણ કેમે કરી તેને ઊંઘ ન આવી. આથી તે ઊઠયો અને ગાડી લઈને યુદ્ધમંત્રીને ત્યાં ગયો. પરવાના ઉપર તેની સહી કરાવી અને પછી પોતાની સહી કરીને મળસકે તેણે હોટેલમાં કર્નલની ઓરડીનું બારણું ઠોક્યું. કર્નલ બારણું ઉઘાડીને જુએ છે તો તેની સામે કરુણ વદને તેની ક્ષમા યાચતો અમેરિકાનો પ્રમુખ ઊભો છે. લિંકને તેની સાથે પ્રેમપૂર્વક હાથ મિલાવ્યા અને કહ્યું, 'વહાલા કર્નલ, રાત્રે હું સાવ પશુ બની ગયો હતો. મારા એ વર્તન માટે મારી પાસે કશો જ બચાવ નથી. હું થાકીને લોથ થઈ ગયો હતો એ ખરું, પરંતુ દેશને ખાતર જેણે પોતાની જિંદગી અર્પણ કરી છે એવા માણસ પ્રત્યે આવો જંગલી વર્તાવ રાખવાનો મને જરાયે અધિકાર નથી — ખા

કરીને ભારે દુઃખમાં આવી પડેલો માણસ મારી પાસે આવ્યો હોય ત્યારે તો નહિ જ. એ માટે આખી રાત મને બહુ જ પસ્તાવો થયો. એટલે અત્યારે હું તમારી ક્ષમા યાચવા આવ્યો છું.' આમ કહી તેણે પરવાનો કર્નલના હાથમાં મૂક્યો અને નીચે ઊભેલી પોતાની ગાડીમાં બેસાડી તેને બંદરે પહોંચાડી આવ્યો.

યુદ્ધમાં પોતાનો વિજય નિશ્ચિત જણાતાં લિંકનના વિચારો ગુલામોની મુક્તિ તરફ વળ્યા. એ અરસામાં પોતાના એક મિત્રને લખેલા પત્રમાં તે જણાવે છે કે, 'ગુલામીની પ્રથા જો ખરાબ ન હોય તો આ દુનિયામાં બીજું કશું જ ખરાબ નથી.' નૈતિક અનિષ્ટ હોવા ઉપરાંત ગુલામી સાચા પ્રજાતંત્રની પણ વિઘાતક છે એવી લિંકનની દૃઢ માન્યતા હતી. એ વિષે તે કહે છે, 'હું ગુલામ ન થાઉં તેજ રીતે હું માલિક પણ ન બનું — એ સૂત્ર મારી પ્રજાતંત્રની કલ્પના વ્યક્ત કરે છે. જે એનાથી ભિન્ન છે તે તેની ભિન્નતાના પ્રમાણમાં પ્રજાતંત્ર નથી.' આથી વિજય પછી રાજ્યની પુનર્ઘટના કરવા પહેલાં, જેને લીધે રાજ્યની એકતા જોખમાઈ અને પરિણામે દેશમાં લોહીની નીક વહી, એવી અનિષ્ટ અને પ્રજાતંત્રની વિઘાતક પ્રથાને નાબૂદ કરવાનો તેણે સંકલ્પ કર્યો. આ મુજબ યુદ્ધ પૂરું થવા પહેલાં જ એક જાહેરનામું બહાર પાડી તેણે આખા સંયુક્તરાજ્યના ગુલામોને મુક્ત કર્યા. આ જાહેરનામા ઉપર સહી કરતી વખતે તે કહે છે, 'આના ઉપર સહી કરતી વખતે હું વાજબી કરી રહ્યો છું એવી દૃઢ પ્રતીતિ મને થાય છે એવી પ્રતીતિ મને મારા જીવનમાં કદી થઈ નથી.'

હવે લિંકનની પ્રમુખ તરીકેની મુદત પૂરી થવા આવી અને નવા પ્રમુખની ચૂંટણીનો સમય નજીક આવી પહોંચ્યો. રિપબ્લિકન પક્ષે ફરીથી લિંકનને પ્રમુખપદ માટેના ઉમેદવાર તરીકે ઊભો કર્યો. બીજા પક્ષના ઉમેદવારો પણ તેની સામે ઊભા થયા. પણ જનતાએ તો ભારે બહુમતીથી લિંકનને જ ફરીથી ચૂંટી કાઢ્યો. ચૂંટણીના વિજય ઉપરાંત આ અરસામાં દરેક મોરચા ઉપરથી ઉપરાઉપરી વિજયના સમાચાર આવવા લાગ્યા. પણ કોઈ પણ પ્રકારનો દુન્યવી વિજય લિંકનને ગર્વિત કે હર્ષિત કરી શકે એમ નહોતું. વિજય મેળવવાની બાબતમાં તે કહે છે, 'કોઈના ઉપર પણ વિજય મેળવવામાં મને આનંદ આવતો નથી.' આવા અવેર પુરુષને યુદ્ધમાં વિજય પછી સામાન્ય વિજેતાની પેઠે હારેલા દુશ્મનો ઉપર વેર લેવાની પાશવ તરસ ક્યાંથી હોય? હારવાની અણી ઉપર આવેલા દક્ષિણના લોકો માટે પણ તેના હૃદયમાં અખૂટ પ્રેમ, સહાનુભૂતિ અને સમભાવ હતાં. આથી તે તેમની જોડે જેમ બને તેમ જલદી અને હળવી સુલેહ કરવા આતુર હતો. હવે દક્ષિણ કે ઉત્તરના કશા ભેદભાવ વિના પ્રજાશરીર ઉપર થયેલા કારમા ઘા રૂઝવવાના તથા ઉભય પક્ષે યુદ્ધમાં માર્યા ગયેલાઓનાં નિરાધાર બાળકો, વિધવા પત્નીઓ અને અસહાય માતપિતાઓની સંભાળ લેવાના વિચારોમાં તે ગૂંથાયો. તેની આ ચિંતા પ્રમુખ તરીકેના તેના બીજી વારના પ્રારંભિક વ્યાખ્યાનમાં તેણે વ્યક્ત કરી છે. એ વ્યાખ્યાનના અંતમાં સમગ્ર પ્રજાને ઉદ્દેશીને તે કહે છે, 'કોઈના પ્રત્યે પણ કશા દ્વેષભાવ વિના અને સૌના પ્રત્યે ક્ષમાભાવ અને ઉદારતાથી તથા ઈશ્વરે આપણને આપેલી દૃષ્ટિથી જે સત્ય લાગે તેના ઉપર મક્કમ રહીને આપણે જે કાર્ય ઉપાડ્યું છે તેને પૂરું કરીએ: આપણે પ્રજાના ઘા રૂઝવીએ, જેમણે લડાઈનો બોજો વહ્યો છે તેમની વિધવાઓ અને અનાથ બાળકોની સંભાળ લઈએ, અને જેથી આપણી વચ્ચે તેમ જ બીજી બધી પ્રજાઓમાં પણ કાયમી અને ન્યાયી શાંતિ પ્રવર્તે તે બધું આપણે કરીએ.'

થોડા જ વખતમાં દક્ષિણની રાજધાની રિચમંડ પડ્યું અને તેના સૈન્યનો વડો સેનાપતિ જનરલ લી પોતાના બાકીના સૈન્ય સાથે નાસી છૂટ્યો. લિંકને એક દિવસ રિચમંડની મુલાકાત લીધી. એ મુલાકાત વખતે, તેની સૂચનાથી, વિજયપ્રવેશનો કશો જ દાડમાડ કે આડંબર રખાયો નહોતો, એટલું જ નહિ પણ પ્રમુખના સ્વાગતની સલામી માટે તોપના અવાજો પણ નકોતા કરવામાં આવ્યા. અહીં પોતાના દેવતુલ્ય મુક્તિદાતાનાં દર્શન માટે કેટલાયે સમયથી આતુરતાથી તલસતાં હબસીઓનાં વૃંદો તેની આસપાસ ફરી વળ્યાં. ભક્તિભાવ અને આભારની લાગણીથી ગદ્ગદ્ થઈ તેઓ તેની આગળ ઘૂંટણિયે પડ્યાં અને તેના પગ ચૂમ્યા. લિંકન આ વધારે પડતા સન્માનથી ગૂંચવાયો અને ક્ષોભ પામ્યો. એ

હબસીઓને ઉદ્દેશીને તે બોલ્યો, 'મારી આગળ તમે ઘૂંટણિયે ન પડો; એ વાજબી નથી. એક માત્ર ઈશ્વર આગળ જ ઘૂંટણિયે પડવું તમને ઘટે, અને તેમ કરીને હવે પછી જે સ્વતંત્રતા તમે ભોગવવાના છો તે માટે તેનો પાડ માનો. હું તો ઈશ્વરનું મામૂલી સાધન માત્ર છું. પણ એની તમે ખાતરી રાખજો કે, હું જીવું ત્યાં સુધી તમારા અંગ ઉપર કોઈ જંજીર લાદી શકનાર નથી અને આ પ્રજાતંત્રના બીજા પ્રત્યેક સ્વતંત્ર નાગરિકને જે હક્કો ઈશ્વરે બક્ષ્યા છે તે બધા તમને પણ મળશે.' જોતજોતામાં તો લિંકનની આસપાસ હબસીઓની કીડીદર મેદની થઈ ગઈ અને ગઈ કાલની પોતાની પરાધીનતા ભૂલીને આ પુણ્યપુરુષની હાજરીમાં તેઓ સાવ નિર્ભય બની ગયા અને તેની ફરતે એટલા નજીક વીંટળાઈ ગયા કે તેને માટે એક ડગલું પણ આગળ વધવાની જગ્યા ન રહી. વખત બહુ થોડો હતો અને આ મેદનીમાંથી ખસાય એમ નહોતું. આથી તેણે પોતાનો હાથ ઊંચો કર્યો. ક્ષણવારમાં સર્વત્ર નીરવ શાંતિ પથરાઈ ગઈ. પછી હબસીઓના એ વિરાટ માનવસમુદાયને ઉદ્દેશીને તે બોલ્યો, 'મારા રંક મિત્રો, તમે સ્વતંત્ર છો — વાયુ જેટલા સ્વતંત્ર છો. ગુલામ નામને ફેંકી દઈ તેને તમારા પગ નીચે તમે ચગદી શકો છો. હવે તે તમારી નજીક કદી પણ આવનાર નથી. સ્વતંત્રતા એ તમારો જન્મસિદ્ધ હક્ક છે. બીજાઓની જેમ તમને પણ ઈશ્વરે એ બક્ષ્યો છે અને આટલાં બધાં વરસો સુધી તમને એનાથી વંચિત રાખવામાં આવ્યા એ પાપ છે. પણ એ અમૂલ્ય વરદાનને લાયક થવા તમારે પ્રયત્ન કરવો જોઈએ . . . કાયદા જાણો અને તેનું પાલન કરો; ઈશ્વરની આજ્ઞાઓનું પાલન કરો અને તમને સ્વતંત્રતા આપવા માટે તેનો પાડ માનો. કારણ એ બધું તેને જ આભારી છે. હવે મને આગળ જવા દો, મારી પાસે સમય બહુ ઓછો છે.'

૧૮૬૫ના જુલાઈની ૯મી તારીખે જનરલ લી શરણે આવ્યો અને આમ બીજાણ આંતરયુદ્ધનો અંત આવ્યો. આથી દેશભરમાં બારે આનંદ પ્રવર્તી રહ્યો. એ ખુનામરકી અટકવાથી લિંકનના હૃદયનો ભાર પણ હળવો થયો અને તે ભાવિના સુખી દિવસોનાં સ્વપ્નાં સેવવા લાગ્યો. એ વિષે પોતાની પત્નીને તે કહે છે, 'વૉશિંગ્ટન આવ્યાં ત્યારથી આપણા દિવસો બહુ કપરા ગયા છે. પણ હવે યુદ્ધ પૂરું થયું છે અને ઈશ્વરેચ્છાથી બાકીનાં ચાર વરસ સુખ અને શાંતિથી ગાળવાની આપણે આશા રાખીએ. પછી આપણે ઇલિનોઈ જઈશું અને ત્યાં સુખેથી આપણા દિવસ પૂરા કરીશું. હું સ્પ્રિંગફિલ્ડ કે ચિકાગોમાં વકીલાત કરીશ અને એ રીતે ગુજરાન જોગું કમાઈશ.'

પણ લિંકનનું આ સ્વપ્ન સ્વપ્નદશામાં જ રહ્યું. વિજયના હર્ષમાં વૉશિંગ્ટનમાં રંગરાગ ચાલી રહ્યા હતા. તેમાં ભાગ લેવાને એક દિવસે પ્રમુખ માટે પણ નાટક જોવાનો કાર્યક્રમ યોજાયો હતો. લિંકન અને તેની પત્ની ચૌદમી જુલાઈની રાત્રે થિયેટરમાં તેમને માટે ખાસ મુકરર કરેલી જગ્યાએ બેસીને નાટક જોઈ રહ્યાં હતાં. એવામાં દશ વાગ્યાને શુમારે પાછળથી પિસ્તોલનો ભડાકો થયો. બૂથ નામના દક્ષિણના એક ઝનૂની નરે લિંકનનો ઘાત કરવા એ ગોળી છોડી હતી. એ ગોળીની ચોટ લાગવાથી લિંકન ખુરસી ઉપરથી ઢળી પડયો. આખા થિયેટરમાં તરખાટ ફેલાઈ ગયો. તરત જ લિંકનને પાસેના મકાનમાં લઈ જવામાં આવ્યો. એની સારવાર માટે અનેક નિષ્ણાત દાક્તરો દોડી આવ્યા, પણ તેમના બધા પ્રયત્નો નિષ્ફળ ગયા. ગોળી મગજમાં પેસી ગઈ હતી. આથી લિંકન પાછો શુદ્ધિમાં ન જ આવી શક્યો. મળસકે એની નાડી મંદ પડવા લાગી અને થોડી વાર પછી, 'તેના શ્રમિત ચહેરા ઉપર અવર્ણનીય શાંતિ પથરાઈ ગઈ'. જુલાઈની પંદરમી તારીખે સવારે તેણે દેહ છોડ્યો. પાસે બેઠેલા યુદ્ધમંત્રીએ કહ્યું, 'હવે એ દુનિયામાં અમર થઈ ગયો.' આ રીતે માનવજાતના એક અનન્ય ચાહકનો અંત આવ્યો. એના મરણના સમાચારથી કાળા ગોરા કે ઉત્તર દક્ષિણના કશાયે ભેદભાવ વિના આખું અમેરિકા શોકસાગરમાં ડૂબી ગયું.

લિંકનના મરણથી અમેરિકાએ પોતાનો પનોતો પુત્ર ખોયો, હબસીઓએ પોતાનો તારણહાર ખોયો, અને જગતે એક સત્યકામ, સત્યસંકલ્પ અને સત્યનિષ્ઠ મહાત્મા ખોયો.

(સંપૂર્ણ) મણિભાઈ બ. દેસાઈ

# ફુરસદનું શાસ્ત્ર અને કળા

સામાન્ય રીતે કોઈ પણ વિષય ઉપર કાંઈ બોલવું કે લખવું હોય, તો તેની શરૂઆત તે વિષયની શાસ્ત્રીય વ્યાખ્યાથી કરવામાં આવે છે. તેમાંય ઑક્સફર્ડના પંડિતો તો તે વિષયની બાબતમાં પ્રાચીન ગ્રીક લોકો શું કહેતા કે સમજતા ત્યાંથી જ તેની શરૂઆત કરે. પરંતુ હું તો તે બંને શિષ્ટ માર્ગો છોડી, આજના જમાનામાં જે જાતની ફુરસદ આપણને જોવા મળે છે, તેને લગતી કેટલીક બીનાઓ તરફ તમારું ધ્યાન ખેંચીને જ મારા વિષયની શરૂઆત કરીશ. કદાચ એ માર્ગે આપણે ફુરસદના વ્યાવહારિક પ્રશ્નોના મુદ્દા તરફ જલદી વળી શકીશું, અને ઉપરાંતમાં તેની વ્યાખ્યા પણ આપણને થોડીઘણી સમજાઈ જશે.

૧

પ્રથમ તો આપણે એ મુદ્દો ધ્યાનમાં લેવો જોઈએ કે, આજના જમાનામાં માણસ જે કાંઈ ફુરસદ મેળવી શકે છે, તે બીજા લોકોની ડખલગીરી દ્વારા થતા આક્રમણથી વધુ પ્રમાણમાં નષ્ટ થઈ જાય છે. એવું બનતું લાગે છે કે, કોઈ માણસને કે વર્ગને ફુરસદ મળી તેની સાથે જ તેની જાણ બીજા માણસોને કે વર્ગોને તરત જ થઈ જાય છે, અને તેઓ તેની ફુરસદનો ઉપયોગ પોતાનો લાભ સાધવામાં કરી લેવાનો પ્રયત્ન શરૂ કરી દે છે; જોકે તેઓ દેખાવ તો એવો કરે છે કે, તેઓ તો તેની ફુરસદનો સદુપયોગ કરવામાં તેને મદદ કરવાનો જ પ્રયત્ન કરે છે. ખાસ કરીને મોજમજાનાં સાધનોના દલાલો તેની પાછળ ખાઈપીને મંડે છે; અને તમે જોયું જ હશે કે, આજના જમાનામાં તેમનો ધંધો જ સૌથી વધુ નફાકારક છે. પ્રાચીન સાદા જમાનાઓ દરમ્યાન માણસ પોતાના ફુરસદના સમયનો જે પ્રમાણમાં માલિક હતો, તે પ્રમાણમાં આજનો માણસ હરગિજ નથી રહ્યો. બધી બાજુએથી બાહોશ ધંધાદારીઓ કે જે તેની નબળી બાજુઓના જાણકાર હોય છે — અને ઘણી વાર તો માનસશાસ્ત્રની મદદ વડે, — તેઓ તેને 'તૈયાર' ready made આનંદો પૂરા પાડવા ઘેરી વળે છે, કે જે આનંદો માણવા માટે તેણે ફક્ત ખીસામાંથી પૈસા કાઢવાની જ તકલીફ લેવાની હોય છે.

આ વસ્તુસ્થિતિનો એક દાખલો થોડા દિવસ અગાઉ મેં લૅન્કેશાયર પરગણાના એક શહેરમાં જોયો. નવી શોધી કાઢવામાં આવેલી શિકારી કૂતરાઓ દોડાવવાની શરતના મેદાનની બહાર એક મોટું ટોળું સવારના પહોરમાં જ દરવાજા ખૂલવાની રાહ જોતું ઊભું હતું. તપાસ કરતાં માલૂમ પડ્યું કે તેમાંનો મોટો ભાગ બેકારોનો હતો. પડોશની ઘણી મિલો બંધ પડી હતી; પરંતુ કૂતરાઓ દોડાવવાની શરતનો ધંધો ધમધોકાર ચાલી રહ્યો હતો. થોડા દિવસ બાદ પ્રૌઢ શિક્ષણની પ્રવૃત્તિમાં આગેવાની-ભર્યો ભાગ લેનાર એક ગૃહસ્થને હું મળ્યો ત્યારે મેં તેને પૂછ્યું, 'તમારા જિલ્લામાં વધેલી ફુરસદને કારણે તમારા પ્રૌઢ શિક્ષણના વર્ગો અને વ્યાખ્યાનોની માગણીમાં વધારો થયો છે કે કેમ?' ત્યારે તેણે જવાબ આપ્યો કે, 'ના.' લોકો સામે બીજાં કેટલાંય વિરોધી આકર્ષણો હતાં. અને તેમાં તેણે શિકારી કૂતરાઓની હરીફાઈનું નામ પણ ગણાવ્યું.

આપણામાંના જેઓ સિનેમા, ઘોડદોડની શરતનાં મેદાન, કે દારૂનાં પીઠાંનાં આકર્ષણોથી દૂર રહેલા છે, તેઓ પણ પોતે ઇચ્છે તેટલા પ્રમાણમાં પોતાની ફુરસદના માલિક નથી. આપણી ફુરસદ પણ આપણા પડોશીઓની દયા ઉપર જ આધાર રાખે છે. કારણ કે, પ્રાચીન ગ્રીકો કે આપણા દાદાઓને ન હતી તેવી સગવડો આજે તેઓને આપણા ઉપર ચડી આવવાને માટે છે. ટેલિફોન, મોટર-કાર અને એવી બીજી શોધોને પ્રતાપે આપણા પડોશીઓ પોતાની મરજી મુજબ આપણી ફુરસદના સમયને ડખલગીરીઓની હારમાળા રૂપ જ બનાવી દઈ શકે છે; અને તેઓની ફુરસદ જેમ વધારે, તેમ તેઓ આપણી ફુરસદનો નાશ કરવા વધારે તત્પર બને છે આપણે પણ તેમની ફુરસદનો નાશ કરવામાં પાછા પડતા નથી. એમ આપણે આપણી ફુરસદનો મોટો ભાગ એકબીજાને કંટાળો આપવામાં જ ગાળીએ છીએ

તમે માણસને ગમે તે પરિસ્થિતિમાં મૂકો, પરંતુ તે પોતાની ફુરસદનો ઉપયોગ એટલા પ્રમાણમાં જ કરી શકશે કે જેટલા પ્રમાણમાં બીજા લોકો તેમની ફુરસદનો ઉપયોગ કરતા હશે પરંતુ ફુરસદના ઉપયોગ વિષેનાં ઘણાં લખાણોમાં આ મુદ્દાની શરત પ્રત્યે દુર્લક્ષ જ કરવામાં આવ્યું હોય છે. દાખલા તરીકે, મિ. બર્ટ્રાન્ડ રસેલ એવું વિધાન કરે છે કે. સારી સમાજવ્યવસ્થાનું એક લક્ષણ એ છે કે, તે પોતાના નાગરિકોને પુષ્કળ ફુરસદ તથા તેનો ઉપયોગ કરવાને નિરંકુશ સ્વતંત્રતા બક્ષતી હોય. 'કોઈ પણ જવાબદારી વિનાની ફુરસદ' એ તેમનું લક્ષ્યબિંદુ હોય તેમ લાગે છે. હવે પુષ્કળ ફુરસદ પૂરી પાડવી એ બહુ સહેલી વસ્તુ છે — ખાસ કરીને ચર્ચા પૂરતી તો. મિ. રસેલ એ વસ્તુ રોજના કામકાજના કલાકો ઘટાડીને ચાર કરી નાખવા દ્વારા સિદ્ધ કરી દે છે. પરંતુ ખરી મુશ્કેલી તો માણસ બાકીના દિવસનો નિરંકુશ રીતે ઉપયોગ કરી શકે એ વસ્તુ સિદ્ધ કરવામાં આવે છે.

મિ. રસેલ એમ માની લે છે કે, દરેક માણસ પોતાના ફુરસદના સમયમાં પોતાની વૃત્તિઓ અને કામનાઓને નિર્બાધપણે છૂટીદોર મૂકી શકશે. એવું સમાજના તમામ માણસો કબૂલ રાખે, એટલે એ પ્રશ્નનો નિવેડો આવી જશે. પરંતુ મને લાગે છે કે, એ રીતે તેઓ તે પ્રશ્નને વધારે પડતો સહેલો બનાવી મૂકે છે. એક માણસની પેઠે બાકીના બધા માણસો પણ ચોવીસ કલાકમાંથી ૨૦ કલાક પોતાની વૃત્તિઓ અને કામનાઓને છૂટીદોર મૂકે, તો પહેલા માણસની ફુરસદમાં બીજા લોકોની કારવાઈઓથી સારા પ્રમાણમાં દખલ થાય એ ઉઘાડું છે બધા એમ નક્કી કરે કે, ૨૪ કલાકમાંથી કામકાજના ચાર કલાક દરમ્યાન જ ટેલિફોનનો ઉપયોગ કરવો, તો કાંઈક ફેર પડે ખરો; પરંતુ તે પ્રમાણે તો તેવી બીજી હજારો વસ્તુઓનો ઉપયોગ કરતા આપણે રોકાઈએ તો જ કોઈ પણ માણસ 'નિરંકુશ' રીતે પોતાની ફુરસદ માણી શકે. તો તો પછી નિરંકુશ ફુરસદ માણવાનો એક જ રસ્તો માણસને માટે બાકી રહે, એવું મને તો દેખાય છે. અને તે એ કે, તેણે કોઈ અગમ્ય રણપ્રદેશના ઊંડાણમાં સંતાઈ જવું! પરંતુ ત્યાં પણ તેને કાંઈ જ દખલ નહીં કરવામાં આવે એવી મને ખાતરી નથી. કોઈ ને કોઈ તેની સંતાવાની જગા ખોળી જ કાઢવાનું, અને તેના ભલાને અર્થે — કદાચ તેને 'ફુરસદનું શાસ્ત્ર અને કળા' શીખવવાને અર્થે જ — એક પ્રતિનિધિમંડળ મોકલવામાં આવવાનું'

૨

ઉપરાંત, બીજી એક અગત્યની વસ્તુ પણ ધ્યાનમાં રાખવી જોઈએ કે, કોઈનો ફુરસદનો વખત એ જ સેતાનને પોતાનાં કારસ્તાન કરવાની વધારેમાં વધારે શક્યતાઓનો વખત પણ છે. આખા જગતમાં જો કામકાજનો સમય ઘટાડી નાખીને ચાર કલાકનો જ કરી નાખવામાં આવે, તો સેતાનના ઘરમાં જે ધમાચકડી મચી રહે તેની આપણે કલ્પના કરી શકીએ છીએ અલબત્ત, ફુરસદનો સમય વધતાં પ્રભુના પાર્ષદોને પણ પોતાની અસર ફેલાવવાની તકના પ્રસંગો વધે ખરા; અને તેથી આ તબક્કે ફુરસદની એક વ્યાખ્યા આપતા જવાનું મને મન થઈ જાય છે: ફુરસદ એટલે મનુષ્યના જીવનનો તે અંશ કે જ્યાં તેના આત્મા ઉપર પ્રભુત્વ મેળવવા ઇચ્છતા સેતાન અને ઈશ્વરી પાર્ષદો વચ્ચેનું યુદ્ધ સૌથી વધુ તુમુલ બની જાય છે અને હું જ્યારે શિકારી કૂતરાઓની હરીફાઈના મેદાનનો દરવાજો ઊઘડવાની રાહ જોતા પ્રેક્ષકોના ટોળા તરફ મીટ માંડી રહ્યો હતો, ત્યારે મને એમ લાગ્યા વિના ન રહ્યું કે, બરાબર તે જ ઘડીએ સેતાનનો પક્ષ વિજયવંત નીવડવા લાગ્યો હતો. અલબત્ત, તમે એ બીનાને જૂના જમાનાના નીતિવાદીનો પૂર્વગ્રહ ગણી કાઢી શકો છો.

પૂર્વગ્રહની વાત બાજુએ રાખીએ; પરંતુ નીચેના થોડાઘણા આંકડાઓ ઉપરથી લોકો આજકાલ પોતાનો ફુરસદનો સમય આત્માની ખિલવણી પાછળ ગાળે છે કે બીજી કશાની ખિલવણી પાછળ ગાળે છે, એ આપણે નક્કી કરી શકીશું. એ આંકડાઓ અમેરિકા ખંડના છે. પરંતુ તેમને આપણે બીજા ખંડોમાં પણ જે કાંઈ ચાલી રહ્યું છે તેના નમૂનારૂપ ગણી શકીએ તે આંકડા મેં આર એલ ડફ્ફસના 'બુક્સ' નામના નાના પુસ્તકમાંથી લીધા છે; અને તેના લેખક પુસ્તકોના વેપારમાં પ્રમાણભૂત ગણાય છે એ બધા જ જાણે છે.

તે આપણને જણાવે છે કે, અમેરિકામાં દર અઠવાડિયે સાડા અગિયાર કરોડ લોકો — ૧૧,૫૦,૦૦૦૦૦ — સિનેમા જુએ છે; અને અમેરિકા ખંડની આખી વસ્તી એક વર્ષમાં થઈને પુસ્તકો પાછળ જેટલું ખર્ચ કરે છે તેટલું ખર્ચ માત્ર ત્રણ અઠવાડિયાંમાં સિનેમા પાછળ કરી નાખે છે. આખું રાષ્ટ્ર દર વર્ષે પુસ્તકો પાછળ વીસ કરોડ ડૉલર ખર્ચે છે. પરંતુ ખાલી મોજમજા ખાતર મોટર દ્વારા કરેલી મુસાફરી પાછળ તે જ રાષ્ટ્ર દર વર્ષે ત્રણ અબજ ડૉલર ખર્ચે છે. અમેરિકાના લોકો પોતાની વાર્ષિક કમાણીનો અર્ધો ટકો પુસ્તકો પાછળ ખરચે છે. બારે મોટી ગણતરીઓ કરીને મિ. ડફ્ફસ એવા નિર્ણય ઉપર આવે છે કે, સામાન્ય અમેરિકાવાસી દર વર્ષે બે પુસ્તકો ખરીદે છે, અને બે પુસ્તકો લાયબ્રેરીમાંથી વાંચવા લાવે છે. અમેરિકન સરકારે પ્રગટ કરેલા સરકારી ચોપાનિયા ઉપરથી જણાય છે કે, અમેરિકા ખંડનું મીઠાઈ પાછળના ખર્ચનું બિલ પુસ્તકો પાછળના ખર્ચના બિલ કરતાં ૨૭ ગણું મોટું છે; સિનેમા પાછળના ખર્ચના બિલ કરતાં ૨૨ ગણું મોટું છે; રેડિયો પાછળના ખર્ચના બિલ કરતાં ૧૨ા ગણું મોટું છે; અને 'હળવાં પીણાં' પાછળના ખર્ચના બિલ કરતાં ૧૧ ગણું મોટું છે. અમેરિકાવાસીઓ 'સખત' પીણાં પાછળ શું ખર્ચ કરે છે, તેના આંકડા તેમાં આપ્યા નથી.

આ આંકડાઓ ઉપરથી પણ બહુ સાવચેતીથી નિર્ણયો તારવવાના છે. જેટલાં પુસ્તકો ખરીદવામાં આવે છે કે પુસ્તકાલયમાંથી લાવવામાં આવે છે, તે બધાંને જ આત્માની ખિલવણી કરનારાં કહી શકાય નહિ. તેમ જ બીજી બાજુ, બાકીના આંકડાઓ ફુરસદની પ્રવૃત્તિઓ તરીકે જે વસ્તુઓ સૂચવે છે, તે બધીને વગર વિચાર્યે કાંઈ પણ સાંસ્કારિક મૂલ્યો વિનાની ગણી કાઢી શકાય નહીં; જોકે, અમેરિકાવાસીઓ પુસ્તકો કરતાં મીઠાઈ પાછળ ૨૭ ગણી વધારે જે રકમ ખરચે છે, તેમાં કાંઈ ખાસ સાંસ્કારિક મૂલ્ય હોય તેમ લાગતું નથી. પરંતુ એ બધું ધ્યાનમાં લઈએ તોપણ, એ આંકડાઓ ઉપરથી સામાન્ય રીતે મેં રજૂ કરેલા સિદ્ધાંતને પુષ્ટિ જ મળે છે કે,

આજકાલ આપણી સંસ્કૃતિના ફુરસદ-વિભાગમાં શેતાનનું સામ્રાજ્ય ધમધોકાર ચાલે છે.

૩

આ મુદ્દા ઉપરથી હવે બીજા એક અગત્યના મુદ્દા ઉપર હું આવું છું. અને તે એ છે કે, જીવનના ફુરસદ-વિભાગમાં જે કાંઈ બને છે, અને જીવનના શ્રમવિભાગમાં જે કાંઈ બને છે, તે બે વચ્ચે આંતરિક સંબંધ છે. જ્યારે મોટા ભાગના લોકોનું રોજિંદું કામકાજ એકધારું-યાંત્રિક હોય છે, અર્થાત્ મનને કાંઈ પણ રસ આપ્યા વિના શરીરને જ થકવનારું હોય છે, ત્યારે તેમની ફુરસદનો સમય એવી વાહ્ય ઉત્તેજનાની શોધમાં જ ખર્ચાય છે કે જે પેલી કંટાળાની લાગણી દબાવી દે. કારણ કે થાકેલું શરીર સ્વાભાવિક રીતે એ વસ્તુ જ શોધે છે. 'તેથી કરીને મીઠાઈ જેવા ગલ્પા અને કામોદ્દીપક નવલકથાના જેવા ધમધમાટિયા આનંદો પૂરા પાડવા સારુ મોટા મોટા ઉદ્યોગો ઊભા થાય છે પરંતુ એ ઉદ્યોગો પણ કોઈ ને કોઈ જાતની મજૂરી વડે જ ચલાવવા પડે છે એ ઉઘાડું છે. એટલે આપણે એક વિચિત્ર ચકરાવામાં ફસાઈએ છીએ. આજે દિવસને છેડે ફુરસદના સમય દરમ્યાન તૈયાર આનંદો અને બાહ્ય ઉત્તેજનાઓની કરવામાં આવતી માગણીને સંતોષવા સારુ હજારો મજૂરોને જુદા જુદા ઉદ્યોગોમાં કામે લાગવું પડે છે.

જો એવો પ્રશ્ન કરવામાં આવે કે, કંટાળો દૂર કરવા માટે તથા થાકેલી ઇંદ્રિયોને ઉત્તેજિત કરવા માટે કઈ જાતના તૈયાર આનંદોની માગણી કરવામાં આવે છે, તો જવાબમાં તેમના ચાર વ્યાપક પ્રકારો બતાવી શકાય તેમ છે. તેમાં પ્રથમ સ્થાન હું કામભોગને આપું છું. મોટે ભાગે તે વસ્તુ માત્ર સૂચન દ્વારા જ પૂરતા પ્રમાણમાં સિદ્ધ થઈ જાય છે. બીજું સ્થાન એક યા બીજા એમ અનેક પ્રકારોએ રમાતા જુગારનું છે. ત્રીજું સ્થાન બાહ્ય શૃંગારનું છે. તે મોટે ભાગે બાહ્ય પોશાકની ટાપટીપનું રૂપ લે છે, અને તે કામભોગ સાથે છેક અસંબદ્ધ નથી. ચોથું સ્થાન દશ્યો જોતા ફરવાનું છે. તેના પણ અનેક પ્રકારો છે, જેવા કે કુદરતી દશ્યો જોવાં, કસરતના કે અંગબળના પ્રયોગો જોવા, કે એક યા બીજા પ્રકારના ખેલો જોવા. એક ખેલમાંથી બીજા ખેલમાં જવા માટે ઝડપી તથા સગવડભરેલી મુસાફરીનો આનંદ તેની સાથે જ આવી જાય છે.

અલબત્ત, તે ઉપરાંત બીજા ઘણા આનંદો છે; પરંતુ મને લાગે છે કે, ફુરસદના સમય દરમ્યાન બાહ્ય ઉત્તેજનાઓ અને તૈયાર આનંદો માટે કરવામાં આવતી જે માગ પૂરી પાડવા સમાજને ખાસ મજૂરી કરવી પડે છે, તેનો મોટો ભાગ આ ચાર વર્ગોમાં સમાઈ જાય છે

મેં તે ચારમાં કામભોગને પ્રથમ સ્થાન શાથી આપ્યું છે તેનાં કારણોની વિગતમાં સ્થળસંકોચને કારણે હું નથી ઊતરતો. હું માત્ર એટલું જ કહેતો જાઉં છું કે, તે તત્ત્વ જનસમુદાયની આનંદો માટેની સર્વ માગણીઓમાં અને તેને પૂરા પાડવામાં આવતા સર્વ આનંદોમાં નિયામક રૂપે મને સર્વવ્યાપી દેખાય છે. કોઈ વાર તે ખુલ્લું હોય છે, તો ઘણી વાર બીજાં તત્ત્વોની સાથે તેમની ઓથે છુપાયેલું હોય છે. કોઈ પણ લોકપ્રિય દૈનિક કે સામયિકની સચિત્ર જાહેરખબરો તરફ નજર કરો, તો તમને તે તત્ત્વ પાને પાને દેખાશે ભલે પછી તે જાહેરખબર મોટરગાડીની હોય, દંતમંજનની હોય, સિગારેટની હોય, ઘરના ભોંયતળ માટેના વારનિશની હોય, ફોટો પાડવાના કૅમેરાની હોય, કે દરિયાકિનારે હવા ખાવાના સ્થળ બાબતની હોય; પરંતુ કોઈ આકર્ષક સ્ત્રીનું ચિત્ર જરૂર ત્યાં હોવાનું. સિનેમા, નાટક અને નવલકથા તો તેનાથી ઠસોઠસ ભરેલાં જ હોય છે. જે કેટલીક બાબતો જગતના આદિથી ચાલતી આવેલી છે, અત્યારે પણ મોજૂદ છે, અને કદાચ હંમેશાં કાયમ રહેવાની છે, તેમાંની એ એક છે. તે તત્ત્વ મોટે ભાગે જીવનના ફુરસદ-વિભાગમાં વધારે કામે લાગતું દેખાય છે, અને કેટલી વાર તે સારાં પરિણામ લાવે છે, અને કેટલીક વાર ખરાબમાં ખરાબ. તે તત્ત્વને દબાવી દઈને, વખોડી કાઢીને કે તેનો નિષેધ કરીને આપણે તેને કાબૂમાં લાવી શકવાના નથી. એ રીતો તો સમુદ્રની ભરતીને રોકવાના પ્રયત્ન જેવી વિફળ છે. પરંતુ જે રીતે આપણા વેપારીઓ તે તત્ત્વને પોતાના ઉદ્યોગોનાં ચક્રો ફેરવવામાં કામે લઈ લે છે, તે પ્રમાણે ધર્માચાર્યો કે નીતિના ઉપદેશકો તેના બળને પોતાને કામે લઈ શકવાનો કોઈ ઉપાય શોધી કાઢે, તો સતયુગ અત્યારે છે તે કરતાં જરૂર વધુ નજીક આવી જાય. તે વસ્તુ સિદ્ધ કરવાના તમામ શક્ય ઉપાયો શોધવા જોઈએ અને તેની પાછળ અત્યાર સુધી કદી ન દાખવવામાં આવેલી ઝીણવટભરી સંગીનતા અર્પવી જોઈએ

૪

એ અગત્યના મુદ્દા ઉપર હું મારી તેમ જ બીજા લોકોની કેટલીય કલ્પનાઓ રજૂ કરી શકું તેમ છું. પરંતુ મેં કેટલાક પ્રયોગો એવા જોયા છે કે— તેમનાથી મને ખાતરી થઈ છે કે, ફુરસદના પ્રશ્નને— ખાસ કરીને તેની કામવાસના સાથે સંકળાયેલી બાજુને—હલ કરવાનો માર્ગ ધાર્મિક કે નૈતિક ઉપદેશ નથી. તે માર્ગ તો 'सुन्दरम्' માટેની તમન્ના ઊભી કરવાનો અને માનવ સ્વભાવની સર્જક બાજુને ઉત્તેજિત કરવાનો છે મારી માન્યતા એવી છે કે, सत्यम्, शिवम् અને सुन्दरम्ની ત્રિપુટિમાં सुन्दरम्નું તત્ત્વ પ્રાણ પૂરવાનું કામ કરે છે; કારણ કે જ્યાં આગળ સુંદરમ્નું તત્ત્વ બાકીનાં બંને મૂર્તિમંત કરવા તથા તેમાં

પ્રાણ પૂરવા માટે મોજૂદ નથી હોતું, ત્યાં પેલાં બે ખાલી હાડપિંજર જ બની રહે છે એ માન્યતા હેઠળ કરવામાં આવેલા એક પ્રયોગનું ટૂંક વર્ણન નરી સૈદ્ધાંતિક ચર્ચા કરતાં એ બાબત ઉપર વધુ પ્રકાશ પાડશે એમ માની, નીચે આપું છું.

તે પ્રયોગ મને ગયે વર્ષે ફિલાડેલ્ફિયા શહેરમાં જોવા મળ્યો. તે શહેરમાં સેમ્યુઅલ ફ્લીશર (Samuel Fleisher) નામે એક દૂરદર્શી માણસ રહે છે. તે પ્રૌઢ શિક્ષણની પ્રવૃત્તિનો રસિયો છે. પરંતુ વર્ગો, વ્યાખ્યાનમાળાઓ અને પુસ્તકિયા શિક્ષણની ચાલુ પદ્ધતિઓથી તેને સંતોષ થયો નહિ. તેને લાગ્યું કે, એ કરતાં તો દરેક માનવ પ્રાણીમાં થોડા વત્તા પ્રમાણમાં રહેલી સૌંદર્યપ્રેમની ભાવનાને અને નવું કાંઈક સર્જવાની કુશળતાની શક્તિને જાગ્રત કરવાનો પ્રયત્ન કરવો, એ વધુ હિતકર નીવડશે. તેથી તેણે પોતાને પૈસે એક સંસ્થા કાઢી, તેનું નામ સાદું ‘કલા વિહાર’ એવું રાખ્યું, અને તેમાં કુશળ શિક્ષકોને રોકયા. પછી તેણે ફિલાડેલ્ફિયાનાં જુવાન સ્ત્રીપુરુષોને જાહેર કર્યું કે, હું તમને સૌંદર્ય-સાધનાના માર્ગોની—શારીરિક ખિલવણીથી માંડીને ઉત્તમોત્તમ લલિત કલાઓ સુધીની—તાલીમ આપવા તૈયાર છું. તેણે તે સંસ્થાના મકાનને કળા-કારીગરીના નમૂનાઓથી ભરી કાઢયું, અને તેને સુંદરમાં સુંદર રીતે સજાવ્યું. તે કોઈ ‘સંસ્થા’ના મકાન કરતા રાજાના મહેલ જેવું વધારે લાગતું હતું. વધારામાં તેણે પાસે આવેલું એક દેવળ ખરીદી લીધું અને તેને ‘ધ્યાનગૃહ’ એવું નામ આપ્યું. ત્યાં કોઈ પ્રાર્થનાના મેળાવડા કે ધાર્મિક વ્યાખ્યાનો થતાં નહોતાં, પરંતુ જે કોઈને મરજી થાય તે ત્યાં જઈ શાંતિથી ધ્યાનમાં કે ઉપાસનામાં બેસી શકે. હું ત્યાં હતો ત્યારે મેં જોયું કે ત્યાં જુવાનિયાઓ અવારનવાર ચાલુ જ રહેતા હતા. ઘણા લોકોએ શરૂઆતમાં તો માન્યું કે ફ્લીશરનું ‘ભેજું ગેપ’ થઈ ગયું છે; પરંતુ પાછળથી બધાને કબૂલ કરવું પડયું કે, ફિલાડેલ્ફિયામાં કોઈનું પણ ભેજું જો ખરેખર ઠેકાણે હોય તો તેનું જ હતું.

એ સંસ્થા છેલ્લાં ત્રીસ વર્ષથી ચાલુ છે; અને હવે તેમાં દાખલ થનારાઓની અરજીઓનો શુમાર નથી. હું તે સંસ્થાનાં ઉદ્યોગમંદિરો અને કળામંદિરોમાં ફરી વળ્યો, અને અમેરિકામાં મેં જોયેલા તમામ પ્રકારના ઉત્તમોત્તમ સ્થાનિક કળાકારીગરીના નમૂના મને ત્યાં જોવા મળ્યા. પરંતુ મારા ઉપર સૌથી વધારે અસર તો શારીરિક ખિલવણીની ભવ્યતા અને સુંદરતાની થઈ. તે વસ્તુને ત્યાં એક વાસ્તવિક સુંદર કળાનું રૂપ આપી દેવામાં આવ્યું હતું, અને મને ત્યાં ને ત્યાં સ્ફુરી આવ્યું કે, મારા દેશમાં પણ આ જાતની તાલીમ દાખલ કરવામાં આવે તો લાખો યુવકો અને યુવતીઓનું કલ્યાણ થઈ જાય. કારણ કે હું માનું છું કે, ‘લોકોના આત્માની કેળવણીની ખિલવણી કરવાથી થોડાક લોકો જરૂર સંત બનતા હશે; પરંતુ લોકોનાં શરીરોની કેળવણી પ્રત્યે દુર્લક્ષ કરવાથી લાખો લોકો મહાપાપી બની જાય છે’ એ વાક્ય ખરેખર સાચું છે. મિ. ફ્લીશરની કેળવણીની પદ્ધતિમાં મન અને શરીરને જુદાં ગણવામાં આવતાં નથી. તે તેમને એક જ ગણે છે. તેથી તે શરીર અને મનના સહશિક્ષણમાં માને છે, અને મને તે તદ્દન સાચું લાગે છે.

ગમે તેમ હોય, આપણામાંના ઘણા જણ ફુરસદનો ઉપયોગ કરવાની જે કેળવણીને અતિશય અગત્યની માનીએ છીએ તે પૂરી પાડવાનો એથી વધારે સફળ પ્રયત્ન મેં કદી જોયો નથી.[1]

મિ. ફ્લીશરની પેઠે આપણે પણ ફુરસદને, યાંત્રિક મજૂરી હેઠળ માણસની જે સર્જક તથા કલ્પક શક્તિઓ કચરાતી જાય છે, તેમને અમલમાં આણવા માટેની તક ગણતા થઈએ, એવું હું સૂચવું છું. મારે જો ફુરસદના ભુવન ઉપર દરવાજે મૂકવા મુદ્રાલેખ લખવાનો હોય તો હું તેને નીચેના ત્રણ શબ્દોમાં લખું—કુશળતા, સર્જન, સૌંદર્ય. અને તે આખા ભુવનને હું ‘આનંદભુવન’ નામ આપું. હું યંત્રો દ્વારા નીપજતા પદાર્થો સામે જેહાદ નહીં ઉપાડું—ઘણી વાર તે પદાર્થો હાથે બનાવેલા પદાર્થો કરતાં વધારે સારા હોય છે,—પરંતુ હું એ વસ્તુ જરૂર સ્પષ્ટ કરીશ તથા યુવાનોમાં સતત પ્રેર્યા કરીશ કે, બાહ્ય ઉત્તેજનાઓથી નીપજતા આનંદો સર્જનમાં દાખવેલી કુશળતાથી નીપજતા આનંદો કરતાં ક્યાંય હલકી કોટીના છે, અને સર્જકશક્તિના ઉપયોગમાંથી પ્રાપ્ત થતા આનંદોની તુલનામાં ખરીદેલા તૈયાર આનંદો કાંઈ વિસાતના નથી. અને કોઈ ને કોઈ પ્રમાણમાં તથા કોઈ ને કોઈ સ્વરૂપમાં તે સર્જકશક્તિ દરેક માણસમાં રહેલી હોય છે, એમ હું જરૂર માનું છું. કેળવણીની મારી પદ્ધતિ બચપણથી માંડીને જ એ પાઠ શીખવવા સારુ યોજવામાં આવી હશે, અને તે પાઠ શીખ્યાની સાબિતી ન આપે ત્યાં સુધી કોઈને વિશ્વવિદ્યાલયની ઊંચી કક્ષાની ઉપાધિ નહીં મળે.

## ૫

દરમ્યાન આપણે એક મુદ્દાની વાત યાદ રાખવી જોઈએ કે, ફુરસદની પ્રવૃત્તિઓ અને રોજિંદા કામકાજની પ્રવૃત્તિઓ વચ્ચે કશો ખાસ ભેદ પાડી શકાય તેમ નથી.

---

[1] મિ ફ્લીશરની કેળવણીની પદ્ધતિનો અહેવાલ તેમના પોતાના શબ્દોમાં ‘હિબર્ટ જર્નલ’ (—એપ્રિલ ૧૯૩૦)માં ‘આર્ટ ઍન્ડ રિલિજિયન’ એ મથાળા હેઠળ મળશે. બનશે તો તેનો સાર આ માસિકમાં એક વાર આપીશ.

જે પ્રવૃત્તિ એક પગથિયે મજૂરીરૂપ છે, તે બીજે પગથિયે ફુરસદરૂપ થઈ પડે. દાખલા તરીકે, કોઈ પણ કળા શીખવામાં શરૂઆતનાં પગથિયાં મજૂરીરૂપ હોય છે, પરંતુ અંતિમ પગથિયાં આનંદરૂપ હોય છે. જે વસ્તુ શોખથી શીખનારને રમતરૂપ હોય, તે ધંધાદારીને સખત મજૂરીરૂપ હોય. એથી ઊલટું પણ એટલું જ સાચું છે. પ્રેક્ષકને મન જે વસ્તુ મજા છે, તે કરનારને મન ત્રાસરૂપ હોઈ શકે. કવિ બાયરને વર્ણવેલા મલ્લને રોમન લોકોને ઉત્સવનો આનંદ પૂરો પાડવા જ રહેંસી નાખવામાં આવ્યો હતો ને? મેં છાપામાં થોડા વખત પહેલાં વાંચ્યું હતું કે, દરિયાકિનારે આવેલા એક રેસ્ટોરાંમાં એક તહેવારને દિવસે દિવસભર ચાલેલી ઘરાકીને કારણે એક નોકરડી થાકથી લોથ થઈ જઈને જ મરી ગઈ. આજકાલ આપણે આપણા તહેવાર ઊજવવા મલ્લોને રહેંસી નાખતા નહીં હોઈએ પણ અવારનવાર એકાદ નોકરડીને મોતને શરણ કરતા જઈએ છીએ. આટલાંટિક મહાસાગર ઓળંગતી વખતે એક મોટી સ્ટીમર ઉપરના પીણાં તૈયાર કરનારાને હું મળ્યો હતો. સ્ટીમર ઊપડી ત્યારથી તે રાત-દિવસ પહેલા વર્ગના શ્રીમંત ઉતારુઓ માટે પ્યાલા ભર્યા કરતો હતો. જ્યારે મુસાફરીનો અંત આવવાનો થયો ત્યારે તે મને કહેતો હતો કે, 'હું અધમૂઓ થઈ ગયો છું.' આમ એક માણસની ફુરસદ તે બીજા માણસની હાડતોડ મજૂરી છે. એક ખાણિયા મજૂરની પત્નીએ મને એક વાર કહ્યું હતું કે, પુરુષોને મજૂરીના કલાક ઘટતા જાય છે, તેની સાથે સ્ત્રીઓને ઘરની મજૂરીના કલાક વધતા જાય છે.

એટલે, કોઈ સમાજના ફુરસદના કલાકો વધે એટલે તે પ્રમાણમાં તેની મજૂરીના કલાક ઘટે, એમ કહેવું હરગિજ સાચું નથી, જોકે સામાન્ય રીતે તો લોકોમાં એવો જ ખ્યાલ પ્રવર્તે છે. એ વસ્તુ તો જ સાચી પડે, જો ફુરસદનો સમય બધા લોકો અચૂક ઊંઘમાં, કે કશું કામ કર્યા વિના, કે મૌનપણે ધ્યાનમાં ગાળે. પરંતુ આપણામાંનો મોટો ભાગ એ રીતે ફુરસદનો સમય ગાળતો જ નથી. ઊંઘનો સમય બાદ કરીએ તો એમ જ કહેવું જોઈએ કે, આજના જમાનામાં માણસ તેની ફુરસદના સમયમાં જ બીજા માણસોની મજૂરીની વધારેમાં વધારે માગણી કરતો હોય છે, તથા વધારેમાં વધારે પદાર્થો ભોગવી નાખતો હોય છે. દાખલા તરીકે, આરામનો દિવસ ગણાતા રવિવારે બીજા દિવસો કરતાં આહારની માત્રા વધી જાય છે. અને નાતાલના દિવસમાં તો તે તેની પરાકાષ્ઠાએ પહોંચે છે. એ બધા માટે કોઈ ને કોઈને તો મજૂરી કરવી જ પડે છે; અને તે મજૂરીનો મોટો ભાગ કોઈ રીતે બહુ ઊંચા પ્રકારનો કહેવાય તેવો તો નથી જ હોતો — ગધ્ધાવૈતરું જ હોય છે. મને લાગે છે કે, કેટલાય લોકો તેને પરિણામે અકાળ મૃત્યુવશ થાય છે, અને કેટલાક તો કામ કરવાને સ્થળે જ, ઉપર વર્ણવેલી નોકરડી જેમ, મરણ પામી ગબડી પડે છે.

ફુરસદના પ્રકારો અનંત છે. એક પ્રકાર એવો છે કે જેનો અર્થ નર્યું આળસુપણું થાય છે; બીજો પ્રકાર એવો છે કે જેને કમાતાં સખત મજૂરી કરવી પડી હોય છે. જુવાનીની ફુરસદનો પ્રકાર પણ છે અને વૃદ્ધાવસ્થાની ફુરસદનો પણ છે. દવાખાનાંનાં દર્દીઓની ફુરસદનો પ્રકાર પણ છે, તેમ જ એકાંતવાસની સજા પામેલા કેદીઓની ફુરસદનો પ્રકાર પણ છે. આપણે થાક્યા હોઈએ ત્યારે આવતી ફુરસદનો પ્રકાર પણ છે, અને આપણે તાજા હોઈએ ત્યારની ફુરસદનો પણ છે

આ સંજોગોમાં 'ફુરસદનું શાસ્ત્ર અને તેની કળા'નો વિષય ચર્ચવો મુશ્કેલ બની જાય છે. તેને અનુરૂપ 'મજૂરીનું શાસ્ત્ર અને તેની કળા'નો તેને આધાર ન હોય, તો તેની કશી કિંમત પણ નથી.

૬

આ બધા ઉપરથી એ સ્પષ્ટ થયું હશે કે ફુરસદનો પ્રશ્ન એ બીજા નામથી કેળવણીનો પ્રશ્ન જ છે. બીજા પણ કેટલાય સામાજિક પ્રશ્નો અંતે કેળવણીના પ્રશ્નરૂપ જ બની રહે છે, પરંતુ આ ફુરસદનો પ્રશ્ન તો સૌથી પહેલો તેમ બની જાય છે. એ પણ સ્પષ્ટ થયું હશે કે, ફુરસદ માટેની કેળવણીની કોઈ પણ પદ્ધતિ જો યોગ્ય રીતે યોજવામાં આવી હોય, તો તે મજૂરી માટેની કેળવણીની પદ્ધતિ પણ બની રહે. તે બે વસ્તુઓ છૂટી પાડી શકાય તેમ નથી.

એ જાતની પદ્ધતિનું સ્વરૂપ કેવું હોય તેનું સામાન્ય વર્ણન કરીને હું આ વ્યાખ્યાન પૂરું કરીશ.

ગેરસમજ થવાનું જોખમ ખેડ્યા વિના, જો સાદી ભાષામાં કહેવું હોય તો હું એમ કહું કે, એ પદ્ધતિનો પાયો શારીરિક ખિલવણી હશે, અને તેનું અંતિમ લક્ષ્ય કળા હશે. એ પાયો અને અંતિમ લક્ષ્યને — આદિને ને અંતને — જોડનાર એક લાંબી લીટી હશે. તેની પ્રાથમિક ભૂમિકા વાંચવું, લખવું કે ગણવું નહિ હોય. માનવ ઇતિહાસમાં પણ તેની જરૂર બહુ પછી ઊભી થઈ છે. કાને સાંભળેલું, અને પુસ્તકમાં વાંચેલું જ્ઞાન આજકાલ કેળવણીના ધંધાનો મુખ્ય માલ બન્યું છે. તેને પણ યોગ્ય ભૂમિકાએ કેળવણીમાં સ્થાન જરૂર છે, પરંતુ કેળવણીની પ્રધાન વસ્તુ તેના કરતાં વધારે વિવિધ હશે. પુસ્તકિયું જ્ઞાન પૂરતું મેળવી લીધું, એટલે પછીની ભૂમિકાએ તે કૌશલ્યના બારીક પ્રકારોમાં પરિણમે એમ કરવામાં આવશે; આ રીતે તે જ્ઞાન તરીકે સંપૂર્ણ બનશે, અને એ ભૂમિકા પ્રાપ્ત કર્યા વિના કોઈને 'પદવીદાન' થશે નહિ. આવી કેળવણીની આખી પ્રક્રિયા દરમ્યાન — કે જે જીવનભરમાં વ્યાપેલી હશે — તેનું

લક્ષ્ય મનુષ્યની ‘સર્વાંગીણ’ કેળવણી રહેશે; મન કહેવાતા, કે આત્મા કહેવાતા, કે ચારિત્ર કહેવાતા, કે શરીર કહેવાતા, તેના કોઈ જુદા જુદા ભાગની તે કેળવણી નહિ હોય; પરંતુ તે ચારે ભાગોને અખંડ એકરૂપ બનતા સર્વાંગીણ મનુષ્ય કે બાળકની કેળવણી તે હશે માણસોને તેમનાં મગજ વડે જ વિચાર કરતાં શીખવવામાં નહિ આવે (કે જે એક પ્રકારની બેહૂદગી જ છે); પરંતુ તેમનાં સમગ્ર શરીર વડે વિચાર કરતાં શીખવવામાં આવશે. તમને કદાચ યાદ હશે કે, વર્જિલે પોતાના ‘એનીડ’ કાવ્યના પહેલા સર્ગમાં પેલી દેવીને એનીઝ આગળ પોતાનું દેવીપણું કોઈ સામાન્ય દેવીની પેઠે ચમત્કાર કરી બતાવીને પ્રગટ કરતી નથી વર્ણવી; પરંતુ પોતાની ચાલવાની અદ્ભુત પદ્ધતિ દ્વારા પ્રગટ કરતી વર્ણવી છે. તેની ચાલવાની ગતિ તેનું દિવ્યપણું જાહેર કરી દે — એ વસ્તુ અચૂક સૂચવે છે કે, દેવોને ત્યાં ‘પ્રાથમિક’ કેળવણી પ્રત્યે દુર્લક્ષ નથી કરવામાં આવતું’

એ જાતની કેળવણીની પદ્ધતિ ફુરસદ તેમ જ મજૂરી બંનેને માટે સંપૂર્ણ સમર્પક, એવી પદ્ધતિ હશે આપણે તેને મન અને શરીરના સહશિક્ષણની પદ્ધતિ કહી શકીએ સ્ત્રી અને પુરુષના સહશિક્ષણ કરતાં તે વસ્તુ કેટલીય વધારે અગત્યની છે. જે લોકોને તે કેળવણી મળી હશે તે વર્જિલની પેલી દેવીની પેઠે પોતાના સમગ્ર શરીર વડે વિચાર કરતા હશે. તેઓ પોતાના હાથ વડે થતા કામમાં આનંદ માણતા હશે, તથા કામકાજ કરતા હોય કે રમત કરતા હોય તોપણ આખો દિવસ દિવ્ય ગતિએ ચાલતા હશે. તેમનું જ્ઞાન માત્ર સાંભળેલી વાતોનું બન્યું નહીં હોય. તેઓ હંમેશ ‘ઉન્નત અવસ્થા’માં જ રહેતા હશે. સ્પેન્ગ્લરે ભાખેલાં હીન અવસ્થાવાળાં ટોળાં કે જે આપણી સંસ્કૃતિના વિનાશરૂપ થવાનાં છે, તે દેખાતાં બંધ થશે આજકાલ એ પદ્ધતિથી આપણે ઘણા દૂર છીએ.

મને ખબર છે કે, મેં એ પદ્ધતિનું જે લક્ષણ બાંધ્યું છે — કે એનો પાયો શારીરિક ખિલવણી હશે અને અંતિમ લક્ષ્ય કળા હશે, — તે વિષે ભારેમાં ભારે ગેર-સમજ થવાનો સંભવ છે. કોઈના મનમાં તેનાથી એવું દૃશ્ય જ ખડું થવાનું કે, તે પદ્ધતિમાં પ્રાથમિક ભૂમિકા વખતે લોકો મલખમ ઉપર ગુલાંટો ખાતા હશે, અને અંતિમ ભૂમિકાને વખતે બારીક કોતરકામ કરતા હશે. હું જો બીજા કોઈ સામાન્ય વર્ગને આ શબ્દો સંબોધતો હોત, તો તો મારે સમજાવવું પડત કે મારા કહેવાનો અર્થ એ નથી. પરંતુ તમારા જેવા શ્રોતાજનોને[1] સંબોધતી વખતે એવી સમજૂતીઓ આવશ્યક હોવી ન જોઈએ.

[પ્રિ૦ જૅક્સના અંગ્રેજી પરથી] ગો૦ પ૦

૧. આ વ્યાખ્યાન તેમણે ‘મૉડર્ન ચર્ચમૅન્સ કૉન્ફરંસ’ આગળ ઈ. સ. ૧૯૩૦માં આપ્યું હતું.

# તુકારામની વાણી

૨૯

तुज पाहावें हे धरितों वासना ।
  परि आचरणा नाहीं ठाव ॥ १ ॥
करिशी कैवार आपुलिया सत्ता ।
  तरि च देखता होईन पाय ॥ २ ॥
बाहिरल्या वेषें उत्तम दंडिलें ।
  भीतरी मुंडिलें नाहीं तैसें ॥ ३ ॥
तुका म्हणे वांयां गेलों च मी आहें ।
  जरी तुम्ही साहे न व्हा देवा ॥ ४ ॥

૨૯

હોંશ રાખું મને તને દેખું એવી,
  આચરણે નહિ પત્તો કાંઈ. ૧
નિજ બળે થાય મને તું સહાય,
  તો જ તારા પાય દેખી શકું. ટેક ૨
ઉત્તમ હું સજ્યો બાહ્ય આડંબરે,
  મુંડન અંતરે નહીં તેવું. ૩
તુકો કહે જીવન ગયું સર્વ એળે,
  જો નહિ વ્હારે ધાઓ, દેવ. ૪

३०

काम क्रोध आड पडले पर्वत ।
  राहिला अनंत पलीकडे ॥ १ ॥
तुंरुधवे मज न सांपडे वाट ।
  दुस्तर हा घाट वैरियांचा ॥ २ ॥
आतां कैचा मज सखा नारायण ।
  गेला अंतरोन पांडुरंग ॥ ३ ॥
तुका म्हणे व्यर्थ मोलावें शरीर ।
  गेलें हा विचार कळों आला ॥ ४ ॥

૩૦

કામ ક્રોધ ઊભા આડા આ ડુંગર,
  અનંતનું ઘર પેલી કોરે. ૧
ઓળંગી ન શકું, મળે નહિ વાટ,
  દુસ્તર આ ઘાટ વેરીઓનો. ટેક ૨
હવે કેમ મારા સખા નારાયણ,
  રહ્યા અંતર્ધાન, પાંડુરંગ. ૩
તુકો કહે મારો દેહ મહામૂલો,
  એળે જાય ચાલ્યો, જોઉં સ્પષ્ટ. ૪

કિ૦ ઘ૦ મશરૂવાળા

# વર્ધાયોજનાની નવીનતા

'શિ૦ સા૦'ના ગયા વર્ષના ૧૧મા અંકમાં 'એક શિક્ષક'નો 'વર્ધાયોજના—એક મૂંઝવતો પ્રશ્ન' એ મથાળાનો લેખ પ્રસિદ્ધ થયો હતો. તેમાં તે ભાઈએ યોજનાનો અર્થ સમજવા અંગે એક બે મૌલિક પ્રશ્નો ઉઠાવ્યા હતા. તેમના કહેવાનો મુખ્ય સાર એ હતો કે, વર્ધાયોજના એ શિક્ષણ આપવાની એક નવી પદ્ધતિ માત્ર નથી; તે કેળવણીમાં નવું જ દૃષ્ટિબિંદુ રજૂ કરનારી ક્રાંતિ છે, અને એનો મૂલમંત્ર જો ખોળવો હોય તો તે તેના જનક ગાંધીજીના જીવનમાંથી અને એમની કાર્ય-પ્રણાલીમાંથી મળી શકે. અને એમ પ્રસ્થાપીને તે ભાઈ કહે છે કે, ઉદ્યોગ એ કેળવણીનું વાહન છે એટલું જ નહિ, એ જ કેળવણી છે. અહીં માત્ર ઉદ્યોગનો અર્થ બરોબર સમજી લેવો જોઈએ. જે અર્થમાં કર્મ મુક્તિ અને આધ્યાત્મિક વિકાસનું સાધન છે તે જ અર્થમાં ઉદ્યોગ કેળવણીનું સાધન છે; અને તે અર્થમાં કર્મયોગની જેમ ઉદ્યોગ-યોગ શિક્ષણમાં સાધવો જોઈએ.

લેખકની ઉપરની સમજ વિષે ઘણે અંશે હું મળું છું. તે સમજ અત્યારે હું અહીં નથી ચર્ચવા ઇચ્છતો. પરંતુ એમના મંતવ્યમાં ભળી જાય, અથવા એ વિષે નવી વિચારદિશા તરફ આંગળી ચીંધે, એવું કેટલુંક ટાંચણ આજથી આઠદસ મહિના ઉપર એક બીજી ચર્ચાના પ્રસંગમાં મેં કરી રાખેલું, તે નીચે ઉતારું છું. 'એક શિક્ષક'ની મૂંઝવણ વિષે વિચાર કરવામાં આ ટાંચણ કાંઈક વિશદતા અર્પશે એમ માનું છું.

૧

વર્ધાયોજના એટલે 'ઉદ્યોગ દ્વારા શિક્ષણ' આપવાની પદ્ધતિ: એ આ યોજનાની નવીનતા છે; એમાં આ યોજનાની ખૂબી રહેલી છે. પરંતુ એ ખૂબી પ્રગટ કરવાને માટે ચાલુ ભણતરમાં એકાદ ગ્રામ-ઉદ્યોગ ઉમેર્યો એટલે નહિ ચાલે. કારણ, ઉદ્યોગ આ પદ્ધતિનું વાહન કલ્પવામાં આવ્યું છે, એક વિષયમાત્ર નહિ. એટલે કે, આખા શિક્ષણમાં—તેનાં બધાં અંગોમાં—ઉદ્યોગ તેના વ્યાપકમાં વ્યાપક અર્થમાં ઓતપ્રોત હોવો જોઈએ. કેન્દ્રવર્તી ઉદ્યોગમાંથી સર્વ વિષયોનું જ્ઞાન ફૂટવું જોઈએ એટલું જ નહિ, એ ઉદ્યોગ દ્વારા એમની મર્યાદા, એમનો વિકાસ, અને એમની હેતુમત્તાની પણ વ્યાખ્યા થવી જોઈએ. આ વસ્તુને શ્રી. કાકાસાહેબ 'અનુબંધ' કહે છે.

એ શબ્દ 'કોરિલેશન' માટે એમણે સૂચવ્યો છે. ગાંધીજીની નવી શિક્ષણ-પદ્ધતિની ચર્ચામાં આ શબ્દ ઝાકીર હુસેન સમિતિએ આણ્યો છે. ગાંધીજીએ તો હમેશાં પોતાની પદ્ધતિને આટલા જ શબ્દોથી વર્ણવી છે—'ઉદ્યોગ દ્વારા કેળવણી.' સમિતિએ તેની વ્યાખ્યા કરવામાં બે અંગ્રેજી શબ્દો વાપર્યા—'કોરિલેશન', 'કોઓર્ડિનેશન'. જો સમિતિએ હિંદુસ્તાનીમાં જ વિચાર કર્યો હોત તો આપણને આ શબ્દો માટે યોગ્ય પર્યાયો ખોળવાની પંચાત ન આવત, અને વિચાર સરળ થાત, અને સૌ કોઈ ઝીલી શકે એવી ભાષામાં તે વ્યક્ત થયો હોત.

ઝાકીર હુસેન સમિતિએ પોતે જે વ્યાખ્યા કરી તેમાં તેમણે જૂની પ્રથા પ્રમાણે એક નવો અભ્યાસક્રમ પણ સૂચવ્યો; તેમાં તેમણે ઉદ્યોગને એક વિષય તરીકે ઉમેરી આપ્યો; અને એમ જૂની ઘરેડમાં આખો અભ્યાસક્રમ ઘડી બતાવીને છેવટે સૂચવ્યું કે, ઉદ્યોગના અનુસંધાનમાં આ અભ્યાસક્રમ શીખવવો. એને સારુ એમણે શક્ય અનુસંધાનો પણ પોતાના નિવેદનના એક પ્રકરણમાં વર્ણવી બતાવ્યાં. આ પરથી સહેજે સમજાશે કે, એ વસ્તુ શુદ્ધ અનુબંધ-પદ્ધતિ ન રહી. એ તો જૂની પદ્ધતિનો જ વિષયવાર યોજેલો અભ્યાસક્રમ થયો; અને એમ કહેવામાં આવ્યું કે, ભણવાના વિષયોનો તે આખો સમુચ્ચય ઉદ્યોગના અનુસંધાનમાં શીખવવા પ્રયત્ન કરવો. આથી કરીને પેલા સવાલો ઊઠયા કરતા રહ્યા છે કે, અમુક વિષય અનુસંધાનમાં ન આવે તો શું કરવું? અને બીજી બાજુથી કૃત્રિમતાપૂર્વક કે મારીમચડીને સધાતાં હાસ્યાસ્પદ અનુસંધાનો બાબત ચેતવણીઓ આપવી પડે છે.

કેટલાંક ગાંધીજીનાં લખાણોમાં પણ આ જાતના સમુચ્ચયનો ખ્યાલ દેખાય છે. જેમ કે, જુઓ 'કેળવણીનો કોયડો' પા. ૪૪૭ પર નીચેનો ફકરો:

"આજે પ્રાથમિક, મિડલ અને હાઈસ્કૂલની કેળવણીને નામે જે ચાલે છે તેની જગા સાત કે વધારે વરસ પહોંચે એવી પ્રાથમિક કેળવણીએ લેવી જોઈએ. એ કેળવણીમાં અંગ્રેજીને બાદ કરતાં મેટ્રિક લગીના સર્વ વિષયો, અને તે ઉપર એકાદ ઉદ્યોગ, એટલાનું જ્ઞાન અપાય. ઉદ્યોગ એ જ્ઞાનનાં સર્વ ક્ષેત્રોમાં છોકરાછોકરીઓનાં મનનો વિકાસ સાધવાનો સાધનરૂપ હોય."

ગાંધીજીની નવી શિક્ષણપદ્ધતિના આ વિવરણનો આધાર લઈને ઝાકીર હુસેન સમિતિએ પોતાનું કામ કર્યું હોય એમ લાગે છે.

પરંતુ એ વિવરણ સાચા અર્થના અનુબંધને પ્રમાણતું નથી. સાચા અનુબંધને પ્રમાણીને પણ ગાંધીજીએ એક બીજે પ્રસંગે પોતાની પદ્ધતિને વર્ણવી છે, તે પણ સાથે સાથે જોવું જોઈએ. તે વર્ણન એમણે એક પ્રશ્નના જવાબમાં કરેલું છે. પ્રશ્ન આમ હતો:

"આ યોજનાની પાછળ કેન્દ્રવર્તી કલ્પના એવી છે ખરી કે, જેનો તકલીની સાથે સંબંધ ન સાધી શકાય એવી એક પણ વાત શિક્ષકે વિદ્યાર્થીને ન કહેવી ?"

ગાંધીજી—"આ તો મારી નાલેશી છે. બધા શિક્ષણનો કોઈક પાયાના ઉદ્યોગ સાથે સંબંધ સાધવો જોઈએ એમ મેં કહ્યું છે એ સાચું છે. તમે જ્યારે કોઈ ઉદ્યોગ માટે સાત કે દશ વર્ષના બાળકને જ્ઞાન આપતા હો ત્યારે, શરૂઆતમાં, એ વિષયની સાથે જેનું અનુસંધાન ન સાધી શકાય એવા બધા વિષયો તમારે છોડી દેવા જોઈએ. એમ રોજ રોજ કરવાથી તમે શરૂઆતમાં છોડી દીધેલી એવી ઘણી વસ્તુઓનું અનુસંધાન ઉદ્યોગ જોડે સાધવાના રસ્તા શોધી શકશો. આવી રીતે તમે શરૂઆતમાં કામ લેશો તો તમે તમારી પોતાની અને વિદ્યાર્થીઓની શક્તિ બચાવી શકશો....

"તમે પૂછશો કે, જે વિષયોનું અનુસંધાન ન સાધી શકાય તે ટાળી મૂકવાની ક્રિયા અમારે કેટલો વખત ચલાવવી? તો હું કહું કે જિંદગીભર. અંતે તમે જોશો કે, ઘણી ચીજો જે તમે પહેલાં શિક્ષણક્રમમાંથી બાતલ રાખેલી તેનો તમે સમાવેશ કર્યો હશે, અને તમે આખર સુધી જે બાતલ રાખી હશે તે બહુ નિર્જીવ ને તેથી બાતલ રાખવા લાયક જ હશે."

વાચક જોશે કે આ બરોબર અનુબંધ-ન્યાય છે. અહીં આગળ આખા અભ્યાસક્રમને ઉદ્યોગ દ્વારા—તેના અનુસંધાનમાં જેટલો સધાય તેટલો—મર્યાદિત અને વ્યાખ્યાત કરવાનો સ્પષ્ટ ઉલ્લેખ ગાંધીજીએ કરેલો છે. અને ખરું પૂછવામાં આવે તો ગાંધીજીની એ જ મૂળ કલ્પના પણ છે. તેથી જ તેઓ ઉપર આપેલા ઉતારામાં (હ૦ બં૦ ૨૬-૨-'૩૯ જુઓ) આગળ કહે છે :

"આ મારો જિંદગીનો અનુભવ છે. મેં ઘણી ચીજો બાતલ ન રાખી હોત તો હું જે ઘણી વસ્તુઓ કરી શક્યો છું તે ન કરી શક્યો હોત"

વાચકને અહીં આગળ હું ગાંધીજીના સ્વદેશીધર્મની યાદ આપવા ઇચ્છું છું. સ્વદેશીધર્મ એ મર્યાદાધર્મ છે: પ્રત્યક્ષ જીવન દ્વારા સેવાક્ષેત્રની મર્યાદા આંકવાનું એમાં દૃષ્ટિબિંદુ રહેલું છે. એવી જ એમની વર્ણધર્મની કલ્પના જુઓ. જન્મના ઋણ-અનુબંધથી જે ધંધામાં આવી લાગ્યા તેને વફાદાર રહી આજીવિકાનો માર્ગ સાધી લેવો, જેથી કરીને આજે જેને જીવનકલહ કહેવામાં આવે છે અને જેમાં ઝંપલાવવામાં જીવન-જોમ છે એમ કેટલાક માને છે, તેમાંથી માનવ-આત્મા બચી જાય અને પોતાના માનવ્યને વિકસાવવા માટે ખરેખરી નવરાશ મેળવે. અરે, એવા પુરુષનો એ વર્ણધર્મ જ એક જીવન-સાધના બની જાય. કેમ કે, ગીતાકારે નથી કહ્યું કે, પોતપોતાના સ્વધર્મથી એ જીવનદેવતાની અભ્યર્ચના કરતો, તો તેથી પણ માણસ સંસિદ્ધિ મેળવી શકે છે? એમ જ વાચક ગાંધીજીનો સ્વધર્મ-પ્રેમ યાદ કરે. આ બધા પરથી તે જોશે કે, પ્રત્યક્ષ પરિસ્થિતિ અને વસ્તુસ્થિતિના જીવંત અનુબંધમાં રહીને જીવન ખીલવવું એ સ્વધર્મ છે, સ્વદેશી છે, વર્ણધર્મ છે. અને હવે, એ જ આખી એક જીવનદૃષ્ટિસૂત્રીને તેઓશ્રી આગળ લઈ જઈ કહે છે: અને તેમાં જ માણસની કેળવણી પણ છે; તે જ ન્યાયે અને સિદ્ધાંતે કેળવણીશાસ્ત્ર ઘડાવું જોઈએ; તો જ જગતમાં અહિંસાની કેળવણી નિર્માઈ શકાશે. નહિ તો, બીજી બધી કેળવણી હરીફાઈ, શોષણ, અને પરિણામે આંતરકલહ પર જ રચાશે. પછી તેને સાર્વત્રિક અને મફત તો નહીં જ કરી શકાય.

પરંતુ અહીં આગળ એ દિશામાં વધારે લંબાવવાનું અસ્થાને છે. મારે કહેવાની મતલબ એટલી જ છે કે, શ્રી. કાકાસાહેબ જેને 'અનુબંધ' કહે છે એ ગાંધીજીની કેળવણીનું એક સાચું તત્ત્વ છે. પરંતુ, ગાંધીજીએ જ તેનું અન્ય નિરૂપણ પણ કર્યું છે અને તેને ઝાકીર હુસેન સમિતિએ પ્રમાણીને આખી યોજનાને ગતિ અને વ્યવસ્થિતિ આપી છે. અને એ વિના આજના જમાનામાં બીજો છૂટકો નહોતો. આજે જ્ઞાન-બોધ એટલો બધો વધ્યો છે — માહિતીના ભંડારો એટલા બધા બહુશાખ અને બહુસૂત્ર થયા છે કે, શાસ્ત્રીય રીતે શિક્ષણ આપવાને માટે અભ્યાસક્રમ યોજનારા એને પહોંચી વળવાને માટે વ્યવસ્થિત વિષયો જ પાડી શકે. અને એ જાતની યુક્તિ અંગ્રેજી કેળવણીએ આજ સુધીમાં આપણા દેશમાં બરોબર રોપી દીધી છે. તેથી કરીને ઝાકીર હુસેન સમિતિને, તેણે જે રીતે ગાંધીજીના 'ઉદ્યોગ-દ્વારા-શિક્ષણ' મંત્રને વ્યાખ્યાત કર્યો, તે વિના છૂટકો નહોતો. ઉપર કહી આવ્યો એમ, એમણે અભ્યાસક્રમ યોજ્યો તેમાં વિષયો આપ્યા, તેમાં ઉદ્યોગ ઉમેર્યો, એના અનુસંધાનમાં એ વિષયો શીખવવા એવી પદ્ધતિ સૂચવી. આજના શિક્ષણતંત્રને સમજાય એવી ભાષામાં આ વાત થઈ; તેથી નવી યોજનાનો અમલ પણ તરત શરૂ થઈ શક્યો. અને એની એક સૂચક વાત એ છે કે, અધ્યાપન મંદિરોમાં શિક્ષકોને ઉદ્યોગ શીખવવામાં આવ્યો, અનુસંધાનને અંગે કાંઈક સમજણ પાડવામાં આવી, અને ઝટ તેમને કામે ચડાવવામાં આવ્યા. બીજી સૂચક વસ્તુ એ છે કે, તેથી જ કરીને કેટલાક ગાંધીજીની પદ્ધતિને 'પ્રોજેક્ટ પદ્ધતિ' જ સમજવા લાગ્યા, યા તો પદ્ધતિ દ્વારા જ અનુસંધાન યોજવા લાગ્યા.

આ બધું જે થયું છે તે અનિવાર્ય હતું એમ કહી શકાય પરંતુ તે બધું વર્ધાયોજનાને નામે ખપે યા તેના ઉપરથી તે યોજનાના હાર્દનો આંક કઢાય તો તે બરાબર નથી. વર્ધાયોજના યા તો ઉપર જે અર્થમાં

આપણે જોયો તેવો અનુબંધ છે. પણ તે આજે, ગાંધીજીના વર્ણધર્મ જેમ, કોઈ ન સ્વીકારે તો તેનો બીજો અને અચૂક અર્થ એ છે કે, તે જ્ઞાનશાખાઓનો સમુચ્ચય નહીં પણ સમન્વય છે. અને હવે તે સમજવા તરફ આપણે વળીએ.

૨

શ્રી. વિનોબાએ વર્ધાયોજનાનું વસ્તુ સૂચવવા માટે 'સમવાય' શબ્દ યોજ્યો છે. તેમણે કયા અર્થમાં તે ઘટાવી બતાવ્યો છે એ મેં જોયું નથી. પરંતુ હું હવે પછી 'સમન્વય' જે અર્થમાં બતાવવા ચાહું છું તે અર્થમાં એ હોય તો 'સમન્વય'ને બદલે 'સમવાય' શબ્દ પણ ચાલે. સમન્વય અથવા સમવાય એટલે અનેકનું એકીકરણ; અનેકને એકરૂપતા અર્પતી, એકોદ્દેશ બનાવતી (co-ordination) વ્યવસ્થિતિ. ઉપર આપણે જોયું કે, ઝાકીર હુસેન સમિતિએ, અનેક વિષયો + ઉદ્યોગ + તેઓનું અનુસંધાનપૂર્વક શિક્ષણ = વર્ધાયોજના, એવું સમીકરણ માંડી બતાવ્યું અને ગાંધીજીએ પણ એવું જ એક વેળા કહ્યું છે. આ જો વર્ધાયોજનાનું સાચું સમીકરણ હોય તો તેમાં વિશેષ પદ કયું આવ્યું? ગાંધીજીએ વારંવાર કહ્યું છે કે વિષયો + ઉદ્યોગ = વર્ધાયોજના, એ સમીકરણ ખોટું છે. એટલે ઉદ્યોગ સાથે વિષયોનું અનુસંધાન એ ત્રીજું પદ આ યોજનાની વિશેષતા થઈ એમ તરત કોઈ કહેશે. મને લાગે છે કે, આ ખોટું છે, જોકે તાજેતરમાં મળેલી પૂના પરિષદમાં ઘણા લોકો આ જ વ્યાખ્યાના ભ્રમમાં પડેલા લાગ્યા. તેથી જ તેઓ અનુસંધાન ('કોરિલેશન') પર ખૂબ જ જોર દેતા હતા, —જાણે એમાં જ આખી યોજનાનું હાર્દ સમાયું છે. યોજનાનું હાર્દ આ જ હોય તો તેમાં કશું જ ક્રાંતિકારી નથી એમ હું તો માનું. અને એમાં કોઈ મૌલિકતા પણ ન રહે, કેમ કે એ તો 'કોરિલેશન' દ્વારા ઉદ્યોગ સાથેનું શિક્ષણ બની ગયું એવું શિક્ષણ આપની સંસ્થાઓ પશ્ચિમના દેશોમાં મળે અને 'કોરિલેશન' કાંઈ શિક્ષણશાસ્ત્રમાં નવી શોધ નથી. પશ્ચિમનું શિક્ષણશાસ્ત્ર એ પદ્ધતિથી અજ્ઞાત નથી. મારી દૃષ્ટિએ, આ યોજનાની મૌલિકતા તેની સમવાયદૃષ્ટિમાં રહેલી છે. અનેક વિષયોના શિક્ષણનો જ્યાં સંશ્લેષ કરવામાં આવે ત્યાં તે બધામાં વ્યવસ્થિતિ ઊભી કરવી જ જોઈએ. તે બધાનો પરસ્પર-સંબંધ બેસાડી આખું શિક્ષણ એક કરવું જોઈએ. નહિ તો આજ જેમ યુરોપમાં એકદિશ વિકાસના અનેક પ્રકારો ખીલ્યા છે તેમ થાય. જીવનનાં બધાં અંગોમાં જેમ આવો સમન્વય હોવો જોઈએ, તો જ જીવન સમૃદ્ધ અને એક અખંડ અથવા સર્વાંગ બની શકે, તેમ જ જીવનની કેળવણીને માટે પણ છે. ઇતિહાસ યુદ્ધ શીખવે અને ભૂગોળ લૂંટ શીખવે અને નીતિધર્મ અહિંસા શીખવે અને લગ્નપ્રથા અસંયમ શીખવે અને નગરધર્મ સ્વાર્થ શીખવે—એવું અરાજક ન હોઈ શકે. એક થવા માટે એ બધાંમાં સૂત્રરૂપે વ્યાપતું સમવાય-કારણ શોધવું જોઈએ, યોજવું જોઈએ, અર્પવું જોઈએ. કેળવણી એ કાંઈ પ્રકૃતિ નથી કે તમને એમાં આંતરભૂત કે વસ્તુગત એવું કોઈ કારણ આપોઆપ મળી રહે; કેળવણી તો સંસ્કૃતિ છે; એટલે તમારે તેમાં કારણે યોજવું જોઈ શે, ઊભું કરવું જોઈ શે, તેની ભાવના કરવી જોઈ શે, અને તે મનોગત જ હશે. પ્રકૃતિમાં રહેતો આદિમનુષ્ય અનુબંધથી કામ લઈ શકતો હતો. આજ જે સંસ્કૃતિમાં આપણે છીએ ત્યાં સમવાય જ કામ દઈ શકશે. બાકી આજના યુગનો અનુબંધ જુઓ તો તે એવો છે કે, આપણને યંત્રોદ્યોગવાદ, શસ્ત્રવાદ, સામ્રાજ્યવાદ અને માનવ-વિનાશ તરફ જ ઢસરડે. એ વર્ધાયોજનાનું વસ્તુ નથી; વર્ધાયોજના તો અહિંસાની કેળવણી છે.

વર્ધાયોજનામાં ગાંધીજીએ આવું સમવાય-બીજ અર્પ્યું છે તે એમના જ શબ્દોમાં જોઈએ. એ છે વર્ધાયોજનાનો ઉદ્દેશ. હિંદી 'નયી તાલીમ' માસિક શરૂ થયું ત્યારે તેમણે તેમાં આ શબ્દોમાં એ ઉદ્દેશ કહ્યો હતો:

"નવી કેળવણીનું નવાપણું સમજવાની જરૂર છે. જૂની કેળવણીમાં જેટલું સારું છે તે નવીમાં રહેશે; પરંતુ તેમાં પૂરતું નવાપણું હશે. નવી કેળવણી જો ખરેખર નવી હશે તો એનું ફળ એ હોવું જોઈએ કે, આપણામાં નિરાશા છે ત્યાં આશા જન્મશે, ગરીબીની જગાએ રોટલાની સામગ્રી તૈયાર થશે, બેકારીને બદલે ધંધોરોજગાર જાગશે, ઝઘડાની જગાએ એકતા થશે, અને આપણાં છોકરાછોકરીઓ લખવાવાંચવાનું શીખશે અને તેની સાથે સાથે હુન્નર પણ શીખશે, કે જે હુન્નર મારફત તેઓ અક્ષરજ્ઞાન હાંસલ કરશે."

ઝાકીર હુસેન સમિતિએ ગાંધીજીની આ વસ્તુને પોતાના નાગરિકતાના આદર્શમાં વણવાનો પ્રયત્ન કર્યો છે. અને એ આદર્શ આ યોજનાની નવીનતા છે અને એ એની મૌલિકતા પણ છે.

બીજી મૌલિકતા છે તે તો એ કે, આ હુન્નર ઉત્પાદક હોવા જોઈએ, અને એમ જો કરે તો શિક્ષણના ખર્ચનો કેટલોક ભાર 'સમિત્પાણિ' વિદ્યાર્થીઓ જ વહી લેશે, એ ગાંધીજીની સૂચના છે. પરંતુ એ આજ પ્રયોગ પર જ છોડવી ઠીક છે, અને કાંઈક કાળ ગયા પછી જ એ મહત્ત્વ પર આવશે. તેથી આજ એને વિચારવા કોઈ તૈયાર નથી. પણ ગાંધીજીનું એ બાબતનું કહેલું યાદ રાખવું જોઈએ કે, સ્વાવલંબન આ યોજનાની સચોટ કસોટી ('તેજાબી કસોટી'—એસિડ ટેસ્ટ) છે.

આ સમવાય સાધવા જતાં કેટલુંક અનુબંધનું રહસ્ય જરૂર હાંસલ થશે; પરંતુ કેવળ અનુબંધ પર નહિ નભી શકાય. જેમ કેવળ સ્વાવલંબન વર્ધાયોજના નથી, તેમ,

જ કેવળ અનુબંધ આજ અશક્ય છે; આપણા રાષ્ટ્રની અને માનવ સંસ્કૃતિની સમગ્ર હિતદૃષ્ટિએ સમવાય કે સમન્વય સાધવો એ જ વર્ધાયોજનાનો સાચો ઉદ્દેશ છે. એને માત્ર એક શિક્ષણપદ્ધતિ જ કરી નાખવાથી આ ઉદ્દેશ નજર બહાર થવાનો પૂરો ભય રહે છે.

આમ ત્યારે અનુબંધ કે અનુસંધાન, સમવાય કે સમન્વય, અને સ્વાવલંબન કે ઉત્પન્ન એ ત્રણ લક્ષણોમાં વર્ધાયોજનાનું રહસ્ય આવી જાય છે. એની શિક્ષણ-પદ્ધતિ છે ઉદ્યોગ દ્વારા. એને આપણે ટૂંકમાં શિક્ષણની 'ઉદ્યોગ-પદ્ધતિ' કહેવી ઘટે, જેનાં બે લક્ષણ છે, અનુબંધ અને સમવાય કે સમન્વય.

૯-૧૧-'૩૯ મગનભાઈ દેસાઈ

# 'કે'-વિરામ

'પાટીદાર' મંદિર, આણંદથી શ્રી. નરસિંહભાઈ પટેલ નીચે પ્રમાણે એક ચર્ચાપત્ર લખી મોકલે છે, તે તેમનાં જ વિરામચિહ્નો રાખી નીચે ઉતારું છું:

"'શિક્ષણ અને સાહિત્ય'ના ઑગસ્ટના અંકમાં 'પરિણામે' શબ્દના પ્રયોગ ઉપર ચર્ચા આવી છે. આપ માનો તે સાચું જ છે કે એ શબ્દ સપ્તમીના અર્થમાં વપરાયો છે અને તે યોગ્ય જ છે.

**અલ્પવિરામનું સ્થાન**

'હું જાણું છું, કે તમે સારા છો.' આ વાક્યમાં અલ્પવિરામ (,) ક્રિયાપદ અને ઉભયાન્વયી 'કે' વચ્ચે આવે છે અને તે જ યોગ્ય છે. કારણ, કે: ૧ એ વાક્યનું પૃથક્કરણ કરતાં જણાશે, કે 'કે તમે સારા છો,' એ આખું ગૌણ વાક્ય 'જાણું છું' એ સકર્મક ક્રિયાપદના કર્મ રૂપે આવ્યું છે. આથી એ 'કે' એ કર્મવાક્યની જ સાથે જાય અને તેથી અલ્પવિરામ તેની પહેલાં મુકાય, પછી નહિ જ.

૨. આપણે અંગ્રેજી ભાષામાંથી તેનું અનુકરણ કરીને બધાં વિરામચિહ્ન ગુજરાતી ભાષામાં સ્વીકાર્યાં છે, અને અંગ્રેજી ભાષામાં પણ અલ્પવિરામનું સ્થાન મેં ઉપર બતાવ્યું તે જ છે. ત્યારે ખાસ કારણ વિના તે આપણે બદલવું ન જોઈએ.

પણ 'નવજીવન પ્રકાશન મંદિર'નાં સૌ પ્રકાશનોમાં 'કે' પછી અલ્પવિરામ મુકાય છે. ઉદાહરણ આપું: 'શિક્ષણ અને સાહિત્ય'ના ઉપર જણાવેલા અંકમાં પૃ. ૪૨૫થી આપનો 'ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના બંધારણમાં ફેરફાર' વિષે જે લેખ પ્રકટ થયો છે, તેના બીજા ફકરાની તેમ જ ત્રીજા ફકરાની પણ છઠ્ઠી લીટીમાં એ જ પ્રમાણે 'કે' પછી અલ્પવિરામ મુકાયું છે. આનું કારણ શું?

આ ચર્ચાપત્ર 'શિક્ષણ અને સાહિત્ય'માં પ્રકટ કરી એ પ્રશ્ન ઉપર ચર્ચા ચલાવશો એવી આશા છે."

'કે' અવ્યયની આગળ કે પાછળ અલ્પવિરામ-ચિહ્ન મૂકવું એ ચર્ચા જરૂર ઉપાડવા જેવી ગણાય. વિરામચિહ્નોના ઉપયોગ બાબત આપણાં ઉપલબ્ધ વ્યાકરણનાં પુસ્તકો જોતાં, એની ચર્ચા થયેલી ક્યાંય જોવા મળતી નથી; તેથી એ ઉપાડવી તે વિશેષે જરૂરી બને છે. શ્રી. નરસિંહભાઈ, 'શિ૦ સા૦' 'કે'ની પાછળ અલ્પવિરામ ચિહ્ન વાપરે છે, એમ જે અનુમાને છે તે બરોબર છે. અને તેનું કારણ શું એમ પૂછે છે. તે રજૂ કરવા અગાઉ 'કે' પહેલાં મૂકવાને માટે તેમણે રજૂ કરેલી દલીલો તપાસી જઈએ.

પ્રથમ તો 'કે'ને કયું અવ્યય કહેવું એ બાબત મને એક શંકા છે તે કહી જાઉં. સામાન્યપણે તેને ઉભયાન્વયી કહેવામાં આવે છે અને ઉપરના ચર્ચાપત્રમાં પણ એમ જ બતાવ્યું છે. એમાં ટાંકેલા વાક્યના મુખ્ય ઉપવાક્ય 'હું જાણું છું' અને ગૌણ વાક્ય 'તમે સારા છો' એ ઉભયનો અન્વય કરનારો 'કે' હોવાથી, શબ્દશઃ તે ઉભયાન્વયી તો ઠરે છે. પરંતુ એક વસ્તુ એમાં એ યાદ રાખવાની છે કે, આવે સ્થાને 'કે' ન પણ આવે તોય ચાલે છે.

"હું જાણું છું, તમે સારા છો" એમ પણ કહી શકાય. 'અને,' 'પણ' 'અથવા-કે-યા' એ ઉભયાન્વયી અવ્યયો છે; તેમનો, સામાન્યપણે, આ રીતે અધ્યાહાર રાખી શકાતો નથી. ચર્ચાસ્પદ 'કે'નો અન્ય ઉભયાન્વયી અવ્યયોથી આ એક ફેર. બીજો એથી મોટો છે, જેને લઈને તેની જાત વિષે હું શંકા સેવું છું.

અને-પણ-અથવા-આદિ ઉભયાન્વયી અવ્યયો જે બે પદ કે વાક્યોને જોડે તે સમાનાધિકાર હોય છે. જેમ કે, રામ અને લક્ષ્મણ, સારું પણ મોંઘું; ખાધું પીધું અને રાજ કર્યું. આ દાખલાઓમાં નામ નામ સાથે, વિશેષણ વિશેષણ સાથે, ક્રિયા ક્રિયા સાથે અન્વય પામે છે. ભિન્ન પ્રકારનાં પદો— એટલે કે, નામ અને નામેતર પદ કે વિશેષણ અને

તદ્દ-ઇતર પદ — ઉભયાન્વયી અવ્યયથી નથી જોડાતાં. તેવું જ ઉપવાક્યોમાં પણ હોય છે. બે મુખ્ય વાક્યો, બે સમાનજાતિ ગૌણ વાક્યોને ઉભયાન્વયી અવ્યયો જોડે છે. તેથી અંગ્રેજી વૈયાકરણી 'ઉભયાન્વયી'ના બે મોટા પ્રકાર માને છે—સમાનાધિકાર-અન્વયી અને ગૌણાધિકાર-અન્વયી. 'કે'ને મળતો લાગતો 'that' બીજા પ્રકારમાં આવે છે.

આ તો 'કે' વિષે પ્રારંભિક વાત જ થઈ. તેના ઉપસ્થિત મુદ્દા તરફ વળીએ.

(૧) 'કે'ને ગૌણ કર્મવાક્ય 'તમે સારા છો' એના જ ભાગ તરીકે ચર્ચાપત્ર બતાવે છે. એ હું બરોબર નથી માનતો. 'કે' તો કર્મવાક્યનું પ્રારંભક અવ્યય છે, અને આગલા મુખ્ય વાક્યમાં કર્મની જે અપેક્ષા છે તેને 'કે' દ્વારા પૂરવામાં આવે છે. તેથી સ્વ૦ કમળાશંકરે તેનું યથાર્થ વર્ણન આપ્યું છે કે, 'કે' અપેક્ષાપૂરક વાક્યારંભક (ઉભયાન્વયી) અવ્યય છે. જો 'કે' અપેક્ષાપૂરક છે તો જ્યાં તે અપેક્ષા પૂરે છે ત્યાં તેનું સ્થાન બંધબેસતું નથી ?

(૨) અંગ્રેજીમાં 'that' આગળ પાછળ વિરામ-ચિહ્ન ન કરવાનો નિયમ ચાલે છે. એને જ જો અનુસરીએ તો 'કે'-વિરામ ક્યાંય જોઈએ જ નહિ. અને આપણા લેખકવર્ગમાં 'કે'-વિરામ નહિ વાપરનારા (તે સાભિપ્રાય નથી વાપરતા કે વિરામ-ચિહ્ન બાબત સામાન્યપણે વર્તતી ઉપેક્ષાને અજાણ્યે અનુસરીને — તે જાણતો નથી. છતાં સાભિપ્રાય લાગતા) જોવા મળે છે.

અંગ્રેજીમાં 'that' આગળ કે પાછળ અલ્પ-વિરામ મુકાયેલાં જોવા મળે છે તે સ્વતંત્ર કારણને લઈને — 'that' છે માટે નહિ — હોય છે, એ અહીં હું ચર્ચામાં નથી આણતો. 'કે'-વિરામ અંગ્રેજીમાં તો નથી. એટલે અંગ્રેજીનું અનુસરણ કરવું જ હોય, તોપણ 'કે' પૂર્વે અલ્પવિરામ સિદ્ધ નથી થતો.

અને હું માનું છું કે, જો કરવો જ હોય તો 'કે' પછી કરવાને કારણ છે. તે તરફ હવે વળું.

'કે'-વિરામનો વિચાર તેના સમગ્ર ઉપયોગને જોઈને કરવો જોઈએ. કારણ કે, એટલે કે, જેમ કે, વગેરેમાં પણ આ 'કે' છે. એ બધામાં 'કે' પછી જ સામાન્યપણે અલ્પવિરામ થાય છે; જોકે શ્રી. નરસિંહભાઈ તેમના ચર્ચાપત્રમાં (કારણ, કે) વચ્ચે મૂકવાની વિચિત્ર રીત અખત્યાર કરે છે, તે શું પોતાના મતની નિરપવાદતા બતાવવા પૂરતું જ અવનવાપણું ?

અંગ્રેજીમાં નીચે મુજબનાં વાક્યોમાં 'that' વારંવાર આવે છે: "I tell you that he has not erred, that his record is clean on the point, that he is ready to stand any scrutiny, and that . . . ." હવે આવાં કથનોમાં, આપણા 'કે'નો ઉપયોગ જુઓ. 'હું તમને કહું છું કે, તે નિર્દોષ છે, તેનું પૂર્વજીવન નિર્દોષ છે, . . . .' આવા પ્રકારના વાક્યમાં 'કે' દરેક કર્મવાક્યે ફરી નથી વાપરતા. વાપરીએ તો તે સારો નથી લાગતો. એટલા પૂરતો આપણો 'કે' 'that'ની સરખામણીમાં નથી બેસતો. 'and that' પેઠે 'અને કે' તો આપણને જુલમ જ લાગશે. તો પછી 'કે'થી બધાં કર્મવાક્યોનો વિચ્છેદ છતાં અનુબંધ બતાવવા, તેને મૂળ મુખ્ય વાક્ય જોડે જ રાખવો એ ઠીક નથી ?

છેવટે, 'કે'નો પદચ્છેદ ઉભયાન્વયી અન્વય જ કરવો ? અન્વયનું કામ અન્ય જાતનું પદ પણ આપી તો શકે છે. જેમ કે, જે-ને સંબંધક સર્વનામ, જ્યારે-ત્યારે કાળવાચક, જો-તો શરતવાચક, જ્યાં-ત્યાં સ્થળવાચક ૪૦ જોડકાં ક્રિયાવિશેષણો. અંગ્રેજીમાં ગૌણ-અન્વયી (ઉભયાન્વયી) અવ્યયો જેવું આપણી ભાષામાં છે એમ જો માનીએ તો તેવું અવ્યય કદાચ 'કે' એકલું જ લાગે છે. (આ લખતાં તરત સૂઝે છે તે પરથી કહું છું.) તો પછી એને ઉભયાન્વયી અવ્યય-વર્ગથી અલગ પાડી નવું જ અવ્યય ન કહી શકાય ?

આ જાતની વિચારણા પરથી, વિરામચિહ્ન મૂકવું હોય તો 'કે' પછી મૂકવું એમ મને લાગે છે. ન જ મૂકવું એમ જો પાળી શકાય તો તો ઝઘડો જ મટે છે. પરંતુ કોઈ કોઈ વાક્યો એવાં લાંબાં આવે છે કે મૂકવાનું જરૂરી લાગે છે. ત્યાં 'કે' પછી મૂકવું યોગ્ય છે. અને એ રીતે 'શિ૦ સા૦' જ એકલું વાપરે છે એમ નથી; શિષ્ટ લેખકોના પણ દાખલા છે. વ્યાકરણપ્રેમી અને શુદ્ધલેખનપ્રેમી વિદ્વાન વાચકો આ વિષે વધુ પ્રકાશ પાડશે એવી વિનંતી છે.

તા. ૧૬-૪-'૪૦ મગનભાઈ દેસાઈ

# વહેવારુ ખગોળ—૧૩

## તિથિ, તારીખ અને વારનો હિસાબ

ગુજરાતમાં જે જાતનું પંચાંગ ચાલે છે, તેની સમજણ આપણે પૂરી કરી. હિંદુસ્તાનના જુદા જુદા ભાગોમાં જુદી જુદી જાતનાં પંચાંગો ચાલે છે. સંવત, મહિના અને તિથિઓમાં પણ ફરક હોય છે. આનો સામાન્ય પરિચય કરીશું. પણ તે પહેલાં દેશી અને અંગ્રેજી પંચાંગોની વચ્ચેનો હિસાબ અને એ બંનેનો વારની સાથેનો હિસાબ સમજી લઈએ.

પહેલાં અંગ્રેજી તારીખ અને વારનો હિસાબ સમજીએ, કારણ કે આ હિસાબ સૌથી સહેલો છે. આ વિષય ઘણા જાણે છે. માસિકોમાં આ ઉપર ઘણી વખત લેખો આવે છે. તેના કોઠાઓ પણ તૈયાર થયા છે. અને કાગળના બે કકડાઓને અમુક નિયમ પ્રમાણે એક બીજા પર મૂકવાથી કોઈ પણ અંગ્રેજી વર્ષના કોઈ પણ મહિનાની તારીખોએ કયા વાર આવશે તે જાણવાનાં સાધનો પણ તૈયાર મળે છે અને તેને કાયમી પંચાંગ (કૅલેન્ડર) કહેવામાં આવે છે. આમ છતાં વાચકને આ બધાંની શોધમાં જવું ન પડે તે ખાતર અને આપણી લેખમાળાની સંપૂર્ણતા ખાતર આપણે તે અહીં આપીશું.

અત્યારે ઇગ્લંડમાં પંચાંગની જે પદ્ધતિ ચાલે છે તે ત્યાં ઈ. સ. ૧૭૫૨માં દાખલ થઈ. આને 'નવી પદ્ધતિ' કહે છે. આ પદ્ધતિ પ્રમાણે, જે વર્ષના આંકડાને ૪ વડે ભાગતાં શેષ ૦ વધે, તે વર્ષમાં ફેબ્રુઆરીના ૨૯ દિવસ અને બાકીનાં વર્ષોમાં ૨૮ દિવસ આવે છે; પણ સેંકડાના વર્ષના આંકડાને ૪૦૦ વડે ભાગતાં શેષ ૦ વધે, તો તે ફેબ્રુઆરીના ૨૯ દિવસ, નહિ તો ૨૮ દિવસ આવે છે. જેમ કે ૧૯૩૮, ૧૯૩૯, ૧૯૪૧, ૧૮૦૦, ૧૯૦૦, ૨૧૦૦, એ વર્ષોમાં ફેબ્રુઆરીના ૨૮ દિવસ, પણ ૧૯૩૬, ૧૯૪૦, ૧૯૪૪, ૨૦૦૦, ૨૪૦૦, ૨૮૦૦, એ વર્ષોમાં ફેબ્રુઆરીના ૨૯ દિવસ આવે છે. બાકીના મહિનાઓમાં એપ્રિલ, જૂન, સપ્ટેંબર અને નવેંબરના ૩૦ દિવસ અને બાકીના મહિનાઓના ૩૧ દિવસ હોય છે.

હવે પછીના ગણિતમાં, ટૂંકાણ ખાતર, ફેબ્રુઆરીના ૨૮ દિવસવાળા વર્ષને શુદ્ધ વર્ષ અને ૨૯ દિવસવાળા વર્ષને પ્લુત વર્ષ કહીશું. શુદ્ધ વર્ષના કુલ દિવસ ૩૬૫ અને પ્લુત વર્ષના ૩૬૬ હોય છે. ૩૬૫ અને ૩૬૬ ને ૭ થી ભાગતાં અનુક્રમે ૧ અને ૨ શેષ વધે છે, તેથી તારીખને હિસાબે વાર શુદ્ધ વર્ષમાં ૧ અને પ્લુત વર્ષમાં ૨ દિવસ જેટલો આગળ વધે છે; જેમ કે ૧૯૩૯ના જાન્યુઆરીની ૧લી તારીખે રવિવાર હતો, ૧૯૪૦ની જાન્યુઆરીની ૧લી તારીખે સોમવાર હતો અને ૧૯૪૧ની જાન્યુઆરીની ૧લી તારીખે બુધવાર આવશે. આટલા જ્ઞાન ઉપરથી કોઈ પણ વર્ષની કોઈ પણ તારીખે કયો વાર હશે તે બહુ સહેલાઈથી જાણી શકાશે. આની રીત એક દાખલો ગણી બતાવવાથી બહુ સહેલાઈથી સમજાવી શકાશે:

ઉદા० ૧લું. મહાત્મા ગાંધીજીનો જન્મ ઈ. સ. ૧૮૬૯ના ઑકટોબરની ૨જી તારીખે થયો હતો; તે દિવસે કયો વાર હતો?

૧૮૬૯ના ઑકટોબરની ૨જીથી ૧૯૪૦ના ઑકટોબરની ૨જી સુધીના બરાબર ૭૧ વર્ષના ગાળામાં ફેબ્રુઆરીની ૨૯ તારીખ સૌથી પહેલાં ૧૮૭૨માં અને સૌથી છેલ્લે ૧૯૪૦માં આવી. ૧૮૭૨થી ૧૯૪૦ સુધીનાં ૬૮ વર્ષમાં પ્લુત વર્ષો, ૪ વર્ષે ૧ને હિસાબે, ૧૭ થાય. પણ તે પૈકી ૧૯૦૦નું વર્ષ પ્લુત નહોતું, તેથી ૧૬ થાય. તેમાં ૧૮૭૨નું વર્ષ ઉમેરતાં આ ૭૧ વર્ષના ગાળામાં ૧૭ પ્લુત વર્ષો આવ્યાં. (અહીં ૧૯૪૦ના ઑકટોબર માસની વાત હોવાથી ૧૯૪૦-ના પ્લુતપણાને હિસાબમાં લીધું છે. જાન્યુઆરી કે ફેબ્રુઆરીની વાત હોત, તો આપણે આ પ્લુતપણાને હિસાબમાં લેત નહિ, કારણ કે પ્લુતપણાની અસર ફેબ્રુઆરી પછી થાય છે.) ૭૧ શુદ્ધ વર્ષમાં વાર ૭૧ દિવસ જેટલો આગળ વધે છે. તે ઉપરાંત ૧૭ પ્લુત વર્ષોના ૧૭ દિવસ ઉમેરતાં, આ ૭૧ વર્ષના ગાળામાં વાર એકંદરે ૭૧+૧૭=૮૮ દિવસ જેટલો આગળ વધ્યો; ૮૮ ને ૭થી ભાગતાં શેષ ૪ વધે છે, તેથી વાર ૪ દિવસ જેટલો આગળ વધ્યો એમ ગણી શકાય. તેથી, ૧૯૪૦ના ઑકટોબરની ૨જી

તારીખે બુધવાર હોવાથી ૧૮૬૯ના ઓક્ટોબરની ૨૭ તારીખે વાર બુધવારથી ૪ દિવસ એટલે પાછળ એટલે શનિવાર હતો.

ઉદા૦ ૨જું. ઈ. સ. ૧૮૬૯ના ઓક્ટોબરની ૨૭ તારીખથી ઈ. સ. ૧૯૪૦ના ઓક્ટોબરની ૨૭ તારીખ સુધી કેટલા દિવસો થાય? આ ઉપરથી ૧૮૬૯ના ઓક્ટોબરની ૨૭ તારીખનો વાર કાઢો.

• આ ૭૧ વર્ષો જો શુદ્ધ વર્ષો હોત તો તેના દિવસ ૭૧×૩૬૫=૨૫,૯૧૫ થાત. પણ આ દરમ્યાન ૧૭ પ્લુત વર્ષો હોવાથી (જુઓ ઉદા૦ ૧લું) આ ૭૧ વર્ષોના કુલ દિવસ =૨૫,૯૧૫+૧૭=૨૫,૯૩૨ છે. આને ૭થી ભાગવાથી ૪ શેષ વધે છે, તેથી આ ગાળામાં વાર ૪ દિવસ આગળ વધ્યો છે. તેથી, ૧૯૪૦ના ઓક્ટોબરની ૨૭એ બુધવાર હોવાથી ૧૮૬૯ના ઓક્ટોબરની ૨૭એ વાર બુધવાર કરતાં ૪ દિવસ પાછળ એટલે શનિવાર હતો.

આવતા અંકમાં તિથિ અને તારીખ વચ્ચેનો અને તિથિ અને વાર વચ્ચેનો હિસાબ સમજીશું.

હરિહર ભટ્ટ

# ગીતાધર્મ વિષે બે પ્રશ્નો

શ્રી. તંત્રીજી, શિક્ષણ અને સાહિત્ય.

ગીતા આજને અતિ બારીક પ્રસંગે આપણને શું કહે કે શીખવે છે એ ખોળવું બહુ સ્વાભાવિક છે. તેથી આપે ગયા અંકમાં શ્રી. કિશોરલાલભાઈનો એક લેખ છાપ્યો તે ઘણાને ગમ્યો હશે — મને તો ગમ્યો. તે પરથી પ્રેરાઈને એક બે ખુલાસા પૂછું છું. તે આપ યા તો કિશોરલાલભાઈ, ગાંધીજી યા અન્ય કોઈ અધિકારી પાસે રજૂ કરો તો સારું. મને લાગે છે કે, મારી જેમ બીજાને પણ એ પૂછવા જેવા લાગશે.

૧. અર્જુન લડવાનું ના પાડે છે ત્યારે તેમાં કોઈ ડરપોકપણું તો નથી જ તેને લડનો કરવામાં એક દલીલ શ્રીકૃષ્ણે આવી કરી છે:

'સ્વધર્મ ને કીર્તિ છાંડી પામીશ પાપને......
ડરીને રણ તેં ટાળ્યું માનશે સૌ મહારથી,'

(આનું વિસ્તૃત કથન—જુઓ ગીતાધ્વનિ, ૨-૩૩થી ૩૬)

અને એ જ બાબત ચર્ચતાં પૂ. ગાંધીજીએ આવું રૂપક કહી સમર્થન કર્યું છે: "કલાકના ૪૦ માઈલને વેગે ચાલનારી ટ્રેનમાં બેઠેલાને મુસાફરી પ્રત્યે એકાએક વૈરાગ્ય થતાં તે ટ્રેનમાંથી ભૂસકો મારે તો તેણે આત્મહત્યા કરી. તે કંઈ મુસાફરીનું કે ટ્રેનમાં બેસવાનું મિથ્યાત્વ નથી શીખ્યો. એમ જ અર્જુનનું હતું. અહિંસક કૃષ્ણ અર્જુનને બીજી સલાહ ન જ આપી શકે." (નવજીવન તા. ૧૧-૧૦-'૨૫)

આજ ઇંગ્લન્ડને માટે પણ આ લાગુ ન પડે? છતાં ગાંધીજી શું કામ એને ન લડવાનું કહે છે? એને નિઃશસ્ત્ર લડવાનું કહેવું એ પરાયો ધર્મ પરખાવવા જેવું નથી? ટ્રેનમાં બેઠેલા જેવી જ દશા ઇંગ્લેન્ડની નથી? પછી તેને પરધર્મમાં ભૂસકો મારવાની સલાહ શું કામ?

૨. બીજો પ્રશ્ન પણ એવો જ છે. ગીતાકારે અર્જુનને લડનો કરવાને માટે એક બીજી દલીલ કરી છે:

'કર્મે આસક્ત અજ્ઞાનો કરવો બુદ્ધિભેદ ના'

(આ દલીલનું વિસ્તૃત કથન જુઓ ગીતાધ્વનિ ૩-૨૫થી૨૯.)

ગાંધીજી પણ શિષ્ટાચારને માનતા લાગે છે. લોકને ખાતર પણ કેટલીક વસ્તુઓ કરવી જોઈએ એવું એ કદાચ કહે. તો શું અહિંસાની વાત લોકોની બુદ્ધિમાં ભેદ ઉત્પન્ન કરવા જેવી નથી? જ્ઞાની કે વધારે સમજુ લોકોનો કે નીડર અને બહાદુર લોકનો એ ધર્મ અણસમજુ કે ડરપોકને કહેવો, એ ઉપલા ગીતાવાક્યથી વિરુદ્ધ નથી જતું?

આશા છે કે આના ખુલાસા મેળવવા માટે આપ ઘટતું કરશોજી.

લિ. એક ગીતાભક્ત

[શ્રી ગીતાભક્તનો પ્રશ્ન સીધો પ્રસિદ્ધ કરું છું એટલે કિશોરલાલભાઈ ઉપરાંત અન્ય અધિકારી વાચકો પણ તે વાંચશે. શ્રી કિશોરલાલભાઈ કે કાકાસાહેબ પાસેનો ખુલાસો તો તમે મેળવી શકો; પણ પૂ. ગાંધીજી પાસેથી મેળવવાની તો લાચારી જ જાહેર કરું, કેમ કે એમને આને માટે સમય ન હોય. છતાં તમે એમની અઠવાડિક પ્રશ્નપેટીમાં આ પ્રશ્ન સ્વતંત્ર રૂપે મોકલાવી શકો છો. તંત્રી, શિ૦ સા૦]

# બારેજાની દાક્તરી તપાસ

[ ડૉ. મનુભાઈ જ૦ ત્રિવેદી, એમ. ડી., એ અમદાવાદ જિલ્લા લોકલ બોર્ડની વતી, સેવાભાવે, બારેજા ગામની દાક્તરી તપાસ કરી હતી. આ તપાસ એવી વ્યાપક છે કે, તેનો હેવાલ શિક્ષકો અને પ્રજાસેવકો તથા સામાન્ય પ્રજાજનને પણ આપણાં ગામડાંનો સારો ચિતાર આપે છે. શહેરમાં વસતા પ્રજાજનો તેમાંથી આપણા ગ્રામીણ પ્રશ્નો વિષે ચોકસ અને શાસ્ત્રીય ઢબે એકઠી કરેલી માહિતી મેળવી શકશે. આ હેવાલ બહુ લાંબો નથી. તેનો મુખ્ય જાણવા જેવો ભાગ બેચાર હપતે 'શિ૦ સા૦'ના વાચકો આગળ મૂકવા ધારું છું. આ તેનો પહેલો હપતો છે. તંત્રી, 'શિ૦ સા૦' ]

દક્ષિણ દસક્રોઈ તાલુકાનું સૌથી મોટું ગામ બારેજા છે. અમદાવાદ અને બારેજડીથી નજીક હોવાને લીધે આ ગામ આસપાસનાં ગામડાંઓ માટે વેપારનું મથક બન્યું છે. લગભગ ૨૭ ગામડાંઓ પોતાની જરૂરિયાતની વસ્તુઓ બારેજાના બજારમાંથી મેળવી લે છે.

ગામતળનું ક્ષેત્રફળ ૮૮ એકર ૧ ગુંઠો છે. ગામની આસપાસ ઘણાં તળાવો છે. એમાં મુખ્ય ત્રણ છે. તળાવ, ઉકરડા વગેરેની જમીન ગણતાં ગામતળની જમીન ૩૭૩ એકર જેટલી થાય છે. આ ગામથી અમદાવાદ સુધી ડામરનો રસ્તો છે બારેજડી જવાની પાકી સડક છે; તેમ જ નવાગામ-નાયકા થઈ ખેડા જવાની પાકી સડક છે. ઉપર જણાવેલા રસ્તાઓને લીધે મોટરબસોની અવરજવર ઘણી વધી ગઈ છે. નહેરખાતાની નહેર ખેતીનું પાણી મુખ્યત્વે પૂરું પાડે છે.

બારેજા વાર્ષિક રૂા. ૧૬,૫૩૫ જમીનમહેસૂલ તરીકે ભરે છે. લોકલ ફંડ સેસ રૂા ૧૧૮૩ થાય છે. ગામ-પંચાયતને વાર્ષિક રૂા. ૫૫૦ની આવક છે.

ગામ પંચાયત તરફથી ગામમાં ૫૦ દીવાઓ જુદા-જુદા લત્તાઓમાં મૂકવામાં આવ્યા છે; તેમ જ ચોમાસા

**રસ્તા**

સિવાય ગામ સાફ રાખવા માટે ગામ-સફાઈની યોજના રાખવામાં આવી છે આ વર્ષે વરસાદ મોડો થવાથી આ કામ ૧૫મી જુલાઈ લગી ચાલુ રાખવામાં આવ્યું હતું. આ વર્ષે ધર્મશાળાથી બજારમાં થઈને અમદાવાદની સડક લગી પાકો રસ્તો બનાવવામાં આવ્યો છે. ચોમાસામાં વરસાદનું પાણી ભરાઈ ન રહે તે માટે પણ વ્યવસ્થા કરી છે આ રસ્તાથી બજારની ઘણી ગંદકી ઓછી (ખાસ કરીને ચોમાસામાં) થશે એમ જરૂર માની શકાય. હવે બજારમાંથી ખેડા જવાની પાકી સડક સુધી પાકો રસ્તો બનાવવાની જરૂર છે.

ચોમાસામાં અવરજવરની ખાસ અડચણ હરિજનોને છે. હરિજનવાસ જુદો હોઈ ગામથી નીચાણમાં એક છેડા ઉપર છે. ચોમાસામાં ગામમાંથી હરિજનવાસ જવા માટે લગભગ ખભા જેટલા પાણીમાં થઈને પસાર થવું પડે એવો સામાન્ય મત છે. આ અગવડને લીધે હરિજનોને મેલેરિયા, શરદી અને ભેજથી થતા રોગો તથા ચામડીના રોગોથી વધારે પીડાવું પડે એ વાત દેખીતી છે. ચોમાસામાં આ પાણીનો પ્રવાહ યોગ્ય કાંસ, અથવા અમુક પ્રકારના 'સબ સૉઈલ ડ્રેનેજ' વડે લીધો હોય તો સારું. આ ઉપરાંત હરિજનવાસ લગી પાકી સડકની જરૂર તો છે જ.

અમારી તપાસ દરમિયાન, રસ્તા-સફાઈનું કામ બંધ હોવાને લીધે અને ગામનાં ઢોરોના અમુક રોગને કારણે રસ્તામાંથી છાણ ભેગું કરવાની કરાયેલી મનાઈને કારણે, ગામના અમુક રસ્તામાં સુકાયેલા છાણની ગંદકી ઘણી જોવામાં આવતી હતી. ખાસ કરીને ઢોરો રાખનારી ઉચ્ચ વર્ણો — પાટીદાર, વાણિયા વગેરે — ના ઘર આગળના રસ્તાઓમાં આ ગંદકી વધારે દેખાતી હતી. પુરુષવર્ગ તો સફાઈનું કામ કરે જ નહિ અને આવી કોમોમાં બૈરાંઓથી પણ એ ન થઈ શકે!

**પડતર જમીન તથા ઉકરડા**

ગામમાં પડી ગયેલાં ઘરો તથા પડતર જમીનના કકડા ઘણા છે. આવી જગ્યાઓનો ઉપયોગ ઉકરડા તથા મળત્યાગની જગ્યા તરીકે વિના સંકોચે કરવામાં આવે છે. ઉનાળામાં ધૂળ મારફત તથા ચોમાસા શિયાળામાં પાણી અને માખી મારફત આ ગંદકી લોકોની તબિયત સારી રીતે બગાડતી હોવી જોઈએ. અમુક સમય પહેલાં, મુકરર કરેલી જગ્યાઓએ જ ઉકરડા કરાવવા, ખોટી જગ્યાએ ઉકરડા હોય તો તે કઢાવી નાંખવા, એ તરફ યોગ્ય અમલદારી પગલાં લેવાના મંડાયાં હતાં પણ આ અધિકારનો ઉપયોગ ખાનગી વેરઝેર હોય એવાઓ પ્રત્યે કરવામાં આવે છે એવી, ખરી કે ખોટી માન્યતા લોકોમાં ફેલાવાને લીધે, હાલ તો એ કામ સાવ બંધ પડી ગયું છે. ઘરો પાસેની જગ્યાઓનો ઉપયોગ ઉકરડા અથવા જાજરૂ તરીકે ન કરવા વિષે લોકોનું માનસ કેળવવાની ખાસ જરૂર છે. કાયદાની રૂએ નિષ્પક્ષપાત-

પણ ગામની તંદુરસ્તીના આ શત્રુ સામે પગલાં લેવાની પણ ખાસ જરૂર છે.

**કૂવા**

બારેજા ગામના કૂવાઓમાં ત્રણ પ્રકારનાં પાણી મળે છે: મીઠું, ભાંભળું અને ખારું. પીવા માટેના પાણીના કૂવાઓની વિગત નીચે પ્રમાણે છે.

૧. તળાવના કિનારા ઉપર 'ગાંભવો કૂવો.'
૨. તળાવના કિનારા ઉપર 'નવો કૂવો.'
૩. તળાવના કિનારા ઉપરનો 'વાવનો કૂવો'
૪. ચોખાની મિલનો કૂવો. (તળાવના કિનારા ઉપર છે)

આ ચારે કૂવાનાં પાણી મીઠાં છે. નં. (૪)નો કૂવો ખાનગી માલિકીનો છે. આ બધા કૂવાઓનો ઉપયોગ આખું ગામ કરે છે હિન્દુ, મુસલમાન વગેરે બધા જ એનો ઉપયોગ કરે છે.

ઉપર જણાવેલા ચારે કૂવા "રોસો વેલ્સ" છે એની આસપાસ કાદવ અને ગંદવાડ હોય છે. એકે કૂવો ઉપરથી ઢંકાયેલો નથી. પાણી કાઢવા માટે ગરેડીની પણ વ્યવસ્થા નથી, એટલે કૂવાની કોઈ એક બાજુએ ઊભા રહી પોતપોતાનાં દોરડાં તથા ઘડા વડે પાણી ખેંચવામાં આવે છે. જનાવરો પાસે આવી ગંદવાડ ન કરે તે માટે કૂવાઓથી અમુક અંતર ઉપર વાડ પણ કરવામાં આવી નથી. પક્ષીઓ કૂવામાં સહેલાઈથી જઈ શકે તેમ છે.

નં. (૩)ના કૂવાનું પાણી જ્યારે બગડે છે ત્યારે 'નવા કૂવા'ના પાણીનો ઉપયોગ કરવામાં આવે છે. પણ પાણી બિલકુલ પહોંચતું નથી. તેથી તેની અંદર 'બોરિંગ' મુકાવવાની જરૂર છે. આ કૂવાના કાંઠાનો અમુક ભાગ તૂટી ગયો છે; તેમ જ કૂવાની પાળોમાં ઝાડ ઊગ્યાં છે. આથી દુરસ્તીની જરૂર છે.

**વાવ**

આ વાવનો ઉપયોગ છેલ્લાં વીસેક વર્ષથી બંધ કરવામાં આવ્યો છે. જનાવરો પાણી લગી પહોંચી શકતાં નથી, ને અમુક પગથિયાં નીચે માતાનું સ્થાન છે ત્યાં લગી જ માણસો પણ જાય છે. વાવ ઉપરથી ખુલ્લી છે, ઉપરના ઝાડનાં પાન વાવમાં પડે છે આ વાવનું પાણી ઉપર જણાવેલા નં. (૩)ના કૂવાના પાણીનો જ ભાગ છે. નં. (૩)ના કૂવાનું પાણી બગડે છે એમ જે અમને કહેવામાં આવ્યું, એનાં કારણોમાં વાવ પણ એક છે જ. આ કૂવાનું પાણી નિર્ધાસ્ત રાખવા માટે વાવનું પાણી પણ ચોખ્ખું રાખવાનું આવશ્યક છે. વાવ ઉપર કંઈ નહિ તો એક છાપરું તો બનાવવું જ જોઈએ. પક્ષીઓ અંદર જઈ આવી ન શકે તેવી પણ વ્યવસ્થા કરવી જરૂરની છે વાવને ફરતી હવાડા સુધી એક પાળ હતી, તે તૂટી ગઈ છે. આ પાળ ફરીથી બંધાવવામાં નહિ આવે તો વાવને, કૂવાને તથા ધોરી રસ્તાને નુકસાન થવા સંભવ છે.

"ઝવેરી-વગા"ના કૂવામાં બોરિંગ મૂકવાનું કામ ચાલુ છે. સો ફૂટ લગી પાણી આવ્યું નથી. વધારાના ૭૫ ફૂટ બોરિંગ મુકાવવાનું મંજૂર કરવામાં આવ્યું છે. આ કૂવાનું પાણી ઘણું ઊંડું છે, તેમ જ ખારું છે. આ બે કારણોને લીધે બોરિંગની મંજૂરી મળી છે. જો મીઠું પાણી મળે અને ઉપરનું પાણી અંદર ભળતું અટકાવી શકાય તો તે પાણી સ્વચ્છતાની દૃષ્ટિએ ઘણું સારું હશે. આ કૂવાની આસપાસ પણ ગંદવાડ છે

"નવો કૂવો" ગઈ સાલ કરાવ્યો છે. પાણી ભાંભળું છે ગંદકી પ્રમાણમાં ઓછી છે.

પૅરાનો કૂવો: પાણી ખારું છે. મીઠા પાણીના કૂવાઓ પ્રમાણમાં આઘા છે. તેથી બોરિંગના કૂવાની સવડ અહીં આપી શકાય તો સારું.

ભંગીના કૂવાનું પાણી મીઠું છે. કૂવો ઊંચાણ ઉપર છે. ચોમાસામાં આસપાસની નીચાણની જમીનમાંથી ગંદુ પાણી જતું હોવા સંભવ છે. પાણીનો પ્રવાહ ઘણો નથી જણાતો, તેથી આ કૂવાનો ઉપયોગ થોડા લોકો જ કરી શકે એવું છે.

ઢેડના કૂવાનું પાણી ખારું છે અમે કાઢેલા વસ્તીના અંદાજમાં ભંગીની વસ્તી ૪૫ છે, જ્યારે ઢેડની વસ્તી ૩૦૦ છે. ઢેડ ભંગીના કૂવામાંથી પાણી લેવાની આનાકાની કરે છે. ઢેડાને આ રીતે પીવાના પાણીની ઘણી હાડમારી વેઠવી પડે છે. એમને માટે એમના કૂવામાં અગર યોગ્ય સ્થળે બોરિંગનો કૂવો બનાવવામાં આવે તો સારું.

તપાસેલા કૂવાઓની ન્યૂનતાઓ એટલી બધી છે કે આ સ્થળે સારા કૂવાનાં લક્ષણો નોંધ્યા વિના રહેવાતું નથી.

**સારા કૂવાની જરૂરિયાતો**

૧. પાણીને બગાડે એવાં સ્થળો, જેમ કે ઉકરડા, ઘરમાં વાપરેલ પાણી જમીનમાં ઉતારવા નાખેલ કોઠી વગેરે કૂવાથી ૧૦૦ ફૂટની અંદર ન જ હોવાં જોઈએ. એવી જગ્યાઓનું પાણી કૂવાની દિશામાં ન જ આવવું જોઈએ.

૨ ઢોરોને દૂર રાખવા, કૂવાની આસપાસ અમુક જગ્યા ફરતી ઈંટની અથવા કાંટાવાળા સળિયાની વાડ હોવી જોઈએ

૩. સિમેંટ અથવા કૉંક્રીટનાં સિલિંડરોમાં, જેમાંથી ભેજ ન જઈ શકે એવી ઈંટો ચણી કૂવાના પાણીથી થોડેક નીચે લઈ જવી જોઈએ.

૪. આવી ઈંટોની પાળ જમીનથી બે કે ત્રણ ફૂટ ઊંચાઈ લગી બનાવવી જોઈએ અને કૂવો યોગ્ય ઢાંકણા વડે ઢાંકી દેવો જોઈએ.

૫. કૂવા ફરતી ઓછામાં ઓછી છ ફૂટની જગ્યા સિમેંટ વડે બાંધી લેવી જોઈએ (ચાળું), અને કૂવાથી ઊંધી દિશામાં એનો ઢાળ કરવો જોઈએ.

૬. પંપની વ્યવસ્થા જો કરી હોય તો તે કૂવાથી થોડા ફૂટ આઘો રાખવો જોઈએ અને ત્યાં ઢોળાતા પાણીના નિકાસ માટે બરાબર વ્યવસ્થા કરવી જોઈએ

જૂના કૂવાઓ, જેમાં આસપાસનું ગંદુ પાણી આવી શકતું હોય, તેવાને તેમની અંદર કૉંક્રીટની--પાઈપો ઉતારી, સાંધાઓને સિમેંટ વડે બંધ કરી, અમુક અંશે સુધારી શકાય.

ચોમાસાની શરૂઆતમાં કૂવાઓનું પાણી વધે તે વખતે કૂવાઓમાં ચૂનો (Quick lime) અગર (કૂવાનું પાણી ઓછામાં ઓછો અડધો કલાક ગુલાબી રહે એટલો) પોટેશિયમ પરમેંગેનેટ નાંખી તેમને આરોગ્યની દૃષ્ટિએ નિર્ધાસ્ત બનાવવા એ ઇચ્છવા જેવું છે. અમુક કૂવાના પાણીને લીધે રોગ ફેલાય છે એમ શંકા જાય તો તે કૂવાને થોડા વખત માટે વપરાશમાંથી બંધ કરી, એમા ચેપ કેવી રીતે પહોંચ્યો એની યોગ્ય તપાસ કરી, તે અટકાવવાનાં પગલાં સત્વર લેવાવાં જોઈએ પોટેશિયમ પરમેંગેનેટ વડે એવા કૂવાને સાફ કરવો એ ખાસ જરૂરનું છે.

બારેજામાં તળાવને કાંઠે એક જ હવાડો છે, જેની સફાઈની દૃષ્ટિએ તો હાલ દુર્દશા જ છે. તળાવમાં પાણી ખૂટે છે ત્યારે ખાસ વ્યવસ્થાથી હવાડામાં પાણી લવાય છે. હવાડા આગળ કાદવ છે. મેલેરિયા ફેલાવવા માટે મચ્છરની જાણે એ નર્સરી જ હોય એમ લાગ્યું'

ધર્મશાળા તથા ગામ-પંચાયતનું મકાન એક જ છે. ધર્મશાળા રેલસંકટ પછી સુધારવામાં આવી હતી.

**ધર્મશાળા** અંદરનું ચોગાન વિશાળ ને સારું છે. ઉતારુઓના બળદ વગેરે ત્યાં બાંધવામાં આવે છે. બે લાંબા વરંડામાથી હાલ એકનો જ ઉપયોગ થઈ શકે એમ છે. બીજામાં ઈંટો વગેરેનો કચરો પડયો હતો. મેડા ઉપરનો હૉલ ઘણો જ ઉપયોગી તથા હવાદાર છે તેની પાસે એક નાનો ઓરડો છે, જ્યાં પાણિયારું તથા ચોકડી છે. આ ચોકડીનું પાણી ગામ-પંચાયતની ઑફિસમા ચૂવે છે. હૉલમાની ચોકડીનું પાણી પણ ભીંતમાં જ જાય છે. જાજરૂ છે પણ એનો ઉપયોગ અમુક ખાસ સંજોગોમાં જ કરવામાં આવે છે. આ જાજરૂમાંનું પાણી તથા ચોમાસામાં કંપાઉન્ડમાં ભેગું થતું પાણી નિશાળના કંપાઉન્ડમાં કાઢયું છે! આ પાણી સીધું રસ્તા ઉપર કાઢી શકાય તો સારું, પણ તે ન બની શકે તો જાજરૂનું પાણી તો નિશાળમાં ન જ કઢાવું જોઈએ. આને માટે ઢટણની કોઠી ઉતારવાની અથવા કોઈ અન્ય વ્યવસ્થા કરવાની ખાસ જરૂર છે. ઉપરના હૉલની નીચેના વરંડામાં છત ઉપર પક્ષીઓના વર્ષો-જૂના માળા હતા, તેમાંના કેટલાક પક્ષીઓ વાપરે છે એમ જણાવવામાં આવ્યું આને લીધે અમુક ગંદકી થવા પામે છે

બજારમાં લગભગ મધ્યમાં મસીદ આવેલી છે. અમુક પગથિયાં ચઢી ઉપર જવાનું છે. ઉપરની બધી જ

**મસીદ** જગ્યા છોબંધ છે, ચોખ્ખી તથા બેસવાનું મન થાય એવી છે. ત્યાં એક બાજુએ ખારા પાણીનો કૂવો છે. એનું પાણી હાથપગ ધોવા માટે વપરાય છે. આ પાણીને લીધે નીચેના રસ્તા પર કાદવ અને ગંદવાડ કાયમ રહે છે. એની પાસેનો, પાટીદારવાસમાં જવાને રસ્તો આને કારણે ઘણો તકલીફવાળો રહે છે. ગામની વચ્ચે પાણીના વપરાશને લીધે થતી આ ગંદકી અટકાવવાની ખાસ જરૂર છે. શ્રી. ભૂલેખાન સાથે આ મુદ્દા ઉપર ચર્ચા કરી છે, એમને આ સુધારો કરવાનું મહત્વ સમજાયું છે. કુંભાર કોઠી કરી આપે કે તરત એવી કોઠી ત્યાં ઉતારવાની તજવીજ કરવાનું એમણે માથે લીધું છે

ગામના ચોરાને અડકીને જીવાતખાનું છે. ત્યાં સડેલું અનાજ તથા અન્ય કચરો નાના જીવોના રક્ષણાર્થે

**જીવાતખાનું** (!!) નાંખવામાં આવે છે પક્ષીઓ પણ એનો લાભ લે છે. દાક્તરી અને શહેરની તંદુરસ્તીની દૃષ્ટિએ આ વસ્તુ ઘણી જ હાનીકારક છે. કીડી, મંકોડા ધંદા, ઇયળો વગેરે જીવોને તલાટીની ઑફિસ પાસે આવું સુંદર રહેઠાણ આપવા માટે ગામજનો ભલે મગરૂર થતા હોય, પણ અમને તો આ ચીજ કોઈ રીતે સારી નથી દેખાતી.

ગામમાં છ હિન્દુ તથા ત્રણ મુસલમાન હોટેલો છે. એમાંથી અમે ચાર હિન્દુ તથા બે મુસલમાન હોટેલો

**હોટેલો** તપાસી હતી. હોટેલોનાં નામ વગેરે આપવાં આ જગ્યાએ જરૂરનાં નથી એક હોટેલવાળા ચા માટેના દૂધની મલાઈ કાઢી લેતા હતા. મલાઈની સ્થિતિ ખરાબ હતી, માખીઓ એમાં બણબણતી હતી બેએક હોટેલોમાં ખાંડના ડબાઓમાં કીડી, મંકોડા જીવતા તથા મરેલા હતા. ચા બનાવવાનાં વાસણો દિવસમાં એકાદ બે વાર મંજાય છે. લોકોને બેસવાની જગ્યા તથા ટેબલો માખીઓથી ભરપૂર હતાં. અજવાળું અને હવા પ્રમાણમાં ઓછાં હતાં: બે હોટેલોમાં દૂધનાં વાસણો ઉપર જાળી મૂકી હતી માખીઓને આઘી રાખવાનો આ ઉપાય સારો છે. એક હોટેલના દૂધમાં મરેલી માંખી પણ હતી! હવા અજવાળાની દૃષ્ટિએ બસ સ્ટૅન્ડ આગળની હોટેલ જુદી જ છાપ પાડે છે. ચોખ્ખાઈ ઠીક જણાઈ.

કંદોઈની ગામમાં એક જ દુકાન છે. દરરોજ તાજી મીઠાઈ બનાવવામાં આવે છે એમ અમને કહેવામાં

**કંદોઈ** આવ્યું. મીઠાઈની વસ્તુઓ, પતાસાં અને ચવાણા ઉપર પણ માખીઓ સારી રીતે બણબણતી હતી. મીઠાઈ

ગમે તેવા હાથે જોખી આપવામાં આવતી હતી. તે બાંધવા માટે વપરાતો કાગળ પણ ખાસ ચોખ્ખો ન હતો. આપણા પૂર્વજોએ બજારની ચીજ ખાવા વિષે સૂગ આપણામાં શા સારુ કેળવી, એ આ જોયા પછી સમજવું મુશ્કેલ નથી સત્તાવીશ ગામડાંના મધ્ય બજાર માટે કંદોઈની દુકાન તથા હોટેલો વધારે સ્વચ્છ હોવી જોઈએ. મીઠાઈની સીસે કાચના વાસણમાં અથવા, ઓછામાં ઓછી, જાળી હેઠળ તો રાખવી જ જોઈએ, એવો કાયદો કરવાની ખાસ જરૂર છે વાજન કરવા માટે અને વસ્તુઓ ઉપાડવા માટે ખાસ ચમચા અને વાસણ રાખવાની જરૂર છે. કંદોઈનાં કપડાંની સ્વચ્છતા ઉપર પણ ખાસ ધ્યાન આપવાની જરૂર છે. ગંદા પગ મીઠાઈ પાસેથી પસાર થાય એવું હતું; તેથી મીઠાઈ ગોઠવવાની જગ્યા પગથી એકાદ બે ફૂટ ઊંચી હોય તો સારું. આ મીઠાઈવાળાને ત્યાંથી મીઠાઈ લઈ ચાર પાંચ જણા તે છૂટક વેચે છે.

**દાણાની દુકાનો**

દાણાના વેપારીઓની દુકાન અમે તપાસી હતી દાણા છૂટક કોથળામાં લાવી સંઘરવામાં આવે છે. ઉંદરોનો ઉપદ્રવ છે, એમ વિના સંકોચે તેઓએ કબૂલ કર્યું હતું. "ઉંદરોને અંકુશમાં રાખવાનાં પગલાં શા લેવાય છે," એનો જવાબ વિસ્મય અને હાસ્યથી આપવામાં આવ્યો હતો. 'ગામ હોય ત્યાં જેમ રખડતાં કૂતરાં હોય જ, તેમ અનાજના કોઠારમાં ઉંદર પણ હોય,' એવું એમનું માનવું હતું. ઉંદર મારફત ફેલાતા રોગોની એક યાદી સૌને જણાવવી જોઈએ.

**ઉંદરનો ઉપદ્રવ**

ઉંદરો મારફત ફેલાતા અનેક રોગોમાંથી આપણા દેશમાં અને ખાસ કરીને ગામડાંમાં ફેલાવી શકે એવા રોગોની એક નાનકડી યાદી આ રહી:

૧. પ્લેગ (ઉંદર ઉપરના અમુક ચાંચડ મારફત આ રોગ ફેલાય છે)
૨. માથાના વાળના ખુંદરીને મળતા રોગો.
૩. 'વાઈલ'નો રોગ (Weils Disease).
૪. ઉંદરના દંશથી આવતા તાવ.
૫. અનાજમાં અમુક ઝેરી તત્ત્વોથી ઉપસ્થિત થતા રોગ, ઝાડા ઊલટી વગેરે (Food poisoining)
૬. ખસ, લૂખસ (Scabies).
૭. દાદર અને
૮. ક્ષય (અમુક સંજોગોમાં).

વળી, માંસાહારીઓને અમુક (Trichinella spiralis) રમિયામાંથી ઉપસ્થિત થતો રોગ

ઉંદરના ફેલાવ ઉપર અંકુશ મૂકવા માટે નીચેના મુદ્દાઓ ધ્યાનમાં રાખવા જોઈએ:

૧. ઉંદર પકડવા માટે જાત જાતનાં પાંજરાં તથા યંત્રો વાપરવાં.

૨. ખાદ્ય પદાર્થોની સાચવણ. દાણા કોથળામાં સંઘરવા નહીં; ગામડાંઓમાં વપરાતી અનાજની કોઠીઓ અથવા ટિન, જસત કે લોઢાના, નાના મોટા ડબ્બાઓ તે માટે વાપરવાં.

૩. ગામનો કચરો ભેગો કરી તેના નિકાલની વ્યવસ્થા.

૪. ઉકરડાઓમાંથી ઉંદરોને ખોરાક જ મળે છે એમ નહિ, પણ તેમાં તેમને જણવાને માટે એક સુંદર જગ્યા પણ પ્રાપ્ત થાય છે

૫ ઘરોની અંદર ઉંદર ન આવી શકે એવી ખાસ બાંધણી કરી શકાય છે ઘરના કોઠારો, અને ખાસ કરીને દાણાના કોઠારો તથા વખારો — બારેજામાં ડાંગરની ઘણીયે વખારો છે — આવી જાતનાં બંધાયેલાં હોવાં જોઈએ.

૬. બિલાડીઓ પાળવી

૭. ખાસ કરીને ખેતરોના ઉંદરોના નાશ માટે કૂતરાઓને કેળવી શકાય છે.

૮. ઉંદરને લલચાવવા માટેના ખોરાકમાં નાખવા માટે ઝેરી પાઉડરો મળે છે.

૯. ગીધ જેવાં પક્ષીઓ પણ ઉંદરનાં દુશ્મન છે. લોકોમાં ઉંદર વિષે સૂગ પેદા કરવાની ખાસ જરૂર છે.

**કૂતરાં**

બારેજા ગામમાં બીજા ગામના પ્રમાણમાં રખડતાં કૂતરાં ઓછાં હતા. આપણા ગરીબ દેશમાં રખડતાં મૂંગાં જનાવરોની દુર્દશા જોઈ હૃદય કંપી ઊઠે છે. જંગલી જનાવરોને આપણા સ્વાર્થ માટે ગામમાં રહેતાં બનાવ્યા પછી એમની જિંદગીનો જરા પણ વિચાર ન કરવો, એ પાપ સમાન ગણાવું જોઈએ. આવાં જનાવરોની ઉત્પત્તિ ઉપર અંકુશ મુકાવવો જોઈએ. ન પાળેલા જનાવરને રોટલો નાંખવાની દયાના ખોટા ખ્યાલ ઉપર ટકી રહેતી ટેવ ટાળવા જરૂર ઉપાયો લેવા જોઈએ બારેજામાં પણ પથરા ડાંગના માણસોના મારથી પીડાતાં થોડાં કૂતરાં નજરે પડ્યાં હતાં. એક કૂતરાને ગળા ઉપર અણીવાળા હથિયારથી થયેલી ઈજાને પરિણામે નીપજેલો ઘા પાકવા પામ્યો હતો ને એ કૂતરું અસહ્ય થયું હતું એ ત્યાંની ધર્મશાળાની સામે જોયેલું દૃશ્ય હજુયે નજર આગળ છે. આપણાં આશ્રિત પ્રાણીઓ આપણાથી જ બીએ એવી વસ્તુસ્થિતિ આપણા દેશમાં ઘણી જોવામાં આવે છે

**સાર્વજનિક જાજરૂ**

બારેજા ગામમાં સાર્વજનિક જાજરૂઓ નથી અમે તપાસેલાં ૯૨ ઘરોમાંથી બેને જ જાજરૂ હતાં મનુષ્યનો મળ ગમે તે જગ્યાએ પડ્યો રહેવા દેવાથી સમાજને કેટલા રોગો વેઠવા પડે છે એ વિષે આપણી જનતા સાવ અજ્ઞાનમાં છે. એમ

કહેવાય છે કે કૃમિયાના (Hook Worm) દર્દથી ગામડાંઓના ૬૦ થી ૮૦ ટકા જેટલા લોકો પીડાય છે. ઉપલક રીતે ખાસ મંદવાડનાં ચિહ્નો ન દેખાડતું આ દર્દ માણસોની શક્તિ અને ખાધેલું હજમ કરવાની તાકાત હરી લે છે લોહીનું ફિક્કું પડવું, મંદાગ્નિ પણ આ રોગને લીધે કદ્દભવી શકે. જ્યાં લગી લોકો ખાસ જાજરૂઓ વાપરતાં શીખ્યા નથી, ત્યાં લગી દિશાએ જતી વખતે પગમાં જોડા પહેરવાનો સર્વસામાન્ય નિયમ થાય; તો અમુક અંશે આ રોગમાંથી બચી શકાય. પેશાબ કરવાની પણ ખાસ જગ્યાઓ ગામમાં નથી. મસીદ પાસેના ધીચ વસ્તીવાળા પાટીદાર મહોલ્લામાં બાંધેલી એક મુતરડી અમે ચોખ્ખી હાલતમાં જોઈ હતી

(ચાલુ) ડૉ. મનુભાઈ ત્રિવેદી

# ખાવું કે ખોવું?

શ્રી. તંત્રી, 'શિક્ષણ અને સાહિત્ય'

'પરિણામે' વિષે આપે જે ખુલાસો આપ્યો તે (જુઓ શિ૦ સા૦ વર્ષ ૧, પાન ૪૨૪) માટે આભાર માનું છું. એ બરાબર હોવાનો સંભવ છે.

એક બીજી શંકા પૂછું છું. થાક, આળસ, બગાસું, છીંક વગેરે સાથે આપણે 'ખાવું' ક્રિયાપદનો પ્રયોગ કરીએ છીએ. માર, પૈસા, લાંચ વગેરે સાથે પણ એ જ ક્રિયાપદ વાપરીએ છીએ. આમાં પાછલો પ્રયોગ બરાબર લાગે છે. પણ પહેલામાં 'ખાવું' નહિ પણ 'ખોવું' પ્રયોગ હોવો જોઈએ એમ લાગે છે. 'ખાવા'માં કાંઈક અંદર લેવું, પ્રાપ્ત કરવું, પચાવવું, એવો ભાવ છે. 'ખોવા'માં છોડવાનો ભાવ છે.

સ્પષ્ટ છે કે, વિશ્રાંતિમાં આપણે થાક છોડીએ છીએ; આળસ, બગાસું, છીંક વગેરેમાં કાંઈક છોડીએ છીએ. થાક અને આળસ સાથે 'ઉતારવું' ક્રિયાપદ પણ વાપરીએ છીએ. એમાં ખોવાનો, છોડવાનો ભાવ સ્પષ્ટ છે.

'થાક ખાવો' એમાં તો 'થાક' શબ્દ જ થોડો અશુદ્ધ રીતે વપરાતો લાગે છે. થાક એટલે તો શ્રાંતિ. થાક અથવા શ્રાંતિ ચડે કે ઉતરે. વિશ્રાંતિ 'મળે,' માટે વિસામો 'ખાઈ' શકાય. પણ 'થાક ખાવો' એ પ્રયોગમાં આપણે 'થાક'ને 'વિશ્રાંતિ' 'વિસામા'ના અર્થમાં વાપરતા થઈ ગયા છીએ. પણ થાક કે આળસ 'ખોવા'માં દોષ લાગતો નથી.

આ વિષે ખુલાસો કરશો.

લિ૦ જિજ્ઞાસુ

[સામાન્યપણે નીરસ કે માથાકૂટિયા મનાતો ભાષાશાસ્ત્રનો વિષય પણ રસિક અને ગમ્મતભરેલો છે એ શ્રી. જિજ્ઞાસુની આ જિજ્ઞાસા વાંચીને ખાતરી થશે. ઉપર જે 'ખાદ્યો' બતાવ્યાં તેવાં બીજાં પણ આપણી ભાષામાં ઘણાં છે. કોઈનો 'માર' કે પૈસા જ નહિ, કોઈનું માથું પણ ખવાય; અને માર ખાઈને મુખવાસ તરીકે ગમ પણ ખાવી હોય તો ખવાય. વળી આળસ કે થાક ખાઈને પણ ભૂખ રહી હોય તો ભૂસકો ખવાય, છેવટે વા તો ખવાય જ. માત્ર બગાસાં કે છીંકો જ ખાતા બેસી રહેવાની કાંઈ જરૂર નથી. કશું ન સૂઝે તો વગર દામે ગોથાં કે ગોદા તો તમે ખાઈ જ શકો. આમ જો આપણામાં ઉપજાઉ બુદ્ધિ હોય તો, ભાષાના ભંડારમાં ઓછાં 'ખાદ્યો' નથી.

થાક કે બગાસાં, છીંક ઇ. ખાવાને માટે અમુક રીતે તમે શ્વાસ તો ખાઓ જ છો—એટલે કે, મોઢું વાપરો છો ને વાયુ લો છો મૂકો છો. પછી ખાવા જેવી મીઠી વાત છોડી ખોવા ઉપર શું કામ જવું? એથી જ આળસ, બગાસું કે છીંક ખાધે તૃપ્તિ વળે છે—આરામ લાગે છે—ક્ષુધાનિવૃત્તિનો આનંદ અનુભવાય છે. ખોવાથી તો કોક ત્યાગવીરો જ આનંદી શકે.

અને બાળક દઈ વસ્તુ નથી ખાતું? કદાચ આપણી બાળઅવસ્થામાં 'ખાવું' જોડે અનેકવિધ શબ્દપ્રયોગો આવા જ કોક અગમ્ય 'ખાન'ને કળી લઈને કરવામાં આવ્યા હશે. તેથી હવે તો તેને 'ખોવા' કોઈ તૈયાર નહિ થાય એટલે આ બાબતમાં શ્રી. 'જિજ્ઞાસુ'એ ગમ ખાવી અને ધીરજ ખોવી નહિ.

જો ઝીણવટથી જોવામાં આવે તો આ બધા પ્રયોગોમાં કાંઈક પ્રાપ્તિ, લેવાપણું કે ગ્રહણ—સૂક્ષ્મ કે સ્થૂલ—રહેલું છે, એમ લાગે છે. 'આળસ ખાવી' અને 'આળસ મૂકવું, તજવું કે છોડવું' એ ભિન્ન પ્રયોગો છે. આળસ એકલી ન ખવાય; તેની સાથે વ્યંજન તરીકે છીંક બગાસાં અને અંગમરોડ હોય છે. તેમ જ થાક ખાતી વખતે દમ લેવાય, દમ ખવાય, શ્વાસ ખવાય—એ બધું ખાઓ તો થાક ખાઈ શકો. તો પછી થાક ખોવાને માટે સચોટ ઉપાય તરીકે આપણે જો એને ખાઈ જ જઈએ તો તે ક્યાંથી રહે?

આવા બીજા અનેક પ્રયોગો ખોળીને શ્રી. જિજ્ઞાસુ અમને મોકલાવે તો સૌ એમનો આભાર માનશે

તંત્રી, શિ૦ સા૦]

# સાચી કમાણીનો પૈસો

પ્રાચીન કાળમાં અબુલ અબ્બાસ નામે એક સુપ્રસિદ્ધ તપસ્વી થઈ ગયા. તે તપસ્વી હોવા છતાં, ભીખ માગવાને બદલે ટોપીઓ સીવીને જાતમહેનતથી કમાણી કરતા. તેમનું એવું માનવું હતું કે, સાચી કમાણીનું અન્ન ખાવાથી જ ચિત્ત શુદ્ધ રહે છે. ગમે તેવી કમાણીનું અન્ન ખાવાથી ચિત્ત મલિન બની જાય છે. પોતે સીવેલી ટોપીના પણ તે બે સિક્કા કરતાં વધારે દામ લેતા નહિ; અને પહેલો જે ભિખારી તેમની પાસે આવે, તેને તેમાંથી એક સિક્કો આપી દઈ, બાકીનો એક જ સિક્કો પોતાની ખોરાકીમાં વાપરતા. આવી રીતે બંને સિક્કા વપરાઈ રહે, ત્યારે જ તેઓ બીજી ટોપી સીવવા બેસતા.

તે મહાત્માનો એક શિષ્ય હતો. તેની પાસે ઘણી સંપત્તિ હતી. એ સંપત્તિમાંથી મુસલમાન ધર્મના ધારા પ્રમાણે તેણે ચાલીસમો ભાગ દાન-પુણ્ય માટે જુદો કાઢ્યો હતો. તે સંપત્તિનું દાન કોને કરવું, તે વિષે તેણે અબુલ અબ્બાસને પૂછ્યું. તેમણે કહ્યું, 'તને જે માણસ સુપાત્ર લાગે, તેને તે આપજે.'

શિષ્ય આ વાત સાંભળી ઘર તરફ ચાલ્યો. રસ્તામાં તેણે એક ગરીબ આંધળાને જોયો. તેને દાનપાત્ર સમજી પેલા શિષ્યે તેને એક સોનામહોર આપી દીધી. પછી બીજે દિવસે તે શિષ્ય તે રસ્તે થઈને જતો હતો. તેવામાં તેણે પેલા આંધળાને એક બીજા આંધળાને કહેતો સાંભળ્યો કે, 'કાલે એક માણસે મને એક સોનામહોર આપી હતી, તેના વડે મેં પીઠામાં જઈ દારૂ પીધો, અને પછી અમુક વેશ્યાને ત્યાં જઈ ગાનતાન સાંભળ્યાં.'

આ સાંભળી, પેલા શિષ્યના મનમાં અતિશય ખેદ થયો. તેણે અબુલ અબ્બાસ પાસે આવી આ હકીકત કહી સંભળાવી. તે સાંભળી તેમણે તેને એક પૈસો આપ્યો, અને કહ્યું કે, 'જા, જે ભિક્ષુક તને રસ્તામાં પહેલવહેલો મળે, તેને આ પૈસો આપજે.' એ પૈસો તેમણે જાતે ટોપી સીવીને પ્રાપ્ત કરેલો હતો.

શિષ્ય પૈસો લઈને બહાર ગયો. તેને એક વૈરાગી જેવો લાગતો એક માણસ નજરે પડ્યો. તેને તેણે તે પૈસો આપ્યો. પેલો વૈરાગી ત્યાંથી આગળ ચાલ્યો, ને શિષ્ય પણ થોડો છેટો રહી તેની પાછળ પાછળ ચાલવા લાગ્યો. પેલા વૈરાગીએ એક નિર્જન સ્થાનમાં જઈ એક મરેલું પક્ષી પોતાના લૂગડામાંથી કાઢ્યું અને ફેંકી દીધું.

હવે શિષ્યે તેની પાસે જઈને પૂછ્યું કે, 'તમે મરેલું પક્ષી શા માટે લૂગડામાં છુપાવ્યું હતું, અને પાછું તેને શા માટે નાખી દીધું ?'

વૈરાગીએ કહ્યું: મને સાત દિવસથી અન્નના વાખા છે. પરંતુ ભીખ માગવાનું મને પસંદ નહિ હોવાથી, આ સ્થળે એક મરેલું પક્ષી પડેલું જોતાં, મારી ભૂખ મટાડવા, નિરુપાય થઈને તે પક્ષી મેં ઉપાડી લીધું હતું. પરંતુ તમે મને પૈસો આપ્યો, એટલે હવે મારે એ મરેલા પક્ષીની જરૂર નથી. તેથી જ્યાંથી તે મળ્યું હતું, ત્યાં જ મેં તેને પાછું મૂકી દીધું છે.

આ સાંભળી શિષ્ય ઘણી નવાઈ પામ્યો. તેણે અબુલ અબ્બાસ પાસે જઈને આ હકીકત કહી. તેમણે એ સાંભળીને કહ્યું: 'નક્કી જણાય છે કે, તેં અત્યાચારી-દુરાચારી લોકો સાથે મળીને તારું ધન પેદા કર્યું હશે; તેથી જ તેવા ધનનું દાન પેલા દુરાચારી આંધળાને થયું, અને તેણે તે સુરાપાન તથા બદફેલીમાં વાપર્યું. પરંતુ મારા ન્યાયપૂર્વક મેળવેલા એક પૈસાએ એક સાધુપુરુષને નિષિદ્ધ ખોરાકમાંથી બચાવી લીધો.

ગો૦ ૫૦

કરવાનો સંશોધનકારનો હક નથી; એની ફરજ તો મૂળ પાઠ તારવી આપવાની છે; માત્ર જ્યાં અનેક પાઠ મળે અને એમાં અમુક જ મૂળ પાઠ છે એમ નિર્ણય કરવાનું સાધન ન હોય ત્યાં કવિની કૃતિને ઉત્તમમાં ઉત્તમ સ્વરૂપમાં દેખાડી શકે એવો પાઠ સ્વીકારી લેવાની એને છૂટ છે.' શ્રી. આનંદશંકરભાઈના ચેતવણીના એ બોલ ગુજરાતી અનુવાદકો અને સંશોધકો માટે કાયમના ઉપયોગી હોવાથી, આ પ્રસંગે અહીં ઉતાર્યાં છે.

નાટક તરીકે તો હર્ષનું આ નાટક અન્ય સંસ્કૃત નાટકોની પેઠે અમુક નિયત શૈલીનું જ અનુસરણ કરે છે (સંસ્કૃત ભાષાના પ્રસિદ્ધ નાટયકારો સામાન્ય રીતે (કોણ જાણે શાથી ?) રાજા-મહારાજાઓના અંતઃપુરની પ્રેમલીલાઓનું વસ્તુ જ સ્વીકારે છે. તે નાટકો રાજાઓના રંજન માટે જ લખાતાં હશે તેથી જ એમ બનતું હશે કે કેમ, તે કહી શકાય તેમ નથી. રાજાને 'પ્રિયતમા' એવી પટરાણી મૌજૂદ હોય, કેટલાય પ્રેમશૌર્ય અને સાહસ પછી તેને પ્રાપ્ત કરેલી હોય; પરંતુ ત્યાર બાદ કોઈ પણ સુરૂપ યુવતી તેની નજરે પડતાં તે રાજા તેના 'પ્રેમમાં પડી જાય,' ઊના નિઃશ્વાસ નાખે, શરીરે કૃશ થઈ જાય, અને રાજકાજ (જો કાંઈકે કરતો હોય તો) ભૂલી જાય. પટરાણીના જાણવામાં એ વાત આવતાં તે ગુસ્સે થાય, રાજાના નવા પ્રેમપાત્રને અને તો ખસેડવાનો પ્રયત્ન કરે; રાજા પોતાની 'લીલા' પકડાઈ જતાં પટરાણીને મનાવવા-રીઝવવા પ્રયત્ન કરે; દરેક નાટકમાં અચૂક તેના 'ચરણકમળમાં' માથું મૂકે! તેમ છતાં રાણી મનાય નહીં; પણ પછી કોણ જાણે કોઈ નજીવો પ્રસંગ આવતાં 'આર્યલલના' તેની સ્વાભાવિક ઉદારતાથી પતિને માફ કરે, અને તેનો પ્રેમ-પ્રસંગ સાંખી લઈ, તેને તેની પ્રિયતમા સાથે જાતે જ મેળવી આપે—આ જ તે નાટકોમાંથી ઘણાનું મૂળસૂત્ર હોય છે. વિક્રમોર્વશીયમાં શું, માલવિકાગ્નિમિત્રમાં શું, તેમ જ હર્ષનાં પોતાનાં જ પ્રિયદર્શના, અને રત્નાવલીમાં પણ શું—બધે જ આ સારનું વસ્તુ છે. કાલિદાસનો દુષ્યંત તો શકુંતલા પ્રત્યે પોતાને થતા પ્રેમને પ્રમાણવા પોતાના 'આર્ય' હૃદયની સ્વાભાવિક ઊંડી વૃત્તિનો ટેકો ટાંકે છે. પરંતુ હર્ષના વત્સરાજને કે જીમૂતવાહનને તો સામી સ્ત્રી 'કન્યકા' છે એટલું જ કારણ પૂરતું થઈ પડે છે. વત્સરાજ તો પોતાને આશરે રહેતી, તથા જેને યોગ્ય સ્થળે પરણાવવાની જવાબદારી પોતાને હાથ છે, એવી એક અનાથ કન્યકાને અચાનક જોતાં, 'આટલો બધો વખત સૌ કાંધમાં જ ગયું' એટલું કહેતોકને, ભમરાઓથી વ્યાકુળ થતાં પાલવના છેડાથી મોં ઢાંકી દઈ સખીને બોલાવી હાથ લાંબા કરતી તે કન્યકા બીનેલી હોવાથી 'કોટે બાઝી પડશે' એવું 'ધાર્યું જોઈ', વહેલો વહેલો પાસે દોડી જાય છે અને પેલી તેને સખી માનીને વળગે છે, ત્યારે 'છાતી સરસી ચાંપે છે.'

અને આ રાજા બીજો કોઈ નહીં, પણ વાસવદત્તાનો પતિ વત્સરાજ! વાસવદત્તાને તેણે શી રીતે પ્રાપ્ત કરી હતી તે રોમાંચક કથા રસપૂર્વક જેણે વાંચી કે સાંભળી છે, તેવા આજના વાચકની રસવૃત્તિ રાજાની આવી કામવૃત્તિથી દુભાય છે, તો પછી મહારાણી વાસવદત્તા તો દુભાય એમાં નવાઈ શી? પતિનું અન્ય સ્ત્રીલોલુપત્વ જોઈને ખંડિત થયેલી આર્ય પતિવ્રતાને માત્ર 'પગે પડવા' જેટલી નાલાયકી બતાવવાથી ખુશ કરી શકાશે—ભોળીલી પાડી શકાશે એવી એ બધા 'ઉદારચરિતો'ની ધારણા હોય છે. પરંતુ એ શસ્ત્ર ધીમે ધીમે નકામું બનતું જાય છે. અને 'માલવિકાગ્નિમિત્ર' વાળી આર્ય પતિવ્રતા કેડનો કંદોરો જ, પગે પડવા જતા પતિરાજ કે રાજપતિ ઉપર ઉગામે છે!'

'વિક્રમોર્વશીય' સુધી તો સંસ્કૃત નાટયકાર અંતે પતિની દીન દશાથી દ્રવીભૂત થયેલી આર્યલલનાની ઉદારતા દ્વારા જ 'બધી બિગડી સુધારાવી દે છે' અને રાજાનો પોતાના નવા પ્રેમપાત્ર સાથે સંયોગ કરાવે છે. પરંતુ પછીથી તો નાટયકાર રાણીને બીજાં અપ્રસ્તુત કારણોથી જ અંતે રાજાની ગરજીલી બનાવે છે—રાણીનો મામો કે માસો દુશ્મનોને હાથ કેદ પકડાય છે, તેને રાજા જ છોડાવી શકે તેમ હોય છે—એટલે રાણી પોતાના રોષમાં કાંઈક નરમ પડે છે; અને પછી કથાની ચમત્કૃતિ રાજાની પેલી નવી પ્રેમપાત્રને પેલા મામા કે માસાની જ પુત્રી ઠરાવે છે, એટલે રાણી પોતાની બહેનને હોંસથી રાજાને સમર્પે છે!

રાજાનું તો સમજ્યા, પરંતુ તે સમયની કળાવાન સંસ્કારી કહી શકાય તેવી (રાજ) કન્યાઓ પણ 'શાકુંતલ'માં સખી કહે છે તેમ 'ઘણા મોટા અંતઃપુરવાળા' રાજાના પ્રેમમાં જાતે કરીને પડે છે, અને તેને પટરાણીના 'સદ્ગુણની સાંકળે જકડાયેલો' જાણવા છતાં તનમનથી ઇચ્છે છે, એ નવાઈભર્યું લાગે છે. રાજકુળોમાં સામાન્ય રીતે બહુપત્નીત્વનો ચાલ હોય, અને તેને લીધે સંબંધીજન 'સામાન્ય પ્રીતિપૂર્વક' આના તરફ પણ જોજો એટલું કહી સંતોષ માને, એ સમજી શકાય તેમ છે; પરંતુ સંબંધીઓ એ સંબંધ ગોઠવે તે પહેલાં કન્યા જ જાણીબૂઝીને એવો પતિ પસંદ કરે, એ વસ્તુ, આજનાં 'નંદીગ્રામ'ની વસ્તુની પેઠે અગમ્ય જ રહે છે.

નાટકના આખા વસ્તુમાં ભાવનાને કે વૃત્તિને સંસ્કારી બનાવે—શુદ્ધ કરે તેવું કાંઈ નથી; ઇતિહાસમાં હર્ષનું અનોખું સ્થાન હોવાને કારણે તેની સાહિત્યકૃતિ જાણવા કે જોવાની કુતૂહલવૃત્તિ હોય, કે તેના સમયનો કાંઈક ઇતિહાસ તેમાંથી જાણવા મળે એ બુદ્ધિ હોય—એ સિવાય એ નાટકને અનુવાદ કરવાની મહેનત લેવા જેટલું ગૌરવ પણ અર્પવા જેવું નથી

ગો૦

**બળવાખોર પિતાની તસવીર** સંપાદક: શ્રી. કકલભાઈ કોઠારી, નવસૌરાષ્ટ્ર કાર્યાલય, અમદાવાદ, પૃ. ૩૩૬.

આયર્લૅન્ડના શહીદ જેમ્સ કૉનોલી વિષે એની પુત્રી નોરાએ લખેલાં સંસ્મરણોના 'પોર્ટ્રેટ ઑફ એ રૅબલ ફાધર' નામક ગ્રંથનો આ અનુવાદ છે. જેમ્સ કૉનોલી આયર્લૅન્ડનો એક મજૂરનેતા હતો ને છેલ્લા મહાયુદ્ધ વખતે એની સમક્ષ આજે આપણી સમક્ષ આવી ઊભો છે એવો જ પ્રશ્ન આવી ઊભો હતો. આયર્લૅન્ડને બ્રિટિશ સરકારે તેની પ્રજાને પૂછ્યા વિના જ યુદ્ધમાં સામેલ કરી દીધું હતું, ને રંગરૂટોની ને નાણાંની મદદ માટે તડામાર તૈયારીઓ કરવા માંડી હતી. ત્યાંના દેશ-પ્રેમીઓને મન જો કોઈ પણ દુશ્મન હોય તો તે પોતાના દેશને ગુલામ રાખનાર અંગ્રેજો જ હતા. બીજી કોઈ પ્રજા જોડે એમને કશી તકરાર નહોતી. એટલે બીજી પ્રજા જોડે શા માટે લડાઈ કરવી ને પોતાનાં દેશજનોને શા માટે એમાં હોમાવા દેવાં, એ એમને સમજાતું જ નહોતું. આથી ત્યાં બંડની મનોદશા જાગી. બ્રિટિશ સરકારે રેડમંડ નામક મવાલ પક્ષનાને મેળવી લઈ પોતાની હમેશની ચતુરાઈ ને મક્કમતાથી હોમરૂલ બિલ પસાર કર્યું; પણ એનો અમલ યુદ્ધ પૂરું થયા પછી થશે, અર્થાત્ સ્વરાજ પછી, હાલ લડવામાં અમને સાથ આપો એવી નીતિ અખત્યાર કરી. એથી ઉદ્દામવાદીઓ બહેક્યા, ને તાત્કાલિક દૃષ્ટિએ જે નિષ્ફળ બંડ થયું એને પરિણામે એના આગેવાન જેમ્સ કૉનોલીને ગોળીથી વીંધી નાખવાની સજા થઈ.

આ સંસ્મરણોમાંથી જેમ્સ કૉનોલીના જીવનચરિત્રની રૂપરેખા મળી જાય છે ને એ માણસ કેવો હશે એનો ઠીક ઠીક ચિતાર આવી જાય છે. એ દૃષ્ટિએ પુસ્તકનું નામ સાર્થક છે.

મૂળ અંગ્રેજી અમે જોઈ શક્યા નથી. પણ ગુજરાતી લખાણ સડસડાટ વાંચી શકાય એવું ને અદ્ભુત રસથી ભરેલું હોઈ રસિક છે. અનુવાદનાં પુસ્તકોમાં ઘણી વાર રહી જાય છે એવી નાની નાની ભાષાની ભૂલો ને ખોટા પ્રયોગો (જેની વિગતમાં ઊતરવું અમે યોગ્ય માનતા નથી) તેવી આમાં પણ છે. શૈલી અને ભાષા આજકાલ વર્તમાન-પત્રોમાં જોવામાં આવે છે, એવી છે; અને એમાં જોવા મળતી જાતની ભૂલો આ પુસ્તકમાં પણ જોવા મળે છે. પરંતુ એકંદરે ભાષા વાચકને ગમશે. ચૂ૰

**આપણી મહાસભા** ભા. ૧–૨ : લેખક : નાગરદાસ ઈ. પટેલ, બાલવિનોદ કાર્યાલય, મહાડ. દરેક ભાગની કિંમત છ આના. પાનાં અનુક્રમે ૮૦ અને ૧૦૬.

હરિપુરાની મહાસભાના આકર્ષક પ્રસંગથી પ્રારંભ કરી, સંવાદ-શૈલીમાં આપણી આ પ્રધાન રાજકીય સંસ્થાનો ઇતિહાસ કે પરિચય આપવાનો આમાં લેખકે પ્રયત્ન કર્યો છે. તેને માટે તેમણે મુખ્યત્વે શ્રી. પટ્ટાભીના પ્રસિદ્ધ ઇતિહાસનું પગલું જ પકડેલું લાગે છે. જેમ તે લેખકે ૧૯૧૭ પૂર્વેનો ભાગ જરાકમાં પતવ્યો, તેમ જ આ લેખક પણ ૨૮ પાનમાં જ એ આટોપી લે છે. અને હરિપુરાથી આરંભ્યું તેમ ત્યાં જ આટોપે છે.

એક બાળક એક મોટેરાને પૂછતું જાય તેમ વાત ચાલે, એ રીતે આ ચોપડી લખવામાં આવી છે. પરંતુ બાળકના મોંમાં મૂકેલા પ્રશ્ન બાલોચિત નથી; ઇતિહાસ આગળ ચલાવવાના આધારરૂપે તે ઘડાયેલા છે. અને ઉત્તરમાં જે અનેક હકીકતો, રાજકીય બીનાઓ તથા કજિયાળી વસ્તુઓ આવે છે, તેમની માહિતી જો બાળકને ન હોય, તો તે બિચારું બધું સમજે કે કેમ, એવી શંકા, એક મોટેરા તરીકે, અમને ઊઠે છે. શરૂનાં ૩૦ વર્ષનો ઇતિહાસ જો શ્રીમતી એની બેસંટના ગ્રંથમાંથી સારવ્યો હોત તો સારું થાત. અને જે મુખ્ય મુદ્દાઓ માટે મહાસભા લડતી આવી છે તેમનું બાલ-ભોગ્ય રીતથી કથન થયું હોત, તો આ ચોપડી સામાન્ય જ્ઞાનવૃદ્ધિમાં પણ વધારે કામ લાગત.

કિંમતનું ધોરણ બહુ ઊંચું ગણાય. પા૰ ૧૦ પર જ્યાં લૉર્ડ રિપનનું નામ છે ત્યાં ડફરીન જોઈએ, જે લેખકે પા૰ ૧૫ ઉપર તો બરોબર આપ્યું છે.

મ૰

## ધર્મસાક્ષાત્કાર

વિશ્વની સુંદરતા નિહાળીને આપણામાં ઊપજતો અનુભવ એ કલાનો આનંદ છે; વિશ્વનું શિવ સમજતાં ઊપજતો અનુભવ એ નીતિધર્મનો છે; અને તેનાં ભૌતિક સત્યોનો અનુભવ એ આપણું વિજ્ઞાન છે. પરંતુ, ધર્મ-સાક્ષાત્કાર કે ધર્મનો અનુભવ વિશ્વની સમગ્રતા નિહાળતાં આપણામાં ઊપજતો પ્રત્યય કે સંવેદન છે; અને શિવ, સુંદર અને સત્ય એ ત્રણ આ સમગ્રતાનાં પાસાં છે કે એના આવિષ્કાર છે. . . . વ્યક્તિના વિચારો, ભાવનાઓ અને શક્તિઓ આવા અનુભવમાં ઓતપ્રોત ગૂંથાઈને એકરૂપ બને છે એટલું જ નહીં, પરંતુ એ એકરૂપતા, અનુભવવાની વસ્તુ સાથે તાદાત્મ્ય સાધવા સુધી પહોંચે છે.

—સી. ઈ. ઍમ. જોડ

# માસિક વિવેચન

## નવું વર્ષ

આ અંકથી 'શિ૦ સા૦' બીજા વર્ષમાં પ્રવેશ કરે છે. વર્ષ ઉપર જ્યારે એ શરૂ કર્યું ત્યારે શ્રી. કાકાસાહેબે પોતાની શુભાશિષમાં જણાવ્યું હતું કે, "શિ૦ સા૦ ના પુનરુજ્જીવન સાથે, દેશમાં નહિ પણ દુનિયામાં એક અસાધારણ અશાંતિ સળગી ઊઠી છે. એની આંચ આ પ્રવૃત્તિને ન આવે એવી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે." દુનિયા અને દેશનાં કમભાગ્ય છે કે એ અસાધારણતા હજી ટળી નથી, બલ્કે વધી છે અને દિન પ્રતિદિન પોતાનું રૂપ વધારે ભયંકર અને ચિંતાજનક કરતી જાય છે. અને વર્ષ ઉપર માસિક શરૂ કર્યું ત્યારે આપણા દેશની જે સ્થિતિ હતી તેમાં તો ખૂબ જ પલટા થયા છે. એ બધા આપણા સારાને માટે જ થયા છે એમ કહેવા જેટલી મંગળ-શ્રદ્ધા અને સિદ્ધ કરવા જેટલો આત્મવિશ્વાસ તથા પુરુષાર્થ હવે આપણે બતાવવાનાં છે. આ વર્ષ આપણે માટે એ કાર્ય લઈ આવે છે.

શિક્ષણ-ક્ષેત્રમાં જોઈએ તો, વર્ધાયોજનાથી જે મહાન પ્રયોગનો પ્રારંભ દેશભરમાં થયો હતો તે આજ વાદળાં નીચે છવાયો લાગે છે. જે ઉત્સાહ તથા પ્રયોગબુદ્ધિથી એ કામ ઉપાડ્યું હતું તેમાં આજે કાંઈક ઓસાર આવ્યો લાગે છે. જે સરકારોએ આ કામ ઉપાડ્યું હતું તેના પ્રજાકીય સંચાલકો આજે નથી; તેમને બદલે સરકારી નોકરો આજે કામ કરે છે. અને તેમને મુખ્ય ધ્યાન યુરોપીય યુદ્ધ તરફ આપવું જોઈએ છે. તેથી પ્રજાકીય કામોમાં જેવું અને જેટલું ધ્યાન આપવું જોઈએ તેવું અને તેટલું આપી શકાતું નથી. એટલે આપોઆપ પ્રયોગમાં શિથિલતા આવે એ ઉઘાડું છે.

બીજું, વર્ધાયોજનાનો જો પ્રયોગ કરવો હોય તો તે વખતે અને તેની સાથે, પ્રાથમિક શિક્ષણને જ માટે નવી નવી યોજનાઓ અને અભ્યાસક્રમો તથા ફેરફારો નહિ વિચારવાં જોઈએ. ઓછામાં ઓછું, વિચારવાં જ હોય તો તે વર્ધાયોજનાને આનુષંગી હોવાં જોઈએ, — વિરોધી કે વિઘ્નકારી તો ન હોઈ શકે. પ્રયોગબુદ્ધિ પણ કહેશે કે આટલી મર્યાદા તો હોવી જ જોઈએ. એ જો ન હોય તો પ્રયોગ કથળે, તેને સફલ કરવા માટે જે હવા જોઈએ તે ન મળી શકે. ઉપર જણાવેલી શિથિલતાને કારણે આ બીજી બાબતમાં પણ ઢીલાશ આવી ગઈ છે એમ લાગે છે, અને તેથી વર્ધાયોજનાની પ્રયોગદશા લાંબો વખત ચાલ્યા કરશે, એમ હવે લાગે છે.

છતાં હતાશ કે હારણ બુદ્ધિ ધરવાની જરૂર નથી. વર્ધાયોજનાનો જે દાવો છે તે જો સાચો હશે — અને તે સાચો છે એ હવે તો સૌ કબૂલે છે — તો તે ફરી પાછી સ્વ-શક્તિથી જ કેળવણીક્ષેત્રમાં પોતાનું પ્રભાવિત સ્થાન લેશે. અમે તો એનું એ સ્થાન અક્ષત જ છે એમ જોઈએ છીએ, અને એથી અમારે માટે નવું વર્ષ ઉત્તરોત્તર વધુ ઉત્સાહથી જ અમારી નેમમાં આગળ વધવા માટે આવ્યું છે. તેમાં અમે સૌ વાચકોની મદદ માગીએ છીએ. તે મદદ તે આ પ્રકારની — એક વર્ષ સુધી આ માસિક ચાલ્યું; આપ સૌએ તે જોયું; હવે આપની અનુભવજન્ય સૂચનાઓ અમે માગીએ છીએ. અમને ખબર છે કે, ઘણા વાચકોને એ પસંદ પડ્યું છે. તે પસંદગીથી જરૂર સંતોષજનક આનંદ અને આભાર મનમાં ઉપજે છે. પરંતુ અમારે આગળ વધવું છે. તેથી અમે 'શિ૦ સા૦'ના વિકાસની સૂચનાઓ માગીએ છીએ. તેમને ઘટતું ધ્યાન આપીશું એ કહેવાની જરૂર ન હોય. અમને અમારા વાચકો નિરાશ નહિ કરે એવી આશા છે.

## ફૂલેથી મારી ન નાંખો

કવિશ્રી ઉમાશંકર જોશીને રણજિત સુવર્ણ ચંદ્રક આપવાનો ઉત્સવ તા. ૨૫–૮–'૪૦ને રોજ થયો. તે પ્રસંગે શ્રી. કનૈયાલાલ મુનશીએ શ્રી. ઉમાશંકરની ચંદ્રક માટેની પાત્રતા જણાવીને એક સામાન્ય ચેતવણી આપી, તે માત્ર સાહિત્યક્ષેત્રમાં નહિ, પરંતુ વિદ્યા અને કાર્યનાં સૌ ક્ષેત્રોમાં આપણે યાદ રાખવા જેવી ગણાય. તેમણે કહ્યું,

"એક બીજી વસ્તુ કે જેથી કદાચ ખોટું પણ લાગે તોપણ તે કહેવી જોઈએ મેં જોયું છે કે, ગુજરાતમાં સાહિત્યકારોને ઓછી શક્તિ અને સિદ્ધિ છતાં પ્રશંસા પ્રાપ્ત થઈ જાય છે અને પરિણામે એની શક્તિનો પ્રવાહ પ્રશંસાથી રૂંધાઈ જાય છે અને વિકાસ પામી શકતી

નથી. હું તો કહું છું કે, જો સરસ્વતીની સેવામાં સરસતા ઉપજાવવા આપણે દીનતા (નમ્રતા?) ઉપજાવવાના પ્રયત્ન ન કરીએ તો સિદ્ધિ હાથમાંથી ચાલી જાય છે મેં આવા ઘણા દાખલા જોયા છે જેમાં શક્તિ હોવા છતાં તે જ્યાં સ્પર્શવી જોઈએ ત્યાં સ્પર્શી શકી નથી. . . . ઊછરતા સાહિત્યકારને, મને આશા છે કે, ગુજરાત વધુ પ્રશંસાથી બગાડી ન નાંખે, અને તેઓ પણ, જો એમ થાય તો, પોતાના દિલથી તેને અસ્પૃષ્ટ રાખે"

('પ્રજાબંધુ' તા. ૧-૯-'૪૦માંથી)

ફૂલ આમ જોતાં કોમળતાની મૂર્તિ સમાન છે. પરંતુ એની એ કોમળતા હૃદયની નમ્રતાને માટે મોત સમાન નીવડી શકે છે. એટલે, આપણે માત્ર સાહિત્યમાં જ નહિ, પરંતુ જીવન અને પુરુષાર્થની સર્વ બાબતોમાં આ વસ્તુ સંભાળવાની છે કે, આપણે ઊગતી શક્તિને ફૂલોથી મારી ન નાંખીએ.

ત્યારે શું ઊગતી શક્તિને કદરદાનીનું ખાતર પણ ન આપીએ? જ્યાં યોગ્યતા દેખાય ત્યાં શું તેની કદર ન કરવી? અવશ્ય કરવી. પરંતુ તે કરવાની ઉતાવળમાં પડવાની કે આપવા યા મેળવવાની ફિકરમાં રહેવાની જરૂર નથી; અને કદરનું ધોરણ પણ કડક અને ઊંચું રાખવાનું છે એય ન ભૂલવું. આચાર્યશ્રી આનંદશંકરભાઈએ કદર કરવાને માટે કે માન આપવાને માટે એક સુભાષિત-રૂપ વાક્ય લખ્યું છે તે આ સ્થળે ઉતારવા જેવું છે:

'માનનું ઉત્તમ સ્વરૂપ મનન છે.'

લેખક, કાર્યકર્તા કે કોઈ પણ માણસ કદર કરતાં સમભાવ કે 'સમસંવેદન' માગે છે. એ જો યથાર્થ રીતે અને ઘટતા પ્રમાણમાં મળે તો ઉભય પક્ષે ફાયદો થાય છે અને ઘણા અનિષ્ટ આડફાંટાઓમાંથી બચી જવાય છે.

### ગૂ૦ વ૦ સો૦ નું વાર્ષિક વ્યાખ્યાન

ગૂ૦ વ૦ સો૦ ના આ વર્ષના વ્યાખ્યાતા શ્રી. કનૈયાલાલ મુનશી હતા. તેમના વ્યાખ્યાનનો વિષય જે શબ્દોમાં જાહેર થયો હતો તે પરથી એવી કલ્પના ગઈ હતી કે, તેઓ હિંદ અને ગુજરાતનો ઇતિહાસ લખવા માગનારને તેના વેરણછેરણ પડેલા વિપુલ સાહિત્ય વિષે અભ્યાસપૂર્ણ ખબર આપશે. તેઓ તે મારફત આપણી સામે પડેલા કામના ઓધના ઓધનો કાંઈક ચિતાર આપશે; ખાસ કરીને ગુજરાતના ઇતિહાસને માટેની સાહિત્ય-સામગ્રીનો સમસ્ત વિચાર કરીને, તે બાબત અમલી સૂચનાઓ કરશે કે, આ રીતે કામ ઉપાડો કે તે રીતે કામ ઉપાડો.

વ્યાખ્યાનના વિષયના માત્ર નામ પરથી આવું કાંઈક લાગેલું, તે વ્યાખ્યાન સાંભળતાં ભૂલભરેલું છે એ જોયું. શ્રી. મુનશીએ તો હિંદના ઇતિહાસ ઉપર લખાયેલી નાની મોટી — શાળોપયોગી અને બીજી બધી — ચોપડીઓ પોતાના અભ્યાસ માટે એકઠી કરી છે, અને તેમાંથી "જે કાંઈ થોડો અભ્યાસ કરી રહ્યો છું, તેને લીધે જે દૃષ્ટિબિંદુ મને સૂઝયું" તે આ વ્યાખ્યાનનો વિષય હતું.

વ્યાખ્યાનના મંતવ્ય સાથે જો શ્રોતા મળતો હોય અને વ્યાખ્યાતા પાસે તેને રજૂ કરવાની કળા હોય, તો શ્રોતાઓને તે વ્યાખ્યાનમાં નવીન ન હોવા છતાં તે સાંભળવામાં મજા પડે. એવી મજા આ વ્યાખ્યાનથી સૌને પડી હશે એમ માનું છું. શ્રી. મુનશીએ પોતાના વ્યાખ્યાનમાં જે દૃષ્ટિબિંદુ રજૂ કર્યું તે ખાસ નવું નહોતું; આજ સૌ કોઈ જેને ચાહતું થયું છે એવું રાષ્ટ્રભક્તિ ભરેલું કે લોકશાહીના જમાનાને રુચતું એવું એ હતું. તેને રજૂ કરનાર તો નામાંકિત વકીલ જ હતા, એટલે એ બાબતમાં તો પૂછવું જ શું?

### કેવો ઇતિહાસ જોઈએ?

એ દૃષ્ટિબિંદુ પ્રમાણે ભારતનો કેવો ઇતિહાસ જોઈએ તે શ્રી. મુનશીના શબ્દોમાં જ જોઈએ.

"લોકજીવનની સળંગ કથા તે ઇતિહાસ. જીવન-પ્રણાલીના આદર્શરૂપ બને તેવા મહાપુરુષોનાં જીવન ને પરાક્રમોનો એમાં સમાવેશ થવો જોઈએ. ભૌગોલિક ને આર્થિક પરિસ્થિતિએ લોકો પર જે વિશિષ્ટ અસર કરી હોય તેનું પણ દર્શન એમાં થવું જોઈએ. લોકજીવન પર અસર કરનારાં બળો ને સંજોગો; તેના નિર્માતારૂપ રાજકીય ફેરફારો ને વિપત્તિઓ; લાક્ષણિક સામાજિક સંસ્થાઓ, માન્યતાઓ ને ઘટનાઓ; સાહિત્ય ને કલાના ક્ષેત્રમાં મેળવેલી સિદ્ધિ: આ બધાં પણ અગત્યનાં અંગ છે. પણ ઇતિહાસ તો દેશના લોકનો; એટલે કે લોક-સમૂહની એકતાનતા સર્જનાર ને સમૃદ્ધ કરનાર વિચારો, આદર્શો ને સંસ્કારનો.

ઇતિહાસ એટલે લોકો એકતાનતા પ્રાપ્ત કરવા માટે જે સામુદાયિક ઇચ્છાશક્તિ વ્યક્ત કરે તેનો, અને તે શક્તિને સર્જનાર મૂલ્યોનો

આ મૂલ્યોની તપાસ, આંકણી ને વર્ણન; એ મૂલ્યો વડે પ્રગટતી સામુદાયિક ઇચ્છાશક્તિની દિશાનું સંશોધન

ને પૃથક્કરણ; અને એ ઇચ્છાશક્તિ કેવી રીતે જીવનની અનેકવિધ પ્રવૃત્તિઓ મારફત વ્યક્ત થાય છે તેનું દિગ્દર્શન — તે ઇતિહાસ.

હિંદનો આવો ઇતિહાસ હજી લખાવાનો છે.''

શ્રી. મુનશીએ લોકજીવનને ઘડનારાં જે બળો અને સંજોગો કહ્યાં છે તેમાં ધર્મબળ અને તત્ત્વબળ તથા ફિલસૂફી અને તેના પ્રવર્તક પરાક્રમી મહાપુરુષો ગણાવ્યા નથી, તે ઉપરના બયાનમાં ઉમેરી લેવા જોઈએ. એક અવતારી જેવા મહાપુરુષનો જન્મ યુગપ્રવર્તક સંજોગ જેવો ગણાય. એ જે ફિલસૂફી કે તત્ત્વબળ અને તજ્જન્ય ધર્મબળ નિપજાવે તે એક સામાજિક શક્તિ બને છે; તેની અસર અર્થ અને કામનાં ક્ષેત્રોમાં પણ પહોંચે છે. હિંદમાં તો આ બાબત વિશેષે સાચી છે. એટલે હિંદનો ભાવી ઇતિહાસકાર જો તેના ધર્મના ઇતિહાસ, તત્ત્વજ્ઞાનના ઇતિહાસ, અને તેના મહાપુરુષોના જીવન વિષે અજ્ઞાત હશે, તો કદાચ અંધારામાં જ અથડાઈ મરશે. તેની 'મૂલ્યોની તપાસ,' અને 'સામુદાયિક ઇચ્છાશક્તિની દિશાનું સંશોધન કે પૃથક્કરણ' આંધળા જેવું થઈ રહેશે. હિંદનો ઇતિહાસ જો પ્રજાના જીવનનો ઇતિહાસ હોવો જોઈએ, તો પ્રજાના પ્રાણ ઘડનારું આ તત્ત્વ અને બળ તથા તેમાંથી ઊપજતા સંજોગો ભાવી ઇતિહાસકારે ભૂલવા નહિ જોઈએ.

## સિંધની ગુજરાતી શાળાઓ

કરાંચીના 'મહાગુજરાત' પત્રના તંત્રીજી તા. ૧૦–૯–'૪૦ના પોતાના એક પરિપત્ર દ્વારા જણાવે છે :

"હાલની સિંધ સરકારે સિંધમાં પ્રાથમિક કેળવણીને લગતા નિયમો ઘડ્યા છે. એ નિયમોમાં એવો એક છે કે બિનસિંધી ભાષાઓને સરકાર મંજૂર કરશે નહિ. બિનસિંધી ભાષાઓમાં અંગ્રેજી અને હિંદી (દેવનાગરી અને ઉર્દૂ લિપિ)ને અપવાદરૂપ ગણી છે. પ્રાથમિક પહેલા ધોરણથી જ સિંધી ભાષામાં શિક્ષણ આપવું જોઈએ. હાલ બિનસિંધી ભાષાઓમાં કેળવણી આપતી શાળાઓ માટે એક ખાસ સ્કેમ બતાવવામાં આવી છે કે, ૧૯૪૬ સુધીમાં તેમણે સંપૂર્ણ સિંધી-ભાષા દાખલ કરી દેવી. ૧૯૪૬ પછી કોઈ પણ શાળા કે જ્યાં બિનસિંધી ભાષા દ્વારા કેળવણી અપાતી હશે, તેને સરકાર વરસની મદદ (ગ્રાન્ટ) મળશે નહિ. અર્થાત્ સિંધ સરકાર ગુજરાતી ભાષાને મંજૂર રાખશે નહિ.

"સિંધમાં ગુજરાતીઓ બસો વર્ષ ઉપરથી વસે છે. હમણાં કુલ ત્રણ લાખથી ઉપરની ગુજરાતીઓની વસ્તી હશે, જેમાંના કરાંચી શહેરમાં જ લગભગ એક લાખ છે. હાલમાં પ્રાથમિક શાળાઓમાં કરાંચીમાં જ દશ હજારથી વધુ સંખ્યા (૧૦,૯૯૫) (કુલ સંખ્યાનો ત્રીજો ભાગ) ગુજરાતી બાળકોની છે. કરાંચી શહેરમાં લગભગ ૫૫ ગુજરાતી નિશાળો (પ્રાથમિક) છે. જેમાં લગભગ અઢીસોથી ત્રણસો ગુજરાતી શિક્ષકો શિક્ષણ આપી રહ્યા છે.''

આમાં જણાવેલો મજકૂર જો બરોબર હોય, તો સિંધ સરકારે બહાર પાડેલો હુકમ ન સમજાય એવો જ નહિ, જુલમી ગણાય. પરરાજ્ય નીચે સબડતા આપણા કમનસીબ દેશમાં પણ હજી સુધી કોઈએ, પ્રાથમિક કેળવણી પરભાષા દ્વારા અપાય, એવું તો નથી કહ્યું. સિંધ સરકાર જો ત્રણ લાખ જેટલા ગુજરાતીઓ ઉપર રાજ કરવા ઇચ્છે છે, તેમની પાસેથી કર વસૂલ કરે છે, તો તેનો ધર્મ છે કે તે વસ્તીને માટે ગુજરાતી દ્વારા પ્રાથમિક કેળવણી આપવાની પોતે ગોઠવણ કરે.

અને હિંદી અને અંગ્રેજી દ્વારા અપાતી પ્રાથમિક કેળવણી શું કામ મંજૂર ગણાય? અંગ્રેજી તો રાજભાષા રહી; તેની તો ખુશામત કરવી જ જોઈએ; ઉપલા વર્ગો એ જ ભાષા દ્વારા ભણીને રાજકર્તા બનતા રહે;— આ બધું વિચારાયું છે શું? અને હિંદી રાષ્ટ્રભાષા માટે? રાષ્ટ્રભાષાની ખોટી ખુશામત આ તો કહેવાય. જે બાળકોની માતૃભાષા હિંદી કે અંગ્રેજી છે એમને માટે જરૂર તે વાહનની શાળાઓ યોજો. પણ તે ન્યાયે સર્વ ભાષાને આદરવી જોઈએ.

કરાંચી અને બીજે વસતા ગુજરાતીઓ આ જુલમ સામે એક જ રીતે થઈ શકે અને તે આ: તેમણે ગમે તે ભોગે પોતાની ભાષાનું માન સાચવવું જ. એટલે કે, પોતાની શાળાઓ તેઓ 'ગ્રાન્ટ' વગર પણ ચલાવ્યે રાખીને લડે અને સરકારમાં પોતાનો હક સિદ્ધ કરે અને સાધે.

એક બીજી વસ્તુ પણ ભેગાભેગી કહેવી જોઈએ: ગુજરાતીઓ એ પણ ફરજરૂપે સમજે કે, પોતાના વસવાટના પ્રાંતની ભાષા સિંધી પણ તેમણે ભણવી જોઈએ. અને તે પ્રત્યક્ષ પરિચય-પદ્ધતિથી ભણાય એવી બોલી તરીકે જ નહિ, પણ એક વ્યવસ્થિત ભાષા તરીકે એ ભણવી જોઈએ. પ્રાથમિક શાળાનાં પહેલાં ચારેક વર્ષમાં માતૃભાષા ઉપરાંત બીજી ભાષાનો બોજો સામાન્ય રીતે નથી લદાતો. એટલે આ વસ્તુ તે વર્ગોમાં લાગુ પડતી નથી. મ૦

# શિક્ષણ અને સાહિત્ય

· सा विद्या या विमुक्तये

વર્ષ ૨–અંક ૨ ] [ નવેમ્બર, ૧૯૪૦

## નવી અને જૂની કેળવણી

હિંદુસ્તાનમાં કેળવણીને જનસામાન્ય, લાભદાયક અને રાષ્ટ્રીય જરૂરિયાતોને અનુસરતી બનાવવાનું જે કાર્ય મહાત્મા ગાંધીએ શરૂ કર્યું છે, એની અસલ મુશ્કેલીનો ખ્યાલ ઘણા લોકોને આવ્યો નથી. પરંતુ જો આ કામમાં સફળતા મળી તો ઇતિહાસનાં પૃષ્ઠો પર એનું સ્મરણ હમેશાં રહેશે.

જૂની કેળવણી ફક્ત (સમાજના) થોડા ઊંચા થરો સુધી સીમિત હતી. નવી કેળવણી બધા હિન્દીઓને — ભલે તે મજૂર હોય કે ખેડૂત, સરકારી નોકર હોય કે અમીર — પોતાના રક્ષણમાં લેવા માગે છે. જૂની કેળવણીની નજર હમેશાં શહેરો તરફ રહેતી હતી, અને ગામડાંના લોકો, જેમની વસ્તી ૮૦-૮૫ ટકા છે, તેમના તરફથી વિમુખ થઈ હતી. નવી કેળવણીની નજર ગામડાંઓ તરફ રહેશે અને શાળાઓનો પાઠ્યક્રમ બનાવવામાં અને ભણાવવાની રીતમાં એમની જરૂરિયાતોનો ખ્યાલ રાખવામાં આવશે. જૂની કેળવણી ફક્ત લખવું, વાંચવું, નોકરી શોધવી અને કમાણીની તલાશ કરવી, એટલું શીખવતી હતી. નવી કેળવણી હાથે કામ કરતાં, બીજાઓ સાથે હળીમળીને કામ કરતાં અને એમની સેવા કરતાં શીખવશે. જૂની કેળવણી ભણેલા અને અભણ લોકો વચ્ચે અંતર ઊભું કરતી હતી. નવી કેળવણી બધાને એકબીજાના કામની કદર કરતાં શીખવશે, અને ખાસ કરીને મજૂરો, ખેડૂતો અને મહેનત કરીને રોટલો કમાનારને માટે બાળકોના મનમાં માન પેદા કરશે. જૂની કેળવણી બાળકોને ચૂપચાપ બેસવાની અને પોતાની કુદરતી ચપળતા, ચાલાકી અને પ્રવૃત્તિ કરવાની ઇચ્છાને રોકવાની ફરજ પાડતી હતી. નવી કેળવણી શાળામાં જીવન, પ્રવૃત્તિ અને ક્રાંતિ પેદા કરશે અને એ રીતે શાળાઓને બાળકોને માટે આકર્ષક અને મનોહર બનાવશે. પરંતુ આ બધું એક શરતે થાય અને તે શરત એ છે કે, આ નવી શાળાઓમાં ભણાવનાર શિક્ષકો પોતાના કામને સારી રીતે જાણતા અને સમજતા હોય. તેઓ બાળકો પાસે ફક્ત ચરખો ન ફેરવાવે, ફક્ત રૂ ન કંતાવે, ફક્ત કરવત ન ખેંચાવે; પણ આ બધાં કામોને — જે લાભકારક છે — બાળકોની તાલીમ, તેમના મગજની કેળવણી અને સુધારણાનું સાધન બનાવે. જે કાર્ય સમજીબૂજીને કરવામાં આવે, શ્રદ્ધાપૂર્વક અને શ્રમપૂર્વક કરવામાં આવે, જેનું ધ્યેય અને પરિણામ માલૂમ હોય, તેમાં બરકત હોય છે, — પુસ્તકવાચનથી કેટલીય વધારે બરકત હોય છે. નવી કેળવણી એવાં જ કામો અને એવી જ પદ્ધતિ શાળાઓમાં દાખલ કરવા માગે છે. જો આ પદ્ધતિ ચાલી તો લોકોનો એ ભય ખોટો ઠરશે કે આ કેળવણીથી ટાગોર અને ઇકબાલ જેવી વ્યક્તિઓ ઉત્પન્ન નહિ થાય. એવા લોકો તો અંતઃપ્રેરણાથી નીવડે છે; એમને વિદ્યાલયો જબરદસ્તીથી અથવા કોશિશ કરીને બનાવી શકતાં નથી. પરંતુ નવી કેળવણી એમના માર્ગમાં બિલકુલ અડચણ નહિ નાખે. નવી કેળવણીનું એક ખાસ ધ્યેય એ હશે કે, એ જે લાખો બાળકોને તાલીમ આપે તેઓ સાચા, બહાદુર અને ચાલાક થાય, મહેનત કરવાને તૈયાર થાય, માણસોની સેવાને પોતાનું ગૌરવ માને અને તેમના પરના જુલમને ખરાબ માને, અને તેમની સેવાની મારફત પરમેશ્વરની કૃપા પ્રાપ્ત કરે.

'નઈ તાલીમ'માંથી — ખ્વાજા ગુલામ સૈયદેન

# સમબુદ્ધિયોગનું ક્ષેત્ર

[મારો 'અહિંસા કે સમબુદ્ધિથી હિંસા?' એ લેખ વાંચીને મારા પૂજ્ય ગુરુદેવ શ્રી. નાથે મને લખેલો પત્ર સર્વને ઉપયોગી હોવાથી પ્રસિદ્ધ કરવા મોકલું છું. — કિ. ઘ. મ.]

તમારો લેખ મને ગમ્યો. મૂળ શંકા વાંચીને મને પહેલાં તો એમ વહેમ પડ્યો કે આ અહિંસાની મશ્કરીરૂપે તો ન હોય? પણ જો સાચે જ કોઈ એવા વિચારોને સેવતું હોય તો હું ટૂંકામાં તે વિષે મારા વિચારો લખી મોકલું છું.

પોતાનાં સુખદુઃખ, લાભહાનિ, યશઅપયશ, જીવનમરણ, પાપપુણ્ય વગેરેની અનેક સાચીખોટી કલ્પનાઓ વડે કોઈનું મન ચંચળ થતું હોય, તે વખતે ચિત્તની સ્થિરતા જાળવી કર્મ કરી શકે તે માટે માણસને સમબુદ્ધિની જરૂર રહે છે. બીજાનાં સુખ-દુઃખ, ભલુંબૂરું, હિંસા-અહિંસા વિષે વિચારશૂન્ય થવા માટે સમબુદ્ધિની જરૂર નથી. ગીતાનો સમ-બુદ્ધિનો ઉપદેશ અર્જુનની જે ધાર્મિક માન્યતાઓ અને હાર્દિક ભાવનાઓ હતી, અને તેને લીધે જે વખતે તેને સ્વજનોની હિંસા કરવામાં ભય અને પાપ લાગતાં હતાં, તે પ્રસંગે તેના પર આવેલા કર્તવ્યની તેને સમજણ આપી, ભય અને પાપમાંથી છૂટવાના ઉપાયરૂપે દેવાયો છે. 'સર્વ કર્મો મને અર્પણ કર', 'મત્પરાયણ થઈને કર્મ કર,' 'ઈશ્વરનું સૂત્રધારપણું ઓળખીને કર્મ કર' વગેરે જે વચનો ગીતામાં કહ્યાં છે, તે એમ સમજાવવા માટે છે કે, માણસ જો નિરહંકારપણે — કર્તાપણાનું અભિમાન ન રાખતો — કર્મ કરે તો તે એ કર્મોનાં સારાંનરસાં ફળો — પરિણામો — થી અલિપ્ત રહી શકે. તેને કર્મનું બંધન નથી થતું એ વાત અર્જુનને હસાવવા અને તેનો પાપનો ડર ટાળવા સમબુદ્ધિનો સિદ્ધાંત રજૂ કરવામાં આવ્યો છે. અહીં એ વાત યાદ રાખવાની જરૂર છે કે, મરણ પછી આપણી શી ગતિ થશે તેના ભય સાથે પાપનો સંબંધ ગીતામાં જોડાયેલો છે.

આજે આપણી ધાર્મિક કલ્પના કે ભાવના-માન્યતા ૪૦ તે સમયના જેવી રહેલી નથી. વર્ણસંકરતા, પિંડોદક ન મળે તો પિતરોની થનારી દુર્દશા, કર્મ-વિપાક, પુનર્જન્મ, ફલાસક્તિને લીધે ભોગવવી પડનારી જન્મમરણની પરંપરા, મોક્ષ, વગેરે બાબતોમાં આપણી શ્રદ્ધાઓ અને ભાવનાઓ આજે ઘણી બદલાઈ ગયેલી છે. આ સ્થિતિમાં તે કાળનો ઉપદેશ આપણે માટે નથી એમ આપણે સમજવું જોઈએ. તે કાળની ધાર્મિક કલ્પનાઓને અનુસરીને તેમની પાપપુણ્યની કલ્પના હતી, અને તેને અનુસરી તે પાપમાંથી છૂટવાનાં પ્રાયશ્ચિત્તોના (કાલ્પનિક) ઉપાયો બતાવેલા હતા.

पश्यन्शृण्वन्स्पृशन्जिघ्रन् એ શ્લોકમાં કરેલી સ્વાભાવિક ક્રિયાઓ પ્રમાણે જ શસ્ત્ર ચલાવવાં — લડવું, એ તે કાળના ક્ષત્રિયોને લગભગ સહજકર્મ થયેલું હતું. એ જ પોતાનો જન્મજાત ધર્મ છે એવી તેમની શ્રદ્ધા હતી, અને તે પ્રમાણે જ તેમનો સ્વભાવ પણ ઘડાયેલો હતો. ધર્મ માનેલી બાબત માટે પ્રસંગ આવ્યે પ્રાણ લેવા-દેવા, પ્રાણ લેવા-દેવા તૈયાર થઈ જવું, એ તેમના નિત્યજીવનમાં સ્વાભાવિક બની ગયેલી વાત હતી. એમાં એમને કાંઈ વિશેષપણું જ લાગતું નહિ.

હિંસાનો વિચાર કરતાં શ્રીકૃષ્ણ અને અર્જુનના સંવાદમાંનો આપણા મનને અનુકૂળ લાગનારો ભાગ આપણે સ્વીકારી લઈએ છીએ, પણ તે સાથે ધાર્મિક મનાયેલી બીજી બાબતોમાંયે તેમના આગ્રહો કેટલા તીવ્ર હતા, તે આપણે ધ્યાનમાં લેતા નથી. દ્રૌપદી સાથેના સંબંધમાં પાંચ ભાઈઓ વચ્ચે ઠરેલા નિયમનો અર્જુનથી થોડોક ભંગ થતાં જ તેણે તીર્થાટનનું પ્રાયશ્ચિત્ત લીધું. તે બાબતમાં કોઈ તેને તેના નિશ્ચયથી ડગાવી શક્યું નહિ. સાચું જોતાં, તે નિયમભંગ એક બીજા ધર્મનું આચરણ કરતાં, શુભ હેતુથી જ થયેલો. પણ શુભ હેતુનો આશ્રય લઈ પ્રાયશ્ચિત્ત ટાળવાનો તેણે પ્રયત્ન કર્યો નહિ. સમગ્ર ગીતાધર્મ સમજ્યા પછીયે તે જયદ્રથવધની બાબતમાં પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ ન થઈ તે જોતાં જ, સ્વપક્ષની, આખી લડાઈની, વિજયની બધી મદાર તેના પર છે એમ જાણતાંયે, શસ્ત્ર છોડી ચિતા પર ચડવા તૈયાર થયો. ગાંડીવની નિંદા યુધિષ્ઠિરે કરી ત્યારે પોતાની પ્રતિજ્ઞા પાળવા તરવાર લઈને તેમના પર ધસ્યો. આ બધાં પરથી એ જ દેખાય છે કે, શસ્ત્ર વાપરવું, પ્રાણ લેવા-દેવા પ્રવૃત્ત થવું, એ તેઓનાં રોમરોમમાં ઊતરેલો સ્વભાવ હતો.

અને, આ બધું છતાં હિંસામાં દોષ છે એ પણ તેમને માન્ય હતું. તેથી, ભારતીય યુદ્ધમાં થયેલા પાપના પ્રાયશ્ચિત્તરૂપે પાંડવોને અશ્વમેધ યજ્ઞ કરવો પડ્યો. હિંસાનું પ્રાયશ્ચિત્ત બીજી હિંસા વડે કેમ થાય એ તેઓ જ સમજી શકે! પણ એવી માન્યતા તે કાળમાં હતી એ વાત નક્કી.

આપણી આજે આવા પ્રકારની માન્યતાઓ છે એમ કોઈ કહી શકશે એમ મને લાગતું નથી. અને તેમ ન હોય તો તેમની સમબુદ્ધિનો આધાર આજે આપણે માટે શા કામનો? અર્જુનને આપેલા ઉપદેશ પરથી આપણે આપણાં આજનાં કર્તવ્યો ઠરાવી શકીએ જ નહિ. કારણ કે કાળનાં વહેવા સાથે ધર્માધર્મની બાબતના આપણા વિચારોમાં ઘણો ફરક પડી ગયો છે, તથા શિક્ષણ, સંસ્કાર, અનુભવ, પરસ્પર-સંબંધ વગેરેમાં ફેર પડી ગયો છે.

સમબુદ્ધિ, સ્થિરબુદ્ધિ, સહજકર્મ, વ્યક્તિગત ફલાસક્તિ છોડીને કરેલું કર્મ, વગેરે પરથી એક કર્મ સારું કે નરસું (યોગ્ય કે અયોગ્ય) તે ઠરાવી શકાય નહિ. સારા-નરસા વિષેની બેપરવાઈમાં સમબુદ્ધિનો આભાસ આવવા સંભવ છે. સતત અભ્યાસ (મહાવરા)ને લીધે સ્થિરબુદ્ધિથી સહજપણે કર્મ કરતાં આવડે એ શક્ય છે. વ્યક્તિગત લાભની દૃષ્ટિ ન રાખતાં, સાર્વજનિક લાભની દૃષ્ટિએ કરેલું કર્મ ફલાશારહિત છે એમ માની શકાય. પણ તેથી એવાં બધાં કર્મો નિર્દોષ જ છે એમ ન કહી શકાય. કર્મોની સદોષતા નિર્દોષતા કેવળ કરનારની સમ-વિષમ બુદ્ધિ કે સકામ-નિષ્કામ હેતુ પરથી ઠરાવવાની નથી. તે કર્મ ન્યાય્ય અથવા ઉચિત છે કે કેમ તે જોઈ તેની યોગ્યાયોગ્યતા ઠરાવવી જોઈએ. સમબુદ્ધિ, સ્થિરબુદ્ધિ, ફળ વિષે અનાસક્તિ, વગેરે બાબતો ત્યાર બાદ વિચારવાની છે. કેવળ સમબુદ્ધિથી કરેલી હિંસા અહિંસા જ છે એમ માનીએ, તો તો કેટલાંયે કર્મો સદોષ હોવા છતાં સમબુદ્ધિથી થયેલાં હોવાથી નિર્દોષ લેખવાં પડશે. ચોરી, ધાડ, જુગાર, વ્યભિચાર વગેરે સર્વે કર્મોમાં તેના તેના નિષ્ણાત લોક કર્મ કરતાંયે અકર્તા થઈ શકશે. ધાડપાડુઓની ટોળીનો માણસ કેવળ વ્યક્તિગત સ્વાર્થ માટે કોઈને લૂંટતો નથી. તે પરથી એમ ન કહી શકાય કે, વ્યક્તિગત સ્વાર્થ માટે નહિ, પણ સામુદાયિક સ્વાર્થ માટે હોવાથી તેનું કર્મ સદોષ નથી.

'अशोच्यानन्वशोचस्त्वम् ।' 'न जायते म्रियते वा कदाचित् ।' વગેરે શ્લોકો દ્વારા આત્માની અમરતાનો જે ઉપદેશ ગીતામાં કરેલો છે, તેને આધારે હિંસામાં દોષ નથી એમ માની જો કોઈ નિઃશંકપણે તેનું સમર્થન કરવા ઇચ્છતો હોય તો, તેને તુકારામનો નીચેનો અભંગ વિચારવા સૂચવું છું:

वाघे उपदेशिला कोल्हा । सुखें खाऊं द्यावें मला ॥
अंतीं मरसी तें न चुके । मज हि मारितोसी मुकें ॥
येरु म्हणे भला भला । निवाड तुझ्या तोंडें झाला ॥
देह तंव जाणार । घडेल हा उपकार ॥
येरु म्हणे मनीं । ऐसें आवे समजोनी ॥
गांठी पडली ठकाठका । त्याचे वर्म जाणे तुका ॥ *

यस्य नाऽहंकृतो भावो એ શ્લોકમાંના સિદ્ધાંતનો હિંસા માટે આધાર લેતાં પહેલાં, પ્રથમ એવો નિરહંકારી મનુષ્ય શોધી, તે કેમ વર્તે છે તે તો તપાસો. તેને હાથે કેવા પ્રકારનાં કર્મો થાય છે, તેની સ્થિતિ-મતિ-વૃત્તિ કેવી છે તે શોધો. પછી તે પરથી નિરહંકારી પુરુષના સાચા વર્તનનું આપણને જ્ઞાન થશે અને એ બાબતમાં આપણે કાંઈ સિદ્ધાંત ઠરાવી શકીશું. પણ તેવું કાંઈ ન કરતાં, તે સ્થિતિને ન ઓળખતાં, કેવળ આપણી કલ્પનાની એક નિરહંકાર વ્યક્તિ બનાવી, તેના હાથમાં શસ્ત્રો આપી, તેને હાથે સર્વ લોકનો સંહાર થાય તોયે તે નિર્દોષ છે એમ માની, તેના આધાર પર આપણા મનમાં ઉદ્‌ભવતી હિંસાને અહિંસા ઠરાવવાની ઉતાવળ કરવી યોગ્ય નથી. કારણ, આમ થવું તાત્ત્વિક તેમ જ વ્યાવહારિક દૃષ્ટિએ અસંભવનીય છે. કેમ કે, તેમાં રહેલી નિરહંકાર વ્યક્તિ કાલ્પનિક છે, તેનાં લોક, હિંસા-અહિંસા, નિર્દોષતા બધી જ બાબતો કાલ્પનિક છે. માત્ર તે કલ્પના કરનાર અને તેની હિંસાવૃત્તિ એ બે જ વસ્તુ સત્ય છે! માટે પ્રત્યક્ષ નિરહંકાર મનુષ્ય મળે ત્યાં સુધી આપણે ધીરજ રાખવી જોઈએ. પછી, તે પરથી કાંઈ ઠરાવવું સહેલું થશે.

---

*વાઘે ઉપદેશ્યો શિયાળ, સુખે દેહને ખવાડ;
અંતે મરવું ન ચૂકે, મારે મનેયે તું મૂંગે.
પેલો કહે ખરો, ખરો, તારે મોઢે નિર્ણય કર્યો;
દેહ તો જનાર, હું-પર થાય ઉપકાર.
પેલો બોલે છે મને, હવે શિયાળું સમજીને,
ઠગે ઠગ સાથે ગાંઠ પડયે, તુકો જાણે વાત.

હિંસામાં દોષ છે એ કલ્પના લાંબા કાળથી માનવસમાજમાં ઉત્પન્ન થયેલી છે. આજે તે વિશેષ સ્પષ્ટપણે આપણી આગળ ખડી થઈ છે. તે સાથે જ મનુષ્યમાં સ્વાર્થવૃત્તિયે ભરપૂર છે. તે સ્વાર્થવૃત્તિ માટે જ્યારે જ્યારે તેને હિંસા કરવાની જરૂર ભાસે છે, ત્યારે ત્યારે તેને નિર્દોષ ઠરાવવાનોયે મનુષ્ય પ્રયત્ન કરતો આવ્યો છે. સ્વાર્થ કદીક વ્યક્તિગત હોય, કદીક જાતિ, સમાજ, ધર્મ, રાષ્ટ્ર, દેશ વગેરે વ્યાપક રૂપનો હોય. યજ્ઞાર્થે, ધર્માર્થે, દેશાર્થે કરેલી હિંસા, અથવા પરમેશ્વરને નામે કરેલી હિંસા, હિંસા નથી પણ ઊલટું કર્તવ્યકર્મ છે, પુણ્યદાયી છે—એવા આશયનાં વચનો ધાર્મિક અને રાષ્ટ્રીય ગ્રંથોમાંથી મળી આવશે. તે વચનોને આધારે મોટા મોટા મેધો થતા. તેને જ આધારે પોતપોતાના સમાજને ઉશ્કેરી 'ક્રુસેડો'ના જેવી ધાર્મિક લડાઈઓ લાંબો સમય સુધી ચાલુ રખાતી. તેની જ મદદથી એક ધર્મના અનુયાયી બીજા ધર્મના અનુયાયી પર અમર્યાદ અત્યાચાર કરતા. આજનો ઘનઘોર હત્યાકાંડ પણ આવા જ આધારો પર ચાલે છે. મનુષ્યમાં રહેલી દુષ્ટતા, કઠોરતા, સ્વાર્થ વગેરે વૃત્તિઓ જ્યારે ધર્મ, દેશભક્તિ ઇત્યાદિનો આશ્રય લઈ ઊઠે છે, ત્યારે તે ભયંકરતાની પરાકાષ્ઠાએ જઈ પહોંચે છે.

યજ્ઞના બલિદાનને આજ કોઈ ધર્મ સમજે કે? 'ક્રુસેડ' જેવાં યુદ્ધોને તે ધર્મના અનુયાયી સિવાય બીજા કોઈ ધર્મયુદ્ધ સમજે કે? પુણ્ય કે સદ્ગતિની લાલચ પર કરાવવામાં આવતા સંહારને કોણ ધર્મ્ય સમજી શકે?

થોડો વિચાર કરતાં ગીતામાંયે આ જ વાત આવેલી માલૂમ પડશે. "हतो वा प्राप्स्यसि स्वर्गम्" એ શ્લોકમાં મરશે તો સ્વર્ગ, જીતશે તો રાજ્ય મળશે—એ બન્ને વાતો હિંસાને નિર્દોષતા આપવા માટે જ છે. એ બેકની જેને પરવા ન હોય, પણ જેને મોક્ષ કે એવી જ કોઈ ઉચ્ચ આકાંક્ષા હોય, અને તેથી હિંસા દોષરૂપ લાગતી હોય, તેના સમાધાનાર્થે 'સમબુદ્ધિનો માર્ગ' શોધવો પડ્યો. પણ યજ્ઞ, ધર્મ, દેશ, સમબુદ્ધિ એ સર્વે સિદ્ધાંતો એક જ વર્ગના છે. બીજા અને સમબુદ્ધિના સિદ્ધાંતમાં ફરક એટલો જ છે કે, સમબુદ્ધિના સિદ્ધાન્તમાં પુણ્યની કે સ્વર્ગની આશા ન દેખાડતાં, મોક્ષની આશા દેખાડી છે એટલું જ.

પાપપુણ્યની જૂની કલ્પના-માન્યતાઓ આજે લગભગ નષ્ટ થઈ છે. તેનાં ભય અને લાલચની હવે આપણા ઉપર પહેલાં જેવી અસર પડતી નથી. હજારો વર્ષ જૂની એ કલ્પના, માન્યતા કે ભાવનાઓને મુખ્ય આધારરૂપ બનાવી, તે પરથી આપણા આજના જીવનની સામાન્ય બાબતોનાં નિર્ણય કે ધોરણ આપણે ઠરાવતા નથી. એ સ્થિતિમાં, આજે પ્રત્યક્ષ બનતી બાબતો, તેનાં કારણો અને પરિણામો પરથી આપણે બહુ તો એટલું જ કહી શકીએ કે, માત્ર વ્યક્તિગત કે સામુદાયિક સ્વાર્થ ખાતર, કે વિલાસ અથવા વૈભવ વધારવા માટે થતી હિંસા કરતાં પોતાનાં કે પોતાના જેવા બીજાઓનાં પ્રાણ અને શીલના રક્ષણ માટે, ન્યાયપૂર્વક આજીવિકા ચાલે તે માટે, જે હિંસા કરવી પડે તે તદ્દન અલ્પદોષવાળી છે. તેટલોયે અલ્પદોષ ટાળીને જીવનનું ધારણ-પોષણ સિદ્ધ કરવાનું સામર્થ્ય હજુ મનુષ્યમાં આવ્યું નથી. માટે તેટલો દોષ સ્વીકારીનેયે એ ઇષ્ટ સિદ્ધ કરવાનો પ્રયત્ન કરવો પડે છે. સાચી રીતે આપણે આટલું જ કહી શકીએ એમ છીએ.

આજે આપણે હિંસા-અહિંસાની બાબતની વિચારસરણી બદલવા ઇચ્છીએ છીએ. માનવજાતિનો ઇતિહાસ તપાસતાં અને આપણી આજની સ્થિતિ લક્ષમાં લેતાં, લડાઈ તથા તેને નિમિત્તે થતી હિંસા પરમાવધિએ પહોંચેલી દેખાય છે. હિંસાથી પ્રતિહિંસાવૃત્તિ વધતી જ જાય છે. તે પરથી હિંસાનું નિવારણ હિંસા નથી એમ સ્પષ્ટ લાગે છે. જે ઉપાયથી ઉપાધિ યોજવાના પ્રસંગો જ ઓછા થાય તે સાચો ઉપાય. એવો ઉપાય કયો તેની શોધ ચાલી રહી છે. યુદ્ધને લીધે થતી હિંસાથી સમગ્ર માનવજાત આજે દુઃખી, ત્રાસેલી અને ભયભીત જણાય છે. નિરપરાધી અને દુર્જનોયે વ્યર્થ સંહાર થઈ રહ્યો છે. દુષ્ટતા, દંભ, કપટ, દગાબાજી, અન્યાય, અત્યાચાર, અવિશ્વાસ વધતાં જાય છે. યુદ્ધમાં એ સર્વેને ઊભરો આવે છે. પણ યુદ્ધ ન હોય ત્યારેયે આ બધાંની છાયા માનવજીવન પર પડેલી છે, અને તેથી માનવ માનવ વચ્ચેના વ્યવહાર ઘણાખરા અપવિત્ર, ભ્રષ્ટ, કલુષિત અને કલંકિત થાય છે. માણસ જ આજે માણસનો સૌથી મોટો અને ભયંકર શત્રુ બનેલો છે. ચાલુ હિંસાત્મક ઉપાયોથી

એ સ્થિતિ બદલાય એ શક્ય લાગતું નથી. માટે મનુષ્ય-સ્વભાવમાં વૃદ્ધિ પામતી આ રાક્ષસી વૃત્તિનું નિયંત્રણ કરી શકાય એવો સામુદાયિક અને સંગઠિત ઉપાય આજે આપણને જોઈએ છે. અહિંસા તત્ત્વનો કયા કયા ક્ષેત્રમાં કઈ રીતે પ્રસાર કરવાથી અને કઈ રીતે સંગઠિત યોજનાને અમલમાં મૂકવાથી આ રાક્ષસી-વૃત્તિ ઓછી થશે તે આપણે શોધવાનું છે. સમબુદ્ધિના તત્ત્વ પર હિંસાને નિર્દોષ ઠરાવવાથી અથવા સ્થિત-પ્રજ્ઞોની ફોજ તૈયાર કરવાનો પ્રયત્ન કરવાથી માનવ-જાતિનો આજનો આ વિકટ પ્રશ્ન ઉકેલાશે નહિ. ગીતાનાં લક્ષણોવાળો કોઈ સ્થિતપ્રજ્ઞ લડવાને પ્રવૃત્ત થાય એ કેટલું શક્ય છે એ વિષે શંકા છતાં, એ સંભવનીય છે એમ માનીએ તોયે, તેનું પરિણામ બહુ તો એટલું જ આવે કે, સ્થિતપ્રજ્ઞોની ફોજ કરવાથી જો લડવાનું વધુ બળ ઉત્પન્ન થયાનો અનુભવ થાય, તો જગતમાં બધા દેશો સ્થિતપ્રજ્ઞોની સેનાઓ તૈયાર કરવા માંડે, અને આજે પામર લોકોમાં લડાઈઓ થાય છે તેને બદલે સ્થિતપ્રજ્ઞોમાં થાય! પણ મૂળ કોયડો માનવજાતિની પરસ્પર સંહારવૃત્તિ કેમ ટળે તે તો તેવો જ ઊભો રહેશે. આથી, હાલની — અહિંસાત્મક — વિચારસરણીથી જ આ પ્રશ્નનો ઉકેલ લાવવો જોઈએ. એ સિવાય બીજો માર્ગ નથી.

કેદારનાથ

# એક ગીતાભક્તના પ્રશ્નો

આ જ અંકમાં પૂજ્ય શ્રી. કેદારનાથજીનો લેખ આવ્યો છે, તે ધ્યાનપૂર્વક વાંચી જવા શ્રી. ગીતા-ભક્તને (જુઓ ગયા અંકમાં આવેલા પ્રશ્નો) વિનંતી કરું છું. તે પરથી ગીતાના ઉપદેશના ક્ષેત્ર પર વધારે અજવાળું પડશે, અને કદાચ એમની ઘણી શંકાઓનું સમાધાન થશે.

તેમાં તથા આગળ ચર્ચાઈ ચૂકેલી વાતો ન ખેવડાય એ રીતે એમના પ્રશ્નોના વિગતવાર ઉત્તર આપું છું.

૧. ગાંધીજીએ આપેલું દૃષ્ટાંત આજની પરિસ્થિતિ માટે બરાબર બંધબેસતું નથી. એ દૃષ્ટાંતમાં એવું અધ્યાહૃત રહેલું છે કે, એ ટ્રેનને કોઈ રીતે ઊભી રાખીને ઊતરી શકાય એમ નથી, તથા નીચે ઊતર્યા પછી તે મુસાફરને પોતાને સ્થાને પહોંચવાનો કોઈ માર્ગ પણ નથી. ગીતામાંયે એમ અધ્યાહૃત છે જ કે યુદ્ધ ટાળવાનો કોઈ ઉપાય રહ્યો જ નહોતો. અને અહિંસક યુદ્ધની કલ્પનાયે તે કાળે જન્મી નહોતી, તો તેના આચાર્ય તો ક્યાંથી જ હોય? પણ 'અહિંસક કૃષ્ણ' જો તેવો કોઈ ઉપાય જાણતા હોત તો તેણે તે અજમાવ્યો હોત એ વિષે શંકા નથી. શ્રીકૃષ્ણે યુદ્ધ ટાળવાનો ઓછો પ્રયત્ન કર્યો નહોતો.

કહેવાનું કે શ્રીકૃષ્ણ પાસે અહિંસક શસ્ત્ર નહોતું. તે સ્થિતિમાં તેમની સલાહ સમાજના વિચારોને અનુસરીને હતી. અને તેમનો પ્રયત્ન તે વિચારોને સમબુદ્ધિની દૃષ્ટિથી શુદ્ધ કરવા એટલો જ હતો.

ગાંધીજી જો ઇંગ્લંડને એમ કહેતા હોત કે તમે ભીખ માગીનેયે જીવો, ગુલામી સ્વીકારો, પણ લડો નહિ, તો તેમણે 'ભિક્ષા વડે જીવવું તેય સારું' એ અર્જુનના વિચારને અનુમોદન આપ્યું ગણાત. પણ ગાંધીજી અહિંસાનો વંધ્ય ઉપદેશ આપતા નથી. તે કહે છે કે હું તમને તમારી બહાદુરીનો વધારે સારો પ્રયોગ કરતાં શીખવવા તૈયાર છું. હું તમને લડવાનું છોડવા મુદ્દલ કહેતો નથી. ટ્રેનમાંથી ભૂસકો મારો એમ નથી કહેતો. પણ જે ટ્રેનમાં તમે બેઠા છો તે પાંચ મિનિટમાં મોટી ખાઈમાં પડવાની છે, માટે સાંકળ ખેંચી તેને ઊભી કરો, ઊતરી પડો અને સારી જોડે ચાલો.

સાચું પૂછતાં, ઉપમાઓથી સિદ્ધાન્તો સમજવા-સમજાવવામાં ઘણી વાર સ્પષ્ટતા કરતાં ગોટાળા વધારે થાય છે. માટે આ દૃષ્ટાંતને તેમ જ ગાંધીજીના દૃષ્ટાંતને છોડી દેવા મારી સલાહ છે. મુખ્ય વાત એટલી જ છે કે, ગાંધીજી લડાઈ છોડાવી યુરોપને દોરવા પોતે તૈયાર છે, તેમ કરવા આત્મવિશ્વાસ ધરાવે છે, અને પછી આ સલાહ આપે છે. એમ કરનારને ગીતાના ટાંકેલા શ્લોકો સાથે વિરોધ આવતો નથી. કોઈ ભલે એમ કહે કે, એ ગાંધીજીનો ખોટો ફાંકો છે, અને તેથી તેમનું ન માને, પણ એમાં આ શ્લોક તો આડે નથી જ આવતો.

૨. 'લોકોનો બુદ્ધિભેદ કરવો નહિ' એ ગીતાવાક્યનો સમાજમાં ઘણો દુરુપયોગ થયેલો છે. સુધારામાત્રનો નિષેધ કરવા માટે એ શ્લોક ટાંકવામાં આવે છે. એનું યોગ્ય ક્ષેત્ર હું આ પ્રમાણે સમજું છું:

જે કામો સમાજના ધારણ-પોષણ વગેરે માટે કર્યા વિના છૂટકો ન હોય, તે કામોમાં કાંઈક દોષો જોઈ, તેનો સાવ નિષેધ કરવો યોગ્ય નથી. તેનો નિષેધ કરનારે તેની અવેજીમાં ધારણ-પોષણની યોગ્ય રીતો બતાવવી જોઈએ. તેમ ન કરી શકે તો તે કર્મોના દોષો ટાળી તેને સારી રીતે અને અનાસક્ત બુદ્ધિથી કરી બતાવી સમાજ આગળ દાખલો બેસાડવો જોઈએ.*

જે રૂઢિઓ, કાર્યો ઇ૦ દુષ્ટ જ હોય, ધારણ-પોષણ માટે નિરુપયોગી હોય, તેનો નિષેધ કરનારને આ શ્લોકનો વાંધો બતાવવો બરાબર નથી.

દા. ત. ખેતી અને દૂધ પર સમાજનું ધારણ-પોષણ આજે નભે છે. બન્નેમાં હિંસા થાય છે. તેટલા જ માટે તેનો નિષેધ કરી ધાર્મિક પુરુષે તે કામો ન કરવાં એમ કહીએ તો કાં તો સમાજનું ધારણ-પોષણ અશક્ય થાય, અથવા એ નિષેધને સમાજનો મોટો ભાગ નહિ માને, અને જે નાનો ભાગ માનશે તે પંગુ બનશે. આથી એ કામો કરનારનો બુદ્ધિભેદ કરવો યોગ્ય નથી. પણ જો તેવો નિષેધ કરનાર તે સાથે જ ખેતી તથા દૂધ વિના ધારણ-પોષણનો સર્વેને સિદ્ધ થઈ શકે એવો માર્ગ બતાવી શકે, તો તે જરૂર એનો નિષેધ કરી શકે.

પણ મૂઆ પાછળ રોવું કૂટવું નહિ, બારમું ખવાડવું નહિ, વિવાહ-વરસીમાં નકામું ખર્ચ કરવું નહિ, કોઈને અસ્પૃશ્ય લેખવો નહિ, એવા શિષ્ટ કે અશિષ્ટ આચારોની બાબતમાં બુદ્ધિભેદ કરી શકાય, કરવાનું કર્તવ્ય જ થાય. વહેમો, અંધશ્રદ્ધાઓ વગેરેને બુદ્ધિભેદ ન કરવાના નામ હેઠળ રક્ષણ ન આપી શકાય. નહિ તો સત્યની ઉપાસના જ અટકી પડે.

આ વિષે વધારે ચર્ચા 'સત્યમય જીવન' તથા 'ગીતામંથન'માં વાચક જોશે.

કિ. ઘ. મશરૂવાળા

* 'ગીતાધ્વનિ'ના વાંચનાર જોશે કે અહીં મેં જોષયેત્ નો અર્થ 'શોધવાં'–સુધારવાં, સંશોધન કરવાં મ કરેલો છે. શબ્દકોષમાં દશમા ગણના જુષ્ ધાતુનો ર્થ વિચારવું, પરીક્ષા કરવી એવો આપેલો છે

# प्रभु जागत है तू सोवत है

(આત્માને લિંગ નથી, જાતિ નથી. આપણે ને જોઈએ તો નરજાતિ કહી શકીએ અને મરજીમાં ાવે તો નારીજાતિ પણ કહી શકીએ. બંને તતિમાં એ તો સરખો જ છે. સંસ્કૃતમાં કે આપણી ાષામાં આત્મા નરજાતિ મનાય છે, જ્યારે ગ્રીક ાષામાં તેમ જ અરબી ફારસીમાં એ નારીજાતિ ાનાયો છે.)

વૈષ્ણવોના ભક્તિ સંપ્રદાયમાં પરમાત્મા એટલે શ્રીકૃષ્ણ અને જીવાત્મા એટલે ગોપી એમ કલ્પીને ભક્તિનું સ્વરૂપ અને એની ઉત્કટતા સ્પષ્ટ કરવામાં આવે છે. એમ જોવામાં આવ્યું છે કે, અત્યંત પ્રેમ, એકાગ્ર નિષ્ઠા અને સંપૂર્ણ આત્મસમર્પણ, આ ગુણો સ્ત્રી-જાતિમાં વિશેષ રૂપે વ્યક્ત થતા હોવાથી, જીવાત્માનું પરમાત્મા તરફનું ખેંચાણ ગોપીની કૃષ્ણભક્તિના રૂપક દ્વારા જ બરાબર વ્યક્ત થઈ શકે છે.

હવે જેમ પુરુષ સ્ત્રીની પ્રાપ્તિ માટે પ્રયત્ન કરતો રહે છે, તે જ પ્રમાણે પરમાત્મા પણ જીવાત્માને પોતાની પાસે ખેંચી લઈ, એનો ઉદ્ધાર કરવા માટે પોતા તરફથી અખંડ પ્રયાસ ચલાવ્યે જ રાખે છે. જો કાંઈ પણ અંતરાય હોય, તો તે જીવાત્માની ઉત્કટતાનો અભાવ, ગફલત અથવા બેખબરીનો જ હોય છે; અને પ્રેમી પરમાત્મા જીવાત્માની સ્વતંત્રતા સાચવવા એટલો બધો ઇન્તેજાર હોય છે કે, પોતાની અલૌકિક આતુરતા પણ કોરે મૂકી જીવાત્માના હૈયામાં મુમુક્ષા જાગ્રત થાય ત્યાં સુધી ધીરજપૂર્વક રાહ જોતા રહેવાનું જ એ પસંદ કરે છે. પોતાની તાલાવેલીની એની પાસે એટલી કિંમત નથી હોતી, જેટલી જીવાત્માની આઝાદીની એને હોય છે.

ઘણી વાર એવી શંકા ઊઠે છે કે, ઈશ્વરપ્રાપ્તિ

મારેની જીવાત્માની તાલાવેલી વધારે હોય છે કે જીવાત્માને પોતાની પાસે ખેંચી લેવાની ભગવાનની સાધના વધારે હોય છે?

અહીં કોઈ મનમાં એવી શંકા ન આણે કે પૂર્ણ-પુરુષ, નિસ્પૃહ અને નિત્યતૃપ્ત પરમાત્મા સાધના કરનાર સાધક શી રીતે બની શકે. પરમ કારુણિક અને સર્વસહ પરમાત્મા સાધક જ છે અને એની સાધના અનંત રીતે અખંડ ચાલતી જ હોય છે. એ જો સાધક ન હોત તો માણસને સાધના ક્યાંથી સૂઝત, અને એ ચલાવવાની શક્તિ ક્યાંથી મળત? વિચાર કરતાં ખાતરી થઈ જાય છે કે, જેમ બાળકની માતૃ-ભક્તિ કરતાં માતાનો અપત્યપ્રેમ વધારે ઊંડો હોય છે, અથવા શિષ્યની ગુરુભક્તિ કરતાં ગુરુનું શિષ્ય-વાત્સલ્ય વધારે ઉત્કટ અને વધારે સમજણું હોય છે, તે જ પ્રમાણે માણસની દર્શનલાલસા કરતાં ઈશ્વરની ભક્તનિષ્ઠા વધારે હોવી જ જોઈએ. અ-સંખ્ય વાર, અનેક જન્મ માણસે ઈશ્વર-વિમુખ કર્મો કરવામાં ગાળ્યાં હોય, તોયે ઈશ્વરની ધીરજ કોઈ કાળે ખૂટી જ નથી.

જ્યારે જીવાત્મા ઘોર નિદ્રામાં પડેલો હોય છે, ત્યારે ઈશ્વરના સાન્નિધ્યનું ભાન એને ક્યાંથી જ હોય? પણ જ્યારે એ ઘોર નિદ્રા ઓસરી જાય છે અને પ્રભાતની મીઠી ગુલાબી અને પાતળી ઊંઘ હોય છે, ત્યારે એને ઈશ્વરના અસ્તિત્વની અને એની પ્રેમળ સાધનાની અસ્પષ્ટ ઝાંખી અવારનવાર થવા લાગે છે. કવિવર રવિબાબુએ નીચેના ભજનમાં એ સ્થિતિ વર્ણવી છે:

ગોપી પોતાને જ ઉદ્દેશાને કહે છે:

"જ્યારે એ તારી પાસે આવીને બેઠા, ત્યારે તું જાગી નહિ. હે હતભાગિની, તને કેવી ઊંઘ આવી હતી? શાંત અને સ્તબ્ધ રાત્રિની વેળાએ તે આવ્યો, એના હાથમાં વીણા હતી, એનું સંગીત સાંભળીને હું જાગી નહિ, પણ મારું સ્વપ્ન માત્ર એના ગંભીર રાગથી તરબોળ થઈ ગયું અને મારું સ્વપ્ન અસાધારણ સુખમય બન્યું.

"જાગીને જોઉં છું તો પોતાની સુગંધથી પાગલ બનાવનાર દક્ષિણનો મલયાનિલ અંધારાના પોલાણને ભરી કાઢી સૂસવે છે.

"શું મારું દુર્દૈવ કે મારી બધી રાત્રિઓ આમ જ એળે જાય છે! તે પાસે હોવા છતાં પાસે નથી હોતો! એનું સંગીત સંભળાય છે, એની સુગંધ માથું ભરી દે છે, અને છતાં એની માળાનો સ્પર્શ માત્ર મારા હૃદયને મળતો નથી. શું કરું? કેવી કાળનિદ્રા મને ઘેરી મૂકે છે!"

જે લોકોને ઈશ્વરના અસ્તિત્વનું ભાન જ નથી અને જેઓ કેવળ એક નિરપવાદ રિવાજ તરીકે જ ઈશ્વર ઉપર વિશ્વાસ રાખે છે અને ઈશ્વર વિષે બોલે છે, તેઓ આ ગાયનનું રહસ્ય નહિ અપનાવી શકે. માણસ જ્યારે બધી રીતે હારી જાય છે, ત્યારે વખતે એકાદ ક્ષણને માટે ઈશ્વરનું સાચું સ્મરણ થતું હશે. નહિ તો રોજ ઈશ્વરની નિયમિતપણે પૂજા કરતાં છતાં અને સવારસાંજ ઈશ્વરનું નામ જગાવતાં અને ગજાવતાં છતાં, એવા લોકોના જીવનમાં ઈશ્વરે પ્રવેશ કરેલો નથી હોતો. આવી ઘોર નિદ્રામાં ઈશ્વરના સાન્નિધ્યની અસંખ્ય નિશાનીઓ મળતી હોય તોયે એ એને શા કામની? આગળ જતાં જ્યારે માણસ અંતર્મુખ થાય છે અને એના જીવનમાં ઈશ્વરનો સહેજસાજ પ્રવેશ થાય છે, ત્યારે જ સાચો ઝઘડો શરૂ થાય છે. ઈશ્વરનાં મૂળિયાં જો માણસના જીવનમાં જરા સરખાં પણ પહોંચી ગયાં, તો તે ત્યાં પોતાનું ઘર કર્યા વગર રહે જ નહિ. સાધનાને અભાવે ભલેને માણસ ગમે તેટલી ગફલતમાં રહે, ઈશ્વરના સાંનિધ્યની નિશાનીઓ એની નજરે પડવાની જ, ઈશ્વરી કૃપાનો અનુભવ એને વખતોવખત થવાનો જ. પછી તો આપણે એટલા બધા સાધનાદુર્બળ કેમ છીએ એવી ચીડ ચઢીને માણસ પોતાની નિર્ભર્ત્સના કરવા લાગે છે, અને પછી એ આત્મનિંદા જ એક જાતની સાધના બની, માણસ પ્રગતિ કરવા લાગે છે.

જડજીવનને જો રાત્રિની ઉપમા અપાય તો ઉપર વર્ણવેલી પાતળી સાકર ઊંઘના વખતને બ્રાહ્મમુહૂર્ત જ કહેવાય.

હવે તો ઊંઘનું જોર ઓછું થયું છે, હવે થોડા જ વખતમાં જગાશે અને જાગૃતિનું સુખ મણાશે, એ વિષે મનમાં શંકા આણવાનું કારણ નથી.

૨૦-૧૦-'૪૦ काका कालेलकर

# વિદ્યાર્થીના પ્રશ્નો

प्रश्न — जीवननो आखरी उद्देश शो?

આ પ્રશ્ન જરા અસ્પષ્ટ છે. જીવનનો એટલે કે કોના જીવનનો? માણસના? કોઈ વ્યક્તિના? કે જીવનનો એટલે સંસારનો?

પણ એનો ગમે તે અર્થ સમજીએ, આ ત્રણે માટે પહેલાં એક વાતનો નિર્ણય થવો જોઈએ. પોતાનું કે મનુષ્યનું જીવન મૂળે શી વસ્તુ છે, અને સંસાર શું છે? જ્યાં સુધી જીવન શું છે તે ન સમજાય ત્યાં સુધી એનો આખરી ઉદ્દેશ પણ ન સમજાય. જીવન સમજાય, તો વ્યક્તિ પોતાના જીવનનો ઉદ્દેશ સમજી શકે, માનવજીવનનોયે ધીમે ધીમે સમજી શકે, અને સંસારનોયે કાંઈક સમજે. ઉદ્દેશ ન સમજે તોયે તેનું સ્વરૂપ અને તેમાં પોતાનું કર્તવ્ય તો સમજી જ શકે, અને તેટલું એને માટે પૂરતું થાય.

ત્યારે, જીવનનો આખરી ઉદ્દેશ શો, એની ગમે તેવી કલ્પના કરવા કરતાં, એ સમજવા માટે જે સ્થાને પહેલાં પહોંચવાની જરૂર છે, તે જ જાણવું વધારે સારું છે. અને તેને આખરી નહિ તોયે આવશ્યક અને પ્રથમ ઉદ્દેશ તો કહી શકાય જ. તે જીવન શું છે તે જાણવું તે. બીજી ભાષામાં કહીએ તો આત્માને ઓળખવો તે.

"જે જાણીને સર્વ કરવું,
જે નિરંતર અભ્યાસ જેવું,
જે પ્રત્યે વળીને રહેવું—
નિરંતર."

(પરમામૃત-મરાઠી)

प्रश्न : घणां मावाप पोताना पुत्रने गरीबनां छोकरां जोडे रमवा देतां नथी. तो शुं ते योग्य छे? शुं बाळक उपर खराब संस्कार पडे छे?

અહીં ગરીબ શબ્દ આર્થિક હીનતા સૂચવે છે તે કરતાં સાંસ્કારિક અથવા જાતિની હીનતા વધારે સૂચવે છે. સાધારણ રીતે માબાપો પોતાની ન્યાત-જાતનાં ગરીબનાં છોકરાં જોડે પોતાનાં બાળકને ભળવા દેવામાં અડચણ જોતાં નથી. પણ જેમને તેઓ પોતાના કરતાં હલકી જાતના કે હલકા સંસ્કારવાળા ગણે છે તેમની જોડે ભળવા દેતાં નથી.

પણ, ઘણુંખરું, આમાં મિથ્યાભિમાન જ હોય છે. ભળનારાં છોકરાં કેવા સ્વભાવનાં છે તે ઉપર જ બધો આધાર રહે છે. નાનપણમાં મારા પિતાના એક હમાલનો છોકરો મારો નિકટ મિત્ર હતો. એની સાથે બીજા પણ બે ત્રણ હમાલના છોકરા મારી સાથે રમતા. એ છોકરાઓએ મને કોઈ ખરાબ ટેવ શીખવી હોય એમ મને યાદ નથી. એનો પ્રેમ મને હજી સાંભરે છે. પણ જે નિકટનાં સગાંવહાલાંના છોકરાઓ જોડે હું ભળ્યો હતો, તેમની પાસેથી તો હું ઘણા દોષો શીખ્યો. એકની સાથે રહીને મેં એને એક બે નાનકડી ચોરી કરવામાંયે મદદ કરેલી. કુટેવો શીખવનાર ઘણુંખરું પોતાનાં સગાંવહાલાંના કે સમાન દરજ્જાના જ છોકરાઓ હોય છે. પેલો 'ગરીબ'-નો છોકરો ખરાબ ગાળ બોલે તો હું એમ સમજું કે, એની જાતમાં બોલવાની ટેવ, માટે એનાથી બોલાય, આપણાથી ન બોલાય. હું એને કહું કે ગાળ કાઢવી નહિ. એ માની લે. પણ સગાના છોકરા બોલે ત્યારે હું તેને રોકવા જાઉં તો કહે કે, હવે બેસ, ડાહ્યા. ન ગમતું હોય તો અમારી જોડે રમવા ન આવતો. પછી રમવાની ગરજે હું એમની ભૂંડી ભાષા સહન કરતો અને તેમાં થોડોક રસ પણ લેતો ગયો. આ તો સમાન દરજ્જાના છોકરાઓએ આપેલા કુસંસ્કારોનો થોડોક ઇશારો જ છે. મોટેરાઓ એવો અંધવિશ્વાસ રાખતા હોય છે કે, તેમના અને તેમની સમાન દરજ્જાના બાળકોનાં કોઈ અપલક્ષણો હોય જ નહિ. પણ કુસંસ્કારો ઘણી વાર સમાન દરજ્જાના છોકરાઓમાંથી જ ફેલાય છે.

આથી, આમાં ગરીબ-તવંગર, કે ઊંચી-હલકી જાતનો ભેદ કરવો બરાબર નથી. પોતાનો છોકરો કેવો છે અને તેના સોબતીઓ કેવા છે તેનો વ્યક્તિ-ગત અભ્યાસ કરીને જ, તેમની સોબત રહેવા દેવી ઇષ્ટ છે કે અનિષ્ટ, તે ઠરાવવું જોઈએ.

प्रश्न — पहेलांनी दृष्टिए अने अत्यारनी गांधीजीनी दृष्टिए खरो क्षात्रधर्म कयो?

'હરિજનબંધુ'માં (તા. ૩૧—૮—'૪૦)માં "મનુયુગમાં અહિંસા"વાળા લેખમાં વર્ણવેલા ક્ષત્રિયો ગાંધીજીને ગમે ખરા.

કિ. ઘ. મ.

# અધ્યયનની નોંધો।

## ૧

### विचारवालायक पाठान्तर

ગીતામાં અઢારમો અધ્યાય, સત્તરમો શ્લોક જુઓ.

यस्य नाहंकृतो भावो बुद्धिर्यस्य न लिप्यते ।
हत्वापि स इमाल्लोकान् न हन्ति न निबध्यते ॥

બંગભંગ પછીના દિવસોમાં કાવતરાખોર લોકો આ શ્લોકનો આધાર લઈને કહેતા કે જે માણસની બુદ્ધિ લિપ્ત નથી થઈ અને જેને અહંકાર નથી તે ત્રણે લોકોનો નાશ કરે, તોયે નથી એ કોઈને મારતો અને નથી એને કર્મનો બંધ થતો.

આટલો આધાર મળ્યા પછી બૉંબ ફેંકનાર ધર્મવીરની બુદ્ધિ નિર્લેપ હોય છે અને એને અહંકાર નથી હોતો એમ માની લેતાં વાર કેટલી!

संन्यासोपनिषद्‌માં એ જ શ્લોક નીચે પ્રમાણે છે.

यस्य नाहंकृतो भावो बुद्धिर्यस्य न लिप्यते ।
यः समः सर्वभूतेषु जीवितं तस्य शोभते ॥ ३९ ॥

આ પાઠાન્તર કોણે, ક્યારે, અને કેમ કર્યું હશે? સુધારો સુંદર દેખાય છે.

## ૨

### अन्नकी निरुक्ति।

નિરુક્તિ એટલે વ્યાખ્યા, વિવરણ, સ્પષ્ટીકરણ. ઘણી વાર આ સ્પષ્ટીકરણ કૃત્રિમ અને કાલ્પનિક હોય છે પણ તેમાં ચમત્કૃતિ હોય જ છે.

[निरुक्तिर्यौगिकतो नाम्नां अन्वर्थत्व-प्रकल्पनम् ।]

तैत्तरीय ઉપનિષદ્‌માં અન્નની વ્યુત્પત્તિ નીચે પ્રમાણે આપી છે:

अद्यते अत्ति च भूतानि तस्मादन्नं तदुच्यते ॥
२–२.

પ્રાણીઓ તરફથી એ ખવાય છે અને એ પ્રાણીઓને ખાય છે માટે એને અન્ન કહે છે. ભૂખ જેટલું જ ખાઈએ તો અન્નમાંથી પ્રાણ વધે છે પણ જિહ્વાલૌલ્યથી વધારે ખાઈએ તો એ જ અન્ન પ્રાણ હરે છે. એ જ આપણને ખાઈ જાય છે. માટે જ મનુએ કહ્યું છે:

अनारोग्यं अनायुष्यं अस्वर्ग्यं चातिभोजनम् ।
अपुण्यं लोकविद्विष्टं तस्मात् तत् परिवर्जयेत् ॥

## ૩

### तर्कुः कर्तन-साधनम्।

ત્રાક, તકલી, કાંતવું આ શબ્દો ક્યાંથી આવ્યા હશે?

'कृत् (६ परस्मै.) કટકા કરવા, પીંજવું.

कृत् (७ परस्मै.) કાંતવું, લપેટવું.

ત્રાકને પ્રથમ કર્તુ કહેતા હશે પાછળથી અક્ષરો ઉલટાવીને (वर्णविपर्ययात्) તર્કુ બન્યું છે. આજથી લગભગ સવાબે હજાર વર્ષ પહેલાં લખેલા એક ગ્રંથમાં तर्कु શબ્દ છે. નગરવાસી ગૃહસ્થનું ઘર કેવું હોય, તેમાં શું શું હોય એનું લાંબુ વર્ણન કરતાં વાત્સ્યાયન લખે છે કે, तर्कु અને तक्ष (કાંતવાની ત્રાક અને સુથારની ફરશી) એ બે વસ્તુઓ ઓશરી-પર જરૂર હોય. આ વર્ણન કોઈ કારીગર કે ગરીબ માણસના ઘરનું નથી પણ મોજીલા નાગરિકનું છે, એને ત્યાં પણ આ બે વસ્તુઓ તો હોવી જ જોઈએ.

तर्कु એટલે ત્રાક અથવા તકલી.

तर्कुपिंड, तर्कुपीठी, तर्कुलासकः — એટલે તકલીનો પૈસો અથવા ભાર, ગોળો.

ગીર્વાણ લઘુકોષમાં એને તકલી રાખવાનું પાત્ર કહ્યું છે.

ચાણક્યના અર્થશાસ્ત્રમાં રૂ કાંતવા આપીને સૂતર ભેગું કરવાનું અને વણાટ ઉપર દેખરેખ રાખવાનું સરકારી ખાતાખાતું વર્ણવ્યું છે.

## ૪

### मुख = पासा

"અનેકમુખ છે મણિ ને જેને મુખે મુખે પ્રકાશ,
એક દીવો મારે અંતર જેને રોમે રોમે ઉજાસ."

ઉપલી લીટીઓ અખાની છે, હીરા માણેક જેવા રત્નમણિને જે બાજુઓ હોય છે તેને આપણે 'પાસા' અથવા 'દાણા' કહીએ છીએ. અખાએ આપણને શબ્દ આપ્યો છે "મુખ". અંગ્રેજીમાં પાસાને 'ફેસેટ્' કહે છે. એનો શબ્દાર્થ પણ મુખ જેવો જ થાય છે. છતાં 'મુખ' એ તરજુમિયો શબ્દ નથી.

काका कालेलकर

# તુકારામની વાણી

## ३१

कहनि राहों जरी आत्माचि प्रमाण ।
  निश्चय नव्हे मन काय करूं ॥ १ ॥
जेवलिया विण काशाचे ढेकर ।
  शब्दाचे प्रकार शब्द चि ते ॥ २ ॥
पुरें पुरें आतां तुमचें ब्रह्मज्ञान ।
  आम्हांसि चरण न सोडणें ॥ ३ ॥
विरोधें विरोध वाढे पुढतोपुढती ।
  वासनेचें हातीं गर्भवास ॥ ४ ॥
सांडीमांडी अंगीं वसे पुण्य पाप ।
  बंधनें संकल्प याचि नांवें ॥ ५ ॥
तुका म्हणे नाहीं मुक्तता मोकळी ।
  ऐसा कोण बळी निरसी देह ॥ ६ ॥

## ૩૧

કરી રહેવા ઇચ્છું આત્મા જ પ્રમાણ,
  નિશ્ચળ ન રે' મન, કેમ કરું? ૧
જમ્યા વિના શાણે આવે ઓડકાર?
  શબ્દોના પ્રકાર[1] શૂન્ય વસ્તુ. ૨
પૂરું પૂરું હવે લૂખું બ્રહ્મજ્ઞાન,
  અમે તો ચરણ રાખ્યું ઝાલી. ૩
વિરોધે વિરોધ આગે આગે વાધે,
  વાસનાને હાથે ગર્ભવાસ. ૪
ધરછોડ[2] અંગે વસે પુણ્ય પાપ,
  બંધન-સંકલ્પ તેનાં નામ. ૫
તુકો કહે નહિ મુક્તિ પડી વીલી,
  એવો કોણ બળી,[3] નિરસે[4] દેહ? ૬

## ३२

तुझे वर्णू गुण ऐसी नाहीं मति ।
  राहिल्या त्या श्रुती मौनपणें ॥ १ ॥
मौनपणें वाचा थोंटावल्या चारी ।
  ऐसें तुझें हरी रूप आहे ॥ २ ॥
रूप तुझें ऐसें डोळां न देखवे ।
  जेथें हें ठाकवे ब्रह्मादिक ॥ ३ ॥
ब्रह्मादिकां देवां कर्माची कचाटी ।
  म्हणोनि आटाटी फार त्यांसी ॥ ४ ॥
तुका म्हणे तुझें गुण नाम रूप ।
  आहेसी अमूप वाणूं काई ॥ ५ ॥

## ૩૨

તારા ગુણ ગાવા નહીં મુજ મતિ,
  રહી સર્વ શ્રુતિ મૌન ધરી. ૧
મૌન ધરી વાણી ચારે થઈ ચૂપ,
  એવું છે અનુપ રૂપ તારું. ૨
રૂપ તારું એવું નેત્ર નહિ પેખે,
  ત્યાં સર્વ થાકે બ્રહ્માદિક. ૩
બ્રહ્માદિક દેવો થયા કર્મબદ્ધ,
  તેથી ખટાટોપ તેને ઘણો. ૪
તુકારામ તારાં ગુણ, નામ, રૂપ,
  અતિશે અનુપ, કેમ વર્ણું? ૫

## ३३

तुज वर्णी ऐसा तुज विण नाहीं ।
  दुजा कोणी तीहीं त्रिभुवनीं ॥ १ ॥
सहस्रमुखें शेष सिणला बापुडा ।
  चिरलिया धड़ा जिव्हा त्याच्या ॥ २ ॥
अव्यक्ता अलक्षा अपारा अनंता ।
  सच्चिदानंदा नारायणा ॥ ३ ॥
रूप नाम घेसी आपुल्या स्वइच्छा ।
  होसी भाव तैसा त्या कारणें ॥ ४ ॥
तुका म्हणे जरी दाविसी आपणा ।
  तरिच नारायणा कळों येसी ॥ ५ ॥

## ૩૩

તારા વિણ નહોય વર્ણવે જે તને,
  ત્રણે ત્રિભુવને બીજો કોઈ. ૧
સહસ્ર મુખ થાક્યાં શેષનાં બિચારાં,
  જિહ્વા માંહી ચીરા પડ્યા તેને. ૨
અવ્યક્ત, અલક્ષ્ય, અપાર, અનંત,
  સચ્ચિદાનંદ, નારાયણ. ૩
નિજ ઇચ્છા વડે રૂપ નામ ગ્રહે,
  જેવો જેને ભાવે, તેને કાજ. ૪
તુકારામ જાતે દાખવે પોતાને,
  તો જ ભક્ત જાણે તારું રૂપ. ૫

કિ૦ ઘ૦ મશરૂવાળા

---

૧. વાનીઓ. ૨. આ કરું, આ છોડું — એવા આગ્રહમાં.
૩. બળિયો ૪. નિરાસ કરે, વિચારથી દૂર કરે.

# "આપણી પ્રાથમિક કેળવણીનો બગાડ"

૧

અંગ્રેજી રાજ્યમાં હિન્દની પ્રજામાં આજ સુધી જે કંઈ લોકકલ્યાણની પ્રવૃત્તિઓ થઈ છે તેમાં મુખ્યતઃ શહેરોની દૃષ્ટિ જ વિશેષપણે રહી છે. આપણા ધુરંધર લોકનેતાઓ તેમ જ કેળવણીકારોએ પણ શહેરોમાં વસતી પ્રજાનું લક્ષ રાખી એમની બધી યોજનાઓ વિસ્તારી છે અને અમલમાં મૂકી છે. કેળવણીના ક્ષેત્રમાં પણ આ જ દૃષ્ટિ મુખ્યતઃ રહી છે. પરિણામ એ આવ્યું છે કે, ગામડાંમાં વસતી વિશાળ ગ્રામજનતા કેળવણીથી વંચિત રહી છે અને પ્રાથમિક શાળાઓ મારફતે જે કંઈ કેળવણી એને મળવા માંડી છે તે ઘણે અંશે નિરર્થક અને નિર્દય નીવડી છે. લોકલ બોર્ડો અને મ્યુનિસિપાલિટીઓ પ્રજાકીય પક્ષના કબજામાં આવ્યા પછી પણ પ્રાથમિક શિક્ષણના ક્ષેત્રમાં કશો ખાસ સુધારો થયો જણાતો નથી. હિન્દુસ્તાનમાં આજે જે કેળવણી-પદ્ધતિ ચાલી રહી છે તેનો પ્રણેતા મેકોલે છે. એ વખતનાં ઈસ્ટ ઇંડિયા કંપનીનાં લખાણો વાંચીએ છીએ તેમાં કેળવણી પાછળના સ્વાર્થી હેતુઓ દેખાઈ આવે છે. અંગ્રેજોને હિંદમાં પોતાનું સામ્રાજ્ય ચલાવવું હતું અને તેને અખંડ રાખવું છે, એટલે એ તંત્રમાં મદદ કરનારા સંખ્યાબંધ કારકુનો અને મહેતાજીઓ એમને જોઈતા હતા.- આથી જ એમને 'કારકુનિયા' કેળવણીની જ યોજના સૂઝી. આપણી પ્રાથમિક શાળાઓમાં જે કંઈ શિક્ષણ અપાય છે તે આ કારકુનિયા કેળવણીની જ પ્રસાદી છે. શુદ્ધ કેળવણીનો વિચાર કરીએ છીએ તો એમાં કેળવણીનો કક્કો પણ દેખાતો નથી. શિક્ષણના સાચા આદર્શોની દૃષ્ટિએ આખાયે કેળવણી-તંત્રનો અભ્યાસ કરીએ છીએ તો એમાં શિક્ષણ જેવું તો કશું દેખાતું જ નથી. ઘણાં વર્ષો પહેલાં મોડર્ન રિવ્યુમાં અમેરિકામાંથી લાલા લજપતરાયે આપણી કેળવણીની કરુણતા પર બહુ વેધક લેખ લખ્યો હતો. આ કેળવણીનું દુર્દૈવ એ છે કે એ ન-કેળવણી કરતાંયે બૂરી છે.

આપણી પ્રાથમિક કેળવણીની પ્રગતિના આંકડા તપાસીશું તો આપણી કેળવણીમાં કેટલો બધો બગાડ થઈ રહ્યો છે તે જણાઈ આવશે. મુંબઈ સરકાર પ્રાંતની કેળવણીની પ્રગતિના આંકડા દર વર્ષે બહાર પાડે છે તેમાં આ બગાડનું ભયાનક સ્વરૂપ સ્પષ્ટ દેખાઈ આવે છે. ૧૯૩૫-૩૬ના આંકડાઓ પરથી પ્રાથમિક શાળામાં થઈ રહેલા બગાડની તારવણી કરી છે. શ્રી. બાળાસાહેબ ખેર જ્યારે વડા પ્રધાન હતા ત્યારે વર્ધામાં મળેલી કેળવણી પરિષદમાં એમણે આ આંકડા દર્શાવેલા. પ્રાથમિક શિક્ષણનો આ બગાડ એમાં રહેલો છે કે, બાળવર્ગમાં દાખલ થતાં બાળકોની કેળવણી વચમાં જ તૂટી પડે છે અને ગુજરાતી સાતમા ધોરણ સુધી પણ તે પહોંચતી નથી. પ્રાથમિક શિક્ષણના ગણેશ વર્ષો પહેલાં મંડાયા ત્યારથી આ બગાડ ચાલ્યો આવે છે. કેળવણીખાતું એની નોંધ લે છે, પરંતુ એ બગાડ અટકાવવા કશા પ્રયાસો થતા જ નથી. એ બગાડ કેટલો ભયાનક છે તે નીચેના આંકડા પરથી સ્પષ્ટ દેખાઈ આવશે.

| વર્ગ | બાળકો | બાળાઓ |
|---|---|---|
| બાળવર્ગ | ૩૦.૭ | ૪૨.૪ |
| ધોરણ ૧ | ૧૭.૩ | ૧૮.૯ |
| ,, ૨ | ૧૫.૮ | ૧૫.૦ |
| ,, ૩ | ૧૩.૧ | ૧૦.૮ |
| ,, ૪ | ૧૧.૫ | ૭.૬ |
| સરેરાશ | ૮૮.૪ | ૯૪.૭ |
| ધોરણ ૫ | ૫.૨ | ૨.૯ |
| ,, ૬ | ૩.૩ | ૨.૩ |
| ,, ૭ | ૩.૧ | ૦.૧ |
| ઉપલાં ધોરણની | ૧૦૦ | ૧૦૦ |

જો વધારે સારી રીતે આ બગાડ સમજવો હોય તો તેનું ચિત્ર-દર્શન આ રીતે કરી શકાય,

| | બાળવર્ગ | ચોથું ધોરણ | સાતમું ધોરણ |
|---|---|---|---|
| બાળકો | ૩૦ | ૧૧ | ૩ |
| બાળાઓ | ૪૨ | ૭ | ૧ |

આનો અર્થ એમ થાય છે કે, બાળવર્ગમાં દાખલ થતાં ૩૦ બાળકોમાંથી ૭મા ધોરણમાં તો ૩ બાળકો જ રહે છે.— બાકીનાં ૨૭ બાળકોની કેળવણીની શી દશા થઈ તેનો પત્તો જ નથી. એ જ

રીતે ૪૨ બાળાઓમાંથી એક જ બાળા સાતમા ધોરણ સુધી પહોંચે છે. પરિણામ એ આવે છે કે, ૩૦ બાળકો પર જે ખર્ચ થયો તેમાંથી ૩ બાળકોનો ખર્ચ જ કંઈક ઉપયોગી નીવડ્યો: એટલે કે, એને ઠીક ઠીક પ્રાથમિક કેળવણી આપી શકાઈ. સુરત જિલ્લા લોકલ બોર્ડના ખર્ચના આંકડાનો હિસાબ જોતાં બાળક દીઠ રૂ. ૧૧ ખર્ચ આવે છે. ૩૦ બાળકો પાછળ થતા ૩૩૦ રૂપિયામાંથી કેવળ ૩ બાળકોનો જ ખર્ચ, એટલે કે ફક્ત ૩૩ રૂપિયા જ કંઈક સાર્થક નીવડે છે અને ૨૯૭ રૂપિયા કેવળ બરબાદ થાય છે. એ જ પ્રમાણે ૪૨ બાળાઓ પાછળ થતા ૪૬૨ રૂપિયાના ખર્ચમાંથી કેવળ ૧૧ રૂપિયા જ કંઈક સાર્થક નીવડે છે, બાકીના ૪૫૧ રૂપિયા કેવળ ફોગટ જાય છે. હિંદ જેવા અતિશય ગરીબ દેશની પ્રજાની કેળવણી માટે પરદેશી સરકાર માંડ માંડ થોડા રૂપિયા ખર્ચે છે તેમાંયે આટલો બધો બગાડ! અને વર્ષોથી એ સ્થિતિ ચાલી આવે છે, છતાં સરકાર કે પ્રજાકીય લોકલ બોર્ડો એ બગાડ અટકાવવા શા ઉપાયો લે છે! ૩૦ બાળકોમાંથી ૨૭ બાળકો ભણવાનું શા માટે છોડી દે છે તેનો વિચાર કેળવણી-તંત્રના સંચાલકો કરે છે ખરા? આ બગાડ થઈ રહ્યો છે તેમાં દોષ કોનો છે? કેળવણી-તંત્રનો, કેળવણીના વહીવટનો, કેળવણીના આદર્શોનો, કેળવણીની પદ્ધતિનો, કે પ્રજાની અસંસ્કારિતાનો? આ વિષે કોઈએ કશું વિચાર્યું છે? આપણાં ગામડાંમાં રહેલી પ્રજાના જીવનનો, એમની સંસ્કૃતિનો અને એમના રીતરિવાજોનો જરાયે ધ્યાનપૂર્વક વિચાર કરીશું તો દીવા જેવું સ્પષ્ટ દેખાશે કે, ગામડાંનાં બાળકોને મળતી આજની પ્રાથમિક કેળવણી અને એમની સંસ્કૃતિ વચ્ચે આસમાન જમીનનું અંતર છે. એટલું જ નહિ, પણ એ આખીયે પદ્ધતિ આપણી ગ્રામપ્રજાની સંસ્કૃતિને વિઘાતક નીવડે છે. આનો વિચાર હવે પછી કરીશું.

**દિલખુશ દીવાનજી**

# ‘કે’—વિરામ

આ વિષયમાં મેં જે થોડો વિચાર કરેલો છે તે રજૂ કરું છું. આની ચર્ચા એક વાર ‘પ્રસ્થાન’માં પણ થયેલી છે એમ મને યાદ આવે છે.

૧. ‘અને’, ‘પણ’, ‘કે’ વગેરે માટે મેં ‘સંયોજક અવ્યય’ એવું નામ ક્યાંક વાંચ્યું છે. એ શબ્દો, વાક્યો વગેરેને જોડી આપનાર એ અવ્યયો છે. એ રીતે ‘કે’નો જુદો વર્ગ સમજવાની જરૂર લાગતી નથી.

૨. મારો એવો મત છે કે અલ્પવિરામના ચિહ્નનો લેખનમાં બે હેતુથી ઉપયોગ થાય છે: ૧: વાચકને ‘અલ્પ-વિશ્રાંતિ’ લેવાનું સૂચવવા; ૨: અધ્યાહૃત શબ્દ બતાવવા. ‘વિરામ’ શબ્દ સૂચવે છે કે એનો મૂળ ઉપયોગ તો પહેલો જ છે. બીજાં વિરામચિહ્નો કેવળ વાચકને ક્યાં થોભવું, અને કેવી મુદ્રાથી થોભવું (દા. ત. પ્રશ્ન, આશ્ચર્ય ઇ૦) તે હેતુથી જ વપરાય છે.

પણ અલ્પવિરામનો અધ્યાહૃત શબ્દ બતાવવા (જેમ’નો અધ્યાહૃત અક્ષર બતાવવા થાય છે તેમ) ઉપયોગ પણ ઉત્પન્ન થયો છે. આ રીતે ‘રામ અને લક્ષ્મણ અને ભરત અને શત્રુઘ્ન’ એમાંથી વચ્ચેના ‘અને’નો અધ્યાહાર કરીને ‘રામ, લક્ષ્મણ, ભરત અને શત્રુઘ્ન’ એમ લખાય છે. એ સાચું પૂછતાં સંયોજક અલ્પવિરામો છે, અને જો આપણે જુદું જ ચિહ્ન વાપરવું હોય તો ‘રામ — લક્ષ્મણ — ભરત અને શત્રુઘ્ન’ એમ લખી શકાય. કોઈક વાર એમ કરવામાં આવે પણ છે, અને ક્યાંક એમ જ કરવું જોઈએ એમ મને ભાસે છે. દા. ત. આવું વાક્ય હોય —“ઉપવાસ, અસહકાર, સવિનયભંગ, કુટુંબ, સમાજ, રાજ્ય ઇ૦નો ત્યાગ, . . . ” અહીં ‘કુટુંબ, સમાજ, રાજ્ય ઇ૦’ને બદલે ‘કુટુંબ — સમાજ — રાજ્ય ઇ૦’ લખવું વધારે સ્પષ્ટ થાય. કારણ કે તે શબ્દોની આગળ-પાછળનાં અલ્પવિરામો અને આ શબ્દોની વચ્ચેનાં અલ્પવિરામોના સંયોજિત શબ્દો જુદા જુદા છે.

૩. આ ન્યાયે જેમ ‘અને’, ‘તથા’, ‘અથવા’, (તે જ અર્થમાં ‘કે’) વગેરે સંયોજકો વપરાય

ત્યારે—વાંચતાં ખાસ વિરામ લેવાનું સૂચવવાની જરૂર ન હોય તો—કશુંયે વિરામચિહ્ન વપરાતું નથી, તેમ જ મુખ્ય વાક્ય અને કર્મવાક્યના સંયોજક 'કે' સાથે, અથવા 'કારણ કે', 'જેમ કે' વગેરે શબ્દો સાથે વિરામચિહ્ન આવશ્યક નથી. લાંબાં વાક્યોને છૂટાં પાડવા માટે વાચકને સૂચનારૂપે મૂકવું પડે ત્યાં વાત જુદી. એવી રીતે અને, તથા, તેમ જ અંગ્રેજીમાં and અને thatની પૂર્વે અથવા પાછળ બંને રીતે જેમ જ્યાં યોગ્ય હોય તેમ મુકાય છે. દા. ત. નીચેના વાક્યમાં 'અને'ની પહેલાં જ વિરામચિહ્ન જોઈએ :

"ઉપવાસ, અસહકાર, સવિનયભંગ, . . . પોતાના ન્યાય્ય અધિકારનો શાંતપણે અમલ, અને એ બધું કરતાં જે સંકટો આવી પડે તેનું સહન. . ."

પણ નીચેનાં વાક્યમાં તે પછી જ મૂકવું ઠીક ગણાય: "સવિનયભંગ બે જાતનો થઈ શકે: કોઈ ખાસ કાયદાનો અને, અસહકારના જ ઉગ્ર પગલારૂપે, સર્વે કાયદાઓનો."

કે, પણ, છતાં, તેથી, વગેરેની બાબતમાં પણ આવો જ નિયમ હોવો ઠીક લાગે છે.

૪. કર્મવાક્ય સંયોજક 'કે' અને વિકલ્પાર્થક 'કે' બે તદ્દન જુદા જ શબ્દો છે એમ મારો નમ્ર મત છે. પહેલો સંસ્કૃત 'किम्' પરથી છે, અને તેના હિંદી-બંગાળી પર્યાયો कि અને મરાઠી પર્યાય कीं અથવા (શુદ્ધ સંસ્કૃત) किंवा છે. બીજો 'કે' ફારસીમાંથી આવેલો જણાય છે. સો દોઢસો વર્ષ પહેલાં કર્મવાક્ય સંયોજક તરીકે 'કે' ને બદલે ગુજરાતીમાં 'જે' વપરાતો. દા. ત. 'તેણે કહ્યું જે . . .' આ વિષે એક વાર 'પ્રસ્થાન'માં ચર્ચા થઈ ગઈ છે, તેથી ફરીથી કરવાની જરૂર નથી.

જેમ જોડણીના થોડાક નિયમો ઘડી કાઢવામાં આવ્યા છે, અને તેને અનુસરી પ્રમાણરૂપ જોડણીકોશ તૈયાર થયો છે, તેમ ગુજરાતી ભાષા માટે વિરામચિહ્નોના પ્રમાણરૂપ માર્ગદર્શક નિયમો ઘડી કાઢવાની જરૂર છે. ક્રમમાં કમ અલ્પવિરામ ક્યાં મૂકવું તે સૌથી વધારે કઠણ બાબત છે, અને તે વિષે નિશ્ચિત નિયમો બનાવી શકાય તો સારું.

કિ૦ ઘ૦ મ૦

[ઉભયાન્વયી 'અથવા'-અર્થનો 'કે' અને નામવાક્ય ને મુખ્યવાક્યનો સંયોજક 'કે' જુદા છે એ બરોબર છે. પહેલા 'કે' માટેનું વિરામચિહ્ન ચર્ચાસ્પદ નથી, બીજા 'કે' માટેની ચર્ચા છે; અને તેને અંગે મેં સૂચવ્યું છે કે, જો અલ્પવિરામની જરૂર લાગે તો 'કે' પછી તે મૂકવું. 'એટલે કે, જેમ કે,' વગેરેમાં 'કે'ની પાછળ ઘણે ભાગે મુકાય છે. ત્યાં જરૂર નથી જ એમ કાયદો ન કરી શકાય. ક્લમ (૨)માં 'અને'નો અધ્યાહાર, સમાસ તરીકે ન લખી શકાવાથી છે. ગુજરાતીમાં દ્વંદ્વ સમાસ સંસ્કૃત જેવો નથી ચાલી શકતો, તેથી આમ (-) કરવું ક્યાંક જરૂરી લાગે. ક્લમ (૩) પરથી અને સ્વતંત્ર રીતે પણ લાગે છે કે, અલ્પવિરામનો ઉપયોગ અનેક કારણોથી જુદી જુદી રીતે ને જુદે જુદે પ્રસંગે કરવો પડે છે; તેથી એક જડ નિયમ ન ચાલે. પ્રસ્તુત ચર્ચા એક ખાસ સ્થાનને અંગે છે. અને તે સ્થાને જો અલ્પવિરામ કરવું હોય તો 'કે' પછી કરવું. અલ્પવિરામ ન કર્યે ચાલે તો તે ન જ કરવું એ એક સામાન્ય કાયદો જ છે; અને તે 'કે'-વિરામને પણ લાગુ પડે છે. —મ૦]

માણસની હાડામાં ઊંડી ભૂખ કશુંક શોધવાની છે,—કશુંક એવું સત્ત્વ કે સત્તા, કોઈક એવી શક્તિ કે ગતિશીલતા કે જે જગતના ભાવીને ઘડે છે, જે માણસ પોતે નથી પણ તેનાથી મહાન છે અને છતાં જેની સાથે પોતાનો સ્વભાવ સુસંગતિ સાધી શકે છે એમ એને લાગે છે, જ્યાં પોતાની શંકાઓને શાંત થવાનું અવલંબન મળી શકે છે, અને જેના પર શ્રદ્ધા રાખ્યે પોતે આશા અને વિશ્વાસ મેળવી શકે છે. માણસની હાડામાં ઊંડી ભૂખ આવું કશુંક શોધવાની છે.

જુલિયન હક્સલી

# લોકશાસનની વ્યાપક ઉપયોગિતા

આ માસિકના માર્ચ માસના અંકમાં મારો 'લોકશાસન — સર્વોત્તમ રાજ્યપદ્ધતિ' લેખ વાંચ્યા પછી, એ લેખનો કંઈક અંશે પ્રતિપક્ષ રજૂ કરતું લખાણ ક્યાંક* એક અભ્યાસી વાચકના વાંચવામાં આવ્યું. તે તેમણે 'શિક્ષણ અને સાહિત્ય'ના વાચક-ગણની જાણ ખાતર તેના અગિયારમા અંકમાં આપ્યું છે. એ લખાણમાં દર્શાવેલી લોકશાસનની ઊણપો અને તેની વિરુદ્ધની દલીલોનો જવાબ આપવા અહીં પ્રયત્ન કરીશ.

પ્રસ્તુત લેખકે લોકશાસનની ઊણપો દર્શાવતાં એક રીતે સ્વ-રાજ્યની અથવા કહો કે સુ-રાજ્યની એક આદર્શ અને મનોરમ કલ્પના રજૂ કરી છે. ઈશુના દૈવીરાજ્યની કે આપણા રામરાજ્યની વાત જવા દઈએ, તોપણ પ્લેટોથી માંડીને કેટલાયે શ્રેયદર્શી રાજ્યમીમાંસકોએ પણ રાજ્યની આવી ઉદાત્ત, મનોરમ અને આદર્શ કલ્પના રજૂ કરી છે અને એ વિષે માણસને અંતર્મુખ અને ઉન્મુખ કર્યો છે. એ આદર્શ તરફ ઉન્મુખ થઈને જ પ્રસ્તુત લેખકે પણ લોકશાસનનો પ્રતિપક્ષ રજૂ કર્યો છે અને તેથી એ દરેક લોકશાસનવાદીને પણ અંતર્મુખ કરે એટલો સચોટ અને બોધક બન્યો છે.

લેખક જણાવે છે, "સ્વરાજ તો 'વીર લોકોનું, વીર લોકો ઉપર, વીર લોકો માટે ચાલતું રાજ્ય' છે. 'તેની જમણી બાજુ ભડભડાટ બળતો અગ્નિ છે, અને ડાબી બાજુ કાળું અંધાર-પાણી છે.' તે રાજ્ય શક્તિશાળી, વફાદાર અને ઉદ્યમી માણસ માટે સારામાં સારું છે; પરંતુ નિર્બળ, બંડખોર, ચૂસણિયા એશઆરામી અને નિર્માલ્ય લોકો માટે ખરાબમાં ખરાબ છે." પણ એ ઉદાત્ત કલ્પનાને ગગનમાંથી સમાજની કરાલ વાસ્તવિકતામાં ઉતારવી કેવી રીતે? ઈશુના દૈવીરાજ્ય, આપણા રામરાજ્ય, કે પ્લેટોના ધર્મરાજ્ય વિષે કોણ અસંમત છે? પણ ખરી મુશ્કેલી તેને અમલમાં ઉતારવાની વ્યવહારુ યોજના સિદ્ધ કરવામાં રહેલી છે. શ્રેયોન્મુખ પ્લેટો પણ અનુપમ છટાથી ધર્મરાજ્યનું નિતાંત સુંદર અને મંગળ ચિત્ર દોરે છે. પરંતુ તેને પૃથ્વી ઉપર અવતારવાની — તેનો અમલ કરવાની — વ્યવહારુ યોજના ઘડતાં તેની અદ્વિતીય સર્જન-શક્તિ પણ કુંઠિત થઈ જાય છે — તે ગોથું ખાઈ જાય છે. સુ-રાજ્યની ગંગા સ્વર્ગમાંથી ભૂમિ ઉપર ઉતારવાને પુરાતન કાળથી અનેક સત્પુરુષો આજીવન પુરુષાર્થ કરતા આવ્યા છે, પરંતુ એ મહાભારત કાર્યમાં હજી કોઈને ભગીરથની સફળતા નથી સાંપડી.

હવે, એ સફળતા પ્રાપ્ત થતાં સુધી સમાજનું સંચાલન કે નિયમન કેવી રીતે કરવું, એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે. સમાજમાં (૧) અરાજક અથવા અરાજ્ય, (૨) રાજ્ય, કે (૩) સુરાજ્ય અથવા સ્વરાજ્ય એવી ત્રણ સ્થિતિ સંભવી શકે, આપણે જોયું કે સુરાજ્ય અથવા સ્વરાજ્યનો તો હજી પૃથ્વી ઉપર અવતાર નથી થયો. એ સ્થિતિમાં અરાજક અથવા અરાજ્ય અને રાજ્ય વચ્ચે પસંદગી કરવાની રહે છે. માણસજાતે અનુભવે અરાજકના અંધેરથી થાકીને જ રાજ્યની સ્થાપના કરી છે. તેમણે અનુભવ્યું કે અરાજક એ તો નિઃશંક નિર્ભેળ અનિષ્ટ જ છે. ગમે તેમ કરીને એને ટાળો અને વિનાશમાંથી ઊગરો. આ રીતે રાજ્યની જરૂરિયાત ઊભી થઈ તેથી જ તેને અનિવાર્ય આપત્તિ તથા અલ્પ આપત્તિ — 'necessary evil' તથા 'lesser evil' કહેવામાં આવે છે. સ્વ-રાજ્યને મુકાબલે રાજ્ય આપત્તિરૂપ છે, પણ અરાજકને મુકાબલે તે અલ્પાપત્તિ છે. વળી, સ્વ-રાજ્યની સરખામણીમાં રાજ્ય આપત્તિરૂપ છે એ ખરું, પરંતુ અરાજકની આપત્તિમાંથી ઊગરવા એ જરૂરનું છે, એટલા માટે એને અનિવાર્ય આપત્તિ કહ્યું. અલબત્ત, રાજ્યનું ધ્યેય, અરાજક તરફ પૂંઠ ફેરવી, સ્વ-રાજ્ય તરફ ઉન્મુખ બની, તેને પોતાનો ધ્રુવતારો બનાવી, તે સ્થિતિએ પહોંચી તદ્રૂપ બનવું એ જ છે. સ્વ-રાજ્ય એ રાજ્યનો મોક્ષ છે. એટલે સ્વ-રાજ્યમાં રાજ્ય તદ્રૂપ બની વિદેહ થાય છે — લય પામે છે.

આમ જો આપણે રાજ્યની આવશ્યકતા સ્વીકારીએ અને એકંદરે તે હિતકર છે એમ માનીએ,

* એ લખાણ પ્રિં૦ જોડસના એક પુસ્તકમાંથી છે, એમ તે મોકલનાર ભાઈ લખી જણાવે છે. તે જ વખતે એ જણાવવાનું સરતચૂકથી રહી ગયું હતું.

તો રાજ્યસત્તા કોના હાથમાં રહેવી જોઈએ એ મહત્ત્વનો પ્રશ્ન ઉપસ્થિત થાય છે. જેમણે 'પોતાની જાત,' ઉપર સ્વરાજ્ય પ્રાપ્ત કર્યું હોય તેમના હાથમાં એ સત્તા સુખેથી આવે; એની સામે ભાગ્યે જ કોઈની તકરાર હોઈ શકે. પરંતુ એવા શાસકો કેવી રીતે પ્રાપ્ત કરવા? અને પ્રાપ્ત કરીએ તોપણ તેમણે 'પોતાની જાત' ઉપર સ્વરાજ્ય પ્રાપ્ત કર્યું છે એનું પ્રમાણપત્ર કોણ આપે? એ વાત પણ જવા દો અને ધારો કે સદ્ભાગ્યે આવા સ્થિતપ્રજ્ઞ શાસકોના હાથમાં અકસ્માત્ રાજ્યસત્તા આવી. પણ એમના અનુગામીઓ પણ તેમના જેવા જ આવશે એની ખોળાધરી શી? અકસ્માત એ તો વિરલ ઘટના છે, રોજિંદી ઘટના નથી.

એટલે, હવે એ વિચારવાનું રહે છે કે, જેવા છે તેવા સમાજનું સંચાલન અને નિયમન કરવાને ઓછામાં ઓછી જોખમકારક અને આખા સમાજનું વધારેમાં વધારે હિત સાધવાની શક્યતા હોય એવી રાજ્યપદ્ધતિ કઈ? ઇતિહાસકાળમાં અનેક પ્રકારની રાજ્યપદ્ધતિઓ અજમાવાઈ છે. એ બધીના લાભાલાભ કે ગુણદોષનું નિરૂપણ અહીં અપ્રસ્તુત છે. પરંતુ સમાજની બધી વ્યક્તિની પ્રતિષ્ઠા સચવાય, સમગ્ર નાગરિક સમુદાયને પોતાનો આર્થિક, રાજકીય, સામાજિક અને નૈતિક ઉત્કર્ષ સાધવાની, અથવા બીજી રીતે કહીએ તો ધર્મ, અર્થ અને કામ સાધવાની તક સાંપડે, શાસકો ઉપર લોકમતનો અંકુશ રહે, અને શાસક–શાસિતનું અદ્વૈત સધાય, તથા જેની પરંપરા અતૂટ રહેવાનો વધારેમાં વધારે સંભવ હોય, એવી રાજ્યપદ્ધતિ તો લોકશાસન જ છે એમાં શંકા નથી. આ માત્ર તર્કસિદ્ધ અનુમાન જ નથી, પણ ઇતિહાસસિદ્ધ હકીકત છે. છેલ્લાં દોઢસો વરસનો ઇતિહાસ તપાસતાં જણાશે કે, તેણે જનતાના અધિકારોનું ક્ષેત્ર વિસ્તાર્યું છે, કેળવણીનું ધોરણ વધારી બહોળું કર્યું છે, જનહિતની કલ્પના વ્યાપક કરી છે, જનસુખાકારી વધારી છે, અને વ્યક્તિના વિકાસને રૂંધતી કેટલીક શૃંખલાઓ તોડી છે, કેટલીકને શિથિલ કરી છે. મનુષ્યસમાજને સત્ત્વશુદ્ધિ કરતાં કરતાં રાજ્યની શૃંખલામાંથી મુક્ત થઈ સ્વરાજ્યની મુક્ત સ્થિતિ પ્રાપ્ત કરવાની અનુકૂળતા પણ એ પદ્ધતિમાં જ સૌથી વિશેષ છે.

હવે લેખકની લોકશાસન સામેની ફરિયાદ તપાસીએ. તે કહે છે કે, લોકશાસન 'રાજદ્વારી કાવાબાજો અને લેભાગુઓનો શિકાર થઈ પડે છે.' સાચી વાત છે. લોકશાસનનાં આવાં પરિણામ આવે છે ખરાં. પણ એટલા જ કારણથી લોકશાસન ત્યાજ્ય નથી બનતું. એમ તો કોઈ પણ સારી વસ્તુનો દુરુપયોગ ક્યાં નથી થતો? અગ્નિ અને શિક્ષણ જેવી પાવક વસ્તુઓનો પણ દુરુપયોગ થતો આવ્યો છે. એથી આપણે તેને અસ્વીકાર્ય ગણી તેનો ત્યાગ નથી કરતા. કોઈ પણ વસ્તુનો સ્વીકાર કે ત્યાગ દુરુપયોગ થવાની તેની મર્યાદિત શક્યતા ઉપર નહિ પણ હિતકર થવાની તેની વ્યાપક શક્યતા ઉપર કરવો જોઈએ. લોકશાસન પણ બધી સારી વસ્તુઓની પેઠે દુરુપયોગ થવાના ભયથી વંચિત નથી જ. પણ સમાજનું હિત સાધવાની એની વ્યાપક શક્યતાને કારણે જ એ સ્વીકાર્ય બને છે. વળી લેખક જણાવે છે તે, માણસની 'બીજાઓ ઉપર રાજ્ય ચલાવવાની. . . . પ્રબળ વૃત્તિ'નો પણ, લોકશાસનમાં દરેક વ્યક્તિને શાસક બનવાનો અવકાશ હોવાને કારણે છેદ ઊડી જાય છે. ભાષણિયાઓથી (demagogue) ભોળવાઈને આમજનતા પોતાને મળેલા મતાધિકારનો દુરુપયોગ કરશે એ લેખકનો ભય માન્ય રાખીએ તોપણ, એ દેખીતું છે કે વારંવાર ઠોકર ખાઈને અનુભવે તેઓ તેનો સદુપયોગ કરતાં શીખશે. દુરુપયોગ થવાની ભીતિથી ભડકીને, માણસ તરીકેનો મતાધિકારનો એનો મૂળભૂત હક શાને નકારવો? કે પછી આમજનતાના સુધરવાના સંભવની બાબતમાં લેખકે હાથ ધોઈ નાખ્યા છે?

મતાધિકારની બાબતમાં લેખક કહે છે કે, 'કોઈ સ્ત્રી કે પુરુષ જ્યાં સુધી પોતે પોતાની ઉપર રાજ્ય ચલાવવાની શક્તિ કે વૃત્તિ વિનાનો હોય ત્યાં સુધી તેને મતાધિકાર મળવો જ ન જોઈએ.' એ રીતે સમાજમાંથી કેટલા મતાધિકારી નીકળશે? વળી યોગ્યતાનું આ સૂક્ષ્મ ધોરણ કેવી રીતે લાગુ પાડવું? આવી સૂક્ષ્મ કસોટી લાગુ પાડવાની તરકીબ હજુ માણસે સિદ્ધ નથી કરી. એટલે રાજકારણે તો મનુષ્યની યોગ્યતા કસવાનું બાહ્ય અથવા સ્થૂલ — તેની સંપત્તિ, શિક્ષણ, વય, અથવા મનુષ્યત્વનું — ધોરણ જ સ્વીકાર્યું છે.

પ્રસ્તુત લેખકની લોકશાસનની ટીકા કેવળ નિષેધાત્મક છે એમ કહી શકાય. જ્યાં સુધી કોઈ પણ વસ્તુ સંપૂર્ણ ન હોય—અને આ અપૂર્ણ જગતમાં તે અપ્રાપ્ય જ છે —ત્યાં સુધી પ્રત્યેક હિતકર વસ્તુની અનેક ઊણપો બતાવી શકાય. એટલે કોઈ પણ વસ્તુની રચનાત્મક ટીકા ન કરતાં કેવળ નિષેધાત્મક ટીકા કરવાથી કંઈ જ અર્થ સરતો નથી. છેવટે લેખકની ભાષણિયાઓ વિષેની ટીકાનો જવાબ આપી આ જવાબ પૂરો કરીશું. તે કહે છે, 'ભાષણિયાની ખાસ કળા એમાં રહેલી છે કે, તે લોકોમાં એવો ખ્યાલ ઊભો કરે છે કે તેઓ (લોકો) પોતે જ પોતા ઉપર રાજ્ય કરે છે; પરંતુ ખરી રીતે તો તેઓને ભરમાવીને ભાષણિયો જ પોતાની મરજી મુજબ તેમને હાંકતો હોય છે.' પરંતુ જેમાં લોકોને છેતરાવાનો જરાયે અવકાશ ન હોય એવી સારી અને વ્યવહારુ પદ્ધતિ બતાવશો? અને શું તેઓ એમ માને છે કે લોકો તો અનાદિ કાળથી છેતરાતા આવ્યા છે અને અનંત કાળ સુધી છેતરાતા જ રહેવાના? મહાન લોકશાસનવાદી અને પરમ લોકનિષ્ઠ સત્પુરુષ લિંકનની લોકો વિષેની અચળ શ્રદ્ધા ટાંકીને આ લખાણ સમાપ્ત કરીશ. તે કહે છે, 'તમે કેટલાક લોકોને હમેશાં છેતરી શકશો અને બધા જ લોકોને કેટલીક વાર છેતરી શકશો, પરંતુ બધા જ લોકોને બધી જ વાર તમે નહિ છેતરી શકો.' લોકો ઉપરની આ અનન્ય શ્રદ્ધા ઉપર જ લોકશાસન નિર્ભર છે.

મણિભાઈ ભ. દેસાઈ

# વહેવારુ ખગોળ—૧૪

## તિથિ, તારીખ અને વારનો હિસાબ (ચાલુ)

ગયા લેખમાં તારીખ પરથી વાર કેવી રીતે કાઢવો તે જોયું. આ લેખમાં તારીખ અને તિથિ વચ્ચેનો અને તિથિ અને વાર વચ્ચેનો હિસાબ જોઈશું.

આપણે જાણીએ છીએ કે તિથિનાં વૃદ્ધિ અને ક્ષય થાય છે. પણ વૃદ્ધિ કરતાં ક્ષય વધારે થાય છે, કારણ કે એક તિથિની સરાસરી લંબાઈ એક દિવસ કરતાં સહેજ ઓછી છે. ૬૪ તિથિના લગભગ ૬૩ દિવસ થાય છે: આ હિસાબ પણ સરાસરીનો છે. એટલે આ હિસાબે પણ કોઈ કોઈ વખત એક તિથિ કે એક દિવસનો ફરક આવે છે. પણ એ ફરક તરફ દુર્લક્ષ કરીએ તો એવો નિયમ કરી શકાય કે, તિથિની સંખ્યામાંથી તેનો ૬૪મો ભાગ બાદ કરવાથી દિવસની સંખ્યા આવે છે અને દિવસની સંખ્યામાં તેનો ૬૩મો ભાગ ઉમેરવાથી તિથિની સંખ્યા આવે છે.

૩૦ તિથિનો એક ચાંદ્રમાસ થાય છે અને ૧૨ ચાંદ્રમાસનું એક ચાંદ્રવર્ષ થાય છે, પણ લગભગ ૩૩ માસે એક અધિકમાસ આવે છે. વધારે સૂક્ષ્મ હિસાબ એવો છે કે ૧૯ વર્ષમાં ૭ અધિક માસ આવે છે. તેથી લાંબા ગાળાનો હિસાબ કરવો હોય તો આ રીતે ગણતરી કરવી. અધિકમાસ આવવાથી ચાંદ્રવર્ષનો મેળ સૌરવર્ષ સાથે બેસી જાય છે. તિથિની પેઠે અધિકમાસનો આ હિસાબ પણ સરાસરીનો છે, એટલે આ હિસાબે કોઈ કોઈ વખત એક માસનો ફરક આવે છે. આ બાબતની શંકા ટાળવા માટે અમે આ લેખને છેડે વિ. સં. ૧૯૦૦ થી ૨૦૦૦ સુધીના અધિકમાસ આપ્યા છે. એટલે કોઈ પણ દાખલામાં ઉપલા ગણિત પ્રમાણે આવતી અધિક માસની સંખ્યા ખરી છે કે કેમ તેની ખાતરી કરી શકાય.

આટલું જાણ્યા પછી તારીખ પરથી તિથિ કે તિથિ પરથી તારીખ કે વાર કાઢી શકાશે. માત્ર એટલું જ કે કોઈ વખત આ ગણિતમાં એક તિથિ, તારીખ કે વારનો ફરક આવશે. અહીં આપણે નિરુપાય છીએ. તેથી તિથિ પરથી નિઃશંક રીતે એક પણ તારીખના ફરક વગર તારીખ કાઢવી હોય તો તિથિની સાથે વાર પણ જાણવામાં હોવો જ જોઈએ. તારીખ પરથી તિથિ કાઢવામાં કે તિથિ પરથી વાર કાઢવામાં ૧ તિથિ કે ૧ વાર જેટલો તફાવત આવવાનો સંભવ હંમેશાં રહેવાનો જ.

ઉદા૦ ૧લું. (તારીખ પરથી તિથિ) મહાત્મા ગાંધીજીનો જન્મ ઈ. સ. ૧૮૬૯ના ઑક્ટોબરની

૨૭ તારીખે થયો હતો. તો તે વખતે હિંદુ તિથિ કઈ હતી ?

ગયા લેખના ઉદા૦ બીજામાં આપણે જોયું કે, ઈ. સ. ૧૮૬૯ના ઓક્ટોબરની ૨૭ તારીખથી ૧૯૪૦ના ઓક્ટોબરની ૨૭ તારીખ સુધીમાં ૨૫,૯૩૨ દિવસ થાય છે. આની તિથિ કરવા માટે આનો ૬૩મો ભાગ, એટલે ૪૧૨ ઉમેરવાથી ૨૬,૩૪૪ તિથિ આવી. ૩૦ તિથિના એક ચાંદ્રમાસને હિસાબે આટલી તિથિઓના ૮૭૮ ચાંદ્રમાસ અને ૪ તિથિ આવી. ૩૩ ચાંદ્રમાસે ૧ અધિકમાસના હિસાબે ૮૭૮ ચાંદ્રમાસમાં ૨૬ અધિકમાસ આવ્યા, તે ૮૭૮માંથી બાદ કરવાથી ૮૫૨ સૌરમાસ આવ્યા. તેનાં ૭૧ સૌર વર્ષ, ૦ માસ આવ્યાં. તેથી એકંદરે આ ગાળામાં ૭૧ સૌર વર્ષ, ૦ માસ, ૪ તિથિ આવી. ૧૯૪૦ના ઓક્ટોબરની ૨૭ તારીખે વિ. સં. ૧૯૯૬ના આસો સુદિ ૧ હતી. તેથી આમાંથી ૭૧ વર્ષ, ૦ માસ, ૪ તિથિ બાદ કરવાથી વિ. સં. ૧૯૨૫ ના ભાદરવા વદિ ૧૨ તે મહાત્મા ગાંધીજીની જન્મતિથિ આવી.

ઉપલા ગણિતમાં ૭૧ વર્ષના ગાળામાં ૨૬ અધિકમાસ ગણ્યા છે તેની ખાતરી કરવી જરૂરી છે. આ લેખને છેડે આપેલા કોઠામાં જોતાં આ ગાળામાં ૨૬ અધિકમાસ આવે છે, એટલે બધું બરાબર છે. જો કોઠામાંથી ૧ અધિકમાસ ઓછોવત્તો આવ્યો હોત, તો તે મુજબ હિંદુ માસ એક માસ જેટલો આગળપાછળ આવત.

ઉદા૦ ૨જું. (તિથિ પરથી તારીખ). મહાત્મા ગાંધીજીની જન્મતિથિ વિ. સં. ૧૯૨૫ના ભાદરવા વદ ૧૨ હતી, તો તે દિવસે અંગ્રેજી તારીખ કઈ હતી ?

વિ. સં. ૧૯૨૫ના ભાદરવા વદિ ૧૨થી ૧૯૯૬ના ભાદરવા વદિ ૧૨ સુધીનો બરાબર ૭૧ વર્ષનો ગાળો લો. આ સૌરવર્ષો છે. તેના સૌરમાસ=૭૧×૧૨=૮૫૨ આવ્યા. ૩૩ માસે એક અધિકમાસના હિસાબે ૮૫૨ માસમાં ૨૬ અધિકમાસ આવ્યા. તે ૮૫૨માં ઉમેરતાં ૮૭૮ ચાંદ્રમાસ આવ્યા. તેની તિથિ=૮૭૮×૩૦=૨૬,૩૪૦ આવી. તેનો ૬૪મો ભાગ=૪૧૨, તેમાંથી બાદ કરવાથી ૨૫,૯૨૮ દિવસ આવ્યા. આ ૭૧ વર્ષના ગાળામાં પ્લુત વર્ષો ૧૭ છે, એ આપણે ગયા લેખના પહેલા ઉદાહરણમાં જોયું. આ ૧૭ પ્લુત વર્ષોના વધારાના ૧૭ દિવસ ૨૫,૯૨૮માંથી બાદ કરતાં બાકી ૨૫ ૯૧૧ દિવસ રહ્યા. આને ૩૬૫થી ભાગવાથી ૭૦ વર્ષ ૩૬૧ દિવસ એટલે ૭૧ વર્ષમાં ૪ દિવસ ઓછા આવ્યા. વિ. સં. ૧૯૯૬ના ભાદરવા વદિ ૧૨ને દિને ઈ. સ. ૧૯૪૦ના સપ્ટેમ્બરની ૨૮મી તારીખ છે, તેમાંથી ૭૧ વર્ષમાં ૪ દિવસ ઓછા બાદ કરવાથી ઈ. સ. ૧૮૬૯ના ઓક્ટોબરની ૨૭ તારીખ આવી.

ઉદા૦ ૩જું (તિથિ પરથી વાર) મહાત્મા ગાંધીજીની જન્મતિથિ વિ. સં. ૧૯૨૫ ના ભાદરવા વદિ ૧૨ હતી, તો તે દિવસે કયો વાર હતો ?

વિ. સં. ૧૯૨૫ના ભાદરવા વદિ ૧૨થી વિ. સં. ૧૯૯૬ના ભાદરવા વદી ૧૨ સુધીમાં ૨૫,૯૨૮ દિવસ આવે છે એ આપણે ઉદા૦ બીજામાં જોયું. ૨૫,૯૨૮-ને ૭થી ભાગવાથી શેષ ૦ વધે છે. વિ. સં. ૧૯૯૬-ના ભાદરવા વદિ ૧૨ને દિને શનિવાર હતો, તેથી વિ. સં. ૧૯૨૫ના ભાદરવા વદિ ૧૨ને દિને પણ શનિવાર હતો

**વિ. સં. ૧૯૦૦થી ૨૦૦૦ સુધીના અધિકમાસ**

(પ્રચલિત ગ્રહલાઘવીય પંચાંગ પ્રમાણે)

| | |
|---|---|
| ૧૯૦૦ શ્રાવણ | ૧૯૫૨ જેઠ |
| ૧૯૦૩ જેઠ | ૧૯૫૪ આસો |
| ૧૯૦૬ વૈશાખ | ૧૯૫૭ શ્રાવણ |
| ૧૯૦૮ ભાદરવો | ૧૯૬૦ જેઠ |
| ૧૯૧૧ અસાડ | ૧૯૬૩ ચૈત્ર |
| ૧૯૧૪ જેઠ | ૧૯૬૫ શ્રાવણ |
| ૧૯૧૬ આસો | ૧૯૬૮ અસાડ |
| ૧૯૧૯ શ્રાવણ | ૧૯૭૧ વૈશાખ |
| ૧૯૨૨ જેઠ | ૧૯૭૩ ભાદરવો |
| ૧૯૨૫ વૈશાખ | ૧૯૭૬ શ્રાવણ |
| ૧૯૨૭ ભાદરવો | ૧૯૭૯ જેઠ |
| ૧૯૩૦ અસાડ | ૧૯૮૨ ચૈત્ર |
| ૧૯૩૩ જેઠ | ૧૯૮૪ શ્રાવણ |
| ૧૯૩૫ આસો | ૧૯૮૭ અસાડ |
| ૧૯૩૮ શ્રાવણ | ૧૯૯૦ વૈશાખ |
| ૧૯૪૧ જેઠ | ૧૯૯૨ ભાદરવો |
| ૧૯૪૪ ચૈત્ર | ૧૯૯૫ શ્રાવણ |
| ૧૯૪૬ ભાદરવો | ૧૯૯૮ જેઠ |
| ૧૯૪૯ અસાડ | ૨૦૦૧ ચૈત્ર |

હરિહર ભટ્ટ

# સાહિત્ય અને જીવન*

કેટલાંક વર્ષ પહેલાંની આ વાત છે. ઉત્તર હિંદના એક પ્રસિદ્ધ શહેરમાં પ્લેગ ફેલાવાની શંકા આવી. ઉંદર મરતા હતા. કમનસીબે એ દિવસોમાં ત્યાંના સાહિત્ય-રસિકોના હૃદયસરોવરમાં કાવ્યપ્રેમનાં મોજાં અને લહેરો ચઢી આવ્યાં. જુદે જુદે સ્થળોએ કવિ-સંમેલન ભરાઈ રહ્યાં હતાં. કેટલાક સજ્જનો મારી પાસે આવ્યા અને બોલ્યા, "આપ પણ અજબ માણસ છો. આ શહેરમાં રહો છો, પણ અહીંના સ્થાનીય કવિ-સંમેલનોમાં ભાગ લેતા નથી! એમ લાગે છે કે આપનામાંથી સાહિત્ય-પ્રેમ બિલકુલ ઘસાઈ ગયો છે. લોક આપની બેહદ નિંદા કરી રહ્યા છે."

તે વખતે મેં એ કાવ્ય-પ્રેમીઓની સેવામાં આ નિવેદન કર્યું: "લોક મારે વિષે શું બોલે છે એની મને ચિંતા નથી." They say. What say they? Let them say.—"એ બોલે છે. શું બોલે છે? બોલવા દો." દરેક સાહિત્ય-સેવકે આ ત્રણ વાક્ય પોતાના ઓરડામાં લટકાવી રાખવાં જોઈએ. ધૃષ્ટતા માફ કરો તો આપને એક સવાલ પૂછું, "મહેરબાન, જરા સમજાવો તો ખરા કે, જ્યારે શહેરમાં ઉંદર મરી રહ્યા છે, તે વખતે શું યોગ્ય છે—કવિ-સંમેલન ભરવું કે ઉંદર પકડવા?"

આવનાર મહાશયો હસવા લાગ્યા, અને તેમાંના એક બોલ્યા, "તો આપનો ઇરાદો કવિઓ પાસે ઉંદર પકડાવવાનો છે?"

મેં કહ્યું, "એમાં વાંધો શો છે? કવિત્વ એ જીવન અને મનુષ્યત્વથી પણ વધારે ઊંચી ચીજ છે? આપણાં ઘર, મહોલ્લા અથવા નગરના સ્વાસ્થ્યને બરાબર રાખવા જો આપણા જેવા સાહિત્યસેવકોને જાજરૂ સાફ કરવાં પડે, ખાળકૂંડીઓ ધોવી પડે, તો એને સારુ પણ આપણે તૈયાર રહેવું જોઈએ. ઉંદર પકડવા એ તો મામૂલી વાત છે. હું તો ગદ્ય-લેખક છું; પણ જો કવિલોક એમનો દરજ્જો ઊંચો સમજતા હોય, તો અમે ગદ્ય-લેખક પૈસાનો એક એ પ્રમાણે ઉંદર કાઢીશું અને કવિઓને ઉંદર દીઠ બે પૈસાનો હિસાબ પડશે!"

વાત હસવામાં ઊડી ગઈ અને હું પણ કવિ-સંમેલન, પ્લેગ અને કવિ તથા ઉંદરના કિસ્સાને ભૂલી ગયો. પણ ત્રણચાર મહિના પછી ફરીથી એ પ્રશ્ન બહુ વિકટ રૂપમાં આગળ આવીને ઊભો રહ્યો.

## સાહિત્ય-કલરવ અથવા તો ખાળના મચ્છર?

એકસો સાડાચાર ડિગ્રી તાવ ચઢયો હતો. માથા ઉપર બરફ મૂકવામાં આવ્યો હતો. આ હકીકત મારા જન્મસ્થાન ફિરોઝાબાદમાં બની હતી, જે ચૂડીઓને સારુ હિન્દુસ્તાનભરમાં મશહૂર છે, અને જે બેવડી કીર્તિને માટે ડંકો રાખે છે—સુંદર ચૂડીઓ અને ગંદી મોરીઓ. તાવમાં સેકાતો હું બબડી રહ્યો હતો અને, આપ જાણતા હશો કે, જ્યારે તાવ વધારે ચઢે છે, ત્યારે કલ્પનાશક્તિ પણ તીવ્ર બનતી જાય છે. હું વિચારી રહ્યો હતો કે, આ મલેરિયા તાવ છે, મલેરિયા મચ્છરોથી પેદા થાય છે, અને મચ્છર પેદા કરવાનાં કારખાનાં અમારી આસ-પાસ પડોશમાં મોટા પ્રમાણમાં ખુલ્લાં છે. અમારા ચોબા-મહોલ્લામાં કે જેની બાલબચ્ચાં સહિત ૨૦૦-૨૨૫ની વસ્તી હશે, તેમાં કેટલાય ડૉક્ટરો ઉત્પન્ન થયા છે અને તે ઊંચામાં ઊંચા પદ ઉપર પહોંચ્યા છે અને હાલમાં વિદ્યમાન છે; પણ અમારા મહોલ્લાની ગંદકી તો હતી તેમ ને તેમ છે. અમારા ઘરથી સો વાર દૂર મારા એક સહપાઠીના સુપુત્ર રહે છે. તેમણે પોતાની અનુભવહીનતાને કારણે 'સાહિત્ય-કલરવ' નામના માસિકપત્રના ૫-૭ અંકોમાં ચારસો રૂપિયા ખોટના આપ્યા. એ રૂપિયા ખાળમાં ગયા. હું વિચારતો હતો કે, "વર્તમાન પરિસ્થિતિમાં ખાળકૂંડીઓના મચ્છરો મારવા એ વધારે લાભદાયક છે કે 'સાહિત્ય-કલરવ' છપાવવું તે?"

આ ગંભીર પ્રશ્ન ઉપર મેં બહુ વાર સુધી વિચાર કર્યો, અને મારા સાહિત્ય-સેવી મિત્રો મને માફ કરશે કે મેં 'સાહિત્ય-કલરવ'ની વિરુદ્ધ મારો ચુકાદો આપ્યો. ત્યાર પછીના ચાર મહિનામાં મને ત્રણ વાર મલેરિયા તાવ આવ્યો છે અને દરેક વખતે હું વિચારી રહ્યો છું કે, આખરે અમારી સાહિત્ય-સેવાનો જીવનની સાથે કયો સંબંધ છે?

પત્રોમાં હમણાં મેં હિન્દી સરકારનો રિપોર્ટ વાંચ્યો છે કે, હિન્દમાં ૬૦ લાખ માણસો મલેરિયાથી માંદાં પડે છે અને ૧૩-૧૪ લાખ એ કારણે મરણ પામે છે. નિરર્થક કવિ-સંમેલનો ભરવાનાં બંધ કરીને અમે સાધારણ જનતામાં ક્વિનાઈન વહેંચીએ તો કેટલું સારુ થાય!

* [હિંદી માસિક 'વિશાલ ભારત'ના તંત્રી, પં૦ બનારસીદાસ ચતુર્વેદીએ આપેલું ભાષણ તે માસિકમાં પ્રસિદ્ધ થયું છે, તેમાંથી અનુવાદ.]

### ૨૮ વર્ષનો નશો

ઉપરની વાત અમારા કવિ-બન્ધુઓને — ખાસ કરીને દંગલબાજ કવિઓને — ભલે ક્વિનાઈનની માફક કડવી લાગે, પણ હવે એવો સમય આવી પહોંચ્યો છે જ્યારે મીઠી મીઠી વાતોની જગ્યાએ સ્પષ્ટ વક્તૃત્વથી કામ લેવાવું જોઈએ. અમારા લોકોને — લેખકો અને કવિઓને — કીર્તિનો નશો રહે છે અને એવા નશાનો મને પણ કંઈક અનુભવ છે. પત્રોમાં લેખ છપાય છે, પોતાનું નામ છાપામાં છપાયેલું દેખી બહુ આનંદ થાય છે, અને લેખ લખ્યે જઈએ છીએ, ફરી છપાય છે, અને એવી રીતે લેખકને પ્રસિદ્ધિ મળે છે. આ લેખોને વાસ્તવિક જીવન સાથે કંઈ સંબંધ છે કે નહિ એમ કોઈ પૂછતું નથી! સને ૧૯૧૨ના જૂનમાં મારો પહેલો લેખ કાશીના 'નવજીવન'માં છપાયો હતો, અને એનું મથાળું હતું 'સ્વાવલંબન'. અંગ્રેજી પુસ્તક 'Self-help'ના આધાર ઉપર એ લખેલો હતો. જો મેં લેખકના કહ્યા પ્રમાણે મારો જીવનક્રમ ઘડચો હોત તો આજે આપ મને જરૂર એક સ્વાવલંબી જુઓત. પણ અમે લેખક લોક બાબા તુલસીદાસના કહેવા પ્રમાણે "પર-ઉપદેશ-કુશળ" છીએ. અઠ્ઠાવીશ વર્ષ સુધી નકામાં લખાણો લખ્યા પછી પણ જીવન સંબંધી મારું વ્યાવહારિક જ્ઞાન બહુ જ થોડું વધ્યું છે અને ખરે વખતે પરીક્ષામાં હું તદ્દન નપાસ થયો.

પૂજ્ય દ્વિવેદીજીને ત્યાં ત્રીજી વખત હું જ્યારે દોલતપુરની તીર્થયાત્રા કરવા ગયો, ત્યાં સુધીમાં ગ્રામ-સંગઠન ઉપર 'વિશાળ ભારત'માં હું ઘણા લેખ છાપી ચૂક્યો હતો. દ્વિવેદીજી મને એમના બાગ તરફ લઈ ગયા. માર્ગમાં મને કેટલાક પ્રશ્ન પૂછ્યા, પણ ચોબેજી એમના વિષયમાં કોરા ધાકોડ જેવા હતા. કેટલાંય ઝાડનાં નામ એમણે પૂછ્યાં, પરંતુ એમને હું ઓળખી પણ ન શક્યો —ન અરીઠાનું ઝાડ ઓળખી શક્યો કે ન મહુડાનું. વાત કરતાં કરતાં દ્વિવેદીજીએ પૂછ્યું, 'તમે આગ્રા જિલ્લાને બરાબર જાણો છો? આપણી ડિસ્ટ્રિક્ટ બોર્ડનો રિપોર્ટ વાંચ્યો છે?'

હું ચૂપ હતો. શો જવાબ દેવાનો હતો? ફિજી, કેનિયા, જંઝીબાર, યુગાન્ડા, ટાંગાનિકા, વગેરે જગ્યાએ જિંદગીનાં વીસ વર્ષ બરબાદ કરી ચૂક્યો હતો, પણ આગ્રા જિલ્લામાં હું ફર્યો ન હતો અને આગ્રા ડિસ્ટ્રિક્ટ બોર્ડનો રિપોર્ટ પણ ક્યારેય વાંચ્યો ન હતો! ક્યારેય શું, આજ સુધી નથી વાંચ્યો.

પૂ. દ્વિવેદીજી ચિડાઈને બોલ્યા, "બેઠા બેઠા તમે કરો છો શું? કંઈ વાંચો લખો છો? ખેડૂત-કાયદાનું તમે અધ્યયન ન કર્યું કે નથી જાણતા ગ્રામપંચાયતો સંબંધી. ખેતી અને ખેડૂતની રહેણીકરણી સંબંધી તમારું શું જ્ઞાન હશે? એમ જ સંપાદક બનીને બેઠા છો?" ખૂબ શરમ આવી. હિન્દી-પત્રકારોનું આ વિષયોનું કેટલું જ્ઞાન છે તે હું કહી શકતો નથી. પરંતુ જો ક્યાંય હિન્દી-પત્રકારોને સારુ વિદ્યાલય ખૂલે તો એમાં છાત્ર તરીકે દાખલ થવાની ઇચ્છા તો જરૂર છે.

આપણે આસપાસના માનવજગતથી જ નહિ, પણ પશુ-પક્ષી અને વૃક્ષ-જગતથી પણ ખૂબ જ ઓછા પરિચિત છીએ. બહુ જ બેશરમી સાથે આપની સમક્ષ હું મારા એવા એક અજ્ઞાનનું બીજું ઉદાહરણ આપું છું. ઓરછા રાજ્યના રેવન્યુ કમિશનરે બે વર્ષ થયાં મને આમંત્રણ આપેલું. એ વખતે એમના આંગણામાં એક છોડ જોઈને મેં પૂછ્યું, "ઠાકુર સાહેબ, આ શાનું ઝાડ છે?" એમણે હસીને કહ્યું, "ચોબેજી, આપ બટાટાના છોડને પણ નથી ઓળખતા?" ચોબેજી ચાલીસ-પિસ્તાલીસ વર્ષથી બટાટા ખાતા આવ્યા છે, પણ એના છોડને જિંદગીમાં પહેલી વાર જ જોયો! ત્યાર બાદ ઉત્સાહમાં આવીને અમે કેવી રીતે બટાટાનું વાવેતર કર્યું અને સામ્યવાદનો એક નુસખો કેવી રીતે શોધી કાઢ્યો, એની વાત કોઈ વાર ફરીથી સંભળાવીશ. આ વખતે ફક્ત એટલું બતાવી દેવું બસ થશે કે, બટાટાની ખેતી પાછળ કુલ એકવીસ રૂપિયા ખર્ચ કરી, એક રૂપિયો ને પાંચ આનાના બટાટા ઉગાડચા, અને એમ કરીને રોકડા રૂ. ૧૯ ને ૧૧ આનાનો નફો અવળી દિશામાં કર્યો!

### પશુ-પક્ષી-જગત

પક્ષીઓની સાથેના પરિચયની વાત લઈએ. કાગડો, પોપટ, મોર, લક્કડખોદ, કાબર, સમડી, મેના, કોયલ, ઘુવડ વગેરે પંદર સોળ પક્ષીઓ સિવાય બીજા કોઈને હું ઓળખતો નથી, અને તે પણ એમના બહારના દેખાવથી પરિચિત છું એટલું જ. એમનો સ્વભાવ, રહેણીકરણી, વગેરે બાબતમાં મારું જ્ઞાન ખૂબ જ થોડું છે. પક્ષીઓના પ્રવાસની બાબત મેં પત્રોમાંથી વાંચી રાખી હતી, પણ પ્રવાસી પક્ષીઓને મેં ઓરછા રાજ્યના સુંદર સરોવર ઉપર ઝુંડનાં ઝુંડ ઊતરતાં નહોતાં જોયાં ત્યાં સુધી મેં ઓળખેલાં નહિ. એમાંનાં હજારો સાઇબિરિયાથી ઊડીને ભારતવર્ષમાં આવે છે અને ફરી પાછાં ત્યાં પાછાં જાય છે. પક્ષીઓ સંબંધી કોઈ પણ ઉત્તમ પુસ્તક (હિંદી) ભાષામાં નથી.

પક્ષીઓના સ્વભાવનો અભ્યાસ કરવો અને તેના વિષયમાં પુસ્તકો લખવાં એ સહેલું કામ નથી. એ કોઈ મહાત્માજીનું જીવનચરિત્ર નથી કે જે અહીં તહીંથી 'કટિંગ' ભેગાં કરીને દશ બાર દિવસમાં તૈયાર થઈ શકે! એક એક પક્ષીને સારુ લેખક પોતાનું જીવન ખપાવી શકે છે, પણ અમે તો 'काला और ले दौड़े'ના સિદ્ધાન્તના અનુયાયી છીએ. પુરાણી લીટી ઉપર ચાલવામાં અમને આનંદ પડે

છે. 'શાયર-સૂર-સપૂતો'ની માફક હિન્દી લેખક વગર ચીયે ક્યારે ચાલતાં શીખશે?

**ગળિયો બળદ અને ચાની ભેંસ**

પશુઓની બાબતમાં પણ અમારું જ્ઞાન બહુ જ ઓછું છે. નર-પશુઓની વાત છોડી દઈએ; એમને તો આપણે થોડાં ઘણાં જાણીએ છીએ, અને એ થોડાંની માફક દરેક દેશમાં અને દરેક ખંડમાં મળી આવે છે. ગળિયા બળદ વિષે મેં બહુ સાંભળ્યું હતું, પણ એનાં દર્શન કર્યે એક સાલ થઈ છે. અમારા બગીચા સારુ સિત્તેર રૂપિયા ખર્ચીને, બળદની એક જોડી મૌરાનીપુરથી મંગાવી. જ્યારે એ પધાર્યા ત્યારે ભાવુકતાવશ થઈને મેં એમનું ખૂબ સ્વાગત કર્યું. અમારા એક કિસાન બંધુએ કહ્યું કે, એ દૂરથી ચાલીને આવે છે માટે થાક ઉતારવાને દેશી દારૂ પાવો જોઈએ. અચ્છા સાહેબ, મહુડાંના દારૂના બે શીશા લાવવા બાર આના પણ આપ્યા. બે ત્રણ દિવસ એમને ખૂબ આરામ (જેને સાહિત્યની ભાષામાં 'પૂર્ણ વિશ્રામ' કહેવો જોઈએ) કરવા દીધો. અને ત્યાર બાદ માણસોને એમની પાસેથી કામ લેવાનું કહ્યું. મને એ જોઈને આશ્ચર્ય થયું કે, બંનેય બળદ મારા જેવા જ આરામ-તલબ નીવડ્યા. બેઠા ત્યાંથી ઊઠવાનું નામ પણ નથી લેતા! પૂછડાં અમળ્યાં, માર માર્યો; અનેક ઉપાય કર્યા, પણ એ તો પોતાના સિદ્ધાન્તના પાકા ઘોર સત્યાગ્રહી હતા. ત્યારે લોકોએ મને સમજાવ્યું કે પાકા ગળિયા બળદ તે આનું નામ. કહેવાની જરૂર નથી કે આ શિક્ષણ મને મોંઘું પડ્યું. ખૂબ મુશ્કેલી બાદ એ જોડી બદલી શકાઈ અને તે પણ મને ગાંઠનું વીસ રૂપિયા ખર્ચ કરાવીને અને મને વ છડાનો કાકો સિદ્ધ કરીને! પણ એ ચાની ભેંસના મુકાબલામાં સસ્તું પડ્યું કહેવાય. રોકડા એકત્રીસ રૂપિયામાં મેં એક ભેંસ ખરીદી છે, જે બસ ચા બનાવવાને લાયક દૂધ દે છે! એનું જીવન-ચરિત હું લખી રહ્યો છું. અહીંયાં એટલું કહેવું પર્યાપ્ત થશે કે હું *'હરજાઈ' શબ્દનો અભિપ્રાય સમજી ગયો છું અને ઢોરબાંધણાની ઉપયોગિતામાં વિશ્વાસ મૂકતો થયો છું

શ્રોતાઓને એ ભ્રમ ન થાય કે હિન્દી જગતનો હું એકલો જ 'મૂર્ખ-શિરોમણિ' છું, માટે એ બતાવી દેવું જરૂરી સમજું છું કે, અમારા સાહિત્યસંસારમાં કેટલીય એવી વ્યક્તિઓ હશે કે જે આસપાસનાં પશુ, પક્ષી, વૃક્ષ તથા માનવજગતના વિષયમાં મારા કરતાં પણ વધારે ઢ છે. કોઈ પ્રકારે અમને ક્ષમા પણ આપી શકાય એમ છે, પણ કેટલાક લેખકો એવા છે જેમને જુના દરની ટોળીના માણસો કહેવા જોઈએ. ઉદાહરણરૂપે એવા લોકોને લઈએ કે જેમણે કામશાસ્ત્રો ઉપર પુસ્તકો લખ્યાં છે. એમાંના બે ત્રણ સિવાય બાકીનાઓનું તે વિષયનું જ્ઞાન નહિ જેવું છે. બસ, અહીં તહીંથી ભેગું કરીને ગમે તે માણસ કામશાસ્ત્ર ઉપર પુસ્તક લખી આપે છે! આપ તો જાણતા હશો કે હું સાહિત્યમાં કોઈ પણ સરકારના શાસનનો ઘોર વિરોધી છું. સાર્વજનિક મત યા 'પબ્લિક ઓપિનિયન'નું નિયન્ત્રણ એને સારુ પર્યાપ્ત માનું છું છતાં પણ કોઈ સરકાર હિન્દીના એ કામશાસ્ત્રીઓને, કે જેમણે અનધિકારપૂર્વક આ વિષય ઉપર નાનાં મોટાં પુસ્તકો લખ્યાં છે, તેમને પકડી પકડીને ત્રણ ત્રણ વર્ષ સુધી મહેનત મજૂરી સાથે પોતાની મહેમાની ચખાડે, તો એ સરકારી મહેમાનગીરીની વિરુદ્ધ હું એક પણ શબ્દ ન લખું. જરૂર તો એ વાતની છે કે, આ વિષય ઉપર અધિકારી માણસો પાસે સરળમાં સરળ ભાષામાં અને સસ્તામાં સસ્તા ગ્રન્થ લખાવવા જોઈએ.

**પ્રકાશક શું કરી રહ્યા છે?**

સરકારી શરાબબંધી અને મદ્યનિષેધક સભાઓનાં અનેક વ્યાખ્યાનો થવા છતાં, હિંદીના ૯૫ ટકા પ્રકાશકો ભાંગ, ગાંજો અથવા અફીણનો અમલ કરે છે અથવા તો ચરસનો દમ લગાવે છે, એવો મારો અટલ વિશ્વાસ છે. આપ એમના તરફથી પ્રકાશિત ગ્રંથોની સૂચિ જોઈ જાઓ તો આપને એકદમ પત્તો લાગશે કે, એ પ્રકાશકોને સમયની ગતિનો કંઈ પણ ખ્યાલ નથી. જીવનના પ્રશ્નો સાથે એમને કંઈ પણ પરિચય નથી, અને એમાંથી વધારે ભાગના પ્રકાશકો પોતાને સર્વજ્ઞ સમજે છે. વિલાયતના સારા સારા પ્રકાશકો પોતાને ત્યાં જુદા જુદા વિષયોના વિશેષજ્ઞો રાખે છે અને તેમની સંમતિથી જ ગ્રંથ લે છે અને છપાવે છે. પણ અમારે ત્યાં તો પ્રકાશકો મફતમાં પણ વિશેષજ્ઞોની સંમતિ લેવા ઇચ્છા રાખતા નથી! હા, પુસ્તકો છપાયા બાદ વગર પૂઠાની એક પ્રત મોકલી તેની ઉપર વિસ્તૃત આલોચના માગનારા પ્રકાશકોની અમારે ત્યાં કમી નથી! પોતાની બાર આનાની ચોપડી ઉપર (જે તેમને બાર પૈસામાં પડેલી હોય છે.) આપણો બાર રૂપિયાનો સમય માગવાના ગોરખધંધામાં તેઓ અવશ્ય કુશળ હોય છે! જો પ્રકાશકમાં કંઈ બુદ્ધિ હોત તો તેઓ અંદર અંદર મળીને આ બાબતની તપાસ કરવાને એક સમિતિ નીમત, જે શોધી કાઢત કે સાધારણ જનતા અને ખાસ વર્ગના માણસોને સારુ કેવા પ્રકારના સાહિત્યની જરૂર છે.

**છેવટે આપણે શું ઇચ્છીએ છીએ?**

શ્રોતાગણ મને પૂછી શકે છે કે, "શું આપ કવિઓની પાસે ઉંદર પકડાવવા માગો છો? 'સાહિત્ય કલરવ' બંધ કરાવીને મોરીઓના મચ્છરો પર હુમલો કરાવવા ચાહો છો? કે કામ-શાસ્ત્રી લેખકોને જેલમાં મોકલવા માગો છો? છેવટે આપ ચાહો છો શું? શું કલા અને

---

* નામ મોટું પણ કામ કંઈ ન આપે તે

સૌન્દર્યને માટે આપને પ્રેમ નથી?" એવા પ્રશ્ન પૂછનારાઓની સેવામાં હું આ નિવેદન કરવા ચાહું છું કે, એક મામૂલી લેખક જેટલો પ્રેમી હોવો જોઈએ તેટલો જ હું કલા અને સૌન્દર્યનો પ્રેમી છું. પણ દરેક ચીજને એક સમય હોય છે, અને યુગધર્મ અનુસાર કલા અને સૌન્દર્યનો ઉપયોગ વિશેષ ઉદ્દેશ્ય માટે હોવો જોઈએ. આપના નગરનાં બજાર ગંદાં છે અને તેથી દરસાલ રોગ ફેલાય છે. તો આપને ત્યાંની સાહિત્ય સમિતિ ઉપર જેટલા રૂપિયા ખર્ચ કરવામાં આવે છે, તેમાંથી કેટલોક ભાગ એ ગંદકી દૂર કરવાને ખર્ચાવો જોઈએ. આખરે એ અમારાં હૃદય અને મસ્તિષ્કની અંદરની અસ્વચ્છતા છે, જે પ્રગટ રૂપે અમારી ગંદી ગલીઓ અને સડકોના રૂપમાં સામે આવીને ઊભી રહે છે. સુપ્રસિદ્ધ હબસી નેતા બૂકર ટી વોશિંગ્ટને કહેલું છે કે, "કોઈ પણ જાતિની સભ્યતા કે અસભ્યતાનો અંદાજ એનાં બજારોની સફાઈ અથવા ગંદકીને જોઈને જાણી શકાય છે"

આયર્લૅન્ડના સુપ્રસિદ્ધ કવિ અને કલાકાર જ્યૉર્જ રસેલે (એ. ઇ.) પોતાના 'National Being' નામના પુસ્તકમાં એક મહત્ત્વની વાત લખી છે કે, "સહુ વ્યક્તિઓનું કર્તવ્ય છે—એ એની જવાબદારી છે કે, જે સૌન્દર્યની એ પોતાના અંતરમાં કલ્પના કરે છે, તે પ્રમાણે બની શકે ત્યાં સુધી પોતાની બાહ્ય પરિસ્થિતિ ઉત્પન્ન કરે. સૌન્દર્ય-પ્રેમી મનુષ્ય કોઈ દિવસ એવા ઘરમાં રહેવાનું પસંદ નહિ કરે જ્યાં દરેક ચીજ વિકૃત રુચિનું પ્રદર્શન હોય. બુદ્ધિપ્રધાન મનુષ્ય અવ્યવસ્થિત સમાજની ઘૃણા કરે છે. અમે એ નિશ્ચયપૂર્વક કહી શકીએ છીએ કે, બાહ્ય પરિસ્થિતિથી મનુષ્યના અંતરજીવનનો પરિચય મેળવી શકાય છે. આયર્લૅન્ડનાં એ ગંદાં ગામડાં તથા નાનાં શહેરો જ્યાં દારૂની દુકાનોની ભરમાર છે, જ્યાં સ્વચ્છતા તથા સુંદરતાની ઉપેક્ષા કરવામાં આવે છે, એ બધું ત્યાંના રહેવાસીઓના ચારિત્રને અનુરૂપ જ છે—એ એમની ગંદી રહેણીકરણીનું પ્રતીક છે જ્યારે એ રહેવાસીઓમાં બૌદ્ધિક જીવનનો વિકાસ થશે, ત્યારે એ ચીજો બદલાશે. પરંતુ એની પણ પહેલાં એમનામાં આધ્યાત્મિક ભાવનાનો પ્રવેશ થવો જોઈએ. જેમ જેમ વ્યક્તિઓના ચારિત્રમાં પરિવર્તન આવે છે ને જાય છે, તેમ તેમ ઘર ઘર અને ગામ ગામમાં સંસ્કૃતિ તથા સભ્યતાનું રૂપ બદલાઈ જાય છે. જ્યારે રાષ્ટ્રના આત્મામાં એક ઉચ્ચ જગતનું નિર્માણ કરવાનું આપણે શરૂ કરીએ છીએ ત્યારે આપણા દેશનું બાહ્ય રૂપ પણ સુંદર અને સન્માન-યોગ્ય બને છે."

કવિવર રવીન્દ્રનાથ ઠાકુરે પોતાના 'નગર અને ગ્રામ'—'City & Village' નામના પુસ્તકમાં એવા યુગધર્મ વિષે લખેલું છે કે: "અમારો એ ઉદ્દેશ છે કે, ગ્રામજીવનની નદીની બખોલો કે જે ઝાડઝાંખરાં અને કાંટાથી ભરેલી છે અને જ્યાં પ્રવાહ જતો નથી, તેમાં આનંદરૂપી પાણીની છોળો લાવવી જોઈએ અને એવા કાર્યને સારુ વિદ્વાનો, કવિઓ, ગાયકો તથા કલાકારોના સમ્મિલિત પ્રયત્નની આવશ્યકતા છે. એ સહુ મળીને પોતપોતાની ભેટ (શુષ્ક ગ્રામજીવનને સરસ બનાવવાને) લાવે. જો એમ ન બને તો સમજવું જોઈએ કે, જે લોક ગામડિયાઓનો જીવનરસ ચૂસી રહ્યા છે અને જેઓ બદલામાં તેમને કંઈ પણ આપતા નથી, તેમની તરફેણમાં એ બધા છે. આવા પ્રકારનું શોષણ જીવનરૂપી ભૂમિની ફલદ્રુપતાનો નાશ કરે છે. એ ભૂમિને બરાબર જીવનરસ મળતો રહેવો જ જોઈએ, અને એનો ઉપાય આદાન-પ્રદાન છે. એટલે કે, જે એમની પાસેથી કંઈ લે તે બીજા કોઈ રૂપમાં તેમને પાછું આપે અને એ રીતે દાન-પ્રતિદાનનું ચક્ર ચાલ્યા કરે."

### આપણું ધ્યેય શું છે?

લેખકનું કામ ખાસ રીતે તો દુભાષિયાનું છે. એ પ્રકૃતિનો માનવસમાજને માટે, અને પોતે માનવસમાજના એક ભાગના બીજા ભાગ સારુ, દુભાષિયો છે. વિશ્વમાં તથા માનવજગતમાં આ વખતે જે આટલો કલહ મચી રહ્યો છે, એનું એક કારણ એ પણ છે કે સંસારમાં ઉપર્યુક્ત દુભાષિયાઓની કમી છે. એ સિવાય અન્યાય તથા અત્યાચારની સામે સંગ્રામ કરવાને સારુ કટિબદ્ધ બનવાનું પણ લેખકનું કર્તવ્ય છે. આ જમાનો વિચાર-જગતમાં વિચરવાને માટે નથી, પણ પોતાના વિચારોને કાર્યરૂપમાં પરિણત કરવાનો આ યુગ છે. કોઈએ ફ્રેન્ચ લેખક રોમાં રોલાંને પૂછ્યું હતું, "આપ નવયુવકોને શો સંદેશો આપો છો?"

એમણે ઉત્તર આપ્યો, "નવયુવકોને એક વાક્યમાં મારો સંદેશ છે કે—વિચારોને કાર્યથી જુદા ન બનાવો. કાર્યના બે પ્રકાર છે: એક પાસેનું—અત્યારનું, અને બીજું દૂરનું—ભવિષ્યનું. એવું ન બનવું જોઈએ કે, દૂરના કાર્યને સારુ અમે વર્તમાન કાર્યની ઉપેક્ષા કરીએ અથવા વર્તમાન કાર્ય અમારી દૃષ્ટિને સંકુચિત કરી દે અને વિચારોનું ક્ષિતિજ અમારી આંખો આગળથી ઊડી જાય. જે 'બુદ્ધિ-જીવી' વાસ્તવમાં સાચો અને સજીવ છે, તે ઉપર્યુક્ત બન્ને કર્તવ્યોને સાથે સાથે ચલાવશે અને તે એકને સારુ બીજાનો ત્યાગ નહિ કરે. જે વિચારક છે, તે પોતાના વિચારો દ્વારા ભિન્ન ભિન્ન કાર્યોની ધારાઓને પ્રભાવિત કરવાનો પ્રયત્ન કરશે. જે વિચાર ક્રિયાશીલ નથી, એ વિચાર જ નથી; એ તો કોઈ સ્થિર ચીજ છે, મડદું છે. આજકાલ આપણા સમાજની ખાસ વ્યક્તિ, જે સૌન્દર્યોપાસનાનો ઢોંગ રચે છે અને 'વિચારનો ઉદ્દેશ વિચાર' બતલાવીને કાર્યક્ષેત્રથી ભાગે છે, તે

સૌન્દર્યોપાસના વાસ્તવમાં ઇન્કાર કરવા બરોબર છે અને તે પતનની ખીણના કિનારા ઉપર જ છે. એમાં મડદાનો સડો પેદા થવા લાગ્યો છે જે ક્રિયાશીલ છે તે જ જીવંત છે."

**સાહિત્ય અને જીવનનો સંબંધ**

એક વાકયમાં કહીએ કે, અમે સાહિત્યને આપણા ચારેય બાજુના જીવનના સંબંધમાં લાવવા ઇચ્છીએ છીએ. ચારેય બાજુ એટલે કેવળ ગામ, નગર, યા મંડળ અથવા જિલ્લો નહિ. સંસારની પ્રગતિથી જે વાકેફગાર નથી, જગતની ઘટનાઓ જેને પ્રભાવિત નથી કરતી, એવા તરફ જે સંવેદનશીલ નથી, તે કવિ કે લેખક નથી. એવા જૂના વિચારવાળા જીવને તો કોઈ અજાયબ-ઘર—museum—માં સ્થાન મળવું જોઈએ. વાસ્તવમાં અમને એવા લેખકો અને કવિઓની જરૂર છે કે જેમનું મસ્તિષ્ક ભલે આકાશમાં ઊડતું હોય, પણ જેમના પગ બરાબર જમીન ઉપર હોય, જેમનો દૃષ્ટિકોણ અખિલ ભારતીય જ નહિ પણ અખિલ માનવીય પણ હોય, અને જે એક પરિમિત ક્ષેત્રમાં પોતાની સર્વ શક્તિઓને કેન્દ્રિત કરીને આસપાસની જનતાને સારુ જ્ઞાન અને સંસ્કૃતિના પ્રકાશપુંજ અથવા 'ડાયનેમો' બની રહે.

હિન્દીભાષા-ભાષી ગામડાંઓની સંખ્યા ચાર લાખથી કમ નહિ હોય. હવે વખત આવી લાગ્યો છે કે જ્યારે હિન્દી લેખક અને કવિ, ગાયક અને કલાકાર આપસમાં મળીને એ પ્રશ્ન ઉપર વિચાર કરે કે, ચાર લાખ હિન્દી-ભાષા-ભાષી ગામડાંઓમાં જ્યાં જીવન-સરિતાની બખોલો (રવીન્દ્રનાથના કહેવા પ્રમાણે) ઝાડ ઝાંખરાં અને કાંટાઓથી ભરાઈ ગઈ છે, તેમાં શી રીતે આનંદ અને ઉલ્લાસની લહેર પહોંચાડી શકાય? ઓહ! કેટલું મહાન કાર્ય અને કેટલું ઊંચું લક્ષ્ય અમારી સામે છે!

અનુ૦ નટવરલાલ દવે

# શબ્દોના વંશ

**•પદબંધ** (બીજી વિભક્તિ –'કરવા'નું કર્મ)

• પંડિત બેચરદાસજી પ્રેમાનંદના 'મામેરા'માંથી શબ્દો લઈને તેમના વંશ ચર્ચે છે એ વાચક ખ્યાલમાં રાખે. આ વેળા જે શબ્દો ચર્ચ્યા છે તે આ લીટીમાંથી છે: 'મામેરું મહેતા તણું પદબંધ કરવા આશ.'

મારી સમજ પ્રમાણે 'પદબંધ'નો અર્થ 'પદ્ય બંધ-પદ્યરચના' છે. એટલે 'પદ' એ 'પદ્ય'નું સરળ ઉચ્ચારણ છે. જેમ 'અપૂજ્ય'ને બદલે 'અપૂજ,' 'પૂજ્ય'ને બદલે 'પૂજ' શબ્દ વપરાય છે તેમ અહીં 'પદ્ય'ને બદલે 'પદ' શબ્દ વપરાયો છે. સંસ્કૃતમાં 'પદ' અને 'પદ્ય' એમ બન્ને શબ્દો છે અને તે બન્ને શબ્દો પોતપોતાનો જુદો જુદો અર્થ ધરાવે છે.

અમરકોશકારે અને હેમચંદ્રે 'પદ' શબ્દના જે અર્થો જણાવ્યા છે તે નીચે પ્રમાણે છે:

પદ — ૧. નિશ્ચય, ૨. રક્ષણ, ૩. સ્થાન, ૪. એંધાણ, ૫. પગ, ૬. વસ્તુ. (અમર૦)[1]

પદ — ૧. સ્થાન, ૨. વિભક્તિવાળો શબ્દ (નામ કે ધાતુ), ૩. વાક્ય, ૪. એંધાણ, ૫. વસ્તુ. ૬. રક્ષણ, ૭. પગ, ૮. પગનું એંધાણ. ૯. નિશ્ચય, ૧૦. મિષ-બહાનું. (હેમચંદ્ર)[2]

પદ્ય — કવિની કૃતિ – શ્લોક. (અમર૦)[3]

પદ્ય (નરજાતિ)– શૂદ્ર.

પદ્ય (નાન્યતરજાતિ)– શ્લોક.

પદ્યા (નારીજાતિ) — પાજ-રસ્તો. (હેમચંદ્ર)[4]

'પદ' અને 'પદ્ય'ના ભિન્ન ભિન્ન અર્થો ખ્યાલમાં આવ્યા પછી એ હકીકત સ્પષ્ટપણે જણાય એમ છે કે, પ્રેમાનંદ કવિએ વાપરેલા 'પદબંધ' શબ્દનો 'પદ' શબ્દ 'પદ્ય' અર્થમાં છે અને 'પદ્ય'ના સરળ ઉચ્ચારણરૂપ છે.

'બંધ' શબ્દ ગૂંથણી – રચના – સંદર્ભ અર્થમાં વપરાયો છે. મુરજબંધ, ખડ્ગબંધ, મુસલબંધ, ચક્રબંધ, પદ્મબંધ વગેરે શબ્દો ચિત્રકાવ્યની ખાસ ખાસ વિશેષતાના સૂચક છે અને તેમાંનો 'બંધ' શબ્દ 'રચના – ગૂંથણી' અર્થનો વાચક છે.

આ રીતે 'પદબંધ' શબ્દનો 'પદ્યરચના' અર્થ સુપ્રતીત છે અને પ્રસ્તુતમાં કવિને એ જ અર્થ ઇષ્ટ છે.

**કરવા** – કરવા માટે (હેત્વર્થકૃદંત).

'કર્+અવા' એ રીતે 'કરવા' પદનું પૃથક્કરણ છે. ઊંઘવા, જમવા, વાંચવા વગેરે પદોનું પૃથક્કરણ પણ એ રીતે જ છે. જે ધાતુઓ સ્વરાંત છે તેમના હેત્વર્થકૃદંતનું પૃથક્કરણ જરા જુદી રીતે થવાનું. જેમ કે, પી+વા – પીવા, સુ+વા – સૂવા, લે+વા – લેવા

વગેરે. પ્રસ્તુતમાં હેત્વર્થસૂચક 'અવા'ના મૂળ સંબંધે જણાવવાનું છે.

વૈદિક સંસ્કૃતમાં હેત્વર્થ માટે અનેક પ્રત્યયો વપરાય છે: [6]से, सेन्, असे, असेन्, क्से, कसेन्, अध्यै, अध्यैन्, कध्यै, कध्यैन्, शध्यै, शध्यैन्, तवै, तवेङ्, तवेन्. [7]પાલિભાષામાં હેત્વર્થ માટે तुम्, तवे, तुये, અને ताये પ્રત્યયો વપરાય છે. વૈદિક तवै, तवे અને પાલિનો तुम्, तवे, तुये અને ताये એ બધા એક બીજા સમાન જેવા છે. તેમ જ પ્રાકૃતમાં વપરાતા [8]तुम्, त्तए અને उं એ હેત્વર્થસૂચક પ્રત્યયો પણ ઉક્ત વૈદિક અને પાલિ પ્રત્યયો સાથે સમાનતા ધરાવે છે. અપભ્રંશમાં હેત્વર્થ માટે વપરાતા [9]एवं, अण, अणहं, अणहिं, एप्पि, एप्पिणु एवि, एविणु પ્રત્યયો છે. એમાંના एवं, एवि પ્રત્યયોએ વૈદિક અને પાલિના તકારાદિ પ્રત્યયો સાથે સમાનપણું જાળવી રાખ્યું છે. આ રીતે જોતાં અપભ્રંશ અને વૈદિક ભાષા વચ્ચે એકસૂત્રતા સમજી શકાય એમ છે.

અપભ્રંશ ભાષામાં 'कृ' ધાતુ દ્વારા करेवं અને करेवि એ બે હેત્વર્થકૃદંતો બને છે: करेवं, करेवि એટલે કરવા માટે.

પ્રસ્તુત 'કરવા' હેત્વર્થકૃદંતનો સંબંધ એ 'करेवं' કે 'करेवि' સાથે જોડી શકાય એમ છે. ઉચ્ચારણની સ્વતંત્રતાને લીધે एवं કે एवि દ્વારા 'अवा' પ્રત્યય આવે એ બનવા જોગ છે.

અથવા 'કરવા'ની નિષ્પત્તિ બીજી રીતે પણ થઈ શકે એમ છે. જે અર્થમાં 'तुम्' પ્રત્યય વપરાય છે તે જ અર્થમાં ચોથી વિભક્તિ પણ વપરાય છે. [10]હેમચંદ્ર કહે છે કે, ભાવવાચક એટલે 'ક્રિયાસૂચક શબ્દોની સાથે તુમર્થ બતાવવા માટે ચોથી વિભક્તિ વાપરવી. कर्तव्याय गच्छति એટલે કરવા માટે જાય છે. खादितव्याय याति એટલે ખાવા માટે જાય છે. 'कर्तव्य' અને 'खादितव्य'ને લાગેલો 'तव्य' પ્રત્યય ભાવસૂચક છે. कर्तव्याय અને खादितव्यायનું અપભ્રંશ રૂપાંતર करेवा અને खाएवा થાય છે. ફેર એટલો છે કે, कर्तव्याय વગેરેમાં ચોથી વિભક્તિ વિદ્યમાન છે ત્યારે करेवा વગેરેમાં ચોથી વિભક્તિ લોપ પામેલી છે. [11]અપભ્રંશમાં તો વિભક્તિ વિનાના પ્રયોગો વાપરવાનો પણ સ્પષ્ટ પ્રઘાત છે. એથી 'करेवा' વગેરેનો પ્રયોગ 'કરવા માટે' અર્થ બરાબર સૂચવી શકે છે, અને આ 'करेवा' દ્વારા ચાલુ 'કરવા' પદ આવ્યું હોય તો તેમાં કોઈ રીતે વિરોધનો અવકાશ જણાતો નથી. અને એ જ રીતે ભાષામાં વપરાતાં ખાવા, પીવા, સૂવા વગેરે હેત્વર્થકૃદંતોની નિષ્પત્તિ સમજવી જોઈએ. કોઈ વિશેષજ્ઞ આ બાબત વિશેષ પ્રકાશ કરશે તો અધિક સ્પષ્ટતા થશે.

પં. બેચરદાસ દોશી

## ટિપ્પણો

૧. "पदं व्यवसिति-त्राण-स्थान-लक्ष्म-अङ्घ्रि-वस्तुषु" (અમર૦ નાનાર્થવર્ગ, કાં૦ ૩, શ્લો૦ ૯૩).

૨. "पदं स्थाने विभक्त्यन्ते शब्दे वाक्ये अङ्क-वस्तुनोः त्राणे पादे पादचिह्ने व्यवसाय-अपदेशयोः ।" —(હૈમ૦ અનેકાર્થસંગ્રહ, કાં૦ ૨ શ્લો૦ ૨૨૫-૨૨૬); "स्याद्यन्तकं पदम्"—(હૈમઅભિધાન૦ કાં૦ ૨, શ્લો૦ ૧૫૬).

૩. "गद्य-पद्ये कृतौ कवेः" —(અમર૦ લિંગાદિસંગ્રહવર્ગ, કાં૦ ૩, શ્લો૦ ૩૧).

૪. "पद्यः अन्त्यवर्णे स्यात्. पद्यं श्लोके. पद्या तु वर्त्मनि" —(હૈમ૦ અનેકાર્થસં૦, કાં૦ ૨, શ્લો૦ ૩૬૧).

૫. "खड्ग-मुरजबन्ध-आदिआकृतिः" —(કાવ્યાનુશાસન અ૦ ૫, સૂ૦ ૪, પૃ૦ ૩૧૩).

૬. જુઓ વૈદિકપ્રક્રિયા, પાણિનિ—૩,૪,૯.

૭. "इच्छत्थेसु समानकत्तुकेसु तवे तुं वा" —(पालिव्याकरण, कृतप्रकरण, द्वितीयकांड, सूत्र १२) તથા પાલિપ્રકાશ સંકીર્ણકલ્પ.

૮. જુઓ પ્રાકૃતવ્યાકરણ (ગૂ૦ વિદ્યાપીઠ) પૃ૦ ૩૦૭.

૯. જુઓ પ્રાકૃતવ્યાકરણ (ગૂ૦ વિદ્યાપીઠ) પૃ૦ ૩૧૦.

૧૦. "तुमर्थे भाववचनात्" —(સિદ્ધહૈમ ૨,૨,૬૧).

૧૧. જુઓ વિભક્તિલોપનાં સૂત્ર—(સિદ્ધહૈમ ૮-૪-૩૪૪ તથા ૩૪૫).

# ऋ, ऌना उच्चार

ऋ, ऌनी संस्कृत व्याकरणकारे स्वरोमां गणना करी छे. पण एनुं शुद्ध उच्चारण शुं अने केम करवुं ए मोटी मुश्केली छे. हिंदुस्तानना प्रान्तोमां एना उच्चार र, रि, रुनी जेम जुदा जुदा थाय छे. हिंदनी आधुनिक भाषाओमां ॠ (दीर्घ) तथा ॡ तो आवतां ज नथी.

पोलेन्डनी लडाई चालती हती ते वखते Gdniya अने एवा केटलाक शब्दो आवता के जेमनो उच्चार करवो घणो कठण होय. सेवाग्राममां ते वखते रहेतां पोलीश सन्नारी श्रीमती उमा बहेनने आ शब्दनो उच्चार पूछतां, तेमणे ते लगभग गिद्निया के ग्दिनिया जेवो कर्यो.

हकीकते एम जणाय छे के, बे व्यंजनोनो संयुक्त उच्चार सामान्यपणे कठण नथी; पण त्रण के वधारे व्यंजनोनां केटलांक रूपोना उच्चार अतिशय कठण होय छे, अने तेने वच्चे क्यांक पण तोडी, एकमां थोडोक स्वर भेळवी बोलवा पडे छे. दा. त. प्त, ल्न नो उच्चार करवो मुश्केल छे. आपणी भाषामां एवुं जोडाण आवतुं ज नथी. ते ज प्रमाणे र् अने ल् जेमां वच्चे आवे एवा त्रण व्यंजनो साथे आवे तो तेनो उच्चार करवो मुश्केल थई पडे छे. दा. त. कृष्ण, पृथ्वी, पित्र्णा, क्ल्प्‍ उच्चार करी जुओ.

अहीं कां तो पहेला व्यंजनने जुदो पाडी अथवा पहेला बे व्यंजनने जुदा पाडी तेमां थोडो हळवो कोईक पण स्वर उमेरी बोल्या विना छूटको नहि थाय. हवे, पहेला व्यंजनने छूटो न पाडतां बीजा आगळथी तोडवो एम सूचववुं होय, तो एने लखाणमां ए रीते देखाडवा माटे शुं करीए ? आ प्रमाणे ज लखवुं पडे: कृष्ण, पृथ्वी, पित्र्णा, क्लृप्. र्‌ने बतावनारी एक रीत रेफ छे ए आपणे जाणीए छीए. माथे मूकवानी रेफ अने नीचे मूकवानुं ऋकारदर्शक चिह्न सरखां ज छे ए देखीतुं छे. त्यारे र् आगला व्यंजन जोडे लेवो होय तो तेनी नीचे रेफ मूकवी, अने पाछला जोडे लेवो होय तो तेनी उपर मूकवी, ए स्वाभाविक क्रम गणाय. एटले कृष्णमां कृमां थोडो स्वर भेळववो होय तो कर्ष्ण लखवुं जोईए, नहि तो कृष्ण. आम, र्, ल् मध्य व्यंजन तरीके आवे त्यारे तेनुं उच्चारण साधवा पूरता ज ते स्वर मानेला जणाय छे.

र् ज्यारे संयुक्त रही अन्तमां हलन्त होय त्यारे पण ए ज लेखनपद्धति पछी स्वाभाविक ठरे. आ रीते कृ, पितृ वगेरे शब्दो क्र् (क्), पित्र् बराबर छे एम मने जणाय छे. ऋषि, ऋतु जेवा शब्दो र्षि, र्तुनी बराबर गणाय. अने आ रीते देवर्षि जेवा शब्दोनी संधि अथवा जोडणी सिद्ध थई शके.

आ परथी एना उच्चारणनो ठीक ख्याल करी शकाय. एमां पूरेपूरो अ, इ, के उ भेळववो बराबर नथी. पण बोलवानी सगवड पूरतो ज एमां स्वराभास थाय एम उच्चार करवो जोईए.

संस्कृत उच्चारणना सामान्य नियम प्रमाणे, संयुक्त व्यंजन होय त्यारे पहेलो व्यंजन आगला स्वरनी साथे थडकाईने बोलाय छे. जेम के, पत्नी, सत्य इत्यादि. ज्यारे त्रण व्यंजनो संयुक्त होय त्यारे छेल्ला सिवायना दरेक व्यंजन पर भार पडे छे. जेम के, अगस्त्य. पण एम लागे छे के, ज्यारे पूर्व व्यंजन र् होय त्यारे र् पर भार पडे ते करतां ते पछीना पर वधारे भार मुकाय छे. आथी, केटलाक प्रांतोमां एवा शब्दोना पाछला व्यंजनने बेवडो लखवानी पण रीत छे. जेम के, धर्म्म, वार्त्ता, शौर्य्य इत्यादि. आ न्याये ज्यारे र् पर ज भार मूकवो जोईए एम सूचववुं होय, तो (दीर्घ) ॠ लखवो एम ज ठरे. आ रीते पितॄन् सिद्ध थाय. एनो उच्चार त तेम ज र उपर भारपूर्वक पित्रृन् (Pittrrn) जेवो थाय. तामिलमां र्‌र्‌नुं उच्चारण एक स्वतंत्र संज्ञाथी ज बतावाय छे.

कि० ध० म०

[श्री कि०ध०म०नुं आ चर्चापत्र केटलाक महिनाथी मारी पासे पड्युं हतुं तेने आजे तेमनी तथा पं० बेचरदासजीनी जोडे केटलीक चर्चा कर्या बाद, आ प्रसिद्ध करुं छुं. चर्चाओनो मुख्य मुद्दो ऋ, ऌनां चम थयां लागतां के अनेक रीते करातां उच्चारणोमांथी कयुं

ખરું તે શોધવાનો છે. તેમ કરતાં તે એમ દલીલ કરે છે કે, કૃષ્ણ, પૃથ્વી, કલૃપ્ત જેવાં ત્રણ કે વધારે વ્યંજનોનાં કેટલાંક રૂપો છે અને તેમનો હવે ઉચ્ચાર કરવો છે, તો તમારે ક્યાંક સ્વર ઉમેરવો પડશે. આ જે હળવા સ્વરનો ઉમેરો—ઉચ્ચારના સૌકર્યને સારુ—તે ઋ, ૡ ઉચ્ચાર છે. અને તે બતાવવા નીચે રેફ (જેમ કે પ નીચે પૃ.) કરાય છે, જે ઉપર કરાતી (ર્પ) રેફના જેવો ક્રમ છે.

આ બાબતમાં નીચેના મુદ્દા ઊઠે છે: (૧) પૃથ્વી, કૃષ્ણ ઇ૦ શબ્દો વ્યંજનોનું આવું જોડકું જ છે એમ શા ઉપરથી માનવું ? (૨) ૡ એટલે લ્ર્ એમ માનવું ? ૡ-ને સ્વતંત્ર સ્વર માનવાનું કારણ આમેય નથી સમજાતું; કેમ કે લ્+ઋ માની, ૡ સ્વતંત્ર સ્વર-સ્થાનેથી કમી કરાય એમ લાગે છે. લ્ર્ કલ્પના કરવામાં માની લેવાયું છે કે, ૡ સ્વતંત્ર સ્વર નથી. તે શા પરથી ? (૨). ચર્ચાકાર કહે છે એમ માન્યેય પ્રશ્ન તો રહે જ છે કે ઋ ને ર, રિ, કે રુ બોલવો ? ઋષિ બોલવા રષિ, રિષિ કે રુષિ બોલવું ? ર-કાર હળવા સ્વરથી બોલવો એ ઠીક; આજ પણ અ, ઇ, ઉ, એ ત્રણ હળવા સ્વરથી જ બોલાય છે. તેમાંનો કયો ખરો એ પ્રશ્ન છે; અને તેનો ફેંસલો આમાંથી નથી મળતો.

આ ચર્ચા ઉચ્ચારના મુખ્ય મુદ્દા પર છે એ ધ્યાનમાં રાખીને વિશેષજ્ઞોને એમાં જોડાવા નોતરું છું. મ૦ ]

# ખાવું કે ખોવું ?

આ મથાળાથી, ગયા અંકમાં શ્રી. 'જિજ્ઞાસુ'ની એક ચર્ચા પ્રસિદ્ધ થઈ હતી. તે વિષે તેઓશ્રી આગળ નીચે પ્રમાણે લખી જણાવે છે:

"'ખાવું' વિષેનો આપનો ખુલાસો મને સંતોષકારક લાગ્યો નથી. એની બહુ ચર્ચા કરવી ઠીક નથી; પણ મને લાગે છે કે, આવા વિષયોમાં આપણી ભાષાની સાથે આપણા દેશની બીજી પ્રાંતીય ભાષાઓના રૂઢિપ્રયોગો પણ વિચારીને નિર્ણય કરવો જોઈએ. 'માર, પૈસા, લાંચ, માથું, ગમ, હવા, વા, દમ, શ્વાસ' વગેરે ખાવાની લહેજત ગુજરાતીઓ ઉપરાંત મહારાષ્ટ્રી, હિન્દી અને કર્ણાટકીઓ પણ કરે છે, એ હું જાણું છું. કદાચ બંગાળ, આંધ્ર વગેરેના લોકો પણ કરતા હશે જ. મને જે શંકા થઈ તેનું કારણ જ એ કે, મહારાષ્ટ્ર અને હિંદી પ્રાંતોમાં થાક, છીંક, બગાસું, ઉધરસ અને આળસ ખવાતાં નથી, તેમાં થાક લેવાય છે, છીંક સીધી છીંકાય જ છે, બગાસું આવે છે, ઉધરસ પણ માત્ર આવે છે, અને આળસ છોડાય છે.

એથી ઊલટું ઉપરની સર્વ ભાષાઓમાં માથું, ગમ, ધીરજ, દમ, માન, મિજાજ, ઉત્સાહ વગેરેમાંથી કેટલાંક ખાઈ પણ શકાય છે અને ખોઈ પણ શકાય છે; અને કેટલાંક માત્ર ખોઈ શકાય છે, ખાઈ શકાતા નથી દા. ત. મિજાજ, ઉત્સાહ, આ ત્રણે પ્રાંતોના લોકો માત્ર ખુએ છે, ખાતા નથી. અને એ સ્વાભાવિક છે; કારણ કે એમાં છોડવાનો ભાવ જણાવાય છે

માટે આ પ્રશ્ન એટલો બધો સહેલો લાગતો નથી. પણ રૂઢિપ્રયોગ એટલે રૂઢિપ્રયોગ, એ ન્યાયે જે ચાલી ચૂક્યું છે તેનો વ્યાકરણકારે સંગ્રહ જ કરવાનો હોય; એ ન્યાયે આ ચર્ચા આટલેથી અટકાવવાને હરકત નથી. પણ જૂના સાહિત્યમાં આ પ્રયોગો કેવી રીતે થયા છે તે કોઈ શોધી કાઢે તો અજવાળું પડે."

રૂઢિપ્રયોગો વિષેનો ન્યાય શ્રી. જિજ્ઞાસુ ટાંકે છે તે સાચો છે. છતાં તેમનું મૂળ શોધવામાં ભાષા-શાસ્ત્રી નિસબત રાખી શકે છે. તેને વિષે અતિ-પણું ન ઘટે એ બરોબર છે.

મેં ગયા અંકમાં વિનોદની ભાષામાં કરેલા ટિપ્પણની એક બાબત સ્પષ્ટ કરવાની જરૂર જોઉં છું. 'દમ ખાવો'—દમ કાઢવો, દમ નીકળવો એ ત્રણે પ્રયોગો ભિન્નાર્થક છે. દમ નીકળે છે ત્યારે દમ ખોવાયો છે, તેથી 'દમ ખાવો' 'દમ ખોવો' ભિન્ન બને છે. તેવું જ આળસ-તજવું, છોડવું, કે ખોવું એ ક્રિયા 'આળસ ખાવા કે મરડવા'થી જુદી છે, ને ત્યાં 'ખોવું' કહ્યે નહિ ચાલે. આ વસ્તુ પર ધ્યાન આપવાથી ખાવું–ખોવું વિષે કાંઈક ચોખવટ વધુ થાય છે.

આપણી ભાષામાં ઉત્સાહ કે મિજાજ ખવાતો નથી, ખોવાય છે, અને ત્યાં સાચી ખોવાની ક્રિયા રહેલી છે.

'થાક ખાવો' એ ક્રિયા પણ 'આળસ ખાવા' જેવી અલંકારિક છે. આનો વિચાર કરતાં મને એક બીજો જ રૂઢ થવા બેઠેલો પ્રયોગ યાદ આવે છે— રેંટિયો કાંતવો કે સૂતર કાંતવું કે પૂણી કાંતવી ? કે માત્ર કાંતવું ? શું સાચું ? અહીં એક ઊગતા રૂઢિ-પ્રયોગનું ઘડતર સમજવાની ઠીક સામગ્રી મળે છે. થાક અને આળસ ખાવામાં આવું કાંઈક કદાચ હોય. જૂના સાહિત્યના અભ્યાસીઓને શ્રી. જિજ્ઞાસુએ કરેલી વિનંતી હું પણ કરું છું. મ૦

# બારેજાની દાક્તરી તપાસ–૨

[ડૉ. મનુભાઈએ કરેલી તપાસના નિવેદનમાંથી. ગયા અંકથી ચાલુ.]

**ઘરોની તપાસ**

બારેજા ગામપંચાયત ૧,૬૧૫ મકાન ઉપર ઘરવેરો લે છે. આમાંથી હજાર ઘરમાં વસ્તી છે; બાકીનાંનો ઢોર, ઘાસ, વખારો વગેરે માટે ઉપયોગ થાય છે. કેટલાંક ઘરો બંધ પણ રહે છે. અને હજાર ઘરોનો દસમો ભાગ, એટલે સો ઘર, તપાસવાનું ઠરાવ્યું. આ ઘરો વસ્તીના અંદાજ પ્રમાણે દરેક કોમને પ્રમાણસર વહેંચી દેવામાં આવ્યાં. દરેક કોમનું એક ઘર તો તપાસવું જ એવો સામાન્ય નિયમ રાખ્યો હતો.

દરેક ઘર અંદર જઈને તપાસવામાં આવ્યું હતું. સામાન્ય સ્વચ્છતા, આંગણું અથવા ઓસરીની સાચવણ તરફ પણ ધ્યાન દીધું હતું. ઘરમાં વપરાતા પાણીની શી વ્યવસ્થા છે, વપરાયેલા પાણીને બહાર કાઢવા માટે કેવી વ્યવસ્થા છે, ને તેથી રસ્તા અગર ગલીમાં ગંદકી થવા પામે છે કે નહિ, એ તરફ ધ્યાન દેવાયું હતું. ઘરની અંદર બારી બારણાં, હવા ઉજાસ વગેરે તરફ પણ ધ્યાન દીધું હતું. ઘરની આસપાસના ઉકરડા તથા ખાબોચિયાં પણ લક્ષમાં લેવાયાં છે. દરેક કુટુંબને ખોરાક વિષે પૂછવામાં આવતું હતું. દૂધ દરરોજ કેટલું વપરાય છે એ ખાસ નોંધ્યું હતું. ખોરાકમાં મુખ્યત્વે શું લે છે (ચોખા, ઘઉં, બાજરી, બાવટો, બંટી, કોદરી વ.) એ વિષે તપાસ કરી હતી. શાકપાન કેટલાં અને કેટલી વાર લેવાય છે એ પણ નોંધ્યું હતું. દરેક કુટુંબને કેટલાં ઢોર છે તેની વિગતવાર માહિતી અને ઢોરોને ચોમાસામા ક્યાં રખાય છે એ વિષેની માહિતી પણ નોંધી હતી.

સ્ત્રીઓને પૂછવા માટે ખાસ સવાલો હતા. કેટલાં બાળકોને જન્મ આપ્યો, તેમાથી કેટલાં મરણ પામ્યાં તેની સંખ્યા, ને બાળકને ધવડાવવાની મુદત, એ આવા સવાલોમાં મુખ્ય હતા.

આ તપાસમાંથી નીચેના મુદ્દાઓ તરી આવે છે.

**ઘરો**

"સાધારણ" સંજ્ઞા, જે ઘર હવાઉજાસ અને સ્વચ્છતાની ઓછામાં ઓછી અમુક જરૂરિયાતો પૂરી પાડતાં હતાં, એમને આપવામાં આવી છે. આવાં ઘરોમાં શહેરની સ્વચ્છતાને ટેવાયેલા લોકો લાંબો વખત તો ન જ રહી શકે. નાહવાની ઓરડીઓ વગેરેને તો જરાયે સ્થાન હતું જ નહિ. કપડાં ધોવા માટે તો ઘણુંખરાં કુટુંબો તળાવે કે કૂવે જ જતાં હતાં. ઘરોમાં હવા માટે બાકોરાં હતાં, છતાં ઉજાસ માટે જોઈતી કાળજી લેવાઈ ન હતી. કેટલાંક ઘરોમાં આવાં નાનાં બાકોરાં પણ પૂરી દીધાં હતાં. આથી મચ્છરનો તથા જીવાતનો ઉપદ્રવ ઓછો થાય છે, એમ અમોને કહેવામાં આવ્યું હતું. ઘરોને મોટી બારીઓ ન હોવાનું એક કારણ ચોર લૂંટારાની બીક એ હતું. "અમારે સીમમાં જવાનું રહ્યું એટલે પાછળના ઓરડાઓને બારીઓ ન જ મુકાવાય," એમ કેટલાકે કહ્યું. ઘરો આગળનાં આંગણાં તથા ઓશરી એ જ દાક્તરને ગમે એવાં એમનાં ઘરોનાં સ્થાનો. ચોમાસા સિવાય પુરુષ વસ્તી તો ફળિયામાં અને ઓશરીમાં સૂઈ રહે છે.

ગરીબ લત્તાઓનાં ઘરો શહેરના માણસને વિસ્મયમાં નાંખી દે એવાં હતાં. એક જ ઓરડામાં રસોડું, કોઠાર, ઘંટી, પાણિયારું તથા બેસવા ઊઠવાનું હોય. વળી ચોમાસામાં એ જ ઓરડામાં ઢોરોને પણ બાંધવાં પડે. ચાંચડ, મચ્છર અને બીજી જીવાત ત્યાં ભરપૂર હોય. ચોમાસામાં ચૂવે એ તો સામાન્ય વાત લેખાય.

અમદાવાદ જિલ્લાના એક મોટા ગામડામાં આવી સ્થિતિ છે, તો ગરીબીથી આથીયે વધારે પીડાતાં ગામડાંઓની શી સ્થિતિ હશે!

રેલસંકટ પછી ગુજરાત પ્રાંતિક સમિતિએ બારેજાના રબારીઓને ખાસ જગ્યા લઈ ઘરો બંધાવી આપ્યાં છે. અહીં જગ્યા પુષ્કળ છે. તેમ જ ઘરો હારબંધ અને અમુક પદ્ધતિસર બંધાયેલાં છે. આમ છતાં ઘરની બાંધણી તેમ જ હવાઉજાસનાં સાધનોમાં કોઈ પણ જાતનો સુધારો કરવામાં આવ્યો નથી. છતાં આ ઘરોમાં આવ્યા બાદ રબારીઓની તબિયત સુધરી છે, એમ કેટલાક વૃદ્ધ રબારીઓએ અમને કહ્યું હતું.

ગામડાંઓમાં નવાં ઘરો થાય કે પડી ગયેલાં ઘરો ફરી બંધાય તે વખતે ઇજનેરી ખાતાએ સુખાકારી ખાતાની સૂચના લઈને નક્કી પાસ કરેલા પ્લાનોમાંથી જ ઘરો બાંધવાની પરવાનગી મળવી જોઈએ, અને તંદુરસ્તીની દૃષ્ટિએ સારાં બંધાય એ તરફ જરૂર પૂરતું લક્ષ આપવું જોઈએ. માણસ અને જનાવર એક જ ઓરડામાં ભેગાં ન રહે એ ખાસ ઇચ્છવા યોગ્ય છે. ઢોરો પાસેથી પૂરતો લાભ ઉઠાવવો હોય તો તેમને માટે પણ હવાઉજાસ-વાળી ને વરસાદથી હેરાન ન થાય એવી રહેવાની જગ્યા બનાવવી જોઈએ. જ્યાં લગી "વોટર સપ્લાય" અને "ડ્રેનેજ" ગામડાંઓમાં નથી ત્યાં લગી આપણે જનાવરોની રહેવાની જગ્યામાં પથરા પથરાવવાનો વિચાર કરી શકીએ તેવું નથી. કોરી માટી પાથરી તે દરરોજ ફેરવી

આપણે જનાવરોના છાણમૂત્રનો સવાલ હલ કરી શકીએ. આવી માટીનો ખેડૂતો ખાતર તરીકે ઉપયોગ પણ કરી શકે અને કોરી માટીથી જમીન પથરાતી હોવાથી આજ ખેડૂતોના ઘર આગળ અને ઘરમાં જે માખીઓનો ઉપદ્રવ રહે છે તે ઘટાડી શકાય.

**ખોરાક** — મહાત્મા ગાંધીજીનો, 'હિન્દુસ્તાનમાં અર્ધભૂખ્યા કરોડો વસે છે,' એ વાત કેટલાકને અક્ષરશઃ ખરી નથી લાગતી. બારેજાનાં ઘરોની તપાસ અને નિશાળના વિદ્યાર્થીઓના ખોરાકની માહિતી મેળવ્યા પછી ગાંધીજીના એ શબ્દોનો અર્થ પૂરતો સમજાય છે. ગામડાંઓમાં ખોરાક ગરીબીને લીધે ઓછો છે. એટલું જ નહિ, પણ ખોરાકનાં જુદાં જુદાં તત્ત્વોનું પ્રમાણ પણ ઘણી વાર ખોટું જણાય છે. દૂધ, ઘી જેવી વસ્તુઓ વેચવાથી રોકડ નાણું મળતું હોવાથી (અમદાવાદ પાસે હોવાને લીધે) ગામનાં ગરીબ કુટુંબો દૂધનો ઉપયોગ જ કરતાં નથી. ગામને સારે નસીબે છાશનો ઉપયોગ લગભગ સર્વસામાન્ય છે. છાશમાંથી માખણ કાઢી લેવામાં આવ્યું હોય છે એ વાત ધ્યાનમાં રાખતાં તેનો ઉપયોગ તેટલા પ્રમાણમાં વધવો જોઈએ. દાળ સિવાય કઠોળ લગભગ નથી જ વપરાતું. બારેજામાં અને તેની આસપાસ જુદા જુદા કઠોળની પેદાશ નહિ જેવી હોવાને લીધે આમ બનવા પામ્યું છે. છતાં સોંઘું અને પુષ્ટિકારક કઠોળ મેળવી તો શકાય જ — જેમ કે ચણા, મગ, ચોળા વગેરે. આવું કઠોળ ખોરાકમાં વધારે વાપરવું અને તેને ફણગાટી રાંધવાથી તેમાં અમુક વિટામિન વધે છે, એમ લોકોને સમજાવવું જોઈએ.

શાકપાનમાં લોકો ડુંગળી, બટાકાને અગ્રસ્થાન આપે છે. લીલાં શાકભાજીમાં પોષક તત્ત્વો, ક્ષારો અને અમુક ધાતુઓ (જેમ કે લોહ) હોય છે ને શરીરને તંદુરસ્ત રાખવામાં, ચેપી રોગોને હઠાવવામાં તેની ખાસ જરૂર હોય છે, એ જ્ઞાન લોકોમાં ફેલાવવાની જરૂર છે. પોતાનાં ખેતરોમાં પોતા પૂરતું શાક ઉગાડવા માટે જમીનનો નાનો ટુકડો બસ થઈ રહે. ખાટા લીંબુનું મહત્ત્વ લોકોને સમજાવવું જોઈએ. એમાં "વિટામિન સી"નું પ્રમાણ સારી રીતે હોય છે. જાણવા જેવું તો એ છે કે લીલાં મરચાંમાં — નાનાં તીખાં તથા લોલર મરચાંમાં પણ — આ વિટામિન સારા પ્રમાણમાં હોય છે. ઉપર જણાવેલ વિટામિન પ્રમાણમાં ઓછું મળતું હોય તો અવાળુમાંથી લોહી નીકળવું, દાંતનું હાલવું, શરીરની ચામડી ઉપર લીલા મોંનાં ચાઠાં (ચામડીની નીચે થોડું લોહી નીકળવાથી થતાં) દેખાવાં અને અમુક ચેપી રોગોનો સામનો કરવાની શરીરની શક્તિનું ઓછું થવું, વગેરે ચિહ્નો દેખાય. લગભગ દરેક ઘરમાં ઘંટી હતી એટલે રસોઈમાં વપરાતો લોટ તાજો ને જેમાંથી વિટામિનો તથા ક્ષારો ગયા નથી એવો હોય છે, એ વાત આનંદદાયક છે. બારેજામાં ચોખાની મિલ થવાને કારણે હાથે ખાંડેલા ચોખા વપરાતા નથી. એ વાત તબિયતની દૃષ્ટિએ પણ ખેદજનક છે. ગામમાં ખાંડ કરતાં ગોળ વધારે વપરાય છે એ વાત પણ સારી જ છે. ગોળ ચોખ્ખો રખાય છે કે નહિ એ તરફ ખાસ ધ્યાન અપાવું જોઈએ.

ગામના માંસાહારી લોકો ગરીબીને કારણે સારું માંસ પ્રમાણમાં ઓછું ખાય છે. ગામમાં કસાઈખાનું છે. પણ તે તપાસવું રહી ગયું. મુક્તિપરાથી ઈંડાં પણ લોકો મેળવે છે. માંસાહારી વસ્તીની તબિયત શાકાહારીઓ કરતાં કોઈ પણ દૃષ્ટિએ વધારે સારી જણાઈ નથી.

**લોકોની તબિયત** — અમારી તપાસ દરમિયાન અમે નીચે જણાવેલાં દર્દોથી પીડાતા લોકો ઓછાવત્તા પ્રમાણમાં જોયા હતા.

**૧. ક્ષય** — બારેજામાં ક્ષયનું પ્રમાણ વધતું જાય છે, એવો ખ્યાલ બંધાય છે. આ સાલમાં ક્ષયનાં પાંચ મરણ તો નોંધાઈ પણ ગયાં છે. ક્ષયથી પીડાતા દર્દીઓવાળા કુટુંબીઓને ગામ તરફથી દર્દીને માટે પૌષ્ટિક ખોરાક, દૂધ, ઘી, ફળ વગેરે અમુક પ્રમાણમાં પૂરાં પાડવાની જો વ્યવસ્થા કરી શકાય અને આવા દર્દીઓને ખુલ્લી હવામાં રાખી પૂરતો આરામ અપાય તો આપણે એક સારું કામ કર્યું એમ જરૂર ગણાય. આ બાબતમાં નોંધવા જેવું એ છે કે, એક દર્દીને ક્ષયનું ભૂત વળગ્યું છે, એમ એનાં કેટલાંક સગાં માનતાં હતાં. આવી જાતનું અજ્ઞાન દૂર કરવા ચાંપતા ઉપાય લેવાની ખાસ જરૂર છે.

**૨. તાવ** — જીર્ણતાવ, એકાંતરિયો તાવ, ચાર દિવસે આવતો તાવ, ઇન્ફ્લુએન્ઝા વગેરેના કેસો જોયા હતા.

**૩. દમ** — દમના કેસો પણ જોવા મળ્યા હતા. બૈરાંઓમાં પણ કેટલાંકને દમ જોવા મળ્યો.

**૪. એમ્પાઈમા** — ત્રિદોષ પછી એક માણસને લાંબા વખતથી છાતીમાં પરુ થયેલું. એના સારા નસીબે ડાબી બાજુએ છાતીમાંથી ગૂમડું થઈ તે પરુ નીકળી જવા પામ્યું હતું.

**૫. માથાનો દુઃખાવો**

**૬ જ્ઞાનતંતુના રોગવાળા લોકો**

**૭. હરસના બે કેસો**

**૮. હર્નિયાના (રસ તરવાના) બે કેસો**

**૯. લકવો**

**૧૦. સાંધાના દુખાવા**

નાનાં છોકરાંઓમાં નીચેનાં દર્દો જોયાં હતાં:

(૧) આવેલી આંખો, (૨) પાકેલા કાન, (૩) ગૂમડાં, (૪) ઝાડા, (૫) મરડો; (૬) કાને ઓછું સંભળાવાને લીધે બોલતાં ન શીખેલી ૧૦ વર્ષની એક છોકરી પણ જોઈ છે

લોકો મંદવાડ દરમિયાન મુક્તિપથ અને જેતલપુરનાં દવાખાનાંમાંથી દવા લાવે છે. એકંદર ગરીબી એટલી બધી છે કે લોકો દવાઓ પાછળ પૈસો ખર્ચવાને તૈયાર હોતા નથી. દવા પાછળ ચાર આના, આઠ આના કે રૂપિયો ખર્ચ્યા પછી તબિયત સુધરે નહિ તો દવા ચાલુ રખાતી નથી. ગામડાંઓના લોકોને દવાઓ વગેરે પૂરી પાડી, અનુભવી ડૉકટરો પાસે દર્દનું નિદાન કરાવવું, તે માટે જોઈતી લૅબોરેટરીની તપાસો કરાવવી, આ બધી ચીજો તેમની ગરીબીનો ખ્યાલ આવતા અશક્ય જ છે એમ ખાતરી થાય છે. ગામડાંઓના લોકોને તંદુરસ્ત રહેવાના નિયમો સમજાવી, તેમનાં ઘરોની સ્થિતિ સુધારી, તેમનાં ઢોરોની સાચવણ કેમ કરવી એ શીખવી, પીવાનાં પાણી વિષેની દરકાર સમજાવી, અમુક અંશે આપણે તેમને મદદ કરી શકીએ, એ વાત જ વધારે શક્ય લાગે છે. આમાં તેમનો ખોરાકનો પ્રશ્ન પણ આવી જાય છે.

**મલેરિયા**

ભાદરવા પછીના બે ત્રણ મહિનામાં મલેરિયા ગામમાં પુષ્કળ હોય છે. મલેરિયા વિષે લોકોને હજી પૂરતી માહિતી નથી. ચોમાસાની ગંદકીને લીધે મલેરિયા થાય એમ ઘણાખરા માને છે. અમુક પ્રકારના મચ્છરના દંશથી મલેરિયા થાય છે એ વાત લગભગ કોઈને પણ ખબર નથી. ક્વિનાઈનનો ઉપયોગ પણ એમને મોંઘો પડે છે.

**સ્ત્રીઓ**

સ્ત્રીઓની એકંદર તબિયત સારી જણાઈ. લોકલ બોર્ડ તરફથી એક નર્સ બારેજામાં રાખવામાં આવ્યા છે લોકો એમનો પૂરતો લાભ નથી ઉઠાવતા, એમ એમનું કહેવું હતું. આસપાસનાં ગામડાંઓમાંથી બોલાવવામાં આવે તોપણ તેઓ ત્યાં જઈ જરૂરી મદદ આપે છે.

બારેજાની કન્યાશાળામાં ત્યાં ભણતી છોકરીઓને સ્વચ્છતા, પ્રથમોપચાર, બાળઉછેર જેવા વિષયો ઉપર કંઈક શીખવવા આ બહેનને મેં કહ્યું છે. એમને એ કામ ઉપાડી લેવું ગમશે એમ એમનું કહેવું હતું નિશાળના સમયપત્રકમાં અઠવાડિયામાં બેએક કલાક મેળવી આ કામ નિયમિત રીતે ઉપાડી લેવામાં આવે તો બારેજાની છોકરીઓને જરૂર ફાયદો છે. નિશાળમાં પાઠ્યપુસ્તકતરીકે "રેડક્રૉસ સોસાયટી" તરફથી ગુજરાતીમાં પ્રસિદ્ધ થયેલી પ્રથમોપચાર અને ગૃહવિજ્ઞાનની ચોપડીઓ વાપરી શકાય.

પ્રીનેટલ—સુવાવડ પહેલાંની—અને એન્ટીનેટલ અને ત્યાર પછીની બૈરાંઓની દેખરેખ અને માવજત માટે નર્સે કશુંક કરવું જોઈએ. આ કામ પણ ઉપાડી લેવા તેઓ તૈયાર છે.

દાઈઓને સુવાવડ વિષેની તાલીમ આપવા "Village Uplift Committee" તરફથી એક નર્સ બારેજામાં એ કામ ઉપર થોડા મહિનાઓ થયાં કરી રહ્યાં છે. હું એમનો આવા કોર્સનો વર્ગ ચાલતો હતો ત્યારે તે જોવા ગયેલો. એમણે તૈયાર કરેલી લગભગ બધી બહેનો એમણે હાજર રાખી હતી. સુવાવડના શાસ્ત્રમાં તો ઘણુંયે જાણવા શીખવવાનું છે, પણ આ તો દાયણોનું કામ કરતી બહેનોને તેમની ભૂલો બતાવી અમુક અતિ મહત્ત્વના મુદ્દાઓ ઠસાવીને સમજાવવાની વાત છે. એમના બારેજામાં આવ્યા પછી દાઈઓમાં અમુક લાભદાયક સુધારો જરૂર થયો છે. જેમ કે દાયણોને સુવાવડ વખતે ચીંથરાં ગૂંધવાની મનાઈ છે, સુવાવડી બાઈને બને ત્યાં લગી પેટ ઉપરથી જ તપાસવાની સલાહ, કોઈપણ સુવાવડી બાઈને તપાસતા પહેલાં કારબોલિક સાબુ વડે હાથ ધોવાની ફરજ, સુવાવડ પ્રસંગે ઉકાળી ધોઈ રાખેલાં કપડાં વાપરવા વિષેની સૂચના, નાળ કાપવાનો વખત તથા રીત, *"ભમરો" કરવો એ કેટલું ખરાબ છે એ વિષે અપાતી માહિતી. (*બાળકના જન્મ પછી માતાને ચીતને અઢેલીને ઊભી કરી દાઈનું માથું તેના પેટમાં દબાવવાની પ્રથાને ભમરો કરવા તરીકે આ ભાગમાં ઓળખવામાં આવે છે.)

બારેજામાં સાર્વજનિક ઉપયોગમાં લઈ શકાય તેવું એક મકાન હમણાં જ બંધાયું છે. આ મકાનમાં ચારેક ખાટલાનું સુવાવડખાનું ખોલવા વિષે વિચાર કરવા જેવો છે.

બાળમરણ ઓછું કરવામાં, એક વર્ષની અંદરના બાળકને ઉકાળેલું જ પાણી આપવાનો નિયમ કરવો, એ ગામડાંઓ માટે મહામંત્રરૂપ થાય. ખાસ કરીને ચોમાસામાં આ નિયમનું કડક પાલન કરવું જોઈએ. બાળકોને જરૂર કરતાં વધારે લાંબો વખત ધવડાવવાનો રિવાજ લગભગ સર્વસામાન્ય છે એમ કહી શકાય. વધારેમાં વધારે બાર માસ માતાનું દૂધ મળે તો તેથી બાળક અગર માતાને નુકસાન ન થાય. દાંત ફૂટ્યેથી બાળકને ધીમે ધીમે થોડો ખોરાક આપવામાં આવવો જોઈએ. આઠમા કે નવમા માસથી સાજા બાળકને દૂધ ઉપરાંત બીજા ખોરાકની જરૂરિયાત હોય છે

નાનાં બાળકોને લીલાં શાકભાજી આપવાની જરૂરિયાત આપણે હજી સમજ્યા નથી. ઉછરતે માટે પણ આપણે એને લીલી ભાજીઓ યોગ્ય રીતે આપવી જોઈએ.

(ચાલુ) ડૉ. મનુભાઈ ત્રિવેદી

# કેળવણી

[પાત્રો — ગોપાળ — સરકારી શાળાનો વિદ્યાર્થી. માધવ — તેનો મિત્ર, રાષ્ટ્રીય શાળામાં ભણે છે. કૃપાશંકર ને ધનકોર — ગોપાળનાં માતાપિતા સમય: ૧૯૨૭-૮ — રેલસંકટ નિવારણના દહાડામાં એક સાંજ ]

ગોપાળ — બા, માધવ આવ્યો છે તેની સાથે હું ફરવા જાઉં છું. જરા મોડું થાય તો ખોળાખોળ ન કરતી.

ધનકોર — જા, વહેલો આવજે. માધવ ઓછો ફરીને નથી આવવાનો! અંધારી રાતે મોડે સુધી ક્યાં રખડીશ?

ગોપાળ — બા, રખડવાના નથી. બગીચામાં જઈને બેસવાના છીએ. માધવ સંકટ-નિવારણના કામ પરથી આવ્યો છે, તે નવું નવું સાંભળતાં મોડું થાય તેથી કહું છું. . . . જાઉં છું હોં.

(જાય છે.)

ધન૦ — (એકલી) આજ પાછી પંચાત. એ માધવની દોસ્તી કોણ જાણે ક્યાંથી લાગી છે! અને આ રાષ્ટ્રીયવાળા તે કાંઈ ભણાવવાના ઢંગ લઈ બેઠા છે! કશુંક થયું કે ટપ શાળા બંધ. એટલે છોકરાં બે અક્ષર ભણ્યાં હોય તેય ભૂલી જાય, અને રખડવા પર ને રમતે ચડે તે જુદું. છોકરાં તે કશાય કામની શી ધાડ મારી નાંખવાનાં હતાં! આ ગોપુ ગયો તે હવે ક્યારેય આવશે! માયોના તો ભોગ જ છે ને!

(રાતે નવ વાગ્યે ગોપાળ ખડકીનું બારણું ઠોકે છે.)

ધન૦ — કોણ એ?

ગો૦ — બા, એ તો હું. બારણું ઉઘાડજે.

ધન૦ — (બારણું ઉઘાડીને) હજી મોડું આવવું'તું ને!

ગો૦ — પણ બા, હું કહીને તો ગયો હતો કે મોડું થશે.

ધન૦ — લે હવે બહુ વહેલો આવ્યો છે ને પાછો, તે વાતે વળગે છે! ખાવું છે કે નહિ?

ગો૦ — આજે હવે મોડું થયું છે તો કાલે. આજે નથી ખાવું.

ધન૦ — હા, દોસ્ત મળ્યો તે વાતો કરીને જ ધરાઈ ગયા! ચાલ છાનોમાનો, ખાઈ લે. તારે સારુ અત્યાર સુધી અમસ્તાં ઢાંકીને બેસી રહ્યાં હશે!

(ગોપાળ ખાય છે. પૂરું કરવા આવે છે.)

ગો૦ — બા, માધવ કહેતો હતો કે, તે જ્યાં ગયો છે ત્યાં દરેક ખાઈને પોતપોતાની થાળી માંજી નાંખે, અને . . .

ધન૦ — તે તો કરે. ઊઠ હાથ ધો.

(કામ કરનારી બાઈને બૂમ મારીને)

બાઈ, લઈ લે હવે અને ચોકો કરી લે ચાલ; મોડું થયું છે.

(ધનકોર ગોપુ ઊઠીને કૃપાશંકરના ઓરડામાં જાય છે.)

કૃપાશંકર — કેમ ગોપુ? માધવ જોડે કાંઈ ખૂબ વાતો ચાલી?

ગો૦ — હા, ભાઈ. માધવ સંકટનિવારણને કામે ગયો છે ત્યાંથી આવ્યો એટલે ત્યાંની ખૂબ સરસ સરસ અને જાણવા જેવી વાતો કરી, તે સાંભળવામાં મોડું થયું. ભાઈ, વાતો ઉપરથી તો એમ થયું કે જો હુંય તેની જોડે ગયો હોત તો કેવું સારું! મને ભાઈ રજા ન આપો? હજી કામ ચાલુ છે.

કૃપા૦ — તે તો ચાલશે, પણ તારું ભણવાનુંય ચાલે છે ને? અને ત્યાં શી મજા પડવાની? ત્યાં તે કાંઈ આપણું ઘર છે?

ધન૦ — છોકરાંને તો વાંચવા લખવાનું મટ્યું એટલે મજા જ છે સ્તો. પણ માબાપને ખબર છે કે, નહિ ભણે તો શું કરશે. ગોપુ આજ ગયો ત્યારથી જ મને તો બીક હતી કે કાંઈક નવું લફરું લાવશે.

ગો૦ — ભાઈ, ઘરમાં તો રોજ રહીએ છીએ. પણ નવી જગાએ જઈએ તો નવું નવું જોવાનું, નવી નવી વાતો સાંભળવાની, અને નવા નવા દોસ્તો મળે ને ?

કૃપા૦ — પણ એ તો રજા હોય તો ઠીક. તેને માટે ભણવાનું છોડીને જવાતું હશે ?

ગો૦ — ભાઈ, ત્યાં રજા ભોગવવાની નથી. માધવ તો કહે છે કે ત્યાં ખૂટે નહિ એટલું બધું કામ પડ્યું છે. એ સવારે છ વાગ્યે ઊઠે ત્યારથી રાતના નવ સુધી નવરો જ નથી થતો ને !

ધન૦ — ઘરમાં તો કશાને અડતાય નથી તે ત્યાં જઈને કામગરા થઈ જશો કેમ ? છોકરાં તે વળી કામ કરતાં હશે ?

ગો૦ — તે દહાડે હું મારી ઓરડી વાળતો હતો ત્યારે તો તું જ કહેતી હતી કે, 'ગોપુ, એ કામ તે તારું છે ? ઘણોય નાથુ કરશે ! પછી એને રાખ્યો છે શું કામ ?'

અને થોડા દહાડા ઉપર કાકી મળવા આવ્યાં ત્યારે એમને તું નહોતી કહેતી કે, નોકર હોય પછી હાથે શું કામ કશુંય કરીએ ?

ધન૦ — એ તો ખરી વાત. પૈસા ખરચીએ તે કાંઈ ફેંકી દેવા ખાતર ? કામ કરવું હોય તો તમારા દહાડા આવે ત્યારે કરજો. અમે જીવતાં કાંઈ આબરૂ નહિ ખોવા દઈએ.

ગો૦ — એમાં આબરૂ શી ખોવાય ? (કૃપા૦ ની તરફ જોઈને) ત્યારે ભાઈ, કાલે હું માધવ જોડે જાઉં ? તે મને લઈ જવાનું કહે છે.

ધન૦ — ગોપુ, એ નહીં ચાલે. (કૃપા૦ને) કહોને ના. એ શંકરલાલના માધવને એમ ભટકવાનું પાલવે. આપણે તો લાજઆબરૂ છે.

કૃપા૦ — એમ આકરી શું કામ થાય છે ? (ગોપાળને) જો ગોપુ, તું આમ ભણવાનું છોડીને જાય તે સારું ? રજાઓ હોત તો વળી જુદી વાત. અને તારી બા, જોને, કેટલું કદે છે ?

ગો૦ — પણ ભાઈ, માધવ કહેતો હતો કે, ત્યાં કામ કરવાથી એની કેળવણી બગડી નથી, ઊલટો તેમાં કીમતી ઉમેરો થયો છે. અને તે કહેતો હતો કે, ગાંધીજીએ 'નવજીવન'માં લખ્યું છે કે 'વિદ્યાર્થી'ઓએ આવાં સેવાનાં કામો કરવાનું ન ચૂકવું, કારણ કે તેના વિના એમની કેળવણી અધૂરી રહે છે.

કૃપા૦ — પણ, એ તો અસહકારીઓને માટે. આપણે તો સરકારી શાળામાં ભણીને નોકરી કરવી છે.

ગો૦ — નોકરી કરવી છે એવું જ શું કામ ? તમે ભાઈ ક્યાં નોકરી કરો છો ? અને માધવનાં માબાપ ત્યારે એવી ચિંતા શું કામ નહિ કરતાં હોય ?

કૃપા૦ — અમને ભણાવીને નોકરીએ વળગાડવાનું કોઈએ ન જોયું. પણ સરકારી નોકરીના લાભ છે એ આજ તને ન સમજાય. પણ જા ઊઠ, સૂઈ જા. મોડું થઈ ગયું છે.

ગો૦ — ના ભાઈ, મને જવાનું કહો.

ધન૦ — છોકરાંની તે આડાગી છે ! ના કહીએ તોય ભોગ ને હા કહીએ તોય ભોગ !

કૃપા૦ — (ગોપુને) જા ઊઠ હવે. અત્યારે એનું શું છે ? સવારની વાત સવારે.

ગો૦ — (ઊઠતો ઊઠતો) સવારે જઈ....શ.

(સૂવા જાય છે.)

કૃપા૦ — યુગ બદલાયો છે. નહિ તો અમે ગોપુ જેવડા હતા ત્યારે આમ નભે ? બેપાંચ પડી જ હોય તો !

ધન૦ — તમે જ એવા છો ! નહિ તો છોકરાં તે વળી શું ન માને ? અને આ ગાંધી તે છોકરાનું શું કરવા બેઠો છે ? મોટાં થઈ એ બધાં કરશે શું ?

કૃપા૦ — હા, બૈરાંને શું ચાલે છે એનું ઓછું જ ભાન છે ? યુગ બદલાયો છે એમ મેં કહ્યું, પણ તમને ઓછો ઘરમાં બેઠે દેખાય

છે! આટલું પાણી આવ્યું, બધું ધૂળધાણી થઈ ગયું, લોકો પાયમાલ થઈ ગયા. ત્યારે ગાંધીના માણસોએ રંગ રાખ્યો. તેઓ બધે કાદવ અને પાણી ખૂંદી વળ્યા ને લોકો પાસે પહોંચી ગયા. આપણે બેઠા પૈસા આવે છે એટલે શી ખબર પડે કે લોકને કેટલી વીસીએ સો થાય છે!

ધન૦ — ત્યારે એમ કહોને કે તમારામાં જ પોલ છે!

કૃપા૦ — પણ હવે સવારે જાય ત્યારે સાથે કાંઈક ભાથું બાંધી આપજે, અને ખિસ્સો પણ સાથે જોઈશે. (સામે ગોપુની ઓરડી તરફ જોઈ) જો, ખિસ્સો તો અત્યારે જ બાંધતો લાગે છે. આટલામાં પણ કેવી કામની ચીવટ આવી છે!

ધન૦ — ઊંહ, ઘણોય નાશું કાલે બાંધી આપત. (ગોપાળને કહે છે) ગોપુ, હજી સૂતો નથી કે? ઉજાગરો કરીને મોઢું નહિ પડાય કે? સવારે જવાનું છે તે અત્યારથી શું છે? સૂઈ જા.

ગો૦ — એ આ સૂઈ જાઉં, બા. લઈ જવાની વસ્તુઓ યાદ કરીને એકઠી કરી મૂકી; નહિ તો એકાદ ભૂલી જવાય ને!

ધન૦ — (કૃપા૦ને) આમ છોકરાં કામ કરવાનું શીખે પછી કોની પરવા કરે? એમનું તે શું થશે?

કૃપા૦ — એ તારે કે મારે જોવા ક્યાં જીવવું છે? જો હવે, સવારે ધ્યાન રાખીને એને તૈયાર કરી વિદાય કરજે.

(ધનકોર જાય છે)

સત્યાગ્રહ આશ્રમના હસ્તલિખિત "મધપૂડો," વર્ષ-જયંતી — એક શિક્ષક

# સાચું દાન

વારાણસી નગરમાં જયઘોષ તથા વિજયઘોષ નામે બે બ્રાહ્મણ ભાઈઓ રહેતા હતા. જયઘોષ એક વખત નદીકિનારે ફરતો હતો, તેવામાં તેણે એક દેડકાને કરુણાજનક રીતે ચીસો પાડતો સાંભળ્યો. પાસે જઈને જોતાં માલૂમ પડ્યું કે, એક સાપ તે દેડકાને ગળતો હતો. તે દેડકાની જીભે એક જીવડું ચોટેલું હતું. તે ઉપરથી જણાતું હતું કે, તે દેડકો એ જીવડાને ગળવા કૂદ્યો હશે, તેવામાં ત્યાં પાસે ફરતા સાપે તેને જ પકડ્યો હતો. જયઘોષ હજુ એ બીના ઉપર વિચાર કરતો જ હતો, તેવામાં પાસેના ઝૂંડમાંથી એક નોળિયે વેગથી આવીને તે સાપને જ પકડ્યો.

આ જોઈ જયઘોષને વિચાર આવ્યો કે, બધાં પ્રાણીઓ ખાન-પાન વગેરે સુખોની પાછળ રાતદિવસ નચિંતપણે દોડ્યા કરે છે; પરંતુ કાળ આવીને ક્યારે કોને પકડશે, તેની ફિકર કોઈ કરતું નથી. માટે જ્યાં સુધી આપણે કાળના હાથમાં સપડાયા નથી, ત્યાં સુધી આ સંસારમાંથી મુક્ત થવાનો પ્રયત્ન કરવો જોઈએ. આમ વિચારી તેણે એક સંતપુરુષ પાસે જઈને દીક્ષા લીધી, અને ઘરબારનો ત્યાગ કરી સાધુપણું સ્વીકાર્યું.

ઘણાં વર્ષો બાદ તે ફરતો ફરતો પાછો વારાણસી નગરમાં આવી પહોંચ્યો. તે વખતે તેનો ભાઈ વિજયઘોષ એક મોટો યજ્ઞ કરતો હતો. તે યજ્ઞને નિમિત્તે તેણે બ્રહ્મભોજન કરાવવા સારુ પુષ્કળ ખાનપાન તૈયાર કરાવ્યું હતું. જયઘોષ ભિક્ષા માટે ફરતો ફરતો વિજયઘોષના યજ્ઞમંડપ પાસે આવી પહોંચ્યો. તેને જોઈ વિજયઘોષ દૂરથી જ બોલી ઊઠ્યો: 'હે અપશુકનિયાળ મૂંડિયા! તું અહીં ઊભો ન રહીશ. અહીં તો વેદ ભણનારા પવિત્ર બ્રાહ્મણોને માટે જ ભોજન તૈયાર કરેલું છે, અને બ્રાહ્મણ સિવાય બીજા કોઈને તે આપવાનું નથી. માટે અહીંથી ચાલ્યો જા.'

જયઘોષે જવાબ આપ્યો: હે બ્રાહ્મણ! હું ઘરબારનો ત્યાગ કરનારો ભિક્ષુ છું. હું મારું અન્ન જાતે રાંધતો નથી; પરંતુ યાચકવૃત્તિથી જીવું છું. અહીં તમે દાન અર્થે ઘણું અન્ન-પાન તૈયાર કરેલું છે, માટે મને તપસ્વી જાણીને જે કાંઈ વધ્યુંઘટ્યું હોય તે આપો.

વિજયઘોષ બોલ્યો: હે સાધુ! જગતભરમાં જાણીતું છે કે, જાતિ અને વિદ્યાથી યુક્ત બ્રાહ્મણો જ દાન માટે ઉચિત ક્ષેત્રો છે. જેમ ઉત્તમ જમીનમાં વાવેલાં બીજ અચૂક ઊગી નીકળે છે, તેમ બ્રાહ્મણો રૂપી ક્ષેત્રમાં વાવેલું દાનરૂપી બીજ પુણ્યરૂપે અચૂક ઊગી નીકળે છે.

જયઘોષ: બ્રાહ્મણના કુળમાં જન્મ્યો છે માટે કોઈને બ્રાહ્મણ કહી શકાય નહીં. બ્રાહ્મણને ઘેર જન્મ્યો હોય, પરંતુ ક્રોધ, માન, હિંસા, જૂઠ, ચોરી અને પરિગ્રહથી યુક્ત હોય, તો તેને બ્રાહ્મણ ન કહી શકાય. વિદ્યાની બાબતમાં પણ માત્ર વાણીનો ભાર ઊંચકનારને ઉત્તમ કહી શકાય નહીં. જે માણસ વેદ ભણીને પણ તેનું તાત્પર્ય જાણતો નથી, તથા તે પ્રમાણે આચરણ રાખતો નથી, તેને બ્રાહ્મણ શી રીતે કહી શકાય? આર્યપુરુષોએ બ્રાહ્મણ કોને કહ્યો છે, તે તું જાણે છે?

વિજયઘોષે કહ્યું: ના. આર્યપુરુષો બ્રાહ્મણ કોને કહે છે તે તમે જાણતા હો તો મને કહી સંભળાવો.

જયઘોષે કહ્યું: મળેલી સંપત્તિમાં જે આસક્ત નથી થતો, અને ગયેલાનો જે શોક નથી કરતો, તે બ્રાહ્મણ કહેવાય છે.

જેની વાણી શુદ્ધ છે, સાચી છે, તથા મધુર છે, તથા જેનું હૃદય પણ અગ્નિમાં તપાવીને શુદ્ધ કરેલા સોના જેવું નિર્મળ છે, તે સાચો બ્રાહ્મણ છે.

જે રાગ, દ્વેષ અને ભય વિનાનો છે, તપસ્વી છે, સંયમી છે, સારાં વ્રત ધારણ કરનારો છે, તથા અંદર અને બહાર શાંત છે, તે બ્રાહ્મણ કહેવાય છે.

સર્વ જીવોને સુખ જ પ્રિય છે એમ જાણી, જે કોઈ પણ જીવને દુઃખ આપતો નથી, કે પોતાના સુખ માટે તેમની હિંસા કરતો નથી, તે સાચો બ્રાહ્મણ છે.

બીજાની નાની-મોટી કોઈ પણ વસ્તુ તેની પરવાનગી વગર જે ઉપાડી લેતો નથી, તે સાચો બ્રાહ્મણ છે.

જેને ધનમાં લોલુપતા નથી, જેને ભોગોમાં આસક્તિ નથી, જે દુર્જનોની સોબત કરતો નથી, તથા હંમેશાં સત્પુરુષોની જ સેવા કરે છે, તે સાચો બ્રાહ્મણ છે.

માણસ જેવું કર્મ કરે છે, તેવો તે થાય છે. માત્ર મૂંડાવાથી સાધુ બનતો નથી, મોઢેથી ૐ ૐ બોલ્યા કરવાથી બ્રાહ્મણ બનતો નથી, અરણ્યવાસથી મુનિ બનતો નથી, અને વલ્કલ પહેરવાથી તપસ્વી બનતો નથી. પણ સમતાથી શ્રમણ, બ્રહ્મચર્યથી બ્રાહ્મણ, જ્ઞાનથી મુનિ અને તપથી તાપસ થવાય છે. કર્મથી જ માણસ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય કે શૂદ્ર થાય છે, જન્મથી નહીં. જેનામાં બ્રાહ્મણના ગુણ છે, તે જ બ્રાહ્મણ છે. એવા ગુણવાળા શ્રેષ્ઠ બ્રાહ્મણો જ પોતાનો કે બીજાનો ઉદ્ધાર કરવાને સમર્થ છે.

આ સાંભળી વિજયઘોષનું અભિમાન તથા અજ્ઞાન દૂર થઈ ગયું. તેણે હાથ જોડી જયઘોષને કહ્યું, 'હે સાધુ! તમે સાચું બ્રાહ્મણત્વ શું છે, તે મને બરાબર સમજાવ્યું. તમે જ સાચા બ્રાહ્મણ છો, તથા સાચા વેદવિત્ છો. તમે જ બીજાનો તેમ જ પોતાનો ઉદ્ધાર કરવા સમર્થ છો. માટે હે ભિક્ષુશ્રેષ્ઠ! તમે મારા ઉપર કૃપા કરીને આ ભિક્ષા ગ્રહણ કરો.'

# નવું વાચન

**કાવ્યતત્ત્વવિચાર**: લેખક: આચાર્યશ્રી આનંદશંકર ધ્રુવ. સંપા૦ શ્રી. રા૦ વિ૦ પાઠક અને ઉમાશંકર જોષી. પ્રકા૦ ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, અમદાવાદ. કિં૦ એક રૂપિયો.

શ્રી. રા૦ વિ૦ પાઠક પોતાની પ્રસ્તાવનામાં કહે છે એમ, ખરેખર આ પુસ્તક એક 'જ્ઞાનઘન સાહિત્ય-પ્રવાહ'નો સ્રોત છે. આચાર્યશ્રી આપણા સાક્ષરો પૈકી વયોવૃદ્ધમાં વયોવૃદ્ધની સાથે જ્ઞાનવૃદ્ધ પણ છે. આમ તેઓશ્રી સંસ્કૃત અને પ્રાચી વિદ્યાઓના ખાસ પંડિત ગણાય છે. પરંતુ એમની જ્ઞાનોપાસના એટલા પૂરતી જ મર્યાદિત નથી રહી. ખરા પંડિતને શોભે તે મુજબ, તેઓ જ્ઞાનના વ્યાપક અને અનંત ક્ષેત્રમાં વિચર્યા કરનાર જ્ઞાનયાત્રી છે. અને એ પ્રકારની એમની યાત્રા એમને એવી તો કોઠે પડી ગઈ છે કે, એમને માટે કેટલાકને ફરિયાદ કરવી પડી છે કે, આચાર્યશ્રી સાહિત્યમાં ઘણું કરી શકત તે તેમની જ્ઞાનપિપાસાના અતિરેકને કારણે નથી કરતા: તેમણે જો 'વસંત' ન ચલાવ્યું હોત તો તો આપણને કાંઈ મળત ખરું? તેઓશ્રી પોતાના સ્વાધ્યાયનું ફળ માસિક દ્વારા આપતા રહ્યા, અને આ પુસ્તક મોટે ભાગે એમાંથી તૈયાર કરેલો સંગ્રહ છે. લગભગ ૪૦ ઉપર વર્ષોથી આદરાયેલી સાહિત્યસમીક્ષામાંથી વીણી લીધેલાં આ ફૂલોની, આપણા બે જાણીતા સાક્ષરોએ માળા ગૂંથી આપી છે. પ્રસ્તાવનામાં જણાવે છે એમ, તે માળામાં અધૂરાપણું જરૂર છે. આચાર્યશ્રી જો તે દૂર કરી શક્યા હોત — તેમની નાદુરસ્ત તબિયત તેમાં આડે ન આવી હોત — તો કેવું સારું થાત? આ પુસ્તક અત્યારના રૂપમાં પણ રૂડું રૂપાળું અને મનનીય છે, તે ત્યારે કેવું પરિપૂર્ણ અને એકગ્રંથ બનત?

ઉપર મેં કહ્યું એમ, આચાર્યશ્રીનો સ્વાધ્યાય સર્વદેશી અને સર્વદિશ છે — જીવન-વ્યાપી છે. તેમાં ગીર્વાણ ભાષાની પ્રૌઢિ જેવી ધીરોદાત્ત ગહનતા છે. આજના જમાનામાં વિરલ થતું દેખાય છે તેવું, વિદ્યાને વિષે અનન્ય અનુશીલન છે. તેથી જે કોઈ વસ્તુને તે પોતાના મનનને માટે લે છે તેમાં એક પ્રકારની એવી ગહનતા અને પરિપૂર્ણતા આવે છે કે, તે પોતે જ વાચકને એક પ્રકારના પ્રસન્ન અભ્યાસરૂપ બની જાય છે.

કાવ્યતત્ત્વને મુખ્ય વિષય લઈને એકસૂત્ર કરવા ધારેલા આ લેખ-સંગ્રહમાં પણ વાચકને આચાર્યશ્રીની ઉપરની ખાસિયતની પ્રતીતિ મળશે. સંગ્રહને બે વિભાગમાં ગોઠવવામાં આવ્યો છે: ૧. સાહિત્યચર્ચા, જેમાં ૨૫૭ પાન રોકાયાં છે; ૨. ગ્રંથાવલોકન, જેમાં પુસ્તકનાં બાકીનાં લગભગ એટલાં જ (૧૬૬) પાન જાય છે. અને બેઉનું ભેગું નામ પાડ્યું છે, **કાવ્યતત્ત્વ-વિચાર**. તેનું કારણ એ લાગે છે કે, કાવ્યની અભિપ્રેત વ્યાખ્યા એવી વિશાળ કરવામાં આવી છે કે સાહિત્યના વસ્તુમાત્રને તે આવરી શકે. આચાર્યશ્રી કાવ્યની વ્યાખ્યા કરે છે, આત્માની કળા તે કાવ્ય. પછી ભલે તે ગદ્યરૂપે પ્રગટ થાઓ કે પદ્યરૂપે. આ વસ્તુ જો એકાદ લેખ દ્વારા કે સંપાદકોએ પોતાના નિવેદનમાં વિશદ કરી હોત તો તે વસ્તુ પોતે પણ એક મનનીય સાહિત્યચર્ચા થાત.

પહેલો ખંડ બીજા કરતાં ભારે છે — થાય જ, કેમ કે તે આ પુસ્તકના તત્ત્વવિચારનો ભાગ છે. શરૂના પાંચ લેખોનાં ૪૨ પાન પૂરાં વાંચ્યા પછી "રસાસ્વાદનો અધિકાર" લેખ આવે છે તે આગળના પ્રવાહને વિક્ષેપ પહોંચાડનારો લાગે છે. એને જો જુદો પાડ્યો હોત તો સારું થાત. એવું જ 'સાહિત્ય અને રાષ્ટ્ર' તથા તેને મળતા પ્રાસંગિક વાદવિવાદના લેખો વિષે લાગે છે. આવા લેખોનું સ્થાન ગ્રંથરૂપે હોઈ શકે તો તે એ જ પૂરતું કે તેની પ્રાસંગિક આગંતુકતાની વચમાં કાંઈક કાયમી અને કીમતી વિચારકણિકા અંકિત થયેલી છે. એ કણિકા પણ એવી ખંડિત રૂપમાં ન હોવી ઘટે કે જેથી વાચકને ઉત્સાહિત કરે પણ સંતોષી ન શકે. એવે પ્રસંગે લેખકનાં લખાણોમાંથી, તે કણિકાની પરિપૂર્તિ કરતાં બીજાં ખંડ-બિંદુઓ લઈને એ આખાને એક-ઘન કરવાની જરૂર હોય છે. એ રીતે વિચારતાં કેટલાક લેખો સામે ફરિયાદ કરવા મન થાય છે — નહિ કે તેમને નહોતા લેવા જોઈતા હતા એમ, પરંતુ તેને તેના સાથીઓ પણ ગોતી આપવા જોઈતા હતા. અને આવી જાતના કે તકરારી લેખોને પ્રસન્ન-ગંભીર ગતિએ વહેતા લેખો વચ્ચે ન નાંખવા જોઈએ. જેમ કે, 'સાહિત્ય અને રાજ્ય' એક ખંડિત કણિકા અહીં આવી ગઈ છે.

આ ખંડમાં શબ્દ અને અર્થ, આનંદ અને બોધ, ઉલ્લાસ અને સંયમ, ઇત્યાદિ સાહિત્ય કે કાવ્યનાં સનાતન દ્વંદ્વો વિષે આચાર્યશ્રીએ જે વિચારસરણી રજૂ કરી છે તે એવી સંગીન છે કે, આ પુસ્તક સાહિત્યના ઉચ્ચ અભ્યાસીઓને માટે મનનીય થશે.

ગ્રંથાવલોકનોના ખંડ ઉપર જતાં પણ આચાર્યશ્રીની પ્રૌઢ વિચારણા તો એ જ ઉદાત્ત ધારામાં વહે છે; માત્ર તેનો વિષય બદલાયો છે. પહેલો લેખ ગ્રંથાવલોકનના પ્રકારોનો છે. તે વાંચીને, આચાર્યશ્રી તેમાંના કયા પ્રકારમાં આવે છે, એમ સહેજે મનમાં સવાલ થાય છે. ઉત્તર એ મળે છે કે, તે ઉત્તમ ગણાવેલી બે ત્રણ રીતે ગ્રંથો અવલોકે છે. સ્વ૦ કે૦ હ૦ ધ્રુવનાં બે નાટ્યોનું અવલોકન જોઈએ તો તે 'વિદ્વત્પરીક્ષણરૂપ' અવલોકન

કરતા જણાશે. ત્યાં તેઓ, અવલોકાતા ગ્રંથના લેખક જેટલી જ તૈયારીથી, ગ્રંથનું પરીક્ષણ કરે છે—તેના ગુણદોષનો વિચાર કરે છે, અને તેનાં કારણોમાં પણ ઊતરીને મૂળ લેખકે કરેલા કામમાં ઉમેરો કરે છે. આવાં અવલોકનો વાંચવાં એ પોતે જ એક જ્ઞાનપ્રાપ્તિ અને તુલનાબુદ્ધિને કસરતરૂપ છે. મહાભારત, રામાયણ, ધમ્મપદ, શાકુંતલ, ઑથેલો આદિની સમીક્ષા વાંચતાં આપણને આચાર્યશ્રીની સ્વાધ્યાય-પદ્ધતિનો પરિચય થાય છે. જે ગ્રંથાવલોકન-પ્રકારને તેમના પા૦ ૧૫૩ના લેખમાં 'સારસંગ્રહરૂપ' કહ્યો છે તે આ નથી, જોકે 'ઑથેલો'નું વિવેચન જરાક એવું લાગે છે. તેમણે જ કહ્યું છે એમ, મૂળ પુસ્તકના નોંધવાપાત્ર "ભાગોને સાંકળી દેવા—અને આ રીતે વિષયના સ્વરૂપનું ટૂંકામાં ભાન કરાવવું—આ પદ્ધતિ ખોટી છે એમ સમજવાનું નથી." પરંતુ એ સરળ અને ઓછા અભિનિવેશ કે અભ્યાસથી પણ ચલાવી લેવાય એવી પદ્ધતિ તો ગણાય જ. આચાર્યશ્રીનાં આ પુસ્તકમાં સંઘરેલાં અવલોકનોમાં એનો જ દાખલો કહેવાય એવું એકે નથી. જ્યાં એવું લાગવા સંભવ છે ત્યાં પણ તેમણે તે ગ્રંથના રસપાનનો કે તત્ત્વગ્રહણ યા વસ્તુપરીક્ષણનો એકાદ બોધક મુદ્દો પસંદ કરીને તેની આસપાસ પોતાના અવલોકનને મૂક્યું છે. જેમ કે જુઓ 'મીરાં અને તુલસીદાસ' યા 'નરસિંહ અને મીરાં' એ અવલોકનો.

આ અવલોકનોમાં જે વિવેકમય અને પ્રિય ઢબે કરેલું સત્ય-કથન છે તે પણ આચાર્યશ્રીની વિવેચક તરીકેની એક ખાસિયત જ ગણાય. એનું લક્ષણ સમતોલન છે. ત્રાજવું એક બાજૂ બહુ નમતું હોય તો બીજી બાજૂ કાંઈક મૂકીને તેને સમતોલ કરવું જોઈએ, તો તેમાં દૃષ્ટિ અને કળાનો નિર્દોષ આનંદ પણ રહેલો છે; એમ તુલાને ઝુકાવતા ઝુકાવતા પોતાની વાત કહેતા જવામાં મનોદશાની અને વસ્તુના આકલનની પણ એક વિશિષ્ટ ભાત રહેલી છે. જ્ઞાનદૃષ્ટિની પરિપૂર્ણતા જેમ જેમ વધતી જાય તેમ તેમ કદાચ આ જાતની આકલનશક્તિ, તુલનાશક્તિ, અને પોતાના મંતવ્યને રજૂ કરવાની તોલન-કળા આવતી હશે, એમ લાગે છે. આ કળાનો એક ભય પણ છે કે, તેમાં કદાચ સત્ય પણ તોળાઈ જાય. કોના જેવો ? સત્ય અને પ્રિય બેઉ બેમાં વિરોધપણાવાળું કથન કરવામાં જેવો ભય રહેલો હોય છે તેવો. આચાર્યશ્રી આ ગ્રંથાવલોકનોમાં એ ભયને આબાદ વટાવી ગયા છે. આપણા વિવેચકોને આ વસ્તુ આ સંગ્રહમાંથી મનન કરવા જેવી મળે છે. શાકુંતલના અનુવાદોની ગુણપરીક્ષા જુઓ. અંતે તે સાક્ષરશ્રી બ૦ક૦ઠાની શૈલી વિષે કહે છે, "યદ્યપિ 'एकोहि दोषो गुणसंनिपाते निमज्जतीन्दोः किरणेष्विवाङ्कः'—એ ન્યાયે આ એક દોષ એ ભાષાંતરના બીજા ગુણોમાં ડૂબી જવો જોઈએ, તથાપિ જેઓ કવિતા કાનને કઠોર લાગે તો તે તદ્દન નકામી એમ આગ્રહ ધરે છે, તેઓ 'મોં ગમે તેવું રૂપાળું તોપણ કોઢવાળું' (स्याद्गुः सुंदरमपि श्वित्रेणैकेन दुर्भगम्)—એ ન્યાયનો ઉપયોગ કરી આ એક દોષમાં બીજા બધા ગુણોને ગરક થતા માને તો તેઓને એકદમ અટકાવી શકાય એમ નથી." આ દોષ તે 'શા૦ ભગવંતરાયના ભાષાંતરમાં યતિભંગના અને અક્ષરમેળને માત્રામેળ ગણી કાઢ્યાનાં થોકબંધ ઉદાહરણો.' આચાર્યશ્રીની અવલોકન-શૈલીનું આ એક દૃષ્ટાંત.

એક બીજું આપું. ૨૪૦ શ્રી. કે૦ હ૦ ધ્રુવનાં ભાષાંતરો અને ઉપોદ્ઘાત પર કરેલું વિવેચન જુઓ. તેમાં તેઓ સ્વર્ગસ્થની 'પાઠસંશોધનની ક્રિયા બહુ ઉત્કટ હોવાથી તેની યથાર્થ મર્યાદા' શી છે તે ચર્ચે છે. (પા. ૧૮૨-૩) આ ઉપરાંત પણ અનેક વસ્તુઓના ગુણ સાથે દોષ બતાવતાં તે અચકાતા નથી; અને બતાવે છે તે એવી મૃદુતાથી અને અનુનયપૂર્વક કે, તેથી મોટામાં મોટો દોષ પણ માપમાં નાનો દેખાવા છતાં સરત બહાર નથી થતો. આ શૈલી, મને લાગે છે કે, આચાર્યશ્રીની ખાસ છે; અર્વાચીન વિવેચકોમાં એને મળતું આવતું ભાગ્યે જ કોઈ છે.

આચાર્યશ્રીના 'વસંત'નો હું અભ્યાસી નથી. એટલે જે અનેક લેખોમાંથી સંપાદકોએ આ ગ્રંથની સામગ્રી વીણી છે તે મને અજાણ્યા છે. એ બધા જો જાણતો હોત તો આ ગ્રંથને વધારે સમજી શકત, આચાર્યશ્રીની શૈલીને વધારે ઊંડાણમાં ભણી શકત. આ પુસ્તક વાંચતાં થોડોઘણો પણ એનો અભ્યાસ કરવાની તક મળી છે, તે આનંદ અને કેળવણી આપનાર નીવડ્યું છે.

અંતે, એક બે ફુટકળ વાતો: આચાર્યશ્રીની ભાષા અને એમણે આપણને આપેલાં લખાણો વિષે કેટલાક ભાષાપ્રેમી મિત્રોમાં એક વાર વાત ચાલતી હતી. એક મિત્રે એમાં જે કહ્યું હતું તે સાવ સાચું હતું, તે અહીં પ્રસ્તુત હોઈને કહેવા ઇચ્છું છું. તે મિત્રે કહ્યું, 'આચાર્યશ્રી આનંદશંકરે ગુજરાતી સાહિત્યને એક બાબતમાં તેમની સામે ફરિયાદ કરવાની રાખી છે અને તે એ કે, તેમણે જેટલું લખવું જોઈતું હતું એટલું લખ્યું નહિ.' આ ફરિયાદ તો હું ઉપર કહી ગયો છું. પેલા મિત્રે ઉપરાંતમાં જે ઉમેર્યું તે નવીન છે. તેણે કહ્યું, 'અને આ હું જે કહું છું તે એટલા સારુ કે, તે પોતે જ જે એક વસ્તુ આપણી ભાષાને માટે કરી શકત તે થવાની રહી ગઈ. એમણે જો પ્લેટો, ઍરિસ્ટોટલ, વગેરે પાશ્ચાત્ય તથા યાજ્ઞવલ્ક્ય, વસિષ્ઠાદિ પૌરસ્ત્ય ઋષિઓનાં મનનો, વિવેચનો વગેરે ગુજરાતી ભાષામાં ઉતાર્યાં હોત, સમજાવ્યાં હોત, ચર્ચ્યાં હોત, તો આપણી ભાષાની ધરખમ કે ભારઝીલુ બનવાની શક્તિ ખીલત; અને આ કામ આનંદશંકરભાઈ કરી શકતા હતા, તે તેમણે અલ્પ લખ્યાથી રહી ગયું.' આ ટૂંકમાં એ મિત્રની ફરિયાદને મેં મારા

શબ્દમાં મૂકી છે. ફરિયાદ સાચી છે. હળવા અને સામાન્ય સાહિત્ય માટે ગુજરાતી કામ દે છે; પરંતુ જે સાહિત્યમાં અને ચિંતનમાં આચાર્યશ્રી જિંદગીભર રમમાણ રહ્યા છે, અને તેમાંથી થોડેઘણે અંશે જે તેઓશ્રીએ ગુજરાતીને આપ્યું છે, તેવી જાતના સાહિત્ય માટેની ભાષા હજી ખિલવણી માગે છે. ખૂબ લખ્યું હોત તો આચાર્યશ્રી શૈલીકાર તરીકે પણ એમની પરંપરા સર્જત, જેવી કે ગાંધીજીએ આપોઆપ અને અણધારી ઢબે સર્જી છે.

આ ચોપડીની શૈલી વિષે એક ચિત્રરૂપે અનુભવ થયો તે તે જ રૂપે લખું. શરૂનાં પાનાંમાં એમ લાગે છે કે જાણે આપણે અંગ્રેજી અને સંસ્કૃતનાં વાદળોની છાયામાં ગુજરાતી ભૂમિ પર ચાલીએ છીએ. તેથી ગુજરાતી ભૂમિ છવાયેલી લાગે અને વાદળથી અકળામણ અને બફારો તો થાય જ. આગળ ગ્રંથાવલોકન તરફ જતાં એ વાદળો વરસી જાય છે, અને એના સિંચનથી પરિતૃપ્ત ગુજરાતી ભૂમિ જોવા તથા સૂંઘવા મળે છે. તેથી ત્યાં ગુજરાતી ભાષાની સ્વતંત્ર શક્તિનાં પણ દર્શન થાય છે. આ ચિત્રમાં, પહેલા ભાગના બે ચાર લેખની અસર જુદી છે ખરી; પણ અન્યના ભારમાં એ ચગદાઈ જાય છે.

એક બે વસ્તુઓ સુધારી લેવા જેવી, અણધારી ધ્યાન પર આવી તે ફરીની આવૃત્તિ વખતે કામ લાગે માનીને ટાંકું છું: ગાંધીજીએ પોતાનાં લખાણો વિષે એક વાર એવા સારનું કહ્યું છે કે, એક જ બાબત પરનાં મારાં લખાણોમાં વિરોધ જેવું લાગે તો તે બેમાંનું પછીથી લખાયેલું માનવું, કેમ કે હું વિકસતો જાઉં છું એવી મારી માન્યતા છે. તેથી એમનાં લખાણોનો વિચાર કરતી વખતે કાલક્રમ જેટલો મહત્ત્વનો બને છે એટલો કદાચ બીજાનાં લખાણોમાં ન બને. આચાર્યશ્રીનાં લખાણો વિષે શ્રી. સંપાદકે પ્રસ્તાવનામાં કહ્યું છે કે, 'આ લેખો લાંબા ગાળામાં જુદે જુદે વખતે લખાયેલા છે. પણ લેખકનું વિવેચન તરફનું દૃષ્ટિબિંદુ પ્રથમથી જ સ્પષ્ટ હોવાથી . . .' એ સાચું છે. તેથી એ ભગુની વખને કાલક્રમ ધ્યાન બહાર રહે તો મોટો વાંધો નથી. છતાં સંગ્રહોના લેખોનો કાલક્રમ કોક કોક વાર જોવા જેવો લાગે છે. એ રીતે જોતાં કેટલીક જગાએ તારીખભૂલ થઈ હોય એવું લાગ્યું. ૭૬મા પાન ઉપર 'July 1939' ભૂલ લાગે છે. એવું જ ક્યાંક ૧૯૦૦ સંવત આપેલી યાદ છે.

બીજી વસ્તુ જોડણી બાબત. સંપાદકો મૂળની જોડણીને કદાચ વફાદાર રહ્યા હોય. પરંતુ તેમાંય એકસૂત્રતા છે જ એમ સર્વાંશે નથી. એ કદાચ પ્રૂફ-વાચનનો દોષ માનીએ. પણ, આજ જ્યારે જોડણી બાબત આપણે એકવ્યવસ્થા પર આવ્યા છીએ, પ્રકાશક સંસ્થા પણ એ વ્યવસ્થા સાથે સંમત છે એમ માનું છું, ત્યારે જૂની અવ્યવસ્થાને કાયમ રાખવી એ આવશ્યક છે? મને લાગે છે કે એ આવશ્યક નથી; સંપાદકોએ એ બાબતમાં સુધારો કરી લેવા જેવો હતો.

પરંતુ આ તો સામાન્ય સૂચનાઓ માત્ર છે. બાકી આ સંગ્રહને માટે પ્રકાશક સંસ્થા સૌના ધન્યવાદને પાત્ર છે. આવા સંગ્રહને વિષયસૂચિ હોવી ઘટે, તે આપવામાં આવી છે એ ધડો લેવા લાયક છે. આ રીતે 'જ્ઞાનઘન સાહિત્યપ્રવાહ' તે સંસ્થા આપતી રહે એમ સૌ ઇચ્છે. અને સંપાદકોને વિનંતી કે, આ પુસ્તકમાં આચાર્યશ્રીને જે અધૂરાપણું લાગે છે તે દૂર કરવા સારુ તેમની પાસે હવે કાંઈક ને કાંઈક લખાવી લેવા ધ્યાન રાખે, જેથી નવી આવૃત્તિ પરિપૂર્ણ બનાવી શકાય.

મ૦

## "જીવનનો આનંદ"* જોઈને

આનંદમય બ્રહ્મમાંથી ઈશ્વરે પોતાના જ આનંદ ખાતર આ સૃષ્ટિ રચી, અને ભક્તોએ ભાખ્યું કે સૃષ્ટિ અન્ય કાંઈ નહિ, ઈશ્વરની લીલા માત્ર છે. પરંતુ એમ જ હોત ને રહેત તો ખરેખર આનંદ જ ન જન્મત. એ શક્ય બન્યું ઈશ્વરની એક જ કરામતને લઈને. એ કરામત તે મનુષ્યને દેવ નહીં પણ મનુષ્ય જ રાખ્યો એ. એટલે ફેર એ પડ્યો કે, દેવને પડછાયા ન હોય તે આ માનવને હોવા લાગ્યા. પરિણામે, આનંદ-સાગરમાં સતત મહાલવા છતાં, માણસને આનંદના ઓળા-સમો વિષાદ પ્રતીત થતો થયો: પોતે પ્રકાશનો જ પુત્ર હોવા છતાં તેને અંધારાં આવવા લાગ્યાં, જ્ઞાનમય હોવા છતાં તેને અજ્ઞાન અને દુવિધાનાં પણ દુઃખ જોવાં પડ્યાં. માટે જ, આનંદ જે જીવનનો પર્યાય-વાચક હતો તે 'જીવનનો આનંદ' એવા અંગાંગીભાવમાં સપડાયો પણ તેમાંથીય આનંદનું જ ક્ષેત્ર વધુ વિકસિત નથી થતું? આનંદ-સાગરની જ લહરીઓ વધારે લહેકતી થઈ એમ નથી લાગતું?

• • •

આ પુસ્તક થોડુંક વાંચતાં એક વિચાર આવ્યો, પશ્ચિમમાં નવરાશની ભક્તિ એટલી વધી છે કે તેના નૈવેદ્ય તરીકે જ ત્યાં કરોડો રૂપિયાનું અર્થશાસ્ત્ર ઊભું થઈ ગયું છે: અર્થશાસ્ત્રીઓએ 'નવરાશનું અર્થશાસ્ત્ર' એવી ખાસ શાખા નિર્માણ કરી છે! આ પુસ્તક પણ એક રીતે નવરાશમાં કરેલો નફો છે. પણ તેમાં ખાસ ખર્ચ કાંઈ નથી. નવરાશ-ભક્તો જો આ વગરમફતનો નૈવેદ્ય-પ્રકાર શીખે તોપણ આ પુસ્તકે ભારે અર્થ-યુક્ત સેવા કરી ગણાય. વાચક યાદ રાખે કે, આ શબ્દ-રસભંડાર

* બીજી આવૃત્તિ. લેખક: કાકા કાલેલકર. નવજીવન કાર્યાલય, અમદાવાદ. કિંમત ૨-૮-૦, પા૦ ૫૪૪.

લેખકે જેલમાં, પ્રવાસમાં અને નિવૃત્તિમાં સંચય કર્યો છે. વિદ્યાની જેમ, તે વાપર્યો વધનારો છે. કાંઈ નહીં તોય તેમાં અર્થ–જગતની કરપીણ પડાપડી તો નથી જ.

• • •

કહે છે કે, યુનિવર્સિટીએ કાકાસાહેબનાં અન્ય અનેક પુસ્તકોમાંથી આ ‘જીવનના આનંદ’ને પાઠ્યપુસ્તક તરીકે પસંદ કર્યું છે! તે શું કાકાના, યુનિવર્સિટીને કદાચ ભોંકાય અને એની કેળવણીને પ્રાણવાન કરી દે, એવા વિચારોને બદલે આ આનંદમય ગોષ્ઠિઓ ટાઢે પહોરે કર્યા કરાય તે સારુ? કાકાસાહેબનું પુસ્તક જ પસંદ કરવું હતું તો પહેલી પસંદગી આને તો નહોતી જ મળવી જોઈતી. કાકાસાહેબની શૈલી અને ‘ઊડત’-વ્યાપી કલ્પના અભ્યાસવાને માટે ભલે આ પુસ્તક જોવાય. પરંતુ એને પાઠ્યપુસ્તક લેવામાં તો ન સમજાય એવી વાત થઈ લાગે છે. આનંદ કાંઈ સમયપત્રકની વસ્તુ છે! મજાથી ને મોજમાં વાંચવાની ને રાચવાની ચીજને જે સખતમાં સખત સજા કરવી હોય તો તેને પાઠ્યપુસ્તક કરી દેવું.

• • •

આનંદ વ્યક્ત કરવાને કેટલીક વાર ભાષા કરતાં રેખા ન ચડે? આ ચોપડીનાં પહેલાં કેટલાંક પાનાં એનો અસંદિગ્ધ ઉત્તર આપે છે કે ચડે. એટલે વાચકને મારી ભલામણ છે કે, ‘પ્રકૃતિના હાસ્ય’ને સુખની વાણીમાં જોવાં ન જતો, નહીં તો ચાકીશ ને પછી નકામો તે થાક આ પુસ્તક પર કાઢીશ. જોકે, આ પુસ્તકનું કલેવર પણ પેલા અમૃત-મંથન-ન્યાયે ઘડાયેલું છે. આનંદ પણ, સાત્ત્વિક સુખ જેમ, અંતે જ જામે

• • •

શરૂમાં લેખક એક જગાએ પૂછે છે, “ભાપા ખીલવીને માણસ શું કમાયો?” અને ઉત્તર આપે છે, ‘પ્રગતિનો રોગ.’ મને થયું. ‘જીવનનો આનંદ’ તો કમાયો જ! પ્રગતિનો ‘રોગ’ ભલે કહેવાય, પણ આજના માનવીને તો તે આનંદ જ લાગે છે.

• • •

શ્રી. કાકાસાહેબના આ પુસ્તકની બીજી આવૃત્તિ જો યુનિવર્સિટીની ઉપરની ‘ભૂલ’ને કારણે હોય તો જુદી વાત. પણ જો ગુજરાતે તે માગી હોય, તો તો ખરેખર ગુજરાતની રસજ્ઞતા અને આનંદવૃત્તિને શાબાશી ઘટે છે. આવો નિર્દોષ, વ્યાપક, અને ‘અ-મૂલ્ય’ આનંદ જે લૂંટી શકે તેને જીવન-ભારનું વહન સહેલું કરવાની ચાવી મળી રહેવી જોઈએ. ખરેખર, ઈશ્વરની સૃષ્ટિમાં ઝેર જોડે જ અમૃત પણ રહેલું છે. જે લોક એનો લાભ પામી જાય, એમનો જીવનનો આનંદ છે, એમણે જોવાનું જોયું છે અને ચાખવાનું ચાખ્યું છે. આ પુસ્તક એ તરફ પ્રેરો.

‘નિનંદિનુ’

## સાભાર સ્વીકાર

નીચેનાં પુસ્તકો સમાલોચનાને માટે મળ્યાં છે:

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ, નાં પુસ્તકો: **છબી**: અનુવાદક: શ્રી. ગોપાળદાસ પટેલ, ૧–૪–૦ **પુનર્જન્મ**: લેખક: ગુણવંતરાય આચાર્ય, ૨–૮–૦. **બાલભજનાવલિ**: લેખક: શંકરલાલ દા. પરીખ, ૦–૩–૦. **શ્રીકાંત**: અનુવાદક: રમણલાલ સોની, ૩–૦–૦. **સાહિત્ય**: ૧–૮–૦; ભાષાંતરકર્તા અને પ્રકાશક: જયંતિલાલ આચાર્ય, અમદાવાદ. **માણસ**: લેખકો: હિંમતલાલ ચૂ. શાહ, બાબુભાઈ શાહ, ૦–૬–૦; પ્રકાશક: બાલસખા કાર્યાલય, અમદાવાદ. **બ્રહ્મચર્ય મીમાંસા**: લેખક: ડૉ. જટાશંકર નાન્દી, ૩–૮–૦; નવયુગ પુસ્તક ભંડાર, રાજકોટ. **થિયૉસૉફીની મુખતેસર સમજણ**: થિયૉસૉફી કું. (ઇંડિયા) લિમિટેડ, ૫૧ મહાત્મા ગાંધીરોડ, મુંબઈ. **ભગવદ્ ગીતાની સમાલોચના**: ભાષાન્તરકર્તા: શ્રી. લવજી જીણા માસ્તર, ગઢડા. ૨–૦–૦ **સરસ બાળપોથી**: લેખક: શિવજી ભગવાનજી અગ્રાગ, કરાચી; ૦–૧–૩. **ગ્રામ-પોથી**: લેખક: હર્ષદરાય જમિયતરામ પંડ્યા; ૦–૨–૦ **સંભાવિત સુંદરલાલ**: અનુવાદક: રત્નમણિરાવ ભીમરાવ; ૧–૪–૦; પ્રકાશક: ચૈતન્યપ્રસાદ મો. દીવાનજી. **બાલકુંજના પાઠો**: સંપાદક: ગણિભાઈ પટેલ, ૦–૪–૦; પ્રકાશક: પુસ્તકાલય સ. સ. મંડળ, વડોદરા **સારી રીતભાત**: લેખક: ગોવિંદભાઈ હા. દેસાઈ, ૦–૪–૦; પ્રકાશક: પુસ્તકાલય સ. સ. મંડળ, વડોદરા.

અતિ ભણેલા અને અધાપધા કે બિલકુલ અભણ—આ બેની વચ્ચે અફાટ ખાઈ આવી રહી છે. યુનિવર્સિટીઓનું પોતાનું હિત જોતાં પણ, અતિ મહત્ત્વની વાત છે કે, આ ખાઈ પુરાઈ જાય; તેના પર પુલનું સંધાન નહિ, કેમકે એમાં તો મહેરબાનીનો ભાવ અને ભય રહેલાં છે.

કલકત્તા પદવીદાન સમારંભ,
૧૯૩૯

સર મિરઝા ઇસ્માઈલ

# માસિક વિવેચન

## બોલો તેવું લખો?

"બુદ્ધિપ્રકાશ"ના (વર્ષ ૮૭-૩) છેલ્લા અંકમાં 'જ્ઞાનગોષ્ઠી'માં સાક્ષરશ્રી બ૦ ક૦ ઠા૦ સાથેની એક પ્રશ્નોત્તરી પ્રસિદ્ધ થઈ છે. તેમાં કવિતાની જોડણીની વાત કરતાં શ્રી. બ૦ ક૦ ઠા૦ જણાવે છે કે, "વાણીનું પ્રતિબિંબ યથાવત્ ઝીલવાની શક્તિવાળી લિપિ ધરાવે છે તેવી ભાષામાં, બોલીએ તેમ લખવું, એ એક વ્યાપક નિયમ જ ઉચિત છે અને એ નિયમને એક જ અપવાદ સ્વીકારવાની જરૂર છે," અને તે સંસ્કૃત તત્સમ શબ્દોનો. અને અંતે પૂર્ણાહુતિ કરે છે કે, "ભાષા તે કોશમાં છે કે બોલાતી વાણીમાં? ધર્મ તે મંદિરો, થોથાંઓ આદિમાં છે કે ધર્મિષ્ઠ સ્ત્રીપુરુષોમાં?"

આ વાંચીને પ્રશ્ન એમ થાય છે, તો પછી જોડણીનો ઝઘડો શું કામ છે? એનું કારણ એ છે કે, શ્રી. બ૦ ક૦ ઠા૦ કહે છે તેમ, જેમ ધર્મ એ મૂર્તિ, મંદિર કે થોથાંથી મૂર્ત નથી થતો તેમ જ વાણી કે ભાષા કોશ કે લિપિથી પૂરેપૂરી મૂર્ત નથી થઈ શકતી. કોઈ લિપિ એવી નથી કે જે 'વાણીનું પ્રતિબિંબ યથાવત્ ઝીલવાની શક્તિવાળી' છે. તે શક્તિની કસોટીએ સૌ લિપિને ઓછાવત્તા પણ અધૂરા ટકા જ મળી શકે છે. અને બીજી મુશ્કેલી એ છે કે, પેલી કહેવત પ્રમાણે 'બાર ગાઉએ બોલી બદલાય છે.' એટલે 'બોલો તેમ લખો' એ રૂપાળો ને સહેલોસટ દેખાતો ન્યાય અમલમાં મૂકવા જતાં છેતરામણો નીવડે છે. એટલે જ આ નિર્ણય ઉપર આવવું પડે છે કે, શબ્દનું સ્વરૂપ યા જોડણી નક્કી કરવા માટે વ્યુત્પત્તિ તપાસો, ઉચ્ચારની શિષ્ટતા તપાસો, શિષ્ટ લેખકોની રૂઢિ તપાસો, અને તે બધું જોઈને છેવટે સૌને એક નક્કી શબ્દ-સ્વરૂપ કે જોડણી નક્કી કરી આપો. નિશ્ચિત જોડણી એ ભાષાનું કલેવર છે. અને એ કલેવર સૌ સુધરેલી ભાષાઓ બનતી ત્વરાએ ઘડી લે એ, તેથી કરીને, આવશ્યક ગણાય છે.

આ જ ચર્ચામાં એક આગળ પ્રશ્ન છે, ગુજરાતી ભાષા સંસ્કૃત જેટલી ચોકસાઈ ક્યારે પ્રાપ્ત કરશે? અને તેનો ઉત્તર એ અપાયો છે કે, જ્યારે સંસ્કૃતની જેમ ગુજરાતી મરી જશે ત્યારે! શું મરી જ ચોકસ મૂર્ત રૂપે રહી શકે છે? જીવંત ભાષા અંગ્રેજી ચોકસ ન કહેવાય? જો આ સવાલ જોડણી પૂરતો જોઈએ તોપણ, કોઈ ભાષાએ ચોકસ જોડણી પામવાને સારુ મરવાની જરૂર નથી. બલ્કે, ચોકસ જોડણી ન હોય તો એના જીવવાના ને જીવંત બનવાના ટકા કદાચ ઓછા થાય!

## એક પાયા વગરની ટીકા

'બુદ્ધિપ્રકાશ'ના આ જ અંકમાં, ગુજરાત વિદ્યાપીઠ તરફથી પ્રસિદ્ધ થયેલા 'કુંવરબાઈનું મામેરું' કાવ્યનું અવલોકન પ્રસિદ્ધ થયું છે. આ કાવ્યમાં શબ્દોની જોડણી વિદ્યાપીઠના કોશ મુજબ કરી લેવામાં આવી છે, અને તેનો પાઠ સ્વ૦ નવલરામના તથા 'કાવ્યદોહન'ના મામેરા પરથી મુખ્યત્વે લીધો છે. આ ઉપરથી 'બુદ્ધિપ્રકાશ'ના અવલોકનકાર જણાવે છે કે, "મામેરાને અર્વાચીન ગુજરાતી ભાષાનું સ્વરૂપ આપવામાં પુષ્કળ મહેનત લીધી છે. ગુજરાત વિદ્યાપીઠની જોડણીમાં વાચના છાપીને શાળોપયોગી આવૃત્તિ તૈયાર કરવા જતાં આ પગલું લેવામાં આવ્યું જણાય છે." આ વિધાન તો પેલી આવૃત્તિને અઘટિત માન આપે છે. માત્ર જોડણીના ફેરથી ભાષા શી રીતે ફરી? અને તે અર્વાચીન કઈ રીતે થઈ?— આ નથી સમજાતું. અનેક લહિયાઓની અશુદ્ધ કે અરાજકવાળી જૂની જોડણીને આજે સર્વમાન્ય થઈ શુદ્ધ ગણાયેલી જોડણીમાં ફેરવી લેવી જોઈએ. તો જ તે શાળોપયોગી થઈ શકે; અને હવે તો સરકાર તે વગર તેને માન્ય પણ ન કરે. પાઠમાં માત્ર જોડણી શુદ્ધ કરી લેવાના આ પ્રયત્નને ભાષાસ્વરૂપ ફેરવી નાખ્યું કહેવું અને આગળ વધીને કહેવું કે, "આ જાતની છૂટ લેવી એ પ્રામાણિક ન ગણી શકાય"— તેનાથી પ્રેમાનંદનું કાવ્ય મટી જઈ તે તેની છાયા થઈ ગયું છે, એ જ પ્રામાણિક ટીકા નથી લાગતી.

## કવિતાની જોડણી

'બુદ્ધિપ્રકાશ'ના આ બેઉ લેખોની પાછળ ગર્ભિત રીતે કાવ્યની જોડણીનો સવાલ સમાયેલો

લાગે છે. શ્રી. બ૦ ક૦ ઠા૦ પૂછે છે, 'કવિતા મુદ્રણમાં છે કે ઉચ્ચારણમાં?' અને 'મામેરા'નું અવલોકન એ મુદ્દો ઉઠાવે છે કે, કાવ્યની જૂની જોડણી ફેરવવી ન ઘટે, નહિ તો ભાષાસ્વરૂપ બદલાઈ જાય છે! મને લાગે છે કે, જોડણીની બાબતમાં ગદ્ય અને પદ્યમાં ભેદ કરવાની જરૂર ન હોવી જોઈએ. કાવ્યના ઉચ્ચારણની જરૂર વિચારવી એટલે કે એનાં છંદ-માત્રાદિની જરૂર વિચારવી, એમ અર્થ થયો. ઉચ્ચારણ વ્યક્તિભેદે ફરનારી વસ્તુ રહી; તેમાં સર્વસંમતિ શક્ય નથી. કાંઈક શિષ્ટોચ્ચારનું ધોરણ યોજી શકાય, કે જે જોડણી નક્કી કરવાનું એક ધોરણ છે, એ આપણે ઉપર જોઈ આવ્યા. કાવ્ય માટે એટલું વિચારવાનું રહે છે કે, છંદશાસ્ત્રની જરૂર મુજબ શબ્દના સ્વરૂપમાં હ્રસ્વ-દીર્ઘતા કે માત્રા-લોપ વગેરેની જરૂર પડે. છંદની જરૂર પૂરતા શબ્દસ્વરૂપના આ ફેરફારો ચિહ્નો દ્વારા સૂચવી શકાય છે. શબ્દની નક્કી કરેલી જોડણી કાયમ રાખીને, કાવ્યની ગરજ પૂરતો તેમાં ફેરફાર કરી લેવાથી આનો ઉકેલ મળી જાય છે, અને એ ધારો આજ સુધી અનેક કવિઓ અમલમાં મૂકતા આવ્યા છે. છેવટે લિપિ સંજ્ઞા જ છે; અને કાવ્ય મુદ્રણ કે ઉચ્ચારણ યા લિપિમાં નથી, પરંતુ તેના સંવેદન કે રસાસ્વાદ યા અનુભવમાં રહેલું છે. તેને કવિહૃદયમાંથી વહી જવાનાં સાધનો સંજ્ઞા જ હોઈ શકે. જો શબ્દનું સ્વરૂપ નક્કી ન હોય તો તેની સંજ્ઞાશક્તિ ખંડિત થાય. તેથી સ્વરૂપ નક્કી રાખી, તેમાં છંદની જરૂર પ્રમાણે ફેરફારો સૂચિત કરવા, એ જ સારો અને વ્યવહારુ માર્ગ લાગે છે.

### કાવ્યમાં ખોડાનું ચિહ્ન

હ્રસ્વ અને દીર્ઘ સૂચવતાં ચિહ્નો ઉપરાંત માત્રા-લોપ માટે ખોડાનું (‿) ચિહ્ન પણ વપરાય છે, તે વધારે વ્યાપક કરવા જેવું છે. કેટલાંક કાવ્યોમાં ચળ્કે ('ચળકે' માટે), કર્તા ('કરતા' માટે,) પ્રાક્રમ ('પરાક્રમ' માટે) લખાય છે; ત્યાં જો 'ચળ‿કે, કર‿તા, પ‿રાક્રમ' એમ લખાય તો વધારે સારું. આથી કરીને શુદ્ધ જોડણી સચવાવાની સાથે તે જોવા ટેવાયેલી આંખને ગમે છે અને ખોડાની સંજ્ઞાથી કવિતાની ગરજ પણ સરે છે, તથા ગદ્યપદ્યમાં જોડણી એક રહી શકે છે.

ખોડાના આ ચિહ્ન સામે એક વાંધો છે અને તે એ કે, તે ચિહ્ન ગદ્યમાં પણ વપરાય છે, તેથી તેનો ઉપયોગ પદ્યમાં જોઈને વિદ્યાર્થી એમ કદાચ માને કે ગદ્યમાં પણ આમ જ લખાતું હશે. આ વાંધામાં કાંઈક વજૂદ જરૂર છે. પરંતુ તે 'કર્તા, ચળ્કે' લખવા જેટલું અને જેવું નથી. અને ખોડાનું ચિહ્ન બદલી નીચે તેને લીટી માફક પણ (કરતા) કરી શકાય.

જાતે કવિ ન હોઈ, આ સૂચના અણજાણપણાની પણ હોય. છતાં એક કાવ્યભોગી અને ભાષાપ્રેમીને દાવે સૂચના કરી છે, તે અધિકારીઓ લક્ષમાં લેશે એવી આશા છે.

### બ્રહ્મચારી વાડી ટ્રસ્ટનો પરિચય

ડૉ. સર્વપલ્લી રાધાકૃષ્ણન અમદાવાદ શહેરમાં બીજી વાર પધારી ગયા, એ અમદાવાદના વિદ્યાપ્રેમી નાગરિકો માટે આનંદ અને ઉલ્લાસનું કારણ ન બને તો જ નવાઈ કહેવાય. આ વખતે તે, ગુજરાત વર્નાક્યુલર સોસાયટી હસ્તક ચાલતા, બ્રહ્મચારીની વાડીના ટ્રસ્ટ તરફને નોતરે આવ્યા હતા. ગુજરાતમાં ટ્રસ્ટનાં કામો કરતાં ભાઈ-બહેનોને, આ ટ્રસ્ટ વિષે તેના પ્રમુખે જે રસિક નિવેદન કર્યું, તે જોવા અમારી ખાસ ભલામણ છે. માણસની જેમ ટ્રસ્ટને પણ જીવન હોય છે અને કાળબળે તેમાં કેવા કેવા અણધાર્યા ફેરફારો થાય છે, એ એક રસિક અને બોધક ઇતિહાસ ગણાય. એ દૃષ્ટિએ આ ટ્રસ્ટને નિહાળવાની હું ભલામણ કરું છું.

પેશવાઈના જમાનાથી ચાલતા આવેલા આ ટ્રસ્ટને આજના જમાના સુધી જીવતો, અને ખાસ કરીને તો નવા જમાનાની જરૂરો પ્રત્યે જાગતો, જોઈને સૌને આનંદ થશે. આટલા લાંબા કાળ સુધીમાં ટ્રસ્ટે ત્રણેક જન્મો જીવી લીધા લાગે છે. એના ચાલુ જન્મમાં તે શું કાર્ય કરે છે તેનો પૂરેપૂરો ચિતાર આ નિવેદનથી નથી મળતો એ ખરું. પરંતુ અત્યાર સુધી સમાજ પાસે જેવું માત્ર નામ જ જાણવામાં હતું, તે વિષે આ પહેલો હકીકતરૂપનો સારી ખબરો લાવે છે.

ટ્રસ્ટ પાસે શહેરના મધ્યમાં જમીન છે. તેની ઉપર એક નાટકશાળા બાંધી છે, જેમાંથી માસિક રૂ. ૫૦૦) ભાડું આવે છે. નાટકશાળાનો ઉપયોગ, વાડી તરફથી જાહેર વ્યાખ્યાનો થાય તો, તેને માટે

કરવા દેવામાં આવે એવી તેમાં શરત છે. આવી શરત કરવાનું કારણ એ દેખાય છે કે, ટ્રસ્ટમાં એક કલમ છે કે એક વ્યાખ્યાનમંદિર બાંધવું; તે આ ગોઠવણથી કાંઈક પળાઈ છે એમ સાંત્વન લેવામાં આવ્યું છે.

આ જમીન ઉપર એક શિવાલય પણ છે, અને તેની પાછળ ૨૨-૨૫ હજાર રૂપિયા ખર્ચી એનું મંદિર બાંધવા વાડી ટ્રસ્ટ વિચાર કરે છે.

ટ્રસ્ટ તરફથી એક સંસ્કૃત પાઠશાળા ચાલે છે. પ્રાચીન પદ્ધતિ અનુસાર તેમાં શિક્ષણ અપાય છે. અને એ પાઠશાળા 'સંસ્કૃત વિદ્યાના અધ્યયન અને અધ્યાપનનું આપણા પ્રાંતમાં એક પ્રબળ કેન્દ્ર થઈ પડે' એ તેની પાછળ મુખ્ય ઉદ્દેશ સેવાય છે. ડૉ. રાધાકૃષ્ણન જે મકાનનું ઉદ્‌ઘાટન કરવાને પધાર્યા હતા તે આ પાઠશાળાનું હશે, એમ શરૂમાં અમે માનેલું. પરંતુ એમ નથી. આ પાઠશાળાને પોતાનું મકાન ઘણું કરીને હજી નથી. વાડી ટ્રસ્ટનું જે મકાન શ્રી. રાધાકૃષ્ણને ઉઘાડ્યું તે એક હાઈસ્કૂલને ભાડે આપવામાં આવ્યું છે. આ મકાનની પાછળ ટ્રસ્ટને રૂ. ૯૦,૦૦૦ લગભગ ખર્ચ થશે એમ નિવેદન કહે છે.

ખાસ કયા હેતુથી આવડી મોટી ઇમારત બાંધવામાં આવી છે તે નિવેદનમાંથી સ્પષ્ટ સમજાતું નથી. પરંતુ આટલું તેમાંથી જાણવા મળે છે કે, ટ્રસ્ટના હેતુઓને ખ્યાલમાં લઈને, આ હાઈસ્કૂલના સંચાલકો પાસે કેટલીક સમજૂત કરવામાં આવી છે. તે બાબત નિવેદનમાં કહ્યું છે :

"કોઈ સ્કૂલ માટે સારું મકાન બાંધી આપી તેનું ભાડું ઉપજાવવું અને એ રીતે ટ્રસ્ટનાં નાણાંનું વ્યાજ ઉપજાવવું, એ આ કાર્યનો હેતુ ન હોઈ શકે અને નથી, તે કહેવાની હવે ભાગ્યે જ આવશ્યકતા હોય. હિંદુ સંસ્કૃતિનું બીજ બાળપણથી જ યુવકોના માનસમાં નંખાય અને ઉચ્ચ આદર્શોથી તેઓ પ્રેરાઈ સાચા હિંદુત્વને છાજે એવું ચારિત્ર્યમય અને સ્વાર્થત્યાગયુક્ત જીવન ગાળવાની તાલીમ લે, એ હેતુથી આ પ્રયાસ છે. એટલે આ નિશાળમાં હિંદુ સંસ્કૃતિના શિક્ષણના બીજરૂપે રોજ અમુક સમય ઉપનિષદો, ભગવદ્‌ગીતા વગેરેનું પ્રવચન અને કાંઈક પાઠ શાળામાં થાય, એવી અભ્યાસક્રમમાં ગોઠવણ કરવામાં આવેલી છે તેની સાથે હિંદુ ન હોય એવા દરેક વિદ્યાર્થીને પોતાના ધર્મ મુજબ ચાલવાની તેમ જ વિચારવાની સંપૂર્ણ છૂટ છે. સહિષ્ણુતા એ હિંદુ સંસ્કૃતિનું એક પ્રધાન અંગ છે, એ પણ અહીં ભુલાયું નથી."

"આ નિશાળના સંચાલકોએ આ બોજો ઉપાડવાનું ખુશીથી માથે રાખ્યું છે. તેટલે દરજ્જે સમિતિનું જ કાર્ય તેઓ કરે છે એ લક્ષમાં રાખી મકાનનું ભાડું લેવામાં આવે છે."

સરકારી શિક્ષણતંત્રમાં ગોઠવાઈ, તેનાં ધારાધોરણમાં રહીને શિક્ષણનું કામ કરવામાં કેટલાક લાભ છે. તેથી લોભાઈને જ ખ્રિસ્તી મિશનરીઓ પોતાના ધર્મપ્રચાર અને ખ્રિસ્તી સંસ્કૃતિના પ્રચારના મુખ્ય કામને માટે સરકારી ધોરણે શિક્ષણ ગોઠવતા આવ્યા છે, અને તેની ભેગું પોતાનું બાઈબલ શીખવવા ધાર્યું છે. એટલે વાડી ટ્રસ્ટનો ઉપલો પ્રયોગ, ચાલુ હાઈસ્કૂલોનાં ધારાધોરણ અને જો તેમાં કે તેની પાછળ કશોય આદર્શ હોય તો તે આદર્શથી ચાલતી એક હાઈસ્કૂલ મારફતે હિંદુ-સંસ્કૃતિ-પ્રચાર, એવો થયો. આ જાતનો પ્રયોગ નવો નથી. તેમાં ખ્રિસ્તી મિશનરીઓનો અનુભવ સારો નથી. તેઓએ પોતાના કામને આથી ગેરસમજમાં તો નાંખ્યું જ છે, અને આદર્શમાં જો ટકી રહી શકાય એમ હોય તોય પણ ઉતાર્યું છે. આ બાબતના અનેક પુરાવા આજ તો આપણને મળી ચૂક્યા છે.

આવા પુરાવા છતાં, વાડી ટ્રસ્ટ અને તેના મકાનમાં બેસનારી ધી ન્યૂ એજ્યુકેશન હાઈસ્કૂલના સંચાલકો આ પ્રયોગ કરે છે તેનાં પરિણામ સૌ કોઈ કેળવણી-પ્રેમી આતુર ભાવે જાણવા ચાહશે. અહીં આગળ વાડી ટ્રસ્ટને એક સૂચના કરીએ તો અસ્થાને નહિ લેખાય. ધર્મ અને સંસ્કૃતિનું જ્ઞાન આપવાની બીજી પદ્ધતિ પણ છે. એક તો ચુસ્ત સનાતની કહેવાય એવી અમદાવાદના સંન્યાસ આશ્રમમાં ચાલતી અને લોકપ્રિય લાગતી કથાપદ્ધતિ. બીજી જરા અર્વાચીન ગણાય એવી શ્રી. રામકૃષ્ણ-વિવેકાનંદ-મિશનની પદ્ધતિ. ઉપરનો ખ્રિસ્તી મિશનરી રસ્તો ચાડકતરો તો છે જ; ઉપરાંત તેનો ઉદ્દેશ ભલતો છે. તેના કરતાં, એક વ્યાખ્યાન-મંદિર અને પુસ્તકાલયની આસપાસ અને શિવાલયને કેન્દ્રમાં રાખીને ઉપરની બેમાંથી એક પદ્ધતિએ કામ કરવું સારું થાત કે કેમ, એ વિચારવા જેવું છે.

ઉપર ગણાવ્યાં તે ટ્રસ્ટનાં કામો ઉપરાંત, એક બીજું કામ નિવેદનમાં નીચે પ્રમાણે જણાવ્યું છે :

"જે સ્થળે આ જગા આવેલી છે તે હવે તો શહેરના મધ્યમાં આવી પડી છે. . . . . શહેરી જીવન અને અશાંતિનો જ્યાં અભાવ હોય, અને ખાસ કરી જ્યાં ચિત્તવૃત્તિ સ્થિર રહેવા પામે, જિજ્ઞાસુ કે અભ્યાસી પોતાનો અભ્યાસ કરી શકે, બ્રહ્મચર્ય—શારીરિક તેમ જ *માનસિક પણ—જાળવી શકે, એવું વાતાવરણ આ સ્થળે* હવે રહ્યું નથી; (તો શાળાને માટે?) એટલે આ સંસ્થાનો આત્મા જો બરોબર ખીલવવો હોય, તેના આદર્શોનો વિકાસ અને સિદ્ધિ સાધવાં હોય, તો આ સંસ્થા માટે શહેરથી દૂર એવું સ્થાન 'હોવું' જોઈએ એ વિચારથી સમિતિએ શહેર બહાર આશરે ૨૫-૩૦ વીઘાં જમીન અમદાવાદ એજ્યુકેશન સોસાયટીની કૉલેજની પાસે મેળવી લેવા તજવીજ કરી છે. . . જ્યારે ભવિષ્યમાં સમસ્ત ગુજરાત વિશ્વવિદ્યાલય ઊભું થશે ત્યારે હિંદુ સંસ્કૃતિ અને સંસ્કૃત વિદ્યાના અભ્યાસના એક કેન્દ્ર તરીકે આ સંસ્થાનું કાર્ય યોગ્ય રીતે તેમાં ફાળો આપતું હશે, એ પણ એક ભાવિ ઉજ્જ્વળ ભવિષ્યનું ચિત્ર સમિતિના સભ્યો પોતાની દૃષ્ટિ આગળ જોઈ રહ્યા છે."

એ જોવાનો એમનો હક છે અને ધર્મ પણ હોઈ શકે છે. પરંતુ અહીં આગળ સામાન્ય માણસને તો એમ લાગે કે, એજ્યુકેશન સોસાયટીની જોડે જ રૂપિયા ખર્ચી, સંસ્થાનું મકાન ત્યાં બાંધ્યું હોત, પાઠશાળા, કે જેને આગળ ઉપર હિંદુ સંસ્કૃતિનું શિક્ષણ-કેન્દ્ર બનાવવા ધાર્યું છે, તેને ત્યાં મૂકી હોત, તો ટ્રસ્ટને જે સ્થાન આજે અયોગ્ય વાતાવરણવાળું લાગે છે ત્યાં રૂપિયા ન ખરચવા પડત, અને જે ભાવી પેદા કરવા પ્રયત્ન કરવો છે તેની શરૂઆત પણ થઈ જાત. અસ્તુ.

વાડી ટ્રસ્ટના કામમાં ગુજરાતનાં વિદ્યાપ્રેમી ભાઈબહેન રસ લે એવી અમારી વિનંતી છે.

## જૂના દેહમાં નવી ઊર્મિ

અમદાવાદના એક સ્ત્રીઓના મંડળે કૃષ્ણજયંતી ઊજવવાને માટે નીચે મુજબનો કાર્યક્રમ ગોઠવ્યો હતો :

"સવારે ૮-૦ થી ૯-૦ સરઘસ
૯-૦ થી ૯-૩૦ ધ્વજવંદન
૯-૩૦ થી ૯-૪૫ શ્રીકૃષ્ણપૂજન
૯-૪૫ થી ૧૦-૧૫ સમૂહ-કાંતણ
૧૦-૩૦ થી ૧૧-૩૦ મહાસભાના સભાસદોની નોંધણી
રાત્રે ૭-૩૦ થી ૧૦-૩૦ વ્યાયામના પ્રયોગો, બહેનોના ગરબા તથા પ્રમુખનું પ્રવચન"

આમાં સમૂહ-કાંતણ તો ઠીક, પણ મહાસભાના સભાસદોની નોંધણી, ધ્વજવંદન વગેરે જાણનો જોઈ, અમારી જેમ ઘણાને થશે કે, જૂના દેહમાં નવી ઊર્મિ, 'જૂના શીશામાં નવો દારૂ'—એ બાઈબલની ઉક્તિ તે આનું નામ. 'જીવતા તહેવારો' આજના જમાનામાં સજીવન રહેવા હશે તે આવી રીતે! કઈ ઉંમરની કેટલી બહેનોએ આ ઉત્સવમાં ભાગ લીધો એ જાણવા મળ્યું નથી.

મ૦

ફૅશન થયેલું વલણ એ છે કે, ફરજ અને શિસ્તને એવી હળવી કરી દેવી કે પછી આપણને એમ લાગે કે જે ઇચ્છીએ તે મેળવવાનો અમને હક છે. "ઓછામાં ઓછી શિસ્ત અને સંયમના અભાવની સાથે, અને તેટલી બધી વાસનાઓનો ચારે તરફનો સંતોષ જેમાંથી મળે એવી સામાજિક સુવ્યવસ્થિતિ એ અમારું ધ્યેય છે એમ આપણે સમજવા લાગીએ છીએ. પરંતુ ખરી સુવ્યવસ્થિતિ સંતોખાયેલા મનના આવેગોથી નથી નીપજતી; જ્ઞાનપૂર્વક કરેલા સંકલ્પોમાંથી તે નીપજે છે . . . અને પ્રાયઃ આનો આધાર વાસનાઓ પર સતત સેવાતા નિયમન પર છે"

ફ્રૉઈડ કહે છે એમ, સમાજ જીવનના મૂળમાં રહેલું સંયમન કોઈ સહજ સ્ફુરતા ગુનાની હાળી રાખેલી સ્મૃતિ નથી; પરંતુ એ તો સમાજ વિરોધી આવેગોને રચનાત્મક દૃષ્ટિએ કાબૂમાં લીધેલા છે. સંસ્કૃતિનો પ્રારંભ સ્વાભાવિક ગણાતા આવેગોનું નિયમન માગી લે છે.

ડીન ઇન્જ

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૨-અંક ૩] [ડિસેમ્બર, ૧૯૪૦



## બીજાની દૃષ્ટિએ

વિદ્યાપીઠ કાર્યાલય જ્યારે એલિસ બ્રિજ પાસે હતું ત્યારે એક દિવસ કાર્યાલયે જતાં રસ્તામાં મેં ત્રણ ગોરા છોકરાઓને એક ઝાડ ઉપર બેઠેલા વાંદરાઓ પ્રત્યે ગોફણથી કાંકરા ફેંકતા જોયા. ત્રણ છોકરા અને તેમના કૂતરા ઝાડને એવા વીંટળાઈને ઊભેલા હતા કે વાંદરાથી નાસી જઈ શકાય એમ નહોતું. ઝાડ પણ બહુ ઘટાદાર નહોતું અને છોકરાઓ ગોફણ મારવામાં કુશળ હતા. એટલે કાંકરા વાંદરાને આબાદ વાગતા.

વાંદરાની ભયભીત દશા જોઈ જાય એવી નહોતી. એમની દૃષ્ટિ, કઈ દિશામાંથી કાંકરો આવશે, તેને એકસરખી તપાસી રહી હતી; અને કાંકરો પાસે આવતાં જ, પોતાનાં શરીરને, શક્ય હોય તો, અણુ જેટલાં સંકોચી નાખવા એ તૈયાર હોય, એમ એમના હાલા પ્રયત્નો પરથી લાગતું હતું.

મેં તેમાંના સૌથી મોટા છોકરાને આ રીતે એ ગરીબ પ્રાણીઓને ન સતાવવા વીનવ્યો. મેં કહ્યું, તેમનેયે જીવન છે, અને આપણને જેટલું આપણું જીવન વહાલું છે તેટલું જ તેમને પોતાનું છે.

પણ છોકરાએ કહ્યું, આ પ્રાણીઓ સમાજને 'ન્યૂસન્સ'—ભારરૂપ કે ત્રાસદાયક છે.

પછી હું શું બોલ્યો તે યાદ નથી. પણ એ છોકરાઓ ત્યાંથી કૂતરાઓને લઈને ખેતરો તરફ ચાલ્યા ગયા.

હું કાર્યાલય તરફ ગયો, પણ એ છોકરાએ કહેલું વાક્ય મને યાદ રહી ગયું. એનો જ હું વિચાર કરવા લાગ્યો.

એ છોકરાઓને લાગ્યું કે વાંદરા સમાજને ભારરૂપ અને ત્રાસદાયક છે. ખેડૂતોને પણ એમ જ લાગતું હોય છે. લાગે એમાં નવાઈ નથી. આપણે મહેનત કરીને ખેતી કરીએ, ફળઝાડો વાવીએ, અને આળસુ મફતનું ખાઈ કૂદંકૂદા જ કરી જાણનારા વાંદરા એ બધું લૂંટી જાય! એવાં પ્રાણીને સમાજને ભારરૂપ કહેવામાં શું ખોટું ?

અને આવાં કેટલાંયે પ્રાણી સમાજને ભારરૂપ છે! પ્રાચીન કાળમાં વાઘસિંહ વગેરે પ્રાણીઓનો ત્રાસ માણસને કેટલો સહન કરવો પડેલો ? અને હરણ ? ગરીબ જેવાં જણાનારાં, પણ પાકનો કૂણામાં કૂણો ભાગ ચરી જનારાં એ પ્રાણીઓથી વાંદરાં કરતાંયે વધારે ત્રાસ પહોંચતો. માણસ એનો શિકાર કરતો તે કાંઈ કેવળ ઘાતકી મોજને માટે જ નહિ. એ પ્રાણીઓ સમાજને ભારરૂપ જ હતાં માટે. સર્પનું પણ એમ જ હતું. એની વસ્તી એક વખત એટલી ગીચ હતી કે મનુષ્ય-પ્રજાને ફાલવું લગભગ અશક્ય હતું. આજેયે ક્યાં આપણને સર્પની ધાસ્તી ઓછી છે ? કૂતરાંનો ત્રાસ કેટલો બધો છે એ તો બધા જાણે છે. કીડી અને ઊધઈનો ત્રાસ સમાજની દૃષ્ટિએ દેખાઈ આવતો નથી, પણ ઘેરઘેર જાણીતો છે. આ બધાંયે પ્રાણીઓ અને હજુ બીજાં કેટલાંયે — કાગડા, કબૂતર, કાબર, ચકલાં, કરોળિયા વગેરે જીવો, જે કેવળ સમાજને ભારરૂપ છે એવાં ગણાવી શકાય.

'विनाशाय च दुष्कृताम्'—દુષ્કૃત્ય કરવાવાળાના વિનાશ માટે તો ભગવાનનેયે અવતાર લેવો પડે એમ

આપણે માન્યું છે. ત્યારે સમાજને ભારરૂપ આવાં પ્રાણીઓનો સંહાર કરવા મનુષ્યો હમેશાં પ્રયત્નશીલ રહે એમાં, અંગ્રેજી પ્રજાની ભાષામાં બોલીએ તો, 'ઈશ્વરના ઉદ્દેશોને જ સફળ કરવા પ્રયત્ન કર્યો છે,' એમ કહી શકાય. આવાં પ્રાણીઓનો સંહાર ન કર્યો હોત તો મનુષ્યજાતિથી આટલી ઉન્નતિ ક્યાંથી થઈ હોત? માનવ-જગતના કલ્યાણાર્થે આ બધું યોગ્ય નહોતું એમ કેમ કહેવાય?

પણ આપણે જરા દૃષ્ટિ ફેરવીએ તો? આ વાંદરાં, સર્પ, કૂતરાં, કીડી, જીવાત આપણે વિષે શું ધારતાં હશે? તેઓ શું એમ ન કહી શકે કે, આ માણસ જેવું નીચ પ્રાણી જગતમાં થયું નથી — થનાર નથી? એનો જ્યાં પગરવ સંભળાય છે ત્યાં ત્યાં સર્વ પ્રાણીઓ પર ત્રાસ ત્રાસ વર્તે છે. અનેકને મારી, અનેકને બંધનમાં નાંખી, આ જુલમી પ્રાણી બીજાં સર્વે પ્રાણીઓ ઉપર જુલમ ગુજારવાને જ અવતરે છે. પુરાતન કાળથી અમે અહીં રહેતાં આવ્યાં છીએ. માણસ આવ્યો તેના પહેલાં અહીંનાં જંગલોમાં અમે કેટલીયે જાતનાં પશુપંખી જીવજંતુ સાથે રહેતાં; જેને જેટલી ભૂખ હોય તે તેટલું જ્યાંથી મળે ત્યાંથી ખાઈ લેતાં; જ્યાં જેટલું પ્રયોજન હોય ત્યાં તેટલું બેસતાં અને રહેતાં. પ્રયોજન કરતાં વધારે વખત અમે કોઈ પણ ઠેકાણે માલિકી જેવું સમજ્યાં નથી. અમે બીજાં પ્રાણીઓનો ભક્ષ કરવાવાળાં હોઈએ તોપણ જેટલી ભૂખ હોય તેટલાં જ પ્રાણીને મારીએ, ભૂખ તૃપ્ત થઈ કે અમારા ખોરાકનાં પ્રાણીઓને પણ ભાગ્યે જ અડીએ. પણ જ્યારથી માણસ આ જંગલોમાં પેઠો ત્યારથી અમારી દુર્દશા થઈ છે. એને કોઈ પ્રાણી કે પુષ્કળ વનસ્પતિની સાથે પણ રહેવું પાલવતું નથી. એણે સેંકડો જંગલોનો નાશ કર્યો અમને અન્ન, આચ્છાદન તથા રહેઠાણ આપનારાં કરોડો ઝાડો એણે મૂળમાંથી ઉખેડી નાંખ્યાં. માણસની કુહાડી એમનાં મૂળમાં ન પડી હોત તો એમાંનાં કેટલાંયનાં આયુષ્ય માણસની પચાસ પેઢીઓ પેઢીને જોઈ શકે એટલાં લાંબાં હોત. એ બધાનો એણે મનમાં જરાયે ખંચવાટ વિના નાશ કર્યો. જમીનનાં દરો ખોદી ખોદીને કેટલીયે પેટે ચાલનારી જાતિઓને એણે નિર્વંશ કરી નાંખી. પોતાના શરીર કરતાં અનેક ગણાં મોટાં ઘરો એને રહેવાને જોઈએ છે; અને એકાદ ખૂણામાં એકાદ કરોળિયાએ પોતાને પડી રહેવાનું જાળું બાંધ્યું હોય કે એ અદેખાની સાવરણી જરાયે આંચકો આવ્યા વિના એના ઉપર ફરી વળે છે. એણે અમારાં વતનો પચાવી પાડી પોતાની ખેતી શરૂ કરી છે, પોતાને ખાવા જોઈએ તે કરતાં હજારો ગણું વધારે અનાજ એ ઉપજાવે છે, છતાં એમાંથી એક કણ પણ અમે લેવા જઈએ તો એ મારવા ધાય છે. આવી નીચતા, આવો ત્રાસ કોઈયે પ્રાણી નથી બતાવતું. ખરે જ, પૃથ્વી પર મનુષ્યજાતિ ભારરૂપ છે!

કઈ દૃષ્ટિ સાચી અને કઈ દૃષ્ટિ ખોટી એનો આપણા સમાધાન માટે ભલે આપણે કોઈ એક રીતે નિર્ણય કરીએ. આપણને પોતાને જ જેનાં પરિણામ ભોગવવાં પડે એમ હોય તેવા વર્તનમાં આપણે આપણી જ દૃષ્ટિ પ્રમાણે વર્તીએ એ યોગ્ય છે. પણ બીજા પ્રત્યેના આપણા સંબંધમાં આપણે સામાની દૃષ્ટિથી જો વિચારી શકીએ તો કેટલાંયે મનુષ્ય તથા પ્રાણીઓના કલેશ ઓછા થઈ જાય! સમાજમાં આપણું વર્તન આપણી પોતાની દૃષ્ટિએ સાચું હોવા કરતાં આપણા કે બીજાના વર્તનથી જેને સહન કરવાપણું હોય તેની દૃષ્ટિથી વર્તવાથી ઘણી વાર સત્ય તરફ આપણે જઈએ એવો વિશેષ સંભવ છે. ક્ષમાનો ગુણ, નિર્બળનો પક્ષ લેવાની વૃત્તિ તથા સહિષ્ણુતાનો ગુણ બીજાની દૃષ્ટિએ જોતાં આવડવામાંથી ઉદ્‌ભવે છે.

ગીતામાં ભલે કહ્યું છે કે,

वेदाविनाशिनं नित्यं य एनमजमव्ययम् ।
कथं स पुरुषः पार्थ कं घातयति हंति कम् ॥

[ જે એને જાણતો નિત્ય, અનાશી, અજ, અવ્યય,
તે નર કેમ ને કોને હણાવે અથવા હણે? ]

આ દૃષ્ટિ પોતાના પ્રાણ જતી વખતે યુક્ત છે, પણ બીજાના પ્રાણ જતા હોય ત્યારે તો એની દૃષ્ટિએ જોવાથી જ વિશેષ ઉન્નતિ થવાનો સંભવ છે.

સ્વદૃષ્ટિ શુદ્ધ કરવાની અને બીજાની દૃષ્ટિને પિછાણવાની આપણને શક્તિ મળે તો કેવું સારું!

વિ. સં. ૧૯૮૧ કિશોરલાલ ઘ. મશરૂવાળા
'જીવનશોધન'માંથી

# ગામડાનું બાલમંદિર

[ગયા માસમાં ભાવનગરમાં બાલશિક્ષકોનું સંમેલન મળ્યું હતું. તેમાં શ્રી. જુગતરામ દવેએ નીચેનું વ્યાખ્યાન તા. ૨૦-૧૦-'૪૦ને રોજ આપ્યું હતું.]

બાળપૂજાની ભાવના આપણી અંદર જગાડીને ગિજુભાઈ ચાલ્યા ગયા. ત્યારથી બાળકોનાં માન વધ્યાં છે. તેમને મોટે નામે બોલાવનારા નીકળ્યા છે. તેમની નિરર્થક દેખાતી હિલચાલોના અર્થો સમજવાનો પ્રયત્ન કરનારા અને તેમની કદર કરી ઉત્તેજન આપનારા નીકળ્યા છે. ઠેરઠેર બાલમંદિરો નીકળ્યાં છે અને તેમાં એક પ્રકારની ભક્તિભાવના સાથે બાળકો પ્રત્યે વર્તવામાં આવે છે.

આ હિલચાલનું એક આડકતરું ફળ એ મળ્યું છે કે સામાન્ય શાળાઓમાં પણ માર આદિનો ત્રાસ ઓછો થયો છે. ઘરોમાંથી પણ તેવો ત્રાસ ઘટ્યો છે.

આપણને કુદરતી રીતે જ ઇચ્છા થાય છે કે, બાળક પ્રત્યેની ભક્તિની આ હિલચાલ થોડાં શહેરોમાં ન અટકી રહેતાં ગામડાંઓની ઝૂંપડીઓમાં પ્રવેશ કરે. એટલે કે, જેમ પ્રાથમિક શિક્ષણનો વિચાર રાષ્ટ્રીય દૃષ્ટિએ કરીએ છીએ તેમ બાલશિક્ષણનો વિચાર પણ રાષ્ટ્રીય દૃષ્ટિએ કરીએ તો જ આપણા આત્માને સંતોષ વળી શકે.

રાષ્ટ્રીય વૃત્તિથી પ્રેરાઈ ઘણી વાર મારા જેવાઓ ગામડામાં બાલમંદિર કાઢવાં જોઈએ એમ કહેતા રહે છે. પણ શહેરોમાં બાલમંદિરો ચલાવનારા મિત્રો તે સાંભળી અકળાય છે. તેમને પોતાના કામ ઉપર એમાં ટીકા જેવું લાગે છે. તેઓ કહે છે, 'બાળક તો જ્યાં જાઓ ત્યાં એક જ છે. શહેરનું બાળક અને ગામડાનું બાળક, રાયનું બાળક અને રંકનું બાળક—એવા બાળક બાળકમાં ભેદ નથી. જે બાળકો અમને મળ્યાં તેમનું અમે કામ કરીએ છીએ. ગામડાંનાં બાળકોનાં મંદિરો પણ ભલે નીકળે. અમે તો તેથી રાજી થઈશું.'

ખરી રીતે આમાં બાલમંદિરવાળાઓ ઉપર ટીકા કરવાનો કોઈનો હેતુ નથી હોતો. બાલસેવાની ગંગોત્રી ગિજુભાઈએ વહેવડાવી તેમાંથી રાષ્ટ્રવ્યાપી ગંગા વહેતી થાય એની જ આ તો ઝંખના છે.

બાળક બાળકમાં ભેદ નથી એ કથન આખું સાચું નથી. ઈશ્વરે બધાં બાળકો સરખાં પેદા કર્યાં, એટલું તો ખરું. પણ તેના ઉપર દુનિયાના ઝેરી વાયરા વાય છે એથી બધો ભેદ ઊભો થાય છે.

ગામડાનું બાળક પણ આ દુનિયામાં આવીને બીજા કોઈ પણ બાળકની જેમ દુનિયાને સમજવા અને તેનો સ્વામી થવા પોતાના પ્રયોગો શરૂ કરે છે. કદાચ શહેરી બાળક કરતાં તે વધારે તીવ્રતાથી પોતાના પ્રયોગો કરે છે. કદાચ તે પોતાના પ્રયોગોમાં શહેરી બાળક કરતાં વધારે સફળ થાય છે. કારણ કે તેને પ્રમાણમાં સાદી વસ્તુઓ સમજવા ઉપર શક્તિ લગાડવાની હોય છે. હું કલ્પું છું કે માટીનું ઢેફું કે કાંકરો, જે સામાન્ય રીતે ગ્રામ્ય બાળકના હાથમાં વધારે ભાગે આવી ચડે છે, તેનો ભેદ તે વહેલો સમજી લેતો હશે. પણ સેલ્યૂલૉઇડના રમકડાનો ભેદ ઉકેલતાં શહેરી બાળકની નાનકડી મતિ છેક જ મૂંઝાઈ જતી હશે.

બીજું, બાળકના આ બચપણના પ્રયોગોમાં શહેરો કરતાં ગામડાંમાં પ્રમાણમાં ઓછાં વિઘ્નો હોય છે એમ પણ મારી કલ્પના છે. સૌથી મોટું અને સતત આવ્યાં કરતું વિઘ્ન માબાપ તરફનું જ હોય છે ને? કારણ કે બાળકના પ્રયોગો તેમની નજરમાં નુકસાનકારક તોફાનો જ હોય છે. મોટે ભાગે તેના પ્રયોગોમાં તે કામની ચીજો તોડે ફોડે કે બગાડે છે, અને કેટલીક વાર પોતાની જાતને પણ જોખમમાં ઉતારે છે. પણ ગામડાંનાં માબાપો પ્રમાણમાં બાળકને ઓછી રોકટોક કરે છે. બાળકની પ્રવૃત્તિઓ વિષે તેને સમજણ કે સહાનુભૂતિ જેવું તો કંઈ નથી હોતું, પણ પોતાના ધંધામાંથી બાળકને આખો દિવસ સંભાળ્યાં કરવાની નવરાશ તે બિચારાંઓ ક્યાંથી લાવે?

ત્રીજું, આસપાસની પરિસ્થિતિની બાબતમાં પણ, હું ધારું છું કે, ગામડાનું બાળક શહેરી બાળક કરતાં વધારે નસીબદાર છે. આપણ મોટાંઓને માટે શહેરી પરિસ્થિતિ વધારે વિવિધતાવાળી હોઈ શકે છે, પણ બાળકને માટે તેથી ઊલટું જણાય છે. ગામડામાં બાળકને રમવા માટે આંગણાં અને ફળિયાનો જેવડો વિસ્તાર મળે છે તેવડો શહેરોમાં ક્યાં છે? ત્યાં તો ઘણાને પાંજરાના પંખીની જેમ નાની ઓરડીઓમાં દિવસ ગાળવા પડે છે. બહુ બહુ તો રમવા માટે ચાલી હોય. ગામડાંના બાળકને પશુપક્ષીઓ, પતંગિયાંઓ, વનસ્પતિઓ વગેરે અવલોકન કરવાનું જેટલું મળે છે તેટલું શહેરી બાળકોને ક્યાંથી મળે?

આવાં કારણોને લીધે બાળકનો પ્રાથમિક વિકાસ શહેર કરતાં ગામડાંઓમાં વધારે સારો થતો હોય એમ હું માનું છું. જો આંખની ચમક આની સાબિતી હોય, જો ચપળતા અને પ્રફુલ્લિતપણું આની સાબિતીઓ હોય, તો આમ માનવાને પૂરતો ટેકો છે.

પરન્તુ ગામડાના બાળકનો આ પ્રાથમિક વિકાસ

ચાર દિવસના ચાંદરણાની જેમ થોડા જ વખતમાં વિલય પામે છે. કુદરત તો વિકાસમાં અનુકૂળતા આપવા તત્પર છે, પણ માણસે બાંધેલી વિચિત્ર સંસ્થાઓ પ્રબળ છે. બાળકના નાના મન ઉપર તેની અસરો ઘણી જ માઠી થવા લાગે છે.

માણસે એવી સંસ્થાઓ બાંધી છે કે તેમાં થોડાને ભાગે અતિ આરામ આવે છે અને બીજા ઘણાઓને ભાગે જાત તૂટી જાય એટલું વૈતરું આવે છે. થોડાઓને ભાગે ન પચી શકે તેટલું ભોજન આવે છે, બીજા ઘણાઓને ભાગે અતિશ્રમનો ઘસારો ભરી કાઢવા માટે પૂરતો ખોરાક આવતો નથી. પૂરતો પૌષ્ટિક તો નહિ જ, પણ પૂરતો જરથો પણ નહિ ! માની કંતાયેલી છાતીમાંથી બાળકને પૂરું દૂધ મળતું નથી. તેને ઘણું જ વહેલું ખોરાક ઉપર ચડાવવામાં આવે છે, અને તેમાં પણ ભડકું અને લુખા રોટલાનાં ડગળાં સિવાય બીજું ભાગ્યે જ હોય છે. તેથી પાણી વિનાના છોડની જેમ બાળક કરમાય છે, તેની આંખની ચમક ઝાંખી પડે છે, તેની ચપળતા ઊડી જાય છે, ન પચી શકે તેવા ખોરાકના ભારથી તેનું પેટ વધી જાય છે, અને હાથ પગ સુકાય છે. તેનાં આંખ, નાક, પેટમાંના કચરાને લીધે ગોબરાં રહ્યાં કરે છે. તેના શરીરમાં ગડગૂમડ સદા ફૂટે છે અને ઝટ રુઝાતાં નથી. માબાપને એ બધો કચરો સાફ કર્યા કરવાની ફુરસદ નથી, અને આવડત પણ ઓછી છે

પણ એવાં એવાં બાળકોનેયે તેમનાં માબાપ પ્રેમથી ઉછેરે છે. તેઓ કંટાળે ત્યારે ધીબી લે છે, પણ સામાન્ય રીતે બાળકને પંપાળે છે, બચી ભરે છે, પ્રેમનાં વચન કહે છે. ગરીબાઈ છતાં આંખની ચમક છેક ઓલવાતી નથી, એનું આ જ કારણ હોય એમ લાગે છે

તે ઓલવાવાનું તો બીજું જ કારણ હું માનું છું. એ સામાજિક કારણ છે. સમાજમાં આપણે કેટલાંકને ઊંચાં અને બીજાંને નીચાં કલ્પ્યાં છે. એ બેના એકબીજા સાથેના વર્તનમાં કેવું અસ્વાભાવિકપણું હોય છે તેનું લાંબું વર્ણન કરવાની અહીં જરૂર નથી. મારા એક ગ્રામસેવક-મિત્રે તે ભેદ ઘણી લાક્ષણિક રીતે હમણાં જ વર્ણવ્યો હતો તે યાદ આવે છે. તે એક નાના શહેરના પાદરમાં આશ્રમ નાખી બેઠા છે અને આસપાસની રાની પ્રજાની સેવા કરે છે. એમના આશ્રમ પાસે થઈને સુંદર સડક પસાર થાય છે. શહેરના ભણેલા ગણેલા શ્રીમંત લોકો સાંજે સડક ઉપર હવા ખાવા નીકળી પડે છે.

તે જ વખતે ગામડાંના લોકો શહેરમાં મજૂરી કરી કરીને ઘેર પાછા ફરતા હોય છે. એ બે વર્ગોની વચ્ચે ભૂલેચૂકે પણ રામરામનો વ્યવહાર થતો નથી. આ ગ્રામસેવક સિવાય કોઈ તેમને બોલાવે નહિ, કોઈ તેમની તરફ જુએ પણ નહિ. માણસ માણસ વચ્ચેના વ્યવહારમાં આ અસ્વાભાવિક વર્તન ગણાવી જોઈએ, પણ તેને જ આપણે સ્વાભાવિક બનાવી લીધું છે. પેલા મજૂરોને પણ તે સ્વાભાવિક લાગે છે. ગ્રામસેવક તેમને રામ રામ કરે, તેમની સાથે વાતો કરે તેથી તેઓ રાજી જરૂર થાય છે, પણ પેલા બીજાઓ બોલાવે એવી અપેક્ષા તેમને હોતી જ નથી. એ મોટા લોક આપણને ન જ બોલાવે — એવું ડહાપણ તેમણે રોજના અનુભવથી કેળવી લીધું હોય છે.

પણ આપણે અત્યારે એ ગ્રામ્ય મજૂરોની નહિ પણ તેમનાં બાળકોની વાત કરી રહ્યા છીએ તેના માબાપ જેટલા ટપલા હજુ તેને પડ્યા ન હોવાથી તેમના જેવું ડહાપણ પણ તેનામાં કેળવાયું નથી. ઘણી વાર પ્રસંગ આવી પડે છે કે જ્યારે મજૂરનું નાનું બાળક અને કોઈ મોટું માણસ સામસામે આવી ચડે છે. તે વખતે બાળક તો સ્વાભાવિક રીતે વર્તે છે. પેલાની સામે આશાભરી આંખે તાકે છે, હાથ લાંબા કરે છે, મલકે છે. પેલો એ પ્રેમના શબ્દો કહેશે, કદાચ તેડશે, એવી આશા કરે છે. પેલા મોટા માણસનું વર્તન તો ઠરી ચૂકેલું હોય છે. એની આંખ, એનો ચહેરો, એના હાથ પેલા બાળકને માટે શુષ્ક નિર્જીવ રહે છે. જરા પણ જવાબ આપતાં નથી. એટલું જ નહિ, એ તુચ્છ જીવન માટે સરજાયેલ બાળક પ્રત્યે તે તુચ્છકારની નજર પણ ફેંકે છે. નિર્દોષ બાળક આ અસ્વાભાવિક અને માણસને ન શોભે તેવું વર્તન સમજી શકતું નથી. પહેલાં તો તેને એમ જ લાગતું હશે કે, 'નહિ, મારી સમજમાં જ કંઈ ફેર હશે. એ લોકોની ભાષા હજુ મને સમજાતી નથી. આમ તો કોઈ માણસ વર્તે જ નહિ!' પછી તે મૂંઝાતું હશે, નિરાશ થતું હશે, દુઃખી થતું હશે અને આવા ઘણા પ્રસંગોને અંતે પોતાનાં માબાપની જેમ દુનિયાનું ડહાપણ શીખી જતું હશે.

પણ આ ડહાપણ શીખવાની ક્રિયા શું અત્યંત નિર્દય નથી? પેલી આંખની ચમકની વાત હું પહેલાં કહી ગયો. ગરીબાઈ છતાં તેનો તણખો જીવતો હશે પણ આ ક્રિયામાં તો તે હોલવાઈ જ જતો હશેને?

ગરીબોનાં બાળકો પ્રત્યે, ગામડિયાંઓનાં બાળકો પ્રત્યે, મજૂરોનાં અને નોકરોનાં બાળકો પ્રત્યેના આપણા વર્તનનું આ વર્ણન શું મેં વધારે પડતું કર્યું છે?

આ વર્ણન કરીને હું એટલું જ સૂચવવા માગું છું કે ગામડાંમાં બાલશિક્ષણ કે બાલપૂજાની હિલચાલ પહોંચાડવાની બહુ જ અગત્ય છે.

આજકાલ ગામડાંની વકીલાત પુષ્કળ થાય છે. પણ હું જ્યારે ગામડું શબ્દ વાપરું છું ત્યારે તે સ્થળવાચક અર્થમાં વાપરતો નથી. મુંબઈના એક કાર્યકર્તા એક વાર મને વાલકેશ્વરની ભંગી ચાલીઓ જોવા લઈ ગયા હતા.

મેં જોયું કે આ તો ભરશહેરની અંદર ગામડું જ પડેલું છે. શહેરમાંયે ગ્રામસેવા માટે પુષ્કળ અવકાશ છે. કદાચ એ ગંદકી અને ઝેરી હવાથી ભરેલી ચાલીઓમાં જો કોઈ એકનિષ્ઠાથી સેવા કરનાર સેવક હોય, તો તે અમારા જેવા ગામડામાં રહેનાર સેવકોની હરોળમાં પહેલો બેસવાને લાયક ગણાય.

એવા શહેરી વિસ્તારોમાં જો કોઈ બાલમંદિર ચલાવી બાળકોની સેવા કરતો હોય અને બાળકો પ્રત્યેની ઉપર વર્ણવી તેવી વૃત્તિ ધારણ કરીને તેમ કરતો હોય, તો તેને તો આપણે બધાં સૌથી મોટા બાલશિક્ષક તરીકે મસ્તક નમાવીશું. શું તે શહેરમાં રહ્યો છે એવી ટીકા તેની ઉપર કરવાની હિંમત કોઈની ચાલી શકશે? નહિ જ. જો કંઈ ટીકા થતી હોય, જો કંઈ ઝંખના સેવાતી હોય, તો તે એ જ છે કે, આમ જનતાનાં—દેશના ૮૦ ટકા પ્રજાનાં બાળકો, કે જેમની આંખનાં તેજ અકાળે વિલય પામી રહ્યાં છે, તેમની અંદર આ મહાન હિલચાલનું અમૃત વહેલામાં વહેલી તકે કેમ પહોંચે.

હવે એ અર્થમાં ગ્રામ્ય બાળકો માટે બાલમંદિરો કરવાં હોય તો તે કેવાં હોઈ શકે? હું ઘણાં વર્ષથી ગામડામાં વસું છું, પણ આ અનુભવ લેવાની તક મને મળી નથી એનું મને દુઃખ છે. ઇચ્છા તો ઘણી વાર થઈ છે, પણ મતિ મૂંઝાઈ ગઈ છે. ઓછા મહત્ત્વના છતાં વધારે અવશ્યનાં કામોમાં જ રોકાવું પડે છે.

અનુભવ છેક લીધો નથી એમ પણ નથી. બે વર્ષ તેવી તક મળી ગઈ હતી. તે વખતે અમે લોકો જેલમાં લાંબો વખત રહી પાછા આવ્યા હતા. ગામડાંની જે જનતા મહાન સ્વરાજ સંગ્રામને પૂરી સમજતી નહોતી, પણ તેને અંગે થતાં સખતાઈનાં પગલાં જોતી હતી તે ઠીક ભડકેલી દશામાં હતી. રેંટિયા અને સાળો પણ તેમને બીકનાં કારણ થઈ પડયાં હતાં. તે વખતે મારા સાથી છૂટા થઈ રાનીપરજ ગામડાંમાં રહેવા ગયા. તેમની સાથે મોટાઓ ફૂંકી ફૂંકીને પ્રસંગ પાડતા હતા, પણ આસપાસનાં બાળકો તેમને વીંટળાઈ વળ્યાં. બાળકોને બીક થોડી જ હોય છે? તેઓ સાપને પણ પકડવા જતાં નથી?

ત્યાર પછી હું પણ છૂટી આવ્યો. અમે વેડછીના કાર્યકર્તાઓએ ભેગા મળી વેડછીમાં જ ધામો નાખવાનો ઠરાવ કર્યો. ત્યાં પણ અમારી પહેલી પ્રવૃત્તિ બાળકોમાં શરૂ થઈ. એને અમે લાડમાં બાલવાડી નામ આપ્યું.

એ બધાં બાલમંદિરની વયનાં બાળકો નહોતાં. તે કરતાં કંઈક મોટી ઉમરનાં હતાં. પણ તેઓ હમેશાં નાનાં બાલકાંઓને પણ સાથે તેડી લાવતાં.

એ ગામડાની પ્રજાના અર્થશાસ્ત્રનો એક પ્રશ્ન છે. મા કામે જાય ત્યારે મોટા છોકરા કે છોકરીને નાનું બાળક સાચવવાનું તે સોંપી જાય છે. એ છોકરા છોકરી મોટાં થાય ત્યારે તેમને બાળક સાચવવાના કામમાંથી બઢતી આપી ઢોર ચારવાનું કામ સોંપવામાં આવે છે. આમ કરે તો જ તેમનો સંસાર ચાલી શકે એવી સ્થિતિ છે. બાળકો સાચવવા માતાઓને જાતે રહેવું પાલવે તેમ નથી. ઘોડિયાખાતું તેમને કોઈ કાઢી આપે એમ પણ નથી. તે જ પ્રમાણે ઢોર ચાર્યા વિના છૂટકો નથી, ઢોર રાખ્યા વિના છૂટકો નથી. ચારવા માટે માણસ રાખ્યો પોસાય તેમ નથી. એટલા કામમાં ઘરનું મોટું માણસ રોકાય તે પણ પાલવે તેમ નથી. એટલે દસ બાર વરસની ઉમરનાં બાળકનું જ તે કામ થઈ પડે છે. અમારા ભાગમાં તો એ ઉમરનાં બાળકને ગોવાળિયો જ કહેવામાં આવે છે. કોઈ ચારવા ન જતું હોય તે પણ ગોવાળિયો જ કહેવાય.

ઘણા નવા નવા ઉત્સાહી સેવકો ગામડામાં આવી ચડે છે. ઘણા ઉત્સાહી અને તાજા સરકારી અધિકારીઓ પણ ગામડામાં આવી ચડે છે. તેઓને ઉપરના ગ્રામ-અર્થશાસ્ત્રની ખબર હોતી નથી. તેઓ નિશાળમાં બાળકોની ભરતી વધારવા લોકોને સાચ વાહીને ઉપદેશ આપવા મંડે છે. લોકો બીકથી કે શરમથી રોકાં ધુણાવે છે, કદાચ બે દિવસ છોકરાંને નિશાળે મોકલે છે અને પેલાં કામો જાતે સંભાળી લે છે અથવા બગડવા દે છે. પણ એવું કેટલા દિવસ સહેવાય? બળવાન અર્થશાસ્ત્ર જ કાયમ રહે છે અને ઉપદેશ હવામાં ઊડી જાય છે.

એ બાલવાડીનો અભ્યાસક્રમ અમે કંઈ વિદ્વાનો પાસે ઘડાવ્યો નહિ.

અમે જાણ્યું કે આ બાળકો સવારમાં ભૂખ્યાં આવે છે. માબાપ બપોરે આવી રાંધે ત્યારે ખાવા પામે છે. બાળકોની કેળવણી થાઓ કે રખડો, તેમના પેટમાં કંઈક ગરમ ગરમ પડે એ જ પહેલો કાર્યક્રમ હોવો જોઈએ. પણ ૨૦–૨૫ છોકરાંને અમે ક્યાંથી લાવીને ખવડાવીએ? નાનપણમાં અમે ઠાકોરજીની આરતી ઉતારીને કહેતા કે, 'તને આપું ત્યારે હું શું ખાઉં?' એમ કહી તેની પરસાદી અમે ખાઈ જતા! મોટા થયા અને બાળદેવો બનાવ્યા તો તેમની પાસે પણ મારે તો એ જ આરતી ગાવાની રહી!

બાલવાડીના આ નાસ્તાનું કે બીજું ખર્ચ આશ્રમના બજેટમાં દાખલ કરવું એ પણ કેમ બને? તો તો અમે ગાંડામાં જ ખપીએ ને? કોઈને રેંટિયો શીખવવાનું કે આપવાનું બજેટ હોય, પણ કોઈનાં છોકરાંને નાસ્તો કરાવવાનું તે બજેટ દુનિયામાં હોય?

એટલે અમે તો શરૂઆતમાં શરમાતા શરમાતા બાળકોનાં માબાપ પાસે ગયા અને દર અઠવાડિયે થોડીક જુવાર કે

ચોખા બાળકો સાથે મોકલે એમ તેમને સમજાવ્યું. તેમાં અમે કોઈ વાર ગોળ અને કોઈ વાર ટીપું દૂધ ઉમેરતા. કંઈક મોટી ઉમરનાં બાળકો બહુ રસથી નાસ્તો બનાવવામાં મદદ કરવા મંડી પડતાં. ચૂલો સળગાવવો, રાબ ઉકાળવી, પીરસવું, પછી વાસણ માંજવાં, એ બધાં કામો તેઓ બહુ જ આનંદથી કરતાં. છેક નાનાં બાલકાંઓ કામ કરી શકે તેવડાં ન હોય તે પણ બધું રસથી અવલોકન કરે, ઠાવકાં થઈને બેસી જાય, અને મંત્ર બોલાય ત્યાં સુધી ધીરજ રાખે. બાલમંદિરોના અભ્યાસક્રમમાં જેણે નાસ્તો દાખલ કર્યો તે કોઈ ઘણો જ ડાહ્યો માણસ હોવો જોઈએ, એમ આ બાલવાડીના અમારા કાર્યક્રમથી મને વિચાર આવતો.

અમારે બાળકોને તેડવા માટે કોઈ તેડાગરને મોકલવું પડતું નહિ. નાસ્તો જ અમારો તેડાગર થઈ પડયો. શિક્ષણશાસ્ત્રના સિદ્ધાંતો આજકાલ હવામાં ઊડયા કરતા હોવાથી અમારી મંડળીમાં તેની ચર્ચા પણ થઈ હતી. બાળકો સામે આ રીતે લાલચ મૂકવી એ શાસ્ત્રમાં નિષિદ્ધ તો નહિ હોય. તમારા જેવાઓ સાથેના સંબંધને જોરે મેં ચર્ચા કરનાર સાથીઓને મૂંગા કરી દીધા.

મેં સાથીઓને સમજાવ્યું, બાળકોની શારીરિક અને બીજી આવશ્યક જરૂરિયાતોને પકડીને જ બાલવાડીનો કાર્યક્રમ ઘડવો જોઈએ. જુઓને, આ નાસ્તો એક તેવો કાર્યક્રમ છે. તેનાથી કેટલી બાબતો વિષે બાળકોનું અભિમુખપણું સ્વાભાવિક રીતે થાય છે? નિયમિત આવવું, રસથી રાંધવું, પીરસવું, ધીરજ અને વ્યવસ્થિતપણું, સંપીને કામ કરવું, એ બધું અમસ્તું આવત? અને 'ગરજ વીત્યા પછી વૈદ વેરી' જેવું પણ થતું નહોતું. કારણ કે, નાસ્તાનો રસ વાટકી ચટાઈ રહ્યા પછી પણ ઠીક લાંબી વાર ટકતો હતો. વાસણ માંજવામાં, કોઈ વાર અનાજ સાફ કરવામાં પણ તે ટકી રહેતો હતો.

ત્યાર પછીના કાર્યક્રમોમાં પણ તેની અસર પહોંચતી હતી. નાસ્તા પછીનો કાર્યક્રમ આશ્રમમાં સફાઈ કરવાનો અને ઝાડોને પાણી પાવાનો ગોઠવ્યો હતો. કોઈ કોઈ દિવસ એમનાં ઘરોમાં પણ એમને લઈને સફાઈ કરવા જવાનું રાખવામાં આવતું.

ગામડાની કોઈ પણ પ્રવૃત્તિમાં તેમ બાલ-પ્રવૃત્તિમાં સફાઈનો કાર્યક્રમ ઘણો આગળ પડતો ભાગ ભજવે છે. એટલે અમારી બાલવાડીનો આગળનો કાર્યક્રમ નાહવા ધોવાનો રાખ્યો હતો.

તમે જેમ માબાપને ચિઠ્ઠી મોકલી શકો કે બાળકોને સ્વચ્છ અને ટાપટીપથી કપડાં પહેરાવીને મોકલવાં, તેમ અમે કરી શકતા નહોતા. કારણ, ઘણાં છોકરાંઓ પાસે બદલવાનાં કપડાં જેવું હોતું નથી. તેથી પહેલાં તો પહેરેલાં લૂગડાં ધોઈને સૂકવી નાખવાનાં, અને તે સુકાતા સુધી નાહવાનું, એમ રાખવામાં આવતું.

આ નાહવા ધોવાના કાર્યક્રમને અંગે જ માલૂમ પડયું કે, ગડગૂમડ અને ચાંદાનો પ્રશ્ન પણ સ્વતંત્ર કાર્યક્રમ બનાવવા જેવડો મોટો હતો. છોકરીઓના ચોટલા ઓળવા અને તેમને જૂ લીખના ત્રાસમાંથી બચાવવી, એ પણ એટલો જ અગત્યનો પ્રશ્ન હતો. એ કાર્યક્રમો ઘણા રસિક થઈ પડતા હતા. મોટાં છોકરાં છોકરી આ બધાં કામોમા નાનાંની સેવા હોંશથી કરવા લાગતાં હતાં.

તે પછીનો કાર્યક્રમ કાંતવાનો. એમને શીખવાને ખાતર કાંતવાનું નહિ, પણ પોતાનાં કપડાં કરવા માટે કાંતવાનું હતું, એટલે તેઓ રસથી કાંતતાં. સામાન્ય રીતે એ બાળકો ચીંથરેહાલ રહેનારાં હોય છે. ફાટેલું પહેરવા કરતાં લંગોટી મારવી એ સભ્યતાની નિશાની છે, એમ ગામડાંના લોકો માનતા નથી. ચીંથરાં જેવું હોય તો પણ કંઈક લૂગડું શરીર ઉપર નાખવું એ જ તેમને મન સભ્યતા છે. હું ધારું છું, દેશના બધા ભાગોમાં એમ જ હશે.

આમાં પણ નાસ્તાની જેમ ખર્ચનો સવાલ હતો જ. રેંટિયા અમારી પાસે હતા. કપાસ માબાપ પાસેથી માગી લીધો. વણકરીનું અમે કંઈક ભિક્ષું કર્યું. સિલાઈ માબાપે આપી. આમ કરતાં પાંચ છ મહિને બાળકોને એક જોડ કપડાં થઈ ગયાં, અને ત્યારથી ગામનું ફળિયું સ્વચ્છ, ટાપટીપવાળાં કપડાં પહેરેલાં બાળકોથી દીપવા લાગ્યું.

લખવું, વાંચવું, ચીતરવું વગેરે ઉપર બહુ ધ્યાન આપી શકાયું નહિ. આ બધી પ્રવૃત્તિ કંઈ અમે થોડા જ કરીએ? એ તો અમારા સાથીનાં નિરક્ષર પત્ની સંભાળતા હતાં. તેઓ બાળકોને વાર્તાઓ કહે, ગીતો ગવડાવે, રાસ રમાડે — સૂતર ઉતારતી વખતે ગણતાં શીખવે.

આને કોઈ તમે મોન્ટેસોરી બાલમંદિર તરીકે સ્વીકારશો નહિ. સ્વીકારો એમ હું માગતો પણ નથી. એ કામ જેવું હતું તેવું પણ મેં મારું મુખ્ય કામ ગણીને કર્યું નથી. કરી શકું તેમ નહોતું. ગામડાંના સમગ્ર જીવનને લઈને તમે ગામડે બેસો તો તમે પણ એને મુખ્ય કામ ન બનાવી શકો. ગામની ખેતી, ગામના પેટાધંધાઓ, ગામનાં ઢોર, ગામની સફાઈ, મોટાંઓ અને છોકરાંઓની કેળવણી, ગામલોક પરના જુલમો, છેતરામણો, તેમનામાં આવેલી અશ્રદ્ધા, ઝઘડાઓ, ચોરી, અનીતિ, તેમનામાં ઘર કરી બેઠેલાં વ્યસનો, આ બધા પ્રશ્નો ત્યાં આપણા ઉપર પહેલો દાવો નોંધાવે છે. તે બધાનેયે પહોંચી વળવું શકય નથી. તેમાંથી મદ્યનિષેધ, ખાદી જેવાં અતિ આગ્રહ પડતાં બે ચાર કામો પસંદ કરી લેવાં પડે છે.

જોકે તે સાથે બીજા પ્રશ્નો સંકળાયેલા હોવાથી તેમને પણ સરવાળે ન્યાય મળી રહે છે.

પણ કોઈ બીજા બધા સળગતા પ્રશ્નો તરફ આંખ મીંચી બાલશિક્ષણને જ જીવન-ધ્યેય બનાવે, તો હું તેને વધાવી લઉં અને સફળતા ઇચ્છું. બાલસેવા કરતો તે મોટાંઓની સેવા માટેની પૂંજી પણ એકઠી કરી શકે. કારણ કે, પોતાનાં બાળકોની સેવા કરનાર માણસ ઉપર માબાપની પ્રીતિ કુદરતી રીતે બંધાય છે. બે પૈસા કમાણી વધારી આપે તેવો સેવક લોકોને મીઠો થઈ પડે છે, તે જ રીતે તેમનાં બાળકોની સેવા કરનાર સેવક પણ તેમને જરૂર મીઠો થઈ પડે.

ગામડામાં આવનાર બાળશિક્ષકને ગામડાની પરિસ્થિતિમાં શોભે એવું બાલમંદિર બનાવી લેતાં આવડવું પડશે. તે મોટે ભાગે મેં ઉપર વર્ણવ્યું છે તેવા પ્રકારનું જ થશે એમ મારું માનવું છે. બાલશિક્ષાને તેણે પોતાનું મુખ્ય કાર્ય ગણ્યું હશે એટલે તે એ કાર્યક્રમમાં અવશ્ય વધારે રંગો પૂરી શકશે. તે બાલમાનસનો અભ્યાસી અને બાલશિક્ષણનો કારીગર હશે તો તેને તે દિશામાં ઘણું નવું નવું સૂઝશે.

પણ હાલમાં આપણાં શહેરોમાં જે બાલમંદિરોને નામે ઓળખાય છે તેની નકલ ત્યાં લઈ જવા જેવી નથી. લઈ જશો તો તે ત્યાં નભશે નહિ પહેલાં તો એને નભાવવાના પૈસા જ ત્યાં મળશે નહિ લોકો તમે ઇચ્છો તેટલી ફી ભરી શકે નહિ. મુંબઈ રંગૂનના જાહેર ફાળા ઉપર પણ આ કામમાં બહુ આશા રાખવા જેવી નથી. બાળકોને તેડી લાવવાની ગાડીઓ તો શહેરોમાં પણ ટીકાપાત્ર થઈ પડી છે તો ગામડાંમાં તો તેનું સ્થાન જ ક્યાં?

છતાં કોઈ કોઈ નાનાં ગામડાંઓમાં બાલમંદિરોની નકલો કોઈ કોઈ ઉત્સાહી ગૃહસ્થો લઈ આવે છે. અમારા એક મિત્રને ત્યાં બાળકો બાલમંદિર જેવડાં થયાં ત્યારે ગામના થોડા ભાઈબંધોને સાથે લઈ તેમણે બાલમંદિર કાઢ્યું અને તમારા મિત્રોમાંથી એકને શિક્ષક તરીકે લઈ આવ્યા. પણ એ શિક્ષક ભાઈ જ થોડા મારામાં સમજી ગયા કે, તે કંઈક અસ્વાભાવિક પ્રવૃત્તિ કરી રહ્યા છે અને ત્યાંની હવામાં એમનો છોડ વધવાની આશા નથી, એટલે તે ખસી ગયા, અને બાલમંદિર સૂઈ ગયું.

ગામડાંનાં બાલમંદિરો માટે-મારી સૂચનાઓ આડકતરી રીતે તો ઉપર આવી ગઈ છે. પણ તે અહીં છૂટી પાડીને નોંધવી ઠીક પડશે:

(૧) છેક નાનાં બાળકોનું અલગ મંદિર ન કરવું. સહેજ મોટાં છોકરાંઓ કે જેમને નાનાં બાળક સંભાળવાનું સોંપવામાં આવે છે તેમને જ એમાં કરવાં અને તેમની સાથે નાનાં બાળકોને આવવા દેવાં.

(૨) બાલમંદિરોનો કાર્યક્રમ બાળકોની ઘણી જ તાકીદની જરૂરિયાતો પૂરી પાડવાની દૃષ્ટિથી ઘડવો—તેમાં આ કાર્યો આવશે:

- નાસ્તો—તેમાં રાંધવું, વાસણ ધોવાં, પીરસવું વગેરે સમારો.
- સફાઈ—મંદિરની, બાળકોનાં ઘરની, ફળિયાંની વ૦
- ખેતીવાડી—નજીકમાં કોઈની જમીનમાં કામ ચાલતું હોય તેમાં કંઈ ને કંઈ કામ કરવું.
- નાહવુંધોવું—તેમાં ચોટલા, ચાંદાં વ. આવી જાય.
- કાંતવું—તકલી, રેંટિયો, પીંજણ વ
- પર્યટન—ગામ, કારીગરોના વાસ, સીમ, ખેતર, તળાવ, નદી વ. તેમાં જુદી જુદી દૃષ્ટિએ વસ્તુસંગ્રહ કરવો.
- સંગીત—વાર્તા-સંભાષણ-નાટક-રમતગમત, નૃત્ય એ બધાની વિગતો મારે તમને કહેવી પડે તેમ નથી
- પ્રાર્થના—શાંતિ: આ માટે વખતોવખત કોઈ નજીકના રમ્ય સ્થળોએ જવું—જેમ કે નદી તટે, ખેતરમાં, ટેકરી ઉપર, વાડીમાં વ

એક સૂચના આપી લઉં, કોઈને તે દોઢડહાપણું લાગે તોપણ. મને બાળકોના શિક્ષણમાં તેમ જ મોટાંઓના શિક્ષણમાં હમેશાં એવું લાગ્યાં કરે છે કે, ઘણી બાબતો, જેમાં કેળવણીનાં સરસ તત્ત્વો ભર્યાં પડ્યાં છે, તેનો કેળવણીમાં લાભ લેવામાં આવતો નથી અને તે કામો નોકરોને સોંપવામાં આવે છે.

છાત્રાલયોમાં રસોઈ જેવું રસિક, સર્જનાત્મક, કેળવણીનાં તત્ત્વોથી ભરપૂર કામ નોકરો ઉપર છોડવામાં આવે છે. શિક્ષકો અને વિદ્યાર્થીઓ મળીને તે કરતાં નથી. તેમ બાલમંદિરોમાં પણ કેટલાં કેટલાં સુંદર અને શિક્ષણનાં કામો આજકાલ નોકરોના હાથમાં ધકેલી દેવામાં આવે છે.

છોકરાંઓને તેડી લાવવા કોઈએ જવું એ જરૂરનું છે એમ માની લઈએ. કેટલું સુંદર અને રસિક એ કામ છે? શિક્ષક જાતે બાળકોને તેડવા અને મૂકવા જાય તો તમારું બાલમંદિર કેવું જુદી તરેહનું થઈ જાય એની કલ્પના કરી જુઓ. એક ઘેર ગયા, ત્યાં માબાપની જોડે વાતચીત કરી, બાળકને તૈયાર કરવામાં મદદ કરી, તેને આંગળીએ ઝાલી બીજે ઘેર ઊપડ્યા. આમ દસ બાર બાળકોને ફળિયા વચ્ચેથી લઈને બાલમંદિરે ચાલ્યા. વાટમાં કોઈ વાર સંગીત ચાલે, કોઈ વાર કંઈક રસ્તે જોવાનો કાર્યક્રમ રખાય.

શું તમારો સિપરામ કે બસ એ તો પૈસા ખર્ચીને કેળવણી ખોવા બરાબર નથી?

પણ તમારે તો સો બસો છોકરાં, પાંચ સાત માઈલના વિસ્તારમાંથી ભેગાં કરવાં છે અને બેત્રણ જણે મળીને તેમને બધાંને પોપટ કરી નાખવાં છે! તેમ કરવું હોય તો બસ વિના છૂટકો થવાનો નથી. તો તમે ભલે કેળું નોકરને આપો અને છાલ પોતે ખાઓ.

આ હિલચાલ મોટા વિસ્તારમાં ફેલાવવામાં પણ એ રીતે આપણે ફાવીએ છીએ એમ હું માનતો નથી. કોઈ ચાલાક શિક્ષક એ રીતે પોતાનું બાલમંદિર વધારી શકે ખરો, પણ એવાં બાલમંદિરનાં બારણાં ગરીબ આમ પ્રજા માટે બંધ જેવાં હોવાથી રાષ્ટ્રીય દૃષ્ટિએ હિલચાલ વધી શકે જ નહિ.

નાસ્તા વિષે હું શું કહું તે હવે તમે સમજી ગયાં છો.

બાળકોના વાળ, ગૂમડાં વગેરેના પ્રશ્નો શહેરોમાં પણ નહિ હોય એમ મને લાગતું નથી. સારાં કપડાં નીચે ઘણું ઢંકાયેલું પડ્યું હશે એમ માનું છું.

સારાં સારાં કન્યા-છાત્રાલયોમાં મેં છોકરીઓનાં માથાંમાં જૂનાં બાળાં જોયાં છે, કારણ કે માથાં સાફ રાખવાં એ ભણતર મનાતું નથી અને શિક્ષકે તે વિષયને પોતાની ફરજમાં માન્યો નથી.

ગામડાંનાં બાલમંદિરના કાર્યક્રમની ઘણી જ આછી રૂપરેખા મેં દોરી છે. તેને લંબાવવી જરૂરની નથી એમ માનું છું.

આવું બાલમંદિર ચલાવવા માટે બાળશિક્ષકો મળી શકે? જો બાલસેવા એ કેવળ ધંધો જ હોય તો તો આ પ્રશ્નનો જવાબ નકારમાં જ મળશે. પણ હું માનું છું અને આપ તે સાથે મળતા થશો કે, બાળસેવા એ બીજાં બધાં સેવાનાં કામોની જેમ અંતરની ઊર્મિનો વિષય છે. એ સેવા કરવાની ઊર્મિ જેને ઊઠી હશે તે પોતાનાં સુખ-સગવડનો વિચાર કદી કરશે નહિ, તે આકરામાં આકરી કસોટીમાંથી આનંદ સાથે પસાર થશે, પણ પોતાનું મનગમતું સેવાકાર્ય કર્યા વિના નહિ જ રહે.

આપણી વિશાળ પ્રજાના સર્વ પ્રશ્નો એવા જ છે. આપણું સ્વરાજ્ય આપણે ધંધાદારી માણસોથી કદી મેળવી શકીએ નહિ. આપણો ખાદીનો પ્રશ્ન આપણે ધંધાદારી કારીગરોથી કદી છોડાવી શકીએ નહિ. આપણી કેળવણીનો પ્રશ્ન પણ આપણે પગારદાર શિક્ષકોની નિશાળોથી ઉકેલી શકીએ તેમ નથી. એ રીતે ઉકેલવા જતાં આપણે ૮ ટકાને પણ પહોંચી વળી શક્યા નથી. અભણ પ્રૌઢોને સાક્ષર બનાવવાનું કામ પણ આપણે પગારદાર શિક્ષકો રોકીને કરી શકીએ એવી આશા રાખીએ છીએ તેટલા તે કામમાં આપણે નિષ્ફળ નીવડીએ છીએ. તે જ રીતે બાલશિક્ષણને પણ આપણે પગારદાર શિક્ષકોથી પહોંચી વળી ન જ શકાય.

તો તો બાલશિક્ષણનો તેમ બીજા કોઈ રાષ્ટ્રીય પ્રશ્નનો ઉકેલ આવવાનો જ નથી, પોતાનાં સુખસગવડ જતાં કરનાર બાલશિક્ષકો મોટી સંખ્યામાં કદી મળવાના જ નથી, એવા નિરાશાના ઉદ્ગાર ઘણા કાઢશે. આપણાં બધાં રચનાત્મક કાર્યો સામે તેવા ઉદ્ગારો કાઢવામાં આવ્યા છે, છતાં તે દરેકમાં આપણે ધીમે પણ મક્કમ પગલે પ્રગતિ કરી રહ્યા છીએ, અને દરેક કાર્ય માટે સેવકો નિત્ય વધતા જતા પ્રમાણમાં નીકળતા રહ્યા છે.

બાલશિક્ષણ એ આપણી પ્રજાનાં જરૂરી રચનાત્મક કાર્યોમાંનું જ એક છે. પૂ. ગાંધીજીએ તેર પ્રકારનાં રચનાત્મક કાર્યો ગણાવ્યાં છે, તેમાં આ ચૌદમું ઉમેરી શકાય.

બીજા સળગતા પ્રશ્નો સામે આ બાલશિક્ષણનો પ્રશ્ન જરા બાજુએ સરી જાય તો આશ્ચર્ય નથી. નાના બાળકને શિક્ષણ આપનાર બે મોટાં મોટાં સાધનો પડેલાં છે તેને દુઃખદારિદ્ર કે ગુલામી કશું જ છીનવી શકે તેમ નથી. એક સાધન છે કુદરત, બીજું સાધન છે માબાપનો પ્રેમ એ બેની સાથે બાલમાનસના અભ્યાસી બાળસેવકોનો પ્રયત્ન ભળે તો કેટલો બધો લાભ થાય? પ્રજા કોઈએ ન કલ્પેલી તેવી તેજસ્વી એક પેઢીમાં બની શકે.

ગિજુભાઈ જેવા ભેખધારી બાલસેવકો આપણે સૌ થઈએ તો આ પ્રશ્નના જેવો સહેલો કોઈ પ્રશ્ન નથી એ સંબંધમાં બીજે બધેથી શંકાના સૂર આવશે તે સહન થઈ શકશે, પણ બાલસેવકોના આ સંમેલનમાંથી તો ઉત્સાહ અને આશાનો જ સૂર નીકળવો જોઈએ.

જો મેં સૂચવ્યું છે તે પ્રકારનો બાલશિક્ષણનો કાર્યક્રમ રાખવાની હિંમત આપણે કરીશું તો અનેક બહેનો, જેઓ નિરક્ષર છે છતાં બાળપ્રેમથી ઊભરાય છે, બાળકના મનને સમજવાની કુદરતી શક્તિ ધરાવે છે, તેઓની સેવા આપણે આ કાર્યની અંદર વાળી શકીશું.

આપણે બાલશિક્ષણ જેવા રસિક અને કળાના વિષય ફરતી માનસશાસ્ત્રની પરિભાષાના મોટા આડંબરની વાડ ન બાંધીએ; અમુક જાતનાં સાહિત્યો, અમુક જાતનાં મકાન, અમુક જાતની સગવડો હોય તો જ બાળકનું સાચું શિક્ષણ થઈ શકે, નહિ તો તે રખડી જાય, એવો નિરાશામય વિચાર પણ આપણે ન કરીએ.

આપણે વિશાળ રાષ્ટ્રીય દૃષ્ટિએ બાલશિક્ષણનો વિચાર કરતા થઈએ, રાષ્ટ્રીય દૃષ્ટિએ તેનું સ્વરૂપ અને કાર્યક્રમ ઠરાવીએ, અને આ દેશનાં બાળકો સ્વતંત્રતા અને સંસ્કાર વિના જીવી જ ન શકે, એવાં તેમને બનાવવામાં આપણો ફાળો આપીએ.

જુગતરામ દવે

# જૂની ગ્રામપંચાયતોનું સ્વરૂપ

['ગ્રામપંચાયતનો કાયદો' નામથી આ માસમાં બહાર પડનારા પુસ્તકની પ્રસ્તાવનામાંથી.]

આપણા દેશના રાજદ્વારી, આર્થિક તેમ જ સામાજિક — સમગ્ર વહીવટમાં ગ્રામપંચાયત એ સંસ્થાનું મહત્ત્વ જેટલું આંકીએ એટલું ઓછું છે. અનેક રાજદ્વારી વિપ્લવો, આર્થિક વારાફેરી તથા સામાજિક ચડતીપડતીમાં આપણા દેશમાં કોઈ પણ સંસ્થા લગભગ એક જ સ્વરૂપમાં ટકી રહી હોય તો તે આપણી ગ્રામપંચાયતો છે. આપણાં ગામડાં પોતાનો બધો જ આંતરિક વહીવટ પોતે કરતાં. રાજ્યને ભરવાનો જમીનમહેસૂલનો આંકડો રાજ્યના અમલદાર સાથે નક્કી કરી તે ભરવાની જવાબદારી ગામનો મુખી અથવા ગામનું પંચ ઉપાડી લેતું, અને તે રકમ ગામના ખેડૂતોમાં તેમની જમીન તથા ઉત્પન્નના પ્રમાણમાં ફાળવી નાંખી તેઓ ઉઘરાવી લેતા. પોતાની ચોકી અથવા તો પોલીસવ્યવસ્થા ગામ પોતે જ કરતું અને ગામની હદમાં ચોરી કે લૂંટ થઈ હોય તો ચોરાયેલી કે લૂંટાયેલી મિલકત ભરપાઈ કરી આપવાની જવાબદારી આખા ગામને માથે રહેતી. ગામનું બધું ધનસારી કામ ગામલોક પોતે જ કરતા. ગમે તેટલી રકમની દીવાની તકરારોનો નિવેડો તેઓ લાવતા અને નાના ફોજદારી ગુના માટે સજા પણ કરતા. ગામનું મંદિર, ધર્મશાળા, તળાવ, કૂવા, બંધ તથા એવાં બીજાં સાર્વજનિક કામોના ખર્ચ માટે તેઓ લાગા નાખતા. આ ઉપરાંત તેઓ ધર્માદા ફંડોનો વહીવટ કરતા, સદાવ્રતો ચલાવતા, ગામમાં હોમહવન વગેરે ધાર્મિક વિધિઓ કરાવતા, ઉત્સવો ઊજવતા, તથા ભવૈયા, ગાયક, નટ, નર્તક, ભાટ, ચારણ વગેરેને પોષી ગામને મનોરંજનનાં સાધનો પૂરાં પાડતા.

ગામનાં સઘળાં સાર્વજનિક કામો કરવા માટે ગામના જ જુદા જુદા અધિકારીઓ અથવા સેવકોની વ્યવસ્થા હતી અને તે ઉપરાંત ગામલોકની જરૂરિયાતો પૂરી પાડવા માટે ધંધાદારીઓ તથા વસવાયાંની વ્યવસ્થા હતી. જોકે આ બધી ગ્રામપંચાયતો મધ્યવર્તી રાજ્યની હકૂમત નીચે જ હતી, છતાં મોટે ભાગે સ્વયંપૂર્ણ અને સ્વતંત્ર પ્રજાસત્તાક નાનાં રાજ્યો જેવી તે હતી. તેમની આ સ્વતંત્રતા તથા તેમના આ અધિકારો ઉપર રાજ્ય કોઈ કોઈ વાર તરાપ મારતું ખરું, પણ કોઈ રાજ્ય તેનો કદી ઇનકાર કરી શકતું નહિ. કોઈ રાજા જુલમી નીવડે તો તેઓ પોતાની શક્તિ પ્રમાણે વધતાઓછા પ્રમાણમાં તેનો વિરોધ કરતા. વળી કોઈ વાર મધ્યવર્તી રાજ્યતંત્ર નબળું પડી જતું અને અરાજક પ્રવર્તતું ત્યારે પણ તેઓ પોતાના ગામની બધી વ્યવસ્થા તો બરાબર સાચવી જ લેતા.

સર ચાર્લ્સ મેટ્કાફે પાર્લમેન્ટની આમની સભાની સિલેક્ટ કમિટીના સને ૧૮૩૨ના રિપોર્ટમાં આપણા દેશની ગ્રામપંચાયતનું જે વર્ણન કર્યું છે તેમાંની નીચેની કંડિકા * બહુ મશહૂર થયેલી છે:

'ગ્રામપંચાયતો નાનાં પ્રજાસત્તાક રાજ્યો છે. પોતાને જરૂરી લગભગ તમામ વસ્તુઓની બાબતમાં તેઓ સ્વયંપૂર્ણ છે અને બહારની સત્તાઓથી તેઓ લગભગ સ્વતંત્ર છે. બીજી અનેક વસ્તુઓ જ્યાં નથી ટકી રહી, ત્યાં એ ટકી રહેલી દેખાય છે. અનેક વંશોનાં રાજ્ય સ્થપાયાં અને ઊથલી પડયાં, અનેક વિપ્લવોમાંથી દેશ પસાર થયો. હિંદુ, પઠાણ, મોગલ, મરાઠા, શીખ, એ બધા રાજ્ય કરી ગયા અને અંગ્રેજો આવ્યા. પરંતુ ગ્રામપંચાયત એની એ રહી છે. આક્રમણને પ્રસંગે ગામલોક શસ્ત્ર સજે છે અને કિલ્લેબંદી કરી લે છે. દુશ્મનનું લશ્કર દેશમાંથી પસાર થઈ જાય છે. ગામ ફરતી દીવાલોની અંદર ગામલોક પોતાનાં ઢોર વાળી લે છે અને દુશ્મનને બારોબાર પસાર થઈ જવા દે છે. પરંતુ તે લૂંટફાટ કરતો અને વિનાશ ફેલાવતો પોતાની ઉપર ચઢી આવે અને તેનો વિરોધ ન કરી શકાય એટલો તે બળવાન હોય, તો ગામલોક થોડેક દૂરના મિત્ર-ગામનો આશ્રય લે છે. પરંતુ તોફાન પસાર થઈ જાય એટલે તેઓ પોતાને ગામ પાછા આવે છે અને પોતપોતાને ધંધે વળગે છે. વર્ષો સુધી લડાઈ, લૂંટફાટ અને ખુનામરકી ચાલે અને ગામમાં વસવાટ કરવાનું શક્ય

---

* આ ઉતારો એલ્ફિન્સ્ટન કૃત 'હિંદુસ્તાનના ઇતિહાસ' (પા. ૬૮-૬૯)માંથી લીધો છે.

ન બને, તોપણ પોતાના ગામમાં શાંતિથી રહી શકાય એવી સ્થિતિ પાછી આવે કે તરત વીખરાઈ ગયેલા ગામલોકો ફરી પાછા પોતપોતાને ગામે આવી જાય છે. એકાદ પેઢી પસાર થઈ ગઈ હોય તોપણ બીજી પેઢી પાછી એ જ ગામડે આવીને વસે છે. દીકરા પોતાના બાપના ઘરનો અથવા જગાનો કબજો કરે છે. આક્રમણ કરનારાઓએ જેમને હાંકી કાઢ્યા હોય અથવા જેઓ નાસી ગયા હોય તેમના જ વંશજો એના એ જ ગામથાણ ઉપર આવીને પોતપોતાનાં ઘરની એની એ જ જગાઓનો કબજો કરે છે. કાચાપોચા હુમલાથી તો તેઓ નાસભાગ નથી કરતા. તોફાન અને ઉત્પાતના સમયમાં પણ તેઓ બનતા સુધી પોતાનાં સ્થાન સાચવી રાખે છે અને લૂંટફાટ તથા જુલમનો સફળતાથી સામનો કરવાનું બળ દાખવે છે. હિંદુસ્તાનમાં આટઆટલા રાજદ્વારી વિપ્લવો થઈ ગયા અને આટઆટલાં પરિવર્તનો થયાં, છતાં હિંદુસ્તાનના લોકો ટકી રહ્યા છે તેનું બીજા કોઈ કરતાં મોટું કારણ તેમની આ ગ્રામ-પંચાયતોનું સંગઠન જ છે. દરેક ગ્રામપંચાયત એક નાના અલગ રાજ્ય જેવી છે. એ ગ્રામપંચાયતોને લીધે તેઓ બહુ મોટા પ્રમાણમાં સુખશાન્તિમાં રહી શક્યા છે અને બહુ મોટા પ્રમાણમાં સ્વતંત્રતા તથા સ્વાધીનતા ભોગવી શક્યા છે.'

ઉપરના આ ચિત્ર ઉપરથી રખે કોઈ માની લે કે, આપણા આખા દેશમાં બધે જ ગ્રામપંચાયતનું સ્વરૂપ એકસરખું હતું અને બધે જ તેઓ સરખા અધિકારો તથા સ્વતંત્રતા ભોગવતી હતી. કાંઈ નહિ તો જમીનમહેસૂલ ભરવા પૂરતી તો દરેક ગામની રાજા પ્રત્યે જવાબદારી હતી જ. અને આપણા દેશના ઇતિહાસના આવડા મોટા લાંબા ગાળામાં હિંદુ — તેમાંયે વળી અનેક રાજવંશો થઈ ગયા, પઠાણ, મોગલ, મરાઠા એમ અનેક જાતિ અને ધર્મના રાજ્યકર્તાઓ થઈ ગયા, અને બધાની મુરાદ બને તેટલું વધારે મહેસૂલ ઉઘરાવી રાજ્યની તિજોરી આબાદ કરવાની હોય જ. એટલે તેમણે ગામડાં ઉપર પોતાના મહેસૂલ પૂરતી તો પોતાની સત્તા શક્ય તેટલા પ્રમાણમાં જમાવવાનો પ્રયત્ન કર્યો જ હશે. તેઓ પોતાના અધિકારીઓને મહેસૂલ ઉઘરાવવાનું સોંપતા, અને એ અધિકારીઓ પોતાના તાબાનાં ગામો ઉપર સરદારી ચલાવવાનો પ્રયત્ન કર્યા વિના રહેતા નહિ. આવા અધિકારીઓની બાહોશી અને શક્તિના પ્રમાણમાં, તેમ જ સામે પક્ષે ગ્રામપંચાયતોની બાહોશી અને શક્તિના પ્રમાણમાં, દરેક ગામની સ્વતંત્રતા ઓછી અથવા વધારે રહેતી. વળી જ્યારથી અનાજના રૂપમાં મહેસૂલ ઉઘરાવવાની પ્રથા અગવડભરેલી લાગવા માંડી અને નાણાંના રૂપમાં મહેસૂલ વસૂલ કરવાની પ્રથા શરૂ થઈ, ત્યારથી સ્થાનિક અધિકારીને દરેક ગામે કોઈ વહીવટદાર નીમવાનું જરૂરી લાગવા માંડ્યું હશે. આ વહીવટદાર ઉપરી-અધિકારીને તો ગામનો રોકડ આંકડો જ ભરી દેતો, પણ પોતે ગામલોક પાસેથી નાણાંને બદલે અનાજના રૂપમાં પણ મહેસૂલ ઉઘરાવી શકતો.' આવો વહીવટદાર — પછી તે ગામનો હોય કે બહારનો પણ હોય — પંચાયતના કામમાં જરૂર દખલ કરનારો નીવડતો હશે. વળી આવા મહેસૂલી વહીવટદારો ગામમાંથી મહેસૂલ ઉઘરાવવાના પોતાના હકને એક જાતનો માલકીહક ગણી તે વંશપરંપરાગત રાખવાનો પણ પ્રયત્ન કરતા અને તેમાં સફળ થતા. મોગલ સામ્રાજ્યના છેવટના ભાગમાં તથા મરાઠાઓના સમયમાં તો આ વહીવટદારોનો ત્રાસ ઘણો જ વધી પડ્યો હતો અને તેમનામાંથી ઘણા ગામના ધણી બની બેઠા હતા.

બીજું, આપણા જેવા વિશાળ દેશમાં, જ્યાં અનેક સ્વતંત્ર રાજ્યો હતાં અને જ્યાં અનેક પ્રાન્તો અને ભાષાઓ છે, ત્યાં બધે જ એક જાતની ગ્રામ-પંચાયતો હોય એમ માની લેવું, એ પણ દુરસ્ત નથી. જુદે જુદે કાળે અને જુદા જુદા પ્રાન્તમાં ગ્રામ-પંચાયતોનું સ્વરૂપ ઓછેવત્તે દરજ્જે એકબીજાથી જુદું જુદું હતું જ. અમુક કાળે અને અમુક પ્રાન્તમાં ગામના પટેલની નિમણુક રાજા કરતો; અમુક કાળે અને અમુક પ્રાન્તમાં પટેલાઈ એક જ કુટુંબમાં વંશ-પરંપરાગત રહેતી, તો અમુક કાળે અને અમુક પ્રાન્તમાં તે ગામલોક તરફથી નીમવામાં આવતો અથવા તેની રીતસર ચૂંટણી થતી. આવું જ ગ્રામ-પંચાયતનું છે. છેક દક્ષિણમાં ગ્રામપંચાયતના સભ્યોની રીતસર ચૂંટણી થતી, પણ મંત્ર જાણનાર બ્રાહ્મણો સિવાય બીજા ગ્રામપંચાયતમાં ચૂંટાવા અધિકારી ગણાતા નહિ. ત્યારે ગુજરાત મહારાષ્ટ્રમાં ચૂંટણીનું તત્ત્વ નહિ જેવું હતું. ગામના કુદરતી આગેવાનો

પોતાની મેળે જ પોતે ગ્રામપંચાયત બની જતા. ગ્રામપંચાયતમાં મોટે ભાગે બ્રાહ્મણેતરો આવતા અને ક્વચિત્ હરિજનો પણ તેમાં ભાગ લેતા. આમ દેશકાળ પ્રમાણે ગ્રામપંચાયતના સ્વરૂપમાં ભિન્નતા જરૂર રહેતી. છતાં એ બધી ભિન્નતાની પાછળ એક વસ્તુ સમાન અને સ્થિર હતી અને તે એ કે, ગામનો બધો જ વહીવટ ગામના લોકો કરે. રાજાને તેનો રાજભાગ આપી દીધા પછી ઇનસાફ, ચોકી તથા બીજાં સાર્વજનિક કામો પોતે જાતે જ કરી લેવાની લોકો પોતાની ફરજ સમજતા અને એને પોતાનો મહામૂલો હક પણ માનતા. એમાં બહારની દખલગીરીનો તેઓ સખત વિરોધ કરતા.

આપણી એ જૂની ગ્રામપંચાયતો પોતાનો વહીવટ કેવી રીતે કરતી તેનો ખ્યાલ આપવા (આ પુસ્તકની પ્રસ્તાવનામાં) પ્રયત્ન કર્યો છે. એ વિગતો જુદા જુદા કાળની અને જુદા જુદા પ્રાન્તની, કેટલીક વિગતો ગુજરાતની, તો કેટલીક મહારાષ્ટ્રની, તો કેટલીક બીજા પ્રાન્તની, એમ જે પ્રસ્તુત લાગી તે બધી સાંધી દઈને તેમાંથી જૂની ગ્રામપંચાયતનું એક ચિત્ર ઊભું કરવા પ્રયત્ન કર્યો છે. કડક ઐતિહાસિક દૃષ્ટિને આ ન રુચે એ મારા ખ્યાલ બહાર નથી. પણ ઉપર એક વાર કહ્યું તેમ બ્રિટિશ અમલ સ્થપાયો તે પહેલાં આપણાં બધાં ગામડાંમાં એક ભાવના પ્રબળ અને વ્યાપક હતી અને તે એ કે, પોતાનો આંતરિક વહીવટ (self-administration) પોતે કરવો અને પોતાના ઇનસાફની વ્યવસ્થા (self-adjudication) પોતે કરવી. સ્વરાજ્યનાં એ બે અતિ મહત્ત્વનાં અંગો છે અને તે બન્ને અંગો સાચવવાની કાળજી આપણી બધી ગ્રામપંચાયતો રાખતી. તેથી જ આટઆટલા વિપ્લવો અને પરિવર્તનોમાં એ ગ્રામપંચાયતો અવિનાશી તત્ત્વો જેવી ટકી રહી છે.

નરહરિ દ્વા. પરીખ

# દેલવાડાની ધાર્મિક કળા

(એક જૂના પત્રમાંથી)*

દેલવાડાના ફોટાઓ લો છો એ જાણી આનંદ થયો. પ્રતિબિંબ દ્વારા ફોટો લેવાની કલ્પના મજાની છે. ફોટો જો પાતળી ફિલ્મ પર લીધો હોય તો ઠીક, નહિ તો ઊલટો (reverse) આવવાનો. કપડાં ઓઢવાની ઢબ એમાં ઊંધી દેખાવાની. એ અરીસા વાપરીને અવળા પ્રતિબિંબનું સવળું કરીએ તો ચાલે ખરું. પણ એ અરીસા ઘણો પ્રકાશ ખાઈ જાય છે અને પછી ફોટો ઝાંખો આવે છે. જ્યાં જમણા ડાબાનો સવાલ નથી ત્યાં તો પ્રતિબિંબની યુક્તિ આબાદ છે.

લાહોર મ્યુઝિયમે 'Story of Buddha in Stone' નામની નાનકડી ચોપડી બહાર પાડી છે, તેમાં બુદ્ધના જીવનના પ્રસંગો કોતરેલા શિલ્પના નમૂનાઓ જીવનક્રમે આપ્યા છે. વિજયનગર-હંપીમાં એક આખું મંદિર રામાયણના પ્રસંગો અનુક્રમે આપે છે. દેલવાડામાં પણ ઓશરીની છત પર કેટલાયે પૌરાણિક પ્રસંગો કોતરેલા છે. ઊભો રહી જોતાં થાક્યો એટલે જમીન પર ચત્તો સૂઈ જઈ બધું નિહાળી લીધું અને બાળકોની પેઠે જમીન પર ખસતા ખસતા આખી ઓશરી પૂરી કરી હતી. એ બધાં ચિત્રોના જો સસ્તા ફોટા મળી જાય તો એમાંથી સંસ્કારી બાળકો માટે એક સરસ ચિત્રમંજૂષા (album) તૈયાર થઈ જાય. દરેક ચિત્ર સાથે પ્રસંગ પરિચય અને ચિત્ર-પરિચય સહેલી ભાષામાં આપ્યા હોય એટલે બસ.

દેલવાડાનાં મંદિરનાં બે શિખરો બે ઢબનાં છે: દૂરથી જોતાં એકમાં મર્દાની ઓજસ (masculine strength) જણાય છે, બીજામાં જનાની નાજુકાઈનું લાવણ્ય (feminine grace). તમારા ધ્યાનમાં એ આવ્યું જ હશે. આબુ પહાડનો આખો પ્રદેશ દેવભૂમિ જેવો લાગે છે. ગુરુશિખરનું પવિત્ર આધ્યાત્મિક વાતાવરણ, અચળગઢનાં ઐતિહાસિક સંસ્મરણો, દેલવાડાની શ્રદ્ધાભક્તિ, અર્બુદાદેવીની એકાંત ઉપાસના, નખી તળાવનું ગંધર્વરાજ્ય, એની આસપાસની વન્ય શોભા, અને વસિષ્ઠાશ્રમ તરફની તપોભૂમિ, બધું જ રમણીય છે. આબુરોડ સ્ટેશનથી આપણે મોટરને

રસ્તે ઉપર જઈએ છીએ એ, ખરું જોતાં, પાછળનો રસ્તો ગણાય. આગળનો રસ્તો તો નખી તળાવનું વધેલું પાણી જે દિશાએ વહી જાય છે એ બાજુ છે.

આબુમાં એટલો બધો રખડ્યો છું,. ત્યાં મેં એટલું બધું જોયું છે, અને એને વિષેની લાગણી એવી તો ઉશ્કેરાઈ છે કે, તે બધું લખતાં થાકી જવાશે.

આ વખતનો તમારો કાગળ તમારા હમેશના કાગળ કરતાં કંઈક વિશેષ છે. આબુમાં તમને વિશેષ આહ્લાદ અને શાંતિ મળ્યાં છે એ તમારા કાગળ પરથી તરી આવે છે. એ મંદિરો બાંધનારની ભક્તિ વિષે તમે લખ્યું છે તે યથાર્થ છે. તાજમહાલનું વાતાવરણ જુદું અને દેલવાડાનું જુદું. તાજમહાલની અનેક રીતે મેં કદર કરી છે. પણ એની પાછળની વેઠ અને જબરદસ્તીની સામ્રાજ્યસત્તા હું ભૂલી શકતો નથી. જ્યારે દેલવાડાના સાંઘિક કામ પાછળ ધાર્મિક ભાવના અથવા ધર્મપ્રેમ સ્પષ્ટ દેખાય છે. તાજમહાલમાં અમીરી સાદગી (Aristocratic simplicity) છે, જ્યારે દેલવાડામાં ધર્મપરાયણ સંઘની બંધુભાવના અને સહકાર સાથે સ્વાત્માર્પણ – આત્મનિવેદનનો ઉમળકો (Dedicatory fervour) વિશેષ છે. તાજમહાલ પાછળ કોઈ એક સમર્થ કલાધરની અદ્‌ભુત સર્જનશક્તિ છે, જ્યારે દેલવાડામાં અનેક કળાધરોનો મધમાખોના જેવો એકરાગ પ્રતીત થાય છે; અજંટામાં પણ એવું જ છે. દેલવાડામાં સાધનસંપત્તિ વધારે છે, જ્યારે અજંટામાં બધું કામ જાણે પૂર્વાશ્રમના કલાધરોએ સ્વેચ્છાએ પોતાની કળાશક્તિ ધર્મજીવનને ચરણે અર્પણ કરવા ખાતર ચલાવ્યું હોય એમ લાગે છે. વેરૂળનું વાતાવરણ આ બંનેથી અમુક અંશે જુદું જ છે. લોકોત્તર શક્તિનો અને પરાક્રમનો ત્યાં પરિચય થાય છે. દેલવાડામાં દરેક કળાધરે ધર્મપ્રેમથી પોતાનું શક્તિ-સર્વસ્વ રેડવાનો સંકલ્પ કર્યો છે; કોને કેટલો પગાર મળે એનો વિચાર ત્યાં કોઈએ કર્યો નથી.

મહારાષ્ટ્રમાં શિવાજી મહારાજ વિષે એક લોકવાર્તા નાનપણમાં સાંભળેલી. છે તો કેવળ લોકવાર્તા જ, પણ તેની પાછળ અદ્‌ભુત બોધ છે. કિલ્લાઓ બાંધવા માટે ભેગા થયેલા મજૂરોને શિવાજી મહારાજ રોજ સાંજે દહાડાની મજૂરી તરીકે ઘાસની એક એક સળી પોતાને હાથે આપતા. જેણે ચિત્તસર્વસ્વ લગાડીને કામ કર્યું હોય તેની સળી રાત વીત્યે સોનાની થતી. એટલી બધી એકાગ્રતા જેની ન હોય તેની સળી ચાંદીની થતી. સામાન્ય માણસની ત્રાંબાની. અને જેણે ચિત્તશાઠ્ય કે શ્રમશાઠ્ય કર્યું હોય તેની સળી ઘાસની જ રહેતી!

રાજા તો બધાને સરખું જ આપે. જેણે જેટલો આત્મા રેડ્યો હોય તેટલું ફળ એને એની મેળે મળતું. આવી લોકવાર્તાઓ લોકમાનસને સહેજે સમજાય પડે એવી રીતે સામાજિક ધર્મબોધ કરી આપે છે.

દેલવાડામાં ધર્મપ્રેમ વ્યક્ત થાય છે, જ્યારે ગુરુશિખર ઉપર પ્રત્યક્ષ ધાર્મિકતા જ હજુયે સ્ફુરતી જણાય છે. એક સંધ્યા, એક આખી રાત અને બીજી સવાર ગુરુશિખર પર ગાળશો તો તમને એનો પ્રત્યક્ષ અનુભવ થશે. માત્ર ત્યાં રહેલા બાવાઓ અને તેમની વાતોને તમારે ભૂલી જવાં જોઈએ. હું માનું છું કે, દેલવાડાનાં મંદિરો બંધાવાં તે પહેલાં કેટલાયે જૈન સાધુઓએ ગુરુશિખર પર તપ કર્યું હશે. અચલગઢ તરફ ગોપીચંદની ગુફા તમે જોઈ છે? વૈરાગી રાજાનું એ સ્થાન જોવા લાયક છે.

દેલવાડાની ભદ્રાકૃતિઓ (Geometrical—Symmetrical designs) તરફ મારું ધ્યાન ગયેલું. મેં કેટલીક સહેલી આકૃતિઓ કાગળ પર ઉતારી પણ લીધેલી. પણ અમદાવાદથી આબુ અને આબુથી અમદાવાદ પગપાળા મુસાફરી કરેલી; કપડાં રોજ હાથે ધોવાનાં હતાં; એક દિવસ કપડાં સાથે એ કાગળ પણ ધોવાઈ ગયો. અને એના પરની એ કળાકૃતિઓ પણ ઓગળી ગઈ. મેં તો કાગળ પર ફક્ત કલ્પના જ દોરી લીધેલી. દરેક છોકરાને ડ્રૉઇંગ આવડવું જ જોઈએ એવો નિયમ અમારા નાનપણમાં હોત તો કેવું સારું! આજે તો કંઈક સુંદર દેખું એટલે હૈયા-બળતરા થાય છે, કેમ કે કશું મનપસંદ ઉતારી શકતો નથી.

મંદિરો બંધાવનાર લોકોની મૂર્તિઓ હાથી પર હો કે દીવાલ પર, એમની મુદ્રા કેટલી શાંત અને વીતરાગ દેખાય છે!

કાકા કાલેલકર

# અત્યારની લોકશાહીઓની આંતરિક ઊણપ

ઇંગ્લંડ, ફ્રાન્સ અને યુનાઈટેડ સ્ટેટ્સ ઑફ અમેરિકા જેવી લોકશાહીઓમાં રાજકીય નેતાઓને ચૂંટણીઓના જંગ દ્વારા પોતાની પદવી જીતવી પડે છે. કોઈ રાજકીય નેતા ગમે તે કરે, પરંતુ તેણે અંતે તો એ યાદ રાખવું પડે છે કે, બીજી ચૂંટણી વખતે તેણે મતદારો આગળ રજૂ થવું પડશે, તથા પોતાનો ચાલાક પ્રતિપક્ષી લોકોને બેજવાબદાર બાંહેધરીઓ આપી પોતાને હંફાવી જશે. વસ્તુતાએ તો રાજકીય નેતાની ફરજ પોતાના મતદારોને કાબૂમાં રાખી તેમને સદ્‌ગુણ અને નીતિને માર્ગે વાળવાની કહેવાય; પરંતુ તેને બદલે આજની લોકશાહીઓમાં તો રાજકીય નેતા પોતાના મતદારોનું વલણ પારખી પોતાના અભિપ્રાયો તેને અનુરૂપ કરવાનો પ્રયત્ન કરે છે. ચૂંટણીનો જંગ જીતવા માટે આવશ્યક લાગે તો પોતે આપેલાં વચનો ઉપર પાણી ફેરવવામાં તેને કશો આંચકો લાગતો નથી, ભલે પછી તેને કારણે ગમે તેવી કટોકટીભરી પરિસ્થિતિ ઊભી થાય.

ગત યુરોપીય 'મહાયુદ્ધનો વિજેતા' લૉઈડ જ્યૉર્જ ઈ. સ. ૧૯૧૬માં ઇંગ્લંડનો વડો પ્રધાન હતો. પ્રેસિડંટ વિલ્સને રજૂ કરેલા મુદ્દાઓ, કે જેમના પાયા ઉપર જર્મનો સુલેહ કરવા તૈયાર થયા હતા, તે તેણે મંજૂર રાખ્યા હતા. સમાધાનીના સંદેશાઓ એ મુદ્દાઓના પાયા ઉપર જ રચાયા હતા, અને બધા પક્ષોએ તે મંજૂર રાખ્યા હતા. એ શરતો મુજબ જરા પણ મુલક કબજે કરી લેવાનો ન હતો, કશો દંડ માગવાનો નહોતો, કે કશી નુકસાની ભરપાઈ કરાવવાની ન હતી. આ તથા આવાં બીજાં અનેક વચનો જર્મનીને આપવામાં આવ્યાં તો ખરાં, પણ અંતે પાળવામાં ન આવ્યાં.

તેનું શું કારણ? લૉઈડ જ્યૉર્જ પોતે આપેલું વચન કેમ પાળી ન શક્યો? મિ. કેઈન્સે પોતાના પુસ્તકમાં[1] એ આખો કરુણ પ્રસંગ ચીતરી બતાવ્યો છે. તેણે બતાવી આપ્યું છે કે, યુદ્ધ પૂરું થતાં જ લૉઈડ જ્યૉર્જ પોતાની સત્તા દૃઢ કરવા તરફ વળ્યો. 'તેથી કરીને યુદ્ધવિરામ પછી તરત જ, લોકપ્રિય બનેલા તે વિજેતાએ પોતાની લાગવગ અને સત્તાને શિખરે પહોંચી સામાન્ય ચૂંટણીનું ફરમાન બહાર પાડ્યું.' . . . . 'વડો પ્રધાન તેના હોદ્દા પર ફરી ચૂંટાવો જોઈએ એ મુખ્ય મુદ્દાની આસપાસ જ બાકીનું બધું સ્વાભાવિક ક્રમમાં ગોઠવાઈ ગયું.' વડા પ્રધાને ચૂંટણીની શરૂઆતમાં કરેલું નિવેદન સુલેહના મુદ્દાની બાબતમાં રીતસરનું હતું. 'તે ન્યાયી અને કાયમી સુલેહ ઇચ્છતો હતો. પરંતુ જેમ જેમ અઠવાડિયાં જતાં ગયાં તથા જેમ જેમ તેના વિરોધીઓ દબાવતા ગયા, તેમ તેમ તેને નમતા જવું પડ્યું અને લોકોને અનેક પ્રકારની બાંહેધરીઓ આપવી પડી.' પોતાના મતદારમંડળને ઉદ્દેશીને તેણે બહાર પાડેલા છેલ્લા નિવેદનમાં, કૈસર ઉપર કામ ચલાવવાનું, વિવિધ અત્યાચારો માટે જવાબદાર વ્યક્તિઓને સજા કરવાનું, જર્મની પાસેથી તમામ નુકસાન ભરપાઈ કરવાનું, તથા ઇંગ્લંડને સામાજિક તેમ જ ઔદ્યોગિક બાબતોમાં અંગ્રેજો માટે જ અનામત રાખવાનું તેણે વચન આપ્યું. પોતાને ઘેર આ બાંહેધરીઓમાં બંધાઈને તે સુલેહપરિષદમાં હાજરી આપવા પેરીસ ગયો.

લોકશાહીઓમાં પ્રધાનો અને રાજકીય નેતાઓની આંખો આગળ ચૂંટણીના જંગો કેવા ઝઝૂમ્યા કરે છે, તેનો બીજો દાખલો મેં લાવેલ પૂરો પાડે છે.

ઈ. સ. ૧૯૩૫ની વાત છે. ફ્રાંસ અને રશિયા વચ્ચેના કરારનામા ઉપર પૅરીસમાં સહીઓ થઈ. એ કરારો મુજબ રશિયા કે ફ્રાંસની સરહદો ઉપર આક્રમણ થાય તો બંને દેશોએ ભેગા મળી પગલું ભરવું એવું નક્કી થયું હતું. એ કરારોનો ઇરાદો રશિયાને ફ્રાંસના સંબંધમાં આણવાનો હતો, સાથે સાથે જ લાવેલની મરજી એ પણ હતી કે ફ્રાંસે જર્મની સાથે પણ કોલકરાર કરી લેવા. જો લાવેલનો ઇરાદો એવો જ હતો, તો પછી જર્મનીને ભડકાવે તેવા કરાર તેણે રશિયા સાથે કર્યા શું કામ? એમ કરવાનાં લાવેલને કેટલાંક અંગત કારણો હતાં. તેને જર્મનીની દોસ્તી પ્રથમ સાધવી હતી. પરંતુ સૌથી પહેલાં તેને ઑબરવિલિયર્સની મ્યુનિસિપલ ચૂંટણીમાં

૧. 'ઇકોનૉમિક કૉન્સિક્વન્સીસ ઑફ પીસ.'

પોતાની સફળતાને નિઃશંક કરી મૂકવી હતી. તે ચૂંટણીમાં તેને ફ્રેંચ બોલ્શેવિક પક્ષનો સામનો કરવાનો હતો. રશિયાનું જો દબાણ આવે તો ફ્રેંચ બોલ્શેવિકોના વિરોધની બીક ન રહે—તેથી રશિયા સાથે કરાર કરવામાં આવ્યા. તે કરાર થઈ ગયા બાદ લાવેલ સોવિયેટ રશિયાની મુલાકાતે ગયો.

હવે મેડમ ટેબ્યુઈને જ બધી વાત કહેવા દઈએ :

'મોં. લાવેલની મોસ્કોની મુલાકાત એ કોલ-કરારોને અંગે હોવા કરતાં ફ્રાન્સની આંતરિક રાજકીય નીતિને અંગે વિશેષે હતી. ફ્રાન્સ અને રશિયા સાથેના ભાવી સંબંધો ગોઠવવાના પ્રયોજનસર લીધેલી તે ૪૮ કલાકની મુલાકાત દરમ્યાન લાવેલે માન્યું હતું કે તે સ્ટેલીનને ફ્રેંચ બોલ્શેવિકો ઉપર એવું દબાણ લાવવા સમજાવી શકશે કે, તેઓએ ફ્રાન્સના શસ્ત્રસજ્જીકરણ સામેની ઝુંબેશ પડતી મૂકવી અને ઓબરવિલિયર્સની ચૂંટણીમાં, કે જ્યાં તે તેમનો સામનો કરતો હશે, ત્યાં તેની સ્થિતિ જોખમભરેલી ન કરી મૂકવી.'

આ દાખલામાં પણ ચૂંટણીના ખ્યાલો બે દેશો વચ્ચેના કોલકરાર જેવી અગત્યની બાબતોમાં નિર્ણાયક નીવડ્યા. અલબત્ત, એ કોલકરારની ઉપયોગિતા ખાસ કશી જ સિદ્ધ ન થઈ, અને કોલકરારો ઉપર સહીઓ કરવાને આગલે દિવસે જ મોં. લાવેલે રશિયન એલચીને જણાવ્યું હતું કે, 'આ કરારને કારણે કશાં જ બંધન પ્રાપ્ત થતાં નથી—મેં તેને અંદરથી ખાલી-ખટ કરી મૂક્યો છે.' એ કરાર તેને પણ કશા જ કામમાં ન આવ્યો. પરંતુ તે મૃગજળ પાછળ તે દોડ્યો તો ખરો જ.

પોતાના સાથીઓને જે માર્ગ વાજબી લાગે છે તે વિષે સાચી વાત તેઓ ખુલ્લામાં આવી શા માટે કહેતા નથી, તેનાં કારણો આપતાં પાર્લમેન્ટનો એક સભ્ય સર રિચાર્ડ આકલેંડ જણાવે છે[1] :

"એકે કહ્યું કે હજુ વખત આવ્યો નથી. બીજાને એમ લાગતું હતું કે પોતે જે નાના પાર્લમેંટરી પક્ષનો સભ્ય હતો તેના નેતાને તેણે વફાદાર રહેવું જોઈએ. ત્રીજો વળી કારોબારી સમિતિના સભ્યોએ તેને માટે ઉઠાવેલી જહેમત માટેની કૃતજ્ઞતાના ભાર નીચે દબાઈ રહ્યો હતો. 'અને વળી મારા પ્રિય આકલેંડ, તારે સમજવું જોઈએ કે, હું એમ કરું તો પાર્લમેંટમાં સભ્ય તરીકેનો મારો હોદ્દો જ ગુમાવી બેસું; અને મને ઊંડે ઊંડે એવી ખાતરી છે કે પાર્લમેંટમાં હું બોલ્યા વિના જે કાંઈ કામ કરું છું તેની અસર વધારે પડે છે.'

"સાચી વાત! ન બોલવાથી પાર્લમેંટના મકાનમાં વધારે અસર પાડી શકાય છે, પરંતુ પોતાને સાચું લાગે તે બોલવામાં તો તે મકાનમાંથી બહાર ફેંકાઈ જવાનું જોખમ રહેલું છે!"

રાજકીય આગેવાનોને રાજ્યના હિત કરતાં પોતાના મતદારોને પહેલા સંભાળવા પડતા હોય એવી સ્થિતિમાં લોકશાહીઓ શી રીતે અસરકારક રીતે તેમ જ હેતુસર કામ કરી શકે?

સામાન્ય રીતે તો મને એમ જ લાગે છે કે, લોકશાહીઓને બિનલોકશાહી અને જૂઠી બનાવી મૂકનાર આ ઊણપમાંથી તેમને બચાવવી એ અશક્ય વાત છે. લોકશાહી ઊભી કરીને તેને નામથી નહીં પણ તત્ત્વતઃ લોકશાહી કાયમ રાખવાનો એક જ માર્ગ છે. અને તે એ કે, રાજકારણને અહિંસાના પાયા ઉપર જ મૂકી દેવું. લોકો જો અહિંસાની ભાવનાથી તરબોળ થયેલા હોય, તેમ જ રાજકીય આગેવાનોનો મોટો ભાગ કે મોટા મોટા આગેવાનો અહિંસા અને સત્યને જ વફાદારીથી વળગી રહેતા હોય, તો જ સાચી લોકશાહી અસ્તિત્વમાં આવે. અત્યારની આ બધી લોકશાહીઓ તો સાચી કસોટીમાંથી ભાગ્યે જ પાર ઊતરે.

સતીશચંદ્ર દાસગુપ્તા

'રાષ્ટ્રવાણી' (૨૮-૧૦-'૪૦)માંથી.

[1] Unser Kampf.

## ચીની કહેવત

એક વાર તમને સાપ કરડે તો ત્રણ વર્ષ સુધી તમે સીંદરીથી ડરવાના.

# મુંબઈ ઈલાકા માધ્યમિક શિક્ષક પરિષદ

મુંબઈ ઇલાકાની માધ્યમિક શાળાઓના શિક્ષકોની ૫મી વાર્ષિક પરિષદ અમદાવાદ મુકામે ઑક્ટોબર, તા. ૨૩થી ૨૫ દરમિયાન ભરાઈ ગઈ. પરિષદનો મને અગાઉ અનુભવ નહોતો, એટલે સ્વાગત સમિતિએ મને એકેક પ્રસંગે એમની ચર્ચામાં ભાગ લેવા નોતર્યો તે તેડું મેં, અનુભવ મળવાના લોભથી પણ, સ્વીકાર્યું. અને મારે જણાવવું જોઈએ કે, પરિષદમાંથી મને કીમતી શીખવાનું અને અનુભવ મળ્યાં છે.

પરિષદ પૂરી થયા પછી એક મિત્રે મને કહ્યું, "તમે એ પરિષદમાં જવાના છો એ મને ખબર નહિ; નહિ તો હું તમને કહેત કે, પરિષદમાં મુખ્ય કામ તો શિક્ષકોના પગાર, 'પ્રોવિડન્ટ ફંડ', ઇત્યાદિ એમના દરજ્જાને લગતી બાબતો વિચારનારા 'યુનિયન' જેવું હોય છે; કેળવણીની ચર્ચા તો તેને શોભા અને શણગાર આપવાને માટે જ હોય છે." આ ટીકામાં તથ્ય છે ખરું. કેળવણીની જે ચર્ચાઓ પરિષદે કરી તે તેની આખી કાર્યવાહીમાં ગૌણ સ્થાને અને ઓછી ગંભીરતા-કે ધ્યાન-પાત્ર લાગતી હતી, એની ના ન પાડી શકાય. જે ઠરાવો થયા તેમાં ઘણા મોટા પ્રમાણના ઠરાવો ઉપરની ટીકાને પુરવાર કરે એવા હતા, એ પણ ખરું. શિક્ષણવિષયક કે કેળવણીની પુનર્ઘટનાના પ્રશ્નોની ચર્ચાને માટે કશી લાંબી પૂર્વ-યોજના પણ ઓછી જોઈ. છતાં, આ પ્રશ્નોને પરિષદમાં, ગૌણ છતાં, સ્થાન છે એ હકીકત યાદ રાખવી જોઈએ. કેટલાક શિક્ષકો એમાં રસ લેતા હશે એ પણ, આંકડાથી ન કાઢી બતાવાય એવી છતાં, એક હકીકત છે. અને એ પણ ધ્યાન રાખવું ઘટે કે, આપણી હાઈસ્કૂલોના શિક્ષકોને ભાગે, પુનર્ઘટનાનો વિચાર કરવાની સીધી જરૂર વિચારવાનું પણ ક્યાં છે? સરકારી કેળવણીખાતું અને યુનિવર્સિટીનું મૅટ્રિક ખાતું એ એમના કામને પચાવી બેઠું છે — તેમના ચિઠ્ઠીના ચાકર જેવી દશા શિક્ષકો ભોગવે છે. પરંતુ, એ બહાનું શિક્ષકો ન કાઢી શકે એમ હું માનું છું. તંત્રબદ્ધ થતી ચીજો ઓછેવત્તે અંશે ઉપલાં ખાતાં જેવી જ થવાની. થોકબંધ કામ કરવાના આ જમાનામાં, ખાતું અને એની હબછબ આપણા દેશને અંગ્રેજોએ આપેલી કાયમી ભેટ જ સમજીને ચાલવું જોઈએ. એમ સમજ્યા પછી એક જ વસ્તુ રહે છે, અને તે એ કે, ખાતાં અતિ જડ ન બની જાય અને હીનતા-ભરેલા કે બગડતા રસ્તાઓમાં ન પડી જાય. પરિષદની કાર્યવાહી પરથી લાગ્યું કે, આપણી માધ્યમિક કેળવણીનું તંત્ર કેટલેક અંશે સડાનું ભોગી થયું છે, અને તેમાં તેમનાં નિયામક બે ખાતાં —સરકારી કેળવણી ખાતું અને યુનિવર્સિટી— પૂરક નહિ હોય તોય લાચારી તો ભોગવે છે. રાજકારણની જેમ યુનિવર્સિટીમાં પણ પ્રલોભનો ઊભાં થતાં જાય છે અને તેની પ્રાપ્તિને સારુ એક અનિષ્ટ રાજપ્રકરણ જ તે ખાતાંમાં જામતું જાય છે. માધ્યમિક શિક્ષક પરિષદ એને રોકવા સારુ કાંઈ કરવા ધારતી હોય એમ ન જોયું. બલ્કે, આવા પ્રકારના મેળાવડાથી એ પ્રકરણો ડહોળવામાં ઠીક થોલ મળતો હશે, એમ બને. આમ કહીને હું અમુક અંશે ટીકા કરતો લાગું, પરંતુ મારી કહેવાની મતલબ એ છે કે, પરિષદની બેઠક માધ્યમિક શિક્ષકોને મળવાને માટે ઠીક સ્થાન છે; એટલે તેઓ ઇચ્છે તો તેનો સદુપયોગ કરી, તે દ્વારા દેશની પુનર્ઘટનામાં પોતાનો ફાળો આપી શકે, એ પ્રકારની તાકાત આ પરિષદના ગર્ભમાં રહેલી છે. એને ખીલવવાની જવાબદારી પરિષદના નેતાઓની છે; અને એની શરત એક જ છે, અને તે પરિષદના પ્રમુખે પોતાના વ્યાખ્યાનમાં સ્પષ્ટરૂપે કહી કે: પરિષદ પોતાનું કામ વ્યાપક રાષ્ટ્રીય પુનર્ઘટનાની પીઠિકા ધ્યાનમાં રાખીને કરે. આ વસ્તુ જો પરિષદ સાધી શકે તો તે પોતાને યશસ્વી બનાવી શકશે.

હું માનતો હતો કે માધ્યમિક શાળાના શિક્ષકો, પ્રાથમિક શાળાના મહેતાજીઓ પેઠે, પોતા વિષે ઓછપ-ભાવ નહિ સેવતા હોય. પરંતુ મેં જોયું કે તેઓમાં પણ આ વસ્તુ યથારૂપાંતરે છે જ! તેમને લાગે છે કે સમાજ અમારી કદર કરતો નથી; કૉલેજના અધ્યાપકોની ઈર્ષા જેવું કાંઈક મનમાં રહે છે, જેવું કે પ્રાથમિક શિક્ષકો માધ્યમિકો પ્રત્યે ધરાવે છે, એ બેમાં ફરક એટલો છે કે, માધ્યમિકો પોતાને પ્રાથમિકો કરતાં ઊંચા માની મન વાળી શકે છે, જે વળતર પ્રાથમિકોને ભાગે નથી. જોકે, પ્રાથમિક

શાળાનાં છોકરાં પર અખતિયાર ભોગવવામાં કદાચ કાંઈક વળતર આચમિકોને મળતું હશે.

સ્વાગતાધ્યક્ષે કહ્યું કે, કૉલેજના અધ્યાપકો ફરિયાદ કરે છે કે હાઈસ્કૂલોમાંથી છોકરા કાચા આવે છે. એવી જ ફરિયાદ માધ્યમિકો પ્રાથમિક શાળા સામે કરે છે કે, પ્રાથમિક શિક્ષકો બિલકુલ કાચા છોકરા મોકલે છે તેથી હાઈસ્કૂલો લાચારીમાં પડે છે. અને સ્વાગતાધ્યક્ષે આ ઉપરાંત એક નવી દલીલ ઉમેરી આપી કે, અધ્યાપકોએ જાણવું જોઈએ કે હાઈસ્કૂલના શિક્ષકો એક વાર કૉલેજમાં હતા; ત્યારે તેમને જેવા તૈયાર કર્યા તેવા તે છે; એટલે હાઈસ્કૂલની કચાશ તે એમની જ કચાશ છે! મતલબ કે, દોષ કોઈ ઓઢવા તૈયાર નથી, જા બિલાડી મોબામોબ — એ ઘાટ છે. આ ગંભીર વિચારને પાત્ર સ્થિતિ ગણાય. આવી સ્થિતિનો વિચાર કરીને ગયે વર્ષે મૅડમ મૉન્ટેસોરીએ ભલામણ કરી હતી કે, 'આ મુશ્કેલીનો ઉકેલ આણવાને માટે, હાઈસ્કૂલના શિક્ષકોએ પ્રાથમિક શાળાઓમાં અને યુનિવર્સિટીના અધ્યાપકોએ હાઈસ્કૂલોમાં રસ લેવો જોઈએ. એટલે, આજની જેમ એકબીજાથી અસંબંધ ત્રણ ન્યારી વિકાસમાર્ગની લીટીઓ ન પડી જતાં, વિદ્યાર્થીઓના માનસને એકધારો વિકાસ મળી શકશે.'

અમદાવાદ પરિષદે આવું કાંઈક વિચાર્યું હતું એમ ન કહેવાય. પરંતુ બેએક વર્ષથી તે વર્ધાયોજના વિષે વ્યાખ્યાનો ગોઠવતી આવી છે, એમ મને જાણકારોએ કહ્યું; અને તે પ્રણાલી આ વર્ષે પણ ચાલુ રાખી હતી. પરિષદના શિક્ષકો વર્ધાયોજના વિષે વાકેફ હતા — એટલે કે, તેમણે તેનું પ્રમાણભૂત સાહિત્ય વાંચીને તેનો રસભેર અભ્યાસ કર્યો હતો — એમ કહેવાય? — એવો પ્રશ્ન કેટલાકને મેં વાતચીતમાં પૂછેલો. એનો હા કરતાં ના ઉત્તર જ વધારે પ્રમાણમાં મળતો હતો. એક જાણીતા શિક્ષકે મને કહ્યું કે, યોજનાનો સિદ્ધાંત તો અમે ક્યારના સમજી ગયા છીએ; મારે તો હવે પ્રયોગનાં પરિણામ જાણવાં છે. પણ પછીથી મેં જોયું કે, એમની સિદ્ધાંતની સમજ છાપાંના ખ્યાલો કરતાં ઊંડી કે વધારે જવાબદારીભરી નહોતી.

પરિષદના ક્ષેત્રની કેળવણીને લગતા પ્રશ્નોનો પણ કશો ગંભીર વિચાર થયો હોય એમ ન ગણાય. કેળવણીની પુનર્ઘટનાની દૃષ્ટિએ જોઈએ તો, પરિષદે એ બાબત કશું જ વિચાર્યું નહિ. ચાલુ તંત્ર અને તેની વ્યવસ્થા વધારે સારી કરવા — અને ખાસ તો તેમાં પોતાનું સ્થાન વધારે સારું કરવા, મુખ્ય ચિંતા રખાતી હતી એમ જોયું. આપણે શિક્ષકો ભાવી પ્રજાના ઘડવૈયા છીએ, એમનું ચારિત્ર્ય આપણે ઘડવાનું છે, એ આપણી રાષ્ટ્રીય ફરજ છે, ૪૦ ૪૦ શોભીતા લાગતા પણ પોતાને જ કદાચ પોલા લાગતા શબ્દો બોલાતા તો હતા; દરેક ધંધામાં ઓછેવત્તે અંશે આવી cant–દંભવૃત્તિ અને એની સાથે અન્ય લોકની ખુશામત હોય જ છે. જેમ ખુશામત એ સામો માણસ આપણે કેવા થવું જોઈએ એમ બતાવનારી ચીજ છે, તેમ દંભ એ આપણે પોતે કેવા થવા ચાહીએ છીએ કે થવું જોઈએ એમ માનીએ છીએ એ દેખાડનારી ચીજ ગણાય. ઉપરનું કથન એ પૂરતું પણ કામ દેનારું છે જ. એથી પરિષદ પોતાનો માર્ગ તો નહિ જ ભૂલે — અનુકૂળ સંજોગોમાં એ માર્ગે વળશે, એમ માનવું વધારેપડતું ગણાય?

બાકી, પરિષદની કાર્યવાહી પરથી, આજ પ્રવર્તતી સ્થિતિ વિષે કાઢી શકાતાં અનુમાનો શોભાવનારાં નથી. સ્વાગતાધ્યક્ષે નફાખોર નિશાળો કૂતરાના કાનની જેમ ફૂટી નીકળવાની વાત કરી. મૅનેજરો શિક્ષકોના પગારમાં રમતા રમતા હોવાથી ટિકિટ ચોડી પગાર લેવા વિષે ઠરાવ થયો. છોકરાઓ વધારવાની, શિક્ષકને બઢ્ઢી લગાડે એવી, અનેકવિધ યુક્તિઓનાં ગર્ભિત સૂચનો જોયાં. છતાં આ પરિસ્થિતિને કેમ પહોંચી વળવું એ વિષે ઉત્કટતાભર્યો કશો વિચાર નહોતો. આ બાબતમાં પણ દોષારોપણ અન્યને કરવા જેટલી જ તકલીફ લેવાતી જોઈ. યુનિવર્સિટી અને કેળવણીખાતું પણ પોતાને લાચાર જ માને છે કે શું? બાકી નવી નિશાળોને તો ફાટી નીકળવાનું શક્ય જ ન હોવું જોઈએ. વસ્તીપત્રકો તો દશે વર્ષે લેવાય છે. અને ભણતા છોકરાના આંકડા તો સરકાર વર્ષે વર્ષે કાઢે છે. તે પરથી એક અમુક ક્ષેત્રમાં કેટલી નિશાળો જોઈએ તે કેમ નક્કી ન કરવામાં આવે? એથી વધુ ન જ ઊઘડી શકે એ કેમ ન કરી શકાય? જે નઠારી કે દોષમાં ચાલતી લાગે તેને ટપ દઈને કેમ બંધ ન કરાય? એ શાળાઓમાં હરીફાઈ ચાલે છે તો તે સરસાઈ સાધવા માટે — વધારે સરસ થવા માટે

કેમ ન હોય? પરંતુ કોણ જાણે શું ચાલે છે — આ પ્રકારે કશું થતું દેખાતું નથી અને કેળવણીને નામે વિનાશનું તાંડવનૃત્ય ચાલ્યે જાય છે અને સમાજ પણ આંખમીંચામણાં કરી રહ્યું છે. પરિષદના પ્રમુખ સાહેબે કહ્યું કે, 'યોજનાપુરઃસર પુનર્ઘટનામાં મને રસ છે અને એ કામ દેશવ્યાપી ધોરણે થવું જોઈએ.' પરિષદની કાર્યવાહી જોતાં આ દિશામાં ઓછો વિચાર થયેલો લાગે છે. આશા રાખીએ કે, વર્ષ દરમ્યાન પ્રમુખ-સાહેબ આ દૃષ્ટિએ પરિષદના કામને વાળે અને દોરે, અને માધ્યમિક શાળાનો પ્રશ્ન વેળાસર ઉકેલી, આવી રહેલા જમાનાને માટે તેમને પોતાનો ફાળો આપવાને માટે તૈયાર કરે. પ્રમુખ સાહેબ એ શક્તિ ધરાવે છે. એ આશા તેઓ પૂરે. એ જ.

માધ્યમિક શાળાના શિક્ષકોને માથે પણ જવાબદારી છે. પ્રમુખ સાહેબે કહ્યું એમ, હકનામું શિક્ષકો જરૂર ઘડી શકે છે અને ઘડવું જોઈએ. પરંતુ હકની પ્રાપ્તિ જવાબદારીઓ અદા કરવા મારફતે શક્ય બને છે, એ પણ તેમણે યાદ દેવડાવ્યું. જો શાળાના શિક્ષકો પોતાની જવાબદારીઓ ઉપાડી લે તો જ તેમની હક-રક્ષાની લડતમાં તેઓ બળવાન અને અજેય બનશે, એ પ્રાથમિક પાઠ ગાંધી-યુગે શીખવ્યો છે; એને તેઓ ન ભૂલે. કાંઈ નહિ તોય પોતાને ભાગે આવતું કાર્ય બજાવવાનું શ્રેય તો તે મેળવી જ શકશે. હિંદુ સ્મૃતિમાં અસૂયા કે ઈર્ષા શઠોનો અવગુણ ગણેલો છે, અને આજનો જમાનો ઈર્ષા-યુગ છે એટલે ઈર્ષાની હવા તો જોરથી ચાલે છે. તેથી જ કદાચ કળિયુગમાં જરાક જેટલા પુણ્યનું પણ મોટું ફળ બતાવાતું હશે. શિક્ષકોએ તો આ યાદ રાખવું જોઈએ. માધ્યમિક શાળામાં ચાલતી નફાખોરી અને એને લગતી હીન વૃત્તિઓ તથા કાર્યપદ્ધતિઓ જો ઓછી થાય, તોપણ ઘણું વાતાવરણ ચોખ્ખું થાય એમ સૌ કોઈ માનશે. આ જવાબદારી તો પરિષદ જ લઈ શકે; તો તેની પ્રતિષ્ઠા સરકારમાં તથા સમાજમાં વધશે જ એમાં શંકા નથી.

**મગનભાઈ પ્ર. દેસાઈ**

# આપણી પ્રાથમિક કેળવણીનો બગાડ—૨

આજની પ્રાથમિક કેળવણીનો જો આપણે અભ્યાસ કરીશું તો એમાં અથથી ઇતિ સુધી કૃત્રિમતા જ જણાશે. ગામડાની પ્રજાનાં બાળકોને કેળવણી આપવાનો એ દાવો કરે છે, પરંતુ એ કેળવણી એટલી કૃત્રિમ રીતે રચાઈ છે કે પ્રાથમિક શાળામાં ભણવા આવતાં બાળકો અધવચમાં જ કેળવણી છોડી દે છે. પ્રજાને શા માટે આ કેળવણી પરવડતી નથી એનાં કારણો વિચારતાં એટલી વાત તો સ્પષ્ટ થઈ જાય છે કે, પ્રજાના જીવનને આ કેળવણી બિલકુલ સ્પર્શ કરતી નથી. શાળાના વાતાવરણનો અને ઘર તેમ જ ગામના વાતાવરણનો આ દૃષ્ટિએ અભ્યાસ કરીશું તો એ બેની વચમાં આસમાન જમીનનો તફાવત દેખાઈ આવશે. આજની કેળવણી અક્ષરજ્ઞાન અને માહિતિ પર જ બધો ભાર દે છે, અને જીવનના સંસ્કારો અને તેના ઘડતર વિષે એ કેળવણીમાં વિચાર સરખો પણ થતો નથી. પરિણામ એ આવે છે કે, શાળામાં ભણતું બાળક અથવા ભણી રહેલું બાળક એના કુટુંબ તેમ જ એના ગામથી વિખૂટું પડેલ લાગશે. હિંદની પ્રજાનો મોટો ભાગ ખેતી કરે છે. કેટલાક એની આસપાસના ગૃહ-ઉદ્યોગો કે ગ્રામ-ઉદ્યોગોમાં વત્તેઓછે અંશે રોકાયેલા રહે છે. સતત ઉદ્યોગ અને પરિશ્રમથી પ્રજાનું જીવન ભરેલું રહે છે. પરંતુ આ પ્રજાનાં બાળકોને શાળામાં જે કેળવણી મળે છે તેમાં આજે તો ઉદ્યોગ કે પરિશ્રમનું નામ-નિશાન પણ નથી. આજની પ્રાથમિક કેળવણીમાં ઉદ્યોગ અથવા પરિશ્રમને માટે જો કંઈ પણ સગવડ કરી હોય છે તો તે પ્રતિ અણગમો કેમ થતો જાય એની જ વ્યવસ્થા કરેલી લાગે છે.

બાળક શાળામાં ભણવા જાય છે, આંક ગોખે છે, પાઠો ભણે છે, અને હિસાબો કરે છે. કોઈક ઠેકાણે 'કસરત'માં કૂચ કરે છે કે લાઠીદાવ શીખે છે. એ જ બાળકો સાંજે ઘેર જાય છે, ત્યાં તો એના

જેવાં જ ન ભણતાં બાળકો માબાપને પશુપાલન કે ખેતીના નાના મોટા ઉદ્યોગોમાં મદદ કરતાં હોય છે. કુંભાર, સુતાર કે લુહારના છોકરાઓ શાળામાં નથી જતા ત્યારે એમના ધંધાનાં નાનાં મોટાં કામો કરતા હોય છે. બાળાઓ તો ઘરકામમાં વિશેષ રોકાયેલી રહે છે. ઢોર ચારવાં, છાણાં થાપવાં, પાણી ભરવું કે કપડાં ધોવાં, નીંદવું, ચાર લેવા જવું કે દળવું-ખાંડવું, આ બધાં ઘરનાં અને બહારનાં કામો ગ્રામ-જીવનની મહત્ત્વની પ્રવૃત્તિઓ છે—એમાં જ ગ્રામ-પ્રજાની જે સમૃદ્ધિ છે તે રહેલી છે. પરંતુ બાળાઓ શાળામાં ભણવા જાય છે ત્યાં તો એમના અભ્યાસમાં કે પાઠોમાં કે પુસ્તકોમાં કે શાળાનાં સમયપત્રકોમાં, જીવનને સ્પર્શનારી આમાંની એક પણ વસ્તુનું નામ-નિશાન પણ દેખાતું નથી! કેળવણીકારો અને કેળવણી-તંત્રના સંચાલકો ભાષણોમાં તો કેળવણીની મોટી મોટી વ્યાખ્યાઓ કરે છે; જીવનનો વિકાસ કરે એ જ કેળવણી એવા વિચારો તો ઘણા દર્શાવે છે; પરંતુ પ્રાથમિક શિક્ષણના અભ્યાસક્રમમાં કે શાળાની દિનચર્યામાં, જીવનને સ્પર્શનારી અને જીવનનો વિકાસ કરનારી પેલી વસ્તુઓને પૂરું સ્થાન મળવું જોઈએ એની કલ્પના પણ કોઈને આવતી નથી. શાળાની કેળવણી તો (જો એને કેળવણી કહી શકાય તો) નિરુપયોગી માહિતી, અક્ષરજ્ઞાન, કે બુદ્ધિવિલાસની નિર્જીવ અને નિષ્ક્રિય વિગતોથી જ ભરેલી રહે છે. મહેનત, મજૂરી, પરિશ્રમ કે ઉદ્યમ, એનો તો આજ સુધી કેળવણીકારોએ વિચાર પણ કર્યો નથી. આજે તો એવી જ માન્યતા ઘર કરી બેઠી છે કે, મહેનત, પરિશ્રમ કે ઉદ્યોગને બુદ્ધિવિકાસ સાથે કશો સંબંધ નથી. વિપરીત દશા તો એ થઈ પડી છે કે, શાળામાં થઈ રહેલા 'બુદ્ધિવિકાસ'ના વાતાવરણમાં પરિશ્રમી જીવન પ્રતિ વધુ ને વધુ અણગમો જ કેળવાતો જાય છે. આમ, ઘરકામ અને શાળાઅભ્યાસને તદ્દન વિરોધી વસ્તુઓ ગણવામાં જ આજની કેળવણીની કૃત્રિમતા રહેલી છે.

કેળવણીની આ કૃત્રિમતાએ ગામડાંઓમાં તો સાચે જ કેર વર્તાવ્યો છે અને જીવનને સમૃદ્ધ કરનારાં ઝરણાં તદ્દન સૂકવી નાંખ્યાં છે. ચાલુ પ્રાથમિક કેળવણીથી નીપજતો આ ગ્રામસંસ્કૃતિ અને જીવન-સમૃદ્ધિનો બગાડ, આપણે ગયા લેખમાં જોઈ આવ્યા તે આર્થિક બગાડ કરતાં હજાર ગણો વિનાશ-કારક નીવડે છે. ગ્રામજીવન અને ગ્રામસંસ્કૃતિનો જેમણે થોડો ઘણો પ્રત્યક્ષ અનુભવ કરેલો છે તેમને આ સંસ્કૃતિ અને જીવનબગાડની ભયંકરતાનો સારો ખ્યાલ આવે છે.

૧. પ્રથમ તો આપણા પ્રાથમિક શિક્ષણે બાળકોમાં ઘરકાર્ય પ્રતિ ઠીક ઠીક અણગમો પ્રગટાવ્યો છે. પરિણામ એ આવ્યું છે કે, પ્રજાજીવનમાં આળસ, નિષ્ક્રિયતા અને શિથિલતાનું પ્રમાણ ખૂબ વધી રહ્યું છે. એ કેળવણી શા કામની, જે પ્રજાજીવન પર આળસ, નિષ્ક્રિયતા અને શિથિલતાનો ત્રિવિધ શાપ ઉતારે છે?

૨. આપણા પ્રાથમિક શિક્ષણની પદ્ધતિ, એનો અભ્યાસક્રમ અને એનું આખુંયે વાતાવરણ એવી રીતે રચાયાં છે કે, બાળકોમાં પરિશ્રમ, ઉદ્યમવૃત્તિ અને જાતમહેનત પ્રતિ વધુ ને વધુ અણગમો થતો જાય છે. ઘરકામ પ્રતિના અણગમામાં મુખ્ય કારણ આ અણગમો જ છે. ઊગતી પ્રજામાંથી પરિશ્રમની અને ઉદ્યમી જીવનની ટેવો ઘસી નાંખનાર કેળવણીનો પ્રજાને શો ઉપયોગ હોઈ શકે?

૩. પરિશ્રમ અને ઘરકામ પ્રતિ અણગમો પેદા કરનાર આપણી પ્રાથમિક કેળવણીને લીધે ગામડાના પ્રજાજીવનના વિકાસ સાથે સંકળાયેલા ગ્રામઉદ્યોગો પ્રતિ તુચ્છભાવ કેળવાતો ગયો છે. પરદેશથી ઘસી આવેલી અસંખ્ય પરદેશી વસ્તુઓએ આ ગ્રામ-ઉદ્યોગોને છિન્નભિન્ન કરી નાંખ્યા છે. પરદેશી વસ્તુઓના પ્રચારનું આ કાર્ય સુલભ એટલા માટે બન્યું છે કે, આપણી પ્રાથમિક કેળવણીને પ્રતાપે બાળકોમાં અને વિદ્યાર્થીઓમાં ટાપટીપ, ફેશન અને વિલાસિતાના કુસંસ્કારો પોષાવા લાગ્યા છે. ગ્રામ-ઉદ્યોગોમાં રહેલી ભવ્ય સંસ્કૃતિની ઓળખ કરી લઈ ગાંધીજીએ એના પુનરુદ્ધાર માટે ભારે પ્રયાસો શરૂ કર્યા છે. પરંતુ એ પ્રવૃત્તિની અસર કેળવાયેલા વર્ગ પર બહુ જ ઓછી થઈ છે. આપણી પ્રાથમિક કેળવણી અને તે પર રચાયેલી માધ્યમિક અને ઉચ્ચ કેળવણી ગ્રામઉદ્યોગની પ્રવૃત્તિની શિથિલતા માટે ઘણે અંશે જવાબદાર છે. ગ્રામઉદ્યોગોના થઈ રહેલા વિનાશથી ગ્રામપ્રજાની કેટલી બધી પાયમાલી થઈ

રહી છે તે તો આપણાં મૃતપ્રાય થઈ રહેલાં ગામડાંમાં જઈને રહેવાથી જ સમજી શકાય છે.

૪. આળસ, નિષ્ક્રિયતા, શિથિલતા, પરિશ્રમ પ્રતિ કંટાળો, વિલાસિતા, વગેરે ખોટા સંસ્કારોનું વાતાવરણ પ્રગટાવી આપણી પ્રાથમિક કેળવણીએ બાળકોમાંથી કાર્યશક્તિ ખૂબ ઘટાડી દીધી છે. ગામડાંમાં ભણતાં, ભણી રહેલાં અને વગર ભણેલાં બાળકોના જીવનનો જો આપણે સૂક્ષ્મ અભ્યાસ કરીશું તો તરત દેખાઈ આવશે કે, વગર ભણેલાં બાળકમાં જાતમહેનત, પરિશ્રમપ્રેમ, ઉદ્યમી વૃત્તિ અને સાદાઈનો સંસ્કારો કરમાઈ ગયેલા નથી હોતા. ભણતાં અને ભણી રહેલાં બાળકોની સ્થિતિ આથી જુદી જ છે. એમની કાર્યશક્તિનો ઘસારો પ્રાથમિક કેળવણીથી શરૂ થાય છે અને જેમ વધારે શિક્ષણ તેમને મળે છે તેમ તે ઘસારો વધતો જ જાય છે. પરિણામ એ આવે છે કે, પ્રજાજીવનમાં સંપત્તિની ઉત્પાદનશક્તિનો દિવસે દિવસે એટલો મોટો હ્રાસ થઈ રહ્યો છે કે, ભયંકર ગરીબાઈ અને બેકારીમાં આપણો ભણેલો વર્ગ સપડાતો જાય છે. દુઃખદ વાત તો એ છે કે કાર્યશક્તિના ઘસારાના પ્રમાણમાં જ પ્રજાજીવનમાં વિલાસિતા અને તેના ખોટા ખર્ચો વધી રહ્યા છે. બેકારી, આળસ અને ગરીબાઈનાં દુઃખો આથી વધુ ને વધુ કરુણ અને જીવનવિનાશક નીવડતાં જાય છે. બાહ્ય આડંબરમાં જીવનની આ ક્ષુદ્રતા રાચે છે અને એના મોહ વધતા જ જાય છે.

જીવનની સાચી શક્તિ અને તેના સાચા સંસ્કારો વિષે જો ભણેલા અને વગર ભણેલામાં આટલો બધો ભેદ રહે છે, તો ઘણી વાર એમ થઈ આવે છે કે, સાચી કેળવણી ભણેલાને મળે છે કે વગર ભણેલાને મળી ચૂકી હોય છે? આજનું કહેવાતું ભણતર જો જીવનના સાચા સંસ્કારોને પોષક નીવડવાને બદલે તેને વિઘાતક નીવડે છે, તો આજની પ્રાથમિક કેળવણીની શાળાઓ ગ્રામપ્રજાની કેળવણીમાં કશો જ ફાળો આપતી નથી એ નિર્વિવાદ વાત છે. ઘણાં વર્ષો પહેલાં ડૉક્ટર આનંદકુમાર સ્વામી લખી ગયા તેમ:

'વાલ્મીકિ, તુલસીદાસ, ' અને કબ્બાઉ અને મનિકા વેકેગરની કૃતિઓ હિંદ અને લંકાની નિરક્ષર ખેડૂત પ્રજા માટે જે કંઈ સિદ્ધ કરી શકી છે તે કામ આજની પ્રાથમિક કેળવણી કરી શકશે એમ હું માની શકતો નથી.' (Art and Swadeshi, by Dr Anandkumar Swami, P. 143).

ડૉ. આનંદકુમાર સ્વામી તો એમ માને છે કે, આજની નિરક્ષર ગ્રામપ્રજાની કેળવણી એક રીતે પ્રશંસનીય છે. પછી તે ભલે મર્યાદિત હોય.

' આ દૃષ્ટિએ આપણે આપણી પ્રાથમિક કેળવણીનો વિચાર કરીએ છીએ ત્યારે આપણને ખ્યાલ આવે છે કે, પ્રજાના જીવન અને સંસ્કૃતિમાં ભારે બગાડ થઈ રહ્યો હોય છે. પ્રજાના સંસ્કારોને જે કેળવણી અનુકૂળ અને પોષક નથી હોતી તે કેળવણી જ ન કહેવાય. સ્થાનિક વાતાવરણ અને કૌટુમ્બિક સંસ્કારોનો મેળ જે કેળવણીમાં સાધી શકાતો નથી તે કેળવણી જીવન અને સમાજને વિઘાતક જ નીવડે છે. આપણી પ્રાથમિક કેળવણી અથથી ઇતિ સુધી આપણાં *ગામડાંઓના સ્થાનિક વાતાવરણ અને* કૌટુંબિક સંસ્કારોનો દ્રોહ કરી રહી છે. બુદ્ધિવિકાસની ભ્રમજાળમાં પ્રાથમિક શિક્ષણ અટવાઈ ગયું છે અને ગમે તેવી માહિતીના સંચયને શિક્ષણનું નામ અપાઈ રહ્યું છે. આપણા જીવનના વિકાસ માટે જે સંસ્કારોની ખિલવણીની જરૂર છે એનો વિચાર કરીશું તો, શ્રી. કિશોરલાલ મશરૂવાળા લખે છે તેમ, બુદ્ધિનો વિકાસ કાર્યશક્તિના સંસ્કારોમાં જ રહેલો છે.

'ગમે તે કામ હોય—તે કેમ કરવું અને કેમ સુધારવું એનો જે વિચાર કરી શકે તે બુદ્ધિમાન કહેવાય. આખું જીવન જે કામમાં રેડાઈએ તે કામમાં બુદ્ધિ પાવરધી બને. પોતાનાં કામોને જે બુદ્ધિપૂર્વક બનાવે, સુધારે અને ધર્મબુદ્ધિથી ઈશ્વરસેવા સમજીને કરે, તેની બુદ્ધિ તેમ કરતાં કરતાં એટલી શુદ્ધ અને તેજ બને કે એ પોતાના સરજનહારને પણ ઓળખી શકે.'

દિલખુશ બ૦ દીવાનજી

# ઇંગ્લન્ડનો આદિ જેલ-સુધારક

આપણામાં એક કહેવત છે કે, આપ મર્યા વિના સ્વર્ગે ન જવાય. ઈસ્વી સનના અઢારમા સૈકામાં ઇંગ્લન્ડમાં જૉન હાવર્ડ કરીને એક અતિ ભલો અને પરગજુ માણસ થઈ ગયો. તેનો જન્મ ૧૭૨૬માં થયો હતો. તેના પિતાએ સ્વતંત્ર વેપારમાંથી નાની સરખી સારી મિલકત સંપાડી હતી. ઈ. સ. ૧૭૪૨માં તે મરણ પામ્યો, એટલે આ મિલકત ૧૬ વર્ષના તેના પુત્ર હાવર્ડને મળી. આ વખતે હાવર્ડ લંડન શહેરમાં એક ગાંધીની દુકાને ગુમાસ્તી કરતો હતો, તે છોડી દઈ બાપીકી મિલકત પર તે રહેવા આવ્યો.

હાવર્ડને પ્રવાસનો બહુ શોખ હતો. પરંતુ શરીરનો બાંધો મજબૂત નહિ હોવાથી તે તરત માંદો પડતો. ગ્રીન કરીને એક પ્રખ્યાત અંગ્રેજ ઇતિહાસકાર લખે છે કે, '૧૭૭૪માં હાવર્ડ પોતાના બેડફર્ડ પરગણાનો શરીફ થયો ત્યાં લગી તેનો એકમાત્ર ધંધો બાઈબલનો પાઠ કરવો અને થર્મોમીટર જોયા કરવું એ હતો!' એ પરથી તમે કલ્પી શકશો કે એ કેવો માંદલો માણસ હતો. પરંતુ જ્યારે એણે જીવનમાં પોતાનું ખરું કામ શું છે એ જોયું ત્યારે, જન્મથી વળગેલું આ માંદલાપણું ખંખેરી નાંખતાં એને વાર ન લાગી. જીવનમાં એનું ખરું કામ જેલખાનાંનો સુધાર કરવો એ બન્યું હતું.

આપણે ઉપર જોયું કે, ઈ. સ. ૧૭૭૪માં તે પોતાના બેડફર્ડ પરગણાનો શરીફ નિમાયો. શરીફ તરીકે, તેને સુધરાઈ અને શિક્ષણ જેવાં જનસુખાકારીનાં કામો ઉપરાંત, જેલો પર દેખરેખ રાખવાનું અને ન્યાયનું કામ બરોબર ચાલે છે કે નહિ તે જોવાનું પણ હતું. ધર્મવૃત્તિવાળો હાવર્ડ આ કામોમાં તનમન અને ધનથી લાગી ગયો. અત્યાર પહેલાં પણ તે, એક ખાનગી સદ્‌ગૃહસ્થ અને ભલા ખ્રિસ્તી તરીકે, પોતાનો દાન-દયા-ધર્મ કરવાનું ચૂક્યો નહોતો. હવે શરીફ તરીકે તેણે જાહેરકામમાં જે ધગશ તથા લગનીથી ઝુકાવ્યું, તે પરથી થોડા જ વખતમાં આખા દેશનું ને અમેરિકાનાં સંસ્થાનોનું પણ ધ્યાન તેના તરફ ખેંચાયું.

શરીફ તરીકે તે બેડફર્ડ પરગણાની પોતાની દેખરેખ નીચેની જેલ જોવા લાગ્યો. આ અગાઉ તેને પોતાને પણ પરદેશની એક જેલનો જાત-અનુભવ હતો. એક વાર પોર્ટુગલ જતાં વચ્ચેથી એક ફ્રેન્ચ કપ્તાનના હાથમાં એ પકડાયો હતો. પરિણામે એને ફ્રેન્ચ જેલમાં કેટલાક દિવસ પુરાવું પડ્યું હતું. ત્યાં એણે જે હડહડતું નરક જોયું હતું તે હવે એને યાદ આવ્યું. ગંદકી, હવાઉજાસ વગરની અંધારી ઓરડીઓ, સૂવા માટે સડેલું ઘાસ, ખાવાપીવા અને પહેરવા ઓઢવાના સાંસા, અને બીજી અનેક પ્રકારની હાડમારીઓ જેલમાં જોઈ તેનો દયાળુ આત્મા કકળી ઊઠયો. તે જમાનામાં સ્ત્રીપુરુષોને જુદાં કેદ કરાતાં નહોતાં. આથી કરીને, ઉપરના નરકવર્ણનમાં ગલીચ અનીતિ અને દુરાચાર પણ જોવા મળતાં. પરંતુ, *સૌથી વધારે જુલમ તો એ* જોવા મળ્યો કે, કેટલાક કેદીઓ કે જેમને અદાલતે નિર્દોષ ઠરાવ્યા હતા તથા કેટલાક કે જેમનો ગુનો જ સિદ્ધ થયો નહોતો, એવા લોક પણ કેદમાં હતા! આમ બનવાનું કારણ તે વખતના રાજવહીવટનો એક વિચિત્ર રિવાજ હતો. તે જમાનામાં જેલર કે તેના નીચલા નોકરોને પગાર અપાતો નહિ, પણ કેદી પાસેથી તે અમુક રકમ ફી તરીકે વસૂલ કરી શકતો. કેદી આ ફી ન ભરે ત્યાં સુધી તેને, તે નિર્દોષ ઠરે છતાં, જેલર છોડતો નહિ, અને કોઈ આ બાબતમાં તેને પૂછતું પણ નહિ!

તમને થશે, આ તો ભારે અંધેર કહેવાય. પરંતુ, ખરેખર, તે કાળનાં કેદખાનાંનાં વર્ણનો વાંચીએ તો આપણને કમકમાટી ઊપજે!

જેલ-સુધારાના આ વિષયમાં આજ આપણો જમાનો એટલો તો આગળ વધ્યો છે કે, આજથી સો દોઢસો વર્ષ પર કેદીઓને કેવી બૂરી રીતે રાખવામાં આવતા એ આપણે કલ્પી પણ ન શકીએ. આજ આપણે કેદીની સુખાકારીની અને તેનું ભલું થાય એની ચિંતા રાખીએ છીએ. એને ચોખ્ખું ને પેટપૂર ખાવાનું મળે, નાહવાધોવા તથા પીવાને સારુ ચોખ્ખું પાણી મળે, પહેરવાને કપડાં મળે, રહેવાને હવાઉજાસવાળી જગા મળે, એ બધું જરૂરનું સમજીએ છીએ. તેને માટે દવાદારૂ અને દાક્તરી મદદની સવડ હોય; તે ઉપરાંત તેને વાંચવાનું તથા કાંઈક વિચારવાનું મળે, એ પણ જરૂરનું મનાય છે. કેદીએ ગુનો કર્યો, તેથી તે કાંઈ માણસ મટી નથી જતો.

શરીરના રોગીની માવજત કરીને એને સાજો કરવામાં આવે છે, તેમ જ ગુનેગારનું પણ હોવું ઘટે, કારણ કે એ પણ મનનો રોગી ગણાય; તેથી તેની પણ એવી માવજત કરવી ઘટે કે જેથી તે સારો થઈ પાછો સમાજમાં રહી શકે. કેદી વિષે આજ આપણે આમ માનીએ છીએ.

પરંતુ, હાવર્ડના જમાનામાં ઊલટી જ દશા હતી. હાવર્ડે શરીફ તરીકે સરકારમાં લખ્યું કે, જેલર વગેરેને કેદી પાસેથી ફી ઉઘરાવી ખાવાના હકને બદલે બાંધ્યો પગાર આપવો જોઈએ. પરંતુ તેને જવાબ મળ્યો કે, 'સરકાર આ ખર્ચ પોતાને માથે શું કામ વહોરે? એમ કરવા માટે કોઈ દાખલો છે?' હવે હાવર્ડ દાખલો શોધવાને નિમિત્તે યુરોપના દેશોનો જેલવહીવટ જોવા ઊપડ્યો. એને ક્યાંય પેલો દાખલો તો ન મળ્યો; પણ બધા દેશોમાં તેણે જે જોયું તેના ગુણદોષ તેણે સમજી લીધા. બધે જોયા પછી એને લાગ્યું કે, જરાતરા ફેરફાર છતાં ઘેરઘેર માટીના જ ચૂલા હતા.

ઈ. સ. ૧૭૭૪માં પાર્લમેન્ટની આમની સભા જેલસુધાર વિષે વિચાર કરવા બેઠી, ત્યારે હાવર્ડના જેલવહીવટનો અભ્યાસ એ સભાને બહુ ખપ લાગ્યો. એટલે સુધી કે, આમની સભાએ એ મદદને માટે તેને ધન્યવાદ આપી તેનો આભાર માન્યો. અને પછી તરત બે કાયદા કર્યા: એક કાયદાથી જેલરના પગારની વ્યવસ્થા કરવામાં આવી અને બેકસૂર કેદીઓને છોડી મૂકવામાં આવ્યા. બીજા કાયદામાં એમ નક્કી થયું કે, જેલ દર વરસે સાફસૂફ કરાવીને ધોળાવવી જોઈએ; હવાઉજાસ બરોબર હોવાં જોઈએ; માંદા કેદીઓ માટે જેલમાં ઇસ્પિતાલ હોવી જોઈએ અને તેમને દાક્તરી મદદ મળવી જોઈએ; વસ્ત્ર વગરનાને વસ્ત્ર આપવાં જોઈએ; અને કેદીની સુખાકારીને માટે એવાં બીજાં ઘટતાં પગલાં પણ લેવાવાં જોઈએ. પોતાની મહેનતના આ પરિણામથી હાવર્ડ રાજી થયો, અને આ બે કાયદા પોતાને ખર્ચે છપાવીને દેશના એકેએક જેલરને એણે મોકલી આપ્યા.

હવે એણે આદર્શ જેલ કેવી હોય એ તરફ પોતાના વિચારો દોડાવ્યા. તે અર્થે ફરી પાછો તે યુરોપની જેલની યાત્રાએ ઊપડ્યો. હાવર્ડને માટે આ જેલ જોવી એટલે શું તે એક ટુચકા પરથી તમે કલ્પી શકશો. એ એક જેલ જોવા ગયો હતો. તેના એક કેદીને એક બખોલ કે બોડ જેવી ઓરડીમાં પૂર્યો હતો. તે બિચારો હાવર્ડને કરગરવા લાગ્યો, 'ભાઈ, એટલી દયા કરો કે મને ફાંસીએ લટકાવો કે જેથી આમાંથી છૂટું.' આ સાંભળી હાવર્ડ પોતે એ ઓરડીમાં પુરાયો અને તેનો ત્રાસ પોતે જાતે વેઠી જોયો. તેમાં જ્યારે એનાથી રહી જ ન શકાયું ત્યારે તે બહાર આવ્યો. આ રીતે જોયેલો જોઈને તેનો નિચોડ તેણે ૧૭૭૭માં એક ગ્રંથમાં બહાર પાડ્યો. અનેક સમાજસુધારકો અને ન્યાયશાસ્ત્રીઓનું એ ગ્રંથે ધ્યાન ખેંચ્યું. પાર્લમેન્ટે વળી એક નવો કાયદો ઘડ્યો. હાવર્ડે આ વખતે પણ એમાં આગેવાનીભરી મદદ કરી. આ કાયદાથી ઠરાવવામાં આવ્યું કે, દેશમાં બે આદર્શ કેદખાનાં બાંધવાં; તેમનું નામ 'પશ્ચાત્તાપન્નુવન' યોજવામાં આવ્યું. કેમ કે, ગુનેગાર અહીં આવીને એકાંતમાં પોતાના જીવનનો વિચાર કરી શકે, ભૂલો માટે પસ્તાય, અને આગળને માટે કાંઈક ઉદ્યોગ શીખે ને સારી ટેવો પાડે, એવો એની પાછળ ઇરાદો હતો.

આ પછી પણ હાવર્ડે આ દયાધર્મી કામને છોડ્યું નહિ. યુરોપમાં હજી કેટલાક દેશો ફરવાના બાકી હતા તે જોવા તે ઊપડ્યો. આમ મળેલા વધુ જ્ઞાનને એણે પોતાના પહેલા ગ્રંથની પુરવણી તરીકે ઈ. સ. ૧૭૮૪માં પ્રસિદ્ધ કર્યું. આની સાથે એના જીવનનું એક પ્રકરણ પૂરું થયું. ત્યાર બાદ તે પાંચ વર્ષ જીવ્યો, એમાં પણ એવું જ બીજું એક પરોપકારી કામ એણે ઉપાડ્યું. તે હતું પ્લેગના કોરંટીનમાં પકડાતા બિચારા લોકોની યાતનાનું. એ જોવાને માટે પણ તે જાતે કોરંટીનના એક વહાણમાં ગયો, અને નજરે એનો ત્રાસ જોયો અને અનુભવ્યો, તથા તેમાં સુધારો કરવાને માટે ચળવળ કરી. ખરેખર, જાતે મર્યા વગર સ્વર્ગે ન જવાય તે આનું નામ. હાવર્ડના જીવનની ચાવી આ એક ટૂંકી કહેવતમાંથી મળે છે. એવા દયાધર્મી પુરુષ ભલે એક દેશમાં જન્મે; એમની સુવાસ દુનિયામાં બધે ફેલાય છે. એના સ્મારક તરીકે શિલ્પ કરેલું એનું બાવલું એના ગામ બેડફર્ડમાં તથા લંડનના સંત પોલ દેવળમાં આજ પણ જોઈ શકાય છે.

# સાંગાનેરના કાગળ

હિંદુસ્તાનના જુદા જુદા પ્રાન્તોમાં હાથથી કાગળ બનાવવાનાં કારખાનાંઓ સજીવન થઈ રહ્યાં છે. જયપુરથી દશેક માઈલ દૂર આવેલા સાંગાનેરમાં પણ હાથબનાવટના કાગળનો જૂનો ઉદ્યોગ ફરીથી શરૂ થયો છે. કાગળનો છૂટથી ઉપયોગ કરનાર ઘણા માણસોને કદાચ ખબર નહિ હોય કે, કાગળ બનાવનાર કારીગરને તેની પાછળ ખૂબ કળા અને કૌશલ્ય બતાવવાં પડે છે. પરંતુ એવી ખબર પડવાનું કારણ નથી રહ્યું, કારણ કે ઘણા મોટા જથામાં મિલમાં તૈયાર થયેલા કાગળો જ હવે વપરાય છે.

સાંગાનેર એ એક પ્રાચીન નગર છે. ત્યાં લગભગ બસો વર્ષ પૂર્વે જયપુર રાજ્યની રાજધાની હતી. આજે આખું શહેર ખંડિયેર અવસ્થામાં તૂટેલા કોટની વચમાં સૂનકાર પથરાયેલું પડ્યું છે. શિવનાં અને જૈન તિર્થંકરોનાં મંદિરોની તો કતારની કતાર લાગેલી છે. કેટલાંક ભાંગેલાં મંદિરો આરસ-પહાણનાં ને સુંદર કોતરણીવાળાં છે, જે જોવા માટે લોર્ડ કર્ઝનને પણ ત્યાં જવું પડેલું. મંદિરોમાં દેવની મૂર્તિઓ હજુ જેવી ને તેવી જ રહેલી છે. અને સાધના કરવા માટે એકાન્તની વ્યવસ્થા કરવા સારુ જ જાણે દેવોએ સાંગાનેરને સૂનું બનાવી મૂક્યું હોય એમ લાગે છે.

જયપુરના સંગ્રહસ્થાનમાં સાંગાનેરી હાથબનાવટના કાગળોના નમૂના સંઘરવામાં આવેલા છે એ જોતાં સ્પષ્ટ જણાય છે કે, સાંગાનેરના હાથકાગળનો ઉદ્યમ એક સમયે એવી કક્ષાએ હતો કે જેને માટે ભારત-વર્ષ મગરૂબ થઈ શકે. એ જ પ્રાચીન ખ્યાતિના અવશેષ સાચવી રહેલાં પચાસ કાગદી કુટુંબો સાંગાનેરમાં હાલ વસે છે. તેઓમાંથી પંદરેક કારીગર સાંગાનેરનાં સૂનાં મંદિરોની નજીકમાં પોતાનાં નાના મકાનોમાં હાથબનાવટના કાગળો તૈયાર કરતા હતા. તેમાંથી બે કારીગરો જયપુરમાં અને ચાર આગ્રામાં પોષાતા હતા. હાલમાં જેમ જુદા જુદા પ્રાન્તના હાથબનાવટના કાગળની બનાવટને વેગ મળ્યો છે તેમ સાંગાનેરમાં પણ હાલમાં થયું છે અને ત્યાં પચાસ કારીગરો કામે લાગ્યા છે.

કોઈ પણ ગૃહઉદ્યોગની માફક હાથકાગળની બનાવટમાં પણ ઘરનાં બધાં માણસોને મજૂરી મળી રહે છે. કામની વહેંચણી થવાથી ઘરમાં સતત ઉદ્યમનું જ વાતાવરણ છવાયેલું રહે છે ને કારીગરનાં બાળકો પણ એ કારીગરીનું બાલિશ અનુકરણ કરતાં કરતાં જ શિક્ષણ પ્રાપ્ત કરે છે. સાંગાનેરના કાગદીના ઘરમાં આ વસ્તુની પ્રતીતિ થઈ શકે છે. ઘરની સ્ત્રી અને બાળકો રદ્દી કાગળ અથવા ગુણપાટની રદ્દીને પ્રથમ કચરાથી નિરાળી કરે છે. પછી તેને પાણીથી ભરેલી કૂંડીમાં પલાળે છે. બરોબર પલળી ગયેલી આ રદ્દીને તેનો રેસેરેસો છૂટો પાડવા માટે ખૂબ કચરી નાંખે છે. કચરવાની રીત જુદી જુદી હોય છે. કેટલીક કહણ રદ્દીને ઢેકીથી કચરાય છે જ્યારે કાગળની રદ્દીને કૂંડીમાં એક માણસ કલાકો સુધી ઊભો ઊભો પગ વડે છૂંદીને બારીક કરે છે. એ છૂંદાઈને તૈયાર થયેલા માવાને સફેદી-ખારાથી — બ્લીચિંગથી ધોઈ બે ત્રણ વાર પાણીથી સાફ કરી તેને ૪'×૩॥'ની પાણીથી ભરેલી કૂંડીમાં નાંખવામાં આવે છે. પછીથી લાકડાના ચોકઠા ઉપર રાખેલી ઝીણી ચટાઈ (જેને 'છપરી' કહે છે) ઉપર પાણી સાથે એકરૂપ કરેલા માવામાંથી હોશિયારીથી ઝબોળીને ઊંચી કરીને કાગળ ઉઠાવે છે. એ પાણી નીતરતા કાગળની થપ્પી કર્યે જાય છે ને છેવટે થોડું પાણી નીતર્યે તેને એક પછી એક ઉખાડીને પોતાના ઘરની ખાસ બનાવેલી લીસી-સુંવાળી દીવાલ ઉપર કાગળને ચપકાવવાનું કામ સ્ત્રીવર્ગ કરે છે., છાંયડે કે તડકે સુકાઈ ગયેલા કાગળો ફરી ઉખેડીને એકત્ર થાય છે. તેને કાંજી લગાડીને ફરી સૂકવે છે ને પછી લાકડાના અર્ધગોળ લીસા પાટિયા ઉપર કાગળ રાખીને લીસા પથ્થર વડે કાગળને ભાર દઈને કાગદી બહેનો ખૂબ ઘસે છે, જેથી કાગળ લીસો અને ચમકદાર બને છે. આ રીતે તૈયાર થયેલા કાગળને છરા વતી કિનારી કાપી સરખો કરી બજારમાં વેચવા લઈ જાય છે.

હાથબનાવટના કાગળ તૈયાર કરવાની આ રીત આખા હિન્દુસ્તાનમાં પ્રચલિત છે, પરંતુ તેમાં કાગળ-ની જાત પરત્વે બનાવટમાં જુદી જુદી ક્રિયાઓ ઉમેરાઈ છે. વળી તાજેતરમાં ગ્રામઉદ્યોગ સંઘ તરફથી પણ આ અસલી પદ્ધતિમાં કેટલાક ઉપયોગી

સુધારા થઈ રહ્યા છે. જોકે જૂની પદ્ધતિએ તૈયાર થયેલા કાગળમાં ખાસ ખામી કોઈ જ પ્રકારની નથી જણાઈ, છતાં આજના જમાનામાં જે નવી સગવડો આપણા કારીગરોના અજ્ઞાનને લીધે નથી મળેલી એ પૂરી પાડવાનો ઉદ્દેશ રખાયો છે.

યંત્રના જમાનાએ વધારી મૂકેલી ભયંકર બેકારીએ હિંદુસ્તાનના આવા ઘણા ગૃહઉદ્યોગોનો નાશ કર્યો છે એ વાત સમજાયા પછી, એ જ ગૃહઉદ્યોગને સજીવન કરીને બેકારી ટાળવાનો વિચાર જેને પચી શક્યો છે, તેઓ સાંગાનેર અગર બીજાં કેન્દ્રોમાં તૈયાર થતા જુદી જુદી જાતના કાગળો વાપરે એ આવશ્યક છે. અને એમ કરવાથી હિન્દના બેકાર કાગદીવર્ગના નિષ્પ્રાણ ખોળિયામાં પ્રાણ પૂરી શકાય એમ છે, એ અનુભવ સાંગાનેરના હાથકાગળ બનાવનાર કારીગરોને મળતાં થાય છે.

**પુરાતન બુચ**

# બાળક વિ૦ સમાજ ?

એક કેળવણીકારે વર્ધાયોજના વિષે વિચાર કરતાં નીચે મુજબની એક ચેતવણી આપી છે :

"સૌથી મુખ્ય તો, આ બાબતમાં 'સમાજની દૃષ્ટિથી, નહિ કે બાળકની દૃષ્ટિથી' વિચારવાની ભીતિ સામે સંભાળ રાખવાની છે."

આ ચેતવણીનો શો અર્થ ? તે શું એમ સૂચવે છે કે બાળકનું દૃષ્ટિબિંદુ અને સમાજનું દૃષ્ટિબિંદુ ભિન્ન હોય છે? બાળકને જો સમાજના દૃષ્ટિબિંદુથી વિચારીએ તો શું કેળવણીના ખોટા ખ્યાલો પર આવી જવાશે ?

આને જ મળતી, પરંતુ એકસરખી જાતની ભીતિ બીજી પરિભાષામાં બતાવવામાં આવે છે કે, કેળવણીમાં સત્તાવાદ (Anthoritarianism) ન ઘુસાડતા; સરમુખત્યારોના દેશની કેળવણી જેવી કેળવણી જોજો લાવતા.

એ વસ્તુ સ્પષ્ટ છે કે, બાળક સમાજમાં રહે છે, ઊછરે છે, પોષાય છે, અને તેની છાયામાં પરિપક્વ થાય છે ને ખીલે છે. એટલે કે, સમાજના દૃષ્ટિબિંદુ વિષે તમે ગમે તે માનો, સમાજ પાસે આપોઆપ કાંઈક ચોક્કસ કે અચોક્કસ અસરકારક વસ્તુ પડેલી જ છે કે જે બાળકને પહોંચશે જ. બાળકના વિકાસમાં સમાજ પણ એક બળ છે જ.

બીજી તરફથી બાળકને તપાસો તો એ એક જીવંત; સ્વભાવનિષ્ઠ મનુષ્ય-બાલ છે. તેનામાં તેના વિકાસની ખાસ છટા ને તેની જ સાથે તેની મર્યાદાઓ પડેલી છે. તે નિર્જીવ બીજ નથી. સમાજ ભલે બીજને ઊગવાની ભૂમિ હો; બીજ તો બાળક જ છે. એટલે બાળકની દૃષ્ટિ એ ન ઉવેખી શકાય એવું લેખું છે. સમાજ સામે જ જો બાળકને ટેકવવાનું હોય, તો બાળકને સમાજે માગ આપવો જોઈએ.

વાત ખરી; પણ પ્રશ્ન જ એ છે કે, આ બે સામસામે છે શું ? બીજને ભૂમિ જોઈએ જ; અને ભૂમિ, ઊસર કે કાળી કે જેવી હોય તેવી, તેની અસર બીજના વિકાસ પર પડશે જ. તો આ જે અન્યોન્યાશ્રયભાવ છે તેમાં વિરોધભાવ કલ્પાય છે એ જ કશાક રોગનું કે વિચારના ગોટાળાનું ફળ નથી ?

બાળકની સામે જ્યારે સમાજ કહેવામાં આવે છે ત્યારે તે એમ સમજીને કે, સમાજની અમુક જરૂર જોઈને સમાજનેતાઓ એને અનુરૂપ કાર્યક્રમ બાળક પર ઠોકી મારશે, — બાળકને તે ફાવે કે ન ફાવે, બાળકના માનસથી તે વિરુદ્ધ હોય તોય. અને પછીથી અનેક સિદ્ધાંતો માનસશાસ્ત્રમાંથી આણીને રજૂ કરવામાં આવે છે કે જે બધા માનવસમાજે એકમતે સ્વીકાર્યા જ છે એમ નથી; એના શોધનારાઓ એમને વિષે અંતિમ-સત્યતાનો જો દાવો કરતા હોય તો તે માન્ય થયો જ છે એમ નથી. સમાજદૃષ્ટિ ધરાવનારો પક્ષ પણ પોતાનું માનસશાસ્ત્ર નથી જ રજૂ કરતો એવું પણ નથી. અહીં આગળ પછી શાસ્ત્રોની જ સાઠમારી થાશે છે. પ્રત્યક્ષ કામ કરનારા ત્યાંથી પછી પડીને ભાગે છે, કેમ કે તર્કશાસ્ત્રથી જેમ જીવન નથી ચાલતું તેમ જ માનસશાસ્ત્ર પ્રમાણે મનુષ્યનું માનસ-જીવન પણ નથી વહેતું.

ત્યારે કઈ દૃષ્ટિએ આ વિરોધમાંથી રસ્તો કાઢવો ? બાળક-દૃષ્ટિવાળા પક્ષે સ્વાતંત્ર્યની અમર્યાદ ઉપાસના આદરી, જાણે બાળક સમાજમાં જન્મ્યું જ નથી એવો ઘાટ આદર્યો ! આમ એક અતિવાદ થયો. સત્તાવાદી સમાજ-દૃષ્ટિએ સરકાર જ શ્રેષ્ઠ છે એમ ગણી તેની જરૂર પ્રમાણે, 'હોશિયાર,' એમ સૌને કવાયત

ખાતે લીધા. આ બીજી તરફનો અતિવાદ આવ્યો. બેઉના જન્મકાળની જે પરિસ્થિતિ ઝીણવટથી તપાસીએ અને તેમના પુરસ્કર્તાઓના માનસને તથા જીવનને જોઈએ, તો કદાચ આપણા મનને સંતોષવા ખાતર કંઈક તેનું કારણ મળી રહે. પણ એવાં મનોવિશ્લેષણોથી તે ઉપરાંત કશું સધાતું નથી. બહુ બહુ તો તે તમને શૂન્યવાદ તરફ લઈ જાય, નહિ તો નિષ્ક્રિય કરી મૂકે.

આ બે અતિવાદોમાંથી મધ્યમ માર્ગ જ સાચો છે: સમાજની છત્રછાયામાં બાળક વિકસે તેમ તેને માટે શિક્ષણતંત્ર ગોઠવો; અને બાળકના ભવિષ્યને સુખ, શાંતિ ને સમૃદ્ધિ અર્પે એવો સમાજ ઘડવાની બાળકની જે તાકાત છે અને જેને જગાડવા ને ખીલવવા સારુ એની કેળવણી છે, તે વધારો. કહેવામાં આવે છે કે, જીવન સંઘર્ષ દ્વારા વ્યક્ત થાય છે ને વધે છે. બાળકને સમાજ સંઘર્ષ-ભૂમિકા અર્પે છે; અને સમાજને વધવાને માટે પણ પ્રતિભાવાન બાળકોએ જ સંઘર્ષ યોજ્યા છે. લિંકન, બુદ્ધ, મહાવીર, ગાંધી, કે હિટલર મુસોલિની જેવાએ પણ સમાજસંઘર્ષથી પોતાની પ્રતિભાને ખીલવી આપ્યું, તો તેમના સમાજે એ વ્યક્તિ-સંઘર્ષથી પોતાનું રૂપ ઘડયું કે બદલ્યું. વ્યક્તિ,સમષ્ટિ વચ્ચેના આ પ્રકારના સમવાયથી જ સાચું કેળવણીશાસ્ત્ર મળી શકે, બે વચ્ચે વિખવાદ કલ્પવો એ અસ્વાભાવિક અને અસત્ય છે.

વર્ધાયોજનાને અંગે સમાજદષ્ટિથી કંઈ વસ્તુ યોજાઈ છે, જેથી બાળક પર અત્યાચાર થશે, એ વિચારવું રહે છે. શરૂમાં ટાંકેલા ટીકાકારે એ વિષે થોડોક નિર્દેશ કર્યો છે. તેમને બે વસ્તુ ખૂંચે છે: (૧) સ્વાવલંબન, (૨) કાંતણ અથવા કહો કે રેંટિયો તકલી. આ બે વસ્તુઓ બાબત ઘણા ભણેલા ગણાતા લોકોના પૂર્વગ્રહો જોવામાં આવે છે. તે વિષે આગળ ઉપર વિચાર કરીશું.

મગનભાઈ દેસાઈ

# આપણા શિક્ષકો

જેમ વૃક્ષને માટે પાણી, રસોઈ કરવા માટે અગ્નિ, અને જીવવાને માટે હવાની આવશ્યકતા છે, લગભગ એ જ જાતની આવશ્યકતા દેશની ભાવિ પેઢીઓને કેળવવા માટે શિક્ષકોની હોય છે. વિદ્યાનો અર્થ છે જ્ઞાન — એ જ્ઞાન જે મનુષ્યને મુક્ત કરી દે, તેને સુખદુઃખાદિ વિરોધી ભાવોથી છોડાવે, શાન્તિનું સામ્રાજ્ય સોંપી દે, મનુષ્યતાનો મુગટ પહેરાવે, સભ્યતાનો વૈભવ સમર્પિત કરી દે, પાત્રતાનું પરમોચ્ચ પદ અર્પણ કરી દે, તથા નરને નારાયણ સમાન બનાવી દે. જે વિદ્યા પ્રાપ્ત કર્યા પછી મનુષ્યમાં આ ગુણો ન આવે તે વિદ્યા વેચાણ લીધેલી દાસી સમાન છે અને એ વિદ્યા દેનાર પણ વેપારીથી કોઈ રીતે ઊતરતો ન કહી શકાય. શિક્ષક પોતાના શિષ્યને બહુશ્રુત અને બહુદર્શી ન બનાવી શક્યો, એને જીવનપથ પર ચાલવા યોગ્ય ન બનાવી શક્યો, તો એવી વ્યક્તિને શિક્ષક કે ગુરુ કહેતાં શરમ જ નહિ પણ ઘૃણા પણ થાય છે. સંભવ છે આ વિચાર કદાચ ઉગ્ર હોય, પણ એ સત્ય છે એટલું તો કોઈ પણ હૃદયવાન માનશે.. શિક્ષણ લીધેલ વ્યક્તિ પેટપૂર અનાજ માટે તરસે, જે યુવક વિશ્વવિદ્યાલયમાં વિમાન બનાવવાનું શિક્ષણ લેતો હોય તેનું જીવન ભારરૂપ થઈ જાય, તો પછી એવી વિદ્યાને આપણે શું કહીએ?

આપણા ભૂતકાળ પર દષ્ટિ નાખતાં જ મોંમાંથી પરાણે નીકળી જાય છે કે, 'वही सुखी है प्रथा पुरानी अपनी पर जो रहा अटल.' આપણા મહર્ષિઓ જ આદર્શ શિક્ષક થતા. વૃક્ષો નીચે રહીને, ચટાઈ પર બેસીને દુનિયાને એવી સામગ્રી આપી ગયા, જે પૃથ્વી અને સૂર્ય-ચંદ્રની હસ્તી છે ત્યાં સુધી દુનિયાના અધ્યયનની વસ્તુ રહેશે. એ મહાનુભાવો શિષ્યોમાં સ્વાવલંબન, સ્વદેશપ્રેમ ને સ્વતંત્રતાનો મંત્ર ફૂંકી દેતા અને બધાં અસ્ત્રશસ્ત્ર સોંપી દેતા, જે પ્રાપ્ત કરીને શિષ્યો જીવનસંગ્રામમાં વિજયી થતા. પરિણામે રાજમુકુટ પણ આ શિષ્યોની ચરણરજ સાફ કરતા હતા. ભિક્ષા પર ગુજારો કરતા કલાવિશારદ શિષ્ય રાજ્યનીતિ, સમાજનીતિ અને સદ્‌ગુણોથી સૌને મુગ્ધ કરી દેતા. એમને માટે દુનિયાનું રાજ્ય હસ્તામલકવત્ હતું. તેઓ ધનને ધૂળ સમજતા અને ધનિકોને કણ સમાન માનતા.

આનું શ્રેય શિક્ષકોને છે. તેઓ પોતાનાં સરળતા,

સૌજન્ય અને સદ્‌વિચારથી શિષ્યોને મુગ્ધ કરી દેતા અને છૂપાં રત્ન લૂંટાવી દેતા. રામચંદ્રજીના પુત્ર લવકુશે પોતાની બાલ્યાવસ્થામાં જ બહુ મોટી સેનાના છક્કા છોડાવી દીધા હતા. શું એ શિક્ષકની વિશેષતા નહિ?

આજકાલના શિક્ષકો મોટે ભાગે આદર્શહીન, ઉદ્દેશરહિત અને અધકચરા હોય છે. શિક્ષકને કેટલીયે પરીક્ષાનાં પ્રમાણપત્ર ભલે મળ્યાં હોય, તે પોતાની પેટીમાં ડિગ્રીઓનું બંડલ ભલે રાખતા હોય, પણ એ બધી કેવળ દેખાડવાની વસ્તુઓ છે. તેઓ ભણાવે છે કેવળ પૈસા માટે. વિદ્યાર્થીઓને સુધારવાનો અને સભ્ય બનાવવાનો વિચાર તેમને કદી અકળાવતો નથી. વિદ્યાર્થીઓ ચૂલામાં પડે, દેશ ને સમાજ જહાન્નમમાં જાય, સ્વતંત્રતાનો હર્યોભર્યો બાગ સુકાઈ જાય, એની એમને તલમાત્ર પરવા નથી. એમને પરવા છે એમનો પગાર અક્ષયપાત્ર બની રહે તેની. તેઓ પોતાના શિક્ષણમાં થયેલું ખર્ચ ચક્રવૃદ્ધિ વ્યાજ સાથે વસૂલ કરી લેવા ધારે છે.

આ સંબંધમાં આપણે પ્રાથમિક શાળાના શિક્ષકની તુલના કોઈ હિંસક પ્રાણી સાથે કરીએ તો કંઈ અતિશયોક્તિ નહીં થાય, કેમ કે એમની દિનચર્યા ઊંઘવું, બાળકોને મારવાં, સલાહ-મસલત કરવી અને સરકારી નિયમોનું કેવળ નિયમ સાચવવા પૂરતું પાલન કરવું, એમાં જ પૂરી થાય છે. એમને સ્વાસ્થ્યરક્ષા, સદુપદેશ, સુધારો, સત્ય અને સદાચારની ખબર પણ નથી, તો શીખવે શું ધૂળ? બાળકો શાળામાં જઈને ઝઘડા કરતાં, જુગાર રમતાં, ચોરી કરતાં, ગાળો દેતાં અને ડરપોક બનતાં જ શીખી શકે છે. શિક્ષક ગમે ત્યારે ગમે તે વાંક માટે શિષ્યને તમાચા લગાવી શકે છે, કાન આમળી શકે છે, અને સ્કૂલમાંથી કાઢી મૂકી શકે છે. એટલું જ નહિ, તે બહાનાની પેઠે કંઈક પૈસા, અથવા તેમના જ શબ્દોમાં, 'પૂજા' લઈને વર્ગ પાસ કરાવી શકે છે. વખતોવખત પાન અને તમાકુનું ઉઘરાણું કરવામાં પણ શિક્ષકો તત્પરતા બતાવે છે.

એક વાર હું મ્યુનિસિપાલિટીની શાળાના એક શિક્ષકને મળવા ગયો. તે બાળકોને ભણાવતા હતા, છતાં તેમણે મને બોલાવીને ખુરશી પર બેસાડ્યો. મેં જોયું કે એમને અડચણ થશે, તેથી મેં ત્યાંથી ચાલવાની ઇચ્છા બતાવી. એટલે તેમણે કહ્યું, 'તમે ગાંડા છો. વાતચીતથી મને અડચણ કેવી રીતે થાય? અમે લોકો તો ઇચ્છીએ છીએ કે કોઈ આવે. કંટાળો આવે છે. મનમાં આવ્યું તો કોઈ હિસાબ લખાવી દીધો. ન આવડે એટલે કાન આમળ્યા. જુઓને આ વાંદરાઓથી બચવાને મારી પરીક્ષા માટે વાંચું છું.'

મેં કહ્યું, 'અહીં કોઈ તપાસ નથી કરતું?'

એટલે એમણે કહ્યું, 'તપાસ કરીને કોઈ શું કરશે? એવાં ગીતાં ભણાવું કે એમને પણ યાદ રહી જાય. ભાઈ! રોજ મેમ્બરોને ત્યાં હાજરી ભરું છું, એટલે વાત્ર બન્યો છું. આ જ સુખને માટે પ્રેસની પંદર રૂપિયાની નોકરી છોડીને અહીં આવ્યો છું.'

આ આપણા શિક્ષકોની કર્તવ્યબુદ્ધિ! ત્યારે દેશના કિશોરોની ઉન્નતિ કોને આધારે થશે? દેશ સ્વતંત્ર કેવી રીતે થશે? શિક્ષણ જેવા પવિત્ર કામને પણ દલાલનો ધંધો બનાવી દેવામાં આવ્યું છે.

હું તો માનું છું કે ચારિત્ર જ મનુષ્યજીવનનો મેરુદંડ છે. હું ગાંધીજીને પણ ચારિત્રબળને કારણે જ વિશ્વના હૃદય-સમ્રાટ કહેતો ફરું છું. કહેવાની જરૂર નથી કે એ ચારિત્રની તો આજકાલ વિદ્યાલયોમાં દુર્દશા જ કરવામાં આવે છે. ઉચ્ચ વિદ્યાલયોમાંથી નીકળતો વિદ્યાર્થી આળસુ જ નહિ, સ્વાસ્થ્યહીન, ક્રોધી અને અકર્મણ્ય હોય છે, તથા પાખંડી ને જૂઠો હોય છે. એ કોઈને પોતાના કરતાં મોટો માનતો નથી. આ દુર્દશા છે. એને શિક્ષણ શિક્ષણને માટે જ અપાય છે, ઉન્નતિ ને ઉત્સર્ગ સાથે એને કંઈ સંબંધ નથી. ચારિત્ર-ભ્રષ્ટ હોવું એ તો પ્રથમ ગુણ જેવું થઈ પડયું છે. ચોરીની સારી અને સફળ રીતો પણ તેઓ જાણે છે. અને તેમને ગાંજો, ભાંગ, ચરસ, દારૂ અને ધૂમ્રપાનની આદત પડી જાય છે.

પ્રાથમિક શાળાઓમાં તો આ બૂરી ભાવનાઓનાં મૂળ નંખાય જ છે. ત્યાં જ એમને સિંચન કરીને પલ્લવિત કરવામાં આવે છે. એ જ આગળ જતાં જડ ઘાલે છે. બાળપણમાં જે પ્રવૃત્તિઓ માટીના પિંડા જેવી હોય છે તે ઉંમરમાં આવતાં પાકી થાય છે. દુઃખ તો એ છે કે એમનો નાશ કરવા માટે આપણા શિક્ષકો કંઈ પ્રયત્ન જ નથી કરતા. કેળવણી પ્રાપ્ત કરનાર કેટલાયે છાત્રોમાં ભીરુતા, સાહસહીનતા

અને વિલાસિતા આવી જાય છે. સ્વાસ્થ્ય બગડવાને કારણે આ વિદ્યાર્થીઓનું જીવન નીરસ થઈ જાય છે, એમની આશાઓના મ્હેલ જમીનદોસ્ત થઈ જાય છે, જેની જવાબદારી પરોક્ષ રીતે શિક્ષકો પર જ છે.

જે શિક્ષકોના હૃદયમાં પોતાનાં દેશ, જાતિ અને સમાજની સેવાનું મૂલ્ય હોય, જે આત્મત્યાગી, આત્માભિમાની અને ચારિત્ર્યવાન હોય, તેમની જ મારફતે આ પવિત્ર કાર્ય-સંચાલનમાંથી લાભની સંભાવના છે. **'પ્રાથમિક શાળાનો શિક્ષક'**

# વહેવારુ ખગોળ—૧૫

## પરચૂરણ

આ લેખમાળામાં આપણે આગળ જઈએ તે પહેલાં, શ્રી. કિશોરલાલભાઈએ આ લેખમાળા પરથી ઉદ્‌ભવેલા ચાર પ્રશ્નો મને મોકલી આપ્યા છે, તેના ઉત્તરો અહીં આપું છું.

'પ્ર૦ ૧. ગ્રહલાઘવીય પંચાંગમાં ગણતરીની જે ભૂલ કહેવામાં આવે છે તે માત્ર સૂર્યની ગતિની ગણતરીમાં જ છે કે ચંદ્ર તથા બીજા ગ્રહોની ગણતરીમાંયે છે?

'પ્ર૦ ૨. તિલકપંચાંગે જે ભૂલ સુધારેલી કહેવાય છે અને તેને લીધે અયનાંશ ફેરવ્યા છે, તે કેવળ સૂર્યની બાબતમાં કે સર્વે ગ્રહોની બાબતમાં? (એટલે કે ગ્રહલાઘવીય પંચાંગમાં ચંદ્ર વગેરેનું અમુક સ્થાન આપ્યું હોય, તો તેમાંથી ૪ અંશ બાદ કરીએ તો તિલકપંચાંગ પ્રમાણે થાય?)'

આ બે પ્રશ્નોને એકબીજા સાથે સંબંધ છે, તેથી એ બંનેનો જવાબ એક સાથે આપું છું.

ચાલુ પંચાંગના અને આકાશના ગ્રહોની વચ્ચે જે તફાવત આવે છે તેના બે ભાગ પડે છે. એક ભાગ ગ્રહોની મધ્યમ (સરાસરી) ગતિની ભૂલમાંથી ઉત્પન્ન થાય છે અને તે બધા ગ્રહોમાં એકસરખો, ૪ અંશનો, આવે છે. આ ફરકને લીધે પંચાંગનો ગ્રહ આકાશના ગ્રહ કરતાં ૪ અંશ ઓછો એટલે પશ્ચિમ તરફ લખેલો હોય છે. સૂર્યની મધ્યમ ગતિમાં દર વર્ષે ૮॥ વિકલાની ભૂલ છે. બધા ગ્રહો સૂર્યની આસપાસ ફરતા હોવાથી વાર્ષિક ૮॥ વિકલાની ભૂલ દરેક ગ્રહની મધ્યમ ગતિમાં પણ ઊતરી છે. આ ભૂલ છેલ્લાં દોઢ હજાર વર્ષમાં એકઠી થઈને આજે ૪ અંશ જેટલી થઈ છે.

પંચાંગના અને આકાશના ગ્રહોની વચ્ચેના તફાવતનો બીજો ભાગ ગ્રહોની તાત્કાલિક ગતિના ગણિતની ભૂલમાંથી આવે છે. આ તફાવત આગળ તેમ જ પાછળ ૫-૬ અંશ સુધીમાં ગમે તેટલો આવે છે.

હવે આ બંને તફાવતો કોઈ વખત અકસ્માત્ એવી રીતે ગોઠવાઈ જાય કે જેથી પંચાંગ અને આકાશના ગ્રહ બરાબર આવી જાય. ત્યારે કોઈ વખતે આ બંને તફાવતો મળીને એકંદરે દસેક અંશનો ફરક પણ આવે છે. કુલ ફરકની સરાસરી ૪ અંશની ગણી શકાય.

આટલી સમજૂતી પછી હવે બંને પ્રશ્નોના ઉત્તરો સમજાયા હશે, છતાં સ્પષ્ટતા ખાતર તે અહીં આપું છું.

પ્રશ્ન પહેલાનો ઉત્તર: આ ભૂલ સૂર્ય, ચંદ્ર તથા બધા ગ્રહોમાં આવે છે.

પ્રશ્ન બીજાનો ઉત્તર: તિલકપંચાંગે માત્ર સૂર્યમાં જ નહિ, પણ બધા ગ્રહોમાં રહેલી ભૂલ સુધારી છે. આ ભૂલ −૨ અંશથી માંડીને +૧૦ અંશ સુધીમાં ગમે તેટલી આવે છે. મધ્યમ ગતિની ભૂલ +૪ અંશ અને તાત્કાલિક ગતિની ભૂલ −૬ થી +૬ અંશ સુધી આવે છે. +૪ −૬ = −૨ અને +૪+૬=+૧૦. સરાસરી ભૂલ ૪ અંશની ગણી શકાય.

જૂના વખતમાં ગુરુત્વાકર્ષણનું ગણિત જાણવામાં નહોતું તેને લીધે તાત્કાલિક ગતિમાં ભૂલ આવતી હતી, અને આજના જેટલાં બારીક યંત્રો જૂના વખતમાં ન હોવાથી સૂર્યની મધ્યમ ગતિના અવલોકનમાં વાર્ષિક ૮॥ વિકલાની ભૂલ રહી ગઈ હતી. બધા ગ્રહો સૂર્યની આસપાસ ફરતા હોવાથી આ ભૂલ બીજા ગ્રહોમાં પણ ઊતરી. જેમ કે, સૂર્યની ગતિ જાણ્યા પછી ચંદ્રની ગતિ જાણવાનું સાધન ગ્રહણો છે. સૂર્ય, ચંદ્ર અને પૃથ્વી એક જ લીટીમાં આવે ત્યારે ગ્રહણ થાય છે. તેથી સૂર્યના ગણિતમાં જેટલો ફરક હોય તેટલો જ ફરક ચંદ્રના ગણિતમાં પણ આવે જ.

ગ્રહોની મધ્યમ ગતિના આ ફરકને નક્ષત્રચક્રના આરંભસ્થાનના ફરક તરીકે સમજીએ, તો આ વાત વધારે સમજાશે. તેમ જ અયનાંશ તથા અયનાંશનો પ્રશ્ન પણ સમજાશે.

આકાશમાં ક્રાંતિવૃત્ત પર આવેલા 'વૈજયંતી' નામના તારાને નક્ષત્રચક્રના, એટલે અશ્વિની નક્ષત્રના આરંભ તરીકે આપણા ગ્રંથોમાં વર્ણવેલ છે. ધારો કે ઈ. સ. ૫૦૦માં આ તારા પર સૂર્ય આવ્યો ત્યારે અશ્વિની નક્ષત્રનો આરંભ ગણવામાં આવ્યો હતો. પણ સૂર્યની ગતિના ગણિતની ભૂલને લીધે ઈ. સ. ૫૦૧માં જ્યારે સૂર્ય આ તારા પર આવ્યો ત્યારે અશ્વિનીનો આરંભ ગણવામાં આવ્યો નહોતો, પણ આ તારાથી ૮॥ વિકલા પૂર્વમાં સૂર્ય આવ્યો ત્યારે અશ્વિની નક્ષત્રનો આરંભ ગણાયો હતો. મતલબ કે, આપણા નક્ષત્રચક્રનું આરંભસ્થાન દર વર્ષે ૮॥ વિકલા પૂર્વમાં ખસતું ગયું તે આજે દોઢ હજાર વર્ષમાં ૪ અંશ જેટલું ખસી ગયું છે.

આકાશના બંને ધ્રુવોની બરાબર વચ્ચે આવેલું (કાલ્પનિક) વર્તુળ તે વિષુવવૃત્ત. વિષુવવૃત્ત અને ક્રાંતિવૃત્ત જે બે બિંદુમાં એકબીજાને કાપે તેમાંથી એક બિંદુ તે વસંતસંપાત. વસંતસંપાત અને નક્ષત્રચક્રના આરંભસ્થાનની વચ્ચેનું અંતર તે અયનાંશ.

આપણું ખરું આરંભસ્થાન (વૈજયંતી તારો) અત્યારના વસંતસંપાતથી ૧૯ અંશ પૂર્વમાં છે, તેથી અત્યારના ખરા અયનાંશ ૧૯. પણ અત્યારે જે ભૂલભરેલા આરંભસ્થાન પર આપણે આવી પડ્યા છીએ, તે અત્યારના વસંતસંપાતથી ૨૩ અંશ પૂર્વમાં (ખરા આરંભસ્થાન—વૈજયંતીથી ૪ અંશ પૂર્વમાં) હોવાથી, અત્યારે આપણા જોશી લોકો ૨૩ અયનાંશ ગણે છે. આ ૨૩ અયનાંશવાળું આરંભસ્થાન ભૂલવાળું છે એ હવે સમજાયું હશે.

એટલે ખરો રસ્તો એ છે (જે રસ્તો તિલક-પંચાંગે લીધો છે) કે, ફરીને વૈજયંતીને શૂન્ય અંશ તરીકે લઈને ત્યાંથી બધા ગ્રહોનાં સ્થાન માપવાં. આ પ્રમાણે માપેલા ગ્રહો ખરા નિરયન ગ્રહો આવશે. તેમાં ૧૯ અંશ ઉમેરવાથી સાયન ગ્રહો એટલે વસંતસંપાતથી માપેલા ગ્રહો આવશે.

શ્રી. કિશોરલાલભાઈના બીજા બે પ્રશ્નોના ઉત્તરો હું આવતા લેખમાં આપીશ.

હરિહર ભટ્ટ

# બુદ્ધિ અને ધર્મ

ધર્મને બુદ્ધિથી પર ગણવો જોઈએ અને બુદ્ધિને પ્રામાણ્ય આપવાથી ધર્મનું માન ઉતરે છે, એમ કહેવામાં આવે છે પરંતુ, ખરેખર અહીં આગળ માન ઊતરવાનો સવાલ છે ખરો? છતી ધર્મભાવનાવાળા અનેક વિચારકો એનાથી ઊલટો વિચાર ધરાવનારા છે અંગ્રેજ લેખકોમાંથી આના સંખ્યાબંધ દાખલા આપી શકાય; એકબે જ અહીં આપું. સત્તરમા સૈકાનો બેન્જામીન વિચકોટ નામનો ધર્મશાસ્ત્રી એનો ઠીક ઉપસંહાર કરે છે: 'બૌદ્ધિક અને આધ્યાત્મિક વચ્ચે હું વિરોધ નથી ભાળતો, કેમકે અધ્યાત્મ વધારેમાં વધારે બુદ્ધિ-શુદ્ધ છે. બુદ્ધિનો બોલ આપણા અંતરયામીનો બોલ છે; તે કુદરતી અવાજને સાંભળ્યા વગર આપણો છૂટકો નથી; એ આપણા અંતરનો જ અવાજ છે. એ જ ધર્મમાં પણ સાચું છે. ઈશ્વરને અનુસરો અને સત્ય બુદ્ધિને અનુસરો એ એક જ છે.' 'ઍનૅલોજી'માં બિશપ બટલર પણ એમ જ કહે છે: "બુદ્ધિને હું ઉતારી પાડું છું એવું કદાચ ભૂલથી મનાય, તેથી હું સંભાળીને બોલું છું. ખરેખર, કોઈ પણ વસ્તુ વિષે—પેગંબરી વાણી વિષે પણ—નિર્ણય કરવાને માટે આપણી પાસે એક જ કરણ—ઇંદ્રિય છે અને તે બુદ્ધિ." અત્યારના સમય પર આવતાં ડૉ. ઇન્જ, "શ્રદ્ધા મૂળે જ બુદ્ધિ-વિરુદ્ધ છે અને એના સિદ્ધાંતો સામાન્ય બુદ્ધિની પરીક્ષામાંથી મુક્ત છે એ ખ્યાલ"ને ધુતકારી કાઢે છે અને કહે છે, "એ તો વહેમની જડ છે"

લૉર્ડ સેમ્યુઅલ

# ઊધઈનો સમાજ

૧

ઊધઈને ન જોઈ હોય એવું નાનું બાળક પણ ગુજરાતમાં ભાગ્યે હશે. આપણી આલમારીઓ, ચોપડીઓ, સાદડીઓ, અરે ઘરના થાંભલા તથા છાપરાંની વળીઓ સુધ્ધાં, એણે કેટલીયે વાર ખાઈ નાંખ્યાં છે. આજે એક જગ્યાએથી કાઢો તો કાલે બીજી જગ્યાએથી હુમલો કરે, અને એવી હેરાન કરી મૂકે કે ન પૂછો વાત. છતાં ઊધઈ કેવી જાતનું જંતુ છે, એ પોતાનું રંજાડ-કામ કેવી રીતે કરે છે, એ કેવી રીતે પોતાનું જીવન ગુજારે છે, એનામાં કેવા અને કેટલી જાતના ભેદો છે, વગેરે જાણવાનો ગુજરાતના કોઈ વિદ્વાને કે જુવાને પ્રયત્ન કર્યો હોય એમ જણાયું નથી.

હા, કેટલાક વગર ભણેલા ગામડિયા તથા વાઘરી વગેરે લોકો આપણા કરતાં ઊધઈ વિષે વધારે જાણતા હોય છે ખરા. તેમાંના કેટલાક ઊધઈનું જાળું—એટલે જમીનની નીચે જ્યાંથી રહે રહે એ ચારે દિશાએ પસરે છે તે ઊધઈનો માળો—શોધી કાઢી શકે છે, અને તેઓ કહે છે કે, એ જાળામાં રહેતી ઊધઈની રાણીનો નાશ કરવામાં આવે તો તેનો આખો પરિવાર નાશ પામે છે.

પણ ઊધઈનો વધારે ઊંડો અભ્યાસ યુરોપ, અમેરિકાના વિદ્વાનોએ કર્યો છે. યુરોપની ભાષાઓમાં સુંદર ચિત્રો સહિત દુનિયાની જાતજાતની ઊધઈનાં વર્ણન, અને તેના જીવન વિષે પુષ્કળ માહિતી આપનારાં અનેક પુસ્તકો લખાયાં છે. છતાં, યુરોપમાં ઊધઈ લગભગ અજાણ્યું જંતુ છે. ઠંડા દેશોમાં એ જીવી શકતી જ નથી.

ગુજરાતીમાં 'ઊધઈનું જીવન' નામે એક જ પુસ્તક અત્યાર સુધી પ્રસિદ્ધ થયું છે. પણ તેયે સ્વતંત્ર લખાણ નથી, પણ અંગ્રેજી પુસ્તકનો તરજુમો જ છે. આ આપણે માટે શરમાવનારી સ્થિતિ ગણાય

મધમાખી, કીડી અને ઊધઈ એ ત્રણેની જીવન-પદ્ધતિ અને સમાજરચના અતિશય આશ્ચર્યકારક, અટપટી અને ચતુરાઈભરેલી છે. તેમાંય ઊધઈની જીવનપદ્ધતિ અને સમાજરચના તો એ ત્રણે જંતુઓમાં વધારેમાં વધારે જૂની, ચકિત કરનારી અને ગૂઢ છે. એને જાણવાનું કામ પણ ઘણું મુશ્કેલ છે. કારણ કે ઊધઈનું જાળું સાધારણ રીતે જમીનથી દશ-પંદર ફૂટ નીચે હોય છે; વળી એ પોતાનું કામ અંધારી નાળોમાં આપણને પોતાનું મોઢું બતાવ્યા વિના જ કરે છે. આપણે એની નાળ તોડીએ ત્યારે જ આપણે તેને જોઈ શકીએ છીએ, પણ તે જેટલી બહાર નીકળી પડે તેટલીને જ. બહાર નીકળેલી ઊધઈ પાછી પોતાની નાળમાં પેસી શકતી જ નથી. એને કાં તો કીડી ઉપાડી જાય છે, અથવા તે ભટકી ભટકીને મરે છે. એટલે એનું સાચું જીવન તો માણસની નજરની આડે રહીને જ ચાલે છે.

છતાં, ઘણી મહેનત લઈ એ વિષે જે માહિતી ભેગી થઈ છે, તેનો સાર જોઈએ

૨

દુનિયામાં ઊધઈની લગભગ બારસોથી પંદરસો જુદી જુદી જાતો શોધવામાં આવી છે. ભૂસ્તરશાસ્ત્રીઓના મત પ્રમાણે એ દુનિયાનું પ્રાચીનમાં પ્રાચીન જંતુ છે.

ગુજરાતનાં ખેતરોમાં ઊધઈના રાફડા તમે જોયા હશે. એ, ઘણુંખરું, શંકુ આકારના ઢગલા જેવા હોય છે. સાધારણ માટીના ઢગલા કરતાં એ ઘણા સખત હોય છે. વરસાદથી પલળીને એ પડી જતા નથી. છતાં, પ્રમાણમાં આપણા પ્રાંતના રાફડા તો બહુ જ નાના અને સાદી જાતના હોય છે. દુનિયાના જુદા જુદા ભાગોમાં એ રાફડાઓનાં આકાર, ઊંચાઈ, મજબૂતી વગેરે વિવિધ પ્રકારનાં અને આશ્ચર્યકારક હોય છે. કેટલાક તો વીસ વીસ ફૂટ ઊંચા અને ત્રીસ ફૂટના ઘેરાવામાં પથરાયેલા હોય છે. કેટલાક બરાબર ઉત્તર-દક્ષિણ દિશા બતાવનારા હોય છે. કેટલાકની માટી સિમેંટના જેટલી સખત જામે છે, અને તેથી રસ્તા તથા ટેનિસનાં ક્રીડાંગણ બાંધવામાં તેનો ઉપયોગ કરવામાં આવે છે

પણ રાફડો તો ઊધઈના નગરનો બહારનો ભાગ જ સમજવો. એનો સાચો હિસ્સો અને વિસ્તાર તો સદાય જમીનની નીચે જ રહે છે, અને ઉપરના ભાગનો નાશ થવાથી ઊધઈનું જીવન નાશ પામતું નથી.

જમીનની નીચે, એ રાફડા-નગરની મધ્યમાં, ચાવેલા અને કરકરા કરેલા લાકડાના ચૂરાનો એક પોલો ઘુમ્મટ હોય છે. એ ગોળાકાર ઘુમ્મટ તળિયાથી આશરે છથી બાર ઇંચ ઊંચો હોય છે. એના પોલાણમાંથી બધી દિશાઓમાં અનેક ચાસો અથવા ગલીઓ નીકળે છે. ટાંકણીના માથા જેટલી કરોડો લીખો કે ઇયળોથી એ ભરેલો હોય છે. એની ભીંતોમાં હજારો ઝીણાં છિદ્રો હોય છે. એ ભાગ બીજા ભાગો કરતાં વધારે ગરમ રહે છે.

પેલી ચાસો વાટે વધારે સારા ઓરડાઓમાં જવાય છે. એની બેઉ બાજુએ રૈનીના કણો જેવાં નાનાં નાનાં ધોળાં રૂંભગોળ દડાંઓ ખડકેલાં હોય છે. ત્યાર પછી નીચે ઊતરતાં એક બીજો ખંડ આવે છે ઊધઈનું જાળું કહે છે, તે આ જ જગ્યા



**ઊધઈ કુટુંબનું ચિત્ર**

વચ્ચે ઊધઈ-રાણી છે; એના મધ્ય ભાગમાં લાંબું જંતુ છે તે ઊધઈ-રાજા છે. ઝીણાં જંતુઓ ઊધઈ-મજૂરો છે; ચોકી પહેરો કરે છે તે સૈનિકો. લગભગ પૂરેપૂરા પ્રમાણનું ચિત્ર છે.

એનો દેખાવ અદ્ભુત હોય છે એમ સર્વે જોનારાઓ વર્ણવે છે. એનું ચિત્ર જુઓ. ખંડની વચ્ચોવચ એક મોટું જંતુ પડેલું છે. એ ત્રણેક ઇંચ લાંબું, ઇંચ દોઢ ઇંચના ઘેરાવાવાળું, લગભગ સફેદ સાકરિયા જેવું હોય છે. એની બે બાજુએ ઝીણા ઝીણા પગો છે. આગલી બાજુએ મોટી ટાંકણી ખોસી હોય તેવું એક ઝીણું માથું જરાક જેટલી લાંબી ગરદનને વળગેલું હોય તેમ દેખાય છે. વારંવાર એ પોતાની ગરદન અને મોઢા પરના (અડિયા) મૂછોના વાળ હલાવ્યા કરે છે. તેની આજુબાજુ બીજાં નાનાં મોટાં હજારો જંતુઓની ભીડ નજરે પડે છે. એ જંતુઓ કરતાં આ જંતુ લગભગ દશ હજાર ગણું મોટું કહેવાય. આ જ ઊધઈ-રાણી. આખા રાફડામાં જે કોઈ ઊધઈ રહે છે તે સૌની આ જ માતા. આ ખંડ તે એનો દરબાર અથવા મહેલ.

એ ઊધઈ રાણી ખરી, પણ એના મહેલમાં તે જન્મ-કેદમાં પડ્યા જેવી હોય છે. મહેલના દરવાજા એટલા નાના હોય છે કે તેમાંથી એનું મોટું શરીર જઈ જ ન શકે. વળી એના ભારે શરીરને માટે એના પગ સાવ જ નાના અને નકામા જેવા છે. એની ગરદન પણ એટલી ટૂંકી હોય છે કે, પોતાનો ખોરાક સામે પડ્યો હોય તોયે એ પોતાની મેળે લઈ ન શકે. ઉપરાંત, આટલું મોટું પેટ હોવા છતાં, એનામાં ખોરાકને પચાવવાની શક્તિ નથી. આથી એનો ખોરાક એને નાની ઊધઈઓ પોતાના આંતરડામાં પહેલો ચાવી, પચાવી, પાછો કાઢીને ખવારે છે. ચિત્રમાં જે જે અનેક ઝીણી ઝીણી ઊધઈઓને તમે એના મોઢા આગળ જુઓ છો, તે એને વારાફરતી ખોરાક ખવાડીને જાય છે.

ઊધઈ-રાણીનું દેખીતું કામ એક જ જણાય છે. એ રાત દિવસ ઈંડાં મૂક્યે જાય છે. રોજનાં તે ઓછામાં ઓછાં ત્રીસ હજાર ઈંડાં મૂકે છે; એટલે વર્ષે દહાડે એક અબજથી વધુ ઈંડાં થાય. આ તો હળવી ગણતરીનું પ્રમાણ છે. કેટલાકના મતે તે રોજનાં એંશી હજારથી વધુ ઈંડાં મૂકી શકે છે. એનું પૂરું આયુષ્ય પાંચ વર્ષનું ગણાય છે. તેટલી મુદતમાં એ કેટલી ઊધઈની માતા થઈ શકે તેની ગણતરી કરો.

પણ તેનું દેખીતું કામ આટલું જ હોવા છતાં, મહેલની બહાર તે પગ પણ ન મૂકી શકતી હોવા છતાં, અને પોતાનો ખોરાક પણ ખાવા અશક્ત હોવા છતાં, આખા રાફડામાં દૂર દૂર સુધી એની જ સત્તા કોઈક ગૂઢ રીતે ચાલે છે બીજી રાણી ગોઠવાય તે પહેલાં જો તે મરી જાય તો આખો રાફડો નાશ પામી જાય. રાણી વિના બીજી ઊધઈઓ જીવી શકતી નથી. એના શરીરને જખમ થાય, અથવા તે માંદી પડે, તો તેટલો વખત રાફડામાં જ્યાંત્યાં અંધેર વર્તે, બધાં કામ ગોટાળામાં પડી જાય. એ સાજીસમી હોય તેટલો વખત બધું તંત્ર સીધુંદોર ચાલે છે. કેવી રીતે એની અસર આખા રાફડા પર પહોંચે છે તે હજુ સમજી શકાયું નથી

૩

રાણીના શરીર પાસે એક લાંબું જંતુ દેખાય છે તે ઊધઈ-રાજા છે. ઊધઈ-રાજા એની રાણીને છોડીને ક્યાંય જતો નથી. એની આજુબાજુ કે એના શરીર પર એ ફર્યાં કરે છે. દેખીતી રીતે એ નમાલો દેખાય છે, પણ એની રાણી પર હુમલો થાય તો તે પોતાના ગજા પ્રમાણે તેનો બચાવ કરવા ચૂકતો નથી, અને છેવટે તેને માટે પોતાનો પ્રાણ પણ પાથરે છે.

જાણે ચોકીદારો હોય તેમ ચિત્રમાં કેટલાંક જંતુઓ પહેલી હારમાં ગોઠવાઈને ઊભાં છે તે જોયાં? એ સિપાઈ-ઊધઈઓ છે. રાફડામાં આવા સિપાઈઓની સંખ્યા લગભગ કુલ વસ્તીના પંચમાંશ જેટલી હોય છે. તેઓ ઊધઈ-રાજની સેના તથા પોલીસ છે. કામ કરનારી ઊધઈઓને મોખરે રહી તેમની સલામતી જોવી, આવજાના રસ્તાઓનું નિયમન કરવું, તવો ખોરાક ક્યાં પ્રાપ્ત થઈ શકે એમ છે તેની શોધ કરવી અને જાણ કરવી, શત્રુ ચડી આવે તો તેની સામે ઝૂઝવું, આ એમનું કામ. આ માટે એમના શરીરની રચના બીજી ઊધઈઓ કરતાં જુદી જાતની હોય છે. કેટલાક પ્રકારની ઊધઈઓમાં સિપાઈ-ઊધઈને માથે ભિંગડાળું કવચ હોય છે. એના બાકીના શરીરની સરખામણીમાં એ કવચ અઘટિત રીતે મોટું અને જબરું વધેલું હોય છે. એ સાથે એને બે સખત જડબાં હોય છે, તે કમાનવાળા સાંડસાની જેમ કામ કરે છે. એ સાંડસો પોલાદ જેવો સખત અને શરીરના બીજા ભાગ કરતાં વધારે વજનદાર, મોટો અને અગવડ-ભર્યો હોય છે. આને લીધે એને બાપડાને ખાવાનુંયે ફાવતું નથી. મજૂરોને તેના મોંમાં કોળિયા મૂકવા પડે છે.

કેટલીક જાતની ઊધઈના સૈનિકો વળી જુદી જાતના હોય છે. એ સૈનિકોના માથામાં જડબાંને બદલે એક રબરના ફુગ્ગા જેવો અવયવ હોય છે. એ પણ જડબાંના જેવો જ વજનદાર હોય છે. એ ફુગ્ગાને પિચકારી જેવું એક ઝીણું છિદ્ર હોય છે. સિપાઈ એ ફુગ્ગાના સ્નાયુઓને દબાવે છે, ત્યારે એમાંથી એક જાતના ચીકણા રસની ધાર છૂટે છે. ઇંચ દોઢ ઇંચ જેટલી દૂર તે ઊડે છે. સૈનિકને ખબર પડે કે સામે કીડી કે કોઈ બીજો શત્રુ આવી લાગ્યો છે, ત્યારે તે પોતાની પિચકારી તેના પર છોડે છે. તેનાથી કીડીના પગ ચોંટી જાય છે, અને કીડી આગળ વધી શકતી નથી.

૪

પણ રાફડાની મોટી વસ્તી તો પેલી ઝીણી ઝીણી જીવાતો દેખાય છે તે છે. તે મજૂર-ઊધઈ કહેવાય છે. પણ એને ઊધઈ-નગરની આમપ્રજા પણ કહી શકાય. લગભગ ૭૫ ટકા જેટલી તેમની જ વસ્તી હોય છે. ઊધઈ-રાજનો સર્વ રચનાત્મક કાર્યક્રમ તેઓ ચલાવે છે. જમીન ખોદવી, નાળો બાંધવી, ઈંડાં ઇયળ વગેરે ઉછેરવાં, ખોરાક લાવવો, ઉગાડવો, ખાવો, પચાવવો અને રાજા, રાણી, સૈનિક તથા બીજાં જે કુંવર-કુંવરીઓ કહેવાય છે તે સર્વેને ખવડાવવો, એ બધાં કામો તેમને જ કરવાનાં હોય છે. એને (તેમ જ સિપાઈઓને) આંખ, કાન, નાકની જ્ઞાનેંદ્રિયો હોતી નથી. એને દિવસ નથી: એની અંધારી નાળોમાં એને સદાયે રાત જ છે. પણ વિસામો લેવાનું એ જાણતી જ નથી. આથી તેને સદાયે દિવસ જ છે એમ પણ કહી શકાય.

મજૂરનું શરીર અતિશય નાજુક હોય છે સૈનિક જેવું એને સ્વરક્ષાનું કશું સાધન નથી. માત્ર એનું મોં સખત ચીજોને પણ કાતરી શકે એવું તીણું હોય છે, અને એની લાળમાં એવાં રસાયણો રહેલાં છે કે ધાતુ અને કાચને પણ કોરી શકે છે.

ઊધઈ કોઈ જાતનાં જીવજંતુને ખાતી જણાતી નથી. રાંધેલાં કે લીલાં ધાનને પણ ભાગ્યે જ અડે છે. કાઠી—એટલે કે વનસ્પતિમાત્રમાં રહેલો રેસાવાળો ભાગ—એ એનો એકમાત્ર ખોરાક છે. આ કાઠીને પચાવવાની શક્તિ ઊધઈની કેટલીક જાતો સિવાય બીજા કોઈ પણ જંતુમાં જોવામાં આવી નથી.

ઊધઈની કેટલીક જાતો કાઠીને જાતે પચાવી શકતી નથી. છતાં, કાઠી વિના એને ખોરાક મળી શકે નહિ. આવી ઊધઈઓ પોતાના રાફડાની અંદર ઠેકાણે ઠેકાણે નાનકડા ક્યારાઓ કરે છે, અને તેમાં એક જાતની શેવાળ ઉગાડે છે એ શેવાળને માટે કાઠીનું ખાતર આવશ્યક હોય છે. આથી ઊધઈ કાઠીની રજ કરીને તે ક્યારાઓમાં ફેલાવે છે. એમ જે શેવાળ ઊગે છે તેના પર ઊધઈ-નગરની પ્રજા જીવે છે. આ જાતની ઊધઈને ખેડૂત-ઊધઈ કહી શકાય

ઊધઈનો જે રંજાડ ચાલે છે તે આ કાઠી મેળવવા માટે જ હોય છે.

ઊધઈ કેવળ આપણી મિલકતનો રંજાડ કરી નાંખનાર જંતુ હોય એવું આપણને લાગે છે ખરું. પણ એ તો આપણા ટૂંકા સ્વાર્થની દૃષ્ટિ છે. કુદરતમાં ઊધઈ પૃથ્વીની બહુ ભારે સેવા પણ બજાવે છે. દર વરસે શિશિર ઋતુમાં જ્યારે વનસ્પતિ સુકાઈ જાય છે, ત્યારે વનોમાં ઢગલો ખાંડી સૂકાં ડાળાં, ડાંખળી, પાંદડાં, ઝાડ, વનસ્પતિનો ઢગલો થાય છે એને કોઈ ખાતું કે પચાવી શકતું નથી. કેવળ હવા અને વરસાદની પણ એના પર ઘણી ઝપાટા-બંધ અસર થતી નથી. આથી જો તે એમ ને એમ પડી રહે તો થોડાં વર્ષમાં વનોમાં કાઠીનો એવા ઢગલો થાય કે કાષ્ઠના ડુંગરા જ રચાય. એને પરિણામે ઝાડો નાશ પામી જાય. પણ ઊધઈ તે બધાંનો ઝપાટાબંધ નિકાલ આણે છે. અને તેમ કરવા માટે તેને હજારો ખાંડી માટી

પણ ખોદી કાઢવી પડે છે. એને પરિણામે પૃથ્વી પણ પોચી થાય છે અને પાણીને પી શકે છે. વળી માટી સાથે લાળી ભળવાથી ખાતર પણ થાય છે, તે નદીમાં કાંપ થઈને જ્યારે કિનારા પરનાં ખેતરોમાં બેસે છે, ત્યારે તે ખેતરોને ઘણાં ફળદ્રુપ કરી મૂકે છે. ઊધઈ વિના આવો કાંપ તૈયાર થાય નહિ.

ચિત્રમાં આ નાની ઊધઈઓ રાણીને ખવાડતી, પંપાળતી તથા તેનાં ઇંડાંને ઉછેરઘરોમાં ઊંચકી જતી જણાય છે.

૫

પણ ઊધઈનગરના એક બીજા નાગરિકનો હજુ ઉલ્લેખ કરવાનો રહ્યો છે. આ ચિત્રમાં તે જણાતાં નથી. એ નાગરિકો તે ઊધઈનગરનાં કુંવર-કુંવરીઓ છે. એમને ચાર પાંખો અને બે આંખો હોય છે. એમનું શરીર પેલા ઊધઈરાજા જેવું છે. ચોમાસું બેસતાં સુધી એ કુંવર-કુંવરીઓનાં ટોળાં રાફડાની અંદર મોજ કરતાં ફર્યાં કરે છે. ઊધઈઓ એમને છૂટથી ખવાડે છે અને તેમને કશું કામ કરવું પડતું નથી.

જ્યારે ચોમાસાનો પહેલો વરસાદ પડે છે અને જમીનમાંથી મીઠી સુગંધ નીકળવા માંડે છે, ત્યાર પછી એક દિવસ સાંજે જમીન પર રાફડાઓનાં મોઢાં એકાએક ખુલ્લાં થઈ જાય છે, અને તેમાંથી લાખોની સંખ્યામાં આ કુંવર-કુંવરીઓ બહાર ઊડી આવે છે. ઘણી વાર આખું વાતાવરણ એમનાથી ભરાઈ જાય છે. પંખીઓ, વાંદરાં, બિલાડાં વગેરે ઘણાંક નાનાંમોટાં જનાવરો તેમનો શિકાર કરે છે. કેટલાક દેશોમાં માણસોયે તેને ખાય છે. તેમાંનાં હજારો આપણા દીવાઓ પર પડીને મરી જાય છે. દીવાની આજુબાજુ એમની પાંખોનો ઢગલો થયેલો આપણે જોઈએ છીએ. ત્રણ ચાર દિવસ સુધી આપણે આ કુંવર-કુંવરીઓની વિદાય તથા સંહાર લીલા જોઈએ છીએ.

છતાં, એમાંનાં કોઈક તો બચી જાય છે, અને તેઓ નવું ઊધઈનગર વસાવે છે. કુંવર તેનો રાજા બને છે, અને કુંવરી રાણી. પેલું રાણીનું ચિત્ર જોયું તે મૂળે એ રાજાના જેવા જ રૂપ અને કદની હતી પણ સંસાર માંડયા પછી એનું શરીર આવું જાડું પડી ગયું.

ઊધઈમાં અદ્ભુત પ્રકારની જ્ઞાનશક્તિ રહેલી છે. એક જ માતાનાં ઇંડાંમાંથી જુદી જુદી રીતે ખોરાક આપીને તેમાંથી તે કુંવર-કુંવરી, સિપાઈ (ઘણી વાર બે ત્રણ જાતના), મજૂર વગેરે જાતજાતનાં જંતુઓ ઉપજાવે છે. કુંવર-કુંવરીઓને આંખો અને પાંખો હોય છે, પણ તેઓ કામ નથી કરતાં અને જાતે ખાઈ પણ શકતાં નથી. ખાવાની શક્તિ તો કેવળ કામ કરનાર મજૂરમાં જ હોય છે. કામ કરે તે ખાય, બીજા મજૂરોની ભલમનસાઈ પર જીવે, એવો ઊધઈરાજનો કાયદો છે. કોઈ રાજા-રાણી, સિપાઈ કે કુંવર-કુંવરીનો નાશ કરવો હોય તો મજૂરો તેનો ખોરાક આપવાનો બંધ કરી દઈ શકે.

બીજી ઘણીયે જાતની ઊધઈની જ્ઞાનશક્તિ વિષે આશ્ચર્યકારક વાતો છે. રમીધમન નામનો એક મોટો ઊધઈશાસ્ત્રી કહે છે કે, 'સૃષ્ટિની અજાયબીઓમાં ઊધઈનું સ્થાન મોખરા પર આવે છે.'

ઊધઈ વિષે પચાસ વર્ષ અભ્યાસ કરી નૉઈઝ નામે એક બીજો લેખક કહે છે કે, 'પૃથ્વીના એકેએક ભાગમાં અનેક જાતના લોકો વચ્ચે મેં જીવન ગાળ્યું છે; પણ મને મનુષ્યો વચ્ચે એવી ખાતરીપૂર્વક નિશાનીઓ મળી નથી કે જેથી મને વિશ્વાસ બેસે કે, કોઈ પ્રેમળ, દયાળુ, ઉદાર, સર્વજ્ઞ અને સર્વશક્તિમાન પ્રભુ છે જ. પણ ઊધઈના જીવનમાં તો એ સિવાય હું બીજાં કોઈ ચિહ્નો જોતો જ નથી.'

જેણે જીવનમાં એવી શોધ કરી છે કે, પોતે અનેકમાં એક છે, બીજા પોતા જેવા જ સારા અને ડાહ્યા છે અને પોતાનો મત બાંધવામાં, નિર્ણય કરવામાં, પસંદગીમાં અને કાર્યદિશા લેવામાં તેઓ બરોબર પોતાના જેવો જ હક ધરાવે છે, —જેણે જીવનમાં આ અચૂક શોધ કરી છે તે માણસ ધન્ય થયો છે અને બૌદ્ધિક તથા નૈતિક ક્ષેત્રમાં પાર પામવાના રાજમાર્ગ પર ક્યારનો ચડેલો છે.

કલકત્તા પદવીદાનસમારંભ, ૧૯૩૯ — સર મિરઝા ઇસ્માઈલ

# કિસા ગોતમી

કિસા ગોતમીનો જન્મ એક ગરીબ કુટુંબમાં થયો હતો. ઉંમર લાયક થતાં એનું લગ્ન થયું. પરંતુ ગરીબ ઘરની હોવાથી સાસરિયાંમાં તેનો તિરસ્કાર થવા લાગ્યો. કેટલોક વખત વીત્યા બાદ એને એક પુત્ર થયો, અને તેથી તેઓમાં તેનું માન વધવા લાગ્યું. કિસાને સ્વાભાવિક રીતે જ પોતાના પુત્ર ઉપર પુષ્કળ વહાલ હતું.

છોકરો મોટો થયો એટલે આમતેમ નાચવા-કૂદવા ને તોફાન કરવા લાગ્યો. પુત્રની એ રમતગમત અને તોફાન જોઈ માતા કિસાનું હૃદય હરખાઈ જતું. પરંતુ એવામાં અચાનક ગામમાં વાવર શરૂ થયો, અને બિચારી કિસાનો લાડકો પુત્ર પણ તેમાં ઝડપાઈ ગયો.

તેને અચેતન પડેલો જોતાં જ કિસા અત્યંત શોકાતુર થઈ ગઈ. પોતાનો રમતો-કૂદતો પ્રિય પુત્ર થોડી જ વારમાં આમ હતો ન હતો થઈ જાય તે વાત તેના માનવામાં જ આવી નહિ. તેથી તે પોતાના મરેલા પુત્રને છાતીએ દાબતી દાબતી, તથા 'આને કંઈ ઓસડ આપો, આને કંઈ દવા આપો' એવી બૂમો પાડતી પાડતી, ગાંડાની જેમ આખા ગામમાં આમથી તેમ દોડવા લાગી.

'તારો પુત્ર તો મરી ગયો, મરેલાનું તે ઓસડ હોતું હશે?' એવું કહી કહીને લોકો તેને સમજાવવા મથતા. પરંતુ તે એ માની જ શકતી નહિ અને પોતાનો પ્રિય પુત્ર જીવતો થવાની આશાએ તે બધા વૈદ્યોને ઘેર કાલાવાલા કરતી દોડવા લાગી. ધીમે ધીમે શોક અને થાકથી તે ગાંડા જેવી બની ગઈ. અને લોકો જેમ જેમ તેને કહેતા કે, 'તારો છોકરો મરી ગયો છે, હવે તે જીવતો નહિ થાય,' તેમ તેમ તેને લાગતું કે, આ લોકો દ્વેષબુદ્ધિથી મને ખોટું સમજાવે છે અને મારા છોકરાને નાખી દેવાનું કહે છે.

તેની આવી કરુણાજનક સ્થિતિ જોઈ, એક ડાહ્યા માણસે તેને કહ્યું, 'બહેન, સામેના વિહારમાં ભગવાન બુદ્ધ રહે છે. એમની પાસે જઈને તું તારા છોકરા માટે ઓસડ માગ. તે બહુ દયાળુ છે, એટલે જરૂર તારું દુઃખ દૂર કરશે.'

કિસાને આ માણસનું કહેવું ગમ્યું. તે તરત દોડતી બુદ્ધ ભગવાન પાસે ગઈ, અને પોતાના મરેલા છોકરાને ગમે તેમ કરીને જિવાડવા માટે કાલાવાલા કરવા લાગી.

બુદ્ધ તેની સ્થિતિ પામી ગયા. તેમણે તેને કહ્યું કે, 'બાઈ, તું મારી પાસે આવી એ તેં ઠીક કર્યું. જરૂર હું તારા છોકરાની દવા કરીશ. પરંતુ પ્રથમ તું એક કામ કરઃ ગામમાં જઈ, જેના ઘરમાં કોઈ પણ સગું-વહાલું મરણ ન પામ્યું હોય, તેની પાસેથી ચપટી રાઈ માગી લાવ.'

કિસા ગોતમી રાજી થતી છોકરાના મડદા સાથે જ શહેરમાં દોડી અને લોકો પાસે ચપટી રાઈ માગવા લાગી. ચપટી રાઈ કોણ ન આપે! લોકો બહુ ખુશીથી તેને રાઈના દાણા આપવા તૈયાર હતા. પરંતુ તે પૂછતી કે, 'તમારા ઘરમાં કોઈ સગુંસંબંધી મરણ તો નથી પામ્યુંને? કેમ કે મારે એવા ઘરવાળાની રાઈ જોઈએ.'

તેનો આ પ્રશ્ન સાંભળી દરેક જણ જરા નવાઈ પામીને કહેતું કે, 'એવું તો ક્યાંથી હોય! દરેક ઘરમાં માણસો તો મરતાં જ રહે છે.'

આ પ્રમાણે રાઈ માગતી માગતી તે ઘણાં ઘર ફરી આવી. દરેક ઘેર એક જ જવાબ સાંભળી તેને સાન આવી કે, મરણ એ તો ઘર ઘરનો નિયમ લાગે છે. જન્મેલા દરેક

પ્રાણીને કોઈક દિવસ મરવાનું જ છે. મરણ ટાળવાનો કોઈ ઉપાય છે જ નહિ; નહિ તો બધા જ પોતાનાં સગાંવહાલાંને શું કામ મરવા દેત? મરણ કંઈ અમુક ગામમાં કે અમુક માણસના ઘરમાં જ થાય છે એવું નથી; એ તો આખા જગતમાં બધે જ વ્યાપેલું છે.

આવો નિશ્ચય થતાં જ તેણે છોકરાનું મડદું સ્મશાનમાં ફેંકી દીધું, અને ભગવાન પાસે ખાલી હાથે પાછી આવી. ભગવાને પણ તેને સમજાવ્યું કે, જન્મેલા દરેક પ્રાણીને મરવાનું જ છે; અને સગાંવહાલાંનો કોઈ ને કોઈ દિવસ વિયોગ થવાનો જ છે. અરે, આપણે પોતે પણ મોડા વહેલા મરવાના જ છીએ. માટે મૃત્યુનો શોક કરવો છોડી દઈ, આ જન્મ-મરણના ફેરામાંથી નીકળી જવાનો માર્ગ શોધવો, એ જ સમજુ મનુષ્યનું કર્તવ્ય છે.

ભગવાન પાસે ઉપદેશ સાંભળ્યા બાદ કિસા ગોતમી ઘરબાર તજી ભિક્ષુણી થઈ, અને ભગવાને બતાવેલે માર્ગે ચાલવા લાગી.

ગો૦

# લડવું જ જોઈએ?

બે રાષ્ટ્રો વચ્ચે વાંધો પડે કે તકરાર થાય ત્યારે તેના ઉકેલને માટે તેમણે લડવું જ જોઈએ?

દક્ષિણ અમેરિકામાં આર્જેન્ટાઈન અને ચીલી નામનાં બે પ્રજાસત્તાક રાજ્યો છે. તેઓ જોડાજોડ છે અને તેમની વચ્ચે એન્ડીસ નામનો એક ઊંચો પર્વત સૂતેલો છે. આ પર્વતનાં શિખરો ઉપર બધો વખત બરફ છવાયેલો રહે છે. તેથી પર્વતના કયા શિખર આગળ આર્જેન્ટાઈનની સરહદ પૂરી થાય છે અને કયા શિખર આગળ ચીલીની હદ શરૂ થાય છે, એ નક્કી કરવામાં બન્ને દેશો વચ્ચે વારંવાર ચકમક ઝર્યા કરતી હતી.

ગયા સૈકાના અંતમાં, એન્ડીસ પર આવેલાં કેટલાંક સરોવરોની હદ નક્કી કરતાં બંને રાજ્યો ઝઘડવાની અણી ઉપર આવી પહોંચ્યાં, અને પોતપોતાની લડવાની સરસામગ્રી અને માણસો તથા ધન વગેરે એકત્રિત કરવા પણ લાગ્યાં. ઈ. સ. ૧૯૦૦ના ઉનાળામાં તો લડાઈ જાહેર કરવાનું નક્કી પણ થયું. તેવામાં એપ્રિલના ઈસ્ટરના તહેવારો આવ્યા. આ તહેવારો, ઈશુ ખ્રિસ્ત ક્રોસ પર મૃત્યુ પામ્યા પછી પુનર્જીવન પામ્યા, એના આનંદના દિવસો મનાય છે. તે દિવસોમાં ખ્રિસ્તી લોકો પૂજાપાઠ વગેરે કરે છે. તે પ્રમાણે આર્જેન્ટાઈન અને ચીલી એ બે ખ્રિસ્તી રાજ્યોની પ્રજા શાંતિરાજ ઈશુને નામે દેવળોમાં પ્રાર્થના કરવા ઊભરાવા લાગી. આ સોનેરી તકનો લાભ લઈને આર્જેન્ટાઈનના મોટા પાદરીએ પોતાના મુખ્ય દેવળમાં શાંતિ-પાઠ બોધતું પ્રવચન આપ્યું. ગંભીર નાદે તેણે ઈસ્ટરના સપરમા દહાડે લોકોને કહ્યું કે, 'પડોશી જોડે મૈત્રી કરો, કેમ કે કોની વાત સાચી ને કોની ખોટી છે, એ તો લડાઈ બાદ પણ કહેવું મુશ્કેલ છે; લડાઈથી તો કોનું લશ્કરી બળ વધારે છે એ જ બહુ તો, જણાઈ શકશે.' શાંતિના સમર્થનમાં બાઈબલમાંથી સુંદર સુવાક્યો ટાંકી લોકોને આ વાત એણે ઠસાવી. અને પછી તો તે આખા રાજ્યમાં ફરીને આનો પ્રચાર કરવા લાગ્યો.

આર્જેન્ટાઈનના પાદરીનો આ ઉપદેશ એન્ડીસની પેલે પાર ચીલીમાં પણ પહોંચ્યો. ચીલીના મોટા પાદરીએ પણ એ સૂર ઝીલી લઈ શાંતિબોધનું કામ ઉપાડ્યું. અને તેને સારુ તે દેશનાં ગામોમાં ફરવા લાગ્યો.

શરૂમાં તો, લડતે અને મમતે ચડેલી પ્રજાએ આ શાંતિઘેલા ખ્રિસ્તી પાદરીઓને હસવા લાગી. પરંતુ તેમના હૃદયની ધગશ અને પવિત્ર ધર્મબુદ્ધિ અસર કર્યા વગર ન

રહી: લોકો પલળવા લાગ્યા અને ધીમે ધીમે લોકમત શાંતિ તરફ વળવા લાગ્યો. પ્રજાનો મત આ રીતે ફર્યો, એટલે બેઉ રાજ્યોના પ્રમુખોએ સરહદના પ્રશ્નનો ઉકેલ આણવા સંદેશા ચલાવ્યા. તેમાંથી એવો તોડ આવ્યો કે, આ પ્રશ્નને અંગે તટસ્થ એવા ઈંગ્લંડના રાજાને લવાદ થવાનું આમંત્રણ મોકલવું. તે પરથી બેઉ પ્રમુખોની સહીથી ઈંગ્લંડના રાજા ઉપર લવાદ થવાનું આમંત્રણ ગયું. રાજાએ પોતાના એલચીઓ મારફત આ તકરારી પ્રશ્નની તપાસ કરી અને ચુકાદો આપ્યો કે, તકરારી પ્રદેશ બંને રાજ્યોએ સરખે હિસ્સે વહેંચી લેવો જોઈએ, કારણ કે બંને પક્ષ તરફ થોડું સત્ય છે તો તેની સાથે થોડુંક અસત્ય પણ છે.

આવી સરસ રીતે તકરારનો નિવેડો આવ્યો, તેથી બંને રાજ્યો રાજી થયાં અને તેમણે ઠરાવ કર્યો કે, હવે પછી જ્યારે કોઈ બાબત પર મતભેદ થાય ત્યારે, લડવાની જંગલી રીતને બદલે તટસ્થ પંચ કે લવાદ મારફત તેનો તોડ કાઢવો. આમ બે પાદરીઓની સાચી ધર્મનિષ્ઠાથી બે દેશો ભારે દુઃખ અને ખર્ચ તથા માનવ-સંહારમાંથી બચી ગયા.

આવા યાદગાર બનાવનું સંભારણું ભવિષ્યની પ્રજાને પણ રહે એવું હવે વિચારવામાં આવ્યું. તેને માટે બેઉ રાષ્ટ્રની બહેનોએ ઈશુ ખ્રિસ્તનું એક બાવલું એન્ડીસ પર્વત પર ઊભું કરવાનો ઠરાવ કર્યો. બંને રાજ્યની બહેનોએ આ કામમાં ઉદાર હાથે મદદ કરી. તોપોના ભંગારમાંથી ઈશુની એક ભવ્ય મૂર્તિ ઘડવામાં આવી. એન્ડીસના ઊંચા પર્વત પર તેને લઈ જવાનું કામ બંને રાજ્યના સિપાહીઓએ મળીને કર્યું. પછી તેને ખુલ્લું મૂકવાનો દિવસ આવ્યો. તે વખતે બે દિવસ બેઉ દેશોમાં તહેવાર તરીકે પાળવામાં આવ્યા. આબાલવૃદ્ધ બધાં પ્રજાજનો બાવલાને સ્થળે મળ્યાં; જાણે એક જ રાષ્ટ્રનાં પ્રજાજનો હોય એમ, સરહદનો વિચાર કર્યા વગર સૌએ પોતાની રાવટીઓ ઠોકી ઉદ્ઘાટનને દિવસે ઉજાણી કરી. બેઉ દેશનાં બાળકો ભેગાં મળીને મેદાની રમતો ખેલ્યાં; લોકોએ ગાનતાન અને નાચ દ્વારા પોતાનો આનંદ બતાવ્યો. આખું વાતાવરણ ઉમંગથી ઊભરાતું હતું.

બાવલું ખુલ્લું મૂકવાને દિવસે સવારે તેના માનમાં તોપોના અવાજ થયા. પછી બહેનો, ભાઈઓ તથા પાદરીઓ વગેરે ઈશુની પ્રતિમા આગળ પ્રાર્થના માટે ભેગાં થયાં. પ્રાર્થના બાદ પૂતળું ખોલવામાં આવ્યું. આ બાવલા નીચે નીચેના શબ્દો લખેલા છે:

'પરદુઃખભંજન ઈશુના ચરણમાં બેસી, આર્જેન્ટાઈન અને ચીલીની પ્રજાએ શાંતિ જાળવવાની જે પ્રતિજ્ઞા લીધી છે, તે પ્રતિજ્ઞા તૂટે તે પહેલાં આ પર્વતો માટીમાં મળી જશે!'

એન્ડીસ પર્વત આજ સુધી સાક્ષી પૂરે છે કે ત્યારથી આ બે દેશો લડ્યા નથી. દુનિયાનાં સૌ રાષ્ટ્રો આમ શું કામ ન કરી શકે?

મ૦

---

## નૂતન સેના

(આશાવરી)

પન્થહીણે જગ ચાલી
સેના નૂતન બાલ અમારી! ધ્રુવ૦

પશ્ચિમ કેરે સાદે ઘેરે,
રંગ પરાગે પૂરવ કેરે,
ઉત્તર તેજે દક્ષિણ લહેરે
સેના એ અમ જાગી! સેના૦

નિર્ધન ધનીની દુનિયા છોડી,
પાપ પ્રપંચની પાળો તોડી,
યુગ યુગ કેરાં તિમિરો ફોડી
ચાલી એ જગ-તારી! સેના૦

શ્વાસ થકીયે અતિશય પાસે,
સૂરજ ચન્દરથીયે આઘે,
વિશ્વ-મુક્તિને મંગલ ઘાટે
ચાલી એ મીટ માંડી! સેના૦

સ્નેહરશ્મિ

# નવું વાચન

**સહચરીની શોધમાં** સંપા૰ મામાસાહેબ મુરલીધર; પ્રકા૰ જીવણલાલ ઍન્ડ સન્સ; પૃષ્ઠ સંખ્યા ૧૪+૨૫૦; કિંમત રૂ. ૧–૮–૦.

પ્રસ્તુત હાસ્યરસાત્મક નવલકથામાં અમથાલાલ નામના એક મુંબઈની પેઢીમાં કામ કરતા, લગભગ આધેડ વયના વાંઢા કારકુનને લગ્નની લાગેલી તાલાવેલીથી, તે ગમે તેમ પણ પોતાનું લગ્ન થાય તે માટે પોતાના કહેવાતા મિત્રોએ રચેલા હાસ્યસ્થાનોનો કેવી રીતે ભોગ બને છે, તેનું મજાનું બયાન છે. મુંબઈની એક ચાલીમાં રહેતા, પ્રાતઃકાળે પ્રભુ આગળ કરગરીને પ્રાર્થના કરતા અમથાલાલનો વાંઢા-વિલાપ સાંભળી, તેની પડોશમાં જ રહેતો બેકાર, પરોપજીવી, શિયાળવૃત્તિનો નાથાલાલ તેના જીવનમાં પ્રવેશ પામવાની તક ઝડપી લે છે અહીંથી વાર્તાનો આરંભ થાય છે. અમથાલાલના જીવનનો આ ઊંડો સૂર પામી જઈ નાથાલાલ તેનો પૂરેપૂરો લાભ ઉઠાવવાની હંમેશ પેરવી કરે છે.

અમથાલાલને વધૂ-સંશોધનના કામમાં સહાય કરવાનો ડોળ કરી નાથાલાલ તેને અનેક કફોડી સ્થિતિમાં ધકેલે છે. 'कामी स्वतां पश्यति'નો સ્થાયી ભાવ જડ, મૂર્ખ અને વધુમાં મિથ્યાભિમાની એવા અમથાલાલમાં એટલો બધો દૃઢ થાય છે કે, વાસ્તવ દુનિયાનું ભાન ભૂલી જઈ બીજાઓએ કરેલાં ઠઠ્ઠા મશ્કરી, અપમાન કે, મારેલા તમાચાનો પણ તે યથાર્થ અર્થ સમજી શકતો નથી, અને છેવટે 'સ્વયંવધૂ'ની અપૂર્વ કલ્પનાને હોંશે હોંશે વધાવી લઈ, તેનો કરુણાસ્પદ ભોગ બને છે. ત્યારે જ તેની ઘોર નિદ્રામાંથી તે જાગતો દેખાય છે

આખી વાર્તામાં લેખકે અવનવા પ્રસંગો યોજીને પ્રસંગ-નિષ્ઠ હાસ્ય ઉપજાવવામાં ઠીક ઠીક સફળતા મેળવી કહેવાય. અમથાલાલની જડતા અને મૂર્ખાઈને કારણે તેના કિસ્સાનો જે કરુણ અંત આવે છે તેને લીધે તે આપણી સહાનુભૂતિને પાત્ર બને છે. અને લેખકે તેના ઉપર વધારે પડતો પ્રહાર કર્યો હોય એમ લાગે છે. પણ સમગ્રપણે વિચાર કરતાં, એ બધાની પાછળ પાર્શ્વભૂમિ જેવી અમથાલાલની સ્વભાવ-ગત સ્વાર્થપરતા અને અહંતા જ છે, એવી પ્રતીતિ થાય છે ત્યારે આવેલા પરિણામ માટેનું દુઃખ કંઈક હળવું થાય છે

વાર્તામાં ઠેકઠેકાણે કર્તાએ વેરેલી કાવ્યની પ્રતિકૃતિઓ આખી વાર્તાના પાર્શ્વસંગીતનું કામ કરે છે.

વાર્તાનાં પ્રકરણોને દર્શન (કે દૃશ્ય ?) કહેવામાં પણ એક જાતનું ઔચિત્ય દેખાય છે. કોઈ ચલચ્ચિત્રપટના ચિત્રોની જેમ વાર્તાના પ્રસંગો આપણી આંખ આગળથી એક પછી એક પસાર થાય છે. અતિ લંબાણને લીધે અથવા તો વિનોદ વધારે પડતી સ્થૂળતા તરફ ઢળી પડે છે ત્યારે કોઈક ઠેકાણે કંટાળા જેવું લાગવાનો સંભવ છે ખરો.

છેવટે, વાર્તાના આખા વાતાવરણને અંગે એક પ્રશ્ન એ થાય છે કે. નાથાલાલ જેવા નિરુદ્યમી પરોપજીવીની વાત જવા દઈએ, તોપણ અમથાલાલ જેવા એક ગરીબ પામર જીવને સુધરેલાં ગણાતાં, કૉલેજની કેળવણી પામેલાં યુવક યુવતીઓ પોતાના વિનોદનું આલંબન બનાવી તેને બના-વવામાં શિષ્ટતાની મર્યાદાઓ વટાવી જાય છે, એવું લેખકે ચિત્ર દોર્યું છે, તેમાં આજના બેજવાબદાર, છીછરા, મોજીલા, કૉલેજ-જીવન ઉપર કટાક્ષ કરવાનો તો કર્તાનો હેતુ નથી ને ? પાં.

**સારી રીતભાત** લેખકઃ ગોવિંદભાઈ હા. દેસાઈ; પ્રકા૰ પુસ્તકાલય સ૰ સ૰ મંડળ, વડોદરા; પા. ૬૦, કિ. ચાર આના.

આ ચોપડી પ્રથમ ૧૯૧૦માં પ્રસિદ્ધ થઈ હતી. આ તેની પાંચમી આવૃત્તિ છે તે એક વાત પણ આ જાતની ચોપડીની માગ કેવી છે તે બતાવવા પૂરતી છે. લેખક કહી જ દે છે કે, સારી રીતભાત કોને કહેવી તે વિષે કાંઈ સર્વમાન્ય ધોરણ ઠરાવી શકાય નહિ. તેમનો ઉદ્દેશ "લોકોને પસંદ અગર માન્ય ન હોય એવી રીતભાત તેમની પાસે ગ્રહણ કરાવવાનો નહિ, પણ આ અગત્યના વિષય ઉપર ચર્ચા ઉત્પન્ન કરવાનો છે. હું જે કહું છું તે માત્ર એક દરખાસ્ત તરીકે ગણી જે પસંદ પડે તેટલા પૂરતું તે પ્રમાણે ચાલવામાં આવશે, અને જે પસંદ ન પડતાં વાંધાભરેલું અગર ફેરફાર કરવા જેવું લાગે તેની નોંધ કરી મને જણાવવામાં આવશે તો . . . લોકમત પ્રમાણે સુધારો કરી લઈશ." આ ઉદ્દેશ લેખકે પહેલી આવૃત્તિ વખતથી રાખેલો છે અને આ વેળા પણ એ ટાંકીને સુધારાની સૂચનાઓ માગે છે. વચ્ચે થઈ ગયેલી આવૃત્તિઓમાં આ માગણી પરથી સૂચનાઓ મળેલી કે કેમ, અને તે પરથી કશા સુધારા કર્યા કે કેમ, એ વિષે આ નવી આવૃત્તિમાં લેખકે કશું લખ્યું નથી. તે પરથી અનુમાની શકાય કે, સુધારવા માટે સૂચનો ન મળ્યાં હોય. રીતભાતની ઝીણી ઝીણી વાતોમાં રસ લઈ આવી રીતે પુસ્તકો મારફતે ચર્ચા કરવાનો માર્ગ કદાચ આપણા લોકને માટે ન રુચતો હોય. કદાચ, નાતજાત પરત્વે અને આર્થિક દરજ્જા પ્રમાણે રીતભાતની વાતો ફરકવાળી હોય, તેથી પણ બનવા સંભવ છે કે લોકો આમાં બહુ રસથી ન પડે. પરંતુ વિષય એવો છે કે તેમાં સંસ્કારેચ્છુ પ્રજાએ રસ લેવો જોઈએ. શિષ્ટાચાર દેખાદેખી ચલાવ્યા કરે તે અનુકરણ દશામાંથી તેને યોગ્યાયોગ્યતાની વિચારદશા પર આણવો જોઈએ.

રીતભાત માટે રજૂ કરેલા નિયમોનાં વીસ પ્રકરણોમાં મોટા લોકને સંભવનીય એવાં મુલાકાત, કાગળપત્ર, સલામ, શેકહૅન્ડ જેવી વાતોથી માંડીને સમસ્મરણ પ્રસંગો, આગગાડી, જમણવાર જેવી બાબતો પણ આમાં ચર્ચી છે. આમ વિસ્તૃત ચર્ચા હોવા છતાં, કહી શકાય કે, સામાન્ય રીતે આપણા મધ્યમ વર્ગના લોકની રીતભાતનો ખ્યાલ આમાં રખાયો છે, અને તે સ્વાભાવિક હતું. વળી તે વર્ગ શહેર કે મોટા ગામમાં વસે છે એમ પણ ખ્યાલ રહ્યો લાગે છે.

અને ગરીબ તથા તવંગર, ઉપરી તથા એના હાથ નીચેનો, શેઠ તથા મજૂર, એવા ઉચ્ચ નીચ ગણાતા દ્વંદ્વો વચ્ચે પણ સારી રીતભાત તો હોવી જ જોઈએ. સારી રીતભાત સમજુ માણસાઈ અને ખાનદાનીની વસ્તુ છે. ઉપર કહ્યા તેવા દ્વંદ્વોમાં કઈ રીતભાત વિવેકી કહેવાય તે પણ વિચારવું ઘટે.

વળી સ્ત્રી અને પુરુષો અંગેની સારી રીતભાત પણ એક મોટો પ્રશ્ન ગણાય. ગામડાંમાં વસતી ગરીબ પ્રજાની સારી રીતભાતના સવાલો પણ ઓછા નથી. તે વિષયો પણ હવે વિચારવા જેવા છે. શૌચાદિની આપણી ટેવો, ગાળની ટેવો, બાપાની તોછડાઈ, અશિષ્ટ કે અશુદ્ધ ઉચ્ચારણ, સામાનો વખત બગાડવાની ટેવો, વ્યસનો, અને એવી એવી અનેક બાબતો પણ સારી રીતભાતમાં સમાય છે. આ બધાનો સર્વાંગીણ અને સર્વવર્ગીય તથા શાસ્ત્રીય ઢબે વિચાર કરવા જેવો છે. આ પુસ્તકના લેખકે આ બાબત ચર્ચવા જેવી ગણી વર્ષો પર તેનો ઊહાપોહ શરૂ કર્યો તે તેમની ઝીણી વિવેક-દૃષ્ટિનો દાખલો ગણાય. ઉપર સૂચવેલી બાબતોનો પણ વિચાર કરી તેઓ આ પુસ્તકની નવી આવૃત્તિ તૈયાર કરે, તો સમાજશાસ્ત્રની એક ભણવા જેવી ચોપડી પણ આપણાં વિદ્યાર્થીઓને મળે. લેખકને બહારના દેશોની વસ્તીનો પણ અનુભવ છે. તેનો તુલનાત્મક ઉપયોગ કરી એક વિસ્તૃત પાયા પર આ ચોપડીની રચના હવે થઉ એવી આશા રાખીએ?

**માણસ** લેખકો: દિંમતલાલ ચૂ૦ શાહ, બાબુભાઈ શાહ; પ્રકા૦ 'બાલસખા' કાર્યાલય, અમદાવાદ (ત્રીજા વર્ષની ભેટ); કિં૦ છ આના; સચિત્ર; પા. ૬૪.

આપણે ત્યાં પ્રસિદ્ધ થતા બાલ-સાહિત્યની પ્રચલિત શૈલી અને રોજનથી તૈયાર કરેલી આ ચોપડી છે. તેનો વિષય માણસની પ્રાથમિક દશા અને તેમાંથી તેનો વિકાસ કેમ કરીને થયો તેનો ખ્યાલ આપવાનો છે. લેખકો એક આદિ કુટુંબ કલ્પે છે અને તે કેવી રીતે રહે છે, હરે ફરે છે, ખાનપાન મેળવે છે, એનું બાળકોને રુચે એવી વાર્તારૂપે નિરૂપણ કરે છે. અને તે બધો વિકાસ એ જ કુટુંબના જીવનમાં સધાઈ રહે છે।

આદિ-મનુષ્યના વિકાસની આ હકીકતો છૂટીછવાયી માનવવંશશાસ્ત્રના ગ્રંથોમાંથી મળે છે. લેખકે એ શાસ્ત્રનો અભ્યાસ કરીને આ વાર્તા યોજી છે કે કેમ તે એ જણાવતા નથી. બાળકોની ચોપડીમાં ગમે તેવી વાતો ચાલે, એને સારુ શાસ્ત્રીય આધાર જોવા ખોળવાની જરૂર નથી, એમ જો માનવામાં આવ્યું હોય, તો એ ભયાનક છે. કોઈ પણ વસ્તુની કવિતા કરો કે કલ્પનકથા કરો, પરંતુ તેનો સત્ય-પાયો સાબત હોવો જોઈએ. ત્યાર પછી જ કાવ્યોચિત કે કલ્પનોચિત શણગાર-સામગ્રી સજી શકાય. આ લેખકો આ બાબતમાં પૂરતા જાગ્રત નથી એમ અનુમાનવાનું કારણ મળે છે.

પ્રસ્તાવનામાં તે જણાવે છે કે, "માણસની પ્રાથમિક દશા અને તેના વિકાસનો ખ્યાલ અપાયો છે; વિકાસની સામાન્ય ગતિ આલેખાયેલી છે; સમયને મહત્ત્વ નથી અપાયું." જો તમે ગતિ આલેખવા બેસો, આદિ-માનવનો વિકાસ ચીતરવા બેસો, અને સમયનો ખ્યાલ ન રાખો —સમયને મહત્ત્વ ન આપો, તો તેનો અર્થ શો? ઇતિહાસ રચો અને સમય કે દેશકાળથી અબાધિત રહો તો તો, તેવા ગુણવાળા બ્રહ્મનું નિરૂપણ બની શકે—ઇતિહાસનું કે વિકાસનું નહિ. આ વાર્તામાં એક કુટુંબ કાલમર્યાદામાં જ રહે છે, વિચારે છે, જીવે છે, જીવન-નિર્વાહ શોધે છે, તેના માર્ગો ખીલવે છે. એ બધાને વિષે કાર્યકારણભાવ પણ યોજ્યો છે. એમાં જો સમયનો ખ્યાલ મહત્ત્વનો નથી તો શાનો ખ્યાલ છે? માત્ર રોચકતા જ આજકાલ બાલસાહિત્યની એક આવશ્યકતા મનાતી લાગવાથી આમ બન્યું હોય, તો એ તો એક ભારે કેળવણીવિષયક આફત કહેવાય: તો તો આ સાહિત્ય પ્રાચીન પુરાણો જેવું જ થઈ રહે. વધારામાં એ કે, પુરાણોને તો હવે લોક ઇતિહાસ નથી સમજતા, જ્યારે 'માણસ' વાંચનારા બાળકનું વિચારતંત્ર આને સાચેસાચું સમજીને ઘડાશે.

બાલસાહિત્ય તૈયાર કરવું સુગમ ન ગણવું જોઈએ. એના લેખકે પણ પોતાનાં અભ્યાસ, સંસ્કાર-જ્ઞાન, અને વિદ્યા વિષે પૂરા થવું જોઈએ. નહિ તો બાલિશ સાહિત્ય અને બાલસાહિત્યમાં ફેર નહિ રહે. આ ચોપડી અન્ય બાલ-સાહિત્ય જેવી રસવાળી હોવાની સાથે, કાંઈક યોજનાબદ્ધ જ્ઞાન આપવા તાકે છે, એ એનો વિશેષ ગુણ કહેવાય; જોકે ભાષા, જોડણી, વગેરે ભાષાશાસ્ત્રીય બાબતોમાં તો તે સમાનગુણ જ છે. ઉપરનો એક વિચાર આ લેખકોને અમે ધ્યાન પર લેવા સૂચવીએ છીએ કે, સમયનો ખ્યાલ છોડીને વિકાસની ગતિ તમે શી રીતે વિચારી શકો? બાળક કે મોટા, સૌના મનના પડતરમાં સમય તો વણાયો જ છે. મોટેરાના મનમાં વધુ ઝીણવટ અને પૂર્વાપરતા આવતી હશે પણ સમયના ખ્યાલ વગર વાર્તા કે ગતિ ન હોઈ શકે. મ૦

# માસિક વિવેચન

## પુસ્તક પર વેચાણવેરો ?

યુરોપનું યુદ્ધ હજી ચાલે જ છે. લડનારું દરેક રાષ્ટ્ર પોતાનું સર્વસ્વ એમાં હોમી રહ્યું છે. ઇગ્લન્ડ રોજના કેટલાક કરોડ રૂપિયા તેમાં ખર્ચે છે. આવડી ગંજાવર રકમ મેળવવાને માટે કરભાર વધારવામાં આવ્યો છે. તે અંગે વેચાણવેરો પણ નાંખવામાં આવ્યો છે. આ વેરો માસિકો, પુસ્તકો ઇ. વિદ્યાપ્રાપ્તિનાં સાધનો ઉપર પણ નાંખવો કે કેમ, એવી ચર્ચા પાર્લમેન્ટમાં ચાલી. એક પક્ષની દલીલ હતી કે, વેચાણ એ વેચાણ જ છે; પછી તે ચોપડી હો કે ચામડું હો, સંગીત હો કે સાકર હો, કવિતા હો કે કાચ હો. બીજા પક્ષે દલીલ કરી કે, ના; બુદ્ધિ અને વિચાર વિકસવાનાં સાધનો એક નિરાળી જાતની જ વસ્તુ છે અને વેરાથી એમને મોંઘાં ન કરવાં. છેવટે આ બીજો પક્ષ જીત્યો, એ જાણી કોને આનંદ નહિ થાય ?

## વિદ્યા અને ઉદ્યોગ

આ માસિકમાં ગયે વર્ષે, યુદ્ધને લઈને વિલાયતની શાળાઓમાં શી મુશ્કેલી આવી, તેનું કેટલુંક બયાન પ્રસિદ્ધ કર્યું હતું, તેમાં એક વસ્તુ જણાવી હતી તે યાદ દેવડાવવાની જરૂર છે. ગયા વર્ષના અંક ૧૦મામાં 'સ્વતંત્ર દેશની શાળાઓ' એ મથાળાથી 'લંડન ટાઈમ્સ'ની શિક્ષણ-પૂર્તિ (તા. ૨૭-૪-'૪૦)-માંથી એ ખબર આપી હતી કે, વિલાયતના ખેડૂતોને તેમની ખેતીમાં મદદ કરવાને માટે પડોશની શાળાઓના વિદ્યાર્થીઓની ટુકડીઓ મોકલવાની યોજના કેળવણી ખાતાએ કરી છે. વિલાયતના કેળવણીના એક પ્રખ્યાત માસિકના સપ્ટેમ્બર માસના અંકમાં, આ પ્રયોગના પરિણામ વિષે નોંધ હમણાં જ વાંચી. તે આપણા શિક્ષકોએ, અને ખાસ કરીને તો વર્ધાયોજનામાં મૂકેલા ઉદ્યોગ પર અણસમજુ ટીકા કરનારા 'કેવળ-કેળવણીકારો'એ ખાસ ધ્યાન પર લેવા જેવી છે. તેના જ શબ્દોમાં એ ઉતારું છું:

'વિદ્યાર્થીઓની મદદ ન હોત તો કેટલાંક ખેતરોમાં કંદમૂળ અને અનાજનો પાક તો નાશ જ પામત . . . આ પ્રકારનું કામ દેશ તથા વિદ્યાર્થીઓ ઉભયપક્ષે હિતકારી છે; અને એક હેડમાસ્તર જણાવે છે તેમ, એ કામ યુદ્ધકાળની જેમ જ શાન્તિ-કાળમાં પણ વધવું જોઈએ અને ચાલુ રહેવું જોઈએ.'

જો આપણા શિક્ષકો અ-રાષ્ટ્રીય કેળવણીતંત્રમાં પડી જઈને જે ચક્ષુઓ ખોઈ બેઠા છે, તે ન બન્યું હોત, તો તેમને તરત જણાત કે, હિંદમાં નાના મોટા સૌની મદદ ન મળવાને લઈને સંખ્યાબંધ લોકો ભૂખ્યા-અધભૂખ્યા નાગા-અધનાગા રહે છે. આ મદદ આપવી જોઈએ એમ જો વિદ્યાર્થી સમજે, તેનો શિક્ષક એ દૃષ્ટિનો એને સાક્ષાત્કાર કરાવે એવી વિદ્યા આપે, અને તેને પરિણામે વિદ્યાર્થી એ મદદ આપે, તો તેમાં તેની કેળવણીનો સર્વોત્તમ અર્થ સરે છે, અને એને જીવંત શિક્ષણ મળે છે. એ કહેવું પડે તે આપણા દેશના પરચક્રજન્ય માનસની જ બલિહારી ગણાય.

## એક નવો પ્રયોગ

આજ કેટલાંક વર્ષથી ગંભીરા ગામમાં એક રાષ્ટ્રીય ગ્રામશાળા ચાલે છે, અને તેના સંચાલકો તેને ગાંધીજીની કેળવણીની દૃષ્ટિ પોતાની સામે રાખીને ચલાવવા પ્રયત્ન કરે છે. બાળકોની શાળાની સાથે ત્યાં ઉદ્યોગ-શાળા પણ તેમણે ખોલવી છે અને તેમાં ૧૦ વર્ષની ઉપરની ઉંમરનાં ૪૦ બાળકો ઉપરાંત ગામના વીસેક યુવાનો પણ કામ કરે છે. સંચાલકોએ મુખ્ય ઉદ્યોગ, ખાદી જ રાખ્યો છે. એટલે કે, કપાસ-થી માંડીને કાપડ બનાવવા સુધીની તેની અનેક પ્રક્રિયાઓ એમાં શીખવાય છે. રોજ બે કલાક વિદ્યાર્થી કાંતણકામ કરે છે અને તેમાંથી તે અર્ધો આનો કમાઈ લે છે. આમાંથી વિદ્યાર્થી પોતાનાં કપડાં પૂરતું સૂતર તો કરી જ લે છે.

હાલમાં ભાડાના મકાનમાં ઉદ્યોગશાળા ચાલે છે; હવે સંચાલકો તેને માટે નવું અલગ મકાન કરવા ચાહે છે. તેને સારુ દોઢેક હજાર રૂપિયા જેટલી રકમ દાનમાં મળી છે અને હજી બે અઢી હજાર તેમને જોઈએ. આટલે સુધી આવીને વાચક કદાચ આશા રાખશે કે માની લેશે કે, ફંડની માગણી હવે આવશે. પણ ના; સંચાલકો આ રકમ એક નવી યોજના કરીને મેળવવા ચાહે છે. તે લખે છે કે, 'પાંચ

વર્ષ સુધી રોજ ૧।। કલાક કાંતનાર ૫૦ જણ અમને મળે તો એમના કંતામણમાંથી અમને જરૂરી રકમ સહેજે મળી જાય.' અને આમ શ્રમરૂપી મૂડી દ્વારા મદદ કરનારાઓની તે માગણી કરે છે. ગંભીરા ગામ જો સમજે તો આટલા શ્રમ-દાતાઓ તો તે પોતાનો સ્વાર્થ વિચારીને પણ આપે. એક એક ઘર મળીને ૫૦ ઘર પણ આ કરી શકે. તેમ કરે તો તેઓ ફાળો ઊભો કરવામાં એક નવો વહીવટ સિદ્ધ કરી દેખાડવાનું પ્રથમ માન મેળવશે.

## ગુરુ નાનક જયંતી

અમદાવાદ શહેરમાં, કદાચ પહેલી જ વાર, બાબા નાનકની ૪૭૧મી વર્ષગાંઠ ઊજવાઈ; અને તેમાં સર્વ ધર્મના લોકોએ શ્રોતા તથા વ્યાખ્યાતા તરીકે ભાગ લીધો. આ ઉત્સવ ગોઠવ્યાનું માન શહેરની શીખ સંગત સભાના પ્રમુખ અને અહીંની કૉમર્સ કૉલેજના આચાર્ય શ્રી. ગુરુમુખ નિહાલસિંહને મળે છે. શ્રી. માવલંકર સભાના પ્રમુખ હતા.

સભામાં શહેરનાં શીખ ભાઈબહેનોની સારી સંખ્યા હાજર હતી. કોઈ પણ માણસને જોતાં જણાય એવો હર્ષ એમના ચહેરા ઉપર હતો. તેમને જાણે એમ લાગતું હતું કે, અમારે ઘેર શહેરના નાગરિકો પધાર્યા છે. ગાંધીજી સર્વ ધર્મો પ્રત્યે જે સમભાવ અને આદર ચાહે છે તે જો દેશમાં જન્મે, તો સૌ કોમોનાં સામાન્ય સ્ત્રીપુરુષોના ચહેરા કેવા આનંદમય અને આભાર-નમ્ર બને, તે આ સભામાં આવેલાં શીખ ભાઈબહેનોના ચહેરા ઉપરથી કલ્પીએ, તો તે ખોટું ન કહેવાય.

વ્યાખ્યાતાઓમાં હિંદુ, મુસલમાન તથા પારસી ભાઈઓ હતા. તેમણે નમ્રતાપૂર્વક બાબા નાનક વિષેનો પોતાનો આદરભાવ રજૂ કર્યો. તે પુરુષે હિંદના ઇતિહાસમાં જે અનોખું મહત્ત્વ મેળવ્યું છે તે બતાવ્યું. આ પ્રસંગ પર, અમૃતસરની ખાલસા કૉલેજના અધ્યાપક સંતસિંગને નોતરવામાં આવ્યા હતા. તેમણે આજ શીખો કઈ જાતની ભાવનાઓ સેવે છે તેનું નિરૂપણ કર્યું. અને રાષ્ટ્રના બાકી ઘડતરમાં શીખપ્રજા પોતાનાં અન્યધર્મી ભાઈબહેનોની સાથે રહી પોતાનો ભાગ ભજવશે એવી ખાતરી આપી.

આ સભા પૂરી થયા પછી એક મિત્રે કહ્યું, 'આજે જે વાતો થઈ તેમાંનું કશું ઇતિહાસમાં તો મળતું નથી'! સાચી વાત છે. શીખ ધર્મ સ્થાપનાર તરીકે નામ આપવા ઉપરાંત, શાળામાં ચાલતા ઇતિહાસ નાનક વિષે કશું વધારે કહેતા નથી. ગુરુ નાનકનો જમાનો કેવો હતો, તે વેળાની રાજવ્યવસ્થા તથા લોકસ્થિતિ કેવી હતી, એ વિષે કશું જાણવાનું મળતું નથી. હિંદના ઇતિહાસનું આખું મહત્ત્વ જાણે અંગ્રેજો આવ્યા પછી જ જામ્યું, એવી છાપ પડે છે. આ ખામી નાનીસૂની નથી. અમદાવાદમાં ઊજવાયેલી જયંતી જેવા પ્રસંગો આ ખામી તો દૂર ન કરી શકે; છતાં લોકને તે આજે અતિ આવશ્યક સંસ્કાર આપે છે, એમ કહેવું જોઈએ. ગુરુ નાનકનો વિશેષ પરિચય મેળવવા ઇચ્છનારને નવજીવન પ્રકાશન મંદિરે પ્રસિદ્ધ કરેલી ગુરુ નાનકકૃત 'જપજી' ચોપડીનો અનુવાદ જોવાની મારી ભલામણ છે.

## વિદ્યાર્થી અને એમના આચાર્યો

દેશના લોકપ્રિય આગેવાનો આજકાલ પકડાય છે, એટલે વિદ્યાર્થી-આલમમાં સ્વાભાવિક રીતે ખળભળાટ થાય છે: તેઓ હડતાલો પાડવા લાગ્યા છે, અને તેમના આચાર્યો તેથી મગજ ખોઈ ના કરવાનું કરી બેસે છે, તેથી છોકરાઓમાં વળી વધારે ઉશ્કેરાટ જન્મે છે. આપણી બાજુ આ વધારે નથી જણાતું; પરંતુ મદ્રાસ, યુક્તપ્રાંત તરફ વધારે છે એમ છાપાં પરથી લાગે છે.

આ બાબતમાં બેઉ પક્ષ દોષિત લાગે છે. શાળાના આચાર્યોએ આવા પ્રસંગો પર અમુક વિનોદ અને મજાક-દિલી દાખવવાં જોઈએ, તો ઘણું કામ સહેજ રીતે ઊકલી જાય. પરંતુ, કોણ જાણે કેમ, તેમને પોતાની શિસ્ત પળાવવાની શક્તિ પર અતિ મોટો આઘાત થયેલો લાગે છે! તેઓ પણ 'લૉ અને ઑર્ડર'ના રક્ષક બની જાય છે! કેળવણીકાર તરીકે આ તો નાલાયકી ગણાય. અને જે આચાર્યો પોતાના વિદ્યાર્થીઓના મનની લાગણીઓ, આવેગો તથા ભાવનાઓ સમજતા નથી, તેઓ તેમને કેળવી પણ કેમ શકતા હશે? અને શિસ્ત તો તેમની પાસેથી કેવી જ રીતે પળાવી શકે?

વિદ્યાર્થીઓએ સમજવું જોઈએ કે, હડતાલ

પાડવા માત્રથી કાંઈક એમની લાગણી જરૂર વ્યક્ત થાય છે. પરંતુ જો કૉલેજ કે શાળાના સંચાલકો કડકાઈ ગ્રહણ કરી શિક્ષા કરવા ઉપર ચડે, — અને ચિહ્નો એવાં છે કે એમ જ બનશે એવું માનીને ચાલવું, — તો તે હસતે મોઢે સહન કરવાની તૈયારી પણ વિચારી લેવી જોઈએ. તે ન હોય તો અપમાન વેઠી નામોશી ભોગવવી પડે. આ તો ખરાબ જ ગણાય.

અને હડતાલ પાડવાથી એક દેખાવ થોડોક થતો હશે. એ ઉપરાંત કશું સિદ્ધ થતું નથી. તેટલું કરીને જો વિદ્યાર્થીઓ માને કે આજની દેશની પરિસ્થિતિમાં આપણે કરવાનું કર્યું, તો એ તો અશુદ્ધિ કહેવાય; આ તો સોંઘી દેશભક્તિ સાથી કહેવાય. આજે એવો સંજોગ છે કે જ્યારે દેખાવો બહુ કામ દઈ શકે એમ નથી. નાનું સરખું પણ કાંઈક રચનાત્મક કામ કરવામાં સૌ દેશપ્રેમીઓએ વળગવું જોઈએ. વિદ્યાર્થીઓ હડતાલની પોતાની ઊર્મિને દાબી તે દ્વારા શક્તિ ઉપજાવે; તે શક્તિને ખાદી પહેરવામાં, કાંતવાનું શીખવામાં, અને એવાં એવાં અનેક નાનાં મોટાં કામોમાં વાપરે. કાંઈ નહિ તોય, આ શક્તિની અસર એમના ખરચાળ જીવનને સાદું અને અભ્યાસી કરવામાં તો વાપરે જ. તેઓ હોય તેના કરતાં વધારે સારા વિદ્યાર્થી બને, અને પોતાની શક્તિને સંઘરીને તે વધારે ને પછી તે મુજબ વિચારીને કામ કરે.

## વિદ્યાર્થીના વાલીઓ માટે

એક પિતા પોતાના ૧૦-૧૨ વર્ષના પુત્રની નોંધપોથીમાંથી નીચેની સૌ વાલીઓએ ધ્યાનમાં લેવા જેવી વાત લખી જણાવે છે.

'મને તમારી સાથે ભણવા બેસવાનું ગમતું નથી, કારણ કે મને જ્યારે આવડતું નથી ત્યારે તમે આંખો કાઢો છો અને લડો છો, એટલે હું ગભરાઈ જાઉં છું અને મને આવડતું હોય તે પણ બીકથી ભૂલી જાઉં છું પાપાજી (એના દાદા) સાથે આંક બોલવાનું પણ મને ગમતું નથી, કારણ કે એ મારી ભૂલ પડે ત્યારે બૂમ પાડે છે અને મારું ચિત્ત હિસાબમાં ચોટતું નથી. મારા આંક સારા નથી તે વાત ખરી છે, પણ મને ધીરે ધીરે શિખવાડે તે જ ગમે.

'મને વાતોની ચોપડીઓ વાંચવાનું ઘણું ગમે છે. તમે મને ત્રણ વાતોની ચોપડીઓ લાવી આપી છે તેમાં ......નામની ચોપડી મને ઘણી ગમે છે. મેં રામમૂર્તિનું નાનું જીવનચરિત્ર વાંચ્યું છે; મને તે ચોપડીમાં ઘણી મજા પડી હતી. મને દલપતની કવિતા વાંચવાનું ગમે છે. મને બધામાં સમજણ પડતી નથી, પણ વાંચવામાં મજા પડે છે મને કવિતા મોઢે કરવાની ગમે છે.

'મને ભણવાનું ગમે છે, પણ કોઈ મને ધમકાવે ત્યારે મને ઘણી જ રીસ ચઢે છે.'

## નવા શબ્દો

એક મિત્ર બે નવા શબ્દો સૂચવે છે. એક વિદ્યાર્થીએ સતત ૭૨ કલાક સુધી કાંત્યું. શરીર-શક્તિની એક મોટી સિદ્ધિ આ કહેવાય. આને અંગ્રેજીમાં 'રેકોર્ડ બ્રેક' કર્યું એમ કહે છે. મરાઠીમાં 'વિક્રમ' કર્યો એવું બોલાય છે, એમ એક મારા મરાઠી મિત્રે કહ્યું. ઉપર જણાવેલા મિત્ર સૂચવે છે કે, એ કામને 'ભીમકર્મ' અને તે કરનારને 'ભીમકર્મા' કહેવાય. અહીંયાં 'ભીમ' એટલે તે નામનો બળવાન પાંડવ સમજીએ, તો આ શબ્દ પૂરો અર્થ સૂચવે છે.

## 'દયારામ મંદિર'

ભક્ત કવિ દયારામનું નામ ગુજરાતી ભાષા જેટલું અમર છે. એમના જન્મસ્થાન, ડભોઈના શહેરીઓની સભા, કવિની ૧૬૩મી જયંતી ઊજવવા, ગયા ભાદરવા માસમાં તે ગામમાં મળી હતી. તેમાં એવો ઠરાવ કરવામાં આવ્યો હતો કે, સ્વ. કવિના સ્મારક તરીકે ગામમાં 'દયારામ મંદિર' નામની ઇમારત બાંધવી; તેમાં કવિની પ્રતિમા ઉપરાંત પ્રગટ અપ્રગટ દયારામ-સાહિત્યનો સંગ્રહ પણ રાખવામાં આવે; તે મકાનમાં એક વ્યાખ્યાનગૃહની પણ સવડ હોય અને યાત્રાળુઓને માટે ધર્મશાળાની પણ સગવડ રાખવી. આ કામ પાછળ ૨૦-૨૫ હજાર રૂપિયાનું ખર્ચ થશે એવો અંદાજ છે, અને એ કામને સારુ શહેરીઓની એક દયારામ સ્મારક સમિતિ નીમવામાં આવી છે.

થોડા વખત ઉપર સુરત શહેરે પોતાના માનવંતા એક પુત્ર, વીર નર્મદનું સ્મારક કર્યું. તેમ જ ડભોઈ-નિવાસીઓ કવિશ્રી દયારામનું સ્મારક કરે એ ઉચિત જ છે ગુજરાતનાં શ્રીમંત અને સાહિત્યપ્રેમી સૌ ભાઈબહેનોએ આ કામમાં પોતાનો સક્રિય સાથ આપવો જોઈએ.

## દયારામ સાહિત્ય

વર્ષો ઉપર ગુજરાતી પ્રેસે દયારામનું સાહિત્ય ગ્રંથ-રૂપે બહાર પાડ્યું છે. મળી શકે તેટલી મૂળ હસ્ત-લિખિત પ્રતો સંઘરવી, તેમાંની અપ્રસિદ્ધ હોય તે પ્રસિદ્ધ કરવી, તેની નાની મોટી ને વિભાગવાર તથા

શાળોપયોગી આવૃત્તિઓ કાઢવી,—આ જાતનું ઘણું કામ આપણા જૂના કવિ સાહિત્યકારોનું કરવાનું આપણે માથે છે. દયારામ સ્મારક સમિતિ આ જાતનું કામ કરવા ધારે છે એ સારી વાત છે.

આ સાથે મને મળેલો એક પ્રશ્ન અહીં જણાવું. સરકારી ગુજરાતી વાચનમાળાની ૬ઠ્ઠી ચોપડીમાં 'વાગે વૃંદાવનમાં વાંસળી રે, ઊભો ઊભો વગાડે કહાન' એ કવિની ગરબી છે. તે ગરબી ગુજરાતી પ્રેસના દયારામના કાવ્યસંગ્રહમાં જોવામાં આવતી નથી. અને સરકારી ચોપડીમાં તે પૂરી છે કે કેમ, એવી શંકા પડે છે, કેમ કે અંતે કવિનામની કડી નથી, અને ભાવ પણ અધૂરો લાગે છે. જેમને આ બાબતમાં ખબર હોય તે અમને લખી મોકલે તો આભાર થશે. દયારામ સ્મારક સમિતિ આ વિષે મદદ કરી શકે?

મ૦

## મતમતાંતરો પ્રત્યે સાચી દૃષ્ટિ

બુદ્ધ ભગવાનના છેલ્લા શ્વાસ ચાલતા હતા. તે જ રાતે છેલ્લે પહોરે તે દેહત્યાગ કરવાના હતા. તે વખતે કુસીનારા ગામમાં રહેતા સુભદ્ર નામના એક પરિવ્રાજકને વિચાર આવ્યો:

'શ્રમણ ગૌતમ આજ રાતે જ દેહત્યાગ કરવાના છે. મેં નાનામોટા સૌ આચાર્યો પાસેથી સાંભળ્યું છે કે, સંપૂર્ણ જ્ઞાન પામેલા એવા મહાપુરુષો કદાચિત્ કોઈ સ્થળે જ ઉત્પન્ન થાય છે. પરંતુ મારા મનમાં અત્યારે એક વિચિત્ર શંકા ઊભી થઈ છે; તથા મને ખાતરી છે કે, શ્રમણ ગૌતમ મારી તે શંકાનું બરોબર નિવારણ કરી શકશે. તો લાવ હું જલદી જઈને તેમની પાસેથી આ શંકાનું નિવારણ કરાવી લાવું.'

આવો વિચાર કરી તે મલ્લોના શાલવનમાં, જ્યાં બુદ્ધ સૂતા હતા, ત્યાં આવ્યો. પરંતુ બુદ્ધ ભગવાન હવે ઘણા થાકી ગયા હોવાથી આનંદે તેને બુદ્ધ ભગવાન પાસે જવા દેવાની ના પાડી. ત્યારે સુભદ્રે ફરીથી આનંદને વિનંતી કરી; પરંતુ તેને નકારો જ મળ્યો.

આનંદ અને સુભદ્ર વચ્ચેની આ રકઝક બુદ્ધને કાને પડી. તેમણે આનંદને પોતાની પાસે બોલાવીને સુભદ્રને પોતાની પાસે આવી પ્રશ્ન પૂછવા દેવા સમજાવ્યો. આથી સુભદ્ર ખુશી થયો અને નમસ્કાર કરી પોતાની શંકા ભગવાનને આ પ્રમાણે કહી સંભળાવી:

"હે ભદંત! પૂરણ કસ્સપ, મક્ખલી ગોસાલ, અજિત કેસકંબલી, પકુધ કચ્ચાયન, સંજય બેલઠ્ઠિપુત્ત, નિગંઠનાથપુત્ત,[1]—એ બધા આચાર્યો મોટા મોટા શિષ્યસમુદાયોના નાયક તથા તીર્થંકર કહેવાય છે. તેઓ કહે છે કે, 'અમે જ્ઞાન પ્રાપ્ત કર્યું છે' તો તે તેમણે કર્યું છે કે નહિ? અથવા તેઓમાંથી કોણે કોણે પ્રાપ્ત કર્યું છે, અને કોણે કોણે પ્રાપ્ત નથી કર્યું?".

બુદ્ધે જવાબ આપ્યો: 'હે સુભદ્ર, બસ કર! તેં જે પ્રશ્ન પૂછ્યો છે તે રહેવા દે; પરંતુ હું આવા પ્રશ્નોની બાબતમાં જે ધર્મ કહી સંભળાવું છું તે તું સાવધાનતાથી સાંભળ.'

સુભદ્રે 'વારુ' કહીને ભગવાનના કથનનો સ્વીકાર કર્યો.

પછી ભગવાને કહ્યું: 'હે સુભદ્ર' જે કોઈ ધર્મમાં કે પંથમાં આર્ય અષ્ટાંગિક માર્ગનું રહસ્ય [એક યા બીજે રૂપે] ન હોય, તે ધર્મ કે પંથમાં પ્રથમ કોટીનો, દ્વિતીય કોટીનો, તૃતીય કોટીનો કે ચતુર્થ કોટીનો પણ સાચો શ્રમણ મળવો દુર્લભ છે. પરંતુ જે ધર્મ કે પંથમાં આર્ય અષ્ટાંગિક માર્ગ રહેલો છે, તે ધર્મ કે પંથમાં પ્રથમ, દ્વિતીય, તૃતીય કે ચતુર્થ કોટીનો પણ સાચો શ્રમણ મળી આવે છે.'

સુભદ્રે આ સાંભળી ખુશી થઈને કહ્યું: 'હે ભગવન! આપનું કહેવું બરાબર છે આપે મારો સંશય પરિપૂરો નિર્મૂળ કર્યો છે. હું આપને, આપના ધર્મને તથા આપના ભિક્ષુસંઘને પણ શરણે આવું છું આપ મારો સ્વીકાર કરો.' —મહાપરિનિર્વાણ સૂત્ર – ૫.

૧. 'નિર્ગ્રંથ જ્ઞાતપુત્ર'— અર્થાત્ જૈન તીર્થંકર મહાવીર ભગવાન.

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૨-અંક ૪] [જાન્યુઆરી, ૧૯૪[illegible]]

## વસઈનો કિલ્લો

આજે તો વસઈ ત્યાંનાં સારામાં સારાં કેળાં માટે પ્રખ્યાત છે. અને સારાં પાકેલાં, અમૃત જેવાં કેળાં સૂકવીને, કેળાંના ઝાડની છાલમાં જ એમને સરસ રીતે બાંધીને ટકાવવાની કળા વસઈમાં જ ખીલેલી છે. સૂકવેલાં કેળાંને અહીં સુકેળાં કહે છે અને એનાં રૂપાળાં પડીકાં દૂર-દૂર સુધી વેચાય છે. વસઈનો ઇતિહાસ પણ જો આવી જ રીતે સૂકવીને રાખવામાં આવત, તો એ પણ ઓછો આકર્ષક ન થાત. કેમ કે વસઈનો ઇતિહાસ જેટલો પ્રાચીન છે, તેટલો જ વિવિધતાથી ભરેલો છે. પણ એ બધો વિસ્મૃતિની ગર્તમાં દટાતો જાય છે. એમાંથી થોડીક બીનાઓનું સ્મરણ કરી જો એની એ વિસ્મરણયાત્રા સહેજ રોકી શકાય, તો તેમ કરવાનો આ નાનો સરખો પ્રેમ-પ્રયત્ન છે.

વસઈનું પૂર્વ સ્વરૂપ આપણને સોપારા નામમાં મળે છે. આજે એ સોપારા, વસઈથી ઉત્તરે ત્રણ સાડા ત્રણ માઈલે, એ જ નામના ગામડાના રૂપમાં અવશિષ્ટ છે.. પ્રાચીન કાળમાં સોપારા કોંકણ પ્રદેશની રાજધાની હતી. અહીંથી આપણો વેપાર ઉત્તરે અને દક્ષિણે દૂર દૂર સુધી ચાલતો. તે વખતનું શર્પારક એક બાજુ વસઈ સુધી અને બીજી બાજુ આજના અર્નાળા સુધી ફેલાયેલું હોવું જ જોઈએ. વસઈની ખાડી દેશના ખૂબ ઊંડાણમાં અંદર ગયેલી હોવાથી, નાનાં મોટાં વહાણો જાત જાતનો માલ એ વાટે શર્પારક સુધી આણી શકતાં હતાં.

આ સ્થાનની શોધ પ્રથમ સાધુઓએ કરી અને એને તીર્થનું પાવિત્ર્ય બક્ષ્યું, કે વેપારીએ પ્રથમ આને વેપારનું મથક બનાવ્યું, એ કહેવું મુશ્કેલ છે. પણ મહાભારતમાં આનો ઉલ્લેખ એક તીર્થક્ષેત્ર તરીકે કરેલો છે.

સમ્રાટ અશોકે આ જ સ્થાને પોતાનો એક શિલાલેખ ખોદાવ્યો, એ ઉપરથી પણ આ સ્થાનનું ધાર્મિક તેમ જ વ્યાવહારિક મહત્ત્વ સિદ્ધ થાય છે. સમ્રાટ અશોકે અનેક ઠેકાણે શિલાલેખો કોતરાવ્યા. સદ્‌ભાગ્યે દરેક ઠેકાણે એ સારી હાલતમાં છે. ફક્ત શૂર્પારકનો-શિલાલેખ હવે વાંચવા જેવી હાલતમાં રહ્યો નથી. એનો નાશ પોર્ટુગીઝ લોકોએ કર્યો, કે કોઈ અટકચાળા ગામડિયા છોકરાઓએ કર્યો, કે કાળના હરીફ મહાસાગરે પોતાની ખારી હવા ફૂંકી ફૂંકીને કર્યો, એની પણ શોધ હવે થઈ શકે નહિ. ગામડાંઓ તો ઇતિહાસના શત્રુ! પોર્ટુગીઝ લોકોએ પોતાની જાહોજલાલી અને પોતાનું રાજ્ય ખોઈ નાખેલું; અને સાગરને પૂછવા જઈએ તો ગમે તે સવાલનો એ એક જ જવાબ આપવાનો!

સોપારા વિષે જો કાંઈ પણ માહિતી મળતી હોય, તો તે પ્લિની (Pliny)ના વખતના એક દરિયાઈ પંચાંગમાં. જેને આપણે પશ્ચિમ સાગર કહીએ છીએ તેને રોમન લોકો 'એરિથ્રિયન સી' કહેતા હતા. એ સમુદ્રને કિનારે જેટલાં બંદરો આવ્યાં છે, એમને વિષે માહિતી આપનારું સાઠ સિત્તેર કંડિકાવાળું એક 'પેરિપ્લસ' પ્લિનીના વખતમાં થયું હતું. એમાં સોપારાને ઓપારા કહ્યું છે. સોપારાનો સુરતી ઉચ્ચાર હોપારા થયો હશે અને તે ઉપરથી 'પેરિપ્લસ'કારે 'ઓપારા' બનાવ્યું હશે. ભૃગુકચ્છ (ભરૂચ) અને કલ્યાણ વચ્ચે આ બંદર આવેલું છે એમ ત્યાં લખેલું છે.

તળ વસઈનો ઉલ્લેખ બહુ મોડો આવે છે. ગુજરાતના નવાબ બહાદુરશાહે ખાડીને મોખરે સરસ સ્થાન જોઈ અને એનું દરિયાઈ-લશ્કરી મહત્ત્વ ઓળખી અહીં એક નાનકડો કિલ્લો બાંધ્યો, અને એ કિલ્લાની બહાર બહાદુરપુરા કરીને એક વસ્તી

વસાવી. બહાદુરશાહના જમાનામાં આ સ્થાનની જાહોજલાલી ખૂબ વધી હશે. પણ એનો ઇતિહાસ કોણ લખી રાખે! ઇતિહાસને રસ પડે મારકાટમાં કે લૂંટફાટમાં. એ રસ પૂરો પાડ્યો પોર્ટુગીઝ લોકોએ. અને એમણે વસઈનો કિલ્લો ઈ. સ. ૧૫૩૪માં બહાદુરશાહ પાસેથી પડાવ્યો.

* * *

સ્પેન અને પોર્ટુગલ આજે નાનાં રાજ્યો થયાં છે, પણ એક વખતે એમની પ્રતિષ્ઠા દુનિયાને મોખરે હતી. પોર્ટુગીઝ લોકોએ આ કિલ્લો હાથમાં આવતાંવેંત એની આસપાસ એક મોટો વિશાળ કિલ્લો બાંધ્યો અને એની દીવાલ છેક સમુદ્ર સુધી પહોંચાડી.

પોર્ટુગીઝ લોકોએ આ દેશમાં ઓછો વૈભવ નથી ભોગવ્યો. એ લોકો કેવળ વેપાર અને મુલકગીરીના રસિયા ન હતા. મુસલમાનોની પેઠે એમનામાં પણ ધાર્મિક ઝનૂન ઘણું હતું. તેઓ ધર્મપ્રસારને જીવનનું મુખ્ય કર્તવ્ય માનતા, એમાં જ વૈભવની સફળતા જોતા. વસઈનો કિલ્લો તો સામાન્ય માણસો માટે હતો જ નહિ. મોટા મોટા અમીર ઉમરાવ અહીં રહે અને મોજશોખ કરે. ભવ્ય મકાનો બાંધવામાં અને શણગારવામાં તેઓ એકબીજાની હરીફાઈ કરતા. જહાજના કપ્તાનની હવેલી મોટી કે સેનાપતિની મોટી એવી રસાકસી ચાલતી.

અને એવા વૈભવના જ વાતાવરણમાં ખ્રિસ્તી સંન્યાસીઓના આલીશાન મઠ બાંધેલા હતા. ઈશુ ખ્રિસ્તની અને મરિયમ માતાની ચળકતી ઊંચી મૂર્તિઓ, એની આગળની બે બે હાથ ઊંચી સળગતી મીણબત્તીઓ, પાદરીઓનો નાટકી છતાં ભવ્ય પોશાક, પૂજાનો ઠાઠ, ગંભીર અવાજ અને કશા ખંડ વગર ચોવીસે કલાક ચાલતો પૂજાનો કાર્યક્રમ, એ બધાનું સ્મરણ થતાં આજે પણ એ જમાનાની કલ્પના કરી શકું છું. ગરીબ પ્રજાને લૂંટીને આણેલી દોલતના આ પ્રદર્શન વચ્ચે વિલાસી લોકોના દાનમાંથી ઊભાં કરેલાં આ દેવઘરો (દેવળો) અને ધર્મઘરો (મઠો) અને એમની અંદર કરાતી તપશ્ચર્યા અને પળાતા બ્રહ્મચર્યનો વિચાર કરતાં માનવી જીવનની વિચિત્રતા જ તરી આવે છે.

સન ૧૯૦૯માં શ્રી. કાકા પાટીલ સાથે એક વાર વસઈ ગયેલો. તે વખતે ત્યાંનો કિલ્લો પણ જોયેલો. તે વખતે સમુદ્રકાંઠે, ખારા પાણીથી ખવાઈ જતાં લોખંડનાં કડાં અને સાંકળો અને ભાંગી ગયેલા દેવળની એક બે કમાનો જોયાનું સ્મરણ છે.

આજે ૩૧ વરસ પછી ફરી એ જ કિલ્લો જોવા પામ્યો. ભાઈ તેંડુલકર વિદ્યાર્થી-વિદ્યાર્થિનીઓ વચ્ચે રાષ્ટ્રભાષાનો પ્રચાર કરે છે. એ પ્રવૃત્તિનું નિરીક્ષણ કરવા સારુ ત્યાં ગયેલો. કિલ્લો જોયા વગર પાછા કેમ અવાય? એટલે મોટરમાં બેસી કિલ્લો પણ જોઈ આવ્યા. પહેલા કરતાં આ વખતે બધું વધારે ધ્યાનથી જોયું. બપોરનો વખત હતો એટલે સમુદ્રનાં મોજાંઓ ચાંદી ચળકતાં હતાં. નાનાં મોટાં ઊંઘણશી વહાણો ડોલતાં ડોલતાં બપોરનો આરામ કરતાં હતાં. પવન એમને પંપાળતો હતો. એ જો વધારે જોરથી વાત, તો બધાં વહાણો જાગીને 'અરે, કેટલું મોડું થયું!' કહીને દોડવા માંડત. અમે મોટરને રસ્તે આખો કિલ્લો વીંધ્યો, અને સાગર દરવાજા પાસે ગયા. અંદર પહેલાં જેવું આકર્ષક ન લાગ્યું. ત્યાંથી અંદર જતાંવેંત ચિમાજી અપ્પાએ બાંધેલું નાનકડું હનુમાનનું મંદિર દેખાય છે. એટલું નાનું કે એ બસો વરસ જૂનું છે એનો ખ્યાલ પણ ન આવે! ત્યાર પછી એક, બે, ત્રણ ગિરજાઘરો * અમે જોયાં. દરેક ગિરજાઘરને પડખે મોટી મોટી કમાનવાળા ખ્રિસ્તી મઠો. જૂની શાન્તિનો ભંગ થયા પછી કુદરતી શાન્તિ અનુભવતા દેખાયા. ગિરજાઘરના દરવાજા અને ગોપુરો (ટાવર) સારી પેઠે ઊંચાં ને ભવ્ય છે. પથરાની કારીગરી આજે પણ કલાદૃષ્ટિને તૃપ્ત કરે છે. ટાવર ઉપર જવા માટે જે ચક્રાકાર જીનો છે,-તેવો આપણે તો દરેક મિનારામાં જોઈએ છીએ, પણ અહીંના લોકો એની ખૂબી વિષે કંઈક મગરૂર દેખાયા. જીનો છે રૂપાળો. આવો જીનો કુતુબમિનારમાં પણ શોભે. જૂનો બહાદુરશાહનો કિલ્લો હવે બાલે કિલ્લાને ઠેકાણે છે, અને એની અંદર જ એક જૂનું તળાવ છે.

સૌથી સારી કારીગરી જેસ્યુઇટ લોકોના 'સેન્ટ પૉલ ચર્ચ'ની લાગી, જ્યારે ભવ્યતામાં વસઈ તરફના મુખ્ય દરવાજા આગળનું ફ્રાન્સિસ્કન અથવા ઑન્થની

* પોર્ટુગીઝ લોકો 'ચર્ચ'ને 'ઇગ્રજી' કહે છે તે પરથી હિન્દીમાં 'ચર્ચ'ને ગિરજાઘર કહે છે.

ચર્ય વધે એવું હતું. આ ઠેકાણે એક મોટી ધર્મ-પીઠ — થિયોલૉજીકલ કૉલેજ — હતી. વિખ્યાત સેંટ ઝેવિયર ક્યારેક આ ઠેકાણે આવીને રહેલા હોવાથી, આ ગિરજાઘરની પવિત્રતા વિશેષ ગણાય છે. સાવ ખંડેરના રૂપમાં પણ આ ધર્મભુવનોની ભવ્યતા ઓછી નથી લાગતી.

* * *

મંદિરો, મસ્જિદો અને ગિરજાઘરો મારે મન સરખાં જ પવિત્ર અને સરખાં જ આકર્ષક હોય છે. ભાંગી ગયેલાં આ ગિરજાઘરો જોઈને મને એક સંતોષ હંમેશાં રહે છે કે, આની પાછળ શરમાવવા જેવી હિંદુ ધર્માંધતાની તવારીખ નથી. કોઈ પણ ખ્રિસ્તી મિત્રને સાથે લઈને આ ખંડેરો વચ્ચે ફરતાં મારા મોઢા ઉપર શરમના શેરડા પડવાના નથી!

ખ્રિસ્તી લોકોને મંદિરોની ભવ્યતા જાળવતાં આવડે છે અને અંદરનું વાતાવરણ પણ તેઓ ભક્તિ-ગંભીર બનાવી શકે છે. મુસલમાનોની મસ્જિદોમાં હજારો લોકો એક સામટા નમાજ પઢતા હોવાથી, તેમને જગાનો વિસ્તાર ખૂબ રાખવો પડે છે. આપણે ત્યાં સાંઘિક પ્રાર્થના ન હોવાથી, અને પૂજા પણ વૈયક્તિક હોવાથી, મંદિર ગમે તેટલું મોટું હોય તોયે, જગાની મોકળાશ ન મળે અને ત્યાં ભીડ તો હોય જ છે. અને પૂજારીઓએ પુણ્યનું બજાર માંડેલું હોવાથી, વાતાવરણ કેમે કરીને પવિત્ર કે પુષ્ટ થતું નથી. પંઢરપુર જુઓ કે દ્વારિકા, ડાકોર જુઓ કે પુરી, બનારસ હો કે ગયા, અરે મદુરા અને રામેશ્વર જેવાં ભવ્યાતિભવ્ય મંદિરોમાં જુઓ, વાતાવરણ બજારુ જ હોય છે. અંબાજી કે કામખ્યાનું તો પૂછવું જ શું?

વસઈનાં ગિરજાઘરો જોતાંવેંત પ્રથમ સ્મરણ થયું મંગળૂરના સેંટ એલોશિયસના દેવળનું. પછી તરત ધ્યાન ગયું જૂના ગોવા તરફ. જૂનું ગોવા એક વખતે આખા એશિયામાં રોમન કૅથલિક — સનાતની ખ્રિસ્તીઓનું — મુખ્ય ધર્મપીઠ હતું. સેંટ ફ્રાન્સિસ ઝેવિયરનું શબ 'મમી' બનાવીને ત્યાં દાટી રાખેલું છે. અમુક વરસે, જ્યારે એ બહાર કાઢી એનું પ્રદર્શન કરવામાં આવે છે, ત્યારે આખી દુનિયાના કૅથલિક લોકો ત્યાં ઊલટે છે. એક જમાનામાં જૂના ગોવા પછી વસઈ બીજે નંબરે આવતું હશે. આજે એનો અંશ સરખો પણ રહ્યો નથી.

* * *

વસઈનો કિલ્લો જોઈ પાછા વળતાં અમે કિલ્લા બહાર ચંદ્રાજીરાવ મોરેની સમાધિ જોઈ. કહેવાય છે કે, લડતાં લડતાં એનું ઝનૂન એટલું વધ્યું હતું કે, કોકે એનું માથું ઉડાવ્યા પછી પણ ઠીક ઠીક વખત સુધી એનું ધડ તલવાર ચલાવતું જ રહ્યું, અને જે સામે આવે એને ઘાયલ કરતું જ રહ્યું!

ચિમાજી અપ્પાએ પોર્ટુગીઝ લોકો પાસેથી આ કિલ્લો લડીને જીતી લીધો. બન્ને તરફની સેનાની બહાદુરીનાં વર્ણનો આજે પણ સાંભળવાને મળે છે. એકત્રીસ વરસ પહેલાં જ્યારે અહીં આવ્યો હતો ત્યારે એક જણે ભારે ઉત્સાહથી મને કહ્યું હતું કે, પોર્ટુગીઝો પાસેથી આ કિલ્લો જીત્યા પછી ચિમાજી અપ્પાના લોકોએ પોર્ટુગીઝ છોકરીઓને નાકમાં કાણું પાડી નથ પહેરાવી દીધી, અને એમને હિંદુ તરીકે ખપાવી પોતાના ઘરમાં દાખલ કરી દીધી. હું આ વાત સાચી માની શકતો નથી. આપણા લોકોનો આ સ્વભાવ નથી. પછી તો ભગવાન જાણે. હું માનું છું કે, પ્રાચીન રોમન ઇતિહાસ વાંચનાર કોકે આ કિસ્સો જોડી કાઢ્યો હશે. આનો ઉલ્લેખ એટલા જ માટે કરું છું કે, કેટલાક લોકો પોતાની બહાદુરીનાં વર્ણન કરવાના ઉત્સાહમાં કઈ રીતે ઇતિહાસ જોડી કાઢે છે, અને પોતાની જાતિની અસેવા કરે છે, એનો વાચકોને ખ્યાલ આવે.

વસઈથી પાછો ફર્યો. જ્યાં પેશવાએ લખત કરી મરાઠાઓનું સ્વાતંત્ર્ય અંગ્રેજોને ચરણે ધર્યું, એ સ્થાન પણ જોયું. પણ મારા મન પર એની કશી જ અસર થઈ નહિ. હું તો મારી નજર આગળ વાસ્કો ડી ગામા, આલ્ફાન્સો દ આલ્બુકર્ક અને સાન્ ફ્રાન્સિસ ઝેવિયરનો જમાનો જોતો હતો. એમણે આ દેશ ઉપર ઓછું રાજ્ય કર્યું નથી. આખો પશ્ચિમ કિનારો એમણે પોતાનો જ કર્યો હતો. લૂંટ-ફાટ કરવામાં અને ધાર્મિક જુલમ કરવામાં એમણે કશી મણા રાખી ન હતી. છતાં જ્યારે જુલમ વધે ત્યારે આપણા દેશના ગરીબ લોકો કોઈ હિંદુ

રાજાની કે હિંદુ દેવોની પ્રાર્થના કરવાને બદલે આલ્બુકર્કની જ કબર પાસે જઈ પ્રાર્થના કરતા કે, 'અમને આમાંથી કાંઈક રાહત મળે, અમારો બચાવ થાય.' !

પોર્ટુગીઝ લોકોએ અહીં રાજ્ય કર્યું, લોકોને લૂંટ્યા, પણ પોર્ટુગાલને સમૃદ્ધ કરવા માટે હિંદુસ્તાનની જળો થવાનું એમને સૂઝયું ન હતું. એમનામાં રાજ્યકર્તાની ન્યાત અલગ રાખી પોતાની શ્રેષ્ઠતા ટકાવવાની વૃત્તિ પણ ન હતી. એમને તો આ દેશમાં બધે ખ્રિસ્તી ધર્મની સ્થાપના કરવી હતી. આખા સમાજને અને મોટી મોટી ન્યાતોને જબરદસ્તીથી ખ્રિસ્તી કરવામાં તેઓ માનતા હતા. તેમની ગણતરી હતી કે, આજે જબરદસ્તીથી ખ્રિસ્તી થયેલા લોકો ત્રીજી પેઢીએ સ્વાભાવિક ખ્રિસ્તી બની જાય છે અને ઉત્સાહથી નવા ધર્મમાં માનતા થાય છે અને એનો પ્રચાર પણ કરે છે. જબરદસ્તી સાથે ધીરજ અને દૃઢતા હોય તો એ ફાવે જ છે. પોર્ટુગીઝ લોકોએ પશ્ચિમ કિનારાની કોંકણી ભાષા શીખીને એનાં વ્યાકરણો અને કોશો તૈયાર કર્યા. એક જણે મરાઠીમાં ખ્રિસ્તપુરાણ લખ્યું, અને કહેવાય છે કે એક જેસ્યુઈટે કોઈ ગુફામાં લાંબા વખત સુધી સંન્યાસીની પેઠે રહી વેદોનું અધ્યયન કર્યું અને એ જ ઢબનો પાંચમો એસુર્વેદ જોડી કાઢ્યો !

આજે એ બધું ભાંગી ગયું છે. ખુદ પોર્ટુગાલમાં રાજસત્તાનો નાશ થયો છે. ત્યાંની પ્રજાએ ધર્મસંસ્થાને પણ તિલાંજલિ આપી છે; છતાં વટલાયેલા ભારતવાસીઓના વંશજો આજે ભક્તિપૂર્વક દેવળમાં જાય છે, ક્ષમા માગી છાતી ઉપર ક્રૂસ કરે છે, અને પોતાની આવકમાંથી બચત કરી નવાં દેવળો બાંધે છે. આવા આ લોકો ચાર સો વરસ થયાં છતાં પોતાના અસલી કુળદેવોને પણ ભૂલ્યા નથી ! એકાદશી કે શિવરાત્રીને દિવસે મંદિરોમાં આવી માનતા રાખે છે અને પ્રસાદ મેળવી ધન્યતા અનુભવે છે !!

ધર્મો અનેક હશે, પણ ધાર્મિકતા બધે એક જ છે. એ ધાર્મિકતાનો ઉદય થશે ત્યારે જુદા જુદા ધર્મો કાં તો ઓગળી જશે, અથવા એમનામાં માણસાઈ આવશે. ધર્મોમાં જ્યાં માણસાઈ જ નથી, ત્યાં દૈવત તો ક્યાંથી જ આવે ! રાક્ષસી ઝનૂનને ઠેકાણે માણસાઈ આવે તો પણ બહુ થયું.

काका कालेलकर

## भारत-शक्ति

કહે છે કે, મહાભારતના યુદ્ધની શરૂઆતમાં ધર્મરાજ યુધિષ્ઠિરે પણ લીધું હતું કે, 'જો મારા ચાર ભાઈઓમાંથી એક પણ મરશે તો એ જ ક્ષણે હું પણ મારો પ્રાણ છોડી દઈશ.' આવા દૃઢ પ્રેમને કારણે જ પાંડવોનો વિજય થયો.

આવું પણ હિંદુ સમાજે લીધેલું નથી છતાં, એની એ ભવિતવ્યતા તો છે જ કે, અનેક જાતિઓમાં વહેંચાયેલા એના ચાર વર્ણોમાંથી કોઈ એક જાતિની અવનતિ થાય તો સમસ્ત હિંદુ જાતિનો અધઃપાત થાય જ છે. કોણ જાણે કેટલાયે વર્ષોથી આપણે આપણા નાના બંધુઓ — હરિજનોની અવહેલના કરતા આવ્યા છીએ' જાણે કે આપણું પ્રેમનું ઝરણું જ સુકાઈ ગયું છે' જોવા જઈએ તો હિંદુસ્તાન કાંઈ નિર્બળ રાષ્ટ્ર નથી. પરંતુ પોતાની શક્તિનો સંચય ક્યાં થયો છે એની એને વિસ્મૃતિ થઈ ગઈ છે. જેને હિંદુસ્તાન પતિત કહે છે એને જ હાથે એનો ઉદ્ધાર થવાનો છે. જે જાતિઓને આપણે જંગલી કહીએ છીએ તે જ જાતિઓ આપણા રાષ્ટ્રનું રક્ષણ કરવાની છે. જેને આપણે અબળા કહીને અસહાય અને અજ્ઞાન દશામાં રાખી રહ્યા છીએ, એમની જાગૃતિથી જ હિંદુસ્તાનમાં જાગૃતિનો સંચાર થવાનો છે. હિંદે પોતાની આંખો ઉઘાડવી જોઈએ ને પોતાની અકર્મણ્યતા છોડી રાષ્ટ્રીય હિતના ઉદ્યોગમાં ઉત્સાહપૂર્વક મંડી પડવું એની જ વાર છે.

काका कालेलकर

# ગોસેવાની સંસ્થાઓ માટે કાર્યક્રમ

[નવેંબર માસના અંત ભાગમાં, હરિજન આશ્રમ, સાબરમતીમાં ગુજરાત કાઠિયાવાડની ગોશાળા તથા પાંજરાપોળોના સંચાલકોનું સંમેલન મળ્યું હતું. સૌને ખબર છે કે, ગાંધીજીએ દેશને સૂચવેલા તેરવિધ રચનાત્મક કાર્યક્રમમાં ગોસેવા એક આગળપડતો મુદ્દો છે.

સંમેલનના પ્રમુખ શ્રી. સ્વામી આનંદ હતા. તેમણે આપેલા વ્યાખ્યાનનો મુખ્ય ભાગ નીચે આપ્યો છે.

આ સંમેલન વિષે તથા તેના કાર્ય વગેરે વિષે વધુ જાણવા ઇચ્છનારે, શ્રી. નરહરિભાઈ પરીખ, મંત્રી, ગોસેવા સંઘ, હરિજન આશ્રમ, સાબરમતી, એમને લખવું.]

આજની ઘડીએ જ્યારે મનુષ્યપ્રાણીના ઉપદ્રવોએ દુનિયા બધીને બેજાર બેહાલ કરી મૂકી છે અને એ પ્રાણીનું શું કરવું એની જ મહામૂંઝવણમાં દુનિયાની પ્રજાઓ ડૂબી ગઈ છે, તેવે ટાંકણે વળી પશુપ્રાણીના પ્રશ્નનો વિચાર કરવા નીકળનારા આપણે અપ્રાસંગિક તો ન લેખાઈએ, એમ પણ મને ઘડી વાર લાગ્યું. પણ જે ભૂમિ ઉપર આ સંમેલન આપે યોજ્યું છે, તે ભૂમિ એક એવા જગદ્વંદ્ય તપસ્વીની તપસ્યાથી પાવન થયેલી છે કે, જેણે આજની દુનિયાના માનવીના, પ્રગતિ અને સુધારણાને લગતા તમામ શેખીભર્યા દાવાઓને પડકાર આપ્યો છે અને તેના દંભ ઉઘાડા પાડ્યા છે; જેણે આ જ ભૂમિ ઉપર બેસીને માટીમાંથી માણસ ઘડ્યાં અને 'જન-પશુ-જગના કલ્યાણયજ્ઞ'માં એક પછી એક ભેટ ધર્યાં; જેણે એક બે દાયકા જેટલા અલ્પ અવધિમાં આપણી પ્રજા આખીનો કાયાપલટ કરી નાંખ્યો; અને જે આજે પણ વૃદ્ધ વયે અને ક્ષીણ દેહે વેરઝેરથી બળી-જળી દુનિયાને અવેરનો, અભયનો, પ્રેમભર્યા પ્રતિકારનો એકમાત્ર ઉકેલ બતાવી રહેલ છે. એ તપોભૂમિ ઉપર એ સંતની અતિપ્રિય પ્રવૃત્તિઓમાંની એક એવી આ ગોસેવા પ્રવૃત્તિ કોઈ પણ કાળે અપ્રસ્તુત કે અપ્રાસંગિક નહિ લેખાય.

વેપારી દાનધર્મને આધારે નભતી અને ગામે-ગામ ઠેર ઠેર પથરાયેલી આપણી અસંખ્ય પશુસેવા-સંસ્થાઓ મોટે ભાગે ત્રેતાયુગના અંધકાળમાં ડૂબેલી છે. તેમને આધુનિક યુગના ઉજાસમાં ખેંચી આણી તેમની આંધળી આસ્થાને દેખતી કરવી અને તેમને આજના જમાનાની જરૂરિયાતોનું ભાન કરાવવું અને એ તેમના મન તેમ જ અંતઃકરણમાં ઠસાવવું, એ આજનું આપણું કામ છે.

આ કામ ઓછામાં ઓછા, પણ આજની જરૂરિયાતોને પહોંચી વળવા સારુ અનિવાર્ય, એવા થોડાક પાયાના સિદ્ધાંતોના સ્વીકારની શરતે આપણી ગોસેવા-સંસ્થાઓનું સંગઠન થાય તો જ કરી શકાય એવું મારું માનવું છે. આવા સંગઠનના ઉપયોગી મુદ્દાઓ અહીં રજૂ કરવા હું પ્રયત્ન કરીશ:

૧. ગોવંશસુધાર અને ગોસેવા-સંસ્થાઓના સુનિયંત્રણમાં રસ ધરાવનાર કાઠિયાવાડ-ગુજરાતની સંસ્થાઓનું, એકાદ મધ્યવર્તી મંડળ મારફત, સંગઠન કરવું અને તે દ્વારા માન્ય કરેલી તમામ ખાનગી તેમ જ જાહેર સંસ્થાઓનું કામ પરસ્પર સહકારથી એકસૂત્રે અને સંગઠિત રીતે ચાલે એમ કરવું.

૨. દરેક ગોસેવા-સંસ્થામાં 'ગોશાળા' તથા 'પાંજરાપોળ' એવા બે સાવ છૂટાછવા વિભાગ ચલાવવા. ગોશાળા વિભાગમાં આવક તથા જાતવાન ઓલાદ આપે એવાં માત્ર ગાય, સાંઢ તથા વાછરડાં રાખવાં અને તેમનું શાસ્ત્રીય રીતે પાલન તથા ઉછેર કરવાં, અને પાંજરાપોળ યાને જીવદયા વિભાગમાં અશક્ત, લૂલાં, લંગડાં, ઘરડાં ગાયબળદ તેમ જ ઇતર પશુપ્રાણીઓનો નિભાવ કરવો.

૩. સારા સાંઢ તથા જાતવાન ગાયો શાસ્ત્રીય ઢબે ઉછેરવાના અને આંગરા રખડુ ખૂંટિયાઓથી ગાયોને ફળતી અટકાવવાના ખાસ પ્રયત્નો દરેક ગોશાળાએ કરવા.

૪. ગોશાળાઓ અને જીવદયા-સંસ્થાઓમાં સંસ્થાની આવક કે નિભાવશક્તિનો કશો ખ્યાલ રાખ્યા વગર, આવે તેટલાં પશુઓ દાખલ કરવાની અને કોઈને ના ન પાડવાની વલણ આજે જોવામાં આવે છે તે બંધ કરી, સંસ્થાની, કહો કે, છેલ્લાં દસ વર્ષની વાર્ષિક આવક-ખરચની સરેરાશને હિસાબે

આવકના પ્રમાણમાં, ઉપર સૂચવ્યા તેવા બે વિભાગોમાં, રીતસરના ઉછેર તેમ જ નિભાવ અર્થે રાખવાની પશુસંખ્યાને મર્યાદિત કરવી અને તે મર્યાદા ચીવટ-પૂર્વક પાળી તેની અંદર રહીને જ માન્ય સંસ્થાઓએ પોતાનાં કામકાજ ચલાવવાં.

૫. કોઈ પણ માન્ય સંસ્થાએ ગોશાળા વિભાગમાં આવકના સાધન તરીકે કે બીજા કશા કારણસર ગાય અને ગોવંશ સિવાય બીજાં ભેંસ આદિ પશુને દાખલ કરવાં નહિ.

૬. ગોશાળા તેમ જ પાંજરાપોળ વિભાગમાં ઓલાદના કામને સારુ લાયક ન હોય એવા એકેએક બાંગરા સાંઢ-વાછડા ઇ૦ને પીડા વગરની આધુનિક ચીપિયા-પદ્ધતિએ ખસી કરવાં અને સંસ્થાના સંબંધમાં આવનાર ખેડૂતો તેમ જ આમ-પ્રજાને તેના લાભો સમજાવવા બનતો પ્રચાર કરવો. પાંજરાપોળ વિભાગમાં પણ ઘરડી અગર રોગ ઇ૦થી બીજી રીતે નકામી બનેલી ગાય ભેંસોને ફળતી અટકાવવા સારુ તેમનું 'સ્પેઇંગ' કરાવવું.

૭. દરેક ગોશાળા પાસે વિશાળ ગોચરો તેમ જ લીલા ચારા ઉગાડવા સારુ થોડીઘણી પણ ખેતી, જમીન તથા પાણીનું સાધન હોવાં જોઈએ એવો આગ્રહ માન્ય સંસ્થાઓએ રાખવો. અને એવી જમીનો પર લીલા ચારા, સાઈલેજ, ઢોરોના ખોરાક, ખાતરો, ઇ૦ની શાસ્ત્રીય તપાસ તથા અખતરા કરવાનો કાર્યક્રમ દરેક માન્ય સંસ્થાએ પોતાના એક મહત્ત્વના અંગ તરીકે ગણવો.

૮. ગોશાળાનાં છાણમૂતરનો ઉપયોગ બળતણમાં ન થતાં, તેમાં રસાયણિક દ્રવ્યો ન વેડફાય એવી રીતે ખાડા ઇ૦માં તે સંગ્રહ થાય, તેમ જ મરતાં પશુઓના સુકદાલ માંસનો ખાતર તરીકે પૂરેપૂરો અને શાસ્ત્રીય ઉપયોગ ગોશાળાની જમીનો પર કે ખેડૂતોને થાય, એવો આગ્રહ રાખવો.

૯. ગોપાલન અને ગોસંવર્ધન આખી પ્રજામાં વ્યાપક કરવું છે એ હેતુ નજર સામે રાખી, ગોસેવા-સંસ્થાઓની કાર્યપદ્ધતિ તેમ જ અખતરા સામાન્ય-પણે ખેડૂત કે રબારી-ગવળીના ગજા ઉપરવટના ન હોવા જોઈએ, પણ સામાન્ય ઢોર પાળનાર પણ અનુકરણ કરી શકે તેવા હોવા જોઈએ, એ રીતે કામ કરવું.

૧૦. દરેક ગોશાળામાં સારા સાંઢ અને સારો ભરપૂર ખોરાક, ગાયોની સારી માવજત અને પાણી, ખોરાક, ગમાણ તેમ જ ચોક કે તબેલાની આદર્શ સ્વચ્છતા જાળવવાનો ખાસ આગ્રહ રહેવો જોઈએ.

૧૧. મૂએલાં ગાયબળદ, વાછરડાં ઇ૦નાં ચામડાંનો ઉપયોગ કરવા ચર્માલયો ખોલવાં અને હાડકાં, માંસ, રુધિર, સ્નાયુ આદિ બીજા અવશેષોનો તેવો જ ઉપયોગ કર્યા વિના ગાયોની આર્થિક કિંમત વધી શકવાની નથી, અને તેમ ન થાય ત્યાં સુધી તે આર્થિક દૃષ્ટિએ અત્યારે પરવડે તેમ ન હોવાથી, તેની જીવરક્ષાના બીજા તમામ પ્રયત્નો ફોગટ છે, એ વિચારસરણીનો નિઃસંકોચપણે અને જાહેર રીતે હરહમેશ સ્વીકાર અને પ્રચાર કરવો.

૧૨. મૃત પશુનાં ચામડાંનો ચર્મોદ્યોગ તથા તેનાં માંસ હાડકાં વગેરે અવશેષોનો સદુપયોગ એ ગોસેવાનું અનિવાર્ય અને અગત્યનું અંગ છે એ સમજીને, એ અવશેષોનો ઉપયોગ કરી તેમાંથી આર્થિક આવક ઊભી કરવાનો આગ્રહ રાખવો.

૧૩. દૂધની નીપજ વધારવી એ ગોશાળાઓના નિભાવ તથા સ્વાશ્રયીપણાનું સૌથી જોરાવર અંગ છે એ દૃષ્ટિ આંખ સામે રાખી, અતિઘણી દુધાળ એવી થોડીક ગાય વાછરડીઓના શાસ્ત્રીય ઉછેર ઉપર નજર ન રાખતાં, સર્વસામાન્ય ગાયોની સરેરાશ દૂધ-પેદાશ વધે, ખેડૂતો તથા ગામલોકો પણ ગોશાળામાં ખીલતા શાસ્ત્રીય પશુપાલનની આવડત કેળવે ને પોતાને ઘરઆંગણે રહેતાં ઢોરોની દૂધ આપવાની શક્તિ ખીલવે અને વધુ દૂધ મેળવતા થાય, એવા વ્યાપક પ્રયત્નો કરવા.

૧૪. આવકને હિસાબે ગાયના કરતાં ભેંસ પાળવી વધુ લાભકારી છે એ વહેમ પ્રજામાંથી હટાવવો. આવકના ચડિયાતા સાધન તરીકે ગણીને અને સંસ્થાને સ્વાશ્રયી કરવાના શુભ હેતુથી પ્રેરાઈને પણ ભેંસને કોઈ પણ ગોશાળા વિભાગમાં સ્થાન ન આપવું. બલ્કે, હિંદ જેવા કૃષિપ્રધાન મુલકમાં એકલું દૂધ આપવામાં ભેંસ ચડિયાતી દેખાતી હોય, તોપણ પાડાથી હિંદુસ્તાનની ખેતી થઈ શકવાની નથી એ જોતાં, ખેતી લાયકના બળદ તથા દૂધ એમ બેઉ આપનારી ગાય જ આ દેશમાં આજે કેમ પાળવા

યોગ્ય છે, એ વિચારસરણી પ્રજામાં ફેલાવવી અને ઠસાવવી.

આવો મારો આપણા કાર્યક્ષેત્રનો ચિતાર છે. આજની અતિ શોચનીય અને દર્દભરી સ્થિતિના ઇલાજને સારુ જૂની માન્યતાઓનાં મડાંને ચીટકી બેસવાનું મેલી દુનિયાની આર્થિક જદોજહદમાં આપણા કૃષિપ્રધાન દેશની આમ-પ્રજાનાં ભેરુ-ભાંડરુ સમાં આપણાં ગૃહપશુઓની રક્ષાને સારુ ઝંપલાવ્યે જ આજે આપણો આરો છે. શાહમૃગની પેઠે પાછળ દોડ્યા આવતા શિકારીઓને ભાળી રેતીમાં માથાં દાટ્યે કદાપિ રક્ષા થવાની નથી. એટલે આપણે દઢતાપૂર્વક બેઉ હાથે હિમ્મત પકડીને આગળ આવીએ અને આપણા ગોધનના સંરક્ષણ અને સંગઠનની સંગીન યોજનાઓ ઘડી તેના અમલ પાછળ રોકાઈ જઈએ.

**સ્વામી આનંદ**

# वरं ब्रूहि ।

અમારી રકઝક ચાલી.

મેં કહ્યું, 'તમે વિષય સૂચવો તો હું લખું.'

મારે એક લેખ લખી આપવો હતો.

કાન્તિ કહે, 'ના તમે જ પસંદ કરો.'

'પસંદગી તો તંત્રીની હોય.' મેં દઢતાથી કહ્યું.

કાન્તિએ એટલી જ દઢતાથી જણાવ્યું, 'ત્યારે મારી પસંદગી છે કે વિષય તમે પસંદ કરો.'

હું હાર્યો.

એ જ વખતે મને ઉપનિષદની એક સુંદર વાર્તા યાદ આવી.

દિવોદાસનો પુત્ર પ્રતર્દન બહાદુર ક્ષત્રિય રાજા હતો. દુનિયાના આર્ત લોકોને તો એની હૂંફ હતી જ. પણ ગરજ પડ્યે દેવોના રાજા ઇન્દ્રને પણ એની મદદ થતી. એક વખતે એક યુદ્ધમાં પોતાનું પૌરુષ પ્રગટાવી એણે ઇન્દ્રને સંતુષ્ટ કર્યા. સંતુષ્ટ થયેલા ઇન્દ્રે એને માન આપવા ખાતર પોતાના ભવ્ય પ્રાસાદમાં નોતર્યો. દેવરાજે પ્રતર્દનની બધી રીતે આગતાસ્વાગતા કરી અને કહ્યું, 'તને વર આપું છું, જે જોઈતું હોય તે માગી લે.'

પ્રતર્દન રાજાએ કહ્યું, 'માણસને માટે જે હિતતમ (અત્યંત હિતકારી) હોય તેવું મારે માટે આપ જ પસંદ કરો ને?'

ઇંદ્રે વાંધો ઉઠાવ્યો, 'વર તે કાંઈ બીજા પસંદ કરતા હશે? વર એટલે જ (પોતાની પસંદગી.) પોતાને શું જોઈએ છે તે બીજા શું જાણે? તેથી માણસ પોતે જ માગી લે એ યોગ્ય છે.'

પ્રતર્દન કાંઈ એટલેથી હારે એવો નહોતો. એણે દેવરાજને કહ્યું, "ભગવન્, આપ સત્ય-પ્રતિજ્ઞ છો, એમ મેં માન્યું છે. આપ મને વર આપવાના છો. 'વર' એટલે શ્રેષ્ઠ. જે સૌથી શ્રેષ્ઠ હોય તે મને આપવાને આપ બંધાયેલા છો. માણસ માટે સૌથી શ્રેષ્ઠ શું છે એ હું શું જાણું? હું માગું તે તમે આપો તો તે 'અવર' (ઊતરતું) આપ્યા જેવું થશે. અને આપે તો 'વર' આપવાનું વચન આપ્યું છે!"

સત્યરૂપી ઇન્દ્ર આથી બંધાયો. ઉપનિષદકાર કહે છે, सत्यं हि इन्द्रः ।

આખરે ઇન્દ્રને જ પ્રતર્દન માટે વર પસંદ કરવો પડ્યો. ઇન્દ્રે કહ્યું, 'હે પ્રતર્દન! તું મને ઓળખ. મને સત્યને ઓળખવો એ જ માણસને માટે હિતતમ છે. જે સત્યને વળગી રહે છે તેને પાપ ચોંટતું નથી: એનું મોઢું મેલું પડતું નથી.'

**काका कालेलकर**

# तुकारामनी वाणी

### ३४

माझिया विठोबाचा कैसा प्रेमभाव ।
आपणचि देव होय गुरु ॥ १ ॥
पढियें देहभाव पुरवितो वासना ।
अंतीं तें आपणा पासीं न्यावें ॥ २ ॥
मागें पुढें उभा राहे सांभाळीत ।
आलिया आघात निवारावे ॥ ३ ॥
योगक्षेम त्याचें जाणे जड भारी ।
वाट दावी करीं धरूनियां ॥ ४ ॥
तुका म्हणे नाहीं विश्वास ज्या मनीं ।
पाहावें पुराणीं विचारूनि ॥ ५ ॥

### ૩૪

મારા પ્રભુજીનો કેવો પ્રેમભાવ!
સ્વયં હરિ થાય ગુરુદેવ! 1
પ્રીતે દેહ પાળે, પૂર્ણકામ કરે,
અંતે લીન કરે આત્મરૂપે. ૨
આગે અને પૂંઠે ઊભીને સંભાળે,
સઘળાયે ટાળે આઘાતોને. ૩
યોગક્ષેમ તેનો ઉપાડે તે ભારે,
દોરે માર્ગે ધીરે ઝાલી હાથ. ૪
તુકારામ જેને વિશ્વાસ ના મને,
શોધીને પુરાણે સાખ જેવી. ૫

### ३५

विठ्ठल सोयरा सज्जन सांगाती ।
विठ्ठल हा चित्तीं बैसलासे ॥ १ ॥
विठ्ठल हें अंग व्यापिली हे काया ।
विठ्ठल हे छाया माझी मज ॥ २ ॥
बैसला विठ्ठल जिव्हेचिया माथां ।
न वदे अन्यथा आन दुजें ॥ ३ ॥
सकळां इन्द्रियां मन एक प्रधान ।
तेंही करी ध्यान विठोबाचें ॥ ४ ॥
तुका म्हणे या विठ्ठलासी आतां ।
नये विसंबतां माझें मज ॥ ५ ॥

### ૩૫

પ્રભુ મારો સગો સંગાથી સજ્જન,
પ્રભુ મારે મન બેઠો દઢ. 1
પ્રભુ મારાં અંગો, વ્યાપી મારી કાયા,
પ્રભુ મારી છાયા બન્યો મને. ૨
પ્રભુ મારો બેઠો રસનાની ટોચે,
નહિ વંદુ વાચે અન્ય કાંઈ. ૩
સકળ ઇંદ્રિયે મનડું પ્રધાન,
તેયે કરે ધ્યાન પ્રભુજીનું. ૪
તુકારામ હવે પ્રભુનો વિસાર,
અશક્ય લગાર ઇચ્છું તોયે. ૫

### ३६

कृपावंता किती । दीनें बहु आवडती ॥ १ ॥
त्यांचा भार वाहे माथां । करी योगक्षेम चिंता ॥ २ ॥
भुलों नेदी वाट । करीं धरूनि दावी नीट ॥ ३ ॥
तुका म्हणे जीवें । अनुसरतां एका भावें ॥ ४ ॥

### ૩૬

કેવો એ કૃપાળ, બહુ દીન પરે વહાલ. 1
તેનો ભાર વહે માથે, ચલવે યોગક્ષેમ જાતે. ૨
ન ભૂલવા દે વાટ, હેને દોરે ધરી હાથ. ૩
તુકારામ જીવ સાટે અનુસરતાં એક ચિત્તે. ૪

### ३७

करितां कोणाचें हि काज । नाहीं लाज देवासी ॥ १ ॥
बरें करावें हें काम । धरिलें नाम दीनबंधु ॥ २ ॥
करूनि आराणूक पाहे । भलत्या साह्य व्हावया ॥ ३ ॥
बोले तैसी करणी करी । तुका म्हणे एक हरि ॥ ४ ॥

### ૩૭

કરતાં કોઈનુંયે કાજ, નહિ લાજ હરિને. 1
રૂડું કરવા એ કામ, ધર્યું નામ દીનબંધુ. ૨
થઈ ઉત્સુક પેખે રાહ, થવા સહાય ગમે તેને. ૩
બોલે તેવાં કરે કામ, તુકો કહે એક રામ. ૪

### ३८

भक्तां विण देवा । कैंचें रूप घडे सेवा ॥ १ ॥
शोभविलें येरयेरां । सोनें एके ठायीं हिरा ॥ २ ॥
देवा विण भक्तां । कोण देता निष्कामता ॥ ३ ॥
तुका म्हणे बाळ । माता जैसें स्नेह जाळ ॥ ४ ॥

### ૩૮

ભક્ત વિના દેવ, ક્યાંથી રૂપ અને સેવ? 1
શોભે પરસ્પરે, જેમ સોનું હીરા વડે. (ટેક) ૨
દેવ વિણ ભક્તે, કોણ નિષ્કામતા અર્પે? ૩
તુકો કહે બાળ-માતા જેવી સ્નેહજાળ. ૪

કિ० ઘ० મશરૂવાળા

# હાલ કવિ કેમ નથીં પાકતા?

[શ્રી. વિનોબા ભાવે કૃત મરાઠી લેખસંગ્રહ, 'મધુકર'માંથી એક લેખનો અનુવાદ. આખો સંગ્રહ થોડા વખત બાદ ગુજરાતીમાં પુસ્તકાકારે પ્રસિદ્ધ કરવાનો ઇરાદો છે.]

'આજકાલ આપણામાં જૂના વખતના જેવા કવિઓ કેમ નથી પાકતા?' એવો એક ભાઈએ પ્રશ્ન પૂછ્યો છે. તેના જવાબમાં નીચેના બે શબ્દો લખું છું: -

હાલ કવિઓ શાથી નથી? કવિ થવાને આવશ્યક એવા ગુણ નથી તેથી. પણ કવિને કયા ગુણો આવશ્યક છે? એ જ હવે આપણે વિચારીએ.

કવિ એટલે મનનો સ્વામી. જેણે પોતાનું મન જીત્યું નથી તેને માટે ઈશ્વરની સૃષ્ટિનું રહસ્ય સમજવું શક્ય નથી. સૃષ્ટિને જ કાવ્ય નામ અપાયેલું છે. જ્યાં સુધી મન કાબૂમાં નથી, રાગદ્વેષ શાંત પડ્યા નથી, ત્યાં સુધી માણસ ઇંદ્રિયોનો ગુલામ જ રહેવાનો. ઇંદ્રિયોના ગુલામને ઈશ્વરની સૃષ્ટિ શી રીતે દેખાય? તે બિચારો તુચ્છ વિષયસુખમાં જ ગોથાં ખાયા કરવાનો. ઈશ્વરની સૃષ્ટિ વિષયસુખની પેલી પાર છે. એ પેલી પારની સૃષ્ટિનું દર્શન પામ્યા વિના કવિ ન થવાય. સુરદાસની આંખો તેની ઇચ્છા વિરુદ્ધ વિષયો તરફ દોડતી હતી. એ આંખો ફોડીને જયારે તે આંધળો બન્યો, ત્યારે તેને કાવ્યનું દર્શન થયું. બાળક ધ્રુવે તપશ્ચર્યા કરીને ઇંદ્રિયો મારી નાખી, ત્યારે પરમેશ્વરે પોતાના કાવ્યમય શંખથી તેના ગાલને સ્પર્શ કર્યો. તેની સાથે જ એ અજ્ઞાન બાળકના મોઢામાંથી સાક્ષાત્ વેદવાણીનું રહસ્ય પ્રગટ કરનારું કાવ્ય બહાર પડ્યું. તુકારામે જ્યારે શરીર, ઇંદ્રિયો, તથા મનનો પૂરેપૂરો ભંગ કર્યો, ત્યારે જ મહારાષ્ટ્રને તેની 'અભંગ'-વાણીનો લાભ થયો. મનોનિગ્રહના પ્રયત્નમાં શરીર ઉપર કીડીઓના રાફડા રચાયા, ત્યારે જ તેમાંથી આદિ-કાવ્યનો ઉદય થયો. અત્યારે આપણે ઇંદ્રિયોની સેવા કરનારા ગુલામો બન્યા છીએ, તેથી આપણામાં કવિઓ નથી.

સમુદ્ર જેમ બધી નદીઓને પોતાના ઉદરમાં સમાવી લે છે, તેમ આખા બ્રહ્માણ્ડને પોતાના પ્રેમથી આવરી શકે એટલી વ્યાપક બુદ્ધિ કવિમાં હોવી જરૂરી છે. પથ્થરમાં દેવનાં દર્શન કરવાં એ કાવ્યનું કામ છે. એને માટે વ્યાપક પ્રેમ જોઈએ. જ્ઞાનેશ્વર મહારાજ પાડાના બરાડામાં વેદશ્રવણ કરી શક્યા, તેથી તે કવિ કહેવાયા. વરસાદ પડ્યા પછી તરત દેડકા અવાજ કરવા લાગ્યા તે જોઈને વસિષ્ઠને એવું લાગ્યું કે, પરમેશ્વરની કૃપાનો વરસાદ પડવાથી કૃતાર્થ થયેલા સત્પુરુષો જ આ દેડકાઓને રૂપે પોતાના આનંદોદ્ગાર પ્રગટ કરી રહ્યા છે. તેથી તેમણે ભક્તિપૂર્ણ હૃદયથી તે દેડકાઓની સ્તુતિ કરી. એ સ્તુતિ 'મંડૂક-સ્તુતિ' એ નામે ઋગ્વેદમાં પ્રસિદ્ધ છે. પોતાની પ્રેમભરી વૃત્તિના રંગથી રંગાઈને કવિ સૃષ્ટિ તરફ જુએ છે, તેથી તેનું હૃદય સૃષ્ટિના દર્શનથી નાચે છે. માતાના મનમાં બાળક માટે પ્રેમ હોય છે, તેથી બાળક નજરે પડતાં જ સ્તનના દૂધને તે કાબૂમાં રાખી શકતી નથી. તે જ પ્રમાણે સકલ ચરાચર સૃષ્ટિ માટેના પ્રેમથી કવિનું હૃદય ભરેલું હોય છે, તેથી તેનું દર્શન થતાં જ તે પાગલ બની જાય છે. તેની વાણીમાંથી કાવ્યની ધારા વહેવા માંડે છે, તે તેનાથી રોકી શકાતી નથી. આપણામાં એવો વ્યાપક પ્રેમ નથી, સૃષ્ટિ વિષે ઉદાર બુદ્ધિ નથી, પુત્ર-દાર-ગૃહાદિથી આગળ આપણો પ્રેમ ગયો નથી. તેથી "वृक्ष वल्ली आम्हां वनचरें सोयरीं" (ઝાડ, વેલ તથા વનચર પ્રાણીઓ અમારાં સગાં જેવાં છે) એ કાવ્ય આપણને ક્યાંથી સૂઝે?

કવિએ આખી સૃષ્ટિને આત્મિક પ્રેમથી આવરી લેવી જોઈએ. તેમ જ આખી સૃષ્ટિના વૈભવથી પોતાના આત્માને સજાવતાં તેને આવડવું જોઈએ. 'वृक्ष, वल्ली, वनचरें'માં તેને આત્મદર્શન થવું જોઈએ. તેની સાથે સાથે જ પોતાના આત્મામાં 'વૃક્ષ, વલ્લી, વનચરો' તેને અનુભવતાં આવડવું જોઈએ. વિશ્વ આત્મરૂપ છે એટલું જ નહિ પણ આત્મા વિશ્વરૂપ છે, એમ કવિને દેખાવું જોઈએ. પૂર્ણિમાના ચંદ્રમાના દર્શનથી તેના હૃદયસમુદ્રને ભરતી આવવી જ જોઈએ. પણ પૂર્ણિમા ન હોય ત્યારે તેના હૃદયને ઓટ ન લાગવી જોઈએ. અમાસના ગાઢ અંધકારમાં આકાશ વાદળાંથી ઘેરાયેલું હોય ત્યારે પણ ચંદ્રદર્શનનો

આનંદ તેને થવો જોઈએ. જેનો આનંદ બહારની દુનિયા સાથે સંકળાયેલો છે તે કવિ નથી. કવિ આત્મનિષ્ઠ હોય; કવિ સ્વયંભૂ હોય. પામર દુનિયા વિષયસુખમાં રાચે છે; કવિ આત્માનંદમાં ડોલે છે. લોકોને ભોજનનો આનંદ; કવિને આનંદનું ભોજન. કવિ સંયમનો પણ સંયમ છે અને તેથી જ સ્વતંત્રતાની સ્વતંત્રતા છે. ટેનિસને વહેતા ઝરણામાં આત્માનું અમરત્વ જોયું, કારણ અમરત્વનું ઝરણું તેને પોતાના આત્મામાં દેખાતું હતું. કવિ વિશ્વસમ્રાટ હોય છે; કારણ તે હૃદયસમ્રાટ હોય છે. કવિને જાગતાં પણ મહાવિષ્ણુની યોગનિદ્રામાંનાં સ્વપ્નાં દેખાય છે; અને સ્વપ્નામાં જાગતા નારાયણની જગદ્રચના જોવા મળે છે. કવિના હૃદયમાં સૃષ્ટિનો બધો વૈભવ ભરેલો હોય છે. આપણા હૃદયમાં ભૂખનું ભાન ભરેલું છે, અને મોઢામાં ભીખની ભાષા. હું સ્વતંત્ર છું અથવા તો હું મનુષ્ય છું એટલું ભાન પણ જ્યાં સ્ફુર્યું નથી, ત્યાં આત્મનિષ્ઠ કાવ્યપ્રતિભાની અપેક્ષા જ શી રીતે રાખી શકાય?

કવિને 'લોકહૃદય યથાવત્ સંપ્રકાશિત' કરવાનું સામર્થ્ય હોવું જોઈએ એમ બધા જ લોકો માને છે. પણ સત્યનિષ્ઠા એ આ સામર્થ્યનો મૂલાધાર છે, એનું ભાન ભાગ્યે જ કોઈને હોય છે. સત્યપૂત વાણીમાં અમોઘ વીર્ય પેદા થાય છે. 'સત્ય હોય એ જ બોલવું' એવા નૈષ્ઠિક સત્યાચરણમાંથી 'જે બોલવામાં આવશે તે સત્ય થશે' એવું અદ્ભુત સામર્થ્ય પ્રગટ થાય છે. 'ઋષિઓ પ્રથમ બોલી જતા અને પાછળથી તેમાં અર્થ દાખલ થતો,' એમ ભવભૂતિએ ઋષિઓના કાવ્યકૌશલનું વર્ણન કર્યું છે. એનું કારણ તે ઋષિઓની સત્યનિષ્ઠા. 'समूलो वा एष परिशुष्यति। योऽनृतमभिवदति । तस्मान्नार्हाम्यनृतं वक्तुम्।'— જે અસત્ય બોલે છે તે સમૂળગો શુષ્ક થાય છે. તેથી અસત્ય મારે કદી ન બોલવું જોઈએ — આમ પ્રશ્નોપનિષદના ઋષિએ પોતાની ચિન્તા વ્યક્ત કરી છે. જ્વલંત સત્યનિષ્ઠામાંથી કાવ્યનો જન્મ થાય છે. વાલ્મીકિએ પ્રથમ રામાયણ રચ્યું, પાછળથી રામે તેનું આચરણ કર્યું. વાલ્મીકિ સત્યમૂર્તિ હતા. તેથી રામને તેમનું કાવ્ય ખરું કરવું પડ્યું. અને વાલ્મીકિનો રામ પણ કંઈ જેવો તેવો ન હતો. 'द्विः शरं नाभिसंधत्ते रामो द्विर्नाभिभाषते।'— રામ બે વાર બાણુ છોડતો નથી તેમ જ બે વખત બોલતો પણ નથી. આદિકવિની પ્રતિભાને સત્યનો આધાર હતો. એટલે જ તેને કપાળે અમરત્વનો લેખ લખાયો. સૃષ્ટિનાં ગૂઢ રહસ્યો અથવા સમાજ-હૃદયની સૂક્ષ્મ ભાવનાઓ ઉકેલી બતાવવાનું સામર્થ્ય જોઈતું હોય, તો સત્યપૂત બોલવું જોઈએ. આબેહૂબ વર્ણન કરવાની શક્તિ એ એક જાતની સિદ્ધિ છે. કવિ વાચાસિદ્ધ હોય છે, કારણ તે વાચા-શુદ્ધ હોય છે. આપણી વાચા શુદ્ધ નથી. આપણને અસત્ય ખપે છે એટલું જ નહિ, પણ સત્ય ખૂંચે છે, એવી આપણી દીન દશા છે. તેથી આપણામાં કવિનો ઉદય થતો નથી.

કવિની દૃષ્ટિ શાશ્વત કાળ ઉપર હોવી જોઈએ. અનંત કાળ તરફ નજર હોયા વિના ભાવિનો ઉકેલ થઈ શકતો નથી. પ્રત્યક્ષથી આંધળી બનેલી બુદ્ધિને સનાતન સત્યો ગોચર થતાં નથી. સૉક્રેટીસને ઝેરનો પ્યાલો પાનારા તર્કે સૉક્રેટીસને મર્ત્ય જોયો. 'માણસો મર્ત્ય હોય છે અને સૉક્રેટીસ માણસ છે. તેથી સૉક્રેટીસ મર્ત્ય છે' — એથી આગળની કલ્પના તે વેંતિયા તર્કને સૂઝી નહિ. પણ વિષપ્રાશનને દિવસે આત્માની સત્તા વિષે પ્રવચન કરનારા સૉક્રેટીસને પેલી પારનું ભવિષ્ય સ્પષ્ટ દેખાતું હતું. ભવિતવ્યતાના ઉદરમાં સંતાયેલો સત્યનો જય તેને દેખાતો હતો. તેથી વર્તમાન યુગ વિષે તે બેફિકર રહ્યો. આવી ઉદાસીન વૃત્તિ હાડમાં ઊતર્યા વિના કવિહૃદય નિર્માણ થઈ શકતું નથી. સંસારના બધા રસો કરુણ રસની ગુલામીમાં જકડાયેલા છે એ વાત સમાજના ચિત્તમાં ઠસાવવાનો ભવભૂતિએ અનેક રીતે પ્રયત્ન કર્યો. પણ તે કાળના વિષયલોલુપ ઉન્મત્ત સમાજને એનું કહેવું ગળે ઊતર્યું નહિ. તેણે તો ભવભૂતિને જ ફગાવી દીધો. પણ કવિએ પોતાના બોલ પાછા ખેંચ્યા નહિ. કારણ, શાશ્વત કાળ ઉપર તેને વિશ્વાસ હતો. શાશ્વત કાળ ઉપર નજર નાંખવા આપણી હિંમત ચાલતી નથી. ચારે બાજુએથી ઘેરાયેલું હરણ જેમ હતાશ થઈને આસપાસ જોવાનું છોડી દઈ એકદમ બેસી પડે છે, તેમ જ આપણી વિષય-ગ્રસ્ત બુદ્ધિથી આગળના કાળ તરફ જોઈ શકાતું નથી.

'કાલ કોણે દીઠી છે? આજે જે મળે તે ભોગવી લો' — આવી બીતિમસ્ત મનોદશાની સ્થિતિમાં કાવ્યને અવકાશ ન હોય.

ઈશાવાસ્યોપનિષદના નીચેના બ્રહ્મને ઉદ્દેશતા મંત્રમાં આ જ અર્થ સૂચિત કરવામાં આવ્યો છે :

कविर्मनीषी परिभूः स्वयंभूः ।
याथातथ्यतोऽर्थान् व्यदधात् शाश्वतीभ्यः समाभ्यः ॥

આનો અર્થ : કવિ (૧) મનનો માલિક, (૨) વિશ્વ-પ્રેમથી ભરેલો, (૩) આત્મનિષ્ઠ, (૪) યથાર્થભાષી, અને (૫) શાશ્વત કાળ ઉપર નજર રાખનારો હોય છે.

મનન માટે નીચેના અર્થો સૂચવું છું :

(૧) મનની માલકી = બ્રહ્મચર્ય
(૨) વિશ્વપ્રેમ = અહિંસા
(૩) આત્મનિષ્ઠત્વ = અસ્તેય
(૪) યથાર્થભાષિત્વ = સત્ય
(૫) શાશ્વત કાળ ઉપર નજર = અપરિગ્રહ.

**વિનોબા ભાવે**

# દુનિયાના વેપારી—ફિનીશિયનો

જેને આપણે આજે પાશ્ચાત્ય જગત કહીએ છીએ તેનું પ્રાચીન કેન્દ્ર ભૂમધ્ય સમુદ્ર હતું. ભૂમધ્ય સમુદ્રને કાંઠે યુરોપનો પ્રાચીન ઇતિહાસ ઘડાયો. કેટલાંયે મહારાજ્યો એ સમુદ્રના કાંઠાઓ ઉપર સ્થપાયાં, ફાલ્યાં અને આથમી ગયાં; જેનાં મડદાંની પણ બળીને ખાખ થઈ ગઈ, એવાંયે કેટલાંક સામ્રાજ્યો હતાં. એવાં મહારાજ્યોમાંનું એક છેક પૂર્વમાં, ભૂમધ્ય સમુદ્ર એશિયા ખંડને અડે છે ને સમુદ્ર અને પર્વતમાળ વચ્ચે જમીનની એક સાંકડી પટી છે ત્યાં આવેલું ફિનીશિયા હતું, અને બીજું એમાંથી જ જન્મેલું અને આફ્રિકાને ઉત્તર કિનારે સિસિલીની સામે આવેલું કાર્થેજનું મહારાજ્ય હતું. ફિનીશિયા અને કાર્થેજ બંનેની જાહોજલાલી હતી ત્યારે, એની બરોબરી કરી શકે એવું કોઈ ન હતું. ટાયર અને કાર્થેજની તે કાળની દુનિયાનાં મોટામાં મોટાં નગરોમાં ગણના થતી. આજે એ લુપ્ત થઈ ગયાં છે એટલું જ નહિ, પણ એ જગાઓનાં નામ પણ બદલાઈ ગયાં છે ને પ્રાચીન કાળમાં એ નગરો હતાં એનું એંધાણ પણ શોધ્યું જડતું નથી.

ફિનીશિયનો મૂળ મેદાનોના રહેવાસી. શત્રુઓના ભયના માર્યાં તેઓ આ રીતે લેબેનોનના પર્વતોમાં ભરાયા અને દરિયાકાંઠાની પટી પર વસવાટ કર્યો. જમીનની ઊપજ પૂરી ન પડી, એટલે દરિયો ખેડતા થયા અને મચ્છીમારીથી શરૂઆત કરી. મચ્છીમાર-માંથી ચાંચિયા, ચાંચિયામાંથી વેપારી, અને વેપારીમાંથી કારખાનાવાળા થયા. છીપોમાંથી જાંબુડો રંગ કાઢવાની શોધ તેમણે કરી અને જ્યાં જ્યાં એ છીપો મળે ત્યાં ત્યાં એમનાં કારખાનાં સ્થપાયાં. ભૂમધ્ય સમુદ્રને કાંઠે જ્યાં જ્યાં રંગનાં કારખાનાં હતાં, ત્યાં ત્યાં ફિનીશિયનોનાં થાણાં થયાં અને વસાહતો થઈ. પૂર્વમાં ટાયરથી માંડીને પશ્ચિમમાં હરક્યુલીસના સ્તંભ (જેને હાલ જિબ્રાલ્ટરનું બારું કહે છે) સુધી અને ઉત્તરમાં આલ્પ્સથી માંડીને આફ્રિકાના ઉત્તર કિનારા સુધી બધે ફિનીશિયન વસાહતોનાં નાનાં નાનાં ઝૂમખાં વેરાઈ ગયેલાં હતાં. ગ્રીસમાં ને ગ્રીસના ટાપુઓમાં, કાળા સમુદ્રના કિનારાઓ પર, ઇટાલીમાં, સિસિલીમાં, આફ્રિકાને ઉત્તર કિનારે અને સ્પેનમાં, બધે એ લોકો જામી ગયા હતા. ધીમે ધીમે ફિનીશિયનોએ આરબો અને બીજી ભરવાડ જાતો પાસેથી ઊન લઈ વણ્યું અને એવી સુંદર રીતે રંગીને તૈયાર કરવા માંડ્યું કે, બેબિલોનિયા અને મિસરની બજારોમાં એનો એકદમ ઉપાડ થવા લાગ્યો. આમ કરતે કરતે તેઓ પૂર્વના દેશોમાંથી કાચો તેમ જ તૈયાર માલ લાવતા અને ભારે નફો ચઢાવીને યુરોપના દેશોમાં વેચતા થઈ ગયા.

યુરોપમાં તે કાળમાં જંગલી દશા વર્તતી હતી. યુરોપના કિનારા પર સફર કરતાં કરતાં એકાદ જગાએ જ્યાં વેપાર કરવો હોય ત્યાં ફિનીશિયન વેપારીઓ ઉત્તરે જંગલી લોકોને આકર્ષવાને માટે મોટી હોળી સળગાવે, કિનારા પર તંબૂ ઠોકી મુકામ કરે, અને છ દિવસનું બજાર ભરી નાગા જંગલી ઘરાકો રીઝે એવાં રમકડાં ને નાનકડી વસ્તુઓનું પ્રદર્શન કરે. કેટલીક જગાએ આવો વેપાર ચાલતો, પણ ઘણી જગાએ તો એમની કાયમની વસાહતો જ હતી.

પછી એમનું સાહસ વધ્યું. ભૂમધ્ય સમુદ્ર ખેડીને તેઓ ધરાયા. આવા ચારે બાજુએ જમીનવાળા, સરોવર જેવા દરિયામાં પુરાઈ રહેવું તેમને ન ગમ્યું. હરક્યુલીસનો સ્તંભ એટલે ધરતીનો છેડો, એમ તે

કાળમાં મનાતું. આ સાહસી નાવિકોએ પહેલ-વહેલી જિબ્રાલ્ટરની સામુદ્રધુની વટાવી સીમોલ્લંઘન કર્યું. ચોગરદમ પાણી જ પાણી અને ક્યાંયે જમીન ન દેખાય એવો અફાટ સાગર તે દિવસ સુધી કોઈએ જોયો ન હતો. દક્ષિણે મોરોક્કોના કિનારાના દક્ષિણ છેડા સુધી અને ઉત્તરે બાલ્ટિક સમુદ્ર અને બ્રિટિશ ટાપુઓ સુધી જઈને ત્યાં પણ પોતાનો વેપાર તેમણે જમાવ્યો. જમીન પર તો તેમનો વેપાર ધીકતો ચાલતો જ હતો. પૂર્વના દૂર દૂરના દેશોમાંથી માલ ભરી ભરીને વણજારોની વણજારો ફિનીશિયા ચાલી આવતી. પૂર્વનાં ધગધગતી રેતીનાં અફાટ રણોમાં આરબો એમના વહાણવટીઓ હતા; અને ઊંટો એમની નૌકાઓ હતી. રણને એક છેડેથી બીજે છેડે સુધી એમનાં બજારો સ્થપાયાં હતાં અને એ બધાં નગરોની મહારાણી ફિનીશિયાની રાજધાની ટાયર હતું. પૂર્વે હિંદુસ્તાન, ચીન અને મસાલાના ટાપુઓ અને પશ્ચિમે મોરોક્કો, સ્પેન અને બ્રિટન સુધીના દેશોના માલની લાવજા અને લેવડદેવડ ટાયર મારફતે થતી. આખી દુનિયાનો વેપાર ફિનીશિયનોને હાથે ચાલતો.

આ દુનિયાના વેપારીઓ મુખ્યત્વે અર્થાર્થી હતા. વિદ્યાકળાની ઉપાસના પાછળ તેઓ પડ્યા ન હતા. છતાં જેમ પક્ષી ઊડતાં ઊડતાં બીજ વેરે તેમ તેમણે ઠેકઠેકાણે જ્ઞાનનાં બીજ વેર્યાં. યુરોપના લોકોને વાંચતાં લખતાં શીખવનાર આ લોકો હતા. ગ્રીસને જ્ઞાનની ગળથૂથી એમણે આપી. મૂળાક્ષરની શોધ એમની હોય કે ન હોય, પણ મૂળાક્ષર યુરોપના લોકોને એમણે આપ્યા. તેઓ શૂરા, ખડતલ અને સાહસી માણસો હતા. એમની સતત પ્રવૃત્તિને લીધે એ કાળની દુનિયા જાગ્રત રહેતી. દરેક દેશને એમની પાસે ન હોય એવું નવું નવું કંઈક તેઓએ આપ્યું. આખી દુનિયામાં લોકો જાગ્યા, એકબીજાને ઓળખતા થયા, નવી નવી હાજતો જાગી અને ઉદ્યોગધંધા ઊભા થયા. એ બધું આ ફિનીશિયન વેપારીઓની પ્રવૃત્તિનું પરિણામ હતું.

વહાણ બાંધવાની કળા શોધનાર અને વહાણ-વટાની શરૂઆત કરનાર પણ આ પ્રજા હતી. અને એ બંને વસ્તુઓ લાંબા કાળ સુધી એના જ હાથમાં રહેલી. દેશદેશાવર કાફલા લઈ જવાનું અને વહાણો બાંધવાનું કામ તેમની પાસે જ કરાવવામાં આવતું.

પણ આ કળાનો એકહથ્થુ કબજો તેઓ હંમેશાં ન રાખી શક્યા. એમનું જોઈ જોઈને ગ્રીક લોકો પણ વહાણ બાંધવા લાગ્યા, ને જોતજોતામાં બે પ્રજાઓ વચ્ચે ચાંચિયાગીરી ને વહાણવટામાં ચડસાચડસી શરૂ થઈ. ફિનીશિયનો એક જ પ્રાંતને વળગી 'કડી લેતાં પાટણ ખુએ' એવા લોભિયા ન હતા. તેઓ ગ્રીસ જોડે અખાડામાં ન ઊતરતાં તરત જ ગ્રીસ અને આસના દ્વીપસમૂહમાંથી ખસી ગયા. ગ્રીસનો પગ વધતો ગયો અને શાંતિપ્રિય ડાહ્યા ફિનીશિયન વેપારીઓ એક પછી એક વસાહત છોડતા ગયા. એમની લગભગ અડધી વસાહતો ગ્રીક સત્તા નીચે જતી રહી, ને ફિનીશિયનો 'सर्वनाशे समुत्पन्ने अर्धं त्यजति' કરીને બાકીનું અડધું સાચવી રહ્યા.

પણ આ પંડિત-નીતિ સરવાળે કામ ન આવી. સીરિયા અને મિસરનાં બે મહારાજ્યો વચ્ચે આ વેપારીઓ પડ્યા હતા. જે રાજ્ય જોરાવર હોય તેને તેઓ ખંડણી આપતા. લડાઈ થાય ત્યારે એકે પક્ષમાં ન ભળતાં તટસ્થ રહેતા. પણ એક પ્રસંગ એવો આવ્યો જ્યારે એમને પક્ષ લઈ લડ્યા વિના ચાલે એમ ન રહ્યું. દુર્ભાગ્યે યહૂદીઓની જેમ એમણે પણ ખોટો પક્ષ પસંદ કર્યો, અને જૂનાં ટાયર અને જેરુસલમ બંને એકીવારે જમીનદોસ્ત થઈ ગયાં.

એ દિવસથી ફિનીશિયનોની પડતી શરૂ થઈ. તેઓ ઈરાનના તાબેદાર થયા. એમના કાફલા અને ખલાસીઓ ઈરાનની વેઠ કરતા થયા. મહાન સિકંદર ઈરાન પર ધસ્યો ત્યારે તેઓ એની સામે થયા. ટાયરનો ઘેરો સાત મહિના ચાલ્યો અને ટાયર પડ્યું. ટાયર પર સિકંદરનો કોપ સારી પેઠે ઊતર્યો. પણ આખરે ટાયર પાયમાલ થયું તે તો એલેક્ઝાંડ્રિયાની સ્થાપનાથી. ઇજિપ્તને કિનારે એ નવું નગર સ્થપાયું અને આથેન્સ અને ટાયર બંને ખખડધજ નગરીઓ એકી સાથે તૂટી ગઈ. બંને મોટાં વેપારનાં ક્ષેત્ર હતાં. આથેન્સમાં માત્ર વિદ્યાપીઠ રહ્યું, અને ટાયરમાં રહ્યું રંગનું પ્રસિદ્ધ કારખાનું. રોમમાં પોપ જાંબુડા રંગના ઝભ્ભા પહેરતા. ખલીફો એ રંગ પર પ્રીત હતા. મધ્યયુગમાં યહૂદીઓ એ કારખાનાં ચલાવતા, પણ આખરે તુર્કોના દારૂગોળા આગળ ટાયર જમીન

ભેગું થઈ નામશેષ બની ગયું. ફિનીશિયન પ્રજા, એની કળા, અને એનાં નગર, સૌનો સરખો કરુણાજનક અંત આવ્યો.

ટાયરે કાળના ઘણા સપાટા ખાધા હતા, અનેક ઘેરા જોયા હતા. ઈ. સ. પૂર્વે ૭૨૪ના અરસામાં અસીરિયાના રાજા સલમશેરે ટાયરને પાંચ વરસ સુધી ઘેરો ઘાલેલો. ઈ. સ. ૫૮૭થી ઈરાનના જાલમજોર શાહ નેબુકડનેઝરે તેર તેર વર્ષ સુધી ટાયરને ઘેરી સંગ્રામ મચાવ્યા. પણ એ બંને ઘેરા સામે ટાયર અડીખમ ઊભું રહ્યું. અત્યાર સુધી ટાયર કાંઠા પર હતું. આ બીજી ચઢાઈ પછી કાંઠાથી ૧.૮૦૦ વાર દૂર એક ટાપુ પર ને વસ્યું. એને બે બાજુ પર બે બંદરો હતાં. ઈ. સ. પૂર્વે ૩૩૨માં કાંઠાથી ટાપુ સુધી સેતુ બાંધી સિકંદરે ટાયર લીધું, ગ્રીકોની કતલ કરી' અને નગરને ખંડેર બનાવી દીધું. ટાયર એમાંથીયે સજીવન થયું. લૂલું પાંગળું તો હતું જ; ઈ. સ. ૧૫૧૬માં તુર્કોએ સીરિયા કબજે કર્યું અને ટાયરનો સૂરજ આથમી ગયો. ટાયર જે જગાએ હતું તે જગાએ આજે સૂર બંદર છે. જૂના ટાયરનું કશું એંધાણ રહ્યું નથી.

(ચાલુ)

(હસ્તલિખિત 'મધપૂડા'માંથી) **ચંદ્રશંકર શુકલ**

# हृदयनी एकता

હિન્દુસ્તાનમાં એક લિપિ હોય, એક રાષ્ટ્રભાષા હોય, એવું આપણે શું કામ ઇચ્છીએ છીએ? જ્ઞાનપ્રાપ્તિ અને જ્ઞાનવિસ્તાર માટે તો રાષ્ટ્રભાષા અત્યન્ત મદદરૂપ થઈ જ પડવાની; પરંતુ રાષ્ટ્રભાષા શીખવાનો મુખ્ય ઉદ્દેશ જ્ઞાનપ્રાપ્તિ નથી. જે જ્ઞાનાર્થી છે તે તો કોઈ પણ જાતનું દુઃખ વહોરીને પણ જ્ઞાન પ્રાપ્ત કરી શકે છે. રાષ્ટ્રભાષાનો મુખ્ય ઉદ્દેશ રાષ્ટ્રહૃદયની એકતા સાધવાનો છે. હિન્દુસ્તાનનાં પ્રત્યેક પુત્ર-પુત્રી એક-બીજાનાં હૃદયનો પરિચય સાધી શકે અને સૌ વહેલામાં વહેલી તકે રાષ્ટ્રીય કુટુમ્બની એકતા સ્થાપી શકે, એ માટે રાષ્ટ્રભાષાની જરૂર છે. જેમ વૈષ્ણવો તુલસીમાળા અને તિલકમુદ્રાથી એકબીજાને ઓળખી શકે છે, જેમ સમાન પોષાકને કારણે એક પ્રાન્તના લોકો પોતાની એકતાને દૃષ્ટિગોચર કરી શકે છે, તે જ રીતે ભારતવર્ષની ભાષાઓ એક નાગરી લિપિનો પોષાક પહેરીને એકબીજા સાથે પોતાની આત્મીયતાનો અનુભવ કરે એ જરૂરી છે. ભાષાની મુખમુદ્રા જોતાં જ એવો ભાવ થઈ જાય કે આપણે સૌ સ્વજનોના સહવાસમાં બેઠેલાં એક જ કુટુમ્બી-જનો છીએ.

જેમ ભાષાથી રાષ્ટ્રીય હૃદયની એકતા સ્થાપિત થાય છે, તેમ સામાજિક વ્યવહારથી પણ થાય છે. ભાષા જીવનવ્યવહારનું બાહ્ય દ્યોતક છે. જો જીવન-વ્યવહારમાં પ્રેમની હાર્દિક એકતા ન હોય તો બિચારી ભાષા કેટલી મદદ કરી શકે? હિન્દુધર્મનો તો એ જ ઉપદેશ છે કે સમગ્ર વિશ્વને એક કુટુમ્બ સમજો.

'यस्मिन् सर्वाणि भूतानि आत्मैवाभूद् विजानतः।' એ શ્રુતિવાક્ય છે. ઉદારચરિત આર્યોએ 'वसुधैव कुटुंबकम्'નો આદર્શ આપણી સામે હંમેશાં મૂકેલો છે.

વસુધાનું એક કુટુંબ બનવાની વાત તો દૂર રહી, પણ બધા ભારતવાસી તો મળીને પોતાની માતાને ઓળખે! પુરુષ-સૂક્તમાં ચાર વર્ણોને એક કુટુમ્બ નહિ પણ એક શરીર તરીકે ઓળખાવ્યા છે. એક શરીરનું હૃદય એક જ હોઈ શકે; માથું અને શરીર જો રાહુ અને કેતુની જેમ જુદાં રહે, તો રાષ્ટ્રીય-માનસચંદ્રને અને સ્વરાજ્ય-સૂર્યને કાયમનું ગ્રહણ લાગશે.

અંત્યજો તો આપણા સૌથી નાના ભાઈ. અંત્યજનો અર્થ જ નાનામાં નાનો ભાઈ છે. અને અગ્રજ એટલે મોટા ભાઈ. અગ્રજોએ હમેશાં એમ ઇચ્છવું જોઈએ કે, તે અંત્યજોના સુખે સુખી અને દુઃખે દુઃખી થાય. પ્રત્યેક વસ્તુનો ફાયદો પ્રથમ પોતાના નાના ભાઈને મળવો જોઈએ. તેમને ભોજન પ્રથમ મળે, એમની તરસ પહેલી છીપે, મંદિરમાં તેમને દર્શન પહેલાં કરાવાય; એનું નામ મોટા ભાઈનો પ્રેમ. ભારતવર્ષમાં ધર્મ તો ઘણા છે, પણ સહુને એક કરનારો ધર્મ હૃદયધર્મ છે, એ જ સાર્વભૌમ ધર્મ છે. એની ભાષા તે રાષ્ટ્રભાષા. એ ભાષામાં બહિષ્કારનું નામ સરખું ન હોય.

काका कालेलकर

# વિજ્ઞાનની ગુજરાતી પરિભાષા

માતૃભાષા દ્વારા શિક્ષણ આપવાનું વધવા લાગ્યું તેની સાથે સ્વભાષાની સ્થિર અને સર્વસંમત વૈજ્ઞાનિક પરિભાષાની જરૂર બધી બાજૂથી જણાવા લાગી છે. આજ કોઈ સ્થિર પરિભાષા ન હોવાથી અંગ્રેજી શબ્દ સાથે જ ગુજરાતી શબ્દ વાપરવો પડે છે. આ લાચારીમાંથી ઊગરવું હોય અને ભાષાનો વૈજ્ઞાનિક કોશ પણ સ્થિર કરવો હોય, તો આ કામમાં રસ લેતા શિક્ષકોએ તથા લેખકોએ સાથે મળીને કોઈક સર્વસંમત પરિભાષા ઘડવી જોઈએ, અને પછી તેને શિક્ષણમાં તથા પુસ્તક-લેખન વગેરેમાં એકધારી વાપરતા થવું જોઈએ.

આ ઇરાદાથી, વિદ્યાપીઠે હાઈસ્કૂલ કક્ષા સુધીનાં રસાયન તથા પદાર્થવિજ્ઞાન માટેની પરિભાષાથી શરૂઆત કરી છે. તેને અંગે લખાયેલાં પુસ્તકો તથા સાહિત્ય-સભાઓએ ભિન્ન ભિન્ન ભાષામાં કરેલાં સૂચનો જોઈને, તેમાં આવતા પારિભાષિક શબ્દોનું તારણ કર્યું છે. અને તે પરથી, મૅટ્રિક સુધીની જરૂર જેટલા શબ્દોનો ખરડો એ. બી. સી. ક્રમથી તૈયાર કર્યો છે. એ ખરડા વિષે તથા ઉપરના ઇરાદાને બીજી શી રીતે આગળ ધપાવી શકાય, તેનો વિચાર કરવા, આ કામમાં રસ લેતા, અમદાવાદની હાઈસ્કૂલના શિક્ષક ભાઈઓની તથા કેટલાક વિજ્ઞાનના લેખકોની એક સભા રવિવારે તા. ૮–૧૨–'૪૦ને રોજ વિદ્યાપીઠમાં મળી હતી. શ્રી. કિશોરલાલ ઘ. મશરૂવાળા ત્યારે અમદાવાદમાં હોવાથી તેમનો લાભ પણ આ સભાને મળી શક્યો હતો.

તે કામ શરૂઆતમાં નીચે મુજબની મર્યાદા રાખી, ચાલુ કરવાનો વિચાર નક્કી કરવામાં આવ્યો: (૧) મૅટ્રિક કક્ષા સુધીની વિજ્ઞાનશાખાઓ માટે પ્રથમ વિચાર કરવો. (૨) શરૂમાં પદાર્થ-વિજ્ઞાન અને રસાયણ લેવાં. ત્યાર બાદ ક્રમે ક્રમે આરોગ્ય, શરીર-વિદ્યા, વનસ્પતિશાસ્ત્ર, પ્રાણીશાસ્ત્ર વગેરે લેવાં.

આ પરિભાષા યોજવાની પાછળ મુખ્ય હેતુ એ છે કે, તેનો વ્યાપક ઉપયોગ શિક્ષણમાં થવા લાગે. આથી કરીને આ કામમાં વિજ્ઞાન-શિક્ષકોની પણ સહાય કીમતી થશે.

ઉપરાંત પુસ્તકના લેખકોનો પણ સહકાર જોઈએ. તેઓ જો એક નિશ્ચિત થયેલી પરિભાષા એકસમાન રીતે વાપરે, તો જ શિક્ષકોને પણ ફાવે અને વિદ્યાર્થીઓને પણ સરળતા પડે.

ઉપરની સભામાં આ બેઉ વર્ગના ભાઈઓ હાજર હતા એ સારી વાત ગણાય.

ત્યાર બાદ પરિભાષા યોજવાના સામાન્ય સિદ્ધાંતો બાબત ચર્ચા થઈ હતી. અને એક નાની સમિતિ નીમી તેને સોંપવામાં આવ્યું હતું કે, તે સિદ્ધાંતો વિષે વધુ વિચાર કરીને, તેના કેટલાક સૂચક નિયમો ઘડી કાઢે, અને પછી તે પ્રમાણે, ઉપર કહેવામાં આવી તે યાદીઓ તપાસી, યોગ્ય પર્યાયો તૈયાર કરે.

આ કામ આખા ગુજરાતને માટે થાય છે. એટલે ગુજરાતની શાળાઓના વિજ્ઞાન-શિક્ષકોની જાણ સારુ, તથા તેઓ તેમાં પોતાની મદદ અને સહાનુભૂતિ આપે તે ઇરાદે, ઉપલી સમિતિએ તા. ૧૫–૧૨–'૪૦-ના રોજ મળી, જે કેટલાક નિયમો વિચાર્યા છે, તેનો સાર નીચે આપું છું. એ નિયમો સામાન્ય રૂપે જ ઘડાયા છે, કેમ કે ખરું કામ તો તેમને લાગુ કરીને યોગ્ય પરિભાષા ઉપજાવવાનું છે. આ નિયમો તે કામના કેટલાક મુદ્દા જ બતાવે છે.

૧. યોજવામાં આવે તે પરિભાષા શિક્ષણમાં વ્યાપક બને એ હેતુ સારામાં સારી રીતે સાધવો હોય તો, જે પરિભાષા ઘડવામાં આવે તે જેમ બને તેમ સરળ અને સહજ હોવી જોઈએ. જો તેમાં ક્લિષ્ટતા કે અટપટું લંબાણ કે ઉચ્ચારણ હશે તો તે હેતુ નહિ સાધી શકાય.

૨. આ સાધવાને માટે એક તો એ વસ્તુ યાદ રાખવી જોઈએ કે, આપણી ભાષાની તળપદી શક્તિનો ઉપયોગ કરવાનું ચૂકવું ન જોઈએ. એટલે કે, કેટલીક વાર જોવામાં આવતી, સંસ્કૃત કે અરબી મૂળ પર દોડી જવાની વૃત્તિ બહુ ઉત્તેજવા જેવી ન ગણાય. અહીં આગળ એ પણ યાદ રાખવું ઘટે કે, મરાઠી હિંદી જેવી ગુજરાતીની બહેનપણીઓ સાથે વધારે સામ્ય તદ્ભવ પર પહોંચ્યે મળશે

૩. તળપદી શક્તિ દાખવીને કેટલાય પારિભાષિક શબ્દોને આજ સુધીમાં આપણે અપનાવી લીધા છે, —ક્યાંક તેમને માટે સહેલો પર્યાય યોજીને તો ક્યાંક

તેનું ઘરગથ્થુ ઉચ્ચારણ ફેરવી લઈને. જેમ કે, આગગાડી, દાક્તર, મોટર, સલેપાટ, ઇજિન વગેરે.

આવા શબ્દો પારભાષામાં જેવા ને તેવા સ્વીકારી લેવા જોઈએ.

૪. કેટલાક શબ્દો મૂળ રૂપે જ આપણી ભાષામાં ચાલતા થયા છે. જેમ કે, ટ્રામ, પંપ, ઑક્સીજન, વગેરે, આવા શબ્દો જેમ ને તેમ લઈ લેવા. કેમ કે, તેમ કરવાથી ચાલની — જીવંત પરિભાષા યોજવાનું બની શકે છે.

નોંધ: ઉપર જે ચાલતા થયેલા શબ્દો કહ્યા છે તે લોકની રોજની ભાષામાં ચાલતાને માટે છે.

૫. સામાન્ય રીતે પરભાષામાંથી નામ કે કદાચ વિશેષણ લઈ શકાય છે. ક્રિયાપદ લઈ શકાતું નથી; લેવામાં આવે તોય 'કરવું' કે 'થવું' જોડે તેને નામ રૂપે જ વપરાય છે. જેમ કે 'ઑક્સિડાઈઝ' કરવું કે થવું. એટલે જે શબ્દો લેવા હોય તે નામ કે વિશેષણ લેવા યોગ્ય થશે.

તે ઉપરથી ક્રિયાપદની જરૂર પડે તો નામ-ધાતુ બનાવવાની યુક્તિ ખપમાં લઈ શકાય.

(ઉદા૦ ક્લોરીન – ક્લોરવવું, ક્લોરવેલું, ક્લોરવણ, ક્લોરવણી ઇ૦ બની શકે. ઑક્સીજન — ઑક્સવવું કે ઑક્સાવવું, ઑક્સાવેલું, ઑક્સવણી વગેરે.)

૬. કેટલાક પદાર્થો — અને તે રસાયણશાસ્ત્રમાં ઘણા છે — ગુજરાતીમાં જાણીતા જ નથી. જેમ કે, ક્લોરીન, રેડિયમ ઇ૦. તે નામ તરીકે સીધા તે ને તે રૂપે લઈ શકાય.

તેવાં લીધેલાં નામોની જોડણી નિશ્ચિત કરી લેવી જોઈએ.

નોંધ: sulphate, oxide જેવા શબ્દો આ પ્રકારના ગણવા.

૭. કેટલાક પદાર્થો માટે આપણો શબ્દ પણ હશે. જેમ કે, ગંધક – sulphur, લોહ — iron જેવા. તેને સ્થાને ગુજરાતી શબ્દ રાખવો. અને જો આંતરરાષ્ટ્રીય જરૂરને લઈને તેનો આંતરરાષ્ટ્રીય પર્યાય વિદ્યાર્થીએ જાણવો જરૂરી લેખાય, તો તેને પણ કૌંસમાં મુકાય. ઉપર નિયમ ૬માં લખેલો જોડણીનો નિયમ તેને પણ લાગુ પડે છે.

૮. સાચી આંતરરાષ્ટ્રીય જરૂર નિશ્ચિત સૂત્રભાષા માટે ગણાય. એક રીતે +, –, × ઇ૦ ગણિતની સંજ્ઞા પેઠે એ સૂત્રોને માનીએ, તો તેમને સંજ્ઞા તરીકે એ જ રૂપે લેવામાં આવે. જેમ કે $H_2O$, $H_2$ $SO_4$.

આનો અર્થ એ કે, તેનું લખાણ એમ રહે. બોલવા વાંચવાને માટે એ-બી-સીના અક્ષરો બોલાય; અંકો ગુજરાતી બોલાય.

૯. આ સિવાય, વિજ્ઞાનમાં જ્યાં સગવડ કે શ્રી૦, મિ૦, જેવા ટૂંકાણને ખાતર, પહેલો અક્ષર વાપરી સંજ્ઞા યોજી લેવાય છે, ને તે પછી રૂઢ થઈ જાય છે, ત્યાં તેવી રૂઢિને આપણે જેવી ને તેવી સ્વીકારવા જરૂર નથી. જેમ કે, velocity માટે v., time માટે t, ઇ૦. આપણે તેને માટે આપણી જે પરિભાષા બને તેના અક્ષરમાંથી મેળ કરી લેવો જોઈએ. જેમ કે ધારો કે,

velocity = વેગ — ટૂંકાક્ષર — વે
time = કાળ — ,, — કા

લઈ શકાય. અને આપણે વાપરથી રૂઢ કરીએ તો v., t. પેઠે જ તે કામ દઈ શકે. પરિભાષાના ભાગ તરીકે, આ ટૂંકાણ નક્કી કરાવું જોઈએ.

૧૦. નવા શબ્દો બનાવવાને માટે અમુક દૃષ્ટિ રાખવી એ જ બતાવી શકાય. બાકી છેવટે એ કામ કાંઈક શબ્દરચનાની કળાનું કે તેની હથોટી હોવાનું પણ છે. (જેમ કે, આગગાડી શબ્દ બનાવનારે તે બતાવી છે.) આથી કોઈ ચોકસ નિયમ આપવા એ કદાચ અઘરું પડે. કેટલીક મર્યાદા જ બતાવી શકાય.

(૧) તરજુમિયા થવું ન જોઈએ. જેમ કે Polarization – ધ્રુવીભવન.

(૨) ગુજરાતી ભાષાની શબ્દશક્તિની ને શબ્દ-રચનાની યુક્તિઓ કામ લેવા તત્પર રહેવું જોઈએ.

(૩) જે પરિભાષા વાપરતાં ભાષાના વાક્યનો સામાન્ય પ્રવાહ ન રહે, એ ભાષા બરોબર ન લેખાય, કેમ કે તે જ કારણે તે રૂઢ નહિ થાય. મતલબ કે, પરિભાષા એવી જોઈએ કે જે સામાન્ય ભાષામાં વચ્ચે જડબાતોડ પડેલી ન લાગવી જોઈએ.

(૪) બનાવાતો શબ્દ, બને ત્યાં સુધી, તેના અર્થને સૂચવે એવો હોય. અને તે એવો હોય કે જેથી તેના પરથી સાધિત રૂપો બનાવી લેવાય.

(૫) સાધિત રૂપો બનાવવાને માટે ગુજરાતીમાં પ્રચલિત પૂર્વગ અનુગનો ઉપયોગ કરી શકાય. તેને

માટે સંસ્કૃત પર જ જવાની અનિવાર્યતા ન મનાવી જોઈએ.

(૬) અંગ્રેજી શબ્દ તે ને વિજ્ઞાનશાખામાં જે અર્થમાં હોય તેનો જ મુખ્ય ખ્યાલ રાખીને પર્યાય યોજવો.

એટલે, જેમ અંગ્રેજીમાં એક શબ્દ ભિન્ન શાખાઓમાં ભિન્ન અર્થમાં આવે છે, તેમ ગુજરાતી શબ્દની શક્તિ પણ હોઈ શકે. તેવા અંગ્રેજી શબ્દને માટે, બધા અર્થો વટાવતો ગુજરાતી પર્યાય શોધવામાં પડવાની જરૂર નથી. બીજી બાબતો સંભાળવાની સાથે સહેજે એ બનતું હોય તો તે લાભ્ય ન હોય, એ કહેવાની જરૂર નથી.

(૭) શબ્દ બનાવવાને માટે તેની વ્યંજના ઉપર દૃષ્ટિ રાખવી; અંગ્રેજીમાં આવતા રૂપ પર નહિ. જેમ કે anti-clockwise નો શબ્દ ખોળવા સારુ anti, clock, wise ત્રણનો ભાવ આણીને એક શબ્દ યોજવા જવું એ વ્યર્થ છે. 'ડાબેરી', 'ઘંટી-ફેરે,' 'અવળું,' જેવો પ્રયોગ કરી શકાય.

મ૦

# શબ્દોના વંશ

## मामेरुं कडवुं १लुं

पदवेध करवा आशा ।

आशा — आसा — इच्छा.

सं० आशा, प्रा० आसा, गु० आसा–आश.

'आशा' શબ્દના મૂળમાં 'आ' ઉપસર્ગ સાથેનો 'शास्' ધાતુ છે. 'आङ्[1] शासूकि इच्छायाम्' એ બીજા ગણનો આત્મનેપદી ધાતુ છે તેના 'आशास्ते'— (તે ઇચ્છે છે) વગેરે પ્રયોગો સુપ્રતીત છે. 'आशा' શબ્દને મળતો બીજો એક 'आशंसा' શબ્દ છે. તે પણ 'आङ्[2] शसुङ् इच्छायाम्'—પહેલા ગણના આત્મનેપદી ધાતુ દ્વારા આવેલો છે. આ ધાતુના आशंसते —(તે ઇચ્છે છે) વગેરે પ્રયોગો પ્રચલિત છે. ઉક્ત બંને ધાતુઓ — आङ् शासूकि અને आङ् शसुङ् — પરસ્પર ઘણા મળતા છે અને તેથી જ તેમાંથી આવેલા आशा અને आशंसा એ બંને શબ્દો પણ પરસ્પર વિશેષ સામ્ય રાખે છે.

કોશકારોએ 'आशा'ના સમાનઅર્થી અનેક શબ્દો આપેલા છે:

૧. आशा, ૨. तृष्णा. —(અમરકોશ કાં૦ ૩ નાનાર્થવર્ગ શ્લો૦ ૨૧૫)

૧. आशा, ૨. लोभ, ૩. तृष्णा, ૪. लिप्सा, ૫. वश, ૬. स्पृहा, ૭. काङ्क्षा, ૮. आशंसा, ૯. गर्ध, ૧૦. वाञ्छा, ૧૧. इच्छा, ૧૨. ईहा, ૧૩. ईह, ૧૪. तृट्, ૧૫ मनोरथ, ૧૬. काम, ૧૭. अभिलाष, ૧૮. धनाया, ૧૯. रुचि, ૨૦. ईप्सा, ૨૧. कामना.

—(હેમકોશ અભિધાનચિંતામણિ કાં૦ ૩ શ્લો૦ ૬૪)

તેમ જ 'आशा' શબ્દનો બીજો પણ અર્થ જણાવેલો છે: आशा — ૧. દિશા, ૨. ઇચ્છા.

—([3]અમર૦ તથા હેમચંદ્ર)

'દિશા' અર્થવાળા 'आशा' શબ્દના મૂળમાં 'अशौटि [4]व्याप्तौ' ધાતુ છે. 'अश्' એટલે વ્યાપવું. જે બધે વ્યાપીને રહે તે आशा. 'દિશા' સર્વત્ર વ્યાપક છે માટે જ તેને 'आशा' કહેવામાં આવી છે.

દિશા અને ઇચ્છા અર્થવાળો 'आशा' શબ્દ લખવામાં તો એકસરખો છે, પરંતુ તેના ઉચ્ચારણમાં કોઈ પ્રકારની વિશેષતા હોવી જોઈએ કે જેને લઈને તેના જુદા જુદા અર્થો સમજી શકાય. આ વિશેષતા ઉદાત્ત અનુદાત્ત વગેરે પ્રકારના સ્વર સંબંધી ઉચ્ચારણોને લગતી છે જે અત્યારે તો લુપ્તપ્રાય થયેલી છે.

'इन्द्रशत्रु'ના બે અર્થ છે: ૧. ઇન્દ્રનો ઘાતક, ૨. જેનો ઘાતક ઇન્દ્ર છે તેવો કોઈ. પહેલા અર્થ માટે તત્પુરુષસમાસ છે અને બીજા અર્થ માટે બહુવ્રીહિસમાસ છે. આ બંને સમાસોની જુદાઈ ઉદાત્તાદિ સ્વરોના ઉચ્ચારણ દ્વારા જાણી શકાય છે. પરંતુ તે જુદાઈ ધ્યાનમાં ન રહે તો ઇષ્ટને બદલે અનિષ્ટ અર્થ થાય છે એવું કથન મહાભાષ્યકારે[5] કરેલું છે તેથી એમ સ્પષ્ટ જણાય છે કે, જે શબ્દો લખવામાં તો એકસમાન છે છતાં અર્થદૃષ્ટિએ ભેદવાળા છે, તેમનો ઉચ્ચારણ-પ્રકાર એકસરખો ન હતો. इन्द्रशत्रुની જેમ જે શબ્દો અનેક અર્થવાળા છે અને લખવામાં તદ્દન સરખા છે, તે દરેકમાં સ્વરોનું ઉચ્ચારણ વિશેષતાવાળું હતું. પરંતુ આ જાતનો ઉચ્ચારણોનો સૂક્ષ્મ વિવેક છેક મહાભાષ્યના કાળથી હ્રાસ પામતો

આવ્યો છે અને તે અત્યારે તો તદ્દન લોપ પામ્યો છે.

પ્રાકૃત અને પાલિભાષામાં 'आसा' શબ્દ છે અને ગુજરાતીમાં आशा કે आश શબ્દ છે તેથી તેના 'स' અને 'श' વિષે પણ વિચાર કરવો પ્રસ્તુત છે.

સાધારણ પ્રાકૃતમાં અને પાલિભાષામાં પણ 'श' અને 'ष'નો ઉપયોગ જ નથી. તે બંનેમાં ઉક્ત બંને (શ, ષ)ને બદલે એક 'स' જ વપરાય છે. પરંતુ માગધી પ્રાકૃતમાં સસ્વર 'श'નો[6] તથા [7]સંયુક્ત 'श'નો પ્રયોગ પ્રચલિત છે અને સંયુક્ત મૂર્ધન્ય 'ष'નો[8] પણ.

દેવપ્રિય પ્રિયદર્શી અશોકની ધર્મલિપિઓમાં તો पशु पसु, शत सत, दोष दोस, આવા શ અને ષ વાળા અનેક પ્રયોગો વપરાયેલા છે.

આર્ય હેમચંદ્રના કહેવા પ્રમાણે, અપભ્રંશભાષા, પ્રાકૃતને અને શૌરસેનીને અનુસરનારી છે. એ જોતાં, અપભ્રંશભાષામાં श અને ष ના પ્રયોગને અવકાશ નથી. કિંતુ પ્રાકૃત અને શૌરસેનીની પેઠે માત્ર 'स'નો અવકાશ છે. આ દૃષ્ટિએ જોતાં, અપભ્રંશ સાથે સીધો સંબંધ ધરાવનારી ગુજરાતીમાં 'श' અને 'ष' નો પ્રયોગ ક્યાંથી આવે?

સપ્રમાણ નિર્ણીત થયું છે કે, પ્રાકૃત અને કલ્પિત શિષ્ટોની ભાષા સંસ્કૃત એ બંને બહેનો છે અને તે બંનેની એકબીજી ઉપર ઘણી ઘણી અસર થયેલી છે. સંસ્કૃતમાં [9]हर्ष हरिष, वर्षा वरिषा, [10]पर्षत् परिषत्,[11] कुमार कुमर,[12] करम्भ करम्ब,[13] यमन जमन,[14] छुरी छुरी,[15] घस्र, हस्र,[16] दंष्ट्रिका द्राढिका दाढिका[17] વગેરે પ્રકારના જે વૈકલ્પિક ઉચ્ચારણોવાળા શબ્દો મળે છે તે, કલ્પિત શિષ્ટોની ભાષા સંસ્કૃત ઉપર મોટી બહેન પ્રાકૃતની અસરના સૂચક છે. તે જ રીતે અપભ્રંશ પ્રાકૃત સાથે સીધો સંબંધ ધરાવતી ગુજરાતીમાં જે શ અને ષ વાળા પ્રયોગો વપરાય છે તે, પ્રાકૃતની નાની બહેન સંસ્કૃતની તેના ઉપરની અસરનું પરિણામ છે. સંસ્કૃતમાં विशा, शक्ति, दिशा, पशु, प्रकाश, विनाश, दोष, पुरुष, वेष વગેરે શબ્દો સુપ્રતીત છે. અર્થાત્ સંસ્કૃતના વિશેષ સહવાસથી ગુજરાતીમાં 'श' અને 'ष'ના પ્રયોગો આવેલા છે. બારમા તેરમા સૈકાની ગુજરાતીમાં श અને षनो પ્રયોગ ઘણો જ વિરલ છે — નથી એમ કહીએ તોપણ અસંગત નથી. પરંતુ તે પછીની ગુજરાતીમાં તે અક્ષરોનો પ્રયોગ વધતો આવે છે અને વર્તમાન ગુજરાતીમાં તો તે ઠીક ઠીક વધેલો છે.

અપભ્રંશ પ્રાકૃતમાં વિભક્તિના પ્રત્યયો નામની સાથે રહે છે અને નથી રહેતા એમ બન્ને પદ્ધતિ છે. પરંતુ વિભક્તિ લાગેલી હોય કે લાગીને લોપ પામેલી હોય તે બન્ને અવસ્થામાં નામનો અંત્ય સ્વર હ્રસ્વ હોય તો દીર્ઘ થાય છે અને દીર્ઘ હોય તો હ્રસ્વ થાય છે એ [18]નિયમાનુસાર પ્રસ્તુત વાક્યમાં 'आशा' ને બદલે 'आश' પ્રયોગ થયેલો છે. પ્રસ્તુત 'आश' પ્રથમા વિભક્તિનું એકવચન છે: पदबंध करवा आश એટલે કવિ કહે છે કે, 'મહેતાના મામેરાને પદ્યરૂપે કરવાની મારી આશા — ઇચ્છા — છે.'

અનુપ્રાસ માટે નીચેની કડીમાં "जूनागढमां वास" એવો પ્રયોગ વાપરેલો છે એ જોતાં કદાચ પ્રસ્તુત કડીમાં 'पदबंध करवा आस' એવો પ્રયોગ તો નહીં હોય? આનો નિર્ણય તો પ્રાચીન પ્રતનો પાઠ જોયે જ થાય. અહીં તો માત્ર એક કલ્પના મૂકી છે.

**પં. બેચરદાસ દોશી**

## ટિપ્પણો

૧. હૈમધાતુ પારાયણ ગણ ૨, ધાતુ અંક ૬૦.
૨. ,, ગણ ૧, ધાતુ અંક ૮૫૩.
૩. 'आशा तृष्णाऽपि चायता' — નાનાર્થવર્ગ.
'आशा ककुभि तृष्णायाम्' — હૈમઅનેકાર્થ.
૪. હૈમધાતુપારાયણ ગણ ૫, ધાતુ અંક ૨૮.
૫. મહાભાષ્ય (મરાઠી અનુવાદ–અભ્યંકર) પૃ૦ ૪
'यथा इन्द्रशत्रुः स्वरतः अपराधात्'।
૬. હૈમ પ્રા૦ વ્યા૦ ૮–૪–૨૮૮.
૭. ,, ,, ૮–૪–૨૯૫.
૮. ,, ,, ૮–૪–૨૯૮.
૯. શબ્દરત્નાકર કોશ કાં૦ ૨ શ્લો૦ ૧૨૫.
૧૦. ,, ,, ,, શ્લો૦ ૪૯.
૧૧. ,, ,, ૩ શ્લો૦ ૯૬.
૧૨. ,, ,, ૩ શ્લો૦ ૨.
૧૩. ,, ,, ૩ શ્લો૦ ૪૩.
૧૪. ,, ,, ૩ શ્લો૦ ૧૩૪.
૧૫. ,, ,, ૩ શ્લો૦ ૨૭૯.
૧૬. ,, ,, ૨ શ્લો૦ ૨૯.
૧૭. ,, ,, ૩ શ્લો૦ ૧૬૪.
૧૮. હૈમ પ્રા૦ વ્યા૦ ૮–૪–૩૩૦.

છે. ચાલવામાં તો થાકે જ નહિ. તેમનાં વિદ્યાર્થીઓ પ્રવાસે નીકળે તો પોતાનો સામાન લઈને રોજના ૨૦ થી ૩૦ માઈલ સહેજે ચાલી નાખે. એક આશ્રમમાંથી એક દસ વરસની છોકરી મધરાતે ભાગી ગયેલી તે રાતોરાત વીસ માઈલ ચાલીને પોતાને ઘેર પહોંચેલી! જોડા તો તેઓ વાપરતા જ નથી. છતાં અંધારામાં ગમે ત્યાં સહેજે જંગલમાં રખડી શકે છે. તેઓ સરકારી નોકરો અને સાહેબોથી ખૂબ દબાઈ ગયેલા હોય છે, તેથી બીજા લોકોની આગળ છૂટથી વાત કરતાં કે બોલતાં બીએ છે. પહેલાં અનુભવેલા ત્રાસનું આ પરિણામ હશે. આ જ કારણને લઈને આશ્રમોના વિદ્યાર્થીઓ પણ છૂટથી બોલતાં અચકાય છે એમ લાગે છે

તેમના તહેવારોમાં આમલી અગિયારશ એટલે ફાગણ સુદ ૧૧ એ મોટો તહેવાર ગણાય છે. તે ઉપરાંત અખાત્રીજ અને હોળી દિવાળી પણ ઉત્સાહથી તેઓ ઊજવે છે. હમણાં હમણાં રામનવમીનું મહત્ત્વ વધવા લાગ્યું છે. તહેવારોએ નાચવું એ ભીલોના જીવનનો અનેરો આનંદ છે. જુદી જુદી વખતે જુદી જુદી જાતના નાચ તેઓ કરે છે. વિદ્યાર્થીઓ પણ નાચવાનો કાર્યક્રમ હોય તો આનંદથી કલાકોના કલાકો નાચ્યા કરે, ખેલે, કૂદે, તેમણી લાક્ષણિક ચિચિયારી પાડે અને મજા કરે.

એક ભાઈએ ભીલોના જીવનની ગોરા લોકોના જીવન સાથે રમૂજી સરખામણી કરી હતી. ભીલોને જેમ નાચવાનો શોખ છે તેમ ગોરાઓને પણ નાચવાનો શોખ છે. ભીલો રોજ નાહતા નથી, ભીલો ટટ્ટી ગયા પછી પાણી વાપરતા નથી, તેમ ગોરાઓ પણ વાપરતા નથી. ભીલો માંસ ખાય છે તેમ ગોરાઓ પણ ખાય છે. ભીલો પ્રેમલગ્ન કરે છે તેમ ગોરાઓ પણ પ્રેમલગ્ન કરે છે. ભીલો દૂર દૂર ઝૂંપડાંમાં રહે છે તેમ ગોરાઓ દૂર દૂર બંગલામાં રહે છે. તેમની વચ્ચે કેટલાક તફાવતો પણ છે. ખાસ ભેદ રંગનો છે. ભીલો કાળા છે ત્યારે ગોરાઓ સફેદ છે. ભીલો સુકલકડા છે ત્યારે ગોરાઓ તગડા છે. ભીલો અભણ છે ત્યારે ગોરાઓ ભણેલા છે. ભીલો પછાત છે ત્યારે ગોરાઓ આગળ વધેલા છે. ભીલો ગરીબ છે ત્યારે ગોરાઓ પૈસાદાર છે, વગેરે.

ઉપરની સરખામણી ભીલોના જીવનનું એક રમૂજી ચિત્ર રજૂ કરે છે તે કોમ કેવી ખડતલ અને આનંદી છે છતાં કેવી અભણ, વહેમી અને પછાત છે તેનો ખ્યાલ આપે છે. એવા લોકોમાં કામ કરવું એ મજાનું કામ છે. અને સાથે ભારે તપશ્ચર્યા છે. તે કોમ સિવાયના બહારના લોકો તેમની વચ્ચે જઈને રહે તો ખાવા પીવામાં અને રહેણીકરણીમાં તેમણે પોતાનું આખું જીવન બદલી નાખવું જોઈએ. તો જ તેમની વચ્ચે રહીને કામ થઈ શકે. ત્યાં શાળા માટે કે રહેવા માટે પાકાં ઈંટેરી મકાન ન મળે કે વિવિધ જાતની વસ્તુઓ ખરીદવા માટે બજાર પણ ન મળે. મોટરો ન મળે કે સિનેમા ન મળે. ટપાલ કે છાપાં પણ રોજ ન મળે.

આમ ભીલોના જીવનની વાતો સાંભળતાં સાંભળતાં અને મંડળના આશ્રમો અને થોડી શાળાઓ જોતાં જોતાં આજુબાજુ પણ કંઈ જોવા જેવું લાગ્યું તે જોયું હતું. ફરતાં ફરતાં રસ્તામાં આવતી નદીઓ અને ઝરણાંની મજા પણ માણી હતી. જંગલની કે ડુંગરાની વચ્ચે, પથ્થરોમાં થઈને ખળખળ વહેતી નદીના પટમાં, પથ્થરો પર આસન જમાવીને, બપોરા કરવાનો અને પછી શયનાસન જમાવવાનો લહાવો યાદ રહી જાય તેવો હતો.

આજુબાજુ જોયેલાં સ્થાનોમાં ગીચ જંગલના પ્રદેશમાં અનાસ નદી પર આવેલું ચાકલિયા ગામ ધ્યાન ખેંચે તેવું હતું. ભીલો સામાન્ય રીતે જથ્થામાં ન રહેતાં પોતપોતાના ખેતરમાં છૂટી છૂટી ઊભી કરેલી ઝાપરીઓમાં સો બસો કદમ દૂર રહે છે. તે રિવાજ પ્રમાણે આ ગામ પણ વસેલું છે. પણ આ ગામ ઘણું મોટું છે અને લગભગ ચાર માઈલ લાંબું છે. તેમાં એક છેડે અનાસ નદી અને તેની બાજુમાં ઊંચી ઊંચી ભેખડો અને જંગલ આવેલું છે. સાહેબો ત્યાં ઘણી વખત વાઘનો શિકાર કરવા જાય છે. નદી ઉપર બે ઊંચામાં ઊંચી ભેખડો લોકોએ શોધી કાઢેલી છે તેને કૃષ્ણ અને રાધાની કરાડ તરીકે ઓળખે છે રાધાની કરાડ ઊંચામાં ઊંચી છે. ત્યાં ભેખડ ઉપર તો ઊંચી જગ્યા અને પથ્થર સિવાય કશું જ નથી. પથ્થરો ઠેકતા ઠેકતા ઝાડીમાં થઈને જવાનો રસ્તો છે. ઊંચે ચઢ્યા પછી નીચેની નદી અને આજુબાજુના જંગલનો સુંદર દેખાવ જોવા મળે છે. એની નીચે જ વાઘની ગુફાઓ છે એમ કહે છે. ત્યાંથી થોડે દૂર પથ્થરોની અંદર ગૂગળદેવ મહાદેવ છે. પથ્થરોમાં કુદરતી રીતે પાણી ઝરીને પાણીના ઘસારાથી ગુફા થઈ છે અને તેમાં મહાદેવના પોઠિયાનો, સાપનો અને લિંગનો આકાર પણ કુદરતી રીતે થયેલો છે.

જેસાવાડા આશ્રમથી બે માઈલ પર બાવકા ગામ પાસે એક પુરાણું મંદિર છે. તેનો થોડો ભાગ ઉભાત છે અને બાકીના અવશેષોના આજુબાજુ ઢગલા પડ્યા છે. તેમાં મહાદેવનું લિંગ છે અને કોતરણીમાં ભોગાસનોનાં ઘણાં ચિત્રો છે. કેટલાં વરસ પૂર્વેનું આ મંદિર છે અને તેની શિલ્પકળા કયા જમાનાની છે તે તો કોઈ પુરાતત્ત્વવિદ જ કહી શકે. મીરાખેડીથી ચાર માઈલ અને દાહોદથી ૭ માઈલ પર કાળી નદીનો બંધ બાંધ્યો છે અને ત્યાંથી દાહોદની રેલવે વસાહતને પાણી પૂરું પાડવામાં આવે છે. તેની યોજના વડોદરાના આજવા તળાવ જેવી છે. તળાવ આજવા કરતાં નાનું. તેનાથી આશરે અર્ધો માઈલ દૂર, પથ્થરો પાણીથી ઘસાઈને કુદરતી રીતે થયેલી

કેદારની ગુફા છે. તે સ્થાન બે ઘડી બેસીને વિશ્રાંતિ કરવા જેવું રમણીય છે. નજીકમાં જ નાના કેદાર પણ છે. પણ મોટા કેદાર જોયા પછી નાનાને જોવા અમે નહોતા ગયા.

મુવાલિયા શાળાની સામે જ સરકારી ખેતીવાડીનું ફાર્મ છે. તેનો લાભ ખેતીના અભ્યાસ માટે તે શાળાના વિદ્યાર્થીઓને મળે છે. પહેલાં તે ફાર્મની ૬૦ એકર જમીન હતી. તેમાંથી હવે ૫૦ એકર સાંથે આપવામાં આવે છે, અને પહેલાં બીને માટે ખેતી કરતા તેને બદલે હવે સાંથે આપેલી જમીનમાં અમુક પાક કરાવીને તેનું બી ખેડૂતોને આપવામાં આવે છે. ફાર્મ તરફથી બાકીની ૧૦ એકર જમીનમાં અખતરા થાય છે. હાલમાં તુવેર-મકાઈનો તથા તુવેર-શણનો ભેગો પાક કરવાના અખતરા થાય છે. ઉપરાંત મકાઈનાં પુંકેસર બીજા છોડનાં સ્ત્રી-કેસરને લાગીને મકાઈ ફળે છે, તેને બદલે એ ને એ છોડનાં પુંકેસર એ જ છોડને લગાડીને સજાતીય ઉત્પત્તિ કરવાના અખતરા પણ થાય છે. આ અખતરા છેવટે ખેડૂતના ઘર સુધી કેટલા પહોંચે છે અને તેમાંથી ખેડૂત કેટલાનો વ્યવહારમાં ઉપયોગ કરી શકે છે, તે એક મોટો સવાલ છે. આ ફાર્મની બાજુમાં જ મુવાલિયા તળાવ છે. તે દુકાળના વખતમાં બાંધેલું છે. તેમાંથી નહેરો કાઢીને ૧,૨૦૦ એકર જમીનને પાણી પૂરું પાડવામાં આવે છે. આ પ્રદેશની એ ખાસિયત છે કે, વારંવાર દુકાળમાં રાહત આપવા માટે સરકારને કામો ખોલવાં પડે છે અને તેમાંથી આવાં ખેતી-ઉપયોગી તળાવો અને રસ્તાઓ બાંધવામાં આવે છે.

દાહોદમાં સ્ટેશનથી રતલામની સડક પર અડધો માઈલ દૂર, રેલવે લાઈનની બાજુમાં જ મંડળનું કાર્યાલય અને ભીલ કન્યાશ્રમ છે. તેની બાજુમાં રેલવે વસાહતની ગટરના પાણીનું સુવેજ ફાર્મ છે. તે કામ એક ખેતીવાડીના ગ્રેજ્યુએટ પોતાની જવાબદારી પર કરે છે અને તે પાણીથી સારો પાક પકવે છે. થોડા ખર્ચે એવી વ્યવસ્થા ઊભી કરી છે કે ગંદકી થાય નહિ, ખરાબ વાસ આવે નહિ અને પાણીનો સદુપયોગ થઈ શકે. અમદાવાદના સુવેજ ફાર્મમાં ગયા હોઈએ તો નાક બંધ કરવું પડે છે તેવું ત્યાં થતું નથી. દાહોદ જેવામાં ગંદા પાણીની આવી સારી વ્યવસ્થા થઈ શકે છે તો અમદાવાદમાં પણ તેવું જરૂર કરવું જોઈએ. તે ભાઈએ પોતાના ખેતીવાડીના જ્ઞાનનો આ રીતે સદુપયોગ કર્યો છે. તેમનો દાખલો અનુકરણીય છે. તેમણે બિલકુલ મૂડી વગર, પોતાના જ્ઞાનની મૂડીથી, તનમજૂરી પર આધાર રાખીને આખું કામ ઉપાડ્યું અને આજે તેઓ નાના સરખા જમીનદાર થઈ બેઠા છે. પોતે સમાજને ઉપયોગી કામ કરે છે અને પૈસા પણ કમાય છે. બીજા ખેતીવાડીના વિદ્યાર્થીઓ આવી રીતે જાતમજૂરી કરીને પોતાના જ્ઞાનનો ઉપયોગ કરે, તો કેટલો બધો લાભ થાય ?

દાહોદમાં બી. બી. રેલવેનું કારખાનું થયા પછી શહેરની વસ્તી અને શોભામાં વધારો થયો છે. રેલવેએ પોતાના નોકરો અને અમલદારો માટે જુદી જ વસાહત ઊભી કરી છે અને તેને માટે પાણી, વીજળી વગેરેની સ્વતંત્ર વ્યવસ્થા કરી છે. આદર્શ શહેરની બાંધણી અને વ્યવસ્થાનો એ સારો નમૂનો છે. તેને અંદર જુદા જુદા ધર્મવાળાઓએ પોતપોતાનાં મંદિરો ઊભાં કર્યાં છે. તેમાં ખ્રિસ્તીઓનું દેવળ, હિંદુઓનું મંદિર અને મુસલમાનોની મસ્જિદ છે. હિંદુ મંદિરમાં જુદા જુદા દેવોના ભક્તોને પોતપોતાના ઇષ્ટદેવનું દર્શન કરાવવાના હેતુથી ઘણી મૂર્તિઓ ભેગી કરવામાં આવી છે અને સારી પેઠે ખર્ચ કરવામાં આવ્યું છે. તે મંદિરની જગ્યા એવી પસંદ કરવામાં આવી છે કે જાણે રેલવે વસાહતનો એક ભાગ જ હોય. પણ તેમ નથી. હિંદુઓએ પોતાના આત્માના સંતોષ માટે ફાળો કરીને સ્વતંત્ર જમીન લઈને મંદિર બંધાવ્યું છે અને તેમાં જુદા જુદા દેવોની પ્રતિષ્ઠા કરી છે. સામે જ મસ્જિદ અને બાજુમાં દેવળ છે.

આ પ્રદેશ જોઈ પાછા ફરતાં રસ્તામાં અંધાડી સ્ટેશનથી બે માઈલ અને ડાસરાથી પાંચ માઈલ પર આવેલી મહીગળતેશ્વરની જગ્યા જોવા ગયા હતા. મહી અને ગળતી નદીના સંગમ પર કોતરો વચ્ચે ટેકરા પર, એક પુરાણું મંદિર અને ધર્મશાળા છે. ત્યાં પણ બાવકાના મંદિરની પેઠે ભોગાસનોનાં થોડાં ચિત્રો છે. બાવકાના મંદિર કરતાં આ મંદિર વધારે સારી સ્થિતિમાં છે. આજુબાજુનાં કોતરો અને નદીના વિશાળ પટનો દેખાવ આંખને ઠારે તેવો છે. બપોરના ધગધગતા તાપમાં પણ ત્યાં બેસવાની મજા આવે છે છેવટે રણછોડજીનાં દર્શન તો કરવાં જ જોઈએ ને ? નહિ તો 'જાત્રા ફળે નહિ' એમ કહેવાય છે. એટલે અમે ડાકોર એક રાત રોકાયા અને સવારે બધે ફર્યા. ગોમતી તળાવની વચ્ચે ભક્ત બોડાણાજીનાં પગલાં આગળની કોતરેલી કવિતા ખાસ નોંધી લીધી. પછી દરેક પોતપોતાના સ્થાને દિવાળી કરવા પહોંચી ગયા હતા.

આટલા પ્રવાસનું કુલ ખર્ચ અમદાવાદથી રેલવે અને મોટર ભાડા સાથે ફક્ત રૂ. ૬–૧૦–૦ આવ્યું હતું. ગઈ સાલની માફક રેલવેની રિટર્ન ટિકિટનો લાભ મળ્યો હોત તો ખર્ચ ઓછું આવત. વિશેષમાં, જ્યાં જ્યાં ફર્યા ત્યાં મંડળના આશ્રમોની વ્યવસ્થા ન હોત તો ખર્ચ વધુ આવત. ગમે તેમ, આવા પ્રવાસનું રૂપિયા દસથી વધુ ખર્ચ તો ન આવે. એટલા થોડા ખર્ચમાં — પગ જો સાબૂત હોય તો — જોવા જાણવાનું કેટલું બધું મળે !

ગૂ. વિદ્યાપીઠ 'પ્રવાસી'
તા. ૧૧-૧૨-'૪૦

# નવલકથાકારોને પડકાર

[ઈ. સ. ૧૯૩૯ના 'હિબર્ટ જર્નલ'ના એક અંકમાં આવેલા, એડવર્ડ લિટલટનના લેખનો આ સારાનુવાદ છે. આપણા નવલકારો, એક રીતે જોતાં, અંગ્રેજ નવલોની છાયામાં છવાયેલા તો છે જ. એટલે અંગ્રેજ નવલકારો માટેનો આ પડકાર, રૂપાંતરે, આપણે ત્યાં પણ વિચારપ્રદ નીવડશે, એમ માનીને અહીં તે ઉતાર્યો છે.]

એક આગળપડતા પ્રકાશકે ગણતરી કરી છે કે, આજે દર કલાકે એક નવી નવલકથા બહાર પડે છે, અને ચાલીસ વર્ષની નીચેની ઉંમરના મોટા ભાગના લોકો નવલકથા તથા વર્તમાનપત્ર સિવાય બીજું કશું વાંચતા નથી. એ નવલકથાઓ દ્વારા આપણી ઊગતી પ્રજાને માનવજીવન વિષે શો બોધ-પાઠ પહોંચે છે, તે તપાસવાનો આ લેખનો હેતુ છે: અલબત, એટલું માની લેવામાં આવ્યું છે કે, નવલ-કથાઓના પ્રકારો અનેક હોવા છતાં તેઓ માણસના ચારિત્ર વિષે, કર્તવ્ય વિષે, આકાંક્ષાઓ વિષે, ભયો વિષે અને આશાઓ વિષે જે દૃષ્ટિબિંદુ અખત્યાર કરે છે, તે વસ્તુતાએ સમાન જ હોય છે. મારા એ અભિપ્રાય વિષે શંકા ઉઠાવી શકાય, અને તેથી હું આ લેખમાં તેનું સમર્થન કરવાનો છું; અને જેને શિક્ષણકામનો અનુભવ હશે તેને તો તે સ્વીકારવામાં મુશ્કેલી નહિ આવે. મારે એ કહેવું છે કે, આજના સિદ્ધહસ્ત નવલકથાકારો — ભલે તેઓ પોતાને તેવા માનતા હોય કે નહિ — આપણી ઊગતી પ્રજાના સૌથી વધુ શક્તિશાળી શિક્ષકો છે, અને તેનું કારણ એ છે કે, તેઓ આમ-જનસમુદાયનો અભિપ્રાય કેળવવાની એકમાત્ર અમોઘ પદ્ધતિનો ઉપયોગ કરે છે. તે પદ્ધતિ કઈ?

### સૌથી વધુ અસરકારક શિક્ષણપદ્ધતિ

એવી પદ્ધતિ જરૂર છે. તે બહુ સસ્તી છે, સહેલી છે. તેને માટે કાંઈ તાલીમની જરૂર પડતી નથી, નવાં મકાન જોઈતાં નથી, કે શ્વાસ ખરચીને ગળું દુઃખવવું પડતું નથી. ઉપરાંત તે કદી નિષ્ફળ પણ જતી નથી. આજના જુવાનિયા અમુક વસ્તુ વિષે વિચાર જ ન કરે એવું તમે ઇચ્છતા હો — ભલે પછી તે વસ્તુ મોટેરાઓને ગમે તેટલી ગમતી હોય, — તો તમારે તે વિષે માત્ર ચુપકીદી ધારણ કરવી, એટલે પત્યું! ઊગતી પ્રજા તે વિષે જરૂર એમ માનતાં શીખવાની કે, આપણા વડીલો અને શિષ્ટ લોકો — ભલે પછી તે માબાપ હોય, શિક્ષકો હોય કે લોકપ્રિય લેખકો હોય, — તે વસ્તુને અગત્યની ગણતા નથી, અથવા તો તે વસ્તુમાં એવું કાંઈક છે કે જે જુવાનોએ સાંભળવું યોગ્ય નથી. ઈટન સ્કૂલના એક વિદ્યાર્થીને વર્ગમાં તેના માસ્તરે જ્યારે કહ્યું કે, યુક્લિડની ભૂમિતિના પ્રથમ ખંડનો ૨૬મો પ્રમેય અભ્યાસક્રમમાં હંમેશાં પડતો મૂકવામાં આવે છે, ત્યારે તેણે સહજભાવે જ પૂછ્યું કે, 'એ પ્રમેયમાં કશું અઘટિત છે શું?'

તો પછી આપણે હવે એ તપાસવું જોઈએ કે, છેલ્લાં પચાસ જેટલાં વર્ષોથી, આપણા નવલકથાકારોએ કોઈ અગત્યનો વિષય તેમણે દોરેલાં માનવજીવનનાં ચિત્રોમાંથી બાતલ રાખવા માંડ્યો છે કે કેમ? એ પ્રશ્ન, આપણે ઉપર જોઈ આવ્યા તેમ, ખાસ અગત્યનો છે. અને સહેજ બારીકાઈથી જોનારને દેખાઈ આવશે કે, એવો એક વિષય છે જ.

### નિરીશ્વરવાદી ચિત્રો

આજની બધી લોકપ્રિય નવલકથાઓ ઈશ્વરને બાતલ રાખીને ચાલે છે. આજના લેખકો એક પ્રકારે નાસ્તિકો છે. 'નાસ્તિક' શબ્દ અહીં શા અર્થમાં વાપર્યો છે, તે સ્પષ્ટ કરી લેવાની જરૂર છે. આ જગતને કે વિશ્વે પોતે જ પોતાને બનાવ્યું છે એવું માનનારાના અર્થમાં આજે કોઈ જ નાસ્તિક નથી એમ કહેવાય છે. પરંતુ આજે આપણા દેશમાં લાખો લોકો એવા છે, કે જેઓ એમ કહેશે કે, ગમે તેણે વિશ્વ બનાવ્યું હોય, પરંતુ તે શી રીતે કાર્ય કરે છે, તે કોઈ પણ બુદ્ધિશાળી માણસના ધ્યાનમાં આવી શકતું નથી; તેથી આપણે માટે સારામાં સારો આચરણનો માર્ગ એ જ હોઈ શકે કે જે આપણા જમાનામાં શિષ્ટમાં શિષ્ટ લોકોને માન્ય હોય. આ પ્રમાણે કશું નિયંત્રણ કર્યા વિના દુનિયાને પોતાને માર્ગે જવા દેનાર ઈશ્વર હોય તોપણ તે ન હોવા બરાબર જ છે, અને એવી માન્યતા રાખીને

વિચારનારા, બોલનારા કે લખનારા તમામને 'નાસ્તિક' શબ્દ લાગુ કરી શકાય.

આજકાલ આપણી પ્રજાનો મોટો ભાગ આવી અભાવાત્મક માન્યતા ધરાવે છે, એમાં શંકા નથી. પ્રજાના મોટા વર્ગોમાંથી ઉપાસના અથવા ભક્તિ દેશનિકાલ થતાં જાય છે. પ્રાથમિક શાળાના શિક્ષકો કહે છે કે, દેશનાં 'સારામાં સારાં' કુટુંબોમાંથી આવતાં દશમાંથી સાત બાળકો ઉપાસના શું તે સમજતાં હોતાં નથી. અને નાસ્તિક તરીકે ઊછરેલા એક બાળક દીઠ બે માતપિતા ગણવાં જોઈએ કે જેમણે એ પ્રાચીનમાં પ્રાચીન તથા સાર્વત્રિક એવો વિધિ, કે જેને કારણે માણસને 'ઉપાસના કરતું પ્રાણી' એવું વિચિત્ર ઉપનામ મળ્યું છે, ને છોડી દીધો છે.

પ્રજામાંથી ધર્મભાવનાના થતા હ્રાસનો આ અંદાજ જો સાચો હોય, તો નવલકથાકારોએ શું કરવું જોઈએ ? એ પ્રશ્નના જવાબનો આધાર, તેઓ શું કરવા માગે છે, તેના ઉપર છે. પચાસ વર્ષ ઉપર એક પ્રસિદ્ધ વિદ્વાને (Bourget) કહ્યું હતું કે, ડિટેક્ટીવકથાઓ બાદ કરતાં નવલકથાઓમાં રસ પડવાનું કારણ એ હોય છે કે, તેઓ પ્રત્યક્ષ અનુભવની અસર તળે ઘડાતા ચારિત્ર્યવિકાસનું નિરૂપણ કરે છે. તેણે વધુમાં ઉમેર્યું છે કે, એ ઘડતરમાં પ્રેમપ્રસંગો જેવો ભાગ ભજવે છે, તેવો બીજો કોઈ અનુભવ ભજવતો નથી. અર્થાત્, જોકે દરેક પ્રકારનો અનુભવ આપણા ચારિત્ર્યને કસતો જાય છે, જેથી દિવસે દિવસે આપણે થોડા વધારે સારા થતા જઈએ છીએ કે થોડા વધારે ખરાબ થતા જઈએ છીએ, પરંતુ ચારિત્ર્ય અમુક રીતે સ્થિર થવા માંડે તે પહેલાં અનુભવમાં આવતા પ્રેમપ્રસંગો, પોતાનાં 'પાત્રો'ના નિરૂપણમાં પોતાની વાર્તાને 'વેગ' આપવામાં અને તેને કંટાળાભરેલી થતી બચાવવામાં, નવલકથાકારને વધારેમાં વધારે ઉપયોગી થઈ પડે છે. નવલકથા જો કંટાળાભરેલી થઈ, તો તે વેચાય જ નહિ; અને લેખકો તથા વિવેચકો પણ કબૂલ કરશે કે, દરેક ચોપડીને જીવનનું સાચું ચિત્ર રજૂ કરવાનો પ્રશસ્ય ઉદ્દેશ હોય જ એમ માની લઈએ, તો એ ઉદ્દેશ ચોપડી વેચાય નહિ તો સિદ્ધ શી રીતે થાય !

### પ્રગતિમાન કે અવનતિમાન પાત્રો

મહાનમાં મહાન નવલકથાઓ, જેમ જેમ વસ્તુ આગળ વધતું જાય તેમ તેમ, તેમનાં મુખ્ય પાત્રોને જે કાંઈ નૈતિક નિર્ણયો કરવા પડે છે, તેમના વડે તેમના ઉપર થતી સારી યા માઠી અસરનું નિરૂપણ કરતી હોય છે. હવે એ વાત ધ્યાનમાં રાખવા જેવી છે કે, ચારિત્ર્યમાં અવનત થતા પાત્રનું રોમાંચક ચિત્ર રજૂ કરવું એ વસ્તુ, ચારિત્ર્યમાં દૃઢ થતા જતા પાત્રના નિરૂપણ કરતાં ઘણી સહેલી છે. ચારિત્ર્યભ્રષ્ટ થતા જતા પાત્રનું કુશળતાથી તથા સહાનુભૂતિથી નિરૂપણ કરતી નવલકથા બહુ રસપૂર્વક વંચાય છે; જ્યારે સીધાં સાદાં તથા ધીમે ધીમે સદ્ગુણ તરફ પ્રગતિ કરતાં જ પાત્રોનું નિરૂપણ કરતી નવલકથા રસપ્રદ થઈ શકે નહીં. તેથી કરીને, આધુનિક નવલકથાકારો આત્મબળ, પ્રજ્ઞા, ડહાપણની બાબતમાં ઉત્તરોત્તર થતા જતા તથા વધુ ને વધુ પ્રેમાળપણામાં અને આકર્ષણશક્તિમાં પરિણમતા વિકાસના નિરૂપણ કરતાં, અસ્થિર ચારિત્ર્યના લોકોના અવનતિને માર્ગે થતા જતા વિકાસનું નિરૂપણ કરવામાં, વધારે ને વધારે લક્ષ આપતા જાય છે, એમાં કશું નવાઈભરેલું નથી. એ નવાઈભરેલું ભલે ન હોય, પરંતુ અત્યંત દુઃખી થવા જેવું તો છે જ. કારણ કે, વસ્તુતાએ, કેટલાં બધાં પાત્રો કમકમાં ઉપજાવે તેવી ભ્રષ્ટતાથી, વિસંગતિઓથી અને દુષ્ટતા ઉપરના જ પ્રેમથી ખંડિત થઈ જાય છે એ વસ્તુ માનવજીવનમાં ખરેખરી રોમાંચક નથી; પરંતુ સમાજના દરેક વર્ગ કે વિભાગમાં, ભણેલામાં તેમ જ અભણમાં, એવી એક નાની સંખ્યા મોજૂદ હોય છે — ભલે પછી તે દેખી પણ ન શકાય તેટલી નાની હોય — કે જે, વિવિધ કામનાઓની તૃપ્તિ અર્થે નિરંતર દોડ્યા કરતા મોટા સમુદાયનું સામું બળ હોવા છતાં, પોતાના જીવનમાં ઉત્તરોત્તર ચારિત્ર્યનું કોઈ અગમ્ય બળ દાખવતી જાય છે, જેમનો સારાપણા માટેનો પ્રેમ શરૂઆતમાં ગમે તેવો અલ્પ હોવા છતાં ધીરતા, ધ્યેયની ઉત્તમતા, અને બીજાઓ સાથે મૈત્રીભાવની બાબતમાં ઉત્તરોત્તર વધતો જાય છે;— ખરેખરી રોમાંચક તો એ વસ્તુ છે.

ઉપર વાપરેલા 'અગમ્ય' શબ્દનો અર્થ એ છે કે, સામાન્ય લૌકિક માણસ પલટાઈને આપણે જેને સંત કહીએ છીએ તેવો થવો, એ બીનામાં કાંઈક

ભારે ચમત્કૃતિ રહેલી છે. છતાં એ વાત બને છે જરૂર, અને પાત્રના વિકાસમાં સૌથી વધુ રસિક ઘટનાનું હૂબહૂ ચિત્ર દોરવા ઇચ્છતો કોઈ પણ નવલકથાકાર થોડા જ પ્રયત્ને દરેક ચોપડીમાં ઓછામાં ઓછું એવું એક પરિવર્તન લાવવાનું લક્ષ રાખે જ, એમ કોઈને પણ લાગે. પરંતુ આજની લગભગ બધી નવલકથાઓમાં માનવઆત્માના નાટકમાં થતા એ પરિવર્તનનો વિષય જરા પણ સ્પર્શવામાં કે ઉલ્લેખવામાં પણ આવતો નથી, એમ જરા પણ અતિશયોક્તિ વિના કહી શકાય.

હું એમ નથી કહેવા માગતો કે, કોઈ 'સારાં' પાત્ર આલેખવામાં જ નથી આવતાં. એવાં પાત્રો જરૂર હોય છે, — જોકે કેટલીક વાર તેમને બાતલ જ રાખવામાં આવે છે; પરંતુ જ્યારે તેમને વાર્તામાં સ્થાન મળે છે, ત્યારે તેઓ સ્વાર્થી અને સુખશીલ અનેક પાત્રોના ભાર તળે હંમેશાં દબાઈ ગયેલાં હોય છે. ઉપરાંત નૈતિક અધઃપાતનું નિરૂપણ નૈતિક પુનરુત્થાનના નિરૂપણ કરતાં વધુ પ્રતીતિકારક રીતે તથા વધુ વિગતે કરવામાં આવ્યું હોય છે. આ વલણ શાને આભારી છે?

### અક્રિય ઈશ્વરનો સિદ્ધાંત

તેનો જવાબ આ છે: જગતમાં એક પરમ તત્ત્વ કામ કરી રહ્યું છે, તથા માનવજાતને સારાપણા માટેની વધુ વાસ્તવિક તમન્ના તરફ તેમ જ દુષ્ટતા માટેની ઘૃણા તરફ દોરી રહ્યું છે, એ માન્યતાને દેશનિકાલ કરો, તો પછી શું બાકી રહે? ઇતિહાસ તથા આપણાં અખબારોમાંથી ભેગી કરેલી બધી માહિતી આપણને એક જ વસ્તુ સિદ્ધ કરી આપે છે કે, આપણામાં રહેલી દીર્ઘદૃષ્ટિ, ખંત અને સહાનુભૂતિની થોડીશી શક્તિ પોતાની મેળે તો વિવિધ પ્રજાઓ વચ્ચે પ્રેમ અને ભાઈચારાની નવી ભાવના પ્રેરવાને પૂરતી કે શક્તિમાન નથી. આપણે એકબીજાને ચાહતાં શીખવાનું જેમ જેમ વધારે કહેતા જઈએ, તેમ તેમ ખાલી રેડિયો-મથક તો ઠીક, તુચ્છકાર અને સમજવાની નામરજીનો જવાબ જ આકાશવાણીથી ફેલાવવાનું, એ પણ એટલું જ નક્કી છે. આ વસ્તુસ્થિતિનું પરિણામ એ આવ્યું છે કે, 'સાધારણ' સ્ત્રી-પુરુષને ધર્મમાં આસ્થા રાખવી એ વધુ ને વધુ મુશ્કેલ બની ગયું છે. અને એ વાત નક્કી છે કે, આજે આપણા નાગરિક બંધુઓનો મોટો ભાગ આપણે જે નવલકથાઓ વાંચીએ છીએ તેમાં ધાર્મિક ભાવનો કાંઈ પણ ઉલ્લેખ આવે એવી અપેક્ષા રાખવાની ઇચ્છા પણ મટી ગયો છે. વર્ષો થયાં આપણે કોઈ પણ નવલકથામાં આધ્યાત્મિક સૌંદર્યની સિદ્ધિ તરફ થતા ચારિત્રવિકાસરૂપી ચમત્કારનું નિરૂપણ જેમાં હોય તેવા માનવજીવનનું ચિત્ર શોધતા અટકી ગયા છીએ. અરે, એથી ઓછા ગૂઢ એવા પ્રેમ, આનંદ, શાંતિ, તિતિક્ષા, મિતપણું, નમ્રતા આદિ ભાવોના નિરૂપણની પણ આપણે આશા રાખતા નથી.

### રજૂ કરવામાં આવતાં કારણો

માનવ જાતનો સ્રષ્ટા નિરંતર પોતાનાં સંતાનોનું, સ્ખલન પામતા જીવોમાંથી 'સંતો' બનાવવારૂપી પરિવર્તન કર્યે જાય છે, એ બીનાના ઉલ્લેખવાળું એક વાક્ય પણ આજે સૌથી વધારે વંચાતી નવલકથાઓમાં ભાગ્યે જ હોય છે. એ વસ્તુસ્થિતિના બચાવમાં જે કારણો આપવામાં આવે છે, તે હવે આપણે તપાસીએ.

પ્રથમ કારણ એ આપવામાં આવે છે કે, લોકો હવે દેવળની બહાર (અને તે પણ અઠવાડિયામાં એક વાર! અને હવે તો વખત જાય છે તેમ તેમ તે દિવસની હાજરી પણ ઓછી ને ઓછી જ થતી જાય છે.) ધાર્મિક વિષયોનું નિરૂપણ તેમને ઘર ઘર કરવામાં આવે તે પસંદ નથી કરતા. તેથી કરીને આજની નવલકથાઓને ઇહલૌકિક જ બનાવવામાં આવે છે. માણસોના ચારિત્ર્ય ઉપર એ જાતની વાર્તાઓની શી અસર થાય, એ જાતના કઢંગા પ્રશ્નો પૂછીને તમે તેમને અકળાવો, તો તેઓ એવો બચાવ કરવાના કે, પોતે છેક જ ગ્રામ્ય નથી બની જતા, તથા પોતાના પાત્રોને દશ નીતિનિયમો પાળવાની બાબતમાં પૂરેપૂરાં વફાદાર નિરૂપવાનો ગમે તે રીતે પ્રયત્ન કરે છે, તથા તેમનાં સારામાં સારાં પાત્રો નિષ્કલંક ભલે ન હોય, પરંતુ સામાન્ય રીતે કેટલાક લેખકો દુરાચારને આકર્ષક બનાવવાની ભૂલ કરે છે તેવી પોતે નથી જ કરતા; અને એથી વધારેની અપેક્ષા ભાગ્યે જ રાખી શકાય. કેટલાક વળી પોતાના સમર્થનમાં એવો દાવો રજૂ કરશે કે, તેઓ ઈશ્વરના નામ વિના તથા ધાર્મિક પરિભાષા વિના નીતિનિયમોનો જ

કથાકારો આ અગત્યની બીના કેવી રીતે ઉવેખી શકે?

જે લેખક સતત એવું જ ચિંતવન કર્યા કરે છે કે, 'માનવજીવન એ એક એવું કરુણ નાટક છે કે જેમાં પ્રેમળ ઈશ્વરની કલ્પનાના આધાર વિનાના માનવ આત્માઓ પોતાનું નાનું સરખું જીવન એવી માન્યતા હેઠળ જીવી જાય છે કે, માનવ પ્રાણીઓમાંનો મોટો ભાગ, અને બીજા કરોડોની જેમ, વર્ણવી ન શકાય એવા વિનાશમાં વિલુપ્ત ન થાય ત્યાં સુધી, નિષ્ઠુર દૈવના હાથમાં સપડાવા માટે જ સરજાયો છે', તેને — તેવા લેખકને 'વેસ્ટમિન્સ્ટર એબી'માં[1] દટાવાનું માન શા માટે મળવું જોઈએ? ટૉમસ હાર્ડીના પ્રશંસકો તેના બચાવમાં એમ કહે છે કે, તેના વાચકો તેની જીવનફિલસૂફી સ્વીકારે એવી તે અપેક્ષા રાખતો નહોતો. તો પછી તેણે અંગ્રેજ સ્ત્રી-પુરુષોના જીવન ઉપર એ સંપૂર્ણ નિરાશાવાદના અમલનું કારમું નિરૂપણ કરવામાં પોતાની મહાન વિભૂતિ શા માટે ખર્ચી?

મહાન લેખનશક્તિનો દુરુપયોગ કેવું ભયંકર નુકસાન કરી શકે છે, તેની સાબિતી દુરાચાર અને દુઃખના અંધારામાં સબડતી એક આઇરીશ છોકરીના જીવનમાંથી મળી છે. તેના તાગ વિનાના ભ્રષ્ટ અને દુરાચારી જીવનનો ઇતિહાસ અહીં વર્ણવવાનું કાંઈ પ્રયોજન નથી. એ જીવનને પરિણામે પ્રાપ્ત થયેલા વેદનામય કાળઅંધાર કારાવાસમાં થોડાં વર્ષ ગાળ્યા બાદ, તે સ્ત્રીને પોતાનું જીવન સુધારવાનો તથા કાંઈક લખીને નિર્વાહ કરવાનો વિચાર આવ્યો. જેલમાં કેદીઓ માટે પસંદ કરેલી ખાસ ચોપડીઓ હતી, ઉપરાંત એક પરચૂરણ સંગ્રહ પણ હતો. અકસ્માત્ આગ લાગતાં થયેલી ધમાલમાં તે બે સંગ્રહો ભેળસેળ થઈ ગયા, અને પેલી સ્ત્રીના વાંચવામાં હાર્ડીની સુપ્રસિદ્ધ નવલકથા 'ટેસ' આવી. તે દારુણ કથાની અસર તેના ઉપર એ થઈ કે, આખી રાત તેણે રડ્યાં કર્યું. અને તેણે પોતાના અનુભવની કથા એ શબ્દોથી પૂરી કરી કે, 'એ ચોપડી કોઈ પણ દેશના કોઈ પણ કેદખાનામાં હોવી જોઈએ નહિ.' કેદખાનાના અધિકારીઓ જણાવે છે કે, જેલમાં તેનો વ્યવહાર તથા રીતભાત ઘણાં સારાં થયાં હતાં, પરંતુ હાર્ડીની ચોપડી વાંચ્યા બાદ કેદખાનામાંથી છૂટીને તે નરી ડાકણ જ બની ગઈ.

હાર્ડી કલાકાર તરીકે મહાન હતો, એમાં શંકા નથી. પરંતુ આપણા સમાજજીવનનું જૂઠું ચિત્ર જેટલી વધુ કુશળતાથી દોરવામાં આવે, તેટલું વધુ હળાહળ ઝેર અવિચારી જુવાન વાચકોનાં હૃદયમાં રેડાય છે.

### ચેતવણી

આપણા મોટા ભાગના નવલકથાકારો જો એવા નિર્ણય ઉપર જ આવી ગયા હોય કે, 'આપણે મતે કોઈ હિતૈષી ઈશ્વરના અમલ તળે નથી, આ વિશ્વના પરિવર્તન માટેની દૈવી યોજના જેવી કોઈ વસ્તુ નથી, તથા ધર્મપુરુષોએ પોતાના અનુયાયીઓને એક ભારે જૂઠાણામાં જ શ્રદ્ધા રાખતા કરી મૂક્યા છે', — તો તે આપણું દુર્ભાગ્ય છે. ભલે તેઓને એવી ખાતરી થઈ ગઈ હોય, તોપણ એ આશ્ચર્યકારક બીના પ્રત્યે તેઓ દુર્લક્ષ ન જ કરી શકે કે, ઈશ્વર ઉપર સાચી શ્રદ્ધા એવું ઉમદા ચારિત્ર ઉત્પન્ન કરી શકે છે કે જે હમેશને માટે આખી માનવજાતની પ્રશંસાને પાત્ર થાય છે. એનો વિકલ્પ એક જ સંભવે છે કે, જેમાંથી કાયમની આશા દૂર થઈ ગઈ છે એવા માનવજીવનનું ચિત્ર રજૂ કરવું. આપણા લેખકો એવા ચિત્રને આકર્ષક બનાવી શકવા જેટલી કુશળતા ધરાવે છે, તથા પૃથ્વીના દરેક ખૂણેથી છીછરા લોકોની પ્રશંસા પણ જરૂર પામે છે. કારણ કે, જગતમાં છીછરા લોકોની સંખ્યા હંમેશાં વધારે રહી છે, અને રહેશે જ; પરંતુ હમણાં હમણાંમાં તેઓ વધુ બોલકણા પણ થઈ ગયા છે.

એમ માનવામાં આવે કે, આપણા જેવો વ્યાવહારિક સમજ ધરાવનારા તરીકે અભિમાન લઈ શકે તેવો સમાજ, વાસ્તવિક આશા જેમાંથી દેશનિકાલ કરવામાં આવી છે એવી નવલકથાઓ વાંચ્યા કરવામાં ભાગ્યે જ રસ પામી શકે. પરંતુ લેખકોએ આ સ્થિતિ ન આવે તે માટે થોડાં વર્ષોથી નાસ્તિકતા જેટલો જ જોખમકારક બીજો નવો વિષય પોતાની નવલકથાઓમાં દાખલ કર્યો છે. અને તે : આપણા જીવનના નૈતિક પાયાઓની અનિશ્ચિતતા. આપણા માનવ સ્વભાવનો એક નિયમ છે કે, અમુક જૂઠાણા સાથે રમત કર્યા કરવામાં ત્યાં સુધી જ આનંદ

1. લંડનનું સુપ્રસિદ્ધ દેવળ, જ્યાં રાજરાણી ઉપરાંત ઇંગ્લંડના નામાંકિત માણસોને પણ દાટવામાં આવે છે.

આવે છે કે જ્યાં સુધી તે જૂઠાણું છે એવો ઊંડો ઊંડો પણ ખ્યાલ કાયમ રહે છે. એક વાર તે જૂઠાણું બધે જ સત્ય તરીકે સ્વીકારાઈ ગયું કે પછી તેનો બચાવ કરવામાં કશો જ રસ નથી આવતો, તેમ જ તેનો વિરોધ કરવામાં આવે તોપણ કોઈ લક્ષ નથી આપતું. આપણો એક રાજકીય આગેવાન કહેતો કે, રવિવારે દેવળમાં જવાનું ટાળવામાં જે આનંદ આવે છે, તે આનંદ જ એવો છે કે જે કદી ફિક્કો નથી પડતો. પરંતુ તેને ખબર નહોતી કે, દેવળમાં જવાનું ટાળવું એ 'ખોટું' છે એવી આહજિક લાગણી ઉપર જ તેનો આનંદ નિર્ભર હતો. દેવળમાં ન જવું એ 'સારું' છે, એવું એક વાર તે માનતો થઈ જાય, તો પછી તેને ટાળવામાં તેને કશો આનંદ જ નહીં રહે!

તે પ્રમાણે આજકાલ હવે આપણી નવલકથાઓમાં આપણા નીતિનિયમોના પાયા સાથે ચેડાં કાઢવાનું શરૂ થયું છે. ખાસ કરીને એ જ નીતિનિયમો કે જેમને લગતી બાબતો કાંઈ પણ સંશોધન કે ખાસ અભ્યાસ વિના બધાને જાણીતી જ છે. જેમ કે સ્ત્રી-પુરુષનો સંબંધ. આજકાલ હવે કોઈ નવલકથા એના નિરૂપણ વિનાની નથી રહી. Adam Bede 'આદમ બીડ' એ નવલકથા જ્યારે પ્રસિદ્ધ થઈ, ત્યારે તેણે તેના વાચકવર્ગમાં ઊંડો રસ ઉત્પન્ન કર્યો હતો, કારણ કે લોકો હજુ માનતા હતા કે, કામાસક્તિએ સૌ દુર્ગુણો કરતાં વધુમાં વધુ માનવ દુઃખ અને વેદના ઊભાં કર્યાં છે પરંતુ તે વસ્તુસ્થિતિને હવે આજના એક જીવંત લેખકના અછકલા અને તરંગી મત સાથે સરખાવો; તે કહે છે, 'શિયળ અને સ્ત્રીપુરુષના સંબંધની પવિત્રતાનો ખ્યાલ હવે નાબૂદ થયો છે.' એક વાર એ મતને સિદ્ધાંત તરીકે સ્વીકારવામાં આવશે, અને તેનો અમલ શરૂ થશે, તો પછી સ્ત્રી પુરુષના સંબંધો નવલકથાઓ માટે કંટાળાભરેલું વસ્તુ થઈ પડશે. કારણ કે, લોકોને જે બાબતમાં કશી શંકા નથી, એવી બાબતનું જ નવલકથાકાર પુનરાવર્તન કરતો હશે, તથા જે માર્ગનું આચરણ બધા જ કરતા હશે, તેની જ તે રજૂઆત કરતો હશે.

તેથી એક ભયંકર પરિણામ તો ક્યારનું દેખાવા લાગ્યું છે. જેમ સાધારણ દુરાચારો સામાન્ય બનતા જાય છે, તેમ તેમ નવલકથાકારો વધુ ને વધુ નીચે ઊતરતા જાય છે, અને ત્રીસ કે ચાલીસ વર્ષ પૂર્વે જે બાબતો મોઢે પણ બોલી શકાય તેવી માનવામાં આવતી ન હતી, તેવી ભયંકર બાબતો ચર્ચવા કે સૂચવવાનું તેમણે શરૂ કરી દીધું છે.

કંટાળામાંથી કાંઈક છૂટકારો મેળવવા માટે કરવામાં આવતી છીછરી દલીલબાજીની અત્યારની ફૅશન જો રોકવામાં નહિ આવે, તો મૃત્યુ પછીના નરકવાસની ઉડાવી મૂકવામાં આવેલી માન્યતાને બદલે આ જન્મમાં આ લોકમાં જ નરકની સ્થાપના થઈ જશે. ભારે વિચિત્ર બદલો! કારણ કે નૈતિક નિયમને જ્યાં સુધી ઈશ્વર તરફથી આવેલો ન કહીએ ત્યાં સુધી તે નિયમ પ્રત્યે બાળકોમાં આપણે આદરભાવ ઊભો કરી શકતા નથી પરંતુ તેઓ મુખ્યત્વે જે ચોપડીઓ વાંચતાં હોય તેમાં ઈશ્વર વિષે કાંઈ ઉલ્લેખ જ ન હોય, તથા બધા જ નીતિનિયમોને 'અનિશ્ચિત પ્રશ્નો' તરીકે જ રજૂ કરવામાં આવતા હોય, તો યુરોપને વિનાશમાંથી કશું પણ બચાવી નહિ શકે.

## ચીની કહેવતો

તવંગર લોક વધારે ગણતરીખોર થાય, તેમ તેમ ગરીબ લોક નિરાશાથી વધારે મરણિયા બને છે.

* * *

તવંગરનાં રસોડાંમાં ચોખા છલકાઈ જતા હોય છે; રસ્તાઓ ઉપર ભૂખ્યા લોક ભમે છે.

* * *

મેનાપાલખીમાં બેસનારો માણસ છે; પણ જેઓ એ ઊંચકે છે તેઓ પણ માણસો હોય છે.

# વહેવારુ ખગોળ—૧૬

શ્રી. કિશોરલાલભાઈએ પૂછેલા ચાર પ્રશ્નોમાંથી પહેલા બે પ્રશ્નોના જવાબ મેં ગયા લેખમાં આપ્યા છે. બાકીના બે પ્રશ્નોને એમના શબ્દોમાં ન આપતાં ટૂંકમાં નીચે પ્રમાણે લખું છું, જેથી એ પ્રશ્નો વાચકને વધારે સમજાશે. એમના પ્રશ્નોનો સાર એ છે કે, નિરયન પદ્ધતિમાં ઋતુઓ, અયનો અને સંપાતોની વ્યવસ્થા કેવી રીતે થવી જોઈએ અને સાયન પદ્ધતિમાં નક્ષત્રો અને રાશિઓની વ્યવસ્થા કેવી રીતે થવી જોઈએ?

આનો જવાબ વાચક સમજી શકે તે પહેલાં સાયન અને નિરયન પદ્ધતિ એટલે શું તે તેણે સ્પષ્ટ રીતે સમજી લેવું જોઈએ.

આકાશમાં તારાઓના જુદા જુદા સમૂહોને નક્ષત્રો અને રાશિઓ કહેવામાં આવે છે. આ નક્ષત્રો અને રાશિઓ નાનાંમોટાં છે અને આકાશમાં ઓછેવત્તે અંતરે આવેલાં છે. વળી એ બધાં ક્રાન્તિવૃત્ત ઉપર નથી, પણ તેનાથી ઉત્તરે કે દક્ષિણે આવેલાં છે. પણ ગણિતની સરળતા ખાતર ક્રાન્તિવૃત્તના સરખા ૨૭ ભાગ કરીને દરેકને નક્ષત્ર અને ક્રાન્તિવૃત્તના સરખા ૧૨ ભાગ કરીને દરેકને રાશિ કહે છે. આમ નક્ષત્રો અને રાશિઓ બે પ્રકારનાં છે. આ બે પ્રકારોને જુદા બતાવવા ખાતર પહેલાને તારાત્મક અને બીજાને વિભાગાત્મક નક્ષત્રો અને રાશિઓ કહે છે અને જે વિભાગાત્મક નક્ષત્ર કે રાશિની નજીકમાં જે તારાત્મક નક્ષત્ર કે રાશિ આવેલ હોય, તેનું નામ વિભાગાત્મક નક્ષત્ર કે રાશિને આપવામાં આવે છે.

ક્રાન્તિવૃત્ત એ એક વર્તુળ છે, અને વર્તુળ એવી આકૃતિ છે કે તેનો આરંભ અને અંત જ્યાં માનો ત્યાં માની શકાય. તો પછી તેનો આરંભ ક્યાં માનવો, અર્થાત્ ૦ અંશ કયા બિંદુથી ગણવો, એ પ્રશ્ન ઊભો થાય છે. સદ્‌ભાગ્યે, આકાશમાં જે જગાએ પહેલું તારાત્મક નક્ષત્ર (અશ્વિની) અને પહેલી તારાત્મક રાશિ (મેષ) આવેલાં છે, તે જગાની નજીકમાં જ ક્રાન્તિવૃત્ત ઉપર 'રેવતીયોગતારા' અથવા 'વૈજયંતી' નામે એક તારો આવેલો છે, તેને જ આપણા ગ્રન્થોએ વિભાગાત્મક અશ્વિની નક્ષત્ર અને મેષ રાશિનો આરંભ માન્યો છે. આ વ્યવસ્થાને શુદ્ધ નિરયન પદ્ધતિ કહે છે. મતલબ કે, ક્રાન્તિવૃત્ત પર આવેલા વૈજયંતી તારાથી માંડીને ક્રાન્તિવૃત્તના ૨૭ કે ૧૨ સરખા ભાગ કરીને તેને વિભાગાત્મક અશ્વિની કે મેષ માનવાં તે શુદ્ધ નિરયન પદ્ધતિ.

સૂર્ય આકાશના દૃશ્ય ઘુમ્મટ પર કલ્પિત રીતે દોરેલા ક્રાન્તિવૃત્ત ઉપર વરસમાં એક આંટો ફરતો દેખાય છે અને ચંદ્ર તથા ગ્રહો ક્રાન્તિવૃત્તની લગભગમાં ફરતા દેખાય છે. પૃથ્વીના વિષુવવૃત્તની સપાટીને આકાશ સુધી લંબાવીએ તો તે આકાશના દૃશ્ય ઘુમ્મટને જ્યાં મળે તેને આકાશીય વિષુવવૃત્ત કહે છે. તે પણ વર્તુળ છે. ક્રાન્તિવૃત્ત અને વિષુવવૃત્ત એકબીજાને જે બે બિન્દુમાં કાપે છે તેને વસન્તસંપાત અને શરત્સંપાત કહે છે. ક્રાન્તિવૃત્ત આકાશમાં સ્થિર છે, પણ આકાશીય વિષુવવૃત્ત આકાશમાં સ્થિર નથી. (આનું કારણ રસિક હોવા છતાં વિસ્તારભયથી અહીં જણાવી શકતો નથી.) આને લીધે સંપાતબિન્દુઓ પણ અસ્થિર છે. તેઓ ક્રાન્તિવૃત્ત ઉપર ૨૬,૦૦૦ વર્ષમાં એક આંટો ફરે છે. ઋતુઓ, ઉત્તરાયણ અને દક્ષિણાયનનો આધાર સંપાતોની ઉપર છે. આજથી દોઢ હજાર વરસ પહેલાં વૈજયંતી તારાને અશ્વિની-આરંભ માનીને નક્ષત્રવ્યવસ્થા કરવામાં આવી, તે વખતે વસંતસંપાત વૈજયંતીની પાસે જ હતો. વળી તે વખતે સંપાત અસ્થિર છે એવું જ્ઞાન નહોતું. તેથી કેટલાક લોકોએ વસંતસંપાતથી જ અશ્વિની અને મેષનો આરંભ માન્યો. આ પદ્ધતિ તે સાયન પદ્ધતિ.

સંપાત તો પશ્ચિમ તરફ ફર્યા કરે છે, તેથી વસંતસંપાત આજે વૈજયંતીની પશ્ચિમે ૧૯ અંશ ગયો છે. આને જ અયનાંશ કહે છે.

ઋતુઓ અને અયનોનો આધાર સંપાત ઉપર હોવાથી તેઓની ગણતરી સાયન પદ્ધતિ પ્રમાણે થવી જોઈએ, અને આકાશના તારાઓની વચ્ચે

ગ્રહોનું સ્થાન નિરયન પદ્ધતિ પરથી જાણી શકાશે એ પણ સ્પષ્ટ છે.

અહલાઘવીય પંચાંગોમાં ૧૪મી જાન્યુઆરીએ મકરસંક્રાન્તિ અને ઉત્તરાયણ લખવામાં આવે છે. આમાંથી મકરસંક્રાન્તિ તિલકપંચાંગ પ્રમાણે ૧૦મી જાન્યુઆરીએ લખાવી જોઈએ (૪ અંશનો ફરક એટલે સૂર્યને માટે ૪ દિવસ.) અને ઉત્તરાયણ અને શિશિર ઋતુ સાયન મકરસંક્રાન્તિએ એટલે ૨૨મી ડિસેમ્બરે લખાવાં જોઈએ. આમ જ નિરક-પંચાંગમાં લખાય છે.

બીજી બાજુએ જોઈએ તો જ્યારે વસંતસંપાત આકાશના અશ્વિની અને મેષના તારાની પાસે હતો, ત્યારે સંપાતથી અશ્વિની અને મેષ ગણાતાં હતાં તેમાં વાંધો નહોતો, પણ આજે તો સંપાત અને રેવતીને ૧૯ અંશનું અંતર પડી ગયું છે. આ અંતર લગભગ ૧॥ નક્ષત્ર જેટલું અને અર્ધી રાશિ કરતાં વધારે છે. હજુ પણ આ અંતર વધ્યા કરશે. આમ છતાં વસંતસંપાતને સાયન અશ્વિની અને સાયન મેષનો આરંભ કહેવામાં આવે છે એ પણ બરાબર નથી, કારણ કે અશ્વિની અને મેષ વગેરે શબ્દો જ આકાશના તારા પરથી આવ્યા છે, તેથી વિભાગાત્મક અને તારાત્મક નામોમાં જો મોટો ફેર પડી જાય (અને અત્યારે જ મોટો ફેર પડી ગયો છે) તો મોટો ગોટાળો પેદા થાય.

બીજી બાજુએ, નિરયન પદ્ધતિ રાખીએ અને નિરયન આશ્વિન માસની પૂનમને શરદપૂર્ણિમા કહ્યા કરીએ, તો તે પૂર્ણિમા ધીરે ધીરે હેમંત, શિશિર, વસંત વગેરે ઋતુઓમાં આવશે. આમ જ બીજા કેટલાંક ઉત્સવો અને વ્રતોનું છે.

ત્યારે એક બાજુથી તારાત્મક અને વિભાગાત્મક નક્ષત્રો અને રાશિઓનાં નામોની વચ્ચે મોટો ફરક ન પડે અને બીજી બાજુએથી ઉત્સવો અને વ્રતો યોગ્ય ઋતુઓમાં જ આવે, આ બન્ને હેતુઓ સચવાય એવી આપણી પંચાંગપદ્ધતિ હોવી જોઈએ. આવી પદ્ધતિનું સ્વરૂપ કેવું હોઈ શકે તેનો વિચાર આપણે આવતા લેખમાં કરીશું.

હરિહર ભટ્ટ

# બારેજાની દાક્તરી તપાસ–૩

[ડૉ. મનુભાઈએ કરેલી તપાસના નિવેદનમાંથી, બીજા અંકથી ચાલુ]

**નિશાળોની તપાસ**

બારેજામાં છોકરાઓની મુખ્ય નિશાળ ઉપરાંત તેના હેડમાસ્તરની દેખરેખ નીચે ઉર્દૂ વર્ગ અને એક કન્યાશાળા છે. ગુજરાતી સાતમા ધોરણ લગીના અભ્યાસક્રમની સવડ છે. અંગ્રેજી નિશાળ છેક મેટ્રિકના ધોરણ લગી જેતલપુરમાં છે. બારેજાના લગભગ પંદર વિદ્યાર્થીઓ આ નિશાળનો લાભ લે છે

નિશાળનું મકાન ધર્મશાળાના મકાનને જોડીને છે. વર્ગોનું કુલ ક્ષેત્રફળ ૧,૩૫૦ ચો. ફૂટ છે. તેમાં વિદ્યાર્થી-ઓને બેસવાની જગ્યાઓનું કુલ ક્ષેત્રફળ

મુખ્ય નિશાળ ૬૭૫ ચો. ફૂટ છે. સામાન્ય નિયમ પ્રમાણે દર વિદ્યાર્થીએ ૧૦ ચો. ફૂટની જગ્યા રાખવી હોય તો ચારે રૂમમાં મળી ૧૩૫ વિદ્યાર્થી-ઓની સવડ કરી શકાય. જ્યારે હાલ સ્કૂલમાં લગભગ ૨૦૦ વિદ્યાર્થીઓ ભણવા આવે છે. વળી, આ તાલુકા સ્કૂલ હોવાને લીધે ગામડાંઓની સ્કૂલોમાં વહેંચવાનો સામાન વગેરે અહીં રાખવામાં આવે છે. એવા વખતમાં છેડાના એક ઓરડામાં આ સામાન સાચવવામાં આવે છે. આથી નિશાળનું અત્યારનું મકાન હાલના ભણતા વિદ્યાર્થીઓની સોઈ માટે ઘણું જ નાનું છે, એ વાત નિર્વિવાદ છે. આ કારણે નિશાળમાં 'શિફ્ટ' પદ્ધતિથી કામ કરવામાં આવે છે અમુક વિદ્યાર્થીઓ સવારના સાડા સાતથી સાડાદસ અને અમુક સાંજે અઢીથી સાડા પાંચ નિશાળમાં આવે છે.

નિશાળમાં મુતરડીની કે જાજરૂની વ્યવસ્થા નથી. આ કારણે નિશાળની આગળની ભીંત પાસે પિશાબની ગંદકી કાયમ રહે છે. ઓછામાં ઓછી એક મુતરડીની આવશ્યકતા તો છે જ. વિદ્યાર્થીઓને, ગમે ત્યાં પિશાબ ન કરાય, એ વસ્તુ શિખવાડવામાં પણ આથી મદદ મળે. સારી કૂંડી નાંખેલી મુતરડી બનાવવામાં ખાસ ખર્ચ નહિ

આવે. મુતરડી સાફ રખાવાનું કામ ધ્યાનપૂર્વક થવું જોઈએ. એકાદ શિક્ષકને આ વસ્તુ તરફ ધ્યાન દેવાની તથા તેને માટેની જોખમદારી સોંપવી જોઈએ.

પીવાના પાણીની ખાસ વ્યવસ્થા અમને દેખાઈ નહિ. હેડમાસ્તર સાહેબને પૂછતાં, સામેની ચોખાની મિલની ચકલીએ છોકરાઓ પાણી પી આવે છે, એમ જણાવવામાં આવ્યું. ગામડાંઓની તંદુરસ્તીમાં ત્યાંના પીવાના પાણી વિષેની કાળજીને ઘણું ઊંચુ સ્થાન આપાવું જોઈએ. પીવાનું પાણી કૂવેથી લાવવાથી માંડી તે નિશાળમાં ભરી તેનો ઉપયોગ થાય ત્યાં સુધીની દરેક વિગત આરોગ્યની દૃષ્ટિએ કેમ પાર પાડવી એનો પદાર્થપાઠ વિદ્યાર્થીઓને આપવાની ખાસ જરૂર છે. તેથી જો બને તો આ નિશાળમાં પણ પીવાના પાણીની વ્યવસ્થા રાખવામાં આવવી જોઈએ. ચોખ્ખા વાસણમાં કૂવેથી આણેલું પાણી ચોખ્ખા વાસણમાં ગાળીને દરરોજ ભરાવું જોઈએ પાણી માટલામાંથી કાઢવા માટે ડોયો રાખવો જોઈએ પાણી પીવા માટે પાંચ સાત પ્યાલા રાખવા જોઈએ તેનો ઉપયોગ કર્યા પછી દરેક વિદ્યાર્થીએ તે પ્યાલો વીંછળી મુકરર કરેલી જગ્યાએ ઊંધો મૂકવો જોઈએ આ પ્યાલા દરરોજ એક વાર બરાબર મંજવા જોઈએ.

નિશાળનું મકાન બહુ ઊંચુ ન હતું તેથી ઉનાળામાં ગરમી ઠીક લાગતી હોવી જોઈએ.

રમતગમત અને કસરત માટે નિશાળનું મેદાન નથી. ડોલ તળાવના કૂવાની પાસેની જગ્યા અને ત્યાંનો ઘોરી રસ્તો રમતગમત તથા કસરત માટે વપરાય છે આ જગ્યાઓ બીજા વપરાશમાં પણ હોય છે, એ ન ભૂલવું જોઈએ પાણી ભરવા આવતાં બૈરાંઓની અવરજવર તથા રસ્તા ઉપરથી માણસોની અને ઢોરોની અવરજવર હોય જ. ત્યાં ધૂળ ઘણી છે વિદ્યાર્થીઓને કસરત તથા રમતગમતમાંથી મળતો લાભ આ ધૂળને કારણે લગભગ નહિ જેવો જ થઈ જાય છે. બલ્કે એમ વિચાર પણ આવે કે ગેરલાભ જ વધારે હશે વિદ્યાર્થીઓની રમતગમત તથા કસરત જોવા અમે એક દિવસે સાંજે ગયા હતા. ગજમાહની — દોરડું ખેંચવાની રસાકસી રસ્તા ઉપર રમાતી હતી. તે વખતે થયેલી ધૂળ વગેરે નજરમાં રહી જાય એવાં હતાં.

નિશાળના એક શિક્ષક સ્કાઉટનું એક દળ ચલાવે છે. સ્કાઉટોમાં અમુક ઉત્સાહ જણાતો હતો. પણ ગામડાને ઉપયોગી એવાં ખાસ કોઈ પણ કાર્ય સ્કાઉટોએ કર્યાં નથી. સ્કાઉટોમાં બીજાને મદદ કરવાની ભાવના જ્વલંત રાખી તેનો ઉપયોગ ગામસફાઈ, ગામનાં ખાબોચિયાં પૂરવાં, ગામના કૂવા આગળનો કાદવ તથા ગંદવાડ દૂર કરવો, વગેરે ઘણાંય કામોમાં કરી શકાય. અને તો જ તેઓ ખરા સ્કાઉટ બન્યા કહેવાય.

નિશાળમાં વિદ્યાર્થીઓને સ્વચ્છતા અને આરોગ્યનું ખાસ કશું જ્ઞાન આપવામાં આવતું નથી. બે મુદ્દાઓ ઉપર ધ્યાન દેવામાં આવે છે, જે નખ કાપવા અને દાંત સાફ કરવા એ છે. આમાંથી નખ કાપવાનો પ્રચાર ઠીક થયો છે એમ કહી શકાય જ્યારે સડેલા દાંત અને ખરાબ દાંતના ભેગા આંકડાઓ ઉપરથી જણાશે કે બીજો મુદ્દો હજી જોઈએ એટલો અમલમાં આવ્યો નથી. વિદ્યાર્થીઓનાં કપડાં પણ એકંદરે ચોખ્ખાં હતાં એમ કબૂલ કરવું પડશે. લગભગ બધા જ વિદ્યાર્થીઓ દરરોજ નહાય છે.

ઉંમરના પ્રમાણમાં ઊંચાઈ કેટલા ઇંચ ઓછી છે એ તથા ઊંચાઈના પ્રમાણમાં વજન કેટલા રતલ ઓછું છે, એ આંકડા ખાસ નોંધવા લાયક છે. બાકી છાતીનો ઘેરાવો, શીતળા ટંકાવેલા વિષેની માહિતી, દાંતની માહિતી, આંખની — આવેલી તથા નબળી, — એમ બે જાતની માહિતી, સ્વચ્છતા વિષેની માહિતી, દરેક વિદ્યાર્થીની બરોળની સ્થિતિ, વગેરે નોંધ્યું છે આંખોની તપાસ વિદ્યાર્થીને આંખ તપાસવાના ગુજરાતી ચાર્ટથી ૨૦ ફૂટ (છ મીટર) દૂર રાખી કરવામાં આવી હતી. નબળી આંખવાળાનું પ્રમાણ ઘણું હતું એમ લાગ્યું.

આંખ આવેલા વિદ્યાર્થીઓને જુદા બેસાડવાનો નિયમ નિશાળમાં નથી. આવો નિયમ કરવાથી આંખો આવ્યાનું પ્રમાણ ઘટાડી શકાશે એમ માનવું છે.

બરોળની તપાસ એવે વખતે કરવામાં આવી હતી કે જ્યારે ગામમાં મલેરિયા લગભગ નહોતો જ. મુખ્ય નિશાળના દસ ટકા વિદ્યાર્થીઓની બરોળ ઓછેવત્તે અંશે વધેલી હતી. આમાંના વધારે પડતા વિદ્યાર્થીઓને અમુક મહિના પહેલાં મલેરિયા આવતો હતો અથવા હાલ તેઓને તાવ આવે છે, એમ અમે જોયું. કેટલાક વિદ્યાર્થીઓની આંખ પીળી હતી. યકૃત વધેલું હતું કબજિયાત હતી, તેમ જ બરોળ પણ વધેલી હતી.

દરેક વિદ્યાર્થીના ફાફડા તપાસવામાં આવ્યા હતા. આ ઉપરાંત પણ હૃદય, ફેફસાં તથા ગ્રંથીઓનાં દરદ હોય તો તપાસ્યાં હતાં. ખાસ ચિંતાપાત્ર કોઈ કેસ નહોતા મળ્યા.

વિદ્યાર્થીઓની આ તપાસમાં ઓછા વજનના આંકડાઓ ચોંકાવનારા છે. વિદ્યાર્થીઓને પૂરતો ખોરાક મળતો નથી અને જે મળે છે એમાં કેટલાંક તત્ત્વો ખૂબ ખૂટતાં હોય છે. વિદ્યાર્થીઓના ખોરાકમાં દૂધ, છાશ, ઘી, ગોળ અને કઠોળ ઉમેરવાની અથવા વધારવાની જરૂર છે. ખાટાં લીંબુ તથા લીલોતરી પણ જેટલાં બને તેટલાં વધારે આપવાની જરૂર છે. અમુક પ્રમાણ કરતાં વજન ઓછું હોય એવા વિદ્યાર્થીઓને નિશાળમાં ગ્રામ પંચાયત

અથવા બોર્ડના ખર્ચે અડધાથી એક રતલ દૂધ દરરોજ મળે, એવી વ્યવસ્થા કરવાનો વિચાર કરવા જેવો છે

મુસલમાનોની માલિકીની જગ્યામાંથી ઉર્દૂ વર્ગ માટે એક રૂમ ભાડે રાખવામાં આવ્યો છે. આ ઓરડાની

**ઉર્દૂ વર્ગ** લંબાઈ પહોળાઈ ૧૬×૧૬ ફૂટ છે. તેમાં પાંચ મોટી બારીઓ તથા એક બારણું છે. તેની આગળનો વરંડો — નિશાળના વર્ગ માટે વપરાય એવો — ૧૬×૬¾ ફૂટનો છે. આ વર્ગમાં છોકરા છોકરીઓ ભેગાં ભણે છે. અને ચોથા ધોરણ લગીનું શિક્ષણ આપવામાં આવે છે. (ઉર્દૂ સિવાયના બધા વિષયો ગુજરાતીમાં શિખવાડવામાં આવે છે). હાલ વિદ્યાર્થીઓની કુલ સંખ્યા ૨૮ની છે, — ૧૮ છોકરા તથા ૧૦ છોકરીઓ. એટલે ઓરડાનું ક્ષેત્રફળ પ્રમાણમાં ઓછું તો કહેવાય. આ વર્ગમાં પણ 'શિફ્ટ' પદ્ધતિથી કામ લેવામાં આવે છે. ઓરડાની સામે પડી ગયેલા મકાનની ખાસ ન સુધારેલી જમીન છે. એમાં એક પડેલી ભીંત છે, જેની પાછળના ભાગનો ઉપયોગ છોકરીઓ મુતરડી તરીકે કરે છે. આ કમ્પાઉન્ડ-માં જ હોજ છે. વર્ગની સામેની જગ્યા સાફ કરી સપાટ કરવામાં આવે તો તેનો ઉપયોગ કસરત વગેરે કરાવવા માટે સારો થાય. નિશાળના વર્ગમાં પાણીનું માટલું હતું. તપાસ માટે ગયો ત્યારે હાજર હતા તે વિદ્યાર્થીઓમાંથી એકને તેઓ હંમેશ જે રીતે પીતા હોય તે રીતે માટલામાંથી પાણી લઈ પીવા કહ્યું (ત્રીજા ધોરણનો વિદ્યાર્થી) આ વિદ્યાર્થીએ માટલા ઉપર પડેલો માટીનો ચડવો લઈ પાણીમા બોળી પાણી પી એમ ને એમ પાછો મૂકી દીધો !' પાણી પીવા માટે પ્યાલો કે બીજું કશું વાસણ હતું જ નહિ ' પાણી પીધા પછી વાસણ વીંછળવું જોઈએ એ વાત આ વિદ્યાર્થીને ખબર ન હતી. આ પરિસ્થિતિ ખરેખર દુઃખદ છે. આ રીતે ફેલાતા રોગો આપણે જરાક સાવધાન થઈએ તો અટકાવી શકીએ. આ વિષે ચાંપતા ઉપાય લેવાની જરૂર છે.

અમારી તપાસમાં ૧૩ છોકરા તથા ૭ છોકરીઓનો સમાવેશ થયો હતો મુખ્ય નિશાળની સાથે સરખાવતાં આ વિદ્યાર્થીઓની સ્વચ્છતા ઘણી ઓછી છે કપડાં પણ ઘણા વિદ્યાર્થીઓનાં મેલાં હતાં. એકાંતરે અથવા ત્રણ ચાર દિવસે નાહનારા વિદ્યાર્થીઓની સંખ્યા પણ ઠીક હતી. વિદ્યાર્થીઓનાં વજન કાંઈ સારાં ન હતાં. મુખ્ય સ્કૂલ વિષે ખોરાકની સૂચનાઓ અહીં પણ લાગુ પડે છે. બરોળ એક પણ વિદ્યાર્થીની વધેલી ન હતી. શીતળા ન ટંકાવ્યાના આ વર્ગના ટકા તપાસેલી બીજી બે નિશાળો કરતાં મોટા છે.

કન્યાશાળાનું પોતાનું મકાન છે, જેમાં બે ઓરડાઓ છે. એકની લંબાઈ પહોળાઈ ૨૫×૧૬=૪૦૦ ચો. ફૂટ છે

**કન્યાશાળા** અને બીજાની ૧૫×૧૬=૨૪૦ ચો. ફૂટ છે. આગળ ૫૨×૬=૩૧૨ ચો. ફૂટનો વરંડો છે. આગળની બાજુએ વધારે પહોળાઈવાળી તેમ જ પાછળ સાત ફૂટ પહોળાઈવાળી જગ્યા ખુલ્લી છે બન્ને બાજુએ લગભગ ૩૦ ફૂટની ખુલ્લી જગ્યા છે. ઓરડાઓમાં વિદ્યાર્થિની દીઠ ૧૦ ચો. ફૂટની જગ્યા ગણતાં ૬૪નો સમાવેશ થઈ શકે. હાલ નિશાળમાં ૧૧૭ વિદ્યાર્થિનીઓ અધ્યયન કરે છે. વરંડાનો ઉપયોગ પણ અમુક ધોરણો બેસાડવા માટે કરવામાં આવે છે. અને 'શિફ્ટ' પદ્ધતિ છે તેથી જગ્યાના અતિશય સંકોચ વિના વિદ્યાર્થિનીઓ ભણી શકે છે હવા ઉજાસની દૃષ્ટિએ ખાસ કાંઈ નોંધવા જેવું નથી નિશાળના કમ્પાઉન્ડમાં એક ખૂણામા એક મુતરડી બાંધી છે, જેની ચોખ્ખાઈ સારી હતી ચોમાસામાં નિશાળના કંપાઉન્ડમાં પાણી ભરાઈ રહેતું નથી એમ અમોને જણાવવામાં આવ્યું હતું. નિશાળમાં પાણીની વ્યવસ્થા છે. બાઈ પાણી ભરી લાવે છે અને તે એકાદ બે માટલાં — અમુક નાતોની વિદ્યાર્થિનીઓ માટે અમુક માટલું એ રીતે — માટલામાં ભરવામાં આવે છે. પીવાનું પાણી કાઢવા માટે જુદું વાસણ વપરાય છે. પાણી પીવા માટે પ્યાલાઓ છે.

વિદ્યાર્થિનીઓની તપાસ વખતે દવાખાનાનાં નર્સે મદદ કરી હતી. વિદ્યાર્થિનીઓની છાતીના ઘેરાવા તથા માથાના વાળ તેઓએ તપાસ્યા હતા. આનંદની વાત એ છે કે એક પણ છોકરીના માથામાં જૂ ન હતી; તેમ જ આખી નિશાળની સ્વચ્છતાના ટકા બીજી સ્કૂલ કરતાં સારા છે.

ત્રણે નિશાળોની બાબતમાં શીતળાનો પ્રશ્ન ચર્ચવા જેવો છે. શીતળા ન ટંકાવેલા વિદ્યાર્થીઓને (૪૫.૨ ટકાને) બળિયા નીકળ્યા એવા ઘણા દાખલા છે. જ્યારે શીતળા ટંકાવેલામાંથી ફક્ત ૧.૭ ટકાને જ બળિયા નીકળ્યા હતા. મુખ્ય નિશાળના હેડમાસ્તર સાહેબે કહેલું કે, છેલ્લા પોણા બે વર્ષમાં એકે 'વૅક્સિનેટર' એમની નિશાળે આવ્યો નથી! ઓછું વજન, ખરાબ દાંત, અવાળુમાંથી લોહી નીકળવું, આંખોનું આવવું, નબળી આંખો, બરોળનું પ્રમાણ, વગેરે બધી બાબતમાં છોકરાંઓ કરતાં છોકરીઓની સ્થિતિ સારી છે. આપણા દેશમાં છોકરીઓની કાળજી છોકરાઓ કરતાં ઓછી લેવાય છે, એ વાત બારેજાની નિશાળો તપાસ્યા પછી સાવ સાચી તો નથી જ લાગતી.

ડૉ. મનુભાઈ ત્રિવેદી

# ત્રીજા વર્ગની વિટંબણા

આગગાડીમાં ન બેઠું હોય એવું કોઈ માણસ આજ ભાગ્યે જ હશે. આજ આગગાડીનો ઉપયોગ એટલો બધો વધી ગયો છે કે, ગરીબ અને તવંગર સૌ એમાં બેસીને ગામ પરગામ જાય છે. ફરક એટલો છે કે, ગરીબ લોક ત્રીજા વર્ગના ડબામાં બેસે છે ત્યારે તવંગર લોકો પહેલા કે બીજા વર્ગના ડબામાં બેસે છે. પરંતુ આગગાડીમાં બેસનારાઓનો મોટો ભાગ ત્રીજા વર્ગમાં બેસનારા ગરીબ લોકોનો હોવાથી, ગાડીમાં મોટે ભાગે ત્રીજા વર્ગના ડબા વધારે હોય છે, અને રેલવેની કમાણીનો મુખ્ય ભાગ પણ એ વર્ગના ઉતારુઓ જ આપે છે. પરંતુ ઉપલા બે વર્ગમાં ઉતારુઓને અપાતી સુખસગવડની દૃષ્ટિએ ત્રીજા વર્ગની સરખામણી કરીએ તો, આમ-પ્રજા માટેના આ ત્રીજા વર્ગમાં રેલવે ખાતાએ ઘણું જ ઓછું ધ્યાન આપેલું દેખાય છે. રેલવેના અમલદારો ત્રીજા વર્ગના ઉતારુઓ પ્રત્યે તોછડાઈ અને અવિવેકથી વર્તતા પણ જોવામાં આવે છે. ત્રીજા વર્ગના ઉતારુઓની સંખ્યા પ્રમાણે તેમને બેસવાને માટે પૂરતી જગા છે કે નહીં, તેની જરાય દરકાર રેલવે કરતી નથી. તેથી આપણી રેલવેમાં ભીડનો ત્રાસ તો સામાન્ય થઈ પડ્યો છે. અને રેલવેવાળા પણ ભૂલી ગયા છે કે, ભીડ દૂર કરવી એ એમની પ્રથમ ફરજ છે. આ પ્રમાણે રેલવેવાળા બેજવાબદાર બન્યા છે અને લોક એ ત્રાસને અટળ માની વેઠી લેતા થયા છે. ઉભય પક્ષે આ પરિણામ ઇષ્ટ તો નથી જ.

બીજા દેશોના અનુભવી લોક કહે છે કે, ત્યાં વર્ગો વચ્ચે અહીંના જેવો ફરક કે રેલવે અમલદારોની અન્યાયી બેદરકારી જોવામાં નથી આવતાં. ગાંધીજી એમની આત્મકથામાં એક જગાએ લખે છે, 'યુરોપમાં તો મેં ત્રીજા જ વર્ગમાં મુસાફરી કરેલી. અનુભવને ખાતર પહેલા વર્ગની મુસાફરી એક વાર કરેલી. ત્યાં મેં પહેલા અને ત્રીજા વર્ગ વચ્ચે અહીંના જેવું અંતર ન ભાળ્યું. દક્ષિણ આફ્રિકામાં ત્રીજા વર્ગના ઉતારુઓ મોટે ભાગે હબસીઓ જ હોય છે. છતાં ત્યાંના ત્રીજા વર્ગમાં પણ વધારે સગવડ છે. કેટલાક ભાગમાં તો ત્યાં ત્રીજા વર્ગના ડબ્બામાં સૂવાની સગવડ પણ હોય છે અને બેઠકો ગાદીથી મઢેલી હોય છે. દરેક ખાનામાં બેસનાર ઉતારુઓની સંખ્યાની હદ જાળવવામાં આવે છે. અહીં તો ત્રીજા વર્ગમાં સંખ્યાની હદ જળવાયાનો મને અનુભવ જ નથી.' ત્રીજા વર્ગના ઉતારુઓ એટલે જાણે ઘેટાં, અને તેમની સગવડ એટલે ઘેટાંના ડબા!

રેલખાતા તરફની આ અગવડો ઉપરાંત મુસાફરોની કુટેવોથી પણ ત્રીજા વર્ગની મુસાફરીમાં ઘણો ત્રાસ વધે છે, એ પણ આપણે ન ભૂલવું જોઈએ. આને માટે આપણે જ ગુનેગાર છીએ. ગમે ત્યાં થૂંકવું, ગમે ત્યાં કચરો નાંખવો, ગમે તેમ ને ગમે તે વખતે બીડાં ફૂંકવાં, પાન કે તમાકુ ચાવવાં ને જ્યાં બેઠા હોઈએ ત્યાં જ પિચકારીઓ મારવી, ખાઈને એઠવાડ કે છોતરાં ડબામાં નાંખવાં, નાનાં છોકરાંને ડબામાં જ ઝાડો-પેશાબ કરાવવો, બરાડા પાડીને વાતો કરવી, ગંદી ભાષા વાપરવી કે ગાળાગાળી કરવી — આ બધા માટે આપણે જાતે જ ઠપકો વહોરવો જોઈએ. એમાં આપણી નરી અસભ્યતા જ જણાઈ આવે છે. ટિકિટ-ઑફિસ આગળ પોલીસ ન હોય તો આપણે કેવી પડાપડી કરીએ છીએ, એ પણ સૌને જાણીતી શરમ છે. અને ડબામાં બેસવા

આવનાર જોડે જે તકરારો થાય છે એ જોઈને સમજુ માણસને તો હસવું જ આવે. કોઈ પણ ગાડી તમે જુઓ. તે આવી કે ડબામાં પેસવાની પડાપડી અચૂક જોવા મળે. તેથી કરીને, અંદરથી ઊતરવા માગનારને ઊતરવાની પણ મુશ્કેલી પડે છે. અને એક વાર પોતે અંદર પેઠા પછી બીજો અંદર ન આવે એવી પેરવી કરવી! આ બધાને લીધે જ રેલવેખાતું પણ કાંઈક બેદરકાર બને છે અને તે એને પાલવી શકે છે. કેટલાક લોક તો પોતાના સ્વાર્થને સારુ અમલદારોને લાંચ રુશવત ખટાવતાં પણ પાછું જોતા નથી. નહિ તો રેલવે ખાતાની બેદરકારી તો, લોક જરા અડગ બનીને, થોડી વારમાં સુધરાવી શકે. આપણા લોકનાં સુખસગવડનો આ એક આખો અને અગત્યનો સામાજિક સવાલ છે. એના ઉકેલ પાછળ જો એક બે બાહોશ અને ખંતીલા સજ્જન પોતાનો બધો વખત રોકે, તો તે નાનીસૂની સેવા નથી. પણ એ અગાઉ સૌ મુસાફરોએ, એટલે કે આપણે બધાંએ, ઉપર ગણાવી તે બધી અસભ્યતાઓ અને કુટેવો કાઢવી જોઈએ. એટલી આત્મશુદ્ધિ જો સમાજ સાધે, તો રેલવે ખાતાને દુરસ્ત કરવામાં પછી વાર નહિ લાગે.

મ૦

# ડોશીમાનો આંબો

એક ડોશીમાએ બીજાં એક ડોશીમાની કરેલી આ વાત છે. ડોશીમા એકલાં હતાં. કોઈમાં કોઈ એમનું ગણો તો આકાશમાં એક એમનો પરમેશ્વર અને આ લોકમાં એમનો એક આંબો, એ સિવાય ડોશીમાને બીજું કોઈ ન હતું. આંબાની કેરીઓ ઊતરે એની ઉપર ડોશીમાનું આખું વર્ષ નભતું. ડોશીમાને બાપડાંને કમાનારો ધણી ગણો તોય એ આંબો અને દીકરો ગણો તોય એ જ.

ડોશી નાની છોકરી હતી અને નવી વહુ થઈને સાઠ પાંસઠ વર્ષ ઉપર પહેલવહેલી સાસરે આવી, ત્યારનો આ આંબો હતો. એનાં સાસુસસરા આ આંબાની કેરીઓ ખાતાં આવ્યાં હતાં. ડોશી અને તેનો ડોસો નાનપણથી એ જ આંબાની કેરીઓ ખાતાં ખાતાં નાનાનાં ઘરડાં થયાં હતાં.

પહેલાંના જમાનામાં એવું હતું કે, ખવાય એટલી કેરીઓ ઘરનાં ખાતાં અને વધતી તે પડોશીનાં છોકરાં ખાતાં. જેમ જમાનો બદલાયો તેમ વધતી કેરીઓ વાણિયાને વેચાવા લાગી અને તેના પૈસા આવે તેના દાણા ઘરમાં આવવા લાગ્યા. આજુબાજુનાં દૂબળાનાં છોકરાં પથરા ફેંકી ફેંકી પાડી ખાતાં, એમને કોણ રોકે? ભલે એ પણ બિચારાં ખાય. પણ જ્યારથી કેરી વેચીને દાણા ઘરમાં આણવાનો વહીવટ મંડાયો, ત્યારથી બિચારાં દૂબળાનાં છોકરાં રઠી ઊઠયાં. ડોશીમાનાં છોકરાં એમને તગડી મૂકવા લાગ્યાં.

પડોશીને ઘેર લહાણીમાં કેરીઓ પહોંચાડવાનો વિવેક પણ, પાકી કેરી ખરી પડે તેમ, ખરી પડયો. વિવેક કરવા જતાં ઘરમાં દાણો ખૂટે, એવો વિવેક કેમ પરવડે?

આમ જમાનો તો ખાડમાં ઊતર્યે જ જતો હતો. પહેલો દૂબળાનાં છોકરાં ઉપર કાપ પડયો. બીજો પડયો પડોશીધર્મ ઉપર. હવે ત્રીજો કાપ ડોસા ડોસીએ પોતાની જાત ઉપર લીધો. બહુ ખાધું; ખાધું ક્યાં પેટમાં બેસી રહે છે! કેરીઓ વેચાશે તો ઘરનો

ખર્ચ નીકળશે, — આમ સમજી ડોસાડોસી બિચારાં છતી કેરીએ કેરી નહિ ખાતાં. પછી તો ધીમે ધીમે કાપ ઘરનાં છોકરાં ઉપર પણ આવી પડ્યો. ઘરમાં થોડીક કેરીઓ લાવી મૂકી હોય તે જ ખવાય. આખો દહાડો ઉપર ચડીને વાંદરાની પેઠે ખાવાના દિવસો તો હવે ભુલાઈ જ ગયા!

નવા જમાનાની મોંઘવારી આવી ને ઘરના જ આંબાની કેરીઓ જેમ પારકી થઈ ગઈ, તેમ નવા જમાનાની મારામારીઓ પણ આવી અને ઘરનાં માણસો ધીમે ધીમે પરલોકવાસી બની ગયાં. ડોસો મરી ગયો, છોકરાં મરી ગયાં, વહુઓ મરી ખૂટી. બાકી રહી એક ડોશી અને બીજો એના ઘડપણનો આધાર પેલો આંબો.

પણ નવા જમાનાની બધી 'મારી'ઓ હજી આવી રહી ન હતી. કેટલાક દિવસથી સાહેબ જેવાં ટોપાં પહેરીને એક ટુકડી ગામડાંમાં ફરવા લાગી. માપવાનાં યંત્રો મેલી મેલીને કાંઈક માપવા લાગી. રેલગાડી આવવાની છે, રેલગાડી આવવાની છે, એવી વાત બધા ગામમાં ફેલાઈ ગઈ. આ સાંભળીને કોઈ રાજી થયા તો કોઈ નારાજ થયા. ગાડાંવાળાઓ નિસાસા નાખવા લાગ્યા કે, નવરાશના દહાડામાં ગાડાં ફેરવી ખાતા હતા તે હવે ગયું. ખેતરવાળાઓ હરખાતા હતા કે, કપાસના ભાવ હવે સારા ઊપજશે. પણ રેલગાડી તો હજુ બેચાર વરસે આવે ત્યારે ખરી. એનો હરખ શોક તો અત્યારે વાત પૂરતો જ હતો.

પરંતુ કેટલાકનાં ઘરમાં આજથી જ આંધણ મુકાઈ ચૂક્યાં. રેલવેના રસ્તાની લીટી પેલા ટોપીવાળાઓ આંકી ગયા હતા. જેમની જમીનમાંથી એ લીટી પસાર થઈ તેમને નોટિસો મળી ગઈ કે, તેમણે એ જમીનો સરકારને વેચી દેવી જોઈએ.

કોના હૈયા ઉપર થઈને અને કોના પેટ ઉપર થઈને રેલવેના પાટાઓ પસાર થયા એનાં દફતરો દુનિયામાં કોણે રાખ્યાં છે? પણ આટલી એક વાત અમારાં વાર્તા કહેનાર ડોશીમાની કૃપાથી સચવાઈ રહી છે કે, પેલાં બાપડાં અનાથ ડોશીમાના જીવનરૂપ આંબા ઉપર થઈને એ લીટી નીકળતી હતી. આથી ડોશીના વલોપાતનું શું વર્ણન કરવું? પોતાના ઘડપણનો પાળનાર હવે ચાલ્યો જવાનો! ચચ્ચાર પેઢીઓનો સાથી હવે કપાઈ જવાનો! કસાઈ જેવા, ફાંસીખોરો જેવા, જમના દૂતો જેવા મજૂરો એક દિવસ આવીને આંબો કાપી ગયા. આંબાનાં લાકડાં વેચાઈ ગયાં. થોડાક રૂપિયાની બચકી, સળગી ગયેલા ઘરની રાખના જેવી, ડોશીમાના હાથમાં રહી.

આટલું પણ અધૂરું હોય તેમ, થોડા દિવસ પછી ખબર આવી કે, કાંઈક કારણોને લઈને આ રસ્તો રદ કરીને રેલવેને માટે બીજો રસ્તો લેવાનું નક્કી થયું છે. આ સાંભળી, ભાડે ફેરવનારા ગાડાંવાળા વગર સમજ્યે થોડા દહાડા રાજી થયા. જમીનદારો થોડા દિવસ વગર સમજ્યે દિલગીર થયા. જેમની જમીનો ઉપરથી લીટી ગઈ હતી તેઓના આનંદનો પાર ન રહ્યો. આપણી અભાગણી ડોશી જ બાપડી મરણની ઘડી સુધી આંસુ પાડતી રહી. જેમ એના ઘરનાં મૂએલાં માણસોની પાછાં વળવાની આશા નહોતી રહી, તેમ તેનો આંબો કપાયો તે પાછો ચોંટવાની આશા પણ નહોતી.

આપણને બધાને આ ડોશીમાની વાતની ખબર પડી છે. પણ રેલવે કાઢનારને એની થોડી જ ખબર પડી હશે! અને પડી હોય તોયે શું? તેણે શું ડોશીમાના આંબાની કિંમત નહોતી ચૂકવી આપી?

'મધપૂડો' વર્ષ ૪માંથી — જુગતરામ દવે

# નવું વાચન

**બાલકુંજના પાઠો:** સંપા૦ મણિભાઈ પટેલ. પ્રકા૦ પુસ્તકાલય સ૦ સ૦ મંડળ, વડોદરા. કિં. ચાર આના. પાન ૭૬. સચિત્ર.

કરાડીના ભારત વિદ્યાલયમાં ચાલતા હસ્તલિખિત 'બાલકુંજ'માંથી વીણીને તૈયાર કરેલો આ પાઠોનો સંગ્રહ પહેલી બીજી ચોપડીનાં છોકરાં વાંચી શકે એવો છે. ઘણાખરા લેખો વિદ્યાર્થીઓના જ છે, એ એની ખાસિયત કહેવાય. તે પરથી એક વસ્તુ સહેજે નજર પર આવી કે, વિદ્યાર્થીઓને શી શી બાબતો લખવા જેવી લાગી? કઈ બાબતોએ એમનું ધ્યાન ખેંચ્યું? તે દૃષ્ટિએ જોતાં આ પાઠોનો વિષય મોટે ભાગે પશુપંખી અને વરસાદ ઇ૦ જેવી પ્રકૃતિની વસ્તુઓ લાગે છે. પોતાનું ઘર, પોતાનાં ભાઈભાંડુ, ગોઠિયા જોડેની રમતો, ગામનાં સુખદુઃખ, શાળા અને શિક્ષક, વગેરે મનુષ્ય-સમાજના વિષયો જૂજ જ આમાં આવે છે. તેવું જ મનુષ્યના ઉદ્યમ અને ઉદ્યોગ-ધંધા તથા કામકાજનું પણ છે. કરાડી પાસે દરિયો છે, છતાં તેની મજાઓ પણ નહિવત્ આ સંગ્રહમાં દેખાય છે. આમ કેમ હશે? જો આ વસ્તુઓ બાળકોને આકર્ષતી ન હોય તો તે તેમની કેળવણીમાં ઊણપ રાખશે. જો સંપાદકે આ વસ્તુઓ આ સંગ્રહમાં છોડી હોય તો તે હવે પછી ઉમેરી લેવા જેવી ગણાય.

પાઠોની જોડણીમાં ઠીક કાળજી લીધી છે. છતાં કેટલીક તો સામાન્ય ભૂલો આવ્યા કરે છે તે વિષે ધ્યાન ખેંચવું જોઈએ. હ્રસ્વ જોઈએ ત્યાં પણ ર દીર્ઘ જ કર્યા કરવામાં આવ્યું છે. રુ કે રુ હ્રસ્વ પણ વાપરવું જોઈએ. બધે 'બેન' કર્યું છે તે 'બહેન' જોઈએ આ ઉપરાંત પણ જોડણીની ભૂલો સરતચૂકથી રહી ગઈ છે તે સુધારી લેવી ઘટે.

સંગ્રહ વાચન શીખતાં બાળકોને વાંચવાની સામગ્રી પૂરી પાડી શકશે. તે ઉપરાંત, એક ચોપડી તરીકે તે કશી એકસૂત્ર વસ્તુ સાધે છે એમ નથી; ન કદાચ સંપાદકનો ઇરાદો પણ હોય. તેથી ચોપડી કોઈ રીતે આકર્ષક નથી લાગતી.

**ગ્રામપોથી:** હર્ષદરાય જમિયતરામ પંડ્યા, ગ્રામ-સાહિત્યમાળા, પુ૦ ૧લું, પાન ૪૮, કિંમત ૨ આના.

ગામડાના પ્રૌઢોને ભણવાને માટે આ ચોપડી તૈયાર કરી લાગે છે. તેમાં કુલ ૨૭ પાઠ છે. પ્રભુ, ગ્રામમાતા, ભૂમિમાતા, ગાયમાતા, તુલસીમાતા, ચાંદો, સૂરજ એ દેવતાઓની ભક્તિના સાત પાઠ પ્રારંભમાં છે. ત્યાર બાદ સ્વચ્છતા અને સુખી જીવન — વૈયક્તિક અને સામુદાયિક — તેને માટેની બોધની ઉક્તિઓના પાઠો છે. છેવટના ભાગમાં ગ્રામજીવન અને સમાજજીવનની તેવી જ બોધો-ક્તિઓના પાંચસાત પાઠ છે. બિલાડી ઉપર એક ગીત છે। જોકે, બધા જ પાઠો કાંઈક ગેયતાવાળા — બાળકોને માટે હોય છે એવા છે.

લેખક કહે છે કે, 'ગ્રામ ઘડતર માટે આજે છે એટલાં પુસ્તકોએ કાંઈ દહાડો ન વળે. આજે તો એ દિશામાં ગામડાંના પ્રશ્નોને ઉકેલતું સ્વાનુભવયુક્ત સરળ શૈલીમાં પિરસાયેલું ઘણું સાહિત્ય હોય એ જરૂરનું છે. બાકી એકલું કક્કાને નામે કૂટી મારવાથી જ્ઞાનપિપાસા નહિ જાગે અને વિવેક વગરનું શુષ્ક અક્ષરજ્ઞાન, ગ્રામોદ્ધાર પહેલાં, કદાચ ગામડાંને પતનપંથે લઈ જાય તો ખોટું નહિ' (એવો ડર છે, એમ લેખક કહેવા માગતા લાગે છે.)

આ આદર્શથી લેખકે આ ગ્રામસાહિત્ય માળાનું પુસ્તક યોજવા પ્રયત્ન કર્યો છે. સૌ કોઈ કહેશે કે, પ્રયત્નની દિશા ઠીક પસંદ કરી છે. અને તે અર્થે પાઠોની પસંદગી પાછળ વિચાર અર્પેલો દેખાય છે. આ ચોપડી પ્રૌઢો માટે કરાઈ લાગે છે. તો તેને માટેના વિષયો બાલોચિત રસ અને શૈલીમાં શું કામ ચર્ચ્યા છે? પ્રૌઢ માટેના લેખકોને એક વસ્તુ ખાસ સંભાળવાની હોય છે તે એ કે, બાળક અને પ્રૌઢ બેઉ અક્ષરજ્ઞાન લે છે; તો પછી તેમની વાચનસામગ્રીમાં ફેર શો પડવો જોઈએ? આ ફેર પ્રસ્તુત પુસ્તકમાં નથી જળવાયો, અને તેથી પ્રૌઢો માટે તે બાલિશ લાગવા સંભવ છે. વિષયનું નિરૂપણ પણ બાળકને માટે હોય એવું લાગે છે. અને તેથી જ શું ગેય જોડકણાં જેવી ભાષા અને શૈલી લેવામાં આવી છે? મને લાગે છે કે, પ્રૌઢ વાચનને માટે આ બિનજરૂરી છે. તેને માટે તો પ્રૌઢો જેવાં વાક્યો બોલે છે તેવાં જ વાક્યો વાપરીને અને તેમને રસ પડતા વિષયો લઈને વાત કરવી જોઈએ

પુસ્તકની જોડણીમાં બહુ અરાજક છે, તે પણ હવે પછી સુધરવું જોઈએ. 'આશીષ,' 'માફી,' 'સૂખ,' 'મુર્ખો' વગેરે તો ન જ ચાલે ઉપરાંત તદ્ભવ શબ્દોમાં પણ ભૂલો છે.

એક સૂચના કદાચ ઘણાને કામ આવે એવી ગણાય તે 'ગ્રામ્ય' શબ્દનો પ્રયોગ. 'ગ્રામ્ય'નો શબ્દાર્થ 'ગામનું – ગામડિયું' એવો થાય છે પરંતુ જેમ 'ગામડિયું' શબ્દનો અર્થ રૂઢિથી 'ગામનું' નથી રહ્યો, પણ ઓછા સંસ્કારનું, પ્રાકૃત, રોંચા જેવું,'એવો થયો છે.' તેમ જ સંસ્કૃત શબ્દ 'ગ્રામ્ય' એટલે ગામડિયું, પ્રાકૃત, માટે આ શબ્દ 'ગામનું' અર્થમાં ન વાપરવો જોઈએ. તેને બદલે સમાસમાં એકલો 'ગ્રામ' વાપરો કે 'ગ્રામીણ' વાપરો યા સાદો 'ગામનું' એ છઠ્ઠીનો પ્રયોગ કરો, તો બસ થાય. ગુજરાતમાં 'ગ્રામ્ય' ખોટી રીતે બહુ વપરાતો વાંચવા તથા સાંભળવા મળે છે, તેથી આ લંબાણ કરવું યોગ્ય માન્યું છે.

પ્રસ્તુત પુસ્તકના લેખકને ઉપરની થોડીક સૂચનાઓ આગળ ઉપર ખપ લાગે તો તે સાર્થક થશે. પોતાના 'બે બોલ'માં કહે છે તે બરાબર છે કે પ્રૌઢો માટે

ઘણા સાહિત્યની જરૂર છે, અને તે સાચું અને સાર્થક હોય. ગ્રામસાહિત્યમાળા તેવી થાઓ એમ કોણ આશા ન રાખે?

મ૦

### ગ્રામપંચાયતનો કાયદો

(મૂળ અંગ્રેજીનો તરજુમો) તૈયાર કરનાર, નરહરિ દ્વારકાદાસ પરીખ; પ્રકાશક: નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. કિં. કાચું પૂઠું ચાર આના. પાકું પૂઠું છ આના.

મહાસભાવાદી પ્રધાનમંડળોએ જુદા જુદા પ્રાંતોમાં, સરકારી કાયદાની મર્યાદામાં રહીને, બની શકે તેટલાં લોકોપયોગી કામો ઉપાડ્યાં હતાં. દારૂનિષેધ અને નિરક્ષરતા-નિવારણ ઉપરાંત ખેડૂતોની અને ગામડાંની સ્થિતિની સુધારણા તેમાં મુખ્ય હતાં. દારૂનિષેધનું કામ કાયદાની આંટીઘૂંટીમાં અટવાઈ ગયું અને નિરક્ષરતા-નિવારણનું કામ પણ પૈસાની તંગીને લીધે ખોળંબે પડ્યું. પણ ખેડૂત-ઉપયોગી એક બે કાયદાઓ તો થઈ ગયા. તેનો અમલ કેવી રીતે થાય છે તે હવે જોવાનું રહે છે. પણ કાયદાપોથી પર તો તે ચીતરાઈ ગયા.

તે જ પ્રમાણે ગામડાંને સ્વરાજ્યની તાલીમ આપવા માટે અને સાધારણ દીવાની, ફોજદારી કામો ગામડાંમાં અંદર અંદર પતી જાય તે માટે, ગ્રામપંચાયતનો કાયદો પણ મુંબઈ મહાસભાવાદી સરકારે જતાં જતાં કરી લીધો. આ મૂળ અંગ્રેજી કાયદાનો તરજુમો ૧૯૪૦ની ૧લી માર્ચ સુધીમાં થયેલા સુધારા વધારા સાથે આ પુસ્તિકામાં આપવામાં આવ્યો છે. સાથે સમજૂતી-રૂપે કેટલાંક ટિપ્પણો આપવામાં આવ્યાં છે અને વિશેષમાં પ્રાચીન કાળની ગ્રામપંચાયતોનું સ્વરૂપ દર્શાવતો ૨૦ પાનનો નાનકડો નિબંધ સાથે જોડવામાં આવ્યો છે. આ રીતે આ પુસ્તિકા કેવળ કાયદાનો તરજુમો નથી, પણ ગ્રામસેવકો અને ગ્રામપંચાયતોના કાર્યકર્તાઓને પ્રેરણા આપે એવી સામગ્રી પણ પૂરી પાડે છે.

'ગ્રામપંચાયતો નાનાં પ્રજાસત્તાક રાજ્યો છે. પોતાને જરૂરી લગભગ તમામ વસ્તુઓની બાબતમાં તેઓ સ્વયંપૂર્ણ છે અને બહારની સત્તાઓથી તેઓ લગભગ સ્વતંત્ર છે.' આપણી જૂની ગ્રામપંચાયતો માટે લગભગ ૧૦૦ વરસ પર એક અંગ્રેજ ઉપર મુજબ શબ્દો વાપર્યા હતા. તે પંચાયતો આજે અસ્તિત્વમાં નથી ગામડાંમાં સહકાર અને સંગઠનને બદલે હરીફાઈ અને પક્ષાપક્ષીનું સામ્રાજ્ય પ્રવર્તે છે ગામડાની સ્વચ્છતા અને સુખાકારી તરફ કોઈ લક્ષ આપતું નથી, અને કોર્ટકચેરીમાં દોડાદોડ કરીને લોકો શરીરની અને પૈસાની બરબાદી કરે છે. આવી સ્થિતિમાં લોકોના સહકાર અને મત ઉપર નભતી સારી ગ્રામપંચાયતો સ્થપાય તો એના જેવું રૂડું શું? પણ એ દોહ્યલું કામ છે. એ ફક્ત કાયદાથી નું થઈ શકે એને માટે વાતાવરણ અને સેવાભાવી સેવકોની જમાત જોઈએ. ગામેગામ એવા પંચાયતના સભ્યો ઊભા થાય તો ગામડાંની સિકલ જરૂર બદલી શકે. તેને બદલે પંચાયતો એ પક્ષાપક્ષીના અખાડા થઈ પડે તો કાયદાનો હેતુ માર્યો જાય અને ગામડાંમાં ઊલટાં વેરઝેર વધે. એટલે આ કાયદાનો હેતુ સફળ કરવામાં, શ્રી. નરહરિભાઈ કહે છે તેમ, 'મોટી મુશ્કેલી તો ગામનો વહીવટ કરવા જોઈતા પ્રમાણમાં લાયક માણસો મેળવવાની છે.' આ મુશ્કેલી ટળે તો ગામડાં સ્વરાજ્યને પંથે પળે. કાયદાની અનેક મર્યાદાઓ હોવા છતાં, લાયક માણસોના હાથમાં તેનો વિકાસ થાય અને લોકોની શક્તિ પણ વધે. એ મુશ્કેલી ન ટળે તો કેવળ કાયદાથી પંચાયતની સ્થાપના થાય, તેથી કંઈ ગામડાંને લાભ થાય નહિ. ગમે તેમ હોય, આ કાયદા અનુસાર મુંબઈ ઇલાકાના જુદા જુદા વિભાગોમાં ૨૦૦૦ની વસ્તીવાળાં ગામોમાં પંચાયતોની ચૂંટણીઓ થવા માંડી છે. તે કામમાં રસ લેનારને અને પંચાયતના ભાવિ સભ્યોને આ તરજુમો જરૂર ઉપયોગી થશે અને શ્રી. નરહરિભાઈનો નિબંધ તેમના કામમાં દીવાદાંડીરૂપ બનશે.

સામાન્ય લખી વાંચી જાણનાર ગામડાંના મતદારને આ કાયદાની આંટીઘૂંટીમાં ઊતરવું ન ગમે અને તેને કાયદાની ભાષામાં સમજણ ન પણ પડે. તેને માટે કાયદાના મુખ્ય મુદ્દા તારવીને સંવાદરૂપે પત્રિકા કાઢી હોય અગર ખેડૂતોને ઉપયોગી અને ગામડાંને ઉપયોગી આવા કાયદાઓની સમજૂતી જુદા જુદા સંવાદરૂપે ભેગી આપી હોય, તો તેમને વધારે ઉપયોગી થઈ પડે. જેઓ કંઈ વધારે સમજે છે અને જેઓ પંચાયતોના કામોમાં સક્રિય રસ લેવાના છે, તેમણે તો આ તરજુમો હંમેશાં પોતાની પાસે રાખવો જોઈશે. જિલ્લા સમિતિએ આ કાયદાની સમજૂતી આપતી સસ્તી પત્રિકા છપાવી છે, તોપણ ભાષા, સમજૂતી અને બીજી બાબતોની દૃષ્ટિએ આ પુસ્તિકાની ગરજ નહિ સારે.

વિ૦

## સાભાર સ્વીકાર

નીચેનાં પુસ્તકો સમાલોચનાને માટે મળ્યાં છે:

**શૌર્યનાં તેજ**: લેખક, મનુભાઈ જોધાણી, ૧-૮-૦: 'સોજીવન' કાર્યાલય, અમદાવાદ. **ઈશ્વરની શોધમાં**: લેખક, સ્વામી રામદાસ, આનંદાશ્રમ, રામનગર, ૦-૧૨-૦. **હિન્દનો મુસ્લિમ પ્રશ્ન**: ભાષાન્તરકાર, જાનમહંમદ દાઉદ, બોરવા, ૦-૪-૦.

નવચેતન સાહિત્ય મંદિર, અમદાવાદનાં નીચેનાં પુસ્તકો: **કલમની પીંછીથી**: લેખક, સ્વ. ગિજુભાઈ, ૦-૪-૦. **કાસમ ચાઉસ**: લેખક, હિમ્મતલાલ મથંક, ૦-૪-૦. **હરતાંફરતાં**: લેખક, ગોમાબાઈ બાવસાર, ૦-૪-૦.

**જતની**: લેખક, રતુભાઈ દેસાઈ, મુંબઈ, ૧-૦-૦. **મોટાનો બગીચો**: લેખક, ડૉ. કેખરાઝ દોરાબજી જલા, નવસારી. **પુરુષોત્તમ યોગ**: લેખક, નલિન ગ. ભટ્ટ. વલસાડ.

# માસિક વિવેચન

## વિદ્યાર્થીઓને માટે

વિદ્યાર્થી-આલમમાં ચાલતા ખળભળાટ અંગે, નવેંબરની ર૯મીએ નર્ધાથી નીચે મુજબનું ગાંધીજીનું નિવેદન છાપાંમાં પ્રસિદ્ધ થયું છે.

'વિદ્યાર્થીઓમાં સંક્ષોભ મચવતા પ્રશ્નો બાબત મારો મત રજૂ કરવાના હેતુવાળા કહેવાતા કેટલાક ફકરા છાપાંમાં પ્રસિદ્ધ થયા છે, તે તરફ મારું ધ્યાન ખેંચવામાં આવ્યું છે. એ બધું જે પ્રસિદ્ધ થયું છે તે મેં વાંચ્યું નથી; અને બીજું કાંઈ નહિ તોયે તેટલા જ કારણથી કે, આજકાલ મારે મારી શક્તિ પર જે વધારેપડતો ભારે બોજો નાંખવો પડે છે, તેમાંથી કાંઈક રાહત મેળવી સંગ્રહ કરી શકું.

મારો મત અડગ છે. કોઈ પણ ઉશ્કેરણી વિદ્યાર્થીઓની રાજદ્વારી હડતાલોને વાજબી ઠેરવે એમ ન થવું જોઈએ. સિવાય કે, વિદ્યાર્થીઓએ પોતાના મનની સાથે આખરનો નિશ્ચય કરી લીધો હોય કે, શાળાકૉલેજનો અભ્યાસ અમે છોડીશું.

જેમની જકડમાંથી આપણો રાષ્ટ્ર છૂટવા મથે છે તે આપણા રાજકર્તાઓ આપણી શિક્ષણસંસ્થાઓ ઉપર અંકુશ ધરાવે છે. સ્વતંત્ર દેશોમાં આ પ્રમાણે નથી હોતું એટલે, આપણા રાજકર્તાઓએ જેને વિકસાવ્યું છે અને જેની પર કાબૂ રાખે છે, એ શિક્ષણ લેવાને માટે, પોતાના સ્વત્વને દબાવવા જેટલી તેની જે કિંમત, એ વિદ્યાર્થીએ આપવી જોઈએ.

હસવું અને લોટ ફાકવો એક સાથે તેઓ ન કરી શકે. શાળા-કૉલેજો જે શિક્ષણ આપે છે તે તેમને જોઈતું હોય,— અને તે તેમને જોઈએ છે એ સ્પષ્ટ છે,— તો તે સંસ્થાઓના સંચાલનને માટે ઘડાયેલાં ધારાધોરણો પ્રમાણે તેમણે ચાલવું જોઈએ. એટલે, તે સંસ્થાઓના આચાર્યો સંમત ન હોય, તો રાજદ્વારી હડતાલો ન પાડવી જોઈએ

પરંતુ એમાંથી બચવાનો માર્ગ મેં સૂચવ્યો છે. શાળા કૉલેજના સમય બહાર વિદ્યાર્થીઓને પૂરતો વખત હોય છે, કે જેના તેઓ જ માલિક છે ત્યારે તેઓ સભાઓ ભરી શકે, રાષ્ટ્રીય કાર્ય સાથેની પોતાની સહાનુભૂતિ વ્યવસ્થિત રીતે બતાવી શકે, અને ઇચ્છે તો સરઘસો પણ કાઢી શકે.

જેઓ સવિનય કાનૂનભંગમાં ભાગ લેવા ચાહે છે અને મારી નેતાગીરી સ્વીકારે છે, તેઓ તેટલા વખત પૂરતો પોતાનો અભ્યાસ મુલતવી રાખી, વૈયક્તિક સવિનય કાનૂનભંગની યોગ્યતા માટે મેં મૂકેલી શરતો પાળી, અને મારી રજા મેળવીને, પછી લડતમાં જોડાઈ શકે.

છૂટક વિદ્યાર્થીઓના જે પત્રો મારી પર આવે છે તે બતાવે છે કે, મારી નેતાગીરીમાં તેમને નહિવત જ વિશ્વાસ છે; કેમ કે તેમને રચનાત્મક કાર્યક્રમમાં શ્રદ્ધા નથી, કે જેનું કેન્દ્ર અને જેનો સ્પષ્ટમાં સ્પષ્ટ દેખાઈ શકે એવો ભાગ તે ખાદી છે.

તે કાંતવામાં માનતા નથી. અને મારા પર પત્ર લખનારાઓને જો વિશ્વાસપાત્ર સાક્ષી માનવાના હોય, તો અહિંસામાં તેમની શ્રદ્ધા પણ શંકાની વાત છે. જો વિદ્યાર્થીઓ હૃદયથી સાચી શિસ્ત તળે આવી જાય, તો રાષ્ટ્રની લડતમાં તેઓ અસરકારક ભાગ ભજવી શકે.

પરંતુ જો તેઓ સ્વચ્છંદે વર્તે અને અસર વગરના દેખાવો પાછળ પોતાની શક્તિ વેડફી દે, તો રાષ્ટ્રના કાર્યને તેઓ હરકત કરશે.

મહાસભાવાદીઓએ ઠીક પ્રમાણમાં શિસ્ત બતાવી છે એમ હું જણાવી શકું છું તેથી મને આનંદ થાય છે. મને ગમવા છતાં, એ જોઈ આશ્ચર્ય થયું, કેમ કે એની મને આશા નહોતી. છેવટની કટોકટીની ઘડીએ વિદ્યાર્થીઓ ઊણા ઊતર્યા એમ એમને વિષે ના કહેવાઓ. તેઓ યાદ રાખે કે, શિસ્ત વગરના અને અવિચારી દેખાવો કરવા કરતાં વધારે સ્થિરતા, વધારે હિમ્મત, અને વધારે આત્મત્યાગ હું માગી રહ્યો છું. વિદ્યાર્થીઓ એ વાત પણ સમજી લે કે, રાષ્ટ્રના ૩૫ કરોડ પ્રજાજનોની સરખામણીમાં સત્યાગ્રહીઓની સંખ્યા હંમેશ અલ્પ જ રહેવાની. જ્યારે, રચનાત્મક કાર્યક્રમ અમલમાં મૂકનારાઓ માટેની સંખ્યાને તો કોઈ મર્યાદા જ નથી. એને હું આઝાદીની લડતનો વધારેમાં વધારે ઉપયોગી અને અસરકારક ભાગ માનું છું; એના વિના સવિનય કાનૂનભંગ સવિનય થતો મટશે, એટલે પછી તે તદ્દન નકામો થશે.'

## દંગલમાં મંગલ

સત્તરમા સૈકામાં જ્યારે સ્પેનનો લશ્કરી કાફલો ઇંગ્લંડ પર ચડી આવ્યો, ત્યારે અંગ્રેજ નૌકાધિપતિ ડ્રેક દડે રમતો હતો. તેને કોઈએ કહ્યું કે, 'દુશ્મન આવ્યો;' તેણે ધીરજથી કહ્યું, 'રમત પૂરી થવા દો; પછી એને પૂરો કરવાનોય વખત રહેશે.'

ચાલુ યુદ્ધ વખતે, થોડાક માસ અગાઉ, એવી ખબરો સાંભળવા મળતી કે, ઇંગ્લંડના લોક પોતાની રમતગમતો ખેલ્યા કરે છે અને શત્રુ સામે દંગલ પણ બરોબર ખેલે છે.

દંગલમાં પણ મંગળ માણવાની આ પ્રકારની ખેલદિલીનો, આપણું અમદાવાદ પણ કદાચ દાવો કરી શકે. ગયા માસમાં અહીં એક ક્રિકેટ-દંગલ રમાઈ; શ્રી. રુક્મિણી એરુન્ડેલના નૃત્યપ્રયોગો થયા; અને તે વખતે યુરોપીય યુદ્ધ માટેનું સરકારી સહાયકાર્ય તો ચાલુ જ હતું, પરંતુ અમદાવાદમાં ને દેશમાં બધે સત્યાગ્રહ પણ ચાલતો હતો.

### સામા પક્ષની કદર

આ જ અરસામાં ન્યાયમૂર્તિ જયકર આવી ગયા. એક જાહેર સભામાં તેમણે ખેલદિલીની ખાસ ને જોરદાર હિમાયત કરી; પરંતુ તે ઉપરના કરતાં જરા જુદા પ્રકારની. તેમણે કહ્યું કે, સામા પક્ષને શું કહેવું છે, તે શું ચાહે છે, તે આપોઆપ કળી લેવાની કળા-શક્તિ રાજકર્તામાં હોવી જોઈએ. અને આ શક્તિ કેળવવાનું સહેલું સાધન ખેલ કે રમત છે, જોકે તે ખેલનારાઓમાં તે ગુણ આપોઆપ જ આવી જાય છે એમ નથી. પરંતુ સફળ રમત રમવાને માટે કેટલાક એવા ગુણો જોઈએ છે કે જેને લઈને ખેલ-દિલી કદાચ નિર્માણ થાય. બાકી છેવટે તો એ મનની એક પ્રકારની ઉદાર-વૃત્તિ છે, અને એ વૃત્તિની આપણે બહુ જરૂર છે.

શ્રી. જયકરના વક્તવ્યનો મને સમજાયેલો સાર મારી ભાષામાં હું ઉપર કહી ગયો છું. તેમાં રહેલો તથ્યાંશ માત્ર રાજપ્રકરણી ગુણ જ નહિ, એક માનવગુણ જ છે, એમ સ્વીકારવામાં કોઈને વાંધો નહિ આવે. પરંતુ આમ કહેવામાં આવે છે તે વખતે, ઘણી વાર તેમાં છૂપો ઇશારો એવો હોય છે કે, વિખવાદ કરતા બે પક્ષોમાંના અમુક એકમાં ઉપરની ઉદારવૃત્તિવાળી ખેલ-દિલી નથી. નામ૦ જયકરના વ્યાખ્યાનમાં આવો ધ્વનિ નહોતો એમ હું કહી શકતો નથી. પરંતુ, તેની સાથે આપણી આ ગુણને અંગેની વિચારણાને નિસ્બત નથી.

સામાનું દૃષ્ટિબિંદુ કે પક્ષ બરોબર સમજવાને માટે એ પણ જરૂરી છે કે, પોતે પોતાનું મંતવ્ય સ્પષ્ટતાથી જાણતો હોવો જોઈએ. અસ્થિર મનનો માણસ પાણીની સપાટી પર ટિચાતા ને ડહોળાતા ઢોચકા જેવો થઈ જાય છે. અને પક્ષ એક જ નથી હોતો; એટલે તો ઘણી વાર, ઘરડો ને તેના દીકરાના ગધેડાની પેલી વાત જેવા તેના ઘાટ થઈ રહેવા ભય રહે છે. તેથી પ્રશ્ન એ નથી કે સામાની દૃષ્ટિ આપણે કબૂલ રાખીએ; તેની દૃષ્ટિમાં રહેલો તથ્યાંશ પકડવા જેટલી સર્વ પ્રત્યેની હમદિલી અને પોતાના મનની ઉદારદૃષ્ટિ જોઈએ. કોઈ પણ પક્ષ કે મતને વિષે જો મનમાં પૂર્વગ્રહરૂપે રાગ કે દ્વેષ હોય, તો તેની દૃષ્ટિ સમજવામાં અડચણ પડે છે, કારણ કે ત્યારે મનની તટસ્થતા નથી જાળવી શકાતી. હું માનું છું, નામ૦ જયકર આ જ કહેવા માગતા હતા. નહિ તો અસ્થિર મતિના કે નહિ-મતિના શ્લોક તો સૌનું સાંભળે છે; ને તેઓ સ્તુતિને પાત્ર તો નથી જ.

### એસ. એલ. ડી.ના વિદ્યાર્થીઓને માટે

એસ. એલ. ડી. કૉલેજનો પાંચમો વાર્ષિક સમારંભ, શ્રી. કિશોરલાલ મશરૂવાળાના પ્રમુખપદ નીચે તા. ૧૩-૧૨-'૪૦ના રોજ થયો. છેવટની ઘડીએ વિદ્યાર્થીઓએ તે સમારંભ-પર્વ પર સામાન્ય રીતે રખાતું મહાભોજન બંધ રાખ્યું. અને તે કદાચ એ સમજથી કે, દેશ અને જગતમાં જ્યારે શાંત કે ખૂની આગ ઝરતી હોય ત્યારે આવા કાર્યક્રમો ન શોભે. વિદ્યાર્થીઓને આને માટે ધન્યવાદ ઘટે. અને એમાં પણ એક પ્રકારની સ્તુત્ય ખેલ-દિલી નથી, એમ કોઈ કહી શકે?

પણ એટલું જ પૂરતું નથી. વિદ્યાર્થીઓ જો ખરેખર કાંઈ કરવા માગતા હોય તો તેમણે મહાભોજનમાં ખર્ચવા ધારેલા પૈસા રાષ્ટ્રની સેવામાં આપી દેવા જોઈએ. અનેક રચનાત્મક કામો તેમની આગળ પડેલાં છે, તેમાં તેઓ આ નાનકડી રકમ પણ મોકલી આપે, તો જ તેમની સહાનુભૂતિ કે લાગણી ખાલી દેખાવ નહિ, પણ સંગીન કાર્યક્રમ ઠરે. ગાંધીજીએ તેમને સૂચવેલો માર્ગ વિદ્યાર્થીઓને કેટલો ગમે છે તે આવી જાતની બાબતો પરથી પરખાઈ શકે.

### ગુજરાતમાં રાષ્ટ્રભાષાપ્રચાર

ગુજરાતનું આ કામ શ્રી. કાકાસાહેબના પ્રમુખપદ નીચે શ્રી. અમૃતલાલ નાણાવટી ચલાવે છે. તેના મંત્રી તરીકે તેમણે ૧૯૩૯ના ઓક્ટોબરથી ૧૯૪૦ના સપ્ટેંબર સુધી થયેલા કાર્યનો હેવાલ મોકલ્યો છે. તેમાંથી થોડીક હકીકતો સૌના ધ્યાન પર લાવવા જેવી છે.

૧૯૩૯માં કામ શરૂ કર્યું ત્યારે કુલ ૨૨ કેન્દ્રોમાં કામ થતું હતું. અને વર્ધાની રાષ્ટ્રભાષા પ્રચાર સમિતિની પરીક્ષાઓમાં, તે કેન્દ્રોમાં તાલીમ લઈને, કુલ ૧,૬૦૦ જણ બેઠા હતા. હેવાલના વર્ષ દરમ્યાન, આ કામ ખૂબ ઠીક પ્રમાણમાં વધ્યું છે. ૧૯૪૦ની પરીક્ષાઓમાં કુલ ૩,૪૦૦ જણ બેઠા અને કેન્દ્ર-સંખ્યા વધીને ૬૮ થઈ છે.

આ કેન્દ્રોમાં મુખ્ય અમદાવાદ અને સુરત છે. અમદાવાદ વિષે નિવેદન કહે છે કે, પરીક્ષાર્થીઓની

સંખ્યા જોતાં તે કેન્દ્ર ગુજરાતમાં પહેલું આવે છે. કુલ ૭૦૯ જણ ગયે વર્ષે પરીક્ષામાં બેઠા. શ્રી. જેઠાલાલ જોષી આ કેન્દ્રના મુખ્ય સંચાલક છે.

સુરત કેન્દ્ર ત્યાંના રાષ્ટ્રભાષા પ્રચાર મંડળ દ્વારા ચલાવાય છે. હેવાલના વર્ષ દરમિયાન સુરતથી ૫૮૫ જણ પરીક્ષામાં બેઠા. આ બે મોટાં કેન્દ્રો ઉપરાંત નાનાં કેન્દ્રોમાં આગળ પડતાં નડિયાદ, વલસાડ, ભાવનગર, માંડવી વગેરે છે.

ગુજરાતનું આ કામ ચાર ભાગમાં વહેંચાયું છે: ૧. કાઠિયાવાડ વિભાગ (સંચાલક શ્રી. નાનાભાઈ ભટ્ટ), ૨. કચ્છ (સંચાલક શ્રી. ગોકુળભાઈ ખીમજી), ૩. ઉત્તર ગુજરાત, ૪. દક્ષિણ ગુજરાત. નીતિ એવી રાખવામાં આવી છે કે, દરેક કેન્દ્ર બનતી કોશિશે સ્વાવલંબી બને. જોકે, મધ્યસ્થ સમિતિ કેન્દ્રની જરૂર જોઈને કાંઈક મદદ આપે છે. તે સમિતિનું આ વર્ષનું ખર્ચ હજારેક રૂપિયા છે. લોક જો કામના પ્રેમને ખાતર તેની કેડે પડે, તો કેટલા ઓછા ખર્ચમાં કેટલું વિશેષ કામ કરી શકે, એ આ ઉપરથી ધડો લેવા જેવું ગણાય. વાચક યાદ કરે કે, રાષ્ટ્રભાષા પ્રચાર એ ગાંધીજીના તેરવિધ કાર્યક્રમમાં એક કાર્ય છે, કે જેનું મહત્ત્વ નાનુંસૂનું નથી.

## વિજ્ઞાનની પરિભાષા

આ માસિકમાં અગાઉ જણાવવામાં આવ્યું હતું કે, ગુજરાત વિદ્યાપીઠ તરફથી, મૅટ્રિક સુધી ચાલતી વિજ્ઞાન-શાખાઓની પરિભાષા યોજવાનું કામ શરૂ કર્યું છે. તે કામમાં હવે એક પગલું આગળ મંડાયું છે. શ્રી. કિશોરલાલ મશરૂવાળા ગયા માસના આરંભમાં અમદાવાદ આવ્યા હતા. તેનો લાભ લઈને, અમદાવાદની હાઈસ્કૂલ-કૉલેજના, ઉપરની બાબતમાં રસ લેતા સૌ શિક્ષકોની એક સભા બોલાવવામાં આવી હતી. આ સભામાં પરિભાષા યોજવાના સામાન્ય મુદ્દાઓ તથા સિદ્ધાંતો વિષે પ્રારંભિક ચર્ચા કરવામાં આવી હતી. વાચકે જાણવા જેવું છે કે, લગભગ બધા ભાઈઓ આ અગત્યનું કામ બનતી ત્વરાએ ઉકેલવા એકમતે ઇચ્છતા હતા; એટલું જ નહિ પણ તેના મુખ્ય સિદ્ધાંતોમાં પણ તેઓ લગભગ મળતા હતા. આથી કરીને સભા પોતાનું કામ સફળ રીતે પાર પાડી શકી હતી. અને એ કામને આગળ વધારવાને માટે એક નાની સમિતિ નીમી, તેને કામ આગળ ચલાવવાનું સોંપ્યું હતું.

આ સમિતિએ પોતાનું કામ તરત શરૂ કર્યું છે. તેની પ્રથમ સભા થઈ તેમાં પરિભાષા યોજવાને અંગે સામાન્ય નિયમો અને કાર્યની મર્યાદા વગેરે આંકયાં છે. ગુજરાતના અન્ય વિજ્ઞાન-શિક્ષકોની જાણ સારુ અને તેઓ તેમાં સહકાર આપી શકે તે ઇરાદે, એ સમિતિએ કરેલી ચર્ચાનો સાર આ અંકમાં જુદા લેખ તરીકે પ્રસિદ્ધ કર્યો છે. જેમને તે બાબત લખવું હોય તે વિદ્યાપીઠના મહામાત્રને લખે. ગુજરાતીમાં વિજ્ઞાન શીખવતા શિક્ષકો તેમાં સંમત હોય તો સંમતિ પણ લખી મોકલશે, તો સમિતિના કાર્યને વેગ મળશે. તેમને તે વિષે સૂચનો કરવાનાં હોય, યા પોતાના અનુભવ પરથી કશી સાવધાની સૂચવવી હોય તો તે પણ લખે, કેમ કે તે દ્વારા પણ સમિતિ પોતાના કાર્યને વેગ આપી શકશે. આશા છે કે સૌ શિક્ષકો આ કામ પોતાનું ગણી સર્વ પ્રકારે મદદ આપશે.

## ચાર નિવેદનો

નીચેનાં ચાર નિવેદનો કેટલાક મહિનાથી મારી પાસે પહોંચ્યાં છે. તે ચારે નિવેદનો ગુજરાતમાં આજ ચાલતી રાષ્ટ્રીય કેળવણીનો ચિતાર આપે છે. તે ચાર નિવેદનો આ છે:

૧. ગૂજરાત વિદ્યાપીઠના ૧૯૩૯–૪૦ના કાર્યનું નિવેદન. પ્રકાશક, ગૂ૦ વિ૦ના મહામાત્ર.

૨. વિદ્યાપીઠની અંતર્ગત ગ્રામસેવા સમિતિના તે જ વર્ષના કાર્યનું નિવેદન. પ્રકાશક, શ્રી. નરહરિભાઈ પરીખ, સમિતિના મંત્રી.

૩. બોચાસણના વલ્લભ વિદ્યાલયનું નિવેદન. પ્રકાશક, તેના આચાર્ય શ્રી. શિવાભાઈ પટેલ.

૪. વેડછી સ્વરાજ આશ્રમનું નિવેદન. પ્રકાશક, તેના સંચાલક, શ્રી. જુગતરામ દવે.

મેં શરૂમાં કહ્યું એમ, આ ચારે નિવેદનો મળીને, આજ ગુજરાત વિદ્યાપીઠ તરફથી ચાલતી રાષ્ટ્રીય કેળવણીનું બયાન રજૂ કરે છે. ૧૯૨૦માં રાષ્ટ્રીય કેળવણીનો પ્રારંભ થયો ત્યારે અસહકાર તેનો કેન્દ્રીય મુદ્દો હતો. રાજકીય સ્થિતિ બદલાતાં જતાં, એ મુદ્દો આજ એવો મુખ્ય નથી રહ્યો. એ મુદ્દો અમુક

અંશે નકારાત્મક હતો. આજ હવે કેળવણીની રાષ્ટ્રીયતા ફરી જોતા આપણને કેટલાક હકારાત્મક મુદ્દા મળે છે. તેમાં સૌથી મોટો મુદ્દો તો એ છે કે, દેશની સમગ્ર જનતા માટે અને એ આઝાદ છે એમ જ લગભગ ગણીને આખું શિક્ષણતંત્ર હવે નવેસર નિર્માણ કરવું છે. આથી જ કદાચ અખિલ ભારતીય રાષ્ટ્રીય પુનર્ઘટના મંડળનાં કાર્યોમાં કેળવણીને પણ ગણી છે. પણ એ મંડળનો તો કલ્પનાઓ કરવા પાછળ વધુ સમય જાય છે. ગાંધીજીએ પોતાના તેરવિધ કાર્યક્રમમાં પ્રત્યક્ષ પ્રશ્નો લઈને સૂચવેલી બાબતોનો સમગ્ર વિચાર કરીએ તો કેળવણીની પુનર્ઘટનાનો પ્રારંભ ક્યાંથી કરવો એ તરત દેખાઈ આવે છે. અને અહીં પણ એ જ નિયમ લાગે છે કે, કામ કામને શીખવશે, શરૂ કરો તો 'આગે આગે ગોરખ જાગે.'

આ શરૂઆતના બે માર્ગો ઉઘાડા છે. મહાસભાવાદી સરકાર આવતાંવેંત એ બે માર્ગો ઝટ ઝળકી આવ્યા તેનું કારણ પણ એ જ. આ બે માર્ગો તે, એક છેડે બાળકોની — પાયાની કેળવણી સંગીન કરવા પાછળ મંડવું; બીજે છેડે અજ્ઞાન પ્રૌઢનો એટલો જ મોટો પ્રશ્ન છે તે હલ કરવામાં લાગવું. હાલ ચાલુ છે તે માધ્યમિક ગણાતી સ્કૂલો અને કૉલેજો બન્ને વચ્ચે રહી જાય; એ ધ્રુવ બિંદુઓ જો સાચું જોર પકડે તો વચલા ચાલુ બેઉને પણ જોર અને ઉપયોગિતા એ અર્પશે. એટલે, આજે રાષ્ટ્રીય કેળવણીની હકારાત્મક વ્યાખ્યાનો મુદ્દો આ છે અથવા હોવો જોઈએ કે, પહેલી જરૂર પહેલી સંભાળો;- ચાલુ છે એ તો ચાલે જ છે.

ઉપરનાં ચાર નિવેદનો તે દૃષ્ટિએ તપાસીએ તો, વિદ્યાપીઠ તરફથી ચાલતું ગૂજરાત વિનય મંદિર બાળકોની પાયાની અને સર્વસામાન્ય કેળવણીનો દૃઢબાજક ખોળવા પ્રયોગ કરે છે. દરેક બાળકને ઓછામાં ઓછી સામાન્ય કેળવણી કઈ આપવી જોઈએ એ નક્કી કરવાની રાષ્ટ્રીય જરૂર છે. આ એકમને કૉલેજની જોહાકીથી મુક્ત રાખીને વિચારવો જોઈએ. ભણનારાના ૯૦ ટકા આજ હાઈસ્કૂલનું પણ પૂરું કરી નથી શકતા; છતાં તે હાઈસ્કૂલની કાર્યરેખા કૉલેજની જરૂરિયાતો જોઈ વિચારીને કરી છે. એટલે પાયાનું શિક્ષણ જે પાયે હોવું જોઈએ તે દોહ્યલું અને અદિશ બની રહે છે. આ ટીકા આજે લગભગ સર્વમાન્ય થઈ છે. વિનય મંદિરનો ઇરાદો આ ટીકામાંથી રસ્તો શોધવાનો છે.

વિનય મંદિર ઉપરાંત વિદ્યાપીઠ તરફથી પ્રકાશનનું તથા અન્ય કામો ચાલે છે, એનો વિસ્તાર અહીં કરતો નથી. જેમને આમાં રસ હોય તે મૂળ નિવેદન વિદ્યાપીઠમાંથી મંગાવી શકે છે.

ગ્રામસેવા સમિતિ પ્રૌઢોની કેળવણીનો, રાષ્ટ્રીય શિક્ષણની પુનર્ઘટનાનો બીજો છેડો, શોધે છે. માત્ર અક્ષરજ્ઞાન આપવું એ ભલે આજે પ્રૌઢ કેળવણીનું મુખ્ય અને કદાચ શીઘ્ર-સાધ્ય અંગ મનાય. પરંતુ એ સાધન જ છે; તેનું સાધ્ય તો આપણી પ્રૌઢ વસ્તીને સ્વરાજની તાલીમ આપી, પોતાના દેશના હિત વિષે સમજણી, વિચાર કરતી, અને આચરતી કરવાનું છે. એ કામ સ્વરાજ-સરકાર અને સ્વતંત્ર પ્રજા એક મળીને દરેક દેશમાં કરે છે. જે પ્રમાણમાં એ થાય છે તે પ્રમાણમાં સરકાર-તંત્ર પણ સફળ બને છે. આપણા દેશમાં આજે સ્વરાજ-સરકાર નથી, એટલે અંશે એના તરફનો ફાળો આ કાર્યમાં મળતો નથી. તેથી પ્રજાસેવકોને કદાચ બેવડો બાર ઉપાડવાનો આવે છે.

ગ્રામસેવા સમિતિ કુલ ૩૩ સેવકો દ્વારા આજ ગુજરાતમાં કામ કરે છે. કામનો પ્રકાર ટૂંકમાં કહેવો હોય તો ગાંધીજીનો તેરવિધ રચનાત્મક કાર્યક્રમ છે. જે સેવક જે જે કામ અને જેટલું સાધી શકે, તે સેવક તે તે કામ તેટલું સાધે છે. સેવક પોતાની મર્યાદા પોતે આંકે છે. સમિતિ તેને સામાન્ય માર્ગ-સૂચન કરે છે. હેવાલના વર્ષમાં બધા સેવકો બારડોલી મુકામે મળ્યા હતા. તે સંમેલનમાં કશા ઠરાવ ન કરતાં, પોતાની કાર્યદિશા, મર્યાદા વગેરે બાબતોની ચર્ચા કરી, સમજ પૂરતા સામાન્ય વિચારો કર્યા હતા. અને તે નિવેદનમાં બતાવવામાં આવ્યા છે. કાર્યપદ્ધતિની આ રીત તરફ સમાજસેવકોનું ધ્યાન ગયા વગર નહિ રહે એમ માનું છું. નૈમિત્તિક જવાબદારી અને સ્વતંત્રતાની સાથે સંગઠિત એકધારાપણું સાધવાને માટે આ પદ્ધતિ કીમતી ગણાય.

છેલ્લી બે સંસ્થાઓ વિષે, સ્થળસંકોચને કારણે, આવતા અંક ઉપર.

મ०

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૨-અંક ૫]  [ફેબ્રુઆરી, ૧૯૪૮

## પરિભાષા-રચના

૧

વિજ્ઞાનની પરિભાષાની બાબતમાં બેએક વરસ પર 'પ્રસ્થાન'માં મેં એક લેખ લખ્યો હતો. (જુઓ પ્રસ્થાન પુસ્તક ૨૬; અંક ૩-૪, પાન ૨૧૮) એમાં મેં જે સૂચનાઓ કરી હતી, તે વિજ્ઞાનના અધ્યાપકો તથા લેખકોને એકંદરે ગમી હતી કે નહિ, તે વિષે મારી ખાતરી નહોતી. એટલું હું જાણતો હતો કે, જેમની ઇચ્છાથી મેં એ લેખ તૈયાર કર્યો હતો તેમને, એટલે શ્રી. પોપટલાલ શાહને, તેમ જ તે પરથી કરેલો હિંદી લેખ બિહાર સરકારની પારિભાષિક સમિતિના સંચાલકને એકંદરે ગમ્યો હતો. શ્રી. મગનભાઈ દેસાઈએ ગયા અંકમાં જે પરિભાષા સમિતિનો ઉલ્લેખ કર્યો છે, તેની પ્રાથમિક બેઠકમાં આવેલા અધ્યાપકોએ પણ જ્યારે એ લેખ વિષે સંતોષ જાહેર કર્યો, ત્યારે મારી મહેનત નકામી નહોતી એમ જાણી હું ખુશી થયો. મને તે જ બેઠકમાં ખબર પડી કે, એ જ દિશામાં બીજા લેખકોએ કાંઈ કાંઈ કામ કર્યું છે અને લેખો છાપ્યા છે. વર્ધામાં મારી પાસે એવા લેખો જોવા કે મેળવવાનું સાધન ન હોવાથી, હું એથી અજાણ્યો રહ્યો છું. આથી જો લેખકો પોતાના લેખની નકલ મને મોકલવા વ્યવસ્થા કરશે, તો હું આભારી થઈશ.

અમદાવાદથી હું આવ્યો ત્યારે આ સમિતિના મંત્રી શ્રી. બંસીલાલ ગાંધીએ પદાર્થવિજ્ઞાન તથા રસાયનશાસ્ત્રના શબ્દોની પરિભાષાનો એક ખરડો (એટલે, ગયા અંકમાં શ્રી. મગનભાઈના લેખમાં ઉલ્લેખેલું, એ. બી. સી. ક્રમે ગોઠવેલું તારણ) મને જોવા માટે સોંપ્યો હતો. તે ખરડો તપાસતાં મને જે કેટલીક સામાન્ય વાતો સૂઝે છે, તે જેમ જેમ સૂઝતી ગઈ છે તેમ તેમ આ લેખમાં રજૂ કરવા ધારું છું. એની પાછળ વ્યવસ્થિત રીતે પડી શકું એટલો સમય તેમ જ સાધન ન હોવાથી, એ વિચારોને બહુ વ્યવસ્થિત રીતે ગોઠવવા મેં પ્રયત્ન કર્યો નથી; સમિતિના સદસ્યોને તેમ જ ભાષાશાસ્ત્રીઓને એમાંથી કાંઈક સૂચનો મળે એટલી જ દૃષ્ટિ રાખી છે. તે બાબતમાંયે પહેલા લેખમાં કરેલી વિનંતિ અહીં ફરીથી કરું છું કે, મારી સૂચનાઓમાંથી આ કે તે દાખલાની યોગ્યાયોગ્યતા પર બહુ ભાર ન મૂકવો. મારા આપેલા દાખલામાંથી કોઈક ખોટા અથવા અયોગ્ય લાગે એ તદ્દન સંભવે છે. પણ એ સૂચનાઓ પાછળના સૂચનનો જ વિચાર કરવો.

જેમ જેમ વિચારું છું તેમ તેમ હું જોઉં છું કે, વિજ્ઞાનની પરિભાષા બનાવવાનું કામ સાહિત્યિક લખાણના ભાષાંતર કરવાના કામ કરતાં બહુ કઠણ છે. પરિભાષા શબ્દ કેમ યોજાયો તે હું જાણતો નથી. પણ પરિભાષા એટલે નિશ્ચિત ભાષા. એ જો સામાન્ય વ્યવહારના શબ્દોમાંથી યોજાય તોયે તેને લક્ષણાથી કે વ્યાખ્યાથી તે શાસ્ત્ર માટે ખાસ અર્થ આપવાની સગવડ હોવી જોઈએ. તે શાસ્ત્ર નવું અને આપણું બનાવેલું ન હોય, પણ પરદેશમાં ખેડાઈ તે ભાષા દ્વારા આપણે જાણ્યું હોય, ત્યારે વ્યવહારમાં આવતા એના અર્થના અનેક શબ્દોમાંથી ગમે તે એક કે અનેકને પારિભાષિક શબ્દ તરીકે મૂકી દેવાથી કામ ન ચાલે. એક દાખલાથી આ સમજાવું :

પદાર્થવિજ્ઞાનમાં force, power, energy એવા ત્રણ શબ્દો આવે છે. સાહિત્યિક તથા લોકભાષામાં અંગ્રેજીમાંયે એ ત્રણે એકાર્થી શબ્દો તરીકે કોઈ વાર વાપરી શકાય છે. પણ વિજ્ઞાનમાં ત્રણેના ખાસ અર્થો છે. આપણી લોકભાષામાયે એવા જ અર્થના બળ, શક્તિ, જોર, તાકાત એવા અનેક શબ્દો છે. ઉપર-વિચારે એમ લાગે કે, એમાંના જ ત્રણને પેલા ત્રણમાં વહેંચી દેવા. આમ જો સર્વમાન્ય સંકેતથી થઈ શકતું હોય તો તેમ કરવાનેયે હરકત નહિ. પણ આપણે જાણીએ છીએ કે, બળ, શક્તિ, તાકાત અને જોર એ શબ્દો નાના બાળક અને અભણ ગામડિયાનાયે મોઢામાં વસે છે, અને તે એકાર્થમાં વાપરવાની તેને ટેવ છે. એને જ નહિ, પણ આપણે પોતેયે તેને નિશ્ચિત અર્થ આપી, સામાન્ય ભાષામાં ગમે તેમ વાપરવાનું ભૂલી શકાશું નહિ. પરિણામ એ આવે કે, અધ્યાપક તેમ જ વિદ્યાર્થીને માત્ર વિજ્ઞાનનો વિચાર કરતાં કયા શબ્દનો કયો નિશ્ચિત અર્થ છે તે યાદ રાખવું કઠણ પડે. મેં સાંભળ્યું છે કે આવું પરિણામ

આવ્યું છે. ગુજરાતી દ્વારા વિજ્ઞાનની પરીક્ષા આપનાર વિદ્યાર્થીઓ એ બાબતમાં શબ્દોના ગોટાળા કરે જ છે. આથી, એ શબ્દોને અંગ્રેજી ત્રણ શબ્દોમાં વહેંચી આપ્યે કામ નહિ ચાલે પણ વિજ્ઞાનમાં એ ત્રણ શબ્દોની વિશેષતાઓનો વિચાર કરી, તેના ગુજરાતી પર્યાયો નક્કી કરવા જોઈએ.

બીજું, એમ નક્કી કરવામાં એ ત્રણ શબ્દોની વ્યાખ્યાઓ તપાસીનેયે હમેશાં કામ પૂરું નહિ થાય. એ ત્રણ શબ્દોની કેવળ શુદ્ધ વ્યાખ્યા જ જોતી હોય તો પદાર્થવિજ્ઞાનના યંત્રશાસ્ત્ર (કે યંત્રણશાસ્ત્ર ?)* નું પ્રકરણ તપાસવું બસ થાય. પણ એટલું બસ નથી. એ શબ્દો બીજાં પ્રકરણોમાં અને શાસ્ત્રોમાંયે વિશેષ્ય તરીકે વપરાયેલા જોવામાં આવે છે. જેમ કે,

force — adhesive force, cohesive force, electric force, magnetic force, combining force વગેરે.

power — horse power, mechanical power, magnetic power, candle power, combining power વગેરે.

energy — kinetic, dynamic, potential energy; heat, light, electrical energy; physical, chemical energy વગેરે.

હવે, જે શબ્દ દરેકને માટે ઠરાવીએ તે એવો હોવો જોઈએ કે, બનતા સુધી, તે ને તે જ શબ્દ આ દરેક સંબંધમાં વાપરી શકાય. 'બનતા સુધી' કહેવાનું કારણ એ કે, કોઈક વાર એવું બને કે અંગ્રેજીમાં જ એ શબ્દ કોઈ વાર ખોટી રીતે રૂઢ થયો હોય એમ સ્પષ્ટ હોય; અથવા, આપણી ભાષામાં કોઈ ખોટી રીતે બનેલો શબ્દ એવો રૂઢ થઈ ગયો હોય કે એને સુધારવાનું ડહાપણ ડહોળવામાં માલ ન હોય. આવા અપવાદરૂપ પ્રસંગો છોડીએ તો ઉપલી ખાત્રિયત તેમાં હોવી જોઈએ.

એટલું જ નહિ. આ ઉપરાંત, એ શબ્દ પરથી તેના સાધિત શબ્દો પણ કરવાની શક્યતા હોવી જોઈએ. જેમ કે, force માટે એક શબ્દ નક્કી કર્યો હોય તો તે જ મૂળ કાયમ રાખી, forcible, forced વગેરેના પર્યાયો યોજવાની સગવડ હોવી અથવા કરવી જોઈએ. એક બે તાજરે ચડેલા દાખલા પરથી આ સ્પષ્ટ કરું:

acid તેજાબ, acidity ખટાશ, triacidic ત્ર્યામ્લિક, dissolve ઓગાળવું, solution દ્રવણ.

neutral સમભાવ, શમિત, અક્રિય, neutralization મારણ. સાધારણ રીતે પરિભાષા-રચનામાં આ દોષ ગણવો જોઈએ.

આવા સાધિત શબ્દો ઉપરાંત ઉપસર્ગો લગાડીને પણ અર્થભેદ કરનારા પારિભાષિક શબ્દો છે. જેમ કે, acid-antacid, composition—decomposition, association—dissociation, organic—inorganic વગેરે. પરિભાષાનો જે મૂળ શબ્દ ઠરાવવામાં આવે તે આવા સાધિત શબ્દોમાં પણ રહી શકે એવો પ્રયત્ન હોવો જોઈએ. દાખલા તરીકે, organic માટે કાર્બનિક, સકાર્બન કે (ઘટતે ઠેકાણે) સેન્દ્રિય, પ્રાણીજ શબ્દ યોજવો; અને inorganic માટે જડ, પાર્થિવ, અકરણ શબ્દો યોજવા બરાબર ન થાય.

આ માટે, જે શબ્દ નજરે ચડે તેની તુર્ત જ પરિભાષા નક્કી ન કરતાં તે શબ્દના સર્વ ઉપસર્ગ તથા પ્રત્યય સાધિત શબ્દોની યાદી બનાવી તથા તે જ શબ્દ વિજ્ઞાનની કોઈ બીજી શાખામાં પણ વપરાયો હોય તો તેની પણ નોંધ કરી, પછી પરિભાષા બનાવવાનો પ્રયત્ન કરવો વધારે ઠીક થશે. આ બાબતમાં શ્રી પોપટલાલ શાહે ભારપૂર્વક એક સૂચના મને કરી તે મારી સંમતિપૂર્વક રજૂ કરું છું. તેમણે કહ્યું કે, 'વિજ્ઞાનની જુદી જુદી શાખાની પરિભાષા તમે જુદી જુદી વખતે બનાવો તેમાં હરકત નથી. પણ મહેરબાની કરી, એ શબ્દ બીજી કઈ કઈ શાખાઓમાં યોજાયો છે તે કોઈ સારા શબ્દકોષમાંથી તપાસજો; અને, કમમાં કમ, એટલું તો જોજો જ કે એક જ અર્થમાં તે બીજી શાખામાં વપરાયો હોય તો એક શાખાની પરિભાષામાં તમારો શબ્દ એક હોય અને બીજીમાં બીજો થાય એવી ભૂલ ન બને. દા. ત., એમ ન થાય કે પદાર્થવિજ્ઞાનમાં hygroscopic માટે જલગ્રાહી અને રસાયનશાસ્ત્રમાં ભેજશોષક સૂચવો. આ માટે મારી ભલામણ છે કે, તમારો કોષ વિજ્ઞાનવાર ન છાપશો, પણ એક જ વર્ણાનુક્રમે છાપજો. તેમાં કઈ શાખામાં તે વપરાય છે તે ભલે સૂચવજો.'

આમાં હું એમ પણ ઉમેરો કરવા ઇચ્છું છું કે, છાપવાં પહેલાં પરિભાષાની ઉલટી-યાદી, એટલે કે ગુજરાતી વર્ણાનુક્રમે પણ બનાવવી. એથી, એક જ શબ્દ જુદા જુદા ઉપયોગો માટે કેટલી વાર યોજાયો છે તે માલૂમ પડી આવશે દા. ત., caustic, irritating, burning, વગેરે બધાને માટે દાહક શબ્દ યોજાઈ જવાનો સંભવ છે. આ ત્રણે એક જ શાસ્ત્રમાં આવનારા શબ્દો છે, અને ત્રણે જુદા જુદા અર્થમાં છે. એ જો લોકભાષાની શિથિલતાથી નહિ, પણ પરિભાષાની ચોકસાઈથી યોજવા હોય તો તેમાં ઊંડું વિચારવાની જરૂર છે. લોકભાષામાં તો અગ્નિ, હિમ, વીંછીનો ડંખ, ચૂનો, તેજાબ, મરચું

---

*યંત્રશાસ્ત્ર = science of machinery, mechanical engineering; યંત્રણશાસ્ત્ર = mechanics એમ નહિ ? કદાચ બીજાને યંત્રમિતિ અથવા યંત્રતત્ત્વ કહી શકાય.

બધાંને દાહક–બાળનારાં કહી શકાય. ત્યાં એનો અર્થ અસહ્ય સ્પર્શવાળાં એટલો જ થાય. વિજ્ઞાનમાં એ દરેકની ખાસિયત સ્પષ્ટ રીતે રજૂ થવી જોઈએ. ઊલટી-ચાટી કરવાથી, આવી ચોકસાઈ સાધી શકાઈ છે કે નહિ, તે માલૂમ પડી આવશે.

વૃદ્ધિસૂચક ક્રિયાઓના કેટલા પ્રકાર થઈ શકે છે, તેનો એક દાખલો આપવાથી આ વધારે સ્પષ્ટ થશે. add ઉમેરવું, increase વધવું, expand ફૂલવું, spread ફેલાવું, spread out ઉકેલાવું, ઉખેટાવું, open ઊઘડવું, extend તાણવું, distend ખેંચવું, elongate, lengthen લંબાવવું, broaden પહોળાવવું, diffuse બહોળાવવું, to be diffused વ્યાપવું — આમ દરેક માટે આપણે જુદા શબ્દો શોધી શકીએ એમ છીએ અને શોધવા જોઈએ. પણ જો તેમ ન વિચાર્યું હોય તો વિસ્તારવું, વધારવું એવા એક બે શબ્દો જ એમાંના ઘણાખરા માટે પૂરતા લાગે એમ બને.

ઉપરના શબ્દોથી ઊલટો અર્થ સૂચવનારા પણ એટલા જ શબ્દો મળી આવે છે. જેમ કે, subtract કાઢવું, બાદ કરવું, decrease ઘટાડવું, contract કરમાવવું, સંકોરવું, ઓસરવું, withdraw, retire, draw in સંકેલવું, સમેટવું, close વાસવું, disextend તાણ તોડવી, ઉતાણવું (?), undistend સંપેટવું, shorten ટૂંકાવવું, make narrow સંકડાવવું, make close સમાવવું વગેરે.

આ પ્રયત્ન પરથી એમ પણ જોઈ શકાશે કે, કેટલીક જગ્યાએ નવા શબ્દો બનાવવા ચોઉયણે અરે પણ આવશ્યક થાય છે જ. જેમ કે, તાણવાથી ઊલટી ક્રિયાને માટે શો શબ્દ વાપરવો? તણાયેલાં રબર અથવા કમાનને વળી પાછાં પૂર્વ રૂપમાં લાવવાં હોય અથવા એથીયે નાનાં કરવાં હોય તો તે ક્રિયાને શું કહેવું? આપણે દૂરાન્વયથી આજે એ વિષે, એ ઢીલી થઈ ગઈ છે, અને તેને કઠણ કરવાનું કહીએ છીએ. પણ એ તો તાણવાની અને તેથી ઊલટી ક્રિયાનું પરિણામ થયું. પણ તે ક્રિયા માટે કયો શબ્દ વાપરવો? ઉ(ઓ)તાણ, (અવતાણ), વિતાણ, નિરતાણ એવા અનેક શબ્દો સૂઝે. અથવા તાણ તોડવી, ભાંગવી એવી સાદી પણ વિસ્તૃત શબ્દયોજના પણ કરી શકાય. કઈ જગ્યાએ શું કરવું ઇષ્ટ છે એ ઠરાવવું ઘણી વાર બહુ મહેનત આપનારું કામ થઈ પડે છે, અને એવા થોડા શબ્દો જ ઘણી વાર પરિભાષા રચનારની સફળતા-નિષ્ફળતા નક્કી કરનારા થઈ પડે છે.

## ૨

નવા શબ્દો રચવામાં અથવા જૂના શબ્દોને નવી રીતે સાધવામાં અથવા પારિભાષિક અર્થ આપવામાં કઈ કઈ બાબતોનો વિચાર કરવાની જરૂર છે, તે હવે ચર્ચવા ધારું છું.

પરિભાષા અનેક રીતે કરી શકાય અને જુદે જુદે સ્થળે તેમાંની એક અથવા બીજી રીત યોજવી પડે. જેમ કે, પરભાષાના શબ્દને[1] અપનાવીને, બે રૂઢ શબ્દોનો સમાસ[2] કરીને, નવા ઉપસર્ગ અથવા પ્રત્યય લગાડીને એકાદ જૂના શબ્દમાંથી નવો શબ્દ[3] સાધીને, વિજ્ઞાનની કોઈ બીજી શાખાના કોઈ પરિચિત શબ્દને લક્ષણાથી અપનાવીને,[4] કોઈ પૌરાણિક સૂચક નામને લક્ષણાથી નવી રીતે વાપરીને[5], વગેરે.

આમાંની કોઈ પણ રીતનો નીચેની શરતો પૂરી પડતી હોય તો ઉપયોગ કરવાને હરકત ન હોય: (૧) તળપદા અથવા ધંધાદારીઓમાં અને બજારમાં પ્રચલિત થયેલા શબ્દના અજ્ઞાનને લીધે આપણે નવો શબ્દ બનાવીએ તો તે દોષ થાય. જેમ કે, પદાર્થવિજ્ઞાન તથા રસાયનશાસ્ત્રની કેટલીક ક્રિયાઓ માટે લુહાર, સોની, આયુર્વેદી ઓસડો બનાવનારા વગેરેમાં નિશ્ચિત શબ્દો વપરાતા હોવાનો સંભવ છે. તે ન શોધતાં જો આપણે નવો શબ્દ બનાવીએ તો તે ભૂલ ગણાશે અને તે શબ્દો ચાલે પણ નહિ. (૨) નવા શબ્દ કાનને અપરિચિત તો લાગે; પણ કેટલાક નવા શબ્દ એવા હોઈ શકે કે જેને સ્વીકારવાનું સામાન્ય માણસોને અને વિદ્યાર્થીઓને ગમી જાય; કેટલાક એથી ઊલટા હોય, અને તેથી લોકો તે કરતાં વિદેશી શબ્દને જ વાપરવાનું વધારે પસંદ કરે. જેમ કે, આગગાડી, ઊલપટ, (મરાઠીમાં incendiary bomb માટે આગલાવા ગોળા) જેવા શબ્દો રૂઢ થતાં વાર ન લાગી. પણ દ્વિચક્રી (સાઈકલ), અગ્નિરથ (એંજિન), ચલચ્ચિત્ર (સિનેમા) જેવા શબ્દો રૂઢ ન થઈ શક્યા. તેને બદલે અંગ્રેજી કે તેનાં ભ્રષ્ટ રૂપો જ વધારે ચાલ્યાં. તે જ પ્રમાણે divergence માટે 'અપસરણ' રૂઢ થવો મુશ્કેલ છે, પણ માર્ગફેરણ (ફેરવણી) વધારે સહેલાઈથી ચાલશે. (૩) લેખના પહેલા ખંડમાં કહી ગયો તેમ તે શબ્દો પરથી બીજા શબ્દો સહેલાઈથી સિદ્ધ કરાવવાની શક્યતા હોવી જોઈએ: ખાસ કરીને, જ્યાં એવા શબ્દો બનાવવાની

---

૧. જેમ કે, ઑક્સીજન, ગૅલ્વેનોમીટર, ટેલિફોન અથવા લ(વ)ચિક (મરાઠી). ૨. જેમ કે, વાફકારવું (distilate), સુંગરખું (armature). ૩. જેમ કે, રેશક, રેશિત (fibrous material), રેશલ (fibrous), વિરંગવું (bleach), વર્ગકરી (group reagent), આગલ્લગાડ (incendiary). ૪. જેમ કે, પ્રાણ (energy), તમોગુણ–વૃત્તિ (inertia), રજોગુણ-વૃત્તિ (activity). ૫. જેમ કે, નારદ અથવા ગોર (catalytic agent), રાવણ (loudspeaker), સુંદોપસુંદન (neutralization, reciprocation).

જરૂર પડતી જ હોય ત્યાં. (૪) નવા શબ્દો બનતા સુધી પોતાની મેળે જ અર્થ સૂચવનારા હોવા જોઈએ, અથવા એકાદ વાર સમજ આપવી પૂરતી થાય તેમ હોવું જોઈએ. તેનો અર્થ ગોખીને મોઢે કરવો પડે તેમ ન હોવું જોઈએ. જેમ કે, adhesion પ્રસક્તિ, cohesion સંસક્તિ, affinity આસક્તિ, dispersion વિકિરણ, diffusion પ્રકિરણ, એવા શબ્દો બનાવ્યા હોય તો કયા નિયમોથી એક ઠેકાણે પ્ર, બીજે ઠેકાણે વિ, ત્રીજે ઠેકાણે આ, વાપર્યો તે ખ્યાલમાં રહેવું મુશ્કેલ છે. તેમ જ પ્ર એટલે સારી રીતે ગાઢ, એમ સમજાવીએ, તો પ્રકિરણમાં ગાઢાપણાનો ભાવ સૂઝે; પણ diffusionમાં આછા થવાનો ભાવ છે. વળી કિરણ એટલે ફેલાવું, અને કિરણ એટલે પ્રકાશ-રેખા એમ બે અર્થો થાય. બન્ને સમાનરૂપ શબ્દો એક જ પ્રકરણમાં આમ જુદા જુદા અર્થમાં આવે એટલે માણસ ગોટાળામાં પડે. માટે આ બાબતની સંભાળ લેવી જોઈએ. (૫) જે શબ્દો સમાનરૂપ હોવા છતાં તદ્દન જુદા જુદા અર્થોમાં વાપરી શકાતા હોય, તે બનતા સુધી વિજ્ઞાનની એક જ શાખામાં ન વાપરવા પર ધ્યાન આપવું જોઈએ; એટલું જ નહિ, પણ કોઈ લોકભાષાના શબ્દના સમાનરૂપ શબ્દને જુદા અર્થમાં પારિભાષિક શબ્દ બનાવવાનું ટાળી શકાય તો તે ઠીક સમજવું જોઈએ. જેમ કે, soft water માટે ફીણિયું પાણી વાપરીએ તો hard water માટે અફીણિયું પાણી બનાવવાનું સૂઝે. પણ અફીણિયુંનો લોકાર્થ જુદો જ થાય. માટે ત્યાં નફીણિયું શબ્દ યોજવો જોઈએ.

આ ઉપરથી ઉપસર્ગો અને પ્રત્યયોનો ઉપયોગ કરવામાં લેવાની સાવચેતીઓનો વિચાર ઉત્પન્ન થાય છે.

નવા શબ્દો બનાવવા હોય તો આપણું શિક્ષણ આપણને સંસ્કૃત ભાષાનો આશરો લેવા લલચાવે છે પણ એમ કરવામાં સારા સારા વિદ્વાનોએ પણ ઘણી વાર ભૂલો કરી નાંખી છે, અને કેટલીક વાર ખોટા શબ્દો રૂઢ થયેલા વર્તમાન ભાષાઓમા મળી આવે છે. આવું ગુજરાતીમાં જ થયું છે એમ નથી. મરાઠી, હિંદી, બંગાળી બધી ભાષાઓમાંથી એના દાખલાઓ આપી શકાય. આનું એક પરિણામ એ પણ આવ્યું છે કે, એક જ અર્થ દર્શાવવા જુદા જુદા પ્રાન્તોમાં જુદા જુદા શબ્દો રૂઢ થયા છે. એટલે કે, સંસ્કૃત શબ્દ બનાવવાથી સર્વે પ્રાન્તીય ભાષાઓમાં એક જ શબ્દ નિર્માણ થાય એવું બનતું નથી. દા. ત., જેને આપણે સંસ્થા કહીએ છીએ, તેને બંગાળમાં પ્રતિષ્ઠાન, ઓરિસ્સામાં અનુષ્ઠાન, અને આંધ્રમાં સંસ્થાન કહે છે. આપણે ધન્યવાદ એટલે અભિનંદન સમજીએ, અને હિંદીમાં તેનો અર્થ આભાર થાય. આપણે સંમતિ એટલે અનુમોદન માનીએ છીએ, હિંદીમાં તેનો અર્થ માત્ર 'મત' પણ થાય. ખોટા શબ્દો રૂઢ થવામાં બંગાળી તથા હિંદીનો 'સ્થગિત' શબ્દ છે એનો અર્થ 'તહકૂબ' શી રીતે થાય તે સમજવું મુશ્કેલ છે. એ જ પ્રમાણે આપણે પ્રમાણ શબ્દ બે સંખ્યા વચ્ચેનો સંબંધ તેમ જ માપ બન્ને અર્થમાં વાપરીએ છીએ. આમાં, સંભવ છે કે, બીજા અર્થનો પરિમાણ શબ્દ પરમાણ બન્યો, અને તે પછી 'અતિ સંસ્કૃત' થઈ પ્રમાણ બન્યો,— જેમ પરદેશને ઘણા પ્રદેશ લખે છે તેમ.

આમાં કેટલીક વાર ગોટાળો થવો અનિવાર્ય છે, કારણ કે એક જ ઉપસર્ગના અનેક અર્થો થાય છે, અને તેથી ઊલટું એક જ અર્થ લાવવા માટે અનેક ઉપસર્ગોમાંથી પસંદગી પણ કરી શકાય છે. દા. ત, વિ વિશેષાર્થે પણ હોય, અને નિષેધાર્થે પણ હોય. પ્રતિ તરફના અર્થમાં પણ વાપરી શકાય તેમ જ વિરુદ્ધના અર્થમાં પણ વપરાય.

આથી, પરિભાષા સમિતિને મારી વિનંતી છે કે, તેમણે ઉપસર્ગો અને પ્રત્યયોની એક યાદી બનાવી, જેમ બને તેમ દરેકને કોઈક ઠરાવેલા અર્થમાં જ, નવો શબ્દ બનાવતી વખતે, વાપરવાનો નિશ્ચય કરવો. રૂઢ થઈ ગયેલા શબ્દો વાપરવા પડે ત્યાં ઉપાય ન હોય. પણ નવા શબ્દોમાં કોઈક નિયમ પાળવાનો વિચાર રાખવો.

દા. ત., નીચેના ઉપસર્ગો સાથે જણાવેલા અર્થોમાં જ વાપરવાનો સંયમ કરી શકાય તો તે ઇષ્ટ થાય. એવી રૂઢિ પડી જાય તો ધીમે ધીમે સાહિત્યિક ભાષામાંયે નવા શબ્દો બનાવનારા તેને અનુસરતા થઈ શકે:

કુ – ખરાબ, દુષ્ટ, જેમ કે, કુધર્મ

ક – કઠણ, ક્લિષ્ટ,— કધર્મ

સત્ – સારું, ભલું,— સત્કર્મ

સુ – સહેલું, સુધર્મ

અ, દુર્ – ખોટું, ભૂલભરેલું,— અધર્મ, દુર્માર્ગ

સચ – સાચું, બરાબર — સચધર્મ

વિ, ન, ગેર, – અભાવ સૂચવવા, વિપર્યય સૂચવવા નહિ — વિધર્મ, વિમલ, વિમાર્ગ, ગેરહાજર, નમાલું

બે, વગ, વિણ – 'તે વિના' સૂચવવા — બેમાલૂમ, વણદર્શન

આડ – નિયમ છોડીને, નિયમ બાહ્ય, ગૌણ (અમુખ્ય), irregular — આડમાર્ગ, આડધર્મ, આડશ્રેણી

રાજ – નિયમ પ્રમાણે, રીતસર, મુખ્ય — રાજમાર્ગ, રાજધર્મ, રાજશ્રેણી

નિસ્ – કાઢી નાંખેલું,— નિર્વાત, નિર્મલ, નિર્માલ્ય

આ, પરા, ઊલટ – મૂળ શબ્દથી સૂચવાતી ક્રિયાથી સ્વભાવસિદ્ધ ઊલટી ક્રિયા — આગમન, આદાન, ઊલટ-બાજુ, પરાગતિ

પ્રતિ, પલટ, બાલ – મૂળ શબ્દથી સૂચવાતી ક્રિયાના જવાબરૂપે સામી ક્રિયા — પ્રતિગમન, પ્રતિપ્રેમ, પ્રત્યુત્તર,

પલટક્રિયા, બદલ-ચાલી.

. પ્ર – ગાઢતા, ઉત્કર્ષ, વધારો સૂચવવા — પ્રકોપ, પ્રગતિ, પ્રઘાત (રૂઢ 'આઘાત'ના અર્થમાં)

પુનઃ,– ફેર, તે જ ક્રિયા ફરી થતી સૂચવવા — પુનર્દર્શન, ફેરફરી

પ્રત્યા – ક્રિયા તેમ જ ઊલટી ક્રિયા ફરી ફરી થતી સૂચવવા — પ્રત્યાફેંક (વણાટના ધોટાની ચાલ)

સ, સહ, સાથ, સથ – 'સાથે'ના અર્થમાં — સમૂળ, સહયોગ, સથફેરવ

અતિ, વધુ – મર્યાદા બહાર સૂચવવા — અતિસંસ્કૃત, અતિક્રમ

. બહુ – વિવિધતા સૂચવવા — બહુરૂપ

સં, અંગ, અંગી – એકરૂપ, ઓતપ્રોત ક્રિયાના અર્થમાં — સંયોગ, અંગચેપ (contagion), અંગચોંટ (cohesion)

અધિ – ક્રિયા સાથે ઉપરથી જોડાવા કે લાગવાના અર્થમાં — અધિયોગ, અધિચેપ (infection), અધિચોંટ (adhesion) ઇત્યાદિ.

પ્રત્યયો વિષે પણ આ પ્રમાણે નિશ્ચિત અર્થમાં વાપરવાનો નિર્ણય થઈ શકે તો ઇષ્ટ થાય. પણ ઉપસર્ગો કરતાં પ્રત્યય માટે આમ કરવું વધારે કઠણ છે. બીજી બાજુથી, પ્રત્યયો સંદર્ભથી જેટલા સહેલાઈથી સમજાય છે, તેટલા ઉપસર્ગો સમજાતા નથી.

(ચાલુ) **કિશોરલાલ ઘ. મશરૂવાળા**

# कोषकार रानडे

મને એમની પાસે કોણ લઈ ગયું તે આજે યાદ આવતું નથી. કોઈ સિંધી મિત્ર સાથે હું એમની પાસે ગયો હોઈશ, એવું સ્મરણ થાય છે. પણ વધુ વિચાર કરતાં એ વહેમ જ હશે એમ લાગે છે.

વિદ્યાર્થી-દશામાં વિદ્વાનો પ્રત્યે આદરભાવ કંઈક વધારે હોય છે. વિદ્વાનો આગળ જતાં અકારણ બીક જણાય છે. એ કંઈ ઉચ્ચ કોટિના જીવો છે, એમની આગળ આપણે રંક છીએ, એ વિચાર કેમે કર્યો મનમાંથી ખસી શકતો નથી. કેટલાક વિદ્યાર્થીઓની ધૃષ્ટતા જોઈ હું વિસ્મય પામતો, એટલું જ નહિ પણ ભયભીત પણ થતો. કોઈ માણસ લપસી પડતો હોય, અથવા કોઈ ચિડાયેલો માણસ વિવેક ભૂલી મોઢામાંથી હમણાં ગાળ કાઢશે એવી બીક લાગતી હોય, ત્યારે જેમ આપણે પોતાને ઠેકાણે અસ્વસ્થ થઈએ છીએ, તેમ જ કોઈ વિદ્યાર્થી મુરબ્બીઓ આગળ ધૃષ્ટતાથી જ્યારે વાત કરે ત્યારે હું પોતે જ ભયભીત થતો. આજે પણ એ બીક — અથવા ક્ષોભ કહો – મારામાંથી નીકળી નથી. એવો ક્ષોભ સ્વભાવમાં રહે એ મને સાલે છે. પણ એ નીકળી જાય તો સારું થશે એમ પણ મન માનતું નથી.

પ્રોફેસર નીલકંઠ બાબાજી રાનડે ઠાકુરદ્વાર પર એક નાનકડા ઘરમાં રહેતા. ઘણું કરીને પૈસા-ફંડ ભેગું કરવા સ્વયંસેવકો મેળવવા એ મથતા હશે. ફર્ગ્યુસન કૉલેજમાં પૈસા-ફંડ ઉઘરાવવામાં મારાં ઉત્સાહ અને કુનેહ વખણાયાં હતાં, એટલે કોકે મારું નામ એમને સૂચવ્યું હશે.

હું મેડી ચઢીને એમની ઓરડીમાં ગયો છાતીમાં ફફડાટ તો હતો જ. એમની ઓરડીમાં ચોપડીઓના ઢગલા પડ્યા હતા. વ્યવસ્થાનું નામ ન મળે. એક બે મદદનીશો મોટા મોટા શબ્દકોષો ખોળામાં લઈને ઝીણી આંખો વડે એનાં પાનાં ખેડતા હતા. એક ખૂણામાં લાલ પતરાનો 'એનીમા ઇરિગેટર' લટકતો હતો. એની રબરની નળી સાચવીને રાખી હોય એમ લાગતું ન હતું. રાનડે પોતે એક ટેબલ પાસે ખુરશી પર પલાંઠી વાળીને બેઠા હતા. શરીરે મજબૂત, કદે ઠીંગણા, અને માથું ગોળ.

કૉલેજના બીજા પ્રોફેસરોની પેઠે આ મહાશય પણ જાણે ઉપકાર કરતા હોય એવી ઢબે મારી સાથે બોલશે એમ મેં ધાર્યું હતું. એને બદલે તેઓ તો કંઈક આદરપૂર્વક જ બોલવા લાગ્યા. જાણે મારી પાસેથી કંઈક અનુગ્રહ મેળવવો હોય એ ઢબે એમણે વાત શરૂ કરી. મને આશ્ચર્ય થયું અને હું મૂંઝાયો. વાતો શરૂ થાય ત્યાં સુધી ક્ષોભ રહે છે. થોડાક પ્રશ્નોત્તર પછી, આપણે અલ્પજ્ઞ છીએ અને સામે બેઠેલા સાક્ષર ભૂરિશ્રવા છે, એ ભાન હું હમેશ ભૂલી જાઉં છું. તેથી અતિવિવેક પછી અવિવેક આવી જાય છે. બંને વિચિત્ર અને કૃત્રિમ દેખાય છે. પણ મારે માટે બંને અપરિહાર્ય અને સ્વાભાવિક હોય છે, એટલે મારો ઇલાજ ચાલતો નથી. એ સ્થિતિ પણ હજી ગઈ નથી. મંદિરમાં મૂર્તિ જ્યાં સુધી બોલતી

નથી ત્યાં સુધી આપણે એને ઈશ્વર તરીકે સ્વીકારીએ છીએ. મૂર્તિ જો બોલવા લાગે તો થોડોક વખત એ ચમત્કાર જોઈ આપણે આભા બનીશું, પણ પછી એને વિષે ઈશ્વરભાવ નહિ રહે. એવું જ આ કંઈક હશે. વાતોનો વિષય કયો હતો તે આજે યાદ નથી. પણ મારી ધૃષ્ટતા પણ એમણે શાંતિથી સાંખી લીધી હતી એટલી છાપ છે.

પ્રોફેસર રાનડે એક અંગ્રેજી–મરાઠી કોશ તૈયાર કરતા હતા. કોશ બનાવનાર માણસ સર્વજ્ઞ હોય છે એ માન્યતા કૉલેજની કેળવણી પૂરી કર્યા છતાં મારામાંથી ગઈ ન હતી. માણસ એકેએક શબ્દની ન્યાતજાત જાણે; એના પૂર્વજો કોણ હતા એ શોધી કાઢે; દરેક શબ્દ પાસે મૂડી કેટલી છે એનો પણ હિસાબ એની પાસે હોય; કયો શબ્દ કયાં મળ્યો હતો, એ ઠેકાણે એનો મિજાજ કેવો હતો, એ પણ એ જાણે. એવા માણસની ચોક્સ વિદ્વત્તા અસાધારણ જ ગણાયને! અંગ્રેજી શબ્દો માટે મરાઠી શબ્દો શોધી કાઢવા, અને ન હોય ત્યાં પોતાની ટંકશાળમાંથી તૈયાર કરવા, એ કેટલું અઘરું કામ! પોતે તૈયાર કરેલા શબ્દો સમાજ સ્વીકારશે કે નહિ એ વિષેનો 'आत्मनि अप्रत्यय' એમને પીડતો નહિ હોય?

એ મુલાકાતનું પરિણામ શું આવ્યું એ પણ અત્યારે યાદ નથી. પણ નીલકંઠ બાબાજી વિદ્યાર્થીના મિત્ર છે એટલી છાપ મન પર રહી.

* * *

એક દિવસ સાંજે ચોપાટી પર હું ફરવા ગયેલો. સૂર્યાસ્તની શોભા, ડોલતાં વહાણોની મસ્તી, અને મોજાંઓનું પથરા સાથેનું અસમાન યુદ્ધ જોવામાં હું એવો તો ગુલતાન થયો હતો કે હું કયાં છું એ પણ ભૂલી ગયેલો. મોજાં જોર જોરથી આવે અને પથરા ઉપર હુમલો કરે, પથરાઓને ચારે બાજુથી ઘેરી લે. પણ પથરાઓનો એકે બાજુ તૂટે એવું હતું નહિ. મોજાં થાકીને પાછાં જતાં હોય ત્યારે પણ એ પથરા હસતા નહોતા, કે પોતાને વિજય મળ્યો એનો આનંદ વ્યક્ત કરતા ન હતા. એ તો નખશિખાંત પલળ્યા છતાં હૃદયમાં કોરા તે કોરા જ.

મારી પાછળ કંઈક અવાજ થયો. ભાનમાં આવ્યા વગર જ મેં પાછા વળીને જોયું. લાલ રેશમી ફેંટો પહેરેલા કોઈ સજ્જન મારું ધ્યાન ખેંચવા પોતાની લાકડી મારા તરફ તાકતા હતા. હું એમને ઓળખું નહિ, એટલે શૂન્ય નજરે જોવા લાગ્યો. 'કેમ છો? હાલ કયાં રહો છો? ફરવા આવ્યા હતા?' વગેરે પરિચયસૂચક સવાલો એમણે પૂછ્યા. હું મૂંઝાયો. કાંઈક અસ્પષ્ટ, અર્થશૂન્ય મારા જવાબો મોઢામાંથી નીકળ્યા. સામા ભાઈ સમજી ગયા કે અહીં પ્રેમના સ્વીકારનો ઉમળકો નથી, એટલે કંઈક વિરસ થઈને ચાલ્યા ગયા. એ ગયા અને પછી મને સ્મરણ થયું કે એ તો આપણા કોશકાર રાનડે. એમને ઘેર તો એમને એક પહેરણમાં જ જોયેલા. પૂરા પોશાકમાં મેં એમને જોયેલા નહિ. અને જ્યારે અહીં જોયા ત્યારે એમની મારા તરફ તાકેલી લાકડી અને ઘડિયાળના જાડા અછોડા તરફ જ મારું ધ્યાન વધારે ગયું. હું કેવો બાઘો કે આવડા મોટા માણસને હું ઓળખી ન શક્યો! એમના મનમાં મારે વિષે શો અભિપ્રાય બંધાયો હશે? શું એમને ત્યાં જઈને માફી માગી આવું? એ પણ કૃત્રિમ દેખાશે. અને માફી માગવા જતાં કોણ જાણે મોઢામાંથી કેવા શબ્દો નીકળશે, અને વધારે ફજેતી થશે તો? તે વખતે, અને તે રાત્રે પણ, મેં પોતાની ખૂબ નિંદા કરી. દુનિયામાં આપણે માટે સ્થાન નથી, સામાન્ય સમયસૂચકતા પણ આપણી પાસે ન મળે, આપણે શું કરી શકવાના હતા? એવા એવા અનેક વિચારો મનમાં આવ્યા અને ચિત્ત અપ્રસન્ન થયું. ઊંઘની ભરતીએ આખરે એ આત્મનિંદાના લિસોટા ભૂંસી નાખ્યા, અને વિદ્યાર્થીનો નિત્યક્રમ ચાલ્યો.

* * *

લોકમાન્ય તિલકને સરકારે પકડ્યા છે, હાઈકોર્ટમાં તેઓ છ છ દિવસ પોતાના બચાવનું ભાષણ કરે છે. આખી મુંબઈમાં જાણે અદ્ભુત વીજળીનો સંચાર થયો છે. મિલમજૂરો તોફાને ચડ્યા છે. લોહીતરસ્યા અમે એમની વચ્ચે જઈ એમને ઉશ્કેરી રહ્યા છીએ. પોલીસો અમને ત્યાં જવા દેતા નથી. 'ભાગો અહીંથી, નહિ તો નાહક પકડાઈ જશો,' એવી ચેતવણી ગોરા અમલદારોને મોઢેથી સાંભળીએ છીએ. ગોળીબાર ચાલે છે. રસ્તા પરના પથરા ગોરાઓને સામા વાગે છે. ઇસ્પિતાલમાં ઘાયલોની સંખ્યા વધતી જાય છે. ઘાયલ મજૂરોની સારવાર કરવા અમે ઊપડ્યા છીએ.

પોતાનાં બેસ અને ધોતિયાં ફાડીને એના પાટા બનાવીએ છીએ. આ બધાનું પરિણામ શું આવશે એનો કોઈને વિચાર નથી. પણ ચાલે છે એ યથાયોગ્ય છે, સરકાર એ જ લાગની છે, એટલું સમાધાન દરેક હૈયામાં અને દરેક મોઢા પર દેખાય છે. અમે વિદ્યાર્થીઓએ આગેવાનો પાસે જવાનું માંડી જ વાળ્યું હતું. એ બીકણો અમને ડહાપણ શીખવશે એ બીકે એમને ઉંબરે ચઢવું અમને ગમતું નહિ.

એટલામાં મેં સાંભળ્યું કે, મિલમજૂરોને મદદ કરવાને એક ફંડ ખોલવામાં આવ્યું છે અને પેલા પ્રોફેસર રાનડે એના મંત્રી થયા છે. આપણાથી બને તેટલું કરવું જ જોઈએ. સરકાર આપણા દેશબંધુઓને ગોળીથી વીંધે એ આપણાથી ઠંડે પેટે કેમ સહ્યું જાય? મજૂરોને ખાતરી થવી જોઈએ કે, તેઓ અસહાય નથી, તેમની નેતાભક્તિની કદર કરનાર લોકો દુનિયામાં પડ્યા છે. મારું ગજવું ખાલી હતું. શું કરવું એ સૂઝ્યું નહિ. પણ ઓરડીમાં પિતાશ્રીએ મને આપેલી નવી સતાર આંખને સાલવા માંડી. મારે સંગીત શીખવું હતું. એની તૈયારી સતાર વસાવીને કરી હતી. સતાર સાંગલીના એક ઉસ્તાદે ખાસ તૈયાર કરી આપી હતી. બહુ જ સુંદર અને સુરીલી હતી. પણ મને તાર મેળવતાં આવડે ત્યારે એ બોલેને? બીજા પાસેથી વગડાવી કોક વાર આનંદ લેતો. મેં એ સતારનો એક ઘરાક શોધી કાઢ્યો. ઘરની ચીજ વેચવી એ ખાનદાનીને ન શોભે એ નાનપણથી કેળવેલો વિચાર મનમાં જાગ્યો ત્યાં જ એને ગૂંગળાવી માર્યો, અને સતારને જતી કરી. બીજા કેટલાક મિત્રો પાસેથી ફાળો ઉઘરાવીને સતારની કિંમતમાં ઉમેર્યો અને ગયો નીલકંઠ બાબાજીને ત્યાં.

આ વખતે તેઓ મને ઓળખી ન શક્યા હોય અથવા જૂના કડવા અનુભવથી વિશેષ સ્નેહભાવ વ્યક્ત કરવો એમને ન રુચ્યો હોય. મેં એમને પૂર્વપરિચયનું સ્મરણ કરાવ્યું. 'હા, હા,' કહી એમણે ઠંડો જવાબ આપ્યો. (અને તેઓ કામમાં પણ હતા જ.) પછી મેં કહ્યું કે, 'મારો અને મારા મિત્રોનો ફાળો આપવા આવ્યો છું.' નોટો અને રૂપિયા એમના ટેબલ પર મૂક્યા.

હવે નીલકંઠ બાબાજી પલળ્યા. જૂનો પરિચય એકદમ તાજો થયો. સરકારે મિલમજૂરોમાં વર્તાવેલા કેરનું ગદ્ગદ કંઠે એમણે વર્ણન કર્યું. મેં પણ અમારા અનુભવો કહ્યા.

એ ઉદ્યોગી માણસ પાસે ફરી જવાનું બન્યું જ નહિ. એમણે પોતાનો કોષ બહુ જ શ્રમપૂર્વક પૂરો કર્યો. હમેશ થાય છે તેમ એ કોષને કારણે તેઓ ખૂબ ખોટમાં ઊતર્યા. બંગાળની રાષ્ટ્રીય કૉલેજમાં મરાઠીના અધ્યાપક તરીકે તેઓ ગયા હતા એવું કંઈક અસ્પષ્ટ સાંભરે છે. આજે જ્યારે જ્યારે ચોપડીઓની ઘોડી પર 'ટ્વેંટિયેથ-સેંચરી ઇંગ્લિશ મરાઠી ડિક્શનરી'ના બે દળદાર ભાગ નજરે પડે છે, ત્યારે ત્યારે નીલકંઠ બાબાજી રાનડે યાદ આવે છે. કોષ એ જ એમનું સ્મારક રહ્યું છે. તે ભારે નામ કમાયા હોય એમ લાગતું નથી. પણ એ શબ્દશાસ્ત્રી પંડિતના હૈયામાં જે દેશદાઝ હતી એ જ મારા પૂરતું એમનું સ્મારક છે.

काका कालेलकर

# અશ્લીલતાનું આરંભસ્થાન

[ શૃંગાર રસમાં સુરુચિની હદ ક્યાં પૂરી થાય અને અશ્લીલતા શરૂ થાય, તે વિષે શ્રી. હરિભાઉ ઉપાધ્યાયે, તે વિષેનું કેટલુંક સાહિત્ય મોકલી, મારો અભિપ્રાય પૂછ્યો છે. નીચેના લેખમાં મેં મારા વિચાર રજૂ કરવા પ્રયત્ન કર્યો છે. ]

એક લેખમાં એવો વિચાર પ્રકટ કરવામાં આવ્યો છે કે, આપણે સર્વે કામવાસનામાંથી ઉત્પન્ન થયા છીએ; એના મોહથી હજારોમાંથી એકાદ માણસ જ છૂટી શકે છે; બાકી બધા જ વર્ષો સુધી તેમાં આસક્ત રહે છે. આ વસ્તુસ્થિતિને ધ્યાનમાં રાખીએ તો આમાં શ્લીલ-અશ્લીલનો વાદ મચાવવો દાંભિક અને અકારણ છે. એમાં કેવળ લેખનશૈલીની સુરુચિ-કુરુચિ (એટલે રોચકતા-અરોચકતા)ની દૃષ્ટિએ જ ટીકા કરી શકાય. જેમ કે ગ્રામ્ય — ગામની — ભાષાનો ઉપયોગ સાહિત્યના ક્ષેત્રમાં અરુચિકર ગણાય. પણ સંસ્કૃત, ફારસી કે અંગ્રેજીના વિદ્વત્તાભર્યા શબ્દો દ્વારા, અથવા આડ સૂચન (indirect suggestion) દ્વારા, કરેલાં વર્ણન સુરુચિ-યુક્ત કહી શકાય. મતલબ કે, આ ભાષા-પ્રાગલ્ભ્યનો વિષય છે, શ્લીલતા-અશ્લીલતાનો નહિ. ભાષાની ગ્રામ્યતા અથવા અપ્રાગલ્ભ્યતાને જ અશ્લીલ કહીએ તો આ જ સરળ વ્યાખ્યા ગણાય. આ દૃષ્ટિએ, જેમ કેટલાક સાહિત્યકારો માને છે તેમ, 'આડ-સૂચન' 'ગેર-

વર્તણૂક' જેવા ભાષાસંકટકારક શબ્દો પણ અશ્લીલ કહેવાય; જોકે તેમાં શૃંગાર રસને કશો સંબંધ નથી.

કદાચ આ છેક છેડા પરનો અભિપ્રાય હોય. પણ યોગ્ય વિચાર પર આવવા માટે આવો સરહદ પરનો મત ઠીક ઉપયોગી નીવડે છે.

આમાં એમ કહ્યું છે કે, શ્લીલ-અશ્લીલનો વાદ દંભ છે. દંભ ક્યારે ઉત્પન્ન થાય છે? જ્યારે કોઈ વિષયમાં સંયમ રાખવાથી મનુષ્યજાતિને સાધારણ રીતે ભલાઈ અને સચ્ચાઈનો અનુભવ થાય છે અને તેથી ફાયદો થયેલો માલૂમ પડે છે, પણ જ્યારે કોઈ માણસ તે સંયમ પાળી નથી શકતો છતાં તેનો લાભ ઉઠાવવા ઇચ્છે છે, ત્યારે તે દંભનો આશરો લે છે. અર્થાત્, દંભ, સત્ય અને ભલાઈનું માયાવી રૂપ છે. આથી, જ્યારે કોઈ માણસ શિષ્ટતાનો દંભ કરે, ત્યારે જાણવું જોઈએ કે તેના મૂળમાં કાંઈક ભલાઈ અને સચ્ચાઈ રહેલી છે. તે કઈ તે આપણે શોધવું જોઈએ.

કામવાસના સાથે અશ્લીલતાનો ખ્યાલ પેદા જ કેમ થયો? આ સવાલ પૂછતાં જ બીજા બે સવાલો ઊભા થાય છે. માણસમાં દિગંબર દશાની લાજ કેમ ઉત્પન્ન થઈ? અને બીજાં પ્રાણીઓની જેમ પોતાનો કામાચાર પ્રગટ રીતે કરતાં તે કેમ શરમાયો? શા માટે તેને તે સાથે એકાન્તસેવનની જરૂરિયાત લાગી? આમાં નીતિઅનીતિની ભાવના પેદા થયા પહેલાં, તેણે કૌપીનધારણ અને કામ-ગોપનમાં સાધારણપણે મનુષ્યજાતિની કાંઈક ભલાઈ અને સચ્ચાઈ અનુભવી હશે, ત્યારે જ તે નગ્નતા અને પ્રસિદ્ધ કામાચારમાં અનીતિ, અશ્લીલતા, શરમ વગેરે માનવા લાગ્યો હશે. અને જ્યારે નગ્નતા તથા પ્રસિદ્ધ કામાચારને દોષરૂપ સમજવા લાગ્યો, ત્યારે તેના વર્ણનમાંયે તે શ્લીલતા-અશ્લીલતાનો વિવેક કરવા લાગ્યો.

માણસ કેવળ કામાચાર જ એકાન્તમાં કરે છે એવું નથી. બીજી પણ પ્રાકૃતિક ક્રિયાઓ તે એકાન્તમાં કરવી પસંદ કરે છે, અને તેના વર્ણનમાં કાંઈ ને કાંઈ સંયમ રાખે છે. દા. ત., મલ-મૂત્ર-વિસર્જન. સાંભળ્યું છે કે, આરબ લોકો દાતણ પણ એકબીજાની સામે નથી કરતા, અને કોઈને દાતણ કરતાં જોઈ તેમને તેવી જ ચીતરી ચડે છે, જેવી કેટલાકને કોઈને ઊલટી થતી જોઈ કે નાક નસીંકતો અથવા વારંવાર થૂંકતો જોઈ થાય છે. કહી શકાય કે, આ બધા પ્રકૃતિ-ધર્મો છે; તેમનાં દર્શન, શ્રવણ કે વ્યાખ્યાનમાં ઘૃણા શું કામ લાગવી જોઈએ? પણ વિચાર કરતાં જણાશે કે, આ બધી ક્રિયાઓ પાછળ એક સામાન્ય વાત છે તે એ કે, તે કરતાં કાંઈ ને કાંઈ અશૌચ-ગંદકી પેદા થાય છે. એ બધી ક્રિયાઓ પછી કંઈ ને કંઈ સફાઈની આવશ્યકતા રહે છે. તે સફાઈ ન થાય તો રોગ પેદા થાય છે. વળી, એ સર્વે ક્રિયાઓ વારંવાર કરવાની જરૂર પડવી રોગનું ચિહ્ન છે. પ્રકૃતિવશ મનુષ્ય એથી મુક્ત રહી નથી શકતો તે ખરું. છતાં, એ સર્વે ક્રિયાઓ શરીરમાં ઉત્પન્ન થયેલા કોઈ ને કોઈ અશુદ્ધ પદાર્થને બહાર કાઢી નાંખવા માટે ઉત્પન્ન થયેલા પ્રકૃતિ-ધર્મો છે. પિત્ત, કફ, શ્લેષ્મ પેદા જ ન થાય તો સૌથી સારું; અને મળમૂત્ર પણ પેદા થયા વિના ખોરાક પચી શકતો હોય તો કોઈ તે હાજતની ઇચ્છા ન કરે. પણ જો તે પેદા થાય જ છે, તો તે બહાર નીકળી જાય તે જ ઇષ્ટ. તે અંદર જ રહી જાય તો શરીરને નુકસાન કરે છે. બહાર નીકળી જાય તો આરામ દે છે. પણ બહાર જઈનેયે તે સૌ બહાર ગંદકી ફેલાવે છે. આથી તેમનું જાહેર દર્શન ચીતરી ચડાવે છે.

આજ વાત કામાચારનીયે છે. જો મનુષ્ય સ્થિર-વીર્ય બની શકે, વીર્યવમનની કોઈ તલપ જ ન થાય, તો તેથી કોઈને અસંતોષ નહિ થાય. દસ વર્ષમાં એક વાર પણ ઊલટી ન થઈ હોય, ખાંસી ન થઈ હોય, નાકને નામ માત્ર જ સાફ કરેલું હોય, તો તેને શું કોઈ દુઃખ માને છે કે સદ્ભાગ્ય સમજે છે? તે જ પ્રમાણે કોઈ મનુષ્ય એવો અનુભવ નહિ બતાવી શકે કે, તેને કામપ્રકોપની તલપ શાંત રહી હોય તેટલા દિવસમાં કાંઈ નુકસાન પહોંચ્યું છે.

જ્યારે પેટમાં પિત્તનું બહુ જોર થયું હોય છતાં ઊલટી ન થતી હોય, ફેફસાંમાં કફ ભરાયો હોય પણ તે નીકળી ન શકે, નાકમાં શરદી જામી હોય છતાં શ્લેષ્મ નીકળે નહિ, અથવા ઝાડાપેશાબ બંધ થઈ ગયાં હોય, ત્યારે માણસ હેરાન થઈ જાય છે. પછી જ્યારે ઊલટી થાય, કફ-લીંટ નીકળવા માંડે, મળ-મૂત્રના માર્ગ ખુલ્લા થઈ જાય, ત્યારે તેને આરામ થાય છે અને સ્વસ્થતા લાગે છે. પણ કોઈ સ્વસ્થ મનુષ્યને કદી એવી ઇચ્છા થાય ખરી કે, દરરોજ દિવસમાં બેચાર ઊલટી થવાની આદત

પડી જાય, ખાંસી અને શરદી કાયમ રહે, અને ૧૦-૧૨ વાર ઝાડા પેશાબ થયાં કરે? એવી આદત ઉપજાવવા માટે શું કોઈ માણસ ઔષધોનું કદી સેવન કરે છે? તે પર કાવ્યો કે નવલકથાઓ રચે વાંચે છે? અથવા સૂચનો (suggestions) દ્વારા એ બધાંની પોતામાં કે બીજાઓમાં તલબ પેદા કરવાનો પ્રયત્ન કરે છે?

આ જ વાત કામાચારની છે. કામપ્રકોપ તીવ્રરૂપે ઉત્પન્ન થયા બાદ તેના શમનની ઇચ્છા થવી, અને પિત્તપ્રકોપ થાય ત્યારે ઊલટી કરવાની ઇચ્છા થવી, બન્ને સ્વાસ્થ્યની દૃષ્ટિએ એકસરખી વસ્તુઓ છે. બન્નેનાં વમનથી કાંઈક આરામ-સ્વાસ્થ્ય લાગે છે. આરામ-સ્વાસ્થ્ય કાંઈ ને કાંઈ અંશે આનંદપ્રદ થાય જ. પણ, કામવિકાર સાથે પ્રકૃતિએ પોતાનો એક બીજો હેતુ પણ જોડી દીધો છે, અને તેને લીધે તે વિકારની સાથે પ્રકૃતિએ વધારે જોશીલાં અને સુખનાં સ્વ-સૂચનો (auto-suggestions) જોડી દીધાં છે. અને તે સૂચનોએ -બીજાં પ્રાણીઓની સરખામણીમાં-મનુષ્યને (ખાસ કરીને પુરુષને) એટલો વધારે મૂર્ખ બનાવી દીધો છે કે રાતદિવસ તે તેની જ પાછળ ગાંડો બની જાય છે. કેટલીક જાતના રોગોમાં માણસને ખાવા અને ઊલટી કરવાની તલબ વારાફરતી થાય છે. કહે છે કે રોમન પ્રજાએ તે રોગને ફૅશનરૂપે વધાર્યો હતો. ત્યારે તેમને તેમાં આનંદનાં સ્વ-સૂચન થતાં. સદ્ભાગ્યે આવા રોગીઓ ઓછા હોય છે, અને આપણા દેશમાં તેમાં સુખની ભાવના કરાવવાવાળું લલિત સાહિત્ય નથી. પણ કામવિકારમાં આનંદસૂચન કરાવનારો સંસ્કાર આદિકાળથી ચાલતો આવ્યો છે, અને સર્વ માનવ-જાતિમાં વ્યાપેલો છે. તેની અસર સમાજ અને વ્યક્તિના જીવનનાં બીજાં ક્ષેત્રો સુધી પહોંચે છે, અને તે જ કારણે તેના વર્ણન વગેરેમાં વિવેક રાખવાની જરૂરિયાત ઊભી થાય છે.

કેટલાક બહુ મોટા વિદ્વાનોનો મત છે કે, સ્ત્રીપુરુષ-પ્રેમ અને કામવિકાર વચ્ચે અન્વય-વ્યતિરેક-ભાવ છે. એટલે કે, કાં તો કામવિકારથી સ્ત્રીપુરુષ-પ્રેમ ઉત્પન થાય અથવા સ્ત્રીપુરુષ-પ્રેમમાં કામવિકાર થોડોઘણોયે હોય જ. તે વિદ્વાનોએ માતા-પુત્ર, પિતા-પુત્રી અને ભાઈબહેનના પ્રેમમાંયે કામવિકારનું બીજ ખોળ્યું છે. મારા નમ્ર મત પ્રમાણે, આમાં પ્રેમનું વિકૃત, અથવા વિકૃત પ્રેમનું, જ દર્શન છે, અને તે કામવિકારમાં વધારેપડતા ધ્યાનગ્રસ્ત અને રોગગ્રસ્ત રહેવાનું પરિણામ છે. સ્વસ્થ દશામાં કામશામક પ્રેમનોયે અનુભવ થઈ શકે, અને તે દામ્પત્ય-પ્રેમમાંયે — બલ્કે વિશુદ્ધ દામ્પત્યપ્રેમમાં અધિક માત્રામાં — થઈ શકે.

જો મારી આ દૃષ્ટિમાં ભૂલ ન હોય તો અશ્લીલતાનું આરંભસ્થાન ઠરાવવું કઠણ નથી. સ્ત્રી-પુરુષના પ્રેમયુક્ત સંબંધોનું આલેખન ચિત્ર દ્વારા, શબ્દ દ્વારા, નાટક દ્વારા કે સંકેત (ઇશારા) દ્વારા હો, જો તેનું એકંદર પરિણામ પ્રેક્ષક અથવા શ્રોતા, તથા લેખક અને ભાગ લેનારાં પાત્રોમાં કામ-વિકારનો સંચાર કરાવવાવાળું, અને આખર જતાં તેમનામાં વીર્યવમનની તલબ ઉત્પન્ન કરાવનારું થતું હોય, તો તે અશ્લીલ છે. પછી જોઈએ તો તેનું બાહ્ય સ્વરૂપ ગ્રામ્ય હોય કે શિષ્ટ, સાહિત્યિક હોય કે વૈજ્ઞાનિક હોય. જો તે આલેખન કામશામક અને સ્થિરવીર્ય થવામાં મદદ કરતારું હોય તો તે શ્લીલ — સભ્ય — છે. તેના ફળથી તેની પરીક્ષા કરવી જોઈએ.

આ જ ન્યાયે કૃષ્ણ અને ગોપીઓના પ્રેમ-વ્યવહારનાં વર્ણનોનો કોઈએ બચાવ કર્યો છે. તે કહે છે કે, જે પ્રેમે ગોપીઓના કામવિકારનો કાયમ માટે નાશ કરી તેમને નિષ્કામ કરી મૂકી, તેને અશ્લીલ કેમ કહેવાય? એ વર્ણનોની બાબતમાં આ ઉત્તર યોગ્ય હોય કે ન હોય, એ કસોટી તો બરાબર જ છે.

એક વાત સાચી છે કે, અશ્લીલ શબ્દ, સાહિત્ય અને કળાનો રોગ આપણા દેશમાં એટલો બધો જૂનો અને વ્યાપેલો છે કે લગભગ અસાધ્ય જેવો લાગે. ભૂંડી ગાળો બોલવાની ટેવ હજુ છેલ્લી પચ્ચીસીમાં શિક્ષિત-અશિક્ષિત, ગુરુ અને શિષ્ય સર્વમાં લગભગ સર્વવ્યાપક હતી. આપણા સંસ્કૃત તેમ જ પ્રાકૃત શૃંગારરસિક સાહિત્યમાં અશ્લીલતાની પરાકાષ્ઠા પહોંચેલી છે. એ વસ્તુ ગઈ નથી, માત્ર નવાં રૂપો લઈ રહી છે. એની સામે અણગમો બતાવનારા એટલા લઘુમતીમાં છે કે તેમને અવગણી શકાય છે. પણ એક જ હોય, તોયે તેણે પોતાનો અણગમો સ્પષ્ટ રીતે જાહેર કરવો એ તેનો ધર્મ છે.

**કિશોરલાલ ઘ. મશરૂવાળા**

# કરોડો યુવકોને કેળવણી કેમ પહોંચાડવી ?

એક જુવાનિયો, જેને ઈશ્વરે સાજું તાજું અને તાકાતવાળું શરીર આપ્યું છે, તેને શિક્ષણ મેળવ્યા વિના રહેવું કેમ ગમતું હશે ? નાનાં બાળકો કેળવણી વિનાનાં રહી જાય છે તે જોઉં છું ત્યારે મને દુઃખ થાય છે; પણ જુવાનિયાઓને તેવા જોઉં છું ત્યારે ખરેખર આશ્ચર્ય જ થાય છે. પેલાં ફૂલ સુકોમળ અને પરવશ છે, પણ આમની પાસે મજૂરી કરી પેટ ભરવાને બાહુબળ છે. તેઓ પોતાનો રોટલો મેળવી શકે એટલું જ નહિ, પણ સાથે પોતાના શિક્ષકનો ભાગ પણ મેળવી શકે. માત્ર તેમનાં હૃદયોમાં વિદ્યાની ભૂખ ઊઘડવી જોઈએ. જ્યાં મળે ત્યાંથી શિક્ષકને શોધી, તેની પાસે વિદ્યાની ટહેલ નાખવાની ધગશ એમનામાં જાગવી જોઈએ. વેડછી આશ્રમની ઉદ્યોગ-શાળા ગુજરાતની ગરીબમાં ગરીબ રાની પરજ જાતિના યુવકો માટે અમે છેલ્લાં ૧૫ વર્ષથી ચલાવી રહ્યા છીએ. તે ચલાવતાં અમારી દૃષ્ટિ સામે હમેશાં આ ખ્યાલ રહેલો છે કે, ગરીબમાં ગરીબ નૌજવાનને પણ, જો તે જડતાનું કવચ ઉતારી ઇચ્છા કરે તો, તેને પોતાના શિક્ષણની તક મળી રહેવી જોઈએ. આટલાં વર્ષોના અનુભવથી હું માનતો થયો છું કે તેવી શિક્ષણયોજના શક્ય છે. શિક્ષણની સર્વ પ્રચલિત પદ્ધતિઓથી જરૂર તે જુદી છે. નીચેના નિબંધમાં એ યોજનાનો સંક્ષેપમાં વિસ્તાર કરું છું.

### ૧. બાહુબળનું શિક્ષણ

નાનાથી મોટા સર્વનું ખરું શિક્ષણ ઉદ્યોગ દ્વારા જ હોઈ શકે, એ વિચાર કેળવણીના ક્ષેત્રમાં વધારે ને વધારે માન પામતો જાય છે.

બાળકોના શિક્ષણ સંબંધમાં તે વર્ધાયોજનાને રૂપે સ્વીકારાયો છે, અને દેશમાં જુદે જુદે સ્થળે તે પ્રયોગની કસોટી ઉપર ચઢી રહ્યો છે.

દેશના યુવકોનું શિક્ષણ તો ઉદ્યોગ દ્વારા જ શક્ય છે. એ સિદ્ધાન્ત સિદ્ધ કરવા માટે પ્રયોગ કરી જોવાની ભાગ્યે જ જરૂર છે.

દેશના લાખો યુવકો શાળાનું મોં પણ જોવા પામતા નથી. નાનાં બાળકોમાંથી પણ મોટો ભાગ શાળાઓના અભાવે અશિક્ષિત રહી જાય છે. જે થોડાં બાળકોને શાળાનો લાભ મળે છે, તેઓમાંના મોટા ભાગને બે ચાર ધોરણો જઈને અટકી જવું પડે છે. તેથી તેઓનું ભણેલું ન ભણ્યા સરખું છે.

માબાપની કે સરકારની તાકાત નથી કે, તેઓ દેશનાં સર્વે બાળકો માટે પૂરતી શાળાઓનો પ્રબંધ કરી શકે,— જો શાળાઓ અત્યારે છે તેવી જ રહેવાની હોય.

ઉત્પાદક ઉદ્યોગો મારફત શિક્ષણ ચાલતું હોય, અને શિક્ષણ માટે ચાલતા ઉદ્યોગો શિક્ષણનો બોજો ઉપાડી લેતા હોય, તો જ શિક્ષણ સર્વને પહોંચવું શક્ય બને.

યુવકો અને યુવતીઓની બાબતમાં તો એમનો પોતાનો નિર્વાહ એમનું શિક્ષણ કરી શકે તો જ તેઓ શિક્ષણ લઈ શકે. દારિદ્યમાં ડૂબેલાં માબાપો જુવાન છોકરા છોકરીઓના ભણતરનો ભાર ઉપાડે, એ એમની શક્તિ બહારનું છે. માબાપો એમની મજૂરીનો ભોગ આપી એમને ભણવા માટે છૂટાં કરે, એ જ માબાપનો મોટો ફાળો ગણી લેવો જોઈએ.

કેળવણી ઉદ્યોગ દ્વારા હોવી જોઈએ અને તે ઉદ્યોગો ઉત્પાદક હોવા જોઈએ, એ સંબંધમાં આપણા દેશમાં તત્ત્વનું ટૂંપણું કરવાથી કશું વળે તેમ નથી. શિક્ષણના નેતાઓનો ધર્મ છે કે, તેઓએ એક પણ છોકરો કે છોકરી શિક્ષણ વિનાનાં રહે નહિ એવી યોજના વિચારી કાઢવી. તેઓ તેમ ન કરે અને જૂના ચીલાને વળગીને બેસી રહે, દેશના ગરીબો પાસેથી ખેંચી લીધેલા લાખો રૂપિયામાંથી થોડા સો યુવકોને ઉચ્ચ કેળવણી પહોંચાડી સંતોષ માને, તો તેમણે નેતાપણાનું દેવાળું કાઢ્યું, એમ જ અર્થ થઈ શકે.

તદ્દન નાના પ્રમાણમાં અમને — આ આશ્રમના કાર્યકર્તાઓને — છેલ્લાં ૧૬ વર્ષથી આ પ્રશ્ન હાથમાં લેવો પડ્યો છે. અમારે દારિદ્ર્ય અને અંધકારમાં ડૂબેલી રાની પ્રજાની સેવા કરવી છે, તે અર્થે તેમના યુવકોને અમારે શિક્ષણ આપવું છે. માબાપો છોકરાઓ અમને સોંપે એથી વધારે તેમની પાસેથી આશા રાખવી શક્ય નથી. કાં તો અમારે શિક્ષક તરીકે

દેવાળું કાઢવું જોઈએ, કાં તો કંઈક માર્ગ કાઢવો જોઈએ.

અમારી પરિસ્થિતિએ જ અમને ઉપાય ચીંધ્યો. અમે સમજી ગયા કે, કેવળ પુસ્તકિયા શિક્ષણ નહિ ચાલે, ઉદ્યોગ-શિક્ષણ જ તરણોપાય છે.

શરૂઆતમાં સમજ એવી હતી કે, વિદ્યાર્થીઓ કંઈક ઉદ્યોગ કરી પોતાનો નિર્વાહ ચલાવશે અને ફાજલ સમયમાં વિદ્યાભ્યાસ કરશે. થોડા નવજુવાનોને અમે ઉત્સાહ ચડાવ્યો. 'તમારા જેવા સશક્ત યુવકો ભિક્ષાનું કે ફાળાનું અન્ન શા માટે ખાઓ? તમે તમારા બાહુબળથી પોતાનો નિર્વાહ કરો, અને આપ-કમાઈ વડે શિક્ષણ મેળવો. એમ તપસ્યા કરીને જે શિક્ષણ મેળવશો તે તમને તરત હજમ થશે.' તેઓ બે કલાકના શિક્ષણ ખાતર છ કલાકની કોઈ પણ મજૂરી કરવા તૈયાર થયા.

છ કલાકનું ઉત્પાદક કામ તેમને બતાવવું એ અમારી શિક્ષકો તરીકે ફરજ હતી. અમારી પાસે કામ નથી, ગરજ હોય તો ગમે ત્યાં મજૂરી કરીને આવો, અને અમારો ભણવાનો વખત અમુક છે તે વખતે હાજર થાઓ, એમ કહીએ તો અમારો શિક્ષકધર્મ લાજે, એમ માનનારા અમે હતા.

અમે તેમને માટે ઉદ્યોગો ઊભા કર્યા. કેવળ શુષ્ક જડ મજૂરી નહિ, પણ રાષ્ટ્રીય ગ્રામઉદ્યોગો અને ગૃહઉદ્યોગો. એટલે છ કલાકની નિર્વાહ-મજૂરી એ મજૂરી ન રહી, પણ તે પણ શિક્ષણ જ બન્યું. છ કલાકની મજૂરી અને બે કલાકનું શિક્ષણ ન રહ્યું, પણ આઠ કલાકનું અખંડ શિક્ષણ જ બન્યું.

### ૨. વિદ્યાર્થી માટેના ઉદ્યોગો

વિદ્યાર્થીઓ માટે ઉદ્યોગો ઊભા કરવાની આવડત શિક્ષકો અથવા શિક્ષણસંસ્થાઓ પાસે હોવી જરૂરની છે; તે તેમણે ખીલવ્યે જ છૂટકો છે,—જો આ વિશાળ દેશના શિક્ષણને પહોંચી વળવું હોય તો. એ ખીલવતાં આ આશ્રમમાં અમને અનુભવ થયો છે તે ઉપરથી આ ઉદ્યોગોનાં કેટલાંક લક્ષણો બતાવી શકાય :

(૧) વિદ્યાર્થી માટેના ઉદ્યોગો અતિ ખર્ચાળ સાધન સરંજામ માગનારા ન હોય.

(૨) ઉદ્યોગોમાં વપરાતો કાચો માલ જે તે સ્થળે મળી શકવો જોઈએ અને પેદા થતો પાકો માલ જે તે સ્થળે ખપી શકવો જોઈએ.

(૩) વિદ્યાર્થીઓની પોતાની પાયાની જરૂરિયાતો તેમ જ સંસ્થાની તેવી જરૂરિયાતો પૂરી પાડનારા ઉદ્યોગો સૌથી વધારે ઉપયોગી થઈ પડે.

આ લક્ષણો ઉપરથી જોઈ શકાશે કે, આવા ઉદ્યોગો તે રાષ્ટ્રીય ગ્રામ-ઉદ્યોગો જ હોઈ શકે — જેવા કે, અન્નને લગતા ખેતીવાડી, ગોપાલન વગેરે ઉદ્યોગો; વસ્ત્રને લગતા કાંતણ, વણાટ, સીવણ વગેરે ઉદ્યોગો; ઘરને લગતા બાંધકામ, ઈંટ, નળિયાં, ચૂનો પકવવો, વગેરે ઉદ્યોગો.

ખેતી માટે પોતાની જમીન ન હોય તો બાંડે રાખી શકાય. ખેડૂતોની ખેતીમાં નિયમિત કામ મળે એવો પ્રબંધ કરી શકાય.

વસ્ત્રને લગતા ઉદ્યોગો તો લાંબી મૂડી વિના સારી રીતે ગોઠવવા શક્ય છે. પોતાનાં કપડાં કરી લેવા પૂરતા આ ઉદ્યોગો કરવામાં શિક્ષણ અને ઉપયોગિતા બન્ને સહેજે સચવાય.

બાંધકામને લગતા ઉદ્યોગોનો લાભ સર્વને સર્વ સ્થળે મળવો એટલો સુલભ ન હોય. છતાં શિક્ષક આસપાસ નજર નાખતો રહે અને મળી જતી તકનો લાભ લેવા તત્પર હોય, તો તેવાં કામો તે મેળવી શકે.

વિદ્યાર્થીઓને ઉદ્યોગો પૂરા પાડવામાં આ બધા ગ્રામઉદ્યોગો ઉપરાંત ઘરની રોજની જરૂરિયાતોને લગતા ગૃહઉદ્યોગો પાસેથી પણ ઘણો જ સારો ફાળો મેળવી શકાય તેમ છે. રસોઈ, પાયખાના-સફાઈ, દળવું, ખાંડવું, ધોવું વગેરે કામો માટે વિદ્યાર્થીઓ અને સંસ્થાઓ થોડો ઘણો ખર્ચ કરતી નથી હોતી. એ બધાં કામોને પણ ઉત્પાદક ઉદ્યોગો તરીકે વિદ્યાર્થીઓ માટે ઉપયોગમાં જરૂર લેવાં ઘટે.

કોઈ પણ શિક્ષક જો આ પ્રમાણે યુવકોને શિક્ષણ આપવા તૈયાર થાય, તો તે વધારેપડતા સાધન-સરંજામ અને ખર્ચની ઉપાધિમાં ઊતર્યા વિના, દસવીસ વિદ્યાર્થી યુવકોને માટે ઉદ્યોગ અને શિક્ષણની વ્યવસ્થા સહેજે ઊભી કરી શકે. શિક્ષણ આપવા માટે શિક્ષકોનું મંડળ ભેગું થાય અને તેમની સંગઠિત

સંસ્થા હોય, તો તે વળી વધારે સારી રીતે આવી રચના કરી શકે.

### ૩. ઉદ્યોગ માત્ર શીખવવાની શાળા અને શિક્ષણ ખાતર ઉદ્યોગોની સગવડ આપવાની સંસ્થા

આ બે સંસ્થાઓ વચ્ચેનો ભેદ સમજવાની જરૂર છે.

ચોક્કસ ઉદ્યોગ—જેવો કે વણાટ, ખેતી, વગેરે શીખવવા માટે જે શિક્ષક અથવા સંસ્થા વિદ્યાર્થીઓને ભેગા કરે છે તેને તે એક ઉદ્યોગને માટે પૂરતાં સાધન-સરંજામ વસાવવાં પડે છે, તે એક ઉદ્યોગ માટે દિવસનો મોટો ભાગ રાખી બીજાં જરૂરી કામો પૈસા ખર્ચીને કરાવવાં પડે છે. તેવું શિક્ષણ ઉપયોગી હોય તોપણ શ્રીમંત સંસ્થા જ તે આપી શકે, અને શ્રીમંત માબાપ જ પોતાનાં છોકરાંઓને તેનો લાભ આપી શકે.

ઉપર જેનું ચિત્ર ખડું કરવામાં આવ્યું છે, તે જુદી જ વસ્તુ છે. તેનો ઉદ્દેશ એ છે કે, દેશનાં કોઈ પણ યુવક કે યુવતી પૂરતા શિક્ષણ વિના રહી ન જાય, માબાપ ઉપર બારરૂપ થયા વિના તેઓ તે મેળવી શકે. તેમનાં માબાપના જેવો જ એક ગરીબ શિક્ષક, જો તે હૃદય અને બુદ્ધિથી ગરીબ ન હોય તો, પોતાના વિદ્યાર્થીઓને નિર્વાહના ઉદ્યોગો પૂરા પાડનો જાય અને તેમને શિક્ષણ આપતો જાય.

આ આશ્રમમાં, અમે ઉપર જણાવ્યું તેમ, વિદ્યાર્થી યુવકોને નિર્વાહ ખાતર ઉદ્યોગો પૂરા પાડવાની દૃષ્ટિએ કાંતણ, પીંજણ, વણાટ, ખેતીવાડી, ગોપાલન, સુતારી, રસોઈ, જાજરૂ-સફાઈ વગેરે ગ્રામ-ઉદ્યોગો અને ગૃહ-ઉદ્યોગોની રચના કરી છે. એ અનેક કામોમાં અમે ૩૦–૪૦ વિદ્યાર્થીઓને માટે પૂરતું કામ પૂરું પાડી શકીએ છીએ. એથી બમણી સંખ્યાને અથવા ત્રણ ગણી સંખ્યાને પણ, અમારાં અત્યારનાં સાધનોમાં ખાસ વધારો કર્યા વિના, કામ પૂરું પાડી શકીએ. અમારાં કેટલાંક કામો અમે હજુ બહારથી કરાવીએ છીએ. તેમને અમારી મેળામાં અમે સહેજે વાળી શકીએ. દળવું, ખાંડવું, ઘાણી, સિલાઈકામ, લુહારીકામ, ઈંટ, નળિયાં, ચૂનો વગેરે બાંધકામ, વગેરે આ બધાં આવાં કામો છે.

### ૪. યુવકોના શિક્ષણમાં વર્ધા-યોજના

ગરીબ યુવકોને શિક્ષણ કેમ પૂરું પાડવું એ ચિન્તામાંથી અમને ઉદ્યોગોનો વિચાર કરતા કર્યા, અને કરોળિયાની જાળની જેમ અંદરથી ને અંદરથી ગ્રામ-ઉદ્યોગો અને ગૃહ-ઉદ્યોગોનો વિસ્તાર રચવાની બુદ્ધિ અમને સૂઝી. પણ પ્રથમથી જ એટલી તો કલ્પના હતી જ કે, આ ઉદ્યોગો નિર્વાહનાં સાધનો હોવા સાથે જીવનમાં ઉપયોગી ઉદ્યોગોનું શિક્ષણ પણ સાથે થઈ જાય છે.

બે કલાકનું અક્ષર-શિક્ષણ એ ખરું શિક્ષણ અને ૭ કલાકનું ઉદ્યોગ-શિક્ષણ એ માથે આવી પડેલી વેઠ, એવું અમે કદી કલ્પેલું નહોતું. જોકે અમે એમ જરૂર માનીએ છીએ કે, પોતાના શિક્ષણને ખાતર યુવકોએ ભીખ ઉપર આધાર ન રાખતાં, અથવા સરકારના એટલે ગરીબ કર ભરનારના ઉપર ભારરૂપ ન થતાં, બાહુબળ ઉપર આધાર રાખે અને ૭ તો શું પણ આઠ કે દસ કલાક પણ કાળી મહેનત કરે, તો તેમાં તેમનું કલ્યાણ જ છે, તેમનું શિક્ષણ એ તપસ્યાથી વધારે તેજસ્વી અને સફળ થાય.

પણ શિક્ષણના ક્ષેત્રમાં હવે તો નવો પ્રકાશ આવ્યો છે, અને તે વર્ધા-યોજનાનો. ઉદ્યોગો પોતે જ શિક્ષણનાં ઉત્તમમાં ઉત્તમ વાહનો છે. જે ઉદ્યોગ મનુષ્યજીવનમાં કુદરતના કાનૂનથી જ મોટો ભાગ રોકે છે, જે મનુષ્યનું ઘડતર જ ઈશ્વરે એવું કર્યું છે, તો મનુષ્યે પોતાની કેળવણીની યોજના પણ તેના ઉપર જ કેમ ન રચવી? હૃદયપૂર્વક અને બુદ્ધિપૂર્વક કરેલા ઉદ્યોગો કરતાં વધારે રસિક કેળવણીનું વાહન આપણને બીજું કયું મળી શકે!

આજનાં વિદ્યાલયોમાં આપણે જે કંઈ કરી રહ્યા છીએ તે જોઈ આપણને આપણી મૂર્ખાઈ ઉપર હસવું નથી આવતું, એ શું મોટું આશ્ચર્ય નથી? આપણે આપણાં સ્વાભાવિક કામો નોકર ચાકરને સોંપીએ છીએ અને પોતે કલાકના કલાક આસન લગાવી પુસ્તકો વાંચીએ છીએ કે ભાષણો સાંભળીએ છીએ!

નવા શિક્ષકોએ ઉદ્યોગ સાથે બુદ્ધિ અને હૃદયનો મેળ બેસાડવા પોતાની સર્વ કળા વાપરવી પડશે. તે સિવાયનો ઉદ્યોગ જડ વેઠ હોઈ, તેનાથી માંડ માંડ

પેટ ભરાય, પણ કેળવણી મળે નહિ. આજે જે કરોડો માણસો ખેતી અને કારીગરીના ધંધાઓ ફરજિયાત કરી પોતાનો સંસાર ચલાવી રહ્યા છે, તેઓ નિરક્ષર હોવા છતાં હમેશાં અજ્ઞાની — અશિક્ષિત — હોતા નથી, એ આપણે કબૂલ કરવું પડશે. અલબત્ત, તેઓમાં મોટો ભાગ સંકુચિત દૃષ્ટિનો અને જડ રહી જાય છે, કારણ કે એમને હૃદય અને બુદ્ધિ વિકસાવવાની તક મળી હોતી નથી, કોઈએ તેની સૂઝ તેમને પાડી હોતી નથી.

### ૫. અરસપરસને શોધો!

દેશનાં લાખો જુવાન છોકરાઓ અને છોકરીઓ આ રીતે જ શિક્ષિત થઈ શકે. ઈશ્વરનો ઉપકાર છે કે, શિક્ષિત થવાની ઉત્તમમાં ઉત્તમ રીત પણ આ જ છે. શાળાઓ અને કોલેજો ખૂલવાની રાહ જોવાની હોય તો મનુષ્યજાતિએ વહેલામાં વહેલી તકે ફરીથી પશુપણાને પામવાની રાહ જોવી પડે. પણ ઈશ્વરની યોજના એવી હોઈ ન શકે, છે નહિ.

યુવકો શોધી લે પોતાના શિક્ષકોને, શિક્ષકો શોધી લે પોતાના શિષ્યોને.

એ જ શાળા, એ જ કોલેજ, એ જ સંસ્થા, એ જ આશ્રમ. આમાં પ્રવેશ કરવા માટે નહિ મેટ્રિકનું બંધન, નહિ શાળાનું. આમાં નહિ દૂર દેશાવર જવાની અડચણ.

આ યોજનામાં અભ્યાસક્રમનું ચોકઠું પણ કેમ હોઈ શકે? આ યોજના સાધનો વિના સૂની પડે નહિ, પાઠ્યપુસ્તકો વિના અટકી પડે નહિ, તપાસનીસ વિના બગડી જાય નહિ.

શિક્ષક અને શીખનાર અરસપરસને શોધી લે. અને તેમાં શીખનારની આંખ હજુ મિંચાયેલી રહી, તેની ભૂખ હજુ મરી ગયેલી રહી, એટલે બે પક્ષોમાંથી પહેલ કરવાની જવાબદારી શિક્ષક પક્ષે જ છે, કારણ કે તે જાગે છે અને તેનો ધર્મ તેને અંતરમાંથી ધક્કો મારે છે.

જુગતરામ દવે

## मातानी शिखामण

માતા કુંતીને જીવનમાં ખૂબ કડવા અનુભવો થયા હતા. નાનપણમાં ઉચ્છૃંખલ જિજ્ઞાસાને લીધે તે મુશ્કેલીમાં આવી પડ્યા હતાં. પતિના મૃત્યુ પછી બાળકોને ઉછેરવાનો બોજો તેમને પોતાના માથા ઉપર લેવો પડ્યો. લાક્ષાગૃહદહન અને વનવાસના અનુભવ કર્યા પછી તેમને મનુષ્યજાતિનો સંહાર કરનારું મહાયુદ્ધ જોવું પડ્યું. દીકરાના દીકરા મરણ પામતા પણ તેમણે જોયા. આખરે આ સંસાર છોડીને જંગલનું જીવન સ્વીકારતાં તે પોતાના જીવનભરના અનુભવનો નિચોડ એક ઉપદેશ-વાક્યમાં પ્રત્યેક માનવીને માટે મૂકતાં ગયાં છે. રાજકન્યા, રાજપત્ની, રાજમાતા હોવા છતાં દુઃખી જ રહેલાં કુન્તી સંસારને આખરી વાક્ય કહે છે:

धर्मे ते धीयतां बुद्धिः ; मनस्तु महदस्तु च।

મારા દીકરા, તારી બુદ્ધિ હરહમેશ ધર્મને વશ રાખ; અને એથી પણ વધારે મહત્ત્વની વાત એ કે, તારા મનને સદા ઉદાર રાખ

હાર્દિક ઉદારતા વિના જીવન સફળ નહિ બને; અને ઉદારતા વિના કોઈ પણ રાષ્ટ્રીય સવાલનો ઉકેલ પણ નહિ આવે.

'सवरी बोली'માંથી

काका कालेलकर

# કાર્થેજ—પૂર્વરંગ

ફિનીશિયાની એક વસાહત આફ્રિકાને ઉત્તર કિનારે હતી—કાર્થેજ. ફિનીશિયનોનું એ મોટામાં મોટું નગર હતું. ફિનીશિયનો એને કાર્થેડા કહેતા. કાર્થેડા એટલે નવું નગર. ફિનીશિયાનો સૂરજ આથમતો હતો તે જ વખતે કાર્થેજની સત્તાનો ઉદયકાળ શરૂ થઈ ગયો. મૂળ તો ટાયરથી નાસી ગયેલા કેટલાક અસંતુષ્ટ લોકોએ ઈ. સ. પૂર્વે ૮૫૦ના અરસામાં કાર્થેજ વસાવેલું. પણ ફિનીશિયાને તેઓ હંમેશાં ઘર માનતા અને માતૃભૂમિનું સ્મરણ કરતાં પાવન થતા. કાળ જતાં વેર હતું તે ભુલાઈ ગયું ને બે વચ્ચે મૈત્રી બંધાઈ. પ્રતિવર્ષ કાર્થેજવાસીઓ માતૃભૂમિમાં આવેલા રાષ્ટ્રીય મંદિરમાં પોતાની ઊપજનો દસમો ભાગ રાજીખુશીથી ભેટ મોકલતા. ઈરાનના સહસ્ર બાહુ જ્યારે દશે દિશામાં લંબાતા હતા ને જે ઝપટમાં આવે તે ગળાઈ જતું, ત્યારે કાર્થેજ પર ચઢાઈ લઈ જવાને પોતાના કાફલા આપવાની ફિનીશિયનોએ ઘસીને ના પાડી હતી. જ્યારે સિકંદરે ટાયરને ઘેરો ઘાલ્યો ત્યારે ટાયરના ઉમરાવોએ બાળબચ્ચાંને અને સ્ત્રીઓને કાર્થેજ મોકલી દીધાં હતાં, અને ત્યાં એમની સરસ બરદાસ કરવામાં આવી હતી.

નકશામાં આફ્રિકાને ઉત્તર કિનારે જોશો તો સિસિલી ટાપુની પશ્ચિમે ટ્યુનીસ સંસ્થાન જણાશે. એ ટ્યુનીસ સંસ્થાન અને એની પશ્ચિમે આવેલા અલ્જીરિયાના પ્રદેશનો કેટલોક ભાગ એ કાર્થેજ, અને એની આસપાસનો મુલક એ કાર્થેજના ઉગમ અને દફનની ભૂમિ. એ ભૂમિ પર કાર્થેજના સામ્રાજ્યનો ખેલ રમાઈ ગયો.

ફિનીશિયા તૂટતાં એની સ્પેન અને સિસિલીના કિનારાની વસાહતો અને ટાપુઓનો વારસો કાર્થેજને મળ્યો. માલ્ટામાં કપાસનાં ખેતરો હતાં, એલ્બામાં લોખંડની ખાણો હતી, મેજોર્કા અને માઈનોર્કા ગોફણબાજોની ભરતીનાં મથકો હતાં. ફિનીશિયાનું મુખ્ય લક્ષ વેપાર પર હતું. વેપારની રક્ષાને અર્થે જેટલું લશ્કર રાખવું પડે એટલું તે રાખતું, અને તે લશ્કર પણ ભાડૂતી. એની વસાહતો એટલે પણ કિલ્લેબંધીવાળાં કારખાનાં જ હતાં. ફિનીશિયાએ લોકોને જીતીને સામ્રાજ્ય ક્યાંયે ન સ્થાપ્યું. કોઈ થાણું વસાહત બની જાય તો ફિનીશિયા તેને સ્વતંત્ર થવા દેતું. એ નીતિ કાર્થેજની ન હતી. કાર્થેજની વિજિગીષાએ ઘણી વસાહતો સ્થાપી અને એક પણ હાથમાંથી છટકવા ન દીધી. કાર્થેજ પાસે મોટો કાફલો હતો, એટલે એ બધીનું શાસન અને રક્ષણ તે કરી શકતું. લડાઈમાં તેમનું રક્ષણ કરતું અને શાંતિમાં શાસન.

ગ્રીકો ફિનીશિયનોને દબાવી શકતા હતા. પણ કાર્થેજ ગ્રીસની સામે થયું, અને જોકે ઘણાં વરસ પહેલાં ગ્રીસે તેને હાર ખવડાવેલી, તોપણ આ વખતે કાર્થેજે આફ્રિકાના ગ્રીકો આગળ વધતા હતા તેમને રોકયા. ગ્રીકોએ જુદે જુદે વખતે અનેક વાર કાર્થેજ સર કરવાના મનસૂબા કર્યાં, પણ બધા એક કે બીજે કારણે ગળી ગયા.

એ કાર્થેજનાં કેટલાંક વર્ણનો એ કાળના કેટલાક રોમન ઇતિહાસકારોએ કરેલાં છે. કાર્થેજ શહેર સમુદ્રને કાંઠે આવેલું હતું. એની વસ્તી સાત લાખની હતી. એના વિસ્તાર વિષે રોમન ઇતિહાસકારોમાં અનેક મત છે. મૂળ શહેર બોસરા કે બિરસા નામે એક ટેકરી પર વસેલું. પાછળથી આ ટેકરી ઉપર કોટ થયો. શહેરની આજુબાજુ વિશાળ અને મજબૂત કોટ હતો. કોટની એક બાજુની દીવાલ સમુદ્રની અડોઅડ પડતી હતી ને એ બાજુ અજેય ગણાતી. સામી બાજુએ કોટને કેટલાક ભાગમાં જોડાજોડ ત્રણ દીવાલો બાંધેલી હતી. કાર્થેજના બંદરને બેવડું બારું હતું: એક બારું બહારનું અને એક અંદરનું; અને બે વચ્ચે આવજા માટે માર્ગ હતો. સમુદ્રમાંથી બહારના બારામાં પ્રવેશ કરવાનું દ્વાર ૭૦ ફૂટ પહોળું હતું, અને તે લોઢાની સાંકળોથી બંધ થતું. બહારનું બારું વેપારીઓને માટે હતું, અને અંદરનું લશ્કરી વહાણોને માટે. આ અંદરના બારામાં ૨૨૦ વહાણો સમાઈ શકે એટલા ડક્કા બાંધેલા હતા. એક એક વહાણને સારુ એક ડક્કો હશે. દરેક ડક્કામાં વહાણને લગતા તમામ સરંજામને સારુ વખારો હતી. ડક્કાના

પ્રવેશદ્વાર પર ગ્રીક પદ્ધતિની સ્તંભાવલિ બાંધી શોભા કરી હતી. આ અંદરના બારાનું રક્ષણ એટલી ચીવટથી થતું કે, બહારના બારાના કોઈ માણસની એના પર નજર પણ ન પડે એટલા માટે બેની વચ્ચે બેવડી દીવાલ તો બાંધેલી હતી જ, અને તે ઉપરાંત ડક્કાઓમાં આવ્યા વિના જ બહારના બારામાંથી સીધા શહેરમાં જવાય એવા રસ્તા રાખ્યા હતા. કાર્થેજ એ કાળમાં સર્વોપરી દરિયાઈ સત્તા ભોગવતું. ભૂમધ્ય સમુદ્રના આખા માલિક કાર્થેજવાસીઓ હતા. 'અમારી રજા વિના ખારા પાણીમાં હાથ ધોવાની કોઈની મગદૂર નથી,' એમ તેઓ મગરૂરીથી કહી બતાવતા.

કાર્થેજની નગરરચના કેવી હતી એની ચોક્કસ વિગતો મળી નથી એમ કહેવાય છે. કાર્થેજનું રાજ્યતંત્ર કંઈક અટપટું હતું. કાર્થેજમાં એકીવારે બે રાજા રહેતા. બંનેની ચૂંટણી વરસોવરસ થતી. એમનું કામ મુખ્યત્વે ન્યાયને લગતું હતું. એ પછી ૨૮ સભ્યોની એક સભા હતી. એ પણ લોકનિયુક્ત હતી, અને વરસોવરસ ચૂંટાતી હતી. આ સભા સેનાપતિ પસંદ કરતી, અને રાજ્યની કુલમુખત્યારી એના જ હાથમાં છે એમ ગણાતું. પણ ખરી સત્તા ચલાવનાર તો ૧૦૪ ન્યાયાધીશોનું એક મંડળ હતું. આ મંડળની ચૂંટણી પણ પ્રતિવર્ષ થતી, પણ એ ને એ જ સભ્યો ફરી ફરીને ચૂંટાતા હતા, એટલે એ જગાઓ જિંદગીભરની બની ગઈ હતી. પ્રજા સમસ્તની એક પરિષદ હતી ખરી, પણ એના હાથમાં સત્તા કશી જ ન હતી.

અનેક દેવદેવીઓવાળો 'પેગન' ધર્મ કાર્થેજનો રાષ્ટ્રધર્મ હતો. 'બાલ' એ એમનો દેવપતિ. કાર્થેજમાં 'બાલ'નું ભવ્ય અને રોનકદાર દેવાલય હતું. સોને મઢેલા અથવા કાચ જેવા એક પદાર્થના બનાવેલા જંગી થાંભલા એને ટેકવી રહ્યા હતા. રાત પડે એટલે એ થાંભલામાંથી ઝગઝગાટ થઈ રહેતો. દેવાલયની દીવાલો ફરતી ફિનીશિયન દેવોની મૂર્તિઓ હતી. મોલોક દેવ એમાં અગ્રસ્થાને બિરાજેલો હતો. આ દેવળમાં, આપણા દેશમાં દેવદાસીની પ્રથા છે, એવી ગેલી પ્રથા હતી એમ કહે છે. મોલોકને પ્રસન્ન રાખવા સારુ મોટા મોટા ભોગ ધરાવવામાં આવતા. એના કોપના ભયથી લોકો થરથરી જતા. માબાપો પહેલા ખોળાનાં છોકરા કે છોકરીઓ આ દેવને ચરણે ભોગ ધરાવતાં. મોલોકની મૂર્તિ અતિશય કદરૂપી, બિહામણી અને નીચે ઢળતા હાથવાળી હતી. માણસના લોહીના તરસ્યા મોલોકને અપાવવાના બલિ — માણસો કે બાળકોને આ હાથ પર બેસાડવામાં આવે, એટલે તે નીચે ધગધગતા અગ્નિકુંડમાં સરી પડે એવી ગોઠવણ હતી. એવું જ બિહામણું બીજું દૃશ્ય એક કાંસાનો બનાવેલો બળદ હતો. ફેલેરીસ નામના રાજાની મોજને સારુ આથેન્સના એક શિલ્પીએ કરેલી એ કૃતિ હતી. એના પેટમાં માણસોને બેસાડીને નીચે દેવતા સળગાવવામાં આવતો. બળદનું ગળું એવું હતું કે, એના પેટમાં રહેલા હતભાગી મનુષ્યો ચીસો કે બરાડા પાડે એટલે બળદના ગળામાંથી ભાંભરવાનો અવાજ નીકળે. બળદ તૈયાર થઈને આવ્યો. રાજાએ પહેલો જ પ્રયોગ એ કાળા કામના કળાધર પર કર્યો. અને છેલ્લો પ્રયોગ રાજાની પોતાની પર થયો!

આવા ક્રૂર દેવતાઓનું પૂજન એકલા કાર્થેજમાં થતું એમ નહીં. તે કાળે આ દેવમંડળની આણ પશ્ચિમના ઘણા દેશો પર વર્તતી. યહૂદીઓના ઈશ્વર યહોવાને એનાં બાળકોનું લોહી બહુ ભાવે છે એમ કહેવાતું. એક ધર્મમાં વળી બળદને મારી એના વહેતા લોહીમાં સ્નાન કરવું એ ધર્મક્રિયાનું એક પ્રધાન અંગ હતું. ગ્રીસમાં મોટા મોટા યજ્ઞો થતા તેમાં એકીવારે સો બળદોનું બલિદાન અપાતું. પશુઓનાં બલિદાન ન અપાતાં હોય એવો એકે દેશ એ દુનિયામાં ન હતો. માણસોનો ભોગ લે એ દેવોની મહત્તા અસાધારણ હતી. એ કાળના ધર્મ જ એવા હતા. માણસો પણ એવા હોવા જોઈએ.
यदन्नः पुरुषो भवति तदन्नास्तस्य देवताः।

[હસ્તલિખિત 'મધપૂડા'માંથી] ચંદ્રશંકર શુક્લ

# જાપાનનો ઉદય

આજની દુનિયામાં મોખરે ગણાતા દેશોની નામાવલીમાં એશિયા ખંડના એક દેશનું નામ આવે છે, અને તે જાપાન. જાપાનીઓ પોતાના દેશને 'નિપોન' કહે છે. આપણે બોલીએ છીએ તે 'જાપાન' શબ્દ એ મૂળ શબ્દ પરથી બનેલો છે. 'નિપોન'નો અર્થ થાય છે સૂર્યોદય. જગતના નકશામાં જાપાનનું સ્થાન જુઓ. ભૂમિનો પૂર્વમાં પૂર્વ છેડો જાપાનનો બેટ-સમૂહ છે. તેથી સૂર્યોદય ત્યાં વહેલામાં વહેલો થાય. માટે તે 'સૂર્યોદયની ભૂમિ' કહેવાય છે. તેનો રાષ્ટ્રીય ઝંડો પણ ઊગતા સૂર્યના ચિહ્નવાળો લાલ રંગનો છે.

ઉપરાંત, એક બીજા અર્થમાં પણ તે ઊગતા સૂર્યની ભૂમિ છે. આપણે ઉપર જોઈ ગયા કે, દુનિયામાં મોખરે ગણાતા દેશોમાં જાપાન એક ગણાય છે. જાપાનની આ ઉન્નતિ બહુ જૂના કાળની નથી. એમ કહો કે તેણે પોતાની આ ઉન્નતિ આ સૈકામાં જ મેળવી છે. ગયા સૈકાના પૂર્વાર્ધમાં તો તે દેશ દુનિયા સાથે સંબંધ જ ચાહતો નહિ; તેણે પોતાનાં બારણાં પરદેશીઓ માટે બંધ જ રાખ્યાં હતાં. ૧૮૫૩ની સાલમાં જ એ ખોલવામાં આવ્યાં, અને ત્યારથી આજ સુધીમાં જે પ્રગતિ અને પ્રખ્યાતિ આજ જાપાનને વરી છે, તે ઊગતા સૂર્ય જોડે સરખાવવા જેવી છે. આનો ઇતિહાસ બારે રોમાંચક અને આપણે માટે અતિ બોધક છે. ટૂંકામાં તે આપણે અહીં આગળ જોઈશું.

૧

જાપાન દેશ નાના મોટા બધા મળીને અનેક ટાપુઓનો સમૂહ છે. તેના રાજાને મિકાડો કહેવાય છે, અને તેનો આદિ-પૂર્વજ પોતાનો ઇષ્ટદેવ સૂર્યદેવ છે એમ જાપાનીઓ માને છે. આપણી સ્મૃતિની જેમ, રાજા એ ઈશ્વરનો પ્રતિનિધિ છે, એમ જાપાનમાં પણ જૂના કાળથી મનાતું. ઈશ્વરનો પ્રતિનિધિ સામાન્ય કામો કરે તો તે મોટા શાનો ? એટલે રાજાનું બધું જ કારભારું તેના વડા પ્રધાન — શોગૂનના હાથમાં રહેતું. શોગૂન એટલે પેશવા કે વડો પ્રધાન. જેમ શિવાજી મહારાજ પછી પેશવાઓ જ રાજા જેમ વર્તતા થઈ ગયા હતા, તેમ જ જાપાનનો મિકાડો રાજા હોવા છતાં ખરી સત્તા તો પેશવાઈની જેમ શોગૂનાઈની જ થઈ ગઈ હતી. અને આ પ્રમાણે ઈસ્વી સન પૂર્વેથી તે ઠેઠ ૧૮૫૩ સુધીના જાપાનના ઇતિહાસમાં ચાલ્યું આવ્યું. ઈ.સ. ૧૮૫૩માં એક એવો બનાવ બન્યો કે તેને લઈને જાપાનના આખા પ્રજાજીવનમાં ધરમૂળથી પલટો થઈ ગયો: એમ જ માનો કે એણે કાયાપલટો જ કરી દીધો — એનો નવો જન્મ થયો!

આ બનાવ તે કેપ્ટન પેરી નામના એક અમેરિકન નૌકાસૈનિકે દમદાટીથી જાપાનમાં પ્રવેશ મેળવ્યો તે. ઉપર આપણે જોયું કે, ૧૮૫૩ સુધી જાપાને પરદેશીઓને માટે બારણાં બંધ રાખ્યાં હતાં. શા સારુ જાપાને એમ કર્યું હતું તે લાંબી કથાનો સાર ટૂંકામાં કહી જાઉં. જાપાનમાં દાખલ થવાની મના પહેલેથી નહોતી; જે જમાનામાં પોર્ટુગીઝો આપણા દેશમાં ધર્માંતર કરાવવાને ઇરાદે આવ્યા. એટલે કે ૧૪-૧૫ મું સૈકું, તે જમાનામાં તેઓના પાદરીઓ જાપાનમાં પણ પહોંચેલા; અને ત્યાં લોકોને ખ્રિસ્તી બનાવવા માંડેલા. તેમાંથી જેમ યુરોપીય લોકોની આપણા દેશના રાજકારણમાં દખલ દેવાની વાતો શરૂ થઈ, તેમ જ જાપાનમાં પણ થઈ હતી. તે કાળના આપણા રાજાઓ ન ચેત્યા અને કળે કળે તેમને પરદેશીઓએ જેર કર્યા; જાપાનના રાજકર્તાઓ વધારે સાવધ, તેથી તેઓ ગોરાઓની આ યુક્તિ પામી ગયા, અને તેની સામે ચાંપતા ઉપાયો લેવા માંડ્યા. કેટલાંય વર્ષોના અનુભવો પછી એમણે જોયું કે, પરદેશીને પેસવા જ ન દેવામાં નિરાંતે સૂઈ શકાય એમ છે, અને મિકાડોએ ઠરાવ કર્યો કે પરદેશગમન તેમ જ પરદેશીઓનું આગમન જાપાનમાં મના છે. આમ, આત્મરક્ષણનો જ વિચાર કરીને જાપાન આખી દુનિયાથી અસ્પૃશ્ય બની બેઠું હતું.

ઓગણીસમા સૈકામાં ગોરી પ્રજાઓ દુનિયા સાથેનો પોતાનો વેપાર કરવામાં કેટલીય આગળ વધી હતી. એ જ વેપારની ભૂખને લઈને, કેપ્ટન પેરી

જાપાનના બંદરે પોતાના નૌકાસૈન્ય સાથે આવીને ખડો થયો અને શોગૂનને કહેણ મોકલ્યું કે, 'યા તો અમને વેપાર કરવાનો પ્રવેશ આપ, નહિ તો અમે નૌકાબળથી તારું બારું તોડીને જોરજુલમથી આવીશું.' આ કહેણ આવતાં શોગૂનને પોતાની સુરક્ષિતતા કેવી કાચ-ઘર જેવી ચીજ છે, તે એક પળમાં સમજાયું. પરદેશગમન જ બંધ હતું, એટલે મોટાં વહાણો બાંધવાં અને દૂર દેશો સાથે વહાણવટું ખેડવું, એ ઉદ્યમ જ નાશ પામ્યો હતો. તેથી પેરી આગળ તેમને લાચાર બની નમતું આપવું પડ્યું. પણ તેની ચમકનો કારી ઘા આખી પ્રજાને દિલમાં વાગ્યો, અને તેથી જ તેઓ, બળતા ઘરમાંથી નાસી છૂટે એમ, આ લાચાર સ્થિતિમાંથી એકી ધડાકે નીકળી આવ્યા. જાપાની પ્રજાનું આ કાર્ય કેટલું મહાન અને પ્રેરક છે તે બરોબર સમજવું હોય, તો આપણે તેમની તે વખતની સમાજવ્યવસ્થા વિષે જાણવું જોઈએ.

૨

જાપાની પ્રજા પોતાને એક કુટુંબ માનીને વર્તે છે. મિકાડો તે કુટુંબનો વડીલ મનાય છે. પહેલા મિકાડો જીમુ તન્નુથી આજનો ૧૨૨મો તેનો વારસ એકધારાએ જાપાનની ગાદી ભોગવે છે.

જાપાની પ્રજામાં આપણે ત્યાંની વર્ણવ્યવસ્થા જેવું કાંઈક ચાલતું હતું. અમીર ઉમરાવોનો એક વર્ગ હતો. તેઓ રાજાના ભાયાતો જેવા ગણાતા. જ્યારે જરૂર પડે ત્યારે પોતાની સેના લઈને તેઓ મિકાડોને મદદ કરવા તૈયાર રહેતા. તેમની સેનામાં જે વર્ગના લોકો ભરતી થતા તે 'સામુરાઈ' કહેવાતા હતા. આ સામુરાઈ લોકને પોતાના ઉમરાવ પાસેથી જિવાઈ મળતી તે ઉપર તેઓ નભતા. લડવું અને તે ન હોય ત્યારે સાહિત્ય પ્રવૃત્તિમાં પડ્યા રહેવું, એ એમનો ઉદ્યમ. કોઈ જાતની આર્થિક પ્રવૃત્તિ કરવી એને તેઓ હલકું કામ માનતા.

આપણા ક્ષત્રિયવર્ણને મળતો આ વર્ગ કહેવાય. રાજકાજનું ઘણુંખરું કામ અને જવાબદારી આ વર્ગ જ ઉઠાવતો. અને એ ઉઠાવવા જેટલો તે વર્ગ લાયક પણ હતો. રઘુકુલને માટે ભક્તકવિ તુલસીદાસે ગાયું છે કે,

'रघुकुल रीत सदा चली आई,
प्राण जाय अरु वचन न जाई.'

આ સામુરાઈના કર્તવ્યધર્મમાં પણ એમ જ મનાતું. —સામુરાઈ કદી સત્ય ન છોડે, બેવચની ન થાય, એ એમની ખાનદાનીનો મૂળમંત્ર ગણાતો. સ્વમાન તેને એટલું બધું વહાલું હતું કે, તે જતું કરવા કરતાં મરણ ભલું એમ તે માનતા. તેથી સ્વમાનભંગને પ્રસંગે આપઘાત પણ કરવો એ સામુરાઈને માટે ધર્મ ગણાતો. આવા પ્રકારના આપઘાતને જાપાની ભાષામાં 'હારી-કારી' કહે છે. હારી-કારી કરવાને માટે, સામુરાઈ પોતાની યુદ્ધની તલવાર ઉપરાંત બીજી ખાસ તલવાર રાખતો. આ બે તલવારો તેની પ્રતિષ્ઠાનું ચિહ્ન ગણાતી. તેને તે પોતાની પત્ની કરતાંય વધારે ગણતો. અને બીજી તલવારથી હારી-કારી કર્યાના દાખલા જાપાની સામુરાઈઓના ઇતિહાસમાં અનેક પડેલા છે.

આ ઉપરાંત, હારેલા શત્રુ પ્રત્યે ઉદારતા રાખવી, એ પણ એનો ધર્મ હતો. અને સ્ત્રીઓ પ્રત્યે સન્માન ન હોવું, એ સામુરાઈને મન એક મોટામાં મોટો દુર્ગુણ હતો.

હવે પ્રાચીન જાપાનનો વૈશ્યવર્ગ કેવો હતો તે જોઈએ. તે વર્ગમાં 'નો' એટલે ખેડૂત, 'કો' એટલે કારીગર, અને 'શો' એટલે વેપારી, એમ ત્રણ વર્ગો હતા. આ ત્રણની પ્રતિષ્ઠા, ઉપર એ ગણાવ્યા, તે ક્રમમાં હતી. સામાજિક પ્રતિષ્ઠામાં 'નો' પછી 'કો,' અને તેની પછી 'શો' આવતો. આ ત્રણ વર્ગો પ્રથમના અમીર વર્ગથી જુદા એવા આમવર્ગના ગણાતા. અને એ ત્રણ ઉપરાંત આમવર્ગમાં એક ચોથો વર્ગ હતો, જેને 'યેટા' અને 'હીનીન' કહેવામાં આવતો. આ બે વર્ગો આપણા અસ્પૃશ્ય કે દલિત વર્ગના જેવા હતા. 'હીનીન'નો અર્થ 'માણસ નહિ' એવો થાય છે!

સામાજિક ઊંચનીચભાવમાં જાપાનનો સામુરાઈ આ ચારે વર્ગ ઉપર ગણાતો. અને ત્યારે દેશનો કાયદો હતો કે, એ આમવર્ગમાંથી જે કોઈ સામુરાઈનું માન લોપે, તેનો તે સામુરાઈ વધ કરી શકે. ૧૮૫૩માં જ્યારે જાપાનનું બારું પેરીએ ખોલાવ્યું, ત્યારે જાપાન દેશ આ પ્રમાણેની ઊંચનીચભાવવાળી સામાજિક દશામાં હતો.

૩

ઈ. સ. ૧૮૫૩માં ગોરી પ્રજા જે રીતે જાપાન ઉપર હુમલો લઈ આવી, તે ઉપરથી જાપાની રાજપુરુષો ચેત્યા. તેમણે જોયું કે, આ પ્રજા પાસે લશ્કર તથા સાધનસંપત્તિ એટલાં બધાં છે કે, તેઓ ગમે ત્યારે આપણને નમાવી શકશે. માટે જાપાને તૈયાર થવું જોઈએ, નહિ તો જાપાનનો સૂર્યવંશ નામશેષ થઈ જશે — જાપાન પરતંત્ર થશે. આ ચાનક એવી જબરી હતી કે, મિકાડોથી માંડીને રાષ્ટ્રનો એકેએક માણસ જાપાનને ખાતર ગમે તે ભોગ આપવા તૈયાર થઈ ગયો, અને એક જ પેઢીની અંદર જાપાન અર્વાચીન ઢબની એક જબરદસ્ત રાજસત્તા થઈ ગયું. તેણે પોતાનું નૌકાસૈન્ય પણ તૈયાર કરી દીધું; નવા જમાનાની નવી નવી વિદ્યાઓ અને શોધખોળોનો અભ્યાસ કરવા માટે નવજુવાનો પરદેશ પહોંચી ગયા; પોતાની ભાષાને આ બધા ફેરફારોને માટે પણ માધ્યમ તરીકે વાપરી શકાય એવી ખેડી, —તેઓ કોઈ પરદેશી ભાષા પર ન પડયા. આવાં આવાં તો પાર વિનાનાં પરિવર્તનો એ લોકોએ જોતજોતામાં કરી નાંખ્યાં. આ બધાંની યાદી આપવાનું જરૂરી નથી. પરંતુ એ બધું શાથી બની શક્યું તે સમજવું જોઈએ.

આ રાષ્ટ્રવ્યાપી સુધારાની શરૂઆત શોગૂને જ કરી. તેણે જોયું કે, નવા જમાનામાં પોતાનું સ્થાન નથી; મિકાડો અને શોગૂન એ બેહથ્થુ સત્તા હવે નહિ ચાલી શકે. એટલે એણે પોતાના શોગૂન-પદનો ત્યાગ કર્યો ને મિકાડોને સર્વ સત્તા સોંપી દીધી. હજારો વર્ષોથી ભોગવેલી સર્વોપરી સત્તા આમ ચપટીમાં છોડી દીધાના દાખલા જગતના ઇતિહાસમાં વિરલ હશે.

શોગૂનનો દાખલો સર્વ અમીર ઉમરાવ વર્ગે પણ લીધો. તેમણે મિકાડોને વિનંતીપત્ર લખ્યું કે, 'મિકાડોના સુવ્યવસ્થિત રાજતંત્ર માટે બે વસ્તુ અનિવાર્ય છે: સત્તા એકહથ્થુ હોવી જોઈએ, અને તે આખા દેશ પર સર્વોપરી રહેવી જોઈએ. . . . અમે આપના સેવક છીએ; અમારી પ્રજા તે આપની જ પ્રજા છે.' એમ જણાવી તેમણે પોતાની જાગીરો મિકાડોને સોંપી દઈ પોતે જાપાનના સામાન્ય નાગરિકો થયા. સામેથી મિકાડોએ આ ત્યાગની કદર કરી, રાજ્ય તરફથી તેમને કાંઈક જિવાઈ આપવાનો બંદોબસ્ત કર્યો, અને પોતાની સાર્વભૌમ સત્તા સ્થાપિત કરી, તેનું વ્યવસ્થિત રાજબંધારણ ઘડયું, અને બંધારણપૂર્વક રાજ ચલાવવા માંડયું.

બીજી બાજુથી પ્રજામાં પણ અનુરૂપ ફેરફાર થવા લાગ્યા. અસ્પૃશ્ય કે દલિત જેવા 'એતા' અને 'હીનીન' લોકને સામાન્ય નાગરિક તરીકે અપનાવી લેવામાં આવ્યા. આપણે ત્યાં અસ્પૃશ્યતા-નિવારણનું કામ કેવું કઠણ લાગે છે તે વિચારો, તો જાપાની લોકનું આ પરાક્રમ કેવું કદર કરવા જેવું છે, તે તમને જણાશે. નવા ફેરફારથી કારીગર, ખેડૂત, વેપારી વગેરે વર્ગોને તો લીલાલહેર થઈ ગઈ. તેમનો પણ દરજ્જો વધ્યો, કેમ કે જૂની ભાયાત-પદ્ધતિ જવાની સાથે સામુરાઈની સામાજિક પ્રતિષ્ઠા પણ ગઈ. અને આથી સામુરાઈ વર્ગના તો ખરેખરા બેહાલ થયા. તેઓ મોટા ઉમરાવો ઉપર નભતા. હવે? કશું આર્થિક કામ કરવામાં તેઓ નાનમ માનતા. હવે તે કેમ ચાલે? છતાં, તેમણે પણ કષ્ટો સહીનેય, નવા જમાનામાં પોતાનું સ્થાન મેળવી લીધું. લશ્કરમાં તો તેઓ કામ દઈ જ શકતા હતા. પરંતુ, નવા જમાનામાં જે નવાં નવાં સાહસનાં અને હિંમતનાં કામો કરવાનાં આવ્યાં, તેમાં પણ આ લોકે ઝંપલાવ્યું. ઇજનેર, વિજ્ઞાનશાસ્ત્રી, સાહસિક વેપારી, વહાણવટી, વગેરેના અનેક ધંધા તેમણે હાથ કર્યા. આ પુનર્ઘટનાના જમાનામાં મહાન કુશળ રાજપુરુષો તરીકે નામના મેળવનાર કેટલાક લોક પણ આ સામુરાઈ વર્ગમાંથી જ પેદા થયા હતા.

આ પ્રમાણે પ્રજા તૈયાર થઈ તેનો પરચો પણ જગતને તરત મળ્યો. આ સૈકાની શરૂઆતમાં જ જાપાનને રશિયા જોડે ઝઘડો પડયો, તેમાંથી લડાઈ થઈ. તે લડાઈમાં જાપાન જીત્યું! આ એક કૌતુક ભારે જબરી વસ્તુ થઈ. એક યુરોપીય સત્તાને પછાત ગણાતા એશિયા ખંડની એક ગોરી નહિ એવી સત્તા હરાવે, એ ઉભય પક્ષે આશ્ચર્ય પમાડે એવી બીના હતી. યુરોપીય રાજ્યોએ, આ પરચો જોતાં, જાપાનને પોતાની સમાન ગણતરીમાં લીધું. અને એશિયાવાસી પ્રજાઓમાં પોતાના ગૌરવનું ભાન અને આત્મવિશ્વાસ આવ્યાં. આ જમાનો

એટલે ઈ. સ. ૧૯૦૦ પછીનો દાયકો. એ દાયકાનો આપણો ઇતિહાસ જુઓ, તો આપણી ઉપર પણ એ ચમત્કારની ભારે અસર થઈ હતી.

ત્યારથી આજ સુધી જાપાન ચડતું જ ગયું છે. યુરોપીય દેશોની ઢબે તેણે પોતાની ચડતી સાધી છે, તેથી તે દેશોના દોષો પણ ત્યાં પ્રગટતા જોવા મળે છે. પારકા દેશો પર ખૂરી દાનતે જોવું, તેમના ઉપર હુમલો કરવો, એ સામ્રાજ્યશાહીનો દોષ જાપાનમાં પણ આવેલો આજ જણાય છે. આ દોષ ભલે આપણે વખોડીએ, પરંતુ જાપાને ગયા સૈકામાં જે કર્યું એ તો, ખરેખર, આપણા ધન્યવાદને પાત્ર છે, અને આપણે માટે એમાં મોટો બોધ રહેલો છે. એક તડાકે તે દેશે જાગીર–જમીનદારી અને ઉમરાવશાહી નાબૂદ કરી; એક ઝપાટે પોતાના દલિત વર્ગોને પોતામાં સમાન દરજ્જો આપી અપનાવી લીધા; અને સૌએ પોતપોતાની શક્તિ મુજબ ત્યાગ અને બલિદાન આપી રાષ્ટ્રને મજબૂત કર્યું, તેનું માન તે પોતાનું માનીને તેને સારુ સારી પેઠે વેઠ્યું. આ ગુણો વગર પ્રજાઓ ચડી શકતી નથી, અને એ ગુણો હોય તો પ્રજાની ચડતી કેવી ઝપાટાભેર થાય છે, એ જાપાનના ઇતિહાસનો સૌથી મોટો પાઠ છે.

મ૦

# આળસનું ઓસડ કેટલું થયું ?

(’૩૯નું ખાદીકામ)

‘આળસનું જો વજન કરી શકાતું હોય તો હિંદમાં પ્રવર્તતું આળસ કરોડો ટન થાય. એ કચરાથી માણસને ને તેના મનને કાટ જ ચડે છે. એટલે તેમાંથી કાંઈક સાર — પાક ઉતારી શકાય એ સાવ સ્વાભાવિક અને પ્રામાણિક, આર્થિક તેમ જ નૈતિક પ્રશ્ન છે.’

આવા કરોડો ટન આળસનો સ્વાભાવિક નિકાલ કરવો અને ધૂળમાંથી ધાન કરવું, એ અખિલ ભારત ચરખા સંઘનું કામ છે, અને તે કામ તે સંસ્થા ૧૯૨૫ની સાલથી કરે છે. આટલાં વરસોમાં તેણે દેશનાં અધભૂખ્યાં ગરીબોમાં લગભગ પાંચ કરોડ રૂપિયા વહેંચ્યા છે. અને તેના ૧૯૩૯ના છેલ્લા નિવેદન પ્રમાણે, ‘ આટલાં વરસો સતત કામ કરીને તેણે જુદા જુદા પ્રાન્તોમાં આ કામનો પાકો પાયો નાખ્યો છે અને તેને યથાશક્તિ વધાર્યું છે.’ સંઘને એવો અનુભવ થયો છે કે, ‘ જ્યાં આ કામ કરવામાં આવે છે ત્યાંના લોકોની શક્તિ અને સ્વાવલંબનની ભાવના ખીલે છે.’

આ કંઈ નાનોસૂનો લાભ નથી. આ કામથી દેશના કોઈક ખૂણામાં માલના કેટલા ઢગલા થાય છે તે જોવાનું નથી, પણ કેટલાં ગરીબોને થોડીઘણી રોજી મળે છે અને તેમનામાં કેટલું જીવન-પરિવર્તન થાય છે તે જોવાનું છે. આ દૃષ્ટિએ જોઈએ તો, મિલોની ઉત્પત્તિ સાથે અને મિલોના મજૂરોની રોજી સાથે આ કામની સરખામણી કરવી નકામી છે. મિલોમાં લગભગ ૪૦૦ કરોડ વાર કાપડ તૈયાર થાય છે, ત્યારે ખાદી ફક્ત ૧ કરોડ વાર થાય છે. મિલો લગભગ ૪ લાખ મજૂરોને રોજી આપે છે, ત્યારે રેંટિયો લગભગ ૩ લાખ ગરીબોને ઘેર રોટલો પહોંચાડે છે. મિલો દેશનાં માંડ સો જેટલાં શહેરોમાં ભરાઈ બેઠી છે, ત્યારે રેંટિયો ૧૩,૦૦૦ ગામડાંમાં ગુંજે છે. આમ આ બેનું ક્ષેત્ર જુદું જુદું છે.

આમ ચરખા સંઘનું કામ જુદી જ દૃષ્ટિથી ચાલે છે, તેથી તેના કામની તુલના પણ જુદી જ દૃષ્ટિથી થવી જોઈએ. આ રીતે તેના છેલ્લા નિવેદન ઉપરથી જોઈએ તો, જે સ્થિર ગતિએ તેનું કામ આગળ વધી રહ્યું છે, તે આનંદ આપે તેવું છે.

આંકડાની દૃષ્ટિએ ૧૯૩૮ કરતાં ૧૯૩૯માં ખાદી-ઉત્પત્તિ ૧૧ ટકા ઘટી જણાય છે. પણ તેનું કારણ ૧૯૩૮ની વિશિષ્ટ પરિસ્થિતિ હતી. વિકાસની દૃષ્ટિએ કામ પાછું પડ્યું નથી. ઊલટું આગલી સાલ કરતાં ખાદીનું વેચાણ તો ૧૮ ટકા વધ્યું હતું. એકીનજરે તેની જાણવા જેવી હકીકત ટૂંકમાં નીચે મુજબ છે:

| | |
|---|---|
| ગામડાંમાં કામ થયું | ૧૩,૧૯૯ |
| ખાદી ઉત્પન્ન ચો. વાર | ૧,૧૧,૨૩,૮૫૦ |
| ” ” ” રૂા. | ૫૦,૨૯,૩૨૭ |
| ” વેચાણ રૂા. | ૬૪,૮૮,૭૨૪ |
| કારીગરોને કામ આપ્યું | ૨,૮૮,૯૪૫ |
| કાર્યકર્તાઓ | ૩,૧૮૦ |
| ખાદીભંડારો | ૩૫૧ |

. ચરખા સંઘનું જ્યાં જ્યાં કામ ચાલે છે ત્યાં ત્યાં કોઈ પણ કોમનાં સ્ત્રીપુરુષો તેનો લાભ ઉઠાવે છે, તે જાણીતી વસ્તુ છે. તેના કારીગરોમાં ૬૫ ટકા હિંદુ, ૬ ટકા હરિજન, ૨૫ ટકા મુસલમાન અને ૪ ટકા બીજા પરચૂરણ છે. કારીગરોમાંથી આખો વખત કામ કરનારા બહુ ઓછા હોય છે. મોટા ભાગના લોકો પોતાના ફાલતુ સમયમાં આ કામ કરે છે અને ઘેર બેઠાં રોજી કમાઈને પોતાની ઓછી કમાણીમાં થોડોઘણો ઉમેરો કરે છે. આમ ફાલતુ સમયની કમાણી તરીકે વરસે ૧૧ થી ૧૨ રૂપિયા પણ ઓછા ન ગણાય. જણ દીઠ આજની સરેરાશ વાર્ષિક રાષ્ટ્રીય આવકનો લગભગ ચોથો ભાગ આ થયો.

કારીગરોને ભણાવવા માટે અને દવા વગેરેની મદદ કરવા માટે સંઘ પ્રયત્ન કરે છે. નોંધવા લાયક વસ્તુ એ છે કે, ઉત્પત્તિ-કેન્દ્રોમાં જે કંઈ નફો થાય તે જુદો રાખીને તેનો કારીગરોની સેવાના કામમાં ઉપયોગ કરવામાં આવે છે. ૧૯૩૯માં આ ખાતે લગભગ દોઢ લાખ રૂપિયા મંજૂર કરવામાં આવ્યા હતા. તે કેવી રીતે વપરાયા તેની હકીકત નિવેદનમાં મળતી નથી.

આ નિવેદનના વરસમાં બીજી નોંધવા જેવી હકીકત પ્રાન્તિક સરકારોની મદદ છે. મહાસભાવાદી પ્રધાનમંડળોએ આ કામમાં પોતાનાથી બનતી મદદ આપી હતી. ૧૯૩૯–'૪૦માં આ રીતે રૂ. ૩,૬૭,૬૨૭ મંજૂર થયા હતા, અને લોકલ બોર્ડો અને સરકારે રૂ. ૨,૪૦,૭૧૩ની ખાદી ખરીદી હતી. આ જાતની મદદ હવે બંધ થઈ છે. તે ફરી ક્યારે મળશે તે તો ભગવાન જાણે! નિવેદનમાં તો એવી આશા રાખવામાં આવી છે કે, 'સરકાર અને સમાજની એ ફરજ છે કે, જ્યાં જ્યાં આ જાતના કામની તીવ્ર આવશ્યકતા હોય ત્યાં ત્યાં તેનો ફેલાવો કરે.' અત્યારની પરિસ્થિતિમાં સરકાર પોતાની ફરજ સમજે કે ન સમજે, પરંતુ પ્રજાની એ ચોખ્ખી ફરજ છે કે, 'પોતાનાં ગરીબ ભાઈ-બહેનોની જરૂરિયાતોનો વિચાર કરીને ગરીબોને નવું જીવન આપનારી ખાદી પ્રવૃત્તિને ભરપૂર મદદ આપે.' પૂ. ગાંધીજી કહે છે તેમ, 'ખાદીનું અર્થશાસ્ત્ર દેશપ્રેમ, ભાવના અને માનવતાની લાગણી પર રચાયેલું છે.' એટલે પ્રજાએ ખાદીનો વિચાર પાઈ પૈસામાં કરવાને બદલે લોકજીવનની સુધારણાની દૃષ્ટિએ કરવો જોઈએ. સંઘનું આ નિવેદન એ દૃષ્ટિએ તપાસવાથી ખાદીની પ્રગતિનો સાચો આંક મૂકી શકાશે.

બિ.

## धर्म विरुद्ध धार्मिकता

એક જમાનો એવો હતો કે જ્યારે મોટા મોટા સમ્રાટોને પણ પોતાના રાજમુકુટ હાથમાં રાખીને ધર્માચાર્યોની અદાલતમાં હાજર થવું પડતું. સાહિત્ય, કળા, વિજ્ઞાન, એ બધાંને ધર્મની અદાલતમાં પોતાની નિર્દોષતા અને નિષ્ઠા સિદ્ધ કરવાં પડતાં હતાં.

આજે એ દિવસો વહી ગયા છે. કારણ કે, ધર્મોમાંથી જાણે ધાર્મિકતા જ ચાલી ગઈ છે. હવે આર્ય ધર્મ, બૌદ્ધ ધર્મ, યહૂદી ધર્મ, વિશ્વાસી ધર્મ, ઇસ્લામ, વગેરે બધા જ ધર્મો માનવતાની અદાલતમાં આરોપી બનીને હાજર થયા છે. ધર્મને નામે એટલી સંકીર્ણતા ફેલાવા લાગી છે, એટલો મનુષ્યદ્રોહ થઈ રહ્યો છે કે, આજે એકેએક ધર્મ ન્યાયાધીશને બદલે આરોપીના સ્થાને આવી ગયો છે.

પહેલું સત્ય ચાલ્યું જાય છે; પછી પ્રતિષ્ઠા આથમે છે. આથમે છે ત્યાર પછી તો સ્થાનભ્રષ્ટ થવામાં વાર શી? ધર્મોએ ધાર્મિકતા છોડી અને પોતાનો નાશ વહોર્યો. હવે ધાર્મિકતાને જ ધર્મોના સકંજામાંથી બચાવવાના દિવસો આવી પહોંચ્યા છે.

काका कालेलकर

'सबकी बोली 'માંથી

અતઅરતર નામના બીજા એક 'બળવાખોર'ને મુઆવિયાએ મિસરની સરહદ સુધી પહોંચતાં જ વિષપ્રયોગથી મરાવી નખાવ્યો ને હજરત અલી બીજી લશ્કરી મદદ મોકલે ત્યાર પહેલાં જ મિસરનો મામલો મુઆવિયાના લાભમાં પતી ગયો. ત્યાર પછી બંને 'ખલીફો', એકબીજાના દેશો પર અવારનવાર ધાડો લઈ જવાની અને પ્રજાની હેરાનગતિ કરવાની હરીફાઈમાં જ પડ્યા. પરિણામે પ્રજા તંગ આવી ગઈ ને અંધાધૂંધીનો પાર રહ્યો નહિ. છેવટે બંને 'ખલીફો'એ એક કામચલાઉ સમાધાનથી પ્રજાને કાંઈ રાહત આપી, પણ અંદરખાને વેરની હોળી ને તેને શમાવવાની ગુપ્ત પેરવીઓ ચાલુ જ રહી.

પણ આ કહેવાતા સમાધાનની એક બીજી અસર થઈ. અને તે નવું સમાજવાદી ધર્મરાજ્ય સ્થાપવાનાં સ્વપ્નો સેવતા ખવારિજો પર. એઓ અધીરા થઈ ગયા. ને વિચારવા લાગ્યા કે જ્યાં સુધી અમરૂલઆસ, મુઆવિયા ને અલીની ત્રિપુટી હયાત છે ત્યાં સુધી દેશમાં ધર્મરાજ્ય સ્થાપવાની કોઈ વાતનો વિજયવારો આવવાનો નથી. આથી ત્રણ ખવારિજોએ આ ત્રણ માથાં વઢી લેવાનું બીડું ઝડપ્યું. એક જ દિવસે ને એક જ સમયે ત્રણે જુદે જુદે સ્થળે વસતા આ ત્રણેને પૂરા કરવાની પ્રતિજ્ઞાઓ લેવાઈ. પણ બન્યું એમ કે અમરૂલ છટકી ગયો, મુઆવિયા ઘાયલ થયો પણ જીવી ગયો, ને ઇમામત કરવા જતાં મસીદમાં જ હજરત ઉમરની જેમ ઈ. સ. ૬૬૧ યાને હિજરી સન ૪૦માં હજરત અલી — અરબી બાપાના પહેલા પેશકરણી, પેગંબર સાહેબના એકના એક કાયદેસરના વારસ, અને પુરુષોમાં સિંહ જેવા ધર્મવીર પણ હતભાગી ખલીફ ઝેર પાયેલા ખૂની ખંજરના ભોગ થઈ પડ્યા.

ચુનીલાલ પુ૦ બારોટ

# વહેવારુ ખગોળ—૧૭

શ્રી. કિશોરલાલભાઈએ પૂછેલા ચાર પ્રશ્નોમાંથી બેના જવાબ મેં ડિસેમ્બરના અંકમાં આપ્યા હતા. બાકીના બેનો જવાબ આપતાં પહેલાં કેટલીક સમજણ આપવાની જરૂર હતી તે મેં ગયા અંકમાં આપી. હવે આ બે પ્રશ્નોના જવાબ આપું છું. આ પ્રશ્નોને ટૂંકમાં આમ મૂકી શકાય: 'હિંદુ પંચાંગમાં નક્ષત્રો અને રાશિઓ બતાવવા માટે શુદ્ધ નિરયન પદ્ધતિની જરૂર છે અને ઋતુઓ તથા અયનો બતાવવા માટે સાયન પદ્ધતિની જરૂર છે; તો આ બે જુદી જુદી પદ્ધતિઓનો એક જ પંચાંગમાં મેળ કેવી રીતે મેળવવો?'

આવો મેળ ઘણી રીતે મેળવી શકાય. એમાંથી એક ત્રણ રીતોની ચર્ચા અહીં કરીશું.

જેમાં વિવાદને સ્થાન જ નથી એવી બાબતનો વિચાર પહેલાં કરીએ. આ બાબત અયનો, સંપાતો અને ઋતુઓની છે. આ બાબતોનો નિર્ણય આકાશમાં પ્રત્યક્ષ રીતે કરી શકાય છે અને તેઓનો આધાર સાયન સંક્રાંતિઓની ઉપર છે એ સ્પષ્ટ છે, તેથી એઓને સાયન સંક્રાંતિ પ્રમાણે જ ગણવાં જોઈએ. જેમ કે, પ્રચલિત પંચાંગોમાં નિરયન મકર રાશિએ, એટલે ૧૪મી જાન્યુઆરીએ ઉત્તરાયણ લખાય છે, તેમ ન લખાવું જોઈએ; પણ ૨૨મી ડિસેંબરે ખરેખરું ઉત્તરાયણ થાય છે ત્યારે જ તે લખાવું જોઈએ.

હવે નક્ષત્રો અને રાશિઓનો વિચાર કરીએ. વિભાગાત્મક નક્ષત્રો અને રાશિઓનાં નામ અનુક્રમે તારાત્મક નક્ષત્રો અને રાશિઓ ઉપરથી પડ્યાં છે, અને તારાઓ સ્થિર છે તેથી આ વિભાગો પણ સ્થિર રહેવા જોઈએ. અર્થાત્ આ વિભાગો કોઈ પણ સ્થિર બિંદુથી ગણાવા જોઈએ. આનો અર્થ એ થયો કે, વિભાગાત્મક નક્ષત્રો અને રાશિઓ શુદ્ધ નિરયન પદ્ધતિ પ્રમાણે ગણાવાં જોઈએ, એટલે અશ્વિની નક્ષત્ર અને મેષ રાશિનો આરંભ વૈજયંતી તારાથી ગણાવો જોઈએ.

હવે અધિક માસની વ્યવસ્થા કેમ કરવી તેનો વિચાર કરીએ. કાર્તિક, માર્ગશીર્ષ વગેરે મહિનાનાં નામ કૃત્તિકા, મૃગશીર્ષ, વગેરે નક્ષત્રો પરથી પડેલાં છે; તેથી અધિક માસની વ્યવસ્થા નિરયન સંક્રાંતિ પરથી કરવી જોઈએ. એટલે જે માસમાં કોઈ નિરયન સંક્રાંતિ ન હોય, તે અધિક માસ ગણાવો જોઈએ.

ઉપલી વ્યવસ્થાને લીધે એક જ મુશ્કેલી બાકી રહેશે. દાખલા તરીકે, હાલમાં આસો મહિનામાં શરદ ઋતુ છે, પણ ઉપરની વ્યવસ્થા પ્રમાણે આજથી ૪,૦૦૦ વર્ષ પછી આસો મહિનામાં હેમંત ઋતુ આવશે, આજથી ૮,૦૦૦ વર્ષ પછી આસો મહિનામાં શિશિર ઋતુ આવશે, વગેરે. જ્યારે આમ થશે, ત્યારે આસો સુદ ૧૫ને શરદપૂનમ કહેવી એ દેખીતી રીતે જ

અયોગ્ય થશે. આનો ઉપાય એ છે કે, આજથી ૨,૦૦૦ વર્ષ પછી ભાદરવા સુદ ૧૫ને શરદપૂનમ ગણવી, આજેથી ૪,૦૦૦ વર્ષ પછી શ્રાવણ સુદ ૧૫ને શરદપૂનમ ગણવી, વગેરે.

એક બાબત બાકી રહે છે. સાયન સંક્રાંતિઓને કયાં નામ આપવાં? મેષ, વૃષભ વગેરે નામ નિરયન રાશિઓને આપવાં જોઈએ એ આપણે જોયું. એ જ નામ સાયન રાશિઓને પણ આપવાથી ગોટાળો થશે એટલું જ નહિ, પણ અયોગ્ય પણ થશે. નિરયન વૃશ્ચિક વીંછીના આકારના તારાઓમાં અત્યારે છે અને હંમેશાં રહેશે. પણ સાયન વૃશ્ચિક તો (જો એને વૃશ્ચિક નામ આપીએ તો) આખા આકાશમાં ફર્યા કરશે. પણ સાયન સંક્રાંતિઓને કંઈક નામ તો આપવાં જ પડશે, જેથી તે પરથી અયનો, સંપાતો અને ઋતુઓની ગણના થઈ શકે. આ મુશ્કેલીનો ઉપાય એ છે કે, પ્રાચીન કાળમાં સાયન સંક્રાંતિઓનાં મધુ, માધવ, વગેરે નામ હતાં તે મેષ, વૃષભ, વગેરેને માટે ફરીને ચાલુ કરવાં. આથી આ મુશ્કેલી ટળી જશે.

## વહેવારુ મુશ્કેલીઓ

તિલક પંચાંગમાં સૂર્યની સાયન સંક્રાંતિઓ પણ આપવામાં આવે છે અને તેઓને સાયન મેષ વગેરે નામો આપવામાં આવે છે. આ એક બાબત સિવાય તિલક પંચાંગની બધી બાબતોની વ્યવસ્થા ઉપર બતાવ્યા પ્રમાણેની જ છે. આમ છતાં તિલક પંચાંગનો ફેલાવો ચાલુ ગ્રહલાઘવીય પંચાંગોના પ્રમાણમાં બહુ થોડો છે. તેનું કારણ એ છે કે, ઉપર મુજબ વૈજયંતી તારાને મેષારંભ સ્વીકારવાથી પ્રચલિત પંચાંગોના મેષારંભની સાથે ૪ અંશનો ફરક પડે છે. આ બાબતને બીજી રીતે એમ કહેવામાં આવે છે કે, પ્રચલિત પંચાંગોના અયનાંશ ૨૩ છે, ત્યારે તિલક પંચાંગના અયનાંશ ૧૯ છે. આ બાબતની સમજણ પાછળના અંકોમાં આવી ગઈ છે. આ ૪ અંશના ફરકને લીધે પ્રચલિત પંચાંગોની અને તિલક પંચાંગની સૂર્યસંક્રાંતિઓની વચ્ચે ૪ દિવસનો ફરક પડે છે. જેમ કે, ચાલુ પંચાંગોની મકરસંક્રાંતિ ૧૪મી જાન્યુઆરીએ આવે છે, ત્યારે તિલક પંચાંગની મકરસંક્રાંતિ ૧૦મી જાન્યુઆરીએ આવે છે. આને લીધે બંને પ્રકારનાં પંચાંગોના અધિક માસોમાં ફરક આવે છે અને તેથી દિવાળી, હોળી, ગણેશચતુર્થી વગેરે જે જે તહેવારો આ બે અધિક માસોની વચ્ચે આવે છે તેમાં એકેક મહિનાનો તફાવત આવે છે. આ તફાવત કેટલીક વખત લગભગ આખું વરસ ચાલે છે. પંચાંગ-સુધારકોની સંખ્યા બહુ થોડી છે અને સામાન્ય જનતા કરતાં આટલા બધા જુદા પડવું તેઓને બહુ મુશ્કેલ લાગે છે, તેથી તિલક પંચાંગનો પ્રચાર બહુ થોડો છે.

આ મુશ્કેલીનું સૌથી મોટું કારણ આપણા જોષીઓનું ગાઢ અજ્ઞાન છે. સોમાંથી ભાગ્યે એક જોષીએ આ પ્રશ્નનો અભ્યાસ કર્યો હોય છે. વળી તેઓમાં એવા વહેમ હોય છે કે, આપણા ત્રિકાળજ્ઞાની પૂર્વજોના ગણિતમાં ભૂલ હોઈ જ ન શકે, માટે આપણા ગણિતમાં જ ક્યાંક ભૂલ હશે. વળી તેઓના ગણિતમાં ભૂલ હોય તોપણ તેઓના ગણિત પ્રમાણે આવતાં વ્રતો કરવાથી જ પુણ્ય મળે, નવા ગણિત પ્રમાણે ન મળે, વગેરે. આવા વહેમોનું ઓસડ તો સાચું શિક્ષણ છે. પણ એની અસર થતાં વખત લાગે છે.

આમ પંચાંગસુધારણાનું ગાડું અત્યારે તો અજ્ઞાન અને વહેમના કાદવમાં ખૂંચીને અટકી પડયું છે. તિલક પંચાંગે તેનો યોગ્ય નિકાલ કર્યો હોવા છતાં તે પંચાંગને અનુસરનારાઓની સંખ્યા સમુદ્રમાં બિંદુ સમાન છે, તિલક પંચાંગ યોગ્ય હોવા છતાં તેનો ઝડપી પ્રચાર થાય એવાં ચિહ્નો તત્કાલ તો જણાતાં જ નથી, જોકે છેવટે તેનો પ્રચાર થયા વિના રહેવાનો નથી જ. એમ બને ત્યાં સુધી રાહ જોઈને બેસી રહેવું કે થોડા વખત માટે કોઈ 'તડજોડનો વચલો રસ્તો સ્વીકારવો અને લોકોની તૈયારી થાય ત્યારે તિલક પંચાંગને તેના પૂર્ણ સ્વરૂપમાં સ્વીકારવું? જેમ રાજકારણમાં તેમ જ આમાં પણ ઉદ્દામ અને વિનીત એવા બે પ્રકારના સુધારકો છે. આપણે આ બાબતમાં છેલ્લો નિર્ણય બાંધીએ તે પહેલાં, આમાં મધ્યમ માર્ગો કેવા નીકળી શકે તેનો વિચાર કરી લઈએ, તો છેવટનો નિર્ણય કરવામાં આપણને વધારે સરળતા થશે. આવા કેટલાક મધ્યમ માર્ગોની ચર્ચા આવતા અંકમાં કરીશું.

હરિહર ભટ્ટ

# બારેજાની દાક્તરી તપાસ—૪

[ ડૉ. મનુભાઈ ત્રિવેદીએ કરેલી તપાસના નિવેદનનો આ છેલ્લો હપતો છે; તેમાં બારેજાનાં જન્મમરણ અને રોગો બાબતની ચર્ચા છે. આ વિષયમાં આંકડા એક મોટી બીના હોય છે. ડૉ. મનુભાઈની તપાસમાં આ બધા આંકડા ખૂબ મહેનત અને ચોકસાઈ સાથે સંઘરવામાં આવ્યા છે. સામાન્ય વાચકને તેની સાથે બહુ નિસબત ન હોય એમ માની, તેનું તારણ જ અહીં આપ્યું છે. મ૦ ]

જન્મમરણ

જન્મમરણના માસિક આંકડા, મરણ નિપજાવતા રોગોનાં નામો, વાર્ષિક વરસાદના આંકડાઓ વગેરે ધ્યાનમાં લેતાં, નીચેના મુદ્દા સ્પષ્ટ થાય છે. જન્મના આંકડાઓ ઉપરથી છોકરા છોકરીઓના જન્મનું પ્રમાણ લગભગ સરખું જ છે.

બારેજાનાં કુલ મરણોનો માસિક તથા વાર્ષિક આલેખ દોર્યો છે. એ આલેખ ઉપરથી બે વસ્તુઓ સ્પષ્ટ થાય છે. મરણનાં મુખ્ય કારણો તાવ તથા શ્વાસોચ્છ્વાસનાં દર્દો છે. જૂન મહિનામાં ઓછામાં ઓછાં મરણો નીપજે છે. ત્યાર પછી ચોમાસું બેસતાં મરણપ્રમાણ એકદમ વધે છે. ખેતરોમાંનું કામ સપ્ટેમ્બર મહિનામાં ઓછું થવાને કારણે અને ચોમાસાની શરૂઆતમાં પીવાના પાણીમાંની ગંદકી અમુક અંશે ઓછી થવાને કારણે, તે મહિનામાં મરણપ્રમાણ થોડું ઓછું થાય છે. ખેતરમાં શરૂ થતા કામની ફરી શરૂઆતના દિવસોમાં તેમ જ ઋતુમાં થનારા ફેરફારને કારણે, ઑક્ટોબર મહિનામાં ફરી ઘણું વધે છે. આ વધારામાં પુરુષોનું મરણપ્રમાણ વધારે કારણભૂત છે, એ વાત પણ આલેખ ઉપરથી સ્પષ્ટ દેખાય છે. એપ્રિલ મહિનાના મોટા મરણપ્રમાણનું કારણ, કે જેની શરૂઆત ફેબ્રુઆરી માસથી જ થઈ જાય છે, તે ઋતુમાં થનારા ફેરફાર છે, એમ અટકળ બાંધી શકાય.

કારણો

૧૯૩૩ અને ૧૯૩૭ની સાલમાં બારેજામાં સારો વરસાદ પડ્યો ગણાય. ૧૯૩૨ની સાલમાં ઓછામાં ઓછાં મરણો નીપજ્યાં હતાં. ત્યાર બાદ મરણપ્રમાણ સારી રીતે વધ્યું છે. ૧૯૩૮માં તો જન્મ કરતાં મરણો જ વધારે થયાં છે. આને માટે નીચેનાં કારણો ધ્યાનમાં લેવાં જોઈએ :

૧. વરસાદ ઓછો થવાને કારણે ગામનાં સશક્ત સ્ત્રીપુરુષો બારેજા છોડી મજૂરી મળે એવાં સ્થળોએ વધારે ને વધારે જતાં રહ્યાં હોય.

૨. ચોખાની મિલ નીકળવાને કારણે પણ અમુક લોકો બારેજા છોડી ગયા હોય.

૩. અશક્ત અને વૃદ્ધ વસ્તી તેમ જ સ્ત્રીઓનો અમુક ભાગ બારેજામાં રહેવા પામ્યો, જેથી જન્મના આંકડાઓ ૧૯૩૬ની સાલ લગી વધતા જ ગયા છે અને મરણો પણ દર વર્ષે વધતાં જ ગયાં છે. (સારા વરસાદના વર્ષમાં, '૩૭ માં, ઘટાડો છે.) પુરુષોનું મરણપ્રમાણ વરસાદ સુધરવાથી સુધરે છે. જ્યારે સ્ત્રીઓનું મરણપ્રમાણ ઓછા વરસાદનાં વર્ષોમાં પણ વધતું જ રહે છે.

રોગો

બારેજામાં નીપજેલાં મરણોમાં તાવ, મલેરિયા, મંદવાડનાં મરણો લગભગ ૪૦ ટકા જેટલાં છે; જ્યારે દમ, ઉધાન, મૂંઝારો (જેમાં મુખ્યત્વે વૃદ્ધોનો સમાવેશ થાય) લગભગ વીસ ટકા જેટલાં થાય છે. બાળમરણ પ્રમાણ પણ ૧૮—૧૯ ટકા જેટલું થાય છે. વરાધનાં મરણનો આંકડો સારી રીતે મોટો છે. આ મરણ ગંદું પાણી અને અસ્વચ્છ હવાને આભારી છે, એમ જરૂર કહી શકાય,

સુવાવડનાં મરણો વર્ષે વર્ષે વધતાં જાય છે, એમ લાગે છે. આ વાત ઉપર ખાસ ધ્યાન ખેંચાવું જોઈએ. કમોતનાં મરણોમાં સર્પદંશ વગેરેને બારેજા જેવા ગામમાં સ્થાન છે, એ વાત દુઃખદ છે.

કોઈ પણ ગામની તબિયત તથા ત્યાંના રોગો વિષે માહિતી મેળવવી હોય તો તે ત્યાંનાં દવાખાનાં અને મરણપત્રકોમાંથી મેળવી શકાય. બારેજામાં દવાખાનું નથી અને જેતલપુર અને મુક્તિપુરાના દવાખાનામાં જતાં બારેજાનાં વતનીઓના આંકડા મેળવ્યા નથી. અમે કરેલી ઘરોની તપાસ અને મરણોની રોગવાર યાદી અમુક અંશે એક જ વાત

સિદ્ધ કરે છે. બારેજામાં મરણોનાં નીચેનાં કારણો મુખ્ય છે:

૧. ઋતુમાં થતા ઉષ્ણતા અને વરસાદના ફેરફાર.
૨. મલેરિયા.
૩. ગંદું પીવાનું પાણી.
૪. ઘરોમાં હવા ઉજાસની જરૂરિયાત.
૫. ઢોરોનું સાન્નિધ્ય (ખાસ કરીને ચોમાસામાં).
૬. ભૂખમરો. (ઓછો વરસાદ અને ગામના ઉદ્યોગો પડી ભાગવાથી ઉપસ્થિત થયેલી ગરીબી.) ખોરાકમાં અમુક તત્ત્વોની અછત — દૂધ, તેલ, કઠોળ અને લીલોતરી.
૭. અજ્ઞાન જનતાને રોગોનાં કારણોની જાણ નથી.

ડૉ. મનુભાઈ ત્રિવેદી

# કોણ જીત્યું ?

બહુ પ્રાચીન સમયની આ વાત છે. કેટલીય વાતો, ચલણી સિક્કાની પેઠે, એક પેઢી પાસેથી બીજી પેઢી પાસે ઊતરી આવે છે; પરંતુ તેમનું મૂળ કે તેમનો સમય નોંધવાની કે જાણવાની દરકાર કોઈ નથી કરતું. તે વાતોનો રસ કે સાર જ લોકોને મન અગત્યનો અંશ હોય છે. કવિવર રવીન્દ્રનાથ ટાગોરે આવી જુદી જુદી અનેક કથાઓને પોતાના 'કથા અને કહાણી' નામના ગ્રંથમાં સંઘરી છે, તેમાંની આ એક છે.

દાનેશરી તરીકે કોશલ દેશના રાજાની મોટી નામના હતી. દીન-દરિદ્રોનું તે આશ્રયસ્થાન હતો. દુઃખમાં માતપિતાની પાસે જેમ બાળક દોડી જાય, તેમ દુઃખી લોકો તેની પાસે દોડી જતા.

કોશલરાજની એ કીર્તિ કાશીરાજથી સહન થઈ શકી નહીં. તે ઈર્ષ્યાથી બળી જવા લાગ્યો: 'મારી પ્રજાનાં માણસો મારા કરતાં કોશલરાજને મોટા માને? મારા કરતાં જેનું પદ નીચું છે તેની, મારી જ પ્રજામાં આટલી બધી કીર્તિ?' એમ વિચારી તેણે એક દિવસ પોતાના સેનાપતિને કહ્યું, 'સેનાપતિ, ચાલો હાથમાં તલવાર લો અને લશ્કર તૈયાર કરો. મારા કરતાં કોશલરાજને મોટા પુણ્યશાળી થઈ બેસવું છે, તો એને જરા પાઠ શીખવીએ.'

કાશીરાજે સૈન્ય તૈયાર કરી કોશલ દેશ ઉપર ચડાઈ કરી. કોશલરાજ રણસંગ્રામમાં હારી જવાથી લાજનો માર્યો જંગલમાં પલાયન કરી ગયો. વિજયી કાશીરાજ દરબાર ભરી, મદથી હસતો હસતો સભાસદોને કહેવા લાગ્યો, 'જેનામાં ધન સાચવવાની તાકાત ન હોય, તેણે દાનેશરી થવા નીકળવું ન જોઈએ!'

પરંતુ લોકોમાં હાહાકાર મચી ગયો. બધા કહેવા લાગ્યા, 'રાહુ ચંદ્રને ગળી ગયો. લક્ષ્મીજીએ બળવાનના બાહુ પસંદ કર્યા, પણ ધર્મી સામું ન જોયું.' દશે દિશાના લોક કલ્પાંત કરતા બોલવા લાગ્યા, 'અમારું શિરછત્ર ચાલ્યું ગયું; સકળ જગતના બંધુ કોશલરાજના શત્રુને ધિક્કાર હજો!'

નગરજનોનું એ કલ્પાંત સાંભળી, કાશીરાજ ગુસ્સાથી સળગી જવા લાગ્યો: 'હરામખોરો! હું હજુ જીવતોજાગતો છું, તો પછી આટલું બધું શાને રડી મરો છો? તમારો એ દાનેશરી હવે શું પાછો આવશે? કે મને હરાવીને શું પોતાનું રાજ્ય પાછું મેળવશે? ઠીક, ઠીક; પરંતુ જ્યાં સુધી તે જીવતો છે, ત્યાં સુધી તમે બધા તેનો ખ્યાલ છોડવાના નથી. માટે તેને નામશેષ કરી નાખવો એ જ યોગ્ય છે. શાસ્ત્રમાં પણ કહ્યું છે કે, શત્રુનું જરાસરખું મૂળ બાકી રહેવા દેવું નહીં.'

આમ વિચારી તેણે પોતાના મંત્રીને બોલાવીને કહ્યું, 'મંત્રીજી, જાઓ, નગરમાં ઢંઢેરો પિટાવો કે, જે માણસ કોશલરાજને પકડી લાવશે તેને સો સોનામહોર ઇનામ આપવામાં આવશે.' રાજાના નોકરો રાતદિવસ ઠેર ઠેર એ ઘોષણા કરવા લાગ્યા. જે કોઈ તે સાંભળતું, તે આંખો મીંચી, જીભ કરડી, કાને હાથ દબાવી દેતું.

કોશલરાજ ગંદાં ફાટ્યાંતૂટ્યાં કપડાં પહેરી વનવગડામાં રખડ્યા કરતો હતો. એક દિવસ એક વટેમાર્ગુએ આંસુભરેલે મુખે તેને પૂછ્યું, 'ભાઈ, કોશલદેશનો રસ્તો કઈ બાજુ આવ્યો, બતાવીશ?'

રાજાએ તે સાંભળી તેને પૂછ્યું, 'એ અભાગિયા દેશમાં હવે શા દુઃખે જાય છે, ભાઈ?'

વટેમાર્ગુએ કહ્યું, 'હું વેપારી વાણિયો છું. મારું નાવ ભરસમુદ્રમાં ડૂબી ગયું છે. હવે ઘેર ઘેર ભીખ માગતો તો કેમ કરીને જીવું! પણ ચારે બાજુ મેં દયાળુ કોશલરાજની કીર્તિ સાંભળી છે. કહે છે કે, તે અનાથનો નાથ છે, દીન-દરિદ્રનું શરણ છે; કોઈ તેને બારણેથી ખાલી હાથે પાછું ફરતું નથી. માટે હું તેની પાસે જઈ મારું દુઃખ દૂર કરવા ઇચ્છું છું.'

તે સાંભળી કોશલરાજે જરા હસીને પોતાની આંખમાં આવતાં આંસુ છુપાવી દીધાં. ત્યાર બાદ ચૂપ રહી કાંઈક વિચાર કરી લીધો અને કહ્યું, 'ભાઈ! તું ઘણી મુશ્કેલીઓ વેઠતો આટલે દૂર આવ્યો છે, તો તારી મનઃકામના પૂર્ણ થાય તેવો માર્ગ, આવ, તને બતાવું.' એમ કહી તે તેને લઈને ચાલ્યો.

કાશીરાજ દરબાર ભરીને બેઠો છે. એટલામાં ત્યાં એક જટાધારી વનવાસી આવીને ઊભો રહ્યો. રાજાએ મોં મલકાવીને તેને પૂછ્યું, 'શા કારણસર તમારું આવવું થયું છે? ખુશીથી કહો. કાશીરાજ તમારી જે કાંઈ કામના હશે તે જરૂર પૂરી કરશે.'

પેલા જટાધારીએ ધીરે ધીરે કહ્યું, 'કાશીરાજ, હું કોશલરાજ છું; મને પકડી લાવે તેને જે મોટું ઇનામ આપવાનું તમે જાહેર કર્યું છે, તે મારા આ જોડીદાર વણિકને આપો. તે ભારે મુશ્કેલીમાં આવી પડ્યો છે, તથા મારી પાસેથી કંઈ મળશે એ આશાએ મારા નગરનો રસ્તો પૂછતો જતો હતો, ત્યાં મને વચ્ચે મળ્યો. તેને હું નિરાશ કરવા નથી માગતો. માટે લો મારું માથું, અને તેને ઇનામની રકમ ગણી આપો.'

આ જોઈ સભાસદો ચોંકી ઊઠ્યા. આખો દરબાર સ્તબ્ધ થઈ ગયો. બારણા પાસે ઊભેલા બખ્તરધારી દ્વારપાલની આંખો આંસુથી ભરાઈ ગઈ. કાશીરાજ પણ ક્ષણભર તો ચૂપ થઈ ગયો. પછી તે બોલ્યો, 'હે રાજદ્રોહી! પોતાનું માથું આપીને મારા ઉપર વિજય મેળવવાનો પેંતરો તું ઠીક ગોઠવી લાવ્યો છે! પણ તારી એ આશા નિષ્ફળ જવાની છે, કેમ કે આજના આ રણસંગ્રામમાં હું જ જીતીશ.'

પછી તેણે કોશલરાજને રાજા તરીકે સંબોધીને કહ્યું, 'હે કોશલરાજ! તમારું રાજ્ય હું તમને પાછું આપું છું. અને સાથે મારું હૃદય પણ. હવે આ ગાદીએ બેસી તમારા જ રાજ્યભંડારમાંથી આ વણિકને જોઈએ તેટલું ધન આપો.'

એમ કહી એ ચીંથરેહાલ વનવાસીને રાજાએ રાજ્યાસને બેસાર્યો, અને તેના ઝાંખરાં જેવા વાળ ઉપર રાજમુગટ પહેરાવી દીધો. નગરજનો એકી અવાજે પોકારી ઊઠ્યા: 'ધન્ય'! 'ધન્ય'!

ગો૦

# અસ્પૃશ્યતા

કોઈ પણ માણસને પોતાના કરતાં નીચો, હલકો કે ગંદો અને હીન માનીને તેને ન અડકવું, અને તેમાં ધર્મ માનવો, એવો વિચિત્ર રિવાજ આપણા દેશમાં સેંકડો વરસોથી ચાલે છે. એ રિવાજને અસ્પૃશ્યતા કહે છે. અસ્પૃશ્યતા એટલે અડકવા લાયક નથી એવું માનવું તે. આ રિવાજ આપણા જ દેશમાં અને હિંદુધર્મી લોકોમાં ખાસ જોવામાં આવે છે. દુનિયાના બીજા કોઈ દેશમાં એવો રિવાજ નથી. તેથી ગાંધીજીએ એને હિંદુધર્મનું કલંક કહ્યું છે; અને એ રિવાજને દૂર કરી અસ્પૃશ્ય ગણાતી વર્ણો પર થયેલો અન્યાય ધોઈ નાંખવો જોઈએ, એમ તે જણાવે છે.

માણસ જાજરૂ વાળતો હોય કે બીજી રીતે તેનાં હાથપગ કે શરીર અસ્વચ્છ હોય, તેને કોઈ ચેપી રોગ થયો હોય, તો તેટલા પૂરતું તેને કોઈ ન અડે એ જુદી વાત થઈ. પરંતુ, નાહી ધોઈને ચોખ્ખો થયેલો, કોઈ પણ જાતનો, કે કોઈ પણ ધંધો કરતો માણસ શું કામ ન અડવા જેવો ગણાય, એ સામાન્ય બુદ્ધિમાં ન ઊતરે એવી વાત છે. દાક્તર તો ગમે તેવા ગંદા કે ચેપી રોગવાળાને પણ

અડકે છે; તો જ આપણે એની પાસેથી દવા મેળવી શકીએ છીએ. મા બાળકનું મેલું ધુએ છે; તેથી જ આપણે મોટા થઈ શકયા છીએ. તેમ જ, જો ભંગી જાજરૂ ન વાળે કે ચમાર આપણાં મૂએલાં ઢોરને તાણી જઈને તેનું રૂપાળું ચામડું કમાવી ન આપે, તો સમાજ એક દહાડો પણ ટકે ખરો? તેથી કરીને એ ધંધા અને તે કરનારા લોકો સમાજનાં આદરપાત્ર અંગ છે. દુનિયાના બીજા દેશોમાં તેઓ તેમ જ ખાટકી, બબરચી વગેરે લોકો પણ સમાન દરજ્જો પામે છે.

કદાચ તમને એમ લાગશે કે, આ રિવાજને નિંદનારા ગાંધીજી જ પહેલા પાકયા છે. ના, એમ નથી. એમના અગાઉ અનેક ભક્તો, વિદ્વાનો તથા જ્ઞાની પુરુષો, અને ધર્મસુધારકોએ સૈકાંથી આ કુચાલનો વિરોધ કર્યો છે. શંકરાચાર્ય, રામાનુજાચાર્ય, રામાનંદ, કબીર, નાનક, વિવેકાનંદ, દયાનંદ વગેરે મહાપુરુષોની મોટી હારમાળા આપણા ધાર્મિક ઇતિહાસમાંથી બતાવી શકાય. જોકે, એ વાત ખરી છે કે, આજના યુગમાં જ્યારથી આપણે યુરોપ-અમેરિકાના ખ્રિસ્તી લોકોના સંસર્ગમાં આવવા લાગ્યા, ત્યારથી આ રિવાજની વિચિત્રતા વધારે ઉઘાડી પડતી ગઈ છે. આજે આપણા દેશમાં ચાલતી રાજ્યપદ્ધતિ આ પ્રકારે માણસ માણસ વચ્ચે ભેદ માને એવી નથી. રેલવેમાં, રસ્તા પર, અને સાર્વજનિક સર્વ જગાઓમાં પ્રજાના દરેક માણસને કાયદેસર હરવાફરવાનો ને તેનો લાભ લેવાનો હક છે. આજ જૂની પેશવાઈ નથી ચાલી શકતી, કેમ કે કાયદાની નજરે સૌ કોઈ સરખો હક ધરાવનારા ગણાય છે.

પરંતુ આ ગોરા ખ્રિસ્તીઓ પણ આપણું જોઈને બગડયા લાગે છે. તેઓએ આપણા દેશમાં આવીને જોયું કે, આ લોકો પોતાની ઊંચતા બતાવવાને માટે માણસને દૂર રાખે છે અને અડકવા પણ તૈયાર નથી. એટલે આપણ કાળી ગુલામ પ્રજા કરતાં પોતાની ઊંચતા બતાવવાને માટે આ ગોરાઓએ આપણો ન્યાય આપણી ઉપર જ ચલાવ્યો! પરિણામે આપણા દેશમાં કાળાગોરાના ભેદ પડયા; અને આફ્રિકાની અંગ્રેજ વસાહતોમાં એટલે સુધી આ રંગભેદ ચાલ્યો કે, કેટલેક સ્થળે તો આપણ હિંદીઓને પેસવા ન દે, પેસવા દે તો રહેવાના વાડા જુદા રખાવે, રેલવે બસ વગેરે વાહનોમાં ગોરા જોડે બેસવા ન દે! ખરેખર, હાથનાં કરેલાં હૈયે વાગ્યાં કે વાવ્યું તેવું લણ્યું, તે આનું નામ.

આજે હવે ઊંચા કહેવાતા હિંદુઓએ હરિજનોની સેવા સારુ હરિજન સેવક સંઘ નામની એક અખિલ ભારતીય સંસ્થા કાઢી છે, તે તમે સાંભળ્યું હશે. તે ઈ. સ. ૧૯૩૨માં સ્થપાઈ. તેના મુખ્ય સેવક અને મંત્રી આપણા ઠક્કર બાપા છે. એમણે એક વાત કહી તે પણ, આ રિવાજ વિષે વિચાર કરતી વખતે, યાદ કરવા જેવી છે. તેમણે કહ્યું કે, ઉત્તરથી જેમ જેમ દક્ષિણ તરફ જતા જાઓ, તેમ તેમ અસ્પૃશ્યતાનો આ ધારો વધારે ને વધારે પળાતો જતો જણાશે. વળી આ ધારો હિંદના બધા ભાગોમાં એક રૂપે અને એક રીતે નથી પળાતો. પંજાબમાં એ બહુ થોડો પળાય છે. ભંગી મકાનના જીના પર ચડી ઠેઠ અગાશી સુધી જઈને ત્યાં વાળી શકે. બિહાર વગેરે પ્રાંતોમાં તાડી દારૂ વેચનારા પણ અસ્પૃશ્ય મનાય છે. આપણે ત્યાં નથી મનાતા! અને દક્ષિણમાં મદ્રાસ પ્રાંતમાં તમે જુઓ તો અવનવા પ્રકારની આભડછેટ પાળવાની રીતો તમને મળે. અમુક જાતના માણસને જોવામાત્રથી અભડાવાય એમ ત્યાં લોકો માને છે! આપણે ત્યાં હરિજનોનો સ્પર્શદોષ જ મનાય

છે; મદ્રાસ બાજુ દૃષ્ટિદોષ પણ મનાય છે! તેથી ત્યાં એવા નિયમો જોવામાં આવે છે કે, અમુક જાતના અસ્પૃશ્યે–જેમ કે ભંગીએ–૧૬ ફૂટ દૂર રહેવું, ચમારે ૩૨ ફૂટ રહેવું, પરિયાએ ૬૪ ફૂટ દૂર રહેવું, વગેરે! તમને લાગશે, આ તો ભારે જુલમ ગણાય. સારી વાત છે કે, આ દૃષ્ટિદોષ કે અંતરદોષની અસ્પૃશ્યતા હવે નાબૂદ થતી જાય છે, અને દક્ષિણના લોકો તે બાબતની પોતાની માન્યતાની ભૂલ સુધારે છે. એટલું જ નહિ, ત્રાવણકોરના હિંદુ રાજાએ પોતાના રાજ્યમાંથી અસ્પૃશ્યતાના ચાલને નાબૂદ કર્યો છે. તે રાજ્યમાં હરિજનો હરેક રીતનો પોતાનો સાર્વજનિક હક સમાન દરજ્જાથી ભોગવે છે. અને આથી કરીને ત્યાંના લોકની ધાર્મિકતા પર કશું ખરાબ પરિણામ નથી આવ્યું.

કેટલાક ભોળા લોક પૂછે છે, હરિજનને કોઈ ન અડકે; પણ તેથી એમને સોસવું શું કામ પડે? ન અડકવાથી શી શી હાડમારીઓ અને મુશ્કેલીઓ પડે, એ તો જાતઅનુભવ જરાક કરી જોયે અથવા તો હરિજનોની સ્થિતિ પ્રત્યક્ષ જઈને જોયે જણાય. ન અડકનારાઓ હરિજનોને સાર્વજનિક ચીજોને પણ નથી અડકવા દેતા. તેઓ કૂવા કે જળાશય પર હરિજનોને નથી જવા દેતા; દેવમંદિરમાં પણ નથી આવવા દેતા; સરકારી નિશાળોમાં એમનાં બાળકો સૌ જોડે બેસે તેય એમનાથી સહન નથી થતું. દક્ષિણમાં તો એવા પ્રતિબંધ પણ છે કે, હરિજનો અમુક રાહદારી રસ્તા પર ચાલી પણ ન શકે! ઉપરાંત, બ્રાહ્મણ વાણિયા વગેરે બીજા વર્ગો વચ્ચે હોય છે એવો એકબીજાની વચ્ચે અવર જવરનો, ભાઈચારાનો સામાજિક સંબંધ ન રહે; તેથી હરિજનો પછાત રહી જાય છે. તેમને સંસ્કારોની અને સુશિક્ષિતતાની કેળવણી મળી શકતી નથી. ધંધોરોજગાર પણ એ લોક શી રીતે કરી શકે? હરિજન દુકાન માંડે, પણ એને ત્યાંથી લે કોણ? આવી આવી તો પાર વગરની પંચાતો આ ન અડવાની સાદી જેવી લાગતી વાતમાંથી નીપજે છે. અને ન અડવાથી આપણે સામા માણસનું અપમાન કરીએ છીએ તે તો વળી જુદું.

આના કરતાંય વસમી વાત તો બીજી છે, અને તે તેમના પર કરાતા જુલમની. આવા જુલમની વાતો તો એટલી બધી છે કે તેના ગ્રંથ લખી શકાય. વાનગી ખાતર એક બે કહું. સવર્ણ કહેવાતા લોકો પોતાને કૂવે હરિજનોને પાણી નથી ભરવા દેતા. એટલે એક ગામના હરિજનોએ પોતાને માટે અલગ કૂવો કર્યો. પરમેશ્વરનું કરવું તે એ કૂવાનું પાણી સવર્ણોના કૂવાથી સારું નીકળ્યું. સવર્ણ લોકે જઈને એ કૂવો પચાવી પાડ્યો! રાજપૂતાનાના એક ગામના ધનવાન હરિજને પોતાને ત્યાં નાત જમાડી, તેમાં ઘી ખાંડ વાપરીને શીરો બનાવ્યો. ગામના સવર્ણો કહેવા લાગ્યા, 'તમે લોકોને તે વળી ઘી ખાંડ કેવાં? તમે પણ ઘીખાંડ ખાઓ તો પછી તમારા અમારામાં ફરક શો રહ્યો?' એમ કહીને તેમણે તે લોકોને મારવા માંડ્યા. પરિણામે નાત રહેંદહે તો થઈ, પણ એ લોકે એવા તો હરિજનોને માર્યા કે તેમાંથી સરકારને પોલીસ અને બંદૂક વાપરવાં પડ્યાં! આવા આવા તો, હસવા જેવી વાતો પર કરાતા, અનેક જુલમોના દાખલા મળે છે. છતાં હજી સુધી અસ્પૃશ્યતા નાશ પામતી નથી એ કેવું વિચિત્ર છે! એનો નાશ ન થાય તો આપણો દેશ અર્વાચીન જગતમાં માનભેર ને સ્વતંત્ર નહિ રહી શકે એ ઉઘાડું છે.

# નવું વાચન

**સાહિત્ય અને પ્રગતિ** પ્રકાશક: 'ભારતી સાહિત્ય સંઘ,' અમદાવાદ. કિંમત રૂ. ૨-૮-૦. પૃ. ૩૬૪.

ગુજરાત પ્રગતિશીલ સાહિત્ય મંડળે સાહિત્ય અને પ્રગતિ વિષયક એક પ્રશ્નાવલિ તૈયાર કરીને ગુજરાતના સાહિત્ય-વિચારકોને મોકલી આપેલી; તેના મળેલા જવાબો એકઠા કરી, આ પુસ્તકમાં રજૂ કરવામાં આવ્યા છે. તેની સાથે જ આ મંડળના ઉદ્દેશને અનુરૂપ 'વિવેચનના કેટલાક લેખો' પણ મૂકવામાં આવ્યા છે. તથા પ્રગતિ-સાહિત્યના આદર્શ પ્રમાણેનું સાહિત્ય કેવું હોય, તેના દૃષ્ટાંતરૂપે એક 'સર્જન' વિભાગ પણ આપવામાં આવ્યો છે. તે વિભાગને 'પ્રથમ પ્રયોગ'રૂપ જ ગણવાની સંપાદક મંડળે ભલામણ કરી છે; પરંતુ તેમને મન 'એ વિભાગ અત્યંત મહત્વનો છે,' કારણ કે 'સર્જન' એ તો તેમની 'આખી પ્રવૃત્તિનો હેતુ છે.'

કાંઈક નવા તથા વિચિત્ર લાગે તેવા નામ હેઠળ સાહિત્યક્ષેત્રમાં કામ કરવા માગતું આ મંડળ હરકોઈના મનમા કુતૂહલ ઉત્પન્ન કરે. તેથી પુસ્તકની શરૂઆતમાં મંડળે પોતાના 'ઉદ્દેશ અને પ્રવૃત્તિ' સમજાવ્યા છે, તથા જણાવ્યું છે કે, 'જે લખાણ કલામય રીતે રસનિષ્પત્તિ કરતું હોવા ઉપરાંત જીવનવિઘાતક નહિ, પણ જીવન-વિધાયક રહસ્યવાળું,' હોય, તે પ્રગતિશીલ સાહિત્ય કહેવાય. તેથી ઊલટું તે પ્રત્યાઘાતી સાહિત્ય. આવું 'પ્રગતિશીલ' સાહિત્ય પ્રજા આગળ રજૂ કરવાનો, તથા વર્તમાન સાહિત્યને એ દૃષ્ટિએ મૂલવી બતાવવાનો આ મંડળનો ઉદ્દેશ છે.

પરંતુ કઈ વસ્તુ જીવનવિધાયક છે, અને કઈ જીવન-વિઘાતક છે, એ નક્કી કરવાનો ગજ પણ શો હોઈ શકે? અમુક સંયમો અને નિયંત્રણો જીવન વિષે અમુક રીતે વિચાર કરનારાને જીવનવિધાયક–શ્રેયસ્કર લાગે; ત્યારે બીજી રીતે વિચાર કરનારાને જીવનનિરોધક–જીવનવિઘાતક અને તેથી અશ્રેયસ્કર લાગે. આ બાબતમાં કાંઈ પણ સ્પષ્ટતા વાચકોના આશ્વાસન ખાતર પણ આપણું પ્રગતિ-શીલ મંડળ કરે છે કે કેમ? બાકી, શબ્દ પૂરતુ તો કોણ કહેવા તૈયાર થાય કે, 'હું પ્રગતિ નહિ પણ અધોગતિનો પક્ષકાર છું?'

મંડળના ઉદ્દેશો તેમ જ તેણે રજૂ કરેલી પ્રશ્નાવલિ ઉપરથી એટલું નક્કી થઈ શકે છે કે, તેણે પોતા પૂરતો અમુક ગજ નક્કી કરી લીધો છે. રાષ્ટ્રીય સ્વાતંત્ર્યની તરફદારી, સામ્રાજ્યવાદનો વિરોધ, ગુરુશાહી તથા ધાર્મિક સંસ્થાઓના દૈવી આધિપત્યનો વિરોધ, વ્યક્તિ-વ્યક્તિ કે સમૂહ-સમૂહ વચ્ચે ચાલી શકતા આર્થિક શોષણનો વિરોધ, સ્ત્રીપુરુષની (લગ્ન પહેલાં અને પછી) સમાનતાનું સમર્થન, કોમી વાડાઓનો વિરોધ, અને સામાજિક કુરિવાજોનો વિરોધ — આટલી બાબતો પૂરતો તો તે સ્પષ્ટ શબ્દોમાં પોતાનો ગજ રજૂ કરી દે છે. આથી બહારની બીજી વાતો ભલે જીવનવિધાયક હો કે ન હો, પણ ઉપર ગણાવેલી બાબતોથી વિરુદ્ધની વાતો તો તેને મતે જીવન-વિઘાતક જ છે.

પરંતુ તે બાબતોના મૂળમાં પણ જીવન વિષે બે જુદી જુદી વિચારસરણિઓ હોઈ શકે; ખાસ કરીને, ધાર્મિક અને સામાજિક બાબતોમાં. ગુરુશાહી તથા ધાર્મિક સંસ્થાઓના દૈવી આધિપત્યનો વિરોધ તમે ધર્મશ્રદ્ધા-યુક્ત હોઈને પણ કરી શકો; કે ધર્મની વાતમાત્રને ધૂત — વહેમ — મૂડીવાદીઓએ ઊભો કરેલો ભ્રમ માનતા હોઈને પણ કરી શકો. સ્ત્રી-પુરુષની સમાનતાનું સમર્થન તમે સ્ત્રી અને પુરુષના ઐહિક જીવન વિષે નરી ભૌતિક — ઇંદ્રિય-સુખમાં પર્યાપ્ત — દૃષ્ટિ રાખીને પણ કરી શકો; કે જીવન વિષે પારલૌકિક કે આધ્યાત્મિક દૃષ્ટિ રાખીને પણ કરી શકો. આ મંડળની દૃષ્ટિ આ બાબતોમાં કઈ છે, એ નક્કી કરી શકાય તેમ છે ખરું?

હા. એક બાજુ ભૌતિક જીવન અને તેને લગતા પ્રશ્નોથી બહારના તમામ આધ્યાત્મિક પ્રશ્નો કે તેમના નિરૂપણને 'તે જીવનના સાચા સવાલોથી માણસને દૂર લઈ જનારું,' 'જીવનસંગ્રામથી દૂર ભગાડનારું,' 'આજના યુગના સૌથી મોટા જીવનમરણના પ્રશ્નો કે તેના ઉકેલો વિનાનું' માને છે; અને તેને 'અદ્ભુતતા, અગમ્યતા, રહસ્યવાદ'રૂપ જ ગણાવી, તેવા સાહિત્યને તે પ્રત્યા-ઘાતી કહેવા તૈયાર છે (જુઓ પા. ૨૩૯-૪૦). બીજી બાજુ, 'જે કોઈ લખાણમાંથી જીવનનું સૂચન કરતો કોઈ સૂર નીકળતો હોય તો તે જીવનવિધાયક હોવો જોઈએ,' — એવું વ્યાપક કથન તે કરે છે (જુઓ પા. ૯ ૧૦). ભલે પછી તે સૂર નર્યા વિકારોની અથડામણ કે તેમના ઘમસાણમાંથી ઊભો થતો હોય. દાખલા તરીકે, એક મધ્યમવર્ગી યુવાન પોતાની પરણેતર સ્ત્રી બે માસ થયાં જ પિયેર ગઈ હોવા-માત્રથી 'અંધ અને અગુપ્તી રહેવાની માનવચિત્તની એકાંત પગદંડીઓ ઉપર' ચડી જઈ, એક યુવાન, ગૌર, ઉપરના ભાગમાં કાળી, ગુલાબી-શ્યામ હોઠ તથા લાંબા હાથવાળી સ્ત્રીને ખુલ્લા સ્વને બાજઠ ધવડાવતી મધ વેચવા આવેલી જોઈ, 'પુરુષના હૃદયમાં અજ્ઞાત, પ્રબળ, અને ઊંડો સંગ્રામ જગાડતાં તદ્દન સામાન્ય છતાં અગાધ મહિમાભર્યાં તેનાં સ્તનોની રચના' તરફ જોઈ જોઈને 'જાતીય સંવેદનો'ની લાલચથી અધરા થઈ જાય છે, અને તેને શયનગૃહમાં બોલાવવા તત્પર થાય છે; — તેવા યુવાનના એ અસામાજિક વાસનાભિલાષને આ મંડળ જીવનવિધાયક ગણી, પોતાના સર્જનવિભાગમાં સ્થાન આપે છે. આખી વાતમાં તે યુવાનના વૃત્તિમંથનમાં

ધર્મ—નીતિ—ઈશ્વર—પાપ—પુણ્ય—સમાજ—બીજાની મિલકત પ્રત્યે કુદૃષ્ટિ—બીજાને અન્યાય—કે એવો એક પણ શબ્દ નથી આવતો; એક જ વસ્તુ તે વિચારે છે કે, 'આ તીવ્ર ઇચ્છાઓથી ભરેલી ક્ષણો એ જ થોડી ક્ષણોમાં સંતોષાઈ, બાકીના જીવનને એવું જ મધુર શાંતિથી ભરેલું' રાખશે કે કેમ. પરંતુ સાથે સાથે જ જીવનની 'વિધાયક' માનેલી (?) સામી વૃત્તિ તરત જ તેને ઊઠે છે: 'તો આજની આ તીવ્ર ઇચ્છા નિષ્ફળ જવાની, એ એક જીવનની અણુપોષી જવાલા રહી જવાની.' પરિણામે તે તરત નિર્ણય ઉપર આવે છે: 'શા માટે અત્યારે હું તેને અહીં ન બોલાવું?' અને તરત 'એ દેહમાંથી મેળવવાનાં અનેક અગાધ તત્ત્વોના મોહમાં' દોડતો તે મધવાળી પાસે જાય છે, અને તેના હાથને અડીને તેમાં રૂપિયો મૂકે છે!

ટૂંકમાં, ભૌતિક ઇંદ્રિયજીવનનો વાસ્તવિક—એકમાત્ર જીવન તરીકે સ્વીકાર; તેના આવિષ્કારમાત્રને 'જીવન-વિધાયક' ગણી લેવાની વૃત્તિ; તેથી વિશેષ કે આગળની વાતોને ગૂઢવાદ—રહસ્યવાદ—અગમ્યવાદ કહી વાળીને અસ્વીકાર; લગ્ન-જીવનમાં કોઈ એકાદ બાબત ઉપર પડતા મતભેદને કારણે ઊભા થતા પ્રાસંગિક ઘર્ષણના પ્રસંગોએ અધીરાઈથી છેદ અથવા હિંસાને જ એકમાત્ર ઉપાય તરીકે સ્વીકારવાની વૃત્તિ, અને સાથે સાથે બીજી બાજુએ ગમે તેવી હીનતાને બરદાસ્ત કરી લેવાની પામરતા; જીવન વિષેની માત્ર ભૌતિક કે યાંત્રિક સમજને કારણે એક બાજુ આવી જતી સર્વજ્ઞતાની અને સર્વ-શક્તિમત્તાની માદક ખાતરી, તથા તે જીવનને કશાની કાંઈ પણ આડ માન્યા વિના અણુએ અણુએ માણી લેવાનો ઉલ્લાસ; અને બીજી બાજુ તેને પરિણામે જીવનમાં ઊભા થતા કે દેખાતા વિરોધો અને વિઘ્નો જીરવી લેવા માટે જોઈતાં આંતરિક ઠેકાણું કે શ્રદ્ધા બાકી ન રહેવાથી—તથા માત્ર ભૌતિક દૃષ્ટિએ તો તે બધા વિરોધોનો કશો અંતિમ ઉકેલ દેખાતો ન હોવાથી—એક બાજુ આવી જતી કાળ અંધાર હતાશા, અને બીજી બાજુ હિંસાનો તાત્કાલિક કે સહેલો ઉકેલ નજરે પડતાં તે સ્વીકારી લેવા માટે વધારેપડતી અધીરાઈ; આર્થિક સમાનતાની હિમાયતના પ્રથમ અમલી પગલા તરીકે એક બાજુ શ્રીમંતોના દ્વેષનું નિરૂપણ, અને સાથે સાથે બીજી બાજુ તેમની શારીરિક કે ભૌતિક વિભૂતિ અથવા સૌંદર્ય તરફ સકામ દૃષ્ટિ;—આવા આવા કંઈ વિચિત્ર સૂરો મંડળે સર્જન વિભાગમાં રજૂ કરેલી અનુક્રમે 'મધવાળી', 'રમા અને જયંત', 'અવતરણ', અને 'પેકાર્ડના પ્રવાસ', એ વાતોમાં ગુંજતા માલૂમ પડે છે. એકાદ વેશ્યાના ઉદ્ધાર માટે તેની સાથે પ્રેમમાં પડતા કોઈ યુવાનની વાત ઉમેરી લીધી હોત, તો 'નવી દૃષ્ટિ'ને નામે બહાર પડતા 'નવા સાહિત્ય'ના બધા 'પ્રતિનિધિઓ' સંઘરાઈ જાત!

'શિક્ષણ અને સાહિત્ય'ના ગયા ડિસેંબર ૧૯૪૦ના અંકમાં જ રેવ૦ લિટલટનના લેખનો અનુવાદ પ્રસિદ્ધ થયો છે. તેમાં લેખક અત્યારના નિરીશ્વરવાદી લેખકો તરફથી ઊભા થયેલા ભય વિષે પ્રજાને ગંભીર ચેતવણી આપે છે. એ લેખ યુરોપીય પરિસ્થિતિને ધ્યાનમાં રાખીને લખાયેલો કહેવાય. તથા એકદમ તો ઘણાને એમેય લાગે કે, આપણે ત્યાં કે જ્યાં હજુ 'ધર્મે જય અને પાપે ક્ષય'ના સનાતન સિદ્ધાંતને નિરૂપતી વાર્તાઓ અને નાટકોનો યુગ જ પ્રવર્તમાન છે, ત્યાં એ લેખકે આપેલી ચેતવણીને તરદી લઈ તથા ખર્ચ કરી ગુજરાતી ભાષામાં ઉતારવાની જરૂર નહોતી. પરંતુ આજકાલ જે 'નવું' સાહિત્ય પ્રગટ થાય છે, તે જોયા પછી એમ લાગે ખરું કે, આપણે પણ એ બાબતમાં લાંબો વખત યુરોપથી પાછળ પડી રહીશું નહીં; કદાચ નવો યુગ શરૂ થઈ પણ ગયો છે!

એ નવા સાહિત્યનો માર્ગ ગુજરાતમાં સહેલો કરી આપવામાં કોણ કોણ કેવો કેવો ભાગ ભજવે છે કે ભજવશે એ કહેવું અઘરું છે. આપણું આ 'પ્રગતિશીલ મંડળ' હજુ તો એક અતિ વ્યાપક ક્ષેત્રને એક વ્યાપક નામ હેઠળ આવરીને બેઠું છે. તેથી આજે તો તે એક બાજુ માત્ર સમાજસુધારો (કન્યાઓને મોટી કરવી, ભણાવવી, તેમને ગમે ત્યાં પરણવા દેવી, અને વિધવા થાય તો ફરી લગ્ન કરવાની છૂટ આપવી, વગેરે) કરવામાં આગળ જવા માગતા ગર્ભશ્રીમંતો અને સમાજસુધારકોને; બીજી બાજુ આર્થિક ક્ષેત્રમાં શ્રીમંતવર્ગ-માત્રની સામે આમવર્ગમાં વિદ્વેષ પૂરી, સામાજિક તેમ જ આર્થિક ક્રાંતિ કરવા ઇચ્છતા સામ્યવાદીને; ત્રીજી બાજુ સરકાર સાથે અસહકાર કરવાની હાકલ કરતા ગાંધીવાદીને; ચોથી બાજુ સરકારના માનચાંદ ધરાવતા, પણ સામાજિક રૂઢિ કે ઈશ્વરને ઇન્કારતા જમીનદારને; પાંચમી બાજુ ધર્મ-નીતિ-ઈશ્વરની બધી વાતોને 'ધતિંગ' માનનાર અને એક જીવની ઉપર બીજી નવી 'મધવાળી' ઘરમાં ઘાલવા ઇચ્છતા ચરમાં-ઢબ કે લેંઘા-ઢબ મધ્યમવર્ગી યુવાનને; છઠ્ઠી બાજુ શ્રીમંતોને હાડોહાડ ધિક્કારતા, પરંતુ તેમના ઘરમાં ઇતિહાસશિક્ષક બની, એક સુંદર પેકાર્ડમાં તેમના ઘરની સુંદરીઓ સાથે ચબદાઈને બેસી, તેમનાં ચળકતાં એરિંગ, તેમના લાલ-ગુલાબી ચહેરા, તેમનું કલકલ ઝરણા જેવું હસવું, તેમના મોતી જેવા દાંત વગેરે પ્રત્યે સકામ દૃષ્ટિ કરતા, તથા તેમના ગુલાબી હોઠથી સ્પર્શાઈ મોંમાં જતા નાસ્તાની પણ ઈર્ષ્યા કરતા, અને છતાં તે હરામખોરોએ ગટરની દુર્ગંધ આવી ત્યારે નાકે રૂમાલ દાબી દેવા જેટલી અમાનુષતા દર્શાવી!—એટલી સાક્ષી માત્ર પૂરવાથી પોતાને સામ્યવાદી કહેવરાવવા ઇચ્છતા નવીન પ્રગતિવાદીને પોતાના 'પ્રગતિશીલ મંડળ'માં સાથે ભેગા કરી.

શકે છે; પરંતુ પેલાઓ એકબીજા સામે નજર કરવા જેટલો વખત મળ્યા બાદ પાસેની બારીમાંથી કૂદીને કે સામે ઊભેલી પૅકાર્ડમાં ચઢી રવાના થઈ જશે કે નહીં', તે કલ્પવું અઘરું નથી. એમ પણ બને કે ધર્મ-નીતિ-ઈશ્વર એ સૌને ઇનકારી, કામિની અને કાંચનમાં સૌનું સામ્ય ઇચ્છનારો સામ્યવાદી જ છેવટે બાકી રહે!

એ બધું ગમે તેમ હો; પરંતુ આ પુસ્તકમાં પ્રગતિ અને સાહિત્ય વિષે જુદા જુદા વિદ્વાન ચિંતકોના વિચારો તેમની પોતપોતાની શૈલી અને પરિભાષામાં એકસાથે વાંચવા મળે છે, એ એક સ્વતંત્ર રીતે ઉપયોગી વસ્તુ છે. દા. ત., શ્રી. કિશોરલાલભાઈની સત્પંથ – સત્સંગી પરિભાષા, શ્રી. મગનભાઈની ગણિતી શૈલી અને વિચારસરણી, શ્રી. રામનારાયણ પાઠકની અધ્યાપક – વિવેચક શૈલી, અને શ્રી. રસિકલાલ પરીખની હાસ્ય – ચિંતન – રઢિયાળ શૈલી એક સાથે વાંચવા મળતાં, એક જ મુદ્દાને આપણા જુદા જુદા વિવેચકો કેવી રીતે છણે છે, તે જોવા જાણવા મળે છે. સાથે સાથે એ જવાબ પણ મળી જાય છે કે, 'પ્રગતિ' જેવી સાપેક્ષ એટલું જ નહીં પણ મુખ્યત્વે વૈયક્તિક વસ્તુના પાયા ઉપર એક જાહેર સાહિત્યમંડળ રચવું એ મુશ્કેલ કામ છે. નિરર્થક પણ છે કે નહીં, તે તો ભવિષ્ય કહે ત્યારે જણાય. **'અભ્યાસી'**

**ચાર કૉલેજિયનો** (સંવાદ) લેખક અને પ્રકાશક: નયનસુખલાલ હરિલાલ પંડ્યા, સૉલિસીટર, મુંબઈ; પૃ. ૪૨, કિં. છ આના.

કૉલેજમાં ભણતા ચાર વિદ્યાર્થીઓ રજાના દિવસમાં એક ગામડું જોવા નીકળી પડે છે. ત્યાં તેમને નિવૃત્ત થયા પછી પોતાના ગામડામાં વસતા એક પ્રાથમિક શાળાના શિક્ષકનો ભેટો થાય છે. ગામડાની સ્થિતિ અને આર્થિક પાયમાલી માટે શહેરના લોક — ખાસ કરીને ભણેલા ગણાતા લોક — કેટલા બધા જવાબદાર છે, અને જો સાચે જ યુવાનોને દેશની સ્થિતિ સુધારવાની ધગશ હોય તો તેઓ શું શું કરી શકે, તે વિષે તે વૃદ્ધ શિક્ષક પ્રવચન કરે છે વચ્ચે વચ્ચે વિદ્યાર્થીઓ થોડા પ્રશ્નો કરે છે તેના જવાબ આપે છે. હિંદુસ્તાન તથા મુંબઈ ઇલાકામાં આવતા પરદેશી માલના આંકડા તથા સરકારે સમય સમય પર નીમેલી અનેક કમિટીઓ તથા મુંબઈ ઇલાકાની અનેક આર્થિક સંસ્થાઓ વિષે માહિતી પૂરી પાડે છે, અને અનેક ગ્રામોદ્યોગો, ગૃહોદ્યોગો તથા નાના પાયા પર થઈ શકનારા શહેરો અને કસબાઓના ઉદ્યોગો સૂચવે છે. આર્થિક સુધારણા માટે કેટલાક નિયમો રજૂ કરે છે. અર્થાત્, સંવાદ રૂપે આર્થિક વિષય પર આ એક ભાષણ છે, અને તેટલી જ અપેક્ષા રાખી તે વાંચનારને નિરાશા નહિ થાય. સાહિત્યિક કળાના તથા ભાષાશાસ્ત્રના બજારમાં તેની બહુ કિંમત નહિ થાય.

પણ જોડણી વિષેની સાવ બેપરવાઈ ખટકે છે. ગુજરાતના વિદ્વાન લેખકોએ સમજવું જોઈએ કે, અંગ્રેજીમાં જેમ મનમાં આવે ત્યારે 'દેખાયેલું'ના અંગ્રેજી પર્યાયની જોડણી sin, seen, sien, scene ન કરી શકાય, તેમ ગુજરાતીમાંયે કલમે ચડે તેમ જોડણી ન કરી શકાય. અંગ્રેજી કરતાં ગુજરાતીમાં જોડણીની પદ્ધતિ ઓછી મનસ્વી છે, અને તેના થોડા નિયમો બેચાર વાર બરાબર વિચારી લીધા હોય, તો સહેજે સાચી જોડણી કરી શકાય એમ છે. છતાં, શંકા ઉત્પન્ન થાય તો જેમ અંગ્રેજીમાં શબ્દકોષ જોયા વિના કોઈ લેખક ખાનગી કાગળ પણ ન બીડે, તો પુસ્તક તો છપાવે જ શાનો? તેમ ગુજરાતી લખતાંયે લાગવું જોઈએ.

લેખકે 'વૃદ્ધ જન' દ્વારા ભણેલા જુવાનિયાઓની સારી પેઠે ઝાટકણી કાઢી છે. તેઓ જોડણી વિષેની આ ટીકા સારા અર્થમાં લેશે એમ આશા છે.

બેંતાળીસ પાનાંના પુસ્તકની કિંમત છ આના છે. બહુ ખપવા વિષે શંકા હોય, ત્યારે પ્રકાશકો નુકસાનનો સંભવ ટાળવા માટે અર્ધાથીયે ઓછાં પુસ્તકો વેચાઈ જાય તોયે ખર્ચ નીકળી આવે એવી ગણતરીએ કિંમત મૂકે છે. પણ, મને ભાસે છે કે, પુસ્તકની ખપતમાં એ જ વિઘ્નરૂપ બને છે. લબ્ધપ્રતિષ્ઠ લેખકોનાંયે આવાં નાનાં પુસ્તકની કિંમત જો છ આના હોય, તો તે ગુજરાતમાં કેટલું ખપે તે વિષે મને શંકા છે. મહારાષ્ટ્ર વાચનપ્રિય ગણાય છે. પણ ઉપર મુજબ કિંમત આંકવાની ટેવને લીધે, સારામાં સારાં પુસ્તકો પણ ઝપાટાબંધ વેચાતાં નથી, અને છેવટે ચોથા ભાગની નકલો તો બગડી જ જતી હશે. પ્રકાશકો આનો વિચાર કરે. **કિ. ઘ. મ.**

**નૂતન વાચનમાળા** સંપાદક: શંકરભાઈ સોમાભાઈ પટેલ, મૉન્ટેસોરી અધ્યાપક, પુરુષ અધ્યાપન પાઠશાળા, વડોદરા.

આ નામથી શરૂ કરેલી વાચનમાળાની ત્રણ ચોપડીઓ તૈયાર થઈને બહાર પડી છે: ૧. બાળપોથી, ૨. તેની પુરવણી, ૩. પહેલી ચોપડી. તેમની કિંમત અનુક્રમે દોઢ, બે, અઢી આના છે, અને પાનાંની સંખ્યા ૪૪, ૪૦, અને ૬૧ છે. બાળપોથીમાં અક્ષરો અને બારાખડી શીખવવાના પાઠો છે; પુરવણીમાં તે જ ઉદ્દેશથી વધારે વાચન-સામગ્રી છે. અને પહેલી ચોપડીમાં જોડાક્ષર શીખવવાનો ઇરાદો રાખ્યો છે, તેની સાથે 'સરસ સાહિત્ય પીરસવાનો' પણ ઉદ્દેશ બતાવ્યો છે.

સંપાદક જેટલા બાળપોથીની રચનામાં ફાવ્યા છે તેટલા પહેલી ચોપડીમાં નથી ફાવ્યા. બાળપોથી અને પુરવણીમાં કાંઈક ક્રમિકતાની સાથે યોજના જેવું સ્પષ્ટ દેખાય છે. તેવું પહેલીમાં ન લાગ્યું. તેના પાઠોની શૈલી તથા ભાષા ખડબચડી, ચડતા ક્રમ વગરની, અને ક્યાંક

સહેલી તો ક્યાંક અઘરી થઈ જતી લાગી. ઉપરાંત, વાચન માટેના વિષયોની પસંદગી પણ બહુ મનોરંજક નથી નીવડી. કાવ્યની પસંદગી પણ તેવી જ ગણાય. અને ઈશ્વરને આ ચોપડીમાંથી બાતલ કરેલો છે તે સાભિપ્રાય છે કે સહેજે બન્યું હશે ?

પશુ પક્ષી અને રમત ઉપરાંત પણ બાળકોને બીજા વિષયોના અનુભવ — મૂર્ત કે અમૂર્ત રૂપે — હોય છે. વાચનમાળાકારે એમને પણ પકડી લેવાના છે અને તેમને મૂર્ત રૂપ આપવા શબ્દબદ્ધ કરી આપવા જોઈએ. વાચનમાળા ભાષા શીખવે છે, એટલે શબ્દો ને વાક્યો નહિ, પણ તે ભાષામાં ઓતપ્રોત વણાયેલું જીવન બતાવી તેને ભાષાબદ્ધ કરવાની કળા શીખવે છે. પહેલી ચોપડીમાં બાળજીવન કે મનુષ્યજીવનને અંગે નજીવી સામગ્રી છે. ગાંધીજીની ચોરીનો પાઠ એક છે તે આ ચોપડીમાં અઘરો અને અસ્થાને જ નહિ, કદાચ આ બાળકો માટે અતિજ્ઞાન કહેવાય. ખેલ અને રમતના પાઠો વચ્ચે આ એકદમ જુદો પડી જાય છે, અને ભાષા તથા શૈલી તો સાવ ફરી જાય છે. 'મારું નામ શું ?' જેવો પાઠ એથી ઊલટી દશા બતાવે છે. પુરવણીમાં એ ચાલે. ક્ષ અક્ષર શીખવવા માટે જો એ માન્યો હોય, તો એક 'પક્ષી'ના ક્ષ વગર બીજો ક્ષ તેમાં નથી ને બીજો જોડાક્ષર નથી. અને જ્ઞ, ક્ષને જોડાક્ષર તરીકે શું કામ અત્યારે શીખવવા ? એને બાળપોથી કે પુરવણીમાં સુખે લઈ લેવાય. આ ઉપરાંત વાક્યરચના વગેરેની દૃષ્ટિએ પણ ફરી આખી ચોપડી તપાસી જવી જોઈએ ને નવી આવૃત્તિ નીકળે તો તેમાં સુધારી લેવી ઘટે.

જોડણીમાં કેટલીક ભૂલો સરતચૂકથી રહી ગઈ છે તે અહીં નોંધું છું, જેથી તે ફરીની આવૃત્તિમાં સુધારી શકાય. ધૂઓ ધૂએ નહિ, ધુઓ, ધુએ; ધૂમાડી નહિ, ધુમાડી; બાજરૂ નહિ, બાજરૂ; ઉડી નહિ, ઊડી; ધુંટણિયે નહિ, ઘૂંટણિયે; ઊડાડું નહિ, ઉડાડું; ડુબકુબ નહિ, ડૂબકુબ. પા. ૧૮ ઉપર ૧૨મા પાઠમાં 'ચીભડું ઊગ્યું' એમ છે તે કદાચ 'ચીભડી ઊગી' હોવું જોઈએ.

સંપાદકને અમારી સૂચના છે કે, ઉપરની એ ચાર બાબતો ધ્યાનમાં લઈ, ઠીક લાગે તો તે મુજબ પોતાની ચોપડી સુધારે.

**બાલ-ભજનાવલિ** સંપાદક: શંકરલાલ દ્વારકાદાસ પરીખ. પ્રકાશક: ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. કિં. ત્રણ આના. પાન ૪૦.

દશ વર્ષની અંદરનાં બાળકોને માટેની આ ભજનાવલિ બાલ-સાહિત્યમાં એક નવી ભાત ન કહેવાય ? ખેલ, ગમત અને ખાલી વાચન માટેનાં જોડકણાંને સ્થાને, બાળકોને માટે કાંઈક વિચારપુરઃસર યોજના આ કહેવાય. બાળકોને ગાવાનું તો ગમે જ છે, તેને માટે યોગ્ય કાવ્યોની સામગ્રી તેમને પૂરી પાડવી જોઈએ. આ ચોપડીમાં તેવી ભજન-સામગ્રી ઠીક એકઠી કરી આપી છે. ક્રમિક ધોરણે એવી વધુ વિણામણી પણ થઈ શકે. પ્રાર્થના, ગીત, ભજનો, બોધગીતો અને રાષ્ટ્રગીતો એમ ચાર ખંડમાં ત્રીસેક ચીજો આપી છે. જો માબાપો પોતાનાં બાળકોને આ પ્રકારનો મુખપાઠ કરાવવા ઇચ્છે, તો આ ચોપડી તેમને મદદગાર થશે, અને બાળક તે વાંચી પણ શકશે. રાગ શીખવવા જોઈએ. કિંમત વધારે કહેવાય.

**ગાંધી-સાહિત્યની સૂચિ** તૈયાર કરનારઃ શ્રી. પાંડુરંગ દેશપાંડે, ગ્રંથપાલ, ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય, અને શ્રી. ફ્રાકુભાઈ દેસાઈ, ગ્રંથપાલ, મા૦ જે૦ પુસ્તકાલય, અમદાવાદ કિં. ૦-૨-૦

આ સૂચિ તૈયાર કરવાને માટે બેઉ ગ્રંથપાલોને અનેક અભ્યાસીઓ ધન્યવાદ આપશે. મોટા કદનાં બાવીસ પાનની આ યાદીમાં ગાંધીજીનાં કાર્યો, વિચારો, તથા આદર્શોના શ્રદ્ધાભક્તો તથા વિરોધ-ભક્તો સૌને જોઈતી સામગ્રી મળી રહેશે. ગાંધીજી એક એવા વિલક્ષણ માણસ છે કે, એમની વાતની ઉપેક્ષા કર્યે ન ચાલી શકે. વિલિયમ લૉઈડ ગૅરીસન કહેતા કે, સત્યનું જોરદાર અનુશીલન કરો તો તે મનેકમને પણ ધ્યાન તો આકર્ષે જ. ગાંધીજીના સત્યાગ્રહી જીવને એ સાધી બતાવ્યું છે એમના જીવન વિષે એક સમર્થ ટીકાકારે વર્ષો ઉપર સંદેહ વ્યક્ત કરેલો કે, ગાંધીજી એકદેશી કાર્ય ઉપર જોર તો નથી આપતા ? આ યાદી એનો સચોટ જવાબ છે. તેમાંથી જોઈ શકાય છે કે, પોતાના જીવન અને તેનાં કાર્યો દ્વારા એમણે વ્યક્તિગત તેમ જ સામુદાયિક રીતે, ધર્મ, સમાજ, સાહિત્ય, રાજકારણ, વગેરે જીવનનાં સર્વ અંગોને જાગ્રત કર્યાં છે, પોતાની વાત ત્યાં બધે એમણે પહોંચાડી છે, અને એ બધું સાહિત્યરૂપે ખીલી નીકળ્યું છે આ યાદી જોઈને સહુને થશે, આટલું બધું સાહિત્ય છે! અને. તૈયાર કરનાર ભાઈઓ તેમની આ યાદીને પરિપૂર્ણ નથી માનતા — આગળ ઉપર તેવી કરવા ધારે છે.

આ યાદીમાં ૨૯૩ ગુજરાતી, ૧૮૦ હિંદી, ૬૬ મરાઠી, ૧૬ બંગાળી, ૫ ઉર્દૂ, ૪ સંસ્કૃત, ૫૨૨ અંગ્રેજી, ૪ ફ્રેન્ચ અને ૭ જર્મન ગ્રંથોનાં નામ છે. કુલ ૧,૦૯૭ છે. ગુજરાત પર ગાંધીજીનો પ્રભાવ ખૂબ છે એની એક નિશાની આ પણ ગણાય. એ પ્રભાવ સહજ અને સરળ હર્ષે અહિંસક શક્તિથી જાગ્યો છે, તેથી જ આટલો વ્યાપક અને વિશાળ છે, એમ પણ નિદાન કાઢી શકાય. તૈયાર કરનારા બેઉ ભાઈઓને તેમના કામમાં હરકોઈ પોતાની સલાહસૂચનાઓ આપીને મદદ કરે, તો આ સર્વોપયોગી કામ ફરીને છપાવતી વખતે તેઓ વધારે પરિપૂર્ણ કરી શકે એ ઉઘાડું છે. મ.

# માસિક વિવેચન

## જૂના કવિની જોડણી ફેરવાય?

થોડાક માસ ઉપર જૂના કવિનાં કાવ્યની જોડણીને શુદ્ધ કરવી કે નહિ તેને અંગેની ચર્ચા દરમિયાન એક લેખકે ક્યાંક ઉલ્લેખ કર્યાનું યાદ આવે છે કે, શેક્સપિયરની જોડણી કોઈ અંગ્રેજીમાં ફેરવે છે? તાજેતરમાં પ્રસિદ્ધ થયેલી ગુજરાત સાહિત્ય સભાની કાર્યવાહી-માંના વાર્ષિક વિવેચનમાં નીચેની નોંધ વાંચતાં, આ વાતનું સ્મરણ થયું. એ નોંધમાં લખ્યું છે: 'જૂના કવિઓના કાવ્યપાઠ (પાઠ કે જોડણી?) આધુનિક બનાવવા કે કેમ?.. તે વિચારવા જેવો પ્રશ્ન છે...' (જુઓ પા. ૧૧૯, '૩૯ નું ગ્રંથસ્થ વાઙ્મય.)

ભણતો હતો તે વખતની સ્મૃતિ પરથી મને ખાતરી હતી કે, ચોસર, શેક્સપિયર ઇ૦ નાં લખાણોની જોડણી સામાન્ય પ્રકાશનોમાં અપ્પટ ફેરવી લેવાય છે. ઉપરની નોંધ વાંચી, તેની ખાતરી કરવા હમણાં મેં કેટલીક શેક્સપિયરની આવૃત્તિઓ જોઈ. 'વેરિયોરમ' જેવી આવૃત્તિનો પ્રકાર મૂળ ગ્રંથોને યથામૂલ આપવાનો છે; તેમાં જોડણી આ પ્રમાણે છેઃ

Brutus. Another generall fhout?
I do beleeve that thefe applaufes..
* * *
What watchfull cares doe interfose.
* * *
What neede we any fpurre,
but our owne caufe,
To pricke us to redreffe?...

એ જ ભાગ 'જુલિયસ સીઝર'ની એક શિષ્ટ સામાન્ય આવૃત્તિમાં જોયો. તેમાં તે આમ છેઃ

Another general shout!
I do believe that these applauses...
* * *
What watchful cares do interpose...
* * *
What need we any spur
but our own cause,
To prick us to redress!...

ખાસ જૂની જોડણી જોવા ઇચ્છા તો જુદી વાત; બાકી બધી સામાન્ય આવૃત્તિઓમાં ચાલુ અને સ્થિર રૂપે નિયત થયેલી અર્વાચીન અંગ્રેજી જોડણીમાં જ છપાય છે; અને તે જ યોગ્ય છે. લખાણ વાંચવાને માટે છે. તેને સારુ સર્વમાન્ય સંજ્ઞાઓ અને તે વાપરવાના નિયમો કરવામાં આવે છે. તે પ્રમાણે જો લખાય તો તે વંચાય અને વાંચતાં ફાવે. તેથી, ખોટો એમ કે મૂળ જેમ લખો, એ સૂત્ર નહિ, પરંતુ 'નક્કી જોડણી પ્રમાણે લખો' એ સૂત્ર સાચું, વ્યવહારુ, અને બધે પળાતું કે પળાઈ શકે એવું છે.

અને ઉપર શેક્સપિયરના કાવ્યનો પાઠ જરાય નથી ફર્યો—જોડણી જ ફરી છે, એ કહેવાની જરૂર એ સારુ છે કે, ઉપરની નોંધમાં આ સ્પષ્ટતા ('પાઠ' શબ્દ વાપર્યો છે, તેથી) દેખાતી નથી.

## 'શાસ્ત્રશાહી'?

શ્રી. બ૦ ક૦ ઠા૦એ ગયા 'બુદ્ધિપ્રકાશ'માં લિપિ બાબત એક ચર્ચાપત્ર મોકલ્યું છે, જેમાં 'પ્રજાબંધુ'ના શ્રી. 'સાહિત્યપ્રિય'ને જવાબ આપવા પ્રયત્ન કર્યો છે. એ પ્રયત્ન વિષે કાંઈ કહેવાનું છે નહિ, કેમ કે મારું માનવું છે કે, જોડણીની બાબત માત્ર શાસ્ત્રીઓની નથી; જનતાની એકધારું લખવાની જરૂરની છે. જનતા પોતાની ભાષા એક સ્થિર રૂપે લખવા ને વાંચવા ચાહે છે. અને જોડણીશાસ્ત્રમાં શબ્દનું સ્થિર રૂપ હોવું એ આજના લેખન અને મુદ્રણના જમાનામાં એક મોટો શાસ્ત્રશુદ્ધ સિદ્ધાંત છે.

પરંતુ એ લેખમાં સામાન્ય જનતા પ્રત્યે જે અવગણના — લગભગ તુચ્છકાર — જેવો ભાવ ધ્વનિત થાય છે, એ ચોંકાવનારી વસ્તુ છે, કારણ કે એ એક પ્રકારની 'શાહી' જ છે, ને તેને નામ આપવું હોય તો તે 'શાસ્ત્રશાહી' કહી શકાય. શાસ્ત્ર પણ સર્જ્જનતા સાથે થઈ શકે છે એ ઇતિહાસ-જૂનો અનુભવ છે. અને આવું કાંઈક આ ચર્ચામાં થયું હોય એમ લાગે છે. અને અતિવાદ એ 'શાસ્ત્રદષ્ટિ-પૂતતા' નથી, એ અતિવાદ જ છે.

આજકાલ જરાક પોતાને ન રુચે તેવો મત આવ્યો કે એને અમુક કે તમુક 'ઇઝમ' ચોપડાવી

દેવાની સોંઘી વિરોધ-રીત જેવું પણ થોડુંક એમાં દેખાયું. આ જાતની દલીલ-પદ્ધતિ — જો એમાં કશી દલીલ હોય તો — તે પણ ત્યાજ્ય છે.

આજે જગતભરમાં લોકશાહી એટલે શું એ ખૂતખાર વિચારાઈ રહ્યું છે, અને જેનારા તો કહે છે કે, તે કયાંય નથી દેખાતી; અને તેથી તેમની કેળવણી-સંસ્થાઓ પણ કોઈક શાહીમાં જ ફસાયેલી છે.. રખે કોઈ આપણે ત્યાંની યુનિવર્સિટીઓને 'શાસ્ત્રદૃષ્ટિપૂત' માની લે. કેમ કે તે નોકરશાહીને વરેલી છે ને તે બેઉ રીતે — સરકાર માટે મુખ્યત્વે તે નોકરો તૈયાર કરે છે અને નોકરશાહીની રચેલી અરાષ્ટ્રીય અને વર્ગોદયી ઢબે વહે છે.

આ બધા ઉપરથી મારે કહેવાનું એટલું જ છે કે, જોડણી કે ભાષાની સાદી ચર્ચામાં આ અવળા ફાંટા શું કામ આવતા હશે એ જ સમજાતું નથી. બાકી, એ ચર્ચા વિષે તો, શ્રી. 'સાહિત્યપ્રિય'ને તે લાગેવળગે છે, અને તે પોતાનું મંતવ્ય જવાબરૂપે રજૂ કરી શકે છે.

## સર્વવિદ્યાલય કેળવણી મંડળ, કડી

મુખ્યત્વે કડી મહેસાણા વિભાગની કડવા પાટીદાર વસ્તીના વિદ્યાર્થીઓ માટેની છાત્રાલયની મૂળ જરૂરમાંથી વિકસીને આજ તે પ્રદેશની એક સધ્ધર શિક્ષણસંસ્થા બનેલા આ મંડળનો ઈ. સ. ૧૯૩૯-૪૦નો હેવાલ મળ્યો. ૧૯૨૨માં પ્રથમ અંગ્રેજી ત્રણ ધોરણો ખોલી વિદ્યાલયની શરૂઆત થઈ હતી. આજ ૧૯૩૫થી તે મુંબઈ યુનિવર્સિટી માન્ય હાઈસ્કૂલ સુધી પહોંચ્યું છે. કુલ ૩૭૦ વિદ્યાર્થીઓ તેમાં છે, જેમાંના ૨૨૪ આ સંસ્થા હસ્તક પાટીદાર વિદ્યાર્થી આશ્રમના છે. આ ગૃહ-વિદ્યાર્થીઓ માટે ઉદ્યોગમંદિરની સવડ છે. તેમાં સુતારી, સીવણ તથા મુદ્રણકામ શીખવવાની ગોઠવણ છે. દરેક જણ રોજ એક સમય તેમાં આપે છે. બહારથી ભણવા આવતા વિદ્યાર્થીઓ આ લાભ લઈ શકતા નથી, કેમ કે ઉદ્યોગકામ શાળાના ભણતર-સમય બહાર, સવારે ચાલે છે.

કેટલાક વિદ્યાર્થીઓ માત્ર ઉદ્યોગ ભણવા રહે છે. શાળાનું નિવેદન જણાવે છે કે, સીવણમાં ૧૩, અને મુદ્રણમાં ૨ એવા વિદ્યાર્થી છે. શાળાનું આ મુદ્રણ-શિક્ષણ તેની વિશેષતા ગણાય. તેની સાથે સાદી પુસ્તક-બાંધણી પણ છે. પ્રેસ પોતાનું ખર્ચ કાઢે છે. સંસ્થાનું છાપકામ કરવા ઉપરાંત બહારથી પણ તેને કામ મળે છે.

કડીમાં ત્રણ ચાર જિન છે. તે પ્રદેશ ખેતીનો છે અને કપાસ ખૂબ થાય છે. સ્વાભાવિક રીતે, તે વસ્તીની સેવા કરનાર વિદ્યાલયે ખાદીવિદ્યા પણ ઉદ્યોગ અને અક્ષરજ્ઞાનમાં ભણાવવી જોઈએ. તો તેઓ બહારથી આવતા વિદ્યાર્થીને પણ શીખવી શકશે. અને એ વિદ્યાલયના વિદ્યાર્થીઓ જો સાચે જ રાષ્ટ્રપ્રેમી હોય, તો ખાદીનો વાપર ત્યાં બધા જ કરતા હોવા જોઈએ. ઉદ્યોગ વિભાગ ખીલવવામાં આ તરફ સંચાલકોએ ધ્યાન આપવું ઘટે છે.

ઉત્તર ગુજરાતની મુખ્ય વસ્તીમાં ઠાકરડા ભાઈ-બહેનો મોટા પ્રમાણમાં છે. આ મંડળે તેમની કેળવણી તરફ પણ ધ્યાન આપવું જોઈએ. શાળામાં ભણનારાનો જ્ઞાતિવાર આપેલો કોઠો જોતાં, એકે આ જાતિનો વિદ્યાર્થી જોવા મળતો નથી. અહીં એ નોંધવું જોઈએ કે ૭ હરિજન એ કોઠામાં બતાવ્યા છે. સ્વરાજની ઉપાસનાના આ જમાનામાં કડી કેળવણીમંડળે આ એક ઊણપ દૂર કરી, પોતાના 'સર્વ' વિશેષણને સાર્થ કરવું ઘટે. એ આપણી પછાત કોમને ખેંચી આણવી પડે તો તે પણ કરવું જોઈએ, કેમ કે એમની પછાતતાના જવાબદાર નહિ-પછાત ગણાતા વર્ગો પણ છે.

## અમદાવાદ પુસ્તકાલય સંમેલન

ગુજરાત પુસ્તકાલય પરિષદ કારોબારી મંડળના ઉપક્રમથી, તા. ૧૯-૧-'૪૧ને રવિવારે અમદાવાદમાં શ્રી. સરલાદેવી અં. સારાભાઈના પ્રમુખપણા હેઠળ, અમદાવાદનાં પુસ્તકાલયોનું સંમેલન ભરાયું. વાચકને જાણીને નવાઈ થશે કે, નાનાં મોટાં કરીને, અમદાવાદ શહેરમાં સિત્તેરેક પુસ્તકાલયો ચાલુ છે. આ બધાં પુસ્તકાલયોના સંચાલકો મળીને શહેરની આ એક મોટી પ્રવૃત્તિ વિષે વિચાર કરે એ આવકારપાત્ર ઉપક્રમ કહેવાય.

સંમેલનને અંગે એક પ્રદર્શન પણ યોજવામાં આવ્યું હતું, અને તેને ઉઘાડું મૂકવાની ક્રિયા મ્યુનિસિપાલિટીના પ્રમુખ શ્રી. મણિભાઈ શાહે કરી હતી. આ પ્રદર્શનમાં મુખ્ય આકર્ષણ એ હતું કે,

તેમાં ઉપલબ્ધ ઘણું ગાંધી સાહિત્ય એકઠું કરીને જોવાને માટે મૂકવામાં આવ્યું હતું. તેની સાથે ભિન્ન ભિન્ન વિષયોનાં પુસ્તકો ઉપરાંત, જૂનાં નવાં સામયિકો, બાળસાહિત્ય, સ્ત્રીસાહિત્ય, હસ્તલિખિતો પણ હતાં. આ પ્રદર્શને કદાચ તેના ગોઠવનારે નહિ ધાર્યું હોય એટલું આકર્ષણ કર્યું. સારી સંખ્યાએ એનો લાભ લીધો.

સંમેલને આ ટાંકણે એક કાયમી અને કીમતી કામ જે કર્યું તે ગાંધી સાહિત્ય સૂચિ પ્રસિદ્ધ કરી તે. તેને માટે દેશવિદેશના ઘણા લોક એમનો આભાર માનશે. આ અંકમાં તેની સમાલોચના આવી છે, એટલે અહીં એનો વિસ્તાર કરવાનો રહેતો નથી.

સંમેલને જે ઠરાવો કર્યા તે છાપાંમાં પ્રસિદ્ધ થયા છે, એટલે અહીં તે નોંધવા જરૂરી નથી. સંમેલનનાં પ્રમુખે એક વસ્તુ વ્યાખ્યાનમાં કહી તે સાચી છે કે,

'આપણે જે જે સ્થાનિક યોજનાઓ હાથ ધરીએ તે સર્વ સ્થાનિક અને તાત્કાલિક જરૂરિયાતોને પહોંચી વળે એવી તો હોવી જ જોઈએ; પણ તે સાથે સમસ્ત રાષ્ટ્રનિયોજનના ચિત્રમાં તેનું યથાયોગ્ય ચોકસ સ્થાન હોવું જોઈએ.'

આપણું રાષ્ટ્રનિયોજન એટલે આપણા રાષ્ટ્રનું મુખ્ય ધન કે મૂળ આધાર જે ગામડું તેના કલ્યાણનું નિયોજન. આપણી પુસ્તકાલય પ્રવૃત્તિમાં આ વિચાર પણ હોવો ઘટે, ન હોય તો આપણું નિયોજન અધૂરું અને અપંગ બને.

અમદાવાદ પૂરતો વિચાર કરીએ તો, પ્રમુખ બહેને જે એચાર વાનાં ગણાવ્યાં તે આપણી મ્યુનિસિપાલિટીએ વિચારવા જેવાં ગણાય — મધ્યસ્થ પુસ્તકાલય, ઉપરાંત બાલપુસ્તકાલય, અને દરેક વૉર્ડ માટે સારું એક પુસ્તકાલય. વીજળી, પાણી, ગટર ઇ૦ની જેમ આ જરૂર આપણે નથી અનુભવતા. તેથી જ વાર્ડવાર પુસ્તકાલયની વ્યવસ્થા નથી થતી. એ અનુભવ પ્રજામાં વ્યાપે તો તે પોતે જ આવી જોગવાઈ માગશે અને કરશે-કરાવશે.

આ સંમેલને જે શરૂઆત કરી છે તે આગળ ચલાવવા તેણે એક સ્થાયી સમિતિ નીમી છે. આશા રાખીએ કે, તેઓ રાષ્ટ્રની વ્યાપક અને શહેરની વિશેષ જરૂર વિચારી, લોકશિક્ષણનું આ એક અંગ ખીલવશે અને ગુજરાતને તે આગળમાં દોરશે.

## ચાર નિવેદનો

ગયે મહિને ચાર નિવેદનોમાંનાં બે વિષે આપણે વિચાર કરી ગયા હતાઃ ગુજરાત વિદ્યાપીઠના તથા તદંતર્ગત ગ્રામ સેવા સમિતિના ઈ. સ. ૧૯૩૯–૪૦ના કાર્યનાં. બે બાકી હતાંઃ વેડછી આશ્રમ અને વલ્લભ વિદ્યાલય — બોચાસણ. આ બે વિષે શ્રી. કિ૦ ઘ૦ મ૦એ હિંદી 'સર્વોદય'માં વિગતે ચર્ચા કરી છે, તે જ અહીં ઉતારું છું.

### સ્વરાજ આશ્રમ, વેડછી (જિ. સુરત)

'સત્યાગ્રહ આશ્રમ વિદ્યાલયનું શિક્ષકમંડળ એક વાર ગૃહપતિની નિમણૂક વિષે વિચાર કરતું બેઠું. શ્રી કાકાસાહેબે અથવા બીજા કોઈએ સૂચવ્યું કે, 'વિદ્યાર્થીઓને માતા આપવી છે કે પિતા એ પહેલાં નક્કી કરી લઈએ. માતા આપવી હોય તો હું જુગતરામભાઈ માટે દરખાસ્ત મૂકું છું અને પિતા આપવા હોય તો અપ્પાસાહેબ પટવર્ધન માટે.' મને ખ્યાલ છે કે વિદ્યાર્થીઓને બંનેનો અનુભવ કરાવવામાં આવ્યો હતો, અને જુગતરામભાઈ પિતાની જરૂર ન રાખનાર માતા અને અપ્પાસાહેબ માતાની જરૂર ન રાખનાર પિતા સાબિત થયા હતા.

પાછળથી જ્યારે બારડોલીનું ક્ષેત્ર તૈયાર કરવાનો ગુજરાતે નિશ્ચય કર્યો, ત્યારે જે કાર્યકર્તાઓ ત્યાં જઈને વસ્યા તેઓમાં શ્રી. જુગતરામભાઈ અને શ્રી. ચૂનીલાલ ભાઈશંકર મહેતા પણ હતા. તેઓ ત્યાં જ રહેતા થયા અને તેમણે ત્યાંની રાની પરજ અને હળપતિઓને પોતાની સેવાનો ખાસ વિષય બનાવ્યો. શ્રી. ચૂનીલાલભાઈએ કાંતણ દ્વારા તેઓમાં પ્રવેશ કર્યો અને શ્રી જુગતરામભાઈએ પોતાની સ્વભાવસિદ્ધ માતૃવૃત્તિ અને શિક્ષણ-પ્રવૃત્તિ દ્વારા. તેમણે સારા સહકાર્યકર્તાઓ પણ મેળવી લીધા અને રાની પરજની વસ્તીવાળા એક ગામ – વેડછીમાં પોતાનો આશ્રમ સ્થાપ્યો. સત્યાગ્રહની ચળવળમાં આશ્રમ તો કેટલીયે વાર શરૂ થયો અને બંધ થયો કાર્યકર્તાઓ પણ લાંબી લાંબી સજા ભોગવતા રહ્યા; પણ અનુકૂળતા મળતાં જ ફરીથી વેડછીમાં ભેગા થતા. અત્યારે ફરીથી વેડછી અનેકવિધ પ્રવૃત્તિઓનું એક જામેલું કેન્દ્ર બની ગયું છે અને હમણાં જ તે બધી પ્રવૃત્તિનો ૧૯૩૯ની સાલનો અહેવાલ અમને મળ્યો છે. આશ્રમની ત્રણ મુખ્ય પ્રવૃત્તિઓ છેઃ રાની પરજ ખાદી કાર્યાલય, ઉદ્યોગશાળા, અને અધ્યાપન મંદિર

ગયે વરસે ખાદી કાર્યાલય મારફત ૧,૩૭૪ કાંતનાર અને ૧૦૭ બીજા કારીગરોને કુલ લગભગ રૂ. ૧૮,૨૦૦

મજૂરીના રૂપમાં વહેંચવામાં આવ્યા. આ ઉપરાંત ૭૮ ગામોમાં ૪૬૮ કુટુંબોમાં લગભગ ૭૭૦ ચો.વાર વસ્ત્ર-સ્વાવલંબી ખાદી પેદા થઈ. વસ્ત્ર-સ્વાવલંબનના પાછલાં ૧૬ વરસના આંકડા અહેવાલમાં આપવામાં આવ્યા છે. એ આંકડા બોધદાયક છે:

| સાલ | ગામ | કુટુંબ | ખાદી ચો.વા. |
|---|---|---|---|
| ૧૯૨૫ | ૨૫ | | ૧,૭૬૦ |
| ૧૯૨૭ | ૧૧૯ | ૧,૦૬૨ | ૧૮,૭૬૮ |
| ૧૯૩૦ | ૩૭૬ | ૪,૨૨૫ | ૭૨ ૪૬૮ |
| ૧૯૩૧-૩૪ | સ્વરાજ સંગ્રામ | | |
| ૧૯૩૫ | ૫૫ | ૧૬૬ | ૪,૫૯૦ |
| ૧૯૩૯ | ૭૮ | ૪૬૮ | ૬,૯૮૦॥ |

આ આંકડાઓ ઉપરથી દેખાય છે કે, સ્વરાજ સંગ્રામ પહેલાંનાં બે વરસોમાં જેટલું કામ થયું તેટલું ત્યાર પછીનાં ચાર વરસોમાં પણ નથી થઈ શક્યું. સંચાલકે આ વિષે પ્રકાશ પાડ્યો હોત તો સારું.

શ્રી. જુગતરામભાઈ અને એમના સાથીઓની ઉદ્યોગમય કવિતા ( કે કાવ્યમય ઉદ્યોગ ? ) નું ખાસ દર્શન એમની ઉદ્યોગશાળામાં થાય છે. તેઓ કહે છે:

ઉદ્યોગશાળામાં છ સાધનો દ્વારા કેળવણી અપાય છે:

૧. નિયમિત આશ્રમજીવન દ્વારા
૨. ઉત્પાદક ઉદ્યોગો દ્વારા
૩. શિક્ષકો અને પુસ્તકો દ્વારા
૪. પ્રવાસો અને સેવાનાં કામો દ્વારા
૫. હિસાબી કામ દ્વારા
૬. વ્યાયામ દ્વારા

આશ્રમજીવનમાં પ્રાર્થના, ગીતા-પાઠ, વ્યાયામ, કાંતણ, મૌનકાંતણ, રસોઈ, સફાઈ, ગોસેવા, બાગકામ વગેરે વિવિધ સામુદાયિક કાર્યક્રમ હોય છે. ઉત્પાદક ઉદ્યોગોમાં ખાદી ઉદ્યોગ, ગોપાલન અને કાર્યાલયના કામ દ્વારા વિદ્યાર્થીઓને આખા વરસમાં રૂ. ૭૧૪ની આવક થઈ

શિક્ષક અને પુસ્તકો મારફત વરસમાં ૨૪૬ દિવસમાં ૬૧૨ કલાક શિક્ષણ આપવામાં આવ્યું. ૪૯ દિવસ પ્રવાસ અને સાર્વજનિક સેવાના કામમાં ગયા

સુરત જિલ્લા સ્કૂલ બોર્ડના શિક્ષકોના લાભ માટે આશ્રમ મારફત ત્રણ ટુકડીઓમાં વરસમાં દસ મહિના ખાસ વર્ગો લેવામાં આવ્યા. એમાં શિક્ષકોને ગ્રામઉદ્યોગનું અનુભવજન્ય અને શાસ્ત્રીય જ્ઞાન, મહેનતુ જીવનનો અનુભવ, સમદૃષ્ટિનો અભ્યાસ, વર્ધાયોજનાનું હાર્દ, ઉચ્ચારસુધાર, હિન્દુસ્તાનીમાં પ્રવેશ, કુટેવો સુધારવી, વગેરે કરાવવા [illegible] બાળકોને ન મારવાની, ૧૨૩ શિક્ષકોએ શુદ્ધ ખાદી પહેરવાની, અને ૫૭ શિક્ષકોએ બીડી ન પીવાની પ્રતિજ્ઞા લીધી. કેટલાક શિક્ષકોએ નિયમિત કાંતવા પણ તૈયારી બતાવી.

અમે આશા રાખીએ છીએ કે, ' શ્રી. જુગતરામભાઈ વગેરેની શ્રદ્ધા, બુદ્ધિ અને તપસ્યા દર્શક ' આ આશ્રમનો દિનપ્રતિદિન વિકાસ થતો રહેશે.

### વલ્લભ વિદ્યાલય, બોચાસણ

આ વિદ્યાલયની સ્થાપના એમ તો ૧૯૩૧માં થઈ હતી. પણ ત્યાર પછી થોડા જ વખતમાં સત્યાગ્રહ શરૂ થવાથી એને ગેરકાયદેસર ઠરાવવામાં આવ્યું અને એનું મકાન પણ સરકારે જપ્ત કર્યું. ત્યાર પછી સન ૧૯૩૫માં એ ફરીથી નવા સ્વરૂપમાં ખોલવામાં આવ્યું; ત્યારથી ૧૯૪૦ના જૂન સુધીનો પાંચ વરસના કાર્યનો અહેવાલ અમારી પાસે આવ્યો છે.

બોચાસણ ગુજરાતના ખેડા જિલ્લાનું એક ગામ છે. એની આસપાસ મોટે ભાગે બારૈયા લોકોની વસ્તી છે. આ કોમ ગુજરાતની પછાત કોમોમાંની એક છે. એમ તો એ એક ક્ષત્રિય જાતિ છે અને એક જમાનામાં ગુજરાતમાં એના રાજ્યો પણ હતાં અને આજેય કેટલાંક બાકી રહ્યાં છે. પણ એ કોમના મોટા ભાગના લોકોની સ્થિતિ અત્યંત ખરાબ, અને સંસ્કાર, કેળવણી તથા ઔદ્યોગિક ( ચોરી લૂંટ વગેરે સિવાય ) કુશળતાથી વિહીન છે. આ વિદ્યાલયનો મુખ્ય ઉદ્દેશ આ કોમની સેવા કરવાનો છે.

ગુજરાત વિદ્યાપીઠના એક સ્નાતક, શ્રી. શિવાભાઈ ગોકળભાઈ પટેલ આ વિદ્યાલયના આચાર્ય છે. હરિપુરા કોંગ્રેસમાંથી પાછા ફરતાં જ એમનાં પત્નીનું અવસાન થયું. એ એક નાનું બાળક મૂકી ગયા. શ્રી. ગંગાબહેન વૈદ્ય જેઓ આ વિદ્યાલયની સાથે જ એક ઔષધાલય શરૂઆતથી ચલાવી રહ્યાં છે, તેમણે આ બાળકને પોતાનો પૌત્ર બનાવ્યો અને શ્રી. શિવાભાઈને નિશ્ચિંત કર્યા. શ્રી. શિવાભાઈએ પણ ત્યારથી વિદ્યાલયને જ પોતાનો એકમાત્ર ચિંતાનો વિષય બનાવી મૂક્યું છે. પરિણામે આ સંસ્થા પોતાની પ્રગતિનો સરસ હિસાબ આપવા યોગ્ય બની છે.

પોતાના અહેવાલમાં આચાર્ય કહે છે: ' જોકે અમારું ધ્યેય તો સ્પષ્ટ હતું પણ શરૂઆતમાં કાર્યપદ્ધતિ વિષે અસ્પષ્ટતા હતી. તેથી વિવિધ ઉદ્દેશથી વિદ્યાર્થીઓ આવવા લાગ્યા. દાખલા તરીકે, અંગ્રેજી ભણવાની ઇચ્છાથી, કોઈ નોકરીની લાલચથી, તો કોઈ જીવનનિર્વાહ આપે એવો કોઈ ઉદ્યોગધંધો શીખવાની ઇચ્છાએ પણ એ રીતે [illegible] બન્યું નહિ. એટલે અઢી વરસના અનુભવ

પછી અમે વિદ્યાર્થીઓની સંખ્યાનો મોહ છોડી દઈ એક નક્કી કરેલી યોજનાને જ વળગી રહેવાનું ઠરાવ્યું અને નીચે પ્રમાણે નિર્ણય કર્યો :

૧. વિદ્યાલયમાં હરિજન-પ્રવેશ અને ખાદી-ઉદ્યોગનો પૂરેપૂરો આગ્રહ રાખવામાં આવે.

૨. વિદ્યાર્થીઓ કુટુંબ ધંધા શીખી લે અને શહેરમાં જઈને નિર્વાહ ચલાવે — એ અર્થમાં આ સંસ્થા ધંધાદારી શિક્ષણની સંસ્થા નથી. કોઈ વિદ્યાલય એવું શિક્ષણ આપે તો કંઈ હરકત નથી, પણ અમારું એ ધ્યેય નથી. અમારો ઉદ્દેશ પછાત કોમોમાંથી એવા નોજવાનો તૈયાર કરવાનો છે કે જેઓ શિક્ષણ લીધા પછી પોતાની કોમની સેવા કરે.

૩. કેવળ પુસ્તકિયા શિક્ષણ વિદ્યાર્થીઓને અપંગ બનાવી દે છે. તેથી એ શિક્ષણ ખાદી-ઉદ્યોગ દ્વારા આપવામાં આવે. ખાદી-ઉદ્યોગથી એમને પૂરી આજીવિકા નહિ મળે, પણ એમના બાપદાદાના ખેતીના ઉદ્યોગના સહાયક ધંધાના રૂપમાં એ મૂલ્યવાન થઈ પડશે અને એની મારફત એમનું શિક્ષણ પણ સફળ થશે. પછી એની મારફત એ લોકોમાં વસ્ત્ર-સ્વાવલંબન, અસ્પૃશ્યતાનિવારણ, સમાજસુધારો, ગુના વગેરે પ્રવૃત્તિનું નિયંત્રણ, વગેરે વિવિધ કાર્યક્રમો પાર પાડી શકાશે.

આ નિર્ણય અનુસાર વિદ્યાલયમાં ઘણા ફેરફારો કરવા પડ્યા : હરિજનો અને બીજાઓ વચ્ચે જે કંઈ ભેદભાવ રહી ગયો હતો તે કાઢી નાખવામાં આવ્યો. સીવણ આદિ ઉદ્યોગો બંધ કરવામાં આવ્યા. આથી શરૂઆતમાં વિદ્યાર્થીઓની સંખ્યા ઘટી ગઈ. પણ જે વિદ્યાર્થીઓ રહ્યા તે સમજપૂર્વક રહ્યા. એની અસર સારી થઈ. ઉદ્યોગનું વાતાવરણ પેદા થયું. વિદ્યાર્થીઓ તથા શિક્ષકો બંને ઉદ્યોગોમાં નિષ્ણાત થયા, અને એને પરિણામે આજુબાજુનાં ખાદી-કેન્દ્રો તથા રાષ્ટ્રીય સંસ્થાઓમાં કામ કરવા યોગ્ય ૧૩ સેવકો આ સંસ્થામાં તૈયાર થયા.

વિદ્યાલયમાંથી અત્યાર સુધીમાં ૯૬ વિદ્યાર્થીઓ બહાર ગયા તેમનો હિસાબ નીચે પ્રમાણે છે :

| | |
|---|---|
| સાર્વજનિક કાર્યોમાં | ૧૩ |
| બીજી નોકરી | ૫ |
| આગળ અભ્યાસ (અન્યત્ર) | ૧૩ |
| પોતાને ધંધે વળગ્યા (ખેતી) | ૨૫ |
| સીવણ | ૧ |
| આગળ અભ્યાસ (વિદ્યાલયમાં) | ૧૩ |
| અજ્ઞાત | ૨૬ |
| | ૯૬ |

ઔદ્યોગિક વાતાવરણ વધારવા માટે વખતોવખત બીજા પણ ફેરફાર કરવામાં આવ્યા. એને પરિણામે, વિદ્યાર્થી દીઠ શરૂઆતમાં માસિક રૂ. ૭-૦-૦ શિષ્યવૃત્તિના રૂપમાં અપાય છે તે બીજા સત્રથી રૂા. ૫-૮-૦, બીજે વરસે રૂા. ૪-૮-૦, અને ત્રીજે વરસે રૂા ૪-૦-૦ થઈ જાય છે. એટલે કે, વિદ્યાર્થી પોતાનું બાકીનું ખર્ચ ઉદ્યોગમાંથી કમાય છે. કેટલાક વિદ્યાર્થી તો ત્રણ વરસ દરમ્યાન કંઈક રકમ બચાવીને ઘેર પણ લઈ જાય છે (ભોજન ખર્ચ માસિક રૂા. ૬-૮-૦ થાય છે.) એક વિદ્યાર્થી જેણે પાછળથી પોતાને જ ખર્ચે આગળ અભ્યાસ ચાલુ રાખ્યો છે, તેનો દસ માસનો હિસાબ જોવા જેવો છે :

| કમાણી | | ખર્ચ | |
|---|---|---|---|
| કંતામણ | ૧૧-૮-૦ | ભોજન | ૫૦-૫-૦ |
| પીંજામણ | ૪૦-૦-૦ | કપડાં | ૮-૧૫-૬ |
| બીજા ઉદ્યોગો | ૩૬-૩-૬ | સાબુ | ૧-૬-૬ |
| ખેતી | ૦-૧૧-૬ | પુસ્તક વગેરે | ૦-૧૦-૩ |
| | ૮૮-૭-૦ | પ્રવાસ | ૦-૭-૬ |
| | | પરચૂરણ | ૩-૦-૦ |
| | | | ૬૪-૧૨-૯ |
| | | બચાવ્યા | ૨૩-૧૦-૩ |
| | | | ૮૮-૭-૦ |

આચાર્ય કહે છે કે, જો વિદ્યાર્થી રોજ ચાર કલાક ઉદ્યોગમાં આપે તો તે પોતાના માસિક ખર્ચનો ત્રીજો ભાગ (રા રૂપિયા) ખુશીથી કમાઈ શકે. (આ વિદ્યાલયના બધા વિદ્યાર્થીઓ ગુજરાતી સાતમી પાસ થયેલા અને ૧૫-૧૬ વરસ ઉપરની ઉંમરના હોય છે, એ યાદ રાખવું જોઈએ.) બીજા પણ કેટલાક વાંચવા જેવા અનુભવ અહેવાલમાં આપવામાં આવ્યા છે. કાકા સાહેબના શબ્દોમાં, 'આ વિદ્યાલયને પ્રથમથી જ સંસ્કારી લોકોનું વાતાવરણ મળતું આવ્યું છે. એ વિદ્યાલય પાસેથી અમે મોટી આશાઓ રાખીએ છીએ. એ બધી ફળો એવી પ્રાર્થના છે. આશા છે કે, વિદ્યાલય (બુદ્ધિજીવી અને શ્રમજીવી) બંનેને આશીર્વાદરૂપ થશે.'

મ૦

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૨–અંક ૬] [માર્ચ, ૧૯૪

## સહજીવનનું વાતાવરણ

તું લખે છે કે, 'કામ કરવામાં ઉત્સાહ છે એટલે કંટાળો નથી આવતો; ઊલટું શાળામાં ભણવાનું મન નથી થતું, પરંતુ કામ માટે જવાનું જ મન થાય છે.' આ વિચાર ક્ષણિક ઉત્સાહનો નથી એની ખાતરી કરી લેજે. તારી ઉમ્મર ભણવાની છે, એટલે કે કામ કરવાની લાયકાત કેળવવાની છે. પ્રત્યક્ષ કામ કરવાથી એ શક્તિ ઉત્તમ રીતે કેળવાય છે એ ખરું. પણ હમેશ કંઈ કામ તૈયાર નથી હોતું. અને જીવનમાં બરાબર કામે ચડ્યા પછી કેટલીક આવશ્યક વસ્તુઓ કેળવવા જેટલો અવસર પણ મળતો નથી. એટલે કામ સાથે અને કામ દ્વારાં ભણવું તો જોઈએ જ. ભણવાના સંકલ્પથી તો તમે બાઈઓ ઘરના પૈસા ખરચી સાબરમતી આવીને રહ્યા છો. સંકટનિવારણ જેવું કામ અસાધારણ સંજોગોમાં પ્રાપ્ત થાય છે. એવે વખતે બીજું બધું ભૂલી જઈ તનતોડ કામ કરવું જ જોઈએ. પણ તે પૂરું થયા પછી ભણતર ફરી ચલાવવું છે એ ભૂલી ન જવાય. ભણતરમાં અમુક ભાગ દેશોપયોગી હોય છે, અમુક ભાગ માનસિક અને શારીરિક ઉન્નતિ માટે હોય છે. [એનું ફળ અન્તે દેશને જ મળવાનું છે ખરું, પણ એનો ઉદ્દેશ આત્મોન્નતિનો હોય છે.] અને કેટલીક પંડિતાઈ તો વિનોદ અથવા વિદ્યાવિલાસ અથવા નરી પ્રતિષ્ઠા માટે જ હોય છે. એવો ભાગ ઓછામાં ઓછો કરવા જેટલી દૃઢતા આપણી પાસે હોવી જોઈએ. નહિ તો એ જ ભાગ બધું ધ્યાન અને બધો વખત ખાઈ જાય છે.

* * *

'વણાટમાં ભણાવનાર વ્યક્તિઓ વારંવાર બદલાવાથી ભણતર રવડે છે,' એમ તેં લખ્યું છે. એ વિષે હું કશું જાણતો નથી. પણ અનિવાર્ય વસ્તુઓ સહન કર્યે જ છૂટકો. ઉદ્યોગવિભાગમાં મુખ્ય વસ્તુ દરેક કામ ઘૂંટી ઘૂંટીને પાકું કરવું એ છે. બુદ્ધિથી એક વસ્તુ સમજી ગયા એટલું બસ નથી. બુદ્ધિ ગેરહાજર હોય ત્યારે પણ કામ એટલું ને એટલું જ સરસ થાય એટલી પાકટ કુશળતા મેળવવી જોઈએ. આમ કરવાથી આપણને પોતાની મેળે જ ઘણું સૂઝે છે. જૂની કહેવત છે કે, 'કામ કામને શીખવે છે,' તેની પાછળ આ જ અનુભવ છે.

* * *

વિદ્યાર્થીઓમાં સ્વમાનની લાગણી હોય એ અત્યંત જરૂરનું છે. બનતા સુધી પોતાને હાથે ભૂલ ન થાય, કોઈને અન્યાય ન થાય, કશા વાંકમાં ન આવીએ, અને પોતાને વિષે ક્યાંય શંકાનું કારણ ન રહે, એ વિષે દરેક વિદ્યાર્થી ઇંતેજાર રહે એ યોગ્ય છે. પોતાને વિષે ગમે તે માણસ ગમે તેવા ઉદ્‌ગારો કાઢે તોપણ વિદ્યાર્થીએ પોતાનો બચાવ ન કરવો, એમ હું કહેતો નથી. પણ ઉત્તમ બચાવ તો પોતાની ચારિત્રશુદ્ધિ, અખંડ જાગ્રતિ, અને જવાબદારીનું ભાન એ જ છે. આ ત્રણે વસ્તુની છાપ સ્પષ્ટ પડી હોય, તો બચાવ કરવાનો પ્રસંગ જવલ્લે જ આવે. પણ જ્યારે વિદ્યાર્થીઓ આત્મશુદ્ધિના પ્રયત્નમાં મોળા હોય, અને પોતાના હક, પોતાની પ્રતિષ્ઠા, અને પોતાના ગમાઅણગમાનો જ વિચાર વધારે કરતા હોય, અને હમેશ મોઢું ચડાવીને ફરતા હોય, ત્યારે શિક્ષકો અને આસપાસના બીજા બધા લોકો ખૂબ અકળાય છે, અને વિદ્યાર્થી તેમની સહાનુભૂતિ ખોઈ બેસે છે.

કેટલાક વિદ્યાર્થીઓ સહાનુભૂતિની ઝાઝી કિંમત આંકતા નથી એ હું જાણું છું, પણ સાચી કેળવણી ચોપડીમાંથી નહિ પણ સહાનુભૂતિમાંથી જ મળે છે. પણ સાચી કેળવણીની ગરજ હોય ત્યારે જ આ બધું સમજાય.

દરેક જુવાનને માટે એવું એકાદ સ્થાન હોવું જ જોઈએ કે જ્યાં પ્રતિષ્ઠા અપ્રતિષ્ઠાનો ખ્યાલ જ ન ઉદ્‌ભવે. (બાળ જો મારી આગળ પ્રતિષ્ઠાનો સવાલ ઊભો કરે તો મારો એનો આત્મીય સંબંધ ટકી શકે ખરો?) અમુક વ્યક્તિ પરત્વે કઠોર વચન, અપ્રતિષ્ઠા, ગેરસમજ અને વખતે અન્યાય પણ, બધું જ સહન કરવાની તૈયારી હોય, તો જ એ બે વ્યક્તિ વચ્ચે પૂર્ણ એટલે કે આધ્યાત્મિક સંબંધ બંધાયો ગણાય. આની અસર એ થાય છે કે, સામા માણસને પોતાનો સ્વભાવ ફેરવવો જ પડે છે.

શિક્ષકો જેમ ક્ષમાશીલ હોવા જોઈએ, તેમ વિદ્યાર્થીઓએ પણ ક્ષમાશીલ રહેવું જોઈએ. શિક્ષકો કંઈ આસમાનમાંથી ઊતરેલા નથી હોતા. શિક્ષકપદ લીધું એટલે એ સર્વજ્ઞ કે દૈવી પુરુષ થયો એમ તો નથી જ બનતું. પણ જેમ દરેક બાળક સમાજમાં સામાન્ય કોટિનાં ગણાતાં પોતાનાં માતાપિતા વિષે પૂજ્યભાવ કેળવે છે, તે જ પ્રમાણે જેને આપણે શિક્ષક તરીકે સ્વીકાર્યા, તેમના પ્રત્યે એવો જ ભાવ કેળવવાની આપણી વૃત્તિ હોવી જોઈએ. દરેક જણ વિષે એ વૃત્તિ સરખી નથી કેળવાતી એ ખરું; પણ આપણો પ્રયત્ન તો એવો જ હોવો જોઈએ. એવી આદરની વૃત્તિથી શિક્ષકની પ્રતિષ્ઠા વધે છે અથવા એને કંઈ ખાસ લાભ થાય છે એમ નથી, પણ કેળવણી આપવાનું કામ એને માટે ઘણું સહેલું થાય છે. એટલે સરવાળે એમાં આપણો જ લાભ છે. અને એ કેળવણી તે ફક્ત વર્ગના વિષયોની નહિ; પણ જીવનમાં અને સમાજમાં પ્રવેશ કરવાની જે કૂંચી આપણને મળવી જોઈએ, તે જ સાચી કેળવણી છે.

* * *

હું માનું છું કે, વિદ્યાર્થીઓ વચ્ચે ત્રાજવાનો ન્યાય તોળી આપવો અથવા બધા પ્રત્યે એકસરખું વર્તન રાખવું, એ શિક્ષકોનો ધર્મ પણ ન મનાય. શિક્ષક કોઈ પણ વિદ્યાર્થીનો દ્રોહ ન કરે એ જરૂરનું છે. જે વિદ્યાર્થીની ઉન્નતિ વિષે મને વધારે આશા હોય, જેણે ખૂબ ચડવાની શક્તિ બતાવી હોય, તેના પ્રત્યે હું જરૂર વધારે આકરો થાઉં. એક છોકરાને ભણીને તરત જ પરણવું હોય, અને બીજાને આજન્મ બ્રહ્મચારી રહેવું હોય, તો બંને પ્રત્યે હું સરખો શી રીતે ચાલું? બન્નેને સરખી રીતે શી રીતે દોરું?

* * *

વિદ્યાર્થીદશા એક એવી અવસ્થા છે કે જ્યારે ઘણે ભાગે વિદ્યાર્થી પોતાનું મન પોતે બરાબર જાણતો જ નથી, પોતાના ગુણદોષોનું પણ એને સ્પષ્ટ ભાન નથી હોતું. શિક્ષક જાણતો હોય તોયે વિદ્યાર્થીને એનું પૂરતું ભાન કરાવવું એ અશક્ય હોય છે, કોક વાર તેમ કરવું અજુગતું પણ હોય. કેટલીક વસ્તુઓ ભાષામાં મૂકતાંવેંત એનું સ્વરૂપ વધારેપડતું ને ગંભીર થઈ જાય છે. મા દીકરી પ્રત્યે માયાળુ અને શ્રદ્ધાળુ હોય છે, અને દીકરીનો મા પ્રત્યે પરિપૂર્ણ વિશ્વાસ હોય છે; તેથી મા દીકરીને કેટલીયે કડવી સૂચનાઓ સહેજે આપી શકે છે. દર વખતે દીકરી જો માને સામો સવાલ કરે કે, 'મારા ચારિત્ર પર શંકા લાવે છે? મારા સ્વાતંત્ર્ય પર અંકુશ મૂકવા માગે છે? મારી સામે જે પુરાવો હોય તે પ્રથમ રજૂ કર,' તો મા બિચારી ક્યાં જાય? ઘણી વાર તો કશું કારણ આપ્યા વગર એકલી સૂચના અને તે પણ અસ્પષ્ટ સૂચના આપીને જ માને કામ ચલાવવું પડે છે. કાળે કરીને દીકરી બધું સમજી જાય છે. છોકરાઓને કેળવવા એ પ્રમાણમાં સહેલી વાત છે, પણ છોકરીને ચારિત્રની કેળવણી આપવી એ બહુ જ અઘરી અને નાજુક વાત છે. માતા જ એ કામ કરી શકે છે. જ્યારે જ્યારે માતાએ બેદરકારીથી, બીકથી કે મોટે ચડેલ છોકરીઓથી અકળાઈને એ કર્તવ્ય નથી પાર પાડ્યું, ત્યારે ત્યારે એનાં ગંભીર પરિણામ આવ્યાં છે.

જૂના આદર્શ પ્રમાણેના ચારિત્ર્યસંગઠનના અને વિવેકના નિયમો સમાજમાં પરંપરાથી કાયમ થયેલા છે. એમાંથી કેટલોક ભાગ બરાબર નથી. અમુક જાતની સંકુચિતતા, કડવા અનુભવના આધાર પર બંધાયેલી મનુષ્યસ્વભાવ પ્રત્યેની અશ્રદ્ધા અને સ્ત્રીજીવન વિષેની વિચિત્ર કલ્પના, આવા આવા પાયા ઉપર કેટલાક નિયમો ઘડેલા છે. એમાં આપણે આશ્રમ બાબતે ફેરફાર કરવા માગીએ છીએ. આશ્રમના આદર્શ વિષે સ્પષ્ટ કલ્પના હજી કોઈને નથી. જેટલી છે એમાં પૂરતી એકવાક્યતા નથી. બાપુજીની સાધના અખંડ જાગતી છે અને એમના પ્રત્યે બધાની શ્રદ્ધા છે,

એટલે ડગલે ને પગલે બાપુજીને પૂછીને ચાલવાપણું રહે છે. બાપુજીએ કહ્યું કે, અમુક વસ્તુ વાંધાભરેલી છે, એટલે અમે બધા એનો વિચાર કરવા મંડી પડીએ છીએ અને પછી એ વાંધો સમજતા થઈએ છીએ. બાપુજીએ કહ્યું કે, અમુક વસ્તુ સ્વાભાવિક કે યોગ્ય છે, એટલે અમે એને પણ સમજીને પોતાની સંમતિ આપીએ છીએ. અમે એટલે એકલા શિક્ષકો જ નહિ, પણ બધા આશ્રમવાસીઓ. એમાં માતાઓની જવાબદારી સૌથી વધારે હોઈ તેમની સ્થિતિ વધારે નાજુક હોય છે. જૂનામાં નવું આબાદ રીતે ભેળવવાની કળા એમની પાસે તૈયાર ક્યાં છે? કાયદો શું છે એ જેમ મોટા મોટા પંડિતો પણ નક્કી કહી શકતા નથી, તેમ આશ્રમમાં યોગ્ય શું ને અયોગ્ય શું એનો નિર્ણય કરતાં મુશ્કેલી આવે છે. અને જેમ કાયદાનો ચુકાદો વિગતોની યથાર્થ જાણ ઉપર આધાર રાખે છે, તેમ આમાં પણ છે. તેથી જ બાપુજીને વિગતોમાં ઊતરવું પડે છે. આમ બધી જવાબદારી બાપુજીની ખરી, પણ તેથી માબાપોની જવાબદારી કંઈ ઓછી નથી થતી. છેલ્લી જવાબદારી એમની જ છે. માટે એમને નિર્ભય કરવાં એ અમારું પ્રથમ કામ છે. માબાપો બધી જવાબદારી શિક્ષક ઉપર ઢોળી પોતે નચિંત થઈ સૂઈ જાય છે; તેથી શિક્ષકોની ફરજ બેવડાય છે. સુધારક તરીકે નવા અખતરા કરવા, અને વાલી તરીકે માબાપોને નચિંત કરવાં; — અને એ બધું બાહ્ય નિયમનથી નહિ પણ વિદ્યાર્થીઓનાં હૃદય પર અસર પાડીને. કેટલું અઘરું કામ!

આવી પરિસ્થિતિમાં છોકરા-છોકરીઓ સાથે ભણી શકે એવું વાતાવરણ આપણે ઉત્પન્ન કરવા માગીએ છીએ એ આપણે ભૂલી ન જવું જોઈએ. પરદેશોમાં કેટલીક નિશાળોમાં છોકરા-છોકરીઓ છૂટથી સાથે રહે અને ભણે એ આદર્શ રાખેલો હોય છે. એની સાથેના જોખમ વિષે ત્યાંના ચાલકો બેફિકર રહે છે એમ સંભળાય છે. આપણે ત્યાં એ આદર્શ નથી. આપણે સંયમમાંથી સ્વતંત્રતા કેળવવા માગીએ છીએ. એટલે અહીં હકની વાત નથી; અને શકની પણ વાત નથી, અમુક આદર્શ સુધી પહોંચવું છે. એમાં વ્યક્તિ પરત્વે જ વિચાર થવો ઘટે છે. દરેક છોકરો જો એમ કહે કે, 'જ્યાં સુધી મારી સામે કંઈ પુરાવો સિદ્ધ થયો નથી ત્યાં સુધી મને આધુનિક શુકમુનિ માની લો,' તો આપણે ત્યાં સહશિક્ષણ શક્ય જ ન થાય. તે જ પ્રમાણે દરેક છોકરી જો કહે કે, 'હું જ્ઞાનેશ્વરની બહેન મુક્તાબાઈ છું,' તોયે આપણું ગાડું અટકે. અને એક વખત યોગ્યતા અથવા શુદ્ધતા 'માની લેવાની' પ્રથા શરૂ થઈ, તો પછી એમ પણ માનવું પડે કે, એક વાર ભૂલ થઈ તોયે તેનો વિચાર પણ ફરી ફરી કરવાની જરૂર નથી, કેમ કે કેટલાયે દુરાચારીઓ હૃદયપલટો થવાથી જોતજોતામાં સદાચારી બન્યા છે. અને ગીતામાં તો લખ્યું છે જ अपि चेत्सुदुराचारो ૦.

* * *

આપણા દેશમાં છોકરા-છોકરીઓ પરિપૂર્ણ સ્વતંત્રતાથી નિર્ભય થઈને રહે એ આપણો આદર્શ છે એ ખરું, પણ છે.કરીઓનો સહવાસ મેળવવાની આટલી ઇંતેજારી છોકરાઓમાં શા માટે વધી છે એ હું સમજી શકતો નથી. સામાન્ય સામાજિક જીવનમાં ભળીએ છીએ એ બરાબર છે અને બસ છે. એના ઉપરાંત ખાસ સહવાસની આવશ્યકતા શા માટે હોવી જોઈએ?

મન કેવી રીતે દલીલો કરે છે અને ક્રમે ક્રમે ઊતરતું જઈને કેવી રીતે નષ્ટ થાય છે તે જુઓ!

(૧) સાથે રહીએ છીએ, ભણીએ છીએ, તેથી પ્રસંગ પરત્વે બોલીએ, એકબીજાને મદદ કરીએ, એમાં શો વાંધો? (૨) એકબીજાને મદદ કરીએ, એકબીજાને ઓળખીએ, પછી સગાં ભાઈબહેન કરતાં પણ વધારે નિકટનો સંબંધ થાય, એમાં આશ્ચર્ય કે અજુગતું શું? (૩) ભાઈબહેનના સંબંધમાં સહજીવન વધે તો તેમાં શંકા લાવવા જેવું શું હોઈ શકે? (૪) સહજીવન એટલે એકબીજામાં ઓતપ્રોત થઈ જવું. એમાં કામવિકાર ન હોય તો તે આધ્યાત્મિક સંબંધ જ કહેવાય ને? (૫) આધ્યાત્મિક સંબંધ અને આત્મલગ્ન વચ્ચે કંઈ ફરક છે? (૬) આત્મલગ્ન એટલે જ પરસ્પર સમર્પણ. એ તો અત્યંત પવિત્ર સંબંધ. એની સામે કોણ વાંધો ઉઠાવી શકે? (૭) આવો પવિત્ર સંબંધ બંધાયા પછી જો બંનેથી ન રહેવાયું અને એમણે પરણવાનો નિશ્ચય કર્યો, તો તેમાં અધર્મ ક્યાં આવ્યો? (૮) અને એક વાર પરણવાનો નિશ્ચય કર્યા પછી એ વિધિ ક્યારે થાય એને મહત્ત્વ કેટલું આપીએ?

આ પ્રશ્નમાળામાંનો દરેક પ્રશ્ન નિર્દોષ જેવો જ લાગે, પણ સરવાળે અધઃપાત જ છે. આ પ્રશ્નપરંપરા આગળ પણ ખૂબ ચાલે એમ છે; અને તે કંઈ મેં મારા મગજમાંથી ઉપજાવી નથી કાઢી. બ્રહ્મચર્ય અને સહશિક્ષણનો આદર્શ સેવનાર આપણી સંસ્થા સતત જાગ્રત ન રહે તો આશ્રમ આશ્રમ મટી જશે.

તેં જ મને એક વાર લખેલું કે સહશિક્ષણ તને પસંદ નથી. બીજી વાર લખેલું કે આશ્રમ જેવી પવિત્ર સંસ્થામાં સહશિક્ષણ ભલે યોગ્ય હોય, પણ મહાવિદ્યાલય જેવી સામાન્ય સંસ્થામાં એ બરાબર ન જ ગણાય. મહાવિદ્યાલય વિષે આપણા વિદ્યાર્થીઓ આટલો ઊતરતો ખ્યાલ બાંધે એ મને વિચિત્ર લાગે જ છે, પણ પોતાને વિષેની કે આશ્રમ વિષેની પ્રૌઢિ તો અસહ્ય છે. આશ્રમનું પવિત્રપણું શામાં રહેલું છે? ભાઈબહેનના સંબંધના હક વિષેના ભાનમાં? કે નાનામોટા આશ્રમવાસીઓની પાવિત્ર્ય વિષેની ઇંતેજારી અને જાગૃતિમાં?

આશ્રમમાં નિર્લિપ્ત અને નિર્ભય બ્રહ્મચારિણીઓ પેદા થાય એમ આપણે ઇચ્છીએ છીએ છોકરી થઈ એટલે એણે બીતી જ ફરવું અને દરેક પુરુષમાં વિકૃતિ હોય જ છે એમ માનીને એનાથી દૂર જ રહેવું, એમ આપણે ઇચ્છતા નથી. ગાર્ગી વાચકનવી જેવી નિર્ભય અને મુક્તાબાઈ જેવી નિર્વિકાર છોકરીઓ આપણે ત્યાં પાકે એમ આપણે ઇચ્છીએ છીએ. પણ એવી વસ્તુસ્થિતિ આપણે ત્યાં છે જ એમ કેવળ કહેવાથી એ સ્થિતિ આવવાની નથી. પણ એને માટે યોગ્ય વાતાવરણ ચાલુ રાખવાથી જ કાળે કરીને નિર્મળ વાતાવરણ પેદા કરવાને આપણે ભાગ્યશાળી થઈશું.

જ્યાં સુધી આપણે ચાર વાગ્યે નિયમિત ઊઠતા નથી, પ્રાર્થનામાં એકાગ્ર થઈ શકતા નથી, સ્વાદનો મોહ આપણે અંદરથી તજ્યો નથી, હાલી નવરાશની આપણને સૂગ બંધાઈ નથી; જ્યાં સુધી આપણે લાડના ભૂખ્યા છીએ, 'સહવાસ'ને માટે તલસીએ છીએ, રૂપાળા અથવા અસાધારણ ચતુર દેખાવાનો પ્રયત્ન કરીએ છીએ, વિશિષ્ટ એક જ વ્યક્તિ ઉપર છાપ પાડવાનો પ્રયત્ન આપણામાં છે, ત્યાં સુધી આપણે નિર્વિકાર છીએ એવા ભ્રમમાં આપણે ન જ રહેવું ઘટે. અને જે નિર્વિકારી નથી તેણે હમેશાં સાવચેત તો રહેવું જ જોઈએ.

કોઈ પણ સ્ત્રીનું દર્શન સરખું ન કરવું, સ્ત્રીઓ સાથે કામકાજ પરત્વે પણ ન બોલવું, સ્પર્શમાત્ર ટાળવો, વગેરે જૂના આકરા નિયમો આપણે ન પાળીએ. પણ એની પાછળ રહેલી સાવધાની અને સાવચેતી આપણે ભૂલી ન જઈએ, અને છતાં આશ્રમમાં જે જીવન સ્વાભાવિક છે તે છૂટથી જીવીએ, એ જ આપણો નિયમ હોઈ શકે. જૂના એક સંસ્કૃત ગ્રંથમાં મેં વાંચેલું કે, લાકડાની બનાવેલી સ્ત્રી-પ્રતિમા કે ઢીંગલી પણ *બ્રહ્મચારીથી ન જોવાય. તુકારામ મહારાજે* પણ માગ્યું છે: स्त्रियांचा तो संग, नको नारायणा। काष्ठा या पाषाणा मूर्तिकेच्या। પ્રથમ તો મને આવી અતિ સાવધાનતાની ચીડ જ ચડી હતી. પાછળથી એનો વિશેષ અર્થ ધ્યાનમાં આવી ગયો. કળા, કૌશલ્ય, અથવા સૌંદર્યોપાસનાને નામે નગ્ન મૂર્તિઓ, ઢીંગલીઓ અને ચિત્રો આજે જ્યાં ત્યાં સંઘરાય છે ને વખણાય છે. પૈસાદાર અને પ્રતિષ્ઠિત લોકોનાં ઘરમાં આવી મૂર્તિઓ અને છબીઓ સંઘરવી એ સંસ્કારિતાનું લક્ષણ ગણાય છે. માસિકોમાં પણ હવે એ વસ્તુનો હુમલો વધ્યો છે. નીતિઅનીતિ વચ્ચેની મર્યાદારેખાઓ ભૂંસાતી જાય છે. જૂના લોકો એક છેડે જઈ આંધળો અને બેહૂદો દુરાગ્રહ રાખે છે, એ વાત સાચી છે. પણ એનો લાભ લઈ કેટલાક નવા લોકો જૂનાને વખોડતાં બીજે છેડે પહોંચી નીતિમાત્રનો છેદ ઉડાડવા લાગ્યા છે! પાશ્ચાત્ય દેશોમાં ધર્મનીતિનાં બંધનો કોરે મૂકી કળા કેળવાય છે. એ લોકોની દલીલો પોતાની કરી આપણે ત્યાં પણ કળા, નાટકો, સિનેમા, નવલકથાઓ વગેરે બધે જ અનાચાર-પોષક ચિત્રો અને સાહિત્ય વધવા લાગ્યાં છે. એવે વખતે જે કોઈ સંકટની સૂચના આપે તે સંકુચિત મનનો, સૂતકી, સમાજદ્રોહી મનાય છે! વિકારને ઉત્તેજન આપનાર મૂર્તિઓ અને છબીઓનું દર્શન અવશ્ય પાતક છે. [ પાત-ક=પાડનારું ] લાકડાની ઢીંગલીઓ ન જોવાની સૂચના તે જમાના માટે હતી. આજે તો સિનેમા ને માસિકોમાં આવતાં ગંદાં ચિત્રો વિષે એવા નિયમ કરવા

જોઈએ. પણ નિયમ કર્યે શું થવાનું હતું? એ બધું અંદરથી જ ઊગી નીકળવું જોઈએ.

* * *

તમારા સવાલના જવાબમાં હું એક જ પ્રશ્ન પૂછું: "પણ બધે છોકરીઓના સહવાસની આટલી બધી ભૂખ શા માટે વછૂટી છે?" અને એમાં વળી પક્ષપાતની રાવનો અર્થ શો? ભણતર—જેમાં ઔદ્યોગિક કળાઓ મુખ્યત્વે આવી જાય છે—અને સમાજસેવામાં આખો વખત અને આખું ધ્યાન આપીએ તોયે તે ઓછું છે.

મેં જે અહીં લખ્યું છે તે બધું તમને એટલે કે આપણાં બધાં છોકરા છોકરીઓને લાગુ પડે છે એમ હું નથી કહેતો. કેટલીક સામાન્ય વસ્તુઓને મેં જરા આકરું સ્વરૂપ આપ્યું છે એમ દેખાય. પણ મારે તો અમુક વિષય પર મારા ભેગા થયેલા વિચારો અહીં જણાવી દેવા હતા, એટલે લખી નાંખ્યું છે. આમાં કોઈ અમુક વ્યક્તિને ઉદ્દેશીને મેં લખ્યું નથી. મારું નિરીક્ષણ અનેક સંસ્થાઓનું છે, એટલે વિવેચન ચલાવતાં અનેક ઉદાહરણો દૃષ્ટિ આગળ ઊભાં થાય છે. આશ્રમનાં છોકરા-છોકરીઓ માટે લખવું હતું, એટલે આપણે ત્યાંનો ઉલ્લેખ આમાં આવ્યો છે. કોઈએ માઠું લગાડવાનું કારણ નથી. કોઈને વિષે મારા મનમાં ચોક્કસ શંકા આવે તો ચોખ્ખેચોખ્ખું કહી જ દઈશ. આ તો સર્વસામાન્ય ચેતવણી છે.

તારી ઔદ્યોગિક પ્રગતિ સંગીન થાય એમ હું ઇચ્છું છું.

કાકાના સપ્રેમ શુભાશિષ

# પરિભાષા રચના

## ૩

ઉપસર્ગો અને પ્રત્યયોને નિશ્ચિત અર્થ આપવાનો પ્રયત્ન કરતાં જોવામાં આવશે કે, પરિભાષા કરનારે કેટલાક નવા ઉપસર્ગો અને પ્રત્યયો દાખલ કરવાની જરૂર જ છે. જેમ જેમ વૈજ્ઞાનિક ખેડાણ અને ચોકસાઈ વધતાં જાય, તેમ તેમ પદાર્થો અને ક્રિયાઓના ઝીણા ઝીણા ભેદો ભાષામાં રજૂ કરવાની જરૂર વધતી જવાની, અને તે માટે શબ્દો યોજવામાં નવી નવી યુક્તિઓ વાપરવાની જરૂર પડવાની. યુરોપની ભાષાઓની સમૃદ્ધિ નવા શબ્દો બનાવવાની નવી નવી રીતોને લીધે ઘણી થઈ છે. એમાં કોઈ વાર પડોશના પ્રાન્તના પ્રત્યયો કે ઉપસર્ગો લઈ લેવાની રીત પણ અખત્યાર કરવી પડે દા. ત, મરાઠીમાં ટ પ્રત્યય, સંસ્કૃત લ અને અંગ્રેજી y પ્રત્યયને સમાનાર્થ છે. જ્યાં લ અનુકૂળ ન હોય ત્યાં ટ ને અપનાવી લેવો અનુકૂળ થશે. ગુજરાતીમાં એવો એક શબ્દ 'હલકટ' કોઈક વાર વપરાય પણ છે. મરાઠીમાં એ રીતે 'તેલકટ' છે તે આપણે fatty ના અર્થમાં લઈ શકીએ. એ જ રીતે સાબટ soapy, તેલટ oily, રેશટ (અથવા રેશલ) fibrous, છિદ્રટ (કે છિદ્રલ) porous, ગોલ(ળ)ટ curvy વગેરે શબ્દો બનાવી શકાય. સરેશ, સછિદ્ર કરતાં આ શબ્દો વધારે સહેલા અને નિશ્ચિત અર્થવાળા થશે. મરાઠીમાં ટ પ્રત્યય નામ તેમ જ વિશેષણ બન્નેને લાગે છે. ગુજરાતીમાં વિશેષણને લગાડવા માટે 'આશ' પ્રત્યય છે. એ રીતે કયો પ્રત્યય ક્યાં વાપરવો તેમાં ભેદ પણ રાખી શકાશે.

એવી જ રીતે વર્ગસૂચક શબ્દો બનાવવા માટે નવો પ્રત્યય કરવાની જરૂર જણાય છે. જેમ કે textiles, fibres, carbon compounds, વગેરે શબ્દો માટે. આ માટે 'ક' પ્રત્યયનો (જેમ કે, રેશક) મેં એક વાર ઉપયોગ સૂચવ્યો છે. પણ 'ક' પ્રત્યય વિવિધ અર્થમાં વપરાય છે; જેમ કે, કર્તાપણું, લાઘવ ઇ. તો બીજો પ્રત્યય ઇવ સૂઝે છે.* એ પ્રત્યય જેને લાગે તેનો અર્થ તેના જેવા બીજા સર્વે પદાર્થો એમ સમજી શકાય. જેમ કે, ચૂનિવ—ચૂના જેવા સર્વે પદાર્થો alkalis, અમ્લિવ—આંબલી જેવા સર્વે પદાર્થો acids, બિલ્લિવ—બિલાડી જેવાં સર્વે પ્રાણીઓ, કુતરિવ—કૂતરા જેવાં સર્વે પ્રાણીઓ, ઇ. ઠીક લાગે તો 'ઇવ'ને બદલે માત્ર 'વ'નો ઉપયોગ કરી રેશવ, ચૂનવ, બિલ્લવ, અમ્લવ એવા શબ્દો યોજી શકાય. કહેવાનો મુદ્દો એટલો જ છે કે, આવા અર્થનો કોઈ પ્રત્યય વપરાશમાં લાવવાની જરૂર છે.

આવા બધા પ્રયત્નો છતાં કેટલીક ક્રિયાઓને માટે અંગ્રેજી ક્રિયાપદને અપનાવી લેવાનીયે જરૂર રહેવાનો

* દેશી ભાષાઓમાં સંધિનો નિયમ સંસ્કૃત કરતાં ઘણી વાર જુદો હોય છે. આપણે અન્ત્ય અ નો ઉચ્ચાર સ્પષ્ટ કરતા નથી, માટે રેશ+ઇવ=રેશેવ નહિ પણ રેશિવ, ગોલ+ઇવ=ગોલિવ કરવું જોઈએ એ પરથી મૂળ શબ્દનો છેલ્લો સ્વર ઇવ લગાડતાં છોડી દેવો, એવો સામાન્ય નિયમ જ રાખી શકાય; જેમ કે આણુ, બિંદુ, બિલ્લી, કૂતરા પરથી અણિવ, બિંદિવ બિલ્લિવ, કુતરિવ, ઇ.

સંભવ છે. યુરોપમાં તો કોઈ જાણીતા પુરુષના કે શોધકના નામ પરથીયે આમ વિશિષ્ટ ક્રિયાઓ માટે ક્રિયાપદો બનાવી લીધેલાં છે: જેમ કે, galvanize. આમ જ્યાં યુરોપના વિદ્વાનોએ જ ગમે તે ક્રિયાપદથી એ ક્રિયા દર્શાવવાને બદલે એક પુરુષના નામથી જ તેને દર્શાવવાનું યોગ્ય ધાર્યું હોય, ત્યાં આપણેયે તેને જ ક્રિયાપદ બનાવવું સારું ગણાય. એટલે કે ગૅલવાનવું, (અથવા ટૂંકું, ગૅલવવું*) એનો અર્થ જસતનો ઢોળ ચડાવવો થાય, માટે કદાચ આ ઠેકાણે 'જસતવું' શબ્દ યોજી શકાય અને તે સહેલો છે એમ લાગવા સંભવ છે. પણ galvanizeમાં કેવળ જસતવાનો ભાવ નથી, પણ એક વિશિષ્ટ રીતે જસતવાનો ભાવ છે. અને તેનો જ સૂચક શબ્દ બનાવવો હોય તો 'જસતવું' કદાચ ન ચાલે. પણ એ બાબત સમિતિ વિચારી લે આ કેવળ એક દૃષ્ટાંત-રૂપે જ છે.

વિશેષનામોથી બનાવેલાં ક્રિયાપદો જ નહિ, પણ સાધારણ ક્રિયાપદોમાંથીયે કેટલાંક આપણી ભાષામાં લઈ લેવાની જરૂર હોઈ શકે છે. એવો એક શબ્દ titrate લાગે છે. એમાં એક નિશ્ચિત પ્રમાણવાળા ઓગાળ (દ્રવણ solution)ની મદદથી એક બીજા પદાર્થમાં રહેલા કોઈ તત્ત્વનું પ્રમાણ શોધવાની ક્રિયા છે આ ઠેકાણે titration માટે દ્રવણમાપન, અને titrate માટે દ્રવણ માપવું કે બીજો કોઈ પણ શબ્દ યોજવો બરાબર જ અર્થસૂચક નહિ થાય. તે કરતાં તીતરવું, ટીટરવું, ટાઈટરવું, (titrate) અને તીતરણ, ટીટરણ, ટાઈટરણ titration એવું કાંઈક કરવું વધારે સરળ થશે. એ જ રીતે vulcanize વલ્કનવું, ionize આયનવું, વગેરે. આમ કરતાં શરમાવાની મને જરૂર લાગતી નથી. અંગ્રેજી ભાષામાયે એવાં કેટલાક દેશી ક્રિયાપદો અને પ્રત્યયો પણ દાખલ થયેલાં છે દા. ત., to loot, to samjao (સમજાવવું), month-war (માસવાર)×ઇ

આ જ રીતે જે ઉપકરણો ખાસ ક્રિયાઓ માટે ખાસ રીતે બનાવ્યાં હોય તેને માટે સામાન્ય ભાષામાંથી સમાસિત શબ્દો યોજવા કરતાં કેટલીક વાર વિદેશી શબ્દને ખુલ્લે દિલે લઈ લેવો એ જ સારું ગણાય જેમ કે પિપેટ, બ્યુરેટ. એના દેશી શબ્દો બનાવી બજારમાં એ સાધન લેવા જઈશું, તો 'મોહમયીની મૂલ્યપત્રિકા' માગનાર બર્દંમદ્ર જેવી સ્થિતિ થશે. ઉપરાંત, આવા શબ્દો ઘણી વાર વિદ્વાનોનાં પુસ્તકોમાં જ વસે છે; બનાવનારના પોતાનાયે મોંમાં વસતા નથી. ખાનગી વ્યવહારમાં તે પણ અંગ્રેજી શબ્દો જ વાપરે છે

•ગૅલ્વેનો નામમાં ગૅલ્વા એ નામનો ભાગ માની શકાય, બાકીનો લાલદાસની જેમ પૂરક; એ છોડી દઈ શકાય.

× આ પ્રયોગ મદ્રાસ ઇલાકામાં શિષ્ટ રીતે ચાલે છે.

જે વિદેશી શબ્દો ભાષામાં એટલા બધા રૂઢ થઈ ગયા છે કે અભણ માણસો પણ તેને વાપરતા થઈ ગયા છે, તેને દાખલ કર્યા પહેલાં આપણે ચેત્યા નહિ, અને હવે તેને કાઢવાનો પ્રયત્ન કરીએ, તો તે પ્રયત્નમાં હું બહુ ડહાપણ જોતો નથી. એને દેશી થયેલા શબ્દો ગણી લેવા જોઈએ. જેમ કે, મશીન, સિગ્નલ, (લાકડાના) સ્લીપર ઇ. એના સહેલા દેશી અને રૂઢ શબ્દો હતા. પણ વિદેશીયે આવ્યા. ભલે આવ્યા. આપણું શબ્દ-ભંડોળ એથી વધ્યું. તે આર્યોની સંસ્કૃત ભાષાના ન હોય. તોયે કોઈ મનુષ્યોની ભાષાના જ છે. રૂઢ થયેલા અરબી-ફારસી શબ્દોને વીણીવીણીને કાઢવાના પ્રયત્નમાંથી હિંદી-ઉર્દૂનો ઝઘડો ઊભો થઈ ગયો છે, અને તે કોમી ઝઘડાને વધારવામાં ઘીનું કામ કરી રહ્યો છે. એ આવા અભિમાની પશ્ચાત્તાપનું* પરિણામ છે.

૪

હવે યાદીઓ તપાસતાં તપાસતાં મેં કરેલી કેટલીક ઉપયોગી નોંધો ટપકાવીને આ લાંબી લેખમાળા પૂરી કરું છું: એને વ્યવસ્થિત કરવાનો પ્રયત્ન નથી કરી શક્યો, તે માટે વાચક ક્ષમા કરશે

૧. Colour માટે વર્ણ કરતાં રંગ શબ્દ વધારે પસંદ કરવા જેવો છે. કેમ કે, 'વર્ણ' જાતિ, Kind, type નો ભાવ પણ પેદા કરે છે, અને તે રીતે વાપરવાની જરૂર પડવાનો સંભવ છે. રંગ વધારે લોકપ્રસિદ્ધ પણ કહેવાય, એ પરથી સાધેલા શબ્દોમાં 'રંજ' રૂપ પર જવાને બદલે 'રંગ' રૂપ જ રાખવું ઇષ્ટ સમજું છું. જેમ કે, વિરંજવું નહિ, પણ વિરંગવું, નીરંગવું, બેરંગવું ઇ.

૨. Absence of, other than, non ના અર્થમાં કેટલીક જગ્યાએ, ઉપસર્ગથી શબ્દ સાધવાને બદલે 'અન્તર,' 'ઇતર' અથવા 'ફેર' પ્રત્યય વાપરવા વધારે સરળ થશે જેમ કે, રસાયનેતર (non-chemical).

૩. અન્તર, ઇતર અને ફેર વાપરવામાં નીચે પ્રમાણે વિવેક કરી શકાય:

અન્તર — તે જ જાતિનો બીજો પ્રકાર: જેમ કે, દેશાન્તર, ધર્માન્તર, લગ્નાન્તર, રૂપાન્તર.

ઇતર — તે વસ્તુ છોડીને આખું જગત: non: જેમ કે, ધાત્વેતર (non-metallic)

ફેર — નામ, ક્રિયા કે ગુણની દિશા કે માત્રામાં થયેલો ફરક દર્શાવવા: જેમ કે, ઝડપફેર, માર્ગફેર (change in direction), સપાટીફેર, કોણફેર વગેરે.

• સમય ગયા પછી ઉત્પન્ન થયેલી બળતરા, રાંડ્યા પછીનું ડહાપણ.

૪. ફેરવણી—દિશા, ગુણ કે માત્રામાં અંશાંશી ફરક કરવો: દા. ત., ઝડપફેરિયો Speed regulator, પાલટણી, ઉલટણી—ઊલટી દિશા કે ગુણ ઇ. કરવાં: પલટિયો—alternator બદલણી—જાતીય અથવા વર્ગીય ફરક કરવો: બદલિયો—transformer, commutator.

૪ અ. આઉ (ઉપસર્ગ)=બહિર, બાહ્ય, ભાંગી, તોડી (પ્રત્યય); રાજ (ઉપસર્ગ)=સર (પ્રત્યય)

૫-ion પ્રત્યયવાળા શબ્દો દ્વિભાવી થાય છે—કર્તરિ તેમ જ કર્મણિ: જેમ કે distilation શબ્દથી વાફકાર-કરણ, તેમ જ વાફકાર-ભવન બંને સૂચવાય છે. માટે 'કરણ' કે 'ભવન' એમાંથી એક જ પ્રત્યય સર્વત્ર નહિ ચાલે. તેના કરતાં વાફકારણ. એવો માત્ર 'ણ' પ્રત્યય લગાડવો વધારે સરળ થાય. બધે એમ થઈ શકે નહિ એમ સંભવ છે. ત્યાં કોઈ બીજી રીત શોધવાનો પ્રયત્ન કરવો જોઈએ.

'કરણ' જેટલો સહેલો છે, તેટલો 'ભવન' સહેલો નથી; કારણ કે, કરવું ધાતુ ગુજરાતીમાં છે, 'ભવવું' ગુજરાતીમાં જ નહિ, પણ બીજી પ્રાંતીય ભાષાઓમાયે નથી. તેને બદલે 'હોવું' સર્વ ભાષાઓમાં છે. તેનું 'હોન' અથવા 'હોણ' રૂપ હિંદુસ્તાનીમાં છે, તે ગુજરાતીમાં દાખલ કરવા જેવું લાગે છે: જેમ કે, વાફહોણ evaporization, સમહોણ-neutralization વગેરે. હોનહાર promising કોઈક વાર વપરાય છે; હોનાર, હોનારત, શબ્દો તો છે જ. 'ભવન' શબ્દનો રૂઢ અર્થ જુદો જ છે. તેથી વાફભવન એટલે વાફકાર કરવાનું સ્થળ પણ થઈ શકે.

૭. વાફને બદલે બાષ્પ, અને તેને પ્રત્યય લગાડતાં પહેલાં બાષ્પી કરવાની જરૂર લાગતી નથી.

૮. વાફ એટલે કોઈ પણ વસ્તુની vapour, અને વરાળ એટલે પાણીની જ vapour એમ અર્થસંકોચ કરી શકાય.

૯. Line—પ્રત્યક્ષને માટે રેખા, અને કાલ્પનિક અથવા નકશાના ઉપયોગની જ માટે લેખા શબ્દ વાપર્યા હોય તો ઠીક. જેમ કે isothermic lines સમતાપ લેખા; straight line સીધી રેખા, palm lines હસ્તરેખા ઇ.

૧૦. ભેજ શબ્દ હવા કે જમીનમાં રહેલી ભીનાશ માટે જ વાપરવો ઠીક ગણો: જેમ કે, humidity, damp, deliquiscence માટેના શબ્દોમાં. બીજી જગ્યાએ જળ કે પાણી: જેમ કે, dehydration, hydrometer વગેરેમાં.

૧૧. -જ પ્રત્યય. તેથી નીકળેલો, જન્મેલો, એ અર્થમાં જ વાપરવો ઠીક ગણો; તેને ઉત્પન્ન કરનારના અર્થમાં નહિ. તે અર્થમાં જરૂર હોય તો 'જનક' પ્રત્યય વાપરવો ઠીક. જેમ કે, સ્વેદજ એટલે સ્વેદમાંથી નીકળેલું, ક્ષરજ-ક્ષરવામાંથી નીકળેલું, ક્ષારજ-ક્ષારમાંથી નીકળેલું; સ્વેદજનક (સ્વેદક). ક્ષરજનક (ક્ષરક), ક્ષારજનક (ક્ષારક) એટલે અનુક્રમે સ્વેદ, ક્ષર (નીચે ખાઝતી વસ્તુ), અને ક્ષાર (ચીજણ)ને ઉત્પન્ન કરનાર પદાર્થો. 'જનક'ને બદલે માત્ર ક પ્રત્યય ઘણુંખરું ચાલશે.

૧૨ -શક પ્રત્યય શક્યતા દર્શાવવા યોજી શકાય: જેમ કે, ઓગળ (દ્રવ)શક soluble, સંકોચશક contractible, ટીપશક malleable, ઘડશક plastic.

૧૩ -યોગ્ય અથવા લાયક પ્રત્યય 'તેમ કરવા જેવું'ના અર્થમાં; જેમ કે દ્રાવયોગ્ય. ઓગાળલાયક—fit for dissolving, સંકોચયોગ્ય (-લાયક); ટીપયોગ્ય (-લાયક) ઇ

૧૪. 'ખ' શબ્દ vacuum માટે રૂઢ કરવો સહેલો ગણો: ખશીશી, ખપંપ, ખરોક (-બ્રેક), ખવાળી (-સાવરણી, -ઝાડુ), ખફુવારો, ખટપાલ (-ડાક), ખપાત્ર ઇ.

૧૫. energy માટે પ્રાણ શબ્દ અનુકૂળ થાય એવો જણાય છે; potential energy કુંભ(ક,-સ્થિત) પ્રાણ, kinetic energy રેચ (ક,-ચિત) પ્રાણ, conservation of energy અક્ષય(-અખો) પ્રાણ, principle of — અખો-પ્રાણનો સિદ્ધાન્ત, waste of — પ્રાણ દુર્વ્યય, loss of — પ્રાણ ક્ષય ઇ.; chemical, heat, electrical ઇ. energy રસાયન, તાપ, વીજ ઇ૦ પ્રાણ used energy પ્રાણખર્ચ (-વ્યય)

૧૬. ઘણીખરી જગ્યાએ power માટે શક્તિ શબ્દ જ અનુકૂળ જણાય છે જેમ કે, electric power વીજશક્તિ, magnetic power ચુંબકશક્તિ, vital power જીવનશક્તિ, chemical power રસાયનશક્તિ, combining power સંયોગશક્તિ, latent power ગુપ્ત શક્તિ, horse-power અશ્વશક્તિ, વગેરે. આથી, યંત્રશાસ્ત્રના પ્રકરણમાં power માટે શક્તિ શબ્દ વાપરવો જ ઠીક જણાય છે. બળ, જોર વગેરે શબ્દ શક્તિનો પર્યાય જ સમજવા જોઈએ.

૧૭. આ પરથી forceનો વિચાર કરતાં, તે ચોક્કસ વખતે ઉપયોગમાં આણેલી શક્તિનું માપ છે એમ સમજાય છે. એ દૃષ્ટિએ યોગ(=યોજિત) શક્તિ (બળ), સાધક શક્તિ, વાપરબળ, જોડબળ (શક્તિ), બળજોર શબ્દો સૂઝે. પણ એ બધા મોટા છે. વ્યવહારમાં એના ઉપયોગનો વિચાર કરતાં માલૂમ પડે છે કે, એ સાધારણ રીતે વિશેષણ વિના વપરાતો નથી. જેમ કે, gravitation force, adhesive force, electromotive force વગેરે. આથી

એક નાનકડા શબ્દની જ જરૂર છે. આ જોતાં મદ શબ્દ વાપરવા લાયક જણાય છે. જેમ કે, ભૂમદ, વીજમદ ઇ. મદ ઘણી વાર બૂરાઈ સૂચવે છે ખરો પણ ગજમદ, વૃક્ષમદ વગેરે રૂઢ સમાસોમાં બૂરાઈ સૂચવાતી નથી, બળ જ સૂચવાય છે. તેમ વિજ્ઞાનમાંયે માની શકાય.

૧૮ Strength માટે મજબૂતી અથવા દમ શબ્દો વિચારી શકાય.

૧૯. speed અને velocity માટે પણ વધારે સ્પષ્ટ પરિભાષા કરવી આવશ્યક છે. એકને માટે ઝડપ અને બીજાને માટે વેગ, અથવા વેગ, પ્રવેગ વગેરે પૂરતા જણાતા નથી speed એટલે $\frac{\text{સાધ્ય અંતર}}{\text{સમય}}$ $\frac{\text{space}}{\text{time}}$ અને velocity એટલે $\frac{\text{સીધું અંતર}}{\text{સમય}}$ $\frac{\text{distance}}{\text{time}}$ જણાય છે; એટલે કે સાધક વેગ (ઝડપ) અને સિદ્ધ વેગ (ઝડપ). આ લાંબા શબ્દ થાય. પણ આ પરથી speed એટલે ચાલ વેગ–ઝડપ અને velocity એટલે પહોંચ વેગ–ઝડપ એ શબ્દો વાપરી શકાય એમ લાગે છે. ઇન્જિન કલાકના ૪૦ માઇલની ઝડપથી ચાલે છે, તેની ચાલ-ઝડપ ૪૦ માઇલ; પણ અમુક બે સ્થળ વચ્ચેના ૪૦ માઇલ જતાં ઌ૧ બે કલાક જાય છે, માટે તેની પહોંચ-ઝડપ ૨૦ માઇલની છે. વેગ, ઝડપ, ગતિ એટલે motion. ટૂંકાવવા માટે માત્ર ચાલ અને પહોચ કરી શકાય. accelaration તથા retardation માટે સામાન્ય શબ્દ, ફેર; જેમ કે, ચાલફેર, ગતિફેર. વિશેષ શબ્દો વધારો–વૃદ્ધિ અને ઘટાડો–ઘટ: ગતિવૃદ્ધિ, ગતિઘટ.

૨૦. હોકાયંત્રને ધ્રુવમાછલી નામ અપાય છે. તેનું મુખ ઉત્તર દિશા બતાવે છે, પુચ્છ દક્ષિણ દિશા. તે પરથી એ બે છેડાને મુખધ્રુવ અથવા મુખાગ્ર અને પુચ્છધ્રુવ અથવા પુચ્છા(પૂછા)ગ્ર કહેવું સરળ થશે.

૨૧. તે ઉપરથી positive–negative, anode-cathode વગેરે શબ્દ-જોડીઓ માટે મુખાગ્ર (–છેડો), પુચ્છાગ્ર (–છેડો) શબ્દો સવ્ય-અપસવ્ય અથવા ધન-ઋણ કરતાં સહેલા પડશે. ખરું જોતાં, અંગ્રેજીમાંયે positive-negative નામકરણ ખોટી રીતે થયેલું જણાયું છે. આજે નામ પાડવાનું હોત તો positiveને negative અને negativeને positive કહેવામાં આવત. માટે આપણે તરજુમાને બદલે સ્વતંત્ર શબ્દો યોજવા ઠીક છે.

૨૨. કેટલીક જગ્યાએ પૂરો શબ્દ લાંબો થતો હોય ત્યારે વ્યવહારમાં તેનું ટૂંકું રૂપ આપવાનું વિદ્યાર્થીઓ અને લોકો પર છોડવાને બદલે, પરિભાષા રચનાર જ તે કરી આપે તો વધારે ઇષ્ટ થાય. જેમ કે, લોહચુંબકને બદલે લોચુંબ અથવા ચુંબ, અને લોહચુંબકતાને બદલે લોચુંબતા અથવા કેવળ ચુંબકતા. એ જ પ્રમાણે electron વીજાણુ, anion વીજમુખાણુને બદલે માત્ર મુખાણુ. cation પુચ્છાણુ; capillarity કેશાકર્ષણ, કેશખેંચાણને બદલે કેશાણ, capillary (વિ.) કેશળ, (ના) કેશક, કેશિક; capillary tube કેશનાલિકાને બદલે કેશિકા, ઇત્યાદિ.

૨૩. centre, fous, nucleus માટે જુદા જુદા સ્પષ્ટ શબ્દો જોઈએ. કેન્દ્રનો દરેક ઠેકાણે ઉપયોગ કરવો યોગ્ય નથી. તે જ પ્રમાણે એક શબ્દ અનેક અર્થમાં વાપરવો ઠીક નથી.

આ યાદી હવે વધારે લંબાવવાની જરૂર નથી. આ વિષયનો હું કઈ રીતે વિચાર કરું છું, તે આથી સ્પષ્ટ થશે એમ આશા છે.

છેવટે એક વિનંતિ ફરીથી કરી આ લાંબી લેખમાળા પૂરી કરું છું. ઠેઠ સંસ્કૃત કે ઠેઠ અરબી-ફારસીમાંથી તત્સમ શબ્દો બનાવવાની ટેવ અથવા મહેનત જેટલી ઓછી કરીશું તેટલો લાભ થશે, એમ મારો અલ્પ મત છે. દૈવયોગે મારી સારા લેખકોમાં ગણતરી થાય છે. પણ મારું સંસ્કૃત ભાષાનું જ્ઞાન કેટલું તૂટ-પૂંજિયું અને લેખન-શૈલી કેટલી ક્લિષ્ટ, અને શ્રમ લેતાં છતાં ભૂલભરેલી રહે છે, તેનો મને સારી પેઠે ખ્યાલ છે. વિજ્ઞાનના અધ્યાપકો, શિક્ષકો, વિદ્યાર્થીઓ, અને વૈજ્ઞાનિક ઉદ્યોગમાં પડેલા સામાન્ય લોકો મારા જેટલુંયે સંસ્કૃત જાણે એવી આશા ન રાખી શકાય. તેમ છતાં, સંસ્કૃત શબ્દો બનાવવાના મોહનું પરિણામ ખોટા શબ્દો બનાવવામાં જ થાય. તેથી લોકોને શબ્દો બનાવવાની કળા કદી હાથ નહિ લાગે. પરાવર્તન, પરિવર્તન, પ્રત્યાવર્તન, સંવર્તન, આવર્તન એવા શબ્દો કયા અને કેમ જુદા જુદા ભેદો સૂચવે છે, તે સંસ્કૃત ન સમજનાર ફ્રોજી, રુસ્તમજી કે રસૂલ કેવી રીતે ખ્યાલમાં લાવે? અને ઘણી જગ્યાએ પંડિતો પણ કયો ઉપસર્ગ અથવા ધાતુ કઈ જગ્યાએ વધારે યોગ્ય ગણાય ને વિષે મૂંઝવણમાં પડશે. જેમ અંગ્રેજી શીખ્યા વિના જ્ઞાનનો ભંડાર ન ખૂલે એ સ્થિતિ ન હોવી જોઈએ, તેમ સંસ્કૃત વગેરે પ્રાચીન ભાષાઓ શીખ્યા વિના વિજ્ઞાન ન સમજાય તેમ પણ ન થવું જોઈએ.

આનો અર્થ એ નથી કે, આપણે પ્રાચીન ભાષાઓમાંથી મળતી મદદ ન લઈએ, અથવા લીધા વિના ચાલશે. પણ તેને સરળ રૂપમાં ફેરવી, તેનો પ્રાચીન વાઘો છોડાવી, ટૂંકાવી, અને આપણી પોતાની બનાવીને વાપરવો જોઈએ ભાષાનો વર્ણસંકર થવાનો બહુ ડર નહિ રાખવો. કમભાગ્ય, ગેરવર્તન, કેશખેંચ, યંત્રેલું (mechanised), યંતરવું (to mechanise), સંકોચલાયક (contractible)

જેવા શબ્દો બનાવતાં અચકાવાની જરૂર નથી. જે શબ્દ, ઉપસર્ગ કે પ્રત્યય ગુજરાતીમાં વપરાવા લાગી ગયો કે વાપરવાનો નિશ્ચય થયો, તે ગુજરાતી જ થઈ ગયો એમ સમજી, તેના સાધિત શબ્દો અને સમાસો કરવામાં નાતિવટાળના ડર વિના ઉપયોગ કરવો જોઈએ.

પરિભાષા સમિતિ તથા ભાષાશાસ્ત્રીઓ આમાંથી ઘટતું સ્વીકારી લેશે એવી આશા રાખું છું.

**કિશોરલાલ ઘ. મશરૂવાળા**

# મધ્યકાલીન હિંદ

[ પં. જવાહરલાલના Glimpses of World History 'જગતના ઇતિહાસનું રેખાદર્શન' નામના પુસ્તકમાંથી. આ પુસ્તકનો ગુજરાતી અનુવાદ નવજીવન કાર્યાલય તરફથી થોડા વખત પછી બહાર પડશે. ]

અશોકના પિતામહ ચંદ્રગુપ્ત મૌર્યના પ્રધાન મંત્રી ચાણક્ય અથવા કૌટિલ્યે લખેલા અર્થશાસ્ત્ર નામના પુસ્તકની મેં વાત કરી હતી તે તને યાદ હશે. એ પુસ્તકમાં તે સમયની રાજ્યવ્યવસ્થા અને તે સમયના લોકોને વિષે અનેક પ્રકારની માહિતી આપણને મળે છે. એ પુસ્તક, ઈશુ પૂર્વેની ચોથી સદીના હિંદની અંદર ડોકિયું કરીને નિહાળવા માટેની એક ઉઘાડી બારી સમાન છે. રાજાઓ અને તેમના વિજયોનાં અતિશયોક્તિભર્યાં વર્ણનો કરતાં રાજવહીવટની વિગતવાર માહિતી આપતાં આવાં પુસ્તકો આપણને વધારે ઉપયોગી થઈ પડે છે.

મધ્યકાલીન હિંદ વિષે ખ્યાલ બાંધવામાં કંઈક સહાયભૂત થાય એવું બીજું એક પુસ્તક આપણી પાસે છે. એ પુસ્તક શુક્રાચાર્યકૃત નીતિસાર છે. એ પુસ્તક અર્થશાસ્ત્ર જેટલું સારું કે ઉપયોગી નથી. તોપણ તેની તેમ જ બીજા કેટલાક શિલાલેખો અને લેખોની મદદથી આપણે ઈસવી સનની નવમી તથા દશમી સદી તરફ ડોકિયું કરવા પ્રયત્ન કરીશું.

નીતિસારમાં કહ્યું છે કે, 'વર્ણથી અથવા તો બ્રાહ્મણ કુળમાં જન્મવાથી બ્રાહ્મણત્વના ગુણો પેદા થતા નથી.' આમ, આ ગ્રંથ પ્રમાણે જ્ઞાતિભેદ જન્મથી નહિ પણ યોગ્યતાથી પડવા જોઈએ. વળી બીજે એક ઠેકાણે એમ કહેવામાં આવ્યું છે કે, 'સરકારી અમલદારની નિમણૂક કરવામાં જાતિ કે કુળનું નહિ, પણ માણસની કાર્યદક્ષતા, ચારિત્ર્ય અને તેના ગુણોનું ધોરણ રાખવું જોઈએ.' પોતાના મત પ્રમાણે નહિ પણ પ્રજાના મોટા ભાગના મત અનુસાર વર્તવાની રાજાની ફરજ હતી. 'ઘણા તાંતણાઓનું બનેલું દોરડું સિંહને ખેંચવા જેટલું મજબૂત હોય છે તેમ લોકમત રાજા કરતાં વધારે બળવાન છે.'

આ બધાં ઉત્તમ સૂત્રો છે અને સિદ્ધાંતની દૃષ્ટિએ આજે પણ સાચાં છે. પરંતુ વાસ્તવિક રીતે જોતાં વ્યવહારમાં આપણે એનાથી બહુ લાભ નથી ઉઠાવી શકતા. માણસ પોતાની કાર્યદક્ષતા અને લાયકાતથી ઊંચો ચડી શકે એ ખરું, પરંતુ તેણે એ કાર્યદક્ષતા અને લાયકાત પ્રાપ્ત કરવાં કેવી રીતે? કોઈ છોકરો કે છોકરી બહુ ચાલાક હોય અને તેને યોગ્ય કેળવણી અને તાલીમ આપવામાં આવે, તો તે હોશિયાર અને કુશળ બને. પરંતુ તેની કેળવણી અને તાલીમ માટે યોગ્ય પ્રબંધ કરવામાં ન આવ્યો હોય, તો બિચારો તે છોકરો કે છોકરી શું કરી શકે?

એ જ રીતે લોકમત પણ આખરે શું છે? કોના મતને લોકમત સમજવો? સંભવ છે કે નીતિસારના લેખકે મજૂરી કરનારા સંખ્યાબંધ શૂદ્રોને કોઈ પણ પ્રકારના મત આપવામાં અધિકારી નહિ ગણ્યા હોય. એ લોકો કશા વિસાતમાં નહોતા. ઘણું કરીને ઉચ્ચ વર્ગના અને રાજકર્તા વર્ગના મતને જ લોકમત ગણવામાં આવતો.

છતાં પણ એ વસ્તુ જાણવા જેવી છે કે, મધ્યકાલીન તેમ જ પહેલાંના સમયના હિંદના રાજકારણમાં રાજાની નિરંકુશ સત્તા કે રાજાના દૈવી અધિકારને સ્થાન નહોતું.

એ ઉપરાંત રાજસભા, જેમને હસ્તક જાહેર બાંધકામો, બાગબગીચાઓ અને જંગલો હતાં તે મોટા મોટા અમલદારો, તેમ જ કસબા અને ગામડાંની વ્યવસ્થા, પુલો, વહાણો, ધર્મશાળાઓ,

જાહેર રાજમાર્ગો, અને સૌથી વધારે મહત્ત્વની વસ્તુ ગામ અને શહેરોની ગટરો વિષે નીતિસારમાંથી આપણને માહિતી મળે છે.

ગામને લગતી બધી બાબતોમાં ગ્રામ-પંચાયતનો પૂરેપૂરો કાબૂ હતો અને રાજ્યના અમલદારો પંચ પ્રત્યે ભારે અદબથી વર્તતા. પંચાયતો જ જમીનની વહેંચણી કરતી, કરે ઉઘરાવતી અને પછી ગામની વતી રાજ્યને તેનું ભરણું ભરતી. આ પંચાયતો ઉપર એક મોટી પંચાયત અથવા મહાસભા હોય એમ જણાય છે. પંચાયતોના કામ ઉપર તે દેખરેખ રાખતી અને જરૂર પડે તો તેમાં દરમ્યાનગીરી પણ કરી શકતી. ગ્રામ-પંચાયતો પાસે ન્યાયની સત્તા પણ હતી અને ન્યાયાધીશ તરીકે લોકોના મુકદ્દમા પણ તે ચલાવી શકતી.

પંચાયતના સભ્યોની ચૂંટણી કેવી રીતે થતી તથા તેમની લાયકાત અને ગેરલાયકાત શી હતી, તે વિષે આપણને દક્ષિણ હિંદના કેટલાક પ્રાચીન લેખો ઉપરથી માહિતી મળે છે. જો કોઈ સભ્ય સાર્વજનિક નાણાંનો બરાબર હિસાબ ન આપે તો તે પંચ તરીકે નાલાયક ઠરતો. બીજો એક મજાનો નિયમ એ હતો કે, પંચનાં નજીકનાં સગાંસંબંધીને નોકરી મળી શકતી નહિ. આ નિયમ જો આજે આપણી કાઉન્સિલ, ઍસેમ્બ્લી અને મ્યુનિસિપાલિટી-ઓને લાગુ પાડી શકાય તો કેવું સારું!

એક સમિતિના સભ્યોની યાદીમાં એક સ્ત્રીનું નામ પણ છે. આ ઉપરથી એમ જણાય છે કે, પંચાયત અને તેની સમિતિઓમાં સ્ત્રી પણ સભ્ય થઈ શકતી.

પંચાયતના ચૂંટાયેલા સભ્યોમાંથી જુદી જુદી સમિતિઓ રચવામાં આવતી. દરેક સમિતિની મુદત એક વર્ષની હતી. જો કોઈ સભ્ય અઘટિત રીતે વર્તે, તો તેને તરત જ કમી કરવામાં આવતો.

ગ્રામ-સ્વરાજની આ પ્રથા આર્ય રાજકારણના પાયા સમાન હતી. એનાથી જ તેને બળ મળતું રહેતું. આ ગ્રામ-સભાઓ પોતાની સ્વતંત્રતા માટે એટલી બધી ધગશ રાખતી હતી કે, કોઈ પણ સૈનિક ખુદ રાજાની પરવાનગી વિના કોઈ પણ ગામમાં દાખલ ન થઈ શકે એવો નિયમ કરવામાં આવ્યો હતો. વળી નીતિસાર કહે છે કે, કોઈ પ્રજાજન અમલદાર સામે ફરિયાદ કરે તો, 'રાજાએ અમલદારોનો નહિ પણ પ્રજાજનનો પક્ષ લેવો જોઈએ.' અને જો કોઈ અમલદાર સામે ઘણા લોકો ફરિયાદ કરે તો તેને બરતરફ કરવો જોઈએ. કેમ કે નીતિસાર કહે છે તેમ, 'અધિકારની મદિરા પીને કોને નશો નથી ચડતો?' આ ડહાપણભર્યા શબ્દો છે. આ શબ્દો, ખાસ કરીને આપણા દેશમાં જે સંખ્યાબંધ અમલદારો આજે આપણી સાથે ગેરવર્તન ચલાવે છે અને ગેરવહીવટ કરે છે, તેમને કેટલા બધા લાગુ પડે છે!

મોટા કસબાઓમાં, જ્યાં આગળ કારીગરો અને વેપારીઓ વધારે પ્રમાણમાં હતા, ત્યાં તે દરેકનાં પંચો અથવા મહાજનો હતાં. આ રીતે ત્યાં કારીગરનાં પંચ, વેપારીઓનાં મહાજન અને શરાફોનાં મંડળો હતાં. એ ઉપરાંત ત્યાં ધાર્મિક મંડળો પણ હતાં. આ બધાં મંડળો કે મહાજનોનો પોતપોતાના આંતરિક વહીવટ ઉપર સારા પ્રમાણમાં કાબૂ હતો.

પ્રજાને નુકસાન ન પહોંચે અને તેને બોજો ન લાગે એવા હળવા કર નાખવાની રાજાને આજ્ઞા હતી: જંગલમાં ઝાડો ઉપરથી એક માળી ફૂલ-પત્ર વીણે તે રીતે રાજાએ પ્રજા ઉપર કર નાખવો, કઠિયારાની પેઠે નહિ.

હિંદના મધ્યયુગ વિષે આપણને આવી તૂટક અને છૂટીછવાઈ હકીકત મળે છે. પુસ્તકોમાં જે સિદ્ધાંતો રજૂ થયા છે તેનો વ્યવહારમાં કેટલા પ્રમાણમાં અમલ થતો હતો તે શોધવું અતિશય મુશ્કેલ છે. પુસ્તકોમાં સારા સારા સિદ્ધાંતો અને આદર્શો રજૂ કરવા સહેલ છે, પરંતુ તેમને જીવનમાં ઉતારવા એ ઘણું કઠણ છે. એમ છતાં પણ તે સમયના લોકોની વિચારસરણી શી હતી અને તેઓ શા આદર્શો સેવતા હતા, તે સમજવામાં પુસ્તકો સહાયભૂત થાય છે; પછી ભલેને તેમનો અમલ પૂરતા પ્રમાણમાં તેમણે ન કર્યો હોય. આપણને એ માલૂમ પડે છે કે, રાજાઓ અને શાસકો આપખુદ કે નિરંકુશ નહોતા. તેમની સત્તા ઉપર ચૂંટાયેલી પંચાયતનો કાબૂ હતો. આપણને એ પણ માલૂમ પડે છે કે, તે

સમયે ગામડાં તથા શહેરોમાં સ્થાનિક સ્વરાજ્યની પ્રણાલીનો સારી પેઠે વિકાસ થયો હતો અને મધ્યસ્થ સરકાર તેમાં નહિ જેવી જ દખલ કરતી.

પણ જ્યારે હું લોકોની વિચારસરણી અથવા તેમના સ્વરાજ્યની વાતો કરું છું, ત્યારે મારા કહેવાની મતલબ શી હોય છે? હિંદની આખી સમાજરચનાનું મંડાણ જ્ઞાતિસંસ્થા ઉપર છે. સિદ્ધાંત તરીકે એ બહુ કડક ન હોય અને નીતિસારના કહેવા પ્રમાણે તેમાં કાર્યદક્ષતા અને યોગ્યતાને અવકાશ હોય એ બનવા જોગ છે. પણ વાસ્તવમાં એનો કશો અર્થ નથી. બ્રાહ્મણ અને ક્ષત્રિય જાતિ કે વર્ગના હાથમાં શાસનની લગામ હતી. કેટલીક વાર પ્રભુત્વ મેળવવા માટે તેમનામાં માંહોમાંહે તકરાર થતી, પરંતુ સામાન્ય રીતે તેઓ હળીમળીને વહીવટ કરતા અને એકબીજાને અનુકૂળ થતા. બાકીના લોકોને તેઓ નીચે દબાવી રાખતા. ધીમે ધીમે વેપાર-ઉદ્યોગ વધતા ગયા તેમ તેમ વૈશ્ય વર્ગ અથવા વેપારી વર્ગ તવંગર અને મહત્ત્વનો બન્યો. એ વર્ગનું મહત્ત્વ વધતું ગયું તેમ તેમ તેને થોડા હકો આપવામાં આવ્યા અને પોતપોતાનાં મહાજનોનો આંતરિક વહીવટ કરવાની સ્વતંત્રતા બક્ષવામાં આવી. એમ છતાં પણ રાજસત્તામાં તો એ વર્ગને કશો જ હિસ્સો આપવામાં આવ્યો નહોતો. અને બિચારા શૂદ્રો! તેઓ તો છેવટ સુધી દબાયેલા જ રહ્યા. અને વળી કેટલાક લોકો તેમનાથી પણ નીચે હતા.

કદી કદી નીચલી જાતિના માણસો ઉપર આવતા હતા. શૂદ્રો પણ રાજા થયેલા જાણવામાં આવ્યા છે. પરંતુ આ તો અપવાદરૂપે ગણવું જોઈએ. સામાજિક દરજ્જામાં ઊંચે ચડવાની વધારે પ્રચલિત રીત એ હતી કે, કોઈ આખી ને આખી પેટાજાતિ એક પગથિયું ઉપર ચડી જતી હતી. ઘણી વાર હિંદુધર્મ કોઈ નવી જાતિને પોતાના નીચલા થરમાં અપનાવી લેતો અને પછી તે જાતિ ધીમે ધીમે ઊંચે ચડતી.

આ ઉપરથી તને જણાશે કે, પશ્ચિમની પેઠે હિંદુસ્તાનમાં મજૂર ગુલામોની પ્રથા નહોતી એ ખરું, પરંતુ આપણી સમાજવ્યવસ્થામાં પણ ચડતા ઊતરતા દરજ્જા હતા — એટલે કે, એક વર્ગ ઉપર બીજો વર્ગ હતો. સમાજવ્યવસ્થાની ટોચે ઊભેલા લોકો નીચલા થરના લાખો માણસોનું શોષણ કરતા અને તેમનો બધો બોજો એ લોકોને ઉઠાવવો પડતો. સમાજના નીચલા થરના લોકોને કેળવણી અને તાલીમની તક ન આપીને, સમાજની ટોચે ઊભેલા લોકો આ સ્થિતિ નિરંતર ટકાવી રાખવાની અને બધી સત્તા પોતાના હાથમાં રાખવાની કાળજી રાખતા. ગ્રામપંચાયતોમાં ખેડૂતવર્ગનો કંઈક અવાજ હશે અને તેમની અવગણના ન થઈ શકતી હોય એમ લાગે છે, પરંતુ એ પંચાયતોમાં પણ ગણ્યાગાંઠ્યા કુશળ બ્રાહ્મણોનું ચલણ હોવાનો ઘણો સંભવ છે.

આ આર્ય શાસનપદ્ધતિ આર્યો હિંદમાં આવીને દ્રવિડ લોકોના સંબંધમાં આવ્યા ત્યારથી માંડીને, જે સમયની આપણે વાત કરી રહ્યાં છીએ, તે મધ્યયુગ સુધી ચાલુ રહી હતી એમ જણાય છે. પરંતુ વખત જતાં એ શાસનપદ્ધતિ વધુ ને વધુ નબળી પડતી અને બગડતી જતી દેખાય છે. કદાચ એનું કારણ એ હોય કે, તે ધીરે ધીરે જીર્ણ થતી જતી હતી અને બહારથી આવતા ઉપરાછાપરી હુમલાઓએ તેને છિન્નભિન્ન કરી નાખી હોય.

તને એ જાણીને આનંદ થશે કે, પ્રાચીન કાળમાં હિંદે ગણિતના વિષયમાં ભારે પ્રગતિ કરી હતી; અને એ વિષયનાં પ્રખ્યાત નામોમાં લીલાવતી નામની એક સ્ત્રીનો પણ સમાવેશ થાય છે. એમ કહેવાય છે કે, લીલાવતી, તેનો પિતા ભાસ્કરાચાર્ય, અને ઘણું કરીને બ્રહ્મગુપ્ત કરીને એક માણસ, એમ ત્રણેએ મળીને દશાંશ પદ્ધતિ પહેલવહેલી શોધી કાઢી હતી. બીજગણિતની શોધ પણ અહીં જ થઈ હતી એમ કહેવાય છે. હિંદમાંથી બીજગણિત અરબસ્તાનમાં ગયું, અને ત્યાંથી તે યુરોપ પહોંચ્યું. બીજગણિત માટેનો અંગ્રેજી શબ્દ 'ઍલ્જિબ્રા' એ મૂળ અરબી શબ્દ છે.

અનુ૦ મણિભાઈ દેસાઈ

માણસની કલ્પના અને સિદ્ધિ એ બે વચ્ચે ગાળો છે, તેને તેની આશા જ ઓળંગી શકે.

ખલિલ જિબ્રાન

# ડેન્માર્કની લોકશાળાઓ

૧૯૩૯ના યુદ્ધથી ડેન્માર્કમાં કેવી સ્થિતિ પ્રવર્તે છે તેની આપણને ચોક્કસ માહિતી નથી, પરંતુ યુદ્ધ પહેલાંના સ્વતંત્ર ડેન્માર્કની સ્થિતિમાંથી કેટલાક અમોલા પાઠ શીખવા જેવા છે. ડેન્માર્ક બહુ જ નાનો દેશ છે. તેનો વિસ્તાર ૧૬,૫૧૯ ચો. માઈલ જેટલો છે. એટલે આપણા મૈસૂર રાજ્ય કરતાં લગભગ અડધો — આપણા કાઠિયાવાડથી પણ ઓછો. પણ વિસ્તારના પ્રમાણમાં વસ્તી વધારે છેઃ લગભગ ૩૭ લાખ. આટલો નાનો દેશ હોવા છતાં તેની પ્રજામાં ચેતન છે. તેની ખેતી નાના પાયા પર પણ સુધરેલી ઢબે ચાલે છે. તેનું માખણ તો બધે વખણાય છે અને માખણનો મોટો વેપાર ચાલે છે આ બધું કામ સહકારી મંડળીઓ દ્વારા ચાલે છે, એ તેની વિશેષતા છે. સહકારી પ્રવૃત્તિમાં ડેન્માર્ક મોખરે છે

કેળવણીની બાબતમાં પણ ત્યાં એક નવો જ અખતરો થયો છે. પ્રાથમિક શાળામાં ભણ્યા હોય એવા યુવાનો માટે ત્યાં ખાસ શાળાઓ ચાલે છે. તેને અંગ્રેજીમાં લોક 'ફોક હાઈસ્કૂલ'ને નામે ઓળખે છે. આપણે ત્યાં હાઈસ્કૂલોનું શિક્ષણ અને પદ્ધતિ જુદી જાતનાં હોવાથી, ત્યાંની શાળાઓને, તેમના કામ ઉપરથી આપણે લોકશાળા કહીએ તો વધારે ઉચિત થશે. આ શાળાઓ મારફત ત્યાંની પ્રજામાં ભારે પરિવર્તન થયું છે. ૧૯૩૦-૩૧ની સાલમાં ગૂજરાત વિદ્યાપીઠ તરફથી યુવાનોને તાલીમ અને સામાન્ય જ્ઞાન આપવા માટે સ્વરાજ્ય વિદ્યાલય ચલાવવ માં આવ્યું હતું, તેના જેવી આ લોકશાળાઓ ગણી શકાય. અથવા તો ૧૯૩૮-૩૯માં અમદાવાદ અને સુરતનાં લોકલ બોર્ડોએ પોતાની શાળાઓના શિક્ષકો માટે તાલીમ આપવાની યોજના કરી હતી, તેવી આ શાળાઓ ગણી શકાય. ફેર એટલો કે, જિલ્લા બોર્ડના શિક્ષકો તેમના ખાતાના હુકમથી આવતા હતા, ત્યારે ડેન્માર્કની શાળાઓમાં પોતાની ઇચ્છાએ યુવાનો પાંચ પાંચ માસનાં સત્રો ભરે છે. બંનેમાં દાખલ થનારની ઉંમર સરખી, પૂર્વજ્ઞાન સરખું; બંનેની પરિસ્થિતિ અનુસાર અભ્યાસ-ક્રમમાં થોડો ફેરફાર ખરો, પણ એકંદરે દૃષ્ટિ સરખી. પરંતુ આપણા દેશમાં કેળવણીની આખી કલ્પના નોકરીના રંગે રંગાયેલી છે, એટલે કોઈ કેળવણીનો અખતરો સરકારથી સ્વતંત્ર ચલાવવામાં ઘણી મુશ્કેલીઓ નડે છે. વિદ્યાર્થીઓ પોતાની મેળે તો એવી કેળવણીનો લાભ ન લે. ખર્ચ કરીને તો ન જ લે. માબાપ પણ તેનું ખરચ કરવા તૈયાર ન થાય. 'નોકરીના પરવાના વિનાની બધી કેળવણી નકામી,' એ સૂત્રનું આપણા સમાજમાં સામ્રાજ્ય છે, એટલે આપણે ત્યાં આવા પ્રયત્નોને બહુ સફળતા મળતી નથી. પણ ડેન્માર્કમાં સામાન્ય લોકો આવી ખાનગી કેળવણીનો લાભ લે છે. થોડો વખત આવી સંસ્થાઓનો લાભ લઈને જીવનની પ્રેરણા મેળવે છે. થોડી જ્ઞાનપ્રાપ્તિ કરે છે અને ફરી ગામડાંમાં પોતાના કામે લાગી જાય છે. તેઓ જ ગામડાંના ખરા આગેવાનો થાય છે. ડેન્માર્કમાં ગામડાં ફક્ત ૫૬ ટકા છે, છતાં ત્યાં ગામડાં માટે આવી ખાસ શાળાઓ ઊભી થઈ છે. આપણે ત્યાં ૯૦ ટકા ગામડાં છે, છતાં એવી કેટલી સંસ્થાઓ છે? ગુજરાતમાં બે ત્રણ એવી સંસ્થાઓ ખાસ કોમો માટે ચાલે છે, પરંતુ પૈસા ખરચીને કેટલા યુવાનો તેનો લાભ લે છે?

ડેન્માર્કમાં આ લોકશાળાઓના કામને લીધે ગામડાંમાં ભારે અસર પહોંચેલી છે. લોકશાળાઓમાં તાલીમ લીધેલા વિદ્યાર્થીઓ જ ગામડાંના દરેક કામમાં મહત્ત્વનો ભાગ ભજવે છે. રાજ્યની ધારાસભાઓમાં અને પ્રધાન મંડળમાં પણ લોકશાળાના જૂના વિદ્યાર્થીઓ પ્રજાના પ્રતિનિધિઓ તરીકે કામ કરે છે. આવી લોકશાળાઓ આપણા દેશમાં પણ ઘણી ઉપયોગી થઈ પડે તેમ છે. તેનો યોગ્ય સુધારા વધારા સાથે અનુકૂળ સમયે ઉપયોગ કરવામાં આવે, તો ડેન્માર્કની પેઠે આપણા દેશમાં પણ ભારે પરિવર્તન થઈ શકે. નોકરી અને પરીક્ષા-પ્રધાન કેળવણીની સંસ્થાઓ દ્વારા આ કામ થઈ શકે તેમ લાગતું નથી. ડેન્માર્કમાં પણ સરકારથી સ્વતંત્ર રહીને આ કામ થયેલું છે. અહીં, ત્યાંની પેઠે, લોકલ બોર્ડો કે સરકાર, સંસ્થાના કામમાં દરમિયાનગીરી કર્યા વગર, બિનશરતી મદદ આપતી હોય, તો તે સ્વીકારવાનો વાંધો ન હોય. પણ સંસ્થાનું કામ સ્વતંત્ર રીતે થાય તો જ દીપે. એવી સંસ્થાઓ આપણે ત્યાં ક્યારે થશે તે તો કોણ જાણે. પણ આવા દેશના અનુભવો આપણને અવશ્ય માર્ગદર્શક છે.

## ઇતિહાસ

આ પ્રવૃત્તિનો ઇતિહાસ ત્યાંના મહાન લોકનાયક અને કવિ એન. એફ. એસ. ગ્રુન્ડવીગના જીવન સાથે સંકળાયેલો છે. તેણે તે વિચારને જન્મ આપ્યો અને તેના જીવનકાળમાં ઈ. સ. ૧૮૪૪માં પહેલી લોકશાળા પ્રો. ક્રિશ્ચિયન ફ્લોરે સ્થાપી. આ શાળા ઉત્તર સ્લેસ્વીગમાં સ્થપાઈ તે નોંધવા જેવું છે. તે ભાગ તે વખતે જર્મનોના કબજામાં હતો અને ત્યાં ડેનીશ ભાષાનું શિક્ષણ બળ-જબરીથી બંધ કરવામાં આવ્યું હતું. એટલે ત્યાં વસતા ડેનીશ લોકોએ પોતાની ભાષા અને સંસ્કૃતિ જીવંત રાખવા માટે જે પ્રયત્નો કર્યા તેમાંનો આ એક પ્રબળ

હતો. ગ્રુન્ડવીગે તેને પોતાનાં અભિનંદન આપ્યાં, અને ડેન્માર્કની સરહદ પર આ અખતરો શરૂ થયો. પણ આવી શાળાઓની ખરી અગત્ય ૧૮૬૪માં જર્મની સાથેના યુદ્ધ પછી ઊભી થઈ. તે યુદ્ધમાં મળેલી સખત હાર પછી ડેન્માર્કમાં નિરાશા છવાઈ ગઈ હતી. તેનાં કેટલાક અંગો વિખૂટાં પાડવામાં આવ્યાં હતાં. એટલે પ્રજાએ 'બહારથી ગુમાવેલું અંદરથી મેળવવાનો' નિશ્ચય કર્યો અને ૧૮૬૪ પછી લોક-કેળવણીની પ્રવૃત્તિને વેગ મળ્યો. ગ્રુન્ડવીગના મરણ (ઈ. સ. ૧૮૭૨) પહેલાં તેને એટલું આશ્વાસન મળ્યું હતું કે, 'લોકશાળાઓની સંખ્યા ગણવા માટે હવે બે હાથનો ઉપયોગ કરવો પડે છે.' આ શાળાઓમાં ૧૮ થી ૩૦ વરસના યુવાનોને જીવનની તાલીમ આપવામાં આવતી. ત્યાં તેમને જીવનની પ્રેરણા મળતી. ખેતીવાડીની નિશાળો આથી અલગ હતી. તેમાં અભ્યાસક્રમ જુદો પણ દૃષ્ટિ સરખી જ હતી. ગ્રુન્ડવીગે આ કામને પ્રેરણા આપી અને શરૂઆત કરી કોલ્ડે તેને વ્યવસ્થિત કરી અને વેગ આપ્યો અને લુડવીગ શૉડરે તેને વધારી. પછી તો જૂના વિદ્યાર્થીઓ જ તેના પ્રચારકો થઈ પડ્યા. વીસમી સદીમાં તે વધીને ૧૯૩૧-૩૨માં લોકશાળાઓની સંખ્યા ૬૦ અને ખેતીની શાળાઓ ૨૨ થઈ હતી. તે બન્નેમાં મળી ૯,૧૩૮ વિદ્યાર્થીઓ હતા.

### હેતુ

આ શાળાઓનો જન્મ લોકજીવનની સુધારણા કરવાના વિચારમાંથી થયો અને તે જ તેનો હેતુ રહ્યો છે. તે આખી પ્રજાનું જીવન સુધારવા માગે છે, પરંતુ શહેરો તેનાથી અલગ રહ્યાં છે. બધી નિશાળો ગામડાંમાં જ છે અને ગામડાંના યુવાનો જ તેનો લાભ લે છે. પરિણામે આ પ્રવૃત્તિની અસર ગામડાંમાં જ થઈ છે. વિદ્યાર્થીઓને કોઈ ખાસ વિષયો શીખવવામાં નથી આવતા, પરંતુ તેમના આખા જીવનને સ્પર્શ કરવાનો પ્રયત્ન થાય છે. તેમનામાં કુદરત મજૂરીની ભાવના પ્રગટાવવાનો, અને દેશનાં ભાષા, સંસ્કૃતિ અને ઇતિહાસનો ખ્યાલ આપવાનો પ્રયત્ન થાય છે. શાળાઓ શરૂ થતાં પહેલાં તેના સ્થાપકે એમ કહેલું કે, 'થોડા જ વખતમાં ડેનીશ લોકશાળા શરૂ કરવામાં આવશે, જેમાં દેશનો કોઈ પણ જુવાન દાખલ થઈ શકશે. ત્યાં તેઓ પોતાની જાતને વધારે ઓળખતા થશે; નાગરિક તરીકેની ફરજો અને પરસ્પર સંબંધો કેવા હોવા જોઈએ તે વિષે તેમને માર્ગદર્શન મળશે, અને પોતાના દેશની ખરી જરૂરિયાતો શી છે તેની તેમને ખબર પડશે. રાષ્ટ્રીય ઇતિહાસ, સંગીત અને માતૃભાષા દ્વારા તેમના દેશપ્રેમને પોષણ મળશે. આ રીતે આ નિશાળો પ્રજાના રોગોનો નાશ કરશે.' આ તેની કલ્પના તે જ આ શાળાઓનું દૃષ્ટિબિંદુ રહ્યું છે. હાલના કાર્યવાહકો પણ કહે છે કે, 'અમારો હેતુ યુવાનોને પંતુજી કે પુંતકીયા બનાવવાનો નથી, પણ તેમના રોજના કામમાં તેઓ આનંદ લેતા થાય અને મનુષ્ય તરીકેના જીવનની આધ્યાત્મિક દૃષ્ટિ સમજે એ છે. અમે ઇચ્છીએ છીએ કે, અમારા વિદ્યાર્થીઓ પોતે જે ગામ કે ધંધામાંથી આવ્યા હોય ત્યાં પાછા જાય અને નિશાળમાં રહ્યા તેને પરિણામે વિશેષ તેજસ્વિતા અને અદમ્ય ઉત્સાહથી પોતાનું કામ કરે. અમે ઇચ્છીએ છીએ કે, અમારા વિદ્યાર્થીઓ સારાં પુસ્તકો વાંચવાની ઇચ્છા કરે, પણ તેના કરતાં તેઓ જીવન જીવવાની શક્તિ મેળવીને, પ્રત્યક્ષ જીવન દ્વારા પોતાનો વિકાસ સાધે તે અમે વધારે પસંદ કરીએ છીએ '

### અભ્યાસક્રમ

આ શાળાઓનો અભ્યાસક્રમ પાંચ માસનો હોય છે અને બધા વિદ્યાર્થીઓ અને શિક્ષકો શાળામાં જ રહે છે. ચોવીસે કલાકનો અંગત પરિચય, વાતચીત અને સમૂહ-જીવન, એ જ આ શાળાઓનો મોટો અભ્યાસક્રમ છે. શિક્ષકોનો અંગત ઉત્સાહ અને પ્રતિભા એ જ એમાં વિશેષ કામ કરે છે, બાકી શીખવવાના વિષયો સંબંધમાં દરેક શાળા માટે નિશ્ચિત અભ્યાસક્રમ નથી. સામાન્ય દૃષ્ટિબિંદુ ખ્યાલમાં રાખીને શિક્ષકો અંદર અંદર પોતાનો ક્રમ નક્કી કરી લે છે. સામાન્ય રીતે માતૃભાષાનું લેખન, વાચન, સંગીત, ચિત્રકળા, ગણિત, ઇતિહાસ, વ્યાયામ એ બધું હોય છે. પહેલાં વિજ્ઞાન નહોતું તે સ્કોડરે દાખલ કર્યું હતું. વધુ જ્ઞાન અને તાલીમ આપવાની ઇચ્છાથી સ્કોડરે પોતાની શાળાનો અભ્યાસક્રમ વધારીને બે વરસનો કર્યો હતો. પણ સામાન્ય શાળાઓમાં પાંચ માસની જ તાલીમ આપવામાં આવે છે. સ્ત્રીઓ માટે જુદાં સત્રો ત્રણ ત્રણ માસનાં ચાલે છે. ઇતિહાસશિક્ષણ પર આ શાળાઓમાં ખાસ ભાર મૂકવામાં આવે છે. 'આ વિષયને રજૂ કરવાની એમની પ્રિય રીત એ છે કે, મહાપુરુષોનાં જીવનચરિત્રો મારફત ઇતિહાસ શીખવવો. મહાપુરુષોના જીવનકાળનો એ રીતે વધારે સારો અભ્યાસ થઈ શકે છે એમ માનવામાં આવે છે. શિક્ષકો એમ પણ માને છે કે, ઇતિહાસ એ કાંઈ હકીકતોનો ભંડાર નથી, પણ પ્રજાજીવનનો સતત વહેતો પ્રવાહ છે પ્રજાનું જીવન, તેની લડાઈ અને ઝઘડાઓ, તેની હારજીત અને સફળતા નિષ્ફળતા, એ બધું તેના મહાપુરુષોનાં જીવનમાં અંકિત થયેલું હોય છે.'

### દિનચર્યા

સવારમાં સંગીતથી કામ શરૂ થાય. વર્ગમાં સામે કોઈ સુંદર ચિત્ર ટાંગેલું હોય અને વ્યાખ્યાનપીઠ પરથી ભાવપૂર્વક સંગીત ચાલે. બધા સાથે ગાય. ત્યાર પછી ઇતિહાસ પર વ્યાખ્યાન થાય. પુરાણા ઇતિહાસ પર ખાસ ભાવનાપૂર્ણ વ્યાખ્યાન થાય. વ્યાખ્યાનને અંતે

તેને અનુરૂપ કોઈક ગીત ગવાય ત્યાર પછી રમતગમત અને વ્યાયામ. શિક્ષકો પણ રમતોમાં ભળે. રમતોમાં એકબીજાને પકડવાની કે એકબીજાની પાછળ દોડવાની રસભરી રસાકસી કરવા છતાં શાળાની શિસ્તને કંઈ વાંધો આવતો નથી. પેટ ભરીને રમીને પછી તરત જ વર્ગમાં જઈને પાછા ભણવા બેસી જાય છે. ત્યાં કલાક સુધી જુદા જુદા પ્રશ્નો પર પ્રશ્નોત્તરી થાય છે. શિક્ષકે છાપામાં કંઈ વાંચ્યું હોય તે ઉપર કંઈ કહે અને તે ઉપર ચર્ચા થાય. તેમા કોઈના પ્રશ્નનું સમાધાન ન થાય તો તેઓ પછી શિક્ષકને ખાનગીમાં મળીને વધુ વાતચીત કરી શકે છે. ત્યાર બાદ બધા સાથે ભોજન કરે તે વખતે પણ વાતચીત દ્વારા પરસ્પર સંબંધ વધે છે. ભોજન પછી બધા છાપાં વાંચે છે. બપોરે બે કલાક આરામ હોય છે. ત્યાર બાદ વાંચન, ગણિત, ચિત્રકળાના વર્ગો ચાલે છે. વધુ વિદ્યાર્થીઓ હોય તો ટુકડીઓ પાડીને જુદા જુદા શિક્ષકો તેમને ભણાવે છે વચ્ચે વચ્ચે વિદ્યાર્થીઓ વ્યાખ્યાનની નોંધો કરે છે, વાંચે છે, અને જુદા જુદા વિષયો ઉપર અંદર અંદર ચર્ચાઓ કરે છે. આમ રાતે સાડા દસ સુધી કાર્યક્રમ ચાલે છે. પછી વીજળીના દીવા બંધ થાય છે અને બધે શાંતિ પથરાઈ જાય છે

### ઇતર પ્રવૃત્તિ

આ શાળાઓ કોઈ પક્ષ કે ધર્મની નથી, તેમ કોઈ ખાસ વિચારોનો પ્રચાર કરતી નથી. વિદ્યાર્થીઓ દરેક પ્રશ્નની જુદી જુદી દૃષ્ટિએ છૂટથી ચર્ચા કરી શકે છે 'ડાર્વિનનો વિકાસવાદ અગર માર્ક્સનો સામ્યવાદ એ બેમાંથી કોઈ વેદવાક્ય છે અગર ધડધડતું જૂઠાણું છે, એમ કહેવામાં આવતું નથી. યુવાનો એટલું જાણે છે કે, આવા વિચારના માણસો થઈ ગયા છે અને તેઓ જાત-અનુભવથી અમુક વિચારો પર આવ્યા હતા. તેમાંથી યુવાનો પોતાને ઉપયોગી લાગે તે વિચારસરણી પોતાને માટે સ્વીકારે છે.'

આમ આ શાળાઓ કોઈ અમુક વિચારોનો પ્રચાર કરવા માટે સરજાયેલી નથી. લોકકલ્યાણ એ જ એનું ધ્યેય છે. તે સિવાય બીજી તેની દૃષ્ટિ નથી. છતાં તે ખેડૂતોની રહી છે, અને તેમાંથી જે યુવાનો તૈયાર થયા છે તે ખેડૂતોના સેવકો થયા છે. જાહેરજીવનમાં અને ધારાસભાઓમાં તેઓ ખેડૂત પક્ષના પ્રતિનિધિ તરીકે આગળ આવ્યા છે. ડેન્માર્કની અતિ મહત્ત્વની સહકાર પ્રવૃત્તિ સાથે પણ શાળાઓને સીધો સંબંધ નથી. તેમ તેનું ખાસ શિક્ષણ પણ આપવામાં આવતું નથી. પહેલાં તો તે વિષય પણ અભ્યાસક્રમમાં નહોતો. હવે તેને રીતસર સ્થાન મળ્યું છે, પરંતુ અભ્યાસક્રમના સામાન્ય વિષય તરીકે. છતાં અહીં તૈયાર થયેલા યુવાનો બહાર જઈને પોતપોતાના વિભાગમાં સહકારી મંડળીઓનું કામ સંભાળે છે. દુગ્ધાલય મંડળીઓની વ્યવસ્થામાં ઘણે ભાગે ફાળો આ શાળાઓ અને ખેતીની શાળાઓના વિદ્યાર્થીઓનો હોય છે

શાળાઓ તરફથી વર્ગો ચલાવવા ઉપરાંત બીજી કેટલીક પ્રવૃત્તિ કરવામાં આવે છે. ઉનાળાની રજાઓમાં અઠવાડિયાના વર્ગો રાખવામાં આવે છે, જેમાં શહેરના લોકો પણ જોડાય છે. દર વરસે લગભગ એક હજાર લોકો તેનો લાભ લે છે. ભાષણો, સંગીત, વાર્તાલાપ, નાચ અને પ્રવાસનો કાર્યક્રમ રાખવામાં આવે છે. તે દ્વારા સામાન્ય લોકો એકબીજાનો પરિચય સાધે છે અને કંઈક પ્રેરણા મેળવે છે. શિયાળામાં શિક્ષકો વ્યાખ્યાનો ગોઠવે છે ત્યાં ઘણાં ગામડાંમાં સભાગૃહો હોય છે. તેમાં ગામનાં સભામંડળો તરફથી વ્યાખ્યાનો અને જલસા ગોઠવવામાં આવે છે. ગામડાંમાં વ્યાયામ મંડળો પણ સારું કામ કરે છે ઘણા યુવાનોએ તે દ્વારા પ્રેરણા મેળવી છે.

### શિક્ષકો

શિક્ષકોમાંથી ઘણા લોકશાળાના જૂના વિદ્યાર્થીઓ જ હોય છે. કોઈ વિદ્યાપીઠની પદવી શાળા, ત્રીજા કે ચોથા ભાગના શિક્ષકો હોય છે. લગભગ બધા ગામડાંના વતનીઓ હોય છે અને આ જાતની પ્રવૃત્તિમાં ધગશવાળા હોય છે તેઓ શાળા સાથેનાં મકાનોમાં જ રહે છે અને વિદ્યાર્થીઓની સાથે જ જમે છે. શાળાનું વાતાવરણ ઘરના જેવું હોય છે. ગ્રુન્ડવીગ માનતો કે, 'જે પ્રજાનો આત્મા સૂતો છે તેને પુસ્તકો જગાડી શકશે નહિ ફક્ત માતૃભાષા દ્વારા બોલાયેલા જીવન્ત શબ્દો જ તેમને જગાડી શકે.' તેનો સાથી કોલ્ડ પણ માનતો કે, 'લોકશાળાનો હેતુ જીવન્ત શબ્દો દ્વારા વિદ્યાર્થીના આત્માને પહોંચવાનો છે, જેથી તેનામાં એવી જાગૃતિ આવે કે તેના જીવનનો સતત વિકાસ થાય.' આ માન્યતાને લીધે કોલ્ડ તો પોતાના શબ્દો વિદ્યાર્થીઓ એકધ્યાનથી પકડે તે માટે સાંભળતાં સાંભળતાં પોતાના વ્યાખ્યાનની નોંધ લેવા દેતો નહિ. વ્યાખ્યાન સાંભળવું અને નોંધ કરવી, એ બે કામ સાથે કરવાથી વ્યાખ્યાનકારના શબ્દોની બરાબર અસર થતી નથી અને વ્યાખ્યાનકારની સાથે આધ્યાત્મિક બંધુભાવ જામતો નથી, એવો તેનો ખ્યાલ હતો. આ રીતે પુસ્તકવાચન અને બીજા શિક્ષણ કરતાં શિક્ષકોના જીવનની અને શબ્દોની પ્રત્યક્ષ અસર ઉપર વધુ ભાર મૂકવામાં આવે છે. આથી ઉચ્ચ શિક્ષણની પદવી ન લીધી હોય તે શિક્ષક તરીકે કામ કરવામાં બાધારૂપ છે, એમ માનવામાં આવતું નથી. ઊલટું એમ માનવામાં આવે છે કે, 'જે શિક્ષકોએ કોઈ વિદ્યાપીઠની કેળવણી ન લીધી હોય તેમને એક લાભ છે કે, તેમની રહેણીકરણી અને વિચારો જેમની સેવા કરવાની છે તેમને વધારે મળતાં આવે છે.

તેઓ લોકજીવનને વધારે સમજી શકે છે.' આમાં લગભગ અડધી સંખ્યા સ્ત્રીશિક્ષિકાઓની હોય છે. ૬૦ વરસ ઉપરની ઉંમરના પુરુષશિક્ષકો ૧૯૩૦–૩૧ માં ૧૦ ટકા હતા. લગભગ ચોથા ભાગના પુરુષ અને સ્ત્રી શિક્ષકો ૩૦ વરસ નીચેનાં હતાં

## વિદ્યાર્થીની ઉંમર

આ શાળાઓ પુખ્ત ઉંમરના વિદ્યાર્થીઓ માટે જ છે. ૧૪ વરસે પ્રાથમિક શિક્ષણ પૂરું કર્યા પછી કામે લાગી ગયા હોય તેવા ૧૮ વરસ ઉપરના વિદ્યાર્થીઓ જ મોટે ભાગે આનો લાભ લે છે. નાની ઉંમરનાને લેવામાં આવતા નથી. ૧૯૩૦–૩૧માં ૮૩ ટકા વિદ્યાર્થીઓ ૧૮ થી ૨૫ વરસ સુધીના હતા. ફક્ત ૪ ટકા ૧૮થી નાની ઉંમરના હતા. ૧૩ ટકા ૨૫ થી ૩૦ વરસ સુધીના હતા. સ્ત્રીઓ. ૧૮થી ઓછી ઉંમરની પણ દાખલ થાય છે.

આ રીતે પ્રૌઢ વયના વિદ્યાર્થીઓ લેવાથી કેળવણીનું કામ વધારે સારી રીતે થઈ શકે છે. એવો અનુભવ થયો છે કે, 'જે શિક્ષણ આપવા માટે શાળામાં કાચી ઉંમરના, વર્ગમાં અડધા ઊંઘતા વિદ્યાર્થીને ૩ થી ૫ વરસ જાય છે, તે શિક્ષણ પ્રૌઢ વયના વિદ્યાર્થીઓ, જેમણે પ્રત્યક્ષ કામ કર્યું હોય અને જેમનામાં ભણવાની ઉત્કંઠા હોય, તેઓ ૩ થી ૫ માસમાં ગ્રહણ કરી શકે છે.'

## ઔદ્યોગિક શિક્ષણ

'આ શાળાઓને ઔદ્યોગિક શિક્ષણ માટેની શાળાઓ કરવામાં નથી આવી. કાર્યવાહકોએ એવી લાલચનો સામનો કરેલો છે. તેમણે પોતાનો હેતુ હંમેશાં એ રાખેલો છે કે, દરેક વ્યક્તિના જીવનવિકાસ માટે સંસ્કારની કેળવણી આપવી અને આખી પ્રજામાં આધ્યાત્મિક બંધુભાવ પેદા કરવો. પણ લોકશાળાઓની સાથે જુદી ઔદ્યોગિક શાળાઓ ઊભી થઈ છે. તે શાળાઓમાં ખેતીવાડી, પ્રક્ષેપ ચિત્રકામ, ગૃહવિજ્ઞાન વગેરે વિષયો શીખવવામાં આવે છે. આ સંસ્થાઓની વ્યવસ્થા પણ લોકશાળાઓના જૂના વિદ્યાર્થીઓ કરે છે. બંનેની વ્યવસ્થા તદ્દન જુદી જ ચાલે, પણ બંનેની પ્રવૃત્તિ વચ્ચે સ્વાભાવિક એકતા હોય જ. બંને પોતપોતાના ક્ષેત્રમાં એક જ દૃષ્ટિથી લોકહિતનું કામ કરે. કાર્યવાહકો એમ માને છે કે, યુવાનોએ બંને પ્રકારનું શિક્ષણ લેવું જોઈએ. પહેલાં લોકશાળામાં જવું જોઈએ અને પછી ઔદ્યોગિક શાળામાં જવું જોઈએ.' આ રીતે એક જ દૃષ્ટિથી બંને જાતની શાળાઓ જુદી જુદી ચાલે છે.

## ખર્ચ

વિદ્યાર્થીઓને પોતાના નિવાસ દરમિયાન બધું મળીને માસિક રૂ. ૫૫ થી ૬૦ ખર્ચ આવે છે. સ્ત્રીઓ પાસેથી થોડું ઓછું લેવામાં આવે છે. ત્યાંની રહેણીકરણીના ધોરણે આ ખર્ચ વધુ નથી તેમાંથી સંસ્થાનું બધું ખર્ચ નીકળતું નથી. રાજ્ય તરફથી ગરીબ વિદ્યાર્થીઓને શિષ્યવૃત્તિરૂપે અને સંસ્થાને મદદ તરીકે વાર્ષિક લગભગ રૂા. ૪॥ લાખ મળે છે. આ મદદ બિનશરતી હોય છે. રાજ્યના અમલદારો સંસ્થાના કામમાં દખલ કરતા નથી. શાળાનાં મકાનો સાદાં અને રહેણીકરણી પણ ખેડૂતોને છાજે તેવી સાદી હોય છે.

## આપણી જરૂર

ઉપરની શાળાઓમાંથી લગભગ અડધી શાળાઓ મુખ્ય અધ્યાપકો પોતાની જવાબદારી પર ચલાવે છે. બાકીની અડધી કોઈ મંડળી કે કંપનીની માલિકીની હોય છે. આપણે ત્યાં પણ આવી ખાનગી સંસ્થાઓ ચાલે છે, પણ તે બધી સરકારી ધોરણે શહેરવાસીઓ તૈયાર કરવામાં પોતાની શક્તિ ખરચે છે. આપણા કેળવણીકારો અને ધનવાનો ગામડાંના યુવાનોને કેળવવામાં પોતાની શક્તિ ખરચે તો કેવું સારું? ડેન્માર્ક કરતાં હિંદને માટે આ પ્રશ્ન વધુ અગત્યનો છે. હિંદ તો ખેતીમય અને ગામડાંમય છે, એટલે ખેડૂતો અને ગામડાંની દૃષ્ટિએ કેળવણીનો વિચાર કરવો જોઈએ અને ગામડાંના યુવાનોને કેળવવા જોઈએ. આ કામ સરકાર ન કરે, ખાનગી સંસ્થાઓ ન કરે, તો કોણ કરે?

શરૂઆતમાં આ કામ શિક્ષિત યુવાનોએ ઉપાડી લેવું જોઈએ. ડેન્માર્કમાં શરૂઆતમાં શહેરના ભણેલાગણેલા પદવીધારીઓ અને વિદ્વાનોએ આ કામ ઉપાડી લીધું હતું. તેમણે પૈસા અને સત્તાનો લોભ છોડીને ગામડાંના યુવાનો વચ્ચે સાદાં મકાનોમાં અને શહેરના કરતાં તદ્દન જુદા જ વાતાવરણમાં રહીને શાળાઓનું કામ ઉપાડયું હતું. પછીથી ધીમે ધીમે ગામડાંમાંથી જ કામ કરનારા પાકયા. આપણે ત્યાં પણ આમ કેમ ન થઈ શકે? હિંદને જિવાડવું હોય તો ગામડાંના યુવાનોને જાગ્રત કરવા જ જોઈએ.

પણ આપણે ત્યાં તો પ્રાથમિક શિક્ષણ લીધેલાને તૈયાર કરવાનો પ્રશ્ન નથી. આપણે ત્યાં લોકોને પ્રથમ લખતા વાંચતા કરવાનો મોટો પ્રશ્ન છે. ડેન્માર્કમાં તો પ્રાથમિક શિક્ષણ લગભગ બધાને મળે છે આપણે ત્યાં ૯૨ ટકા લોકો નિરક્ષર છે. એટલે નિરક્ષરતાનિવારણના કામમાં શિક્ષિત યુવાનો પોતાનો ફાળો આપે અને કેળવણીકારો અને ધનવાનો એ દિશામાં પોતાની શક્તિ ખરચે, તોપણ ઘણું થયું કહેવાય. દુઃખની વાત એ છે કે, આ દિશામાં બે વરસ પર જે ઉત્સાહનું મોજું આવ્યું હતું તે આજે તો ઠરી ગયું છે. તે ફરી જાગે તો જ

પ્રગતિ થાય. તે કેવી રીતે જાગે? શિક્ષિત યુવાનો જાગે તો જ. પણ તેમને કોણ જગાડે?*

* આ લેખમાં આપેલી હકીકત નીચેના પુસ્તકમાંથી તારવેલી છે:

The Folk High Schools of Denmark and the Develcpment of a Farming Community: by Messrs. Holger Bectrup, Hars Sund and Peter Manniche. Published by Oxford University Press.

આ શાળા વિષે બૂકર ટી. વૉશિંગ્ટને તેની 'માટી વ્યાપક કેળવણી' (નવજીવન કાર્યાલય) નામની આત્મકથામાં લખ્યું છે તે પણ જુઓ.

# સાક્ષર કે સાર્થક?

કોઈ માણસના ઘરમાં ખૂબ બાટલીઓ ભરેલી હોય, તો તે માણસ ઘણું કરીને રોગી હોવો જોઈએ, એવું અનુમાન આપણે કરીએ છીએ. પણ કોઈને ત્યાં ઘણાં પુસ્તકો પડેલાં હોય, તો તેને આપણે ડાહ્યો માનીએ છીએ. આ શું અન્યાય નથી? બીજો ઇલાજ નથી એવું થાય ત્યાં સુધી બાટલી ન વાપરવી, એ આરોગ્યરક્ષણની પહેલી કલમ છે. તેમ જ, બને ત્યાં સુધી, ચોપડીમાં માથું ન ઘાલવું યા માથામાં ચોપડી ન ઘાલવી (જે કહો તે) એ ડહાપણની પહેલી કલમ છે. બાટલી એ રોગગ્રસ્ત શરીરની નિદર્શક છે એમ આપણે માનીએ છીએ. ચોપડી પણ — પછી તે ભલે સંસાર-ચોપડી હો, યા તો પરમાર્થ-ચોપડી હો — રોગગ્રસ્ત મનની નિદર્શક મનાવી જોઈએ.

અનેક સૈકાંઓ વીતી ગયાં, જેમના ડહાપણની સુગંધ હજી દુનિયામાં મહેકી રહી છે, તે લોકોનું લક્ષ જીવન સાક્ષર કરવા કરતાં સાર્થક કરવા તરફ જ વધારે હતું. સાક્ષર જીવન નિરર્થક હોઈ શકે છે એના દાખલાઓ આજના સુશિક્ષિત સમાજમાં વિના શોધ્યે પણ જડે તેવા છે. એથી ઊલટું, નિરક્ષર જીવન પણ અત્યન્ત સાર્થક હોઈ શકે છે એ વિષેના અનેક દાખલાઓ ઇતિહાસે જોયેલા છે. ઘણી વખતે સુ-શિક્ષિત અને અ-શિક્ષિત એ બેની સરખામણી કરતી વખતે, 'अक्षराणामकारोऽस्मि' આ ગીતાના વચનમાં કહ્યા પ્રમાણે, 'सु' કરતાં 'अ' જ પસંદ કરવાનું મન થાય છે.

ચોપડીમાં અક્ષરો હોય છે, તેથી ચોપડીઓની સોબતથી જીવન સાર્થક બનાવવાની આશા વ્યર્થ છે. 'बोलाची च कढी बोलाचा चि भात। जेऊनियां तृप्त कोण झाला' (બોલની જ કઢી અને બોલનો જ ભાત જમીને કોઈ તૃપ્ત થયું જાણ્યું છે?) આ કવિનો સવાલ મર્મિક છે. કોઈ એક કવિએ કહ્યું છે તેમ, ચોપડીમાંનો કૂવો ડુબાવતો પણ નથી અને ચોપડીમાંની હોડી તારતી પણ નથી. 'અશ્વ' એટલે 'ઘોડો' એમ કોશમાં લખેલું હોય છે. છોકરાઓને લાગે છે કે, 'અશ્વ' શબ્દનો 'અર્થ' કોશમાં બતાવ્યો છે. પણ એ સાચું નથી. 'અશ્વ' શબ્દનો અર્થ કોશમાં નથી, પણ તેની બહાર તબેલામાં બાંધી રાખ્યો છે. તે કોશમાં માવો શક્ય નથી. 'અશ્વ' એટલે 'ઘોડો' એ કોશમાંનું વાક્ય એટલું જ જણાવે છે,— 'અશ્વ શબ્દનો એ જ અર્થ છે જે 'ઘોડો' એ શબ્દનો છે.' તે કયો? જુઓ તબેલામાં જઈને. કોશમાં માત્ર પર્યાય શબ્દ આપેલો હોય છે. અર્થ ચોપડીમાં રહી શકતો નથી. તે સૃષ્ટિમાં રહે છે. આ જ્યારે સમજાશે ત્યારે સાચા જ્ઞાનની રુચિ કેવી હોય છે તેની ખબર પડશે.

જેમણે જપની કલ્પના કરી તેમનો એક ઉદ્દેશ સાક્ષરતાને સંક્ષિપ્ત રૂપ આપવાનો હતો. સાક્ષરતા બહુ જ ભસવા લાગી છે એ જોઈને, તેની આગળ જપનો એક ટુકડો ફેંકી દીધો કે બિચારીનું ભસવું બંધ થશે અને જીવન સાર્થક કરવાના પ્રયત્નને અવકાશ મળશે, એ તેમનો તેમાં હેતુ હતો. વાલ્મીકિએ શતકોટિ વિસ્તારવાળું રામાયણ લખ્યું. તે લૂંટવા માટે દેવ, દાનવ અને માનવ વચ્ચે ઝઘડો શરૂ થયો. આ ઝઘડાનો અંત આવવાનાં ક્યાંય ચિહ્નો ન દેખાવાથી શંકરને પંચ નીમવામાં આવ્યા. તેમણે ત્રણેને તેત્રીસ તેત્રીસ કરોડ શ્લોકો વહેંચી આપ્યા. એક કરોડ બાકી રહ્યા. એમ ઉત્તરોત્તર વહેંચણી કરતાં કરતાં છેવટે એક શ્લોક બાકી રહ્યો. રામાયણનો શ્લોક અનુષ્ટુપ છંદનો હોય છે. એ છંદમાં બત્રીસ અક્ષર હોય છે. શંકરે તેમાંના દસ દસ દરેકને વહેંચી આપ્યા.

બાકી રહ્યા બે અક્ષરો. તે કયા? 'राम.' તે બે અક્ષરો, વહેંચવાની મજૂરી પેટે શંકરે પોતે લઈ લીધા. શંકરે પોતાનું સાક્ષરત્વ બે અક્ષરોમાં આરોપી દીધું. એટલે જ દેવ, દાનવ કે માનવ, કોઈ પણ તેમના જ્ઞાનની બરોબરી કરી શક્યું નથી. સંતોએ સાહિત્યનો બધો સાર રામનામમાં ભેગો કરી રાખ્યો છે. પણ 'अभागया नरा पामरा हैं कळे ना' (અભાગી અને પામર માણસને આટલું સમજાતું નથી).

સંતોએ રામાયણને બે અક્ષરોમાં સમાવી દીધું છે. ઋષિઓએ તો વેદને એક જ અક્ષરમાં સંઘરી રાખ્યો છે. સાક્ષર થવાનો મોહ છૂટતો નથી તો 'ॐ'કારનો જપ કરો એટલે બસ છે. તેટલાથી ન પતે તો નાનકડું માણ્ડૂક્ય ઉપનિષદ વાંચો, એ વાંચતાંય વાસના રહે તો દશોપનિષદો જોઈ જાઓ, એવા અર્થનું એક વાક્ય મુક્તિકોપનિષદમાં છે. તે ઉપરથી ઋષિઓના મનનો હેતુ સ્પષ્ટ દેખાય છે. પણ એક અક્ષરનોય જપ કરવો જ જોઈએ એવો ઋષિઓનો આગ્રહ નથી. એક અથવા અનેક અક્ષરો ગોખવામાં જીવનની સાર્થકતા રહેલી નથી. વેદના અક્ષરો પોથીમાં મળે છે. અર્થ જીવનમાં શોધવાનો હોય છે. તુકારામ સંસ્કૃત શીખ્યા વિના વેદનો અર્થ પામી ગયા હતા, એમ તેમણે પોતે જ કહ્યું છે. આ તેમના દાવાનો આજ સુધી કોઈએ પણ ઇનકાર કર્યો નથી. શંકરાચાર્યે આઠમે વરસે વેદાભ્યાસ પૂરો કર્યો એ વાતથી આશ્ચર્યચકિત થઈને કોઈ એક શિષ્યે પોતાના ગુરુને એ બાબત પૂછ્યું, 'મહરાજ, આઠ વરસમાં આચાર્યે વેદાભ્યાસ કેવી રીતે પૂરો કર્યો?' ગુરુએ ગંભીરપણે કહ્યું, 'આચાર્યની બુદ્ધિ નાનપણમાં એટલી તીવ્ર નહિ હોય, એટલે તેમને આઠ વરસ લાગ્યાં.'

કોઈ એક માણસ દવા પી પીને કંટાળી ગયો, કારણ જેમ જેમ દવાને પાસે આણે તેમ તેમ આરોગ્ય દૂર દૂર ભાગી જવા લાગ્યું. આખરે કોકની સૂચનાથી તેણે ખેતરમાં કામ કરવાનું શરૂ કર્યું. ખેતરના કામથી આરોગ્ય પ્રાપ્ત કરી થોડા જ વખતમાં તે સારી પેઠે તગડો બન્યો. અનુભવે સિદ્ધ થયેલી આરોગ્યની આ સાધના વિષે તે લોકોને કહેવા લાગ્યો. કોઈના હાથમાં બાટલી જુએ કે, 'બાટલીથી કશું વળવાનું નથી; કોદાળી લે, એટલે સાજો થઈશ.' એમ તે અંતઃકરણપૂર્વક ઉપદેશ કરતો. લોકો કહેતા, 'તમે બાટલીઓ પી પીને ધરાઈ બેઠા છો, એટલે હવે અમને દવાની બંધી કરો છો, ખરું ને?' દુનિયાનો ન્યાય આવો જ છે. બીજાના અનુભવથી ધડો લેવાની માણસને ઇચ્છા થતી નથી. તેને સ્વતંત્ર અનુભવ જોઈએ છે, સ્વતંત્ર ઠોકરો જોઈએ. હું એના ભલા માટે કહું છું કે, 'પુસ્તકોથી કશો લાભ નથી, નકામો પુસ્તકોમાં ફાંફાં ન માર;' તો તે કહે છે, 'તમે પુસ્તકો વાંચી ચૂક્યા છો, અને હવે મને ઉપદેશ દો છો?'

'હા ભાઈ, હું પુસ્તકો વાંચી ચૂક્યો, પણ હવે તું ચૂકે નહિ તેટલા ખાતર જ કહું છું.'

તો તે કહે છે, 'મારે જાતે અનુભવ લેવો છે.'

'ઠીક છે, લે અનુભવ. ઠોકર ખાવાનું સ્વાતંત્ર્ય એ તારો જન્મસિદ્ધ હક છે!'

ઇતિહાસનો અનુભવ આપણે ધ્યાનમાં લેતા નથી, તેથી ઇતિહાસની પુનરાવૃત્તિ થાય છે. આપણે જો ઇતિહાસની સાચી કદર કરીએ, તો ઇતિહાસની આગળ જઈ શકીએ. ઇતિહાસની યોગ્ય કિંમત ન આંકવાથી તેની વધારેપડતી કિંમત થઈ બેઠી છે. પણ આ ધ્યાનમાં આવે ત્યારે ખરું.

(મરાઠી પરથી) **વિનોબા ભાવે**

---

વાર્તા અને કવિતા બંગાળમાં ચારેકોર વરસી રહ્યાં છે. એથી અશિક્ષિત અને અલ્પશિક્ષિત માણસોના મનમાં મનનશક્તિની દુર્બળતા અને ચારિત્ર્યની શિથિલતા જન્મવાનો પ્રબળ ભય ઊભો થયો છે.

(૧૯૪૦) **રવીન્દ્રનાથ ઠાકુર**

# વહેવારુ ખગોળ—૧૮

પંચાંગસંશોધનમાં બે બાબતો કરવાની છેઃ એક તો ગ્રહગતિના આંકડા સુધારવા અને બીજી, આરંભસ્થાન (એટલે અશ્વિની નક્ષત્ર અને મેષ રાશિનો આરંભ) શુદ્ધ લેવું. આમાંથી પહેલી બાબત લોકોને અઘરી લાગતી નથી, પણ બીજી બાબતમાં આરંભસ્થાનમાં ૪ અંશનો ફરક કરવો પડે છે, અને અધિક માસ તથા તહેવારોમાં એકેક માસનો ફરક પડે છે, તેથી એટલો સુધારો લોકો એકદમ કરી શકતા નથી. આને લીધે હાલ તુરત થોડા વખત માટે કોઈ મધ્યમ માર્ગ લેવો એવો કેટલાક લોકોનો મત છે. આ મધ્યમ માર્ગ કેવા પ્રકારનો હોઈ શકે તે જોઈએ.

કોઈ પણ મધ્યમ માર્ગ લેવામાં આવે, તોપણ એ માર્ગ સંપૂર્ણ શુદ્ધ નથી, માત્ર તડજોડનો છે, એવો નિખાલસ એકરાર તેની સાથોસાથ હંમેશાં કરવો જોઈએ. આમ કરવામાં ન આવે અને તડજોડના માર્ગને સંપૂર્ણ શુદ્ધ માર્ગ તરીકે વર્ણવવામાં આવે, તો તેમાં અસત્ય દાખલ થાય છે અને તેને લીધે તેમાં અનેક અનિષ્ટો પેસે છે. આવી ભૂલ મહારાષ્ટ્રના સદ્ગત વિદ્વાન સ્વ૦ વ્યં. બા. કેતકરને હાથે થઈ છે અને તેનાં કડવાં ફળ મહારાષ્ટ્ર હજુ ભોગવે છે, તે પરથી આપણે ચેતવું જોઈએ. આ કરતાં તદ્દન ઊલટું, એટલે પ્રામાણિક મધ્યમ માર્ગનું દૃષ્ટાંત કાશીના સ્વ૦ બાપુદેવ શાસ્ત્રીનું છે. એમની વ્યવસ્થા હું નીચે સમજાવું છું.

સ્વ૦ બાપુદેવ શાસ્ત્રીએ તડજોડની એવી વ્યવસ્થા સૂચવી કે, પંચાંગમાં ગ્રહગતિ અને આરંભસ્થાન એ બેની શુદ્ધિ કરવાની છે, તેમાં પહેલી શુદ્ધિ તુર્ત કરી નાખવી અને બીજી શુદ્ધિ હાલમાં કરવી નહિ. અર્થાત્, ગ્રહગતિ શુદ્ધ લેવી અને આરંભસ્થાન જે પ્રમાણે ચાલ્યા કરે છે તે પ્રમાણે ચલાવવું. આપણે પાછળ જોઈ ગયા કે આપણું આરંભસ્થાન દર વરસે ૮॥ વિકલા આગળ એટલે પૂર્વ તરફ જતું જાય છે. વિભાગાત્મક અને તારાત્મક નક્ષત્રો વચ્ચેનો મેળ ચાલુ આરંભસ્થાનથી જેટલો મળે છે તેના કરતાં વધારે મેળ બીજા કોઈ આરંભસ્થાનથી મળતો નથી. વળી દર વરસે ૮॥ વિકલા એટલે ૭ વર્ષે ૧ કલા, એટલે એક નક્ષત્ર (૮૦૦ કલા) માટે ૫,૬૦૦ વર્ષ લાગે અને અર્ધા નક્ષત્ર માટે ૨,૮૦૦ વર્ષ લાગે, એટલે અત્યારનાં વિભાગાત્મક અને તારાત્મક નક્ષત્રોની વચ્ચે જેટલો મેળ છે તેમાં અર્ધા નક્ષત્રનો ફરક પડવા માટે પણ લગભગ ૩,૦૦૦ વર્ષો જોઈએ. આ સમય એટલો દૂરનો છે કે તેને માટે તાત્કાલિક ચિંતા કરવાની જરૂર વહેવારુ દૃષ્ટિએ નથી. (અલબત, તત્ત્વદૃષ્ટિએ તો આરંભસ્થાન જરા પણ ખસે તેનો બચાવ થઈ શકે નહિ.) આરંભસ્થાન બદલવાની વાત કરીએ કે તરત જ સાચું આરંભસ્થાન કયું એ વાદ ઊભો થાય છે અને તેમાં અનેક મતભેદો ખડા થાય છે. આનો અનુભવ આપણા પડોશી મહારાષ્ટ્રને એવો થયો છે કે પંચાંગસંશોધન તેને ઠેકાણે રહે છે અને અયનાંશની બાબતમાં પંડિતોની વચ્ચે શરૂ થાય છે. આથી પંચાંગસંશોધનનું ગાડું અટકી પડે છે.

આ ઉપરથી હું એમ કહેવા માગતો નથી કે, આપણે નિરાશ થઈને આરંભસ્થાનનો એટલે શુદ્ધ અયનાંશનો પ્રશ્ન છોડી દેવો. મારું કહેવું માત્ર એટલું જ છે કે, એ પ્રશ્ન છૂટતાં વખત લાગશે અને ત્યાં સુધી પંચાંગસંશોધનનું કામ થોભાવી દેવામાં ડહાપણ નથી. ઊલટું હું એમ કહેવા માગું છું કે, આ મધ્યમ માર્ગને તાત્કાલિક અમલમાં મૂકવાની સાથે જ આરંભસ્થાનના પ્રશ્નની ચર્ચા જોરથી ચાલુ કરવી અને તેનો નિકાલ બને એટલો વહેલો લાવવાનો પ્રયત્ન કરવો, અને આરંભસ્થાન નક્કી થઈ જાય કે તરત જ તેને આપણા મધ્યમ માર્ગના પંચાંગમાં સ્વીકારી લઈ આપણા પંચાંગને સંપૂર્ણ શુદ્ધ બનાવી લેવું.

ઉપરની વ્યવસ્થાનો અર્થ એ છે કે, ગ્રહગતિ સુધારી લેવી, પણ આરંભસ્થાન જેમ આગળ સરક્યા કરે છે તેમ સરકવા દેવું. આમ થવા દેવામાં ૩,૦૦૦ વર્ષ સુધી કોઈ વ્યાવહારિક આપત્તિ આવવાની નથી એ આપણે જોયું. એટલે સૂર્યસિદ્ધાંતના ગણિત પ્રમાણે સ્પષ્ટ મેષ રાશિ જ્યારે આવતી હોય, ત્યારે સૂર્ય આકાશમાં જ્યાં હોય ત્યાં જ તે વખતનું આરંભસ્થાન માનવું, અને આ જ પ્રમાણે દર વરસે

કરેતા રહેવું, 'આથી દર વરસે આરંભસ્થાન પૂર્વ તરફ ૮॥ વિકલા સરકતું જશે એ સ્પષ્ટ છે.

આ વ્યવસ્થાની સામે જૂના વિચારના રૂઢિરક્ષક લોકો પણ વાંધો લઈ શકશે નહિ, કારણ કે આપણે તેઓનું જ આરંભસ્થાન લઈએ છીએ અને તેમાં બિલકુલ ફેરફાર કરતા નથી. માત્ર ગ્રહગતિ શુદ્ધ, એટલે જેટલી પ્રત્યક્ષ દેખાય છે તેટલી, લઈએ છીએ એમાં તો કોઈ સમજુ માણસ વાંધો લઈ શકે નહિ.

ઉપરની વ્યવસ્થામાં આરંભસ્થાન અસ્થિર ચાલુ રહે છે, એ વાત જરા ખૂંચે એવી છે ખરી. પણ જૂના લોકો એમના આરંભસ્થાન સિવાય બીજું કોઈ આરંભસ્થાન તુરતમાં સ્વીકારે એવી આશા નથી. આમ છતાં હાલના જ આરંભસ્થાનની લગભગમાં કોઈ સ્થિર આરંભસ્થાન લેવા જૂના લોકો કબૂલ થાય તો કંઈક વધારે સારું ખરું. આવું આરંભસ્થાન લેવાની બેત્રણ રીતો બતાવું. વિક્રમ સંવત ૨,૦૦૦ના વર્ષમાં આરંભસ્થાન જ્યાં હોય ત્યાં તેને હાલમાં સ્થિર બનાવવું, એટલે વિ. સં. ૨૦૦૦નું આરંભસ્થાન અને શુદ્ધ નક્ષત્ર વર્ષમાન લેવું, જેથી તે આરંભસ્થાન સ્થિર રહે. અથવા વિ. સં. ૨૦૦૦ને બદલે સાર્વજનિક મહત્ત્વનું કોઈ બીજું વર્ષ લેવાય તોપણ ચાલે. પણ આવું કોઈ પણ વર્ષ બહુ મોટી બહુમતીથી લેવાવું જોઈએ. અને આવી બહુમતી મેળવવી એ હાલના વખતમાં બહુ મુશ્કેલ, લગભગ અશક્ય છે, તેથી જ હું સ્વ૰ બાપુદેવ શાસ્ત્રીની વ્યવસ્થાને એક જ વહેવારુ મધ્યમ માર્ગ ગણું છું. આ માર્ગ માટે ઓછામાં ઓછું કહીએ તોપણ, પંચાંગસંશોધનના ગાડાને તાત્કાલિક ચાલુ કરવા પુરતો પણ એ માર્ગ ઉપયોગી થશે. એ માર્ગમાં સુધારાવધારા કરવા માટે તેને હંમેશાં ખુલ્લો રાખીએ, તો શરૂઆત કરવા માટે તે ખોટો નથી.*

હરિહર ભટ્ટ

* આ સિવાયનો માર્ગ તે ગુજરાતની પંચાંગ-સંશોધન પરિષદ ભરવાનો છે. બીજા પ્રાંતોમાં આવી પરંપરા બંધાઈ છે, પણ તે નિષ્ફળ ગઈ છે, છતાં ગુજરાતમાં તે સફળ થાય એવી આશા રાખીએ. પંદરેક વર્ષ પહેલાં આવી પરિષદ માટે મેં પ્રયત્ન કર્યો હતો, પણ અમુક કારણે તે છોડી દેવો પડ્યો હતો. હાલમાં મને સમય નથી, પણ બીજા કોઈ એ દિશામાં પ્રયત્ન કરી શકે તો તે ઇષ્ટ છે.

# શબ્દોના વંશ

एक वचन कह्युं ।
लागी दाझ ।
परित्याग कीधो ।
गया वनवास ।
देह दीधुं ।
पूजा कीधी ।
दीठा श्रीरघुविन्न ।

— મામેરાનાં વિવેચનીય પદેની કડીઓ.

कह्युं सं० कथितम्—कथितकम् । प्रा० कहितअं, कहिअअं । अप० कहिअउं—कहिउं—कह्युं.

'कह्युं' એ 'कथ्' ધાતુનું ભૂતકૃદંત છે. પ્રાકૃત અને સંસ્કૃત ભાષામાં ભૂતકાળને સમજાવવા ભૂતકાળનાં ક્રિયાપદો અને ભૂતકૃદંતો એ બન્ને વપરાય છે. અને ભૂતકાળનાં ક્રિયાપદોને બદલે ભૂતકૃદંતો વાપરવાની આ પદ્ધતિ પણ ઘણી જ પ્રાચીન છે, ઠેઠ ઋગ્વેદમાં પણ ભૂતકાળ સૂચવવા માટે ભૂતકૃદંતો વપરાયાં છે. ભૂતકાળનાં ક્રિયાપદો અને ભૂતકૃદંતો ભૂતકાળ સૂચવવાની દૃષ્ટિએ તો બન્ને સરખાં છે, પરંતુ તે બન્નેમાં બીજી એક ખાસ આ વિશેષતા છેઃ ક્રિયાપદોમાં જાતિ નથી હોતી ત્યારે ભૂતકૃદંતો વિશેષણરૂપ છે અને તેથી તે પોતાના વિશેષ્ય પ્રમાણેની જાતિમાં વપરાય છે.

चैत्रः वार्ताम् अकथयत्, चैत्रः प्रबन्धम् अकथयत्, चैत्रः वचनम् अकथयत्, એ ત્રણે પ્રયોગોમાં ક્રિયાપદમાં કશો ફેર નથી પડતો.

પરંતુ चैत्रेण वार्ता कथिता, चैत्रेण प्रबन्धः कथितः, चैत्रेण वचनं कथितम्, આ રીતે ભૂતકૃદંતવાળા પ્રયોગોમાં પ્રત્યેક પ્રયોગે ભૂતકૃદંત જાતિ પ્રમાણે બદલાયેલું છે, ભાષામાં 'कह्युं' એ છે તો ક્રિયાપદ,

પરંતુ તે મૂળ ભૂતકૃદંત દ્વારા આવેલું હોવાથી તેનો વિશેષ્યાનુસારી સ્વભાવ કાયમ રહ્યો છે.

સંસ્કૃત કે પ્રાકૃત ભાષાઓમાં વપરાતાં ક્રિયાપદો તદ્દન લિંગધર્મ રહિત જ હોય છે, ત્યારે ભાષામાં વપરાતાં ક્રિયાપદો લિંગધર્મવાળાં હોય છે, તેનું કારણ ભાષાનાં વપરાતાં ક્રિયાપદો મૂળે ભૂતકૃદંત દ્વારા જન્મેલાં છે એ છે. ગુજરાતીમાં વપરાતાં વર્તમાનકાળનાં ક્રિયાપદો અને ભવિષ્યકાળનાં ક્રિયાપદો કોઈ કૃદંત સાથે સંબંધ નથી રાખતાં માટે જ તેઓ, પ્રાકૃત સંસ્કૃત ક્રિયાપદોની પેઠે, લિંગધર્મ વિનાનાં છે.

| વર્તમાન | ભવિષ્ય |
|---|---|
| પુરુષ બોલે છે. | પુરુષ ખાશે |
| સ્ત્રી બોલે છે. | સ્ત્રી ખાશે |
| છોકરું બોલે છે. | છોકરું ખાશે |

અહીં એક વસ્તુ યાદ રાખવાની છે કે, ગુજરાતીમાં ભૂતકાળ ભાવેપ્રયોગવાળો હોય ત્યારે જે ક્રિયાપદ વપરાય, તે માત્ર નાન્યતર જાતિમાં અને એકવચનમાં જ આવે. મેં જોયું, તેણીએ જોયું વગેરે. એવા પ્રયોગોમાં કોઈ વિશેષ્ય વિવક્ષિત નથી માટે જ 'જોયું'નું લિંગ અને વચન બદલાતાં નથી.

પ્રસ્તુતમાં 'कह्युं' એ 'वचन'નું વિશેષણ છે, માટે તેની જાતિ અને સંખ્યાસૂચક વચન 'वचन' પ્રમાણે બદલાયેલાં છે.

**लागी**. सं० भूतकृ० लग्ना–लग्निका, प्रा० लग्गिआ–लगिअ–लागी.

પ્રસ્તુત 'लागी' 'दास'નું વિશેષણ છે માટે નારી જાતિમાં આવેલું છે. ભાષામાં તો એ ક્રિયાપદ જ ગણાય.

**कीधो–कीधी** ભાષામાં कर्यो અને कीधो એ બંને સમાન અર્થના વાહક છે.

सं. भू० कृ० कृतः — कृतकः, प्रा० कितओ–शौर० प्रा० किदओ–किदो–कीधो.

सं. भू० कृ० कृतः कृतकः, प्रा० करिअओ–करिओ — कर्यो के करियो.

'त'[२] નું 'द' પરિણમન શૌરસેની-પ્રાકૃતની અસર છે. અપભ્રંશ પ્રાકૃતમાં कुदु[३], कुद्दिु વગેરે પ્રયોગો આ૦ હેમચંદ્રે આપેલા છે. જેનો સીધો સંબંધ શૌરસેનીની[४] અસરવાળી અપભ્રંશ પ્રાકૃત સાથે છે, એથી ગુજરાતીમાં શૌરસેનીની[५] અસર આવે એમાં નવાઈ જેવું નથી. પ્રસ્તુત 'कीधो' જ તેનું સ્પષ્ટ ઉદાહરણ છે.

'कीधो' છે તો ક્રિયાપદ, પરંતુ 'परित्याग'નું વિશેષણ હોવાથી નરજાતિમાં વપરાયું છે;

ઘણે સ્થળે 'कह्युं' ના અર્થમાં પણ 'कीधुं' પદ વપરાય છે. એ 'कीधुं'ની વ્યુત્પત્તિ જુદા પ્રકારની છે:

सं. भू० कृ० कथितम्–कथितकम्, प्रा० कहितअं –कहिअअं–कहिअउं–कहिउं–कह्युं.

सं. भू० कृ० कथितम्–कथितकम्, प्रा० कहितअं, शौर० प्रा० कधितअं–कधिअउं–कधिउं–कीधुं.

'कह्युं'ના અર્થ માટે વપરાતા 'कीधुं'માં પણ જે 'थ'નું 'ध' ઉચ્ચારણ[४] થયું છે તે પણ શૌરસેની પ્રાકૃતની અસર છે.

'कर्युं' અર્થવાળા 'कीधुं'ના મૂળમાં 'कृ' ધાતુ છે અને 'कह्युं' અર્થવાળા 'कीधुं' ના મૂળમાં 'कथ' ધાતુ છે, એ તે બેમાં વિશેષતા છે.

**गया** सं. भू०कृ० गतः–गतकः, प्रा० गयओ, गयो, બહુવચન 'गया.' આ બહુવચન માનસૂચક છે.

**दीठुं**-दीठा सं. भू०कृ० दृष्टम्–दृष्टकम्, प्रा० दिट्ठअं-दिट्ठउं–दीठुं.

'दीठुं'ના અર્થમાં 'देख्युं' પદ પણ વપરાય છે. તેનું મૂળ પ્રા. 'देक्ख' ધાતુમાં છે. प्रा० भू०कृ० देक्खिअं –देक्खिअअं-देक्खिअउं-देक्खिउं-देख्युं.

'देक्ख' ધાતુનું મૂળ 'दृश' ધાતુના 'दृक्ष्' અંગમાં છે. સંસ્કૃતમાં अद्राक्षीत्, द्रक्ष्यति, अद्रक्ष्यत् વગેરે પ્રયોગોમાં એ 'दृक्ष्' અંગ સચવાયેલું છે. दृक्ष्-प्रा० दिक्ख–देक्ख.

બ૦ બેચરદાસ દોશી

### ટિપ્પણી

૧. "स्कम्भम्"—(ऋ० सं० ५–३–२४ निरुक्त पृ० २४०), "जातानि" —(ऋ० सं० ८–७–४–५ निरुक्त पृ० ४६१), "पविरान्" (ऋ० सं० ८–३–२० निरुक्त पृ० ४६५);
૨. હેમ પ્રા૦ વ્યા૦ ૮–૪–૨૬૦
૩. હેમ પ્રા૦ વ્યા૦ ૮–૪–૩૨૯
૪. હેમ પ્રા૦ વ્યા૦ ૮–૪–૩૨૯ વૃત્તિ.
૫. હેમ પ્રા૦ વ્યા૦ ૮–૪–૨૬૭

# એક અમર ત્રિપુટી

'બે પરસ્પર-વિરોધી કાયદા આજે આખડી રહ્યા મને લાગે છે. એક છે ખૂનખારી અને મરણનો કાયદો. તે કાયદો રોજ નાશ કરવાના નવા નવા પ્રકારો આપતો જાય છે; અને તેને લીધે પ્રજાઓને હમેશ યુદ્ધને માટે તૈયાર રહેવાની ફરજ પડે છે. બીજો કાયદો છે શાંતિનો, શ્રમનો અને સ્વાસ્થ્યનો. તેનો ઇરાદો એક જ છે, અને તે છે માનવ જાત પર આવી પડતી આફતોમાંથી તેને બચાવવાનો. એક હિંસક વિજયો ચાહે છે, બીજો મનુષ્ય માટે રાહત ચાહે છે. એક કાયદો બધા વિજયો કરતાં પણ એક જીવને વધારે ગણે છે; જ્યારે બીજો કાયદો એક વ્યક્તિની મહત્ત્વાકાંક્ષા ખાતર સેંકડો અને હજારોના જાનનો ભોગ આપે છે. જે કાયદાના આપણે (વિજ્ઞાનસેવકો) હાથપગ છીએ, તે કાયદો, ખૂનખારીની અંદર પણ, યુદ્ધના કાયદાથી નીપજતા ઘા મટાડવા મથે છે. જંતુશુદ્ધ પદ્ધતિથી ઘા રૂઝવવાના આપણા ઇલાજ હજારો સિપાઈઓના જાન બચાવશે.

આ બે કાયદાઓમાંથી કયો છેવટે ફાવે છે, એ તો ઈશ્વર જાણે. પણ આટલું આપણે ખાતરીથી કહીએ કે, માનવતાના કાયદાને માન આપીને, વિજ્ઞાન જીવનની સીમા વધારવાને માટે હંમેશ મથશે.'

(૧૮૮૮) — લૂઈ પૅસ્ટર

આધુનિક શસ્ત્રવૈદું એક અતિ આશ્ચર્યકારક ચીજ છે. કોઈ કાળે કદાચ નહિ કલ્પાયાં હોય એવાં હેરત પમાડનારાં કાર્યો તે આજ કરી શકે છે. જેને અડકતાં કે ચીરતાં માણસ મરણ જ પામે એમ મનાય, તેવાં તેનાં છાતી, પેટ અને મગજ જેવાં માર્મિક અંગો ઉપર પણ આજે શસ્ત્રવૈદ્ય કે સરજનનું નસ્તર ચાલતું થયું છે. આ બધાં પરાક્રમો આજે બહુ જ સાદી લાગતી બેત્રણ શોધોને જ મુખ્યત્વે આભારી છે.

આજે વાઢકાપ કરાવવી એ કોઈ ભારે જોખમની વાત નથી ગણાતી, જેવી થોડાક દાયકા ઉપર આપણને લાગતી હતી. યુરોપમાં પણ ૧૯મા સૈકામાં વાઢકાપવિદ્યા કે શસ્ત્રવૈદાની એવી દુર્દશા હતી કે લોકો તેને માટેનાં દવાખાનાંને મોતખાનાં જ કહેતા. કેમ કે, શરીર ઉપર સાધારણ વાઢ મૂકયા પછી તેને રૂઝ આવવી, તે લગભગ નસીબની વાત મનાતી. ઘા સડી સડીને જ વાઢકાપના દરદી મરી જતા, જોકે સરજને તો પોતાનું કામ બરોબર કર્યું હોય. અને આ રીતે મરવાનું પ્રમાણ આજે માની ન શકાય એવડું મોટું હતું. લંડન જેવા મુખ્ય શહેરની ઇસ્પિતાલોમાં વાઢકાપના દરદીઓમાં મરણ-પ્રમાણ જો ૨૬ ટકા જેટલું આવે, તો તે એક મોટી ફતેહ મનાતી! ગ્લાસગો શહેરની એક ઇસ્પિતાલનું મરણ-પ્રમાણ તો ૮૦ ટકા જેવડું મોટું હતું! આથી કરીને ૧૯મા સૈકાના પૂર્વાર્ધમાં ઇંગ્લૅન્ડમાં એક એવી હવા ચાલી હતી કે, મોતખાનાં જેવી એ ઇસ્પિતાલો જ બંધ કરવી જોઈએ.

ત્યારની વાઢકાપની વિદ્યામાં બીજી મુશ્કેલી એ હતી કે, આજની જેમ ત્યારે વાઢકાપના દરદીને મૂર્છામાં નાંખવાને માટે સૂંઘાડવાની શોધ કે તેનું કાપવાનું અંગ બહેરું કરી દેવાની એકે દવા જાણવામાં નહોતી. પશુને ડામ દેવા ટ્યારી જેમ તેને બાંધીને પકડી રાખે છે, લગભગ તેમ જ દરદીના હાથપગ બાંધીને તેને પકડી રાખવામાં આવતો, અને તે બિચારો પીડાના ઊંહકારા મારતો અને દુઃખથી ચીસો પાડતો પડ્યો રહેતો!

આવી સ્થિતિમાં વાઢકાપનું કામ સરજન લાંબો વખત ન ચલાવી શકે એ ઉઘાડું છે. તેથી જે વાઢ-કાપમાં લાંબો વખત લાગે તેવી તો થઈ જ નહિ શકતી. અને દરદીને જે દુઃખ પડતું તે તો જોયું ન જાય એવું હતું.

આ દુઃખમાંથી માણસને અને વાઢકાપની વિદ્યાને ઉગારનાર દાક્તર તે સર જેમ્સ યંગ સિમ્પસન (ઈ. સ. ૧૮૧૧–૧૮૭૦). તે સ્કૉટલૅન્ડનો રહીશ હતો. એડિનબરો યુનિવર્સિટીમાં દાક્તરીનો અભ્યાસ કરીને ત્યાં જ તે પ્રસૂતિવિદ્યાના અધ્યાપક

તરીકે કામ કરતો હતો. પ્રસૂતિમાં માતાઓને પડતાં દુઃખો જોઈને એ દયાળુ પુરુષનું હૃદય હમેશ કકળતું. આનો કંઈક ઉપાય મારે શોધવો જ જોઈએ એમ એને થતું, અને તેની શોધમાં જ એ લાગ્યો રહેતો. તેમાંથી, માણસજાતને સારે નસીબે, ઈ. સ. ૧૮૪૭માં એક દહાડો એણે, આજ વાઢકાપ કરવા માટે આપણને જે દવા સુંઘાડી બેભાન કરવામાં આવે છે, તે ક્લોરોફોર્મની શોધ કરી. એ સુંઘીને બેભાન થવાનો પ્રથમ પ્રયોગ એણે પોતાની ઉપર જ કર્યો હતો. તે એક એવો વિજયી પ્રયોગ નીવડ્યો કે, તેણે આજ સુધી હજારો નહિ, લાખો મનુષ્યોને ભયંકર યાતનાઓમાંથી બચાવ્યાં છે.

સિમ્પસનની આ શોધથી નસ્તરના ઘાથી તરફડતા દરદીની ચીસો મટી અને સરજનો પોતાનું કામ શાંતિથી અને પૂરતો વખત લઈને કરવા લાગ્યા. પરંતુ વાઢકાપવિદ્યાની મોટી વિફળતા તો ઘામાં થતા પેલા અસાધ્ય લાગતા સડાને લીધે હતી. સુંઘાડવાની દવા નહોતી ત્યારે પણ ચતુર અને ચપળ સરજનો પોતાનું કામ ઝટ ઝટ કરતા અને તેટલા પૂરતી તો તેમને સફળતા મળતી. પરંતુ પછી ઘાને રૂઝવવાનું તેમને અસાધ્યવત્ લાગતું. એને સાધ્ય કરવાની શોધનું માન પણ એક અંગ્રેજ દાક્તરને મળે છે. તેનું નામ જોસેફ લિસ્ટર (ઈ. સ. ૧૮૨૭–૧૯૧૨) છે.

જોસેફ લિસ્ટરનો પિતા એક સંયમી અને ધર્મનિષ્ઠ પુરુષ હતો. તે પોતે એક જાણીતો વિજ્ઞાનશાસ્ત્રી હતો. સૂક્ષ્મદર્શક યંત્રને વિષે કેટલીક અતિ ઉપયોગી શોધો કરી, વિજ્ઞાનની શોધખોળ માટે તેને એક કીમતી ઓજાર બનાવી આપવાનું માન એને મળે છે. પિતાના ગુણ પુત્રમાં બરોબર ઊતર્યા હતા. વસ્તુને ઝીણવટથી જોવી, તેની વીગતોને બરોબર પકડી લેવી, અને ખંત તથા મહેનતથી પોતાના કામને વળગ્યા રહેવું, એ ગુણો લિસ્ટરને વારસામાં મળેલા હતા. દાક્તરીનો અભ્યાસ તેણે લંડન યુનિવર્સિટીમાં કર્યો હતો. તે પૂરો કરીને લિસ્ટર એડિનબરોમાં સાઈમ કરીને એક જાણીતો દાક્તર હતો, તેની પાસે કામ કરવા ગયો. કામની બાબતમાં સાઈમ ભારે કડક માણસ હતો. પણ લિસ્ટરનો મહેનતુ અને ખંતીલો સ્વભાવ એને પસંદ પડ્યો, અને આ બે જણને એવું તો ગોઠી ગયું કે, થોડાંક વર્ષ બાદ સાઈમની મોટી દીકરી જોડે લિસ્ટરના વિવાહ થયા.

સાઈમ પાસે કેટલાંક વર્ષ ઘડાઈને લિસ્ટર પોતાને સ્વતંત્ર કામે વળગ્યો. તેને ગ્લાસગો યુનિવર્સિટીમાં અધ્યાપકપદ મળ્યું હતું. અને ત્યારથી તેના જીવનનું મુખ્ય કામ શરૂ થાય છે.

શસ્ત્રવૈદ તરીકે તેની નામના સારી હતી. પરંતુ ઘા સડતા તે તો સડતા જ, અને આપણે શરૂમાં જ જોયું કે, ગ્લાસગો ઇસ્પિતાલ તો ઘાના સડાથી મરણ માટે નામીચી હતી. લિસ્ટરને હવે પ્રશ્ન થયો: આ સડો પડવાનું કારણ શું? તે પ્રશ્ન ઉકેલવા માટે તે અનેક રીતે ગડમથલ કરતો, પરંતુ એમાં એ કોઈ રીતે ફાવતો નહોતો.

એવામાં તેના કાન ઉપર એક એવી શોધની વાત આવી કે જેમાંથી તેને આ સડાનું સાચું કારણ હાથ લાગી ગયું, અને તેને રોકવાના ઉપાયો તે યોજી શક્યો. આ શોધ તે પ્રખ્યાત ફ્રેન્ચ વૈજ્ઞાનિક લુઈ પૅસ્ટર (ઈ. સ. ૧૮૨૨–૧૮૯૫)ની શોધ.

નવાઈની વાત છે કે, પૅસ્ટર દાક્તર નહોતો, પણ એક રસાયણશાસ્ત્રી હતો અને ફ્રાન્સની એક આગેવાન વિદ્યાપીઠમાં રસાયનના અધ્યાપક તરીકે કામ કરતો હતો. પરંતુ તેણે આખી દાક્તરીવિદ્યાને પલટાવી નાંખે એવું કામ કર્યું છે. તેથી કરીને આજ તે એક મહાનમાં મહાન વિજ્ઞાનવેત્તા તરીકે પંકાય છે. ફ્રેન્ચ લોકો તેને પોતાના પ્રથમ કોટીના મહાપુરુષ તરીકે ગણે છે. અને વિજ્ઞાનના ઇતિહાસમાં તેને જંતુવિદ્યાના આદિ શોધક તરીકે ઓળખાવવામાં આવે છે.

તે જમાનામાં લોકો, જંતુ હવામાં રહે છે અને આપોઆપ જન્મે છે, એમ માનતા. એક સાવ સાદી વાત ઉપરથી પૅસ્ટરનું ધ્યાન ગયું કે, ના, એમ નથી; જંતુ પણ દરેક જીવતી ચીજની પેઠે કોઈ બીજમાંથી જન્મે છે, અને સામાન્ય કુદરતી કાયદા મુજબ વધે છે કે ઘટે છે. આ શોધ તેણે બગડેલો અને સારો દારૂ તપાસતાં તપાસતાં કરી. આજે આપણને આ બહુ સામાન્ય હકીકત લાગે છે. પરંતુ એ સામાન્ય હકીકત પરથી પૅસ્ટરે આગળ જે શોધ્યું, તે તેના કરતાં ભારે ફળદાયી હતું. તેણે એ બતાવ્યું કે, રોગોને પણ પોતાના જંતુ હોય છે; તે શરીરમાં દાખલ થવાથી રોગ થાય છે. એટલે

જો એ જંતુ અને તેના જીવન વિષે જાણવામાં આવે, તો તેનાથી થતા રોગને રોકવા કે મટાડવા માટેના ઇલાજની પણ સૂઝ પડે.

આ એક ભારે જબરી શોધ કહેવાય. તેનાથી આજે માણસ તથા પશુપક્ષી અને વનસ્પતિના અનેક રોગોનાં જંતુ શોધી કાઢવામાં આવ્યાં છે. તેમનું જીવન નિહાળવામાં આવ્યું છે, અને તેમનાથી થતા રોગના ઉપાયો યોજાયા છે. તે બધું પૅસ્ટરની એ શોધને લઈને થઈ શક્યું છે. પૅસ્ટરે પોતે તો રેશમના કીડાનો રોગ અને હડકવાનાં જંતુ શોધી તેમને માટે રસી બનાવી હતી. પણ તેનું ખરું કાર્ય તો તેણે વિજ્ઞાનશાસ્ત્રીઓની જંતુ વિષેની પેલી ખોટી માન્યતા દૂર કરી સાચી શોધ કરી આપી તે હતું. તે શોધને લીધે જ લિસ્ટરને પોતાના પ્રયોગો માટે સાચી દિશા સૂઝી, અને પેલા જીવરેણુ સડાનું કારણ તે કળી ગયો.

હવે તેણે નવી રીતે પ્રયોગો આદર્યા. વાઢકાપ પછી જખમ સડવાનું કારણ જંતુઓ પણ કદાચ હોઈ શકે, એવી કલ્પના એણે કરી; અને તે પરથી જખમને જંતુશુદ્ધ રાખવાના પ્રયત્નો એણે શરૂ કર્યા. હવામાં જંતુઓ હોય તો તે સરજનના હાથ, તેનાં નસ્તર, ચીપિયા વગેરે ઓજારો, તથા પાટા વગેરે સાથે પણ લાગેલા હોય; તેથી તે પણ જંતુશુદ્ધ કરવાં જોઈએ, એમ તેને લાગ્યું. તેને કાર્બોલિક ઍસિડના જંતુનાશક ગુણની ખબર હતી. તેણે તેનો વાપર શરૂ કર્યો. વાઢકાપના ઓરડામાં હવામાં હોતાં જંતુ મારવાને માટે તે એનાં છાંટણાં ઉરાડવા લાગ્યો, અને જખમો ધોવામાં તથા હાથ, નસ્તર, પાટા વગેરેનાં જંતુઓને મારવાને પણ એ ઍસિડનો ઉપયોગ કરવા લાગ્યો. આનું પરિણામ સારું દેખાવા લાગ્યું, એટલે તેણે એ પ્રયોગ ચાલુ રાખ્યો. એમ કરતાં જ્યારે એની ખાતરી થઈ કે, સડાનો સાચો ઉપાય હાથ લાગ્યો છે, ત્યારે તેણે એ દાક્તરો આગળ જાહેર કર્યો.

તમે કોઈ મોટી ઇસ્પિતાલમાં ગયા છો? ત્યાં વાઢકાપની તૈયારી થતી જોઈ છે? જોઈ હોય તો તમને ખબર હશે કે, સરજનનાં ઓજારો તથા તેના બીજા સરંજામને જંતુમુક્ત રાખવાને માટે વરાળની ગરમી અપાય છે. આ શોધ આજ કેવી સાદી અને સરળ લાગે છે! પરંતુ તે શોધતાં લિસ્ટરને કેટલાંક વર્ષો આપવાં પડ્યાં હતાં!

લિસ્ટર અને સિંપ્સન પછી તો અનેક પ્રતિભાશાળી સરજનોએ પોતાની વિદ્યાને ખીલવી છે, અને હજી પણ તે કામ ચાલુ જ છે. પરંતુ તે બધાનો પાયો આ ત્રણ મહાપુરુષોએ નાંખ્યો છે. આજ શસ્ત્રવૈદું માણસજાતને માટે એક આશીર્વાદરૂપ થઈ પડ્યું છે, તે એ ત્રણની અથાક મહેનત અને શોધક બુદ્ધિનું ફળ છે. મોટા રાજાઓ અને મુત્સદ્દીઓ તથા વિજેતાઓ પણ જ્યારે ભુલાયા હશે, ત્યારે આ ત્રિપુટીને સૌ યાદ કરશે, અને એમણે આપેલા વારસામાંથી સુખ અને સ્વાસ્થ્ય લૂંટયા કરશે. ખરેખર, એ અમર ત્રિપુટી છે.

મ૦

# હજરત મહંમદ પેગંબર

હિંદુધર્મમાં એક એવી માન્યતા છે કે, જ્યારે જગતમાં અધર્મનું જોર વધી પડે છે અને ધર્મનું જોર ક્ષીણ થઈ જાય છે, ત્યારે ધર્મની ફરીથી સંસ્થાપના કરવા જગતના સર્જનહાર ઈશ્વર 'અવતાર' લે છે, એટલે કે, શરીર ધારણ કરી આ જગતમાં આવે છે. આને મળતી, પણ કંઈક જુદી એવી માન્યતા યહૂદી વગેરે સેમિટિક કહેવાતા લોકોમાં છે. તે માન્યતા એવી છે કે, જ્યારે જ્યારે લોકો ઈશ્વરને ભૂલી જાય છે તથા તેની સાથે કરેલા કરારોનો ભંગ કરે છે, અર્થાત્ તેની આજ્ઞાઓનો લોપ કરે છે, ત્યારે ઈશ્વર પોતાના તરફથી લોકોમાં એક પેગંબર મોકલે છે. પેગંબર એટલે ઈશ્વરનો પેગામ – સંદેશ – લાવનાર. પેગંબર આવીને લોકોને જણાવે છે કે, તેઓ કઈ કઈ બાબતોમાં ઈશ્વરની આજ્ઞાથી વિરુદ્ધ વર્ત્યા છે, તથા તેમને ચેતવે છે કે, જો તેઓ તરત પસ્તાવો કરીને પાછા સન્માર્ગે નહીં ચડી જાય, તો તેઓને ભારે શિક્ષાઓ વેઠવી પડશે.

ઇસ્લામના પેગંબર હજરત મહંમદ* એવા

* જ્યારે જ્યારે પેગંબર સાહેબનું નામ આવે ત્યારે, મુસલમાન લેખકોમાં તેની સાથે કૌંસમાં 'સ. લ.' એમ લખવાનો રિવાજ છે તે મૂળ અરબી શબ્દપ્રયોગનું ટૂંકું રૂપ છે. તેનો અર્થ 'તેમના પર અલ્લાની મહેર હો' એવો થાય છે.

એક પેગંબર થઈ ગયા. અને મુસલમાનો માને છે કે, એવા પેગંબરોમાં તે સૌથી છેલ્લા છે. એમનો જન્મ ઈસ્વી સન ૫૭૦ના ઑગસ્ટ માસની ર૯મી તારીખે સોમવારે પ્રાતઃકાળમાં, અરબસ્તાન દેશના મક્કા શહેરમાં થયો હતો. તેઓ જન્મ્યા તે પહેલાં જ તેમના પિતા અબદુલ્લા ગુજરી ગયા હતા, અને તે ૭ વર્ષના થતામાં એમનાં માતા અમીના બીબી પણ જન્નત-નશીન અર્થાત્ સ્વર્ગવાસી થયાં. ત્યાર બાદ બે ત્રણ વર્ષ તેમને એમના દાદાએ ઉછેર્યા. અને તે પણ મરણપથારીએ પડ્યા ત્યારે તેમણે પોતાના બીજા પુત્ર અબુ-તાલેબને બોલાવ્યા, અને કહ્યું કે, 'બેટા, આ બાળકને રમાડતાં રમાડતાં મને ઘણી વાર એમ થઈ આવતું કે એ આપણી આખી કોમને ઉજાળશે; માટે એને બરાબર સાચવજે.' 'મહંમદ' એ નામનો અર્થ પણ 'વખણાયેલ', 'પ્રતાપી', 'નામાંકિત' એવો થાય છે.

હવે હજરત મહંમદ પોતાના કાકાની સંભાળ નીચે મોટા થવા લાગ્યા. દાદાએ ભાખેલું ભવિષ્ય સાચું પડવાનાં ચિહ્નો તરત જ જણાવા લાગ્યાં. પહેલેથી જ તે બહુ એકાંતપ્રિય તથા વિચારશીલ પ્રકૃતિના હતા. તે બહુ થોડાબોલા હતા; પરંતુ જ્યારે બોલતા ત્યારે તેમના શબ્દો સ્પષ્ટ, સચોટ, અર્થપૂર્ણ, તથા વસ્તુનો ઉકેલ કે નિકાલ લાવી આપનાર હોતા. તેમનો સ્વભાવ મળતાવડો હતો. તેમનામાં મિથ્યાભિમાન તલભાર ન હતું. નાનપણમાં પોતાના કાકાની ટૂંકી કમાણીમાં મદદગાર થવાને ઇરાદે તે ઢોર ચરાવા જતા. ત્યાં ખુલ્લાં મેદાનોમાં, નાની ટેકરીઓમાં, અને એકાંત ગુફાઓમાં શાંતિ અનુભવતા ફરવું, એ તેમને બહુ ગમતું.

તેમના કાકા તેમના ગુણો જોઈ તેમના ઉપર બહુ ભાવ રાખતા. બહાર જાય ત્યારે પણ તેમને બનતા સુધી પોતાની સાથે જ રાખે, અને રાત્રે પણ સાથે જ સુવાડે. હજરત બાર વર્ષના થયા એ અરસામાં તેમના કાકાને વેપાર અર્થે સીરિયા જવાનું થયું, ત્યારે તે પણ તેમની સાથે ગયા. આવી દૂરની મુસાફરીઓથી તેમને જુદા જુદા લોકોનો, તથા તેમના આચાર-વિચારનો બહુ અનુભવ થયો, અને વ્યાવહારિક ડહાપણ પણ સારી પેઠે મળ્યું. મક્કાથી દર વર્ષે બે વણજાર નીકળતી—એક સીરિયા તરફ અને બીજી યમન તરફ. એ વખતે જે કોઈ જાતે જઈ વેપાર ન કરી શકતું, તે બીજાને આડતિયો રાખી વેપાર કરતું. આડતિયા તરીકે હજરત મહંમદે બતાવેલી પ્રામાણિકતા અને સચ્ચાઈને કારણે તેમને યુવાન અવસ્થામાં જ 'અલ-અમીન' એટલે કે 'ઈમાનદાર' એવું ઉપનામ પ્રાપ્ત થયું.

તેમના વ્યાવહારિક ડહાપણના દૃષ્ટાંતરૂપે એક રસિક પ્રસંગ કહેવાય છે. કાબાની મસ્જિદનું સમારકામ ચાલતું હતું. તે વખતે દેશની જુદી જુદી ટોળીઓ વચ્ચે ઝઘડો પડ્યો કે, કઈ ટોળી કાબાના પવિત્ર પથ્થરને ઊંચકીને મૂળ સ્થાને પધરાવે. દરેક ટોળી એ પવિત્ર કાર્ય પોતાને જ હાથે થવું જોઈએ એમ જીદ કરતી હતી; અને તેમાંથી મારામારી થવાનો પ્રસંગ આવ્યો. છેવટે એવું મુકરર થયું કે, બીજે દિવસે સવારે કાબાની મસ્જિદને અમુક દરવાજે સૌથી પહેલો દાખલ થનારો માણસ જે ફેંસલો આપે, તે સૌએ કબૂલ રાખવો. બન્યું એવું કે, બીજે દિવસે હજરત મહંમદ જ એ દરવાજેથી દાખલ થયા. આથી સૌ કોઈ રાજી થઈ બોલી ઊઠ્યું કે, 'ઠીક થયું, અલ-અમીન જ આવ્યા!' હજરતે બધી વાત જાણ્યા બાદ જે ચુકાદો આપ્યો, તે તો વળી સૌને વધુ આનંદ આપનારો થઈ પડ્યો. તેમણે જમીન ઉપર પોતાનું ઉપરણું પાથરી તેના વચલા ભાગમાં તે પવિત્ર પથ્થર મૂક્યો, અને પછી જણાવ્યું કે, 'દરેક ખાનદાનનો એક એક માણસ ચાદરનો એક એક છેડો પકડીને આ પવિત્ર પથ્થરને ઊંચકે અને તેને યથાસ્થાને પધરાવે!'

હજરત મહંમદની 'ઈમાનદાર' અને વિશ્વાસુ માણસ તરીકેની ખ્યાતિથી ખેંચાઈ, મક્કા શહેરની એક તવંગર સ્ત્રી, બીબી ખદીજાએ તેમને એક વાર પોતાના આડતિયા બનાવ્યા. ત્યારે હજરતે બતાવેલી વ્યવહારકુશળતા અને સાફ દાનતથી બીબી ખદીજાને ધાર્યા કરતાં ઘણો વધારે નફો હાંસલ થયો. એટલે તેમણે હજરતને પોતાના બધા વેપારના કાયમી આડતિયા બનાવ્યા.

બીબી ખદીજા વિધવા હતાં; શહેરના કેટલાક માનવંત લોકોએ તેમને પરણવા તૈયારી બતાવી હતી; પરંતુ તેમણે તે બધી દરખાસ્તો નામંજૂર કરી હતી. પરંતુ ધીમે ધીમે હજરત તરફ તેમનું દિલ ખેંચાયું

અને તેમણે પોતે જ હજરતને પોતાની સાથે લગ્ન કરવા વિનંતી કરી, અને તેમણે તે કબૂલ રાખી.

આ લગ્નથી હજરત મહંમદની સ્થિતિમાં ઘણો ફેર પડી ગયો. આજ સુધી કમાવાની ચિંતા તેમને રાખવી પડતી હતી તે હવે દૂર થઈ એટલું જ નહિ, પરંતુ મક્કાના પૈસાદાર લોકોમાં તેમની ગણના થવા લાગી. છતાં, જાણવા જેવી વાત એ છે કે, એ તો પહેલાંની પેઠે જ નીતિમાન અને એકાંતપ્રિય રહ્યા; બલ્કે તેમાં વધારો થયો.

અરબસ્તાનના લોકો મૂળે તો એક 'અલ્લા-તાલા' એટલે કે 'પરમેશ્વર'માં માનતા, પરંતુ ધીમે ધીમે સાચી ધર્મભાવના ઓછી થતાં થતાં તેઓ અનેક જાતનાં પૂતળાં તથા બુતોને પૂજતા થયા હતા. અને તે પણ કેટલીક વાર ખાલી આડંબર ખાતર, તો કેટલીક વાર તેમને પૂજવાથી ઐહિક સુખો પ્રાપ્ત થાય એવી બુદ્ધિથી. અરબસ્તાનની જુદી જુદી ટોળીઓ પોતપોતાના ખાસ બુતને માનતી, અને તે બધાંને ઉપર જણાવેલી કાબાની મસીદમાં મૂકવામાં આવ્યાં હતાં. વર્ષના ચાર મહિના આપસ-આપસનાં બધાં વેર-ઝેર ભૂલી જઈ, દેશની બધી ટોળીઓ મક્કાની યાત્રાએ આવતી અને પોતપોતાનાં બુતોની પૂજા કરતી. તે વખતે મક્કામાં યાત્રાળુઓની મોટી ઠઠ જામતી; મેળાઓ થતા; વેપાર રોજગાર ચાલતા; કવિઓના મુશાયરા થતા; અને નાચ ગાન ચાલતાં. મક્કાવાસીઓની ખરી કમાણી આ યાત્રાળુઓ ઉપર જ હતી. આથી તેમનાં મન પણ લોભી થઈ ગયાં હતાં. ધર્મ એ તેમને મારે કમાણીનું સાધન જ બની ગયો હતો. તથા દારૂ, જુગાર અને વ્યભિચાર તેમના જીવનમાં પેસી ગયાં હતાં.

હજરત મહંમદને આ બધી ધમાલમાં ક્યાંય સાચો ધર્મ દેખાતો ન હતો. તે ચતુર પુરુષ સમજી ગયા કે, વહેમ અને લોભ જ આ બધી બુત-પરસ્તીના મૂળમાં છે; અને તેમાંથી લોકોને સદાચાર તથા સુલેહસંપ તરફ વળવાની પ્રેરણા મળવાને બદલે, અરસપરસ વિખવાદ વધારવાનાં કારણ જ મળે છે. સાચો ધર્મ કેવો હોય, તથા આ બધી જુદી જુદી કોમોમાં એ ધર્મ કેમ કરીને લાવવો — એ જ હવે તેમની એકમાત્ર ને મોટી ઝંખના થઈ પડી.

હજરત મહંમદ વર્ષ દરમ્યાન અમુક વખત મક્કા પાસેના હીરા પર્વતમાં જઈને રહેતા, અને ત્યાંની એકાંત ગુફાઓમાં બંદગી કરવામાં સમય ગાળતા. સાચા દિલનો પોકાર લાંબો વખત સંભળાયા વિના શી રીતે રહે? એક વખત (ઈ. સ. ૬૦૯ માં) મોડી રાતે હજરત મહંમદ નિર્જન ગુફામાં પ્રભુને પોકાર કરતા પડ્યા હતા, તેવામાં કોઈ તેમને બોલાવતું હોય એવો તેમને ભાસ થયો. તે અવાજ કહેતો હતો, 'વાંચ', 'વાંચ'.

હજરતે જવાબ આપ્યો, 'મને વાંચતાં નથી આવડતું.' અવાજે કહ્યું, 'ખુદાનું નામ લઈને વાંચ.'

તે જ ક્ષણે જાણે પડળ ઊઘડી ગયાં હોય એમ તેમને લાગ્યું, અને ભગવાને મોકલેલી આજ્ઞાઓ વાંચતા હોય તેમ તે બોલી ગયા. તેમાં એમ કહેવામાં આવ્યું હતું કે, 'ખુદાએ જ માણસ-માત્રને તથા આખી સૃષ્ટિને પેદા કરી છે; તેનો મહિમા અગાધ છે; અને તે જ જ્ઞાનમાત્રનું મૂળ છે.'

આ અપૂર્વ અનુભવથી હજરત નવાઈ પામ્યા. અરબી ભાષામાં તે અનુભવને ખુદા તરફથી આવેલી 'વહી' એટલે કે સંદેશો કહે છે. પોતાને ઉતારે આવી તેમણે ખદીજા બીબીને પોતાનો આ અનુભવ કહી સંભળાવ્યો. પોતાના જેવા માણસ ઉપર મહેર કરીને ખુદા 'વહી' મોકલે એ તેમના માન્યામાં આવતું નહોતું. તો પછી આ અનુભવ કોઈ ભ્રમ કે વળગાડ તો નહીં હોય? પરંતુ ખદીજા બીબીએ એમને આશ્વાસન આપીને કહ્યું કે, 'ખુદાની તમારા ઉપર મહેર છે; તમે નેકીથી વર્તનારા ઈમાનદાર માણસ છો. એટલે તમને ભૂત પ્રેત વગેરે કોઈ પજવી શકે તેમ નથી.'

વહીનો આ અનુભવ હજરતના જીવનમાં ભારે ક્રાંતિકારી બન્યો. એ અનુભવના નાદમાં તેઓ ગુફાઓના એકાંતમાં વધુ ને વધુ રહેવા લાગ્યા. શું ચાલે છે તે બીબી ખદીજા તો સમજી ગયાં હતાં. તેમણે પોતાના પતિને આ કઠણ સમયે પણ ધીરજ અને ઉત્સાહ આપ્યા જ કર્યાં.

કેટલાક સમય બાદ એક રાતે ફરી હજરતને અવાજ સંભળાયો. તેણે કહ્યું, 'હે સોડ તાણીને સૂતેલા! જાગ, અને લોકોને જગાડ. તારા

પરવરદિગારનો મહિમા યાદ કર; પાપકર્મથી દૂર રહે; બદલાની આશા વિના દાન કર; અને સૌ કાંઈ પરમાત્માનું ધાર્યું જ થાય છે એમ જાણી દુઃખસુખ ધીરજથી સહન કર.'

હજરત મહંમદને હવે ખાતરી થઈ કે, 'ખુદા મારી મારફત લોકોને પોતાનો સંદેશ પહોંચાડવા ઇચ્છે છે.' એટલે તેમણે પોતાની ઉપર ઇતબારવાળાં પોતાનાં પરિચિત તથા સંબંધીઓને એ સંદેશ કહેવા માંડ્યો, અને એ રીતે પોતાના જીવનકાર્યની શરૂઆત કરી. ખદીજા બીબી સૌથી પ્રથમ તેમની શિષ્યા થયાં. તેમને તો પહેલેથી જ હજરત અને તેમના પેગંબરપણા ઉપર ઇતબાર હતો. એવો જ ઇતબાર મક્કાના એક આગેવાન ગૃહસ્થ અબુ-બક્રને તથા હજરતના કાકા અબુ-તાલેબના પુત્ર અલીને પણ હતો. તે બંને તથા ઝૈદ નામે એક છૂટો કરવામાં આવેલો ગુલામ તરત જ તેમના શિષ્ય બન્યા.

અબુ-બક્ર જેવા પ્રતિષ્ઠિત માણસ આ નવા પંથમાં ભળ્યા એટલે બીજા પણ કેટલાક લોકો હજરત પેગંબરનાં વચનોમાં શ્રદ્ધા લાવી તેમના શિષ્ય થયા. ત્રણેક વર્ષના ગાળામાં તો તેમની સંખ્યા વધીને ચાળીસ જેટલી થઈ. હવે મક્કાવાસીઓ ચમક્યા. તેમને લાગ્યું કે, આ નવો પંથ જો વધતો ચાલ્યો, તો બુતપરસ્તીનું દેશમાંથી નામનિશાન નીકળી જશે, અને પોતાની કમાણી પણ સાથે સાથે જશે. એટલે તેમણે હજરતના કાકા ઉપર દબાણ લાવવા માંડ્યું કે, તેઓ તેમને પોતાના પંથનો પ્રચાર કરતા અટકાવે. તેમના કાકાએ જ્યારે હજરતને એ વાત કહી, ત્યારે તે બોલ્યા, 'કદી સૂર્ય મારી જમણી બાજુએ અને ચંદ્ર મારી ડાબી બાજુએ આવીને મને અટકાવે, તોપણ હું ઈશ્વરની આજ્ઞાનો પ્રચાર કરતો અટકવાનો નથી.'

પછી તો પેગંબર સાહેબ અને તેમના અનુયાયીઓ ઉપર સીતમની ઝડી વરસવી શરૂ થઈ. હજરત રસ્તે થઈને જતા હોય ત્યારે તેમનો હુરિયો બોલાય, તેમના ઉપર કાંકરા-ધૂળ-જોડકણાં-અને ગાળોનો સામટો વરસાદ વરસે; તે બંદગી કરવા નીચે નમ્યા હોય ત્યારે તેમના ગળામાં ઊંટડીનાં ગંધાતાં આંતરડાં પહેરાવવામાં આવે. તેમના જવા આવવાના માર્ગમાં અંધારે અંધારે કાંટા ઝાંખરાં વેરવામાં આવે; અને કોઈ વાર તો લોકોને બહુ ઝનૂન ચડ્યું હોય, ત્યારે તેમના ગળાની આસપાસ કપડું વીંટી તેને ખૂબ આમળે પણ ખરા.

પેગંબર સાહેબના ગરીબ કે ગુલામ શિષ્યો ઉપર તો આથી પણ વધારે કેર વરસાવવામાં આવતો. તેમને ખરે બપોરે અરબસ્તાનના તાપમાં રેતી ઉપર ચત્તાપાટ સુવાડી રાખવામાં આવે. તેમની છાતી ઉપર પથ્થરની શિલાઓ મૂકવામાં આવે. એક ગુલામનો તો એક એક પગ બે જુદાં જુદાં ઊંટ સાથે બાંધી, પછી તે ઊંટોને વિરુદ્ધ દિશામાં ભગાડીને, તેના શરીરને ચીરી નાખવામાં આવ્યું. એક દાસીને તેનો શેઠ જાતે, થાકીને લોથ થઈ જાય ત્યાં સુધી માર્યા કરતો. તેમ છતાં બધાંનાં હૃદય ઈશ્વર પ્રત્યેની ભક્તિથી અને પેગંબર સાહેબ પ્રત્યેની આસ્થાથી ભરેલાં રહેતાં. ઈશ્વર સૌ સારા માટે કરે છે એમ માની તે સૌ એ બધા જુલમો ધીરજથી સહન કરતાં, અને એકબીજાને બનતી મદદ કરી જીવન નિભાવતાં. છેવટે કેટલાક લોકો ઉપરનો જુલમ અસહ્ય બનતાં, પેગંબર સાહેબે તેમને એબીસીનિયામાં ચાલ્યા જવાની સલાહ આપી. પેગંબર સાહેબના કાકાના કુટુંબનો પણ હવે બહિષ્કાર કરવામાં આવ્યો. તેમને કોઈ કાંઈ વસ્તુ વેચે નહીં કે કશી મદદ કરે નહીં. ઘણા વખત બાદ મકાનની અંદર ભૂખે ટળવળતાં બાળકોની ચીસો બહાર જનારાઓથી સાંભળી ન ગઈ, ત્યારે એ બહિષ્કાર ઉઠાવી લેવામાં આવ્યો.

પરંતુ આ બધી મુશ્કેલીઓ ઓછી હોય તેમ, થોડા વખતમાં જ બીબી ખદીજા તેમ જ પેગંબર સાહેબના કાકા અબુ-તાલેબ એક પછી એક મરણ પામ્યાં. પેગંબર સાહેબના આ બે મુખ્ય સ્તંભ તૂટી જવાથી તેમની સ્થિતિ વધુ કફોડી થઈ ગઈ, મક્કામાં હવે સૌ કોઈ તેમની છડેચોક પજવણી કરવા લાગ્યું. પરંતુ તેથી ડર્યા વગર તેમણે પોતાનું કામ, યાત્રાના દિવસોમાં બહારથી મક્કા આવતા મુસાફરોમાં, ધીરજપૂર્વક ચાલુ રાખ્યું. જોકે, તે વખતે પણ તે લોકોને ચેતવણી આપવા મક્કાવાસીઓમાંથી કોઈ ને કોઈ હાજર રહેતું જ!

પરંતુ ધીમે ધીમે મદીનાના કેટલાક યાત્રીઓને તેમના ઉપર વિશ્વાસ બેઠો. અને તેમણે હજરતને મદીના પધારવા આમંત્રણ આપ્યું. આ તરફ મક્કાવાસીઓએ પણ છેવટનો ઉપાય લેવાનું નક્કી કર્યું હતું: હવે તેમણે પેગંબર સાહેબના મકાનને ઘેરી લઈ, તેમનો વધ કરવાનો પેંતરો રચ્યો. પરંતુ ખુદાને કરવું તે પેગંબર સાહેબ વખતસર ચેતી ગયા અને અબુ-બક્ર સાથે મદીના તરફ ચાલ્યા ગયા. તેમને ચાલ્યા જવાને પૂરતો સમય મળે તે માટે, અલી તેમના બિછાનામાં આખી રાત સોડ તાણી સૂઈ રહ્યો. મક્કાવાસીઓ પેગંબર સાહેબને પથારીમાં સૂતેલા ધારી નિરાંતે આસપાસ બેસી રહ્યા.

પરંતુ બીજે દિવસે સાચી વાત માલૂમ પડતાં, ગુસ્સે થયેલા મક્કાવાસીઓએ પેગંબર સાહેબને પકડવા ચોતરફ માણસો દોડાવ્યાં. આથી તેમને એક ગુફામાં બે ત્રણ દિવસ ભરાઈ જવું પડ્યું. એક વખત તો શત્રુઓ ખોળ કરતા કરતા તે ગુફાના દ્વાર સુધી આવી પહોંચ્યા. અબુ-બક્ર ચિંતાતુર થઈને બોલી ઊઠ્યા, 'હજરત! શત્રુઓ ઘણા છે અને આપણે બે જ જણ છીએ.' હજરતે ગંભીરપણે જવાબ આપ્યો, 'આપણી પાસે ત્રીજો ખુદા છે; અને એ સૌને માટે બસ છે.'

બન્યું પણ એવું કે, તે જ અરસામાં એક કરોળિયાએ ગુફાના બારણામાં જાળું બાંધી દીધું. તે જાળાને જોઈ દુશ્મનોએ માની લીધું કે, તાજેતરમાં કોઈ આ ગુફામાં પેઠું નથી; એટલે તેઓ અંદર પેઠા વગર જ પાછા વળ્યા. હજરત પછી નિર્વિઘ્ને મદીના પહોંચી ગયા.

પેગંબર સાહેબે આ પ્રમાણે ઈ. સ. ૬૨૨માં મક્કા છોડ્યું. આ 'હિજરત'ના દિવસ ઉપરથી મુસલમાનો પોતાનો હિજરી સંવત ગણે છે.

મદીનાના લોકોએ પેગંબર સાહેબને અને તેમના ધર્મને સારો આવકાર આપ્યો. મદીના ગયા છતાં પણ મક્કાવાસીઓએ એમનો પીછો છોડ્યો નહિ. તેમણે વારંવાર મદીના ઉપર ચડાઈઓ કરી, અને ઘણી કતલો થઈ, છતાં પેગંબર સાહેબનું અનુયાયી-મંડળ વધતું જ ગયું; અને છેવટે મક્કાવાસીઓએ તેમને શરણે આવી ઇસ્લામ ધર્મ સ્વીકાર્યો.

હવે હજરત મક્કામાં પધાર્યા. મક્કાવાસીઓએ તો માન્યું હતું કે, જૂના જુલમને યાદ કરીને પેગંબર સાહેબ તેમને સારી પેઠે શિક્ષા કરશે. પરંતુ તેમણે કોઈને હેરાન કીધા નહિ, કે એક પણ ઘર લૂંટાવ્યું નહિ. માત્ર પેલાં જરીપુરાણાં, તથા નર્યા વહેમો અને દુરાચારોનાં આધારરૂપ બનેલાં બુતોને તેમણે તોડી નાખ્યાં.

પેગંબર સાહેબની રીત જ એ હતી કે, જિતાયેલ દુશ્મન પ્રત્યે દાનાઈ બતાવવી, અને તેને ભલાઈથી પૂરેપૂરો વશ કરી લેવો. ખ્રિસ્તી વગેરે જે જે પરધર્મી ટોળીઓ સાથે તેમને યુદ્ધો લડવાં પડ્યાં, તેમના પ્રત્યે પણ, એક વખત શરણે આવ્યા બાદ, તેમણે સારું વર્તન રાખ્યું હતું, અને તેમને પોતપોતાનો ધર્મ અનુસરવાની પૂરેપૂરી છૂટ આપી હતી. 'ધર્મની બાબતમાં જોરજુલમ ન હોય,' એવી તેમની સ્પષ્ટ આજ્ઞા છે. કુરાનની એક આયત છે કે, 'માણસમાં જોરજુલમથી શ્રદ્ધા ન પ્રગટાવી શકાય. ઈશ્વરની કૃપા થાય ત્યારે જ માણસમાં શ્રદ્ધા-ભક્તિ ઉદય પામે.'

ધર્મનો ઉપદેશ કરવા નીકળનારનું જીવન સાફ હોય, તો તેના વર્તન અને તેની વાણીથી બીજાના દિલ ઉપર જેવી અસર થાય છે, તેવી બીજા કશાથી થતી નથી. ધર્મનો પ્રચાર કરવાની આ સાચી રીતથી, પોતાના જીવન દરમ્યાન જ પેગંબર સાહેબે જંગલી તથા ઝનૂની જેવી આરબ ટોળીઓમાં ઇસ્લામનો પ્રચાર કરી દીધો. ઇસ્લામ એટલે 'શાંતિ', અર્થાત્ શાંતિનો ધર્મ. અને ખરેખર, અરબી લોકોમાં એ ધર્મે નામ પ્રમાણે જ કામ કર્યું. ઇસ્લામના પ્રચારને કારણે અરબી પ્રજા એક થઈ, પેગંબરે બતાવેલા સાચા ધર્મમાર્ગે વળી, અને આગળ ઉપર જગતના ઇતિહાસમાં નામના કરી શકી.

પોતાનું એ જીવનકાર્ય પૂરું કરી, ઇસ્લામના પેગંબર હજરત મહંમદ ઈ. સ. ૬૩૨ના જૂન માસની ૮મી તારીખે સોમવારે ખુદાની બંદગી કરતા કરતા આ ફાની દુનિયા છોડી ગયા. એ દિવસ આજ આખા ઇસ્લામી જગતમાં 'બારહ-વફાત'ના નામથી ઊજવાય છે.

# વાચનમાળા કેવી જોઈએ ?

[વાચનમાળાને અંગે હાલમાં છૂટા છૂટા પ્રયત્નો થાય છે તે વખતે, સદ્‌ગત સાક્ષરશ્રી નવલરામે ઈ. સ. ૧૮૮૫માં લખેલો તે વિષય પરનો આ લેખ મનન કરવા જેવો ગણીને, નવલગ્રંથાવલીમાંથી નીચે આપ્યો છે.]

આપણી નિશાળોમાં હાલ ચાલતી વાચનમાળાની સામા મિ. મણિલાલે લખેલા ચોપાનિયાની પહોંચ અમે પ્રથમ આપી ચૂકયા છીએ, અને દિલગીર છીએ કે સ્થળ-સંકોચના કારણથી અત્યાર સુધી એ અગત્યના વિષય ઉપર અમે કાંઈ પણ બોલી શકયા નથી. નિશાળમાં ઘણા પ્રકારની ચોપડીઓ ચાલે, પણ તે સર્વમાં જેને વાચનચોપડી કહીએ છીએ તે ઘણી અગત્યની છે, અને કેળવણીનો ઘણો આધાર તેની ઉપર જ છે. આવતો જમાનો કેવા વલણનો નીવડશે એ ઘણું કરીને તે સમે નિશાળમાં ચાલતી વાચનમાળા ઉપરથી નિશ્ચય થાય છે. એ કારણથી શાણા દેશહિતેચ્છુઓ જનકેળવણી ઉપર અને તેમાં પણ વિશેષે કરીને ચાલતી વાચનમાળા ઉપર ખસૂસ ધ્યાન આપે છે. એ કારણથી જ ભરતખંડનું ભલું ઇચ્છનારા લૉર્ડ રિપન તથા વર્ડ્‌ઝવર્થ સાહેબ વગેરે કેટલાક વિદ્વાનો એવી ભલામણ કરે છે કે જનકેળવણી લોકે પોતાને જ હસ્તગત કરવા યોગ્ય થવું જોઈએ, કેમકે આવતો જમાનો કેવો કરવો જોઈએ તે લોક પોતે જેવું જાણે તેવું સરકારથી જાણી શકાય નહિ.

આવી અગત્યની બાબત ઉપર મિ. મણિલાલે ચર્ચા ઉઠાવવાને પ્રયત્ન કર્યું તેને માટે અમારા એ ઉત્સાહી તરુણ મિત્રને અમે શાબાશી આપીએ છીએ. અગર જો એ ચર્ચા ગુજરાતી પ્રજાએ બરાબર હોંશથી ઉઠાવી લીધી નહિ તે ઉપરથી સાબિત થાય છે કે એવા વિષય ઉપર વિચાર બાંધવાને આપણે હજુ સામાન્યપણે યોગ્ય થયા નથી. એક બે ઠેકાણે એ વિષય કાંઈક ચર્ચાયો તેમાં પણ જોઈએ તેવું ગાંભીર્ય અમને દેખાતું નથી. હજી શિક્ષણ-શાસ્ત્ર સંબંધી આપણે ઘણા જ બેદરકાર અથવા શોક-જનક અજ્ઞાન ધરાવનારા છીએ. માટે વાચનમાળાઓ કેવી જોઈએ એ સામાન્ય વિષય ઉપર જ અત્રે કાંઈ અમે લખીએ તો તે વધારે ફાયદાકારક થઈ પડશે એમ અમને લાગે છે.

લાન્ડન નામનો આધુનિક મહા પ્રસિદ્ધ શિક્ષણશાસ્ત્રી નીચે પ્રમાણે વાચનમાળાના ચાર ઉદ્દેશ વર્ણવે છે:

૧. વાંચવાનો તથા વાંચીને વિવિધ જ્ઞાન મેળવવાનો શોખ બાળકના મનમાં ઉત્પન્ન કરવો.

૨. ભાષાજ્ઞાન આપવું—એટલે ભાષાનું બળ તથા સૌંદર્ય બાળકોના અંતઃકરણને લાગે, અને તેનો તે ઉપયોગ કરતાં શીખે એમ કરવું.

૩. રસદ્વારે નીતિની એવી પરોક્ષ કેળવણી આપવી કે બાળકોની સુવૃત્તિઓ કેળવાઈ મોટી ઉંમરે તેઓ ઉમદા કામ કરતા થાય.

૪. વિવિધ શાસ્ત્રોનાં મૂળતત્ત્વોનું એવું સચોટ પ્રત્યક્ષ જ્ઞાન આપવું કે તે બાબત પછી ગમે તેટલું જ્ઞાન મેળવવા ચાહે તો તેઓ પોતાની મેળે જ પુસ્તકો વાંચીને મેળવી શકે.

આ ચાર ઉદ્દેશમાં ફલાણો વધારે અને ફલાણો ઓછા અગત્યનો છે એમ કહી શકાય નહિ, પણ જો ભેદ પાડવા બેસીએ તો બેશક રસદ્વારે નીતિનો બોધ એ જ ઉત્તમ કામ છે. જે વાચનમાળાથી ઊંચી લાગણીઓ ઉશ્કેરાય, એટલે જે ભણવાથી બાળકના મનમાં હોંસ, ઉદ્યોગ, શૌર્ય, સાહસ, મમતા, સાર્વજનિક બુદ્ધિ, સુજનતા, પરમાર્થ, વગેરેની વૃત્તિઓ પ્રફુલ્લિત થાય, આત્મદમનનો મહિમા સમજાય, અને દુંકામાં ઊંચાં પ્રકારની કામો કરવા તરફ તેનો આત્મા આતુર થઈ જાય, તેના જેવું બીજું દેશને કાંઈ પણ શ્રેયકારક નથી. એના મોઢા આગળ સામાન્ય જ્ઞાન, ઇતિહાસ, ભૂગોળ, પદાર્થવિજ્ઞાન, કે કળાકૌશલ્યની વાતો પાંચ વધારે કે ઓછી શીખવાઈ તો તેમાં શી વિસાત છે? જે ગુણોવડે પોતાનું તથા પારકાનું ભલું કરવાની શક્તિ મળે છે તે ગુણો જ આ લોક અને પરલોકને અર્થે ખરા કામના છે અને જો એ ગુણો ન કેળવાયા તો બીજી સઘળી કેળવણી કાંઈ પણ કામની નથી. વિવિધ કેળવણીમાં નીતિની કેળવણી એ જ ઉત્તમ કેળવણી છે, પણ તે આપવી બહુ મુશ્કેલ છે. એ કાંઈ ભણાવવાથી આવતી નથી. સુનીતિ આપવાને માટે તો વૃત્તિઓ જ સુમાર્ગે વળવી જોઈએ, અને તે જેવી વાર્તાઓ કે દૃષ્ટાંતથી વળે છે તેવી વ્યાખ્યાનબોધથી કયારે પણ વળતી નથી. તે માટે રસ એ નીતિની કેળવણીનું ખરું દ્વાર છે.

રસિકતા એ પહેલો ઉદ્દેશ પાર પાડવાને માટે પણ એટલી જ અવશ્યની છે. વાચનમાળાની ચોપડીઓ એવી

જોઈએ કે બાળકો પોતાની ગમતને માટે નવરાં પડયાં હોય ત્યારે પણ હોંશે હોંશે વાંચે. ખાનગી વાચનનો શોખ ઉત્પન્ન કરવાનું પ્રથમ સાધન એ જ છે, અને તેથી વાચનમાળામાં કદાપિ પણ કઠણ, કંટાળા ભરેલા, કે ગોખણિયા વિષયો દાખલ કરવા જોઈએ નહિ. અને શૈલી તો સઘળે સ્થળે વિચિત્ર તથાપિ મનોહર જ જોઈએ.

બીજાં બધાં પુસ્તકો કરતાં વાચનમાળામાં વિશેષતા એ રહેલી છે કે, તે તો ઉત્તરોત્તર જેની જ્ઞાનબુદ્ધિ વૃદ્ધિ પામતી જાય છે તેવાને માટે લખવાની છે, અને તેથી વાચનમાળામાં ભાષા તથા અર્થ ઉત્તરોત્તર વૃદ્ધિ જ પામતા જવા જોઈએ, અને વળી તે વૃદ્ધિ બાળકનાં જ્ઞાનબુદ્ધિ જે અનુક્રમમાં વૃદ્ધિ પામે છે તેની સમાંતર જ ચાલી જવી જોઈએ. બાળકમાં જે ઉંમરે જે શક્તિ વધારે ખીલવા પર આવેલી હોય, તે શક્તિને અનુસરતા જ પાઠ તે ઉંમરે ભણવાની વાચનચોપડીમાં આવવા જોઈએ. ઉપરના વિચારથી વાચનમાળાની ચોપડીઓનાં ત્રણ પગથયાં પડે છે, અને તે દરેક પગથિયે ઉપર કહેલા ચારે ઉદ્દેશ રહેલા હોય છે, તો પણ તેનું સંમિશ્રણ તથા વ્યવસ્થા જુદી જુદી રીતે જ કરવી જોઈએ.

**૧લું પગથિયું:** આ પગથિયે બાળકના હાથમાં પહેલવહેલી જ ચોપડી આવીને પડે છે. એની ઉંમર હજી માત્ર પાંચ સાત વર્ષની જ હોય છે. હજી એનામાં માત્ર ઇંદ્રિયજ્ઞાનની શક્તિઓ જ ખીલેલી છે, અને તે પણ જોઈએ તેવી નહિ. વસ્તુઓનાં નામ અને તેના થોડા ગુણ એ જ એના જ્ઞાનની પરિસીમા છે. શબ્દજ્ઞાન પણ એ જ પ્રમાણમાં બહુ થોડું—નહિ જેવું છે. બાળક પોતાના વ્યવહારના જ શબ્દો જાણે છે. મોટાની બોલી એ હજુ બરાબર સમજી શકતું નથી, અને પુસ્તકી ભાષા તો એને કેવળ પરભાષા સમાન જ છે, જે એને ધીમે ધીમે પણ પર્યંતે બરાબર શીખવવી એ એક વાચનમાળાનો મોટો ઉદ્દેશ છે. માટે આ પહેલા પગથિયાની વાચનચોપડીનું પહેલું કામ તો એ જ છે કે દરેક પાઠમાં થોડા થોડા નવા શબ્દ શીખવવા અને પાછળ આવી ગયેલા શબ્દોને તેમાં પુનરાવર્તન કરી પાકા કરાવવા. આ શબ્દો નવા ખરા પણ એવા જોઈએ કે જેના અર્થનું જ્ઞાન બાળકને પોતાના અનુભવ ઉપરથી થયેલું હોય. એટલે, જે વિચાર તો બાળકના મનમાં ઉત્પન્ન થયા છે પણ તેને માટે કયા શબ્દો વાપરવા જોઈએ તેની તેને ખબર નથી એવા શબ્દો જ ચતુરાઈથી ધીમે ધીમે એ ચોપડીમાં દાખલ કરવા જોઈએ. જેમ શબ્દો, તેમ જ પાઠની મતલબ પણ, બાળકો જે ચીજો રોજ જુએ છે, સાંભળે છે તે સંબંધી જ જોઈએ. અને તે વાતચીતની ઢબે કે વાર્તારૂપે જ લખવી જોઈએ એ વાર્તાનાં પાત્રો પણ બેશક બાળકો જ જોઈએ. કોઈ વેળા માબાપ કે મોટાં ભાંડુની સાથે સંવાદ ચાલતો હોય એમ પણ લખી શકાય. તોપણ ભાષા તો બાળકને અનુસરતી જ રાખવી જોઈએ. અનુસરતી એટલે બાળક ભાગુંતૂટું બોલતાં હોય તેવી જ એમ નહિ, પણ તેની રચના કાયમ રાખી આપણે તેને સુધારી આપીએ તેવી, બાળકથી સમજાય એવી, અને તે એમ જાણે કે આ તો મારી જ બોલી છે એવી હોવી જોઈએ મોટાની બોલીમાંના શબ્દો કોઈ કોઈ આવે તો ચાલે, પણ વાકયરચના તો બાળભાષાને મળતી જ જોઈએ.

મતલબ કે આ પગથિયે નવું જ્ઞાન આપવા કરતાં વાંચવામાં રસ લાગે અને શબ્દનો ભંડોળ વધે એ ઉપર જ વિશેષ લક્ષ રાખવાનું છે.

**૨જું પગથિયું:** આ પગથિયે વાચનસિદ્ધિ થઈ ચૂકી છે. બાળકને પોતાના અનુભવની વાતચીત યોગ્ય ભાષામાં કરતાં આવડયું છે. એની ઉમ્મર ઓછામાં ઓછી પૂરાં સાત વર્ષની તો થઈ જ ચૂકી છે. પોતાની ઇંદ્રિયોના ઉપયોગથી જેટલું જ્ઞાન એનાથી મેળવી શકાય તેટલું એ મેળવી ચૂક્યો છે, એટલે સામાન્ય જ્ઞાનનો કેટલોક સંગ્રહ એનામાં થયો છે. હવે પોતાના અનુભવમાં ન આવેલી એવી વસ્તુઓનું જ્ઞાન તે સાભળી કે વાંચીને મેળવી શકે એવો થયો છે. અલબત એ નવી વસ્તુઓની હકીકત એના અનુભવને લગતી અને તે ઉપરથી સમજાય એવી જ જોઈએ, પણ હવે એની નજર આગળની વસ્તુઓ વિષે જ પાઠ લખવાની જરૂર રહી નથી. હવે એનામાં કલ્પનાશક્તિનો ઉદય થયો છે અને તેની મદદ વડે એના જ્ઞાનમાં વધારો કરવાનો સમય આવ્યો છે. આ સમે વાતચીતનું રૂપ મૂકી વર્ણન કે કથનરૂપે ઘણા પાઠ લખી શકાશે. પરદેશના વિલક્ષણ પદાર્થો કે રીતભાતનાં વર્ણન, પરાક્રમી તથા સાહસિક સ્ત્રીપુરુષોનાં ચરિત્ર, હિતોપદેશના જેવી આખ્યાયિકાઓ, તથા નીતિબોધકથાઓ પણ જો અસંભવિત ને ટાહેલા ભરેલી નહિ હોય, તો બાળકો હોંશે હોંશે વાંચશે અને તેથી જ્ઞાનનીતિમાં ઘણો વધારો થશે. વિવેચનરૂપનું લખાણ પણ થોડું ને સરલ અને અતિશયોક્તિરહિત હશે તો બાળકને સમજાશે અને રુચશે. પણ આ પગથિયે વાંચવામાં રસ લગાડવો એ જ મુખ્ય કામ છે, અને તે કલ્પનાશક્તિને લાયકના પાઠ દાખલ કરવાથી મનમાનની રીતે બની શકે છે. આવા પાઠથી કલ્પનાશક્તિ તથા રસિકતા ખીલે છે એટલું જ નહિ પણ મનની ઊંચી વૃત્તિઓ ઉશ્કેરાય છે અને સુઘડ સુનીતિની કેળવણી મળે છે. હજી તોલનશક્તિનો ઉદય થયો નથી અને તેથી તદ્દ્વારે નીતિબોધ કરવાનો વિશેષ પ્રયત્ન કરવો એ

કેવળ નિરર્થક જ નહિ, પણ તે ઉપર અભાવ ઉત્પન્ન કરનારો ઘણી વખત થઈ પડે છે. નાના કે મોટા સર્વેમાં નીતિનો આધાર જેટલો લાગણીઓ ઉપર રહેલો છે તેટલો તોલનશક્તિઓ ઉપર રહેલો નથી; અને તેથી કલ્પિત કે થઈ ગયેલા મહાપુરુષોનાં રસમય પરાક્રમો સાંભળી વૃત્તિઓ જેટલી મહાન કર્મો તરફ વળે છે તેટલી કદી પણ સૂકા ધર્મબોધથી વળતી નથી. આ વાત પણ બાળકેળવણીના રક્ષકોએ કદી ભૂલવી જોઈએ નહિ, કેમકે સુવૃત્તિઓનું યથાયોગ્ય પરિપોષણ ન કરતાં માત્ર તોલનશક્તિને જ કેળવ્યાથી તો માણસો બહુધા સ્વાર્થી, ખંધા, અને પાપિષ્ઠ પણ નીવડે છે. પદાર્થવિજ્ઞાનનો પિતા અને તોલનશક્તિનો નમૂનો જે લૉર્ડ બેકન તે કેવો સ્વાર્થી, ખુશામતિયો, લાંચિયો, અને કૃતઘ્ની નીવડ્યો હતો તે તો જગતમશહૂર છે મતલબ કે આ પગથિયે કલ્પનાશક્તિ તથા રસજ્ઞતાને પરતાં મૂકી સામાન્ય જ્ઞાન કે તોલનશક્તિ ઉપર વિશેષ લક્ષ આપવું એ બાળકની કેળવણીમાં પરિણામે બહુ જ વિનાશકારક છે, અને ઘણા બાળકમાં તો આ અવસ્થાએ તોલનશક્તિ કેળવવા જોગ જ થયેલી હોતી નથી

ત્રીજું પગથિયું: ઘણું કરીને ૧૨ વર્ષની ઉંમરે શરૂ થાય છે. હવે વાર્તાઓ થોડી, અને સઘન જ્ઞાન મળે તથા વિચારશક્તિ કેળવાય એવા પાઠ વધારે આવવા જોઈએ. તેમ જ પાઠ છેક નાના નાના પણ ન જોઈએ. આ પગથિયાના છેલ્લા ભાગમાં તો વિષયને પોતાની મેળે તથા અખંડ લક્ષ આપીને શીખવાની શક્તિ પણ બાળકમાં કેળવાય એવી રીતે રચના કરવી જોઈએ એ માટે પ્રત્યેક વિદ્યાનાં મૂળતત્ત્વોનું ટૂંકામાં પણ સંબંધિત વ્યાખ્યાન એક સ્થળે આપ્યું હોય, તો વધારે ફાયદો થાય. પણ આ પ્રમાણે વાચનમાળાની છેલ્લી ચોપડીમાં જ થઈ શકે. તે પહેલાંની ચોપડીઓમાં તો એ વિદ્યાઓમાં પ્રવેશ કરાવી શકે એવા સૂચક ને સંવાદરૂપ પાઠ જ આવવા જોઈએ.

આ પગથિયે સૃષ્ટિસૌન્દર્યનાં વર્ણન, ટૂંકાં જીવનચરિત્રો, ઐતિહાસિક બનાવો, મોટી શોધોની હકીકત, સાધારણ વિષયો ઉપર નાના નિબંધો, તથા ભૂતળાદિક અનેક પદાર્થવિજ્ઞાનની શાખાભૂત વિદ્યાઓનાં મૂળતત્ત્વ શીખવવાં જોઈએ. મતલબ કે હવે કલ્પનારંગને છોડી સત્યના રંગની ખૂબી પિછાનવાં બાળકોને શીખવવું જોઈએ, રસને સારુ જ નહિ, પણ જ્ઞાન મેળવવાને સારુ પણ વાચન છે એ વાતની બાળકને હવે સમજ પડવી જોઈએ. અથવા યથાર્થતાથી બોલીએ તો કાલ્પનિક વાતોમાં જ નહિ પણ આ વિશ્વના સત્ય સ્વરૂપના દર્શનમાં જ ખરો રસ રહેલો છે એ વાતનો હવે બાળકને કાંઈ અનુભવ કરાવવો જોઈએ. એને એવા અનુભવથી બતાવવું જોઈએ કે વાર્તાની પેઠે જ વિદ્યાના પાઠ પણ સમજીને વાંચી શકીએ તો આનંદ આપે છે. એને અનુભવ થવો જોઈએ કે કલ્પનાશક્તિને વાપરવાથી જેમ મજા પડે છે તેમ જ નવીન જ્ઞાન સંપાદન કરવાથી અથવા તોલનશક્તિ વાપરવાથી પણ મનને હર્ષ ઉત્પન્ન થાય છે.

આ પગથિયે જ ભાષાશૈલીનો રસ પણ બાળકો સમજતા થશે એકની એક વાત આમ લખવાથી સારી દેખાય છે અને આમ લખવાથી બગડી જાય છે એ સમજવાનું આ ટાણું છે ભાષાનું બળ કે સૌંદર્ય તે કેમ થતું હશે તેની હવે આ પગથિયે કાંઈ સમજણ પડી શકે આ પ્રસંગે બાળભાષા છોડી એને શિષ્ટ ભાષામાં પ્રવેશ કરાવવાનો છે. શિષ્ટ ગ્રંથકારોની જે વિવિધ શૈલીઓ—વિચાર તથા ભાષાથી બનેલી જે શૈલીઓ હોય તેથી એને વાકેફગાર હવે કરવો જોઈએ, અને તે અર્થે તેવા ગ્રંથોમાંના કેટલાક ઉતારા ખસૂસ આ પગથિયે આપવા જોઈએ

સુવૃત્તિઓને કેળવવાનું ઉત્તમ સાધન જે કવિતા તે ત્રણે પગથિયે જરૂરની છે, તોપણ બીજે પગથિયે તે છૂટથી વાપરી શકાય છે અને આ પગથિયે તો તર્કશક્તિ તથા રસજ્ઞતાને પરિપૂર્ણ કરવા માટે તેનો જ મુખ્ય આધાર છે. ગદ્યપદ્યના વિષયોમાં તથા શૈલીમાં કેટલો ફેર છે તેનો કાંઈક ભાસ આ પગથિયાની વાચનચોપડીઓ વાંચતાં ભણનારને થવો જોઈએ અને આ પગથિયે જ તે ગદ્ય અને પદ્યના જુદા જુદા સ્વાદને ઓળખતો તથા ચાહતો થવો જોઈએ.

આ રીતે પગથિયાવાર વાચનમાળાની ચોપડીઓમાં ઘણો ફેર રાખવાનો છે, તોપણ તેમાં કેટલાક ગુણ સામાન્ય પણ હોય છે. ભાષા તથા અર્થની ઉત્તરોત્તર વૃદ્ધિ એ તો આપણે પ્રથમ જ ગણાવી ગયા છીએ, અને એ ગુણ વિનાની વાચનમાળા તો ગમે એવી સારી હોય, તોપણ કાંઈ જ કામની નહિ. પણ એ ઉપરાંત બીજા પણ કેટલાક ગુણ જરૂરના છે. વાચનમાળા નીચેના છ ગુણવાળી જોઈએ. ૧ મનની સઘળી શક્તિઓને કેળવે એવી. ૨. ભણનારની ઉંમરે જે શક્તિઓ ખીલવા માંડી હોય તેને વિશેષ કેળવણી આપે એવી. ૩. વિવિધ વિષયોથી ભરપૂર ૪. વિવિધ શૈલીમાં લખાયેલી. ૫. વાંચતાં રસ ઊપજે એવી. ૬. મન ઉપર છાપ પાડી શકે એવાં થોડી જ વિગતવાળાં પણ ચોખ્ખાં અને સુંદર ચિત્રવાળી

૨૫૦ નવલરામ

# સામાજિક જવાબદારી

વિચારક પુરુષો કહે છે કે, આજના લોકમાં સામાજિક ગુણોની ભારે ઊણપ જણાય છે; તેથી કરીને આજના સમાજને ઘણું દુઃખ વેઠવું પડે છે. માણસ એક વ્યક્તિ તરીકેના વ્યવહારમાં સારો સુશીલ ને વિવેકી હોય છે; પરંતુ સામાજિક કામમાં એના એ ગુણો ક્યાંક ઊડી જાય છે. આના અનેક દાખલા આપી શકાય. આપણી ગંદકી જ જુઓ. આપણાં ઘર કેવાં સ્વચ્છ હોય છે! પણ આપણી પોળો, આપણી શેરીઓ, આપણાં ફળિયાં, આપણાં ગામડાં કેમ નથી હોતાં? એનું એક જ કારણ છે કે, આપણે સામાજિક જવાબદારીનો ગુણ જોઈએ તેટલો કેળવ્યો નથી; આપણે સામાના સુખ માટે બેદરકાર રહીએ છીએ. મારા આંગણાનો કચરો વાળીને હું પડોશીના આંગણામાં ફેંકું; મારી બારીએથી હું કચરો ફેંકું, પાણી ઢોળું, થૂંકું, અને એમ કરતાં નીચેથી ચાલનારનો ખ્યાલ સરખો ન કરું! આ કેવી બેજવાબદારી, કેવી બેદરકારી ગણાય?

કાયદામાં એક કહેવત છે કે, 'તમારી વસ્તુનો એવો ઉપયોગ કરો, જેથી બીજાને હાનિ ન પહોંચે.!' એ માત્ર વકીલોને વિતંડાવાદ કરવાને સારુ નથી ઘડાયેલી, પણ એક ધાર્મિક સિદ્ધાંતની સૂચક છે. એ જ વાક્ય ગીતાજી બીજી રીતે કહે છે, 'જે મનુષ્ય પોતાને બીજામાં જુએ છે અને બીજાને પોતામાં જુએ છે, તે જ જોનારો છે, તે જ જ્ઞાની છે.' અહિંસાના આ સાર્વજનિક, સર્વોત્તમ અને મૂળરૂપ સિદ્ધાંતનો આપણે ડગલે ને પગલે ભંગ કરીએ છીએ, તેથી જ આપણને અને આપણા સમાજને અનેક આફતો અને પંચાતો વહોરવી પડે છે.

ઉપર એક ગંદકીનો જ દાખલો આપ્યો છે. પરંતુ જમીનની, ખેતરની, લેવડદેવડની વગેરે અનેક બાબતોમાં ઊંડે ઊતરીને જોઈશું તો સ્પષ્ટ જણાશે કે, આપણે આપણો સમાજ-ધર્મ બરોબર નથી બજાવતા તેથી બધા ગૂંચવાડા ઊભા થાય છે.

સુધરાઈએ રસ્તા પર મૂકેલું ફાનસ, મોરી તથા રસ્તાની સવડ વગેરેનો તેમ જ રેલવે વગેરે બીજી સાર્વજનિક સુખસગવડોનો ઉપયોગ કરવામાં પણ જે અનેક જાતની બેદરકારી જોવામાં આવે છે, તેથી પણ કેટલો ત્રાસ વેઠવો પડે છે? આ બધામાં ઉપર કહેલું કાયદાનું કે ધર્મનું વાક્ય જો પાળવામાં આવે, તો કેટલો બધો ફેર પડે?

દેશના રાજતંત્ર અને સરકાર સાથેના વર્તનમાં પણ આવી જ ઊણપો જોવામાં આવે છે. આજના જમાનામાં પ્રજાતંત્ર એ લોકપ્રિય રાજપદ્ધતિ મનાય છે. એ પદ્ધતિની સફળતાની ચાવી પ્રજાની સામાજિક કેળવણીમાં રહેલી છે. પ્રજાના દરેક માણસે આખા દેશને પોતાના ઘર સમાન ગણીને અને તેમાં વસતા દરેકને પોતાના ભાંડું બરોબર સમજીને વર્તતાં શીખવું જોઈએ. પોતાના દેશનું સ્વરાજ બરોબર ચાલે તેને સારુ જે જે ગુણો કેળવવા જોઈએ તે કેળવવાનો તથા જે જે ફરજો અદા કરવી જોઈએ તે અદા કરવાનો તેના દરેક શહેરીએ પોતાનો ધર્મ સમજવો જોઈએ. જે દેશમાં આ પ્રકારની સમજ ન વધે તે દેશ જો સ્વરાજ ભોગવતો હોય તો તે પોતાનું સ્વરાજ ન સંભાળી શકે; તે દેશના લોકો સલાહસંપથી લાંબો કાળ ન રહી શકે.

એક જ દાખલો લઈએ. અમલદારોને લાંચરુશવત અપાય છે એ સૌ દેશોમાં બનતી વાત છે. પરંતુ જે દેશના પ્રજાજન પોતાના સમાજ-ધર્મમાં કેળવાયા હોય, તેઓ આવું

પાપ કદી નહીં કરે. પોતાને સોંપેલું કામ કરવું એ દરેક સરકારી કે ખાનગી નોકરનું કર્તવ્ય છે. તે ન કરે, તો એ દંડને પાત્ર થાય છે; દેશની એ અસેવા કરે છે. પરંતુ, એ લાંચ લે છે અને સ્વાર્થી અને સંકુચિત મનના લોકો પોતાનો નાનકડો લાભ જોઈને એ આપે છે. કેટલાંક ખાતાં તો લાંચિયાં તરીકે સૌ કોઈ ઓળખે છે. તે ખાતામાં કોઈ નોકર હોય તો એમ જ પુછાતું સાંભળ્યું છે કે, 'ભાઈ, શો પગાર મળે છે?' પછી બીજો સવાલ પુછાય, 'અને બીજું?' આ બીજું એટલે લાંચ! જાણે કે, પગાર જેટલો જ એના પર નોકરનો અધિકાર ન હોય! આ કુટેવને માટે આપણે અમલદારને જ એકલાને નિંદવો ન જોઈએ. તેને એ કુટેવ પાડનાર અને તેને નભવા દેનાર પ્રજાજનો પણ તેના જેટલા જ જવાબદાર છે. બલકે, તેઓ જ વધારે જવાબદાર છે, કારણ કે, તેમણે જ, તેને આ ટેવ પાડી છે; તેઓ ધારે તો તેની તે ટેવ તરત જ નાબૂદ કરી શકે.

આવી રીતે વિચારપૂર્વક પોતાનું વર્તન ઘડવું એ ધર્મદૃષ્ટિએ પણ જરૂરનું છે. અને એથી જ સમાજમાં યોગ્ય વર્તન રાખવું એ ધર્મનો જ એક ભાગ છે. એ ભાગને સમાજ-ધર્મ કહેવામાં આવે છે. એનો પાયો ઉપર કહેલી જવાબદારી કે પારકાના સુખની દરકારમાં રહેલો છે. આ ગુણમાંથી અનેક નાના મોટા બીજા ગુણો ફૂટે છે. તે બધા સામાજિક ગુણો પણ ચારિત્ર્યનો એક ભાગ ગણાય. તેથી દરેકે આ ગુણો સંભાળપૂર્વક પોતામાં કેળવવા જોઈએ. એમાં સફળ સ્વરાજની ચાવી રહેલી છે.

# ગરીબાઈ વધારવાનો ધંધો!

વહાણું વાયું. સવારની ગાડી આવી. એક શેઠે હોકો પીતાં પીતાં છાપાવાળા પાસેથી છાપું લીધું. થોડા આમતેમ ભાવ વગેરે જોઈને છાપું પડતું મૂક્યું અને પાછા હોકાની લહેરમાં પડ્યા. એક જુવાનિયો ત્યાં થઈને જતો હતો. તેણે છાપું જોયું એટલે શેઠને પૂછ્યું, 'કાકા! આજ શા ખબર છે?'

શેઠ — બે ટકા તેજી આવી છે.

યુવાન — અરે! હું તો સમાચાર પૂછું છું. તમારી તેજી મંદીનું અમારે શું કામ?

શે૦ — લો! જુઓ. આ પડ્યું છાપું. અમે અમારું જોવાનું જોઈ લીધું. હવે તમારે જોવું હોય તે જુઓ.

યુ૦ — તમે પૈસો ખરચીને છાપું લો છો અને સમાચાર પણ વાંચતા નથી! આ ભયંકર યુદ્ધ ચાલે છે તેના કંઈ ખબર રાખતા નથી!

શે૦ — એ બધી અમને સમજણ ન પડે. અમારે તો વાયદાનો ધંધો, એટલે ભાવ જોવા પૈસો ખરચીએ.

યુ૦ — કાકા! તમે આ દુકાનનો ધંધો છોડીને આ સટ્ટામાં ક્યાં પડ્યા?

શે૦ — અરે! દુકાનમાં તો શી કમાણી છે? એક મણ વેચીએ ત્યારે માંડ આનો બે આના મળે. ધૂળ ખાઈએ, વૈતરું કરીએ, ઉધાર આપીએ, ત્યારે મહિને છ મહિને માંડ પૈસા બંધબેસે. આ વાયદામાં ફાવ્યા તો એક દહાડામાં આખા મહિનાની કમાણી મળી જાય.

યુ૦ — અને એક દહાડામાં આખા મહિનાની કમાણી જાય પણ ખરી ને? અને મળે તોપણ એકના ખિસ્સામાંથી બીજાના

ખિસ્સામાં ! એમાં નવું ધન શું પેદા થયું ?

શે૦ — ત્યારે નવું ધન પેદા થયા વગર આવ્યું ? એ તો પૈસા એમ જ ફર્યા કરે. માલ વેચીને બીજાની પાસેથી પૈસા લઈએ છીએ તેમ આ પણ વેપાર કરીને બીજાની પાસેથી પૈસા લેવાના. એમાં ફેર શો ?

ચુ૦ — માલ વેચો તેમાં તો કંઈક કામ કરીને તેના બદલામાં પૈસા લો છો, ત્યારે આ તો વગર કામ કર્યે પૈસા મેળવો છો.

શે૦ — વગર કામ કર્યે કેમ ? એનો વિચાર કરવો પડે, હિસાબ રાખવો પડે, વગેરે માથાકૂટ તો ખરી જ ને ?

ચુ૦ — એ માથાકૂટ પૈસા પડાવવા પૂરતી. એમાં સમાજનું કંઈ કામ થતું નથી. એ તો દેશની ગરીબાઈ વધારવાનો ધંધો છે.

શે — તમે તો જેમાં તેમાં દેશની વાત લાવો છો. એથી દેશ ગરીબ શાનો થાય ? પૈસા તો જે હતા તે ને તે રહ્યા.

ચુ૦ — હા ! પૈસા તો એકના ખિસ્સામાંથી બીજાના ખિસ્સામાં જાય, પણ જે લોકો પોતાનો ધંધો છોડીને આવો ધંધો કરે છે, તેઓ પોતાનું ચાલુ કામ બગાડે છે તેટલા પ્રમાણમાં દેશ ગરીબ જ થાય. જેટલું ઉપયોગી કામ ઓછું થાય અને બિનઉપયોગી કામમાં વખત બગડે તેટલા પ્રમાણમાં ગરીબાઈ વધે.

શે૦ — પણ આ તો કાયદેસર વાયદાનો ધંધો છે. અમે જુગાર નથી રમતા કે સટ્ટો નથી કરતા.

ચુ૦ — એ બધું એકનું એક ! કાયદાને નામે ખેલાતો જુગાર એ વાયદો. છેવટે એનું પરિણામ એક જ આવે છે કે, લોકો ઉપયોગી ધંધા છોડીને જલદી પૈસાદાર થવા માટે આવા ધંધામાં પોતાનો વખત બગાડે છે. જુઓ ને ! આપણા ગામમાં વાયદાનું મહાજન થયા પછી કેટલા લોકો પોતાનો ચાલુ ધંધો છોડીને હોલમાં જતા થયા છે ? જેઓ કાયદેસર રીતે વાયદાનો ધંધો નથી કરી શકતા, તેઓ ચોરી-છૂપીથી ફીચરનો ધંધો કરે છે. બધામાં વૃત્તિ એક જ કે, મજૂરી કરીને પૈસો કમાવો નહિ, પરંતુ સટ્ટો કરીને પૈસા કમાવા. આ વૃત્તિને લીધે લોકોને પ્રમાણિક મજૂરી કરવાની ઇચ્છા જ નથી થતી. આ તો ભારે અનિષ્ટ છે. દેશની ગરીબાઈમાં તેથી વધારો થયા વગર રહે નહિ.

શે૦ — એ બધું તમે ભણેલા સમજો. અમે તો જે રીતે કમાણી થાય તે રીતે કમાવાનું સમજીએ. જો એ ધંધો ખરાબ હોય તો સરકારે તે બંધ કરવો જોઈએ. કાયદાની હદમાં રહીને કમાણી કરવી એમાં કંઈ ખોટું નથી.

ચુ૦ — એ વાત સાચી ! એ કાયદેસર ભલે હોય, પરંતુ દેશનું તેમાં નુકસાન જ થાય છે, એ વાત પણ એટલી જ સાચી છે. ઠીક ! આપણે તો સવારના પહોરમાં ઊંડી વાતોમાં ઊતરી ગયા. લાવો ! જરા છાપું જોઈ લઉં.

વિ૦

દર સૈકામાં એક વાર ખ્રિસ્તીઓના જીસસને નાઝરેથનો જીસસ લેબેનોનના પર્વતોમાં એક બગીચામાં મળે છે. તેઓ બે લાંબે સુધી વાતચીત કરે છે અને દરેક વેળા ખ્રિસ્તીઓના જીસસને નાઝરેથનો જીસસ આ પ્રમાણે કહીને છૂટા પડે છે: 'ભલા ભાઈ, મને લાગે છે કે આપણે કદી જ એકમત નહિ થઈએ.'

ખલિલ જિબ્રાન

# નવું વાચન

**સાહિત્ય પાઠમાળા પુ. ૧લું** [પાન ૧૭૬, કિં. ૦-૬-૦]; પુ. ૨જું [પાન ૧૮૭, કિં. ૦-૬-૬]; પુ. ૩જું [પાન ૨૦૮, કિં. ૦-૭-૦]; સંપા૦ પોપટલાલ જે. અંબાણી અને નાથાલાલ ભા. દવે; પ્રકા૦ કા. બેચર મેઘજી ઍન્ડ સન્સ, રાજકોટ

સરકારી વાચનમાળાનું પ્રકાશન બંધ થવાથી ઊભી થયેલી જરૂરતને પહોંચી વળવાના સ્પષ્ટ ઉદ્દેશસર, વાચનમાળાની પાંચમી, છઠ્ઠી અને સાતમી ચોપડીને સ્થાને ઉપયોગમાં લેવા માટે, આ ત્રણ પુસ્તકો પ્રસિદ્ધ કરવામાં આવ્યાં છે. જૂની વાચનમાળાનું સ્થાન લેવા 'એક નહીં, પણ અનેક નવી વાચનમાળાઓ તૈયાર થવાની જરૂર છે,' એ જાતના સંપાદકોના મંતવ્ય સાથે એકમત થવા છતાં, જે જાતની માળાઓ આ સંપાદકોએ તૈયાર કરી છે, તે જાતની અનેક માળાઓ વાચનમાળાનું સ્થાન લેવા પ્રસિદ્ધ થાય, તો તેથી કશો જરૂરી ઉદ્દેશ સરશે, એમ અમને લાગતું નથી. આ સંપાદકોએ કહ્યું છે તેમ, 'છેલ્લા ત્રણ દાયકામાં ગુજરાતી ભાષામાં જે બાલ અને કિશોર સાહિત્ય ઠીક ઠીક ફૂલ્યું ફાલ્યું છે...તેવા સાહિત્યનો ઉપયોગ કરીને' નવી નવી વાચનમાળાઓ તૈયાર થવા માંડે, તો જેમનો વાચનનો રસ નાનપણથી જ બગાડી મૂકવામાં આવ્યો છે તેવાં ખાધેપીધે સુખી લોકોનાં બાળકોના મનોરંજનાર્થે ઇતર વાચનની ચોપડીઓ પૂરતી થોડીઘણી ગરજ ભલે સરે, પણ વાચનમાળાની ગરજ ભાગ્યે જ પાર પડે. વાચનમાળા તો દેશનાં ગરીબ-તવંગર સૌ બાળકોને ભવિષ્યનાં ઉપયોગી કામદાં નાગરિકો બનાવવા માટે યોજેલી વસ્તુ હોય. 'બાળકને રસ નહિ પડે તો?' એ બીક માથા ઉપર લટકતી રાખીને, થોડી ઘણી સારી નરસી વાતો ભેગી કરવી, વચ્ચે એકબે કહેવાતી વૈજ્ઞાનિક માહિતીના પાઠ મૂકવા, (તે પણ રસ પડે તેવા જ વિષયોને લગતા, અને માત્ર રસ પડે તેટલી જ ઉપરછલી વિગતો પૂરતા,) પાંચ સાત પ્રવાસ-પ્રકૃતિ-પ્રાણી-પંખી-વર્ણનના પાઠ મૂકવા, અને વચ્ચે થોડાંક નવાં જોડકણાં ઘાંટી લેવા — એટલી સામગ્રીથી[1] કંઈ ભવિષ્યનો દેશજન ઘડનારી વાચનમાળા ન બને. આજકાલનું કહેવાતું બાલકિશોર સાહિત્ય પણ ભાગ્યે જ એ દૃષ્ટિએ લખાતું હોય. એ સાહિત્યના બધા લેખકો પણ કસાયેલી કલમવાળા, કે બાળકો અને કિશોરોની સાચી કેળવણી ઘડવાનો સ્પષ્ટ ઉદ્દેશ રાખનારા જ હોય એમ કહેવાય! ઉપરાંત તેમાંથી કેટલા ભાગના લખાણને 'સાહિત્ય' પણ કહી શકાય એ પણ વિચારવાનું રહે છે. આવી સ્થિતિમાં તે 'સાહિત્ય'માંથી જ બધી સામગ્રી વીણી લઈ 'વાચનમાળા' ગોઠવી લેવાના પ્રયત્નો શરૂ થાય, તો આજે જૂની સરકારી વાચનમાળાને બદલે નવી વધુ ઉપયોગી વાચનમાળા તૈયાર કરવા માટે મળેલી તકને એળે જવા દીધા જેવું થશે.

વાચનમાળા એ તો શાળામાં ચાલતાં અન્ય પુસ્તકો કરતાં કંઈક અનેરું — અગત્યનું પુસ્તક છે. સ્વ૦ નવલરામભાઈ કહી ગયા છે તેમ, 'કેળવણીનો ઘણો આધાર તેની ઉપર છે. આવતો જમાનો કેવા વલણનો નીવડશે, એ ઘણું કરીને તે સમે નિશાળમાં ચાલતી વાચનમાળા ઉપરથી નિશ્ચય થાય છે.' વાચનમાળા હાથમાં પકડતાં બાળકને એમ ન લાગવું જોઈએ કે, 'ચાલો વાતો વાંચીએ!' કોઈ ભક્ત પોતાનું 'પાઠ'-પુસ્તક પકડતાં જે ભાવ અનુભવે તે ભાવ બાળકને આ 'પાઠ્ય'-પુસ્તક પકડતાં થવો જોઈએ. રસ અને ઉમળકો તો હોય જ; પરંતુ સાથે સાથે તેને એમ પણ લાગવું જોઈએ કે, તેના વાચનથી તે પોતે વધે છે, મોટું થાય છે. એટલું હમેશાં યાદ રાખવું જોઈએ કે, શાળામાં ભણવા આવતાં બાળકોમાંથી લગભગ પોણોસો ટકા જેટલાં બાળકો શાળા છોડયા બાદ ચાલુ વાંચવાની સગવડ મેળવી શકવાનાં નથી. તેથી કરીને, 'વાતો અને વર્ણનો મારફતે બાળકની રસવૃત્તિ ઉશ્કેરી મૂકીને બાળકને એક વાર 'ચોપડીએલું' કરી મૂકયું, એટલે પછી તો બાળક જ ચોપડીઓ મારફત પોતાની મેળે જોઈતું જ્ઞાન ભવિષ્યમાં મેળવી લેશે,' એવી આશા રાખવી એ ખોટું છે. નાનપણથી જ 'વાંચવું' એટલે 'વાતો વાંચવી' એવું માનતાં શીખેલું સાધનસંપન્ન બાળક મોટપણે પણ નવલકથાઓ અને તેવા બીજા 'હળવા' સાહિત્ય કરતાં વિશેષ કાંઈ બીજું વાંચવા ઇચ્છશે એમ માનવાની કાંઈ જરૂર નથી. 'ખાવું' એટલે 'સ્વાદ માણવો' એવું બાળક શીખે એમ આપણે જેમ નથી ઇચ્છતા, પરંતુ 'ખાવું' એટલે શરીરને આવશ્યક એવી એક અગત્યની ક્રિયા કરવી, એવું જ તે શીખે એમ ઇચ્છીએ છીએ; તેમ 'વાંચવું' એટલે પણ કાંઈક નવું શીખવું, કાંઈક નવું જાણવું, એવો જ ભાવ તેના મનમાં દૃઢ થવો જોઈએ. વાચનમાળા એ જાતની સમજ

---

1. જેમ કે, પ્રસ્તુત વાચનમાળાનાં ત્રણે પુસ્તકોમાં મળી કુલ ૫૭ જેટલા ગદ્ય પાઠોમાંથી ૨૯ જેટલા એટલે કે લગભગ અર્ધોઅર્ધ ભાગ વાર્તાઓ છે; 13 પાઠ પ્રવાસ-પ્રકૃતિ વર્ણનના છે; 3 પાઠ પ્રાણી-પંખીને લગતા છે; પાંચ પાઠ સામાન્ય કે વૈજ્ઞાનિક માહિતીના છે, (તે પણ ગ્રામોફોન, વીજળી, વીજળી ઉત્પન્ન કરવામાં પાણીની શક્તિનો ઉપયોગ, ચા, અને ટેલિફોન, એ પાંચ મુદ્દાઓ ઉપર જ;) પાંચ પાઠ ચરિત્રાત્મક છે; એક ઈશ્વર-વિષયક છે, અને બે ફુટકળ છે.

ઊભી કરવામાં ખાસ ઉપયોગી સાધન છે. તેને પણ આપણે 'રસ'ની ઉપાસનામાં યોજી દઈશું, તો જે પોષક થવું જોઈએ, તે ભક્ષક બની જશે. વાચનમાળાથી બાળકમાં જિજ્ઞાસાવૃત્તિ જાગે અને ખીલે; ભાષાનું બળ તથા સૌંદર્ય તેના અંતઃકરણને લાગે, અને તેનો તે ઉપયોગ કરતાં શીખે; રસજ્ઞતા અને ભાવનાની કેળવણી મારફત તેની સમજ અને તેના કર્તૃત્વની ખિલવણી થાય, અને તેને સામાન્ય જ્ઞાનના મૂળતત્ત્વો મળે — તો જ આપણા દેશની આજની પરિસ્થિતિમાં, પ્રાથમિક શિક્ષણ મફત તેમ જ ફરજિયાત કરવાથી કાંઈક પણ ફાયદો થાય. જે દેશમાં બાળકને જીવનની શરૂઆતનાં ઘણાં વર્ષ શાળામાં ગાળવા દેવાં એ લગભગ ૮૦ ટકા જેટલાં માબાપની શક્તિ બહારની વાત છે, તે દેશમાં શાળામાં મળતા શિક્ષણને એટલું પર્યાપ્ત કરી દેવાનો ખ્યાલ અવશ્ય રાખવો જોઈએ, કે જેથી તરત જ જીવનસંગ્રામને મોરચે જનાર યુવાનને જોઈતું પાથેય મળી જાય. એવા દેશમાં બાળકને માત્ર 'સાહિત્યનાં લગભગ તમામ અંગોનો વિદ્યાર્થીઓને પરિચય થાય તે માટે નવલકથા, નવલિકા, લોકકથા, નાટક, નાટિકા, આત્મકથા,' પ્રહસન વગેરેના પ્રતીકરૂપ પાઠો ભેગા કરીને તૈયાર કરેલી વાચનમાળા ન ચાલે.

સંપાદકો જણાવે છે, 'આપણા કિશોરોને ગુજરાતી સાહિત્યમંદિરમાં પ્રવેશ કરાવવાને આ પાઠમાળા એક પ્રવેશદ્વાર સરખી બને, એ ધ્યેય નજર સામે રાખીને અમે આ માળાની યોજના કરી છે. તેમાં જે જે વિષયોને ગૂંથ્યા છે, તે દરેકનું સ્વરૂપ સાહિત્યના કોઈ ને કોઈ અંગ સરખું છે.' શાળાની વાચનમાળા માટે આ ધ્યેય ભાગ્યે જ અનુરૂપ કે ઉચિત કહી શકાય. ગુજરાતી સાહિત્યની રચના ગુજરાતી-ભાષીઓના વિકાસ અને ઉન્નતિને જ નજરમાં રાખી એક 'મંદિર' ઊભું કરવાની ભાવનાથી જ કરવામાં આવી છે, તથા એક વાર માણસ ત્યાં જઈ પહોંચ્યો એટલે આપોઆપ તેની જોઈતી ઉન્નતિ સધાઈ જશે એવો મોટો દાવો કબૂલ રાખીએ તોપણ, ગરીબ-તવંગર, બાળ-વૃદ્ધ, સ્ત્રી-પુરુષ એમ બધા જ વર્ગો મંદિરની પેઠે એકસરખો જ તેનો ઉપયોગ કરી લાભ ઉઠાવી શકે છે કે કેમ, એ લક્ષ બહાર ન રહેવું જોઈએ. મફત પુસ્તકાલયો દ્વારા ધારો કે એ વસ્તુ સિદ્ધ કરાતી હોય તોપણ, મંદિરમાં જઈ ઘંટ વગાડ્યો એટલે પછી માણસને 'કરવાનું કાંઈ રહેતું નથી, ખાવાનું કાંઈ જોઈતું નથી' એવું ઓછું જ છે? તો પછી નાનપણથી જ સાહિત્યનાં અંગ-પ્રત્યંગો સાથે બાળકને પરિચિત કરી મૂકવાની આ વાલાવેલી શી? આવું વિચિત્ર ધ્યેય આ વાચનમાળાના સંપાદકોએ ન રાખ્યું હોત તો સાહિત્યના 'પ્રહસન' અંગનો ખ્યાલ આપવા ખાતર જ લિંગ વચન વગેરેના ખ્યાલ વિનાની, અશુદ્ધ ઉચ્ચારણ-વાળી, અંગ્રેજી શબ્દોની ભરેલી, અને હિંદુસ્તાનના મૂઠીભર પારસી લોકોમાં જ વપરાતી ભાષાનું (જેમ કે, કાં જાયચ, કોણનો સામાન, દારો પાકીઓ, પ્લેટફોર્મ નથી લીધો, તમારે વેરે રસીદ કાઢવા બેસું, સાલી જાતજાતની ખોપરી આવેછ, તારો બપ્પાવો, ઝીગોમારના ધંધા, ઢોચકા છોલેચ છ૦) એક આખું પ્રહસન વાચન-માળામાં — કે જેને દેશના ૮૦ ટકા ગરીબ વર્ગના છોકરાઓના હાથમાં મૂકવાની છે — આપવાની વિડંબના-માંથી તેઓ બચી જાત.

વાચનમાળામાં મૂકવાની વાર્તાઓની ચૂંટણી બાબત પણ એક બે વસ્તુઓ ખાસ લક્ષમાં રાખવા જેવી છે. વાર્તાના રસનું માર્યું બાળક ખૂબ લખાણ વાંચે, એટલો જ ખ્યાલ તે વાર્તાઓની ચૂંટણી કરતી વેળા રાખવો પૂરતો નથી. વાર્તા દ્વારા પણ એવી પરોક્ષ કેળવણી તેમને મળવી જોઈએ કે 'જેથી તેમની સુવૃત્તિઓ કેળવાઈ, મોટી ઉંમરે તેઓ ઉમદા કામ કરતા થાય.' જે વાર્તાના નાયક સાથે તદ્રૂપ બની, આજે અથવા નજીકના ભવિષ્યમાં તે જાતનું કાર્ય કરવાની તક બાળકને મળી શકે તેમ ન હોય, કે મળી શકે તોપણ તેને તે સ્વીકારે એવું ઇચ્છવા યોગ્ય ન હોય, તે વાત બાળકને માટે, તેમ જ વાચનમાળાને માટે તો ખાસ, નકામી ગણવી જોઈએ. જેવી કે, આ ચોપડીઓમાંની વનરાજ, રાણક, બહારવટિયા વગેરેની વાતો. 'દેવસ્મિતા' જેવી પરી-કથાઓ પાચમા ધોરણથી ઉપરના વિદ્યાર્થીઓ માટે નિરર્થક ગણવી જોઈએ. 'વીમાનો એજંટ' જેવાં પ્રહસનો આજના જમાનાની એક માહિતી ભલે આપતાં હોય, પરંતુ આજે કોઈ વીમાનો એજન્ટ કોઈ ભણેલાગણેલા, સંસ્કારી ગૃહસ્થને વીમો ઉતરાવવા એવી દલીલ તો નથી જ આપતો કે, વીમો ઉતરાવનારને મર્યા બાદ સ્વર્ગમાં લઈ જવામા આવે છે; તેમાંય અમુક કંપનીમાં અને અમુક એજંટ મારફત વીમો ઉતરાવનારને તો સેકન્ડ ક્લાસ કે ફર્સ્ટ ક્લાસ સ્વર્ગમા લઈ જવામાં આવે છે' પૌરાણિક કથાઓમાં પણ 'આરુણિ' જેવી જે કથામાં લેખકે ગુરુને કામે રાત્રે ગેરહાજર રહેલા આશ્રમવાસી શિષ્યને બીજે દિવસે સહાધ્યાયીઓ પાસેથી એવો અશ્લીલ કટાક્ષ સંભળાવતા કલ્પ્યા હોય, કે, 'અલ્યા રાતે ક્યાં સૂઈ ગયો હતો!' — તે કથાને વાચનમાળામાં સ્થાન ન મળવું જોઈએ. 'સાકરનો શોધનાર' જેવો સંવાદ બાળકના માતપિતાને બોધ લેવા માટે છે તેને બાળકની વાચન-માળામાં સ્થાન ન આપીએ તો ચાલે. પ્રવાસવર્ણનમાં પણ જે પ્રવાસીઓ કોઈ મંદિરમાં જઈ દેવને ચડાવેલી અને પૂજારીની માલકીની બદામોને તેની ગેરહાજરીમાં બેજવાબદાર રીતે ફોડી ખાઈ આનંદ માનતા હોય, તેવા પ્રવાસીઓના લખાણને સ્થાન ન જ મળવું જોઈએ

પ્રાણીવર્ણનની કથાઓમાં પણ શિકાર કરવા નીકળેલા વૃદ્ધ સિંહ અને તેના પુત્રની લડાઈ જેવી કથા, કે જેમાં તે બંને શિકાર ઉપર એકસાથે તૂટી પડયા હોય છે, તેવામાં એકાદ સિંહણને આવીચડેલી જોઈ, તેની આગળ બહાદુર દેખાવા એક બીજાને પણ મારવા લાગી જાય છે, તેને સ્થાન ન મળવું જોઈએ.

કવિતાઓની પસંદગીમાં પણ જૂનાને છોડવા ખાતર છોડવાની, અને નવાને નવું છે માટે સ્વીકારવાની વૃત્તિ ન રાખવી જોઈએ. નવી કવિતાઓમાં ગેય તત્ત્વ નહીં જેવું હોય છે; ઘણી વાર તો ગદ્યને જ જુદી અગવડભરેલી રીતે ગોઠવીને પદ્ય કહી માર્યું હોય છે. ઈશ્વરપ્રાર્થનાના ભાવો પણ જૂના કવિઓ જેવા સ્વાભાવિક નિર્મળ તથા પ્રશસ્ત હોતા નથી. તે સ્થિતિમાં આ ત્રણ ચોપડીઓ મળીને સંઘરાયેલી ૪૩ કવિતાઓમાંથી માત્ર પાંચ કવિતાઓ જ જૂના કવિઓની (ત્રણ નરસિંહ મહેતાની, એક શંકાસ્પદ મીરાંબાઈની, અને એક પ્રેમાનંદની) હોય, એ જરા વિચારવા જેવું લાગે છે. 'पुराणमित्येव न साधु सर्वम्' એ જરૂર સ્વીકારીએ; પરંતુ નવું છે તે પણ સારું છે, એમ કહી શકાતું નથી. ખાસ કરીને આ માળામાં સંઘરાયેલી કવિતાઓ જોયા બાદ એમ જરૂર કહેવાનું મન થાય છે કે, એમાંના મોટા ભાગનીને લેવાને બદલે, જૂની જ કવિતાઓ લીધી હોત તો સારું થાત. ત્રણે ચોપડીની શરૂઆત જે ત્રણ 'પ્રાર્થનાઓ' વડે કરેલી છે, તે ઉપરથી જ ઉપરના કથનની વાસ્તવિકતા તરત જણાઈ આવશે. પાંચમી ચોપડીના પ્રારંભમાં જ જે અગેય લખાણને પ્રાર્થના તરીકે મૂકયું છે, તેમાં બાળક ઈશ્વરને કહે છે કે, તારા મંદિરમાં દીવો ધરવા જવું 'અમને ઠીક' નથી; અમે તો જ્યાં જ્યાં વિશ્વ મહીં અંધારું છે, ત્યાં 'તમને દીપક ધરશું.' આ વસ્તુ કે ભાવ બાળક માટે છે? કે તે સમજે? છઠ્ઠી ચોપડીની પ્રારંભિક પ્રાર્થનામાં પ્રભુ માટે 'રસેશ' સંબોધન વપરાયેલું છે. બાળકને માટે તેનો શો અર્થ? વળી તેમાં કવિ ઈશ્વરને કહે છે કે, 'તારી આજ્ઞા પ્રમાણે દિલ મહીંના દ્વેષને દમું તે હું નહીં; હું તો બળાવટી વિષે ભમું.' આ ભાવ બાળક માટે ઉચિત પણ છે? સાતમી ચોપડીની પ્રાર્થના તરીકે 'મંગલ મંદિર ખોલો' એ મૃત-કાવ્ય મૂકયું છે. આમેય ઘણી શાળાઓમાં વર્ગોની શરૂઆતમાં તેને રોજ સંઘપ્રાર્થના તરીકે ગવાતું સાંભળ્યું છે! બાકીની કવિતાઓની વૈયક્તિક ચર્ચામાં ઊતરવું અસ્થાને છે. પરંતુ એક વાત તરફ સામાન્ય લક્ષ ખેંચ્યા વિના નથી રહેવાતું કે, આજે 'પ્રગતિશીલ સાહિત્ય'ને નામે ગરીબોની દુઃખી સ્થિતિને વસ્તુ તરીકે લઈ જે જોડકણાં રચાય છે, તેમને વાચનમાળામાં સ્થાન આપવાનો લોભ રોકી રાખવો જોઈએ. (આ વાચનમાળાની ત્રણ ચોપડીઓમાં મળી એવાં આઠ છે!) કાંઈ નહીં તો એટલું સમજને કે, ભણનાર બાળકોમાંથી એક કે બે ટકા બાળક બાદ કરતાં બાકીનાં બધાં ગરીબ જ હશે. તેમની દુઃખી સ્થિતિની દયા ખાવાનો 'રસ' લેતી કવિતા તેમને પોતાને જ શીખવી પડે તેના જેવું અનૌચિત્ય કે અત્યાચાર બીજો કલ્પી શકાતો નથી. શ્રીમંત બાળકોને પણ એ રીતે દયા ખાવાનો રસ લેતાં કરવાં એ હાનિકર છે, તથા તેમની રસવૃત્તિ અને કર્તૃત્વ વિકૃત કરનારું તો છે જ.

છેવટે એક અગત્યના મુદ્દાને થોડો સ્પર્શીને અટકીએ. વાચનમાળા એ ક્રમિક વસ્તુ છે. વર્ષે વર્ષે તે માળાના પાઠોમાં વસ્તુ, વિચાર, ભાષા અને શૈલીની દૃષ્ટિએ પ્રગતિ થતી જવી જોઈએ. લગભગ એક કક્ષાની જ શૈલી કે વિચારસામગ્રીવાળા બાલ-કિશોર સાહિત્યમાંથી ચૂંટણી કરવા માત્રથી એ વસ્તુ ભાગ્યે જ સધાઈ શકે. તેમાંય વિજ્ઞાન કે પ્રવાસનાં એક જ લેખકે કરેલાં ત્રણ ચાર વર્ણનોને, કે એક જ લેખકની ત્રણ ચાર કિશોર વાર્તાઓને પાંચમી, છઠ્ઠી અને સાતમી એમ ત્રણ ચોપડીઓમાં વહેંચી નાખવાથી ભાષા, શૈલી, કે વિચારપ્રૌઢીની ક્રમિકતા શી રીતે સધાય? પરિણામ એ જ આવે કે, આ વાચનમાળાની પાંચમી ચોપડીનું પૂઠું ભૂલથી સાતમીને, કે સાતમીનું પૂઠું છઠ્ઠીને ચડાવી દેવામાં આવે તોપણ બાળકને કે શિક્ષકને ભાગ્યે જ કાંઈ મુશ્કેલી કે ખબર પડે. એટલે વાચનમાળાના મોટા ભાગના પાઠો સંપાદક કે સંપાદકો વડે નવા જ લખાયેલા હોવા જોઈએ. તો જ ભાષા, વસ્તુ, અને વિચારની ક્રમિકતા સધાય, અને આખું પુસ્તક એક સર્વાંગીણ એકમ બને. અલબત્ત શૈલીની વિવિધતા એક અર્થમાં ઓછી સધાય. પરંતુ બાર-ચૌદ વર્ષનાં બાળકો માટેની ચોપડીમાં શૈલીની બાબતને એટલું બધું મહત્ત્વ પણ ન આપવું જોઈએ. યોગ્ય બાધ નિર્દોષ રૂપમાં બાળકને મળે એ જ એને માટે એ ઉમરે આવશ્યક છે. શૈલીના ચટકા મોટી ઉમરે આવે તો ચાલે. દરેક બાળક સાહિત્યમંદિરનો લેખક બનવાનો છે કે બને એવી જરૂરિયાત કલ્પીને વાચનમાળા ન ઘડી શકાય.

નવી બહાર પડતી વાચનમાળાઓમાં દરેક પાઠની શરૂઆતમાં ઉપોદ્ઘાત અને અંતે સ્વાધ્યાય આપવાની પદ્ધતિ સ્વીકારાતી જોઈ. સાંભળવામાં પણ આવ્યું કે, કેળવણીખાતાએ જ એવી આવશ્યકતા વિચારી છે. પરંતુ આ વાચનમાળામાં કરવામાં આવ્યું છે તેમ, પાઠના કે વાર્તાના વસ્તુને કહી બતાવીને જ ઉપોદ્ઘાત બનાવવાનો હોય, અથવા પાઠમાંના વિષયને લગતા જ પ્રશ્નો તૈયાર કરી આપીને સ્વાધ્યાય બનાવવાનો હોય, તો એ જગા, કે એ ખર્ચ એળે જાય છે, એમ જ કહેવું જોઈએ. એ તો

શિક્ષકનું કામ સંપાદકે કરી આપ્યું કહેવાય. એ જગાનો ઉપયોગ પણ બાળકને માટે જ થવો જોઈએ — તેમાં તેને નવું — વિશેષ કંઈક મળવું જોઈએ; અથવા મળે તે માટેની પેરવી કરેલી હોવી જોઈએ.

'વખત આવ્યે' ને બદલે 'વખત આવે' (૨-૧૭૯), 'પુણ્ય યાદગીરી' ને બદલે 'પુન્ય યાદગીરી' (૩-૧૪૬), 'શૂરવીર' ને બદલે 'શુરવીર' જેવી જોડણી તથા વ્યાકરણની ભૂલો વાચનમાળામાં ન રહેવી જોઈએ. "અને આ 'Marvel of the East' કહેવાતા ખડકોની વચ્ચે" જેવાં વાક્યો (૨-૯૫) ગુજરાતી વાચનમાળામાં કેવી રીતે ચાલે? તાજમહેલના કળશને (૧-૯૧) ૩૦ ફૂટ 'લાંબો' નહીં પણ 'ઊંચો' કહેવો જોઈએ. 'કબરની આગળ પાછળનો કઠેરો ૧૬૪૨ માં લઈ લીધો,' એવું અસંબદ્ધ વાક્ય (૧-૯૨) કેમ ચાલે? કોણે લઈ લીધો, એ ન કહેવું જોઈએ? 'પાડાના આ રીતના ઊછળવાથી સાવજો બે ત્રણ વાર લથડી પડ્યો હતો. હવે તો તેનાં જડબાંમાંથી પુષ્કળ લોહી વહેતું હતું.'— આ વાક્યમાં (૩-૧૩૬) 'તેનાં' એ સર્વનામ પાડાને શી રીતે લાગુ પડે? ઉપરાંત, બાળકોની રજા લેતી, તથા બે છોકરાંની માતા રાજરાણી દમયંતીને સોળેક વર્ષની અતિ પ્રસવથી તવાઈ ગયેલી શહેરી સ્ત્રી જેવી ચીતરવા કરતાં, તેવાં ચિત્ર ન આપ્યાં હોય તો સારું. પોતાનું જીવન ખરાબે ચડી નષ્ટ થાય ત્યાર બાદ બીજાને દીવાદાંડીરૂપ બનવાનો અભિલાષ રાખતા કવિની કવિતાને વાચનમાળાની પાંચમી ચોપડીમાં સ્થાન ન હોય. 'અભ્યાસી'

**સુંદર લેખન ભાગ ૧થી ૫.** પહેલા ત્રણની કિં. ૦-૧-૯; છેલ્લા બેની કિ૦ ૦-૨-૦. પ્ર૦ વહોરા ઍન્ડ કંપની, મુંબઈ ૨. તૈયાર કરનાર: લીંબાલાલ બી૦ પટેલ.

સાંભળવા પ્રમાણે, કેળવણી ખાતામાં હવે સુલેખનને માટે કૉપી-બુકો લખાવવાની જૂની રીત ચાલુ નથી રહી. અને છોકરાઓના અક્ષરો ઉત્તરોત્તર બગડતા જ જાય છે, એ તો સૌ કોઈ જાણે છે, જુએ છે, અને અનુભવે છે. સાંભળ્યું છે કે, નવી કેળવણીવાળા કેટલાક એમ માને છે કે, કૉપી-બુક લખાવવાની પદ્ધતિ બરોબર નથી; એમ કૃત્રિમ રીતે લખવાથી સ્વાભાવિક અક્ષર સુધરે જ એમ નથી બનતું. એ મત તો ગમે તેવો હોય, પરંતુ, કાકતાલીય ન્યાયે કે શાથી, પહેલાંના લોકના અક્ષર કરતાં હાલમાં અક્ષર બગડતા જાય છે એ તો ઉઘાડી વાત છે.

શિક્ષણમાં સુલેખન એક વિષય હોવો જોઈએ, એની તો કોઈ ના નહિ પાડે. તે શીખવવાને માટે, જૂની કૉપી-બુકોને બદલે સરકારી કેળવણી ખાતું શું કરે છે તે મને ખબર નથી. જો કાંઈ જ ન થતું હોય, તો તો બેદરકારી જ ગણાય.' જો આપણા સુશિક્ષિતતાના ખ્યાલો બરોબર બંધાયા હોય તો, જેમ શરીરની કોઈ કઢંગી ખોડ આપણને હમેશ સાલે છે અને શરમાવે છે, તેમ જ ખરાબ અક્ષરો આપણને સાલનારા અને શરમાવનારા હોવા જોઈએ. ટાઈપ-રાઈટરના જમાનામાં પણ અક્ષરો બગડવાને કાંઈ કારણ ન હોવું જોઈએ, કેમ કે બગડેલા અક્ષર સૌંદર્ય અને સુરુચિનો ભંગ ગણાય.

આ દૃષ્ટિએ વહોરા ઍન્ડ કંપનીનો આ નવી ઢબની કૉપી-બુકનો ઉપક્રમ આવકારપાત્ર છે. બાળવર્ગથી માંડીને ચોથા ધોરણ સુધીને માટે આ પાંચ ચોપડીઓ યોજી છે. એમાં એક સુધારો એ કરેલો છે કે, બાળકને લખવાને માટે પહેલી લીટીમાં આદર્શ અક્ષરો આપ્યા પછી તેની નીચેની લીટીમાં, જૂની કૉપીબુકની ઢબના પોલા અક્ષર ન આપતાં, તેની તૂટક રેખા માત્રનો આધાર આપ્યો છે. આ સુધારો છોકરાઓને ફાવશે એમ લાગે છે.

લેખન માટે સૂચનાઓ આપવામાં આવી છે તેમાં પેનસિલનો ઉપયોગ પ્રારંભમાં કરવાનું જણાવ્યું છે. પેનસિલ કરતાં તો પેન પાટી જ સારાં. અને, જો બાળવર્ગ તથા પહેલા ધોરણની બે કૉપી-બુકો ન કાઢવામાં આવે તોય ચાલે. તેટલો ખર્ચ તો બચે જ. અને પેન પાટીથી કામ કરતાં છોકરાને વધારે ફાવે. માસ્તર પાટિયા પર નમૂનો લખે તે જોઈને ચિત્રની જેમ છોકરાં અક્ષર કાઢે. ચિત્રકળાના વર્ગમાં જ અક્ષરો પણ શીખવવાનું રાખવું સારું પડે.

આવી મોંઘી ચોપડીઓ ગામડાંમાં તો ન પાલવે. મુંબઈ જેવા શહેરમાં તવંગર માબાપોને પોસાય.

મ૦

## સાભાર સ્વીકાર

નીચેનાં પુસ્તકો સમાલોચનાને માટે મળ્યાં છે:

પ્રકાશક : ઍચ્ચર મેઘજી ઍન્ડ સન્સ, રાજકોટ; લેખકો : પોપટલાલ જે. એવાણી, નાથાલાલ બા. દવેનાં નીચેનાં પુસ્તકો: **સાહિત્ય પાઠમાળા** પુ. ૧ લું: ૦-૬-૦; પુ. ૨ જું: ૦-૬-૬; પુ. ૩ જું: ૦-૭-૦. **ઝાંખાં કિરણ**: લેખક: રતિલાલ નાથાલાલ શાહ, ૦-૬-૦. પ્રકાશક: ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદના નીચેનાં પુસ્તકો: **શયતાન**: અનુવાદક: માણેકલાલ ગો. જોષી, ૧-૦-૦. **જનપદ**: લેખક: મનુભાઈ જોધાણી, ૦-૧૨-૦. **નાનકડી વાતો**: લેખક: રમણલાલ ના. શાહ, ૦-૬-૦. **નેપોલિયન**: લેખક: ધૂમકેતુ, ૦-૨-૦. **હેમચંદ્રાચાર્ય**: લેખક: ધૂમકેતુ, ૧-૮-૦ **જીવનનું ઝેર**: લેખક: હરજીવન સોમૈયા, ૨-૦-૦. પ્રકાશક: ભારતી સાહિત્ય સંઘ. **સો વર્ષ જીવવાની કળા**: લેખક: જયશંકર નાન્દી, ૧-૮-૦; પ્રકાશક: ભારતી સાહિત્ય સંઘ. **રમલ**: સંપાદકો: બિપિન ચિનાઈ, પ્રવીણ રૂપારેલ, ૦-૫-૦; પ્રકાશક: પ્રવૃત્તિ સંઘ, માપલા મહાલ, ઠાકુરદ્વાર, મુંબઈ ૪.

# માસિક વિવેચન

## લોકશિક્ષણની રીતો

ગાંધીજીનો રચનાત્મક કાર્યક્રમ આપણા લોક માટે એક વ્યાપક કેળવણી આપનારો સમર્થ પ્રયોગ જ છે, એ ગુજરાત માટે તો નવી શોધ નથી. એ પ્રયોગ હવે ગાંધીજી વધારે જોર અને ઉત્કટતાથી ચલાવવા ચાહે છે. તેને સારુ અનેક લોકસેવકો તેના જુદા જુદા પ્રકારો યોજે છે. તેવા બે પ્રકારો સૌની જાણ ઉપર નાખવા જેવા માની, નીચે તે વિષેની માહિતી આપતી નોંધ આપી છે. પહેલી નોંધ હિંદી 'સર્વોદય'માં શ્રી. કિ. ધ. મ.ની છે. તે એક ચાલુ પ્રયોગની વાત છે. બીજી નોંધ એક યોજનારૂપે શ્રી. જુગતરામભાઈ દવેએ રજૂ કરી છે. લોકસેવકો અને ઉત્સાહી ગામોને એનું જ્ઞાન લાભદાયક નીવડશે એવી આશા છે.

### ૧

### ઉમરેઠનો ઉપક્રમ

ઉમરેઠમાં શ્રી. આનંદશંકર વૈદ્ય નામના એક ઉત્સાહી દાક્તર છે. એમના ઉપર અનેક જુમ્મેદારીઓ છે, એટલે એમણે એવું નક્કી કર્યું છે કે, મારે જેલ જવાને બદલે બહાર રહી ઉમરેઠમાં રચનાત્મક કામ વધારવું. એનો આરંભ એમણે પોતાના જીવનથી જ કર્યો છે. ત્રણેક સાલ પહેલાં પોતે કાંતતા નહોતા પછી કોઈ કોઈ વાર કાંતવા લાગ્યા હતા. ગઈ સાલ એમની નાની દીકરીનું મરણ થયું. સમજો કે એના શ્રાદ્ધ તરીકે, એમણે નિયમથી કાંતવું અને કાંતતાં કાંતતાં ગુજરાતી ગીતા મોઢે કરવી, એ શરૂ કર્યું. સાલભરમાં ગીતા મોઢે કરી લીધી અને કાતણમાં પણ પ્રગતિ કરી. એમની પત્નીએ એમને એમાં પૂરેપૂરો સાથ દીધો

એમણે ગાયનું જ ઘીદૂધ વાપરવાનું નક્કી કર્યું અને પોતાને ત્યાં ગાય રાખવાનું શરૂ કર્યું. તેની સાથે એમની પત્નીએ ઘરનું બધુ કામ જાતે કરવા માંડ્યું અને દાક્તર સાહેબે ગામના મહોલ્લાઓની સફાઈ તરફ ધ્યાન દેવા માંડ્યું.

પછી, દરેક પૂનમે પોતાના મહોલ્લામાં જાહેર રૂપે કાંતવાનો અને તેની સાથે સાથે ગીતાનું પારાયણ કરવાનો કાર્યક્રમ શરૂ કર્યો તેની જોડે મહોલ્લાની સફાઈ અને સજાવટ પણ જરૂરી બની. બીજા મહોલ્લાના લોકોને પણ આ કાર્યક્રમ આકર્ષક લાગ્યો. તેમણે દાક્તર સાહેબને વિનંતી કરી કે, હવેની પૂનમે અમારા મહોલ્લામાં ગીતા-પારાયણ રાખો; અને તે મહોલ્લાની સફાઈ અને સજાવટ કરવા પણ તેઓ રાજી થઈ ગયા.

આ પ્રમાણે, ઉમરેઠના ઘણાખરા મહોલ્લાઓમા તે ક્રમે ક્રમે ગીતા-પારાયણ અને તેની સાથે સાથે રેંટિયાનો કાર્યક્રમ ચલાવે છે. ત્યાર પછી પોતે યા ગુજરાતના કોઈ બીજા કાર્યકર્તા ગાંધીજીનો સંદેશ લોકોને સમજાવે છે. પરિણામે, ઉમરેઠમાં હવે એક ખાદી ભંડાર પણ ખૂલ્યો છે અને ઠેકાણે ઠેકાણે રેંટિયા ચાલવા લાગ્યા છે.

### ૨

### રેંટિયા-યાત્રાની યોજના

પૂજ્ય ગાંધીજી ઉપર ભક્તિ ધરાવનારાં તો આપણાં ગામડાંઓમાં સર્વે ભાઈઓ અને બહેનો છે. ખાદી પહેરનારાં અને રેંટિયો કાંતનારાં પણ ગામેગામ થોડાં ઘણાં હોય છે. પરંતુ પૂ. ગાંધીજીના સિદ્ધાંતોની છાપ આપણા વ્યક્તિગત જીવનમાં, આપણા ગૃહજીવનમાં, આપણા સંસારવ્યવહારોમાં, આપણા ગામાતવ્યવહારોમાં, આપણા ધંધારોજગારોમાં બહુ સારા પ્રમાણમાં જેવામાં આવે છે, એમ આપણે ન કહી શકીએ.

ગાંધીજી માટે આપણને ભક્તિ છે, પણ તે અંધ ભક્તિ છે, તેથી તેમના સિદ્ધાંતો જીવનમાં ઉતારવા આપણે તૈયાર થતા નથી. આપણે માની લઈએ છીએ કે, એ સિદ્ધાંતો ગાંધીજી જેવા કોઈ મહાત્માઓ જ આચારમાં ઉતારી શકે.

ઘણી વાર તો આપણું વર્તન એથી પણ અઘટિત હોય છે. આપણે બહારથી ખાદી પહેરવા જેવા આચારો પાળતા દેખાઈએ છીએ, પણ આપણે મનમાં ગાંધીજીના સિદ્ધાંતો વિષે ઊંડી અશ્રદ્ધા સેવતા અને પ્રચારતા હોઈએ છીએ. પ્રસંગે અપ્રસંગે આપણે સત્ય, અહિંસા આદિ સિદ્ધાંતોની તેમ જ રેંટિયા, ગ્રામઉદ્યોગ, કોમી એકય આદિ રચનાત્મક કાર્યની ઠેકડી કરતા હોઈએ છીએ.

હવે એ સમય આવ્યો છે કે, ગાંધીજીના વિચારોના સંબંધમાં સાચી સમજ અને શ્રદ્ધાનો ફેલાવો પ્રજામાં પ્રયત્નપૂર્વક કરવો જોઈએ. તે કરવાનું કામ રચનાત્મક કાર્યમાં પડેલા સેવકોનું છે. તેવા સેવકોએ રેંટિયા, ખાદી વગેરેના પ્રચાર કરીને જ સંતોષ માનવો ઘટતો નથી. તેમણે પોતાની આસપાસ એવાં ભાઈઓ અને બહેનોનાં જૂથ જમાવવાં જોઈએ કે જેઓ માત્ર કાંતે અને ખાદી પહેરે એટલું જ નહિ, પણ પોતાના રોજ-બ-રોજના જીવનમાં ગાંધીજીના સિદ્ધાંતો ઉતારે.

આવા પ્રયત્નમાં સેવકોને રેંટિયા-યાત્રાની આ યોજના ઘણી જ ઉપકારક થશે એમ માનું છું. રચનાત્મક કાર્યના ઉપાસક મિત્રોને આ યોજના ઉત્સાહથી અમલમાં મૂકી જોવા સવિનય વિનંતી કરુ છું.

૧. આ યોજનાનો હેતુ, ઉપર જણાવ્યું તેમ, ગાંધીજીના સિદ્ધાન્તો પ્રત્યે ઊંડી શ્રદ્ધા ધરાવનાર ભાઈ-બહેનોનાં જૂથ ગામેગામ જમાવવાનો છે.

૨ યોજના વિષે ઉત્સાહ ધરાવનાર રચનાત્મક સેવકોએ પોતાના ક્ષેત્રમાં આવતાં ગામોમાં રેંટિયા-

યાત્રાઓ અવારનવાર ગોઠવવી. સેવકો એટલે ચરખા સંઘ જેવી સંસ્થાઓમાં કામ કરતા સેવકો તો ખરા જ; તે સાથે ગાંધીજીના સિદ્ધાંતો અનુસાર જીવન ગાળવાનો પ્રયત્ન કરનાર ગ્રામવાસીઓ પણ સેવકો જ છે. બન્ને પ્રકારના સેવકો મળીને યાત્રા ગોઠવે એ વધારે ઇષ્ટ છે

૩. આવા સેવકો રેંટિયા-યાત્રા માટેનું સ્થાન નક્કી કરી આસપાસનાં ગામોનાં શુદ્ધ ખાદીધારી અને કાંતનારા બહેનો, ભાઈઓ અને બાળકોને યાત્રામાં ભાગ લેવા નોતરે. તેઓ ફરીને, લોકોને ખબર મળીને, યાત્રાનો ઉદેશ અને કાર્યક્રમ સમજાવી તે વિષે રસ પેદા કરે.

૪. રેંટિયા-યાત્રાનાં મુખ્ય અંગો નીચે પ્રમાણે હોય:

(૧) ૨૪ કલાકનું આશ્રમ-જીવન ગાળવું.

(૨) ૨ કલાક સમૂહ-કાંતણ.

(૩) ૨ કલાક ગ્રામ-સફાઈ.

(૪) કાંતનાર, ખાદી પહેરનાર ઇ૦નાં ઘરોની મુલાકાત.

(૫) દલિત લોકોના વાસની મુલાકાત.

(૬) ગાંધી-સાહિત્યનું પ્રદર્શન.

(૭) ક્રિયાત્મક પ્રદર્શન. જેમ કે, તકલી નવી ઢબે કાંતવી, સવળે હાથે અવળે હાથે; ધનુષ-તકલી કાતવી, પીંજણ બાંધવી, ત્રાક સમારવી વગેરે ક્રિયાઓનું.

(૮) પ્રાર્થનાઓ, ગાંધી-સિદ્ધાન્તોનું વાચન, પ્રવચન.

(૯) સુયોગ્ય વ્યક્તિને સહવાસ માટે ખાસ નોતરવી.

(૧૦) જાહેર સભા, રચનાત્મક કાર્ય અને ગાંધી-સિદ્ધાન્તો ઉપર, તેમ જ રેંટિયા-યાત્રાની યોજના ઉપર ભાષણ.

૫. રેંટિયા-યાત્રા કોઈ પણ અનુકૂળ દિવસે બપોરે બે વાગ્યે શરૂ કરી બીજે દિવસે સવારે ૯ વાગ્યે સમાપ્ત કરવી. યાત્રાની યોજના કરનાર સેવામંડળે તો તે બધો વખત સંપૂર્ણ કાર્યક્રમમાં સામેલ રહેવું જ. બીજી જનતાને બને તેટલા કાર્યક્રમોમાં ભળવા નોતરવી.

૬. યાત્રાનો કાર્યક્રમ નીચે પ્રમાણે રાખવો.

**પહેલે દિવસે**

બપોરે ૨-૦ થી ૪-૦ સમૂહ-કાંતણ.

આરંભમાં પ્રાર્થના, પ્રવચન.

આ સમય દરમ્યાન ઉપર સુચવ્યા પ્રમાણેનાં પ્રદર્શનો બતાવવાં અને સમજાવવાં.

૪-૦ થી ૫-૦ કાંતનારાંઓ અને દલિતોની મુલાકાત.

સાંજે ૭-૦ થી ૯-૦ પ્રાર્થના, જાહેર સભા.

**બીજી સવારે**

૫-૦ થી ૬-૦ પ્રાર્થના, વાચન, પ્રવચન.

૬-૦ થી ૮-૦ ગ્રામ-સફાઈ

૮-૦ થી ૯-૦ યાત્રાના પરિણામ વિષે વિચાર કરવો.

૭. રેંટિયા-યાત્રામાં ભાગ લેનારાઓનો બોજો ગ્રામવાસીઓ ઉપર પડવા ન દેવો. તે માટે સર્વેએ પહેલે દિવસે જમીને આવી રહેવું, સાંજ માટે ભાથું લાવવું, અને બીજે દિવસે ઘેર જઈ ભોજન કરવું.

૮ યાત્રાના કાર્યક્રમની દરેક વિગત સંચાલક સેવકોએ ગાંધીજીની લાક્ષણિક નિયમિતતાથી પાર ઉતારવી.

## કોઈ માને એમ નથી

ઓરીસાની નોકરશાહીએ એક જાહેરનામું બહાર પાડ્યું છે, તેમાં તે જણાવે છે કે, વર્ધા શિક્ષણનો પ્રયોગ સરકારે શરૂ કરેલો, પણ અનુભવે હવે લાગે છે કે બંધ કરવો જોઈએ, કારણ કે તેમાં પ્રજાનું હિત નથી દેખાતું! દારૂબંધીમાં પ્રજાનું હિત નથી એવી શોધ પણ થાય તો નવાઈ નહિ.

એક જમાનો હતો કે જ્યારે હિંદની નોકરશાહી પ્રજાને નામે તેના હિતાહિતની વાત ઠોકચે રાખી શકતી હતી. આજે તે જમાનો ગયો તે ગયો જ છે. એટલે વર્ધાયોજનામાં પ્રજાહિત નથી, એ હાસ્યાસ્પદ શોધ કોઈ જ માને એમ નથી.

પરંતુ, ઓરીસાથી થયેલો આ આરંભ દેશવ્યાપી પણ બને એમ તો નથી માનવાનું ને? ૧૯૩૫ના ધારાનું પ્રાંતીય સ્વરાજ આપણા ગવર્નરોને પણ મળેલું છે, એટલું મારું છે. નહિ તો. ઓરીસા ઉપરથી સમજવું જોઈએ કે દેશવ્યાપી એ થશે.

છતાં આવાં જાહેરનામાં અન્ય પ્રાંતોમાં પણ અસર તો કરે જ છે. જૂની ઘરેડમાં ટેવાયેલા અમલદારો અને શિક્ષકો આવાં જાહેરનામાં પરથી સરકારની રૂખ પામી જાય છે અને પછી તે પ્રમાણે આપો-આપ પોતાના વિચારો ને વર્તનને ગોઠવી લે છે. એટલે વર્ધા યોજનાનો પ્રયોગ દિલ વગરનો થઈ ગયા જેવો જો કોઈને લાગે, તો તેને માટે ઉપરના જાહેરનામા જેવાં અડપલાં પાછળની સરકારી નીતિનું ધોરણ જવાબદાર છે. હિંદનું શિક્ષણખાતું જ એ રીતે વરસોથી ચાલતું આવ્યું છે, એટલે વર્ધા યોજનાને જ તે ખમવું પડે છે એમ નથી. વર્ધા યોજનાનો પ્રયોગ પણ મડાગાંઠમાં ગૂંચવાઈ ગયો છે એમ માનવામાં હવે કાંઈ વધારેપડતું ખરું?

## એક વિચારવા જેવું વહેણ

યુરોપના એક ખ્રિસ્તી સાધ્વી સંઘે હાલમાં મુંબઈમાં સ્ત્રીઓ માટે 'સોફિયા કૉલેજ' કાઢી છે, અને તેને માન્ય રાખવા સારુ મુંબઈ યુનિવર્સિટીને અરજી કરી છે. તેની ચર્ચાએ શિક્ષણ-જગતમાં ઠીક ઊહાપોહ જગવ્યો લાગે છે. કેટલાક કહેવા લાગ્યા કે, સહશિક્ષણ એ મુંબઈની પરંપરા છે તે આનાથી તૂટે તે સારું નથી. કોણ જાણે કે મુંબઈની શી પરંપરા છે! કેમ કે, સહશિક્ષણ કોઈ જમાએ

ભાગ્યે જ સિદ્ધાંત પ્રમાણે ચાલે છે, કે અનુસરાય છે. પણ એ વાત જવા દઈએ.

એક પક્ષે એવો મુદ્દો ઉઠાવ્યો કે, હિંદી બાળકોની કેળવણી ધર્મપ્રચારક પરદેશીઓને ન સોંપવી જોઈએ, અને વળી આ સાધ્વી સંઘ દેશ બહારના નિયંત્રણ તળે છે, એ પણ સારું નથી. આ વિચાર કદાચ આપણા શિક્ષણ-જગતમાં પહેલો પ્રવેશ કરે છે. નહિ તો, મિશનરીઓએ એમના સ્વાર્થને સારુ અત્યારે સુધીમાં દેશને પૈસે એમના પ્રચારના ઓછા અડ્ડા નથી જમાવ્યા. અને એ પ્રથા હજી ચાલુ જ છે. હજી હમણાંની જ વાત છે: અમદાવાદમાં બે આલેશાન ઇમારતો થઈ, જેમાથી એકમાં ખ્રિસ્તી સાધુ સંઘ, છોકરાની હાઈસ્કૂલ અને ખ્રિસ્તી સાધ્વી સંઘ છોકરીઓની હાઈસ્કૂલ ચલાવે છે. અને નવાઈ તો એ છે કે, તે બેઉ ભરચક ભરાઈ ગઈ છે, અને તે પૈસાદાર અને અનેક ધર્મનાં માબાપોનાં બાળકોથી!

અમુક ને તમુક ધર્મ ભયમાં આવી પડ્યો છે એ ભીતિ અહીં કોઈને નડતી નથી. અને એ સંસ્થાઓમાં હિંદુ, મુસલમાન, પારસી સૌ જાય છે. એ સંસ્થા ખ્રિસ્તી આચારવાળા ચલાવે છે, છતાં કોઈની સંસ્કૃતિ જોખમમાં નથી આવતી. એ સંસ્થાઓમાં ભારે ફી લેવાય છે, છતાં તે સૌને પાલવે છે. સૌના સ્વરાજનો સમાજ ઝંખી રહેલાઓને આ વસ્તુ જરૂર ચિંતામાં નાંખે એવી છે.

મુંબઈનું 'ઇંડિયન સોશિયલ રિફોર્મર' સાપ્તાહિક સોફિયા કૉલેજની ચર્ચા કરતાં 'કન્વેન્ટ સ્કૂલો' વિષે લખે છે, એ આની સાથે મનન કરવા જેવું છે. 'આ સંસ્થાઓમાં ભણેલી છોકરીઓ સામાન્ય કન્યાશાળાઓમાં ભણેલી છોકરીઓ કરતાં જુદી નથી પડતી; સિવાય કે પહેલી છોકરીઓના વર્તન અને દેખાવમાં જરા વરણાગીનો ડોળ જોવામાં આવે છે, કે જે નિશાળ છોડ્યા પછી થોડા વખતમાં ઘસાઈ જાય છે. સામાન્ય હિંદુ કે મુસલમાન છોકરીમાં એક મોટાઈનો ખ્યાલ હોય છે કે જે આવી સંસ્થાની ધાર્મિક અસર સામે ઢાલરૂપ હોય છે. સાધ્વીઓની રહેણીકરણીની વિચિત્રતા જોઈ તેમાં તેમને મજા પડે છે, પણ તેનું આકર્ષણ નથી થતું. પશ્ચિમની ઢબનું ગાયનવાદન સાધ્વીઓ શીખવે છે; પણ છોકરીઓના ઘરમાં તેને માટે રુચિ નહિ હોવાથી, તે પણ છૂટી જાય છે. ભરત અને ગૂંથણ તથા તેના જેવાં ફેન્સી કામોને સાધ્વીઓ ઉત્તેજન આપે છે, તે પછીથી ગૃહજીવનમાં ઘરના શણગાર માટે ગૃહઉદ્યોગ તરીકે ચલાવી શકાય.'

એટલે આ શાળાઓની ખાસિયતમાં ખપે એવી વસ્તુઓ તો નકામી છે. ભરત ગૂંથણ કે જે કામ આવી શકે તે એમની ખાસિયત નથી — બધી કન્યાશાળાઓ ઓછુંવત્તું એ કામ કેળવે છે. છતાં ત્યારે આ શાળાઓમાં જવાનું લોક કેમ પસંદ કરે છે? જેમ પૈસાદાર વર્ગો પહેલા કે બીજા વર્ગના ડબ્બામાં બેસીને એ જ ત્રીજા વર્ગના ડબ્બાવાળી ગાડીમાં જાય છે, એવું જ કાંઈક અહીં હશે? કદાચ ઉપરાંત પણ હોય, કેમ કે પૈસાદારને ઓછો લોભ નથી હોતો કે વગર કારણે તે વધારે ફી ફેંકી દે. સૌનું સ્વરાજ ઝંખનારે આ શોધવાની જરૂર છે. એમાં જ કદાચ ચાલુ કેળવણીની સંકુચિતતા અને વધારે નહીં વ્યાપી શકવાની મૂળ ખોડ રહી હોય.

એક વિચારવા જેવો પ્રશ્ન જરૂર છે.

## ઉપયોગી સૂચન

ગયા મહિનામાં બાદરણ મહાલની પુસ્તકાલય પરિષદ ભરાઈ હતી. તેમાં થયેલા એક ઠરાવ તરફ લોકસેવકો અને ગ્રામ-પુસ્તકાલયોના સંચાલકોનું ધ્યાન ખેંચવા જેવું છે. ઠરાવનો મજકૂર આવો હતો કે:

'શિષ્ટ વાચનની પરીક્ષા ઉપરાંત શિષ્ટ પુસ્તકો સ્વયંસેવકોની યોજના દ્વારા ઘેર ઘેર (કે મહોલ્લે મહોલ્લે) વંચાવવાની વિજ્ઞપ્તિ.'

કામ કરનાર સૌ સેવકો જાણે છે કે, પોતાની જંજાળમાં રાતદિવસ ફસાયેલાં આપણાં પ્રૌઢ ભાઈ બહેનો જાતે વાંચવાનું શીખવા સારુ તૈયાર નથી. તે પરથી કેટલાક ટૂંકું જોનારા એવો કયાસ કાઢી બેસે છે કે, તેમને જ્ઞાનની ભૂખ નથી! આ ખોટું છે. તેમને જાણવાની-ભૂખ ઇચ્છા હોય છે. માત્ર આટલી ઉંમરે તેને સારુ અક્ષરજ્ઞાન જેવું કડાકૂટિયું લાગતું સાધન પોતાની પાસે કરી લેવા એમનામાં ઓછી તત્પરતા છે. પણ તમે જો એમને રોજ વાંચી સંભળાવો તો તેઓ બરોબર તેમાં ભાગ લેશે. વાંચનારે શું વાંચવું એની બરોબર પસંદગી કરવી જોઈએ. આ પ્રકારના શ્રવણ-વર્ગો ચલાવવા એય પ્રૌઢશિક્ષણનું કામ છે, એમ ઉપરની પરિષદે સૂચવ્યું છે. બાદરણ મહાલ એ ઠરાવનો અમલ કરી વરસ બાદ એ પ્રયોગનાં પરિણામો જનતા આગળ મૂકે, એ તે મહાલનાં પુસ્તકાલયોના સંચાલકોની હવે ફરજ થાય છે.

મ૦

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૨-અંક ૭] [એપ્રિલ, ૧૯૪


## મંચરની જીવનવિભૂતિ

જેણે પાણીને જીવનનું નામ આપ્યું તે કવિ હતો કે સમાજશાસ્ત્રી ? મને લાગે છે, તે બન્ને હોવો જોઈએ. પાણી વગર ન વનસ્પતિ જીવી શકે, ન પશુપક્ષી જીવી શકે. પછી મનુષ્ય તો પાણી વગર નભી જ શી રીતે શકે ? ઈશ્વરે પૃથ્વીના પૃષ્ઠભાગ પર ત્રણ ગણું પાણી અને એક ગણી જમીન કરીને એ જ વાત સિદ્ધ કરી છે કે, પાણી એ જ જીવન છે. બેભાન થયેલો માણસ આંખે પાણીનું એક ઠંડું ટીપું અડવાથી પણ હોશમાં આવે છે, તો પછી અનંત ટીપે ટીપે ભરાયેલું સરોવર જોઈ એને જીવ્યા જેવો આનંદ થાય તો એમાં આશ્ચર્ય શું ?

અનંત સાગર અને એનાં અનંત મોજાંઓ જોવાનો ઉન્માદ તો છે જ. પણ જેના સામા કાંઠાની સહેજસાજ ઝાંખી થઈ શકે છે, અને તેથી જેના વિશાળ વિસ્તારનું માપ મેળવ્યાનો આનંદ આંખોને થઈ શકે છે, એવા શાંત સરોવરનું દર્શન મિત્રદર્શન જેટલું આહ્લાદક હોય છે. સાગરનું આમંત્રણ અજ્ઞાતમાં ઝંપલાવવા નોતરે છે; જ્યારે સરોવર પોતાની અરીસા જેવી શાંતિ દ્વારા માણસને આત્મપરિચય પામવાનું પ્રોત્સાહન આપે છે. સરોવરમાં આપણને જીવનની પ્રસન્નતાનું દર્શન થાય છે, જ્યારે સાગરમાં જીવનની પ્રક્ષુબ્ધ વિરાટતાનો સાક્ષાત્કાર થાય છે. સાગરનું તાંડવ જોઈ જે માણસ કહેશે :

'दिशो न जाने न भजे च शर्म'

તો એ જ માણસ વિશાળ સરોવરને કાંઠે પહોંચતાં વેંત 'હાશ' કરી ગાશે:

'इदानीम् अस्मि संवृत्तः, सचेताः, प्रकृतिं गतः ।

સાગર અને સરોવર આ રીતે જીવનની બે પ્રધાન અને ભિન્ન વિભૂતિઓ છે.

હું જાણતો હતો-ક્યારનો જાણતો હતો-કે જીવનવિભૂતિનું આવું એક સુભગ દર્શન સિંધમાં સદાને માટે પથરાયેલું છે. પણ એ જોવાના સદ્‌ભાગ્યનો ઉદય હમણાં હમણાં સુધી થયો ન હતો. જ્યારે મારા લોકસેવક રસિક મિત્ર, પ્રાધ્યાપક નારાયણદાસ મલકાનીએ મને આ વખતે સિંધમાં ફરવાનું આમંત્રણ આપ્યું, ત્યારે મેં એમની સાથે શરત કરી કે, આ વખતે જો જીવન અને મરણ બન્નેનો સાક્ષાત્કાર કરાવવા એ તૈયાર હોય તો જ હું આવું ! મેં આવી અવળવાણીની મૂંઝવણમાં મિત્રને નાંખવાનું પસંદ ન કર્યું. મેં એમને લખ્યું કે, જ્યાં ઉપરાઉપરી ત્રણ યુગો દટાઈ ગયા છે, અને જ્યાં મૃત્યુએ પોતાનું સૌથી મોટું મ્યુઝિયમ ખોલ્યું છે, તે 'મૂવન જો દડો' મારે ફરી વાર જોવો છે: તેમ જ જ્યાં બીહના મૂળિયામાંથી ઊગતાં અસંખ્ય કમળો, એ કમળો વચ્ચે નાચતાં નાનાં મોટાં માછલાંઓ, એ માછલાંઓ પર ગુજરાન ચલાવનાર વરણાગી પક્ષીઓ, અને બીહથી માંડીને પક્ષીઓ સુધી બધાને, કશા પક્ષપાત વગર, પોતાના ઉદરમાં સ્થાન આપનાર સર્વભક્ષી માણસો નિશ્ચિંતપણે વધે છે, એ જીવનરાશિ મંચર સરોવરનું પણ મારે દર્શન કરવું છે. નારાયણની તો 'ભાવતું હતું અને વૈદે કહ્યું' એવી સ્થિતિ થઈ હશે. એમણે સિંધના સૂફી તત્ત્વજ્ઞાનનું પાલન કરી પ્રથમ લારકાનાને રસ્તે મરણના ઢગલાનું દર્શન કરાવ્યું, અને ત્યાર પછી જ જીવનનો આ વિસ્તાર તરફ એ અમને લઈ ગયા !

સિંધુને પશ્ચિમ કિનારે, પંજાબના ધઉં કરાંચી સુધી પહોંચાડનાર જે રેલવે દોડે છે, એને કાંઠે દાદુ અને કોટરી વચ્ચે બૂબકનું સ્ટેશન આવ્યું છે. પૂછ્યા વગર માણસ કેમ અનુમાન કરી શકે કે, અબૂબકરને બન્ને બાજુ ટૂંકાવીને બૂબકનું નામ સરજાયું છે ? સ્ટેશનથી પશ્ચિમે ચાર માઈલ ધૂળનો રસ્તો વટાવી, અમે બૂબક પહોંચ્યા. ત્યાંના લોકો

વાજિંત્ર, શરણાઈ, અને થોડીઘણી દક્ષિણા લઈને સામે મળવા આવ્યા. આખું ગામ ફરીને, શેરીઓ નિહાળીને, અમે અમારા મેજબાન શ્રી. ગોધૂમલજીને ત્યાં પહોંચ્યા. એમની મહેમાનગીરીનું સ્વાગત કરી ખાધું પીધું, દશ પંદર મિનિટ સ્વપ્નસૃષ્ટિ પર રાજ્ય કર્યું, ત્યાંના ગાલીચાઓ અને છીપાકામની કદર કરી, અને મંચરના દર્શને અમે ઊપડયા.

ફરી ધૂળવાળો બે માઈલનો રસ્તો અમારે કાપવો પડયો. પછી આવી ખેતરો વચ્ચે આડી અવળી વાતો કરતી અને નેસડાઓની મુલાકાત લેતી એક નહેર. જ્યાંથી એ શરૂ થતી, ત્યાં જ જૂની નવી હોડીઓનું એક ધણ કાદવમાં આળોટતું હતું. એમાંની જ એક પુષ્ટ સરખી હોડી પસંદ કરી અમે એમાં સવાર થયા. ('સવાર' એટલે 'અશ્વારોહી', અમે તો નૌકારોહી થયા હતા.) અને એ રીતે બીજા બે માઈલની અમે પ્રગતિ કરી. બન્ને બાજુ પાણી સાથે ગેલ કરતી ઘટમાળોને ફેરવવાનું પુણ્ય મેળવતા ઊંટ અમે જોયા. ઉઘાડામાં જ પોતાનું જીવન, પોતાનો વિનોદ, અને પોતાનો ઉદ્યોગ ચલાવનારા ખેડૂતો પણ અમે જોયા. અને જમીન અને પાણી વચ્ચે આવ-જા કરનારાં વણઝારા પક્ષીઓ પણ જોયાં.

અમારી ટોળીમાં વીસે જણા આનંદના ઉપાસક હતા. કેટલાકોએ 'ચલ ચલ રે નવજવાન — રૂકના તેરા કામ નહિ, ચલના તેરી શાન' નું કૂચગીત છેડયું. એમાં હસવાની વાત એટલી જ હતી કે, નૌકારોહી અમે પોતાને પગે કૂચ કરતા ન હતા, પણ લાંબા લાંબા વાંસ વતી કાદવને થોંચી થોંચી આગળ આગળ વધતા હતા. અમારા પગ તો કશું હલનચલન કર્યા વગર અજગરોની ઉપાસના કરતા હતા. પણ જ્યારે બધા જ ખુશમિજાજ હોય છે, ત્યારે વાતોમાં અને ગાયનમાં ઔચિત્યના વ્યાકરણને રજા આપવામાં આવેલી હોય છે.

અને જ્યારે રૈહાનાબહેનને 'બેનવા ફકીર'ના મુરલીના સૂર છેડવાનું નોતરું અપાયું ત્યારે ખરેખરો રંગ જામ્યો, અને એ જ વખતે અમારી નહેરે પોતાનું મોઢું પહોળું કરી અમારી હોડીને સરોવરમાં ધકેલી દીધી. પછી તો પૂછવું જ શું! જ્યાં જુઓ ત્યાં જીવનનો વિસ્તાર! પંદરથી વીસ માઈલ લાંબો અને દશ માઈલ પહોળો જીવનનો કાવ્યમય વિસ્તાર!!

પાણીનો પહોળો ચળકાટ અને વચમાં વચમાં લીલા ઘાસના બેટોની શાતા! કુદરતને આવડું કાવ્ય કયાંથી સૂઝયું હશે? મેં ગોધૂમલજીને કહ્યું, 'અહીં તો મારું હૈયું ઓગળી જાય છે!' તેમણે એટલી જ રસિકતાથી મને કહ્યું, 'જો નવેમ્બરમાં અહીં આવ્યા હોત તો તમે અહીંનાં લક્ષાવધિ કમળોમાં દટાઈ જ ગયા હોત. જો તમારે એ ઉલ્લાસ જોવો હોય તો તમારા વિષ્ણુશર્માને ગમે તે વરસે લખી જણાવો. તેઓ મને લખશે અને હું તમારી બધી તૈયારી કરી રાખીશ. અમારો મુલક એટલો બાજુએ પડયો છે કે, તમારા જેવા કોઈ ભાગ્યે જ અહીં આવે છે. મારા સ્મરણ પ્રમાણે, આ પહેલાં એક જ મહારાષ્ટ્રી પ્રોફેસર અહીં આવ્યા હતા, અને તેઓ પણ તમારી પેઠે જ રાજી રાજી થયા હતા. હા, દર વરસે કેટલાય ગોરા લશ્કરી અમલદારો અહીં માછલાં મારવા કે શિકાર કરવા આવે છે ખરા; પણ તેથી અમને શો લાભ થવાનો હતો?'

દૂરથી એક હોડી દેખાઈ. ગામડાનું કોઈ કુટુંબ જળમાર્ગે સ્થળાંતર કરતું હશે. એમની નારંગી ઓઢણીઓ અને નીલા પાયજામાનું પ્રતિબિંબ પાણીમાં કેટલું શોભતું હતું — જાણે ગ્રામીણ કાવ્ય જ આનંદમાં આવીને જળવિહાર કરે છે! દૂર દૂર કાળી જળકૂકડી પાણીના પૃષ્ઠભાગ પર તરતી તરતી ઉદરપૂજન કરતી હતી. અમારામાંથી કેટલાકને હોડીને કાંઠે બેસી પાણીમાં પગ પખાળવાનું સૂઝયું. તેમણે રિપોર્ટ આપ્યો કે, કોક કોક ઠેકાણે પાણી સાવ ઠંડું હતું. જ્યારે કોક કોક ઠેકાણે કોકરવાયું હતું. આનું કારણ તો લોકો મને જ પૂછે ને? લહેરી ટોળામાં હું હંમેશ સર્વજ્ઞ હોઉં છું. મેં તરત કારણ ઉપજાવી કાઢયું અને બધાને શાસ્ત્રીય ઉપપત્તિનું સમાધાન આપ્યું.

'એ સામે ટેકરીઓ દેખાય છે એમનું નામ શું?' મેં આસપાસના લોકોને પૂછયું. બધાને મારા પ્રશ્નથી આશ્ચર્ય થયું. સ્વદેશની ટેકરીઓનું નામ પણ હોઈ શકે છે એની જ એમને ખબર ન હતી. જ્યારે દરેક રૂપ સાથે નામ જોડાય નહિ, ત્યાં મારો દાર્શનિક આત્મા સંતુષ્ટ થાય નહિ. અમારી ટોળીમાં ખૂબકનો એક નાનો સરખો, નાજુક અને શરમાળ છોકરો એક ખૂણામાં બેઠો હતો. 'ધરમદાસ' કહીને મેં એને બોલાવ્યો. નિશાળમાં ભણતી

પડતી ભૂગોળ એને કામ આવી. એણે તરત કહ્યું, 'સામેની ટેકરીઓને ખિરથર કહે છે.' હું હસી પડ્યો અને મારા મોઢામાંથી વચન નીકળ્યું, 'ધન્ય છે કરતાર!' અમારા નાનપણમાં હાલા અને સુલેમાન પર્વતનાં નામો અમે ગોખ્યાં હતાં. આગળ જતાં હાલાના પર્વતે કરતારનું નામ ધારણ કર્યું હતું. અને એનું કારણ એટલું જ કે, અંગ્રેજોએ ખિરથરનું સ્પેલિંગ કર્યું હતું Kirthar. પરદેશી લિપિને કારણે આપણે ત્યાં કેટલાય અનર્થો થયા છે, એમાંનો જ આ એક હતો. ખિરથરની ટેકરીઓ આ કાંઠેથી દસ બાર માઈલ દૂર છે. ત્યાં સિંધ પૂરો થઈ બલુચિસ્તાન શરૂ થાય છે.

હવે સૂર્ય થાકીને ખિરથરનો આશ્રય લેવાનો વિચાર કરતો હતો. અમે પણ વિચાર કર્યો કે પાછા ફરી ઘર ભેગા થવું જોઈએ અને સાત વાગ્યા પહેલાં જઠરાગ્નિને આહુતિ આપવી જોઈએ! હોડીની દિશા ફરી અને અમે પૂર્વ તરફની શોભા જોવા લાગ્યા. 'આટલે મોડે સામી હોડી પશ્ચિમ તરફ ક્યાં જાય છે?' મેં ભાઈ ગોધૂમલને પૂછ્યું. એમણે કહ્યું, 'સામે કાંઠે, ખિરથરની બાજુ પર એક ગામડું છે, ત્યાં મહાશિવરાત્રિનો એક મેળો ભરાય છે. એ દિવસે હિંદુઓ મહાશિવરાત્રિ માટે ભેગા થાય છે, અને મુસલમાનો એ જ ઠેકાણે અને એ જ દિવસે એમના કોઈ પીરને નામે ભેગા થાય છે. બહુ મોટો મેળો હોય છે. એ મેળા માટે જ એ લોકો જતા હોવા જોઈએ.' અમે ગયા તે ૨૧મી ફેબ્રુઆરીનો દિવસ હતો અને મહાશિવરાત્રિ તો સાવ પાસે એટલે ૨૪મી એ હતી. અમારો કાર્યક્રમ ફેરવાય એવું હતું જ નહિ. 'જો આજે ૨૪મી હોત તો હું વહેલો નીકળી સામે કાંઠે ગયા વગર રહેત નહિ. હું મહાશિવરાત્રિનું વ્રત કરું છું. એ દિવસે હિંદુ અને મુસલમાન બન્ને એકહૃદય થઈ એક જ ઈશ્વરની ભક્તિ કરવા હજારોની સંખ્યામાં ભેગા થાય, એ દૃશ્ય જોઈને મારા હૃદયને પુનિત કરવાની એ તક હું ન છોડત. શિવરાત્રિને દિવસે જે વૃત્તિથી હિંદુ અને મુસલમાન પ્રેમથી ભેગા થાય છે, એ જ વૃત્તિ જો હિંદુસ્તાનમાં બધે ફેલાય તો એ દિવસ હિંદુસ્તાન માટે સુદિન અને શિવદિન થઈ જાય.'

આટલું કહી હું શાંત થયો. હવે કોઈની સાથે વાતો કરવામાં રસ ન રહ્યો. હું દૂર દૂર જોવા લાગ્યો. પૃથ્વી ઉપર કે આકાશમાં નહિ, પણ કાળના ઉદરમાં જોવા લાગ્યો. કોલંબસ જેમ શ્રદ્ધાપૂર્વક અમેરિકાનો રસ્તો શોધે, તેમ શિવરાત્રિનો શિવદિન ક્યારે થશે એની હું શ્રદ્ધાની નજરે શોધ કરવા લાગ્યો.

'એ સામે લીલાં લીલાં ખેતરો દેખાય છે એની પાછળ તમાકુની અને ભાંગની ખેતી છે:' ખુણકના એક સાથીદારે મારા ધ્યાનનો ભંગ કર્યો. અમે સરોવરમાંથી નહેરમાં પ્રવેશ કર્યો હતો. નહેરને કાંઠે, વાંસની કમાન ઉપર પગ બાંધી રાખેલા બગલાઓ માછલાંનું ધ્યાન ધરતા હતા. ઝૂંપડીઓમાંથી ચૂલાનો ધુમાડો શરૂ થયો હતો. આંખો ખુણકના ઊંચા ઊંચા ચોરસ મકાનોનું સ્થાપત્ય નિહાળવા લાગી. એ મકાનોના કેટલાક મંઘો (વા-દરી) બગલાની પેઠે ડોક ઊંચી કરીને વાયુસેવનના પેંતરામાં ઊભા હતા. અમે તમાકુનાં અને ભાંગનાં ખેતરો વટાવ્યાં, ભાંગ વિષેની સરકારી નીતિનો ઇતિહાસ સાંભળ્યો, ઘેર જઈને વખતસર ખાવા બેઠા, પણ મારું મન તો મંચરના 'ઢંઢ' ઉપર મહાશિવરાત્રિ રાચતું હતું.

काका कालेलकर

## संकल्पसिद्धिनो नियम

વેદાંતમાં એક ઉપમા છે. ધનુષ ઉપર બાણ ચડાવીને તાણી રાખીએ તો બાણ છૂટે જ નહિ અને વાગે જ નહિ. સંકલ્પનું એવું જ છે. સંકલ્પની ફળાસિદ્ધિનો આગ્રહ રાખીએ તો પેલા બાણની પેઠે એની સિદ્ધિ થાય નહિ. ફળાસિદ્ધિ વિષે નિરાગ્રહી રહીએ. સંકલ્પ અમલમાં મૂકીને ફળનો આગ્રહ ઢીલો મૂકવો જ જોઈએ. સંકલ્પ કરીએ, તેનું ચિંતન કરીએ, એટલે એ સિદ્ધ થાય. એટલે હું જેને 'આક્રોશ' કહું છું તે ન કરીએ. એથી સંકલ્પશક્તિ વધે છે, આપણને પોતાને તો શાંતિ રહે જ છે. વળી આપણા વિચારનું અને ચિંતનનું કેંદ્ર તો આપણો આદર્શ જ હોય બીજી બધી વસ્તુઓ જે આગમાપાયી છે, તે આ કેંદ્રની આસપાસ ફર્યાં કરે. એમાંની કોઈ કેંદ્રની જગા લે તો આપણે વિચલિત થવાના. એમ ન થવા દેવું જોઈએ.

काका कालेलकर

મતાભિમાનનો નથી. બ્રહ્મનિષ્ઠ ગુરુના હાથ તળે એમાંના ઉપદેશનું શ્રવણ થવું જોઈએ. એ ઉપદેશ વામાં દરેક શિક્ષકે તપાસવું જોઈએ કે પોતાની લાયકાત છે કે નહિ. જે શિક્ષક બ્રહ્મનિષ્ઠ નથી ણે, તે વિષયમાં પોતે ગમે તે મતમાં શ્રદ્ધા બેસાડી હોય તોપણ, એનો ઉપદેશ દેવો ન જોઈએ. આટલો ખુલાસો આપ્યા બાદ હું શાળા માટેના સિદ્ધાંતો કહી જાઉં :

૧. પરમેશ્વરમાં દૃઢ શ્રદ્ધા, એ પહેલો સિદ્ધાંત. પરમેશ્વર એટલે —

જેથી થયું જગત આ સહુ ભૂત સાથ,
જેમાં વસ્યું સ્થિતિ વિષે સુખથી પળાતું;
જેમાં થતું વિલય તે નિજ અન્તકાલે,
બ્રહ્માંડ ને અણુ વિષે વિચરી રહ્યો જે.

વળી

વસતો સર્વ ભૂતોનાં હૃદયે પરમેશ્વર,
માયાથી ફેરવે સૌને, જાણે કે યંત્રમાં ધર્યાં.

સર્વાન્તર્યામી, સર્વનો નિયંતા, સર્વનો શરણ્ય પ્રભુ. પરમેશ્વર અને આત્મા વચ્ચેનો સંબંધ શરણ્ય અને શરણાર્થીનો જ હું રજૂ કરું. એમની વચ્ચે વસ્તુતોઽદ્વૈત, વિશિષ્ટાદ્વૈત કે શુદ્ધાદ્વૈત છે, એ ઝઘડામાં હું પડું નહિ. કારણ કે તે અનુભવના ક્ષેત્રમાં જાય. પણ કોઈ આકાર દ્વારા ઉપાસના કરાવું નહિ. કારણ કે તે વળી માત્ર કલ્પનાના ક્ષેત્રમાં જાય.

૨. ઉપર પ્રમાણેની નિષ્ઠા અને તે પ્રગટ કરવાની અને દૃઢ કરવાની રીત તે જ ઉપાસના.

૩. સાધના.

(૧) પરમેશ્વરની ભક્તિ એ મોક્ષ માટે અનિવાર્ય સાધન: ભક્તિના માર્ગ — (અ) નિષ્કામ પ્રાર્થના — શરણાગત-ભાવે તથા પ્રેમલક્ષણા-ભાવે; (આ) જગતની નિષ્કામ સેવા.

(૨) પ્રભુ-પ્રસન્નતાના માર્ગોનું અનુશીલન: આ માર્ગો તે — સદ્વર્તન, સદ્વિચાર, સદ્વાણી, પ્રેમ, પ્રામાણિકતા, આહારશુદ્ધિ, પ્રાણશુદ્ધિ,— બ્રહ્મચર્ય, અહિંસા, અસ્તેય, દુર્વ્યસનત્યાગ, ઇંદ્રિયાન્તઃકરણ-સંયમ, વર્ણાશ્રમના ધર્મોનું સંશોધન અને પાલન, દેશ-કાલાનુસાર પ્રાપ્ત થતાં અંગત કે સામાજિક કર્તવ્યો પ્રત્યે પરાયણતા (તેને અંગે સ્વદેશી ધર્મ ઇત્યાદિ આવી જાય).

(૩) આત્મનિરીક્ષણ — તેને પરિણામે ચિત્તશુદ્ધિ.

(૪) સજ્જનસમાગમ ને ગુરુજનોની સેવા.

(૫) કર્તવ્યપાલન પ્રતિ શૂરવીરતા.—

'કેસરી સિંહને રે, જેમ શંક મિલે નહિ મનમાં,
'એકાએકી રે, નિરભે થઈ વિચરે વનમાં.
'પંડ છોટા રે, મોટા મેગળને મારે,
'હિંમત વિના રે, હાથી તે જોઈને હારે.'

* * *

'સાચા શૂરા રે, જેના વેરી ધાવ વખાણે,
'જીવત જૂઠું રે, મરવું તે મંગળ જાણે!
'તેની પેરે રે, હરિજન તે જોઈએ તીખા,
'અંતર-શત્રુને રે, લાગે અતિ વજ્ર સરીખા!'

* * *

'જગતનું સુખદુઃખ રે, માયિક મિથ્યા કરી જાણે,
'તન ધન જાતાં રે, અંતરમાં શોક ન આણે.
'પરઉપકારી રે, જન પ્રેમનીમમાં પૂરા,
'દેહિક દુઃખમાં રે, દાઝે નહિ સાધુ શૂરા.'

* * *

'બ્રહ્માનંદ કહે રે, એવા હરિજનની બલિહારી,
'મસ્તક જાતાં રે નવ મેલે ટેક વિચારી.'

ઉપદેશની પદ્ધતિમાં, જેમાં અનીતિ ન હોય એવા કોઈ પણ મત કે સંપ્રદાયનો દ્વેષ થાય, એવી રીતે હું ચર્ચું નહિ. ઉદાહરણાર્થ, ભક્તિના જુદા જુદા માર્ગોમાં ઉત્તમ, મધ્યમ કે કનિષ્ઠ એવા ભેદ રચાવું નહિ,— એટલે શ્રવણભક્તિ સારી કે વંદનભક્તિ સારી એવી ચર્ચા કરું નહિ; પણ એક જ પ્રકારની ભક્તિમાં — શ્રવણમાં — ઉત્તમ, મધ્યમ, કનિષ્ઠ વગેરે ભેદ દર્શાવાતા હોય તો તે દર્શાવું. અલબત, દરેક શિક્ષકને જેમાં પોતાની વિશેષ ભક્તિ હોય તે દર્શાવવાની છૂટ હોય, પણ તે બીજાનું ઓછાપણું બતાવીને નહિ. એ જ પ્રમાણે જ્ઞાનમાર્ગનું શ્રેષ્ઠત્વ દર્શાવવા ભક્તિમાર્ગને હું હલકો બતાવું નહિ, ટૂંકામાં, કોઈ પણ વિષયની સુંદરતા સિદ્ધ કરવા જો બીજા વિષયની ન્યૂનતા દર્શાવવી પડે, તો એ વિષયની સુંદરતામાં જ કાંઈક ખામી છે એમ હું માનું.

વળી, ઉપદેશપદ્ધતિમાં હું અવતારો અને પૌરાણિક પાત્રોનાં ચરિત્રોને ભક્તિની દૃષ્ટિએ જ તપાસું— ઐતિહાસિક દૃષ્ટિએ નહિ. તેમ તેમને ઐતિહાસિક બિનાઓ તરીકે પણ રજૂ કરું નહિ.

ધાર્મિક પુસ્તકોમાં હું સંતપુરુષોનાં પ્રમાણભૂત ચરિત્રોને પહેલું સ્થાન આપું, અને તુલસી-રામાયણ તથા ભાગવત જેવાં અલંકૃત ચરિત્રોને બીજું. ઉપનિષદો, વેદાન્તસૂત્રો, ગીતા ઇત્યાદિને હું તત્ત્વજ્ઞાન-(theology)નાં પાઠ્યપુસ્તકોમાં મૂકું.

ઉપરના વિચારોને અનુસરી શાળાની પ્રાર્થનામાંથી વાદગ્રસ્ત મતો તથા પૌરાણિક દેવોને લગતા શ્લોકો વગેરે કાઢી નાખું.

**કિશોરલાલ ઘ. મશરૂવાળા**

# પ્રાથમિક શિક્ષણનો બગાડ–૩

આપણા પ્રાથમિક શિક્ષણનો આજે ભયંકર બગાડ થઈ રહ્યો છે એની કેટલીક વિગતો આપણે આગલા લેખોમાં તપાસી. પ્રજાશિક્ષણની આ રેઢિયાળ વ્યવસ્થાને પરિણામે આપણા સમાજની પાર વિનાની અધોગતિ થઈ રહી છે. આપણી ખીલતી ફૂલવાડીઓ અકાળે કરમાઈ જાય છે અને ગરીબ પ્રજાને નસીબે વધારે ગરીબાઈનો વારસો મળ્યા કરે છે. પ્રાથમિક શાળાઓમાં અપાતું શિક્ષણ નિર્માલ્ય છે, એની પદ્ધતિ રેઢિયાળ છે, અને એનું આખુંયે તંત્ર નિષ્પ્રાણ અને જડ છે. આપણું કમનસીબ તો એ છે કે, આવા જીવનવિઘાતક શિક્ષણને હજી સુધી આપણે નિભાવી રહ્યા છીએ, અને કોઈક વખત એની ભયંકરતાથી કંઈક ચોંકી જઈએ છીએ, તોય આમ તેમ જેવાં તેવાં થીંગડાં મારવાના અધકચરા ઉપાયો કરીને જ સંતોષ મેળવી લઈએ છીએ.

પ્રજાનું શોષણ કરી રહેલા આ શિક્ષણને ચલાવી લેવામાં આપણે બધા વત્તેઓછે અંશે જવાબદાર છીએ. આપણે પ્રાથમિક શિક્ષણના થઈ રહેલા બગાડ પ્રતિ આંખમિચામણાં કરીએ છીએ, એના પ્રચાર માટે ઉત્સુક પણ થઈએ છીએ, અને જે ગામડાંઓમાં હજી એ વિનાશક પદ્ધતિએ પગપેસારો નથી કર્યો ત્યાં એની મોહજાળ પાથરવા આપણે બહુ આતુર થઈએ છીએ. આવા નિષ્પ્રાણ શિક્ષણને નિભાવી લેવામાં કોણ કોણ જવાબદાર છે તેની થોડી વિગતો તપાસીએ.

(૧) પ્રથમ તો આજનું કેળવણીતંત્ર. આ તંત્ર લગભગ સરકારી છે એ વાત સાચી, પરંતુ એમાં પણ આપણા પ્રજાકીય કાર્યકરો હવે પ્રવેશ કરી ચૂક્યા છે અને છતાં એ તંત્રની સુધારણામાં કે એ દ્વારા અપાતા શિક્ષણમાં ક્રાંતિકારી પરિવર્તનો કરવાની કોઈની હિંમત ચાલતી નથી. લોકલ સ્કૂલ બોર્ડની કાર્યવાહી ચલાવનારા આપણા પ્રજાકીય કાર્યકરો કંઈ આજના પ્રાથમિક શિક્ષણની અસંખ્ય ખામીઓથી અજાણ છે એવું નથી. એમની સાથે એ વિષે આપણે ચર્ચા કરીએ છીએ તો તેઓ એ બધું કબૂલ કરે છે. પરંતુ જ્યારે એમાં મૂલગત સુધારા કરવાની વાત ઉપાડીએ છીએ ત્યારે ચોકઠું એમને નડે છે, સરકારે બાંધેલી વાડોને દૂર કરવાની એમની શક્તિ નથી, એવાં કારણો રજૂ થાય છે. પરિણામ એ આવે છે કે, તેઓ નહિ જેવા સુધારા દાખલ કરી રેઢિયાળ તંત્ર અને રેઢિયાળ શિક્ષણને નિભાવી લે છે. લોકલ બોર્ડ અને મ્યુનિસિપાલિટીઓનાં તંત્રમાં આપણા પ્રજાકીય કાર્યકર્તાઓ પ્રવેશ પામ્યા એથી લાભ તો કશો થતો નથી. ગેરલાભ તો એ થયો કે આવી નિષ્પ્રાણ કેળવણીને એમના જેવા લોકપ્રિય કાર્યકરોની પ્રતિષ્ઠા મળી — એની વિનાશ-શક્તિને બળ મળવા માંડ્યું.

(૨) અથથી ઇતિ સુધી પ્રજાજીવનને વિઘાતક અને છતાં ખોટી રીતે પ્રતિષ્ઠા પામતી આ પ્રાથમિક કેળવણીને નિભાવી લેવામાં બીજો મહત્ત્વનો ભાગ ભજવનાર એમાં ભણતાં બાળકોનાં માબાપો અને વડીલો છે. આજની પશ્ચિમની સંસ્કૃતિની મોહજાળમાં માનવતા અને સંસ્કૃતિના ખ્યાલો બદલાઈ ગયા છે. બાહ્ય આડંબર નીચે પ્રેમની જીવનશક્તિ ઘસાતી જાય છે. એ બાહ્ય આકર્ષણોથી લોભાઈ પોતાનાં બાળકોનું જીવનકલ્યાણ શામાં રહ્યું છે એના ઊંડા વિચારો કરવાની શક્તિ માબાપો ખોઈ બેઠાં છે. સુખસગવડ અને સ્વાર્થના અભિલાષોની ટૂંકી દૃષ્ટિ રાખી તેઓ બાળકોને આવું રેઢિયાળ શિક્ષણ આપવાનો આગ્રહ રાખી રહ્યાં છે. પ્રાથમિક શાળામાં ભણી રહેલાં બાળકો અને બાળાઓ પોતાનાં કુટુંબ, ઘર અને ગામ પ્રતિની સામાન્ય ફરજો પણ

ભૂલી જાય છે. એમની આ કર્તવ્યભ્રષ્ટતા કુટુંબ, ઘર અને ગામને પાયમાલ કરી દે છે — એના કડવા અનુભવોની ઠોકર તો રોજ માબાપો અને વડીલો ખાતાં હોય છે. આમ છતાં, બસ એ જ નિર્માલ્ય શિક્ષણની માયામાં લપટાઈને પોતાનાં બાળકોને પરાણે પણ એ 'તબેલા'માં મોકલી રહ્યાં છે. બાળકોના જીવનનું સાચું કલ્યાણ શામાં રહેલું છે એની સાચી સમજણશક્તિથી માબાપો અને વડીલો એટલી હદ સુધી પરવારી બેઠાં છે કે, આજના પોથી-પંથી શિક્ષણમાં કંઈક ચેતન અને પ્રાણ પૂરવાનાં કંઈક પ્રયોગો કોઈક હિંમતવાળા કેળવણીકારો કરે છે, તો તે પ્રતિ માબાપો ઘૃણા અને વિરોધની જ દૃષ્ટિ રાખે છે.

(૩) ભણેલા ગણેલા અને 'ટ્રેઈન્ડ' કહેવાતા આપણી પ્રાથમિક શાળાના સેંકડો શિક્ષકો પણ આ ક્ષુદ્ર કેળવણીના 'ચોકઠાબદ્ધ' ચીલા પર આંખ મીંચીને શિક્ષણનું રગસિયું ગાડું હાંકી રહ્યા છે. 'પગાર, પ્રમોશન અને એલાઉન્સ'ના માયાને વશ થવામાં પોતાના શિક્ષણકાર્યની અને જીવનની યથાર્થતા આ શિક્ષકો માની બેઠા છે. સ્વતંત્ર વિચાર કરવાની શક્તિને તાળાં મારીને જ એઓ ટ્રેઈનિંગ કૉલેજોમાં દાખલ થાય છે, અને જ્યારે એમાંથી શિક્ષણની પદવીઓ લઈ બહાર પડે છે, ત્યારે એ તાળાની ચાવીઓ હંમેશ માટે તંત્રના ચોકઠારક્ષકોને સોંપી દે છે. કોઈક કેળવણીકાર આ શિક્ષકોની પરિષદોમાં એમના શિક્ષણની ખામીઓનું દર્શન કરાવે છે ત્યારે એ ટીકાને તાળીના અવાજથી એઓ વધાવી લે છે. પરંતુ જ્યારે એ ખામીઓ દૂર કરવાને ક્રાંતિકારી લાગતા એવા ઉપાયો સૂચવાય છે, ત્યારે ચોકઠાની તળે આ શિક્ષકોનો ઉત્સાહ અદૃશ્ય થઈ જાય છે. એ બિચારા પોથીપંથી શિક્ષકો કરે પણ શું ! એઓ પોતે પણ ૫૦–૭૫ વર્ષોથી ચાલી આવેલા આ નિર્માલ્ય શિક્ષણના જ વારસો છે ને !

(૪) પ્રાથમિક શિક્ષણના આ આખાયે નિષ્પ્રાણ તંત્રમાં આપણા કેળવણીકારો, સમાજસુધારકો અને પ્રજાકીય કાર્યકરો એમનાં 'વિરોધો' અને 'સુધારાઓ'ની નિષ્ક્રિય અંજલિ અર્પણ કરીને આ તંત્ર અને આ કેળવણીને નિભાવી લેવામાં પોતાનો ફાળો આપી દે છે. આ સુધારકો આપણી કેળવણી અને તેના તંત્રની બહુ આકરી ટીકાઓ કરે છે; એની બીજી બધી જ ખામીઓનું વિરાટ દર્શન કરાવે છે; શિક્ષણશાસ્ત્રના અવનવા સિદ્ધાંતોનાં લાંબાં લાંબાં અવતરણો કરી પ્રાથમિક કેળવણીની પદ્ધતિના ગુણદોષ ચર્ચવામાં બુદ્ધિના ભારે વિનંડાવાદો જગવે છે. પરંતુ આ બધી ચર્ચાઓ અને ટીકાઓમાં એ બધા સુધારકો બાળકોના આત્માને અને જીવનનું કલ્યાણ શામાં રહેલું છે એના સાચા વિચારોને બિલ-કુલ ભૂલી જાય છે — એ યાદ આવે છે તોયે એને ભૂલી જવામાં જ સગવડ જુએ છે. એ સુધારકોને પણ આજના ક્ષુદ્ર થઈ પડેલા જીવનની સગવડો અને એના સ્વાર્થોને સુરક્ષિત રાખવા છે, અને એ રક્ષણ-કિલ્લાને કશી આંચ ન આવે એ રીતે જ એ કેળવણીમાં સુધારા કરવાના એમના મનોરથો છે. બાળકોના આર્થિક વિકાસની અને શિક્ષણના મહાન આદર્શોની વાતો તો બહુ મોટી મોટી કરવામાં આવે છે. પરંતુ આખરે એ આદર્શો અને એમને સિદ્ધ કરવાનાં સાધનોને પેલા ક્ષુદ્ર જીવનની સુખ-સગવડોનાં બીબાંઓમાં જ જાણતાં અજાણતાં બેસી દેવામાં આવે છે. આથી જ આપણા 'સુધારકો'ની મોટી વિશેષતા એ છે કે, એઓ પોતાનાં બાળકોને તો જે કેળવણીને પોતે રેઢિયાળ ગણે છે એ જ કેળવણીના ઓછાવત્તા લાભ આપવા ખૂબ ઉત્સુક રહે છે. આવા 'પરહિતચિંતક' સુધારકોની 'સ્વહિત-રક્ષક' મનોદશામાંથી પ્રગટેલી નિષ્ક્રિય ગંગા આપણા શિક્ષણના પ્રદેશનો કશો મેલ ન ધોઈ શકે એમાં શી નવાઈ!

આપણા પ્રાથમિક શિક્ષણની આ કરુણ દશા છે. એમાં પાર વિનાનો બગાડ થઈ રહ્યો છે. પ્રજાજીવનનો ભયંકર હ્રાસ એમાં થતો જાય છે. શિક્ષણના મહાન અને પવિત્ર આદર્શની તો એમાં કેવળ ઠેકડી જ થઈ રહી છે. અને છતાં એ શિક્ષણને સુધારવા મથતા બધાએ જ એમનાં સ્વહિતોની (Vested interests) એવી અભેદ્ય વાડ એ શિક્ષણની આસપાસ રચી મૂકી છે કે, કોઈ પણ જાતના સાચા સુધારા એમાં પ્રવેશ પામી શકતા જ નથી. એ નિષ્ક્રિય શિક્ષણ ત્યારે કઈ રીતે સુધારી શકીએ એ જ આપણી પ્રજાકીય પ્રવૃત્તિઓનો સાથી મોટો કોયડો છે.

**હિંમતપુરા દીવાનજી**

# પાષાણ-હૃદય

૧

બૌદ્ધ, શૈવ અને જૈન, આ ત્રણ પંથમાં કાંઈ સામ્ય છે? આનો જવાબ આપણે દર્શનશાસ્ત્રીઓ પાસે નથી માગતા. પણ મહારાષ્ટ્રના હૃદયસ્થાને આવેલા એલાપુરના ડુંગરાના પથરાઓને પૂછીએ છીએ, ત્યારે તેઓ કહે છે: 'સામ્ય શું?—આ ત્રણે પંથ એક જ પરંપરાની ત્રણ પેઢીઓ છે. શંકા હોય તો અહીં અમે અમારું હૃદય ખોલ્યું છે, ત્યાં દર્શન કરી જાઓ.' એલાપૂર – એલૂર – અથવા વેરૂળ એ આજે એક નાનકડું ગામડું છે. પ્રાચીન કાળમાં અહીં ચાલુક્ય, રાષ્ટ્રકૂટ, વગેરે રાજવંશો રાજ્ય કરતા હતા. એકબીજા સાથે લડનારા, એકબીજા ઉપર વિજય મેળવીને એ વિજય જગજાહેર કરવા માટે મોટા મોટા વિજયસ્તંભો બાંધનારા, રાજવીઓ દુનિયામાં બધે મળે છે. અહીં મહારાષ્ટ્રના પ્રાચીન રાજાઓએ પોતાની ધર્મશ્રદ્ધા, સેવા ને ભક્તિના રૂપમાં વ્યક્ત કરવા માટે એકબીજા સાથે હરીફાઈ કરી હોય એમ લાગે છે.

આજે આ ગુફાઓ કેવળ દુનિયાનું કુતૂહલ તૃપ્ત કરવાનું અને ભારતીય સંસ્કૃતિની ભવ્યતાનો ખ્યાલ આપવાનું કામ કરે છે. પણ એક વખતે આ ગુફાઓ એક મહાન વિદ્યાપીઠની ગરજ સારતી હતી. દેશદેશાંતરના શ્રમણો, જંગમો અને સાધુઓ અહીં આ ગુફાઓનો આશ્રય કરી, આસપાસનાં ગામડાંના લોકો જે કાંઈ અન્ન વસ્ત્ર આપે તેનો સ્વીકાર કરી, ધર્મચિંતન અને ધર્મચર્ચા કરતા હતા, અને હિંદુસ્તાનની જનતાને કલ્યાણનો માર્ગ બતાવતા હતા. જેમ કોઈ સરોવરમાંથી અનેક નહેરો નીકળીને આસપાસની ભૂમિને ફળદ્રુપ કરે, તેમ આ ગુફાઓની સાધુમંડળી ધર્મમાં નવી નવી શોધો કરી, એ ધર્મામૃતની પરબો ગામડે ગામડે ખોલતી, અથવા એ ધર્મની કાવડો ભરી ભરી, એને ઘેર ઘેર પહોંચાડતી. જેમ રાજાઓ પોતાનો વૈભવ આ સાધુમંડળીના ચરણે ધરતા, તેમ જ દેશના મૂર્તિકારો અને ચિત્રકારો આ ગુફાઓને શણગારવામાં પોતાની કળાનું સાર્થક્ય માનતા. એટલે આ ગુફાઓની હાર આપણા પૂર્વજોની રાજકીય તેમ જ પ્રજાકીય આકાંક્ષાની પ્રતિનિધિ છે. એ કાંઈ 'તાજ' નથી કે કોઈ એક બાદશાહ એક વખતના પોતાના પ્રેમને કળાનું રૂપ આપી દે. આ ગુફાઓમાં હિંદુસ્તાનની મહાજાતિના હૈયાના ભાવો અમર કરેલા છે. જે ભક્તિથી આપણે વેદ, ઉપનિષદ, રામાયણ, મહાભારત વાંચીએ છીએ, એ જ ભક્તિથી આ ગુફાઓના દર્શને આપણે જવું જોઈએ.

અહીં આપણે લાકડાનું, માટીનું, મીણનું કે ધાતુનું કામ જોવાના નથી. આરસપહાણ જેવા સુંવાળા પથ્થરોની કારીગરી પણ અહીં નથી. અહીં તો મહાત્માઓનાં ચારિત્ર્ય જેવા કઠણ પથ્થરમાં, એમના જ કારુણ્ય જેવાં કોમળ ફૂલો, વેલીઓ અને મૂર્તિઓ કોતરેલી આપણે જોઈશું. વજ્ર કરતાં પણ કઠોર એવો પથ્થર પસંદ કરી, એમાં કુસુમ કરતાં પણ મૃદુ એવી મૂર્તિઓ વ્યક્ત કરવાની હિંમત કરનાર કારીગરોની પૂજા કરી, એમની પાસેથી દીક્ષા લેવા માટે સ્વર્ગથી પ્રત્યક્ષ બ્રહ્મદેવ ઊતર્યા હોય, તો એમાં જરાય નવાઈ નથી. આ કૃતિઓ જોઈને દેશદેશાંતરના કળાપ્રેમીઓ સ્તબ્ધ થઈ જાય, તો તેમાં આશ્ચર્ય શું? આ ગુફાઓ વિષે એક તામ્રપત્રમાં લખેલું છે કે, દેવો જ્યારે વિમાનમાં બેસી સ્વચ્છંદ વિહાર કરતા આ ઠેકાણે આવ્યા, ત્યારે આ સ્થાપત્યનું સૌન્દર્ય જોઈ તેઓ ધ્યાનમગ્ન થયા. તેમાંયે કૈલાસમંદિરની શોભા જોઈને તેઓ એકદમ બોલી ઊઠ્યા: 'આ મંદિર માનવ-હાથની કૃતિ ન હોઈ શકે. આ મંદિર પ્રત્યક્ષ મહાદેવની પેઠે સ્વયંભૂ જ હોવું જોઈએ.' બ્રહ્મા અને વિશ્વકર્માનો સમોવડિયો સ્થપતિ જે આ ગુફાઓનો કર્તા હતો તે પોતે પણ કહેવા લાગ્યો: 'અદ્ભુત છે આ કલાકૃતિ. મને પોતાને જ ખબર નથી પડતી કે આને હું કેમ બનાવી શક્યો. મને કોઈ આવી બીજી કૃતિ તૈયાર કરવાનું કહે, તો મારી હિંમત નથી ચાલવાની. આ થઈ ગયું તે થઈ ગયું.'

ત્યારે આવી કૃતિને આપણે અપૌરુષેય કહીએ તો કાંઈ વાંધો છે? આ બનાવનાર સ્થપતિને જ જ્યારે ખબર નથી કે એ વસ્તુ કેમ બનવા પામી, ત્યારે આપણે કેમ કહી શકીએ કે આ માનવ-કૃતિ છે?

કાલિદાસે જ્યારે રઘુવંશ લખ્યું, ત્યારે સરસ્વતીએ એને વરદાન આપ્યું હતું. તેમાંયે જ્યારે એણે ચોથો કે પાંચમો સર્ગ શરૂ કર્યો ત્યારે, કહેવાય છે કે, દેવી સરસ્વતીએ એના હાથમાંથી કલમ છીનવી લઈ, પોતે જ એ સર્ગ લખી નાખ્યો. એટલી બધી સુંદર શબ્દની કારીગરી અને ભાવોનો વિલાસ એ સર્ગોમાં જડે છે. અહીં પણ સ્થાપત્ય-કળાએ પોતે જ એ સ્થપતિના હૈયામાં, હાથમાં, આંખોમાં અને આંગળાંમાં પોતાનું આસન જમાવ્યું હશે. અને પછી એ સ્થપતિએ સમાધિ-સ્થિતિમાં આ બધું કોતરકામ કરી નાખ્યું હશે.

આ કાંઈ એક મૂર્તિકારનું કામ નથી. સેંકડો મૂર્તિકારો અહીં એકત્ર થયા હશે. પણ કામ શરૂ કરતા પહેલાં એમના મુખી સ્થાપત્યાચાર્યે પોતાના દરેક મદદનીશની છાતીને સ્પર્શ કરી સંકલ્પ કર્યો હશે:

ॐ मम व्रते हृदयं ते ददामि ।

मम चित्तमनुचित्तं ते अस्तु ।

અને પછી બધાં ભેજાં, બધાં હૈયાં અને બધાં આંગળાં જાણે એક જ માણસના હોય તેમ કામ કરવા મંડી પડ્યાં હશે.

૨

વેરૂળની ગુફાઓ જોવા અમે પહેલી વાર ગયેલા તે નાગપુર કોંગ્રેસ પછી. કયે રસ્તે જવું એની પણ અમને ખબર ન હતી. પાચોરાથી ઊતરીને અજંટા ગયા હોઈશું. દોલતાબાદ સ્ટેશને ઊતરીને, ત્યાંનો કિલ્લો જોઈ, એક ગાડી કરી અમે વેરૂળ ગયા. શ્રી. નરહરિભાઈ ઉપરાંત સાથે કોણ હતું એ પણ હવે હું ભૂલી ગયો છું. રસ્તામાં ખુલ્દાબાદ આવ્યું હતું એવું અસ્પષ્ટ સ્મરણ છે. તે વખતે બધા જ કંઈ ગાડીમાં બેઠા ન હતા. મોટે ભાગે હું તો ચાલતો જ ગયો હતો. બપોરનો તડકો એટલો તો સખત હતો કે, જ્યાંથી મળે ત્યાંથી મોટાં મોટાં પાંદડાં માથા ઉપર મૂકી, એના ઉપર મારી ગાંધીટોપી હું ચડાવતો, અને એ પાંદડાં ચુકાઈ ને ગરમ થઈ જાય એટલે ફેંકી દઈ, એમને સ્થાને બીજાં પાંદડાં મૂકતો. તે વખતની પગપાળી મુસાફરીમાં જે આનંદ આવ્યો તે કાંઈ ઓર જ હતો! તે વખતે એટલે કે ૧૯ વર્ષ પહેલાં, મારી દૃષ્ટિ જુવાન હતી, મારી તનુયષ્ટિ જુવાન હતી અને ભારતીય સંસ્કૃતિનું સ્વરૂપ નવેસર ઓળખવાને હું મથતો હતો. તે વખતે કૈલાસનું મંદિર, જૈનોની ઇંદ્ર-સભા, મહારવાડા ઢેડવાડાને નામે ઓળખાતી બૌદ્ધ ગુફાઓ, વગેરે બધું નવી આંખે જોયેલું તે આજે પણ યાદ છે. એમ મનાય છે કે, બીજી વાર દર્શન કરીએ કે તરત પહેલી વારનાં સંસ્મરણો એની મેળે ભુસાઈ જાય છે અને નવું ચિત્ર જૂના ચિત્રનું સ્થાન લઈ લે છે. એ વાત સાચી છે એ વિષે મને શંકા નથી. પણ વેરૂળની ગુફાની બાબતમાં મારે એવું નથી થયું. જૂનાં ચિત્રો પણ મારી પાસે કાયમ છે અને નવાં ચિત્રો પણ છે. એ બન્નેની અસર એક બીજા ઉપર થઈ છે એની ના નથી, પણ જૂનાનું વ્યક્તિત્વ હજી ભુસાયું નથી.

પહેલાંની જેમ આ વખતે પણ અમે કૈલાસની ગુફા જ સૌથી પહેલવહેલી જોઈ. એ જ ગુફા અહીંની ૩૪ ગુફાઓની રાણી છે. જેમની પાસે પૂરતો વખત નથી, એમણે તો આ જ ગુફા સૌથી પહેલવહેલી જોવી. પણ જો કોઈ એમ માને કે, કૈલાસ જોવાથી વેરૂળની તમામ ગુફાઓનો ખ્યાલ આવી જાય છે, તો એની એ ભૂલ છે. ૧૬ નં.ની આ કૈલાસ ગુફા, ૨૯ નં.ની સીતાનહાણી ગુફા, ૩૩ કે ૩૪ નં.ની ઇન્દ્રસભા, આટલી તો ઓછામાં ઓછી જોવી જ જોઈએ. અને બૌદ્ધ ગુફાઓમાં જે વિહાર અને ચૈત્યો છે, તેમાંથી એક એક નમૂનો તો ઓછામાં ઓછો જોવો જ જોઈએ. ખાસ કરીને ૧૦ નં.ની ગુફામાં જે લાકડાના કામનું અનુકરણ કરેલું છે તે જોયા વગર, કાર્લી તેમ જ અજંટા સાથે આનું કેટલું સામ્ય છે, એનો પૂરતો ખ્યાલ નહિ આવે. ૧૪મી ગુફા તો ગણેશ મહારાજની માતાઓનું સંમેલન છે, એ જોયા વગર નહિ ચાલે. ૧૫મી ગુફામાં, આ ગુફા છે કે પાછળની બાંધણી છે, એવી શંકા આવ્યા વગર રહેતી નથી. જો પૂરતો વખત હોય તો આમાંની એકેક ગુફા છોડી દેવા જેવી નથી. અને જો માણસ પાસે જરા સરખી નવરાશ હોય, તો એણે બેત્રણ વાર તો આ ગુફાઓ જોવા માટે આવવું જ જોઈએ. આ વખતે અમે સપ્ટેમ્બરનો મહિનો પસંદ કર્યો હતો, એ અનેક રીતે સારું થયું. કેમ કે, ચોમાસાનો ઉત્તરાર્ધ હોવાથી બધે લીલાલહેર હતી અને આકાશનાં વાદળાંઓ પણ સાવ વિરક્ત થયેલાં ન હતાં.

આ ગુફાઓ વિષે કેમ લખવું એ જ સમજાતું નથી. એક એક ગુફા લઈને એના ઉપર એક સ્વતંત્ર લેખ લખવા જઈએ તોયે સંતોષ નહિ થાય. કેમકે એક એક ગુફામાં અનેક નાની મોટી મૂર્તિઓ હોય, અનેક પ્રસંગો કોતરેલા હોય, અનેક પશુઓને એમની સ્વાભાવિક સ્થિતિમાં રજૂ કર્યાં હોય. એક એક પાછળ જેમ એકાગ્ર થઈને અમે જોતા હતા અને બાકીની દુનિયા ભૂલી જતા હતા, તેમ જ એક એક મૂર્તિ કે પ્રસંગ વિષે સ્વતંત્ર લેખ લખવા જોઈએ. ત્યારે જ કાંઈ સમાધાન થાય, અને તેમ જો ન કરી શકાય તો એક એક ગુફા ઉપર એક એક લેખ લખવાનો અર્થ શો?

કૈલાસની ગુફામાં અનેક ઠેકાણે રાવણ વીસ ભુજા ઊંચી કરી કૈલાસને ઊંચકે છે અને ઉપર શિવપાર્વતી અને નંદી વિરાજમાન છે, એવા પ્રસંગો કોતરેલા છે. મુખ્ય શિવમંદિર નાનુંસૂનું નથી. અને એ આખું મંદિર અને એની આસપાસની ઓસરીઓ અને એની અંદર પણ બાજુએ કોતરેલું બીજું મંદિર, એ બધું જોઈને શિલ્પકારની કલ્પના-શક્તિના સાહસથી ચકિત થવાય છે. મંદિરની બે બાજુ બે હાથીઓ અને બે વિજયસ્તંભો છે. હાથીઓની તો દુર્દશા થઈ જ છે. હજુયે મૂર્તનો કોઈ 'સરજન' (હાડવૈદ) મહેનત કરે તો એ હાથીના કકડા એકત્ર કરી સહેજસાજ હાથી જેવો હાથી ઊભો કરી શકાય ખરો. કહેવાય છે કે, ઔરંગઝેબે આ ગુફાઓનો ઘણો નાશ કર્યો છે. ઘૃષ્ણેશ્વરનું મંદિર એણે તોડયું એ સમજાય એવી વસ્તુ છે. આ ગુફાઓમાં, એ ધારત તો, એકે મૂર્તિ અહીં રહેવા ન પામત. પણ મૂર્તિવિનાશકો મૂર્તિઓના ચૂરેચૂરા નથી કરતા. પૂજાયોગ્ય ન રહે એટલી ખંડિત કરીને છોડી દે છે. એટલે કોકનું નાક તોડી નાખે, કોકના કાન ઉડાવી દે, કોકના હાથ યા પગ ઉતારી દે, એમ કરીને એકેએક મૂર્તિ ખોડવાળી કરી દીધી એટલે કામ પત્યું. પછી એની કોઈ પૂજા કરે નહિ. એક ધર્મચુસ્ત મુસલમાન ચિત્રોના શોખીન હતા. તેમણે ધર્મ અને કળા બંને સાચવવાનો એક મજાનો રસ્તો શોધી કાઢયો. એમણે ચિત્રોનું એક આલબમ ખરીદ્યું, અને કાળી શાહીના ખડિયામાં આંગળી નાખીને તમામ ચિત્રોના મોઢા ઉપર એક એક ધબ્બો ચોડી કાઢયો. આટલાથી એને ખાતરી થઈ કે, જાનદાર વસ્તુની પ્રતિકૃતિ તૈયાર કરવામાં ઈશ્વરનું જે અપમાન થાય છે, તે આપણે ધોઈ કાઢયું; હવે એ ચિત્રો જોવામાં વાંધો નથી.

આવી આવી સગવડો ન હોત તો જેટલી કળા-કૃતિઓ બચવા પામી છે તે પણ બચવા ન પામત.

આ મંદિર જ્યારે કોતરાયું ત્યારે મૂળ કલ્પના પથ્થર પર પ્લાસ્ટર કરી એના પર ચિતરામણ કરવાની હતી કે નહિ, એ આપણે આજે શી રીતે જાણી શકીએ? મને પોતાને લાગે છે કે, કોતરતી વખતે પથ્થરોમાં જ બધી સુંદરતા આણવામાં જોકે કશી મણા રાખવામાં આવી નથી, તોયે એના પર પાતળું પ્લાસ્ટર કરીને સારામાં સારા રંગોનું ચિતરામણ કરવાનો સંકલ્પ પહેલેથી જ હશે. અજંટાની દીવાલ ઉપરનું ચિત્રકામ હજી સુધી કાંઈક ટકયું છે. આ મંદિર ઉપર કોક કોક ઠેકાણે સહેજસાજ રંગ દેખાય છે. મંદિરનાં ઉપલા મેડા ઉપર એક ઠેકાણે છતમાં બરાબર અજંટાની કારીગરીના જ અવશેષ જેવો થોડોક ભાગ બચવા પામ્યો છે. એમાં એક ઠેકાણે મોર ગયો છે, પણ એની કળા રહી છે. એક ઠેકાણે એક રમણીનું માથું અને એની કમળની પાંદડી જેવી આંખો જ રહી છે. એનો રંગ, એની નાજુકાઈ, અને શૈલી અજંટાથી જરાય ઊતરતી નથી.

આખા મંદિરનો ભાર ઊંચકનાર નાના નાના હાથીઓ અનેક રીતે વિહાર કરતા બતાવ્યા છે. કોઈ પોતાની સૂંઢ વડે બીજાનો પગ પકડે છે, બીજા બે હાથીઓ પોતપોતાની સૂંઢ એક બીજાની સૂંઢમાં મેરવે છે. કેટલાક સૂંઢ વડે માથા પરની માખીઓ ઉડાડે છે, અને કેટલાક તો હિંમતપૂર્વક કોઈ વાઘની પાછળ પડયા છે. મંદિરની આસપાસ એક સારું સરખું આંગણું છે, અને ત્યાર પછી ત્રણે બાજુ જે ઊંચી ઓસરીઓ છે તેમાં અનેક વિશાળ મૂર્તિઓ કોતરવામાં આવી છે. આ મૂર્તિઓ શક્તિ, ભાવ અને ભંગી વ્યક્ત કરવાની બાબતમાં ભારતીય મૂર્તિકળાના ઉત્કૃષ્ટ નમૂનાઓ છે. એક એક મૂર્તિ જોતાંવેંત એની આગળ આપણું હૈયું દબાઈ જાય છે અને આવી બલવતી મૂર્તિઓની કલ્પના કરનાર આપણા પૂર્વજો કેવા સંકલ્પ-વીર હશે, કેવા સમર્થ કલ્પના-વીર હશે, અને કેવા કુશળ મૂર્તિકાર હશે, એનો ખ્યાલ આવી, પોતાની ક્ષુદ્રતા ઉપર તિરસ્કાર છૂટે છે.

કૈલાસની ગુફા જોઈ અમે સીધા જૈનોની ઇન્દ્ર-સભા જોવા ગયા. અહીંના આંગણામાં એક બાજુએ એક જ હાથી છે. અને બીજી બાજુ જે એક જ વિજયસ્તંભ હતો તે ત્રણ કટકા થઈ જમીન પર પડ્યો છે. આ ગુફા કૈલાસની જ એક નાનકડી આવૃત્તિ ગણાય. એમાં પોતાની ખાસિયત તો ઘણી છે, છતાં કૈલાસ જોયા પછી આનું મહત્ત્વ એની મેળે ઓછું થઈ જાય છે. નવા જોનાર માટે અમારી ભલામણ છે કે, તેમણે પ્રથમ ડાબી બાજુનો રસ્તો લઈ, છેલ્લી ઇન્દ્રસભા જોઈ લેવી અને પછી જ કૈલાસ તરફ આવવું. આ મહાવીરની ગુફાને ઇન્દ્રસભા શા માટે કહેતા હશે એ કોઈ જાણતું નથી, પણ આવી આકર્ષક ગુફાને પોતાનું કાંઈક નામ તો જોઈએ જ. ઇન્દ્રસભાનું નામ ચાલતું આવ્યું છે તે જ ચાલે તો વાંધો શો?

આના પછી જોતા જોતા આપણે પાછા આવીએ, એટલે ૨૯ નં.ની ગુફા આપણું વિશેષ ધ્યાન ખેંચે છે. ભવ્યતામાં બીજી કોઈ પણ ગુફા કરતાં આ ઊતરે એવી નથી. આને જોતાંવેંત મુંબઈ પાસેની ઘારાપુરી એટલે કે 'એલિફન્ટા કેવ્સ'નું સ્મરણ થયા વગર રહેતું નથી. અહીંની મૂર્તિઓ અસાધારણ ઊંચી અને મોટી છે, અને છતાં એકે મૂર્તિ પ્રમાણબાહ્ય નથી. આની બાજુએથી જ વેળગંગાના પ્રપાત અથવા સીતાનહાણી તરફ જવાય છે.

એમ ન થયું હોય કે, સાધુઓને રહેવા માટે આ ગુફા કોતરાઈ, પણ તે એટલી ભવ્ય, સુંદર અને ઉદાત્ત થઈ કે લાંબા વખત સુધી એમાં રહેવાની કોઈ હિંમત જ ન કરે? કોણ પોતાને એવો મોટો માને કે આવી ગુફામાં રહ્યા છતાં અસ્વસ્થ ન થાય?

છેલ્લી જૈન ગુફાઓ, વચલી શૈવ ગુફાઓ, અને છેક જમણી બાજુએ દેખાતી બૌદ્ધ ગુફાઓ, બધું મળીને માણસને થકવે એવો વિસ્તાર છે. અને એક એક ગુફા અંદર એટલી તો ઊંડી ગયેલી હોય છે કે બહારથી એનો ખ્યાલ સરખો આવતો નથી. શહેરમાં મકાનો ઊંચાં ઊંચાં બંધાય છે કેમ કે ત્યાં જગાની તંગી હોય છે. અહીં ત્રણ ત્રણ મજલાની ગુફાઓ બંધાઈ છે તે એટલા જ માટે કે અહીંના પથરાઓ વિશાળ છે અને તેમાં આડા, અવળા, ઊંચા, ઊંડા ગમે તેટલા વધવાની આપણને છૂટ છે.

આ ગુફાઓના ચોરસ થાંભલાઓ અહીંની પ્રચંડ મૂર્તિઓ કરતાં શોભામાં જરાય ઊતરતા નથી. એક ગુફામાં થાકને કારણે અંદર ન જવાનો વિચાર કરતો હતો. પણ મનમાં થયું કે, આટલું છોડવું એમ કહેવાને શા માટે રાખીએ? થોડીક મહેનત પડશે પણ અંદર જઈ આવીએ એ ઠીક. અંદર ગયો અને જોઉં તો બે મોટા જાડા થાંભલા વચ્ચે ગણિતના ધનુષ્ય-કૌંસના આકારની કમાનો બે બે થાંભલાને જોડી દે છે. એ કમાનોની જાડાઈ જોઈને હું તો ગભરાઈ જ ગયો. આ માણસની કળા તો નથી જ. આને દૈવી પણ ન કહેવાય. આનું પ્રમાણ આસુરી કે રાક્ષસી જ ગણાવું જોઈએ.

બધી જ ગુફાઓ આખરે ઉતાવળે જોઈ. વાંદરાઓ જેમ ઉતાવળે ખાઈને પોતાનાં ગલોફાં ભરી રાખે છે અને પછી નવરાશે ફરી નિરાંતે ચાવી ચાવીને આરોગી લે છે, અથવા જાનવરો જેમ પ્રથમ ખાઉધરાં થઈને ખાઈ લીધા પછી એ બધો ખોરાક વાગોળવા માંડે છે, તેવી જ રીતે વખતનો ખ્યાલ રાખી, ઉતાવળે ઉતાવળે બધું જોઈ લીધું, અને હવે વરસો સુધી એ સંસ્કારોનું સ્મરણ કરી કરીને વાગોળતો રહીશ. આ લેખમાળા પણ એ 'રોમંથ' ક્રિયાનો જ એક પ્રકાર સમજી લેવો. આમાં પણ પૂરતો રસ નહિ આવે, કેમ કે વાગોળવાનો આ પ્રારંભ જ છે.

ધન્ય છે મારી આંખો કે એ ધર્મોલ્લયને જોવા પામી! ધન્ય છે મારી કલ્પનાશક્તિને કે એને આવો દિવ્ય ખોરાક બે વાર મળી ચૂક્યો! અને ધન્ય છે મારા સ્નેહીઓને કે જેમણે મને પ્રેમપૂર્વક બોલાવી, આવડી મોટી ઉજાણી આપી!

અને જો મારા વાચકોને આ સ્થાનો જોવાની તાલાવેલી જાગે તો તેઓ પણ ધન્ય છે. કેમ કે ભારતવાસી થવું અને આ સ્થાનો ન જોવાં એના કરતાં જિન્દગીની બીજી વિફળતા કઈ હોઈ શકે!

આ સ્થાન કરતાં પણ જેમની જીવનવિભૂતિ વધારે ભવ્ય છે, તેવા મહાત્માઓ ભલે આવાં સ્થાનો જોવા ન આવે, આપણે તો અહીંના પાષાણોનું હૃદયદર્શન કરી કૃતાર્થ થયા છીએ.

તા. ૧૮-૯-'૪૦ काका कालेलकर

# આપણી ભાષા

આપણે બધા ગુજરાત પ્રાંતમાં વસીએ છીએ અને ગુજરાતી ભાષા બોલીએ છીએ. હિંદુસ્તાનના બીજા ભાગોમાં પણ જ્યાં જ્યાં ગુજરાતીઓ વસે છે ત્યાં ત્યાં તેઓ ગુજરાતી બોલે છે, પણ બીજા લોકો પોતપોતાની ભાષા બોલે છે. આપણે ત્યાં આવતા સાધુ સંન્યાસીઓ અને સાંઈ ફકીરો આપણા કરતાં જુદી ભાષા બોલે છે. તેને હિન્દુસ્તાની કહે છે. આખા ઉત્તર હિંદુસ્તાનમાં એ ભાષા એક યા બીજે રૂપે બોલાય છે.

ગુજરાતની દક્ષિણે આવેલા મહારાષ્ટ્ર પ્રાંતમાં મરાઠી ભાષા બોલાય છે. બંગાળામાં બંગાળી બોલાય છે. એ પ્રમાણે બિહારમાં બિહારી, મારવાડમાં મારવાડી, સિન્ધમાં સિન્ધી, ઓરિસ્સામાં ઊરિયા, અને પંજાબમાં પંજાબી બોલાય છે. આ બધી ભાષાઓ આપણી ભાષાથી જુદી છે, છતાં જો આપણે ધ્યાન દઈને સાંભળીએ, તો આપણને તેમાં થોડી થોડી સમજ પડે ખરી. આનું કારણ એ છે કે, એ બધી ભાષાઓ મૂળ એક જ ભાષામાંથી નીકળેલી છે અને લગભગ એક જ રીતે વધીને ખીલેલી તથા પોષાયેલી છે.

આ બધી ભાષાનાં ઊંડામાં ઊંડાં મૂળ ઠેઠ વેદ સુધી જાય છે. વેદકાળમાં બધા આર્યો એક જ ભાષા બોલતા હશે. પણ આસપાસના અનાર્ય લોકોના સંસર્ગથી એ ભાષામાં કેટલાક ફેરફારો થઈ ગયા હશે, અને તેથી વ્યવહારની ભાષા વેદની ભાષાને મળતી પણ તેનાથી જુદી પડી ગયેલી હશે. શિક્ષિત માણસોના અને અશિક્ષિત માણસોના ઉચ્ચારમાં હમેશાં ફેર રહે જ છે. અશિક્ષિત માણસના ઉચ્ચાર અજ્ઞાન, બેદરકારી વગેરે કારણોને લીધે બગડતા જાય છે, અને લાંબે ગાળે મૂળ શબ્દ એટલો બધો બદલાઈ જાય છે કે તે જુદો જ શબ્દ લાગે. આવી અશુદ્ધિ વિદ્વાનોને ગમે નહિ, એટલે તેમણે ભાષાના નિયમો નક્કી કર્યા — વ્યાકરણ રચ્યું અને તે પ્રમાણે જ લખવા બોલવાનું શરૂ કર્યું. આવો પહેલો મહાન વ્યાકરણકાર તે પાણિનિ. એણે ઈ. સ. પૂર્વે પાંચમા સૈકામાં સંસ્કૃત ભાષાનું વ્યાકરણ રચ્યું. પણ સામાન્ય લોકો થોડા જ વ્યાકરણ વાંચીને વાતચીત કરવાના હતા? એટલે તેમની ભાષા તો તેવી ને તેવી જ બદલાતી રહી અને વિદ્વાનોની ભાષા વ્યાકરણના નિયમે બંધાઈને ચોક્કસ રૂપે સાહિત્ય-રચનામાં વપરાવા લાગી. એ વ્યાકરણશુદ્ધ ભાષા તે રામાયણ મહાભારતમાં અને કાલિદાસ ભવભૂતિ વગેરે કવિઓનાં કાવ્ય નાટકોમાં વપરાયેલી ભાષા. આમ વેદની ભાષામાંથી ભાષાના બે પ્રવાહો નીકળ્યા: એક સાહિત્યની ભાષાનો, જેને આપણે સંસ્કૃત એટલે સુધારેલી કહીએ છીએ, અને બીજો લોકભાષાનો, જેને આપણે પ્રાકૃત કહીએ છીએ. પ્રાકૃત શબ્દ પ્રકૃતિ ઉપરથી બનેલો છે. પ્રકૃતિ એટલે પ્રજા. પ્રજાની ભાષા તે પ્રાકૃત.

આમાંનો પહેલો પ્રવાહ તો વ્યાકરણ વડે બંધાઈ ગયો, એટલે તેમાં પછી કાંઈ ફેરફાર થઈ શકે એવું રહ્યું નહિ. પણ આ પ્રાકૃત તો લોકોની બોલચાલની ભાષા રહી, એટલે એ તો બદલાતી જ ચાલી. બુદ્ધ ભગવાને અને મહાવીર સ્વામીએ પણ લોકોને ઉપદેશ આપવા માટે એ જ ભાષા વાપરી અને એમ એ ભાષામાં પણ સાહિત્ય રચાવા માંડ્યું. એની પ્રતિષ્ઠા વધી એટલે ઈ. સ.ની પાંચમી સદીમાં વરરુચિ નામના એક પંડિતે દેશની પ્રાકૃત ભાષાઓનું પણ વ્યાકરણ રચ્યું. એણે પોતાના વ્યાકરણમાં મહારાષ્ટ્રી, શૌરસેની, માગધી અને પૈશાચી એમ ચાર પ્રકારની પ્રાકૃત ગણાવી છે.

એનો અર્થ એ થયો કે, આર્ય લોકો જેમ જેમ દેશમાં ફેલાતા ગયા તેમ તેમ દેશના તે તે ભાગમાં વસતા મૂળ વતનીઓના સંસર્ગમાં આવ્યા અને તેને પરિણામે તેમની ભાષાએ નવું સ્વરૂપ લીધું. વળી તેમની ભાષામાં એ મૂળવતનીઓની ભાષાના શબ્દો પણ ભળવા લાગ્યા. આવા તે તે પ્રદેશના શબ્દોને દેશ્ય શબ્દો કહે છે. આપણી ગુજરાતી ભાષામાં વપરાતા કચરો, કડછી, ઉકરડો, બોલકું, પોટલું, ચીભું, ડાકું, ઢીંકવો, પૂણી, બોકડો, લોટ વગેરે શબ્દો દેશ્ય છે. આ ઉપરાંત દેશના જુદા જુદા ભાગોમાં જઈને વસેલા આર્યોના ઉચ્ચારણ ઉપર ત્યાંની આબોહવા વગેરેની પણ અસર થઈ અને એ રીતે જુદા જુદા પ્રદેશના આર્ય લોકોની ભાષા એક બીજીથી જરા જરા જુદી પડી ગઈ.

વરરુચિએ પ્રાકૃત ભાષાઓનું વ્યાકરણ રચ્યું એટલે ફરી વાર પાછી, પાણિનિએ વ્યાકરણ રચ્યું ત્યારે જેવી સ્થિતિ થઈ હતી, તેવી સ્થિતિ થઈ. સાહિત્યની ભાષા વ્યાકરણથી બંધાઈને સ્થિર થઈ ગઈ અને લોકબોલીનો પ્રવાહ અવિરત ચાલુ રહ્યો. આ લોકબોલીમાં તો વ્યાકરણમાં માન્ય ન રાખેલા એવા ફેરફારો થતા રહ્યા, એટલે પછી એ ભાષાને અપભ્રંશ — વ્યાકરણને પંથેથી ખસી પડેલી, એવું નામ આપવામાં આવ્યું. જેમ ચાર પ્રકારની પ્રાકૃત હતી તેમ તે જ ચાર પ્રકારની અપભ્રંશ પણ થઇ.

ધીમે ધીમે એ અપભ્રંશમાં પણ સાહિત્ય રચાવા માંડ્યું. દસમા સૈકા પછી મુસલમાનો હિંદુસ્તાનમાં આવવા લાગ્યા અને એક બે સૈકામાં તો તેમણે હિંદુસ્તાનને પોતાનું વતન બનાવી દીધું. હિંદુ મુસલમાન એકબીજાના સંસર્ગમાં આવતા ગયા તેમ તેમ મુસલમાનોની ભાષાની અને સંસ્કૃતિની અસર આપણા સાહિત્ય ઉપર પડવા માંડી. એ સંસર્ગની આપણી ભાષાના બંધારણ ઉપર તો કંઈ અસર ન પડી, પણ અરબી ફારસી ભાષાના કેટલાક શબ્દો, શબ્દપ્રયોગો અને કહેવતો આપણી ભાષામાં દાખલ થઈ ગયાં. આપણી ગુજરાતી ભાષામાં વપરાતા ખબર, ગજ, જરા, બરફી, હીરો, દવા, હલવો. કાકા વગેરે શબ્દો અને 'હિંમતે મર્દાં મદદે ખુદા,' 'તુખ્મે તાસીર' જેવી કહેવતો આ જ રીતે દાખલ થયેલાં છે.

ધીમે ધીમે તે વખતની પ્રચલિત અપભ્રંશ ભાષાઓમાંથી પરિવર્તન પામીને દેશની અત્યારની પ્રાંતિક ભાષાઓનો ઉદય થયો. આપણી ગુજરાતી ભાષા પણ એ જ રીતે શૌરસેની અપભ્રંશમાંથી ઉદય પામેલી છે. આ પછી આપણે યુરોપના લોકોના સંસર્ગમાં આવ્યા, એટલે આપણી ભાષામાં ફરી નવાં જ પરિવર્તનો થવા માંડ્યાં અને અનેનાસ, હાપૂસ, ચાવી, બિસ્કુટ, ટિકિટ, સ્ટેશન, કપ, ટેબલ, બૂટ, હોટેલ, આઈસ જેવા એમની ભાષાઓના શબ્દો પણ આપણી ભાષામાં ભળવા લાગ્યા. આમ આપણી આજની પ્રાંતિક ભાષાઓમાં સંસ્કૃત, દેશ્ય, અરબી, ફારસી અને યુરોપીય શબ્દો ભળેલા છે.

પણ આ તો હિંદુસ્તાની, બંગાળી, મરાઠી, ગુજરાતી, સિંધી, આસામી, મારવાડી, ઉરિયા વગેરે આર્ય કુટુંબની ભાષાઓની વાત થઈ. જો આપણે મહારાષ્ટ્ર પ્રાંત વટાવીને દક્ષિણમાં આગળ જઈએ તો ત્યાં આપણને કાનડી, મલયાલમ, તામિલ અને તેલુગુ નામની ચાર જુદી જ ભાષાઓ સાંભળવા મળે. એ ચારે ભાષાઓ દ્રાવિડ કુટુંબની ગણાય છે. એ ભાષાઓમાં આજે તો સંસ્કૃત, ફારસી, અરબી, અને યુરોપીય શબ્દો ભળ્યા છે, પણ મૂળ એ કુટુંબ જુદું છે એટલે એની વ્યાકરણવ્યવસ્થા વગેરે બધું આપણી ભાષા કરતાં ભિન્ન છે. એ ભાષાના પણ કેટલાક શબ્દો આપણી ગુજરાતી ભાષામાંયે આવેલા છે. રોકું, પોચકું, હોબરું, વકટ, રેંટ, મૂઠ, નાર, વૈદ, આર, જકુ વગેરે શબ્દો દ્રાવિડ ભાષાના છે અને છેલ્લા સાત શબ્દો તો એકથી સાત સુધીની સંખ્યા માટે કાનડી અને તેલુગુ ભાષામાં વપરાતા શબ્દો ઉપરથી ઊતરી આવેલા છે.

આ ઉપરાંત ભીલ, ગોંડ, સંતાલ વગેરે રાની લોકોની પણ પોતપોતાની સ્વતંત્ર ભાષાઓ છે, અને તે તે જાતિના લોકોમાં બોલાય છે.

આપણા દેશની વાયવ્ય સરહદ ઉપર આવેલા ભાગોમાં બોલાતી પુશ્તુ, બલૂચી, વગેરે ભાષાઓ મોટે ભાગે અરબી ફારસીની અસરવાળી હોઈ, તેમનો આપણે જુદો જ વર્ગ ગણવો પડે એમ છે.

અંતમાં, આપણી ગુજરાતી ભાષા પહેલાં કેવી હતી તેનો ખ્યાલ આવે એટલા માટે જુદા જુદા સમયના બે ત્રણ નમૂનાઓ નીચે આપ્યા છે. પહેલા બે દુહા હેમચંદ્રાચાર્યે લખેલા વ્યાકરણમાં ઉદાહરણ તરીકે વપરાયેલા છે. એ ઉપરથી દસમી અગિયારમી સદીમાં વપરાતી અપભ્રંશ ભાષાનો ખ્યાલ આવશે.

પુત્તે જાએ કવણુ ગુણુ, અવગુણુ કવણુ મુએણ;
જા બપ્પીકી ભુંહડી ચમ્પિજ્જઈ અવરેણ ?

પુત્ર જન્મ્યે શો ગુણ અને પુત્ર મૂએ શો અવગુણ — જો બાપીકી ભોંય કદેતાં ભૂમિ પારકા વડે ચંપાતી હોય (અને તેને બચાવવા તે પ્રયત્ન ન કરતો હોય)?

અમ્હે થોવા રિઉ બહુઅ, કાયર એમ્વ ભણન્તિ;
મુદ્ધે નિહાલહિ ગયણયલુ, કઈ જણ જોણ્હ કરન્તિ ?

અમે થોડા છીએ અને રિપુ કહેતાં દુશ્મનો બહુ છે, એવું તો કાયર હોય તે કહે. હે મુગ્ધે, તું ગગનતલમાં નિહાળ, ત્યાં કેટલા જણ જ્યોત્સ્ના કહેતાં ચાંદની એટલે અજવાળું કરે છે? (લાખો

તારાથી કંઈ અજવાળું થતું નથી, પણ એકલો હોય તોય ચંદ્ર અજવાળું કરી શકે છે.)

નીચેનો ઉતારો પંદરમા સૈકાના કવિ ભાલણે કરેલા કાદંબરીના અનુવાદમાંથી લીધો છે. એક પોપટને પારધીએ મારી નાખ્યો અને તેનું બચ્ચું બચી ગયું. એ બચ્ચું કહે છે:

રાય ઘણું શું કહીઈ હવી ? પ્રાણ સમૂં કાંઈ વાહાલું નથી.
નહિતરિ તતક્ષણ મુક તાત, તે સવિ વીસારી મિ વાત.
તેહ વેદના દારુણ સહી, મુઝ સમુ કો નિષ્ઠુર નહીં !
ભૂખ્યા રહી જિણિ દીધૂં ભક્ષ, પાલ્યું સનેહ કરી સમક્ષ,
ને દોહિલિ ઇછરુ અપાર, તે મુઝ વીસરિયું ઉપકાર !

હે રાજા, વધારે શું કહું ? પ્રાણ સમાન કંઈ વહાલું નથી. નહિતર તરતના જ બાપ મરણ પામ્યા હતા તે સર્વ વાત મેં (શી રીતે) વિસારી ? તે દારુણ વેદના મેં સહી લીધી. મારા જેવો કોઈ નિષ્ઠુર નથી. જેણે ભૂખ્યા રહીને મને ખાવાનું આપ્યું, જેણે સ્નેહ કરીને મને પાળ્યો, ને મહામહેનતે મને ઉછેર્યો, તેના બધા ઉપકાર હું ભૂલી ગયો !

નગીનદાસ પારેખ

# રોમ અને કાર્થેજ

કાર્થેજના પંજા ચોમેર પડતા હતા. ગ્રીસથી સ્પેન સુધી કાર્થેજની હાક વાગતી થઈ. પણ કાર્થેજને લાંબા અખાડા કરવા પડયા તે તો સિસિલીમાં. સિસિલીમાં તે જંગ જીતવા જીતયું, એમાંથી જ ભીષણ સંગ્રામો મંડાયા, અને એક અણધારી સત્તા જોડે કાર્થેજને બાથ ભીડવી પડી.

એ સત્તા તે ઇટાલીને પશ્ચિમ કિનારે આવેલું રોમ. બહારવટિયા અને નાસી છૂટેલા ગુલામોના એક ટોળાએ ભેગા થઈને એક ગામ વસાવ્યું, આસપાસ મજબૂત ગઢ બાંધ્યો, અને એને જુલમથી ત્રાસેલાઓનું આશ્રયસ્થાન બનાવ્યું. મારના સોળવાળા ગુલામ, ધાડપાડુ, ચોર અને લોહિયાળા હાથવાળા ખૂની, બધા આવીને અહીં સુરક્ષિત રહેતા. માણસો લડાઈ અને ખેતી એ કામ કરતા. આસપાસના લોકોને આ ગામની ભારે ધાક હતી. ગામ વસ્યું તે વખતે સ્ત્રીઓ ન હતી, તે પણ પાછળથી આણવામાં આવી. જે ગામો કે મુલક જિતાતા ગયા, ત્યાંના લોકોને રોમનોએ દલિત ન રાખતાં પોતીકા કર્યા, સમાન હક આપ્યા; અને જે જે મુલક સર કરતા ગયા તેનો કબજો હળથી કાયમ કરતા ગયા. ધીમે ધીમે ઇટાલીમાં આ નવી ઊગેલી પ્રજાની વસાહતો થઈ. ખેડૂત અને લડવૈયાની એ પ્રજાને નોખું લશ્કર તો હતું જ નહિ. તેઓ પોતે જ લડનારા હતા.

સિસિલીમાં પારકો ઝઘડો લડવાનો હતો. અંદર અંદરની તકરારમાં એક પક્ષે કાર્થેજની મદદ માગી ને બીજાએ માગી રોમની. ન્યાયદૃષ્ટિએ રોમે ઝઘડો વહોરવા ના પાડી. પણ રોમ અને કાર્થેજ વચ્ચે બાહ્ય મિત્રતાની તળે ઊંડું વૈમનસ્ય છુપાયેલું પડયું હતું. કાર્થેજને પોતાનો માલ ખપાવવા ને વેપાર વધારવા આખી દુનિયા કબજે કરવી હતી. રોમની આંખમાં એ ખૂંચ્યા કરતું હતું. રોમે એકાએક ના તો પાડી, પણ રોમમાં પ્રજા સર્વસત્તાધીશ હતી. ખજાનામાં પૈસા ખૂટયા હતા. સિસિલીમાંથી લૂંટ મળશે એ લાલચે અંતે રોમે ઝંપલાવ્યું. ખાંડાં ખખડયાં, અને એક નાનકડા તાપણામાંથી પ્યુનિક વિગ્રહોને નામે ઇતિહાસપ્રસિદ્ધ થયેલો દાવાનળ ભભૂકી ઊઠયો. લૅટિન ભાષામાં ફિનીશિયન માટેનો શબ્દ 'પ્યુનિક્સ' છે, તેથી આ વિગ્રહો 'પ્યુનિક' વિગ્રહો કહેવાયા.

ઈ. સ. પૂર્વે ૨૬૪ની વાત. સવાસો વરસ સુધી ભીષણ સંગ્રામો ચાલ્યા; લોહી અને પૈસા પાણીની પેઠે વહ્યાં; પેઢીઓ સુધી વેરના વારસા અપાતા ગયા; અને લોહીને અક્ષરે ઇતિહાસને ચોપડે એ વિગ્રહનાં નામ મંડાયાં.

રોમ અને કાર્થેજને આ પહેલાં એકબીજાનો પરિચય તો હતો. ગ્રીકો સામેની લડાઈમાં કાર્થેજે રોમનો પક્ષ લીધો હતો. રોમનાં બજારોમાં કાર્થેજના વેપારીઓની દુકાનો હતી. રોમ શહેર રોનક અને ભભકામાં કાર્થેજ આગળ સાવ ઝાંખું પડતું. રોમન ખેડૂતોની રહેણી સાદી અને રીતભાત

ગામડિયા હતી, એની કાર્થેજવાસીઓમાં મજાક થતી. આખા રોમ શહેરમાં જમવાની થાળીઓનો એક જ સટ છે અને જે ઉમરાવને મિજબાની કરવી હોય તે આ જ સટ લઈ જાય છે, એમ જાણવામાં આવ્યું ત્યારે, કાર્થેજના એલચીઓને કંઈ નવી શોધ કર્યા જેટલું સાનંદાશ્ચર્ય થયું. પણ રોમની પ્રજા પ્રચંડ પહેલવાનોની પ્રજા છે, એવાં લક્ષણ સ્પષ્ટ દેખાયાં હતાં. રોમમાં મોટી મોટી નહેરો તૈયાર થઈ હતી. ગંદાં પાણી વહી જવાને મોટાં ખોગદાં ખોદાયાં હતાં. રસ્તા પર સુંવાળી ને ભારે લાદીઓની ફરસ જડાઈ હતી. રોમમાં ઘણાં દેવળો અને બાવલાં હતાં. દરેક દેવળ એક એક વિજયનું સ્મારક હતું. દરેક બાવલું રોમ માટે શહીદ થયેલા એક એક વીરનું સ્મારક હતું.

કાર્થેજ એ વેપારીની પ્રજા રહી. એનું લશ્કર આખું ભાડૂતી હતું. આફ્રિકા, સ્પેન અને ગોલ(હાલનું ફ્રાન્સ)માંથી કાર્થેજના પગારદાર લશ્કરની ભરતી થતી, અને કાર્થેજના ખજાનામાં જ્યાં લગી પૈસા હોય ત્યાં લગી આ માણસોની ખાણોમાંથી જોઈએ એટલાં માણસો ખેંચી શકાય એમ હતું. એ લશ્કર બહુરંગી તો હોય જ. આફ્રિકાના બર્બરોનું હયદળ સરસ હતું. બર્બર ઘોડેસવારો જીન કે લગામ વિના ઘોડે ચડતા અને બંને હાથમાં એકેકું હથિયાર ઝાલતા. પગપાળા લડવાનું હોય ત્યારે ત્યારે તેઓ જંગલી ટોળાંની જેમ, હાથીના ચામડાની ઢાલ અને લાંબા ભાલા પકડીને અને રીંછનાં ચામડાં ઓઢીને, પાણીના પૂરની જેમ ધસારો કરતા. સ્પેનનું લશ્કર સારામાં સારું પાયદળ સૈન્ય હતું. ધોળા પોશાક અને અણિયાળા ખાંડાં એ એમની વિશેષતા હતી. ગોલનું લશ્કર બહાદુર ખરું, પણ એનાં હથિયાર એટલાં સારાં નહિ. એ લોકો કમર સુધી ઉઘાડા રહેતા. એમની તલવારો પોચા લોઢાની બનેલી હોવાથી દરેક ઘા પછી વળી જાય, તેને સીધી કરવી પડતી. બેલિયારિક ટાપુઓમાંથી એક ટુકડી ગોફણબાજોની આવેલી હતી. સૂકી કઠણ માટીના ગોળા એમની ગોફણોમાંથી છૂટીને સુસવાટ કરતા ગોળીની જેમ ઊડતા અને બખ્તરને ભેદી માણસના શરીરમાં સોંસરા પેસી તેના પ્રાણ લેતા. આવા લશ્કરને એક ભાષામાં હુકમ પણ શી રીતે આપી શકાય? એટલે એક હુકમ છૂટે તેનાં અનેક ભાષાઓમાં ભાષાંતર થઈને આખા લશ્કરમાં હુકમ પહોંચતો. ટુકડીઓને એકબીજા જોડે કે પોતાના ઉપરી અમલદાર જોડે કશું ઓળખાણ ન મળે. આવા લશ્કરને લડાઈમાં લૂંટની લાલચ અથવા યુદ્ધની મસ્તી સિવાય બીજો ઉત્સાહ શાનો હોય?

રોમમાં એથી ઊલટું હતું. આખી પ્રજા એ જ સેના હતી. બધા એક જ ભાષા બોલનારા, એક જ ઉત્સાહથી પ્રેરાયેલા. રોમમાં લશ્કરી તાલીમ અતિશય કડક હતી. લાંનું સૂત્ર જ એ હતું કે, સૈનિકને દુશ્મનનો ડર હોય એના કરતાં પોતાના અમલદારનો ડર વધારે હોવો જોઈએ. લશ્કરી કવાયતની કડકાઈ પણ અસાધારણ હતી. શિયાળામાં સૈનિકો તલવાર અને ભાલાં ચામડાના મ્યાનમાં રાખીને એક બીજા પર ફેંકતા. આ હથિયારો લડાઈમાં વપરાતાં સામાન્ય હથિયાર કરતાં બમણા વજનનાં રહેતાં. છાવણી નાખવાની કળા પણ રોમનોએ શાસ્ત્રીય પદ્ધતિએ ખીલવી હતી. લડાઈમાં શત્રુ પર હુમલો શરૂ થાય તે પહેલાં રોમન સેનાપતિ સેનાને મોખરે આવી જુસ્સાદાર ભાષણ કરતો અને કહેતોઃ 'હે રણરસિયાઓ, દેશને સારુ લડતાં લડતાં રણાંગણ પર મરવું એ રોમનવાસીને સારુ મોટામાં મોટો લહાવો છે. રોમને ખાતર ખપી જવાને જે નારીએ પતિ કે પુત્રને મોકલ્યો છે, તે વીરાંગનાને ધન્ય છે. એના દુઃખનો પણ મહિમા મોટો છે, એનો વિલાપ પણ અદેખાઈ કરવા જેવો છે.' આ પછી રણશિંગાં ફૂંકાતાં અને સેનાનો ધસારો થતો. છૂટાં ભાલાંથી સલામી થયા બાદ પાસે આવીને એ લશ્કરો ખાંડાં ખખડાવીને ભેટી પડતાં.

રોમની લશ્કરી વ્યવસ્થામાં માત્ર એક ખામી હતી. સેનાના સેનાધિપતિ બે રહેતા, અને બંને સરખી સત્તાવાળા. તેથી કેટલીક વાર એમ બનતું કે, બંને એક જ સ્થાને હાજર હોય ત્યાં બે જણ વારાફરતી એક એક દિવસ હુકમ આપતા, અને બેની બાજી જુદી જુદી રીતે રચાય ત્યારે ઘણું કામ વણસી જતું. આમાં અદેખાઈ પણ પેદા થાય જ. દરેક સેનાપતિ એક જ વરસ માટે નિમાતો, એટલે ઘણી વાર એમ બનતું કે, પોતાની પછીનો માણસ પોતાની મહેનતનો જશ ન ખાટી જાય એટલા માટે આગલો સેનાપતિ હાર થાય એવી રીતે લડતો.

અથવા કવખતની માંડવાળ કરી દેતો. કંઈક એવી જ દશા કાર્થેજના સેનાપતિઓની પણ હતી. ત્યાંની સેના ગમે તેવી હોય, પણ ત્યાંના સેનાપતિઓ ઘણાખરા સો ટચનું સોનું હતા. એવા પણ બહુ વિજયી થતા જણાય, એટલે કાર્થેજની અદેખી અને અવિશ્વાસુ સરકાર તેમને ગમે ત્યારે પાછા બોલાવી લેતી.

કાર્થેજના ખજાના તર હતા, પણ એની લડવાની પદ્ધતિ અતિશય ખર્ચાળ હતી. સત્તાધારી માણસો ઘણા પૈસા ઉચાપત કરતા કે વેડફી નાંખતા. અમલદારી મેળવવા માટે લોકોને એટલે કે આમ-વર્ગને છડેચોક લાંચ આપવાનો રિવાજ હતો. રોમને સદ્ભાગ્યે એ સડો ત્યાં નહોતો. આ કાળ રોમનોને સારુ સુખનો કાળ હતો. સાદું જીવન અને અને સાદી રહેણીમાં ખીલતા સદ્‌ગુણો રોમનોમાં હતા, એ મોટો લાભ હતો. પાછળથી રોમમાં લાંચ પેઠેલી, પણ આ કાળે તો લાંચને સારુ દેહાંત-દંડ થતો.

રોમ અને કાર્થેજ બંને સામ્રાજ્યવાદી તો હતાં, પણ રોમ પાસે કંઈક રહેમ હતી, મિત્રભાવ હતો. એટલે જિતાયેલા લોકોનાં મન તે સામોપાયથી જીતી લેતું. કાર્થેજ તાબાના લોકો પર જુલમ ગુજારતું. ફિનીશિયાનાં જૂનાં શહેરોને વેપારની છૂટ હતી તે પણ એણે છીનવી લીધી. રખેને એ બંડ કરે એ ભયથી તેણે ગામોની આસપાસ કિલ્લા ન બાંધવા દીધા. જિતાયેલી પ્રજાઓ પાસેથી જેટલું ચૂસી શકાય એટલું ચૂસી લેવાને કાર્થેજમાંથી ચારિત્રહીન અમલદારોને મોકલવામાં આવતા. કાર્થેજ પર ચડાઈ આવે તો બીજી કોઈ પ્રજા એની વહારે ધાય એમ ન હતું. કોઈનીયે આંતરડી ઠારી હોય તો કોઈ મદદ કરેને! રોમ પર કોઈ ચડાઈ કરે તો તેને ઇટાલીમાં ઠેકઠેકાણે કિલ્લાને ઘેરા ઘાલવા પડે, અને ઠેર ઠેર શહેરો પોતાના સ્વાતંત્ર્યની રક્ષા કરવા તૈયાર દેખાય. રોમમાં મિત્રરાજ્ય પાસેથી લશ્કરી સેવા ઉપરાંત કશી ખંડણી લેવાતી નહિ. અને એ સેવાના બદલામાં જે લૂંટ મળે તેમાંથી એમને ભાગ આપવામાં આવતો. 'ઉપલા ભાગમાં શિરજોરી અને લોભ અને નીચલા ભાગમાં સાંકળો અને ગુલામી,' એવી એક ઇતિહાસકારે સુધારાની વ્યાખ્યા કરી છે. મનુષ્ય-જાતિના ઇતિહાસમાં લગભગ બધે આવા સુધારાનો કાળ ક્યારેક તો આવે જ છે. કાર્થેજ આ કાળે સુધારાની એ ભૂમિકા પર હતું.

આ નીતિનું શું પરિણામ આવ્યું તે આગળ પર જોઈ શકાશે. રોમ અને કાર્થેજનો વિગ્રહ એ એક રીતે સ્વાતંત્ર્ય અને સામ્રાજ્ય વચ્ચેનો વિગ્રહ હતો એમ કહી શકાય. રોમમાં સ્વાતંત્ર્યનું ઝનૂન હતું, સ્વતંત્રતાની ઝંખના હતી; રોમન સેનાનો એકેએક માણસ પોતાની જ ભૂમિની, પોતાની જ સ્વતંત્રતાની રક્ષા માટે આવ્યો હતો. કાર્થેજ બહારથી ભલે હૃષ્ટપુષ્ટ દેખાતું હોય, પણ ક્ષયરોગે એના હાડમાં ક્યારનુંયે ઘર ઘાલ્યું હતું. જે* પુસ્તકમાંથી આ લેખની મોટા ભાગની હકીકત લેવામાં આવી છે, તેના લેખકે અનેક મહારાજ્યોનાં દૃષ્ટાંતો આપીને સિદ્ધ કરવાનો પ્રયત્ન કર્યો છે કે, વ્યક્તિની કે દેશની સંપત્તિ વધે છે તેની સાથે જ એના ક્ષયની શરૂઆત થાય છે. સંપત્તિ વધે એટલે નવરાશ વધે. નવરાશ વધે એટલે માણસના રંગરાગ વધે ને લડવાની વૃત્તિને શક્તિમાં ઘટાડો થાય. શારીરિક ક્ષીણતા તો આવી જ હોય. ભલું હોય તો થોડી કળાની ઉપાસના શરૂ થાય, અને અમુક વખત સુધી દયાવૃત્તિનો પ્રાદુર્ભાવ પણ દેખાય. પણ આ નવરાશ અને વિલાસ જોડે જો મહત્ત્વાકાંક્ષા હોય તો વિજિગીષા ફરી જાગે, અને આ વખતે ક્ષીણતાને લીધે નિર્દયતા વધારે આવી હોય.

દરેક સામ્રાજ્યને આ ચક્રમાં ઘસડાવું જ પડે છે. સામ્રાજ્ય એટલે જ ક્ષયની શરૂઆત. એટલે જ આપણા શાસ્ત્રકારોએ કહ્યું: 'अतिविस्तारविस्तीर्णं तद्‌ भवेन्न चिरायुषम्‌।' (અતિ વિસ્તારમાં પથરાયેલું ચિરંજીવી ન થઈ શકે.) કાર્થેજે ધન ઉસેડવાની પાછળ રંગરાગ ને વિલાસ કર્યો. ક્ષીણ થયું, અને પોતાની રક્ષા ભાડૂતી માણસોને સોંપી. કાર્થેજના ઇતિહાસમાંથી આપણે માટે મોટામાં મોટો પાઠ આ છે. ઘરની એટલે કે પોતાના જાનમાલની અને પરિવારની સાચવણી કરવાને આરબ કે બલૂચી રાખનાર વાણિયાની જે હીન દશા છે, એ હીન દશા કાર્થેજની થઈ, એ ભૂલભરેલી નીતિનું માઠું ફળ આ પહેલા વિગ્રહને અંતે કાર્થેજને ચાખવું પડ્યું.

---

*વિનવૂડ રીડનું 'The Martyrdom of Man' મનુષ્યની શહાદત.

કાર્થેજનો કાફલો એ જમાનામાં અદ્વિતીય હતો, એ આગળ કહ્યું છે. રોમ કરતાં કાર્થેજને સિસિલી વધારે દૂર પડતું ખરું, પણ એનો બદલો આ નૌકાબળથી વળી રહેતો. રોમનો પહેલી જ વાર ઇટાલી બહાર નીકળેલા. રોમ પાસે તૂતકવાળું એક પણ વહાણ નહોતું, અને ઇટાલીમાંથી સિસિલીને કિનારે લશ્કર ઉતારવાને ઇટાલીમાં વસતા ગ્રીકો પાસેથી હોડકાં માગીને તેઓ ચલાવતા. પણ રોમનો અડગ નિરધારવાળા લોકો હતા. સામાની પાસેથી કંઈક સારું જુએ કે તેનું અનુકરણ તેમણે કર્યું જ હોય. જોતજોતામાં એમની ખામીઓ અને દરિયા વિષેનો એમનો અણગમો દૂર થયો. કાર્થેજની એક મનવાર દરિયામાં ભાગી એટલે એમને નમૂનો મળી ગયો. દરિયાની રેતીમાં એમણે બાંકડા ગોઠવ્યા અને હળ છોડીને ચાલ્યા આવતા માણસોને હલેસાં મારવાની તાલીમ આપી. એમનાં વહાણ જેમતેમ ઊભાં કરેલાં હાડિયાં જેવાં હતાં. માણસોને કામની ગમ નહોતી. એ કાફલા સામસામા આવીને ઊભા રહ્યા એટલે કાર્થેજિયનો ખડખડાટ હસી પડ્યા. લડાઈ શરૂ કરવાના હુકમ પહેલાં જ તેઓ રોમનો પર તૂટી પડ્યા. કાર્થેજના સેનાપતિના વહાણને તો સાત તો તૂતકો હતાં. એમનાં વહાણ પાણીમાં આગળ ધસ્યાં. દરેક વહાણની આસપાસ દૂધ જેવું ફીણ ઊછળતું હતું. વહાણ પર વાવટા ફરકતા હતા, રણશીંગાં ફૂંકાતાં હતાં અને હબસી ખલાસીઓ હલેસાં મારતા હતા. એમનાં ગાયનો અને સાંકળોના ખણખણાટ સંભળાતા હતા. પણ પાસે જાય છે ત્યાં રોમન વહાણોના આગલા ભાગ પર વિચિત્ર દેખાતાં કંઈક યંત્રો નજરે પડ્યાં. રોમનો એ યંત્રોને 'કાગડા' કહેતા. કાર્થેજના વહાણવટીઓને આ તો તદ્દન નવી વસ્તુ, એટલે તેઓ અચકાયા. પણ સાથેનાં વહાણના દેદાર જોઈને તેમને હિંમત આવી ને તેમણે વહાણો પર ધસારો કર્યો. કાર્થેજનાં વહાણો પાસે આવ્યાં એટલે પેલા 'કાગડા' કડડ કરતા એમના ઉપર પડ્યા, એમનાં તૂતક ફાડી નાખ્યાં, અને 'કાગડા'નાં લોખંડી જડબાંમાં કાર્થેજનાં વહાણો ભિડાઈ ગયાં. હવે તો એક વહાણમાંથી બીજા વહાણમાં જવાને રસ્તો બની ગયો. રોમન સૈનિકો કાર્થેજનાં વહાણો પર ચડી ગયા. દરિયાઈ લડાઈ તે જમીનની લડાઈ થઈ ગઈ, અને કાર્થેજના વિશાળ કાફલામાંથી થોડાંક જ, વહાણની ચાંચો બધી વળી ગયેલી ને તૂટેલી લઈને, નાસી છૂટવા પામ્યાં અને કાર્થેજના બંદરમાં ભરાઈ ગયાં.

પણ કાર્થેજના વહાણવટીઓ તો પાણીનાં માછલાં. એમણે કુશળ વ્યૂહરચના અને યુદ્ધપદ્ધતિથી 'કાગડા'ની શોધને નકામી કરી મૂકી, અને ઘણાં વરસ સુધી કાર્થેજે સમુદ્રનું સ્વામિત્વ ભોગવ્યું. બે વાર તો રોમનોના કાફલા આખા ને આખા જળશાયી કરવામાં આવ્યા. રોમનોના ખજાના પણ ખાલી થઈ ગયા હતા. છતાં એ સાહસી પ્રજાએ હિંમત ન હારતાં ખાનગી ઉઘરાણું કરી તેમાંથી એક કાફલો ઊભો કર્યો. 'આ કામ એટલી ત્વરાથી કરવામાં આવ્યું કે, એક લેખકે લખ્યું કે ઝાડને જ ઉપાડી વહાણ બનાવી દેવામાં આવ્યાં. વહાણો બાંધવાની શરૂઆત થઈ છે એવી બાતમી દુશ્મનને મળે તે પહેલાં તો પાંચ તૂતકવાળાં બસો વહાણ તૈયાર થઈ ગયાં. એક દિવસ કાર્થેજનો કાફલો આરામ લેતો પડ્યો હતો, ત્યાં જઈ રોમનોએ અણધાર્યો છાપો માર્યો. કાર્થેજનાં વહાણોમાં ગળા સુધી અનાજ ભરેલું હતું, અને એકલા ખલાસીઓ જ વહાણ પર હતા. બધાં વહાણો કાં તો લઈ લેવામાં આવ્યાં અથવા ડુબાડી દેવામાં આવ્યાં, અને પહેલા પ્યુનિક વિગ્રહની પૂર્ણાહુતિ થઈ. તોપણ આખરે જ્યારે એકંદર નુકસાનીઓની ગણતરી થઈ ત્યારે જણાયું કે, કાર્થેજ કરતાં રોમે બસો વહાણ વધારે ગુમાવ્યાં હતાં. પણ સિસિલીમાં લશ્કર મોકલવાને સારુ રોમને મોટાં વહાણ વિના ચાલે એમ હતું. જ્યારે કાર્થેજથી પૂરેપૂરા કાફલા વિના સિસિલી પહોંચાય એમ ન હતું અને રોમનોના જેટલી ઝડપથી તેઓ કાફલા બાંધી શકે એમ પણ ન હતું.

આ વિગ્રહમાં રમત તો અધૂરી રહી ગઈ. કાર્થેજના સેનાપતિ હેમિલકારે હજુ હાર ખાધી ન હતી, છતાં એને સુલેહની મસલત કરવાનું ફરમાન મળ્યું. પહેલો પ્યુનિક વિગ્રહ ૨૩ વર્ષ ચાલ્યો. રોમનોએ ચડાઈના ખરચ પેટે બારે દંડ માગ્યો, અને સિસિલીનો જે ભાગ કાર્થેજના તાબામાં ચારસો વરસ થયાં હતો તે લઈ લીધો.

[ હસ્તલિખિત 'ભમપડા'માંથી ] ચંદ્રશંકર શુક્લ

# વડી સરકારની વર્ધા યોજના સમિતિ

'શિક્ષણ અને સાહિત્ય'ના ગયા વર્ષના પહેલા અંકમાં વર્ધાશિક્ષણની પ્રગતિ વિષેના એક લેખમાં વડી સરકારના શિક્ષણ સલાહકારક મંડળે નીમેલી એક સમિતિની વાત કરી હતી. અને તે સમિતિએ વર્ધાયોજનાનો સમગ્ર વિચાર કરીને તે વિષે પોતાનો જે અભિપ્રાય બાંધ્યો હતો, તેનો સાર પણ એ લેખમાં આપવામાં આવ્યો હતો. જુઓ ગયા વર્ષનું પાન ૨૬ મું.

આ સમિતિએ તે વખતે પોતાની વિચારણામાંથી કેટલાક મુદ્દાઓ મોકૂફ રાખ્યા હતા. તેમનો વિચાર કરીને હવે તેમણે તે બાબતનો પોતાનો અભિપ્રાય જાહેર કર્યો છે. શિક્ષણ વિષે વિચાર કરનારાઓને માટે એ અભિપ્રાયો જાણવા જેવા ગણાય એમ ધારી, તે નીચે ઉતારવામાં આવ્યા છે. અગાઉ પ્રસિદ્ધ કરેલા અભિપ્રાયો અને આ મળીને, વડી સરકારની વર્ધા યોજના સમિતિ તે યોજના વિષે શા વિચાર ધરાવે છે, એનો પૂરો ખ્યાલ આપશે.

સમિતિના અભિપ્રાયોનો સાર નીચે પ્રમાણે છે:

૧. બાળમંદિરો તથા બાળવર્ગોમાં અપાતું, પાયાની કેળવણી પહેલાંનું શિક્ષણ ઘણું ઇચ્છવા જોગ હોવા છતાં, અત્યારને તબક્કે એ વ્યવહારુ નથી, કેમ કે ફરજિયાત ધોરણે દાખલ કરવાની હિમાયત કરવા માટે જરૂરનાં, તાલીમ પામેલી શિક્ષિકાઓ અને નાણાં, બેઉ ખૂટે છે. પ્રાંતીય સરકારોએ શરૂમાં નીચેનો ઇરાદો રાખવો — (क) સવડ-પડતાં કેન્દ્રોમાં આદર્શ બાળશાળાઓ રાખવી, (ख) યોગ્ય તાલીમ પામેલી બાળશિક્ષિકાઓની સંખ્યા વધારવી, (ग) ફરજિયાત શિક્ષણ શરૂ કરવાની ઓછામાં ઓછી ઉંમરની નીચેનાં બાળકોને વર્ધા-શાળાઓમાં દાખલ થાય એવું ઉત્તેજન આપવું, અને (घ) પાયાની કેળવણી પૂર્વના શિક્ષણ માટે સારી બાળશાળાઓ ખાનગી ધોરણે ચલાવવાના પ્રયત્નોને ઉત્તેજન આપવું.

(૨) પાયાની કેળવણીમાં ૬ થી ૧૪ ઉંમર સુધીનાં આઠ વર્ષનો અભ્યાસ હોવો જોઈએ. આ અભ્યાસક્રમની પોતાની ખાસ સળંગસૂત્રતા સંભાળતાં છતાં, એના બે તબક્કા રહે — એક પાંચ વર્ષનો પૂર્વભાગ; બીજો, બાકીનાં ત્રણ વર્ષનો ઉત્તરભાગ.

(૩) પાયાની કેળવણીની શાળામાંથી, પ્રાથમિક શિક્ષણ બાદના બીજા શિક્ષણને સારુ શાળા-બદલી ૫ મા ધોરણ પછી થવા દેવામાં આવે. એટલે કે, કલમ ૨ માં બતાવેલો ૫ વર્ષનો પૂર્વભાગ પૂરો થયે..

(૪) પાયાની કેળવણીનો પૂર્વભાગ પૂરો કરીને, લાયક બાળકો પ્રાથમિક શિક્ષણ બાદના શિક્ષણની (પાયાની શાળા સિવાયની) શાળાઓમાં જઈ શકે છે. આ શાળાઓએ ૧૧ ઉંમરથી શરૂ કરીને ઓછામાં ઓછાં ૫ વર્ષ સુધી ચાલતા, વિવિધતાવાળા અભ્યાસક્રમો રાખવા જોઈએ. આ અભ્યાસક્રમો મુખ્યત્વે સંસ્કારની કેળવણી આપતા હોવા છતાં, વિદ્યાર્થીઓને ઔદ્યોગિક અને વેપારી કામો આવડે તેમ જ યુનિવર્સિટીમાં પ્રવેશ કરી શકે એવી લાયકાત આપવાને યોગ્ય ઘડાવા જોઈએ.

(૫) પાયાની કેળવણીનાં આઠેય વર્ષ પૂરાં કરીને — એટલે કે તેનો પૂરો અભ્યાસ કરીને, ઉપરની (કલમ ૪ ની) શાળાઓમાં ભણવાનું ચાલુ રાખવા માગે, તેમને માટે ખાસ ગોઠવણ રાખવી જોઈએ.

(૬) પાયાની કેળવણીનો ઉત્તરભાગ (એટલે કે ૬ થી ૮ ધોરણ)માં ભણતી કન્યાઓને માટે અનુકૂળ અભ્યાસક્રમો ઘડવા જોઈએ. એમાં, જેમ કે, નીચેના વિષયો હોયઃ— પાકવિદ્યા, કપડાં ધોવાની આવડત, સીવણ, ગૃહઉદ્યોગો, બાળકોની સંભાળ અને ઘાયલને માટે તાત્કાલિક ઉપાયો. ગૃહવિજ્ઞાનના આ અભ્યાસની સાથે બાકીનો બધો અભ્યાસક્રમ, વર્ધા શિક્ષણ યોજનાના સામાન્ય સિદ્ધાંતો અનુસાર, અનુબંધમાં ગોઠવાવો જોઈએ.

(૭) વડી સરકારના શિક્ષણ સલાહકારી મંડળની એક સ્થાયી સમિતિ નીમવી જોઈએ. પ્રાંતોમાં ચાલતા શિક્ષણના પ્રયોગો અને સામાન્ય રીતે શિક્ષણવિષયક જે પ્રગતિ તથા વિકાસ થતાં રહે તેની પર અને પાયાના શિક્ષણ બાબતમાં ખાસ નજર રાખતા રહેવું, અને તે વિષે કરવા જેવું લાગે તેની ભલામણો મંડળને કરવી, એ આ સમિતિનું કામ રહે. હિંદુસ્તાની તાલીમી સંઘનો પ્રતિનિધિ આ સમિતિમાં હોવો જોઈએ.

(૮) આ રિપોર્ટમાં મૂકેલી શરતોની મર્યાદામાં રહીને, મધ્યસ્થ વડી સરકારે, દરેક પ્રાંતમાં 'પાયાના' શિક્ષણમાં જેટલું ચોખ્ખું પુનરાવર્તી વાર્ષિક ખર્ચ થાય, તેના અર્ધ કરતાં ઓછો નહિ એટલો હિસ્સો આપવો જોઈએ. બાકીના ખર્ચનો હિસ્સો પ્રાંતીય સરકારે અને ફરજિયાત કેળવણીનું કામ જે સ્થાનિક સંસ્થાઓને તે સોંપે તેમણે થઈને મેળવવો જોઈએ. મકાન, સરંજામ ઇત્યાદિ મૂડીરોકાણનાં ખર્ચને માટે લોન-પદ્ધતિ સ્વીકારવી જોઈએ.

(૯) શાળાઓમાં ઉત્પન્ન થતા વેચાઉ માલને સારુ દરેક પ્રાંતે એક મધ્યસ્થ આડત ઊભી કરવી જોઈએ.

# ઈસ્લામનો સુવર્ણયુગ

૧

એશિયા ખંડના છેક નૈર્ઋત્ય ખૂણાનો પ્રદેશ અરબસ્તાન કહેવાય છે. એ લગભગ હિંદુસ્તાન જેટલો જ વિશાળ છે, ને હિંદુસ્તાનની જેમ એ પણ દ્વીપકલ્પ છે. દક્ષિણે હિંદી મહાસાગરનાં, પશ્ચિમે રાતા સમુદ્રનાં, અને પૂર્વમાં ઇરાની અખાતનાં જળો દિનરાત એના કિનારા પર હલ્લા કર્યા કરે છે, પણ એ પથરાળ ને રેતાળ પ્રદેશ એમને મચક આપતો નથી.

હિંદુસ્તાન સાથે એનું બીજું કશું સામ્ય નથી. પણ હિંદુસ્તાન સાથે એ નિકટનો સંબંધ ધરાવે છે. કારણ, આપણા ઇસ્લામી બિરાદરોના ઇસ્લામ ધર્મનું એ ઊગમસ્થાન છે. ને ત્યાંનું મક્કા શહેર ઇસ્લામીઓને મન, હિંદુઓને મન જેટલું કાશી છે એટલું જ, પવિત્ર છે.

ઈ. સ. ૫૭૦ની સાલમાં જ્યારે એ શહેરમાં ઇસ્લામી મજહબના મૂળ પુરુષ મહંમદ સાહેબનો જન્મ થયો, ત્યારે એ દેશની કેવી સ્થિતિ હતી અને ઈ. સ. ૬૩૨માં એ ગુજરી ગયા ત્યારે કેવી સ્થિતિ હતી, તે જાણવા જેવું છે. મહમ્મદ સાહેબના જન્મ સમયે અરબસ્તાનના વતનીઓ એટલે કે આરબો અધમમાં અધમ પ્રકારની મૂર્તિપૂજામાં ગાફેલ પડ્યા હતા. એમના સર્વશ્રેષ્ઠ કાબા નામક મંદિરમાં દેવદેવીઓની કાંઈ નહિ તો ત્રણસો મૂર્તિઓ ગોઠવાયેલી હતી. એકેશ્વર, કે બધા દેવદેવીઓની હારમાળાના સૂત્રરૂપ કોઈ સર્વોપરી સત્ત્વ કે સત્તાને તેઓ જાણતા કે ઓળખતા જ નહિ. ત્યાં અનેક પશુવધ થતા ને ભોગ અપાતા એટલું જ નહિ, કેટલીક વાર માણસના ભોગ પણ અપાતા. લોકો જાતજાતના વહેમોને જ ધર્મ માનતા. ને કેટલાકને તો સાપ, વીંછી ને મડદાલ માંસ ખાતાં પણ ચીતરી ચડતી નહિ. એકલદોકલ મુસાફર દીઠો તો લૂંટી લેવો કે મારી નાખવો, કે અંદર અંદર જરા ઝઘડો થયો તો ખંજર કાઢી ખૂનરેજી કરી દેવી, એ તો જાણે શાકદાળ જેવી વાત હતી. શહેરોમાં ને ગામડાંમાં રહેતા થોડા લોકો ઈરાન ને હિંદુસ્તાનનો માલ યુરોપમાં પહોંચાડવાનો ધંધો કરતા. પણ બાકીના રણવાસી લોકો તો તંબૂઓમાં પડ્યા રહેતા, ને પોતાનાં ઊંટ, ઘોડાં કે ગધેડાં લઈને એકથી બીજે સ્થળે રખડુ જીવન ગુજારતા. બધા જ આરબો નવરાશનો વખત નશાબાજી, રંડીબાજી ને જુગારબાજીમાં ગાળતા. માલદાર માણસો ઉપર્યુક્ત કોઈ રખડુ આરબોની હડીએ ચડ્યા તો લૂંટાયા વિના રહેતા નહિ. એમ એ અજ્ઞાન રખડુ આરબો શહેરના કે ગામડાના માલદાર માણસની હડીએ ચડ્યા તો એમની તીવ્ર વ્યાજખોરીના કે વણિક દગાબાજી ને છેતરપિંડીના ભોગ થયા વિના પણ રહેતા જ નહિ. પ્રજા બધી અમુક અમુક કુળવાર ટોળીઓમાં વહેંચાયેલી રહેતી. ને એ ટોળીઓ નજીવાં કારણોસર પણ અવારનવાર એકબીજા જોડે લડ્યા ઝઘડ્યા કરતી, ને ઘણી વાર એમાંથી જાગેલાં વેરની હોળી સૈકાઓ સુધી ચાલતી ને મનુષ્યનું લોહી પાણીની જેમ વહેતું. આરબો પરણવામાં પાછા વળીને જોતા નહીં; એક પત્ની નહિ, બે પત્ની નહિ, અનેક પત્ની નહિ, પણ અનંત પત્ની કરવી એ પણ સામાન્ય રિવાજ હતો. બાપ ગુજરી જાય ત્યારે એની મિલકતની જેમ એની બૈરીઓ પણ દીકરાને વારસામાં મળતી! મનુષ્ય મનુષ્યને ગુલામ બનાવતો ને અપહરણ કરીને, લડાઈમાં કેદ પકડીને કે ખરીદી લઈને એકઠા કરેલા આવા માનવ ગુલામો સાથે ઢોર કરતાં પણ તુચ્છ વ્યવહાર રખાતો.

બુદ્ધ ભગવાનને એક વ્યાધિગ્રસ્ત માણસ, એક ખખડી ગયેલું વૃદ્ધ શરીર, ને એક સ્મશાને જતું મડદું જોઈને જે વૈરાગ્ય આવ્યો, એવો વૈરાગ્ય મહંમદ સાહેબને પણ આવ્યો, ને એમણે પણ મહાભિનિષ્ક્રમણ કર્યું, એવું કોઈ પુરાણ એમના જીવનની આજુબાજુ ઊભું થયું નથી. પણ આ સંસારના તાપ શમાવવા બુદ્ધ ભગવાને જેમ ઉગ્ર તપસ્યા કરી, એમ મહંમદ સાહેબે પણ મક્કાની નજીકના પર્વતોની ગુફાઓમાં જઈને ઉગ્ર તપસ્યા કરી. ને એ તપસ્યા ને સમાધિને પરિણામે એમને અરબસ્તાનના, બલ્કે, માનવજાતિના ઉદ્ધારનો જે પેગામ મળ્યો, એ આરબોમાં ફેલાવીને એ પેગંબર થયા ને આરબો તથા અરબસ્તાનનો એમણે ઉદ્ધાર કર્યો.

એમણે આરબોને શીખવ્યું કે ઈશ્વર એક જ છે. એ મૂર્તિપૂજાથી નહિ, પણ સત્કર્મથી મળે છે. સાચો ને સંપૂર્ણ ધર્મ એક જ છે ને પોતે તેના પેગમ્બર છે. ચારથી વધારે પત્ની કરવાનો કોઈને અધિકાર જ નથી, ને તે પણ જો બધી પત્નીઓને એકસરખી ને ન્યાય્ય રીતે રાખી શકાય તો જ. દારૂને તો અડકાય પણ નહિ. જુગાર તો રમાય જ કેમ? આપણે બધા એક ખુદાના બંદા છીએ, એકધર્મી છીએ. આપણે અંદર અંદર કાપાકાપી ને ખૂનરેજી કરીએ એ તો મહાપાપ. પૈસા તો ખુદાએ પુણ્ય કરવા, ગરીબોની સેવા કરવા આપ્યા છે, વ્યાજ ખાવા અને ગરીબોને રહેંસવા નહિ. સ્ત્રીઓ તરફ કુદૃષ્ટિ કરાય જ કેમ? ગુલામોને દુઃખ દેશે એ ખુદાનો ગુનેગાર થશે. ગુલામોને જે મુક્તિ આપશે એનાં અનેક પાપો બળી જશે. આપણે ખાઈએ તેવો જ ખોરાક ને આપણે પહેરીએ એવો જ પોશાક આપણા બંદાઓને પણ આપવો ઘટે. જેની પાસે નાણાં હોય કે ઘરેણાં હોય તે બધાએ તેનો યા તો પોતાની આમદાનીનો દસમો ભાગ ગરીબગુરબાંઓના પોષણ માટે ને ઇસ્લામની સેવા માટે ખરચવો જોઈએ. આ દસમા ભાગ જેટલું પુણ્યદાન જે નથી કરતો, જે આટલી જકાત ખુદાઈ કામો માટે નથી આપતો, તે હરામનું ખાય છે. દરેક આદમીએ દરરોજ દિવસમાં પાંચ વાર ખુદાની બંદગી કરવી જોઈએ યાને નમાજ પઢવી જોઈએ, રમજાન મહિનામાં રોજા રાખવા જોઈએ, શુક્રવારે સામુદાયિક નમાજમાં અચૂક હાજરી આપવી જોઈએ, ને પાકદિલ, ખુદાપરસ્ત જીવન ગુજારવું જોઈએ. આવા આવા ઉપદેશોથી ને સુધારાઓથી એમણે આરબોની સૂરત જ બદલી નાખી. અનેક ટોળીઓમાં વહેંચાયેલા ને નિરંતર લડતા ઝઘડતા આરબોને આમ સંગઠિત, શિસ્તબદ્ધ ને સુસંપ એક-પ્રજા — એકરાષ્ટ્ર બનાવી દીધા. તેઓ જેવા એક ને અવિભાજ્ય થયા એવા જ બળવાન થયા.

મહમ્મદ સાહેબ આરબોના ધાર્મિક બાબતોમાં જેવા આગેવાન બન્યા એવા રાજકીય બાબતોમાં પણ બન્યા. ઈરાની અને રૂમી વિજેતાઓ, જે દેશના અનેક ભાગોમાં સામ્રાજ્ય કરી બેઠા હતા, તેમને એમણે હાંકી કાઢ્યા. ને એક ધર્મ, એક પેગંબર, ને એક છત્ર તળે એમણે એક એવો ધર્મ ને ધાર્મિક ઝનૂન આપ્યું કે જેને લીધે એ લોકોએ પાછળથી લગભગ ચોથા ભાગની દુનિયાને જીતી લીધી ને ઇસ્લામનો ત્યાં ફેલાવો કર્યો.

૨

ચાળીસ વર્ષની ઉમ્મરે મહંમદ સાહેબને પેગંબરી પ્રાપ્ત થઈ ને બાસઠ વર્ષની વયે એ જન્નતનશીન થયા. આટલા ટૂંકા ગાળામાં એમણે અદ્‌ભુત કામ કર્યું. પણ આટલો ટૂંકો સમય બધા જ આરબોના સ્વભાવ ને ચારિત્ર્યમાં મૂળભૂત ને કાયમી પલટો આણવા માટે વસ્તુતઃ પૂરતો નહોતો. દિવસની પાંચ નમાજ, રમજાનના રોજા, દારૂનો ત્યાગ, જકાત ને રંગીલાપણાનો સદંતર બહિષ્કાર હજી ઘણાને કઠતાં હતાં. બીજું, 'બાવો નાચ્યો એટલે બોદલી નાચી'ની જેમ મહંમદ સાહેબની વિદ્યુતવેગી સફળતા જોઈને, એમના જીવનમાં જ એમની નબળી નકલ કરીને પેગંબર બની બેસવાનો બીજા કેટલાકને શોખ થઈ આવ્યો હતો. એટલે મહમ્મદ સાહેબને ખુદાએ બોલાવી લીધા છે એવી ખબર પડતાં જ આખા અરબસ્તાનમાં ઠેરઠેર નાસ્તિકતા ને બંડના વાયરા વાયા. પણ એ ટાંકણે મદીનાના લોકોએ પેગંબર સાહેબની ગાદી સાચવવા એમના પ્રતિનિધિ યાને ખલીફ તરીકે હજરત અબુબકર નામના એક અત્યંત પાકદિલ, બુદ્ધિશાળી, કાર્યદક્ષ ને ચુસ્ત અનુયાયીની ચૂંટણી કરી. એમણે નાસ્તિકતા ને બંડને મૂળમાંથી દાબ્યાં ને આરબ પ્રજાના લડાયક જુસ્સાને પરદેશોમાં ઇસ્લામનો દિગ્વિજય કરવા તરફ વાળ્યો. એમણે રાજ્ય તો ફક્ત બે વર્ષ જ કર્યું, પણ એમણે ઊછરતા ઇસ્લામના મૂળ પર થતા ઘા બહાદુરીથી ને સફળતાથી વાર્યા. ને ઇસ્લામના રાજકીય ને ધાર્મિક સામ્રાજ્યને દૃઢ કર્યું એટલું જ નહિ, પૅલેસ્ટાઈન, દક્ષિણ સિરિયા ને ઇરાક સુધી વિસ્તાર્યું.

આ ઉપરાંત એમણે એક બીજું અગત્યનું કાર્ય કર્યું. અને તે એ કે, એમણે જગતની વિદાય લેતાં લેતાં હજરત ઉમરની ખલીફ તરીકે નિમણૂક કરી. હજરત ઉમર ઇસ્લામના આ સુવર્ણકાલના બધા વીર પુરુષોની જેમ મહંમદ સાહેબના નિઃસ્વાર્થ ને પાક-દિલ, ચુસ્ત અનુયાયી હતા એટલું જ નહિ, એ અજબ મનોબળ ને ગજબ દક્ષતા ધરાવનાર પુરુષ હતા. એમની કડકાઈ જેટલી સર્વવ્યાપી હતી એટલી

એમની નિષ્પક્ષપાતતા સર્વતોમુખી હતી. રંક કે રાય કોઈનો શિસ્તભંગ એ ઘડીભર પણ સાંખી લેતા નહિ. ભલભલા સૂબાઓને ને સેનાપતિઓને નાનામાં નાના ગુના માટે પદચ્યુત કરતાં એમણે જરા પણ વાર લગાડી નથી. એમની સમશેર ભયાનક હતી, પણ એમની કલમ એથી પણ વધારે ભયાનક હતી. એથી એમનાં ફરમાનોનો જોતાંવેંત ને બરાબર અમલ થતો. એક લેખક લખે છે કે, 'સાડા દસ વર્ષના અલ્પ સમયમાં એમણે ગર્વિષ્ઠ અને બળવાન રૂમી સામ્રાજ્યનો ગર્વ ઉતાર્યો. અને જગતની તવારીખમાં જેનો જોટો નથી એવી ઝડપે ઈરાની સામ્રાજ્યના ભુક્કા કર્યા. પશ્ચિમમાં ત્રિપોલીથી માંડીને પૂર્વમાં બલુચિસ્તાનની સરહદ સુધી એમણે ઇસ્લામનો દિગ્વિજય કર્યો, ને એક ગંજાવર ઇસ્લામી સામ્રાજ્યની સ્થાપના કરી. જમીનમહેસૂલપદ્ધતિને એમણે નિશ્ચિત ને ન્યાયી ધોરણ પર મૂકી, ને લશ્કરને એમણે શિસ્તબદ્ધ, સુવ્યવસ્થિત, બળવાન ને વિજયી બનાવ્યું. એમણે અનેક રસ્તાઓ બનાવ્યા, અનેક નહેરો ખોદાવી, અનેક ધર્મશાળાઓ બંધાવી ને અનેક મસ્જિદો ઊભી કરી. ન્યાયવ્યવસ્થાને એમણે નિર્મળતા અર્પી ને કેળવણીને એમણે મફત કરી દીધી, ને ઇસ્લામી કાયદાના તથા પાક કુરાનના જ્ઞાનનો બહોળો ફેલાવો કર્યો. બધા મુસલમાનો સિદ્ધાંતની દૃષ્ટિએ સમાન હતા, પણ એમણે વ્યવહારમાં પણ એમને સમાન બનાવ્યા. વૃદ્ધ અને અપંગોને એમણે જિવાઈ બાંધી આપી ને બિન-ઇસ્લામીઓને એમણે ધર્મસ્વાતંત્ર્ય આપ્યું એટલું જ નહિ, એમણે એમના બીજા હક્કોને પણ સુરક્ષિત કર્યા.'

ઈ. સ. ૬૪૫માં એક માની લીધેલા અન્યાય ખાતર, નમાજ પડવા જતાં, મદીનાની જુમા મસીદમાં જ એમનું એક ગુલામે ખૂન કર્યું, ત્યારે ઇસ્લામની ચડતીનો સૂર્ય મધ્યાહ્ને હતો. એમની પછી ખલીફ તરીકે હજરત ઉસ્માનની ચૂંટણી થઈ; પણ હજરત ઉમરના તેજસ્વી ને નિષ્પક્ષ શાસન પછી એમનું શાસન આરબોને નિસ્તેજ ને સગાંસાગવાંનો પક્ષ કરનારું જણાયું. પરિણામે જે બંડ થયું એમાં એમને એમના ઘરમાં જ ઘેરીને, તેઓ જ્યારે કુરાન પડતા હતા ત્યારે જ ઠાર કરવામાં આવ્યા.

મહંમદ સાહેબે આરબોને એકરાષ્ટ્ર બનાવ્યા ત્યાર પછી મુસલમાનોમાં અંદર અંદર પોતાના આગેવાનની નાપાક ખૂનરેજી શરૂ થયાનો આ પહેલો દાખલો છે. ને એનો દિવસે દિવસે એવો ચેપ લાગ્યો કે ન પૂછો વાત. આથી જે આંતર વિગ્રહની શરૂઆત થઈ ને શિયા, સુન્ની, ખવારિજ ઇત્યાદિ જે પક્ષો પડ્યા, એથી ઇસ્લામે સર્જેલી સામાન્ય રીતે ઇસ્લામીઓની ને ખાસ કરીને આરબોની અદ્ભુત એકતાના ભુક્કા ઊડી ગયા. ને હજરત ઉસ્માન પછી ખલીફની ગાદીએ આવનાર હજરત અલી જિન્દગીભર આ વિગ્રહ શમાવવાની ને એકચક્રે રાજ્ય કરવાની મથામણ કરતાં જ એક ધર્માંધ ખવારિજના હાથે, હજરત ઉમરની જેમ, ઇબાદત કરવા જતાં બહેસ્તનશીન થયા.

હજરત અલીનો હરીફ મુઆવિયા ત્યાર પછી ગાદીએ આવ્યો, પણ એના આગમનથી જ, ખલીફાતમાં જે નિષ્કલંક પાવિત્ર્યનું અપ્રતીમ તેજ હતું તે સાવ ઊડી ન ગયું, તોપણ અત્યંત ઝાંખું તો થયું જ. ત્યારથી જગતની સર્વ શહેનશાહતોની જેમ ખલીફાનું પદ વંશપરંપરાગત બની ગયું, કડવી લડાઈઓ ને વિગ્રહનું મહા કેન્દ્ર બની ગયું, ઇસ્લામી પ્રજાતંત્ર જેવી કોઈ વસ્તુ રહી નહિ, ને ખલીફનું પદ ધર્મને બદલે બળિયાના બે બાગના મામૂલી પરિણામ જેવું થઈ ગયું. ને એમ ઇસ્લામનો સુવર્ણયુગ પૂરો થયો.

ચૂનીલાલ પુ. બારોટ

## बापनो वारसो

ધનદોલતનો બાપીકો વારસો પુરુષાર્થી માણસ માટે નથી; કુટુંબમાં જે અપંગ હોય, વિધવાઓ હોય તેમને માટે છે. મરાઠા સરદારો પોતાના છોકરાઓને એમ જ કહેતા કે, 'હું તને તો વારસામાં આ ખંજર જ આપું છું. જાગીર તારે માટે નથી. એ તો ઘરની વિધવાઓ માટે છે.'

काका कालेलकर

# મિતાહાર અને યુક્તાહાર

૧

સંસ્કૃત ભાષામાં વૈદકશાસ્ત્રને માટે એક ભારે ગૌરવવાળો શબ્દ છે: તેને આયુર્વેદ કહેવામાં આવે છે. એટલે કે, હિંદુઓના આદિ ધર્મગ્રંથ જે ચાર વેદ, તેવો આ એક આરોગ્ય માટેનો વેદ અથવા જ્ઞાન-ભંડાર છે, એમ ગણાયું છે. તેમાં રોગ શાથી થાય છે તેનું એક અતિ ટૂંકું કારણ બતાવ્યું છે કે, આહાર અને વિહારમાં ભૂલો થવાથી રોગ થાય છે.

આહાર એટલે ખાનપાન: શરીરની અંદર જે લેવામાં આવે છે તે બધું. તેની અંદર હવા પણ ગણી શકાય. અને વિહાર એટલે હરવું ફરવું: કસરત, તથા વિનોદ અને મનોરંજનને અર્થે કરવામાં આવતી અનેકવિધ પ્રવૃત્તિઓ. એટલે, આહાર અને વિહાર એ બે મળીને આપણા જીવનના બધા જ વ્યવસાયો લગભગ આવી ગયા. અને એ બધા યોગ્ય રીતે કરવાના જે કાયદા કે નિયમો, તે આચરવામાં જો ભૂલ થાય તો રોગ થાય, એમ આયુર્વેદના કહેવાનો અર્થ થયો. તેથી આરોગ્ય સાચવવા ઇચ્છનાર દરેકે — અને એવો કોઈ હશે કે જે આરોગ્ય સાચવવા ન માગતો હોય? — તેને માટેના નિયમો બરોબર સમજી લઈ તેમનું પાલન કરતા રહેવું જોઈએ. અહીં આપણે આહાર વિષે નિયમો સમજવાના છીએ.

આહારને અંગે મુખ્ય બે વસ્તુ યાદ રાખવાની છે: એક તો એ કે આહાર મિત એટલે કે માપસરનો હોવો જોઈએ. કેટલું ખાવું પીવું એની માત્રા દરેકે પોતાને માટે જાણી લેવી જોઈએ. ખાતાં સ્વાદ લાગ્યો એટલે ગમે તેટલું ન ખાઈ લેવાય; અમુક ચીજ વધારે ભાવી એટલે એ જ ખા ખા ન કરાય; પચે એટલું જ ખવાય; ખાવાથી આફરો ચડે કે બેચેની થઈ આવે કે સુસ્તી ચડે અથવા શરીર ભારે થઈ જાય, તો તે બરોબર નથી. આ જાતનો વિચાર આ મિત આહારને વિષે કરવાનો હોય છે. આરોગ્ય-શાસ્ત્રમાં આવા મિતાહારનું મોટું સ્થાન છે. દાક્તરો કહે છે કે, સામાન્યપણે જોતાં માણસ ભાગ્યે જ ઓછું કે માપસર ખાય છે, અને ઘણીખરી સામાન્ય બીમારીઓ ખાનપાનમાં મિતતા ન જાળવવાથી થાય છે. અનુભવે તો સૌ કોઈ જાણે છે કે, જીભ અથવા સ્વાદેન્દ્રિય એવી તો જબરી છે કે, ભલભલા પણ એની આગળ ભુલાવામાં પડી જઈ મિતાહારની મર્યાદા ઓળંગી જાય છે.

ત્યારે તમે પૂછશો કે કેટલું ખાવું જોઈએ? એને વિષે નિયમ શો છે? વિજ્ઞાન તે બાબતમાં શી સલાહ આપે છે? આયુર્વેદમાં એક મજાની સલાહ આપી છે તે જાણવા જેવી છે. તેમાં કહ્યું છે કે, પેટના ચાર ભાગ ગણો તો એક ભાગ અન્નથી ભરવો જોઈએ; બીજો એક ભાગ પાણીને માટે ગણવો જોઈએ; અને બાકી રહેતા બે ભાગ વાયુને માટે ખાલી રાખવા જોઈએ. તમને ખબર છે કે, કોઈ વખત ખાધા પછી આફરો ચડે છે. આ આફરો ચડવાનું એક કારણ એ હોય છે કે, પેટમાં વાયુને ફરવાને માટે ઓછી જગા હોય છે. અન્ન હોજરીમાં ગયા પછી તેમાં પાચક રસ રેડાય છે; તેની સાથે મળીને અમુક વખત અન્ન પેટમાં પિલાયા કરે ત્યાર પછી તેને પચવા સારુ વધારે પ્રવાહી કરવાને માટે પાણીની જરૂર પડે છે. જો અન્ન જ પેટમાં એટલું હોય કે આવી જરૂર પૂરતાં હવા અને પાણીને માટે ભાગ ન રહે, તો બેચેની અને આફરો કે સુસ્તી વગેરે જેવી અસર થાય છે. એટલે કેટલો ખોરાક આપણે માટે પૂરતો છે એનું માપ દરેકે અનુભવે કાઢી લેવું જોઈએ.

૨

આ તો કેટલું ખાવું એની વાત થઈ. પરંતુ શું ખાવું એનો વિચાર પણ કરવો જોઈએ. આ વિચારને પથ્ય અપથ્યનો વિચાર અથવા યુક્તાહારનો વિચાર કહેવામાં આવે છે. પથ્ય એટલે ગુણકારી, શરીરને સદે તે; અને તેવું નહિ તે અપથ્ય. શું સદે અને શું ન સદે તે વિષે વૈદકમાં ઘણી ઝીણવટથી સૂચનાઓ આપવામાં આવે છે. એ બધી આપણે ન જોઈ શકીએ. પરંતુ જેને 'યુક્તાહાર' કહેવામાં આવે છે એ સમજવાથી, આ વિષે કેટલીક સામાન્ય સમજ મળી રહે છે. ખોરાકની ચીજોનો પાર નથી. જાત જાતની શાકભાજી, તરેહ તરેહનાં અન્ન તથા ફળફૂલ, અને મસાલાની ચીજો ઉપરાંત દૂધ દહીં વગેરે ચીજો, તથા માંસ ખાતા હોય તેમને માટે

માંસ — એ બધી ખોરાકની ચીજો ગણાય. આ બધી ચીજોને જુદા જુદા સ્વાદ હોય છે. તે સ્વાદોના ૭ મોટા ભાગ કરવામાં આવ્યા છે, જેને ખટરસ કહે છે. તે ખટરસ એટલે ખાટું, ખારું, તીખું, કડવું, મીઠું, અને તૂરું. આ રસવાળા ખોરાકો યુક્ત એટલે કે યોગ્ય પ્રમાણમાં અથવા મધ્યમસર ખાવા તેને યુક્તાહાર કહે છે.

ખોરાકની ઘણીખરી ચીજો આપણે રાંધીને ખાઈએ છીએ. ફળ કાચાં ખાઈએ છીએ. આ જો અમુક વખત પડી રહે તો તે વાસી થાય છે, સડવા લાગે છે, અને તેનાં જે પોષક તત્ત્વો હોય છે તે બગડી જાય છે. તેથી યુક્ત આહાર એટલે વાસી કે સડેલી ચીજનો ત્યાગ એ પણ સમજવું જોઈએ. અને આ ખોરાક ચોખ્ખો અને સ્વચ્છ રીતે તૈયાર કરેલો પણ હોવો જોઈએ.

આમ ટૂંકમાં બે વસ્તુઓ મુખ્યપણે આપણા આહાર વિષે જાણવાની છે: તે મિત હોવો જોઈએ, અને તે યુક્ત એટલે કે યોગ્ય રૂપમાં અને પથ્ય હોવો જોઈએ. યુરોપીય વૈદકવિદ્યાએ આહારનો વિચાર જુદી રીતે કર્યો છે. તેનો વિચાર કોક વાર ફરીથી.

મ૦

# વહેવારુ ખગોળ—૧૯

આ વિષયમાં આગળ જઈએ તે પહેલાં ભાઈશ્રી વિઠ્ઠલદાસ કોઠારી તરફથી મળેલ નીચેના પ્રશ્નનો જવાબ આપવો યોગ્ય ધારું છું, કારણ કે આ પ્રકારના પ્રશ્ન ઘણા પૂછે છે. વાચકો તરફથી આવા પ્રશ્નોને હું આમંત્રું છું. તેઓના જવાબ હું વચમાં વચમાં આપતો રહીશ.

'ઈદ અને મહોરમના તહેવારોનો દિવસ ચોક્કસ હોતો નથી, તો ખગોળગણિત ઉપરથી ચંદ્રદર્શન ક્યારે થશે તે ચોક્કસ કેમ નથી થઈ શકતું? ગ્રહણોની ઝીણામાં ઝીણી ગણતરી થઈ શકે છે તે પ્રમાણે ચંદ્રદર્શનની કેમ નથી થઈ શકતી?'

ઉપરના પ્રશ્નની સાથે ગુરુ, શુક્ર વગેરે ગ્રહોનાં અને અગસ્ત્ય તારાનાં લોપદર્શન (ઉદયાસ્ત) ને પણ લઈ લઉં છું, જેથી આ આખા વિષયની ચર્ચા થઈ જાય. પાછલા એક અંકમાં હિંદુ પંચાંગની સમજણ આપી હતી, તે વખતે ગ્રહોનાં લોપદર્શન એટલે શું તે સમજાવ્યું હતું. કોઈ પણ ગ્રહ સૂર્યની નજીક આવે છે, ત્યારે તેનું તેજ સૂર્યના તેજમાં ડૂબી જાય છે, તેથી તે દેખાતો બંધ થાય છે; આને લોપ અથવા અસ્ત કહે છે. ફરીને તે જ્યારે સૂર્યથી દૂર જાય છે, ત્યારે તે ફરીને દેખાય છે; આને દર્શન અથવા ઉદય કહે છે. પૃથ્વી પોતાની ધરી ઉપર ૨૪ કલાકમાં પશ્ચિમથી પૂર્વ તરફ એક આંટો ફરે છે. તેથી સૂર્ય, ચંદ્ર, ગ્રહ, તારા, વગેરે આકાશના બધા પદાર્થો ૨૪ કલાકમાં પૃથ્વીની આસપાસ પૂર્વથી પશ્ચિમ તરફ એક આંટો ફરતા દેખાય છે, અને ૨૪ કલાકમાં એક વખત ઊગે છે અને એક વખત આથમે છે, તેને પણ આપણે તેનો ઉદય અને અસ્ત કહીએ છીએ. આ ઉદયાસ્તથી ઉપર વર્ણવેલા ઉદયાસ્ત જુદા છે તે બરાબર યાદ રાખવું.

ચંદ્રનો લોપ વદ ચૌદશ કે અમાસે થાય છે અને તેનું દર્શન સુદ એકમ કે બીજે થાય છે. આપણાં પ્રચલિત ગ્રહલાઘવીય પંચાંગોમાં જેમ બીજી બાબતોમાં તફાવત આવે છે, તેમ આ બાબતમાં પણ મોટો તફાવત આવે છે. ઘણી વખત ગુરુશુક્રનાં લોપદર્શનમાં ૧૦-૧૫ દિવસનો ફરક માલૂમ પડે છે. અત્યારના ગણિત પ્રમાણે ગણિત કરીએ તોપણ કોઈ વખત ચંદ્રનાં લોપદર્શનમાં એક દિવસનો અને બીજા ગ્રહોનાં લોપદર્શનમાં બે ત્રણ દિવસનો ફરક આવશે જ. આમાં ખગોળગણિતનો દોષ નથી, પણ વાયુચક્રશાસ્ત્રનું આપણું જ્ઞાન હજુ અપૂર્ણ છે એ કારણ છે. અમુક ગ્રહ આકાશ સ્વચ્છ હોય તો આજે દેખાય, પણ આકાશ સ્વચ્છ ન હોય તો બે ત્રણ દિવસ સુધી ન દેખાય. વિશ્વમાં દરેક બનાવ અમુક ચોક્કસ નિયમો પ્રમાણે બને છે, પણ તે બધા નિયમો આપણા જાણવામાં હોતા નથી. હવામાનનું પણ આ પ્રમાણે છે. હવામાનના શાસ્ત્રના નિયમોનું આપણું જ્ઞાન હજુ પણું અધૂરું છે, તેથી અમુક વખતે અમુક જગાએ હવામાન કેવું હશે તે હંમેશાં અગાઉથી ચોક્કસપણે કહી શકાતું નથી. તેથી

ગ્રહોનાં અને ચંદ્રનાં લોપદર્શનમાં ઉપર કહેલો ફરક આવશે જ. પ્રચલિત પંચાંગમાં ઘણો ફરક આવે છે તે ઓછો થશે એટલું જ.

ઇસ્લામી તહેવારો ઇસ્લામી પંચાંગ પ્રમાણે આવે છે. ઇસ્લામી મહિના ગણવાની રીત એવી છે કે, ચંદ્રદર્શનને બીજે દહાડે ૧લી તારીખ ગણાય. આમ દરેક મહિનામાં ૨૯ કે ૩૦ તારીખ હોય છે, કારણ કે બે ચંદ્રદર્શનની વચ્ચે સરાસરી ૨૯ા દિવસ જાય છે. આવા બાર મહિનાનું વરસ ગણાય છે. ઇસ્લામી પંચાંગમાં અધિક માસ નથી. તેથી આપણા પંચાંગની સાથે તેમાં લગભગ ત્રણ વર્ષે ૧ માસનો ફરક પડે છે. તેથી ઇસ્લામી તહેવારો ધીરે ધીરે દરેક ઋતુમાં થઈને પસાર થાય છે. ૩૨-૩૩ વર્ષે ૧૨ મહિનાનો ફરક પડવાથી દરેક માસમાં ફરીને એની એ ઋતુ આવે છે.

પૃથ્વીની વસ્તીનો પાંચમો ભાગ હિંદમાં વસે છે, આ દેશનો આધાર ખેતી પર છે, ખેતીનો આધાર વરસાદ પર છે, અને વરસાદનું પ્રમાણ અને તે આવવાનો વખત એ વાયુચક્રશાસ્ત્રનો વિષય છે; તે જોતાં આ શાસ્ત્રનું પ્રથમ પંક્તિનું સંશોધન આ દેશમાં થવું જોઈએ, પણ તેમ થતું નથી. મુંબઈ જેવાં કેટલાંક સ્થળોએ આ શાસ્ત્રની વેધશાળાઓ છે, પણ આ દેશને આ શાસ્ત્રની ઉપયોગિતા જોતાં જેટલું કામ થવું જોઈએ તેના પ્રમાણમાં બહુ થોડું કામ આ વેધશાળાઓમાં થાય છે. આ શાસ્ત્રમાં સારી પેઠે સંશોધન થાય, તો ખેતી ઉપરાંત ખગોળ જેવાં બીજાં ઘણાં શાસ્ત્રોને એ સંશોધન ઉપયોગી થાય, એ આપણે ઉપર જોયું.

હરિહર ભટ્ટ

# એશિયા શોધનાર યુરોપિયન

યુરોપની પ્રજાઓ આજે એશિયા ઉપર ભારે અખત્યાર ભોગવે છે. પરંતુ એક કાળ એવો હતો કે જ્યારે તેઓ એશિયા વિષે નહિવત જ જાણતી હતી. ઈ. સ. પૂર્વે ઈરાન અને ગ્રીસ વચ્ચે લડાઈઓ થઈ હતી; સિકંદર બાદશાહ ગ્રીસથી હિંદની સરહદ સુધી આવી ગયો હતો; ઈશુ ખ્રિસ્તના જમાનામાં રોમન લોકો પાલેસ્ટાઈનમાં રાજ કરતા હતા. આમ છતાં યુરોપના લોકો એશિયાથી — ખાસ કરીને પૂર્વ અને દક્ષિણ એશિયાથી — લગભગ અજાણ્યા હતા એમ કહેવાય.

પાલેસ્ટાઈન ઈશુ ખ્રિસ્તની જન્મભૂમિ તરીકે ખ્રિસ્તીઓની પવિત્ર ભૂમિ ગણાય. મધ્ય યુગમાં તે મુસલમાનોના હાથમાં જઈ પડી. ખ્રિસ્તીઓના વડા ધર્મગુરુ પોપે કહ્યું કે, એનો કબજો પરધર્મીને હાથ ન હોવો જોઈએ. એટલે યુરોપના દેશ દેશના ખ્રિસ્તી રાજાઓ અને પ્રજાઓ ધર્મયુદ્ધે ચડ્યાં. તે બહોળી ચાલેલી ચળવળને લીધે, તેટલા પૂરતું એશિયાના તે ભાગોનું જ્ઞાન યુરોપ-વ્યાપી થયું હતું. પરંતુ તેથી અધિક નહોતું.

આ સ્થિતિમાં ધરમૂળથી ફરક પડ્યો ઈ. સ.ના ૧૩મા સૈકામાં. તે ફરક પાડનાર યુરોપિયન ઇટાલીનો રહીશ હતો. તેનું નામ માર્કો પોલો. આથી કરીને એક લેખકે 'એશિયાનો શોધનાર' એવું નામ એને આપ્યું છે.

માર્કો પોલોના બાપ અને કાકા વેનીસના વેપારી હતા. પોતાના ધંધાને અંગે તેઓ પશ્ચિમ એશિયામાં તુર્કસ્તાન અને એશિયા માઇનોર સુધી આવતા હતા. આ વખતે ચીનમાં કુબલાઈખાન નામે રાજા રાજ્ય કરતો હતો. પોતાની ઘાતકી નીતિને માટે સર્વત્ર નામના કાઢી ગયેલા રાજા ચંગીસખાનનો એ કુબલાઈખાન પૌત્ર થાય. કુબલાઈખાન કુશળ રાજકર્તા હતો. તેણે વિચાર કર્યો કે, બહારના પ્રદેશના આહોશ માણસો જો પોતાના રાજમાં આવીને રહે, તો રાજવહીવટમાં સુધારો થાય. બે ગ્રીક વેપારીઓ તુર્કસ્તાન સુધી આવે છે એવી એને ખબર મળી. તે પરથી તેણે એમને નોતરું મોકલ્યું કે, 'તમે મારી રાજધાની પેકિંગમાં આવો.' આ ઉપરથી બે ભાઈઓ પેકિંગ પહોંચ્યા. કેટલોક વખત ત્યાં રહ્યા બાદ તેમને ઘર સાંભર્યું. ખાને તેમને ઘેર જવા રજા આપી અને તેમનામાંના એકના પુત્ર માર્કો પોલોને લઈને ફરી પેકિંગ આવવાનું નોતરું આપ્યું. અને તે પ્રમાણે તે બે ભાઈઓ માર્કો પોલોને

લઈને, સાડા ત્રણ વર્ષ પછી, ઈ. સ. ૧૨૭૫માં પાછા પેકિંગ પહોંચ્યા.

બે ભાઈઓને પાછા આવેલા જોઈને ખાન ખૂબ રાજી થયો. તેની ખાસ ખુશી તો પંદર વર્ષના કુમાર માર્કોને જોઈને થઈ; તેણે તેને પોતાની પાસે જ રાખ્યો. કેમ ન રાખે? આ કિશોર વયના છોકરાએ તે જમાનામાં વેનીસથી ચીન આવવામાં ઓછું પરાક્રમ નહોતું બતાવ્યું. વચ્ચે થોડોક જળમાર્ગનો પ્રવાસ બાદ કરતાં, આ છોકરે પગપાળા ઠેઠ આવવાનું સાહસ કર્યું. નકશા-પોથીમાં જોશો તો તમને જણાશે કે, આ નાનોસૂનો પ્રવાસ ન કહેવાય. અને તે કાળના પ્રવાસની મુસીબતો પણ પાર વગરની હતી.

માર્કો પોલો મોટો થયો એટલે ચીનના ખાને એને એક પ્રાંતનો સૂબો બનાવ્યો. તેનાં કામ અને હોશિયારી માટે તેને માનચાંદ મળવા લાગ્યા. ચીન સાથેના સંબંધના દેશોમાં — હિન્દ, હિન્દી ચીન, બ્રહ્મદેશ, વગેરેમાં તેને એલચી તરીકે મોકલ્યો. આમ પ્રવાસો કરી કરીને અને ચીનમાં રહી કામ કરતાં એ ખૂબ પાવરધો થયો; દુનિયા એણે સારી પેઠે જોઈ. આમાં એનાં ચોવીસેક વર્ષ લગભગ વીત્યાં. પછી તેને સ્વદેશ સાંભર્યો. એટલે કુબલાઈખાન પાસેથી રજા લઈ તે હિન્દ થઈને વેનીસ પાછો આવ્યો. આમ એ એશિયા ખંડ ઠીક ઠીક ફરી વળ્યો.

આટલે વરસે, આધેડ થઈને ઘેર આવતા છોકરાને એનાં સગાં પણ એક વાર તો ન ઓળખી શક્યાં. ઓળખાણ થયા પછી તો તેમને આ ચાલાક અને ચતુર માર્કોની પ્રવાસ-કથાઓમાં એવો તો રસ પડવા લાગ્યો! માર્કો પોલો પણ રસભેર પોતાના અનુભવો કહે. તેમાં તે ચીન, હિંદ વગેરે દેશોની સમૃદ્ધિની મોટી મોટી વાતો કરતો, ત્યારે લોકો તે ખરી માનતા જ નહિ! અને તેમણે તો પોલોનું નામ જ તડાકીદાસ પાડ્યું! તે જમાનામાં કોન્સ્ટંટિનોપાલના બાદશાહની રાણીને પણ એક જ જોડ મોજાં માંડ હોતાં, ત્યારે પૂર્વની સોનાની મૂર્તિઓ અને અઢળક ધનની તથા સાહેબીની વાતો વેનીસના લોકો બિચારા માની પણ શી રીતે શકે? અને એ વાતો એક અકસ્માતને લઈને જ જગતમાંથી સદંતર નાશ પામવામાંથી બચી ગઈ; નહિ તો આજ માર્કો પોલોના આ રોમાંચક પ્રવાસોનું કોઈ જ કશું ન જાણી શકત. આજે તો એના પ્રવાસોનો ગ્રંથ જગતનાં સૌ સારાં પુસ્તકાલયોમાં સંઘરાયેલો જોવા મળે.

આ અકસ્માત એટલે વેનીસ અને જિનોવા શહેરો વચ્ચે ત્યારે થયેલો એક ટંટો. આમાં માર્કો પોલો વેનીસના એક વહાણનો કપ્તાન હતો, તે જિનોવાની જીત થવાથી કેદ પકડાયો. સદ્‌ભાગ્યે એની જોડે એક જ ઓરડીમાં એક લહિયો ને લેખક કેદી હતો. બે કેદીઓ વરસ દહાડો ભેગા રહ્યા. પેલા લહિયા કેદીએ જોયું કે, પોલો પાસે તો અદ્‌ભુત પ્રવાસકથાઓનો ભંડાર ભરેલો છે. 'લાવ ને તે લખી કાઢું; તો તે કેવું કીમતી સાહિત્ય થશે!'— એમ વિચારી, પોલો બોલતો જાય તે આ લહિયો કેદી લખતો ગયો. એમાંથી માર્કો પોલોના પ્રવાસોનો જગમશહૂર ગ્રંથ ૧૪મા સૈકામાં જન્મ્યો, તે આજ પણ ચિરંજીવ છે.

એ ગ્રંથમાં આપેલું, પૂર્વના દેશોની સમૃદ્ધિનું વર્ણન એ ગ્રંથનું કદાચ ભારે આકર્ષણ નીપજ્યું. એ વાંચીને સુવર્ણની શોધ કરનારા યુરોપમાં જાગ્યા. એ જ મોહિનીને લઈને વાસ્કો-દ-ગામા, કોલંબસ, આદિ વહાણવટીઓ ૧૫મા ૧૬મા સૈકામાં દરિયા ખેડવા કૂદી પડ્યા, અને એમ યુરોપની આજની જાહોજલાલીનો પાયો નંખાયો. માર્કો પોલોના ગ્રંથની ભૂગોળ તો કોલંબસનો એક મોટો આધાર બની હતી! જેમ જેમ તેઓ દુનિયા જોતા ગયા, તેમ તેમ તેઓની ખાતરી થતી ગઈ કે, માર્કો પોલો ખાલી તડાકીદાસ નહોતો; તેણે તો સાક્ષાત્ જોયેલી વાત કરી હતી.

ખરેખર, માર્કો પોલોએ યુરોપને જે એશિયા શોધી આપ્યું તે નવું જ હતું; એ શોધ પછી યુરોપનાં સુખ-સમૃદ્ધિમાં એવો તડાકો વાગ્યો છે કે, આજ તે ખંડ જગતના માલિક જેવો થઈ બેઠો છે! યુરોપને માટે એશિયાનો શોધક માર્કો પોલો હતો એ ખોટું નથી.

# તેલ

આપણે ત્યાં અનેક જાતનાં વનસ્પતિ-તેલ તૈયાર થાય છે. તેલ એ અનાજમાં રહેલો સ્નિગ્ધ પદાર્થ છે. દરેક અનાજમાં એ પદાર્થ થોડાઘણા પ્રમાણમાં રહેલો જ હોય છે, પરંતુ તેલના સ્વરૂપમાં જુદું પાડી શકાય એટલું પ્રમાણ અમુક જ બિયાંમાં હોય છે. એવાં તેલી બિયાંના ત્રણ વિભાગ પાડી શકાય: કોપરાં, ડોળા ઇત્યાદિ ઝાડ ઉપર પેદા થતાં આકાશી બિયાં; તલ ઇત્યાદિ છોડમાં પેદા થતાં જમીન ઉપરનાં બિયાં; અને મગફળી જેવાં જમીનની અંદર પેદા થતાં બિયાં. પહેલા વિભાગનાં બિયાં મોટે ભાગે જંગલી પેદાશ હોય છે અને બીજા બે વિભાગનાં બી ખેતી કરીને ઉત્પન્ન કરવામાં આવે છે.

તેલી બિયાંમાંથી તેલ કાઢવાનાં સાધનો અનેક છે, અને કામ કામને શીખવે એ ન્યાયે, એ સાધનોમાં ઉત્તરોત્તર પ્રગતિ પણ થતી આવી છે. પ્રથમ તો બિયાંને ચટણીની માફક વાટીને કપડા મારફતે તેલ નિચોવવામાં આવતું હોવું જોઈએ. પણ એ રીતે પૂરતું તેલ નથી નીકળતું એવો અનુભવ થયો હશે, ને વાટેલાં બિયાંને પાણીમાં ઉકાળી પાણીની સપાટી ઉપર આવતા તેલને કપડા વતી અલગ કરી લેવાની પદ્ધતિ ચાલુ થઈ હશે. તે પછી એ ક્રિયાને સરળ બનાવવા માટે પથ્થરના ખાંડણિયામાં બિયાં નાખી, સાંબેલાથી કૂટયા કરીને તેલ કાઢવાની પ્રથા અનુકૂળ જણાઈ હશે, ને તેથી આગળ વધીને કાર્યક્ષમતા સાધવા માટે બળદઘાણીની યોજના થઈ હશે. અત્યારના 'કળ'-જુગના જમાનામાં તો તેલ કાઢવાનાં મોટાં યંત્ર કે 'કળ' પણ શોધાઈ છે.

આપણો દેશ ઉષ્ણ કટિબંધમાં આવેલો હોવાથી, આપણે ત્યાં ઉત્તમ જાતનાં તેલી બિયાં ઘણા મોટા જથામાં ઉત્પન્ન થાય છે. તેલી બિયાંની ઉત્પત્તિમાં દુનિયામાં આપણા દેશનો નંબર બીજો છે, અને એરંડીની બાબતમાં તો હિન્દુસ્તાનનો લગભગ ઇજારો જ છે. મોટા પ્રમાણમાં ઉત્પન્ન થતાં તેલી બિયાંમાં મગફળી, રાઈ-સરસવ, અળશી, તલ અને એરંડી ગણાવી શકાય. કોપરાં, ડોળી, કરડી પણ ઠીક ઠીક પ્રમાણમાં થાય છે. છેલ્લાં પંદરેક વર્ષમાં મગફળીનું પ્રમાણ ખૂબ વધી ગયું છે ને દિવસે દિવસે વધતું જાય છે. હિન્દુસ્તાનમાં ઉત્પન્ન થતાં પચાસ લાખ ટન તેલી બિયાંમાં ત્રીસ લાખ ટન તો મગફળી જ છે.

આબોહવા અને પ્રદેશાનુસાર તેલી બિયાંની ઉત્પત્તિની અને તેલના વપરાશની દૃષ્ટિએ, હિન્દુસ્તાનના મુખ્ય મુખ્ય વિભાગો પડી ગયા છે. મગફળી મુખ્યત્વે મદ્રાસ, મુંબઈ, બ્રહ્મદેશ ને મધ્યપ્રાન્તમાં ઉત્પન્ન થાય છે. રાઈ-સરસવ મુખ્યત્વે કરીને સરહદ પ્રાન્તથી માંડી આસામ સુધી આખા ઉત્તર હિન્દમાં પેદા થાય છે. અળશી મોટે ભાગે યુક્તપ્રાન્ત, મધ્યપ્રાન્ત, બિહાર, બંગાળ, મુંબઈ, પંજાબ અને ઉત્કલમાં પાકે છે. તલ હિન્દુસ્તાનમાં ઘણાખરા પ્રાન્તોમાં થાય છે, પણ યુક્તપ્રાન્ત અને મદ્રાસમાં સૌથી વધારે. એરંડી મોટે ભાગે મદ્રાસમાં ને થોડા થોડા પ્રમાણમાં મુંબઈ, મધ્યપ્રાન્ત, બિહાર, યુક્તપ્રાન્ત અને ઉત્કલમાં થાય છે. મદ્રાસ અને યુક્તપ્રાન્ત એ તેલી બિયાંની ઉત્પત્તિની દૃષ્ટિએ ઘણા અગત્યના પ્રાન્તો છે. હિન્દુસ્તાનના તેલી બિયાંના લગભગ ૬૦ ટકા જેટલાં બિયાં આ બે પ્રાન્તોમાં પાકે છે. સામાન્ય રીતે પોતાના પ્રદેશમાં ઉત્પન્ન થતાં તેલી બિયાંનું તેલ ખાવામાં વપરાય છે. પરંતુ મગફળીનું તેલ સૌથી સસ્તું હોઈ, તેનો વાપર સાર્વત્રિક થતો જાય છે. બીજાં મોંઘાં તેલોમાં મગફળીનું તેલ ભેળવવામાં આવે છે એટલું જ નહિ, પણ એ તેલનું ઘી બનાવવાનાં મોટાં કારખાનાં ખોલવામાં આવ્યાં છે.

તેલની ઘાણી તો સૌએ જોઈ હશે. હિંદમાં બધે ઠેકાણે તે એકસરખી ઢબની નથી હોતી. પંજાબ, ગુજરાત, ખાનદેશ, કર્ણાટક અને મદ્રાસમાં બળદ મોટા હોય છે, એટલે ત્યાં મોટા ઘાણ ઓરાય એવી ઘાણી હોય છે. અને યુક્તપ્રાન્ત, બિહાર, બંગાળ, આસામ, ઉત્કલ તથા મહાકોશલમાં બળદ નાના હોય છે, એટલે નાના ઘાણની ઘાણીઓ હોય છે. ઘાણીમાં મોટે ભાગે બળદ જોડવામાં આવે છે, કોક ઠેકાણે પાડો જોડવામાં આવે છે, ને સિંધમાં ઊંટ જોડાય છે. આસામ અને બિહારમાં નાની ઘાણીઓ બળદની જગાએ સ્ત્રીઓ ચલાવે છે. મદ્રાસ, ઉત્કલ અને વરાડમાં બે બળદ જોડવાની પ્રથા છે. વરાડમાં તો એકબેલી તેલી અને દોબેલી તેલીની અલગ અલગ પેટાજ્ઞાતિ પડી ગઈ

છે. મદ્રાસ અને ઉત્કલમાં ઘાણી ખુલ્લામાં ચલાવવામાં આવે છે ને વરસાદને સમયે લાટ ઉપર તાડપત્રની છત્રી મૂકી દેવામાં આવે છે. મદ્રાસમાં એક ઘાણીનો ઘેરાવો ૩૦ થી ૪૦ ફૂટનો હોય છે, તેથી બળદ હાંકવા માટે તેલી ઉપરાંત એક છોકરો રાખવો પડે છે. એ ઘાણી ચાલતી હોય છે ત્યારે એક માઈલ સંભળાય એવો મોટો અવાજ થયા કરે છે. ત્યાંની કેટલીક ઘાણીઓમાં તેલ નીકળવા માટે નળી પાડવામાં આવે છે; બાકી ઘણીખરીમાં ઉપરથી વાટકા વડે કે ચીથરાં બોળી બોળીને તેલ નિચોવી લેવામાં આવે છે. વરાડની ઘાણીમાં પણ નળી નથી. એ સિવાય ઘણેખરે ઠેકાણે નળીવાળી ઘાણીઓ હોય છે. બધા પ્રાન્તોની ઘાણી કરતાં ગુજરાતની ઘાણીમાં એક વિશેષતા છે. તેમાં તેલીને બેસવા માટે બેઠક કરવામાં આવી છે, જેના ઉપર બેસીને તે બિયાં સંકોર્યા કરે છે. બીજે કેટલેક ઠેકાણે બિયાં સંકોરવા માટે લાકડાની એક સમેટણી મૂકી દેવામાં આવે છે. એ સમેટણીને લઈને એક તેલી એકીસાથે બે ઘાણી સંભાળી શકે છે.

તેલની મિલો દાખલ થવાથી સંખ્યાબંધ ઘાણીઓ બંધ પડી છે, ને જે ચાલે છે તેમને પૂરતું કામ નહિ મળવાથી કમાણી ઘટી ગઈ છે. ખેડૂતોમાં પોતા પૂરતાં બિયાં સંઘરી, ઘાંચી પાસે ભાડે પિલાવવાની પ્રથા જે પ્રચલિત હતી, તે તૈયાર માલ ખરીદવાના આજના જમાનામાં ક્ષીણ થતી જાય છે. એ પ્રથામાં લોકોને ઘણો લાભ રહેતો. પંદર દહાડે કે મહિને એક વાર ઘાણી પિલાવવામાં આવતી. તેથી તાજું ને શુદ્ધ તેલ મળતું. ઘાણી કઢાવતી વખતે સાની ખાવા મળતી ને ઢોરને ખોળ મળતો. બિયાં સંઘરવા માટે જોઈતી મૂડીનો બોજો ઘાંચી પર ઓછો રહેતો ને તેને કામ મળ્યા કરતું. ખેડૂતોમાં બિયાં સંઘરવાની પ્રથાને સજીવન કરવામાં આવે તો ઘાણીનો ધંધો ધમધોકાર ચાલે. એ ધંધો પડી ભાગવાનું મોટું કારણ મિલો નહિ, પણ બિયાં સંઘરવાની પ્રથા ક્ષીણ થઈ તે છે. તેલ પીલવાની ક્રિયા સરળ અને એક જ છે. એ એક જ ક્રિયામાં મિલને ઘાણી કરતાં ઝાઝી બચત ન થઈ શકે, ને જે બચત થાય તે દલાલીમાં ચાલી જાય છે. આમ ઘાણીને ટકાવવી એ સહેલી વાત છે. આજે પણ તે સાવ મરી તો નથી જ ગઈ. ઘાણી અને મિલના તેલનું પ્રમાણ કાઢવામાં આવે, તો ઘાણીના તેલનું પ્રમાણ મિલના તેલના પ્રમાણ કરતાં ઓછું તો નહિ જ આવે. આજે તેલના ઔદ્યોગિક ઉપયોગ જેમ વધી ગયા છે, તેમ તેનું ઉત્પાદન પણ વધી ગયું છે. તેથી જેટલા પ્રમાણમાં મિલનું તેલ તૈયાર થાય છે, તેટલા પ્રમાણમાં ઘાણીનું તેલ ઓછું થયું એમ ન કહેવાય. મિલના તેલે કેટલેક અંશે ઘાણીના તેલનું સ્થાન લીધું છે ને કેટલેક અંશે વધારાની આવશ્યકતા પૂરી કરી છે.

ઝવેરભાઈ પટેલ

# મેં તેને જોઈ

૧૯૩૧ના કરાંચી કોંગ્રેસના પ્રદર્શનમાં મેં શાહ-તુશ (વીંટીમાંથી પસાર થનારી શાલ) જોઈ હતી. પણ તેને કાંતનારી માતાઓને તથા તેની આજુબાજુના વાતાવરણને જોયાં નહોતાં. આવું ઝીણું ઊન કાંતનાર રેંટિયો કેવો હશે એ જાણવાનું પણ મને કુતૂહલ હતું. આથી થોડા વખત પર જ્યારે હું કાશ્મીર ગયો, ત્યારે શ્રીનગરની કાંતનારીઓનાં ઘર જોવાની તક મેં સૌથી પહેલાં સાધી. એ માટે શ્રીનગરની બહુ ગવાયેલી મોંઘી 'ઘર-હોડીઓ' અને સમૃદ્ધ ફૂલ-બગીચાઓની લહેજત મારે છોડી દેવી પડી. કારણ કે, કાંતનારીઓનાં મકાનો તો અત્યંત દરિદ્રી ઉકરડાઓ અને કાયમ ભૂખમરાના વાતાવરણમાં આવેલાં છે.

મારી જોડે ચરખાસંઘના એક કાર્યકર્તાને મેં ભોમિયા અને દુભાષિયા તરીકે રાખેલા હતા. શહેરના વાયવ્ય ખૂણા તરફ અમે ગયા. માટીની ભીંતો અને ઉકરડાના ખાડાઓ વચ્ચે થઈને જતી વાંકીચૂકી ગલીઓમાં થઈને અમે ચાલ્યા. મારા ભોમિયાએ એક ઘરમાં તપાસ કરી. પણ ત્યાં તે દિવસે કોઈ કાંતતું નહોતું. બીજે ઘેર રેંટિયા ચાલે છે એમ જણાયું. તેથી અમે તેમાં દાખલ થયા. નીચું બારણું અને અસમાન પગથીઓને સંભાળીને અમે એક નાનકડી ઓરડીમાં પેઠા.

ભાગ્યે જ ૧૦ ફૂટ લાંબી અને ૧૦ ફૂટ પહોળી

તે ઓરડી હશે. ઘાસની સાદડી પર તેમાં પાંચ સ્ત્રીઓ બેઠેલી હતી. તેમાંથી બે કાંતતી હતી, અને બાકીની કાં તો ઊનને છૂટું પાડી તથા ઓળીને તેમને આપતી હતી અથવા વાતો કરાવી કંટાળો દૂર કરાવતી હતી. કાદવથી ખરડાયેલા હાથપગવાળાં અને ભૂખથી કોતરી ગયેલાં મોઢાંવાળાં બે બાળકો પણ તેમની વચ્ચે બેઠેલાં હતાં. એક બાળક ઊન ઓળનારી એક બાઈના ખોળામાં હતું.

આ ખોખલા ધરતી આ નાનકડી ઓરડીમાં કાશ્મીરને કીર્તિ અપાવનાર બાઈઓને જોવાનું મને ભાગ્ય કે દુર્ભાગ્ય પ્રાપ્ત થયું. એક બાઈ પશમી ઊન કાંતતી હતી, અને બીજી શાહતુશ જેવાં કાપડ માટે વપરાતું ઊન કાંતી રહી હતી. એમના રેંટિયા ઓછામાં ઓછું એક સૈકું જૂના અને તેમની વડદાદીની વડદાદીના વાપરેલા હશે. ચાર પહોળી પટ્ટીને આરાની જેમ ગોઠવીને બનાવેલી ને સાદામાં સાદી રચના હતી. પટ્ટીના છેડાઓને જાણે પૈડાની ધરી હોય તેમ જરા જરા ગોળ કરેલા હતા. સામસામા આરાને પાતળી ઊનની દોરીથી બાંધી જોતરેલા હતા. મુંજનાં કે બીજા ઘાસનાં થમરખાંમાં એક જાડી ત્રાક ફરતી હતી. ક્યાં સુંદર પશમીનો અને શાહતુશ, અને ક્યાં તેને ઉત્પન્ન કરનાર આ કલ્પનાતીત સાદો રેંટિયો! હું તો જોઈને આભો જ થઈ ગયો!

પશમીનાનું ઊન તેના બજારુ રૂપમાં ખરબચડા ઊન સાથે ખૂબ ભળેલું હોય છે. અતિશય ખંત અને કાળજી લઈ, એ બધું જાડું અને ખરબચડું ઊન છૂટું પાડી, જાડાં વસ્ત્રોમાં વાપરવામાં આવે છે. પછી ઝીણા ઊનને કાંતતા પહેલાં ઓળવું પડે છે. ત્રણ ઇંચના દાંતાવાળો એક લાકડાનો કાંસકો લગભગ સવા ફૂટ ઊંચી ઘોડી પર ઊભો ગોઠવેલો હોય છે, અને તેમાં ઓળાઈ થાય છે.

ડાબા હાથે ઊન પકડી, કાંસકાના દાંતામાંથી જમણે હાથે તેને ખેંચવામાં આવે છે. આમ બન્ને કાંતનારીને જોઈતું ઊન ઓળી, છૂટું પાડી, સીધું કરી, તૈયાર કરી આપવામાં આવતું હતું. એની પૂણી કરવામાં આવતી નહોતી. કાંતનારી તેને ડાબે હાથે ઝાલી કાંતતી હતી. ઓળનારી ઓળતાં ઓળતાં વારંવાર પોતાનાં આંગળાં જરા તેલિયાં કરતી, જેથી ઓળવું સુગમ થાય. કાંસકો અને રેંટિયો એ કાંતનારીનું સાધન — સર્વસ્વ.

પ્રખ્યાત કાશ્મીરની શાલના ઉત્પાદક તરીકે તેમનું કેટલું મહત્ત્વ છે, તેને ન જાણતી આ બાઈઓ, માંડ બે આના રોજ કૂટી કાઢવા માટે, આ અથાગ પરિશ્રમ લઈ રહી હતી. તેમની મહેનત અને મહેનતાણાં વિષે એમની જોડે વાતો કરવા મને ઘણી ઇચ્છા થઈ, પણ દુર્ભાગ્યે તેમની ભાષા બોલી કે સમજી શકતો નહોતો. છતાં દુભાષિયા મારફતે મેં તેમની સાથે અડધોક કલાક થોડી વાતો કરી. મને માલૂમ પડ્યું કે, પશમીના તથા શાહતુશની કાંતનારીઓ મુખ્યત્વે શ્રીનગરમાં જ છે. હિમાલયમાં આવેલાં લડક વગેરે સ્થળોથી તેને માટેનું ઊન વેપારીઓ ખરીદી લાવે છે. એ સ્થળો શ્રીનગરની ઉત્તરે લગભગ બસો માઈલ દૂર છે. વેપારીઓ પાસેથી ઊન લઈ, કાંતનારીઓ તેને છૂટું પાડે છે, અને મજૂરી માટે કાંતે છે. કાશ્મીરની ચરખા સંઘની શાખા શ્રીનગરની બધી કાંતનારીઓને કામ આપી શકતી નથી. આથી કાંતનારીઓને બીજા વેપારીઓ અને દલાલોનો આશરો લેવો પડે છે, અને તેમાં તેમને ભાગ્યે જ વાજબી દામ મળે છે. બેથી ત્રણ આનાનો રોજ તેમને મળી રહેતો હશે. આમ યુગજૂનો જરીપુરાણો રેંટિયો, વેપારીએ દસી કસીને ઓછું કરેલું મહેનતાણું, અને ગરીબ તથા તવંગર બન્નેની અવગણના પામેલી તેમની કળા અને ચતુરાઈ છતાં, આ કાંતનારીઓ પોતાના રેંટિયાને વળગી રહેલી છે. પરદેશી હરીફાઈ અને મિલમાં થતા નકલી માલના ઊલટા પ્રવાહ સામે પણ તરતી રહેવાની હામ ભીડવા માટે આ કાંતનારીઓ ખરે જ ધન્યવાદને પાત્ર છે!

આ વીગતો જાણ્યા પછી મારું ધ્યાન તેમના શરીર તરફ ગયું. સૌંદર્ય તો આ પ્રાંતમાં સાર્વજનિક મિલકત છે, એટલે તેમાં તો શું કહેવાનું હોય? પણ પેઢી દર પેઢીનો ભૂખમરો તેમનાં મોં પર સ્પષ્ટ દેખાતો હતો. અને તેમનાં કપડાં! મેલાં અને તેલિયાં! તેઓ પોતાનાં કપડાં કેમ હમેશાં ધોતાં નથી, એવો મૂર્ખ સવાલ પૂછવાની હું અણી પર હતો. પણ ઠીક થયું કે અટકી ગયો. કારણ, તે જ દિવસે સાંજે સૂર્યાસ્ત પછી હું જેલમ નદીમાં એક હોડીમાં થઈને જતો હતો, ત્યારે લોકોને મેં અંધારામાં દિવસની

ગરમી પછી શીતસ્નાન કરતાં જોયાં. અને મને ખ્યાલ આવ્યો કે, આપણા આ અભાગી દેશમાં કરોડો લોકો એક કપડે જ રહે છે, અને તેથી તેને વારંવાર ધોઈ શકે એ શક્ય જ નથી.

ફુલાવેલી વાણીથી હિન્દુસ્તાનનાં પ્રાચીન હુન્નર અને કળાનાં વખાણ કરતાં છતાં, આપણામાંના ઘણાખરાને ખ્યાલ નથી કે, હજુ જીવતા રહેલા આ હુન્નરોને આપણે કેવળ બેદરકારીથી જ મારી નાંખવાનું ઘોર પાપ કરીએ છીએ. જો આપણા આર્યત્વાભિમાન કે દેશાભિમાનમાં કાંઈયે નક્કરતા હોય તો એટલું તો આપણે જોવું જ જોઈએ કે, હિન્દુસ્તાનની કીર્તિ ફેલાવનાર આ કારીગરો કાશ્મીરના પ્રવાસીઓની નજરે ઓશિયાળા જેવા દયાના પાત્ર માલૂમ ન પડે!

(અંગ્રેજી પરથી) હણમંતરાવ શ્રી. કૌજલગી*

* ચરખા સંઘની કર્ણાટક શાખાના મંત્રી અને કાનડી ભાષાના એક જાણીતા લેખક.

# 'શિક્ષક માટે શાળા કે શાળા માટે શિક્ષક?'

હું એક પ્રાથમિક શાળાનો મુખ્યશિક્ષક છું. લગભગ ૨૦ વર્ષથી કેળવણી ખાતામાં નોકરી કરતો આવ્યો છું. જુદી જુદી પ્રાથમિક શાળાઓ, નોકરીને અંગે તથા અન્ય પ્રસંગોએ, મેં જોયેલી છે. તે બધી ઘણાં વર્ષોથી એક જ ચીલે ચાલતી જોઉં છું. પ્રત્યેક પ્રાથમિક શાળામાં કંઈ ને કંઈ નવીનતા કેમ જોવામાં આવતી નહિ હોય? એ ગૂઢ પ્રશ્ન ઘણા વખતથી મારા મનમાં ઉદ્ભવ્યો છે. સતત ચિન્તન કર્યા કરતાં ઉક્ત પ્રશ્નનો સાચો ઉકેલ મને જડ્યો નથી; તે શોધવા કેળવણીના સાચા વિચારો ચર્ચતા આ માસિક દ્વારા આ જાહેર પ્રશ્નની ચર્ચા કરવા —ખરું સત્ય જાણવા—પ્રેરાયો છું.

પ્રાથમિક શાળા એટલે ચાર દીવાલોની વચ્ચે કેવળ અક્ષરજ્ઞાન જ આપતું મકાન, એમ હું માનતો નથી. જ્યાં આવતાં—ભણતાં—બાળકો પોતાની નીતિને—ચારિત્ર્યને—સુધારી શકે, જ્યાં બાળકો પોતાનાં તન, મનને યોગ્ય રીતે વિકાસ આપી શકે, જ્યાં શિક્ષકો તરફથી બાળકોને ભાવિ જીવનની તૈયારી માટે સાચી પ્રેરણા મળ્યા કરે, જ્યાં બાળકોને કેમ વર્તવું, કેમ ખાવું, કેમ નાહવું, કેમ સૂવું, કેમ બોલવું, જીવનપોષણના ધંધામાં પ્રગતિ કેમ સાધવી, તે સઘળાના સુવિચારોની સતત ધારા માર્ગદર્શક રૂપે મળ્યા કરે, તેને જ સાચી પ્રાથમિક શાળા હું માનું છું.

પ્રાથમિક શાળામાં આવનાં બાળકો સ્વચ્છ, તાજગીભર્યાં, ઉલ્લાસી અને ઉત્સાહી પ્રકૃતિવાળાં હોવાં જોઈએ, એને બદલે માયકાંગલાં, રડતી સૂરતવાળાં, ઉત્સાહવિહીન, વ્યસનને વળગેલાં, નીતિની ભાવનારહિત, ને કેવળ ચીલે ચાલતા બળદની જેમ આવતાં નજરે પડે છે.

પ્રાથમિક શાળાના શિક્ષકો કેવળ નોકરીની જ ભાવનાથી, અન્ય માર્ગ ન મળવાથી થાકીને છેલ્લા માર્ગ તરીકે આ ધંધાને સ્વીકારેલા, અગર પ્રાપ્ત થયેલા ધંધા પ્રત્યે ઉદાસીન, છ કલાક નોકરી કરી બાકીના સમયમાં કંઈ જ વિચાર નહિ કરનાર, ધંધાને દીપાવવાની ભાવના રહિત, નોકરીના સમય બાદ બાળકો સાથે કંઈ જ સંસર્ગ નહિ ઇચ્છનાર, પોતાના ધંધા માટેની કંઈ જ તૈયારીની જરૂર નહિ સ્વીકારનાર, અને કેવળ પગાર પર જ દૃષ્ટિ રાખનાર બહુધા જોવામાં આવે છે. આવી પરિસ્થિતિમાં પ્રાથમિક કેળવણીની સાચી પ્રગતિ કેમ જ થઈ શકે, એ વિચારવા લાયક પ્રશ્ન કેમ ન ગણી શકાય?

હાલની પ્રાથમિક શિક્ષણની ઉપર્યુક્ત હાલતનાં કારણોની ઊંડી તપાસ થવાની પણ બેશક અતિ અગત્ય રહેલી છે. ટૂંક વિચાર કરતાં, બાળકના વાલીઓ શિક્ષકના દોષ તરફ, શિક્ષક બાળકના દોષ તરફ, બાળક માબાપના દોષ તરફ, શિક્ષક અધિકારીઓના દોષ તરફ, અધિકારીઓ સરકારના દોષ તરફ, આંગળી ચીંધતા (દોષિત માનતા) નજરે પડે છે.

હાલના પ્રાથમિક શિક્ષણમાં નથી બાળકોને ઉત્સાહ, નથી શિક્ષકોને ઉત્સાહ, નથી વાલીઓને

ઉત્સાહ, નથી અધિકારીઓને ઉત્સાહ, અને નથી સરકારને ઉત્સાહ. સૌ સૌની ફરજ યોગ્ય રીતે બજાવ્યે જાય છે, એમ માની સંતોષ પ્રાપ્ત કરી લે છે.

આવા નિરુત્સાહી વાતાવરણમાં સાચી કેળવણીને ક્યાં સ્થાન છે, તે મૂંઝવનારો પ્રશ્ન જણાય છે. હવે મુખ્ય બાબત તરફ વળીએ.

પ્રાથમિક શાળાના વિકાસની દૃષ્ટિએ પ્રથમ શું થવાની આવશ્યકતા છે, તે પ્રશ્ન પર આવીએ.

શાળાઓ ચાલે છે. શિસ્ત પળાય છે. શિક્ષકોની બદલીઓ થાય છે. બાળકોના જીવનમાં એકેક વર્ષ વધતું જાય છે. જૂના જાય છે. નવા આવે છે. આ એક સામાન્ય ક્રમ થઈ પડેલો છે. શિક્ષકોની બદલીઓ પ્રસંગે અનેક બાબતોનો વિચાર કરાય છે. તેમની લાયકાત, તેમનું વતન, 'પ્રમોશન', યોગ્યતા નો વિચાર બેશક કરવામાં આવે છે, પણ મહત્ત્વનો મુખ્ય વિચાર વીસરાઈ જતો જોવામાં આવે છે, તે શિક્ષક માટે શાળા કે શાળા માટે શિક્ષક? આ મહત્ત્વના પ્રશ્નના વિચારની, પ્રાથમિક શિક્ષણના સાચા વિકાસની દૃષ્ટિએ, જરૂર હું તો માનું છું, અને મનાવી જોઈએ.

માનો કે અમુક શાળામાં અમુક શિક્ષકની નિમણૂક કરી. તેના માનસને તે પ્રતિકૂળ જણાતી હોય, જ્યાં તેના પ્રગતિના માર્ગમાં અનેક અંતરાયો ઉપસ્થિત થતા હોય, અમુક આવશ્યક બાબતો તે શાળામાં ઉમેરવાની તેની ઇચ્છા — ધગશ હોય, છતાં સ્થળના સંજોગો — શિક્ષકોની ગોઠવણ વગેરે — પ્રતિકૂળ લાગતાં હોય, તો આવા વિકટ સંજોગોમાં સાચા કર્તવ્યનિષ્ઠ મુખ્ય શિક્ષકને ક્યાં સ્થાન રહેલું છે, તેનો વિચાર કરવાની હાલના વાતાવરણમાં કોઈને ફુરસદ નથી.

મુખ્ય શિક્ષકની નિમણૂક બદલી કરનારના માનસ પ્રમાણે અનુકૂળ — લાયકાતની દૃષ્ટિએ — લાગી હોય, પણ તે સ્થાનના સંજોગો સાવ વિપરીત જણાતા હોય, મદદનીશ શિક્ષકવર્ગ નીરસતાવાળો જણાતો હોય, બાળકો નીરસ વાતાવરણમાંથી આવતાં હોય, પ્રગતિ માટેના કરેલા ઉપાયો રૂંધાતા હોય કે અધવચ અટકી પડતા હોય, આવા સંજોગોમાં શાળા માટે એક શિક્ષક શાળા કેમ સુધારી શકે?

વતનના શિક્ષકો શાળાની પ્રગતિ તેમના વિચારો પ્રમાણે કરવા માગતા હોય (— સ્થાનિક સંજોગો સાચવીને —), શાળાને શાળાના સમય પૂરતી જ માનતા હોય, બહારના શિક્ષકોને ગામમાં રહેવાની અનેક મુશ્કેલીઓ ભોગવવી પડતી હોય — મોંઘાં ઘરભાડાં, દરેક વસ્તુની અછત, વેપારીઓની લોભવૃત્તિ — આવા સંજોગોમાં મુખ્ય શિક્ષક શાળાની પ્રગતિ સાધવા માગતો હોય, એમાં કયા શિક્ષકોનો સાથ મળી શકે? આ બધી સ્વાનુભવેલી બાબતો છે. મુશ્કેલ સંજોગોમાં મુકાયેલ એક મુખ્ય શિક્ષકની સાચી આપવીતીની કરુણ કથા છે.

ઉપરની પરિસ્થિતિમાં શાળાની પ્રગતિ શક્ય છે? 'શાળા માટે શિક્ષક કે શિક્ષક માટે શાળા' આ બેમાંથી કઈ વસ્તુ સાચા શિક્ષણની પ્રગતિની દૃષ્ટિએ જરૂરની છે? એ પ્રશ્ન શું વિચારવા જેવો નથી? આ પ્રશ્નના સાચા ઉકેલની શું જરૂર નથી? શું આ પ્રશ્ન મહત્ત્વનો ન ગણાય?

એક મુખ્ય શિક્ષક

હું વાતોડિયા પાસેથી મૌન, અસહિષ્ણુ પાસેથી સહનશીલતા, અને ક્રૂર પાસેથી દયા શીખ્યો છું. પણ નવાઈ છે કે, આ મારા ગુરુઓ પ્રત્યે હું કૃતઘ્ન છું!

— ખલિલ જિબ્રાન

કરે છે. તેને લીધે આ વરસમાં ૨૪ કરોડ વધારે ખરચાશે અને આવતે વરસે ૩૫ કરોડ વધારે ખરચાશે. એમ લશ્કરી ખર્ચ વધતું જાય છે. તે ખાડો ક્યાંથી પુરાય? નવા વરસમાં સરકારે ૧૨૬ કરોડની આવકમાંથી ૮૪ કરોડ લશ્કરમાં વાપરવાનું ધાર્યું છે. એટલે લોકો પાસેથી લીધેલા દર સો રૂપિયામાંથી ૬૭ રૂપિયા તો લશ્કર માટે જ વપરાશે.

છ૦ — ત્યારે આ સરકારની નિશાળો, દવાખાનાં વગેરે મોટાં મોટાં ખાતાં શામાંથી ચાલે છે?

ર૦ — ઉપરનું ખર્ચ તો હિંદની વડી સરકારનું કહ્યું. તે ઉપરાંત જુદા જુદા પ્રાન્તો અને લોકલ બોર્ડોનું ખર્ચ જુદું. નિશાળો અને દવાખાનાંનું ખર્ચ વડી સરકાર નથી કરતી. તેને માટેનાં આવક ખર્ચનો વિચાર દરેક પ્રાન્તમાં જુદો થાય છે.

છ૦ — ત્યારે આપણા પ્રાન્તમાં એવું કેટલું ખર્ચ થતું હશે? અને તેમાં વળી નવા વેરા પડવાના કે?

ર૦ — આપણા પ્રાન્તમાં આવતા વરસમાં રૂ. ૧૩ા કરોડનું ખર્ચ અને લગભગ તેટલી જ આવક થશે એવો અંદાજ થયો છે, એટલે મુંબઈ સરકાર નવો વેરો નહિ નાખે.

છ૦ — તો તો ઠીક. બાકી અમારા જેવાનો મરો જ થાય. આ પહેલાની દીવાહળી ન મળી એટલે અમારે તો અત્યારે પાછું જ જવું પડશે. પણ ભાઈ! આ બાજુના બાપુના રાજ્યમાં તો દર વરસે આવા કરવેરા કંઈ વધતા નથી.

ર૦ — કેમ, તેઓય મહેસૂલ તો વધારે જ છે ને? અને અંગ્રેજી રાજ્યમાં તો વાર્ષિક આવક ખર્ચના અંદાજે કરીને તે ધારાસભામાં રજૂ થાય છે. આપણા પ્રાન્તમાં જો મહાસભાવાળાએ રાજીનામાં ન આપ્યાં હોત, તો ધારાસભા આગળ એ રજૂ થાત. આજે તો ગવર્નર સાહેબે તે નક્કી કર્યું છે. પણ આપણાં દેશી રાજ્યોમાં તો બાપુના ખરચમાં જ કેટલીય રકમ ખરચાઈ જાય. અને તેનો કંઈ હિસાબ જ નહિ!

છ૦ — ત્યારે સ્વરાજ્ય આવશે ત્યારે આ કરવેરા આપવા નહિ પડે ને?

ર૦ — કરવેરા આપ્યા વગર તો રાજ્ય કેમ ચાલે? કરવેરા તો આપવા પડશે, પણ તે પ્રજાની શક્તિ અનુસાર હશે, અને જે લેવામાં આવશે તેના બદલામાં પ્રજાઉપયોગી કામો કરીને પ્રજાને અનેક ગણું પાછું આપવામાં આવશે. સૂર્યનારાયણ તપીને નદી, નાળાં અને જળાશયો સૂકવી દે છે, પરંતુ તે વરસાદના રૂપમાં પાછું આપીને પ્રજાને અનેક ગણો ફાયદો કરી આપે છે. એમ જ પ્રજા પાસેથી લીધેલા કરવેરાનુંય થવું જોઈએ. પણ આજે ઊંધી સ્થિતિ છે. આજે તો રોગની માફક કરવેરાથી પ્રજાનું લોહી શોષાઈ જાય છે અને પરિણામે પ્રજાશરીર દુર્બળ બને છે.

છ૦ — તમે સાચું કહો છો. આજે આ ગામમાંથી પંદર હજાર રૂપિયા મહેસૂલના જાય છે, તોય ગામને શો લાભ મળે છે! નિશાળના મકાનનુંય ઠેકાણું નથી. રસ્તાનું ઠેકાણું નથી. ચોમાસામાં કાદવ ખૂંદીને ખેતરમાં જવું પડે છે. ગામમાં ચોરીઓ થાય છે. તોય કોઈ મદદ આપતું નથી.

ર૦ — સ્વરાજ્યમાં એવું નહિ હોય. સરકાર પ્રજા પાસેથી કર લેશે, પણ પ્રજાને તે બીજી રીતે પાછો આપવા ખાતર; જેમ મહાસભાવાદી સરકારે દારૂબંધી કરવા માટે કર નાખ્યો હતો તેમ. જો તે કામ ચાલ્યું હોત તો મજૂરો અને ગરીબોનાં ઘરમાં કેટલા પૈસા બચત! તેમનાં જીવન કેટલાં સુખી થાત? આજે સરકારનું તંત્ર એ રીતે ચાલતું નથી. ગરીબમાં

ગરીબને વાપરવાની વસ્તુઓ પર વેરા પડે છે. દીવાસળી પરની જકાત એ તેનો નમૂનો છે. જૂનો મીઠાવેરો પણ એવો જ છે. માટે જ ગાંધીજીએ મીઠાવેરો નાબૂદ કરવા માટે લડત ચલાવી હતી, એ તો તમને યાદ છે ને?

છ૦ — હા! આ ગામમાંથી ઘણા લોકો બદલપુર અને ધરાસણા ગયા હતા. પણ એમાં શું વળ્યું? સરકારે તો ફાવતું કર્યું. મીઠાવેરો તો રહ્યો અને આ દીવાસળી પણ મોંઘી થઈ.

ર૦ — હા! એ બધું થાય છે અને થવાનું! સત્યાગ્રહ કરીશું તોય થવાનું! પણ જ્યારે પ્રજાના હાથમાં અધિકાર આવશે ત્યારે જ તે બંધ થશે.

છ૦ — એ ક્યારે આવશે?

ર૦ — આપણે સમજીએ અને ગાંધીજી કહે છે તેમ તૈયાર થઈએ ત્યારે.

વિ૦

# ગુસ્સે થનાર ભારદ્વાજ

એક વખત બુદ્ધ ભગવાન મગધની રાજધાની રાજગૃહની પાસેના વેણુવનમાં રહેતા હતા. તે નગરમાં ભારદ્વાજ નામે એક અતિ ક્રોધી બ્રાહ્મણ રહેતો હતો. એક વખત, તેના ગોત્રમાંનો એક બ્રાહ્મણ બુદ્ધનો ધર્મ સ્વીકારી, તેમનો શિષ્ય બન્યો, એ સાંભળી ભારદ્વાજને ખૂબ ગુસ્સો ચડયો. તે વેણુવનમાં આવી બુદ્ધ ઉપર ગાળોનો વરસાદ વરસાવવા લાગ્યો. પરંતુ બુદ્ધે કાંઈ પણ જવાબ ન આપ્યો; તેથી થોડા વખત બાદ થાકીને તે જંપ્યો.

ત્યાર પછી બુદ્ધે તેને પૂછયું: 'હે બ્રાહ્મણ! તારે ઘેર કદી પરોણા આવે છે ખરા કે?'

ભારદ્વાજે કહ્યું: 'હા, મારાં સગાંવહાલાં કદી કદી મારે ઘેર આવે છે.'

બુદ્ધે પૂછયું: 'તેમને તું ખાવાપીવાની સામગ્રી આપે છે કે?'

ભારદ્વાજે કહ્યું: 'હા, મારે ઘેર આવેલા મહેમાનોનો યોગ્ય આદરસત્કાર કરી, હું તેમને ખાવાપીવાની સામગ્રી આપું છું.'

બુદ્ધે કહ્યું: 'પરંતુ હે બ્રાહ્મણ! જો તારા પરોણા તારી આપેલી વસ્તુઓ ન સ્વીકારે, તો તે વસ્તુઓનું શું થાય?'

ભારદ્વાજે કહ્યું: 'હે ગૌતમ! આ બધું તું શું પૂછે છે? મેં આપેલી વસ્તુઓ મારા પરોણાઓને ગમે નહિ, તો તે બધી મારી પાસે જ રહે, એ દેખીતું છે!'

બુદ્ધે કહ્યું: 'હે બ્રાહ્મણ! તે જ પ્રમાણે તેં આજે આ ગાળોની જે ભેટ મારે માટે આણી હતી, તેનો મેં સ્વીકાર કર્યો નહિ; તેથી તે ભેટ કોની પાસે રહી છે? જો મેં તારા ઉપર ગુસ્સો કર્યો હોત, કે તને સામે ગાળો ભાંડી હોત, તો તારી ભેટ મેં અંગીકાર કરી એમ કહેવાત. એટલે, તેં ભાંડેલી ગાળો મારી પાસે આવવાને બદલે, તારી પાસે રહી છે કે નહિ?'

ભારદ્વાજ બોલ્યો: 'હા ગૌતમ!'

બુદ્ધ બોલ્યા: 'હે બ્રાહ્મણ! ગુસ્સે થનાર ઉપર જે સામો ગુસ્સો કરે છે, તે માણસ પોતાની જાતને જ નુકસાન કરે છે. પરંતુ સામે ગુસ્સો કરવાને બદલે તે શાંત રહે, તો તેથી તેને તેમ જ ગુસ્સો કરનારને બંનેને લાભ થાય છે.'

ગો૦

# નવું વાચન

**પગદંડી (પૂર્વાર્ધ)** લેખક: શ્રી. ધૂમકેતુ. પ્રકાશક ગૌરીશંકર ગો. જોશી, અમદાવાદ. પૃ. ૨૪૦; કિંમત રૂ. ૧–૮–૦.

નૈનીતાલ, સિમલા, ગિરનાર, ચોરવાડ, ભેડાઘાટ, દાર્જિલિંગ તથા ભુવનેશ્વર વગેરે સ્થળોએ જુદી જુદી મંડળીઓ સાથે કરેલા પ્રવાસોનું વર્ણન શ્રી. ધૂમકેતુએ આ પુસ્તકમાં આપ્યું છે. પ્રવાસ દરમ્યાન જોયેલાં સ્થળોનું—પછી તે કુદરતનું હો કે કોઈ માનવનિર્મિત કળાકૃતિનું હો—તાજગીભર્યું વર્ણન કરીને તે તે સ્થળો વાચકની નજર આગળ જીવતાંજાગતાં કરવામાં લેખકે સારી સફળતા મેળવી કહેવાય.

અંગ્રેજ કવિઓએ પોતાનાં કાવ્યોમાં પોતાના પ્રદેશોનાં યા તો તીર્થધામોનાં (?) એવાં સરસ અને સુંદર વર્ણનો કર્યાં છે કે, તે વાંચીને તે પ્રદેશો કે સ્થળો પ્રત્યક્ષ કરવાની વાચકને તાલાવેલી જ લાગી જાય. 'Caledonia stern and wild' એમ કરીને જ્યારે સ્કોટ પોતાની માતૃભૂમિ સ્કોટલૅંડની વનશ્રીનું વર્ણન કરવા માંડે છે ત્યારે સાચે જ સહૃદય વાચકના મનમાં અવનવો ભાવ જાગત થાય છે અને તેના શરીર ઉપર સાત્ત્વિક ભાવની રુવાંટી ઊભી થાય છે. આલ્પ્સ પર્વતનાં જુદાં જુદાં સ્થળોનાં વર્ણનો પણ એવાં જ ચિત્તાકર્ષક છે.

આપણે ત્યાં આપણે હજી આપણી જન્મભૂમિ માટે આ દિશામાં કશું જ કર્યું નથી એમ કહેવાય. આપણા રાજ્યકર્તાઓએ પોતાની વિલાસવૃત્તિને સંતોષવા ખાતર તથા પોતાની માતૃભૂમિની ઠંડી હવા અહીં પણ મળે તેટલા માટે, કેટલાંક ગિરિનગરો અસ્તિત્વમાં આણી, તેમનું ગૌરવ આપણા અનુકરણશીલ લોકોના માનસમાં સ્થાપિત કર્યું છે. ખાસ કરીને ઉચ્ચ ગણાતા વર્ગો એ જ સ્થળોને ઓળખે છે અને ત્યાં જ આરામ લેવા દોડી જાય છે. પણ ત્યાં આખો દિવસ બેઠાડુ રમતો રમી, સવાર સાંજ અતિ સ્નિગ્ધ ભોજન કરવા ઉપરાંત, બીજું કશું તેઓ ત્યાં સામાન્યપણે કરતા નથી. એને માટે તો ભેખ અને ફકીરીની જરૂર છે: ખડતલ જીવનમાં રહેલો રસ ચાખવાની હોંશની જરૂર છે. અને એવો ભેખ લઈ જે માણસ પગપાળો દરેક નદીનાળાં ખૂંદી વળશે, ટેકરીઓ, પહાડો કે પર્વતોનાં આમંત્રણ સ્વીકારી તે ઉપર ફરી વળશે, તો અને ત્યારે જ એ ભૂમિનું રહસ્ય તે જાણવા પામશે; અથવા એમ કહો કે, તે તે સ્થળ તેની આગળ પોતાનું રહસ્ય ઉઘાડું કરશે. હિંદુસ્તાનમાં એવાં સ્થળોની ખોટ તેને કદી નહિ સાલે.

ભણતર પૂરું કર્યા પછી દેશભરમાં પ્રવાસ કરીને કુદરત અને લોકજીવનનું નિરીક્ષણ જાતે કરવાની પ્રથા આપણી આર્ય શિક્ષણપ્રણાલિમાં તો હતી જ. પણ આધુનિક જમાનામાં અને ખાસ કરીને અંગ્રેજી કેળવણી આવ્યા પછી પુસ્તકિયા ભણતરને જ બધું મહત્ત્વ મળવાથી, પ્રવાસનો શોખ અને તે સાથે જ પુરુષાર્થનો શોખ લુપ્ત થયો છે. અને હવે આખું જીવન ગમે તેમ પસાર કરતાં સ્ત્રીપુરુષો, ગ્રૅન્ડ ટિકિટની મહાસગવડ માની, પામરની જેમ પુણ્ય ખરીદવા બહાર નીકળી પડે છે, એ ખરેખર દયાજનક દેખાવ સર્વસાધારણ થતો જાય છે. યાત્રા તો પગપાળી જ હોય, એ પ્રાચીન સૂત્ર ભુલાવાથી આ પ્રવાસ રાષ્ટ્ર ઉપરની એક મોટી આપત્તિ જ ગણાય.

આપણે ત્યાં પ્રવાસ-સાહિત્ય બહુ ઓછું છે. તેમાં આ પુસ્તકથી સારો ઉમેરો થયો એમ કહેવાય. શ્રી. ધૂમકેતુએ કરેલાં વર્ણનોમાં ચોરવાડના પ્રવાસવર્ણનમાં કર્તાની શૈલી સોળે કળાએ ખીલેલી દેખાય છે. સિમલાને પૂરતો ન્યાય મળેલો લાગતો નથી. કદાચ તાતાપાણીના વધારે સુંદર અને આકર્ષક પ્રવાસને લીધે સિમલા તરફ પૂરતું ધ્યાન નહિ ગયું હોય. ગિરનારનું વર્ણન પણ એટલું તાજગીભર્યું લાગતું નથી. તે કંઈક અંશે formal—ઔપચારિક લાગે છે.

પાંચ દશ્યોમાંનું 'સેંટ રૂથ ડેનિસનું અદ્ભુત નૃત્ય' બતાવવાનું શ્રી. ધૂમકેતુ ભૂલી ગયા લાગે છે. તે સીતા નાટક જેટલું મનોહારી હશે કે નહિ એ તો કેમ કહેવાય? પણ રહી ગયું એટલે જ તે વિષે જિજ્ઞાસા રહી જાય છે.

નવલકથાની તુલનાએ આવી જાતના સાહિત્યનો ઉપાડ કેવો હોય છે તે ખબર નથી. પણ નવલકથાઓ કરતાં આવું સાહિત્ય વધારે સુલભ હોવું જોઈએ, એમ અમને લાગે છે. અને તેટલા માટે કિંમત બને તેટલી ઓછી રાખવામાં આવે તો સારું, એવી સૂચના છે. **પાં૦**

**'ધ ટ્રૂથ ઍબાઉટ ગાંધી'** લેખક: એમ. ડી જૅકેબ, મોદીનું ડાયમન્ડ પ્રિન્ટિંગ વર્કસ, ૧૬૪ હોર્નબી રોડ, ફોટ, મુંબઈ; પા. ૮૭.

આ પુસ્તકના નામ ઉપરથી પુસ્તકના વિષય સંબંધી ભ્રમ થવાનો સંભવ છે, કારણ કે જેટલા હુમલા ગાંધીજીના સિદ્ધાન્તો ઉપર થાય છે તેટલા જ તેમના પોતાના ઉપર પણ થાય છે. પણ જ્યારે વાચક સમજી જાય છે કે, લેખકને મન 'ગાંધી' અને 'અહિંસા' એ બન્ને શબ્દોનો એક જ અર્થ છે, ત્યારે વિષય સ્પષ્ટ થઈ જાય છે. એટલે કે, આ પુસ્તકનો વિષય 'અહિંસા' સંબંધી સત્ય (વિચાર) છે. આમાં લેખકે ગાંધીજીના અહિંસાતત્ત્વ ઉપર એક ભાષ્ય લખ્યું છે. 'ગાંધી સાહિત્યના રૂપમાં આજ સુધીમાં જે અનેક પુસ્તકો પ્રસિદ્ધ થયાં છે, તેમાં માત્ર એક પુસ્તકનો ઉમેરો નથી કર્યો,' એવી લેખક આશા રાખે છે. હું આ વાત માનું છું.

લેખક સાચું કહે છે કે: 'ગાંધીજીની કથા એટલે હજારો વર્ષ ઉપર જે કથા કહેવાઈ ચૂકી છે અને હજારો

વર્ષ પછી પણ જે કહેવામાં આવશે. કારણ કે, તે કથા એટલે માનવ જાતિનાં અંતિમ ધ્યેય અને યાત્રાની કથા છે. છતાં, જે ટાણે દુનિયા લડાઈથી કંટાળી ગઈ છે અને તેના ઉપર હિંસા સવાર થઈને તેને પીડી રહી છે, ત્યારે એ કથા માત્ર કથા જ નહિ, પણ દુનિયાને માટે એ એક તેના હિતનો પેગામ પણ બને છે. આ પુસ્તકનો મુખ્ય હેતુ તે પેગામ અને તે હિત સમજાવવાનો છે.'

લેખકના શબ્દોમાં 'ગાંધીવાદનો મુખ્ય સિદ્ધાન્ત ન્યાય અને શાંતિ છે. એટલે કે, શાંતિની સાથે ન્યાય અને ન્યાયની સાથે શાંતિ. તેને સિદ્ધ કરવાનું એક ત્રણધારું હથિયાર છે. અહિંસા, અસહયોગ અને આત્મબલિદાન એ એની ત્રણ ધારો છે. એ ત્રણે એક-બીજાને જોડાયેલી છે. ગાંધીના હથિયારખાનામાં આ જ મોટું હથિયાર છે. એની શક્તિની તપાસ કરવી એ મનગમતું કામ છે, કારણ કે, જો તે અસરકારક અને પરિપૂર્ણ સાબિત થાય, તો મનુષ્યને પોતાના ધ્યેયે પહોંચવાનું તે એક અમૂલ્ય સાધન બનશે.'

પુસ્તકના બાકીના ભાગમાં લેખકે આ મુદ્દાની તપાસ કરવાનો પ્રયત્ન કર્યો છે ગાંધીજીના લેખોમાંથી લેખકે વચ્ચે વચ્ચે લાંબાં અવતરણ પણ આપ્યાં છે. પુસ્તક નાનું છે, તોપણ લેખકે 'ત્રણધારા હથિયાર'ને ઘણી સારી રીતે સમજાવ્યું છે. તેની જુદી જુદી બાજુઓ બતાવી છે, અને તેની તરફદારી કરી છે. અહિંસાના સિદ્ધાન્તનો બધા પ્રસંગોમાં અને સાધારણ માણસોથી પણ અસરકારક ઉપયોગ થઈ શકે છે, એવો લેખકનો દાવો છે આ સંબંધી એમણે એક સરસ વાત કહી છે:

'જે ક્ષણે એવો ભ્રમ પેદા થાય કે હવે અહિંસાનું હથિયાર બૂઠું થયું છે, તે જ વખતે તે વધારેમાં વધારે અસરકારક કામ કરે છે. એટલે કે, જ્યારે ભયંકર રીતે હિંસા કરવાવાળો કોઈ વિરોધી અહિંસકને હરકેરી રહ્યો હોય ત્યારે જ. કારણ કે, જ્યારે અંધારું હોય ત્યારે પ્રકાશ ન કરી શકે તો તે રોશનીની કિંમત શી હોઈ શકે? અને વળી, જ્યારે ઘનઘોર અંધારું હોય ત્યારે જ રોશની વધારેમાં વધારે પ્રકાશ આપે છે ને? અહિંસક સાધુઓના સમાજમાં અહિંસા બહુ કીમતી ચીજ ન થઈ શકે, કારણ કે, ત્યાં આત્મસંયમ અને પ્રેમનો સદ્‌ગુણ વધારવાની જરૂર નથી પડતી. પરંતુ જ્યારે હિંસાની સામે તેનો પ્રયોગ કરવો પડે છે ત્યારે મનુષ્યનું એક વધારેમાં વધારે શક્તિશાળી હથિયાર તે બને છે. અને જો તેનો ઠીક ઠીક ઉપયોગ કરવામાં આવે તો તે અજેય જેવું થાય છે.'

લેખકના બીજા બે ચાર વિચારો નોંધીને હું આ સમાલોચના પૂરી કરું છું:

'સત્યના મહાન આદર્શે ગાંધીને સમજાવ્યું કે, બધી નિરાશાજનક પરિસ્થિતિની વચ્ચે કોઈ સત્ય જીવનની આશા આપવાવાળી વાત હોય તો તે અહિંસા જ છે. . . . જો માનવજાતિએ જીવતા રહેવું હોય તો સત્ય જીવનને માટે બીજો કોઈ રસ્તો જ નથી. . . . કાં તો આપણે આપણા જ દુશ્મન બનીને પોતાની જાતને છેતરવાનું ચાલુ રાખવું અને અંતે આપણી જાતે જ આપણો નાશ કરવો, અથવા તો સત્ય અને અહિંસાનો સંપૂર્ણપણે અને બિનશરતે સ્વીકાર કરવો. . . આજ સુધી આપણે આપણી પૂરેપૂરી શક્તિ લોહી રેડવા અને રેડાવવા માટે જ સંગઠિત કરતા આવ્યા છીએ. હવે પરસ્પર જીવવા અને જિવાડવા સંગઠિત કરીએ. જીવન-વિનાશક શક્તિઓને જીવનદાયી શક્તિમાં આ રીતે—ફક્ત આ જ રીતે—બદલી શકાય તેમ છે. આ જ પ્રકારે આપણે અવ્યવસ્થામાંથી વ્યવસ્થાનું અને આંસુ તથા લોહીથી ખરડાયેલા આપણા ભૂતકાળમાંથી હર્ષથી ભરેલા ભવિષ્યનું નિર્માણ કરી શકીએ.

'ગાંધી સિદ્ધાન્તની શ્રેષ્ઠતા એટલા માટે નથી કે તે એક અપ્રાપ્ય કેવળ આદર્શ છે, પરંતુ એટલા માટે છે કે તે શક્યતાથી ભરેલું એક વસ્તુતઃ સત્ય છે.'

'માણસ પોતાના વિચારોથી નાશ કરે છે, અને પોતાની વિવેકબુદ્ધિથી નિર્માણ કરે છે આજે તેનો વિકાર જગતમાં આગ લગાડી રહ્યો છે. અને તે આગ સમસ્ત સંસારનો નાશ કરવાની ધમકી આપે છે. જેને જેને આપણે હાથ લગાડીએ છીએ તે રાખ થઈ જાય છે. જ્યાં ચાલીએ છીએ ત્યા નીચે જમીનમાં ચીરા પડી જાય છે.' માની લો કે જિંદગી એક લાંબી ઘનઘોર રાત થઈ ગઈ છે. તેમા ક્યારેક ક્યારેક અંધકારને ભેદીને આશાનો પેગામ બતાવવાવાળી એક જ્યોત ઝબકી ઊઠે છે. . . . પરંતુ આપણે એ જ્યોતિ તરફ પ્રયાણ નથી કરતા કારણ કે, તે ક્રોસ અને રેંટિયામાંથી નીકળતી દેખાય છે, અને તેને જોતાંવેંત આપણે ડરી જઈએ છીએ. તે આપણને જોરની નહિ પણ કમજોરીની નિશાની લાગે છે, અને તેટલા માટે આપણે તેના પર ધ્યાન નથી આપી શકતા.'

પરંતુ ધ્યાન રાખવાનું છે કે, 'જ્યાં સુધી જગતમાં શાંતિ નહિ થાય ત્યાં સુધી સુખ નહિ મળે, અને જગતની શાંતિ અહિંસા વિના થઈ નહિ જ શકે. વિજયી ગાંધી અને સ્વતંત્ર હિંદુસ્તાન એ બે ફક્ત રાજકીય ઘટના જ નહિ પરંતુ એક મહાન આધ્યાત્મિક ક્રાંતિ થશે. ગાંધીના જીત અને હારમાં માનવજાતિની હારજીત છે. અને જો તેનો વિજય થયો તો અહિંસા માત્ર દૂરનો આદર્શ જ નથી રહેતો, પરંતુ એક સિદ્ધ વસ્તુ બની જાય છે.'

વિચારપ્રેરક અંગ્રેજી સાહિત્ય વાંચવાની ઇચ્છા રાખવાવાળા માટે આ એક સારું પુસ્તક છે.

કિ૦ ઘ૦ મ૦

# માસિક વિવેચન

## વિકાર કે સંસ્કાર?

આણંદથી શ્રી. નરસિંહભાઈ પટેલ તેમની માસિક પત્રિકા, 'પાટીદાર' (ફાગણ માસનો અંક ૫)માં 'કન્યાઓના ગરબા' પર પોતે લખેલી નોંધ તરફ મારું ધ્યાન ખેંચી જણાવે છે કે, 'આ ચેપ શહેરમાંથી આવ્યો છે અને હવે તે ગામડાંની શાળાઓને પણ લાગ્યો છે.' તે ચેપ તે કયો, તે, એ પ્રસ્તુત નોંધના જ શબ્દોમાં, નીચે ઉતારું છું:

'કેટલીક કન્યાશાળાઓના અને સહશિક્ષણ આપતી મિશ્ર શાળાના સંચાલકો પોતાની વિદ્યાર્થિનીઓ પાસે ગરબા ગવરાવે છે. તેમને પોપાકપૂતળીઓ બનાવી કળાને નામે તેમને વિચિત્ર કલાહીન રીતે અંગમરોડ અને ભાવભંગી સાથે નચાવે છે; અને વળી બાળાઓને કેવી કલાસંપન્ન બનાવીએ છીએ તેનો તમાસો દેખાડવા, બહારના પુરુષવર્ગને આમંત્રણ આપી નોતરે છે. વિદ્યાર્થિનીઓ, બીજું તો કશું નહિ પણ. પોતે પોતાનું કેવું સુંદર પ્રદર્શન કરાવી શકે છે, એ વિષે દૃષ્ટિ રાખતી તે વખતથી જ શીખતી થાય છે; અને જેમ જેમ મોટી થતી જાય છે, તેમ તેમ તેની દૃષ્ટિ એ વિષયમાં તીવ્ર થતી જાય છે. અને જોવા આવતા પુરુષો! એ લોક એ કન્યાઓને પુત્રીની દૃષ્ટિથી જુએ છે એમ જો શાળાના સંચાલકો માનતા હોય, તો તેઓ ભીંત ભૂલે છે. તેમને જો આ વાતની ટકોર કરીએ તો તેઓ કહેશે કે, કન્યાઓની શરમાળ વૃત્તિ આ રીતે જ છોડાવી શકાય છે; તેમને આ રીતે પુરુષથી નિર્ભય બનાવાય છે. પ્રાચીન કાળથી સ્ત્રીઓ નવરાત્રી વગેરે પ્રસંગે પુરુષોની હાજરીમાં ગરબા ગાતી આવી છે પણ તેથી તે નિર્ભય બન્યાનું જાણ્યું છે? પોતાની મશ્કરી કરનાર પુરુષની ખબર કોઈ ગરબાકુશળ કન્યાએ લીધાનું જાણ્યું છે? પુરુષો અને વિદ્યાર્થીઓ સાથે સ્ત્રીઓ અને વિદ્યાર્થિનીઓ નિકટ સંસર્ગમાં આવે તો તેનાં શાં પરિણામ આવે, એ બાબતમાં કન્યાઓનાં માબાપે અને એકંદર આપણી સમસ્ત જાતિએ સાવધાન થવું ઘટે અનિષ્ટ પાણી વહેતાં થાય તે પહેલાં પાળ બાંધવી ઘટે. આથી એમ કોઈ ન માની લે કે હું ગરબાની જ વિરુદ્ધ છું. બાળાઓ આત્માનંદને માટે એકઠી થઈ સ્ત્રીસમાજમાં ભલે ગરબા ગાય, પણ પુરુષોને તમાસો દેખાડી તેમને રીઝવવા માટે તો નહિ જ.'

આજકાલ કળાને નામે નૃત્ય, ગરબા વગેરેનું જે ચાલી રહેલું છે તે ચિંતનીય છે, એમાં શંકા નથી. કેળવણીકારો પણ, નૃત્યની આજે 'ફેશન' થઈ પડી છે તેમાં ફસાય, એ વળી ભયાનક છે. કાંઈ નહિ તો, અમુક ઉંમર બાદ આપણી બાળાઓ સામાન્યપણે આવા તમાસામાં ન પડે, એવો સામાન્ય નિયમ હોવો જોઈએ. શહેરનું આ બાબતનું રેઢિયાળ વાતાવરણ વગર વિવેકે ગામોમાં જાય, એ શિથિલ વિવેકનું ચિહ્ન ગણાય. આપણે સંસ્કારને કેળવીએ છીએ કે વિકારને, એ પ્રશ્ન જરૂર ઊભો થાય છે. શિક્ષકો અને માબાપો આ બાબત વેળાસર સાવધાન થાય એ અનેક રીતે જરૂરી છે.

## બાલસાહિત્ય સામે ફરિયાદ

શ્રી. જીવરામ જોશી બોટાદથી બાલસાહિત્ય વિષે એક લાંબી ફરિયાદ લખી મોકલે છે, તેમાંથી સૌને માટેનો ભાગ વીણીને નીચે ઉતાર્યો છે. આ ફરિયાદ અમુક અંશે સાચી છે, એ તો આ માસિકમાં પ્રસિદ્ધ થયેલાં બાલસાહિત્ય પરનાં થોડાંક વિવેચનો પરથી પણ કહી શકાય. આ બાબતમાં મોટી મુશ્કેલી ધોરણના અભાવની લાગે છે. અને કદાચ દૃષ્ટિ અને સમજના ઊંડાણનો અભાવ પણ કામ કરી રહ્યો હોય. બાળકોને ભણાવવાં એમાં શું?—એમ આપણા પ્રાથમિક શિક્ષકો માને. બાળકો માટે લખવું. એમાં શું?—એમ બાળ-લેખકો માને છે, એવું ન કહેવાઓ, એ સંભાળવું જોઈશે કે શું?

આ રહી તે ફરિયાદ:

' . . . ગુજરાતી ભાષાનાં અન્ય લગભગ બધાં જ સામયિકો જે અવલોકનો પ્રકટ કરે છે તેમાં, પોતાને પુસ્તક મફત મળ્યું તેના આભારમાં પરીક્ષા કરતાં હોય, એવું જ થઈ પડ્યું લાગે છે. તેમાંય 'બાળસાહિત્ય'નું તો જે ધાંધલ ચાલ્યું છે, એ ગુજરાતી સાહિત્ય અને સાહિત્ય વિવેચકોને શરમાવનારું બન્યું છે. બાળસાહિત્યનું ગુજરાતમાં કોઈને જ્ઞાન છે કે નહિ એવો પ્રશ્ન થાય છે. બાળકોને આપણે ભાવિ પ્રજા સમજ્યા છીએ—કહેવા માંડ્યા છીએ બાળકોનું શિક્ષણ એ પાયાની—ઘડતરની કેળવણી છે, એમ પણ કહીએ છીએ. તેમાં વાચન-સાહિત્ય મહત્ત્વનો ભાગ ભજવે છે, એ કેમ ભૂલી શકાય? તે પદ્ધતિસરનું હોવું જોઈએ, શિક્ષણની દૃષ્ટિએ વિવેકવાળું હોવું જોઈએ, ક્રમબદ્ધ હોવું જોઈએ, કક્ષાનો વિચાર કરીને લખાયેલું હોવું જોઈએ, ભાષાની વિશેષ કાળજી લેવાવી જ જોઈએ, વગેરે અને બીજું પણ તેની પાછળ વિચારવાનું હોય છે, એનો કોઈ ખ્યાલ જ કરતું નથી.

મોટા અક્ષરે અને કોઈને રસ ન પડે એવી રીતે લખાય તે બાળસાહિત્ય !

'બાળશિક્ષણ અને બાળસાહિત્યના આટઆટલા બુમબરાડા થયા છતાં, કોઈને બાળસાહિત્ય જેવા મહત્ત્વના વિષય વિષે વિચાર કરવાનું જ નથી સૂઝ્યું. આપણા કહેવાતા વિદ્વાનો અને વિવેચકો તો એને કંઈ ગણતા જ નથી. ગુજરાત સાહિત્ય સભા જેવી પ્રતિષ્ઠિત સંસ્થા ગુજરાતી ભાષાનાં બધાં જ પુસ્તકોનું વર્ષે અવલોકન કરાવે તેમાં બાળસાહિત્યનો કંઈ વિચાર જ નહિ આ કેવી દુર્દશા કહેવાય !

'આ પત્ર લખવાનું તો એક ખાસ કારણ મળ્યું છે અને તે માટે જ લખું છું. અન્યથા બાળસાહિત્ય વિષે તો ઘણું કહેવાનું છે.

'આ સાથે . . . એક બાળકોના માસિકનો અંક મોકલું છું. આ જે અંક મોકલું છું તે 'વિજ્ઞાન અંક' તરીકે પ્રકટ કરેલો છે.

'આ વિજ્ઞાન અંકમાં ગધેડાની કવિતા છે. ગધેડું એ સામાન્ય પ્રાણી છે. દર વખત આપણી નજરે ચડે છે. તેને વિષે નાનું બાળક પણ જાણતું હોય છે તેની કવિતામાં છે :

'પાતળા પગ ચાર છે,
ખરી માંહે ફાટ છે.'

જેની ખરીમાં ફાટ હોય એવો ગધેડો કોઈએ જોયો છે ?

એક કોયલની કવિતા છે. તેમાં (કોયલ આમ કહે) છે :

'રંગ મારો કાળો છે,
આંબે મારો માળો છે;
કાગ મને ઉછેરી છે,
શકરો મારો વેરી છે.'

કોયલ માળો જ નથી બાંધતી એવી વાત એ જ પાના પર છપાઈ છે !

'આ પત્ર તો આપને જ ખાસ લખ્યો છે. એ આ બાળમાસિકની સંપૂર્ણ ચર્ચાનો નથી. તો તો મારે કેટલુંય લખવું પડે. ભાષા, ગોઠવણી, વિષય, દળ, કક્ષા, કઈ ઉમ્મરનાં બાળકો માટે, વગેરે, ઘણી દૃષ્ટિએ એને કસવું પડે. કારણ કે એમાંનું કંઈ જ આ માસિકમાં વિચારાયું નથી.'

### સર જ્યૉર્જ ગ્રિયર્સન

છાપાંમાંથી જાણવા મળે છે કે, મહાન ભાષાશાસ્ત્રી સર જ્યૉર્જ એબ્રહામ ગ્રિયર્સન લગભગ ૯૦ વર્ષની પાકી વયે થોડાક વખત પર હમણાં ગુજરી ગયા. એ એક એવા પુરુષ છે કે જેમનું ઋણ હિંદ હમેશ યાદ કરશે. કેટલાકને ખબર ન હોય કે, હિંદની રાષ્ટ્રીય મહાસભા જેવું સ્થાપવાનો પ્રથમ ખ્યાલ કરનાર હ્યૂમ સાહેબ એક સિવિલિયન હતા. સર જ્યૉર્જ એમનાથી નાના છતાં, એમના જ લગભગ સમકાલીન કહેવાય. તેમની નિમણૂક બિહારપ્રાંતમાં થઈ હતી. તે વેળાએ એ પ્રાંત બંગાળા પ્રાંત સાથે જોડેલો હતો. સર જ્યૉર્જે એક જગાએ લખ્યું છે કે, 'હું હિંદને શી રીતની મદદ કરી શકું ? સમ્રાટની સેવામાં ગયેલા આપણે પશ્ચિમવાસીઓએ પોતપોતાની રીતે આનો ઉત્તમ ઉત્તર આપવા પ્રયત્ન કર્યો છે.' સર જ્યૉર્જે એ પ્રશ્નનો ઉત્તર હિંદની ભાષાઓનું સેવાક્ષેત્ર પસંદ કરવા દ્વારા આપ્યો છે. તેનું કદાચ પહેલું કામ, એમણે ઈ. સ. ૧૮૮૫માં 'બિહારનું ખેડૂતજીવન' એ નામથી ગ્રંથ બહાર પાડ્યો, તે છે. એ મુખ્યત્વે ભાષાગ્રંથ છે. બિહારના તિરહૂત વિભાગના ખેડૂતોની તળપદી ભાષાના શબ્દો તેમના પ્રત્યક્ષ જીવનમાંથી વીણીને એ ગ્રંથમાં એકઠા કર્યા છે.

આ પ્રકારનો એમનો શોખ અને શક્તિ જોઈને જ કદાચ, હિંદી સરકારે જ્યારે ૧૮૯૪માં હિન્દની ભાષાઓની તપાસ કરવાનું ઠરાવ્યું, ત્યારે તે કીમતી ને જવાબદાર કામ સર જ્યૉર્જને સોંપ્યું. એ કામ કેવું પ્રચંડ છે એ થોડાક પરથી પણ જણાશે. તે કામને અંગે સર જ્યૉર્જે લગભગ ૧૮૦ વ્યવસ્થિત ભાષાઓ અને ૪૮૦ જેટલી બોલીઓની તપાસ કરી. આ તપાસમાં તેમણે બ્રહ્મદેશ અને દ્રાવિડી ભાષાપ્રદેશ છોડી દીધો હતો. આટલી ભાષાઓ જોવી, જાણવી, અને તેની વિદ્વત્તાભરી સમાલોચના કરવી, એ નાનુંસૂનું કામ નથી.

આ કામનું મૂર્તરૂપ તે એમની આ તપાસના હેવાલના ૧૦ દળદાર મોટા ગ્રંથો. ખંત, મહેનત, અને પાંડિત્યપૂર્ણ ઝીણવટની સાથે શાસ્ત્રીય શુદ્ધતા વગર આવાં કામો નથી થઈ શકતાં. અને એક બે પાંચ વર્ષ સુધી એવું કામ કરનારો કદાચ મળી આવે. સર જ્યૉર્જે આ કામને પોતાનાં પૂરાં ૩૦ વર્ષ આપ્યાં છે! 'હિંદની ભાષાઓની તપાસ'નો પહેલો ગ્રંથ લગભગ ૧૯૦૩ના અરસામાં પ્રગટ થયો, ત્યાર બાદ થોડાં વર્ષોમાં તેના ૧૦ ગ્રંથો બહાર પડ્યા. અને એ બધાના તારણરૂપ ઉપોદ્ઘાત-ગ્રંથ ૧૯૨૪માં પૂરો થયો ને ૧૯૨૭માં બહાર પડ્યો. તેની પ્રસ્તાવનામાં ગ્રિયર્સન લખે છે, 'ત્રીસ વર્ષ ઉપર કલમ હાથમાં લીધી તે આ પ્રસ્તાવના પૂરી થયે નીચે

મૂકું છું, ત્યારે આવડા વિસ્તારવાળું કામ હું પૂરું કરી શક્યો એ બદલ એક પ્રકારની કૃતકૃત્યતાની લાગણી અનુભવું છું. આ તપાસની ખામીઓ મારાથી કોઈ વધારે નથી જાણતું, એ હું કોઈ ખાલી વિવેકને સારુ નથી કહેતો. તેમ જ આ ગ્રંથોએ હિંદને માટે જે કામ કર્યું છે, તેવું કામ દુનિયાના બીજા એકે દેશમાં નથી થયું, એવો હું દાવો કરું, તો તેમાં હું મિથ્યાભિમાનનો ગુનો કરું છું એમ પણ નથી.' સાચે જ, આ એક મહાભારત કામ હતું અને તે કરીને ગ્રિયર્સને દેશના અનેક લોકોને આભારી કર્યા છે. તેમની તપાસમાં આપણી ભાષા પણ આવી જાય છે, અને એ ભાગ ગુજરાતીમાં મોડો મોડો પણ હવે ઉતારવામાં આવ્યો છે એ હર્ષની વાત છે.

દુઃખની વાત એટલી જ છે કે, ઈ.સ. ૧૯૦૫ બાદનાં વર્ષોમાં સિવિલિયનોએ ગ્રિયર્સન જેવાઓનો પંથ છોડચો છે. છતાં એમના જેવા એક પણ, એ આજે બહુ ટીકાપાત્ર ને વગોવાતા વર્ગમાં પણ થઈ ગયા છે, તે પૂરતી પણ એ ટીકા ને વગોવણીની ધાર જરૂર ઓછી થાય છે.

## સાવધાની

આંતરપ્રાંતીય સંબંધો વધતા જવાને કારણે તથા રાષ્ટ્રભાષાનો પ્રચાર થતો જવાથી, અમુક ફાયદાઓ સાથે અમુક ગોટાળા થવા પણ સંભવ છે, તે એક સાદી વાત ઉપરથી જોયું. આપણાં રોજિંદાં છાપાંમાં 'ઔરત', 'ફૌજ' લખાતું જોયું, એ આવો એક ગોટાળો જ ગણાય. હિંદીમાં આપણો ઓ ઉચ્ચાર નથી; 'વૉર' (war)ને ત્યાં 'વાર' પેઠે ઉચ્ચારવામાં આવે છે; અને કાનો ને બે માત્રાવાળા શબ્દો કાંઈક આપણા ઓ જેવા બોલાય છે. તેથી આપણે 'ઔરત, ફૌજ' નહિ, પણ 'ઓરત, ફોજ' જ લખવું જોઈએ. આપણે 'કાનો બે માત્રા'નો ઉચ્ચાર જુદો કરીએ છીએ, જેમ કે સૌ. હિંદીમાં એનો 'ઑ' જેવો ઉચ્ચાર થાય. રોજિંદાં છાપાં આજે ગામેગામ જાય છે ને ખૂબ વંચાય છે. તેમને માથે એ જુમ્મેદારી રહે છે કે, તેઓ લોકોની ભાષા અને સંસ્કારોમાં સંકર ન કરી દે, કારણ કે પરપ્રાંતો સાથે વધુ ને વધુ સંસર્ગો થતા જશે, તેમ તેમ આ જાતના સંકરની બીક વધશે.

## કેટલાક પારિભાષિક શબ્દો

વીજળી બે પ્રકારની હોય છે. તે બે પ્રકારને positive અને negative શબ્દો વાપરીને અંગ્રેજીમાં બતાવવામાં આવે છે. આને માટે આપણે કઈ પરિભાષા રાખવી ? સાવ તરજુમિયા પ્રયોગો તે 'ધન' અને 'ઋણ' થાય. પરંતુ એ ગણિતીય ખ્યાલ આપે છે; અંગ્રેજી પરિભાષામાં પણ એ દોષ તો છે જ. એ દોષ આપણે દૂર કરવો સારો; તે ચાલુ રાખવાની જરૂર નથી.

વીજળીના આ બે પ્રકારોનો પરસ્પર સંબંધ જોઈએ તો તે ઋણ કે ધનનો નહિ, પણ નર માદા કે પુરુષ સ્ત્રી જેવો છે. બારણાંનાં બરડવાંને આપણે નરમાદા કહીએ છીએ. ફૂલમાં સ્ત્રીકેસર પુંકેસર હોય છે. તે પ્રમાણે વીજળીના આ બે પ્રકારોને સૂચવવા સચોટ પ્રયોગ પુંવીજ positive electricity, સ્ત્રીવીજ negative electricity છે.

આમ 'પું' 'સ્ત્રી' વાપરવાથી ટૂંકાણની સાથે સચોટ સૂચકતા મળે છે એટલું જ નહિ, electron, proton; kathode, anode; anion, kation; વગેરે જોડકાંમાં બારે સવડ થઈ જાય છે.

વીજાણુ — પુંવીજાણુ proton, સ્ત્રીવીજાણુ electron; node — ધ્રુવ; પુંધ્રુવ anode, સ્ત્રીધ્રુવ kathode; ion — આયન, પુંઆયન kation, સ્ત્રીઆયન anion; આ પ્રમાણે બે ટૂંકા શબ્દોના સમાસથી વીજળીના બે પ્રકાર સૂચક અનેક જોડકાંને માટે સરળ અને સચોટ શબ્દો મળી રહે છે.

અંગ્રેજીમાં — ible, — able પ્રત્યયથી શકયતાવાચક વિશેષણો યોજાય છે. દા. ત., compressible, expansible આપણે ત્યાં તેવા પ્રયોગોમાં 'શીલ' પ્રયોગ કરીને બહુવ્રીહિ સમાસ કેટલાક કરે છે. શ્રી. કિશોરલાલભાઈ તેમના 'પરિભાષા રચના' લેખમાં શકયતાસૂચક — 'શક' પદ યોજી તે લગાડવાની યુક્તિ સૂચવે છે. આ સ્થળે '— અનીય' સંસ્કૃત પ્રત્યય આપણે લગાડીએ તો બરોબર ફાવે એમ લાગે છે ને નવું યોજવા જરૂર નથી. દા. ત. ઉપરના શબ્દો માટે 'દર્શનીય, ફુલનીય,' શબ્દો ચાલે. 'તા' લગાડીને સહેજે શોભે એવાં નામ પણ બનાવી લેવાય — બદનીયતા, ફુલનીયતા.

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૨–અંક ૮] [મે, ૧૯૪૨

## સિંધુ પછી ગંગા

ફેબ્રુઆરીની ૧૫મી તથા ૧૬મીએ છેક પશ્ચિમે રોહરી સક્કર વચ્ચેના સિંધુના વિશાળ પટ ઉપર જળવિહાર કર્યા પછી, અને ૨૮મીએ એ જ સિંધુનાં કોટરી પાસેનાં છેલ્લાં દર્શન કર્યા પછી, ૧૨-૧૫ દિવસની અંદર જ પૂર્વે પાટલીપુત્ર પાસેનો ગંગાનો પાવન પ્રવાહ જોવાને મળ્યો એ કેટલું સદ્ભાગ્ય! આર્યોની વૈદિક માતા સિંધુ અને એ જ ભારતીયોની સનાતન માતા ગંગાનાં દર્શન આમ ઉપરાઉપરી થાય એ સદ્ભાગ્ય કયો નદીપુત્ર વધાવી ન લે? ગંગાને જેમ એના પાણીનો ઉપયોગ કરનાર ભગીરથ મળ્યો, તેમ સિંધુને પણ મળ્યો હોત, તો રાજસ્થાન અને સિંધનો ઇતિહાસ ખીજી જ રીતે લખાયો હોત. સિંધુ જે વગર કલે અનેક દિશાએ વહે છે અને પોતાનું પાત્ર ફેરવતાં સંકોચ કરતી નથી, તો ભગીરથ અને જહ્નુ જેવા ઉપાસક ઇજનેરો એને મળ્યા હોત, તો એણે સિંધુ અને સૌવીર દેશ માટે શું શું ન કર્યું હોત? આજે એ સિંધુ રોહરી અને સક્કર વચ્ચે પોતાનાં પાણી એકત્ર કરી, નહેરોના સાત પ્રવાહમાં પોતાનું સ્તન્ય સિંધુદેશને પાવા નથી લાગી શું?

સિંધુ નદી પંજાબમાંનાં સાત પ્રવાહનાં પાણી એકત્ર કરી કાશ્મીર મિટાનકોટ સુધી યુક્તવેણી હોય છે, એ જ સિંધુ સક્કર-રોહરી પછી પહેલવહેલી મુક્તવેણી થાય છે અને કોટરી પછી તો કેટીબંદર સુધી તો કોણ જાણે સિંધુ નદી કેટલા મુખથી સમુદ્રને મળે છે!*

ગંગા નદી ગોવાલંદો સુધી યુક્તવેણી છે. ગોવાલંદોમાં ગંગા અને બ્રહ્મપુત્રા એક થયા પછી અમર્યાદ પ્રવાહનું એવું તો અરાજક જામે છે કે, યુક્ત અને યુક્ત વેણીનો ભેદ પણ પરખાતો નથી. કલકત્તા પછી સુંદરવનનો પંખો જોવાને મળે છે એ ખરું. પણ ગંગાનો વિસ્તાર આટલો જ છે એમ કહી શકાતું નથી.

અમે ગાંધી સેવા સંઘની છેલ્લી બેઠક માટે માલિકાંદા ગયા હતા, ત્યારે અસમ પ્રાંતમાંથી શિલોંગને રસ્તે સુરમાની ખીણમાં થઈને પાછા ફર્યા હતા. જતાં અને આવતાં ભગવતી ગંગાનાં વિવિધ દર્શન કર્યાં જ હતાં. પણ સમ્રાટ અશોકના પાટલીપુત્ર આગળ — હાલના પટના આગળ, ગંગાની શોભા કંઈક ઓર જ છે. પટના પાસે ગંગા મેં ભિન્ન ભિન્ન વખતે, કાંઈ નહિ તો ત્રણ ચાર વાર ઓળંગી હશે. છતાંયે અહીં ગંગાના દર્શનનું નાવિન્ય ઓછું થતું જ નથી. મને લાગે છે કે, મુજફ્ફરપુરથી નેપાળની યાત્રા આટોપી હું કલકત્તા ગયો હતો તે વખતે હું પહેલવહેલો પટના આવ્યો હતો. ફાલ્ગુન મહિનાના દિવસો હતા. જ્યાં જાઓ ત્યાં હવા આંબાના મોરથી મઘમઘતી હતી. અને અજાણ્યો હું પટનાના નાના મોટા રસ્તા ઉપર પાગલની પેઠે મારા અંતઃકરણમાં વસંતોત્સવ માણતો હતો. એ પહેલવહેલી છાપ જે મન પર પડી છે તે હજી કાયમ છે. અને છતાં ત્યાર પછી જ્યારે જ્યારે પટના ગયો છું ત્યારે કાંઈ ને કાંઈ નવીનતા મને મળી જ છે.

* અનેક પ્રવાહ આવીને એક નદીમાં ભળી જાય ત્યારે એ આખા પ્રદેશને અંગ્રેજીમાં region of tributories કહે છે. અને એક નદીમાંથી અનેક પ્રવાહો નીકળીને જ્યારે ચારે કોર ફેલાય છે ત્યારે એને region of distributories કહે છે. આપણે ત્યાં એ જ ભાવ વ્યક્ત કરવા માટે 'યુક્તવેણી' અને 'મુક્તવેણી' એ શબ્દો યોજાયેલા છે.

જ્યારે નદી સમુદ્રને મળવા માટે બે અથવા અનેક મુખોમાં વિભક્ત થાય છે ત્યારે એ ત્રિકોણી પ્રદેશને એ જ આકારના ગ્રીક અક્ષર ઉપરથી delta કહે છે. આપણે ડેલ્ટાના પ્રદેશને નદીનો પંખો કહેવું જોઈએ.

શ્રી. રાજેન્દ્રબાબુ જ્યાં રહે છે અને જ્યાં બિહાર વિદ્યાપીઠ ચાલે છે, તે સદાકત આશ્રમ ગંગાને કિનારે જ છે. આશ્રમ આગળનો રસ્તો ઓળંગો અને ત્રણ ફૂટનો બાંધ ચઢો, એટલે ગંગાનો વિસ્તીર્ણ જલરાશિ પશ્ચિમથી આવીને પૂર્વ તરફ વહેતો તમારી નજરે પડવાનો જ. સામો કાંઠો ક્યાં છે એ જોવા જઈએ તો જમીનની એક ઝીણી લીટી ઉપરાંત સામે કશું દેખાતું જ નથી. ચકિત થઈને સાથેના કોઈ માણસને તમે કહો, 'ગંગાનો પટ કેટલો પહોળો છે!' તો તરત જ તે હસીને કહેશે કે, 'એ સામે દેખાય છે એ તો એક બેટ જ છે,' એના પછી પણ ગંગા છે જ. સામો કાંઠો અહીંથી દેખાતો નથી.'

સામે જે ઝીણી લીટી દેખાય છે તે એક પહોળો બેટ છે એ સાંભળ્યા છતાં, કેમે કરીને માન્યામાં નથી આવતું કે, પાણીના આટલા વિસ્તાર પછી એ લીટીની પેલી પાર બીજો વિસ્તાર હોઈ શકે છે. શંકા એક વાર મનમાં આવી કે એ કુતુહલનું રૂપ ધારણ કરવાની જ. કુતુહલ પાકીને એમાંથી સંકલ્પ જાગવાનો. અને સંકલ્પ જેવી અસ્વસ્થ કરી મૂકનારી બીજી કઈ વસ્તુ છે?

સદાકત આશ્રમમાં હતા ત્યાં સુધી રોજ ગંગાને કિનારે ફરવાનું અમારું કામ. કેમ કે ગંગાની સંસ્કૃતિ-પુનિત મોહિની ન હોત તોયે પુરાણપુરુષ જેવાં વૃક્ષોની હાર અમને ખેંચ્યા વગર ન રહેત. સહ્યાદ્રિનાં અને હિમાલયનાં ઉત્તુંગ વૃક્ષો જેણે જોયાં છે, તેને લલચાવવો એ મામૂલી વૃક્ષોની શક્તિ નથી. પણ ગંગાને કાંઠે, પટનાની આસપાસ, યોજનો સુધી જઈએ — બધે ઊંચાં ઊંચાં વૃક્ષો પોતાની પુષ્ટ શાખાઓ ચારે બાજુ ઉપર અને નીચે દૂર દૂર સુધી ફેલાવવાનાં જ. પટના અશોકના સામ્રાજ્યની રાજધાની એક વખતે હતી ખરી, પણ આજે એ જ પટના વૃક્ષોનું એક વિશાળ સામ્રાજ્ય પોષે છે.

બહુ દૂર નહિ અને બહુ પાસે નહિ એવે અંતરે ઊભા રહીને આ મોટાં વૃક્ષોનાં અંગપ્રત્યંગોની શોભા નિહાળીએ તો એમનો સ્વભાવ, એમની ચિત્તવૃત્તિ અને એમની ખાનદાનીનો ખ્યાલ આવ્યા વગર રહે નહિ. બધાં જ વૃક્ષો તપસ્વી નથી હોતાં. કેટલાંક મૌની ધ્યાની જેવાં દેખાય, કેટલાંક રમતિયાળ હોય છે. કેટલાંક વિયોગી વિરહી જેવાં દેખાય, જ્યારે કેટલાંક અત્યુત્કટ પ્રેમી હોય છે. પણ દરેક સ્થિતિમાં તેઓ પોતાનું આર્યત્વ છોડતાં નથી. કેટલાંકની શાખાઓ એવી તો ઊંચે ફેલાયેલી હોય છે કે જાણે આભને તૂટી પડતાં અટકાવવાનું કામ એમનું જ!

ચાર ડોસાઓ નિરાંતે ગંભીર વાતો કરતા હોય અને કાલી કાલી વાતો કરતાં છોકરાંઓ એમના ખોળામાં કૂદાકૂદ કરતાં હોય, એવું દૃશ્ય તમે જોયું છે! ડોસાઓ બાળકોને ધમકાવતા નથી. કોમળતાથી એમને પંપાળે છે. છતાં એમની ગંભીર વાતોમાં ખંડ પડતો નથી. ગંગાકિનારે સનાતન મંત્રણા ચલાવનાર આ ઝાડો વચ્ચે જ્યારે નાનાં મોટાં પક્ષીઓ પોતાની મીઠી લવરી ચલાવે છે, ત્યારે બરાબર એ જ વૃદ્ધ-અર્ભક-દૃશ્ય નવી ઢબે ભજવાય છે.

ફાલ્ગુન પૂર્ણિમાની આસપાસના દિવસો. સાંજે ફરવા નીકળ્યા હોઈએ, એટલે ચાંદામામા ઝાડો વચ્ચે દર્શન દેવાના જ. અહીં અમે એક નવા આનંદની શોધ કરી. હીરો જેમ અલગ અલગ ઢબની વીંટીમાં બેસાડ્યો હોય એટલે નવી નવી શોભા બતાવે છે, તે જ રીતે ચંદ્ર જુદાં જુદાં ઝાડની વચ્ચે જોવાથી નવી નવી છબી ધારણ કરે છે. એક વાર શીંગડા જેવી બે ડાળો વચ્ચે એને ઊભો કરીને જોયો. બીજી વાર ગોલ-કીપર (goal-keeper) જેવા એક ઊંચા ઝાડને એ જ ચંદ્રને પવનદડાની પેઠે ઉછાળતાં જોયો. દીઘાઘાટના બંદર પાસે એક ઠેકાણે તો બે ઝાડો વચ્ચે ચંદ્ર એવો તો ગોઠવાયો હતો કે, 'તારો નહિ પણ એ ચંદ્ર મારો છે' એમ કહી ઝાડો માંહોમાંહે લડતાં હોય, એવો જ ભાસ થતો. અને અંતે એ બેનો ઝઘડો પતાવવા ચંદ્રે હાવકું મોઢું રાખીને કહ્યું, 'હું તો તમ બેમાંથી એકેનો નથી.' કહીને ચંદ્ર થોભ્યો નહિ, એ તો ઊંચે જ ચાલ્યો. ચંદ્રની આ તટસ્થતાની કદર કરી અમે સહેજ આગળ ચાલ્યા ત્યાં તો પોતાનું ન્યાયાધીશપણું ભૂલી જઈ એ એક ઝાડને જઈને વળગ્યો જ! અને બાથમાં સપડાયાને કારણે હસવા લાગ્યો.

આવી ચાંદનીના દિવસોમાં થોડોક સમય 'સામેના વિજન બેટમાં ગાળ્યો હોય તો કેવું' એવો સંકલ્પ મનમાં ઊઠ્યો. હોળી અને ધુળેટીના દિવસો જવા દેવા પડ્યા; કેમ કે લોકો હોળી પીને મસ્તાન હતા, અને એમણે કિનારાના કાદવનું અને ઝાડો પરના

રંગનું એ દિવસ અનુકરણ કરવાનું નક્કી કર્યું હતું. એમાંથી તેઓ નવરા પડ્યા એટલે અમે એક હોડીની વ્યવસ્થા કરી ઊપડ્યા.

ચંદ્ર ઊગવા માંડે એટલું મોડું કર્યા વગર મજા શી રીતે આવે? પણ ચંદ્રને ઉતાવળ જ ન હતી. ઊગ્યો તોયે ચળકે નહિ. કશીં જાણ થયા વગર કોઈ નવો ધર્મ સ્થપાય તેમ ચંદ્રમા ઊગ્યો. એટલો મંદ કે સ્વાતિ પણ એની દયા ખાતી હતી. જ્યાં ચંદ્ર જ આટલો મંદ, ત્યાં વફાદાર ચિત્રા અદૃશ્ય જ રહે એમાં આશ્ચર્ય શું? શનિ અને ગુરુ મંત્ર બોલતા બોલતા પશ્ચિમે આથમતા હતા. ઝૂંપડીનો સ્વામી અગસ્તિ દક્ષિણ ઉપર આરોહણ કરતો હતો. અમારી હોડી ચાલી. પાણીમાં ચંદ્રનો એક લાંબો સ્તંભ દેખાવા લાગ્યો. પ્રથમ સ્થિર પણ પછી તરલ. જેમ જેમ અમે આગળ વધવા લાગ્યા તેમ તેમ પાણીનો પૃષ્ઠ ભાગ વધુ ને વધુ ચંચલ થવા લાગ્યો, અને નવી નવી ભાત બતાવવા લાગ્યો.

મને વિચાર આવ્યો કે, 'પાણીનો જથ્થો અને વેગ બદલાય તેમ આ ભાત બદલાય છે. હવે આ ભાતનું અધ્યયન કરી અને દરેક ભાતને અલગ અલગ નામ આપી, એવી ગોઠવણ કેમ ન કરવામાં આવે કે, નદીનો વેગ બતાવવા માટે એ + એ + ભાતનું જ નામ આપી દેવાય? જો ઊંચ નીચ ધ્વનિને આપણે સા,રે,ગ,મ,પ,ધ,ની જેવાં નામ આપી શકીએ; અત્યંત ઉગ્ર તાપને (white heat) સૂર્યકાન્તિ ઉષ્ણતા તરીકે ઓળખીએ; તો નદીના વેગને ગોમૂત્રિકાવેગ, વલયવેગ, આવર્તવેગ, વિવર્તવેગ, ઇત્યાદિ નામો કેમ ન અપાય?'

આ કલ્પના સાથે હું પણ વિચારવમળમાં પડ્યો, અને ચિત્રા ક્યારે છતી થઈ એની ખબર ન પડી. અમે મઝધાર પહોંચ્યા અને મને પ્રાર્થના સૂઝી. એવે ઠેકાણે આંખો મીચીને અંધારી પ્રાર્થના કરાય? જ્યારે અમારો પ્રાર્થનાસ્વામી અમારી સામે વિવિધ રૂપે પ્રત્યક્ષ વિરાજમાન છે, ત્યારે આંખો મીચીને અમે ગુહાપ્રવેશ શા માટે કરીએ? 'रसो वै सः' કહીને જેને ઓળખીએ છીએ, તેને રસાળ ભૂમિ, પવિત્ર જળ, સૌમ્ય તેજ, આહ્લાદકારી પવન અને પિતૃવાત્સલ્યથી નિહાળતો આકાશનો વિસ્તાર,- એવા વિવિધ રૂપે જોતા હોઈએ અને 'विषया विनिवर्तंते निराहारस्य देहिनः रसवर्जं; रसोप्यस्य परं दृष्ट्वा निवर्तते.' એ પ્રાર્થનાનો શ્લોક ગાતા હોઈએ, ત્યારે આખું જીવન-તત્ત્વજ્ઞાન નવેસર વિચારાય છે. ઊંડો વિચાર લાંબો હોય જ છે એમ નથી. રસનું નિવર્તન ક્યારે થાય છે અને પરિવર્તન શી રીતે થાય છે, એની આખી મીમાંસા ત્રણચાર ક્ષણની અંદર મનમાં ગોઠવાઈ, અને જોતજોતામાં પ્રાર્થનામાં તાજગી આવી. 'રઘુપતિ રાઘવ રાજા રામ'ની ધૂન શરૂ થઈ અને અટકચાળું મન જીવનરસની મીમાંસા છોડી તરત પૂછવા લાગ્યું કે, શ્રીરામચંદ્રે ગૂહકજીની મદદથી ગંગા ક્યાં પાર કરી હશે? ગૂહકની હોડી અમારી હોડી જેટલી પહોળી હશે કે કોઈ ઝાડના થડમાંથી કોતરી કાઢેલી નાનકડી દોણી જેવી હશે?

જોતજોતામાં અમે પેલા બેટ ઉપર પહોંચી ગયા. અને સલિલવિહાર છોડી અમે સિકતાવિહાર શરૂ કર્યો. ચળકતી રેતી ચળકતા પાણી કરતાં ઓછી આનંદદાયક ન હતી. બેટને કાંઠે થોડુંક નરમ ઘાસ ઊગ્યું હતું. એક ક્ષણનો વિચાર કરી અમે મનની ખાતરી કરી લીધી કે અહીં સરપ, વીંછી, કાંટા કશું જ હોઈ ન શકે: અહીં તો અક્ષુણ્ણ રેતી જ પથરાયેલી છે. જો કોઈ નિશાની હોય તો તે અસ્થિરમતિ પવનની લહેરોની જ. ગંગાનાં મોજાંને કારણે જે ભાત રેતીમાં પડી હોય તે ભૂસી નાખવાની ક્રીડા મોજીલો પવન કેમ કરે છે, તેનો આલેખ અહીં જોવાને મળતો હતો. નિશાળિયા છોકરાઓ થાકીને ઊંઘી ગયા હોય અને એમની નોટો અને સ્લેટો ચોપડીઓ સાથે આમતેમ પડી હોય, તેમ આ રેતી પરની ભાત દેખાતી હતી. કોક ઠેકાણે લહેરી પવનનું લખાણ દેખાઈ આવતું, તો કોક ઠેકાણે ગંગાની લહેરોની સ્વરલિપિ રેતીમાં અંકાઈ હતી. એમાંથી પોતાનાં પગલાં પાડતાં જીવ ચાલતો ન હતો, પણ રેતીના બટકણા પોપડા જ્યારે પગ તળે ભાંગી જતા ત્યારે પાપડ ખાવા જેટલો આનંદ આવતો. પગનો આનંદ આખા શરીરે ઓળખ્યો અને એને થયું કે, ખરું જોતાં સાંબેલાની પેઠે ઊભા ઊભા ચાલવું એમાં પૂરી મજા નથી. All rights reserved નો દાવો કરનાર કોઈ ગધેડું અહીં હતું નહિ, એટલે અમે નિ:શંકપણે

રેતીમાં આળોટવાનો મનસૂબો કર્યો. પણ દુર્ભાગ્યે અમારી મંડળી એમાં એકમત થઈ ન શકી. કોઈને પ્રતિષ્ઠા આડે આવી, તો કોકનું કૈંકર્ય એમને નડ્યું. અમારા ખલાસીઓ તો અમને ત્યાં જ છોડીને એટને બીજે છેડે કોકને મળવા ગયા. શરાબના પીઠાના નોકરો પીધેલા લોકોને જે નજરે જુએ છે, એ નજરે જ તેમણે અમારા તરફ જોયું હશે.

ગયા કોંગ્રેસ પછી અમે ચંપારણ તરફ ગયા હતા, ત્યારે આ જ ઠેકાણે અમે ગંગા ઓળંગી હતી અને આશ્રમના બે વિદ્યાર્થીઓએ એક મીઠું ભજન લલકાર્યું હતું: 'મંગલ કરહુ દયા ડડડ કરી દેવી.' એ બધું આ સ્થાને આવતાંવેંત યાદ આવ્યું અને હું ભીમસેનનું અનુકરણ કરી મુક્તકંઠે ગાવા લાગ્યો, સાથેના બધાઓએ ઉદારતાથી એ સહન કર્યું એટલે હું તો ચગ્યો અને મથુરાબાબુને કહેવા લાગ્યો કે, 'છપરાથી મુંગેર સુધી મારે હોડીમાં પ્રવાસ કરવો છે. કેટલો વખત લાગશે?' આવી મુસાફરી નસીબમાં છે કે નહિ, કોણ જાણે! પણ મેં તો કલ્પનામાં એ પૂરી કરી પણ લીધી.

આકાશમાં બ્રહ્મહૃદય આથમવાની તૈયારી કરતું હતું. મહાશ્વાન પોતાની મૃગયા ચલાવતું હતું. અગસ્તિની ઝૂંપડી હવે ઠેકાણે આવી હતી. અને કૃત્તિકા તટસ્થપણે સ્મિત કરતા હતા. પુનર્વસુની હોડીએ પોતાનું અગ્ર જરા ઊંચું કરી દક્ષિણની યાત્રા આરંભી અને અમને સ્મરણ કરાવ્યું કે, અમે આ બેટના નિવાસી નથી; અહીંથી પાછા વળવાનું છે, અને પરીઓની સૃષ્ટિ છોડી માનવી સૃષ્ટિમાં પહોંચવાનું છે. અમે તરત કિનારા સુધી પહોંચ્યા અને પુનર્વસુની પેઠે અમારી હોડી અમે દક્ષિણ તરફ હંકારી.

'ફરી અહીં ક્યારે આવીશું' એવો વિષાદ મનમાં ન ઊઠ્યો. ગંગોત્રીથી માંડીને હીરાબંદર સુધી ગંગાનું અનેક વાર દર્શન કરીને પાવન થયો છું અને મૈયાની કૃપાથી હજીયે અનેક વાર દર્શન થશે, પણ હવે એ પૂર્ણાનંદમાં વધઘટ થવાનો સંભવ નથી. તેથી જ પાછા વળતાં મોઢામાંથી શાંતિપાઠ નીકળ્યો: 'ॐ पूर्णमदः, पूर्णमिदं पूर्णात् पूर्णमुदच्यते; पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते।'

काका कालेलकर

## अर्थशास्त्र के जीवनशास्त्र?

માણસો બે જાતના હોય છે: એક અર્થશાસ્ત્રે નિર્માણ કરેલા અને બીજા જીવનશાસ્ત્રે. ઓછામાં ઓછો શ્રમ કરવો અને વધારેમાં વધારે ફાયદો ઉઠાવવો—આ અર્થશાસ્ત્રે ઉત્પન્ન કરેલા માણસની સ્મૃતિ છે. આવા મનુષ્યો આજકાલ ખૂબ પેદા થયા છે. અર્થશાસ્ત્ર પર જેની શ્રદ્ધા છે એવો માણસ કહે છે, 'યંત્ર આગળ રેંટિયો નહિ ટકે.' આવા માણસને પૂછવું જોઈએ, 'ઘરમાં રાંધતાં વધારે વખત જાય છે, તેથી વીશીમાં ખાવા જાઓ છો ખરા? એટલો વખત બચાવીને તમે વધારે કમાઈ ન શકો? ઘરમાં દીકરા, દીકરી, સ્ત્રી વગેરે સાથે વાત કરવામાં વખત ગાળો છો એટલો કમાવામાં ગાળો, તો વધારે પૈસા પેદા ન કરો?' માણસ એ કબૂલ કરશે ખરો? આપણે અર્થશાસ્ત્ર નથી જોઈતું, જીવનશાસ્ત્ર જોઈએ છે; money-values નથી જોઈતી, life-values જોઈએ છે. બ્રાહ્મણને કોઈ પૂછે. 'તમને ૪,૦૦૦ રૂપિયા આપું, તમે બ્રાહ્મણત્વ છોડો?' બ્રાહ્મણ કબૂલ થશે? અર્થશાસ્ત્રી તો કહેશે, 'હા, કારણ પૈસા આગળ કશું જ નહિ ટકે.' યંત્ર આગળ રેંટિયો નહિ ટકે? હા, યંત્ર આગળ સમાજ, પ્રેમ, માણસાઈ, ભ્રાતૃભાવ કશું નહિ ટકે. એક માત્ર મરણ જ ટકશે. યુરોપમાં લોકો આ વાત સમજવા લાગ્યા છે. એમનામાં કેટલાકોએ પોતાની ભૂલ જોઈ છે; બીજા જોશે અને પાછા ફરશે. આપણું રાષ્ટ્ર ધર્મપરાયણ છે, આપણે ત્યાં દયાધર્મ છે. અન્તે ધર્મશાસ્ત્રનો અર્થશાસ્ત્ર પર વિજય થવાનો જ એવી શ્રદ્ધા આપણે કેળવવી જોઈએ

काका कालेलकर

# લોકશિક્ષણમાળા

પ્રૌઢશિક્ષણનું મોજું ખૂબ ઉછાળે ચડશે એવી આશા થોડો વખત બંધાઈ હતી, પણ હાલ તુરત તો તે ઊઠી ગયેલી ભાસે છે. ભણેલાઓએ આ બાબતમાં જેટલાં સેવાભાવના અને ઉત્સાહ બતાવવાં જોઈએ તેટલાં બતાવ્યાં નથી. વિદ્યાર્થી આલમને, આ કામમાં બેદરકાર રહેવાથી પોતે અમૂલ્ય શિક્ષણની તક ગુમાવી રહ્યા છે, એનું ભાન થયું નથી. શાળાઓના સંચાલકોને પણ હજુ સમજાયું નથી કે, માબાપને તેઓ ભણાવશે તો માબાપની અંદર પોતાનાં બાળકોને અભણ ન રહેવા દેવાનો આગ્રહ પેદા થશે, અને તેઓ શાળાઓને વિદ્યાર્થીઓથી ભરી મૂકશે. કારખાનાંઓને હજુ ભણેલા મજૂરોનો ભય લાગે છે, સરકારને પણ ભણવામાંથી રાજદ્વારી જાગૃતિ થઈ જવાની ભડક છે. રાષ્ટ્રીય મહાસભા જેવી મહાન સંસ્થાઓમાં હજુ આ કામ માત્ર અક્ષરો શીખવવાનું અને તેથી પ્રમાણમાં ઓછા મહત્ત્વનું મનાતું જણાય છે. આ રીતે પ્રૌઢશિક્ષણને રંગે ચડાવી શકે તે સઘળાં તત્ત્વો શંકા, ભય અને સુસ્તીમાં પડેલાં છે.

પણ એક દિવસ એવો આવશે કે જ્યારે નિરક્ષર લોકોમાં ભણવાની, નવું નવું શીખવાની ભૂખ પેદા થશે. જ્યારે દેશના રાજકારણમાં લોકો જોશે કે, તેમનો નાનકડો મત તેમની પોતાની સ્થિતિ સુધારવામાં કેવો મોટો ફાળો આપી રહ્યો છે; જ્યારે લોકો જોશે કે, તેઓની સ્થિતિ સુધારનારા અનેક નવા કાયદાઓ થયા છે અને તેનો લાભ ભણવા ગણવાની મહેજ-સાજ મહેનત કરી લેવાથી તેઓ સારી રીતે મેળવી શકે તેમ છે; જ્યારે મજૂરો જોશે કે, જરા ભણવા ગણવાથી તેઓને પોતાનાં મજબૂત મહાજનો બાંધવામાં ઘણી સરળતા પડે છે,—એ દિવસ આવશે ત્યારે બધાની અંદર નવું શીખવાની પ્રબળ ભૂખ જાગશે. એ દિવસે તેઓ ભણેલાઓના અને જ્ઞાન-વાળાઓના ઉંબરા ઘસી નાખશે, પ્રકાશકોને થકવશે, અને જે લેખકોને લખતાં નહિ આવડે તો તેમને દેવાળું કઢાવશે.

એ દિવસ દૂર છે એમ માની આપણે આળસમાં રહેવું ન જોઈએ. આપણે ધારીએ છીએ તેના કરતાં તે વહેલો ઊગશે. ચાલો, તે દિવસના સ્વાગતની તૈયારીઓ આપણે આજથી કરીએ.

તે દિવસ આવશે ત્યારે લોકો તરફથી બલપ્રદ અને આરોગ્યદાયી વાચનની માગણી ઊભી થશે. નવી ઊઘડેલી આંખવાળાં પ્રૌઢ સ્ત્રીપુરુષો, તેમને રસ પડે તેવું, તેમની જિજ્ઞાસાને તૃપ્ત કરે તેવું, અને તેમના જીવનમાં નવા જ્ઞાનનું અજવાળું પ્રગટાવે તેવું સાહિત્ય માગશે. તે સાહિત્ય તેઓનાં ખીસાં ખમી શકે તેટલું સસ્તું અને તેઓનાં મગજ ઝીલી શકે તેવું સહેલું હોવું જોઈએ.

આવું સાહિત્ય ધીમે ધીમે રચાતું જાય તેવા હેતુથી લોકશિક્ષણમાળાની આ યોજના પ્રસિદ્ધ કરું છું. જેઓની પાસે લોકહૃદયના તાર હલાવવાની શક્તિ છે, જેઓએ લોકોનાં સુખદુઃખોમાં ભાગ લીધો છે, જેઓની જીભ ઉપર લોકોની ભાષા વસે છે, જેઓનાં હૃદયો લોકો માટેના સંદેશાથી ઊભરાય છે, અને જેઓ પાસે એ સંદેશા સહેલી, સંક્ષિપ્ત છતાં ઉદાત્ત અને પ્રસાદયુક્ત વાણીમાં અગર ચિત્રમાં મૂકવાની કળા છે, તેઓને આ યોજનામાં ફાળો આપવા નોતરું છું.

આ વસ્તુ હજુ કાચી યોજનારૂપે જ રજૂ કરું છું. પરંતુ જો લેખકો અને કળાકારો તેને વધાવી લેશે અને તેમાં પોતાનો ફાળો પ્રેમથી આપશે, તો તે ચોપડીઓ સુંદર રીતે છાપવાની અને લોકોને બારણે સસ્તામાં સસ્તી કિંમતે (અને કંઈક ખોટ ખાઈને પણ) પહોંચાડવાની વ્યવસ્થા ગુજરાતમાં આપણે સહેજે ઊભી કરી શકીશું, એમ હું માનું છું.

### લોકશિક્ષણમાળાની યોજના

૧. આ માળામાં નવું વાંચતાં શીખેલા લોકોને ઉપયોગી થાય તેવી મોટા ટાઈપની પુસ્તિકાઓ કાઢવી.

૨. વાંચનારાઓને છેક મફત ચોપડીઓ આપવી યોગ્ય નથી, પરંતુ તેમની પાસેથી આવી ચોપડીની બે પૈસાથી વધારે કિંમત લેવી એ પણ યોગ્ય નથી. જો પડતર કિંમત વધારે આવે તો જાહેર ઉઘરાણાની મદદથી વેચાણ કિંમત બે પૈસા જેટલી રાખવી જોઈએ.

૩. દરેક ચોપડીમાં ક્રાઉન આઠ પેજી કદનાં પૃષ્ઠો રહે. તે 'ડુલાર્ઈન' અથવા 'ગ્રેટ પ્રાઈમર' ટાઈપમાં વિષય અનુસાર છાપવાં.

'પ્રાઈમર ટાઈપ'માં સામાન્ય રીતે ૯૦૦ શબ્દોનું તથા 'ગ્રેટ પ્રાઈમર' ટાઈપમાં ૧૦૦૦ શબ્દોનું વાચન સમાશે.

૪. દરેક ચોપડીમાં વિષયને પોષક એવાં બેથી ત્રણ ચિત્રો મૂકવાં.

૫. નીચે જણાવેલા વિષયો પૈકી દરેક વિષય ઉપર દસ દસ કે વીસ વીસ સુધી પુસ્તિકાઓ તૈયાર કરવામાં આવશે.

**જીવનચરિત્રો**

૧. નેતાઓનાં અને શોધકોનાં.

૨. પેગંબરોનાં અને સંતોનાં.

૩. ગામડાંનાં નાનાં છતાં પ્રેરણાદાયી ગ્રામજનોનાં રેખાચિત્રો.

**વાર્તાઓ**

૪. પૌરાણિક અને ઐતિહાસિક કથાઓ.

૫. ઇસપનીતિ, હિતોપદેશ જેવી ટૂંકી માર્મિક શૈલીની, પશુપક્ષીઓનાં પાત્રોવાળી, ચતુરાઈની નહિ પણ ઉચ્ચ આદર્શો રજૂ કરતી વાર્તાઓ.

૬. લોકજીવન રજૂ કરતી ટૂંકી વાર્તાઓ.

૭. વાર્તાઓ — કવિતામાં.

**ગ્રામસુધારણા**

૮. કુરૂઢિઓ ઉપર પ્રહસનો, સંવાદો, નાટકો.

૯. કૂવા, તળાવ, રસ્તા, વૃક્ષારોપણ, સ્વદેશી. ખાદી, ગ્રામઉદ્યોગ.

૧૦. સહકાર અને સંયોજનપૂર્વકનું ગ્રામજીવન.

૧૧. ખેડૂત, મજૂર, વણકર વગેરે જુદા જુદા ધંધાઓ કરનાર લોકોના પ્રશ્નો.

**સ્વરાજ્ય**

૧૨. સ્વરાજ્ય અને સ્વતંત્રતાની લડતો — હિંદની તેમ જ બીજા દેશોની.

૧૩. સત્યાગ્રહની લડતો — કુટુંબની, ગામની, પ્રજાઓની.

૧૪. ગ્રામપંચાયત, સ્વરાજ્ય પાર્લામેન્ટ.

**અર્થશાસ્ત્ર**

૧૫. હિંદુસ્તાનની ગરીબી — બીજા દેશો સાથે સરખામણી.

૧૬. સારું ધન – ખોટું ધન, અર્થશાસ્ત્રમાં ધર્મનું સ્થાન.

૧૭. વ્યક્તિની દષ્ટિએ, ગામની, દેશની અને માનવજાતની દષ્ટિએ અર્થશાસ્ત્ર.

૧૮. આર્થિક પરિસ્થિતિથી પ્રજાઓના ઉપર થતી અસરો બતાવનારાં વાર્તાઓ, રૂપકો વગેરે.

**ખેતી અને પશુપાલન**

૧૯. મુખ્ય પાકો અને તેની માવજત.

૨૦. ખાતરો.

૨૧. ખેતીને ઉપકારક તેમ જ અપકારક જન્તુઓ.

૨૨. મનુષ્યના સાથીઓ અને સેવકો — બળદ, ઘોડો, ગધેડું, ઊંટ વગેરે.

૨૩. ગોપાલનના પ્રશ્નો.

**આરોગ્ય**

૨૪. શરીરની, ઘરની, ગામની સફાઈ — તેના નિયમો.

૨૫. આરોગ્યના નિયમો : હવા, પાણી, અને આહારના સિદ્ધાન્તો.

૨૬. ગરીબોના રોગો, તેનાં કારણો અને સાદા ઇલાજો.

૨૭. માણસને ત્રાસદાયક જન્તુઓનાં જીવન અને ઉપાય (માખી, મચ્છર, માકડ, ચાંચડ વગેરે).

**ધર્મ અને નીતિ**

૨૮. ધર્મગ્રંથોમાંથી વચનામૃતો.

૨૯. સંતફકીરોનાં વચનામૃતો અને ભજનો.

૩૦ જુદાં જુદાં ધર્મશાસ્ત્રોમાં આવતાં દષ્ટાંતો.

૩૧. જુદા જુદા ધર્મોની સર્વમાન્ય પ્રાર્થનાઓ.

આ વિષયમાં રસ ધરાવનાર મિત્રો ઉપરની યાદીને સંપૂર્ણ બનાવવાની દષ્ટિએ સૂચનાઓ મોકલશે તો આવકાર લાયક થઈ પડશે.

ઉપર જણાવેલા વિષયો પૈકી દરેકમાં કેટલી અને કઈ કઈ ચોપડીઓ લખવી તેની યાદી તૈયાર કરી હવે પછી પ્રગટ કરીશ. તેવી યાદીઓ પોતપોતાની સૂઝ પ્રમાણે કોઈ સજ્જનો મોકલશે તો મોટો ઉપકાર થશે.

જુગતરામ દવે

# આપણી ભાષાનું પેઢીનામું

માણસની પેઠે ભાષાઓનું પણ પેઢીનામું હોય છે. જુદાં જુદાં અનેક કુટુંબોને જેમ એક મૂળ કુટુંબ કે ગોત્રમાંથી ઊતરી આવેલાં બતાવી શકાય છે, તેમ જગતની સેંકડો વિવિધ ભાષાઓને પણ વિદ્વાનો અમુક બાર કે તેર મૂળ ગોત્રોમાંથી ઊતરી આવેલી બતાવે છે. તે મૂળ ગોત્રો વચ્ચે આગળ કશો સંબંધ બતાવી શકાતો ન હોવાથી, એ ગોત્રો સ્વતંત્ર રીતે જ પૃથ્વીના જુદા જુદા ભાગોમાં અસ્તિત્વમાં આવ્યાં હશે, એટલું કહીને તેઓ અટકી જાય છે. આપણી ભાષા તે મૂળ ગોત્રોમાંથી કયા ગોત્ર સાથે જોડાયેલી છે, તથા તેના જેવી તેની બીજી કઈ કઈ બહેનો તે ગોત્રમાંથી નીકળેલી છે, તે આપણે અહીં ટૂંકમાં જોઈશું.

આપણો દેશ એક ખંડ જેવડો વિશાળ દેશ છે. યુરોપ ખંડમાંથી રશિયા દેશ બાદ કરો, તો તેના જેટલો વિસ્તાર આપણા દેશનો છે. અને વસ્તી જોઈએ, તો આ જગતનાં કુલ માનવીઓનો પાંચમો ભાગ આપણા દેશમાં વસે છે. વળી પ્રાચીન કાળથી દુનિયાના જુદા જુદા દેશોની અનેક પ્રજાઓ આપણા દેશમાં આવીને વસેલી છે. એટલે આપણા દેશમાં અનેક ભાષાઓ બોલાતી હોય, તો તેમાં કશું વિચિત્ર નથી. તેમાંની કેટલીક ભાષાઓ માત્ર બોલચાલની જ ભાષાઓ છે, તેમાં કશું સાહિત્ય લખાયેલું નથી. તેવી ભાષાઓને બોલી કહે છે. એવી બોલીઓ તથા સાહિત્યની ભાષાઓ મળીને હિંદમાં કુલ ૧૪૭ ભાષાઓ છે. એ બધી ઉપર જણાવેલાં બાર કે તેર ગોત્રોમાંથી સાત કે આઠ ગોત્રોમાં વહેંચાઈ જાય છે.

તેમાં આપણી ભાષા આર્ય ગોત્રમાં આવે છે. હિંદી, મરાઠી, બંગાળી વગેરે મળી કુલ બાવીસ ભાષાઓ હિંદુસ્તાનમાં આર્ય ગોત્રની છે. આ ગોત્ર આર્ય કહેવાવાનું કારણ એ છે કે, પ્રાચીન આર્ય પ્રજાની એક આદિ ભાષામાંથી આ બધી ભાષાઓ ઉત્પન્ન થઈ છે. તમે શીખેલો ઇતિહાસ યાદ કરો તો તમને સમજાશે કે, યુરોપની અંગ્રેજ, ફ્રેન્ચ, જર્મન, ઇટાલિયન વગેરે પ્રજાઓ, તથા ઈરાનના પ્રાચીન રહેવાસીઓ પણ આર્ય જાતિના લોકો છે. તેથી તેમની ભાષાઓનું ગોત્ર પણ આર્ય જ છે.[1]

હજારો વર્ષ પૂર્વે આર્યો હિંદુસ્તાનમાં પ્રસર્યાં. ત્યાર પહેલાં કેટલીય અનાર્ય પ્રજાઓ હિંદુસ્તાનમાં ચોતરફ વસેલી હતી. શરીરનો બાંધો, વર્ણ વગેરે બાબતોમાં આર્ય પ્રજાથી તે એટલી બધી જુદી હતી કે, તેમને આર્યો કરતાં જુદી જ જાતિની – સ્વતંત્ર ગોત્રની પ્રજાઓ કહેવી જોઈએ. તેમની ભાષાઓ પણ આર્ય લોકોની ભાષા કરતાં છેક જ જુદી હોઈ, તેમને જુદા ગોત્રની ગણવામાં આવે છે. તે અનાર્ય જાતિઓમાં દ્રવિડ પ્રજા મુખ્ય હતી. આજે દક્ષિણમાં પ્રચલિત તામિલ, તેલુગુ, કાનડી અને મલયાલમ, એ ચાર મુખ્ય ભાષાઓ દ્રવિડ ગોત્રની ભાષાઓ છે.

હિંદુસ્તાનના પ્રાચીન આર્યોની ભાષાનો નમૂનો તેમના પ્રાચીન ગ્રંથ વેદમાં આજે આપણે જોઈ શકીએ છીએ. જેમ જેમ આર્યો ગંગા-જમનાના પ્રદેશો તરફ પૂર્વમાં ફેલાતા ગયા, તેમ તેમ અન્ય અનાર્ય પ્રજાઓ સાથેના સંસર્ગને કારણે તથા પોતાના મુખ્ય ટોળાથી દૂર જવાને કારણે, તેમની ભાષામાં તથા આચારવિચારમાં ફેરફાર થતા ગયા. તેમની ભાષામાં નવા શબ્દો દાખલ થયા એટલું જ નહિ, પરંતુ મૂળ શબ્દોના ઉચ્ચારણમાં તેમ જ તેમના પ્રયોગમાં પણ, સંબંધમાં આવેલી નવી ભાષાઓને કારણે, ફેર પડતો ગયો. મધ્યપ્રદેશમાં સ્થિર થયેલા મુખ્ય ટોળાના આર્યોની ભાષા પણ અનાર્ય ભાષાઓના સંસર્ગથી ફરતી તો જતી જ હતી. છતાં તે આર્યોને પોતાના મુખ્યપણાનું અભિમાન હતું. આ અભિમાન તેમણે પોતાની ભાષાશુદ્ધિ સાચવવામાં પણ ઉતાર્યું. તેમણે પોતાના આચારવિચાર તથા ભાષા-ઉચ્ચારાદિનાં શાસ્ત્રો ઘડવા માંડ્યાં. એમ કરતાં જે નિશ્ચિત રૂપવાળી ભાષા તેઓએ ઘડી, તેને તેમણે શુદ્ધ કરેલી –

---

૧. ઈરાનની પ્રાચીન ભાષાનું નામ ઝંદ-અવસ્તા છે. પારસી કે જરથોસ્તી ધર્મગ્રંથો એ ભાષામાં છે. વેદની સંસ્કૃત જોડે એને મળતાપણું છે.

સંસ્કારેલી – અર્થાત્ 'સંસ્કૃત' ભાષા* એવું નામ આપ્યું. અને એ રીતનાં શુદ્ધિ-સંસ્કાર વિનાની, આમસમુદાયની જે બોલચાલની સ્વાભાવિક – પ્રાકૃતિક ભાષા તે 'પ્રાકૃત' કહેવાઈ.

જુદા જુદા પ્રદેશની પ્રાકૃત બોલીઓ જુદી જુદી જ હશે, એ સમજાય તેવું છે. જેમ કે, મધ્યદેશમાં (એટલે હાલના પંજાબ પ્રાંતનો પૂર્વ તરફનો ભાગ અને સંયુક્ત પ્રાંતોનો પશ્ચિમ તરફનો ભાગ મળીને થતા પ્રદેશમાં) શૌરસેની, સહેજ દક્ષિણ-પશ્ચિમે લાટી-સૌરાષ્ટ્રી-આભીરી-આવંતી વગેરે, પૂર્વ તરફના પ્રદેશોમાં અર્ધમાગધી તેમ જ માગધી, દક્ષિણમાં મહારાષ્ટ્રી, સિંધ તરફ વ્રાચડ ઇ૦. જે ભાષા સાહિત્ય-ગ્રંથોમાં વપરાઈને અનેક લોકોના પઠનપાઠનથી રૂઢ ન થઈ જાય, તે ભાષા બદલાતી જ રહે. પરંતુ ઈ. સ. પૂર્વે છઠ્ઠા સૈકાના અરસામાં બૌદ્ધ અને જૈન ધર્મના સંસ્થાપક બુદ્ધ અને મહાવીર જન્મ્યા. તેમણે પોતાનો ધર્મોપદેશ વિદ્વાનોમાં શિષ્ટ ગણાતી સંસ્કૃત ભાષામાં આપવાને બદલે, આમ-વર્ગના લોકોથી ઝટ સમજાય તેવી, તે પ્રદેશની પ્રાકૃત ભાષા અર્ધ-માગધીમાં જ આપ્યો. જતે દહાડે એ ધર્મોપદેશના શાસ્ત્રગ્રંથ બન્યા; અને જેમ જેમ તે ધર્મ ફેલાતા ગયા, તેમ તેમ સંપ્રદાયના લોકોનું પઠન-પાઠન એ ગ્રંથસ્થ ભાષામાં જ થતું રહેવાથી, એ પ્રાકૃત ભાષા પણ સ્થિર થઈ ગઈ, અને તેનું સ્વરૂપ નિશ્ચિત થઈ ગયું.[1]

લોકોની ચાલુ વ્યવહારની બોલી તો ક્રમે ક્રમે બદલાતી જ રહી. કાળે કરીને તે બોલી સાહિત્ય-ગ્રંથોમાં રૂઢ થયેલી પ્રાકૃત ભાષાથી છેક જ અપભ્રષ્ટ થઈ ગઈ. આથી તેનું 'અપભ્રંશ' એવું નામ પડ્યું. દરેક પ્રદેશની પ્રાકૃત ભાષાનું એ રીતે અપભ્રંશ સ્વરૂપ થયું હશે, જોકે આજે તો માત્ર મધ્યદેશની શૌરસેની અપભ્રંશ ભાષાનું સાહિત્ય જ મળી આવે છે.*

આ અપભ્રંશ ભાષાઓ જ ફેરફાર પામતી પામતી આજની આપણી પ્રાંતિક આર્ય ભાષાઓરૂપે પરિણમી છે. માગધી અપભ્રંશમાંથી આજની બંગાળી, આસામી, ઊડિયા, બિહારી વગેરે ભાષાઓ નીકળી છે. શૌરસેનીની અસરવાળી દક્ષિણ-પશ્ચિમની નાગર અપભ્રંશમાંથી× રાજસ્થાની ભાષાઓ, જેવી કે જયપુરી, મારવાડી, માળવી, મેવાતી, ગુજરાતી, વગેરે નીકળી છે. અર્ધમાગધી અપભ્રંશમાંથી અવધી, બાઘેલી વગેરે પૂર્વ તરફની હિંદી ભાષાઓ નીકળી છે. વ્રાચડ અપભ્રંશમાંથી સિંધી ભાષા નીકળી છે. મહારાષ્ટ્રી અપભ્રંશમાંથી મરાઠી ભાષા નીકળી છે. અને શૌરસેની અપભ્રંશમાંથી પંજાબી તેમ જ વ્રજભાષા, કનોજી, બુંદેલી વગેરે પશ્ચિમ તરફની હિંદી બોલીઓ નીકળી છે. તે સૌમાં વ્રજભાષા મુખ્ય છે. પૂર્વ તરફની હિંદીભાષા અવધી,[1] અને પશ્ચિમ તરફની આ વ્રજ-ભાષામાં જ અત્યાર સુધી ઉત્તર હિંદુસ્તાનની મુખ્ય સાહિત્યપ્રવૃત્તિ થતી. અત્યારની હિંદુસ્તાની તો તુર્કી, ફારસી, પસ્તુ વગેરે ભાષાઓ બોલનારા મુસલમાનોએ મધ્યદેશ જીત્યા પછી, તેમના સંસર્ગથી ઊભી થયેલી ભાષા છે.[2]

---

* આ વસ્તુ ક્યારે બની, તેનો ચોક્કસ સમય અત્યારે કહી શકાતો નથી. પરંતુ 'સંસ્કૃત' ભાષાનો સુપ્રસિદ્ધ વૈયાકરણી પાણિનિ ઈ. સ. પૂર્વે પાંચમા સૈકાની આસપાસ થઈ ગયો, એ ઉપરથી એ સમયની આપણે કંઈક કલ્પના કરી શકીએ ખરા.

૧. બૌદ્ધધર્મ મધ્યદેશમાં પણ રાજધર્મ તરીકે સ્વીકારાયો અને અશોક પછીના અરસામાં બૌદ્ધ ધર્મ-ગ્રંથોનો મધ્યદેશમાં પ્રચલિત પ્રાકૃત ભાષામાં અનુવાદ થયો. તે ભાષા પછી 'પાલિ' એટલે કે (બુદ્ધના) 'ધર્મગ્રંથની ભાષા'ને નામે પ્રસિદ્ધ થઈ. જૈન ગ્રંથોની ભાષાનું તો અર્ધ-માગધી નામ જ ચાલુ રહ્યું.

* માગધી, અર્ધમાગધી, મહારાષ્ટ્રી વગેરેનું અપભ્રંશ સાહિત્ય ઉપલબ્ધ ન થવાનાં બે કારણ કલ્પી શકાય. કાં તો તેમાં લખાયેલું સાહિત્ય સદંતર નષ્ટ થયું હોય; કે બધા ભાગોમાં સાહિત્યલેખન શૌરસેની અપભ્રંશમાં જ થતું હોય. તે સમયે ગુજરાતથી માંડી પંજાબ અને બંગાળ સુધીના ભાગો મધ્યદેશની રજપૂત સત્તાના અમલ હેઠળ આવ્યા હોઈ, શૌરસેની અપભ્રંશ જ રાજભાષા તરીકે પ્રતિષ્ઠા પામી હોય એમ બને. દસમાથી તેરમા સૈકા સુધીના બંગાળી લેખકો મુખ્યત્વે શૌરસેની અપભ્રંશમાં જ લેખનપ્રવૃત્તિ કરતા, એમ તે સમયના મળી આવતા સાહિત્ય ઉપરથી જાણી શકાય છે. અપભ્રંશ ભાષાઓનો ગાળો ઈ. સ. ૬૦૦થી ઈ. સ. ૧૦૦૦ સુધીનો ગણી શકાય.

× આ નાગર અપભ્રંશનું પ્રાકૃત સ્વરૂપ ઉપર જણાવેલી લાટી-સૌરાષ્ટ્રી-આભીરી-આવંતી એ પ્રાકૃત બોલીઓ જ ગણાય.

૧. તુલસીદાસનું લખાણ મુખ્યત્વે અવધી ભાષામાં છે.

૨. સાહિત્યલેખનની ભાષા તરીકે તેનો પ્રચાર ઈ. સ.ના સત્તરમા સૈકાના અંત ભાગથી શરૂ થયો છે.

ઉપર જણાવ્યું તેમ, આપણી ગુજરાતી ભાષા શૌરસેની અપભ્રંશની સીધી અસરવાળી નાગરી અપભ્રંશમાંથી નીકળેલી છે. એ રીતે તે મારવાડી વગેરે પશ્ચિમ તરફની રાજસ્થાની ભાષાઓની બહેન છે. પશ્ચિમ તરફની રાજસ્થાની ભાષામાં લખાયેલું ઘણું સાહિત્ય મળી આવે છે.[1] તે જૂની રાજસ્થાનીમાંથી ગુજરાતી ભાષા સોળમા સૈકાના અરસામાં છૂટી પડવા માંડી હશે. ગુજરાતીના આદિ કવિ નરસિંહ મહેતા ૧૫મા સૈકાના અરસામાં થઈ ગયા. આજે ગવાતાં તેમનાં કાવ્યોની ભાષા તેમની મૂળભાષા નથી. પછીના સમયમાં લોકોને મોઢે ગવાતાં ગવાતાં તેમાં ફેરફાર થઈ ગયા છે. પંદરમા સૈકાની જૂની ગુજરાતી ભાષાનો નમૂનો જોવો હોય તો, ભાલણ કવિએ સુપ્રસિદ્ધ સંસ્કૃતગ્રંથ 'કાદંબરી'નો ગુજરાતીમાં કરેલો અનુવાદ છે.

આ પ્રમાણે આપણી ગુજરાતી ભાષાનું પેઢીનામું છે. દુનિયાની જૂની તથા સુધારામાં હંમેશ અગ્રેસર રહેલી સુપ્રસિદ્ધ આર્ય જાતિની આર્યભાષામાં તેનું મૂળ છે. શરૂઆતમાં જણાવ્યું હતું તેમ, દ્રવિડ વગેરે અનાર્ય લોકોના સંસર્ગમાં આવવાથી આર્ય કુટુંબની ભાષાઓ પર દ્રવિડ ભાષાઓની ઘણી અસર પડેલી છે. તેમાંય ઉત્તર હિંદુસ્તાનને દક્ષિણ હિંદુસ્તાન સાથે જોડનાર બે મુખ્ય ગાળાઓમાંથી[2] એક ગાળો ગુજરાતમાં થઈને પસાર થતો હોવાથી, તથા બીજી રીતે પણ ગુજરાત દક્ષિણના દ્રવિડ દેશો સાથે ભૂતકાળમાં રાજકીય સંબંધથી જોડાયેલું હોવાથી, દ્રવિડ ભાષાના શબ્દો પણ ગુજરાતીમાં આવેલા છે. તમને જાણીને નવાઈ લાગશે કે, રોટું, પોચકું, કોળકું વગેરે શબ્દો દ્રવિડ ભાષાના છે. એટલું જ નહિ, પણ ગિલ્લીદંડાની રમત વેળા દંડા ભરતી વખતે વકટ, રેંડ, મૂઠ, નાર, વૈદ, આર અને જકુ એ શબ્દો બોલાય છે, તે એકથી સાત સુધીની સંખ્યા માટે કાનડી અને તેલુગુ ભાષામાં વપરાતા શબ્દોનાં જ રૂપ છે.

મુસલમાન લોકોની રાજસત્તા હિંદુસ્તાનમાં જામ્યા પછી, અરબી, ફારસી વગેરે ભાષાના શબ્દો પણ ગુજરાતીમાં સારી પેઠે આવેલા છે. અસર, ઇરાદો, ઇશારો, હિંમત, ખબર, ગજ, જરા, બરફી, શીરો, હલવો, હલવો, કાકા વગેરે શબ્દો અરબી ફારસી ભાષાના છે.

મુસલમાનો પછી હિંદુસ્તાન ઉપર યુરોપીય પ્રજાઓની અને મુખ્યત્વે અંગ્રેજોની રાજસત્તા થઈ. એટલે તેમની ભાષાઓના શબ્દો પણ હિંદુસ્તાનની ભાષાઓમાં ભળ્યા છે. અનેનાસ, હાફૂસ, ચાવી, બિસ્કિટ, ટિકિટ, સ્ટેશન, ટેબલ, કોટ, બટન વગેરે શબ્દો યુરોપીય ભાષાઓના છે.

બીજી જે પહાડી, રાની વગેરે અનાર્ય પ્રજાઓના શબ્દો આપણી ભાષામાં ભળેલા છે, તથા જેમને આજે નિશ્ચિત કઈ ભાષાના છે તે ઠરાવી શકાતું નથી, તેમને 'દેશ્ય' તરીકે ગણી લેવામાં આવ્યા છે. ખોલવું, પોટલું, ચીથું, ડાકુ, પૂણી, ઓકડો, લોટ વગેરે શબ્દો દેશ્ય છે.

આ પ્રમાણે આપણી ભાષા જુદા જુદા અનેક લોકોની ભાષાઓના સંસર્ગથી સમૃદ્ધ થઈ અત્યારનું સ્વરૂપ પામી છે. તેનો જન્મ જગતના એક પ્રાચીન તથા પ્રતાપી કુળમાં થયેલો છે; અને તે એક મહાન પ્રજાનો ઉત્તમ વારસો પામી છે. આજકાલ છાપખાનાની શોધને કારણે ગ્રંથલેખન અને વાચનનો પ્રચાર વધી ગયો છે. તેથી વાંચી લખી જાણનારા લોકોનો મોટો વર્ગ અમુક નિશ્ચિત પ્રકારની ભાષાથી જ ટેવાતો રહે છે. એ કારણે આજની આપણી ભાષામાં છેક જ નવા ફેરફારો એકદમ થવા એ પહેલાં જેટલું શક્ય રહ્યું નથી. તેમ જ ભાષાની શુદ્ધિ ઇચ્છનારનું કામ પણ અમુક રીતે સહેલું થઈ ગયું છે. આપણે તે સગવડનો લાભ ઉઠાવી, આપણી માતૃભાષાની શુદ્ધિ સાચવીએ અને તેના ગૌરવને આપણે હાથે હણાતા ન દઈએ.

ગો૦

---

૧. તે બધું સાહિત્ય ૧૪મા સૈકાથી માંડી ૧૫મા સૈકાના અંત સુધીનું છે. અને તેમાંનો મુખ્ય ભાગ જૈન છે.

૨. ઉત્તર હિંદુસ્તાનને દક્ષિણ હિંદુસ્તાનથી જુદો પાડવા વિંધ્યપર્વત લાંબો થઈને આડો પડેલો છે. એટલે એક તરફ ગુજરાત અને બીજી તરફ ઓરિસ્સા તરફ થઈને જ નિર્વિઘ્ને નીચે ઊતરી શકાય.




હિંદુસ્તાનમાં આવેલા આર્યોથી જુદા આવીને કાશ્મીર વગેરે તરફના પહાડી મુલકોમાં વસેલા આર્યોની પૈશાચી નામે ઓળખાતી ભાષાની અસરવાળી કાશ્મીરી વગેરે ભાષાઓ

# 'પ્રૉક્સી'નો પદાર્થપાઠ

ગુજરાત વર્નાક્યુલર સોસાયટી વિષે ચર્ચા કરતા બે લેખો ગયે વર્ષે (જુઓ પા. ૩૭૩ અને ૪૨૫) આ માસિકમાં પ્રસિદ્ધ કર્યા હતા, તેમાં એક બાબત અવેજી મારફતે હાજરી ગણવાની, તે સંસ્થામાં પ્રવર્તતી પદ્ધતિ વિષે હતી. સંસ્થાનાં ધારાધોરણમાં કલમ પંદરમી આ સત્તા આપે છે. તે કલમ આમ છે: 'કોઈ પણ વાર્ષિક વા સામાન્ય વા ખાસ સભામાં સભાસદ જાતે વા 'પ્રૉક્સી'થી (અવેજનામું મોકલી આપીને) હાજર રહી શકશે. પરંતુ તે 'પ્રૉક્સી'નો પત્ર સભાની તારીખ અને સમયના ૪૮ કલાક આગમચ સોસાયટીના કાર્યાલયમાં પહોંચાડવો જોઈશે.'

આ જાતનો હાજર રહેવાને માટે અવેજ-હક દેવો એ વિદ્યા-પ્રચાર કે વિચાર કરનારી અને ઘડનારી સંસ્થા માટે અઘટિત જ નહિ, લાંછનરૂપ છે, એમ ગણાવું જોઈએ. ઘણાના મનમાં એવો ભ્રમ છે કે, લોકશાસનની ઢબે વિચારતાં મતાધિકારની આ રીત ઝૂંટવી લઈ ન શકાય. કોઈની મતદાનની સત્તા લૂંટવી કે તેની ઉપર બંધન મૂકવું એ અયોગ્ય જ છે. પરંતુ અવેજનામાથી મત નથી અપાતો, પણ કોરે કાગળે આપણો અંગૂઠો આપી દેવામાં આવે છે, એ ભૂલવું ન જોઈએ. અવેજનામું મેળવનાર સભ્ય તેને મોકલનારની વતી ગમે તે પ્રકારનો — હા, ના, કે તટસ્થતાનો — પોતાને ઠીક લાગે તેવો મત આપી શકે છે. એટલે કે, અવેજનામું એ મતપત્ર નથી. એ તો કોરે કાગળે મતું મારીને મોકલેલો ભયંકર *લોકશાહીઘાતક પત્ર છે.*

આ વર્ષે બહાર પડેલા, ઈ. સ. ૧૯૩૯ની સાલના, ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના વાર્ષિક હેવાલમાંથી ઉપરની વસ્તુનો પદાર્થપાઠ મળે છે. તા. ૧૨-૮-'૪૦ના રોજ મળેલી ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની ખાસ સામાન્ય સભામાં, ઉપરની 'પ્રૉક્સી'ની ૧૫મી કલમમાં સુધારો કરી તેને નીચે મુજબની કરવી, એવો સુધારો મૂકવામાં આવ્યો હતો:

'કોઈ પણ વાર્ષિક વા સામાન્ય વા ખાસ સભામાં સભાસદ જાતે જ હાજર રહી મત આપશે, અને 'મેમોરેન્ડમ'માં ફેરફાર કરવાના કામ બાબતની સભામાં જાતે વા પ્રૉક્સીથી હાજર રહી શકશે. પરંતુ તે પ્રૉક્સીનો પત્ર સભાની તારીખ અને સમયના ૪૮ કલાક આગમચ સોસાયટીના કાર્યાલયમાં પહોંચાડવો જોઈશે.'

સોસાયટીએ રજિસ્ટર કરવાના કાયદાની ૧૨ મી કલમ મુજબ અવેજનામાથી હાજરી આપવાનો સભાસદોને હક છે. તે હક કાયદાથી છે; તેને રદ કરી ન શકાય. પણ આ હક તેના બંધારણના ફેરફાર પૂરતો જ છે. સોસાયટીના સામાન્ય કામ-કાજમાં એ હક ઉપરનો કાયદો નથી આપતો. ગુ૦ વ૦ સોસાયટીએ પોતાને માટે નિયમ કરીને એ હક રાખેલો છે. એ હક સરકારી કાયદા મુજબના બંધારણની રૂએ નથી, પરંતુ સોસાયટીએ પોતાના નિયમ કરવાના અધિકારની રૂએ કરેલો છે. એટલે કે, એમાં ફેરફાર કરી શકાય છે અને એને માટે ૩/૫ સભ્યની હાજરીની આવશ્યકતા નથી.

ઉપર બતાવેલા સુધારા ઉપર સારી પેઠે ચર્ચા થઈ. લગભગ એકેક કલાક ચર્ચા ચાલી હશે. તે ચર્ચામાં એવા મુદ્દાઓ નીકળ્યા કે જે અવેજનામાં મોકલનારા તો જાણે જ ક્યાંથી? અરે, આ સુધારો આવનાર છે તે પણ એ નહોતા જાણતા! છતાં, તેમનાં અવેજ-નામાંનાં કાગળિયાંએ આ ઠરાવનું નસીબ નક્કી કર્યું.

ચર્ચા બાદ મત લેવામાં આવતાં, હાજર સભ્યો-માંથી ૨૨ જણે સુધારાને બહાલી આપી, ૮ સભ્યોએ વિરોધ બતાવ્યો, અને ૪ સભ્યો તટસ્થ રહ્યા. એટલે કે, ચર્ચા બાદ આ સુધારાને સારી પેઠે બહુમતી મળી. પરંતુ એક જ સભ્યના ખિસ્સાનાં ૪૮ અવેજનામાંએ આ બહુમતીને રદ કરી, અને સુધારો ઊડી ગયો; અને તેની સાથે મતપરિવર્તન કરવાનો હાજર સભ્યોનો હક માર્યો ગયો. લોકશાહીના હ્રાસનો અને અવેજમતપદ્ધતિની અનિષ્ટતાનો આના કરતાં વધુ સારો પદાર્થપાઠ બીજો કયો હોય? ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના સભ્યો, જેઓ વરસોવરસ અવેજનામાં મોકલે છે, તેમણે આ ઉપરથી વિચાર કરવો ઘટે છે. કોરે કાગળે મતું મારી આપવામાં મતાધિકાર અને વિચારપરિવર્તનના હકનો હ્રાસ છે, એનો આનાથી વધુ સચોટ દાખલો હવે જરૂરનો નથી.

સોસાયટીના સભ્યોને વિનંતી છે કે, તેઓ આ પ્રશ્ન વિષે પોતાના વિચાર અમને લખી મોકલે. મ૦

# મૂર્તિપૂજા

એક સજ્જન લખે છે,

'અમારા ગુરુકુલમાં દરરોજ જે પ્રાર્થના થાય છે તેમાં, ऐ मातृभूमि तेरे चरणोंमें सिर नमाऊं, એ સુપ્રસિદ્ધ રાષ્ટ્રીય ગીત પણ ગવાય છે. એક મહાશયને એમાં મૂર્તિપૂજાની ગંધ આવે છે.'

આ આક્ષેપનો સમાધાનકારક ઉત્તર તેઓ માગે છે.

મારા જાણવા પ્રમાણે, ઉપર જણાવેલું ગીત એક આર્યસમાજી કવિનું બનાવેલું છે. હિન્દુ સંપ્રદાયોમાં આર્યસમાજ મૂર્તિપૂજાનો એટલો જ કટ્ટર વિરોધી છે જેટલો ઇસ્લામ મનાય છે. આ ઉપરથી એટલું તો અવશ્ય કહી શકાય કે, આ ગીત દ્વારા મૂર્તિ-પૂજાને ઉત્તેજન આપવાનો કવિનો ઇરાદો હોઈ શકે નહિ. છતાં કવિ પોતાની કવિબુદ્ધિથી મુક્ત કેવી રીતે હોય? પોતાના દેશ પ્રત્યે પોતાનો પ્રેમ અને આદર તે વ્યક્ત કરવા માગે છે. એના હૃદયમાં એક રૂપકની કલ્પના ઉત્પન્ન થાય છે. દેશને માટે 'માતૃ-ભૂમિ,' 'પિતૃભૂમિ' વગેરે શબ્દોનો વ્યવહાર તો દરેક ભાષામાં બહુ પુરાણા જમાનાથી થતો આવ્યો છે. એ જ કલ્પનાના વિકાસમાંથી આ ગીત નીકળ્યું. એમાં દેશને માતા માની, એના પ્રત્યે પૂજનભક્તિનો ભાવ બતાવ્યો છે.

મૂર્તિપૂજામાં મને પણ શ્રદ્ધા નથી. જે ધર્મમાં પહેલેથી છેલ્લે સુધી મૂર્તિપૂજા બિલકુલ ન હોય, જેને મૂર્તિપૂજાની ભાવનાએ સ્પર્શ પણ ન કર્યો હોય એવો ધર્મ હું શોધું છું. પરંતુ હજી સુધી તો એવો કોઈ પણ ધર્મ મારા જોવામાં આવ્યો નથી. મૂળ વાત એમ છે કે, જ્યાં કોઈ સંપ્રદાય ચાલ્યો કે એમાં કોઈ ને કોઈ રીતે પથ્થર, પુસ્તક, નિશાન વગેરેના રૂપમાં મૂર્તિપૂજા ઉત્પન્ન થઈ જ જાય છે. ઈશ્વર અને મૂર્તિ વચ્ચે જેટલી વિસંગતિ અથવા વિરોધ છે, એના કરતાં ઈશ્વર અને સંપ્રદાય વચ્ચે કંઈક વધારે વિસંગતિ કે વિરોધ છે. પરંતુ સંપ્રદાયોનું નિર્માણ માણસની સામાજિક વૃત્તિનું એક અનિવાર્ય પરિણામ છે. અને સામ્પ્રદાયિકતાથી મૂર્તિપૂજા જુદી પાડી શકાતી જ નથી. ત્યારે, થાય છે કેવળ એટલું જ કે, પોતે મૂર્તિપૂજા કરતા હોય છતાં, કેટલાક સંપ્રદાયો મોઢેથી એનો નિષેધ કરતા રહે છે અને કેટલાક ધર્મો એનો સંપૂર્ણપણે સ્વીકાર કરી લે છે.

મૂર્તિપૂજાનો જેઓ સ્વીકાર જ કરી લે છે તેમને પછી તેનો કોઈ પણ પ્રકાર ખટકતો નથી. જેઓ એનો સ્વીકાર નથી કરતા તેમને પોતે માનેલી મૂર્તિપૂજા સિવાય બીજી જાતની મૂર્તિપૂજામાં દોષ દેખાવા માંડે છે; અથવા કંઈ નહિ તો એના દોષો શોધવાનું જરૂરી લાગે છે.

ઉપર મેં કહી દીધું છે કે, મૂર્તિપૂજાને હું પોતે શ્રદ્ધાની નજરે નથી જોતો. પોતાના હસ્તાક્ષર (ઑટોગ્રાફ) આપવાની ક્રિયામાં પણ મને તો મૂર્તિપૂજાની ગંધ આવે છે. અને મારા રેખાચિત્ર (પેન્સિલ-સ્કેચ) પર જ્યારે કોઈ મારા હસ્તાક્ષર માગે છે ત્યારે તો એ દુર્ગંધ મારે માટે અસહ્ય જેવી થઈ જાય છે. મને ઝંડો ફરકાવવાનું કહેવામાં આવે છે ત્યારે પણ એ મને એક બોજા જેવું લાગે છે. પણ સારા સારા મુસલમાનોને પોતાના હસ્તાક્ષર આપતાં અને પોતાનાં રેખાચિત્રો પર હસ્તાક્ષર કરતાં મેં જોયા છે; એ જ રીતે પોતાના ખાસ ફિરકાનું ઝંડાવંદન પણ તેઓ કરે છે.

ત્યારે મને વિચાર આવે છે કે, મનુષ્યમાત્ર મૂર્તિપૂજક છે, તેથી મૂર્તિપૂજાનો તદ્દન નિષેધ કરવો નકામો છે. મૂર્તિપૂજાની મર્યાદાઓનો આપણે વખતોવખત ખ્યાલ કરતા રહીએ અને દરેક પ્રકારની પ્રચલિત મૂર્તિપૂજાના ગુણદોષોનો વિચાર કરી એને શુદ્ધ કરવાનો પ્રયત્ન કરતા રહીએ, એટલું જ કરી શકાય એમ છે. જનતાની બુદ્ધિ અને સંસ્કાર સ્પષ્ટ અને શુદ્ધ કરવાથી જ આ થઈ શકે. જબરજસ્તીની અથવા સત્તાપ્રેરિત (ઑથૉરિટેટિવ) શ્રદ્ધાથી તો કેવળ એક પ્રકારની મૂર્તિપૂજાનું સ્થાન બીજા પ્રકારની મૂર્તિપૂજા લઈ લે એટલું જ થાય.

ત્યારે પ્રશ્ન એ ઊઠે છે કે, જ્યારે મૂર્તિપૂજાની એકાદ ખાસ રીત આપણને માન્ય ન હોય, પરંતુ આપણી આસપાસના આખા સમાજની એમાં જ શ્રદ્ધા હોય, તો એ સ્થિતિમાં આપણું વલણ કેવું હોવું જોઈએ?

એમાં આપણે સહકાર ન આપવો હોય તો ન આપીએ. આપણે હાજર રહેવું પડે તો એક દર્શક તરીકે હાજર રહીએ. નાટક સિનેમામાં જ્યારે બીજા ધર્મોની પૂજાનાં દૃશ્ય આવે છે, ત્યારે આપણે શું કરીએ છીએ? ત્યાં તો આપણે કેવળ ખામોશ જ નથી રહેતા, બલકે એ રસપૂર્વક જોઈએ છીએ. તો પછી જે પૂજનમાં સેંકડો લોકોને સાચી શ્રદ્ધા છે, તે આપણે નિષ્ક્રિય સમભાવથી પણ ન જોઈ શકીએ, તો આપણી માણસાઈને જ આપણે બટ્ટો લગાડીએ છીએ.

ખરી વાત એ છે કે, રાષ્ટ્રગીતો પ્રત્યે આજે જે વિરોધ બતાવવામાં આવે છે, તેમાં ખરેખર કંઈ સચ્ચાઈ નથી. આ વિરોધોના મૂળમાં મૂર્તિપૂજાનો નિષેધ કરનારી ધર્માજ્ઞાઓના ભંગનો ડર ખરેખરો નથી. હિન્દુ-મુસલમાનોને એકબીજાથી અલગ કરવાનો જેમણે સંકલ્પ કર્યો છે, તેમને પોતાની મતલબ સાધવા આ બહાનું પણ ઉપયોગી લાગે છે, તેથી તેઓ એના પર ભાર મૂકે છે.

આ સ્થિતિમાં ભોળી હિંદુ જનતા અને ભોળી મુસ્લિમ જનતાને સાચી અને નેક વાત સમજાવવી અને ફૂટ પાડનારાઓની જાળમાંથી તેમને બચાવવી, એ આપણું કર્તવ્ય છે. જે વસ્તુ સદ્બુદ્ધિપ્રેરિત છે તે આખરે માન્ય થયા વગર નહિ રહે, એવી શ્રદ્ધા આપણે રાખવી જોઈએ.

હિન્દી 'सर्वोदय'માંથી

કિ૰ ઘ૰ મ૰

# તુકારામની વાણી

### ૩૯

भक्त देवाघरींचा सुना । देव भक्ताचा पोसणा ॥ १ ॥
येर येरा जडले कैसें । जीतें अंग जैसें तैसें ॥ २ ॥
देव भक्ताची कृपाळु माता । भक्त देवाचा जनिता ॥ ३ ॥
तुका म्हणे अंगें । एक एकाचिया संगें ॥ ४ ॥

ભક્ત દેવ ઘરનો શ્વાન, દેવ ભક્તનો પોષાણ.[1] ૧
પરસ્પર જડયાં કેવાં, જીવ-અંગ મળ્યાં જેવાં. (ટેક) ૨
દેવ ભક્તની કૃપાળુ માત, ભક્ત દેવ તણો તાત. ૩
તુકો કહે અંગે,[2] એક એક તણે સંગે. ૪

### ૪૦

जे कां रंजले गांजले । त्यांसि म्हणे जो आपुले ॥ १ ॥
तोचि साधु ओळखावा । देव तेथेंचि जाणावा ॥ २ ॥
मृदु सबाह्य नवनीत । तैसें सज्जनांचें चित्त ॥ ३ ॥
ज्यासि आपंगिता नाहीं । त्यासि धरी जो हृदयीं ॥ ४ ॥
दया करणें जे पुत्रासी । तेचि दासा आणि दासी ॥ ५ ॥
तुका म्हणे सांगूं किती । तोचि भगवंताची मूर्ति ॥ ६ ॥

જે કો દબાય રિબાય, તેને કરે જે આત્મીય. ૧
તે જ સાધુ પરમાણો, દેવ ત્યાં જ રહે જાણો. (ટેક) ૨
મૃદુ સર્વાંગ[1] નવનીત,[2] તેવાં સજ્જનનાં ચિત્ત. ૩
જેને આશ્રય ન ક્યાંય, તેને રાખે હૃદા માંય. ૪
કરે પુત્રે માયા જેવી, દાસદાસી પરેયે તેવી. ૫
તુકારામ ન અત્યુક્તિ, તે જ ઈશ્વરની મૂર્તિ. ૬

### ૪૧

पापाची वासना नको दावूं डोळां ।
त्याहुनी आंधळा बरा च मी ॥ १ ॥
निंदेचें श्रवण नको माझे कानीं ।
बधिर करोनि ठेवीं देवा ॥ २ ॥
अपवित्र वाणी नको माझ्या मुखा ।
त्याजहुनि मूका बराच मी ॥ ३ ॥
नको मज कधीं परस्त्रीसंगति ।
जनांतूनि माती उठतां भली ॥ ४ ॥
तुका म्हणे मज अवघ्याचा कंटाळा ।
तूं एक गोपाळा आवडसी ॥ ५ ॥

પાપી વાસનાયે નહિ જુઓ આંખો,
તેથી ભલે અંધો રહું હું તો. ૧
નિંદાનું શ્રવણ ન હો મારે કાને,
બધિર કરીને રાખો પ્રભો. ૨
અપવિત્ર વાણી ન હો મારે મુખ,
તેથી ભલે મૂક રહું હું તો. ૩
ન હો મને કદી પરસ્ત્રીસંગતિ,
જગથીયે મટી જતાં ભલે. ૪
તુકા મને આવ્યો સહુથી કંટાળો,
લાગે એક વ્હાલો ગોપાળો તું. ૫

૧ પોષવાવાળો ૨. અંગવાળાં=અસ્તિત્વ રાખનાર.
૧. અંદર બહાર બધે. ૨. માખણ.

કિ૰ ઘ૰ મશરૂવાળા

# સંસ્કૃતિનો પાયાનો ઉદ્યોગ: કેળવણી

કેળવણીને હું સમાજે આદરવાનું એક સાહસ ગણું છું. કે જેને યથાયોગ્ય રીતે પાર પાડવા માટે આખા સમાજનાં તાકાત, બુદ્ધિશક્તિ, આત્મબળ અને વીરતાને ભરતી કરી કામે લેવાં જોઈએ. ગત મહાયુદ્ધ દરમ્યાન એ તો સિદ્ધ થઈ ચૂક્યું છે કે, જરૂર પડે તો એ જાતની સાર્વત્રિક ભરતીનું કામ આજના સમાજોની શક્તિ બહારની વસ્તુ નથી. અલબત્ત, એ ભરતી જુદા જ પ્રયોજનસર કરવામાં આવી હતી. પરંતુ એવી ભરતીની જરૂર આજે એટલી જ તીવ્રતાથી — કદાચ એથી પણ વધુ તીવ્રતાથી — ઊભી થઈ છે, અને એ જરૂર પૂરી પાડવામાં આવે કે ન આવે તેના ઉપર જ આપણી આખી સંસ્કૃતિનું ભાવિ તોળાઈ રહેલું છે.

લાંબા વખતથી યુદ્ધનો 'નૈતિક અવેજ' શોધાતો આવ્યો છે. એ નૈતિક અવેજ કેળવણી જ છે એવું મારું માનવું છે. કારણ કે, તેને માટે કરવી પડતી ભરતીમાં સમાજના બધા વર્ગોએ પોતપોતાનો ફાળો આપી, નાયકો કે સૈનિકો પૂરા પાડવાના છે; તેમ જ તમાં તાકાતવાન મનવાળા તેમ જ તાકાતવાન શરીરવાળા — એ બે વસ્તુઓ છૂટી પાડી શકાય તેવી નથી જ — દરેક નાગરિકને જોડાવાનું છે. મજૂર તેમ જ માલિક, ઉદ્યોગપતિઓ કે ધંધાદારીઓ, કળાકારો કે લેખકો, પાદરીઓ કે સામાન્ય પ્રજાજનો — બધાને જ તેમા ભરતી થવાનું છે કે ભરતી કરવાના છે. બીજાઓ લડતા હોય ત્યારે ઘેર રહી ભાષણો કરવાની ટેવવાળા રાજદ્વારી નેતાઓને પણ પોતાની ટેવ છોડવી પડવાની છે. જે વ્યૂહરચના, હિંમત અને કુશળતા અત્યાર સુધી રણભૂમિ ઉપર જ આવિષ્કાર પામતી, તેમને હવે આ નવી જાતના યુદ્ધમાં દાખવવી પડવાની છે. આ યુદ્ધ પણ પેલાં યુદ્ધો કરતાં ઓછું મુશ્કેલ કે ઓછું જોખમભરેલું નથી જ, તથા તેમા બધી જ સ્ત્રીઓ અને બધા જ પુરુષોને સામેલ થવું પડવાનું છે. એ યુદ્ધ તે માનવજાતિના બે કટ્ટર શત્રુ — અજ્ઞાન અને અણઆવડત — તેમની સામેનું યુદ્ધ છે.

સામ્યવાદે જમીન, મૂડી, યંત્રો વગેરે 'ધનની ઉત્પત્તિનાં સાધનો'ને આખા સમાજની સમાન માલકીનાં બનાવવા ઉપર જ પોતાનું લક્ષ કેંદ્રિત કર્યું છે; પરંતુ ધનની ઉત્પત્તિનું મોટામાં મોટું સાધન તો આત્મા વડે ચેતન બનેલું મનુષ્યશરીર છે, તથા તેના સહકાર વિના બીજાં બધાં સાધન નિરર્થક પણ છે, તે બીના તરફ તો તેણે સંપૂર્ણ દુર્લક્ષ કર્યું છે, અને એ રીતે પોતાની નિષ્ફળતા વહોરી લીધી છે અથવા પ્રાપ્ત કરી લીધી છે. કારણ કે, જ્યાં સુધી મનુષ્યની સમાનતા ન સાધો, ત્યાં સુધી બીજી વસ્તુઓની સમાનતા સાધવાનો પ્રયત્ન જ વ્યર્થ છે. 'તકોની સમાનતા', 'આવકની સમાનતા' કે બીજા ગમે તેની સમાનતાની સાથે સાથે માણસની અસમાનતા સંભવી શકે છે; અને એમ ને એમ તો તે બધી સમાનતાઓ એ અસમાનતામાં જ પરિણમે. મનુષ્યની સમાનતા સિદ્ધ કરવી — અને એ જ સમાનતા માટે લડવા જેવું પણ છે — એ કેળવણીનું કાર્ય છે. તે સિદ્ધ કરવા માટે કેળવણીને આજની તેની પુસ્તકિયા શૃંખલાઓમાંથી મુક્ત કરવી જોઈએ, અને તેને આખા સમાજના પીઠબળ સાથેના એક સામાજિક સાહસ તરીકે હાથ ધરવી જોઈએ. એ સિવાય બીજું કાંઈ આપણી સંસ્કૃતિને આંતરિક છિન્નભિન્નતા અને અંતિમ વિનાશમાંથી બચાવી શકે તેમ નથી.

અત્યાર સુધી જગતનાં મહાન રાષ્ટ્રોનું સંગઠન લડાયક સંસ્થાઓ રૂપે જ થતું આવ્યું છે. એ સંગઠનનો બીજો કોઈ અવેજ ઊભો કર્યા વિના, તેને તોડી પાડવાના સીધા પ્રયત્નો જરૂર નિષ્ફળ જ નીવડે. કારણ કે, બીજો કોઈ અવેજ ઊભો કર્યા વિના, સમાજને સંગઠિત કરનારા એ મુખ્ય પ્રયોજનનો નાશ કરવામાં આવે, તો સામાજિક સંક્ષોભ જ મચી રહે: અને જુદા જુદા ટુકડાઓ રૂપે વીખરાઈ ગયેલી પ્રજાઓ પરદેશી સાથે લડવાને બદલે આપસ આપસમાં જ લડી મરે. અર્થાત્ બાહ્ય કલહો અટકાવવા જતાં આંતરિક કલહો જ તીવ્ર બને

આમ, યુદ્ધનો અવેજ શોધી કાઢ્યા વિના યુદ્ધને નાબૂદ કરવું, એ તો એક મહાન આફત જ જગત ઉપર નોતરવા જેવું થાય. કારણ કે, તેને પરિણામે ચોતરફ સંગઠનના એકમાત્ર પ્રયોજનનો જ નાશ થવાથી, અત્યારે જ સારી પેઠે વધવા લાગેલો માનવ અધઃપાત તેની છેલ્લી દશાએ જઈ પહોંચે. ગત મહાયુદ્ધ બાદ જ્યારે લાખો અને કરોડો સ્ત્રીપુરુષો તેમની ઉપર આવી પડેલા 'મરો કે મરવા કરતાંય બૂરી એવી ગુલામી સ્વીકારો', એ જાતના પડકારમાંથી ઓચિંતાં મુક્ત થઈ ગયાં, અને જેને માટે મરી શકાય એવું કશુંક પૂરું ન પાડનારા — અને તેથી જ જેને માટે જીવવાનું મન થાય તેવી કશી બાબત વિનાના — આ રગસિયા જગતમાં પાછાં ફેંકાયાં, ત્યારે કેવી અવદશા ચોતરફ વ્યાપી રહી હતી, તે સૌ કોઈ જાણે છે. ગઈ કાલની વીરાંગનાઓ આજની ચાલાક ચપળાઓ બની ગઈ, રણવીરો બાપડિયા રાજદ્વારી નેતાઓ બની ગયા; અને બાકીનો આમ સમુદાય કાં તો ગળવળિયા મજૂરોનો વર્ગ બની ગયો કે બેકાર બની સરકારે આપેલા બેકારી-ભથ્થા ઉપર જીવવા લાગી ગઈ. અને જે જગતમાં હંમેશાં કાંઈ ને કાંઈ ભક્ષ માટે ભૂખી જ રહેતી વીરવૃત્તિને કાંઈ પણ ભક્ષ મળતું અચાનક બંધ થઈ

જાય, તથા તેનો કાંઈ જ ઉચિત અવેજ પણ ન ગળી રહે, તે જગતમાં તે બધાં સ્ત્રીપુરુષો કરે પણ શું? કારણ કે, વીરોને વસવા લાયક જગત તો તેને જ કહી શકાય કે જેમાં વીરોને ઉચિત વીરતા દાખવવાનું ક્ષેત્ર મળ્યાં કરે. મહાયુદ્ધના સમય દરમ્યાન આખા સમુદાયને તેવું કાંઈક ક્ષેત્ર મળ્યું હતું; 'સુલેહ'ના દિવસોમાં તે મળતું બંધ થઈ ગયું. યુદ્ધ પછી કરવાની મહાભારત 'પુનર્રચના'ની વાતો અવશ્ય ચાલ્યાં કરતી હતી; પરંતુ જ્યારે સૌ સમજી ગયા કે, એ 'પુનર્રચના'માં સામુદાયિક એશઆરામ સિવાય બીજો કોઈ ઉચ્ચ આદર્શ નહોતો, અને તેનો મોટો ભાગ ભાષણબાજીનો જ બનેલો હતો, ત્યારે બધા પોતાની જાતને પૂછવા લાગ્યા કે, સાચે જ એ વસ્તુમાં કાંઈ 'માલ' છે કે નહિ; અને જ્યારે બધાને માલૂમ પડ્યું કે તેમાં કાંઈ જ માલ નથી, ત્યારે બધાની વીરવૃત્તિ પાછી તંદ્રામાં પડી ગઈ; અને આપણે બધા પૈસા એકઠા કરવાની, એકબીજા સાથે ઝઘડવાની, નાચ-ગાનની, અને ગધાપચીસી કરવાની આપણી જૂની આદતોમાં ફરી પાછા મશગૂલ થઈ ગયા. કોઈ પણ સારી 'સમાજવ્યવસ્થા'ની અંતિમ કસોટી એ નથી કે તે લોકોને 'પૂરતો નિર્વાહ અને પુષ્કળ આરામ' પૂરાં પાડે છે કે નહિ; ખરી કસોટી તો એ છે કે, તે માનવહૃદયમાં રહેલી વીરવૃત્તિને પૂરતું અને સતત કામ આપ્યા કરે છે કે નહિ, તથા નાગરિકોના સમગ્ર સમુદાયને એવા કોઈ સહિયારા સાહસમાં જોડાવા નોતરે છે યા નહિ, કે જેને માટે તેણે મરવા પણ તૈયાર રહેવું જોઈએ તેમ જ જીવવા પણ તૈયાર થવું જોઈએ. એ વસ્તુ સિવાયનો 'નિર્વાહ' માત્ર જડસુઓને પોષતો હશે, અને 'પુષ્કળ ફુરસદ' ગમારોની ફુરસદ બની રહી હશે.

મનુષ્યના સ્વભાવને સર્વાંશે માફક આવે એ રીતે યોજેલી કેળવણી દ્વારા મનુષ્યનું પુનરુજ્જીવન સાધવું, એ કામ યુદ્ધના પ્રસ્તુત અવેજ રૂપ છે. યુદ્ધની માફક તેને આખા સમાજે ઉપાડેલું સાહસ ગણીને ચલાવવાનું છે. ઉદ્યોગ, સાહિત્ય, કળા, ધર્મ—એમ સમાજનાં સૌ બળોને ધંધાદારી શિક્ષકોની મદદમાં સંગઠિત કરવાનાં છે. તેમાં કોઈ વર્ગે કે વ્યક્તિએ ધંધાદારી શિક્ષકના હાથમાં ઘાટ ઘડાવા માટે માટીના લોંદાની જેમ અક્રિયપણે સોંપાવાનું નથી; પણ દરેકે તે કામમાં સક્રિય ભાગ લેવાનો છે અને ફાળો આપવાનો છે: દરેક જણે એકી સાથે ગુરુ તેમ જ શિષ્ય બનવાનું છે. પોતે જે બાબતમાં પછાત કે અણજાણ હોય, તે બાબતમાં તેણે શિષ્ય બનવાનું છે; અને જે બાબતમાં પોતે પાવરધો કે જાણકાર હોય, તે બાબતમાં ગુરુ બનવાનું છે. એ જ વસ્તુ આખા સમાજને પણ લાગુ પડે છે. જેમ તેણે પોતાના શાસક બનવાનું છે, તેમ જ શિક્ષક પણ બનવાનું છે. નહિ તો તે પોતાના ઉપર જાતે શાસન શી રીતે ચલાવે, કે તેનું કહેવાતું 'લોકશાસન' નકામું ફારસ બનતું શી રીતે અટકે?

'આપણી પેઢી માટે યુદ્ધનો અવેજ કેળવણીના ક્ષેત્રમાં મળવાનો છે' એવું જ્યારે હું વિધાન કરું છું, ત્યારે હું પેલી મર્યાદિત તેમ જ ટૂંક સમય માટેની પ્રવૃત્તિ કે જેનો વિરસ 'ગણગણાટ' શાળાના મકાન બહાર ઊભા રહીએ ત્યારે સંભળાય છે, તેને ખ્યાલમાં રાખીને નથી કહેતો. હું તો કેળવણીને આખા સમાજે આદરવાની એક મુખ્ય પ્રવૃત્તિ ગણીને વાત કરું છું. પ્રજાતંત્રમાં જેમ દરેક નાગરિક શાસકનો તેમ જ શાસિતનો એમ બેવડો ભાગ ભજવે છે, તેમ કેળવણીમાં પણ દરેક નાગરિક શિક્ષક તેમ જ શિષ્યનો બેવડો ભાગ ભજવતો હશે. કેળવણીની આ વ્યાપક કલ્પનામાં નિશાળનો પેલો ગણગણાટ નાબૂદ નથી થતો; જોકે તેની નીરસતા કદાચ નાબૂદ થાય ખરી. આજકાલ સૌનો ખ્યાલ એવો છે કે, કેળવણી એટલે ધંધાદારી વેતરાઓ દ્વારા ચલાવાતી, તથા જેનો નીરસ ગણગણાટ શાળા કે કૉલેજની દીવાલોની અંદર ચાલ્યા કરે છે, તે પ્રવૃત્તિ. પરંતુ કેળવણી વિષેનો એ ખ્યાલ પડતો મૂકી, આપણે તેને એક અદ્ભુત રોમાંચક કર્મરૂપ અથવા સમાજે તાકાત દાખવવાના મહાપરાક્રમરૂપ ગણતા થવું જોઈએ. દરેક નાગરિકને તેમાં ખાસ લેવા-દેવા હશે, અને તે પણ થોડા પ્રારંભનાં વર્ષો પૂરતી નહિ, પણ આખા જીવન સુધી વ્યાપેલી. તેનું ક્ષેત્ર વિશ્વવ્યાપી હશે; આદિથી અંત સુધી તે મનુષ્યનું સર્વાંગીણ ઘડતર કરવા મથતી હશે; તથા તેનું ધ્યેય જ્ઞાનસર્વસ્વને માનવકુશળતામાં પરિણમાવવાનું તથા તેને સામાજિક પ્રવૃત્તિના દરેક વિભાગમાં ઉત્તમતાની ઉપાસનામાં યોજવાનું હશે. આ જાતની વ્યાપક કલ્પનામાં કેળવણી એ તો, તત્ત્વજ્ઞાનની જે ગહનમાં ગહન વસ્તુ છે, આધ્યાત્મિકતાનો જે પરમ આદર્શ છે, અને તલ્લીનતાની જે અંતિમ કોટી છે, તેનો ધંધો બની જાય છે; અને આજે પણ એ ધંધામાં પડેલા ઉત્તમોત્તમ કાર્યકર્તાઓ માટે તે તેવો જ છે. કેળવણી એ પ્રમાણે શાળા-કૉલેજની વસ્તુ મટીને સામાજિક વસ્તુ બની જાય, ત્યારે જ તેને યુદ્ધના અવેજ તરીકે રજૂ કરી શકાય; ત્યારે જ તે એવી વસ્તુ બને કે જેને માટે મરવું ઉચિત ગણાય, અને તેથી જેને માટે જીવવું પણ યોગ્ય મનાય.

આપણે દૂરબીન તો ખરું વાપરીએ છીએ, પણ ખોટી બાજૂથી! કેળવણીનો અર્થ કરતી વખતે આપણે બાળકો અને યુવાનોની કેળવણીને જ આદર્શ તરીકે સ્વીકારીએ છીએ, અને પછી કેળવણીમાત્રને શાળા અને કૉલેજમાં ચાલતી પદ્ધતિઓના વિસ્તારરૂપ જ ગણી લઈએ છીએ. હું તમને

તેના કરતાં ઊલટે છેડેથી શરૂઆત કરવાનું સૂચવું છું: શાળા અને કૉલેજને જ કેળવણીમાત્રે અનુકરણ કરવાના કે વિસ્તારવાના આદર્શરૂપ માનવાને બદલે, હું તો એવો પ્રશ્ન કરવાનું સૂચવું છું કે, વ્યાપક સામાજિક કેળવણીની હારમાં શાળાઓ અને કૉલેજોની પ્રવૃત્તિઓને લાવી મૂકવા માટે તેમાં શા શા ફેરફારો કરવા જોઈએ? કેળવણીની આ વ્યાપક કલ્પનામાં સામાજિક કલ્પનાને જ મુખ્ય સ્થાન છે, અને શાળાકીય કલ્પનાને ગૌણ સ્થાન જ છે. અર્થાત્, હું તો સમાજના આધારસ્તંભરૂપ તેની જે મુખ્ય પ્રવૃત્તિઓ: સમાજના બધા ઉદ્યોગો દ્વારા વ્યક્ત થતી જાતમહેનત, અને સમાજની બધી કામનાઓ દ્વારા પ્રગટ થતી ફુરસદ — તેમની સાથે કેળવણીનો ગાઢ સંબંધ જોડવાની વકીલાત કરું છું.

આજની આપણી કેળવણીનો ઇતિહાસ તપાસીએ તો એક અર્થમાં એ જાતનો સંબંધ તેમાં કલ્પાયેલો જ છે. આપણી અત્યારની શિક્ષણપદ્ધતિનું મૂળ ધંધાદારી શિક્ષણની કલ્પનામાંથી જ છે. તે પદ્ધતિ અમુક વખતે અસ્તિત્વ ધરાવતા સામાજિક જીવનમાં વધારેમાં વધારે અગત્યના ગણાતા ધંધાઓની તાલીમ આપવા માટે જાણી-બૂજીને જ યોજવામાં આવી હતી. તે વખતે અક્ષરજ્ઞાન મેળવી પાદરીનો ધંધો કરવો એ જ સમાજમાં મુખ્ય ધંધો ગણાતો હતો. અને પ્રાથમિક શાળાથી માંડીને યુનિવર્સિટી સુધીની આપણી અત્યારની કેળવણીની આખી પદ્ધતિ એ ધંધામાં પ્રવીણતા આપવાને અર્થે જ યોજવામાં આવી હતી. એ પદ્ધતિમાં પાછળથી અસંખ્ય ફેરફારો કરવામાં આવ્યા છે, પરંતુ તેની મુખ્ય રૂપરેખા તો હજુ તેના મૂળ નમૂના મુજબની જ રહી છે. — હજુ પણ તે પદ્ધતિ એક એવા સમાજની ધંધાદારી આવશ્યકતાને અનુરૂપ છે કે જે હવે અસ્તિત્વમાં નથી. પરિણામ એ આવ્યું છે કે, અત્યારે જેને કેળવણી કહેવામાં આવે છે, તેનો ઘણો મોટો ભાગ — કેટલાકને મતે તો તેનો ઘણો ભાગ — વ્યર્થ જાય છે; કારણ કે તે જે જાતની સંસ્કારિતા ઉત્પન્ન કરે છે, તે અત્યારનાં સામાજિક જીવનને અનુરૂપ નથી. ભૂતકાળમાં એક વખત તે કંઈક આવશ્યક પ્રયોજન સિદ્ધ કરતી હતી. પરંતુ અત્યારે તો તે કાંઈ જ પ્રયોજન સિદ્ધ નથી કરતી; અથવા તો એવું કોઈ પ્રયોજન સિદ્ધ કરે છે કે જે ધાર્યા કરતાં ઘણું જુદું છે અને ઇચ્છવા લાયક પણ ભાગ્યે જ કહેવાય.

પૈસા કમાવામાં ઉપયોગી થઈ પડે તેવા ધંધાદારી શિક્ષણની હું અહીં વાત નથી કરતો; હું તો એવા ધંધાદારી શિક્ષણની વાત કરું છું કે જે માણસને સમાજના સભ્ય તથા વિશ્વના નાગરિક બનવાના તેના અગત્યના ધંધાને માટે તેને સર્વાંગીણ તાલીમ આપે. એને માટે તો પુસ્તકિયા જ્ઞાનની પ્રાપ્તિથી કાંઈક પર વસ્તુની જરૂર છે — જોકે તેમાં પુસ્તકિયા જ્ઞાનનો સમાવેશ થતો હશે ખરો. મૅથ્યુ આર્નોલ્ડે સંસ્કારિતાની જે વ્યાખ્યા આપી હતી કે, 'જે કાંઈ સર્વોત્તમ વિચારાયું છે કે કહેવાયું છે, તે જાણવું તે' — તેના કરતાં કોઈ પર સંસ્કારિતાની તેને માટે જરૂર છે — જોકે તેમાં તેનો સમાવેશ થતો જ હશે. હું તો એ જાતની તાલીમની કલ્પના રજૂ કરવા ઇચ્છું છું કે જે સામાજિક દૃષ્ટિએ ઉપયોગી એવા અસંખ્ય પ્રકારોમાંથી કોઈ પણ એક પ્રકારની કુશળતા સિદ્ધ કરવાનો ઉદ્દેશ રાખતી હોય; અને તેનું કારણ પણ એ છે કે, કોઈ પણ પ્રકારનું જ્ઞાન જો અંતે કોઈ પ્રકારની કુશળતામાં પરિણમતું ન હોય, તો તેને અધકચરું જ ગણવું જોઈએ. એનાથી ખાલી પોપટિયા શબ્દો, નકામાં ભણતર, દંભ તથા છીછરાપણું જ નીપજે; તથા તેવા જ્ઞાનવાળો માણસ સમાજનો સભ્ય કે વિશ્વનો નાગરિક બનવાને યોગ્ય નીવડવાને બદલે અયોગ્ય જ નીવડે.

માણસ પોતાના સમાજનો યોગ્ય સભ્ય કે નાગરિક બની શકે તે માટે તો 'જીવનના સમર્થ વિવેચકો ઉત્પન્ન કરવાના' કેળવણીના અત્યારના આદર્શને બદલે, અસંખ્ય પ્રકારોમાંથી કોઈ પણ એક પ્રકારનો કુશળ કારીગર બનાવવાનો આદર્શ પ્રસ્થાપિત થવો જોઈએ. આપણી આજની પેઢી કે જે, 'જીવનની વિવેચનાઓ'ના ભાર નીચે ગૂંગળાઈ ગઈ છે, પરંતુ પોતાના હાથનો ઉપયોગ ઉપરાઉપરી ખોઈ બેઠી છે કે ખોતી જાય છે, તેને ગળે આ ઘૂંટડો ઊતરવો મુશ્કેલ છે.

અને આ કંઈ સમાજની દૃષ્ટિએ વ્યક્તિને વધુમાં વધુ ઉપયોગી બનાવવાનો જ પ્રશ્ન નથી. માણસની પોતાની દૃષ્ટિએ પણ તેને વધુ ઉપયોગી બનાવવાનો સવાલ છે. બીજી બધી બાબતોમાં આપણે યંત્રોના ગમે તેટલા ઋણી હોઈએ, પરંતુ જીવનની સૌથી વધુ એક કીમતી વસ્તુ એવી છે કે જે હંમેશાં હાથબનાવટની જ રહેવાની — એ વસ્તુ તે માનવ પ્રાણીનું સુખ. માણસને જે કાંઈ કામકાજ કરવું પડે, તેમાં કુશળતા દાખવવા સિવાય સુખી થવાનો કોઈને માટે બીજો કોઈ માર્ગ જ નથી: 'જીવનના સમર્થ વિવેચક'ને માટે પણ નહિ!

સામાજિક તંત્રવ્યવસ્થા અથવા બહુમતીના મત-નિર્ણય દ્વારા સુખની સામુદાયિક ઉત્પત્તિનું વ્યર્થ સ્વપ્ન આજે સંખ્યાબંધ લોકોને ભૂતની પેઠે વળગ્યું છે; પરંતુ એ માર્ગે તો દુઃખોનો ડુંગર છે. અત્યાર આગમચ એ સ્વપ્ન આપણને એ દિશામાં દૂર સુધી ખેંચી ગયું છે; અને હજુ પણ તે આપણા ઉપર જે સત્તા ધરાવે છે, તે પોતે જ એ બીનાની એક મહત્ત્વની સાબિતીરૂપ છે કે, આપણી કેળવણીની પદ્ધતિમાં કાંઈક ખામી છે.

હું કેળવણીની જે સામાજિક કલ્પના રજૂ કરવા માગું છું, તેની રૂપરેખા કંઈક આવી હોય: સમાજને

ઉપયોગી એવા ધંધાની મર્યાદામાં માણસને કુશળતાપૂર્વક ઉત્તમતાની સિદ્ધિ પ્રાપ્ત કરવાની . સર્વાંગીણ તાલીમ આપવી. હું ઉપરના વાક્યમાં આવેલા 'સર્વાંગીણ' શબ્દ ઉપર ખાસ ભાર મૂકું છું. મનુષ્યની સર્વાંગીણ કેળવણી સાધવી હોય તો ભૂતકાળમાંથી ચાલી આવતો એક હાનિકારક ભ્રમ સૌથી પ્રથમ આપણે તજવો જોઈશે. એ ભ્રમ એટલે, માણસને શરીર અને મન એ બે જુદા તથા જેમ તેમ કરીને જોડાયેલા અંશોનો બનેલો માનવાનો ભ્રમ — જેમાંથી મનરૂપી અંશ જ દૈવી હોવાથી કેળવણીના ક્ષેત્રમાં સમાવેશ પામે છે, પરંતુ શરીરને તો ઇહલૌકિક–પાર્થિવ–વસ્તુ માની, શરીરવિજ્ઞાનીઓ કે વૈદો માટે પડતું મૂકવામાં આવે છે. એ ભ્રમને અનુસરવાનું છોડી, આપણે તો વિકાસને દરેક પગથિયે શરીર–મનને એક અભેદ્ય એકમ માનીને, તેમના એકસરખા તીવ્ર સહશિક્ષણ માટેની યોજના ઘડવી પડશે. જ્યાં સુધી દરેક ભૂમિકાએ શરીરનો સહકાર ન સાધવામાં આવે, ત્યાં સુધી જ્ઞાનને કુશળતામાં પરિણત કરવાનું શક્ય બને નહિ અને જ્યાં સુધી જ્ઞાન કુશળતામાં પરિણમે નહિ, ત્યાં સુધી તે અધકચરું જ રહે, તથા કેળવણી પોતે પણ અધૂરી જ રહે છે. હલકી કોટીના શારીરિક વિકાસના પાયા ઉપર ઉત્તમ કોટીના માનસિક (કે ચારિત્ર્યવિષયક) વિકાસની ઇમારત ઊભી કરવાનો ખ્યાલ રાખવો, એ એક વ્યર્થ હવાઈ તરંગ જ છે. ઑક્સફર્ડના એક પરદેશી ટીકાકારે કહ્યું છે તેમ, શાળાના વ્યાખ્યાનના ઓરડામાં તમે તમારા જુવાનોનાં મન એવી રીતે કેળવો છો કે જાણે તે બધાને પાદરી બનવાનું હોય; અને ફૂટબૉલના મેદાન ઉપર તેમનાં શરીર એવી રીતે કેળવો છો કે જાણે તે બધાને પોલીસ બનવાનું હોય. શરીર કે મન એ બંનેની કેળવણીમાંથી એકને પણ યથોચિત રીતે સિદ્ધ કરવી હોય, તો એ બંનેની કેળવણી એકસાથે જ ચલાવવી જોઈએ.

આપણી આજની પ્રાથમિક કે માધ્યમિક શાળાઓ એ પ્રશ્નનો વિચાર જ નથી કરતી કે, સમાજને કઈ જાતનાં પુરુષ કે સ્ત્રી જોઈએ છે. તેઓ તો જ્ઞાનની સામાન્ય છાંટ છાંટીને જ — અને તે પણ ઝીલનારાઓની યોગ્યાયોગ્યતાનો વિચાર કર્યા વિના જ — સંતોષ માને છે. કેટલીક જાહેર સંસ્થાઓ અમુક જાતનો માણસ તૈયાર કરવાને ઇરાદે પોતાનું કામ કરતી હોય છે; અને તેટલા પૂરતું તેમનામાં એક પ્રકારનું જોમ પણ હોય છે. પરંતુ તેમના અભ્યાસક્રમ તરફ પણ નજર કરો તો જણાશે કે, જૂના જમાનામાં જે જાતનો સદ્‌ગૃહસ્થ તૈયાર કરવામાં આવતો હતો, તેની જરૂરિયાતો વિચારીને ઘડવામાં આવેલો અભ્યાસક્રમ જ તેમાં પ્રાધાન્ય ભોગવતો હોય છે. અત્યારે જે જાતનો માણસ જોઈએ છે તેની, અરે 'સદ્‌ગૃહસ્થ'ની — જરૂરિયાતોની સાથેય તેને કશો સંબંધ હોતો નથી. અત્યારે તો તે અભ્યાસક્રમ વિવિધ વિષયોના અત્યાચારી જંજાળરૂપ જ બન્યો છે. તેમાં શરીરની કેળવણી મનની કેળવણીથી વિખૂટી પડી ગયેલી છે, તેમ જ તેના 'વિષયો' પણ એકબીજાથી વિરોધી પ્રયોજનોવાળા છે એટલું જ નહિ, પણ આજનો જમાનો જે જાતનો માણસ માગે છે તેની સાથે કશી લેવાદેવા વિનાના છે. એ જ અભ્યાસક્રમ પાછો વિદ્યાર્થીઓની આવશ્યકતાનુસાર પાતળો થતો થતો પ્રાથમિક, માધ્યમિક કે પ્રૌઢ શાળાઓ સુધી પણ ચાલ્યો આવે છે. પરિણામે તેમાંનો મોટો ભાગ નિરર્થક નીવડે છે. એનું પરિણામ એવી 'સંસ્કારિતા'માં આવે છે કે જે ઉપરથી લાદવામાં આવેલી હોય છે, વિજાતીય હોય છે, મુદ્દા વિનાની હોય છે, તથા તેનાં સ્વાભાવિક મૂળ જનસમુદાયના જીવનમાં નંખાયેલાં ન હોવાથી તેનું જે ફળ આવે છે, તે — જો કાંઈ ફળ સાથે જ આવતું હોય તો — જેટલું લાભદાયક હોય છે, તેટલું જ હાનિકારક પણ હોય છે.

અત્યારે તો એક માન્યતા કેળવણીકારોના મુદ્રાલેખરૂપ બની ગઈ છે કે, લોકશાસનમાં રહેલાં આંતરિક જોખમો ટાળવાનો એકમાત્ર તથા પૂરતો ઉપાય 'જ્ઞાનનો પ્રચાર' છે. હું તે માન્યતાનો કટ્ટર વિરોધી છું. એક બાજુ મતાધિકારનો વિસ્તાર કરવાથી અને બીજી બાજુ જ્ઞાનનો પ્રચાર કરવાથી આપણે તે દરેકમાં રહેલાં જોખમોને એકબીજાની અસરથી અક્રિય કરી નાખી શકીશું અને અંતે સારું પરિણામ નિપજાવી શકીશું, એવું માની લેવામાં આપણે ભારે ઉતાવળ કરી છે. અત્યારે જે વસ્તુસ્થિતિ જોવામાં આવે છે તે ઉપરથી એ માન્યતા ખોટી સિદ્ધ થઈ છે. અત્યારે તો એક બાજુ રાજ્યકારભારમાં હિંમતનો અભાવ, અને બીજી બાજુ મતદારોમાં બેકારી-ભથ્થાની ભૂખ, એવાં બે વિચિત્ર તથા કારમાં પરિણામોનું જોડાણ આપણી નજરે પડે છે. સમાજશાસ્ત્ર અને રાજનીતિશાસ્ત્રના જ્ઞાનનો ગમે તેટલો પ્રચાર કરવામાં આવ્યો હોવા છતાં, તથા તેને 'પાતળું' કરી કરી ફાવે તેટલું તળે ઉતરી જાય તેવું બનાવવામાં આવ્યું હોવા છતાં, લોકો તો હજુ જૂના રોમની વસ્તી જેટલા જ 'વ્યવસ્થિત રીતે ઊંધે માર્ગે દોરાવા' તૈયાર છે. અને આપણા રાજકીય નેતાઓ પોતાની આસપાસ સામુદાયિક પાયા ઉપર એ વસ્તુ ચાલતી નજરે જોવા છતાં, તેમનામાંની એકની પણ એવું કહેવાની હિંમત નથી કે, 'આ બદવસ્તુ અટકવી જોઈએ.' કોઈ તેમ કહેવા જાય, તો તેની રાજકીય કારકિર્દીનો અંત જ આવ્યો જાણવો!

જૂના જમાનામાં પરમજ્ઞાનના અનધિકારી પુરુષને કાને જતું સાચવવાની, તથા જેણે કપરી કસોટીઓમાંથી

પાર ઊતરીને સાબિત કરી આપ્યું છે કે, એ જ્ઞાન મેળવવાને તથા તેનો યોગ્ય ઉપયોગ કરવાને પોતે લાયક છે, તેવા અધિકારી પુરુષને જ તે જ્ઞાન આપવાની જે રીત હતી, તેમાં ભારે ડહાપણ રહેલું હતું. એ પ્રાચીન ડાહ્યા પુરુષોને પૂછ્યું હોય તો તેઓ તરત જ કહે કે, અધિકાર જોયા વિના ફાવે ત્યાં જ્ઞાન વેરવું, એ તો સામાજિક વિનાશ નોતરવાનો ચોક્કસ ઉપાય છે. છતાં આપણે આજે એમ જ કરીએ છીએ એક સાદો દાખલો જ લો. આજે આપણે જુવાન સ્ત્રી-પુરુષોમાં વગર વિચારે સંતતિનિયમનના જ્ઞાનનો પ્રચાર કરીએ છીએ; તે સ્ત્રી-પુરુષોમાંનો મોટો ભાગ શારીરિક દૃષ્ટિએ હલકી કોટીનો ગણી શકાય તેવો હોય છે, અને તેથી તેઓ કામભોગને પ્રેમમાં રૂપાંતરિત કરવાને બદલે પ્રેમને જ કામભોગમાં રૂપાંતરિત કરે એવો સંભવ વધારે હોય છે. આપણા કરતાં તો પેલા જંગલી લોકો સારા કે તેઓ એ બધા રહસ્યનું ઉદ્‌ઘાટન જુવાન સ્ત્રી-પુરુષ આગળ કરતાં પહેલાં ચામડી ચિરાઈ જાય તેવી રીતે ફટકારીને તેમની કપરી કસોટી કરી લે છે; અને જેઓ એ કસોટીમાંથી એક ઊહકારો પણ ભર્યા વિના સહનશીલતા અને આત્મ-નિગ્રહ દાખવીને પાર ઊતરે છે, તેમને જ એ મંત્ર-રહસ્ય સંભળાવે છે.

તેથી મારો એવો આગ્રહ છે કે, જ્ઞાનનો પ્રચાર લાયકાતની કેળવણીની સાથે જ ચાલવો જોઈએ. એનો અર્થ એ થયો કે, આપણે સ્ત્રી કે પુરુષની સર્વાંગીણ કેળવણીનો જ વિચાર કરવો જોઈએ; તથા તે પણ અમુક શરૂઆતનાં વર્ષો પૂરતી જ નહિ, પણ ઠેઠ સુધી ચાલ્યા કરનારી કેળવણીનો. નહિ તો, કોઈ બાળક કે પ્રૌઢને લાયક બને ત્યાં સુધી કેળવ્યા બાદ, બીજે અઠવાડિયે જ નાલાયક બનવા જગતમાં છૂટો મૂકવાનો અર્થ જ શો છે?

(ડૉ. જૉક્સના અંગ્રેજી ઉપરથી) ગો૦

# આધુનિક શિક્ષણની નિષ્ફળતા

હિંદી બાળકોના આધુનિક પ્રાથમિક શિક્ષણ તરફ આપણા દેશના શિક્ષણશાસ્ત્રીઓ અને વિદ્વાનોનો અસંતોષ હવે ચારે તરફથી પ્રકટ થાય છે. પાશ્ચાત્ય દેશોમાં દેશનાં આર્થિક, રાજકીય, ઔદ્યોગિક અને સાંસારિક કર્તવ્યોને પોતાના સ્કંધો ઉપર ઉપાડી શકે તેવા નાગરિકો તૈયાર કરાય છે. આપણે ત્યાંની પ્રજાના મોટા ભાગને શિક્ષણ મળી શકે તેવો પ્રબંધ જ નથી. હિંદમાં માત્ર ૧૨ ટકા લોકો જ લખી વાંચી જાણે છે. આવડી નાની સંખ્યાનાં બાળકો-માંથી પણ કારકુનો અને નાના પગારની વ્યક્તિઓ તૈયાર કરવાનું કામ હમણાંનું શિક્ષણ કરે છે.

અભ્યાસક્રમ ખૂબ ખામીઓથી ભરેલો છે. એનો ઉદ્દેશ સ્થિર અને નિશ્ચયાત્મક નથી. એ વિકાસમય અને સમયને અનુકૂળ નથી. માત્ર ભણવાની ચોપડી-માંથી જે પૂછો તે બાળક ગોખણિયા જ્ઞાનથી યાદ કરી કહી જાય છે. એ એનું રહસ્ય સમજતો નથી. એને વ્યવહારમાં ઉતારી શકતો નથી. પોતાના હિતોની ખાતર વાપરી શકતો નથી. એ શિક્ષણના વિષયનું એને પ્રત્યક્ષ જ્ઞાન નથી. શિક્ષકો પણ ગોખણિયાં યંત્રો બનાવે છે. ઘણી વખતે શીખવવાના વિષયોનું સામાન્ય જ્ઞાન શિક્ષકોને પણ હોતું નથી. લાકડે માંકડું ગોઠવાય છે. આંધળાની પૂંઠે આંધળો ચાલે છે.

બાળકોને ગણિત શીખવવામાં આવે છે. પરંતુ વ્યવહારમાં એ ગણિતનો ઉપયોગ અને દરરોજના જીવનકાર્યમાં એનો ઉદ્દેશ શીખવાતો નથી. સરવાળાથી તે ઠેઠ ચક્રવૃદ્ધિ વ્યાજ સુધી માત્ર પાટી ઉપર બાળકો કરી જાય છે. પરંતુ એમના જીવનમાં એનો ઉપયોગ કેમ કરવો તેનું જ્ઞાન મળતું નથી. દેશપરદેશોના ઇતિહાસો પરીક્ષા પાસ કરવા પૂરતા જ શીખવે છે. ભૂગોળ અનેક દેશોની શીખવે છે, પણ આંગણાના પ્રદેશ વિષે વિદ્યાર્થી જવાબ આપી શકતો નથી. વાંચનમાં શબ્દોના ગોખેલા અર્થો જ બોલી જાય છે. પ્રત્યક્ષ જ્ઞાન અને પુસ્તકિયા જ્ઞાનનું ઐક્ય સધાતું નથી. બાહ્ય જગતની વસ્તુઓની સાચી કિંમત અને કદર ગોખણિયા બાળકોને હોતી નથી. પરીક્ષા પાસ કરવા જેટલા માર્ક મેળવવા જેટલી મહેનત કરીને ગોખેલું તરત ભૂલી નવી પરીક્ષા માટે નવું ગોખે છે. એમના વિષયોમાં એમને રસ નથી.

શિક્ષણ માટેની હાર્ટૉગ કમિટીની ભલામણોનો એક ફકરો ધ્યાન ખેંચે તેવો છે: 'ગૃહસંસારને

અનુપયુક્ત શિક્ષણક્રમને લીધે શાળા અને ગૃહના લાભોનું પરસ્પર ખંડન થાય છે.'

બાળકોનાં ગૃહોમાં જે રીતનું વાતાવરણ હોય તે રીત કરતાં શાળાનાં વાતાવરણ, પદ્ધતિ અને સ્થિતિમાં ઘણો ફેરફાર જોવામાં આવે છે. ઘરમાં વપરાતાં અનાજ, રસકસો, ફર્નિચર, વાસણો, વસ્ત્રોની પેદાશ, કિંમત, આમદાની સંબંધી બાળકો કશું જાણતાં નથી. એ વિષે શાળામાં એમને કદી કહેવાતું પણ નથી. ઘણા મોટા છોકરાઓને સાધારણ શાક જેવી વસ્તુ સારી રીતે લાવતાં કે તેનો હિસાબ કરતા આવડતું નથી. આમ જિંદગીની જરૂરિયાતની વસ્તુઓ, તેમનો ઉપયોગ, તેમની કિંમતો વિષે એ ગોખણપટ્ટી કરનારાં બાળકોને કાંઈ જ્ઞાન હોતું નથી. એક ઉચ્ચ શિક્ષણ લેનો છાત્ર બ્રિટનના રાજ્યબંધારણને વિષે બોલી ગયો. પરંતુ તેના આંગણાની મ્યુનિસિપાલિટી વિષેનું તેનું અજ્ઞાન ભયંકર હતું. પ્રસ્તુત જીવનના નિત્ય પ્રસંગો, અનુભવો અને વિચારો સાથે શાળાના શિક્ષણની એકવાક્યતા હોતી નથી. જલદી જલદી ભણી લેવું, તે માટે જલદી પરીક્ષાઓ પાસ કરવી, એ જ આદર્શ એમની પાસે મુકાય છે.

બાળકોને એ જાતનું શિક્ષણ અપાય છે કે જેમાં શ્રમ, સંકટો, કષ્ટ, હાડમારીઓને માટે સ્થાન નથી. ઘણાંખરાં બાળકોને જોશો તો શાક સમારતાં આવડતું નથી. સમારતાં હાથમાં લગાડી બેસે છે અથવા પતીકાં સરખાં અને યોગ્ય કદનાં બનાવતાં નથી. કપડાં પોતાનાં કે ભાંડુઓનાં ધોતાં આવડતાં નથી. કપડાંમાંથી બટન તૂટી પડ્યું તો તે ટાંકતાં આવડતું નથી. ક્યાંક પડ્યા આખડ્યા કે લાગ્યું તો તેને માટે તરત પાટો બાંધી સાધારણ પહેલી સારવાર કરવાનું જ્ઞાન હોતું નથી. પાણીનો લોટો ભરવા જાય છે તો લોટાનું તળિયું પહેલાં સાફ કરવાનું સૂઝતું નથી. ઘણી વખતે એવો છલોછલ લોટો ભરે છે કે પાણી ઢોળાય છે. પોતાનાં પુસ્તકોની સંભાળ રાખવી, તેને પૂંઠાં ચડાવવાં, ફાટે તો ગુંદથી ચોડવાં, એ પણ ઘણાં બાળકોને આવડતું નથી. ઘણાં બાળકોને સીસાપેન ચાકુથી સારી રીતે ઘડતાં નથી આવડતું એ પણ મેં જોયું છે. જો બાળકને ચોકસ, સ્થિર અને સુઘડ બનવાની કેળવણી નાની બાબતોમાં મળે, તો મોટી બાબતોમાં પણ તે સારું જ કરવાની ટેવ રાખશે. બધો આધાર કેળવણી ઉપર છે.

બાળકો તોફાન કરે, મારામારી કરે, દોડે, કૂદે, રમે, હસે, ધક્કામુક્કી કરે, એ તો એમના સ્વાભાવિક ધર્મો છે. એમાં એમને ઉત્તેજન મળવું જ જોઈએ. પરંતુ જગત સાથેના વ્યવહારમાં સામાન્ય ભાવે બાળકો શિસ્ત શીખે એ ઘણું અગત્યનું છે. મેળાઓમાં, મેળાવડાઓમાં, જાહેર સભાઓમાં, નાટક-સિનેમાઓમાં, જ્ઞાતિમંડળોમાં અને દરેક સ્થળે તરત જ શિસ્ત મુજબ ગોઠવાઈ, બીજાઓને મદદ કરી તરત કામ કરાવી આપે, અવ્યવસ્થા દૂર કરે, નિયમિત કામ કરવાની અને વ્યવસ્થા આણવાની દરકાર રાખે, તો આથી હિંદીઓના જીવન ઉપર મોટો આભાર થશે. આપણી પ્રજામાં રેલવેમાં, હોટેલોમાં, અને અનેક જગ્યાઓમાં જે ધક્કામુક્કી જોવામાં આવે છે તે આ શિસ્તનું પાલન નહિ કરવાથી થાય છે. એકડે એકથી શરૂ કરી, એટલે નાના બાળકોમાંથી જ આ શિસ્ત વ્યવહાર શરૂ થાય, તો ઘણું ઇચ્છવા જોગ થઈ પડે. શાળાઓમાં એમને શિસ્તના ફાયદાઓ અનુભવ સાથે બતાવવાની જરૂર છે.

દરેક બાળકમાં કાંઈ ને કાંઈ શક્તિ ગૂઢ રૂપે ઢંકાયેલી હોય છે. એનો આવિષ્કાર કરવો એ શિક્ષણનું મુખ્ય કામ છે. ઘણા ઉજ્જ્વળ ભવિષ્ય-વાળા બાળકોને આ ગોખણપટ્ટીનું શિક્ષણ અનુકૂળ આવતું નથી. તેઓ પોતાને યોગ્ય વાતાવરણ નહિ મળવાથી કરમાય છે. ઘણાં બાળકો પોતાના માનસિક વલણને યોગ્ય ખોરાક નહિ મળવાથી વામનશક્તિવાળાં થાય છે.

આમ, આપણી શાળાઓમાં અપાતા શિક્ષણમાં ઘણું પરિવર્તન કરવાની જરૂર છે. એ જ માટે પ્રોફેસર ઝાકીર હુસેનનો વર્ધા કમિટીનો રિપોર્ટ બહાર પડ્યો છે. પારકી સરકાર પણ આ બાબતનો વિચાર કરી રહી છે. આપણી શાળાઓમાં ખાલી અક્ષરજ્ઞાન આપવા ઉપરાંત બીજા ઘણા વિષયોનું જ્ઞાન સામાન્ય રીતે રમતગમત અને આનંદ-ઉત્સાહના વાતાવરણમાં મળવું જોઈએ. તે બધા તરફ લક્ષ આપી અભ્યાસક્રમની રચના થવી જોઈએ.

ડુંગરસી સંપટ

# 'યુરેકા, યુરેકા'

[ થોડાક વખત ઉપર વિજ્ઞાનાચાર્ય સર ચંદ્રશેખર રામન અમદાવાદ આવ્યા ત્યારે એક વ્યાખ્યાનમાં એમણે કહ્યું હતું કે, ગ્રીસનું ઘણું ઘણું ભુલાઈ જશે, પણ બે માણસ નહિ ભૂલી શકાય: એક સોક્રેટીસ અને બીજો આર્કિમિડીઝ. સોક્રેટીસ સત્યવીર હતો; આર્કિમિડીઝ વિજ્ઞાનવીર હતો. નીચે આર્કિમિડીઝની સરળ જીવનકથા છે ]

ઇટાલીની દક્ષિણે સિસિલીનો ટાપુ આવેલો છે. તે ટાપુના અગ્નિકોણમાં સાઇરેક્યૂઝ નામનું બહુ જ પુરાણું શહેર છે. તે ઈસ્વી સન પૂર્વે ૭૩૩માં સ્થપાયું હતું. આ શહેરની આસપાસ ભવ્ય કોટ આવેલો છે. આજે પણ તેની પુરાણી ભવ્યતાનો ખ્યાલ આવે તેવી ઘણીયે વસ્તુઓ ત્યાં મોજૂદ છે. હાલમાં આ ટાપુ ઇટાલીના કબજામાં છે.

આ શહેરમાં આજથી લગભગ ૨,૩૦૦ વર્ષ પહેલાં ફિડિયસ ( Pheidias ) નામનો ખગોળશાસ્ત્રી રહેતો હતો. તે સાઇરેક્યૂઝ શહેરના રાજા હેરો ( Hiero ) નો ખાસ મિત્ર હતો. કેટલાક માને છે કે તે રાજકુટુંબનો જ માણસ હતો. તેને ત્યાં ઈસ્વી સન પૂર્વે ૨૮૭માં એક પુત્રનો જન્મ થયો, તેનું નામ આર્કિમિડીઝ પાડયું.

આ છોકરો મોટો થયો એટલે નિશાળે ભણવા ગયો. ત્યાં સામાન્ય કેળવણી મેળવી લીધા પછી ઉચ્ચ કેળવણી લેવા માટે તે મીસર દેશમાં એલેક્ઝાંડ્રિયાની વિદ્યાપીઠમાં દાખલ થયો. આ સમયે તે બાજુ આ એક જ વિદ્યાપીઠ મશહૂર હતી. તેથી નાની ઉંમરે પણ સાહસ ખેડીને, છેક *સિસિલીથી ઉત્તર આફ્રિકામાં આવેલા એલેક્ઝાંડ્રિયા સુધી* જેવા તેવા વહાણમાં બેસી, ભૂમધ્ય સમુદ્ર ઓળંગીને તે ત્યાં પહોંચ્યો. એમ કહેવાય છે કે, ત્યાંની વિદ્યાપીઠમાં પ્રખ્યાત ગણિતશાસ્ત્રી યુક્લિડ તેને ગણિત શીખવતો હતો. આ જ કારણે આર્કિમિડીઝને ગણિતનો અને ખાસ કરીને ભૂમિતિનો શોખ લાગ્યો હતો. વળી તેના પિતા ખગોળશાસ્ત્રી હતા, તેથી તેમના કેટલાક ગુણ પણ તેનામાં ઊતર્યા હતા. થોડાં જ વર્ષોમાં એક હોશિયાર વિદ્યાર્થી તરીકે તેની કીર્તિ વધવા લાગી. વિદ્યાપીઠનો અભ્યાસ પૂરો કરી તે સ્વદેશ પાછો આવ્યો.

પોતાને વતન આવ્યા પછી તે નવી નવી શોધો અને નવા નવા પ્રયોગો કરવામાં પડયો. તેથી તેની ખ્યાતિ છેક રાજા હેરો સુધી પહોંચી, અને થોડાં જ વર્ષોમાં રાજાએ તેને પંડિતોનો શિરોમણિ માન્યો.

એક વખત રાજા હેરોએ એક સોનીને સોનાનો મુગટ બનાવવા માટે સોનું તોળીને આપ્યું. મુગટ તૈયાર થયે તે આપવા માટે રાજસભામાં સોની આવ્યો. રાજાને મુગટનો ઘાટ તો ખૂબ ગમી ગયો. પરંતુ કોણ જાણે કેમ, તેને વહેમ પડયો કે, સોનીએ મુગટમાં કાંઈક દગો કર્યો છે. પરંતુ મુગટ ભાંગ્યા વગર, તેમાં ભેગ કરેલો જ છે કે કેમ, એ શી રીતે જણાય? તેણે બધા પંડિતો આગળ, તોડયા વગર મુગટમાંનો ભેગ પારખી આપવાનો આ કોયડો મૂક્યો. તે અરસામાં વિજ્ઞાનની બહુ જ નજીવી શોધો થયેલી હતી, તેથી કોઈને ગમ ન પડી કે, મુગટને તોડયા સિવાય તેમાંનો ભેગ કેમ પારખવો! છેવટે ભેગ પારખવાનું કામ આર્કિમિડીઝને સોંપાયું. તે રોજિંદા કામમાં અને ભૂમિતિની આકૃતિઓ દોરવામાં એટલો બધો મશગૂલ રહેતો કે, તેનાથી આ વિષે બહુ વિચાર કરવાનું બનતું નહિ. છતાંય રાજા તરફથી કામ સોંપાયેલું, અને વળી કોઈની તેમાં ચાંચ ડૂબી નહિ, તેથી તેણે તે તરફ ધ્યાન આપ્યું, અને તેના જ વિચારો તેના મનમાં ઘોળાવા લાગ્યા.

એક દહાડો સાંજને વખતે લોકો રેસ્ટોરાંની બહાર ખાતા પીતા બેઠા હતા. રસ્તામાં ગાડીઘોડા વગેરેનો અવરજવર પુષ્કળ હતો. સ્ત્રીઓ અને પુરુષો ફરવા નીકળી પડયાં હતાં. આખે રસ્તે ભીડ જામી હતી. એવામાં કોઈ ગાંડો માણસ રસ્તે 'યુરેકા' 'યુરેકા' 'યુરેકા' એવી બૂમો મારતો દોડયો જતો જણાયો. એને શરીરે એકે વસ્ત્ર નહોતું. આ જોઈ લોકોને કુતૂહલ થયું. તેવામાં ટોળામાંથી કોઈક બોલી ઊઠયું કે, આ તો રાજાનો ખાસ માનીતો આર્કિમિડીઝ ગાંડો થઈ ગયો લાગે છે. સાચે જ તે આર્કિમિડીઝ હતો અને તે 'યુરેકા, યુરેકા, યુરેકા,' એમ તેની ગ્રીક બોલીમાં બૂમો પાડતો હતો. 'યુરેકા'નો અર્થ 'મેં શોધ્યું.' એવો થાય છે. એવું તે આ માણસે શું શોધ્યું હતું કે, ભાન ભૂલી આમ નવસ્રો તે બૂમો પાડે ને હર્ષમાં આવી જાય?

વાત એમ છે કે, તે જમાનામાં ઘેર નાહવાની બહુ સારી સગવડ દરેકને નહોતી. તેથી રાજ્ય તરફથી પંચનાં હમામખાનાં રખાતાં. એમાં લોકો સવાર સાંજ નાહવા માટે આવે. તે દિવસે સાંજના આર્કિમિડીઝ આ જાહેર હમામખાને નાહવા માટે ગયો હતો. યુરોપના લોકો ટબમાં બેસીને મોટે ભાગે નાગા જ નહાય છે. તેથી તેણે કપડાં ઉતારી ટબને પાણીથી ભરવા ચકલી ખોલી. પરંતુ વિચારમગ્ન હોવાથી ટબ ભરાઈ ગયું, તેની તેને ખબર ન રહી. છેવટે સ્વસ્થ થતાં ચકલી બંધ કરી, ઉપયોગ

ભરેલા ટબમાં નાહવા બેઠો. જેવો તે ટબમાં બેઠો તેવું તેની અંદરનું પાણી છલકાઈને બહાર પડવા લાગ્યું. તે જરા ઊંચો થયો એટલે ટબમાં પાણી ઓછું માલૂમ પડયું, કારણ કે તે જ્યારે ટબમાં બેઠો ત્યારે તેના શરીરના કદ જેટલું પાણી બહાર ઢળી ગયું હતું. તેના મગજમાં પેલા સોનાના મુગટના વિચારો તો રમી જ રહ્યા હતા. તે હવે આ પાણી ઢળ્યાની બીના સાથે જોડાયા. તેમાંથી તેની સતેજ બુદ્ધિએ પેલા મુગટનો ભેગ પારખવાની રીત કલ્પી કાઢી. આથી તે એટલા બધા ઉત્સાહમાં આવી ગયો કે, લાગલો જ ટબમાંથી બહાર નીકળી, ઉત્સાહમાં ને ઉત્સાહમાં કપડાં પહેરવાનું ભૂલી જઈને, નીતરતા શરીરે, 'યુરેકા,' 'યુરેકા,' એવી બૂમો પાડતો, ઊભી બજારે નાઠો ! લોકો તેની મશ્કરી કરે છે કે મજાક ઉડાડે છે તેની જરાયે પરવા કર્યા સિવાય, ધૂનમાં ને ધૂનમાં, પોતાને ઘેર પહોંચ્યો. ત્યાં જઈ કેટલાક પ્રયોગોને અંતે, તેણે નક્કી કર્યું કે, મુગટના સોનામાં ચાંદીનો ભેળ કરેલો જ છે.

પ્રયોગ એવી રીતે કર્યો કે, તેણે મુગટના વજન એટલા જ વજનના બે ગોળા બનાવ્યા. એક ચોખ્ખા સોનાનો અને બીજો ચોખ્ખી ચાંદીનો. એક કાચના નળામાં પ્રથમ પાણી ભરી તેની સપાટીએ નિશાની કરી લીધી. પછી તેમાં પેલો સોનાનો ગોળો મૂકવાથી પાણી ઊંચે ચડયું તે સપાટીએ બીજી નિશાની કરી. હવે તે ગોળો બહાર કાઢી તેની જગાએ ચાંદીનો ગોળો પાણીમા મૂકયો, અને તેનાથી ઊંચે ચડેલ પાણીની સપાટી નોંધી લીધી. સોનાના ગોળાને લીધે ઊંચે ચડેલ પાણીની સપાટી કરતાં ચાંદીના ગોળાને લીધે ઊંચે ચડેલ સપાટી વધુ ઊંચી હતી. કારણ કે, સોના કરતાં ચાંદી હલકી હોવાથી તેનો સરખા વજનનો ગોળો મોટો થયેલો, તેથી તેના મોટા કદને લીધે પાણી પણ વધુ ઊંચું ચડેલું. ત્યાર પછી મુગટને પાણીમાં મૂકી જોયો તો પછી બે નિશાનીઓની વચ્ચે કોઈક જગાએ પાણીની સપાટી ચડેલી જણાઈ. આ ઉપરથી તેને ખાતરી થઈ કે, સોનું શુદ્ધ વાપર્યું નથી, પરંતુ ચાંદીના ભેળવાળું વાપર્યું છે. છેવટ સોનીએ પણ કબૂલ કર્યું કે ભેળ કરેલો હતો. આ રીતે આર્કિમિડીઝે એક મહત્ત્વની શોધ દુનિયાને ભેટ કરી કે, જેને આધારે આજે આપણે, ઘણી સહેલાઈથી, ધાતુઓનું શુદ્ધ અશુદ્ધપણું પારખી શકીએ છીએ. આ યુક્તિને આજે આપણે આર્કિમિડીઝનો સિદ્ધાંત કહીએ છીએ. કે, 'પાણીમાં મૂકેલ કોઈ પણ વસ્તુનું વજન, તેના ઘનફળ જેટલા કદના પાણીના વજન જેટલું ઓછું થાય છે.'

આ ઉપરાંત બીજી એક શોધ તેણે મિસરમાં ભણતાં ભણતાં કરી હતી. ત્યાં પાણીની તંગીને લીધે મોલ સુકાતો હતો. તેથી તેણે એક એવા યંત્રની શોધ કરી કે, તેની મદદ વડે પાણી સહેલાઈથી ઊંચે લાવી શકાય અને મોલને પાણી પાઈ શકાય. તે યંત્રમાં મરોડી આકારનો એક સ્ક્રૂ હોય છે. તેને ઢાળ પડતો ગોઠવીને ફેરવવાથી દર આંટે, આંટાને લીધે પાણી ઊંચે ચડે છે. ખાસ કરીને રાજા હેરોએ બંધાવેલ વહાણમાંથી પાણી ઉલેચવા માટે આ સ્ક્રૂનો ઉપયોગ કરવામાં આવેલો. તેને આજે આપણે આર્કિમિડીઝના સ્ક્રૂ તરીકે ઓળખીએ છીએ.

આ તો તેણે કરેલી ઘણી શોધોમાંની એક છે. જેટલી જેટલી શોધો તે કરતો હતો તે દરેક વખતે નાના બાળકની પેઠે તે આનંદથી નાચી ઊઠતો. અને શોધ કરવાની પાછળ તે એટલો બધો મશગૂલ થઈ જતો કે, કેટલીક વાર નાહવાનું અને ખાવાપીવાનું પણ ભૂલી જતો, અને તેનાં સગાંવહાલાં તેને પરાણે નાહવા લઈ જતાં. કોઈ કોઈ વાર તો એવા વિચારમાં પડી જતો કે લોકોને લાગે કે જાણે તે સૂનમૂન થઈ ગયો છે. પણ તેનું ધ્યાન તો નવું શોધવામાં જ પરોવાયેલું રહેતું. કેટલીક વાર તો સાબુ વડે નાહતી વખતે શરીર પર જે ફીણ વળતું તેની ઉપર આંગળી વડે ભૂમિતિની આકૃતિઓ દોરતો કલાકોના કલાકો વિતાવતો હતો. આવો ધૂની માણસ એ હતો.

આર્કિમિડીઝ હવે ઘરડો થવા આવ્યો હતો. આ સમયે આખો ભૂમધ્ય સમુદ્રનો કાંઠો લડાઈથી ભરખી રહ્યો હતો. કાર્થેજવાસીઓ, રોમનો અને ગ્રીકો અરસપરસ લડી રહ્યા હતા. એકબીજાનાં શહેરો ફરતા ઘેરા ઘલાતા હતા અને એકબીજા ઉપર અત્યાચારો અને ત્રાસ ગુજરતા. કેટલાંય શહેરોમાં, જીત્યા પછી લૂંટ પણ ચાલતી. આ સમયે રાજા હેરોના સાઈરેક્યૂઝ શહેરમાં શાંતિ હતી. છતાંય તેને બીક રહેતી જ હતી કે, કદાચ તેના શહેર ઉપર પણ આક્રમણ થાય ! તેથી તેણે પાણી પહેલાં પાળ બાંધવા માટે અગમચેતીરૂપે સાવચેતીનાં પગલાં ભરવાનું શરૂ કર્યું. અને હવે લોકોમાં પણ પ્રખ્યાત થયેલા ગણિતશાસ્ત્રી આર્કિમિડીઝને, બચાવનાં અને આક્રમણ કરવાનાં શસ્ત્રો શોધવાનું કામ સોંપાયું.

કદાચ તમને આશ્ચર્ય થશે કે, આવા ધૂની માણસને આ કામ કેમ સોંપ્યું હશે ! પણ તેનું કારણ એ છે કે, અગાઉ એક વખત આર્કિમિડીઝે રાજા હેરોને કહ્યું હતું કે, 'જો તમે મને એક ઉચ્ચાલન અને તેને ટેકવવા માટે જમીનનો નાનોશો ટુકડો આપો, તો હું દુનિયાને પણ હલાવી દઉં !' માત્ર આટલું કહીને જ તે બેસી નહિ રહેલો. તેણે તો ઉચ્ચાલનનો ચમત્કાર રાજા હેરોને જાહેરમાં પણ બતાવ્યો હતો.

એક મોટું વહાણ તૈયાર કરાવી તેમાં તેણે ભરપૂર માલ ભર્યો, અને તેમાં કેટલાક લોકોને પણ બેસાડયા. પછી તેણે તેની સાથે કેટલાંક દોરડાં બાંધ્યાં, અને દૂર ગોઠવેલ હસ્તચાલન અને ગરગડી સાથે તેનો સંબંધ યોજ્યો. હવે તેણે દૂર જ ઊભા ઊભા, સર્વેની હાજરીમાં, જરાયે મુશ્કેલી વગર, બહુ જ આસાનીથી વહાણને ખેંચી બતાવ્યું. આ વહાણને એમ ને એમ ખસેડવું હોત તો ઘણુંયે માણસોને ધકેલવા માટે બોલાવવાં પડત. પરંતુ આર્કિમિડીઝે તો દૂર જ ઊભા રહીને, માત્ર પોતાના જ હાથ વડે, પોતાનું યંત્ર ફેરવીને વહાણને ખેંચ્યું હતું. આ જોઈ સૌ દિંગ થઈ ગયા અને આર્કિમિડીઝને ધન્યવાદ આપ્યા. આવું તેનું યંત્રશાસ્ત્રનું જ્ઞાન જોઈને જ રાજાએ તેને નવાં શસ્ત્રો બનાવવાનું કામ સોંપ્યું હતું.

રાજાની ઇચ્છા મુજબ આર્કિમિડીઝ તો શસ્ત્રો બનાવવા મંડી પડયો. પણ ઊંડે ઊંડે તેની ઇચ્છા તો આવાં શસ્ત્રો નહિ બનાવવાની જ હતી. એ એટલા ઉપરથી સ્પષ્ટ જણાય છે કે, જ્યારે જ્યારે તેને તે શસ્ત્રોની બનાવટનું વર્ણન લખવાનું કહેવામાં આવતું, ત્યારે ત્યારે તે ધસીને ના પાડતો. અને તે વિષે પોતાનો અણગમો પણ વ્યક્ત કરતો. માત્ર સ્વદેશપ્રેમ અને રાજ્યભક્તિને લીધે જ તે શસ્ત્રો બનાવવા તત્પર થયો હતો. તેણે શોધેલાં શસ્ત્રો સાયરેક્યૂઝની રાંગે રાંગે રક્ષણાત્મક યંત્રો તરીકે ગોઠવી દેવામાં આવ્યાં હતાં.

થોડાં જ વર્ષોમાં રાજાની બીક સાચી પડી, અને રોમન સેનાપતિ ક્લૉડિયસ માર્સેલસ (Claudius Marcellus) ચડી આવ્યો. પરંતુ આર્કિમિડીઝે તો પહેલેથી જ દરિયા કાંઠા તરફના કોટ ઉપર એવાં યંત્રો (engines) ગોઠવી દીધાં હતાં કે, તેમની મદદ વડે મોટા મોટા લાકડાના પાટડાઓ ફેંકી શકાય અને જે વહાણને લાગે તેના તો બાર જ વગાડી દે તે યંત્રો ચલાવવા માટેની બધી જ સામગ્રી પણ તૈયાર રાખેલી. જેવાં વહાણ નજીક જણાયાં કે તરત કેટલાંક વહાણને તો લાકડાના ગડ્ડા ફેંકીને જ ડુબાડયાં. જ્યારે કેટલાંક વહાણ, કોણ જાણે કેમ, આગળથી આપોઆપ ઊંચકાયાં અને જેવાં પાછલા ભાગ પાણીમાં ડૂબ્યાં કે તરત પાણીને તળિયે જઈને બેઠાં. આ માટે આર્કિમિડીઝે પહેલેથી જ એવી યુક્તિ કરી હતી કે, કોટની દીવાલેથી દોરડા વડે આંકડા બાંધીને પાણીમાં લટકાવ્યાં હતા. વહાણનો આગલો ભાગ આંકડામાં ભેરવાય કે તરત જ કોટ ઉપરનો માણસ યંત્રની મદદ વડે ખેંચતો એટલે વહાણો ઊંચકાતાં હતાં. વળી કેટલાંક વહાણો તો કાંઠા તરફ ધસડાયે જ જતાં અને છેવટે કાંઠા સાથે અફળાવાથી તેઓના ભુક્કા ઊડી જતા. આ પણ આર્કિમિડીઝની યુક્તિનું જ પરિણામ હતું. ઉપરાંત કેટલાંક વહાણોને તો હવામાં અધ્ધર લટકાવી જ રાખવામાં આવેલાં, અને તેઓ આમતેમ ઝોલાં ખાતાં જ નજરે પડતાં હતાં.

આ બધું જોઈને માર્સેલસે પોતાના ઇજનેરોને બોલાવ્યા અને આની સામેના ઉપાયો યોજવાનું કહ્યું. બધાએ મળીને આઠ વહાણો ઉપરાઉપરી ગોઠવી તેની ઉપર એક યંત્ર મૂકી આપ્યું જેવું તે તોતિંગ યંત્ર કોટની બાજુમાં આવ્યું કે તરત જ આર્કિમિડીઝનું એક યંત્ર કામે લગાડયું અને તેના સાદા વહાણની પેઠે જ, ભુક્કા ઉડાવી દીધા. વળી એક એવી દંતકથા ચાલે છે કે, આ વહાણો જેવાં સાઇરેક્યૂઝની નજીક આવ્યાં કે તરત આર્કિમિડીઝે અગાઉથી ગોઠવી રાખેલા અંતર્ગોળ અરીસાઓની મદદ વડે બાળીને ખાખ કરી મૂકેલાં. આનો ક્યાંય વિશ્વાસપાત્ર ઉલ્લેખ મળતો નથી, તેથી કપોલકલ્પિત હોય તેમ લાગે છે. એટલું તો ખરું જ કે, આર્કિમિડીઝે સામાન્ય લોકોને ન સમજાય તેવાં બચાવનાં ઘણુંયે શસ્ત્રો તૈયાર કરેલાં. આવાં સાધનો જોઈને રોમન લોકો તો હેબતાઈ જ ગયા. જો કોઈ રોમન, કોટની બહાર, દોરડાનો કે લાકડીનો ટુકડો જોતો તો એટલો બધો ગભરાઈ જઈને બૂમ મારતો કે, કેમ જાણે સાચે જ આર્કિમિડીઝ તેની સામે કાંઈક ગોઠવી રહ્યો છે, અને બીજાનો માર્યો પોબારા ગણી જતો. આ હકીકતની ખબર માર્સેલસને તો હતી જ, તેથી તેણે છેવટે ઘેરાની યોજના પડતી મૂકી અને માત્ર સાઇરેક્યૂઝની ફરતે ચોકી ગોઠવી દીધી. લગભગ ત્રણ વર્ષ સુધી આર્કિમિડીઝનાં યંત્રો સામે માર્સેલસની કાંઈ જ કારી ફાવી નહિ, એટલે છેવટે છેતરપિંડીનો આશ્રય લઈ, ગામમાં ઘૂસી, સાઇરેક્યૂઝનો ઈસ્વી સન પૂર્વે ૨૧૨માં કબજો લીધો. આ વખતે આર્કિમિડીઝની ઉમ્મર ૭૫ વર્ષની હતી.

શહેર જીતી રોમન લશ્કર ગામમાં પેઠું. તે જમાનામાં વિજયોન્મત્ત લડવૈયાઓ ગામો લૂંટતા અને ત્રાસ ફેલાવતા. પણ માર્સેલસની એવી ઇચ્છા હતી કે, ત્રણ ત્રણ વર્ષથી પોતાના શહેરનું રક્ષણ કરી શકે તેવાં શસ્ત્રો બનાવનાર મહાપુરુષને નજરે નિહાળવો. ઉપરાંત આવા મહાપુરુષ પ્રત્યે તેના દિલમાં જે આદર હતો, તે તેની રૂબરૂ વ્યક્ત કરવાની પણ તેની ખાસ ઇચ્છા હતી. વળી પોતાને શરણે આવનાર લોકોમાં આર્કિમિડીઝ પણ આવશે તેવી તેની ધારણા હતી. પણ એ બિચારાને શી ખબર કે તે કેવી જાતનો માણસ હતો! તે તો તેના પ્રિય વિષયમાં એટલો બધો મગ્ન રહેતો કે કદી તે લડાઈનું ક્ષેત્ર જોવા, ઘરની બહાર, લડાઈનાં ત્રણ વર્ષ દરમ્યાન નીકળ્યો જ નહોતો. અરે! બહારના બનાવો જ વીસરી ગયેલો, અને સાઇરેક્યૂઝના પતનની તો, તેથી, તેને ખબર જ નહોતી પડી. છેવટે શરણે આવનાર લોકોમાં આર્કિમિડીઝને ન જોયો. એટલે તેને મળવાની ખાસ ઇચ્છાએ જ માર્સેલસે, તેની નીચેના એક અધિકારીને

હુકમ કર્યો કે, 'આર્કિમિડીઝ મને મેળવી આપશો ? તેને મળવાની મારી ઇચ્છા છે.' આ અધિકારીએ વળી બીજા અધિકારીને તદ્દન લશ્કરી ભાષામાં હુકમ આપ્યો કે, 'આર્કિમિડીઝને શોધી કાઢો. સેનાપતિને તેની જરૂર છે.' પછી તો પૂછવું જ શું ! તેણે એક સિપાહીને શોધવા મોકલ્યો. તેણે તેનો એકાદ ઘરમાં પત્તો મેળવ્યો. જુએ છે તો એક ૭૫ વર્ષનો બુઢ્ઢો, જમીન ઉપર પોતાની આંગળીઓ વડે આકૃતિઓ દોરી રહ્યો છે. સોલ્જરે કહ્યું કે, 'બુઢ્ઢા, ઊઠ. સેનાપતિ તને બોલાવે છે.' આર્કિમિડીઝના પેટનું પાણીયે હાલ્યું ન હોય તેમ, અને જાણે કે સાંભળ્યું જ ન હોય તેમ, નીચું ઘાલીને આકૃતિઓ પાડયા જ કરી. ફરીથી સિપાહીએ લશ્કરી ઢબે કહ્યું કે, 'અરે ઊઠ, સાંભળતો નથી કે? સેનાપતિ તને બોલાવે છે.' તેણે તેની સામે જોઈને જવાબ આપ્યો કે, 'છટ ! શું છે વળી ? ચાલ્યો જા અહીંથી. હું હમણાં નવરો નથી.'

સિપાહી એક ડગલું આગળ આવ્યો. કારણ કે તેને તો હુકમ બજાવવાનો જ હતો. વળી લીટા, ચોકડીઓ, ગોળકુંડાળાં વગેરે આકૃતિઓ કંઈ તેને મન કામનાં કહેવાય ! અને સિપાહી કાંઈ ચોલે પણ ખરો ! તેણે તો તરત જ આર્કિમિડીઝનું કાંડું પકડયું. પણ બુઢ્ઢો ક્યાં જાય તેવો હતો. તેણે તો નમ્રતાપૂર્વક ઝટ લઈને કાંડું છોડાવી નાખ્યું અને કહ્યું કે, 'જ્યાં સુધી મારો દાખલો પૂરો નહિ થાય, ત્યાં સુધી હું કોઈ વાતે તારી સાથે આવું તેમ નથી.' બસ, તરત જ સિપાહીને થયું કે આ બુઢ્ઢો ઉદ્ધતાઈથી વર્તે છે. તેણે તો આવવા માટે છેવટની ચેતવણી આપી. પણ આર્કિમિડીઝે તો, જાણે સાંભળતો જ ન હોય તેમ, દાખલો ગણવાનું અને આકૃતિઓ પાડવાનું ચાલુ રાખ્યું. રોમન સિપાહીનો મિજાજ ગયો. તેણે તરત જ બુઢ્ઢાની છાતીમાં ખંજર ભોંકી દીધું. તે જ ક્ષણે આર્કિમિડીઝ પોતે ગણી રહેલા દાખલાની આકૃતિ ઉપર ઢળી પડી મરી ગયો, અને જમીન લોહીલોહાણ થઈ ગઈ.

સિપાહીએ જ્યારે આની જાણ માર્સેલસને કરી ત્યારે તેના હૃદયમાં કારી ઘા વાગ્યો અને તે બહુ જ દિલગીર થયો. તેને એટલું બધું દુખ થયું કે, આર્કિમિડીઝનું ખૂન કરનાર સિપાહીનું મોં પણ જોવાની ના પાડી. પછી આર્કિમિડીઝના સગાંવહાલાંને બોલાવી આશ્વાસન આપ્યું અને ખાસ રકમ પણ આપી. તેમ જ મહાન પુરુષને છાજે તેવી રીતે આર્કિમિડીઝને દફનાવ્યો, અને અગાઉથી તેણે વ્યક્ત કરેલી ઇચ્છા પ્રમાણે તેની કબર ઉપર નળાની અંદર ગોળાવાળી આકૃતિ પણ કોતરાવી. કારણ કે, તે માનતો હતો કે આ જ તેની મહાન શોધ હતી.

આર્કિમિડીઝને ગણિતશાસ્ત્રનો બહુ જ શોખ હતો. તેથી તેણે તે અંગે અને યંત્રશાસ્ત્ર ઉપર લગભગ દરેક પુસ્તકો લખ્યાં હતાં, જે હજુ પણ સચવાઈ રહ્યાં છે. એ ઉપરાંત ઘણાં પુસ્તકો લખેલાં તેનો પત્તો લાગતો નથી. તે જ્યારે જ્યારે નવું પુસ્તક લખતો ત્યારે ત્યારે તે પોતાના સહાધ્યાયી, સેમોસ (Samos) ટાપુના રહીશ, કોનન (Conon)ને બતાવ્યા પછી જ પોતે દુનિયાને જાહેર કરતો.

આર્કિમિડીઝ મરાયા પછી સાઇરેક્યૂઝની તો દશા જ બેઠી. વૈજ્ઞાનિકોમાં તો તેનું નામ અમર થઈ ગયું હતું, પરંતુ સાઇરેક્યૂઝની વસ્તી તો તેને ભૂલી જ જવા લાગી. તેની કબર ઉપર કાંટા અને ધૂળ જામી. પરંતુ ૧૩૦ વર્ષ પછી, એટલે લગભગ ઈસ્વી સન પૂર્વે ૭૫માં સીસરોને એગ્રીજેન્ટાઈન (Agrijentine) દરવાજા પાસે આર્કિમિડીઝની કબર મળી આવી. જો તેણે તે સાફસૂફ કરાવીને તેનો પુનરુદ્ધાર ન કર્યો હોત, તો ગ્રીસના લોકો તેને કાળે કરીને તદ્દન ભૂલી જ જાત.

નારાયણદાસ સહારિયા

માણસ જે મેળવે છે તેમાં નહિ, પણ જે મેળવવા તે ઝંખે છે તેમાં તેની સાર્થકતા સમાયેલી છે.

* * *

માનવજીવનનું રહસ્ય સિદ્ધિમાં નહિ, પણ તેની સાધ્યની શક્તિમાં રહેલું છે.

* * *

આપણું મન વાદળી જેવું અને હૃદય પ્રવાહ જેવું છે. આપણામાંના ઘણા (પ્રવાહ પેઠે) વહેવાનું નહિ પણ (વાદળી પેઠે) ચૂસવાનું પસંદ કરે છે, એ નવાઈ જેવું નથી ?

ખલિલ જિબ્રાન

# વહેવારુ ખગોળ—૨૦

## ગ્રહોનાં લોપદર્શન વિષે વિશેષ

ગ્રહોનાં લોપદર્શન વિષે થોડોક વિચાર આપણે ગયા લેખમાં કર્યો. આ વિષયનું મહત્ત્વ જોતાં તેનો જરા વધારે વિચાર કરી લેવો ઘટે છે.

આ વિષય હિંદુસ્તાન માટે ખાસ મહત્ત્વનો એટલા માટે છે કે, આ વિષયનો વિગતવાર અભ્યાસ અત્યાર સુધી હિંદુસ્તાન સિવાય કોઈ દેશે કર્યો નથી. યુરોપ અમેરિકામાં તો આ વિષયનું ગણિત જ નથી. જૂના ચીન, ઇજિપ્ત, બૅબિલોનિયા, વગેરે દેશોમાં આ વિષયનું કંઈ ગણિત હોય એમ મારા જાણવામાં નથી. આ વિષય પર જે થોડું જાણવાનું આપણને મળે છે તે હિંદુસ્તાનનું જ છે. આ વિષયમાં હિંદુસ્તાનની મૌલિકતા (સ્વતંત્રતા) વિષે કોઈ ઇતિહાસજ્ઞ શંકા લઈ શકે એમ નથી.

અમુક ગ્રહ કે તારો નરી આંખે દેખાતો ક્યારે બંધ થશે અને ક્યારે ફરી દેખાશે એ જાણવાની ઇચ્છા એટલી સ્વાભાવિક છે કે, યુરોપના પ્રગતિશીલ દેશોમાં એનો અભ્યાસ કેમ થયો નહિ હોય, એ બાબત પ્રથમ દૃષ્ટિએ નવાઈ જેવી લાગે છે. પણ જરા વધારે વિચાર કરતાં આનું કારણ સમજવું મુશ્કેલ નથી. યુરોપ હિંદુસ્તાન કરતાં વધારે ઉત્તર અક્ષાંશમાં આવેલ છે, તેથી ત્યાંનું આકાશ હિંદુસ્તાન જેટલું સ્વચ્છ રહેતું નથી. વિશેષમાં, ક્ષિતિજ પરનું આકાશ ધુમ્મસ વગેરેને લીધે ભાગ્યે જ સ્પષ્ટ રહે છે. લોપદર્શન ક્ષિતિજની નજીક જ થાય છે. વાદળાં, ધુમ્મસ, વગેરેને લીધે જ્યાં સામાન્ય તારાઓનું નિયમિત દર્શન મુશ્કેલ બને છે, ત્યાં આવા વિષયનો વ્યવસ્થિત અભ્યાસ ન થઈ શકે એ સ્પષ્ટ છે. વળી યુરોપમાં દૂરબીનની શોધ પછી તો આ વિષય બિલકુલ મહત્ત્વ વિનાનો બની ગયો. સૂર્યની અત્યંત નજીકના તારા સિવાયના બધા તારા ધોળે દહાડે સારાં દૂરબીનોમાંથી દેખાય છે, એટલે નરી આંખે ન દેખાતા પદાર્થો દૂરબીનમાંથી દેખાય છે. તેથી આ વિષયનું બહુ મહત્ત્વ ખગોળવેત્તાઓને હવે રહ્યું નથી.

હિંદુસ્તાનમાં આ વિષયને જે મહત્ત્વ મળ્યું છે, તેનાં કારણોમાં અહીંના સ્વચ્છ આકાશ અને દૂરબીનોના અભાવ ઉપરાંત બીજું એક છે. જ્યારે ગુરુ, શુક્ર વગેરેનો અસ્ત હોય, ત્યારે લગ્ન વગેરે કેટલીક ધાર્મિક ક્રિયાઓ કરી શકાતી નથી. આ માન્યતાને લીધે આ વિષયના અભ્યાસને વેગ મળ્યો છે. અત્યારના વૈજ્ઞાનિક યુગમાં વૈજ્ઞાનિક ખગોળશાસ્ત્રની તુલનામાં ફલજ્યોતિષ કે ધાર્મિક માન્યતાઓ આપણને ગમે તેટલી ઓછા મહત્ત્વની લાગે, તોપણ હિંદુસ્તાનના ખગોળશાસ્ત્રનો ઘણોખરો વિકાસ આ ધાર્મિક અને ફલજ્યોતિષની માન્યતાઓને લીધે જ થયો છે, એ વાતમાં કંઈ શંકા નથી. લોપદર્શનના વિષયમાં પણ એમ જ બન્યું છે. આજે આ માન્યતાઓ અગાઉ જેટલી મહત્ત્વની રહી નથી, છતાં લોપદર્શનનો વિષય હિંદુસ્તાન માટે હંમેશાં મહત્ત્વનો રહેશે. આનું એક કારણ હિંદુસ્તાનનું આકાશ વર્ષના મોટા ભાગમાં સ્વચ્છ રહે છે એ તો છે જ; પરંતુ જ્યારે સારાં દૂરબીનો હિંદુસ્તાનમાં ઠેર ઠેર મળી શકશે, ત્યારે પણ લાખમાંથી એક માણસ જ તેનો કાયમ ઉપયોગ કરી શકશે, એ બીજું કારણ પણ છે.

આ વિષયમાં વધારે શોધખોળ કઈ રીતે થઈ શકે તેનો વિચાર કરતા પહેલાં, આ વિષયમાં આપણા જૂના ગ્રંથોમાં આપેલું ગણિત જોઈ જવાથી લાભ થશે. આપણે ગયા લેખમાં જોયું કે, આપણા જૂના ગણિત પ્રમાણે આવતાં અને પ્રત્યક્ષ દેખાતાં લોપદર્શનોમાં ઘણો ફરક આવે છે. છતાં તેમાંથી આપણને કેટલીક મદદ મળશે.

આપણા જૂના ગણિતમાં ચંદ્ર, મંગળ, બુધ, ગુરુ, શુક્ર અને શનિ એ ગ્રહોનાં અને અગસ્ત્ય તારાનાં લોપદર્શનનો વિચાર કર્યો છે. આ દરેક પદાર્થ સૂર્યથી કેટલા અંશ દૂર હોય ત્યારે તેનાં લોપદર્શન થાય છે તે આપેલું છે. આને કાલાંશ કહે છે. આપણાં ચાલુ ગ્રહલાઘવીય પંચાંગોમાં આપેલાં લોપદર્શન આ કાલાંશના હિસાબ પ્રમાણે જ આપેલાં હોય છે. અનુભવે માલૂમ પડ્યું છે કે, અમુક એક ગ્રહનાં લોપદર્શન અમુક નિશ્ચિત કાલાંશ પ્રમાણે હંમેશાં થતાં નથી. તેથી કાલાંશના આંકડા સુધારવાથી જ આ ગણિત શુદ્ધ થશે નહિ. આ

ઉપરથી શ્રી. દફતરી, સ્વ. કેતકર વગેરે આપણા વિદ્વાનોએ વિચાર્યું કે, આ ગણિત કાલાંશ પ્રમાણે નહિ, પણ ઉન્નતાંશ પ્રમાણે થવું જોઈએ. લોપદર્શન સૂર્યોદય અને સૂર્યાસ્તની લગભગમાં જ થાય છે અને આ સમયે ક્ષિતિજ ખૂબ અસ્પષ્ટ હોય છે; તેથી આ સમયે ગ્રહ કે તારો ક્ષિતિજથી ઓછામાં ઓછા અમુક અંશ ઊંચો હોય, તો જ દેખાય. આ ઊંચાઈને આ વિદ્વાનો ઉન્નતાંશ કહે છે. આ ગણિત પ્રમાણે કાઢેલાં લોપદર્શન કાલાંશપદ્ધતિ કરતાં વધારે સૂક્ષ્મ આવે છે. છતાં એમાં પણ કેટલીક વખત ઠીક ઠીક ફરક આવે છે; અને આ ફરક માત્ર આકાશની અસ્વચ્છતાને લીધે નથી, પણ ગણિતની કોઈ અપૂર્ણતાને લીધે છે, એમ ચોખ્ખું જણાય છે. આ ઉપરથી ગો. સ. આપ્ટેએ એમ સૂચવ્યું હતું કે, કાલાંશપદ્ધતિમાં સૂર્ય અને ગ્રહની વચ્ચેનું અંતર ક્રાંતિવૃત્ત પર માપવામાં આવે છે, તેને બદલે સીધેસીધું માપવું. પણ ગ્રહો ક્રાંતિવૃત્તથી બહુ દૂર કદી હોતા નથી, તેથી આ સુધારાથી ગણિતમાં કંઈ મહત્ત્વનો ફરક પડતો નથી.

આ વિષય પર મેં કેટલોક વિચાર કર્યો છે, તે ઉપરના બધા વિચારો કરતાં વધારે મૂલગામી છે એમ મને લાગે છે, તેથી તે નીચે આપું છું. કોઈ પણ આકાશીય પદાર્થ ક્ષિતિજની ઉપર હોય છતાં ન દેખાય એ બનાવ નીચેની ચાર બાબતો પર આધાર રાખે છે:

૧. એ પદાર્થનું સૂર્યથી સીધું અંતર,

૨. એ પદાર્થની ક્ષિતિજથી ઊંચાઈ,

૩. એ પદાર્થની તેજસ્વિતા (મહત્ત્વ),

૪. આકાશની સ્વચ્છતા.

આમાંથી પહેલી ત્રણ બાબતોનું ગણિત અગાઉથી ખગોળશાસ્ત્રથી થઈ શકે છે. ચોથી બાબત વાયુચક્રશાસ્ત્રની છે અને એ શાસ્ત્ર આ બાબતનો અગાઉથી નિર્ણય કરી શકે એટલું આગળ વધેલું નથી, એ આપણે ગયા લેખમાં જોયું. હવે ઉપરની ચાર બાબતોની દૃષ્ટિએ આ વિષયમાં શોધખોળ કેવી રીતે થઈ શકે તે જોઈએ.

ઉપલા આંકડા નક્કી કરવા માટે ગ્રહોનાં ઘણાં લોપદર્શનોનાં અવલોકનો કરવાં જોઈએ એ સ્પષ્ટ છે. પણ ગ્રહોનાં લોપદર્શન એક વરસમાં થોડાંક જ થાય છે, તેથી ઘણાં વરસ સુધી અવલોકનો કરવાં જોઈએ એમ લાગે છે, અને સ્વ. દીક્ષિતે પણ એમ જ સૂચવ્યું છે. પણ હું આનો વધારે શીઘ્ર માર્ગ બતાવું છું. આકાશમાં લગભગ દરરોજ સૂર્યની નજીકના કોઈ ને કોઈ તારાનાં લોપદર્શન થયાં જ કરે છે. આ તારાઓમાંથી ઘણાની તેજસ્વિતા ગ્રહોની લગભગ બરાબર હોય છે. એટલે આ તારાઓની તેજસ્વિતા અને તેઓનાં લોપદર્શનના સંજોગો નોંધી રાખ્યા હોય, તો તે ગ્રહોને પણ લાગુ પડે એ સ્પષ્ટ છે. આ અને તેની સાથે ખુદ ગ્રહોનાં લોપદર્શનોનાં અવલોકનો એક વરસ સુધી કરવામાં આવે, તો એક વરસમાં આપણને લગભગ ૩૦૦ અવલોકનો મળે, અને તે ઉપલા આંકડા નક્કી કરવા માટે પૂરતાં થઈ રહે. જ્યાં ક્ષિતિજ સ્પષ્ટ દેખાતું હોય એવા કોઈ ઊંચા સ્થળે આવાં અવલોકનો કરવાનું કામ તારાઓને ઓળખનાર કોઈ પણ માણસ કરી શકે, અથવા કોઈ સાર્વજનિક સંસ્થા આ કામ યોગ્ય માણસ પાસે મહેનતાણાથી કરાવી શકે.

આ કામ કરનારે દરેક વેધ (અવલોકન)ની નોંધ નીચે પ્રમાણે ખાનાં પાડીને રાખવી:

૧. તારા કે ગ્રહનું નામ [તારાનું વૈજ્ઞાનિક (લેટિન) અને જ્યાં મળી શકે ત્યાં સંસ્કૃત નામ].

૨. મહત્ત્વ (તેજસ્વિતા; Magnitude).

૩. લોપ કે દર્શન.

૪. પૂર્વમાં કે પશ્ચિમમાં (પૂર્વમાં સવારે હોય અને પશ્ચિમમાં સાંજે હોય),

૫. અંગ્રેજી તારીખ અને ખાસ ચંદ્રની બાબતમાં તિથિ પણ.

૬. સમય (લોપમાં અગાઉની રાતે દેખાયાનો સમય).

૭. સૂર્યથી સીધુ અંતર, અંશમાં (સીધા કાલાંશ).

૮. ક્ષિતિજથી ઊંચાઈ, અંશમાં (ઉન્નતાંશ).

૯. આકાશની સ્વચ્છતા આ પ્રમાણે:

(૧) તદ્દન સ્વચ્છ, (૨) સાધારણ સ્વચ્છ, (૩) સહેજ અસ્વચ્છ, અને (૪) તદ્દન અસ્વચ્છ. બની શકે તો સ્વચ્છતાના સેંકડે ટકા (અનુમાનથી). મુંબઈની વાયુચક્રની (Meteorological) વેધશાળા આકાશનો જે દૈનિક હેવાલ રાખે છે, તે આ બાબત નક્કી કરવામાં કદાચ મદદરૂપ થાય.

Audition શ્રવણ
Auditory nerves શ્રવણ-તંતુ
Audible શ્રાવ્ય, Inaudible અશ્રાવ્ય
Average સરેરાશ
Aviation વિમાનવિદ્યા
Aviator વિમાની
Axis ધરી ( Axle ધરી )
Axis ( of x, y, z ) અક્ષ; –of x કોટયક્ષ; – of y ભૂજાક્ષ; –of z વેધાક્ષ
Axiom મંત્ર

B

Balance કાંટો,
– spring કમાન-કાંટો
– Hydrostatic જળકાંટો
Balance-wheel આલયચક્ર
Balancing સમતોલ
Ball-bearing બોલ-બેરિંગ
Ball & ring ગોળાકડી
Baloon બલૂન
Barometer બેરોમિટર
– siphon સાઇફન બેરોમિટર
– aneroid ખિસ્સા બેરોમિટર
Barograph બેરોગ્રાફ
Baroscope બેરોસ્કોપ
Barrel ભૂંગળી
Bar magnet ચુંબકપટ્ટી (ચપટા); ચુંબક-સળી (ગોળ)
Battery બેટરી
– primary મૂળ બેટરી (f)
– secondary ગૌણ બેટરી (f)
Battery high tension તેજ (f)
low tension મંદ (f)
Bath sand રેતીનું / water પાણીનું } તપાખણું (f)
Beaker બીકર (ન)
Beam કિરણ; દાંડી; પાટડો
Beat ધડકો; phenomena of beats ધડકાટ
Bell-jar હાંડી
Bend મૂરડવું
Bending of a beam ઝુકાવ
Boiler બોઇલર
Boiling point ઊકળબિંદુ
Bore વીંધ, વેહ [કાટલાં
Box (weight) વજનપેટી; weights
Brake બ્રેક
„ automatic સ્વયંબ્રેક
Bridge ( meter ) મિટર બ્રિજ
„ suspension ઝૂલતો પુલ
Brittle બટકણું, બરડ
Brittleness બરડપણું
Brush બ્રશ, કૂચડો
Bucket & cylinder નળાડોલ
Bulb ગોળો
Bubble પરપોટા
Buffer બફર
Burette બ્યૂરેટ
Buoy બોયું
Buoyancy તારણશક્તિ
Buoyant (adj.) તારક
Burner દીવો, મોઢિયું

C

Callipers કેલીપર (પું)
– inside અંદરનો
– outside બહારનો
– vernier વર્નિયર
– sliding સરકતો
Calorie કેલરી
„ British બ્રિટિશ કેલરી
Calorimeter કેલરીમિટર
Camera કેમેરા
„ pinhole છિદ્રવાળો કેમેરા
Candle મીણબત્તી
Capacity ( contents ) સમાવ
Capacity ( ability ) ગુંજાશ
Capillarity કેશાકર્ષણ
Capillary tubes કેશનળી
Cartesian Diver,(રમકડું) મરજીવું
„ (માણસ) મરજીવો
Cation પુમાયન (f)
Cathode સ્રી-ધ્રુવ (f)
Cell કોષ
Center of Curvature ગોળાઈનું કેન્દ્ર
– Inertia જડતાનું કેંદ્ર
– Gravity, mass, attraction તોલબિંદુ, ગુરુત્વકેંદ્ર
– Pressure દાબકેંદ્ર
– Buoyancy તારણનું કેંદ્ર
Centrifugal કેંદ્રત્યાગી
Centripetal કેંદ્રગામી
Charge વિજકારો
– positive પુંવિજકારો (f)
– negative સ્રીવિજકારો (f)
(To) – charge વિજકારવું
Circuit સર્કીટ
Circular વર્તુલ (વિ)
Circular motion વર્તુલ ગતિ
Clockwise સવળું
Coil ગૂંચળું
Cohesion સંઘાત
Cohesive force સંઘાત-બળ
Communicating vessel સ્વ...
Combination of pulley ગરેડીની કપ્પી
Combination of cell in parallel કોષનું સમગામ
– in series કોષનું ક્રમગામ
Commutator ડીસીકાર.
– ( switch ) બેવડી ચાંપ
Compass હોકાયંત્ર
Compass needle હોકાયંત્રનો કાં...
Complimentary colours પૂર...
Component ઘટક
Compound colours મિશ્રરંગ
Compression દબાઈ
Compression pump દાબ-પંપ
Concave અંતર્ગોળ
Condense ( Heat ) ઠરવું, ઠા... (elec. light etc.) જમવું, જમ...
Condensor (elec. light etc.) જમાવણું
Condensation ઠારણ. (sound etc.) જમાવટ
Conduction વહન
Conductor વાહક
– ( good ) સુવાહક
– ( bad ) કુવાહક
– ( non ) અવાહક
Conjugate સહ (સમાસમાં)
Constant સ્થાંક
– ( universal ) નિત્યાંક
Contract સંકોચાવું, સંકોચવું
Contractible સંકોચનીય
Contractibility સંકોચનીયતા
Contraction સંકોચન
Convection નયન
Converge એકઠાવું

Convergence એકત્રણ
Converging એકત્રાતું, એકત્રાવતું
Corpuscle કણ
Crane ઊંટડો
Crank ક્રેન્ક (સ્ત્રી૦)
Crank shaft ક્રેન્કની સાર
Crest ટુમણી
Critical point ક્રાંતિ-બિંદુ
Cross-section વાઢ, આડો વાઢ
Curvature ગોળાઈ

## D

(To) Deflect વંકાવું
Deflection વંકાણ
Degree અંશ
Density ઘટત્વ
Descent ઉતાર
Dew ઓસ
Dew point ઓસાંક
Diaphragm પડદી, પડદો
Diffusion વ્યાપન
Diffuse વ્યાપવું
Digester કુકર
Dimension પરિમાણ
Diminish નાનવવું
Diminished નાનું
Diminution નાનવણી
Dip નમન
Direct ડી.સી.
Direct current ડી.સી.પ્રવાહ
Discord વિવાદ
Discordant વિવાદી
Distill આસવવું
Distillation આસવન
Dislillate આસવ
Diver's dress મરજીવાનો પોશાક
Divisibility વિભાજ્યતા
Ductile તણાઉ
Ductility તણાઉપણું
Dynamics ગતિશાસ્ત્ર
Dynamic friction ચાલુ ઘર્ષણ
Dynamo ડાયનેમો
Dyne ડાઈન

## E

Ebonite અબનૂસી
Eccentric ઉત્કેંદ્ર
Echo પડઘો
- multiple પડઘાપડઘી
Eddy currents ઘમળ
Efficiency સાધકતા
Elasticity સ્થિતિસ્થાપકતા
Element મૂળતત્ત્વ
Elevation ઊંચાઈ; (મકાન બારે) દર્શન
Energy કાર્યશક્તિ
- potential સ્થિતિશક્તિ
- kinetic ગતિશક્તિ
Equilibrium સમતોલન
- stable સ્થાયી સમતોલન
- unstable અસ્થાયી સમતોલન
- neutral અખંડ સમતોલન
Equilibrant સમતોલક
Erg અર્ગ
Escapement ઘોડાકળ
Ether ઈથર
Evaporate ઊડી જવું
Evaporation બાષ્પાયન
Expansion ફુલાવો
- lineal લંબાઈનો ફુલાવો
- areal or superficial ક્ષેત્રનો ફુલાવો
- cubical or volume કદનો ફુલાવો
- (Co-efficient of) ફુલાવાંક
Expansibility ફુલનીયતા
Experiment પ્રયોગ
Extension તણાવ
Eye-piece આંખિયું

## F

Filament તંતુ
Fixed point આંકણીનું બિંદુ
Flame જ્યોત
Flask ચંબુ
Fluid વાહી (વિ.)
Fly wheel ફ્લાયવ્હીલ
Focal length નાભિઅંતર
Focus નાભિ
Fog ધુમસ
Force બળ
- component of બળઘટક
- resultant પરિણામબળ
- parallelogram of બળોનો સમાંતર ચતુષ્કોણ
Formula સૂત્ર
Fractional વિભાગીય
Free surface ખુલ્લી સપાટી
Freezing point થીજાંક
Freezing mixtures થીજવણી
Freeze થીજવું
Frequency ફરીતા
Friction ઘર્ષણ
- co-efficient of ઘર્ષણાંક
- static પ્રારંભિક ઘર્ષણ
- dynamic ચાલુ ઘર્ષણ
- sliding પાટ-ઘર્ષણ
- rolling ચાક-ઘર્ષણ
- limiting ઘર્ષણ-મર્યાદા
Frost હિમ
Fulcrum આધાર
Fuse ફ્યૂઝ

## G

Galvanometer પ્રવાહમાપક
Galvanoscope પ્રવાહદર્શક
Gas વાયુ
Gas carbon ગેસ કાર્બન
Gas engine ગેસ એન્જિન
Gas Jar વાયુપાત્ર
Gears દાંતાચક્ર
Glacier હિમનદી, હિમપર્વત
Glider હવાઈ તરાપો
Governor ગવર્નર
Graduated આંકિયું
Gramophone ગ્રામોફોન
Graphite ગ્રેફાઈટ
Graph આલેખ
Gravitation ગુરુત્વાકર્ષણ

## H

Hail કરા
Hardness કઠણતા
Hare's apparatus હેરનું સાધન

# કોણ શ્રેષ્ઠ?

પિતાના મૃત્યુ બાદ બ્રહ્મદત્ત કુમાર વારાણસીની રાજગાદીએ આવ્યો. તે ધર્મપૂર્વક રાજ્ય કરવા લાગ્યો. તે ઘણો ન્યાયી હતો, તથા નિષ્પક્ષપાતપણે બધા ઝઘડા ચૂકવતો હતો. રાજા ન્યાયી હોય, એટલે તેના પ્રધાનો પણ ન્યાયી થાય જ. આમ થવાથી લોકો ખોટી ફરિયાદો કરતા બંધ થયા, અને પોતાની મેળે ન્યાયપૂર્વક વર્તવા લાગ્યા. રાજદરબારને આંગણે ફરિયાદ કરવા આવનારાઓની જે ભીડ તથા ધમાલ રહેતી હતી, તે પણ બંધ થઈ ગઈ; અને પ્રધાનોને આખો દિવસ ન્યાયસભામાં કામ વિના જ બેસી રહેવું પડતું.

આ જોઈ બ્રહ્મદત્તે વિચાર્યું કે, 'હું ધર્મપૂર્વક રાજ્ય કરું છું, તેથી હવે કજિયાનો નિકાલ કરાવવા આવનારા લોકો જ રહ્યા નથી. હવે મારા પોતામાં કંઈ દોષ છે કે નહિ, તે મારે તપાસવું જોઈએ; અને જો મારામાં કોઈ દોષ જણાય, તો તે દૂર કરી, મારે હવેથી તેને સુધારી લેવો જોઈએ.'

પછી તેણે પોતાની આસપાસના લોકોને પોતામાં કોઈ દોષ દેખાતો હોય તો દેખાડી આપવા માટે કહેવા માંડ્યું. પરંતુ બધા તેની પ્રશંસા જ કરતા; કોઈ તેનામાં એક પણ દોષ બતાવતું જ નહિ.

આ જોઈ બ્રહ્મદત્તે વિચાર્યું કે, 'આ લોકો હું ગુસ્સે થઈ જાઉં એમ માની મારો કોઈ દોષ બતાવશે જ નહિ. માટે મારે તો છૂપે વેશે બહાર ભ્રમણ કરવા નીકળવું જોઈએ, જેથી મારો દોષ કહેનારો કોઈ મળી જાય.' આમ વિચારી તે રથમાં બેસી, માત્ર સારથિને સાથે લઈ, દેશમાં ભ્રમણ કરવા નીકળ્યો.

સંજોગવશાત્ એવું બન્યું કે, કોસલ દેશનો રાજા મલ્લિક પણ એ જ પ્રમાણે પોતાનો દોષ બતાવનારને શોધતો, રથમાં સારથિ સાથે બેસી, દેશમાં ભ્રમણ કરવા નીકળ્યો હતો. તે બંનેના રથ એક સાંકડી તથા ઊંડી ગાડા-વાટમાં સામસામા આવી પહોંચ્યા. તે નેળ એવી નીચી હતી કે, તેની બંને બાજુની લેખડો ઉપર રથ ચઢી શકે તેમ ન હતું. એટલે એમાંથી એક રથ પાછો વળે, તો જ સામો રથ આગળ ચાલી શકે તેવી સ્થિતિ ઊભી થઈ.

મલ્લિક રાજાના સારથિએ બ્રહ્મદત્તના સારથિને રથ પાછો વાળવા માટે કહ્યું.

ત્યારે બ્રહ્મદત્તના સારથિએ કહ્યું કે, 'તું તારો જ રથ પાછો વાળ; કારણ કે આ રથમાં તો વારાણસીના અધિપતિ મહારાજ બ્રહ્મદત્ત બેઠા છે.'

જવાબમાં મલ્લિક રાજાના સારથિએ કહ્યું કે, 'આ રથમાં પણ કોસલ દેશના અધિપતિ મહારાજ મલ્લિક બેઠા છે; માટે તું તારો જ રથ પાછો વાળ.'

બ્રહ્મદત્તના સારથિએ વિચાર્યું કે, સામા રથમાં પણ રાજા જ બેઠેલો છે. હવે શું કરવું? લાવ હું તે રાજાની ઉંમર પૂછું. જે રાજા ઉંમરમાં નાનો હોય, તેણે મોટી ઉંમરના રાજાને માર્ગ આપવો જોઈએ.

પરંતુ પૂછ્યા બાદ જણાયું કે, બંને રાજા ઉંમરમાં સમાન જ છે! પછી બ્રહ્મદત્તના સારથિએ સામા રાજાના રાજ્યનો વિસ્તાર, બળ, ધન, યશ, કુલ વગેરે પૂછ્યું. પરંતુ બંને રાજા બધી બાબતમાં સમાન માલૂમ પડ્યા. પછી તેણે વિચાર્યું કે, જે રાજા શીલમાં ઉત્તમ હોય, તેને શીલમાં ઊતરતાએ માર્ગ આપવો જોઈએ. આમ વિચારી તેણે સામા રાજાના સારથિને તેના રાજાના શીલાચાર વર્ણવી બતાવવાને કહ્યું. તેણે જવાબમાં કહ્યું: 'આ મલ્લિક રાજા અક્કડને અક્કડતાથી, મૃદુને

મૃદુતાથી, સજ્જનને સજ્જનતાથી, અને દુર્જનને દુર્જનતાથી જીતે છે; માટે હે સારથિ! માર્ગ મૂક!'

હવે બ્રહ્મદત્તના સારથિએ પોતાના રાજાના ગુણો વર્ણવી બતાવતાં કહ્યું: 'આ બ્રહ્મદત્ત રાજા ક્રોધીને અક્રોધથી, દુર્જનને સજ્જનતાથી, કંજૂસને દાનથી, અને જૂઠાને સત્યથી જીતે છે; માટે હે સારથિ! માર્ગ મૂક!'

આ સાંભળતાં જ મલ્લિક રાજા અને તેનો સારથિ રથમાંથી ઊતરી પડયા, અને અશ્વો છોડી નાખી રથ પાછો ફેરવ્યો તથા વારાણસીના રાજાને માર્ગ આપ્યો.

ગો૦

# છ દિશાની પૂજા

એક વખત બુદ્ધ ભગવાન મગધની રાજધાની રાજગૃહના વેણુવનમાં રહેતા હતા, તે વખતે સિગાલ નામનો એક કુલીન તરુણ શહેરમાંથી રોજ સવારે બહાર આવી, સ્નાન કરી, પૂર્વ, પશ્ચિમ, દક્ષિણ, ઉત્તર, ઉપર, અને નીચે એમ છ દિશાઓને નમસ્કાર કરતો હતો.

બુદ્ધ એક વખત ભિક્ષા માટે નગરમાં જતા હતા, તેવામાં પેલા યુવકને જોઈને બોલ્યા: 'હે ગૃહપતિપુત્ર, તેં આ શું માંડયું છે?'

સિગાલ બોલ્યો: 'હે ભગવંત! મારા પિતાએ મરતી વખતે છયે દિશાઓની પૂજા કરતા રહેવાનું મને કહ્યું હોવાથી, હું આ દિશાઓને નમસ્કાર કરું છું.'

બુદ્ધે કહ્યું: 'પરંતુ તારો આ નમસ્કાર-વિધિ આર્યોની પદ્ધતિ પ્રમાણે નથી.'

સિગાલે કહ્યું: 'તો હે ભગવંત! આપ મને આર્યોની પદ્ધતિ પ્રમાણે દિશાઓને નમસ્કાર કરવાનું શીખવો.'

બુદ્ધ બોલ્યા: 'હે ગૃહપતિપુત્ર, માબાપ એ પૂર્વદિશા છે. તેમની પૂજાનાં આ પાંચ અંગો છે: ૧. તેમનું કામ કરવું. ૨. તેમનું પોષણ કરવું. ૩. કુળમાં ચાલી આવેલાં સત્કાર્યો ચાલુ રાખવાં. ૪. તેમની સંપત્તિના વારસ બનવું. અને ૫. તેઓ જીવતાં ન હોય તો તેમને નામે દાન કરવું.

'માબાપોને જો આ પાંચ અંગ વડે પૂજવામાં આવે, તો તેઓ બાળકને પાપ કરતાં વારે છે, તેને સુમાર્ગે ચઢાવે છે, તેને કળાકૌશલ્ય શીખવે છે, યોગ્ય સ્ત્રી સાથે તેનું લગ્ન કરી આપે છે, અને યોગ્ય વેળાએ પોતાની મિલકત તેને સ્વાધીન કરે છે.

'હે ગૃહપતિપુત્ર, ગુરુ એ દક્ષિણ દિશા છે. તેની પૂજાના આ પાંચ વિધિ છે: ૧. તે આવે ત્યારે ઊઠીને ઊભા થવું. ૨. તે માંદા થાય ત્યારે તેમની સેવાચાકરી કરવી. ૩. તે જે શિખામણ આપે તે શ્રદ્ધાપૂર્વક સમજી લેવી. ૪. તેમનું જે કાંઈ કામ હોય તે કરવું. ૫. તે જે વિદ્યા આપે તે ઉત્તમ રીતે ગ્રહણ કરવી.

'ગુરુને જો આ પાંચ પ્રકારે પૂજવામાં આવે, તો તે શિષ્યને સદાચાર શીખવે છે, ઉત્તમ રીતે વિદ્યા શીખવે છે, પોતાને આવડતી સર્વ વિદ્યા શિષ્યને આપી દે છે, પોતાનાં સગાં-સંબંધીમાં તેની પ્રશંસા કરે છે, અને કોઈ સ્થળે જતાં તેને ખાધાપીધાની અડચણ ન પડે તેવી વ્યવસ્થા કરે છે.'

'હે ગૃહપતિપુત્ર, પત્ની એ પશ્ચિમ દિશા છે. તેની પૂજાનાં આ પાંચ અંગો છે: ૧. તેને માન આપવું. ૨. તેનું અપમાન ન થવા દેવું. ૩. એકપત્નીવ્રત આચરવું. ૪. ઘરનો કારભાર તેને સોંપવો ૫. અને વસ્ત્રાલંકારની તેને ખોટ ન પડવા દેવી.

'આ પાંચ અંગોથી તેને પ્રસન્ન રાખવામાં આવે, તો તે ઘરમાં સારી વ્યવસ્થા રાખે છે, નોકરચાકરને પ્રેમથી સંભાળે છે, પતિવ્રતા

થાય છે, પતિએ મેળવેલી સંપતિનું રક્ષણ કરે છે, ઉડાઉ થતી નથી, અને સર્વ ગૃહકૃત્યોમાં તત્પર રહે છે.'

'હે ગૃહપતિપુત્ર, મિત્રમંડળ એ ઉત્તર-દિશા છે. તેની પૂજાનાં આ પાંચ અંગ છેઃ ૧. આપવા યોગ્ય વસ્તુ હોય તે તેમને આપવી. ૨. તેમની સાથે પ્રેમથી બોલવું. ૩. તેમને ઉપયોગી થવું. ૪. તેમની સાથે સમાન-ભાવથી વર્તવું. અને ૫. તેમની સાથે નિષ્કપટ વર્તન રાખવું.

'આ પાંચ પ્રકારે મિત્રમંડળની પૂજા કરવામાં આવે, તો તેઓ એકાએક સંકટ આવી પડે ત્યારે એનું રક્ષણ કરે છે, તેની સંપત્તિનું પણ રક્ષણ કરે છે, સંકટમાં ગભરાઈ જવાય ત્યારે ધીરજ આપે છે, વિપત્તિના સમયે તેને એકલો છોડતા નથી, અને તેની પાછળ તેની સંતતિ ઉપર પણ ઉપકાર કરે છે.

'હે ગૃહપતિપુત્ર, નોકરચાકર એ નીચેની દિશા છે. તેમની પૂજાનાં આ પાંચ અંગો છેઃ ૧. તેમની શક્તિ પ્રમાણે તેમને કામ કહેવું. ૨. તેમને યોગ્ય મહેનતાણું આપવું. ૩. તે માંદા પડે ત્યારે તેમની સારવાર કરવી. ૪. પ્રસંગ હોય ત્યારે તેમને ઉત્તમ ભોજન આપવું. ૫. અને વખતોવખત ઉત્તમ કામ બદલ તેમને બક્ષિસ આપવી.

'આ પાંચ પ્રકારે તેમની પૂજા કરવામાં આવે, તો તેઓ પણ પોતાના માલિક ઊઠે ત્યાર પહેલાં ઊઠે છે, માલિક સૂએ ત્યાર પછી સૂએ છે, માલિકના માલની ચોરી કરતા નથી, ઉત્તમ-રીતે કામ કરે છે, અને માલિકનો યશ ગાય છે.

'હે ગૃહપતિપુત્ર, સાધુસંત એ ઉપલી દિશા છે. તેમની પૂજાનાં આ પાંચ અંગ છેઃ ૧. કાયાથી તેમનો આદર કરવો. ૨. વાચાથી તેમનો આદર કરવો. ૩. મનથી તેમનો આદર કરવો. ૪. તે ભિક્ષાએ આવે ત્યારે તેમને તકલીફ પડવા દેવી નહિ. અને ૫. તેમને ઉપયોગી વસ્તુઓ આપવી.

'આ પાંચ પ્રકારે તેમની પૂજા કરવામાં આવે, તો તેઓ પણ પાપમાંથી તેનું નિવારણ કરે છે, તેને કલ્યાણકારક માર્ગે લગાડે છે, પ્રેમપૂર્વક તેના ઉપર દયા કરે છે, તેને ઉત્તમ ધર્મ શીખવે છે, તેની શંકાઓનું સમાધાન કરે છે, અને તેને સ્વર્ગનો માર્ગ દેખાડે છે.'

આ ઉપદેશ સાંભળી સિગાલ બોલ્યોઃ 'ભગવન, આ આપનો ઉપદેશ કેટલો બધો સુંદર છે! કોઈ માણસ ઢાંકેલી વસ્તુ ઉઘાડી કરી બતાવે, અથવા અંધારામાં જોવા માટે દીવો ધરે, કે માર્ગમાં ભૂલા પડેલાને માર્ગ બતાવે, તેમ ભગવાને મારે માટે ધર્મનું ઉત્તમ વર્ણન કર્યું છે.'

ગો૦

અંદરઅંદર કડવાશ ઊભી કરનારાં અનેક કારણોમાં એક કારણ કેટલાંક રાષ્ટ્રોની બીજાં રાષ્ટ્રોની આગળ પરાર્થ-દૃષ્ટિનો ભાવ ધારણ કરવાની ટેવ હોય છે તે છે. આનાથી આગળ વધીને જ્યારે તેઓ પોતાને માટે, બીજાઓ પાસે કાયદાનું પાલન કરાવવાનું ધર્મકાર્ય, ઓઢી લે છે, ત્યારે તો તેઓ માંહોમાંહે જે કાંઈ અણબનાવ હોય એને ઉશ્કેરવાનો અને સામા પાસેથી બદલો લેવા માટે પ્રેરવાનો અચૂકતમ માર્ગ પકડે છે. ઇરાદો જો સારું વાતાવરણ પેદા કરવાનો હોય, તો તેનો આ રસ્તો તો નથી જ, એ ઉઘાડું છે. એ રસ્તો તો ખોટી લાગણીને વધારે ખોટી કરવાનો છે.

જૅકસ

# નવું વાચન

**કાવ્યની શક્તિ** લેખક અને પ્રકાશક: શ્રી. રામનારાયણ વિ૦ પાઠક, અમદાવાદ; કિંમત ૧-૧૨—૦

થોડાક માસ ઉપર આચાર્યશ્રી ધ્રુવનું વિવેચનનું પુસ્તક વાંચ્યા બાદ આ પુસ્તક વાંચ્યું છે, એટલે આપોઆપ એ બે વિવેચનકારોની દૃષ્ટિની તુલના મન પર આવે જ. બેઉ લેખકો કાવ્યમીમાંસા કરે છે, પરંતુ બેઉની પોતપોતાની મર્યાદા છે અને તે ભિન્ન ભિન્ન છે. શ્રી. ધ્રુવ, આત્માના અનુભવને શબ્દબદ્ધ કરવાની જે કળા, ભાષામાં તે અનુભવનો ફોટો પાડી રજૂ કરવાની કળા, તેને કાવ્ય કહે છે, એમ મારે જો મારા શબ્દોમાં મૂકી બતાવવું હોય તો મૂકું. એટલે તે કળા પદ્ય-વિશેષ જ હોય એમ તે ન કહે; ગદ્ય-વાહ્ય પણ થઈ શકે છે. શ્રી. પાઠક પણ આ વ્યાખ્યામાં સંમત લાગે છે, જોકે એ કહેવાને માટે તે ભિન્ન પરિભાષા વાપરે છે.

હવે જે ભેદ મને લાગ્યો તે જણાવું: આ૦ ધ્રુવ આત્માની કળાનો પડઘો વાચકના આત્મા પર પડી, તેની સંસ્કારિતાને, તેની જીવનશક્તિને, તેના જીવનવિકાસને, ટૂંકમાં તેના આંતર જીવનમાં કે તેના સમગ્ર પૌરુષમાં શી રીતનો રણકો ઉત્પન્ન કરે છે, એ શું પરિણામ પામશે, એ તરફ પોતાનાં વિવેચન-ચક્ષુને ખાસ ખેંચે છે. કાવ્યની શક્તિ જો માણસના આંતર જીવનને સ્પર્શવામાં, સોંસરા ત્યાં પહોંચી તેમાં સંવાદ ઉત્પન્ન કરી ભાવનાને પરિપુષ્ટ કરવામાં રહેલી છે, તો વિવેચકે આ તપાસીને તે તે કાવ્યને મૂલવવું જોઈએ. અને તે દૃષ્ટિએ કાવ્યતત્ત્વનો વિચાર આ૦ ધ્રુવ કરતા લાગે છે. મતલબ કે, વિવેચનમાં કાવ્યના વસ્તુ કે તત્ત્વ પર તે વધારે ને મુખ્ય નજર રાખે છે; તે વસ્તુને વાચકના અંતર પર પહોંચાડવાને માટે કવિનાં જે સાધનો, જે યુક્તિઓ, તેની તરફ તેમણે પોતાનાં વિવેચનોમાં મુખ્ય લક્ષ નથી રાખ્યું.

શ્રી. પાઠકનું આ પુસ્તક વાંચતાં તેમનું મુખ્ય લક્ષ કવિનાં સાધનોની શક્તિના પૃથક્કરણ તરફ વિશેષ લાગ્યું. આ સંગ્રહનો મુખ્ય અને પ્રથમ લેખ 'કાવ્યની શક્તિ' હોવાથી કદાચ સંગ્રહનું નામ પણ એ પડ્યું. પરંતુ, મનુષ્યહૃદયને કેળવવાની કાવ્યની જે શક્તિ છે, એ વાતનું નિરૂપણ આમાં મુખ્ય નથી. એ શક્તિ કવિનાં કયાં સાધનોથી આવે છે, તેમની સચોટ વેધિતા શેમાં રહેલી છે, અથવા ફોટોગ્રાફીની પરિભાષામાં કહું તો, આધ્યાત્મ અનુભવનો ફોટો પાડવા માટેનું જે આયોજન, તેને તેમણે બહુ જ સમર્પકતાથી નિરૂપ્યું છે. અને આ સંગ્રહ વાંચતાં એમાં ખાસ આનંદ પડે છે. એ નિરૂપણમાં એક નૈયાયિકને છાજે એવી છણાવટ જોઈને, આપણી ભાષાની શક્તિ એક અધિકારીના હાથમાં કેવી ખીલે, એ જોઈને, આપણી ભાષાના ગૌરવનું એક વિશેષ ભાન થાય છે. આ૦ કૃપાલાની વિદ્યાપીઠમાં હતા ત્યારે કહેતા, પ્રોફેસર પાઠક બોલે ત્યારે તેમની ગુજરાતી સાંભળતાં થાક નથી ચડતો. માનસિક વ્યાપારના ઝીણા પૃથક્કરણને શ્રી. પાઠક શબ્દોમાં ઉતારી શકે છે, અને તે માટે તેમની પાસે હથોટી છે, વાચકને એ વાંચતાં ક્લિષ્ટતા કે કૃત્રિમતા નથી લાગતી, એ શ્રી. પાઠકના આ સંગ્રહમાંથી જોવા મળે છે. (અહીં એ પણ નોંધવું જોઈએ કે, ભાષા પ્રવાહવાળી છે છતાં સંસ્કૃતપ્રચુર હોઈ જરા ભારે લાગે છે, તે શું સંસ્કૃત કાવ્યશાસ્ત્રની પરિભાષા વધારેપડતી ધ્યાન પર રહેવાથી હશે?) ખાસ તો તેમના સંગ્રહને નામ અર્પતા પહેલા જ લેખમાં.

આ ઉપરથી શ્રી. પાઠકની વિવેચનશૈલીને જો નામ આપવું હોય, તો તેને અધ્યાપક-શૈલી કહી શકાય; અને તેની તુલનામાં આ૦ ધ્રુવની શૈલીને આચાર્ય-શૈલી કહેવામાં વાંધો નથી. આ૦ ધ્રુવ અધ્યાપક છે, પરંતુ તેમના શબ્દોનો રણકો 'આચાર્ય ઉવાચ' જેવો છે. શ્રી. પાઠકેય અધ્યાપક છે, પણ તેમના શબ્દોનો રણકો જુદો છે. એક અધ્યાપક જેમ પોતાની વાત ઠસાવવા માગે તેમ તે, સમજ્યા? સમજ્યા? કહેતા આગળ વધતા લાગે છે.

અને એમાં પૂર્વપક્ષોને તે નથી લેતા જતા એમ પણ નથી. પરંતુ, તેમને તે તરીકેનું સ્પષ્ટ સ્થાન આપી, તે સામે તકરારી ઢબે તે કામ નથી લેતા. પોતાને કહેવાની વાતમાં પૂર્વપક્ષોને વણી લઈને વાત બદલાવવાની તેમની રીત, એ શ્રી. પાઠકની વિવેચક તરીકેની શૈલીની ખાસિયત મને લાગી. સાક્ષર-જગતમાં પણ એ કદાચ આ જ ઢબે કામ લેતા હોય એમ નથી લાગતું? તેથી જ કદાચ શ્રી. પાઠક વિવેચનમાં વાડાબંધી જેવું લખું નથી કરતા, પરંતુ પોતાને જે કાંઈ કહેવા જેવું અને જેટલું લાગે છે, તે સીધી ભાષામાં તેવું ને તેટલું કહી દે છે. કઈ રીતે વિવેચકે કામ કરવું એ ઉત્તમ, તે વિષે તે કહે છે તે આ બાબતમાં જાણવા જેવું છે:—'જેટલે અંશે માણસ અહંકાર ગલિત કરી શકે, અભિમાનમૂલક અહો છાંડી શકે, અને તે સાથે ચેતનને જાગરૂક રાખી કવિને અનુકૂળ પોતાનું ચિત્ત કરી શકે, તેટલે અંશે તે કાવ્યનો બરોબર અનુભવ લઈ શકે, અને કાવ્યાનંદ ભોગવી શકે. . . . વિવેચક પણ જો આવી રીતે કાવ્યનો ભાવ ઝીલી શકે તો જ સાચો વિવેચક થઈ શકે. મારે વિવેચન કરવું છે

એટલો સંકલ્પ પણ કાવ્યના શ્રવણ સમયે ન જોઈએ.' એટલે, વિવેચક એક સંસ્કારી અને કાવ્યશાસ્ત્રસંપન્ન (?) વાચક છે; પોતાના વાચનથી પડેલા સંસ્કારને શબ્દબદ્ધ કરે છે એટલું જ. કવિ જેમ પોતાના અનુભવને શબ્દબદ્ધ કરી કાવ્યનું સર્જન કરે છે, તેમ વિવેચક પોતાના વાચનથી મળતા, સામાના અનુભવનો ખ્યાલ પોતાને જે પ્રતીત થાય છે, તે રજૂ કરે છે. અને તેમાં અમુક સર્જન-વ્યાપાર નથી એમ ન કહેવાય. એમ ન હોય તો વિવેચકો વચ્ચે ભેદ શું કામ પડે છે? વિવેચન એ સર્જન છે કે કેમ, એ પ્રશ્ન વળી જુદો છે. પરંતુ, વિવેચન-વ્યાપારમાં પણ વ્યક્તિત્વની છટા હોય છે, અને એ જો સર્જનનો ગુણ હોય, તો તે અંશે વિવેચન વૈયક્તિક પણ બને છે. જેમ કવિ કોઈ જીવનનું તેજ-દર્શન આપણને બતાવે છે, તેમ જ સમર્થ વિવેચક પણ એની સામગ્રીમાંથી એવું જ જીવનનું અર્થનિરૂપણ કરે છે તો ખરો. અસ્તુ.

કાવ્ય-વિવેચનના છૂટક લેખોનો આ સંગ્રહ એક સુસંગઠિત મીમાંસા ન બને એ તો સ્પષ્ટ જ છે. તેથી સિનેમાનાં ચલચિત્ર જેવી નહિ, પણ જાદુઈ ફાનસનાં સ્થિરચિત્રો જેવી છાપ પડે છે. કાવ્યને માટે તો કાંઈક ઠીક છે, પરંતુ સંગ્રહમાં સંગીત, ચિત્ર અને નૃત્યને પણ સ્થાન મળ્યું છે. કાવ્ય-કલાની સાથે એ કલા-રૂપોને વણતાં છતા, બેકની શક્તિમાં જે ભેદ રહેલો છે, તેનું આછું દર્શન શરૂના સુવ્યવસ્થિત નિબંધમાં મળે છે. પછી જે છૂટક લેખોરૂપે ચર્ચા આવે છે તે પ્રાસંગિક છે એટલું જ નહિ, તેમાંથી ચિત્ર, સંગીત અને નૃત્યનાં વિવેચનતત્ત્વો પણ પામી શકાતાં નથી. સંગીત અને ચિત્રનું તો ઠીક કે કેટલાક જોનાર સાંભળનાર તે વિષે કાંઈક સમજતા હશે. પરંતુ નૃત્યદર્શન શહેરોમાં દેખાદેખી વધતું જવા છતાં ને ફેશન બનવા છતાં, તેમાં 'આંધળાના ગોળીબાર' જેવું જ ઘણું ચાલતું લાગે છે. વિવેચકોને પણ એમ જ હશે, કેમ કે તેઓ પણ સામાન્ય દર્શકને તેના આકલનની અંદર બહુ મદદ નથી કરી શકતા. આ સંગ્રહમાં નૃત્ય પરના નિબંધો વાંચી તે કળાની અગમ્યતા ખાસ ઓસરતી ન લાગી.

ચિત્રકળા વિષે કદાચ આ પ્રકારની અગમ્યતા ઓછી છે. છતાં હવે આ સંગ્રહમાં 'યક્ષદંપતી' ચિત્ર જુઓ. બૌદ્ધ સાધુઓ જે ગુફાઓ સેવતા તેનું એ ચિત્ર છે, એમ મનને મનાવતાં તકલીફ પડે છે. ક્યાં હાડપિંજર પર સમાધિ લગાવનાર આદિભિખ્ખુઓ અને ક્યાં આવાં નગ્નપ્રાય ચિત્રો પર સમાધિ લગાડનારા એના અનુજો! તે આદિબૌદ્ધોએ ધર્મ ફેલાવ્યો, જ્યારે આ અનુજોએ તે લોપાવ્યો, એ પણ એની જ યથારૂપ ભેદ-ઘટના નથી? વિવેચક લખે છે કે, 'કલાએ અજંતાના સંન્યાસના વાતાવરણને અનુકૂળ જ રૂપ લીધું છે...' (પા. ૨૧૮). સ્ત્રીપુરુષની નગ્ન રેખાનું ધ્યાન ધરતું કયા સંન્યાસને અનુકૂળ હશે એ સમજાતું નથી. કોઈ કહી શકે કે આ કલાએ સંન્યાસને તાર્યો, ને નહિ કે માર્યો? અને જો જીવન સાથે ઔચિત્યનો મેળ એ કલાનું એક લક્ષણ હોય, તો 'યક્ષદંપતી' એટલે અંશે તો ખંડિત-કલા છે અને તે રીતે સુરુચિનો ભંગ પણ છે. ચિત્ર, સંગીત, અને ખાસ કરીને નૃત્યનું કલાકીય વિવેચન ઓછેવત્તે અંશે છતાં આપણે ત્યાં સાવ શિખાઉ અને દેખાદેખી જ છે. એને વધારેપડતું મહત્ત્વ ન અપાય તો સારું.

આ સંગ્રહના બાકીના લેખો એક સ્થિર દૃષ્ટિવાળું વિવેચન છે. કાવ્યના આયોજનની જે ઝીણી કસોટી અને પૃથક્કરણ એમાં છે, એ વાંચી મનને કુસ્તીનો આનંદ મળે છે, અને સૂક્ષ્મ નિહાળવાની કસરત થાય છે. અને એ જ અભ્યાસનું લક્ષણ છે. વિવેચનના અભ્યાસીઓએ આ દૃષ્ટિએ આ સંગ્રહના નિબંધો ભણવા જોઈએ. પ્રેમાનંદ અને નાનાલાલની કાવ્ય-શક્તિ નિરૂપતા નિબંધો અભ્યાસ કરવાની પદ્ધતિ શીખવામાં મદદરૂપ લાગશે. સામાન્ય વાચકને આ બધું ભારે કામ લાગશે. શરૂમાં કહ્યું એમ, શ્રી. પાઠક અધ્યાપક છે અને અધ્યાપક-શૈલીનો આ સંગ્રહ વિદ્યાર્થીઓને ખાસ મદદરૂપ છે. મ૦

**શ્રી. હેમચંદ્રાચાર્ય** લે૦ ધૂમકેતુ; પ્રકાશક: ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય; પા. ૨૩૪+૨૦; કિંમત ૧-૮-૦

શ્રી. આત્માનંદ જન્મશતાબ્દિ સ્મારક સમિતિએ 'શ્રી. હેમચંદ્રાચાર્યના જીવનની અને તેઓશ્રીનાં સમગ્ર પુસ્તકોની આલોચના કરતો ગ્રંથ તૈયાર કરાવી' પ્રસિદ્ધ કરવા વિચારેલું, તેમાં જીવન વિષેનો આ જુદો ભાગ પ્રથમ પ્રસિદ્ધ થાય છે; પુસ્તકોની આલોચનાવાળો બીજા લેખકે લખેલો ભાગ હવે પછી પ્રસિદ્ધ થવાનો છે.

શ્રી. હેમચંદ્રાચાર્યને ગુજરાતમાં ફરી પ્રસ્થાપિત કરવાને એક વ્યવસ્થિત પ્રવૃત્તિ થોડા વખત થયાં શરૂ થઈ છે. તેના જુદા જુદા ફણગા જુદે જુદે સ્થળે જુદે જુદે રૂપે ફૂટવા લાગ્યા છે. આ સ્થિતિમાં શ્રી. હેમચંદ્રાચાર્યના જીવન વિષે જાણવાની જિજ્ઞાસુ વાચકોને સ્વાભાવિક વૃત્તિ થાય. થોડા વખત ઉપર પં૦ બેચરદાસજીએ લખેલું હેમચંદ્રાચાર્યનું નાનું સુંદર કલાત્મક જીવનચરિત્ર પ્રગટ થયું હતું ત્યાર બાદ આ બીજું જીવનચરિત્ર રૂપેરંગે સજાઈને પ્રગટ થાય છે.

શ્રી. હેમચંદ્રાચાર્યના જીવતોજીવત જ તેમનું ચરિત્ર ચમત્કારિક કથાઓના થર નીચે દટાવાનું શરૂ થઈ ગયું હતું. એ હાલતમાં અત્યારે તેમના જીવન વિષે પ્રામાણિક એવું વધુ કશું મળવું મુશ્કેલ લાગે છે. જે થોડીક માહિતી કે

ચર્ચાસ્પદ વિગતો ઉપલબ્ધ છે, તેમાંથી પોતાને ગમે તે વિગતો ઉપર ભાર મૂકી, ભાષા અને કલ્પનાના જુદા જુદા ઓપ ચડાવી, જુદાં જુદાં જીવનચરિત્ર લખવાં હોય તો લખી શકાય. પરંતુ તેથી ખાસ જીવન બાબતમાં વિશેષ કશું હાંસલ થતું નથી.

શ્રી. ધૂમકેતુ કૃત આ પુસ્તક હેમચંદ્રાચાર્યના જીવન-ચરિત્ર કરતાં હેમચંદ્રાચાર્ય ઉપર એક નિબંધ, પ્રશસ્તિ કે સ્તોત્ર રૂપ વધારે છે. હેમચંદ્રાચાર્યના જીવનચરિત્ર વિષે જાણવા ઇચ્છનાર પ્રાથમિક વાચક તો ભાષાની ભભકવાળા લાંબા લાંબા જટિલ ફકરાઓની વચમાં અટવાયા જ કરે, તો નવાઈ નહિ. તેવા શરૂઆતના અભ્યાસીએ તો પં૦ બેચરદાસજી કૃત જીવનચરિત્ર જ હાથમાં લેવું સારું અને સલામત છે.

મહાપુરુષની મહત્તા જ્યારે તેના મહાન ચારિત્રની વિગતોથી જ (વધુ માહિતીને અભાવે) નિરૂપિત થવી શક્ય હોતી નથી, ત્યારે તેની ખોટ 'તે મોટો હતો, તે મોટો હતો' એવા સીધા ઉલ્લેખોમાત્રથી ભરવાનો પ્રયત્ન કરવા જતાં, વાચકના મન ઉપર ઊલટી અસર થાય છે. એ સ્થિતિમાં તો પં૦ બેચરદાસજીએ સ્વીકારેલો માર્ગ જ વધુ અસરકારક નીવડવા સંભવ છે—કે, તેમની કથા જે રીતે સમકાલીન ગ્રંથોમાં સંઘરાઈ છે, તે પ્રમાણે, સરળ ભાષામાં, અમુક આવશ્યક વિશ્લેષણ સાથે કહી જવી.

પચીસ ટકા માહિતી ઉપર પંચોતેર ટકા પ્રશસ્તિ કે સ્તોત્ર ભાગથી ભરેલા આ ગ્રંથને શ્રી હેમચંદ્રાચાર્યનું જીવનચરિત્ર કહેવાને બદલે નિબંધ કે પ્રશસ્તિ જ ગણી લઈએ, તો એનું મૂલ્યાંકન જુદી રીતે કરવું પડે. શ્રી. ધૂમકેતુ પાસે ભાષાની વિશિષ્ટ ભભક છે. અને એ કારણે સમિતિએ આ ગ્રંથ લખવાનું કામ તેમને સોંપ્યું તે યોગ્ય જ કર્યું છે. દેશી વિદેશી લેખકોનાં અવતરણો વીંઝી વીંઝી, તથા જુદા જુદા મહાપુરુષો કે વ્યક્તિઓનાં જીવનચરિત્રમાંથી દાખલાઓ અને ઉપમાઓનાં પૂર ઉછાળતી તેમની ભાષા વેગથી ધસ્યે જાય છે; પરંતુ નક્કર વિગતોના ઓછાપણાને લીધે તે ભભક ઘણી વાર પોલી બની જાય છે, અને કેટલીક જગાએ તેમની કસાયેલી કલમેથી પણ નીકળતાં અન્વય વિનાનાં વાક્યો વાચકના દિલમાં કચવાટની લાગણી ઊભી કરે છે.[૧]

એ તો ઠીક. કેટલીક વખત ભભકભર્યા શબ્દ પાછળ પૂરતી વસ્તુ જ હોતી નથી, અથવા કહેવાથી જુદી કે વિપરીત જ હોય છે. જેમ કે, "ગીતાનો પરમ શબ્દ 'સમન્વય'" (પા. ૧૩, લી. ૭) એવું વાક્ય લો. (ગીતામાં 'સમન્વય' શબ્દ ક્યાંય આવે છે?) વળી તે જ પાને દેવચંદ્રનું વર્ણન કરતાં લેખક લખે છે: જેમણે જીવનમાં કોઈ વસ્તુમાં રાગ બતાવ્યો નથી, જેમણે જીવન પર્યંત વિદ્યા વિરાગ અને વીતરાગની ઉપાસના કરી છે, તેમની મહેચ્છા પોતાની પછી પોતાને માર્ગે કોઈ ને કોઈ સાધુ મૂકી જવાની હ૦ . . (અને આ મહેચ્છા રાગ ન કહેવાય?)

પા. ૨૦ ઉપર લેખક લખે છે: ગુલમોર ઉપર ફુલ્લપ્રફુલ્લ રક્ત પુષ્પો શોભે તેમ, ધંધુકાની એ નારી-રમણીના દેહ ઉપર પાટણનું મહામોલું નારીકુંજર શોભી રહ્યું હતું. (આ વાક્યનો શો અર્થ છે?)

કેટલીક વાર વિચારસરણિની વિસંગતિ પણ બહુ ખૂંચે છે.

કુમારપાલ ભવિષ્યમાં રાજા થવાનો છે એવું હેમચંદ્રાચાર્ય પોતાની અસાધારણ જ્યોતિષી શક્તિથી જાણતા હતા, તેથી તેમણે તેને સંતાડી આશ્રય આપ્યો હતો, એ પારંપરિક વિધાનને લેખક પા. ૧૦૪ ઉપર એટલા કારણથી ખોટું ઠરાવે છે કે, 'એ દંતકથાએ આચાર્યમાં રહેલ સર્વ-માનવ-સમભાવને અન્યાય આપ્યો છે, ને સાંપ્રદાયિક અંધશ્રદ્ધાએ એ અન્યાયને વધુ તીવ્ર બનાવ્યો છે.' પરંતુ એ જ લેખક પાછા પા. ૧૬૧ ઉપર લખે છે કે, 'હેમચંદ્રાચાર્ય જેવા . . . સંયમમૂર્તિ તપસ્વી જીવનને અને પૃથ્વીને છેલ્લી વંદના દે એમાં પણ કાંઈક અદ્ભુત હોવું જોઈએ. પ્રબંધકારોએ કહ્યું છે કે, પોતાના મૃત્યુના નિર્ણીત સમયની એમને ખબર હતી. . . . એ વાત કહેવામાં કોઈ એવો અસાધારણ દાવો નથી કે જેને નકાર્યા વિના ન જ ચાલે: કે જેને દંતકથા કે ગપાષ્ટક ગણ્યા સિવાય બીજી કોઈ રીતે ચાલી જ ન શકે.' અને એ વાતના સમર્થનમાં પછી તે 'આજનું વિજ્ઞાન' 'અનેક માનસિક ક્રિયાઓને ધીમે ને ધીમે' જે 'વધારે મહત્ત્વ' આપતું જાય છે, તેનો ઉલ્લેખમાત્ર કરી તેનો

---

૧. જેમ કે: ૧. સોલંકીઓ જો માત્ર સૈનિકોને દોરી જાણતા હોત, અને એમના હાથીઓ માત્ર નર્મદાસ્નાનથી શોભ્યા હોત, તો આજે એમની દશા એમના જેવા અનેક નૃપતિઓની માફક ધૂળમાં રગદોળાઈ જવાની હોત. ('ગઈ' જોઈએ)

૨. ઉજ્જયિનીના સિંહાસન ઉપર અનેક નૃપતિઓ થયા. લોકકંઠમાં તો વિક્રમ-ભોજને ગુંજ રહ્યા. દિલ્હીના સિંહાસન ઉપર અનેક બાદશાહો થયા—જનતાએ તો બે ચારને જ જાણ્યા. શિવાજી છત્રપતિ ને બાજીરાવ સિવાય—બીજાં નામ લોકજીભને ચડી જતાં નથી. (આ વાક્યમાં શિવાજી છત્રપતિ અને બાજીરાવ દિલ્હીના 'સિંહાસનના બાદશાહ' નથી કહેવાઈ જતા?)

૩. એ જમાનામાં જે રહેતા હશે તેમને માટે ધન્યપળનો એ સમય હોવો જોઈએ. (પળ અને સમય બેય શા સારુ?)

દેશે નોંધાવતા જાય છે; તિબેટમાં વર્ષો ગાળી આવેલા કોઈ યુરોપીય લેખકે તિબેટના 'મિસ્ટીક' લોકોમાં હોવી કહેવાતી હવાઈ સંદેશા મોકલવાની શક્તિના વર્ણવેલા દાખલાનું અવતરણ આપે છે, અને અંતે પોતાના જ પિતાની મૃત્યુશય્યાના પ્રસંગનો આધાર આપી જણાવે છે કે, હેમચંદ્રાચાર્યે 'મૃત્યુ સમય અગાઉ સૌની રજા લઈ લીધી એવી વાતને શંકાની દૃષ્ટિથી* કે પ્રબંધકારોની રસશૈલીના ઓતરૂપે ગણવાની* જરૂર નથી. એ વસ્તુ શક્ય છે; સમજવામાં મુશ્કેલ હશે.'

પોતાને જરૂર લાગે ત્યાં એક જગાએ અદ્ભુતતાને તરછોડવાની અને બીજી જગાએ તેનું સમર્થન કરવાની લેખકની આ વિસંગતિ એક પ્રકારનું અવાસ્તવિકતાનું વાતાવરણ ઊભું કરે છે. આમેય આખા પુસ્તકમાં હેમચંદ્રાચાર્ય ઊભા થવાને બદલે લેખકનો તેમના પ્રત્યેનો અહોભાવ જ ઊભો થયા કરે છે, અને તે અહોભાવ પણ જ્યાં ત્યાં છૂટથી વેરેલાં સંસ્કૃત, પ્રાકૃત અને અંગ્રેજી અવતરણોથી (બધી જગાએ તેમનો અનુવાદ નથી જ આપવામાં આવ્યો) કાંટાળો બની જાય છે. વાચકને એમ લાગ્યા જ કરે છે કે, લેખક અમુક વસ્તુઓ પરાણે તેના મન પર મારી ઠોકીને ઠસાવવા માગે છે; અને તેથી તેનું હૃદય લેખકને સાથ આપવાને બદલે કાંઈક વિરોધભાવ ધારણ કરે છે. સાચા કલાવિધાનમાં એ એક ભારે ઊણપ કહેવાય.

'અભ્યાસી'

**એક સત્યવીરની કથા અથવા સૉક્રેટીસનો બચાવ** લેખક: ગાંધીજી: પ્રકાશક; નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ; પાન ૩૬, કિંમત ૧ આનો.

ગાંધીજી દક્ષિણ આફ્રિકામાં રહેતા હતા ત્યારે 'ઇન્ડિયન ઓપિનિયન' નામનું એક છાપખાનું અને વર્તમાનપત્ર ચલાવતા હતા. તેની મારફત કેટલાંક નાનાં નાનાં પુસ્તકો પણ પ્રગટ કરવામાં આવતાં હતાં. આ પુસ્તક તેમાંનું એક છે. તે યુનાનના પ્રસિદ્ધ તત્ત્વવેત્તા પ્લેટોના અંગ્રેજી પુસ્તકનો સાર છે. સૉક્રેટીસ યા સુકરાત પ્લેટોનો ગુરુ હતો. તે સત્યનો મોટો શોધક અને શિક્ષક પણ હતો.

જુવાનો ઉપર તેના ઉપદેશની અસર પડતી હતી અને દેશમાં ચાલતી બૂરાઈઓનો તેઓ વિરોધ કરવા લાગતા હતા. જેના હાથમાં સત્તા હતી તેનાથી આ સહન ન થયું. તેઓએ સૉક્રેટીસ ઉપર એ આરોપ મૂક્યો કે, તે જુવાનોને બગાડે છે અને દેશની પ્રાચીન માન્યતાઓ અને પરંપરાઓનું ખંડન કરે છે. તેની સામે શહેરની ધારાસભામાં મુકદ્દમો ચાલ્યો. તે પ્રસંગે તેણે પોતાના બચાવમાં જે ભાષણ કર્યું, તેણે યુરોપના સાહિત્યમાં અમર સ્થાન પ્રાપ્ત કર્યું છે. તેનો જ આ પુસ્તકમાં ગાંધીજીએ કરેલો અનુવાદ છે. પ્રસંગ અને વિષય ગંભીર હોવા છતાં, ગાંધીજીની આ પુસ્તકની ભાષા એટલી સરળ છે કે, થોડુંક ભણેલો માણસ પણ આને સહેલાઈથી સમજી શકશે. આ પ્રેરણાદાયી પુસ્તક દરેક ગુજરાતીએ વાંચવું જોઈએ.

કિ૦ પ૦ મ૦

## સાભાર સ્વીકાર

નીચેનાં પુસ્તકો સમાલોચનાને માટે મળ્યાં છે:

**ભીલકુમારી** લેખિકા: પદ્માવતી દેસાઈ, ૦-૫-૦. **વિદ્યાર્થી વાચનમાળા** શ્રેણી દશમી: પુસ્તક ૧ થી ૨૦: પ્રકાશક: ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ; સંપાદક 'જયભિખ્ખુ' **ગુ૦ વ્યાકરણ અને લેખન પુ. ૧ લું** ૦-૪-૦; **પુ. ૨ જું** ૦-૫-૦; **પુ. ૩ જું** ૦-૫-૦; પ્રકાશક: કરસનદાસ નારણદાસ, સુરત; કર્તા: રણછોડજી દયાળજી દેસાઈ **બંધુ અંબુભાઈના પત્રો** પ્રકાશક: ગુ. વ્યાયામ મંડળ; કરાચી. ૦-૬-૦; **ભારત વિદ્યાલય કેળવણી મંડળ સં. ૧૯૯૬નું વાર્ષિક નિવેદન** પ્રકાશક: મણિભાઈ પટેલ, ભારત વિદ્યાલય, કરાચી. **વસુંધરા અને બીજી વાતો** લેખક: ગુલાબદાસ બ્રોકર; પ્રકાશક: શિષ્ટ સાહિત્ય ભંડાર, મુંબઈ. **હિમાલય સ્વરૂપ અને બીજાં નાટકો** લેખિકા: હંસા મહેતા; પ્રકાશક: શિષ્ટ સાહિત્ય ભંડાર, મુંબઈ. **કાવ્ય પૂર્વા** લેખક: ઉપેન્દ્રરાય નાનાલાલ વહોરા, સવાઈગરનો મા, માંડવી; ૦-૮-૦.

---

* ખોટા અન્વય.

ડાહ્યા માણસો સમજાવે, જરૂર છે એમ સિદ્ધ કરી બતાવે, તોપણ વ્યક્તિઓની પેઠે રાષ્ટ્રો પોતાનાં મન (અથવા 'હૃદય') પલટતાં નથી. તે પલટી જ ન શકે. આમાં બુદ્ધિ અને અંતર્નાદ કરતાં ટેવ-બળ ક્યાંય વધુ પ્રમાણમાં મજબૂત હોય છે; પરિણામે, પલટો કરવાની જરૂર પૂરેપૂરી સ્વીકારવામાં આવતાં છતાં, તેમાંથી પલટો પેદા નથી થતો.

જોડ્સ

# માસિક વિવેચન

## ભારતીય વિદ્યાભવન

અંધેરી (મુંબઈ)માં આવેલા આ ભવનના મંત્રીઓ તરફથી ઈ. સ. ૧૯૪૦ના વર્ષ માટેનો તેના કામકાજનો અહેવાલ મળ્યો છે. આ ભવનની સ્થાપના નવેમ્બર ૭, ૧૯૩૮ના રોજ થઈ હતી; શ્રી. કનૈયાલાલ મુનશી (મુંબઈ સરકારના ભૂતપૂર્વ ગૃહમંત્રી) તેના પ્રમુખ છે. ભવનની સ્થાપનાના હેતુઓ ગણાવતાં મૂળ અહેવાલમાં જણાવવામાં આવ્યું છે કે, ભારતીય વિદ્યાની બધી શાખાઓમાં વ્યવસ્થિત રીતે સંશોધનનું કાર્ય કરવું; સંસ્કૃત, પાલિ, અર્ધમાગધી, અપભ્રંશ, રાજસ્થાની, નવી-જૂની ગુજરાતી, હિંદી વગેરે પ્રાચીન તેમ જ અર્વાચીન હિંદુસ્તાનની ભાષાઓનું અધ્યયન-અધ્યાપન તેમ જ સંશોધનકાર્ય કરવું; પ્રાચીન ઢબે હિંદુસ્તાનની જૂની ભાષાઓના અધ્યાપનનું કાર્ય કરતી પાઠશાળાઓ વગેરેની વ્યવસ્થા તેમ જ દોરવણીનું કામ મંજૂર કરેલી શરતોએ હાથમાં લેવું, હિંદી સંસ્કૃતિ અને ઇતિહાસનો વ્યવસ્થિત અભ્યાસ કરવો તથા તેને લગતાં પુસ્તકો બહાર પાડવાં; હિંદુસ્તાનના પ્રાચીન સાહિત્યના અનુવાદો ગુજરાતી, હિંદી અને બીજી પ્રાંતિક ભાષાઓમાં પ્રસિદ્ધ કરીને તે તે ભાષાઓની સમૃદ્ધિ કરવી, તથા સ્વતંત્ર મૌલિક કૃતિઓ પણ પ્રસિદ્ધ કરવી; આ બધા કામને જરૂરી પુસ્તકાલય સ્થાપવું, અને અંગ્રેજી, ગુજરાતી, હિંદી અને બીજી પ્રાંતિક ભાષાઓમાં સામાયિકો વગેરે પ્રસિદ્ધ કરવાં.

આ મહા-કાર્યને પહોંચી વળવા માનવંત પ્રમુખ ઉપરાન્ત ન્યાયમૂર્તિ દિવેટિયા, દી. બ. કૃષ્ણલાલ ઝવેરી, આચાર્ય આનંદશંકર ધ્રુવ, રા. બ. ચૂનીલાલ સેતલવડ, ડૉ. તારાપોરવાલા, પ્રિન્સિ૦ કાશ્મીરસિંધ વગેરે ૨૦ સભ્યોની એક કાર્યવાહક સમિતિ સ્થાપવામાં આવી છે. તથા શેઠ મૂંગાલાલ ગોએન્કાએ આપેલી એક સારી સરખી રકમ, મુંબઈનાં કેટલાંક જાણીતાં ટ્રસ્ટોએ આપેલી મદદ, તથા બીજી કેટલીક શ્રીમંત વ્યક્તિઓએ કરેલાં દાનોથી આ ભવન સંસ્કૃત, પ્રાકૃત, હિંદી અને ગુજરાતી ભાષાનાં તેમ જ ભાગવતધર્મ, જૈનશાસ્ત્ર, ભારતીય ઇતિહાસ અને જ્યોતિષ એ વિદ્યાઓનાં ખાસ શિક્ષાપીઠ અત્યારે ચલાવે છે. પોતાના આશ્રય હેઠળ જ્ઞાનવર્ધક વ્યાખ્યાનમાળાઓ ગોઠવે છે; તથા એક અંગ્રેજીમાં અને એક હિંદી-ગુજરાતીમાં એમ બે સામાયિકો પ્રસિદ્ધ કરે છે. કેટલાંક પુસ્તકોનું સંપાદન તેમ જ અનુવાદન ભવને હાથ ધર્યું છે, તથા પ્રો. ધર્માનંદ કોસંબી સંપાદિત બૌદ્ધ પુસ્તક 'વિસુદ્ધિમગ્ગ' પ્રસિદ્ધ પણ કર્યું છે. સંસ્થાની મુખ્ય પ્રવૃત્તિમાં એમ. એ. અને પીએચ. ડી.ના વિદ્યાર્થીઓને અધ્યાપકીય તેમ જ આર્થિક મદદ આપવાનું પણ છે.

પોતાની પ્રાચીન સંસ્કૃતિ તેમ જ વિદ્યાઓનું અધ્યયન-અધ્યાપન કોઈ પણ પ્રજા માટે અતિ આવશ્યક છે, એ કહેવાની જરૂર નથી. આપણા દેશની પ્રાચીન સંસ્કૃતિ તેમ જ સાહિત્યના અભ્યાસની શરૂઆત કરવાનું માન યુરોપીય વિદ્વાનોને ભાગ જાય છે. તેમણે અત્યાર આગમચ એ દિશામાં ઘણું કામ કરી નાખ્યું છે, તથા પ્રાચીન પુસ્તકોનું શુદ્ધ શાસ્ત્રીય સંપાદન કેવી રીતે થાય તેના ઉત્તમ નમૂના તેમણે આપણને પૂરા પાડયા છે. પરંતુ પરદેશી તેમ જ મોટે ભાગે આપણા રાજકર્તા વર્ગના વિદ્વાનોને હાથે થયેલું તે કામ ભાગ્યે જ આપણા પ્રજાજીવનને ઉપયોગી થઈ પડે તેવું કહેવાય. તેમની દૃષ્ટિ પણ તેવી ભાગ્યે જ હોય. કાળી પ્રજાઓ તેમ જ મુખ્યત્વે પોતાની ગુલામ પ્રજાઓના સાહિત્ય તેમ જ સંસ્કૃતિ પ્રત્યે ભાગ્યે જ તેમની દૃષ્ટિ નિર્મળ તેમ જ પૂર્વગ્રહ વિનાની હોય. ઉપરાંત, પોતાના કરતાં જુદાં જ જીવનમૂલ્યો અને આદર્શોવાળી પ્રજાઓના જીવનનાં વિવિધ અંગો વચ્ચેનું તારતમ્ય પણ તેઓ ભાગ્યે જ સાચવી શકે. એટલે ઘણી વાર પરદેશીઓને હાથે થતું પ્રાચ્ય સંશોધનનું કાર્ય, મહેનત, ખંત, ઝીણવટ અને ખર્ચને હિસાબે જેટલું વિસ્મયાસ્પદ હોય છે, તેટલું 'ઉપયોગાસ્પદ' નથી હોતું. એટલે ઘણી વાર તો એવું જ દૃશ્ય જોવા મળે છે કે, એક બાજુ પ્રાચીન સંસ્કાર-દૂધ વિના આખી પ્રજા વિનાશ પામતી હોય, ત્યારે બીજી બાજુ પુરાતત્ત્વ સંશોધન પાછળ જીવનનાં કીમતી વર્ષો અને તિજોરીના હજારોબંધ રૂપિયા ખરચાઈને કોઈ વિચિત્ર વિષયો અને મુદ્દાઓ ઉપર જ સાઠ-

ટેકો નોંધાવતા જાય છે; તિબેટમાં વર્ષો ગાળી આવેલા કોઈ યુરોપીય લેખકે તિબેટના 'મિસ્ટીક' લોકોમાં હોતી કહેવાતી હવાઈ સંદેશા મોકલવાની શક્તિના વર્ણવેલા દાખલાનું અવતરણ આપે છે, અને અંતે પોતાના જ પિતાની મૃત્યુશય્યાના પ્રસંગનો આધાર આપી જણાવે છે કે, હેમચંદ્રાચાર્યે 'મૃત્યુ સમય અગાઉ સૌની રજા લઈ લીધી એવી વાતને શંકાની દૃષ્ટિથી* કે પ્રબંધકારોની રસશૈલીના સાંતરૂપે ગણવાની* જરૂર નથી. એ વસ્તુ શક્ય છે; સમજવામાં મુશ્કેલ હશે.'

પોતાને જરૂર લાગે ત્યાં એક જગાએ અદ્‌ભુતતાને તરછોડવાની અને બીજી જગાએ તેનું સમર્થન કરવાની લેખકની આ વિસંગતિ એક પ્રકારનું અવાસ્તવિકતાનું વાતાવરણ ઊભું કરે છે. આમેય આખા પુસ્તકમાં હેમચંદ્રાચાર્ય ઊભા થવાને બદલે લેખકનો તેમના પ્રત્યેનો અહોભાવ જ ઊભો થયા કરે છે, અને તે અહોભાવ પણ જ્યાં ત્યાં છૂટથી વેરેલાં સંસ્કૃત, પ્રાકૃત અને અંગ્રેજી અવતરણોથી (બધી જગાએ તેમનો અનુવાદ નથી જ આપવામાં આવ્યો) કાંટાળો બની જાય છે. વાચકને એમ લાગ્યા જ કરે છે કે, લેખક અમુક વસ્તુઓ પરાણે તેના મન પર મારી ઠોકીને ઠસાવવા માગે છે; અને તેથી તેનું હૃદય લેખકને સાથ આપવાને બદલે કાંઈક વિરોધભાવ ધારણ કરે છે. સાચા કલાવિધાનમાં એ એક ભારે ઊણપ કહેવાય.

'અભ્યાસી'

**એક સત્યવીરની કથા અથવા સૉક્રેટીસનો બચાવ** લેખક: ગાંધીજી: પ્રકાશક; નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ; પાન ૩૬, કિંમત ૧ આનો.

ગાંધીજી દક્ષિણ આફ્રિકામાં રહેતા હતા ત્યારે 'ઇન્ડિયન ઓપિનિયન' નામનું એક છાપખાનું અને વર્તમાનપત્ર ચલાવતા હતા. તેની મારફત કેટલાંક નાનાં નાનાં પુસ્તકો પણ પ્રગટ કરવામાં આવતાં હતાં. આ પુસ્તક તેમાંનું એક છે. તે યુનાનના પ્રસિદ્ધ તત્ત્વવેત્તા પ્લેટોના અંગ્રેજી પુસ્તકનો સાર છે. સૉક્રેટીસ યા સુકરાત પ્લેટોનો ગુરુ હતો. તે સત્યનો મોટો શોધક અને શિક્ષક પણ હતો.

જુવાનો ઉપર તેના ઉપદેશની અસર પડતી હતી અને દેશમાં ચાલતી બૂરાઈઓનો તેઓ વિરોધ કરવા લાગતા હતા. જેના હાથમાં સત્તા હતી તેનાથી આ સહન ન થયું. તેઓએ સૉક્રેટીસ ઉપર એ આરોપ મૂક્યો કે, તે જુવાનોને બગાડે છે અને દેશની પ્રાચીન માન્યતાઓ અને પરંપરાઓનું ખંડન કરે છે. તેની સામે શહેરની ધારાસભામાં મુકદ્દમો ચાલ્યો. તે પ્રસંગે તેણે પોતાના બચાવમાં જે ભાષણ કર્યું, તેણે યુરોપના સાહિત્યમાં અમર સ્થાન પ્રાપ્ત કર્યું છે. તેનો જ આ પુસ્તકમાં ગાંધીજીએ કરેલો અનુવાદ છે. પ્રસંગ અને વિષય ગંભીર હોવા છતાં, ગાંધીજીની આ પુસ્તકની ભાષા એટલી સરળ છે કે, થોડુંક ભણેલો માણસ પણ આને સહેલાઈથી સમજી શકશે. આ પ્રેરણાદાયી પુસ્તક દરેક ગુજરાતીએ વાંચવું જોઈએ.

કિ૦ ધ૦ મ૦

* ખોટો અન્વય.

## સાભાર સ્વીકાર

નીચેનાં પુસ્તકો સમાલોચનાને માટે મળ્યાં છે:

**ભીલકુમારી** લેખિકા: પદ્માવતી દેસાઈ, ૦-૫-૦. **વિદ્યાર્થી વાચનમાળા** શ્રેણી દશમી: પુસ્તક ૧ થી ૨૦: પ્રકાશક: ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ; સંપાદક 'જયભિખ્ખુ.' **ગુ૦ વ્યાકરણ અને લેખન પુ. ૧ લું** ૦-૪-૦; પુ. ૨ જું ૦-૫-૦; પુ. ૩ જું ૦-૫-૦; પ્રકાશક: કરસનદાસ નારણદાસ, સુરત; કર્તા: રણછોડજી દયાળજી દેસાઈ. **બંધુ અંબુભાઈના પત્રો** પ્રકાશક: ગુ. વ્યાયામ મંડળ; કરાચી. ૦-૯-૦; **ભારત વિદ્યાલય કેળવણી મંડળ સં. ૧૯૯૧નું વાર્ષિક નિવેદન** પ્રકાશક: મણિભાઈ પટેલ, ભારત વિદ્યાલય, કરાચી. **વસુંધરા અને બીજી વાતો** લેખક: ગુલાબદાસ બ્રોકર; પ્રકાશક: શિષ્ટ સાહિત્ય ભંડાર, મુંબઈ. **હિમાલય સ્વરૂપ અને બીજાં નાટકો** લેખિકા: હંસા મહેતા; પ્રકાશક: શિષ્ટ સાહિત્ય ભંડાર, મુંબઈ. **કાવ્ય પૂર્વા** લેખક: ઉપેન્દ્રરાય નાનાલાલ વહોરા, સવાઈગરનો મઠ, માંડવી; ૦-૮-૦.

ડાહ્યા માણસો સમજાવે, જરૂર છે એમ સિદ્ધ કરી બતાવે, તોપણ વ્યક્તિઓની પેઠે રાષ્ટ્રો પોતાનાં મન (અથવા 'હૃદય') પલટતાં નથી. તે પલટી જ ન શકે. આમાં બુદ્ધિ અને અંતર્નાદ કરતાં ટેવ-બળ કયાંય વધુ પ્રમાણમાં મજબૂત હોય છે; પરિણામે, પલટો કરવાની જરૂર પૂરેપૂરી સ્વીકારવામાં આવતાં છતાં, તેમાંથી પલટો પેદા નથી થતો.

જેકસ

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૨—અંક ૯] [જૂન, ૧૯૪૧


## चांदीपुर अथवा पूर्वनुं बोरडी

મારી ખાતરી હતી કે, ગયે વખતે ચાંદીપુરમા જે દૃશ્ય મેં જોયું તે મને આ વખતે જોવાને મળવાનું નથી. એટલે બહુ આશા ન રાખવાનું પોતાના મનને સમજાવીને જ આ વખતે અમે ચાંદીપુર જવા ઊપડયા. છતાં ચાંદીપુર તે ચાંદીપુર. એની સામાન્ય શોભા પણ અસામાન્ય ગણાય.

કલકત્તા કટકના રસ્તા ઉપર બાલાસોર અથવા વાલેશ્વર કરીને એક કસબો છે. ચાંદીપુર ત્યાંથી આઠ માઈલ પૂર્વે સમુદ્રકિનારા પર આવેલું સ્થાન છે. લશ્કરી ખાતાએ આ સ્થાનનો સહેજસાજ ઉપયોગ કર્યો છે, પણ તેથી કંઈ એનું મહત્ત્વ વધ્યું નથી. અહીંથી ત્રણ માઈલ ઉપર બુઢ્ઢી બલંગ નદી જ્યાં સમુદ્રને મળે છે, ત્યાં સરસ બંદર થાય એમ છે. હવા ખાવાનું સરસ સ્થાન એ બની શકે છે, પણ હજી તેમ બન્યું નથી. ચાંદીપુરનું આજનું મહત્ત્વ એની સનાતન પ્રાકૃતિક શોભાને લીધે જ છે. અને તેથી જ મેં એને ઉગમણા બોરડીનું નામ આપ્યું છે.

મુંબઈથી ઉત્તરે ઘોલવડ 'સ્ટેશનથી દોઢ માઈલ ઉપર બોરડી કરીને જે સ્થાન છે ત્યાંનો દરિયો જ્યારે ઓટને કારણે પાછો હઠે છે, ત્યારે દોઢ બે માઈલનો પટ ખુલ્લો મૂકી દે છે અને પાણી લગભગ ક્ષિતિજ સુધી પહોંચી જાય છે. આખો સમુદ્રકિનારો જાણે દેવોનું કે દાનવોનું બાંધેલું ટેનિસકોર્ટ હોય એવો સીધો સપાટ દેખાય છે, અને જ્યારે ભરતી સાથે પાણી આવવા માંડે છે ત્યારે જોતજોતામાં એ આખો કિનારો પાણીથી ભરાઈ જઈ સરોવરની પેઠે છલકાય છે. ઘડીકમાં બીનું રણ અને ઘડીકમાં છીછરું સરોવર, એવી એ પ્રકૃતિની લીલા જોઈ હું જે વિસ્મય પામતો, તે મેં જ્યારે લખી કાઢયું, ત્યારે મને સ્વપ્નામાંયે ખ્યાલ નહોતો કે, બરાબર એવું જ એક સ્થાન ઉગમણી બાજુ પૂર્વ કિનારે કુદરતે સરજી રાખ્યુ હશે.

રાષ્ટ્રભાષા-પ્રચારને અંગે જ્યારે હું આ પહેલાં કલકત્તામાં આવ્યો હતો, ત્યારે બાલાસોરનું કામ પતાવી ચાંદીપુર જોવા આવ્યો હતો. રસ્તામાં ઠેર ઠેર પાણીનાં ખાબોચિયાંમાં નીલ કમલ ઊગેલાં જોઈ મારા હર્ષનો પાર રહ્યો નહિ. કમળ એટલે પ્રસન્નતાનું પ્રતીક. કોમળતા, નાજુકતા, તાજગી અને પવિત્રતા જ્યારે એકત્ર આવ્યાં, ત્યારે એમણે કમળનું રૂપ ધારણ કર્યું. કમળ સફેદ હોય છે ત્યારે તપસ્વિની મહાશ્વેતાનું સ્મરણ કરાવે છે. એ જ જ્યારે લાલ હોય છે ત્યારે ગંધર્વનગરી પર રાજ્ય કરતી કાદંબરીની શોભા બતાવે છે. પણ નીલ કમળ તો જાણે પ્રત્યક્ષ કુંજવિહારી શ્રીકૃષ્ણનો જ ભાગ ભજવતું હોય એવું લાગે છે. આપણે ત્યાં નીલ કમળ બહુ જોવાને નથી મળતાં, એ પણ કારણ હોય. પણ આ રસ્તે નીલ કમળો જોઈ હું રાજી રાજી થયો એટલું ખરું.

બાલાસોરથી ચાંદીપુરનો રસ્તો લગભગ સીધો સડક છે. છેક કાંઠા ઉપર ડાક બંગલાને બારણે જઈએ ત્યાં સુધી સમુદ્રનાં દર્શન થતાં જ નથી, અને જ્યારે થાય છે ત્યારે પોતાની વિશાળતાથી ચિત્ત હરી લે છે. ગયે ફેરે અમે ગયેલા ત્યારે ભરતી ધીમે ધીમે વધતી હતી, અને નાજુક મોજાંઓ ક્ષિતિજ સાથે સમાન્તર રેખામાં ધીમે ધીમે આગળ વધતાં હતાં. ક્ષિતિજથી શરૂ થઈને કિનારા સુધી આવતાં મોજાંઓ જાણે લાંબી બે ત્રણ માઈલની

એક રસી તાણીને કોઈ આગળ આણતું હોય એવી રીતે સીધાં અને સમાન્તર આવતાં હતાં. મારી સાથે કોઈ વિદ્યાર્થી હોત તો એને હું સમજાવત કે, નોટબુકમાં આંકણી લઈને લીટી દોરવી હોય તો આના જેવી સરસ સમાન્તર આવવી જોઈએ. જમીન જ્યારે બધી રીતે સરખી સપાટ હોય છે ત્યારે અંગ્રેજ લેખકો એને ટેનિસકોર્ટની ઉપમા આપે છે. પણ ક્યાં ટેનિસકોર્ટ અને ક્યાં માઈલો સુધી વિસ્તરેલી લાંબી પહોળી સિકતાસ્થલી!

એ આખું દૃશ્ય ધરાઈને જોયું. ધરાયા પછી પણ જોયું. સામે જોયું, બાજુએ જોયું. આપણે કેટલા પુણ્યશાળી છીએ એવી ધન્યતાના ભાન સાથે જોયું. અને પછી હવે આગળ શું કરવું એવો વિચાર મનમાં આવ્યો. એને વિષે લખવાનું તો હતું જ. રાજાને રત્નો જડે ત્યારે એ પોતાના ખજાનામાં પહોંચાડી દે છે. રમણીઓને ફૂલો હાથ લાગે એટલે અંબોડે ચડાવીને જ જંપે. કુદરતના ઉપાસક લેખકને કોઈ દૃશ્યનું પાન કરવાને મળે એટલે તે લેખબદ્ધ કવિતાબદ્ધ કર્યા પછી જ સ્વસ્થ થવાનો. પણ તે તો ઘેર ગયા પછી થઈ શકે. અત્યારે શું કરવું જોઈએ? કુદરતનો વિસ્તાર પહોળો હોય કે ઉત્તુંગ હોય, એનો આસ્વાદ કેવળ આંખે લેવાનો નથી હોતો. પગને પણ એમનો ગરાસ આપ્યે જ છૂટકો.

અમે ઊંચાઈએથી હસતી રેતી થઈને દોડતા નીચે ઊતર્યા. ત્યાં તો અમે મોટાં મોટાં માણેક આમ તેમ દોડતાં અને પૃથ્વીના ઉદરમાં અલોપ થતાં જોયાં. કેટલો એમનો લાલ ચળકતો તરલ રાતો રંગ! મખમલમાં જેમ ઝીણી અને ઊંડી લાલાશ હોય છે, તેવી જ છટા પ્રકાશને કારણે માણેકમાં પણ દેખાય છે. એ જ લાવણ્ય અમે આ દોડતાં અને પગાળાં રત્નોમાં જોયું. આ કરચલા જેટલા આકર્ષક હતા તેટલા જ બિહામણા પણ લાગતા. આવીને કરડશે તો પોતાના જેટલું જ લાલ લોહી કાઢશે, એવી બીક લાગતી. પણ તેઓ તો માણસને જોઈને ઝટ દઈને પોતાના દરમાં અલોપ થતા. અમે એમની પાછળ દોડ્યા. અને એમની દોડધામ જોવાનો આનંદ મેળવ્યો.

દોડતાં દોડતાં દામડા જેવા નાના મોટા શંખલા અમે જોયા. એના ઉપરની ભાત જોઈ મારી તો ખાતરી થઈ કે, આનો આકાર જોઈને જ અહીંના મંદિરના કળશ તૈયાર કરાયા હશે. સોપારી ઘાટ કરતાં આ ઘાટ કળાની દૃષ્ટિએ કેટલોયે ચડિયાતો છે.

ચિ. મદાલસાએ આવા કેટલાયે દામડાનો વીણ્યા. એમાં આરપાર કાણું હોવાથી એનો હાર બનાવવાની કલ્પના સુઝે એમ હતું.

સમુદ્રનો પટ, એનાં મોજાંઓ, પેલા કરચલાઓ અને આ શંખલાઓ બધાની વાતો કરતાં કરતાં અમે પાછાં ફર્યાં. કેટલાંક નીલ કમળોને સાથે લીધાં અને ભારતવર્ષનાં દર્શનમાં એક કીમતી ઉમેરો થયાના સમાધાન સાથે અમે ઘેર આવ્યાં.

હમણાં જ્યારે ફરી બાલાસોર આવ્યા, ત્યારે એ આખા દૃશ્યનું આબેહૂબ સ્મરણ થયું, અને એને પોતાની શ્રદ્ધાની અંજલિ અર્પણ કરવાને ફરી ચાંદીપુર જવાનો કાર્યક્રમ અમે ગોઠવ્યો.

આકાશમાં વાદળાં ઘેરાયાં હતાં. છતાં અમે મનમાં આશા સેવેલી કે, ચાંદીપુર પહોંચતાં આપણે પાણીમાંથી નીકળતા સૂર્યનું દર્શન કરીશું. એટલા માટે ત્રણ સાડાત્રણ વાગ્યે ઊઠી નિત્યવિધિ પૂરો કર્યો. ચાર વાગ્યે ડૉક્ટર ભુવનચંદ્રની મોટર મંગાવી અને મોટરવેગે આઠ માઈલનું અંતર કાપ્યું. રસ્તામાં ન મળે ખાબોચિયાં અને ન મળે શ્રીકૃષ્ણની આંખોની હરીફાઈ કરતાં નીલ કમળો. મારી ખાતરી હતી કે, એ મોજાંઓ પણ આપણને જોવા મળવાનાં નથી. અષ્ટમીનો ચંદ્ર માથે ફીકો ચળકતો હતો. એટલે મેં માન્યું હતું, અહીં તો ફક્ત છલકાતું તે શાન્ત સરોવર જ દેખાશે. અમે અમારા ઓળખીતા ડાકબંગલાના આંગણામાં આવ્યા અને મેં જોયું કે, પાણી તો ક્યારનાં પાછાં વળી ચૂક્યાં છે. દૂર ડહોળું પાણી રેતીના ઢગલા પડ્યા હોય એના જેવું લાગતું હતું. મોજું તો સોગન ખાવા પણ ત્યાં દેખાતું ન હતું. ફક્ત રેતીનો પટ વધુ ને વધુ ઉઘાડો પડતો હતો. અમે જો ચારેક મિનિટ વહેલા પહોંચ્યા હોત, તો સૂર્યને પાણીમાં પગ રાખતો જોયો હોત. વાદળાં હતાં પણ સૂર્ય પાસેનું ક્ષિતિજ સ્વચ્છ રેખીવ દેખાતું હતું. વાદળાના ડાઘા સૂર્યની પેલી શોભા વધારતા હતા. સૂર્યને જોઈને મારો હંમેશનો શ્લોક બોલવાનું પણ મને સૂઝ્યું નહિ. મેં ફક્ત તાળીઓનું અર્ધ્ય અર્પણ કર્યું અને દૂર સમુદ્રમાંથી નીકળેલા સૂર્યનારાયણનું ઉપસ્થાન કર્યું. હું મનમાં મનુનો શ્લોક બોલ્યો:

आपो नारा इति प्रोक्ता आपो वै नरसूनवः ।
ता यदस्य अयनं जातम् इति नारायणस्मृतः ॥

એટલામાં અમૃતલાલે લલકાર્યું —

प्रथम प्रभात उदित तव गगने.

નીચે રેતીના પટમાં પહોંચતાં અમને વાર ન લાગી. શરમાળ કરચલાઓએ અમારું સ્વાગત પોતપોતાના દરમાં ઘૂસીને જ કર્યું.

સમુદ્રનાં વળતાં પાણીએ દૂર દૂરથી અમને ઇશારાથી પૂછ્યું, અહીં સુધી આવવું છે? પાણીના આમંત્રણને ના કેમ પડાય?

અમે ચાલ્યા, વચમાં વચમાં બે ચાર આંગળાં ઊંડું પાણી જોઈને પગ છબછબાવતા ચાલ્યા. ઘડીકમાં સૂરજ જોવાનું મન થાય, ઘડીકમાં પાછા વળીને કિનારો જોવાનું. થોડાંક સરુનાં ઝાડો, એક બે ઝૂંપડીઓ અને જકાત ખાતાનો વાવટો ચડાવવાનો ઊંચો થાંભલો, એના કરતાં વધારે આકર્ષક ત્યાં કશું દેખાતું ન હતું. એના કરતાં પગ તળેના પાણીમાં વાદળાં પ્રતિબિંબિત થતાં હતાં, તેની શોભા જ વધારે આનંદ દેતી હતી. પાછા ખસતાં પાણીની મોહિની પાછળ પાછળ અમે કેટલાયે દૂર ગયા હોત. પણ અમે ભૂલ્યા ન હતા. અમારી આગળ બીજો કાર્યક્રમ છે. અને વખતના બજેટ બહાર અહીં મોજ કરાય નહિ. કિનારાથી કેટલે દૂર આવ્યા તેનો હિસાબ કાઢવા માટે પગલાં ગણતા ગણતા અમે પાછા આવ્યા. બે બે ફૂટનાં પગલાં ભરતાં અમે હજાર ગણ્યાં અને દોડતા ભાણેકોની રત્નભૂમિ સુધી પહોંચી ગયા. ઉપર ચઢીને જોઈએ છીએ તો અવળચંડાં પાણી ધીરે ધીરે અમારી પાછળ આવતાં હતાં અને પાણીને આવતાં જોઈ કેટલાક માછીઓએ રેતીના પટમાં પોતાની જાળ થાંભલાને લાંબી ઊભી કરી હતી.

જૂની વાર્તાઓ પૂરી થાય છે, ખાધું પીધું ને રાજ કર્યું, એ વાક્યથી. અમારાં વર્ણનો મોટે ભાગે પૂરાં થાય છે, પ્રાર્થના કરી અને પછી નાસ્તો કર્યો, એ બયાનથી. સાથેના એક ભાઈએ કહ્યું કે, આજકાલ અહીં જ્યારે લશ્કરવાળાઓ તોપો ફોડે છે ત્યારે ધરતીકંપ થયો હોય તેમ આખું શહેર કંપે છે. તૈયાર થયેલો માલ બરાબર ઊતર્યો છે કે, તે તપાસવાનું થાણું અહીં છે. અવાજ ગમે તેટલો મોટો હોય તોયે, ક્રાન્તિ પછી જેમ શાન્તિ સ્થપાય છે તેમ, આકાશના વિવરમાં તે વિલીન થાય છે અને અંતે નીરવતા જ રહે છે.

ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

काका कालेलकर

# સુધારો ધીમે ધીમે?

*પ્રશ્ન—અસ્પૃશ્યતાનિવારણ ધીમે ધીમે ન કરાય?*

દરેક સુધારો ધીમે ધીમે કરવો એમાં હું માનતો નથી. રાજકારણમાં મૉડરેટ લોકો પણ ધીમે ધીમે જ આગળ વધવાનું કહે છે. અસ્પૃશ્યતામાં અનાચાર લાગતો હોય તો સમાજનેતાઓએ પોતાના આચરણમાં તો તરત ફેરફાર કરવો જોઈએ. એને માટે તેમને સમાજ તરફથી કષ્ટ પણ વેઠવાં પડશે. સામાન્ય લોકો આજે કબૂલ ન હોય તો કબૂલ થવા જોઈએ. દરેક પેઢીને પોતપોતાનું ખાસ કામ કરવાનું હોય છે, એક એક મજલો બાંધવાનો હોય છે. આપણી પેઢીએ કરવાનું મુખ્ય કામ અસ્પૃશ્યતાનિવારણનું છે. આજ ને આજ સ્વરાજ જોઈતું હોય, તો એની આડે આવતી વસ્તુઓ આજ ને આજ દૂર કરવી જોઈએ. સમાજમાં ફેરફાર કરવા દસવીસ વરસ જ જોઈએ એવું નથી. ચારિત્ર્યવત્સલ લોકો પોતાના આચરણમાં જે ફેરફાર દાખલ કરે, તે સમાજમાં થોડા જ દિવસોમાં સહેજે રૂઢ થઈ જાય છે. હિંદુ સમાજની એ ખાસિયત છે કે, અમુક વસ્તુ ધર્મ છે એમ લોકો સમજે એટલે તેની વિરુદ્ધની વસ્તુ છોડતાં તેમને વાર નહિ લાગે. એનો સરસ દાખલો માંસાહારના ત્યાગનો છે. સમજાયેલી વસ્તુ આચરણમાં મૂકવી, એ શીલ આપણા રાષ્ટ્રમાં છે.

काका कालेलकर

# મનુષ્યની ખોજ

[પં. જવાહરલાલના 'Glimpses of World History'—જગતના ઇતિહાસનું રેખાદર્શન — નામના પુસ્તકના એક પ્રકરણમાંથી ]

ક્રમે ક્રમે આપણી દુનિયામાં કેવી રીતે ફેરફારો થયા, તેની પ્રગતિ અને વિકાસ કેવી રીતે થયાં, તથા કેટલીક વાર દેખીતી રીતે જ તેણે કેવી રીતે પીછેહઠ કરી એનો તને ખ્યાલ આવે, તથા પુરાણી સંસ્કૃતિઓ કેવી હતી અને ભરતીઓટની પેઠે તે કેવી રીતે ચડી તથા ઓસરી ગઈ એની તને કંઈક ઝાંખી થાય, તથા તેનાં વમળો અને ખાડીઓ સહિત જે ઇતિહાસ-સરિતા યુગયુગાન્તરોથી અસ્ખલિત રીતે નિરંતર વહેતી આવી છે અને હજી પણ કોઈ અજ્ઞાત સાગર તરફ વહી રહી છે, એની તને કંઈક પ્રતીતિ થાય, એટલા માટે હું તારી સમક્ષ એક પછી એક ભૂતકાળની તાદૃશ પ્રતિમાઓ રજૂ કરવા ચાહતો હતો. આરંભકાળમાં મનુષ્ય જ્યારે ભાગ્યે જ માણસ કહી શકાય એવી સ્થિતિમાં હતો ત્યારથી માંડીને આજે તે પોતાના મહાન સુધારા માટે કંઈક બેવકૂફીભર્યા અને વ્યર્થ ગૌરવથી રાચે છે ત્યાં સુધીના સમય માનવવિકાસનો ક્રમે ક્રમે તને પરિચય કરાવવાની મારી ઉમેદ હતી. તને યાદ હશે કે, તું મસૂરી હતી ત્યારે આપણે એ જ રીતે શરૂઆત કરી હતી. તે વખતે આપણે અગ્નિ તથા ખેતીની શોધ કેવી રીતે થઈ અને શહેરો કેવી રીતે વસ્યાં તે વિષે તથા શ્રમવિભાગ વિષે વાતો કરી હતી. પરંતુ આગળ જતાં ગયાં તેમ તેમ સામ્રાજ્યો તેમ જ બીજી એવી બાબતોમાં આપણે વધારે ને વધારે ગૂંચવાતાં ગયાં અને માનવવિકાસનો ક્રમ આપણી નજર આગળથી ખસી ગયો. આપણે તો ઇતિહાસના પટને કેવળ ઉપરઉપરથી નિહાળી ગયાં. મેં તો માત્ર પ્રાચીન ઘટનાઓનું માળખું તારી આગળ રજૂ કર્યું છે. એને રુધિરમાંસથી ભરી દઈને તારી સમક્ષ એક જીવંત અને પ્રાણવાન વસ્તુ તરીકે રજૂ કરવાની મારામાં શક્તિ હોત તો કેવું સારું!

પરંતુ મારામાં એ શક્તિ નથી, એટલે ઘટનાઓના એ માળખાને જીવંત બનાવવાનો ચમત્કાર કરવા માટે તારે તારી કલ્પનાશક્તિ ઉપર જ આધાર રાખવો રહ્યો. આમ પ્રાચીન ઇતિહાસ વિષે તું બીજાં ઘણાં સારાં પુસ્તકોમાંથી વાંચી શકે એમ છે, તો પછી મારે એ વિષે શાને લખવું? આવી જાતનો સંશય મને વારંવાર આવ્યાં કરે છે. છતાયે મેં લખવાનું જારી રાખ્યું છે અને મને લાગે છે કે હજીયે તે ચાલુ રાખીશ.

મનુષ્ય પડતો આખડતો અને લથડિયાં ખાતો જંગલમાંથી બહાર નીકળ્યો ત્યારથી માંડીને તેના વિકાસની પ્રગતિ વિષે મેં ઉપર લખ્યું છે. તેનો આ વિકાસક્રમ હજારો વરસ લાંબો છે. પરંતુ પૃથ્વીની કથા અને તેના ઉપર મનુષ્યના આગમન પહેલાં વહી ગયેલાં યુગયુગાન્તરોને મુકાબલે એ સમય કેટલો બધો ટૂંકો છે! પરંતુ તેના પહેલાં આ પૃથ્વી ઉપર થઈ ગયેલાં બીજાં અનેક મહાકાય જનાવરો કરતાં સ્વાભાવિક રીતે જ માણસનું મહત્ત્વ આપણે માટે વિશેષ છે. તેનું મહત્ત્વ વિશેષ હોવાનું કારણ એ છે કે, ઇતર પ્રાણીઓ પાસે ન હતી એવી એક નવીન વસ્તુ તે પોતાની સાથે લાવ્યો. આ નવી વસ્તુ તે તેનું મન—તેની જિજ્ઞાસા; એટલે કે, નવું નવું શોધવાની તથા શીખવાની વૃત્તિ. આ રીતે મનુષ્યની ખોજ છેક આરંભથી જ શરૂ થઈ છે. કોઈ નાના બાળકનું નિરીક્ષણ કરી જો. તે તેની આસપાસની નવી અને અદ્‌ભુત દુનિયાને કેવી રીતે ભાળે છે; વસ્તુઓ તથા માણસોને ઓળખતાં શીખવાનો તે કેવી રીતે આરંભ કરે છે; તથા બીજી બધી વસ્તુઓ પણ તે કેવી રીતે શીખવા માંડે છે. કોઈ નાનકડી છોકરીને નિહાળી જો; જો તે તંદુરસ્ત અને ચપળ હશે તો તે કેટલીયે વસ્તુઓ વિષે અનેક સવાલો પૂછશે. ઇતિહાસના પ્રાતઃકાળમાં મનુષ્યની પણ એ જ સ્થિતિ હતી. ત્યારે તે બાલ્યાવસ્થામાં હતો અને દુનિયા તેને માટે નવી અને ગૂઢ હતી, તથા તેનાથી તે ડરતો હતો. એ વખતે, આસપાસની પ્રકૃતિ નિહાળીને તેના તરફ તે આશ્ચર્યથી જોઈ રહ્યો હશે અને તેણે અનેક સવાલો પૂછ્યા હશે. પરંતુ પોતાના

સિવાય તે બીજા કોને સવાલ પૂછી શકે એમ હતું? તેને જવાબ આપનાર બીજું કોઈ હતું જ નહિ. "પરંતુ એ વખતે પણ તેની પાસે એક નાનકડી અદ્‌ભુત ચીજ હતી. એ ચીજ તે તેનું મન અથવા, કહો કે, તેની બુદ્ધિ. એની મદદથી, અનેક કષ્ટો વેઠીને, ધીમે ધીમે તે અનુભવ એકઠો કરતો ગયો, અને તેની સહાયથી વધુ ને વધુ શીખતો ગયો. એમ છેક આરંભકાળથી માંડીને આજ સુધી મનુષ્યની ખોજ ચાલ્યાં જ કરી છે. એમ કરતાં કરતાં તેણે ઘણી શોધો કરી છે. પરંતુ હજી તો ઘણુંયે શોધવાનું બાકી છે; અને જેમ જેમ શોધખોળના માર્ગમાં તે આગળ વધતો જાય છે, તેમ તેમ તેની સામે શોધખોળના નવા જ પ્રદેશો ખૂલતા જાય છે; અને એ ઉપરથી ખોજની આખરી મજલથી — જો તેની આખરી મજલ હોય તો — તે હજી કેટલો બધો દૂર છે, એની તેને પ્રતીતિ થાય છે.

મનુષ્યની ખોજ શી છે અને તે કઈ દિશામાં પ્રવાસ કરી રહ્યો છે? હજારો વરસથી માણસો આ પ્રશ્નોના જવાબો આપવાનો પ્રયાસ કરતા આવ્યા છે. ધર્મ, તત્ત્વજ્ઞાન તથા વિજ્ઞાને એ બાબતમાં ઘણો વિચાર કર્યો છે અને તેના અનેક જવાબો આપ્યા છે. એ જવાબો કહીને તને હું મૂંઝવણમાં નહિ નાખું. વાત એમ છે કે, એવા ઘણાખરા જવાબોની તો મને પોતાને પણ મુદ્દલ માહિતી નથી. પરંતુ મુખ્યત્વે કરીને ધર્મે એનો સંપૂર્ણ અને નિશ્ચયાત્મક જવાબ આપવા પ્રયત્ન કર્યો છે. પરંતુ બુદ્ધિની ઝાઝી પરવા કર્યા વિના જ તેણે અનેક રીતે પોતાના નિર્ણયોનું પાલન કરાવવાના પ્રયાસો સામાન્ય રીતે કર્યા છે. વિજ્ઞાન તેનો સાશંક અને અસ્પષ્ટ જવાબ આપે છે, કેમ કે વિજ્ઞાનનો સ્વભાવ જ એવો છે કે, કોઈ પણ બાબતમાં છેવટનો નિર્ણય ન બાંધી બેસતાં પ્રયોગો કર્યા કરવા, બુદ્ધિ ચલાવ્યા કરવી, અને મનુષ્યના મન ઉપર વિશ્વાસ રાખવો. તને એ કહેવાની જરૂર નથી કે, મારો પક્ષપાત વિજ્ઞાન તેમ જ વૈજ્ઞાનિક પદ્ધતિ તરફ છે.

મનુષ્યની ખોજના આ પ્રશ્નોના આપણે ખાતરીપૂર્વકના જવાબ ન આપી શકીએ એ ખરું, પરંતુ આપણે એટલું તો જોઈ શકીએ છીએ કે, એ ખોજ બે દિશામાં વધી છે: માણસે પોતાની બહાર તેમ જ પોતાની અંદર દૃષ્ટિ દોડાવી છે. તેણે પ્રકૃતિને સમજવા પ્રયત્ન કર્યો છે તેમ જ પોતાની જાતને પણ સમજવા પ્રયાસ કર્યો છે. વાસ્તવમાં એ બંને ખોજ એક જ છે, કેમ કે મનુષ્ય પણ પ્રકૃતિનું જ એક અંગ છે. હિંદ તેમ જ ગ્રીસના ફિલસૂફો કહી ગયા છે કે, 'તું તારી જાતને ઓળખ.' અને એ જ્ઞાન પ્રાપ્ત કરવાને માટે પ્રાચીન કાળના આર્યોએ કરેલા અદ્‌ભુત અને લગાતાર પ્રયાસોનો પુરાવો આપણને ઉપનિષદોમાંથી મળી આવે છે. પ્રકૃતિને વિષે બીજું જ્ઞાન મેળવવું એ વિજ્ઞાનનું ખાસ ક્ષેત્ર છે, અને આધુનિક દુનિયા એમાં થયેલી ભારે પ્રગતિની સાક્ષી છે. આજે તો વિજ્ઞાન પોતાની પાંખો એથી પણ આગળ વિસ્તારી રહ્યું છે. તે આ બંને પ્રકારની ખોજ પોતાને હસ્તક લેતું જાય છે અને તેમનો સમન્વય કરી રહ્યું છે. ઊંચેના અતિશય દૂર પડેલા તારાનું તે આત્મવિશ્વાસથી નિરીક્ષણ કરી રહ્યું છે, તેમ જ પદાર્થમાત્ર જેના બનેલા છે તે નિરંતર ગતિમાન અદ્‌ભુત સૂક્ષ્મ વીજાણુઓ — 'ઇલેક્ટ્રોન અને પ્રોટોન' (પું-વીજાણુ અને સ્ત્રી-વીજાણુ) — વિષે પણ આપણને માહિતી આપે છે.

તેની ખોજની સફરમાં માણસને તેની બુદ્ધિ ખૂબ આગળ લઈ ગઈ છે. માણસ પ્રકૃતિને વધારે સમજતાં શીખ્યો તેમ તેમ તે પોતાના લાભને અર્થે તેને વધારે ને વધારે ઉપયોગમાં લેતો ગયો, અને એ રીતે તેણે વધારે શક્તિ પ્રાપ્ત કરી. પરંતુ કમનસીબે તેને આ નવી શક્તિનો હમેશાં સદુપયોગ કરતાં ન આવડ્યું એટલું જ નહિ, પણ ઘણી વાર તો તેણે તેનો દુરુપયોગ પણ કર્યો. આટલી બધી જહેમત ઉઠાવીને તેણે જે સભ્યતા રચી છે તેનો જ નાશ કરવાને તથા પોતાના જ ભાઈની કતલ કરવાને માટે ભયંકર હથિયારો તૈયાર કરવા ખાતર જ માણસે મુખ્યત્વે કરીને વિજ્ઞાનનો પણ ઉપયોગ કર્યો છે.

અનુ૦ મણિભાઈ દેસાઈ

# મનુષ્યની ખોજ

[ પં. જવાહરલાલના 'Glimpses of World History'—જગતના ઇતિહાસનું રેખાદર્શન—નામના પુસ્તકના એક પ્રકરણમાંથી ]

ક્રમે ક્રમે આપણી દુનિયામાં કેવી રીતે ફેરફારો થયા, તેની પ્રગતિ અને વિકાસ કેવી રીતે થયાં, તથા કેટલીક વાર દેખીતી રીતે જ તેણે કેવી રીતે પીછેહઠ કરી એનો તને ખ્યાલ આવે, તથા પુરાણી સંસ્કૃતિઓ કેવી હતી અને ભરતીઓટની પેઠે તે કેવી રીતે ચડી તથા ઓસરી ગઈ એની તને કંઈક ઝાંખી થાય, તથા તેનાં વમળો અને ખાડીઓ સહિત જે ઇતિહાસ-સરિતા યુગયુગાન્તરોથી અસ્ખલિત રીતે નિરંતર વહેતી આવી છે અને હજી પણ કોઈ અજ્ઞાત સાગર તરફ વહી રહી છે, એની તને કંઈક પ્રતીતિ થાય, એટલા માટે હું તારી સમક્ષ એક પછી એક ભૂતકાળની તાદૃશ પ્રતિમાઓ રજૂ કરવા ચાહતો હતો. આરંભકાળમાં મનુષ્ય જ્યારે ભાગ્યે જ માણસ કહી શકાય એવી સ્થિતિમાં હતો ત્યારથી માંડીને આજે તે પોતાના મહાન સુધારા માટે કંઈક બેવકૂફી-ભર્યા અને વ્યર્થ ગૌરવથી રાચે છે ત્યાં સુધીના સમગ્ર માનવવિકાસનો ક્રમે ક્રમે તને પરિચય કરાવવાની મારી ઉમેદ હતી. તને યાદ હશે કે, તું મસૂરી હતી ત્યારે આપણે એ જ રીતે શરૂઆત કરી હતી. તે વખતે આપણે અગ્નિ તથા ખેતીની શોધ કેવી રીતે થઈ અને શહેરો કેવી રીતે વસ્યાં તે વિષે તથા શ્રમવિભાગ વિષે વાતો કરી હતી. પરંતુ આગળ જતાં ગયાં તેમ તેમ સામ્રાજ્યો તેમ જ બીજી એવી બાબતોમાં આપણે વધારે ને વધારે ગૂંચવાતાં ગયાં અને માનવવિકાસનો ક્રમ આપણી નજર આગળથી ખસી ગયો. આપણે તો ઇતિહાસના પટને કેવળ ઉપરઉપરથી નિહાળી ગયાં. મેં તો માત્ર પ્રાચીન ઘટનાઓનું માળખું તારી આગળ રજૂ કર્યું છે. એને રુધિરમાંસથી ભરી દઈને તારી સમક્ષ એક જીવંત અને પ્રાણવાન વસ્તુ તરીકે રજૂ કરવાની મારામાં શક્તિ હોત તો કેવું સારું!

પરંતુ મારામાં એ શક્તિ નથી. એટલે ઘટનાઓના એ માળખાને જીવંત બનાવવાનો ચમત્કાર કરવા માટે તારે તારી કલ્પનાશક્તિ ઉપર જ આધાર રાખવો રહ્યો. આમ પ્રાચીન ઇતિહાસ વિષે તું બીજાં ઘણાં સારાં પુસ્તકોમાંથી વાંચી શકે એમ છે, તો પછી મારે એ વિષે શાને લખવું? આવી જાતનો સંશય મને વારંવાર આવ્યાં કરે છે. છતાંયે મેં લખવાનું જારી રાખ્યું છે અને મને લાગે છે કે હજીયે તે ચાલુ રાખીશ.

મનુષ્ય પડતો આખડતો અને લથડિયાં ખાતો જંગલમાંથી બહાર નીકળ્યો ત્યારથી માંડીને તેના વિકાસની પ્રગતિ વિષે મેં ઉપર લખ્યું છે. તેનો આ વિકાસક્રમ હજારો વરસ લાંબો છે. પરંતુ પૃથ્વીની કથા અને તેના ઉપર મનુષ્યના આગમન પહેલાં વહી ગયેલાં યુગ-યુગાન્તરોને મુકાબલે એ સમય કેટલો બધો ટૂંકો છે! પરંતુ તેના પહેલાં આ પૃથ્વી ઉપર થઈ ગયેલાં બીજાં અનેક મહાકાય જનાવરો કરતાં સ્વાભાવિક રીતે જ માણસનું મહત્ત્વ આપણે માટે વિશેષ છે. તેનું મહત્ત્વ વિશેષ હોવાનું કારણ એ છે કે, ઇતર પ્રાણીઓ પાસે ન હતી એવી એક નવીન વસ્તુ તે પોતાની સાથે લાવ્યો. આ નવી વસ્તુ તે તેનું મન—તેની જિજ્ઞાસા; એટલે કે, નવું નવું શોધવાની તથા શીખવાની વૃત્તિ. આ રીતે મનુષ્યની ખોજ છેક આરંભથી જ શરૂ થઈ છે. કોઈ નાના બાળકનું નિરીક્ષણ કરી જો. તે તેની આસપાસની નવી અને અદ્‌ભુત દુનિયાને કેવી રીતે ભાળે છે; વસ્તુઓ તથા માણસોને ઓળખતાં શીખવાનો તે કેવી રીતે આરંભ કરે છે; તથા બીજી બધી વસ્તુઓ પણ તે કેવી રીતે શીખવા માંડે છે. કોઈ નાનકડી છોકરીને નિહાળી જો; જો તે તંદુરસ્ત અને ચપળ હશે તો તે કેટલીયે વસ્તુઓ વિષે અનેક સવાલો પૂછશે. ઇતિહાસના પ્રાતઃકાળમાં મનુષ્યની પણ એ જ સ્થિતિ હતી. ત્યારે તે બાલ્યાવસ્થામાં હતો અને દુનિયા તેને માટે નવી અને ગૂઢ હતી, તથા તેનાથી તે ડરતો હતો. એ વખતે, આસપાસની પ્રકૃતિ નિહાળીને તેના તરફ તે આશ્ચર્યથી જોઈ રહ્યો હશે અને તેણે અનેક સવાલો પૂછ્યા હશે. પરંતુ પોતાના

સિવાય તે બીજા કોને સવાલ પૂછી શકે એમ હતું? તેને જવાબ આપનાર બીજું કોઈ હતું જ નહિ. પરંતુ એ વખતે પણ તેની પાસે એક નાનકડી અદ્ભુત ચીજ હતી. એ ચીજ તે તેનું મન અથવા, કહો કે, તેની બુદ્ધિ. એની મદદથી, અનેક કષ્ટો વેઠીને, ધીમે ધીમે તે અનુભવ એકઠો કરતો ગયો, અને તેની સહાયથી વધુ ને વધુ શીખતો ગયો. એમ છેક આરંભકાળથી માંડીને આજ સુધી મનુષ્યની ખોજ ચાલ્યાં જ કરી છે. એમ કરતાં કરતાં તેણે ઘણી શોધો કરી છે. પરંતુ હજી તો ઘણુંયે શોધવાનું બાકી છે; અને જેમ જેમ શોધખોળના માર્ગમાં તે આગળ વધતો જાય છે, તેમ તેમ તેની સામે શોધખોળના નવા જ પ્રદેશો ખૂલતા જાય છે; અને એ ઉપરથી ખોજની આખરી મંજલથી — જો તેની આખરી મંજલ હોય તો — તે હજી કેટલો બધો દૂર છે, એની તેને પ્રતીતિ થાય છે.

મનુષ્યની ખોજ શી છે અને તે કઈ દિશામાં પ્રયાસ કરી રહી છે? હજારો વરસથી માણસો આ પ્રશ્નોના જવાબો આપવાનો પ્રયાસ કરતા આવ્યા છે. ધર્મ, તત્ત્વજ્ઞાન તથા વિજ્ઞાને એ બાબતમાં ઘણો વિચાર કર્યો છે અને તેના અનેક જવાબો આપ્યા છે. એ જવાબો કહીને તને હું મૂંઝવણમાં નહિ નાખું. વાત એમ છે કે, એવા ઘણાખરા જવાબોની તો મને પોતાને પણ મુદ્દલ માહિતી નથી. પરંતુ મુખ્યત્વે કરીને ધર્મે એનો સંપૂર્ણ અને નિશ્ચયાત્મક જવાબ આપવા પ્રયત્ન કર્યો છે. પરંતુ બુદ્ધિની ઝાઝી પરવા કર્યા વિના જ તેણે અનેક રીતે પોતાના નિર્ણયોનું પાલન કરાવવાના પ્રયાસો સામાન્ય રીતે કર્યા છે. વિજ્ઞાન તેનો સાશંક અને અસ્પષ્ટ જવાબ આપે છે. કેમ કે વિજ્ઞાનનો સ્વભાવ જ એવો છે કે, કોઈ પણ બાબતમાં છેવટનો નિર્ણય ન બાંધી બેસતાં પ્રયોગો કર્યા કરવા, બુદ્ધિ ચલાવ્યા કરવી, અને મનુષ્યના મન ઉપર વિશ્વાસ રાખવો. તને એ કહેવાની જરૂર નથી કે, મારો પક્ષપાત વિજ્ઞાન તેમ જ વૈજ્ઞાનિક પદ્ધતિ તરફ છે.

મનુષ્યની ખોજના આ પ્રશ્નોના આપણે ખાતરીપૂર્વકના જવાબ ન આપી શકીએ એ ખરું, પરંતુ આપણે એટલું તો જોઈ શકીએ છીએ કે, એ ખોજ બે દિશામાં વધી છે: માણસે પોતાની બહાર તેમ જ પોતાની અંદર દૃષ્ટિ દોડાવી છે. તેણે પ્રકૃતિને સમજવા પ્રયત્ન કર્યો છે તેમ જ પોતાની જાતને પણ સમજવા પ્રયાસ કર્યો છે. વાસ્તવમાં એ બંને ખોજ એક જ છે, કેમ કે મનુષ્ય પણ પ્રકૃતિનું જ એક અંગ છે. હિંદ તેમ જ ગ્રીસના ફિલસૂફો કહી ગયા છે કે, 'તું તારી જાતને ઓળખ.' અને એ જ્ઞાન પ્રાપ્ત કરવાને માટે પ્રાચીન કાળના આર્યોએ કરેલા અદ્ભુત અને લગાતાર પ્રયાસોનો પુરાવો આપણને ઉપનિષદોમાંથી મળી આવે છે. પ્રકૃતિને વિષે બીજું જ્ઞાન મેળવવું એ વિજ્ઞાનનું ખાસ ક્ષેત્ર છે, અને આધુનિક દુનિયા એમાં થયેલી ભારે પ્રગતિની સાક્ષી છે. આજે તો વિજ્ઞાન પોતાની પાંખો એથી પણ આગળ વિસ્તારી રહ્યું છે. તે આ બંને પ્રકારની ખોજ પોતાને હસ્તક લેતું જાય છે અને તેમનો સમન્વય કરી રહ્યું છે. ઊંચેના અતિશય દૂર પડેલા તારાનું તે આત્મવિશ્વાસથી નિરીક્ષણ કરી રહ્યું છે, તેમ જ પદાર્થમાત્ર જેના બનેલા છે તે નિરંતર ગતિમાન અદ્ભુત સૂક્ષ્મ વીજાણુઓ — 'ઇલેક્ટ્રૉન અને પ્રોટૉન' (પું-વીજાણુ અને સ્ત્રી-વીજાણુ) — વિષે પણ આપણને માહિતી આપે છે.

તેની ખોજની સફરમાં માણસને તેની બુદ્ધિ ખૂબ આગળ લઈ ગઈ છે. માણસ પ્રકૃતિને વધારે સમજતાં શીખ્યો તેમ તેમ તે પોતાના લાભને અર્થે તેને વધારે ને વધારે ઉપયોગમાં લેતો ગયો, અને એ રીતે તેણે વધારે શક્તિ પ્રાપ્ત કરી. પરંતુ કમનસીબે તેને આ નવી શક્તિનો હમેશાં સદુપયોગ કરતાં ન આવડ્યું એટલું જ નહિ, પણ ઘણી વાર તો તેણે તેનો દુરુપયોગ પણ કર્યો. આટલી બધી જહેમત ઉઠાવીને તેણે જે સભ્યતા રચી છે તેનો જ નાશ કરવાને તથા પોતાના જ ભાઈની કતલ કરવાને માટે ભયંકર હથિયારો તૈયાર કરવા ખાતર જ માણસે મુખ્યત્વે કરીને વિજ્ઞાનનો પણ ઉપયોગ કર્યો છે.

અનુ૦ મણિભાઈ દેસાઈ

# લોકશિક્ષણ માળાની ભાષા અને શૈલી

'શિક્ષણ અને સાહિત્ય'ના ગયા અંકમાં લોકશિક્ષણ માળાની યોજના રજૂ કરતી વખતે મેં સૂચનાઓ માગી હતી અને લેખકોને પોતાની કળા અજમાવવા વિનંતિ કરી હતી.

તેના જવાબમાં આણંદથી શ્રી. શંકરભાઈ નારણભાઈ પટેલે એક પત્ર લખી મારી પ્રૌઢો માટેની પુસ્તિકાઓની યાદીમાં 'શરીરશાસ્ત્ર'નો વિષય ઉમેરવાની સૂચના કરી છે. તેઓ ખરું જ લખે છે કે:

'વિષયમાં ઊંડા જવાની જરૂર નથી, પણ જે શરીર લઈને મનુષ્ય ફર્યા કરે છે, તેને વિષે તેને આછો ખ્યાલ તો હોવો જ જોઈએ.'

કહેવાની જરૂર નથી કે, આ સૂચના ઘણા જ આભાર સાથે મેં વધાવી લીધી. ત્યાર પછી શ્રી. શંકરભાઈએ પોતાની સૂચનાનો વિશેષ વિસ્તાર કરતો નીચેનો પત્ર લખ્યો છે:

'આપનો પત્ર આજે મળ્યો. વાંચી આનંદ. મારી સૂચના આપે ધ્યાનમાં લીધી અને તેનો સમાવેશ કરશો તે માટે આપનો આભાર.

'શરીરશાસ્ત્રમાં સાધારણ જ્ઞાન માટે નીચેનાં શીર્ષક હેઠળ લેખો હોય તો ઠીક. જો આપને જરૂર હોય તો, કેવી જાતના તથા કેટલા લાંબા લખવાના છે તે જણાવશો, તો હું આપ વખત આપશો તે પ્રમાણે મોકલી આપીશ.

૧. અસ્થિતંત્ર, ૨. સ્નાયુતંત્ર, ૩. રુધિરાભિસરણ, ૪. શ્વસનતંત્ર, ૫. પચનતંત્ર, ૬. મેદુ સંસ્થા, ૭. ઉત્સર્ગતંત્ર, ૮. અવયવ, ૯. જ્ઞાનેન્દ્રિયો — વગેરે.'

જવાબમાં નીચેનો પત્ર લખી મેં ભાષા, શૈલી વગેરે બાબતના મારા ખ્યાલો સ્પષ્ટ કર્યા છે:

'તમારું તા. ૧૪મીનું કાર્ડ મળ્યું. તમે લોકશિક્ષણ માળામાં શરીરશાસ્ત્ર ઉપર લેખો લખવા તૈયારી બતાવો છો તે માટે તમને ધન્યવાદ ઘટે છે.

લોકશિક્ષણ માળાની પુસ્તિકાઓમાં વધારેમાં વધારે ૯૦૦થી ૧૦૦૦ શબ્દો સમાવી શકાશે એવી ગણતરી છે. તેથી લાંબું કરવા જઈએ તો નવીન વાંચનારની ધીરજ જળવાય નહિ, તેમ જ કિંમત પણ તેને ભારે પડે.

ભાષા અને શૈલી વિષે તમે પૂછો છો. તે બન્ને, માંડ માંડ વાંચતા થયેલા માણસો સહેલાઈથી વાંચી શકે અને સમજીને રસ લઈ શકે, તેવાં હોવાં જોઈએ. આ લેખો સંવાદરૂપે લખી શકાય અથવા રૂપકરૂપે પણ લખી શકાય. દા. ત., પચન વિષે લખો તેમાં, અન્નનો કોળિયો મોંમાં ગયા પછી પોતાને માથે શું શું બન્યું તેનું વર્ણન તે સંભળાવે, એ ઢબે લખી શકાય.

પણ બધી ચોપડીઓમાં આવી જ શૈલી રાખવી જોઈએ અથવા એકસરખી શૈલી રાખવી જોઈએ એવો મારા કહેવાનો આશય નથી જ. જે કોઈ શૈલી સ્વીકારવામાં આવે તે રસભરી અને હળવી હોવી જોઈએ. તેમ જ ભાષા પણ ખૂબ જ સહેલી હોવી જોઈએ.

સારામાં સારું એ છે કે, લખવા માંડો તે પહેલાં આસપાસમાંથી કોઈ અભણ માણસ કે સ્ત્રીને શોધી કાઢો અને તેને તમારો વિષય સમજાવવાનો પ્રયત્ન કરો. એક વખતમાં તેને સમજાવવું ફાવે નહિ તો ફરી વાર નવી ઢબે સમજાવી જોવું. એમ કરતાં લખાણ અને ભાષાનું રૂપ પોતાની મેળે સૂઝી આવવાનો સંભવ છે.

આ યોજના હજુ કોઈ પ્રકાશકે હાથમાં લીધી નથી, એટલે પુસ્તકો ક્યારે છપાશે તે કહી શકતો નથી. પણ મસાલો તૈયાર કરી રાખીએ એમાં કશું ખોટું નથી. તમને ઉત્સાહ છે અને તમારા વિષયની સૂઝ પણ છે, તો તમે જરૂર લખો, અને લખાય તેમ તેમ મને મોકલો. લોકશિક્ષણ માળામાં બંધબેસે તેવું તે થશે, તો 'શિક્ષણ અને સાહિત્ય' તો તે પ્રસિદ્ધ કરી શકશે જ. અત્યારે મુદતનું બંધન મૂકવાની જરૂર નથી. અવકાશે લખતા રહેજો.

યોજનાને પોતાનો ફાળો આપવા તમારા જેવા એક ભાઈ પણ નીકળ્યા તેથી મને ઘણો સંતોષ થાય છે અને યોજના વિષે આશા બંધાય છે.'

આ બધું એટલા માટે પ્રસિદ્ધ કરવા મોકલું છું કે, તે જોઈ બીજા વિષયોમાં રસ ધરાવનાર મિત્રોને પણ યોજના ઉપાડી લેવાનો ઉત્સાહ છૂટે. લખાણની ભાષા તથા શૈલીની કલ્પના પણ વધારે સ્પષ્ટ કરવાની આ રીતે મેં તક લીધી છે.

જુગતરામ દવે

# સંન્યાસાશ્રમનું ભવિષ્યપુરાણ

[સ્વામી શ્રી. નિષ્કુળાનંદનું નીચેનું પદ તેમના છપાયેલા પદ-સંગ્રહ (નિષ્કુળાનંદ કાવ્ય)માં મળી આવે છે તેમાં કવિએ, પોતાના ગુરુ સહજાનંદ સ્વામીના મરણ પછી સાધુ કેવા નીવડવાની ધાસ્તી લાગની હતી, તે બતાવ્યું છે. એ પદ એ સંપ્રદાય તેમ જ બધા જ સાધુવેરાગી વગેરેને લાગુ પડે તેવું છે.

નિષ્કુળાનંદનાં સામાન્ય પ્રચલિત પદો સાથે આ પણ ધ્યાન પર લાવવા જેવું માની અહીં પ્રસિદ્ધ કર્યું છે.]

શ્રીજી પધાર્યા સ્વધામમાં રે, મેલી પોતાના મળેલ;
તે પણ તન ત્યાગશે રે, ત્યારે રખે પડતી જો ભેલ.
શ્રીજી૰

ત્યારે ભક્તિ મને કેમ ભાવશે રે, ધર્મ પર રહેશે જો દ્વેષ;
વાત વૈરાગ્યની નહિ ગમે રે, જ્ઞાનનો નહિ રહે લેશ.
શ્રીજી૰

ક્ષમા, દયા ને દીનતા રે, શા સારુ રહેશે સંતોષ ?
ત્યાગ તે પણ ટકશે નહિ રે, તે તો જોઈ મૂક્યો છે જોશ.
શ્રીજી૰

મન માને તેમ મહાલશે રે, ચાલશે ચિત્ત અનુસાર;
માથેથી બીક મટી ગઈ રે, જેને કેનો ન રહ્યો ભાર.
શ્રીજી૰

પિશોરી જોડા તે પહેરશે રે, તેલના ભીંજ્યા તૈયાર;
ચટકતી ચાલશું ચાલશે રે, જેને૰ શ્રીજી૰

પનાળાં પોતિયાં પહેરશે રે, લાલ કોરે લીટી લગાર;
પેચે પાટલિયું પાડશે રે, જેને૰ શ્રીજી૰

અવલ પછેડિયું ઓઢશે રે, તેમાં ભર હોય જો તાર;
બની ઠનીને બેસશે રે, જેને૰ શ્રીજી૰

મન માન્યું માથે બાંધશે રે, રૂડું હિંગળો રંગદાર;
બરોબર ગમતું ગોઠવશે રે, જેને૰ શ્રીજી૰

ગાદી તકિયાં ને ગાદલાં રે, અવલ ઓશીકાં સાર;
સજ્યા સુંદર સમારશે રે, જેને૰ શ્રીજી૰

ભાવતાં ભોજન જમશે રે, જેવા હશે પોતાને પ્યાર;
સારાં સ્વાદુ શોધશે રે, જેને૰ શ્રીજી૰

ગરમ નરમ, ગળ્યાં ચીકણાં રે, સુંદર, વળી સુખ દેનાર;
ખટરસ ખોળીને ખાવશે રે, જેને૰ શ્રીજી૰

સારાં શાક વધારશે રે, મેલી ઘણા ઘીનો વઘાર;
જૂગને જૂજવું જમશે રે, જેને૰ શ્રીજી૰

પગેપાળા શીદ ચાલશે રે, આવે જેણે અંગે અજાર;
ઘોડાગાડિયું રાખશે રે, જેને૰ શ્રીજી૰

મોટાની મોટપ ઢાંકશે રે, નાંખશે પોતાનો ભાર;
વાતુના વાયદા કરશે રે, જેને૰ શ્રીજી૰

નારી ધનને નિંદશે રે વાતમાં વારંવાર;
અંતર અભાવ તો નહિ કરે રે, જેને૰ શ્રીજી૰

ફાવતા દેશમાં ફરશે રે, તત્પર થઈ તૈયાર.
ગામ ગમતાં તે ગોતશે રે, જેને૰ શ્રીજી૰

સારાં શહેરને શોધશે રે, જિયાં દુઃખ નો'યે લગાર;
મીઠી રસોયુંને માનશે રે, જેને૰ શ્રીજી૰

છોટા છોટા શિષ્ય રાખશે રે, ચાકરી કરવા બેચાર;
મોટાની મહોબત મૂકશે રે, જેને૰ શ્રીજી૰

ત્યાગ હોય ન હોય જો તનમાં રે, તેનો અતિ કરશે ઉચ્ચાર;
દંભે કરી દન કાઢશે રે, જેને૰ શ્રીજી૰

વૃત્તિ અંતરે વાળશે નહિ રે, બહુ બહુ વર્તશે બહાર;
લોકમાં લાજ વધારશે રે, જેને૰ શ્રીજી૰

સર્વે દગાનાં સ્થળ દેખાડિયાં રે, એવાં બીજાં છે જો અપાર;
તન અભિમાની તે નહિ તજે રે, જેને૰ શ્રીજી૰

આ તો ભાખ્યું છે ભવિષ્યનું રે, સૌ સમજી લેજો સાર;
નિષ્કુળાનંદ કહે, એ નહિ ફરે રે, કહ્યું છે મેં કરી વિચાર.
શ્રીજી૰

# વહેવારુ અહિંસા

## ૧

### પ્રસ્તાવના

હિંસા અને અહિંસાનો વાદ હવે કેવળ બૌદ્ધિક ચર્ચાનો વિષય ગણી શકાય નહિ. અત્યાર સુધી તેને જેટલું વહેવારુ મહત્ત્વ હતું, તેના કરતાં હવે તે ઘણું વધી ગયું છે. વળી તેની બાબતમાં હવે ઠંડા બેસી રહે પણ ચાલે એવું નથી.

'સત્યાગ્રહ'ને નામે પ્રસિદ્ધ થયેલી પ્રતિકાર-પદ્ધતિનો જ્યારથી ગાંધીજીએ પ્રચાર કર્યો છે, ત્યારથી રાજનીતિના ક્ષેત્રમાંયે 'અહિંસા' શબ્દ દાખલ થયો છે, અને તે પ્રાચીન શબ્દના અર્થ અને વ્યવહારને એક નવું સ્વરૂપ મળ્યું છે. ત્રીસથી વધુ વર્ષો થયાં લેખો તેમ જ પ્રત્યક્ષ ચળવળો દ્વારા તેનો અર્થ સ્પષ્ટ કરવા માટે તેઓ પોતાની શક્તિ ખર્ચી રહ્યા છે. છતાં, આપણામાંના ઘણાકને એવું લાગે છે કે, કાં તો સામાન્ય માણસની બુદ્ધિ માટે એ અતિશય ઝીણો વિષય છે, અથવા તેનો અમલ કરવો તેની શક્તિ બહારની વાત છે.

બીજી બાજુએ, હિંસાને આપણે સૌ કોઈ સમજતા લાગીએ છીએ. નવા અધિકારો પ્રાપ્ત કરવા અથવા જૂનાની રક્ષા કરવા નિરંકુશ બુદ્ધિને સૂઝતા સર્વ માર્ગો તે હિંસા, એમ ટૂંકામાં કહી શકાય. એવી હિંસાનો આપણે અતિશય ભયંકર રૂપોમાં તેમ જ સહેજે કળ્યામાં ન આવે એવાં સૂક્ષ્મ રૂપોમાં આપણી ચારે બાજુ, દિવસ અને રાત, રોજ રોજ અનુભવ કરીએ છીએ. લગભગ બે વર્ષથી તેના પ્રચંડ કેર તળે યુરોપ કેવું આવ્યું છે, તે આપણે જોઈએ છીએ. અને તેને પરિણામે — દુનિયા આખીની ન કહીએ તોયે, — આપણી સ્થિતિ એવી ગંભીર બની છે કે, આપણા જીવનની રક્ષાર્થે પણ હિંસા અને અહિંસા વચ્ચે આપણે કાંઈ પણ ચોક્કસ નિર્ણય કરી નાંખવો જોઈએ, અને એક અથવા બીજી રીતે દેશને તૈયાર કરવો જોઈએ.

પણ જ્યાં સુધી હિંસા અને અહિંસાની શક્તિઓ અને મર્યાદાઓનો આપણે સ્પષ્ટ ખ્યાલ જ ન કરી લઈએ, ત્યાં સુધી એકની બુદ્ધિપૂર્વક પસંદગી પણ શી રીતે થાય? માટે મહેનત લઈનેયે બન્નેને સમજવાનો પ્રયત્ન કરવો ઘટે છે. આ લેખોમાં, મેં મારી પોતાની બુદ્ધિને સ્પષ્ટ કરવા માટે, એ વિષયનો વિચાર કરવા પ્રયત્ન કર્યો છે, અને તે બીજાને પણ મદદગાર થશે એમ માની પ્રગટ કર્યો છે. આ વિચાર કરવામાં મેં એટલું સ્વીકારી લીધું છે કે, જ્યારે જીવન અને મરણનો સવાલ હોય ત્યારે લાખો લોકો અહિંસાની કેવળ નૈતિક શ્રેષ્ઠતાને મહત્ત્વ આપી શકશે નહિ. કારણ કે, જ્યારે સામે ભય ઝઝૂમતો હોય ત્યારે ઘણાખરા લોકોના નૈતિક સિદ્ધાંતો ડગી પડે છે, અને તેમનાં ધીરજ અને મનોબળ તૂટી જાય છે.

પણ, દૈવયોગે, સપ્ટેંબર ૧૯૩૯થી યુરોપમાં જે બનાવો બન્યા છે તેણે જ હિંસાવાદીનોયે હિંસા પરથી વિશ્વાસ હઠાવી દીધો છે. ગયે વર્ષે છાપાં જોગા એક નિવેદનમાં પં. જવાહરલાલ નેહરુએ કાઢેલા નીચેના ઉદ્ગારો બધા વિચારી માણસોની મનોદશા પ્રગટ કરે છે:

> '......આ લડાઈ અને તેની પૂર્વે બનેલા બનાવોએ, હિંસાની વ્યર્થતા વિષે, પહેલાં કદી ન પડેલી એવી છાપ મારા મન પર પાડી છે. અને હિંદુસ્તાનની આજની હાલતમાં હિંસાત્મક સાધનોથી જગતની કોઈ પણ મોટી સત્તા સામે તેનું રક્ષણ કરવાની આશા સાવ હવાઈ લાગે છે. કમમાં કમ, ચાલુ સંગ્રામમાં તો અસરકારક રીતે તેમ કરવું અશક્ય જ છે......' (તા. ૨૩ જૂન, ૧૯૪૦ના 'બૉંબે ક્રૉનિકલ'માંથી)

માનસશાસ્ત્રનો નિયમ છે કે, એક શક્તિશાળી વસ્તુ પણ, જેનો તેના પરથી વિશ્વાસ ઊડી ગયો હોય, તેના હાથમાં શક્તિદાતા થઈ શકતી નથી. વૉન ડર ગોલ્ઝ કહે છે તેમ —

> 'શત્રુની સેનાનો નાશ કરવાની બાબત તેટલી મહત્ત્વની નથી જેટલી તેની હિંમતનો નાશ કરવાની બાબત છે. વિરોધીના મન પર જો તમે ઠસાવી શકો કે તે હારી જ રહ્યો છે, તો તમારી જીત નક્કી સમજવી.' (રિચર્ડ ગ્રેગના पावर ऑफ नॉन-वायोलन्स નામના પુસ્તકમાંથી પા. ૮૭)

સંત તુકારામે એક અભંગમાં કાયર સિપાઈનું નીચે પ્રમાણે વર્ણન કર્યું છે:

(ढालतलवारे गुंतले हे कर ।)

ઢાલ તરવારે રોક્યા બન્ને હાથ,  
કહો કેમ બાથ ભીડું યુદ્ધે? ૧  
પેટી, બખ્તર, ટોપ લોઢાનાં આભરણ!  
નક્કી આ મરણ આવ્યું સામે! ૨  
બેસાડ્યો છે વળી મોટા અશ્વ પરે,  
કહો કઈ પેરે દોડું-નાસું? ૩  
છતાંયે ઉપાય માને તે અપાય.  
ઓયે, હાય હાય, કેમ કરું! ૪

* * *

તાત્પર્ય કે, જે શસ્ત્ર પરથી તમારો આત્મવિશ્વાસ ઊડી ગયો હોય, તેનો તમે સારાપણે ઉપયોગ કરી શકો

નહિ. આથી, આપણા ચોખ્ખા સ્વાર્થ ખાતર પણ આપણે અહિંસાના વહેવારુ ભાગોને બરાબર સમજી લેવાની જરૂર છે. શું તે શક્તિનો એવી રીતે વિકાસ કરી શકાય એમ છે, કે જેથી આપણાં રાષ્ટ્રીય સ્વાભિમાન, સ્વાતંત્ર્ય અને જાન-માલને ઠીક ઠીક સલામત રાખી આપણે જીવન ચલાવી શકીએ, એવી આપણે સકારણ આશા બાંધી શકીએ?

આ લેખમાળામાં આ સવાલો વિચારવાનો ઉદ્દેશ છે.

## ૨

## શુદ્ધ અહિંસા અને વહેવારુ અહિંસા

મેં ઉપર કહ્યું તેમ, હિંસાને આપણે બધા સમજી શકીએ છીએ. જેમ કે, દ્વેષ, વેર, વેરની વસૂલાત, લડાઈ, ક્રૂરતા, હેવાનિયત, દગો, જુલમ, બળાત્કાર, અત્યાચાર, છેતરપિંડી, શોષણ, વગેરે સર્વ પ્રકારની બૂરાઈમાં હિંસા રહેલી છે, એમ આપણે કહીશું. વળી હિંસાથી તદ્દન ઊલટી જ — અતિભલાઈની વૃત્તિ પણ સમજવી કઠણ નથી; જેમ કે, પ્રેમ, ક્ષમા, મૈત્રી, શાંતિ, માયા, દયા, સૌજન્ય, નિખાલસતા, સેવા, રક્ષા, દાન, ઉદારતા વગેરે. આ અતિભલાઈની વૃત્તિને શુદ્ધ અહિંસા કહીએ, તો આવી શુદ્ધ અહિંસા પણ ન સમજાય એવી વસ્તુ નથી. એટલું જ નહિ, પણ આપણે એ પણ સમજી શકીએ કે, માણસ ધારે તો તેને શુદ્ધ અહિંસક — એટલે કે અતિભલા થવું અશક્ય નથી. પણ દેખીતું છે કે એવી વૃત્તિ પરાણે ન રાખી શકાય. એ તો માણસ પોતાની રાજી-ખુશીથી જ ધરાવી શકે. વળી, અતિભલો માણસ પણ દુષ્ટના દુષ્કર્મ પ્રત્યે પ્રેમ ધરાવી નહિ શકે. વળી, તે અતિભલો રહે અને સાથે જ પોતાના લૂંટાયેલા હકોનોયે દાવો કરે; એ બન્ને સાથે બની ન શકે.

પણ ગાંધીજી જે અહિંસા રજૂ કરે છે તેમાં, વિરોધીની હિંસા (બૂરાઈ) કર્યા વિના, પોતાના હકો મેળવવા તથા રાખવાની વાત છે. એટલે કે, શુદ્ધ અહિંસા (અથવા અતિભલાઈ) અને હિંસા એ બેની વચ્ચેની તે પદ્ધતિ છે. એને મેં વહેવારુ અહિંસા નામ આપ્યું છે. તેની અને શુદ્ધ અહિંસાની વચ્ચે ભેદ ધ્યાનમાં રાખવો જરૂરી છે. દેશના રાજકીય અને સામાજિક પ્રશ્નો માટે આ વહેવારુ અહિંસા એટલે શું, તેની શરતો શી, તેની શક્તિ કેટલી, તેની મર્યાદા ક્યાં, તેથી આપણા લૂંટાયેલા અધિકારો પાછા કેમ મેળવી શકાય, તથા જે છે તે કેમ સુરક્ષિત રહે — એ આપણે ખોળી શકીએ તો બસ છે.

ક્ષણભર શુદ્ધ અહિંસાને બદલે અતિભલાઈ અને હિંસાને બદલે આપણે બૂરાઈ શબ્દો વાપરીએ. સહેજ વિચાર કરતાં જણાશે કે, માણસ અતિભલોયે ન હોય અને બૂરોયે ન હોય એવો વચ્ચેનો હોઈ શકે છે. અતિ-ભલાઈમાં પોતે નુકસાન વેઠીનેયે બીજા માટે નિઃસ્વાર્થ ઘસાવાનું હોય છે. સંસ્કૃતમાં તેને परार्थ કહે છે. પણ કોઈ પુરુષ પરાર્થ ન કરતો હોય તેથી તે બૂરાઈ જ કરે છે એમ હમેશાં ન કહી શકાય. એટલે કે, બૂરાઈ વિનાની સ્વાર્થવૃત્તિ હોઈ શકે. દા. ત., હું મારું ખેતર કે લેણી રકમ પાછાં મેળવવાની ઇચ્છા ધરાવું, તો હું અતિ-ભલો હોવાનું શ્રેય ન લઈ શકું એ સાચું. પણ તેથી, જો મારા પર કોઈ બૂરાપણાનો આરોપ મૂકે તો તેનો હું ઇનકાર કરીશ, અને મારી ચીજ પાછી મેળવવાની ઇચ્છા કરતાં મારે શરમાવું જોઈએ એમ કોઈ કહે તો તે વાત હું સ્વીકારીશ નહિ. ઊલટું, જરૂર લાગ્યે હું એમ કહીશ કે મારી એ સ્વાર્થવૃત્તિ ન્યાયી, યોગ્ય છે.

માણસ-માણસ વચ્ચે જે ઝઘડા થાય છે તે એક બાજુ અતિભલાઈ અને બીજી બાજુ બૂરાઈ વચ્ચે થતા નથી. પણ એક બાજુએ ન્યાયી અને યોગ્ય સ્વાર્થવૃત્તિ અને બીજી બાજુ બૂરાઈ વચ્ચે, અથવા બેઉ બાજુની બૂરાઈઓ વચ્ચે થાય છે. આ બૂરાઈમાં સાવ અન્યાયી અથવા ન્યાયનો વાઘો પહેરેલી સ્વાર્થવૃત્તિ હોય છે. એટલે કે, ન્યાયી સ્વાર્થવૃત્તિ અને અન્યાયી કે ન્યાયાભાસી સ્વાર્થવૃત્તિ વચ્ચે ઝઘડો હોય; અથવા બેય બાજુની અન્યાયી કે ન્યાયાભાસી સ્વાર્થવૃત્તિઓ વચ્ચે ઝઘડો હોય: આપણી શોધનો વિષય એ છે કે, શી રીતે બૂરાઈની રીતોનો અમલ કર્યા વિના, આપણે આપણા ન્યાયી સ્વાર્થોને સામા પક્ષના અન્યાયી સ્વાર્થો તથા બૂરી રીતોની સામે ટકાવી શકીએ. એવી જે રીત હોય તે જ વહેવારુ અહિંસા ગણાશે.

આ પરથી જણાશે કે, વહેવારુ અહિંસામાં હિંસાત્મક અથવા બૂરાઈની રીતો ભળી ન શકે. પણ શુદ્ધ અહિંસા અથવા ભલાઈની રીતો સાથે એનો વિરોધ નથી. આ રીતે *વહેવારુ અહિંસાની વ્યાખ્યા આવી કરી શકાય: બૂરાઈ વિનાની અને ભલાઈના અંશોવાળી ન્યાયી સ્વાર્થવૃત્તિ.* આ આદર્શ અથવા શુદ્ધ અહિંસા નથી. તે તો અતિભલાઈનું જ બીજું નામ ગણાય. જે માણસને પોતાના અધિકારો માટે તીવ્ર આગ્રહ હોય અને તેને મેળવવા કે સાચવવા ઉત્સુક હોય, તેનાથી અતિભલાઈ દેખાડી નહિ શકાય. પણ વિરોધ દરમ્યાન પણ તે ન્યાયી અને અહિંસક રહી શકે, અને વિરોધ શમ્યા બાદ ભલાઈ પણ દેખાડી શકે. વિરોધ દરમ્યાન તેની ભલાઈ કાંઈક ક્ષીણ પામ્યા જેવી દેખાય. પણ, ઉપરની વ્યાખ્યા મુજબ, તે હૃદયમાં તો હોય જ.

આવી વહેવારુ અહિંસાનું મોટા પાયા પર સંગઠન કરવું અને તેને એક બળવાન શક્તિના રૂપમાં પ્રગટાવવું શક્ય છે કે કેમ, અને હોય તો તેની મર્યાદાઓ અને પદ્ધતિ શી, તેની આપણે તપાસ કરવાની છે.

### ૩

### કેટલાંક મંતવ્યો—સામાન્ય માણસોની મનોવૃત્તિઓ

આ વિષયનો આગળ વિચાર કર્યા પહેલાં કેટલાંક પાયારૂપ મંતવ્યો રજૂ કરવાની જરૂર છે. કારણ કે, જો એ બાબતમાં જ મતભેદ હોય તો બાકીના વિચારો સ્વીકારતાં શંકા રહી જવાનો સંભવ છે. મનુષ્યસ્વભાવને ઓળખનારા ઘણાખરા માણસો મારાં મંતવ્યોને કબૂલ રાખશે એમ માનીને હું મારા વિચારો રજૂ કરું છું.

હું માનું છું કે, મનુષ્યસમાજનો બહુ મોટો ભાગ સાધારણ રીતે હિંસા અને બૂરાઈ પ્રત્યે અણગમો ધરાવે છે. અમુક હદ સુધી ભલાઈ કરવી અને હમેશાં તે પ્રત્યે આદર તો રાખવો જ—એ તેમને ગમે છે. જે પ્રજાઓ ખેતીવાડી અને બિનલડાયક ઉદ્યોગધંધા અને વેપારોમાં રોકાયેલી છે, તેમનામાં આ સંખ્યા બહુ મોટી હોય છે. જે પ્રજાઓ ભટકતી, લુટારુ વૃત્તિની અને લડાયક ધંધાઓ તથા શસ્ત્રોના ઉદ્યોગો પર પોતાનું જીવન ચલાવે છે, તેમનામાં આ સંખ્યા કાંઈક ઓછી હોય છે.

મનુષ્યસમાજનો બહુ મોટો ભાગ હિંસા પ્રત્યે ઘૃણા ધરાવે છે એમ કહેવામા મારો આશય એ નથી કે, એ લોકો હિંસક વર્તન કરી શકતા જ નથી, અથવા હિંસક નેતાની આગેવાની નીચે તેમને હિંસક કાર્યો માટે સંગઠિત કરી શકાતા નથી. તેમ એમ પણ હું કહેવા નથી માગતો કે, તેઓ કદી સ્વેચ્છાથી તો હિંસા નહિ જ કરે. મારા કહેવાનો આશય એટલો જ છે કે, હિંસા પ્રત્યે તેમનો સ્વાભાવિક ઝોક એવો નથી હોતો અથવા અહિંસા પ્રત્યે તેમને એવો અણગમો નથી હોતો કે, જો દૃઢતાપૂર્વક તેમને હિંસાથી દૂર રહેવા સલાહ આપવામાં આવે, તો તેઓ તેમ કરી ન શકે. એટલું જ નહિ, પણ જો મનુષ્યસમાજના બહુ મોટા ભાગને હિંસા તથા બૂરાઈ અને અહિંસા તથા ભલાઈ વચ્ચે સ્વતંત્ર પસંદગી કરવાની હોય, તો સામાન્ય સંજોગોમા તેઓ બીજી વસ્તુ જ પસંદ કરશે.

આ વાત કેવળ હિંદુસ્તાનને જ માટે સાચી નથી, પણ સ્થિરપણે વસતી સર્વ દેશોની પ્રજાઓને લાગુ પડે છે. સામાન્ય દુનિયાદારી માણસને એનાં ઘર, કુટુમ્બ, મિલકત અને દેશ તથા દેશવાસીમાં આસક્તિ હોય છે. એ બધાનો તદ્દન ત્યાગ કરવાની એની તૈયારી નથી હોતી તેથી તે માટે લડવાનેયે તે તૈયાર હોય છે. એ લડાઈ કેવી રીતે કરવી તે ઠરાવવાનું કામ એના રાજા કે નેતા કરે છે. એ પોતે ભોળો હોય છે અને જો એને યોગ્ય દોરવણી અને તાલીમ ન મળે તો બાળક અને જાનવરની જેમ સ્વયંસ્ફૂર્તિથી વિચાર્યા વિનાની હિંસા કરવા પણ પ્રેરાઈ જાય. પણ પોતાના વિશ્વાસપાત્ર નેતાથી દોરવાવાને તે હંમેશાં તૈયાર હોય છે. અને તેમ કરવામાં તે બાબર, શિવાજી અને હિટલર જેવા, કે બુદ્ધ અને ગાંધી જેવા, બન્ને પ્રકારના નેતાઓને સરખાં ઉત્સાહ અને વફાદારીથી અનુસરે છે.

પણ દરેક યુગમાં અને દરેક સમાજમાં કેટલાક અસાધારણ માણસો થતા રહે છે. એમનામાં કાં તો અસાધારણ ભલાઈ હોય છે અથવા તો અસાધારણ બૂરાઈ હોય છે. ભલો માત્ર બહુ ભલો જ નથી હોતો પણ અતિભલાઈનો તેને ઇશ્ક લાગેલો હોય છે. અને તે જ પ્રમાણે બૂરાને બૂરાઈનું વ્યસન વળગેલું હોય છે. અને તે સાથે જ ઘણુંખરું એ બન્ને પ્રકારના માણસોમાં અસાધારણ બુદ્ધિ અને પોતાની વાતો લોકોને ગળે ઉતારવાની અતિશય શક્તિ પણ હોય છે. ભલાઈનો અવતાર મનુષ્યની સાત્ત્વિક વૃત્તિઓને ઉત્તેજે છે, અને પેલો બીજો તેની સ્વાર્થી વૃત્તિઓને ઉશ્કેરે છે. કેટલાક માણસો સાત્ત્વિકતા તરફ સહેલાઈથી ઢળે છે, કેટલાક બૂરાઈ તરફ. પણ ઘણાખરા માણસો અસ્થિર વૃત્તિના હોય છે અને કોઈક વાર એક તરફ તો કોઈક વાર બીજી તરફ ઢળી જાય છે. એવા લોકોને માટે બન્ને વૃત્તિઓ તાત્કાલિક લહેરો જેવી કહી શકાય. મનુષ્યસ્વભાવ ઉપર એમાંથી એકે કોઈ સ્થૂળ અને કાયમની નિશાની મૂકી જતી લાગતી નથી. થોડા વખત પછી અતિભલાઈની લહેર પણ અતિબૂરાઈની લહેરની જેમ જ ઓસરી જાય છે. એમાં ફેર માત્ર એટલો હોય છે કે, બૂરાઈ કરતાં ભલાઈના યુગની સ્મૃતિ વધારે અભિમાન અને આદર પૂર્વક તાજી રાખવામાં આવે છે. છતાં, આશ્ચર્યકારક છે ખરું કે, બન્ને પ્રકારના નેતાઓની સ્મૃતિ પ્રજા સરખાં જ આદર અને પવિત્રતાથી જાળવતી માલૂમ પડે છે. પણ ભલાઈના કાળ માટે વધારે પ્રેમ અને આદર, અને તેને ફરીથી પામવાની આકાંક્ષા પરથી એમ કહી શકાય કે, સામાન્ય માણસ સાધારણ રીતે હિંસા અને બૂરાઈ પ્રત્યે અણગમો ધરાવે છે, અને અહિંસા અને ભલાઈ પ્રત્યે ઢળેલો હોય છે.

### ૪

### સામુદાયિક ભલાઈ તથા હિંસાનાં લક્ષણો

હવે એક પગલું આગળ વિચારીએ.

મનુષ્યોનો બહુ મોટો ભાગ ભલાઈ તરફ ઝૂકેલો હોય છે એટલું જ નહિ, પણ તે ઝોકનાં કેટલાંક ખાસ લક્ષણો હોય છે. દાખલા તરીકે, જો આગેવાનોએ કૃત્રિમ રીતે લોકલાગણી ઉશ્કેરી ન હોય, તો ઘણુંખરું સામાન્ય જનતા નજીકના શત્રુ કરતાં દૂરના શત્રુ પ્રત્યે વધારે ઉગ્ર-વૃત્તિ રાખે છે. જોકે સાચી વાત એ હોય કે, પેલા દૂરના વિરોધી તરફથી તેમને વધારે નુકસાન થયું હોય. વળી

વિચિત્ર હોય તોયે, સાધારણ રીતે, લોકલાગણી નબળા અને ગુપ્ત દુશ્મન કરતાં જબરા અને ખુલ્લા શત્રુ પ્રત્યે વધારે ભલાઈવાળી હોય છે. ઉદાહરણ તરીકે, ગમે તેવો બહાદુર લૂંટારો કરી શકે તેના કરતાં નેપોલિયને યુરોપના અનેક દેશોમાં વધારે ત્રાસ ફેલાવેલો હતો. છતાં જ્યારે તે હારી ગયો ત્યારે તેને દેહાંતદંડ દેવો જોઈએ, એવી આમ જનતાની લાગણી નહોતી. કાલે ઊઠીને હિટલરની પણ નેપોલિયન જેવી દુર્દશા થાય તો મને લાગે છે કે, તેના પ્રત્યે પણ લોકો એવો જ ઉદારભાવ રાખશે.* આવે પ્રસંગે વિરોધી રાજકીય આગેવાનો પણ કદાચ એવો જ નિર્ણય કરે એમ બને. પણ તેમના નિર્ણય પાછળ તો રાજકીય દૃષ્ટિ હોય. જ્યારે લોકો રાજનીતિની દૃષ્ટિએ નહિ, પણ બળવાન શત્રુ પ્રત્યેના પ્રામાણિક આદરને લીધે જ એવી લાગણી રાખે. પણ તેના તે જ લોકોના હાથમાં જો તેમના ગામ પર ધાડ પાડનાર કોઈ લૂંટારુ ટોળીનો સરદાર સપડાઈ જાય, તો તેને કરપીણ રીતે મારી નાખતાં તેઓ અચકાશે નહિ. શાન્ત રીતે વિચારીએ તો, તે ધાડપાડુએ કરેલું નુકસાન કે વર્તાવેલો કેર નેપોલિયન કે હિટલરના કેરોના પ્રમાણમાં નજીવો જ ગણાય. પણ લોકસમૂહની ભલાઈ અને હિંસામાં આવા વિરોધો રહેલા હોય છે. તેનું કારણ એ છે કે, જ્યારે નેપોલિયન જેવા સામે યુદ્ધ ચાલતું હોય ત્યારે પણ લોકદૃષ્ટિએ ધાડપાડુ કરતાં તે વધારે દૂરનો, વધારે જબરો અને વધારે ખુલ્લો શત્રુ લાગે છે; અને તે વાત તેમને માટે આદરપાત્ર બને છે.

આ જ કારણથી લોકલાગણી દેશના વિરોધી રાજકીય પક્ષો કરતાં અંગ્રેજો અને તેના નોકરો તથા મળતિયાઓ પ્રત્યે ઓછા દ્વેષવાળી રહે છે. અને વિરોધી પક્ષોમાં પણ સ્થાનિક આગેવાનો કરતાં મુખ્ય આગેવાનો તરફ ઓછા દ્વેષની હોય છે. જોકે બુદ્ધિથી વિચાર કરે ત્યારે તેઓ સમજી શકે કે, તેમનો મુખ્ય વિરોધ તો અંગ્રેજો પ્રત્યે કે વિરોધી પક્ષના મુખ્ય નેતાઓ પ્રત્યે હોવો જોઈએ. પણ નેતા કરતાં સ્થાનિક કાર્યકર્તા વધારે નજીક છે, અને અંગ્રેજ કરતાં રાજકીય વિરોધી પક્ષ વધારે નિકટ છે, અને તેથી લાગણીના જોશમાં ફેર પડે છે.

વળી, ઘણાખરા લોકો ખૂન, અત્યાચાર, બળાત્કાર, લૂંટ જેવી સ્થૂળ હિંસાને જેવી સમજી શકે છે તેવી વ્યસન, વિલાસ અને શોષક રાજનીતિ તથા અર્થનીતિ જેવાં સાધનોથી થતી સૂક્ષ્મ હિંસાને સમજી શકતા નથી. આથી તેઓ બીજા પ્રકારની હિંસા તરફ ક્ષમા કે ઉપેક્ષાવૃત્તિ રાખવા વધારે ટેવાયેલા અને ખુશી હોય છે, પણ પહેલીથી વધારે ઉશ્કેરાઈ જાય છે. વળી, આ જ કારણથી, એકાદ ખાસ અન્યાય કે અડચણ સામે તેઓ વિરોધ કરવા જેટલા સહેલાઈથી તૈયાર થાય છે, તેટલા સૂક્ષ્મપણે ચાલતા અન્યાયો કે બુદ્ધિપ્રયોગથી જ સમજાતા અધિકારો માટે તૈયાર થઈ શકતા નથી. પરદેશી રાજ્યથી થતી હાનિ એટલી ગુપ્ત છે અને એવી લલચાવનારી બાબતો સાથે ભળેલી છે કે, તેથી કાંઈક સાચી, જીવનસ્પર્શી અને અસહ્ય હાનિ થઈ રહી છે એમ તેઓ સહેજે ઓળખી શકતા નથી. આપણા જેવા દેશમાં આવું વધારે પ્રમાણમાં થઈ શકે છે, કારણ કે આપણા દેશમાં દરેક જીતનાર રાજ્યે દેશનો પ્રજાજન સાથેનો પ્રત્યક્ષ કારભાર દેશના જ માણસો દ્વારા હમેશાં કરેલો છે. સ્વરાજની લડતને લોકો બુદ્ધિથીયે સમજી શકતા નથી એવું નથી. પણ એ સમજણ એટલી ઝાંખી છે કે, તેથી તેમનામાં સ્વરાજ માટે તીવ્ર જોશ ઉત્પન્ન થતો નથી. અને તેમાં વળી જનસમૂહમાં રહેતા સ્વાભાવિક અહિંસક વલણને લીધે કેવળ સ્વદેશી સરકાર કરતાં સ્થિર અને વ્યવસ્થિત રાજ્યતંત્ર માટે તેમને વધારે ભાવ રહે છે. સારાંશ એ કે, આંતરિક રાજ્યક્રાન્તિ કરવા માટે લોકમત હિંસક કરતાં અહિંસક સાધનોની પૂરેપૂરી તરફેણમાં જ રહે છે. આ જ કારણથી, હિંદુસ્તાનમાં લોકોએ ક્યારેક ક્યારેક રાજકીય અત્યાચારી અને ક્રાન્તિકારીઓની થોડી વાર વાહવાહ કરી હોય તોયે, તેમણે તેમને મહત્ત્વની મદદ કદી કરી નથી. હિંદુસ્તાનની જ આ ખાસિયત છે એમ હું માનતો નથી. મને લાગે છે કે, એવા જ સંજોગોમાં બીજા દેશોમાંયે એમ જ થાય.

(અપૂર્ણ)

કિશોરલાલ ઘ. મશરૂવાળા

---

* આ છપાય છે ત્યાં ઇંગ્લંડમાં હિટલરના મોટામાં મોટા સાથીઓમાંનો એક રુડોલ્ફ હેસ સ્વેચ્છાએ ઇંગ્લંડનો કેદી થયાના સમાચાર છે. એનાં ઘણાં દુષ્કર્મો હોવા છતાં, તેના પ્રત્યે કોઈ પ્રબળ લોકલાગણી ફેલાઈ હોય એવું માલૂમ પડતું નથી.

---

# પુસ્તકાલય-પ્રવૃત્તિની શહેરી યોજના

૧

પ્રજાકીય સરકારનાં કેળવણી, દારૂનિષેધ, ગ્રામ-સુધાર વગેરે કામો જ્યારે ચોળાતાં જાય છે તે વખતે, તે સરકારના અવશેષ જેવો લાગતો, પુસ્તકાલય સમિતિનો હેવાલ હમણાં બહાર પડ્યો છે. ૧૯૩૯ના અંત ભાગમાં, જ્યારે મહાસભાવાદી સરકાર કામ પર હતી, તે વખતે તેણે એક સમિતિ નીમી હતી, અને ઇલાકાની પુસ્તકાલય-પ્રવૃત્તિના વિકાસને અંગે, તેને એ વિચારવાનું કહેવામાં આવ્યું હતું કે, ઇલાકામાં એક મધ્યસ્થ પુસ્તકાલય સ્થાપવું તો તે કયા પ્રકારનું અને ક્યાં? તથા તે કેટલે ખર્ચે થઈ શકશે? તેના મકાનનું શું? ઉપરાંત ગુજરાત, મહારાષ્ટ્ર અને કર્ણાટક માટે ત્રણ પ્રાદેશિક કેન્દ્ર પુસ્તકાલયો સ્થાપવાં તો તે નવેસર સ્થાપવાં કે ચાલુ કોઈ પુસ્તકાલયોને એ કામ સોંપવું? સોંપવું તો કોને? તેનું ખર્ચ કેટલું આવે? તે પુસ્તકાલયોને કોપીરાઈટ ખાતે મળતું પુસ્તક આપવું? અને ઇલાકાના મધ્યસ્થ પુસ્તકાલયની સાથે આ ત્રણનો સંબંધ શો રહે?

આ કામને માટે નિમાયેલી સમિતિએ ઇલાકામાં ફરીને ઉપરના પ્રશ્નનો વિચાર કર્યો છે, અને હવે તેમણે સરકારને પોતાનો અભિપ્રાય જણાવતું નિવેદન આપ્યું છે, જે પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે. ઇલાકાની અક્ષર-પ્રવૃત્તિ તથા પ્રૌઢશિક્ષણની પ્રગતિ ઇચ્છનાર તથા વધારવા મથનાર સૌએ આ નિવેદનનું મનન કરવું ઘટે.

સમિતિનું ખાસ કામ મધ્યસ્થ પુસ્તકાલયો પૂરતું જ હોવાથી કે શાથી, સમિતિના સભ્યો શહેરી પુસ્તકાલયોથી પરિચિત માણસો જ નીમવામાં આવ્યા હતા. ગામડાની પુસ્તકાલય-પ્રવૃત્તિના વિકાસનું કામ કદાચ ઇલાકાની પ્રૌઢ શિક્ષણ સમિતિ વિચારતી હશે, એટલે ચાર પુસ્તકોનો મર્યાદિત વિચાર કરવા જ આ સમિતિ સરકારે નીમી હશે, એમ લાગે છે. જોકે, સમિતિએ તો આ મર્યાદિત વિચારથી આગળ વધીને ઇલાકાની સમસ્ત પુસ્તકાલય-પ્રવૃત્તિની એક સળંગ યોજના વિચારી કાઢી છે, અને પોતાના નિવેદનમાં તે રજૂ કરી છે. અને સરકારે પણ ઉપર મુજબનું મર્યાદિત કામ ભલે સોંપ્યું; છતાં તેમનો ઇરાદો તો ઇલાકાની વ્યાપક પ્રવૃત્તિના એક હિસ્સા તરીકે જ એ સોંપવાનો હતો. કેમ કે, સમિતિની નિમણૂક કરતું જાહેરનામું બહાર પાડ્યું તેમાં સરકારે લખ્યું છે કે, 'આખા ઇલાકાનો બને એટલો બધો પ્રદેશ સારાં પુસ્તકાલયોથી સજ્જ થઈ જાય, એવા વ્યાપક ઉદ્દેશની પુસ્તકાલય-પ્રવૃત્તિ સરકાર જ ઉપાડી શકે; કેમ કે એવડા વ્યાપવાળી પ્રવૃત્તિને એ જ સફળ કરી શકે. પુસ્તકાલયોએ જો પોતાનું કામ બરોબર કરવું હોય, તો ગામડાં, કસબા અને શહેરોમાં બધે જ તે પથરાયેલાં હોવાં જોઈએ. આખા ઇલાકામાં એમની એક સાંકળ બંધાઈ જવી જોઈએ. નાની જગાએ નાનાં પુસ્તકાલયો હોય, એવી નાની જગાઓના કેન્દ્રસ્થાનમાં એ બધાંને સાંકળતું તેનાથી મોટું પુસ્તકાલય હોય, એવાં કેન્દ્રોને એકત્રિત કરતું એથી મોટું પુસ્તકાલય એ સમૂહના મહત્ત્વના કેન્દ્રમાં હોય. અને આવાં બધાં પુસ્તકાલયો અરસપરસ સંબંધ તથા વહેવાર રાખતાં હોવાં જોઈએ.

'તેથી સરકાર પહેલું કામ, પ્રૌઢશિક્ષણના કામના આવશ્યક ભાગ તરીકે, ગામડાંમાં પુસ્તકાલયો સ્થપાય તેને મદદ કરવાનું ચાહે છે. એને માટેની આખી યોજના તૈયાર છે, અને આવતે વર્ષે તેને માટેનાં નાણાંની જોગવાઈ થશે એટલે એનો અમલ શરૂ થશે.

'આ ઉપરાંત સરકાર મુંબઈ શહેરમાં એક ઇલાકા મધ્યસ્થ પુસ્તકાલય અને ભાષાવાર ત્રણ પ્રાંતોમાં એક એક પ્રાદેશિક પુસ્તકાલય સ્થાપવા માગે છે.' અને 'એ પ્રશ્નનું મહત્ત્વ જોઈ, તે પ્રશ્નોનો વિચાર કરી પોતાનું નિવેદન રજૂ કરવા એક સમિતિ નીમવી, એમ સરકાર ઇચ્છે છે.' જે મુજબ, ઉપર જણાવેલી સમિતિ નિમાઈ હતી અને તેણે પોતાનું નિવેદન સરકારને સોંપ્યું છે.

૨

સમિતિએ તેમાં જે ભલામણો કરી છે તે હવે જોઈએ :

૧. મુંબઈની રૉયલ એશિયાટિક સોસાયટીના પુસ્તકાલયને ઇલાકાના મધ્યસ્થ પુસ્તકાલયનું કામ સોંપવું.

૨. પ્રાદેશિક કેન્દ્ર પુસ્તકાલયો ત્રણ સ્થાપવાં. અમદાવાદની મ્યુનિસિપલ લાયબ્રેરી ગુજરાત માટે અને પૂનાની 'સીટી જનરલ લાયબ્રેરી' મહારાષ્ટ્રને માટે આ કામ કરે. કર્ણાટક માટેનું આ કામ 'કર્ણાટક વિદ્યાવર્ધક સંઘ'ને સોંપવું.

૩. ઇલાકામાં પુસ્તકાલય-પ્રવૃત્તિના ક્રમિક વિકાસને માટે સમિતિએ આ પ્રમાણેની યોજના સૂચવી છેઃ પહેલું પગથિયું એ લેવું કે, મધ્યસ્થ અને પ્રાદેશિક કેન્દ્ર પુસ્તકાલયો સ્થાપવાં. બીજે પગથિયે જિલ્લા કેન્દ્ર પુસ્તકાલયો આવે. ત્રીજે પગથિયે તાલુકા કેન્દ્ર પુસ્તકાલયો. ચોથે પગથિયે બે હજારથી પાંચ હજાર વસ્તીનાં ગામો માટે પુસ્તકાલયો. પાંચમે પગથિયે હજારથી બે હજાર વસ્તીનાં ગામો આવે. અને છટ્ઠે ને છેલ્લે પગથિયે એક હજારની અંદરની વસ્તીનાં બધાં ગામો આવે. આમ પૂરી યોજના કરતાં છેવટે કુલ વાર્ષિક ચાલુ ખર્ચ લગભગ ૧૩ લાખ રૂપિયા સરકારને પડશે, એમ અંદાજ બતાવવામાં આવ્યો છે.

૪. આ બધી યોજના એકસૂત્ર અને સળંગ ગોઠવાઈ જાય અને તેનું બરોબર નિયમન થાય તે માટે ઇલાકાનું એક મધ્યસ્થ પુસ્તકાલય બોર્ડ હોય; અને તેની નીચે ત્રણ પ્રાદેશિક બોર્ડ પણ નિમાય. ઉપરાંત ઇલાકામાં બધે પ્રજાકીય પુસ્તકાલય મંડળો પણ સ્થાવાં જોઈએ. એક મધ્યસ્થ મંડળ, ત્રણ પ્રાદેશિક મંડળો, ઉપરાંત જિલ્લાવાર પંદર સ્થાનિક મંડળો હોય. આ બધાં મંડળો મધ્યસ્થ પુસ્તકાલય બોર્ડ-સંબંધ ધરાવે.

૫. આમ પુસ્તકાલયોને વાર્ષિક મદદ પેટે, નાનામાં નાનાને ત્રણ દીઠ વાર્ષિક રૂ. ૨૫ (એવાં ૧૭,૭૪૩ છે.); ૧૦૦૦ ઉપરની વસ્તીવાળાને રૂ. ૧૦૦ (એવાં ૨,૬૯૬ છે.); ૨૦૦૦ ઉપરની વસ્તીવાળાને રૂ. ૧૫૦ (એવાં ૯૭૯ છે.); તાલુકા કેન્દ્રને રૂ. ૫૦૦ (એવાં ૧૦૦ છે.); જિલ્લા કેન્દ્રને રૂ. ૬,૦૦૦ (એવાં ૧૫ છે.); દરેક પ્રાદેશિક કેન્દ્રને ૨૦ થી ૨૫ હજાર; મધ્યસ્થ પુસ્તકાલયને રૂ. ૬૦,૦૦૦ : આ પ્રમાણે મળે. દરેક પુસ્તકાલયે લગભગ તેટલી રકમ પોતાના ભાગમાંથી ઉઘરાવી લેવી જોઈએ.

આ ઉપરાંત, મકાનો, ગ્રંથપાલની તાલીમ, હયાત પુસ્તકાલયોનું સંગઠન, વગેરે બાબતો પણ નિવેદનમાં ચર્ચી છે, તેની વિગતોમાં અહીં પડવાની જરૂર નથી. ઉપરની થોડીક બાબતો ઉપરથી સમિતિની મુખ્ય ભલામણોનો અને તેના ખર્ચનો ખ્યાલ આવી જશે.

3

આ નિવેદનને અંગે હાલની નોકરશાહી સરકાર શું કરશે એ સવાલ સહેજે થાય છે. સામાન્ય રીતે જોતાં એમ મનાય કે, આ પ્રકારનાં કામો નોકરશાહી ન ઉપાડી શકે; અને આજના સંજોગોમાં ખર્ચ પણ ન કરે. પ્રજાકીય સરકારે આદરેલાં કેટલાંય લોકહિતકારી કામો એક યા બીજે બહાને આજે જ્યારે અટવાવા લાગ્યાં છે, ત્યારે નવા કામની આશા રાખવી વ્યર્થ જ ગણાય. એટલે, એમ માનવામાં કશો વાંધો નથી કે, આ નિવેદન અત્યારે તો ખોળંબે પડશે.

નિવેદને જે યોજના ઘડી છે તે વિષે પણ સ્વતંત્ર રીતે એક બે વસ્તુઓ વિચારવાની પ્રાપ્ત થાય છે.

સરકાર પોતાના જાહેરનામામાં કહે છે કે, ગ્રામ પુસ્તકાલયોને અંગેની યોજના પ્રૌઢશિક્ષણની સાથે કરેલી છે અને તે અમલમાં મુકાશે. પ્રજાકીય સરકાર જવાની સાથે એ યોજના પણ ગઈ, એમ લાગે છે. પરંતુ એક ખાસ વિચાર કરવા ઇચ્છતી આ સમિતિ પણ એ યોજના પોતાના વિચારમાં સમાવતી લાગતી નથી. ગ્રામ વિસ્તારમાં પહોંચવા માટે તે છેલ્લાં ત્રણ પગથિયાં બતાવે છે; શરૂઆત શહેરોમાં ખર્ચ કરવાથી કરે છે. આ એક અવળી ગંગા જેવું લાગે છે. જો સમિતિએ સમસ્ત પુસ્તકાલય પ્રવૃત્તિનો વિચાર કરવો હતો, તો તેનો જે ભાગ સરકારે અમલી તોર પર તૈયાર કર્યો હતો, તેને ધ્યાનમાં લઈને જ પોતાની યોજના ઘડવી જોઈએ, એમ નહિ?

આમ ન કરવામાં એક સામાન્ય દોષ થવા ઉપરાંત એક તાત્ત્વિક દોષ પણ થયો છે. અને તે દોષ સમિતિએ સૂચવેલી આખી યોજનાનો અંતર્ગત દોષ છે; એટલે કે, સમિતિનો જ દિશા-દોષ ગણાય. કોઈ પણ પ્રજાકીય સરકારે આજે ઉપલા થરોનો વિચાર કરી, તેમની પાછળ ખર્ચ કરવામાં, હદની સાચી સ્થિતિનો અનાદર રહેલો છે, એ સમજી લેવું ઘટે. મહાસભાનું તો બિરુદ છે કે, તે આમપ્રજાને

વેચાણ માટે દુકાનો કઢાવવી, અને સરકાર તેને આ જ કામને સારુ અમુક રકમ મદદ તરીકે આપે. યુક્ત પ્રાંતની સરકારે આ રીત ગયાં થોડાંક વરસમાં અજમાવીને છોડી દીધી છે. અને આ સમિતિએ એવો અભિપ્રાય બાંધ્યો છે કે, 'ખાનગી દુકાનોને મદદરૂપે પૈસા આપવાની રીતનાં ધાર્યાં પરિણામ આવ્યાં નથી એ વિષે કશી શંકા રહી નથી.' આવી યોજના સફળ થવા માટે તેનો અમલ કરનારમાં જે રસ, સાહસ ને ઉત્સાહ જોઈએ તે આ ખાનગી વેપારીઓમાં ન હતો — અને ન હોય — એ પણ આ યોજનાની નિષ્ફળતાનું એક કારણ હતું.

આમ આ રીતિની ચર્ચા કરીને, તેમાંની એકેથી કામ નહિ સરે એવો નિર્ણય બાંધ્યા પછી, આ કારીગરોની કમાણી છેક નજીવી કેમ હોય છે એનાં બે કારણો સમિતિએ તપાસ્યાં છે. કેટલાક ઉદ્યોગમાં 'કાચા માલના ભાવ અને તૈયાર માલની કિંમત વચ્ચેનો જે ગાળો છે તેનો ઘણો જ મોટો ભાગ વચલા દલાલ કે વેપારી ખાઈ જાય છે.' અને કારીગરને તેની મહેનતના જે દામ મળવા જોઈએ તે મળતા નથી. 'બીજા કેટલાક ઉદ્યોગમાં કાચા માલની કિંમત અને તૈયાર માલની કિંમત વચ્ચેનો ગાળો જ એટલો નજીવો હોય છે કે, વચલા વેપારીને વાજબી રીતે મળવો જોઈએ એટલો નફો મળ્યા પછી કારીગરની પાસે એટલા ઓછા પૈસા રહે છે કે તેનું પેટ પણ પૂરું ભરાય નહિ.' આ બેમાંથી પહેલા પ્રકારના ઉદ્યોગોમાં જો માલના વેચાણ માટેની વ્યવસ્થા સુધરે તો કારીગરોને તરત જ લાભ થાય.

અંતે સમિતિએ બે મોટા હાથઉદ્યોગ — હાથવણાટ અને કાંસાપીતળનાં વાસણના — તરત હાથમાં લેવાની ભલામણ કરીને તેને વિષે બહુ જ નાની યોજના સૂચવી છે. તે આ પ્રમાણે છે: (૧) શરૂઆતમાં ૭ મથકો (દરેક ઉદ્યોગને માટે ત્રણ ત્રણ) પસંદ કરીને ત્યાં સરકારી ઉદ્યોગખાતા તરફથી ખરીદી ને વેચાણનાં કેન્દ્રો ખોલવાં; (૨) દરેક જિલ્લામાં ગામડી કારીગરોને મદદ કરવાને અને સલાહ સૂચના વડે માર્ગદર્શન કરવાને થોડાક સરકારી નિરીક્ષકો નીમવા. આ કેન્દ્રો કારીગરોને કાચો માલ આપે ને તેમનો તૈયાર માલ લઈને બેગો કરે. આ નાની યોજનાનું ભવિષ્યમાં વિશાળ રૂપ થાય ને સરકાર એવાં કેન્દ્રો પ્રાંતભરમાં ઠેર ઠેર ચલાવે ને ગામડી ઉદ્યોગોનો માલ વેચી આપવાનું માથે લે, એવી સમિતિની ઇચ્છા નથી. એવી જવાબદારી ઉઠાવવી એ સરકારની શક્તિ બહારની વાત છે ને સરકાર તો આ કેન્દ્રો પ્રારંભિક પ્રયોગરૂપે ચલાવીને આગળ ઉપર ખાનગી વેપારીઓને કે કારીગરોની સહકારી મંડળીઓને સોંપી દે, એમ તે ઇચ્છે છે. અને એ જ રીતે બિનસરકારી સંસ્થાઓ આ કામ ઉપાડી લેવા પ્રેરાય તો જ પોતાની યોજના સફળ થઈ ગણાય એમ માને છે. તેને અત્યારે તો ખાતરી છે કે, આ યોજનાનો અમલ થતો જોયા પછી 'આ પ્રાંતના ગ્રામડી કારીગરોને સંગઠિત વેચાણની યોજના કેટલી આવશ્યક ને લાભદાયક છે તેની ખાતરી થયા વિના નહિ રહે.' આ સૂચના જો પ્રાંતિક સરકાર સ્વીકારે ને અમલમાં મૂકે, તો પરપ્રાંતના લોકો પણ તેનાં અમલ ને પરિણામ રસપૂર્વક નિહાળશે. પણ અંતે ખરો પ્રયત્ન તો ગામડાંના કારીગરોએ પોતે જ કરવો પડશે; કેમ કે આજે ગામડાંમાં તેમના માલનું વેચાણ વ્યવસ્થિત રીતે થઈ શકતું નથી તેમાં એક મુખ્ય કારણ તેમનું અજ્ઞાન છે. આમ છેવટે આ આખા પ્રશ્નના ઉકેલનો આધાર કારીગરોની કેળવણી ઉપર રહે છે. તેઓ સંઘશક્તિનો લાભ સમજે અને સરકારી તથા પ્રજાકીય સંસ્થાઓની મદદ મળે તે લઈને પોતાના કામની વ્યવસ્થા પોતે બેગા મળીને કરતા થાય, તો તેમની આજની અસહાય દશા મટે, તેઓ શોષણનો ભોગ થતા અટકે, ને તેમના ઉદ્યોગો ઉત્તરોત્તર ખીલતા જાય. આ બાબતમાં લોકસેવકો ધારે તો ઠીક ઠીક ફાળો આપી શકે. તેઓ જો નિઃસ્વાર્થ સેવા વડે કારીગરોના સંપર્કમાં આવી તેમના પર પ્રભાવ પાડે ને તેમનો વિશ્વાસ સંપાદન કરે, તો કારીગરોને સાચે રસ્તે દોરી શકે. વળી લોકસેવકોને ગયાં થોડાં વરસમાં ગામડાંના ઉદ્યોગનું તંત્ર કેમ ચાલે છે, અને તેનાં ઉત્પાદન તથા વેચાણમાં શી શી અડચણો નડે છે, તેનો ઠીક ઠીક અનુભવ મળી ચૂક્યો છે. એટલે તેમણે આ પ્રશ્નને અંગે જોતા આ અને બીજા અનેક સવાલોની ચર્ચા કરીને, તેના ઉકેલ માટે પોતાને સૂઝતી ને ગામડાંમાં ચાલી શકે એવી યોજનાઓ સૂચવવી ઘટે છે.

ચંદ્રશંકર પ્રાણશંકર શુક્લ

# ગૃહઉદ્યોગોના વિકાસ માટે શું કરવું ?

[ મુંબઈ સરકારની ઔદ્યોગિક તપાસ સમિતિનો અહેવાલ ]

મુંબઈ પ્રાંતનું મહાસભાવાદી પ્રધાનમંડળ ગામડાંઓ અને ખેડૂતો માટે કેટલીક સુંદર ભેટો આપી ગયું છે. તેમાં ખેડૂતોને માટે ઋણરાહત અને ગણોતના કાયદા, તથા ગ્રામપંચાયતનો નવો કાયદો ગણાવી શકાય. તે જ પ્રમાણે તે પ્રધાનમંડળે ગામડાંની આર્થિક સ્થિતિ સુધારવા માટે જે પ્રવૃત્તિ ઉપાડી હતી, તે પણ ગણાવી શકાય. તે બધી પ્રવૃત્તિ આજે તો આદરી અધૂરી રહી છે. પરંતુ ભવિષ્યની પ્રજા તેમાંથી જરૂર લાભ ઉઠાવશે. કરેલી મહેનત કોઈ દિવસ નકામી જતી નથી.

ગ્રામોદ્યોગની દૃષ્ટિએ આવું એક કામ તેને લગતી તપાસનું હતું. તે પ્રધાનમંડળે, આ બાબતની તપાસ કરવા માટે, ૧૯૩૮ના એપ્રિલ માસમાં જાણીતા અર્થશાસ્ત્રીઓની એક સમિતિ નીમી હતી. તેમા સર પુરુષોત્તમદાસ જેવા બાહોશ વેપારી અને અર્થશાસ્ત્રી પ્રમુખ હતા અને પ્રો. રાવ જેવા તે વિષયના નિષ્ણાત તે સમિતિના મંત્રી હતા. મુંબઈ યુનિવર્સિટીના જાણીતા અર્થશાસ્ત્રી પ્રો. સી. એન. વકીલ પણ તેમાં સભ્ય હતા. એવા ૭ નિષ્ણાતોની એક વજનદાર સમિતિને તે કામ સોંપવામાં આવ્યું હતું. પ્રો. રાવને પોતાના કૉલેજના કામમાંથી મુક્ત કરીને તે કામ માટે ખાસ ૭ માસ માટે રોકવામાં આવ્યા હતા. અને તે કામ જલદીથી ૭ માસમાં પતાવવાનું હતું. પરંતુ તે ધાર્યા પ્રમાણે જલદીથી ન પત્યું અને લંબાયું. છેવટે તે કામ ૧૯૩૯ના નવેમ્બરમાં પૂરું થયું. ત્યાર સુધીમાં તો યુરોપમાં અને હિંદમાં ઘણા ફેરફારો થઈ ગયા. એટલે તાત્કાલિક અમલની દૃષ્ટિએ અહેવાલની બહુ ઉપયોગિતા રહી નહિ. પરંતુ ગ્રામોદ્યોગોને લગતી જે હકીકત તેમાં ભેગી કરવામાં આવી છે, તે ભવિષ્યમાં કામ કરવાને માટે અતિ ઉપયોગી છે. અને ખાસ તો, યંત્રોદ્યોગના આ જમાનામાં નિષ્ણાત અર્થશાસ્ત્રીઓ ગ્રામોદ્યોગને ઉત્તેજન આપવા વિષે કેવી ભલામણો કરે છે, તે પણ જાણવા જેવું છે. આ બંને દૃષ્ટિએ આ સમિતિનો અહેવાલ ઉપયોગી છે.

અહેવાલનું નામ 'મુંબઈ પ્રાંતની આર્થિક અને ઔદ્યોગિક તપાસ સમિતિનો અહેવાલ, ૧૯૩૮–૪૦' એવું છે. પરંતુ સમિતિને આખા પ્રાંતની એવી વિશાળ તપાસ કરવાનું સોંપવામાં આવ્યું નહોતું. પૂરતી સગવડને અભાવે તે શક્ય પણ નહોતું. એટલે સમિતિએ એવી વિશાળ તપાસ કરી નથી; પરંતુ પોતાની નિમણૂકનો ઉદ્દેશ ધ્યાનમાં રાખીને તેણે ગૃહઉદ્યોગો અને નાના ઉદ્યોગોની તપાસ કરી છે, અને મોટા યંત્રોદ્યોગો સાથેનો તેમનો સંબંધ તપાસ્યો છે. આ મર્યાદા ધ્યાનમાં રાખીને સમિતિ પોતાના અહેવાલને 'નાના ઉદ્યોગોની તપાસનો અહેવાલ' કહેવાનું યોગ્ય ધારે છે. પરંતુ તેનું મથાળું તો ઉપર જણાવ્યા પ્રમાણે વિશાળ છાપવામાં આવ્યું છે. સમિતિએ નક્કી કરેલી મર્યાદા ધ્યાનમાં રાખીને આ અહેવાલ તપાસવામાં આવે તો તેમાં ઘણી ઉપયોગી માહિતી અને સૂચનાઓ ભરેલી છે. સરકાર કરવા ધારે તો તેમાં પ્રજાહિતની દૃષ્ટિએ ઘણું કરવાનું પડેલું છે.

સમિતિએ તપાસને માટે, સામાન્ય રીતે બને છે તેમ, સરકારી રિપોર્ટો ઉપરથી ઘણી માહિતી તારવી છે; અને જુદી જુદી વ્યક્તિઓ અને ઉદ્યોગપતિઓ પાસેથી નિવેદનો મેળવ્યાં છે. એ રીતે ૧૧૧ નિવેદનો તેને મળ્યાં હતાં. તે ઉપરાંત પ્રાંતના જુદા જુદા વિભાગો માટે પાંચ તપાસકો નીમવામાં આવ્યા હતા. તેમણે જુદે જુદે ઠેકાણેથી કરીને ૭૦૦ જેટલાં નિવેદનો ભરાવ્યાં હતાં. આ ઉપરાંત તપાસમાં ખાસ ધ્યાન ખેંચે તેવું એ છે કે, સમિતિએ મુલકી ખાતા મારફતે ગામડાંના ઉદ્યોગોની હકીકત મેળવવા ખાસ પ્રયત્ન કર્યો હતો, અને એ રીતે આખા પ્રાંતમાંથી ૫ ટકા ગામડાંની હકીકત મેળવી શક્યા હતા. તે બધી હકીકત આમ વ્યવસ્થિત રીતે પહેલી જ વાર એકઠી કરવામાં આવી છે. અહેવાલના બીજા ભાગમાં તે બધી છાપવામાં આવી છે; અને સમિતિએ ભલામણ કરી છે કે, જુદા જુદા જિલ્લાને લગતી હકીકત ત્યાંની સ્વભાષામાં છપાવીને લોકોને તે પહોંચાડવી.

સમિતિએ પોતાના નિવેદનમાં પહેલાં ગૃહઉદ્યોગો અને નાના ઉદ્યોગોની નીચે પ્રમાણે વ્યાખ્યા બાંધી છે :

(૧) ગૃહઉદ્યોગો એટલે એવા ઉદ્યોગો કે જેમાં ભૌતિક શક્તિનો ઉપયોગ ન થતો હોય અને જે સામાન્ય રીતે કારીગર ઘેર બેઠાં કરતો હોય, અને બીજા કારીગરો પાસે કામ કરાવે તોપણ તેમની સંખ્યા ૯થી વધુ ન હોય.

(૨) નાના ઉદ્યોગો એટલે એવા ઉદ્યોગો કે જેમાં ભૌતિક શક્તિનો ઉપયોગ થતો હોય, પરંતુ કારીગરોની સંખ્યા ૫૦ સુધી હોય અને મૂડી રૂા. ૩૦,૦૦૦થી વધુ રોકાયેલી ન હોય.

આ જ શબ્દોની કોઈ જુદી વ્યાખ્યા બાંધીને તે મથાળા હેઠળ જુદા ઉદ્યોગો મૂકે એમ બને. પરંતુ સમિતિએ તે વ્યાખ્યા સ્વીકારીને તે મુજબ ઉદ્યોગોની વહેંચણી કરેલી છે. તેમની વ્યાખ્યા મુજબ, ૯ કારી-ગરોને ભેગા કરીને તેમની મજૂરીનો કોઈ મૂડીદાર લાભ ઉઠાવતો હોય, છતાં તે ગૃહઉદ્યોગમાં ગણાય ખરો.

પરંતુ તેમાં કારીગર ગમે ત્યારે સ્વતંત્ર કામ કરી શકે એવી પરિસ્થિતિ હોય છે. એટલે એવા ઉદ્યોગોને ગૃહ-ઉદ્યોગો ગણવા દુરસ્ત નથી. પરંતુ આપણા દેશમાં ૩૦,૦૦૦ની મૂડીથી ભૌતિક શક્તિથી અને ૫૦ મજૂરોથી ચાલતા ઉદ્યોગો મોટા ઉદ્યોગો જેવા જ છે અને સામાન્ય રીતે કારીગરોને બેકાર પાડવામાં અને ગૃહઉદ્યોગોની સાથે હરીફાઈ કરવામાં તેમનો ફાળો નાનોસૂનો નથી. સાધારણ દળવા ખાંડવાના સંચાઓ અને તેમની મિલોમાં ૫૦થી વધુ માણસો હોતાં નથી, છતાં તેમણે સામાન્ય લોકોના ધંધાને કાપડની મિલોના જેવું જ નુકસાન પહોંચાડ્યું છે. એટલે હરીફાઈની દૃષ્ટિએ મોટા ઉદ્યોગો અને તેવા નાના ઉદ્યોગોમાં ખાસ ફેર જણાતો નથી. આ દૃષ્ટિએ, ઉપર આપેલી વ્યાખ્યાની વિરુદ્ધ કંઈ કહેવાનું નથી. પરંતુ એટલું સ્પષ્ટ થવું જોઈએ કે, ગૃહઉદ્યોગોને ભાંગી પાડવામાં અને હજારો લોકોને બેકાર પાડવામાં તથા ખેતી ઉપર બોજો વધારવામાં મોટાં કારખાનાંની પેઠે ભૌતિક શક્તિથી ચાલતાં નાનાં કારખાનાં પણ ઠીક ઠીક ભાગ ભજવે છે.

આ ઉદ્યોગોનો પરસ્પર સંબંધ કેવો હોવો જોઈએ એ બાબત સમિતિએ લખ્યું છે કે: ‘મોટા યાંત્રિક ઉદ્યોગો અને ગૃહઉદ્યોગોની વચ્ચે મૂળભૂત વિરોધ હોવો જોઈએ નહિ. એટલે મોટા ઉદ્યોગો સમૃદ્ધ થાય તો તેથી ગૃહઉદ્યોગની પડતી થવી જ જોઈએ તેમ નથી. સરકારના ઔદ્યોગિક ખાતાનું એ કામ છે કે, મોટા ઉદ્યોગોની સાથે હરીફાઈ ન કરે એવા ગૃહઉદ્યોગો સ્થાપવા માટે અને તેમને વધારવા માટે શોધખોળ કરે અને પોતાનાથી બનતું કરે.’

આમ છતાં જ્યાં તીવ્ર હરીફાઈ જેવું લાગે ત્યાં ગૃહઉદ્યોગો અને મોટા ઉદ્યોગોએ કેવો માલ પેદા કરવો અને તે ક્યાં વેચવો તે સરકાર નક્કી કરી આપે અને ગૃહઉદ્યોગોને આર્થિક મદદ આપે, એવી સમિતિએ ભલામણ કરી છે. આ રીતે બજાર નક્કી કરવામાં બીજા પ્રાન્તો અને દેશી રાજ્યો સાથેના સંબંધનો સવાલ ઊભો થાય છે. બીજા પ્રાન્તોમાં તેમ ન થાય તો એક પ્રાન્ત તે કરી શકે નહિ, એટલે પ્રાન્તો અને દેશી રાજ્યોના પ્રતિનિધિઓની પરિષદ બોલાવીને આવી બાબતો નક્કી કરી લેવી, એમ સમિતિએ સૂચવ્યું છે.

નાના યાંત્રિક ઉદ્યોગો અને ગૃહઉદ્યોગોના પરસ્પર સંબંધ વિષે સમિતિ લખે છે કે, ‘પ્રાન્તની આર્થિક વ્યવસ્થામાં બન્ને પ્રકારના ઉદ્યોગોને યોગ્ય સ્થાન છે. અને તેથી નાના યાંત્રિક ઉદ્યોગોનો વિકાસ અટકે એવું રાજ્યે કંઈ નહિ કરવું જોઈએ.’

આમ છતાં, વણાટ અને દળવા ખાંડવાના નાના યાંત્રિક ઉદ્યોગોને વધવા નહિ દેવા માટે સમિતિએ ખાસ ભલામણ કરી છે. તે સંબંધમાં પણ બીજા પ્રાન્તો સાથે મસલત કરીને કામ કરવા સૂચવ્યું છે. આ ઉદ્યોગોને ગૃહ-ઉદ્યોગો તરીકે ચલાવવાના સમર્થનમાં સમિતિએ એમ જણાવ્યું છે કે, ‘હાથવણાટનો ધંધો આજે અતિશય પડતી દશામાં છે. જો તેને પગભર થવા માટે સમય આપવો હોય તો એ આવશ્યક છે કે, યાંત્રિક માલ સાથેની તેની હરીફાઈ વધવા દેવી નહિ. અમે માનીએ છીએ કે, હાલના સંજોગોમાં નાની યાંત્રિક સાળોનાં કારખાનાં વધે તેમાં બે દૃષ્ટિએ જોખમ રહેલું છે. એક તો હાથવણાટના ધંધાનું સફળતાપૂર્વક પુનર્જીવન ન થાય; અને બીજું, હાથકંતામણના ધંધાનો બહોળો પ્રચાર પણ ન થાય. . . . . દળવા ખાંડવાના ધંધાને પણ ખાસ કક્ષામાં ગણવાની જરૂર છે. કારણ કે હાથનો લોટ અને ચોખામાં ખોરાકની દૃષ્ટિએ કીમતી જાતનાં તત્ત્વો રહેલાં છે. અને વિશેષમાં તેને લીધે ખેડૂતોને નવરાશના વખતમાં કામ મળે,— ખાસ કરીને તેમની સ્ત્રીઓને કામ મળે અને તેથી ગામડાંની બેકારી કંઈક ઓછી થાય.’

‘હાથકંતામણને અંગે સમિતિ લખે છે કે, ‘આપણું ઉદ્યોગ-વિષયક જ્ઞાન જોતાં અને જેમને મદદનીશ ધંધાની જરૂર છે એવા માણસોની ભારે મોટી સંખ્યા જોતાં, હિંદના ખેડૂતોને માટે હાથકંતામણ એ જ લગભગ આદર્શ ધંધો છે, એમ કહેવું વધારાપડતું નથી. તે ધંધો કરવામાં બહુ જ ઓછી મૂડીની જરૂર પડે છે. તે કામ શીખવું અઘરું નથી. પોતાની અનુકૂળતાએ ગમે ત્યારે તે કામ થઈ શકે છે અને તેની પાછળ સૈકાઓ-જૂની પ્રણાલિકા છે.’

ગાંધીજી ખાદીના સમર્થનમાં લખતા હોય તેવા આ શબ્દો છે, પણ ખરેખર તે નિષ્ણાત અર્થશાસ્ત્રીઓના શબ્દો છે. તેમની અને ગાંધીજીની સમાજની આર્થિક વ્યવસ્થાની કલ્પનામાં કંઈક ફેર હશે પરંતુ હાથ-કંતામણ અને ગૃહઉદ્યોગોને ઉત્તેજન આપવાની જરૂર વિષે તેઓ સહમત છે. નાના મોટા ઉદ્યોગો અને ગૃહ-ઉદ્યોગોના સ્થાન વિષે સમિતિએ એક અગત્યનો ઠરાવ પસાર કર્યો હતો, તે ઉપરથી સમિતિની તે ઉદ્યોગોના પરસ્પર સંબંધ વિષેની કલ્પના વધારે સ્પષ્ટ થાય છે, અને તે ઉપરથી ગાંધીજીના વિચાર સાથે તેઓ કેટલા મળતા છે તે પણ સમજી શકાય છે. સમિતિનો તે ઠરાવ નીચે પ્રમાણે છે:

‘ખેડૂતો વરસમાં અમુક માસ બેકાર રહે છે તે ધ્યાનમાં લઈને અને તેમની આવક વધારવાની જરૂર જોઈને સમિતિ એમ માને છે કે, પ્રાંતની સરકારે પોતાની ઔદ્યોગિક નીતિ એવી રીતે રચવી જોઈએ કે જેથી ખેડૂતોને અને ખેતીના મજૂરોને નવરાશના વખતમાં કામ મળે. આ દૃષ્ટિથી સમિતિ એમ માને છે કે, હાથકંતામણ, ખાંડવાનું, દોરડા અને દોરડાં બનાવવાનું, આવાં આવાં

કામોને ઉત્તેજન આપવા માટે સરકારે દરેક રીતે પગલાં લેવાં જોઈએ. સમિતિ એમ પણ માને છે કે, પ્રાંતના રસ્તા બાંધવાનું અને સમરાવવાનું કામ એવા સમયે કરવું જોઈએ કે જેથી નવરાશના વખતમાં ખેડૂતોને કામ મળે. આને માટે બીજો ઉપાય એ છે કે, ઢોર-ઉછેર, મરઘાં-ઉછેર અને મધમાખ-ઉછેર જેવા ખેતીને સહાયક ધંધાને ઉત્તેજન આપવું. આમ છતાં એટલું સ્પષ્ટ કરવાની જરૂર છે કે, સમિતિ એમ માને છે કે પ્રાંતના ઉદ્યોગોનો બધી રીતે વિકાસ કરવો જોઈએ અને ગૃહઉદ્યોગો સિવાય બીજી રીતે ઉદ્યોગોનો વિકાસ કરવા પણ ઉત્તેજન આપવું જોઈએ; ખાસ કરીને જે વસ્તુઓ ગામડાંમાં લોકો નવરાશના વખતમાં ન કરી શકે તેવી વસ્તુઓ બીજી રીતે પેદા કરવા ઉત્તેજન આપવું જોઈએ.'

આર્થિક રચના વિષે સમિતિના સભ્યોનું દૃષ્ટિબિંદુ ઉપરના ઠરાવમાં ટૂંકામાં મૂકેલું છે અને તે આવકારપાત્ર છે. અત્યાર સુધી ગાંધીજીના વિચારો અને અર્થશાસ્ત્રીઓના વિચારોને કંઈ મેળ નથી એમ ઘણાને લાગતું, તે ભ્રમ આથી દૂર થાય છે. શ્રી. મનુ સૂબેદારની પેઠે સર પુરુષોત્તમદાસ અને પ્રો. વકીલ જેવા પણ ઉપરના વિચારોનો પ્રચાર કરે, તો અર્થશાસ્ત્રને નામે કોઈને ગાંધીજીના વિચારોની વિરુદ્ધ ખાસ કહેવાપણું ન રહે.

સમિતિના વિચારોની ભૂમિકા ઉપર મુજબ છે તે અનુસાર સમિતિએ જુદા જુદા ઉદ્યોગોની માહિતી આપી છે અને તેનો કેવી રીતે વિકાસ થઈ શકે તેનાં સૂચનો કર્યાં છે. તેની પ્રસ્તાવના તરીકે શરૂઆતમાં આખા પ્રાંતની વસ્તી, કેળવણી, ધંધા અને ઉદ્યોગોની માહિતી, ૧૯૩૧ના વસ્તીગણતરીના રિપોર્ટમાંથી તારવીને, આપી છે. કયો પાક કેટલો થાય છે, તેમાંથી કેટલો નિકાસ થાય છે, કઈ કઈ વસ્તુઓ આયાત થાય છે, અને તેમાંથી કેટલી અહીં બની શકે તેવી છે, તેની વિગતવાર માહિતી આપી છે. તે બધું ખૂબ ઉપયોગી છે અને ટૂંકામાં આપવા જેવું છે; પરંતુ તે બીજે કોઈ વખતે કરીશું. આ લેખમાં સમિતિનું દૃષ્ટિબિંદુ અને તેણે કરેલી ભલામણો ટૂંકામાં જોવાનું રાખ્યું છે. ઉપર આપણે તેની આર્થિક દૃષ્ટિ જોઈ ગયા. હવે તેની ભલામણો ટૂંકામાં જોઈશું.

તેની મહત્ત્વની ભલામણોનો સાર નીચે મુજબ છે:

૧. સરકારે આર્થિક વિકાસનું ખાતું કાઢવું.

૨. પ્રાંતનાં ખનિજ દ્રવ્યોની ઔદ્યોગિક દૃષ્ટિએ વિગતવાર તપાસ કરાવવી.

૩. જંગલની પેદાશના ઔદ્યોગિક ઉપયોગ માટે અને ડાંગરનાં ફોતરાં, મગફળીનાં છોડાં, કેળનાં થડ અને અળશીનાં રાડાં જેવી વસ્તુઓનો ઉપયોગ થઈ શકે તે માટે સંશોધન કરાવવું. તે જ પ્રમાણે પ્રાંતમાં પેદા થતી, દવાઓ માટે ઉપયોગી, વનસ્પતિની તપાસ કરાવવી. ચામડાં પકવવાના અને રંગવાના પદાર્થોનો વેપારી દૃષ્ટિએ ઉપયોગ થઈ શકે તે માટે સંશોધન કરાવવું. ફળફળાદિનો માવો અને રસ સંઘરવાના ઉદ્યોગ માટે તેમ જ શણ, ભીંડી જેવા રેસાઓને માટે પણ સંશોધન જરૂરી છે. તે બધું સરકારે જ કરવું જોઈએ.

૪. પ્રાંતમાં યંત્રો બનાવવાનું કારખાનું કાઢવા માટે સરકારે સક્રિય મદદ કરવી જોઈએ.

૫. દરિયામાં ઊંડેથી માછલીઓ કાઢવા માટેની શક્યતા તપાસવી.

૬. જલદીથી અવરજવરના રસ્તાઓ બાંધવા.

૭. ગામડાંના કારીગરોની નિરક્ષરતા દૂર કરવા માટે એક યોજના કરવી અને તેનો જોરપૂર્વક અમલ કરવા માટે એક અમલદાર નીમવો.

૮. દવાખાનાંની અછત જલદીથી વિચારવા જેવી છે. તેમાં સરકાર તથા ધનવાન લોકો બંનેએ મદદ કરવી જોઈએ.

૯. નવરાશના વખતના ગૃહઉદ્યોગો અને મદદનીશ ધંધાઓ માટે એક ખાસ ખાતું કાઢવું અને જિલ્લાવાર તપાસનીશો નીમવા. તેના ઉપરી તરીકે ઔદ્યોગિક ખાતામાં ડેપ્યુટી ડાયરેક્ટરની જગ્યા ઊભી કરવી.

૧૦. હિંદના અર્થતંત્રમાં મદદનીશ ધંધાઓનું શું સ્થાન હોવું જોઈએ તેની ચર્ચા કરવા માટે જુદી જુદી પ્રાંતિક સરકારોના પ્રતિનિધિઓની એક પરિષદ બોલાવવી અને આખા દેશ માટે એક નીતિ નક્કી કરવી. મોટા ઉદ્યોગો અને નાના ઉદ્યોગોના નિયમનનો વિચાર પણ આવી આખા દેશની પરિષદમાં કરવો.

૧૧. નાના કારીગરોની માલ વેચવાની અને બીજી મુશ્કેલીઓના ઉકેલ માટે દરેક જિલ્લામાં ઔદ્યોગિક મંડળ સ્થાપવું. તે જિલ્લાના ઔદ્યોગિક અમલદારની દેખરેખ હેઠળ કામ કરે. મંડળ કારીગરોને કાચો માલ આપે, તેમનો માલ વેચી આપે, સુધારેલાં ઓજારો આપે અને પ્રદર્શનો વગેરે ગોઠવે. તે મંડળમાં જિલ્લામાં રહેનાર અને આખો વખત કામ કરનાર કોઈ પણ કારીગરને દાખલ થવાની છૂટ હોવી જોઈએ.

૧૨. ગૃહઉદ્યોગોના ઉપરીની દેખરેખ હેઠળ એક સંશોધન મંદિર કાઢવું અને તેમાં ગૃહઉદ્યોગોને લગતા પ્રશ્નોની શોધખોળ કરવી.

૧૩. સરકારે ગૃહઉદ્યોગોના માલને ઉત્તેજન આપવું. માલ થોડો હલકો હોય અને કિંમત વધુ હોય તોપણ ગૃહઉદ્યોગોનો માલ લેવો, અને તે ન મળે તો નાના યાંત્રિક ઉદ્યોગોના માલને પણ એ જ રીતે ઉત્તેજન આપવું. આવા માલને નડતા દાણવેરા, જકાતવેરા દૂર કરવા.

૧૪. દરેક જિલ્લામાં એક નાનું સંગ્રહસ્થાન રાખવું. તેમાં જિલ્લામાં પેદા થતો કાચો માલ, તેમાંથી બનતી બનાવટો, જિલ્લાની જરૂરિયાતો અને કયો નવો માલ બની શકે, તેનું પ્રદર્શન હોય. જિલ્લામાં દર વરસે ઔદ્યોગિક પ્રદર્શન પણ ભરવું.

૧૫. ગૃહઉદ્યોગોના કારીગરોને જિલ્લા મંડળ મારફત નાણાંની મદદ કરવી, અથવા તો ગૃહઉદ્યોગ ખાતાને તે કામ માટે ૨૫ લાખ રૂપિયા આપવા. નાના યાંત્રિક ઉદ્યોગોને પણ નાણાંની મદદ આપવા માટે ૨૫ લાખ રૂપિયાની મૂડીથી ઔદ્યોગિક બૅન્ક કાઢવી.

૧૬. વેપાર ઉદ્યોગની માહિતી એકઠી કરીને વખતોવખત પ્રગટ કરવા માટે ઔદ્યોગિક ખાતામાં એક ખાસ અમલદાર નીમવો.

૧૭. નાના યાંત્રિક ઉદ્યોગોને લગતા સંશોધન માટે મુંબઈમાં એક સરસ પ્રયોગશાળા સ્થાપવી અને સંશોધન માટે ઉદ્યોગવાળાને પણ મદદ આપવી. આ ઉદ્યોગોના માલને તપાસીને પ્રમાણપત્રો આપવાં.

૧૮. હિંદમાં સ્થપાયેલી પરદેશી કંપનીઓની હરીફાઈ બાબતમાં શું કરવું તે માટે મધ્યસ્થ સરકાર અને બીજા પ્રાન્તોની સરકાર સાથે મસલત કરવી. રેલવે દરો અને જકાતના દરોની મુશ્કેલી સંબંધમાં પણ પ્રાંતિક સરકારે તેવી ફરિયાદો યોગ્ય ઠેકાણે રજૂ કરવી અને હાડમારીઓ દૂર કરવા માટે પ્રયત્ન કરવો. તે જ પ્રમાણે મોટા યાંત્રિક ઉદ્યોગોને પણ રક્ષણ અપાવવા માટે પ્રાન્તિક સરકારે પ્રયત્ન કરવો.

૧૯. પ્રાન્તિક સરકારે અત્યાર સુધીમાં પ્રાન્તના ઔદ્યોગિક વિકાસ માટે ઘણું જ ઓછું કામ કર્યું છે. હવે સરકારે ચોક્કસ ઔદ્યોગિક નીતિ નક્કી કરીને તે મુજબ અસરકારક રીતે કામ કરવું જોઈએ.

૨૦. સ્ત્રીઓને ગૃહઉદ્યોગો શીખવવા માટે વર્ગો કાઢવા જોઈએ.

૨૧. વર્ધા શિક્ષણ યોજના, જેમાં હાથઉદ્યોગો દ્વારા ગામડાંમાં શિક્ષણ આપવાની કલ્પના છે, તે દાખલ કરવા ભલામણ છે.

૨૨. ઔદ્યોગિક શિક્ષણની સગવડ વધારવી જોઈએ અને તેનો લાભ દરેક વિભાગને મળવો જોઈએ.

ઔદ્યોગિક નીતિ નક્કી કરવામાં સમિતિએ એક અગત્યની બાબત તરફ ધ્યાન ખેંચ્યું છે કે, 'ઔદ્યોગિક વિકાસની યોજના એવી હોવી જોઈએ કે તેથી અત્યારે ગૃહઉદ્યોગોમાં કામ કરતા લોકોની બેકારીમાં વધારો ન થવો જોઈએ. અગર તો તેમની આવકમાં ઘટાડો ન થવો જોઈએ.' દા. ત., માછીમારના ધંધામાં તેમણે સુધારો કરવા સૂચવ્યું છે. પરંતુ તે એવી શરતે કે, હાલ જે માછીમારો તે ધંધામાં રોકાયેલા હોય તેમને નુકસાન ન થવું જોઈએ.

આ બધી ભલામણો સદ્‌બુદ્ધિથી અને શુભનિષ્ઠાથી થયેલી છે. તેમની સફળતાનો આધાર સરકાર ઉપર છે. બધીય ભલામણો જોતાં એક વસ્તુ તરી આવે છે કે, જે કરવાનું છે તે સરકારને છે. તેનો ઘણો આધાર બીજા પ્રાંતોની સરકાર અને ખાસ કરીને મધ્યસ્થ સરકાર ઉપર છે. તેમાંનું એકે પાસું આજે સબળું નથી. આ બધું કામ કરવા માટે સરકારી ઔદ્યોગિક ખાતાની પુનર્રચના કરવી જોઈએ. તે રીતે તે ખાતું નવેસર રચવામાં આવે તો, આજે તેની પાછળ લગભગ રૂ. ૮ા લાખ ખરચાય છે, તેને બદલે આશરે રૂ. ૨૫ લાખ ખરચ થાય. ઔદ્યોગિક વિકાસ માટે આટલું ખર્ચ કરવું તે કંઈ વધારે નથી એમ સમિતિ માને છે અને ચેતવણી આપે છે કે, ગામડાંના લોકોની સ્થિતિ એવી નિરાશાજનક સ્થિતિએ આવી પહોંચી છે કે, જો આ બાબત તાત્કાલિક ધ્યાન આપવામાં નહિ આવે તો સ્થિતિ વધુ બગડશે અને પછી વધુ પૈસા ખરચવા છતાં સ્થિતિ સુધરશે નહિ. સમિતિના એ યાદગાર શબ્દો ટાંકીને જ આપણે આ સમાલોચના પૂરી કરીશું.

'અમારી સૂચના પ્રમાણે તાત્કાલિક પગલાં લેવામાં નહિ આવે તો ગામડાંના લોકોની સ્થિતિ વધુ ને વધુ બગડશે અને જો તે દુર્દશા ચાલુ રહેશે તો પછી ગમે તેટલા પૈસા ખરચવા છતાં ગામડાંની પ્રજાની અવદશા થતી અટકાવી શકાશે નહિ. આજે તેઓ બહુ જ ઓછી આવકથી પોતાના ધંધા ચલાવી રહ્યા છે અને ખરચમાં બેહદ કાપકૂપ કરીને જીવે છે. આમ જો ચાલુ રહે તો તેઓ વધુ વખત ટકી શકશે નહિ.'

આ ધીરગંભીર શબ્દોથી સરકારની આંખ ઊઘડશે? શાની ઊઘડે? પહેલાં પણ તે આંખ ક્યાં ઊઘડી હતી? આજે તો દૃષ્ટિ બીજે જ છે. એટલે રૂપિયા ૩૩,૦૦૦ને ખરચે સમિતિએ કરેલી કીમતી ભલામણો આજે તો અભરાઈએ પડી રહી છે. ફરી કોઈ પ્રજાકીય સરકાર આવશે ત્યારે તેનો લાભ ઉઠાવશે. દરમિયાન, સમિતિની ચેતવણી પ્રમાણે, બાજી હાથમાંથી ન જાય તે જોવું જોઈએ. આજે તો તે દિશામાં ચરખા સંઘ અને ગ્રામોદ્યોગ સંઘ જે કામ કરી રહે તેટલાથી ગામડાંનાં અર્ધભૂખ્યાં બેકારોને જેટલી રાહત મળે તેટલી ખરી. એટલે હાલ તો પ્રજાએ આવાં કામ માટે સરકાર સામું જોવાને બદલે, પોતાનાથી બને તેટલું, આવાં મંડળોના કામને ઉત્તેજન આપવું રહ્યું. તે સિવાય બીજો માર્ગ નથી. પ્રજાના હાથમાં સાચી સત્તા આવ્યા પછી બીજા ઉપાયો લેવાશે. તે વખતે સમિતિએ કરેલું કીમતી કામ ઉપયોગી થઈ પડશે.

વિઠ્ઠલદાસ કોઠારી

# વહેવારુ ખગોળ—૨૧

## ભારતીય ખગોળશાસ્ત્રનો પુનરુદ્ધાર

ભારતીય ખગોળશાસ્ત્રનું સ્વરૂપ કેવું છે તે અત્યાર સુધી આપણે જોયું. તેમાં કઈ કઈ બાબતો આવે છે, તેનો શો અર્થ છે અને તેમાં શી શી ખામીઓ છે, તેની ચર્ચા આપણે કરી. આપણું પંચાંગ, તેમાં આવતી બાબતોની સમજણ, તેની અશુદ્ધિઓ અને તે કેવી રીતે શુદ્ધ થાય, એ પણ આપણે જોયું. પણ પંચાંગ એ કંઈ આખું ખગોળ નથી. આપણું પંચાંગ કાલમાપન, ધર્મકૃત્યો અને ફલજ્યોતિષ માટે છે. ધર્મકૃત્યો અને ફલજ્યોતિષનું મહત્ત્વ હાલના જમાનામાં ઘટી ગયું છે અને ઘટતું જવાનું. કાલ-માપન માટે આપણું પંચાંગ ગમે તેટલું શાસ્ત્રીય હોય તોપણ વહેવારુ સગવડવાળું તો નથી જ. હિંદુસ્તાનમાં ચાલતા અનેક પ્રકારના સંવત, મહિના અને તિથિઓ, ઝટ ન સમજાય તેવાં તિથિ અને માસનાં વૃદ્ધિ અને ક્ષય, એ બધા પરથી આપણું પંચાંગ કાલમાપન માટે પણ અનુકૂળ નથી રહ્યું. એને જો ચાલુ રાખવું હશે, તોપણ અંગ્રેજી મહિના અને તારીખોની પેઠે તેને નિયમિત કરવું પડશે.

વળી આપણે જોયું કે, આપણું પંચાંગ જેવું છે તેવું પણ તે ખગોળની દૃષ્ટિએ શુદ્ધ નથી. તેમાં આપેલી ગ્રહોની સ્થિતિ આકાશ સાથે મળતી નથી. તેને પણ સુધારવી રહી. આને કેવી રીતે સુધારવી તેની ચર્ચા આપણે કરી છે. મતલબ કે, પંચાંગ-સંશોધનનો વિષય અમુક અંશે આપણે ચર્ચ્યો છે અને તેની વિશેષ ચર્ચા અહીં નહિ કરીએ. શુદ્ધ પંચાંગનું ગણિત કરવા માટેનાં પુસ્તકો પણ લખાયાં છે. આ બાબત વિસ્તારથી અમે અમારા 'ખગોળ-ગણિત' ભા. ૧ ની પ્રસ્તાવનામાં લખ્યું છે, તેથી ફરીને તે અહીં લખતા નથી.

અમે અહીં જે વિષે કહેવા માગીએ છીએ તે જુદું જ છે. પંચાંગસંશોધન તો કરવાનું છે જ, પણ માત્ર તે કરવાથી ભારતીય ખગોળશાસ્ત્રનો ઉદ્ધાર નહિ થાય.

ખગોળશાસ્ત્રના દરરોજના વહેવારુ ઉપયોગ તરફ જ્યાં સુધી આપણે લક્ષ નહિ આપીએ, ત્યાં સુધી તેમાં શી રીતે પ્રગતિ કરવી તે આપણને નહિ સમજાય. આ માટે આ લેખમાળા શરૂ કરતાં જ અમે આ બાબત ઉપર ધ્યાન ખેંચ્યું હતું. આગબોટો અને વિમાનો ચલાવવાં, ભૂગોળના નકશા બનાવવા, જમીનો અને પ્રદેશોની માપણી કરવી, ઘડિયાળોને નિયમિત રાખવાં, વગેરે રોજિંદી વહેવારુ બાબતોની દૃષ્ટિએ ખગોળશાસ્ત્ર તરફ જોવાની શરૂઆત હવે આપણે કરવી જોઈએ. આપણામાં આ દૃષ્ટિ ખૂલે એટલા માટે આ લેખમાળાની શરૂઆતમાં જ ખગોળની મદદથી અક્ષાંશ, રેખાંશ, સમય વગેરે કેવી રીતે કાઢી શકાય તે સમજાવ્યું હતું.

પશ્ચિમમાં ખગોળનો અભ્યાસ આ દૃષ્ટિએ થાય છે. આ માર્ગે અભ્યાસ કરવામાં ત્યાં સેંકડો માણસો રોકાયાં છે અને તેનો લાભ રોજના વ્યવહાર-માં તેઓ ઉઠાવે છે. આ વ્યાવહારિક લાભ તેઓને એટલો બધો થાય છે કે, તેના બદલામાં લાખો રૂપિયાને ખર્ચે ખગોળની વેધશાળાઓ ચલાવવી તેઓને ભારે પડતી નથી.

હા, આ મોટા વર્ગની સાથે જ એક બીજો નાનો વર્ગ પણ આ વેધશાળાઓમાં કામ કરે છે. તેઓ માત્ર આ વિદ્યાના રસને જ ખાતર તેનો અભ્યાસ કરે છે. તેઓની શોધખોળ હંમેશાં વહેવાર-માં ઉપયોગી પણ થતી નથી. પણ તેઓ વિદ્યાની પ્રગતિ કરે છે અને સીધી રીતે નહિ તો આડકતરી રીતે પણ કંઈ ને કંઈ ઉપયોગી કાર્ય કરે છે. જો એક મોટો વર્ગ કંઈક વ્યાવહારિક કાર્ય કરતો હોય, તો તેની સાથે સાથે આવા એક નાના વર્ગને કોઈ પણ પ્રજા નિભાવી શકે.

હિંદુસ્તાનમાં અંગ્રેજી ભણતરની શરૂઆત થઈ અને આપણા લોકો પશ્ચિમનું વિજ્ઞાન શીખ્યા. આને પરિણામે આપણા ખગોળમાં રહેલી ખામીઓ ધ્યાનમાં આવી અને તેને સુધારવાને આપણે પ્રયત્નો કરવા માંડયા. આજથી ૮૦ વર્ષ પર લોક-માન્ય તિલક મહારાજના ગણિતગુરુ સ્વ. કેરોપંત છત્રેનાં 'ગ્રહસાધનનાં કોષ્ટકો' બહાર પડ્યાં ત્યારથી આ દિશામાં પ્રયત્નની શરૂઆત થઈ, એમ ગણી શકાય. ત્યાર પછી તો સ્વ. કેતકર, સ્વ. પવાર, સ્વ.

ગો. સ. આપ્ટે, શ્રી. દફતરી વગેરેનાં ઘણાં પુસ્તકો આ વિષય પર પ્રગટ થયાં છે. આ બધાં પુસ્તકો પ્રત્યક્ષની સાથે મળી રહે એવું ગ્રહોનું ગણિત કરવા વિષે છે. આ ગણિતનો ઉદ્દેશ શુદ્ધ પંચાંગ, ધર્મ-કૃત્યો અને ફલજ્યોતિષમાં ઉપયોગી થવાનો છે અને એ ઉદ્દેશ એમણે સફળતાપૂર્વક પાર પાડ્યો છે એમાં કંઈ શક નથી.

આ બધું કરવું જરૂરી હતું. આ વિદ્વાનોએ અત્યંત પરિશ્રમ લઈ આપણા પર મોટો ઉપકાર કર્યો છે એમાં કંઈ શંકા નથી, અને આ દિશામાં પંચાંગસંશોધનનું કાર્ય ચાલુ રહે એ પણ જરૂરી છે. પણ હવે અમે અત્યંત નમ્રતાપૂર્વક હિંદુસ્તાનના આ વિષયના વિદ્વાનોને એક નવીન ક્ષેત્રમાં પરિશ્રમ કરવાની વિનંતી કરીએ છીએ. આજે જે જગતમાં ટકવું હશે, તો પ્રત્યેક વિષયમાં અર્વાચીન દષ્ટિ કેળવવી જ પડશે અને બીજી પ્રજાઓ કરતાં પાછળ પડી રહેવું નહિ જ પાલવે. આ દષ્ટિએ હવે ખગોળ-શાસ્ત્રમાં શું શું સાહિત્ય તૈયાર કરવું જોઈશે, તેની ચર્ચા આવતા લેખથી કરીશું.

હરિહર ભટ્ટ

# હાથપગનું જીવનમાં સ્થાન

(એક પત્ર)

પહેલાં તો તમને એ સમજાવવું જોઈએ કે, આપણે ત્યાં ભણતાં ભાઈબહેનોને માટે, ઓરડાઓ વાળવા, કટકા ધોવા, પાટિયાં સાફસૂફ કરવાં, જાળાં પાડવાં, પેશાબખાનું ધોવું, બાગમાં ખોદવું, પાણી પાવું, છોડવાઓ રોપવા, માટી ખોદી લાવી પૂરવી, પાણીનાં માટલાં ભરવાં, ડોયા તથા પ્યાલા ઊટકવા, ઝાડુ લઈ ચોક સાફ કરવો, જાહેર રસ્તાઓની સાફસૂફી કરવી, વગેરે શા માટે રાખેલું છે? તથા આ બધાં કામોમાં અધ્યાપકો શા માટે તમારી સાથે રહીને કાર્ય કરતા હતા, અને તેમના કાર્યાલયનો ભાગ તેઓ પોતે જ શા માટે વાળે છે અને વિદ્યાર્થીઓ પાસે વળાવતા નથી?

બાળક નાનું હોય છે, ત્યારથી પહેલું કામ તે પોતાના હાથપગ હલાવવાનું કરે છે. નાનું બાળક ઊંધું પડેલું હોય કે ચત્તું પડેલું હોય, તોય પોતાના હાથપગ હલાવ્યા કરે છે. મોટું થતાં ચાલતાં શીખે છે. ફળિયામાં રમવા નીકળી પડે છે. હાથમાં કાંઈ કોઈ ચીજ પકડી અધ્યાણીને તોડી નાખે છે. બારણું ઉઘાડવાસ કરે છે. નાનાં નાનાં ત્રાજવાં બનાવી વાણિયાની રમત રમે છે. જુવારના ગરમાંથી વાલ્સી બનાવે છે. તાડની તોઆડીનું મડવું બનાવી તળાવમાં તરતું મૂકી આનંદ કરે છે. કૂવા ખોદે છે. કાદવ ચૂંથી પાણીના ક્યારા બનાવે છે. કાદવના ગોળા વાળે છે. બાળકને બોલતાં નથી આવડતું, તેને મળેલી જ્ઞાનેન્દ્રિયોનો સજ્ઞાન ઉપયોગ કરતાં શીખ્યું નથી, તે પહેલાં તેની કર્મેન્દ્રિયો કામ કરતી થઈ જાય છે. પશુઓને, પંખીઓને તથા જીવ-જંતુઓને પગ આપેલા છે, પણ હાથ આપેલા નથી. માણસજાતને હાથ આપેલા છે, એ તેની એક બાહ્ય વિશેષતા છે. અને એક બીજી વિશેષતા તેની બુદ્ધિની છે. પશુપંખીઓ વિચાર કરી નિર્ણય કરે તેવી બુદ્ધિ તેમને નથી મળેલી.

માણસને હાથપગની વિશેષતા ન હોત, તો માણસની બુદ્ધિએ કરેલા હજારો ભવ્ય વિચારો અને તેની લાગણીઓના પ્રવાહોને મૂર્તિમંત થવાનો અવસર ન આવત. તેની લાગણી ને બુદ્ધિ હાથપગ વિના અપંગ રહ્યાં હોત.

આજે માણસે સંસ્કૃતિનો વિકાસ કરેલો દેખાય છે, તેમાં મોટામાં મોટો ફાળો તેના હાથે આપેલો છે. રોજના જીવનમાં સામાન્ય દેખાતાં કાર્યોમાં જ્યાં ને ત્યાં હાથનો જ ઉપયોગ થતો દેખાય છે. પથારી પાથરવી, કપડાં પહેરવાં, ખાવાનું બનાવવું, વાસણ માંજવાં, કુહાડાથી લાકડાં ફાડવાં તથા કાપવાં, દુશ્મન હલ્લો કરે ત્યારે હથિયાર પકડી બચાવ કરવો, આ બધાં કાર્યો હાથ જ કરે છે. લલિતકળા અને કારીગરીમાં પણ હાથનો ઓછાવત્તા પ્રમાણમાં

ઉપયોગ થાય છે. સુથાર, લુહાર, દરજી, મોચી જેવાના ધંધામાં પણ હાથ કામ કરે છે. ચિત્રકળા, માટીકામ, કે વાજિંત્રો બજાવવામાં પણ હાથ જોઈએ. અને છેલ્લે છેલ્લે તત્ત્વજ્ઞાનનાં પુસ્તકોને લિપિબદ્ધ કરવાં હોય તો હાથ વિના ચાલી શકે જ નહિ.

આપણને હાથપગ આપેલા છે. એ વાપરવાની શક્તિ અને વૃત્તિ દરેક માણસમાં સ્વાભાવિક છે. આ શક્તિ અને વૃત્તિ આપણે ટકાવી રાખવાં જોઈએ એટલું જ નહિ, પણ ઉત્તરોત્તર તેને વિકસાવવાં જોઈએ. અને તેટલા માટે જ આપણા વિદ્યાલયમાં આપણે હાથપગનાં કાર્યોને મહત્ત્વનાં માન્યાં છે અને કાળજીપૂર્વક કરાવીએ છીએ. પણ જે દિવસે એ વૃત્તિનો વિનાશ થશે, તે દિવસે આપણને ઈશ્વરે આપેલું એક હથિયાર ભાંગી ગયું છે એમ જ આપણે ગણવું પડશે.

કેળવણી માણસના જીવનને ઘડવાનો દાવો કરે છે. તો જે જીવનમાં હાથપગને આટલું બધું સ્થાન હોય, તે જીવન ઘડવાનો દાવો કરનાર કેળવણી હાથપગને સ્થાન ન આપે, તો તે કેળવણી પોકળ કહેવાય. તમે જાણો છો કે, કેળવણીની છેલ્લામાં છેલ્લી પદ્ધતિઓમાં હાથપગના ઉપયોગને સ્થાન મળેલું છે. સ્વતંત્ર દેશોમાં તો ખાસ ધ્યાન અપાય છે. જાપાનમાં બાળકો ત્રણ કલાક ઉદ્યોગગૃહમાં કામ કરવા જાય છે. ગાંધીજીએ તો વળી 'ઉદ્યોગ દ્વારા કેળવણી આપવી જોઈએ' એમ કહેલું છે. એમ કહીને તેઓ માનવજાતિના એદીડુ થઈ ગયેલા હાથપગને નવું જીવન અર્પે છે. જૂના કાળમાં સાંદીપનિ ઋષિને ત્યાં કૃષ્ણ સુદામા રહેલા ત્યારે લાકડાં ફાડવા અને ગાયો ચારવા જતા હતા. આફ્રિકાનો જનરલ સ્મટ્સ પોતાના ખેતરમાં કામ કરે છે. ન્યૂ ઝિલેન્ડનો વડો પ્રધાન મિ. સેવેજ પોતાના ખેતરમાં કામ કરતો હતો. અમેરિકામાં લાખોપતિના દીકરાઓ હાથપગ વાપરવામાં જરાય નાનમ ગણતા નથી.

આપણા દેશમાં હાથપગ ન વાપરવા અને પાશેરની પોટલી ઊંચકવા મજૂર કરવો એ ખોટી ફૅશન ખૂબ ફેલાયેલી છે. એ ખોટી મોટાઈ છે. અને તેનું કારણ અંગ્રેજી કેળવણી ગણાય છે. અંગ્રેજી કેળવણીએ અનેક નુકસાનો કર્યાં છે. પણ મોટામાં મોટું નુકસાન તો એ કર્યું છે કે, ઊગતાં જુવાન ભાઈબહેનોના હાથપગ ભાંગી નાખ્યા છે. તેમનામાં જુવાન ઉમરે જે જોમ અને તાકાતની અપેક્ષા રાખી શકાય, તે હરી લીધાં છે. હજારો વિદ્યાર્થીઓના હાથ નજરે દેખાય છે, પણ તે બધા ભાંગી ગયેલા છે. તેમનાથી કશું કામ થતું નથી. જોકે આપણા દેશમાં રાષ્ટ્રીય ચળવળ મહાત્માજીએ શરૂ કરી, ત્યારથી વિદ્યાર્થીમાનસનો પ્રવાહ સવળે રસ્તે વળતો જાય છે. પણ એ એટલો બધો ઓછો પરિણામજનક લાગ્યો છે કે દરિયામાં ટીપા જેવો.

આપણી બહેનો હાથપગ વાપરીને નંદનવનની રચના કરે છે. તેમની હાથપગની તાકાત વડે દુનિયાના પડ સુધી પહોંચી જાય છે. આપણે અહીં કપડાંમાં જે સ્વચ્છતા, સુઘડતા અને ઊજળાપણું છે, તેવું બીજે નહીં મળી શકે. એ બધું આપણા હાથ પ્રગટાવી શકે છે. મણબંધી બોજો લઈને ધમધમ પૃથ્વીને ધ્રૂજવીને ચાલી, પસીનો પાડી હકનો રોટલો મેળવો — એ બધું હાથપગના પ્રતાપ છે.

હાથમાં દૈવી કરામત રહેલી છે, જે ગમે તેવી ગંધાતી જગાને સાફસૂફ કરી છાણથી લીંપી સુઘડ બનાવે છે. આ કરામત હાથની છે. એ કરામત આપણી મોટી મિલકત છે. અને આ મિલકત સચવાઈ રહે, તે માટે તો આપણે પ્રયત્ન કરીએ છીએ.

મણિભાઈ પટેલ

જીવન એક સરઘસ છે. મંદગતિવાળાને લાગે છે કે, તે બહુ જલદી જાય છે; એટલે એ એમાંથી આઘો ઊભો રહે છે.
અને દ્રુતગતિવાળાને લાગે છે કે, તે બહુ ધીમું જાય છે; એટલે એ પણ એમાંથી આઘો ઊભો રહે છે!

ખલિલ જિબ્રાન

# શબ્દોના વંશ

## મહેતા

આ શબ્દની વ્યુત્પત્તિ સંબંધે આ જ માસિકના પ્રથમ વર્ષના આઠમા અંકમાં લખી ગયો છું. 'મહેતા' શબ્દનો કૌટુંબિક દૃષ્ટિએ વિશેષ સંબંધ 'મહામાત્ર' શબ્દ સાથે છે, એ હકીકત ઉક્ત અંકમાં સ્પષ્ટપણે જણાવેલી છે. 'મહામાત્ર' અને 'મહેતા' વચ્ચે જે પ્રકારની અર્થસમાનતા અને અક્ષરસમાનતા છે, તે જ પ્રકારની અર્થસમાનતા અને અક્ષરસમાનતા 'મહામાત્ય' અને 'મહેતા' વચ્ચે પણ છે. આ જોતાં 'મહામાત્ર', 'મહામાત્ય' અને 'મહેતા' એ ત્રણે શબ્દો સમાન કુટુંબના છે, એ કથન નિરાધાર ન કહેવાય.

સાધારણ રીતે 'त्य' ને બદલે 'च'નું[1] ઉચ્ચારણ પ્રાકૃત ભાષાઓમાં પ્રચલિત છે એ જોતાં તો 'મહામાત્ય'નું પ્રાકૃત ઉચ્ચારણ 'મહામચ્ચ' થાય અને એ 'महामच' જ 'મહેતા'માં શી રીતે પરિવર્તન પામે, એ એક પ્રશ્ન છે. છતાં 'त्य' નું 'च' ઉચ્ચારણ નિરપવાદ નથી. 'अत्यल्पः'નું પાલિ ઉચ્ચારણ अतप्पो[2] અને 'दात्यूहः'નું 'दात्यूहो' જેમ થાય છે, તેમ 'महामात्य'ને એવી અપવાદકોટિમાં ગણીએ તો તેનું પણ 'महामत्त' નીપજી શકે અને 'महामात्य'ના એ 'महामत्त' સાથે 'महेता'નો સંબંધ યોજી શકાય. જેમ 'महामात्र'[3]નો 'महामत्त' સાથે યોજ્યો છે તેમ.

ઉદો મહેતો, મુંજાલ મહેતો, બાહડ મહેતો, રુદ્રાદિત્ય મહેતો, જાંબ મહેતો વગેરે પ્રયોગોમાં વપરાયેલું 'મહેતો' વિશેષણ પોતાના વિશેષ્યનું રાજમંત્રીપણું સૂચવે છે. વર્તમાનમાં 'પ્રધાન' શબ્દ જે ભાવને સૂચવે છે, તે જ ભાવને ઉક્ત 'મહેતો' શબ્દ બતાવે છે.

અમરકોશકાર[4] તો 'મંત્રી' અને 'પ્રધાન' એ પદ વચ્ચે અર્થનું તારતમ્ય બતાવતાં કહે છે કે, રાજકારણનાં મંત્રણા વગેરે બુદ્ધિપ્રધાન કાર્યોનો કર્તા તે 'મંત્રી' અથવા 'ધીસચિવ' અથવા 'અમાત્ય' કહેવાય, અને બીજી રાજકારણી ક્રિયાત્મક પ્રવૃત્તિ કરનાર તે 'કર્મસચિવ' કહેવાય. તથા રાજાનો સહાયક હોય તે 'પ્રધાન' અથવા 'મહામાત્ર' કહેવાય.

આ પ્રકારનો અર્થભેદ, 'પ્રધાન' અને 'મંત્રી' વચ્ચે પહેલાં હશે, પણ હવે તે ઘસાઈ ગયો જણાય છે; અને એમ છે માટે જ અઢારમા સૈકાના કલ્પદ્રુકોશ[5] (કેશવકૃત)માં 'મહામાત્ર' અને 'મંત્રી' વચ્ચે જે અર્થતારતમ્ય અમરકોશકારે બતાવેલું છે, તે ટકી રહ્યું જણાતું નથી.

પ્રસ્તુતમાં તો મહેતા – મહામાત્ર – મહામાત્ય એ ત્રણે શબ્દો સમાનાર્થક છે એ ધ્યાનમાં રાખવાનું છે.

એક મિત્રે સૂચવેલું કે, 'महत्तर' શબ્દ સાથે 'महेता' શબ્દનો સંબંધ વિશેષ ઘટમાન છે. મિત્રનું એ કથન આદેય કોટિનું ખરું, પરંતુ એમાં મને બે અંતરાયો જણાય છે. પહેલું તો 'महत्तर'ના 'र'ને દૂર કરવાની એક પણ યુક્તિ સૂઝતી નથી. બીજું 'महामात्य'ના પર્યાય રૂપે વા તેના અર્થના દ્યોતક તરીકે 'महत्तर' શબ્દનો વ્યવહાર થયો હોય એવું જાણવામાં — વાંચવામાં આવ્યું નથી. તેમ કોઈ પણ કોશકાર 'महामात्य'[6] માટે महत्, महत्तर કે 'महत्तम' શબ્દના વ્યવહારની સૂચના પણ કરતો નથી.

કેટલાક શિલાલેખોમાં વિશેષનામોની પૂર્વે 'महं०[7] वस्तुपाल' જેવા અનેક ઉલ્લેખો મળે છે ખરા; પરંતુ તે 'महं०' 'महामात्य'નું સંક્ષિપ્ત રૂપ નથી અને 'महत्तर'નું સંક્ષિપ્ત રૂપ છે, એવા નિર્ધારને કોઈ પણ પ્રામાણિક આધાર હોય એવું જણાતું નથી. ઊલટું, જ્યાં વિશેષનામોની પૂર્વે 'મહામાત્ય'સૂચક પૂર્ણ વિશેષણનો ઉલ્લેખ મળે છે, ત્યાં બધે સ્થળે 'महामात्य' એવું પૂર્ણ વિશેષણ નોંધાયેલું અનેક સ્થળે ઉપલબ્ધ છે. એથી એમ નિર્ધારી શકાય કે, 'महं०' એ 'महामात्य'નું સંક્ષિપ્ત રૂપ છે એ હકીકત વધારે ટેકાવાળી છે. આ નીચે એવા થોડાએક ઉલ્લેખો નોંધી બતાવું છું, જેમાં 'મહામાત્ય' વિશેષણ વપરાયેલું છે :

૧. 'श्री विक्रम संवत् १२८९ वर्षे आश्विन वदी १५ सोमे महामात्यश्रीवस्तुपालेन आत्मश्रेयोर्थम्'

(ગુજરાતના ઐતિહાસિક લેખો પૃ૦ ૧૫૪ —ગિરનારનો લેખ. ફાર્બસસભાની આવૃત્તિ)

૨. 'राजनीतिविदा राज्ञा पूर्वोपकारकर्त्रे उदयनाय महामात्यपदं दत्तम्'

(જિનમંડન–કુમારપાલપ્રબંધ પૃ૦ ૩૪)

૩. "जाम्बाभिधानो वणिक …… श्रीवनराजेन 'मम पट्टाभिषेके त्वं महामात्यो भावी' इत्यादिश्य विसृष्टः"

(પ્રબંધચિંતામણિ પૃ૦ ૧૨, પં૦ ૨૨ શ્રી સિંઘીગ્રંથમાળા)

૪. 'स जाम्बाभिधानो वणिग् महामात्यः चक्रे'

(ઉક્ત પ્ર૦ ચિં૦ પૃ૦ ૧૩, પં૦ ૨૧)

૫. 'रुद्रादित्यनाम्ना महामात्येन'

(ઉક્ત પ્ર૦ ચિં૦ પૃ૦ ૨૧, પં૦ ૧૧ તથા પૃ૦ ૨૨, પં૦ ૨૧)

૬. 'सामी मुहतउ वीनवइ ए छेहलउ जुहारु' તથા 'मुहुंता रुद्राइच' (ઉક્ત પ્ર૦ ચિં૦ પૃ૦ ૨૨, પં૦ ૨૬ તથા પૃ૦ ૨૩, પં૦ ૨૩)

(છઠ્ઠો આધાર ઊગતી ગુજરાતી ભાષામાં નોંધાયેલો છે અને તેમાં 'महामात्य रुद्रादित्य' ને બદલે 'मुहुंता रुद्राइच' શબ્દ વપરાયેલો છે અને બીજા પદ્યમાં 'मुहतउ' પદ વપરાયું છે, તે 'मुहतउ' પદ પણ રુદ્રાદિત્યનું જ વિશેષણ છે અને તેની મહામાત્યતા સૂચવવા માટે જ તે પદ પ્રયોજાયેલું છે. આ બન્ને પદ્યો જોતાં એ હકીકત સ્પષ્ટ થાય છે કે, 'महामात्य' ને બદલે ભાષામાં 'मुहुंता' કે 'मुहतउ' પદ વપરાતાં હતાં, 'महत्तर' ને બદલે નહીં; અને એ બન્ને ઉલ્લેખો મુહતા, મુહતઉ, મિહતા, મહેતા કે મેતા વગેરે પદોનો સીધો સંબંધ 'महामात्य' શબ્દ સાથે છે એ હકીકતને સ્પષ્ટપણે સૂચવે છે.)

૭. 'अथ रोहकाभिधानः तन्महामात्यः'—

(ઉક્ત પ્ર૦ ચિં૦ પૃ૦ ૨૫, પં૦ ૧૪)

૮. 'तदनन्तरं महं०जाम्बान्वयस्य'

(ઉક્ત પ્ર૦ ચિં૦ પૃ૦ ૬૫, પં૦ ૧૪)

(આગળ જણાવેલા ત્રીજા અને ચોથા આધારમાં જે 'महामात्य जाम्ब'નો ઉલ્લેખ છે તે જ 'महामात्य जाम्ब' અહીં 'महं० जाम्ब' ઇત્યાદિ શબ્દથી સૂચવાયેલો છે, એ ધ્યાનમાં રાખવાનું છે. જેમ શિલાલેખોમાં 'महामात्य वस्तुपाल'નો ઉલ્લેખ છે અને 'महं० वस्तुपाल'[७] નો પણ ઉલ્લેખ છે, અર્થાત્ 'वस्तुपाल'ને લાગેલાં 'महामात्य' અને 'महं०' એ બન્ને વિશેષણો તેની મહામાત્યતા સૂચવે છે, તેમ અહીં 'जाम्ब' સંબંધે પણ સમજવાનું છે.)

૯. 'स्तम्भतीर्थे महं० श्रीउदयनपार्श्वे'

(ઉક્ત પ્ર૦ ચિં૦ પૃ૦ ૭૭, પં૦ ૨૮)

(આગળ જણાવેલા બીજા આધારમાં 'महामात्य' તરીકે સૂચવાયેલો ઉદયન જ અહીં 'महं०' પદ વડે વિશેષિત થયેલો છે.)

૧૦. 'श्रीवाग्भटदेवनामा महामात्यश्चक्रे'

(ઉક્ત પ્ર૦ ચિં૦ પૃ૦ ૭૯, પં૦ ૭)

૧૧. 'श्रीकपर्दिना महामात्येन'

(ઉક્ત પ્ર૦ ચિં૦ પૃ૦ ૮૯, પં૦ ૧૨)

'महं० कपर्दिनि श्रीकरणमुद्रां नियोज्य'

(ઉક્ત પ્ર૦ ચિં૦ પૃ૦ ૮૭, પં૦ ૮)

૧૨. 'अथ सं० १२७० वर्षे सरस्वतीकण्ठाभरण–लघुभोजराज–महाकवि–महामात्य श्रीवस्तुपालेन'

(ઉક્ત પ્ર૦ ચિં૦ પૃ૦ ૧૦૦, પં૦ ૪)

૧૩. 'मतिसागराभिधानेन प्रियसुहृदा महामात्येन'

(ઉક્ત પ્ર૦ ચિં૦ પૃ૦ ૧૧૧, પં૦ ૧૧)

૧૪. 'सूरयः तारम्–ऋतुः–महामात्य ।'

(પ્રબંધકોશ પૃ૦ ૧૧૧, પં૦ ૧૪ સિંઘીગ્રંથમાળા)

(આ વાક્ય વસ્તુપાળના સંબંધમાં છે.)

૧૫. 'सग्गट्ठिय करि मंत्रणउं महँता रुद्राइच'

(પુરાતન પ્રબંધસંગ્રહ પૃ૦ ૧૪, પં૦ ૨૨ સિંઘીગ્રંથમાળા)

(વિશેષ સ્પષ્ટતા માટે જુઓ છઠ્ઠા આધાર ઉપરનું લખાણ.)

૧૬. 'चहुसैन्यं दृष्ट्वा छित्तिपमहामात्यं सन्ध्यर्थमप्रैषीत्'

(ઉક્ત પુરા૦ પ્ર૦ સં૦ પૃ૦ ૨૦, પં૦ ૫)

૧૭. 'मुञ्जे राज्यं रुद्रादित्यो महामात्यः'.

(ઉક્ત પુરા૦ પ્ર૦ સં૦ પૃ૦ ૧૨૮, પં૦ ૨૪)

ઉપર જણાવેલા સત્તર આધારોમાં 'महामात्य'-નો ભાવ બતાવવા એક પણ સ્થળે 'महत्तर', 'महत्तम' કે 'महत्' શબ્દનો ઉલ્લેખ નથી. તેથી અને અમરકોશ વગેરેનાં પ્રમાણોથી એ સિદ્ધ થાય છે કે, 'મંત્રીપણા'નો અર્થ બતાવવા 'महामात्य' શબ્દ, કે ભાષાનો મુહતા, મહેતા વગેરે શબ્દો વ્યવહારપ્રચલિત છે અને 'महं०' પદ પણ 'महामात्य'નું જ સંક્ષિપ્ત રૂપ છે.

બુદ્ધિપ્રકાશમાં જે મિત્ર 'મહેતા'નો સંબંધ 'महत्तर' સાથે હોવાથી સૂચના કરે છે, તેમને મારી

# तुकारामनी वाणी

## ४२

हेंचि दान देगा देवा । तुझा विसर न व्हावा ॥ १ ॥
गुण गाईन आवडीं । हेंचि माझी सर्व जोडी ॥ २ ॥
न लगे मुक्ति धन संपदा । संतसंग देईं सदा ॥ ३ ॥
तुका म्हणे गर्भवासीं । सुखें घालावें आम्हांसी ॥ ४ ॥

## ४३

न मिळो खावया न वाढो संतान ।
परि हा नारायण कृपा करो ॥ १ ॥
ऐसी माझी वाचा मज उपदेशी ।
आणिक लोकांसी हेंचि सांगे ॥ २ ॥
विटंबो शरीर होत कां विपत्ती ।
परि राहों चित्तीं नारायण ॥ ३ ॥
तुका म्हणे नाशिवंत हें सकळ ।
आठवे गोपाळ तेंचि हित ॥ ४ ॥

## ४४

पवित्र तें कुळ पावन तो देश ।
जेथें हरिचे दास जन्म घेती ॥ १ ॥
कर्मधर्म त्याचे झाला नारायण ।
त्यांचेनि पावन तिन्हीं लोक ॥ २ ॥
वर्ण अभिमानें कोण झाला पावन ।
ऐसें द्या सांगून मजपाशीं ॥ ३ ॥
अंत्यजादि योनि तरल्या हरिभजनें ।
तयाचीं पुराणें भाट झालीं ॥ ४ ॥
वैश्य तुळाधार गोरा तो कुंभार ।
धागा हा चांभार रोहिदास ॥ ५ ॥
कबीर मोमीन लतिफ मुसलमान ।
सेना न्हावी आणि विष्णुदास ॥ ६ ॥
कान्होपात्र खोदु पिंजारी तो दादु ।
भजनीं अभेदु हरिचे पायीं ॥ ७ ॥
चोखामेळा बंका जातीचा महार ।
त्यासी सर्वेश्वर ऐक्य करी ॥ ८ ॥
नामयाची जनी कोण तिचा भाव ।
जेवी पंढरीराव तियेसवें ॥ ९ ॥
मैराळ जनक कोण कुळ त्याचें ।
महिमान तयाचें काय सांगों ॥ १० ॥
यातायाती धर्म नाहीं विष्णुदासा ।
निर्णय हा ऐसा वेदशास्त्रीं ॥ ११ ॥
तुका म्हणे तुम्हीं विचारावे ग्रंथ ।
तारिले पतित नेणों किती ॥ १२ ॥

## ૪૨

આજ દાન આપો, હરિ, તને જાઉં ન વીસરી. ૧
પ્રેમે ગાઈશ ગુણ, મારું એ જ સર્વ ધન. ૨
નેચ્છું[1] મુક્તિ ધન સંપદા, સંત સંગ દેજે સદા. ૩
તુકો કહે, ગર્ભવાસે મને ઘાલજે તું સુખે. ૪

## ૪૩

નહિ મળો ખાવા, ન વધો સંતાન,
પણ નારાયણ કૃપા કરો. ૧
એવી મારી વાચા ઉપદેશે મને,
વળી લોકનેયે તે જ ભાખે. ટેક ૨
રિબાઓ શરીર ગમે તે વિપત્તે,
પણ રહો ચિત્તે નારાયણ. ૩
તુકો કહે, નાશવંત આ સકળ,
સ્મરવા ગોપાળ તે જ હિત. ૪

## ૪૪

પવિત્ર તે કુળ, પાવન તે દેશ,
જ્યાં હરિના દાસ ધરે જન્મ. ૧
કર્મધર્મ તેનાં સર્વ નારાયણ,
તેનાથી પાવન ત્રણે લોક. ૨
વર્ણઅભિમાને થયા જે પાવન,
જણાવો, સુજાણ, તેનાં નામ. ૩
અંત્યજાદિ વર્ણો તર્યા હરિનામે,
ગાયો છે પુરાણે તેનો યશ. ૪
વૈશ્ય તુલાધાર, ગોરો તો કુંભાર,
મોચીડો ચમાર રોહીદાસ. ૫
કબીર મોમીન, લતીફ મુસલમાન,
સેનો નાવી,[2] જાણ, વિષ્ણુદાસ. ૬
દાદુ તે પીંજારો, કાનોપાત્ર,[3] ખોદ,[4]
પામ્યા તે અભેદ પ્રભુપદે. ૭
ચોખામેળો, બંકો જાતિના મહાર,[5]
તેશું સર્વેશ્વર ઐક્ય કરે. ૮
નામા તણી જની, કેવો તેનો ભાવ?
જમે પંઢરીરાવ તેના ભેળા! ૯
મૈરાળ જનક, નહિ કુળ જાણું,
માહાત્મ્ય શું તેનું કહેવું મુખે? ૧૦
જાતિપાંતી ધર્મ વૈષ્ણવને નહોય,
કર્યો છે નિર્ણય વેદશાસ્ત્રે. ૧૧
તુકારામ, તમે ખોળી જુઓ ગ્રંથ,
કેટલા પતિત તાર્યા આગે. ૧૨

---

૧. નઇચ્છું. ૨. હજામ. ૩. વેશ્યા હતી. ૪. નપુંસક હતો. ૫ ઢેડ.

કિ૦ ઘ૦ મશરૂવાળા

# સ્ત્રી-સ્વાતંત્ર્ય તે આનું નામ

ગુજરાતના લોકસેવક, શ્રી. રવિશંકર મહારાજને સૌ કોઈ ઓળખે છે. જ્યારે જ્યારે સ્ત્રી-સ્વાતંત્ર્યની વાત નીકળે છે, ત્યારે ત્યારે તેઓ પોતાના અનુભવનો એક દાખલો અચૂક કહે છે, તે સૌને કહેવા જેવો છે.

બોરસદ તાલુકાના બનેજડા ગામની એ વાત છે. ત્યાંના બારૈયાને એકની એક છોકરી, તેને તેણે પાસેના ગામમાં પરણાવી હતી. બેઉ ગામની સીમો અડોઅડ જ છે. છોકરી ઉંમર લાયક થઈ, એટલે તેને સાસરે વળાવવાનું થયું. પરંતુ છોકરીએ સાસરે જવાની ધસીને ના પાડી! સમજશે, જશે જશે કરતાં છોકરીની ઉંમર વીસેક વર્ષની થઈ, છતાં તેનો નન્નૈયો તો ન જ મટયો.

છોકરીનાં સાસરિયાં જાણીતાં ચોર ડાકુ હતાં. તેથી, એ ઘર પર પોલીસની નજર અને તેની હેડછેડ હોય જ. છોકરીને આ નહોતું રુચતું. છોકરીનું નામ જીવી. એક વાર એના એક ઓળખીતાએ પૂછ્યું, 'જીવી, તું મોટી થઈ ને સાસરે ન જાય, એ તે કેમ ચાલે?'

જીવી — ચોરડાકુને ઘેર કોણ જાય? ત્યાં તો પોલીસની પીડા રોજની થઈ. એ કેમ વેઠાય? હું તો એવે ઘેર નહિ જાઉં.

બારૈયા કોમમાં નાતરું થઈ શકે છે. જીવીને બીજું ઘર કરવાની સલાહ મળતી, તે પણ તે નહિ માનતી! બધી રીતે સુલક્ષણી અને કામગરી જીવીની આ રીત સૌ કોઈને વિચારમાં નાંખતી: આવી સારી છોકરી આમ કેમ કરતી હશે!

જીવીના સાસરા પિયર બેઉને ઓળખનાર એક પાટીદારે કાંઈક રસ્તો કાઢવાનું વિચાર્યું. તેણે એક વાર જીવીને બોલાવીને પૂછ્યું, 'બહેન, તું સાસરે નહિ જ જાય?'

જીવી — ના કોણ કહે છે? પણ ચોરનું ઘર તે સાસરું કહેવાય? જો મારો ધણી ચોરી ન કરવાના સોગન ખાય, અને ચોર-બાપાનું ઘર છોડી જુદો રહેવા રાજી હોય, તો હું એને ઘેર જાઉં. મારું ઘર ચોરના સહવાસમાંય ન જોઈએ.

ભલા પાટીદારે જીવીના ધણીને આ વાત કરી. જીવીની અડગતાની છાપ એના પર પણ પડી. તેણે કહ્યું, 'ચોરી ન કરવાના સોગન તો હમણાં ખાઉં. પણ બાપથી જુદું રહેવાનું તો કેમ બને? તો પછી ખાઉં શું? રહું કોને ઘેર?'

એની વાત સાચી હતી. પેલા પંચાતિયાએ આવીને આ વાત જીવીને કહી.

જીવી — ઓહો! એમાં શી મોટી વાત છે! ખાવું શું? પરમેશ્વરે હાથપગ આપ્યા છે. ખાવાની ને ઘરની ચિંતા મારે માથે. ચોરી લૂંટ નામે છોડ એટલે બાકીનું બધું તો હું ફોડી લઈશ.

પતિપત્નીનું સમાધાન થઈ ગયું. જીવી અને તેનો પતિ પાટીદાર-વાડામાં એક ઘર લઈને રહેવા લાગ્યાં. દીકરીને સાસરે મોકલતી વખતે *વળામણામાં માએ જીવીને ભેંસ આપી* ને થોડાક દાણા. ભેંસના દૂઝણામાંથી ઘર નભવા લાગ્યું. ઉપરાંત, જીવીએ પતિને માટે મજૂરી ખોળી કાઢી. રોજ તેને ત્યાં મોકલે અને બાકીનો બધો વખત પોતાની નજર સામે રાખે, કે જેથી ચોરીની લતે ખેંચાઈ ન જાય.

પ્રામાણિક મજૂરીમાંથી જીવી પાસે થોડીક જીવ એકઠો થયો. તેમાંથી હવે એણે એક બળદ ખરીદ્યો. ગામમાંથી એક બળદ અને ગાડાવાળાની સૂંઢલ ખોળી કાઢી, અને આખું ગાડું તૈયાર કર્યું. ગામના વાણિયાનો માલ

વહી લાવવાનું કામ હવે એણે લીધું. રોજ સવારે ગાડું જોડી પતિને સોંપે; તે લઈને પરગામથી સાંજે માલ ભરી પતિ પાછો આવે કે પોતે ગાડાનો કબજો લઈ માલ વાણિયાને ઘેર સોંપી આવે. આમ જીવીનો ધંધો તો ધીકતો ચાલવા લાગ્યો. ગામલોક પર એની છાપ પડી. તે તેને હવે જીવી નહિ, પણ માનપૂર્વક જીબા કહેવા લાગ્યા.

જીબા પાસે પૈસા થવા લાગ્યા. હવે તેણે જમીન ખરીદવા માંડી, ને તેમાં ધણીધણિયાણી ખેતી કરવા લાગ્યાં. ઘરકામ કરવું, પતિને ભાળવો, અને ધંધોરોજગાર કરવો — બધું કામ જીબા એક હાથે ઉપાડતી થઈ ગઈ. એમાં નથી એને થાક કે નથી એને કશું બંધન લાગતું. પોતાના જીવનું કામકાજ એને મળ્યું ને તે એ આખો દહાડો કરી શકે છે, તેમાં તેને આનંદ છે.

આ રીતે વધતાં જીબાનો સંસાર ૪૦ વીઘાં ઘરની જમીન અને ૧૦-૧૨ ઢોરઢાંખર જેટલે પહોંચ્યો. પણ એક વાતનું એને દુઃખ આવ્યું અને તે એ કે, એમની બેલડી તૂટી છે, એનો પતિ નાથુસંગ ગુજરી ગયો છે. છતાં જીબા ફરી પરણી નથી. હાલ જીબાની ઉંમર ૫૫ વર્ષની છે. પણ એની મહેનતમજૂરી એ જ ઢબે ચાલુ છે.

જીબા ભણેલી નથી, પણ સંસ્કારી છે. રેલસંકટના દિવસોની વાત છે. તે ભાગમાં રવિશંકર મહારાજ અનાજ વહેંચતા હતા. તે માટે અનાજ જોઈએ. મહારાજ પહોંચ્યા જીબા પાસે : 'જીબા, કોદરા બાવટો જોઈએ. નહિ તો લોક મરી જશે.'

જીબા — મહારાજ, અમ ગરીબને ઘેર તે ક્યાંથી ?

મહારાજે કહ્યું કે, થોડોક તો આપો.

થોડોક જીબા જરૂર આપે. ત્રણ હપતે થઈને ત્રણ મોટી કોઠીઓ એ બાઈએ આપી!

આ ઉપરાંત પણ તેણે દાનો કર્યાં છે. એની વિગતો કહેતાં કથા લાંબી થઈ જાય.

શિક્ષિત સમાજને એક પ્રકારનો અંધાપો હોય છે. તે ન હોય તો આવાં આવાં નરનારી રત્નો દેશમાં કેટકેટલાં મળી આવે ? જૂની સંસ્કૃતિ પર અવિચારીપણે તૂટી પડનારાઓએ આ જીબાના દાખલા પરથી ખસવા જેવું છે. કેમ કે, જીબાની કેળવણી જૂના હિંદુ સંસ્કારોની પરંપરા જ છે. એ બાઈની મહત્તા એ કે, તેણે એ સંસ્કારો, નામ પ્રમાણે, જીવી બતાવ્યા. મ૦

## બે કેદીઓ

શ્રી. વામન મલ્હાર જોશી કરીને મહારાષ્ટ્રના એક પ્રખ્યાત વિદ્વાન અધ્યાપક તથા લેખક છે. ઈ. સ. ૧૯૦૭–૮ ના બંગભંગ-આંદોલનના જમાનામાં તેમને જેલ મળી હતી. તે જેલવાસ દરમિયાનનું પોતાનું એક મીઠું સ્મરણ હમણાં તેમણે એક વ્યાખ્યાનમાં કહ્યું હતું. શ્રી. દાદા ધર્માધિકારીએ તે હિંદી 'સર્વોદય'માં ઉતાર્યું છે, ત્યાંથી એ અહીં લીધું છે.

શ્રી. વામનરાવને સખત સજા થઈ હતી. તેમનો વૉર્ડર એક પઠાણ હતો. તેનો દેખાવ, તેનું વર્તન, તેની રહેણીકરણી, બધું જ બીક લાગે એવું હતું. તેના સંસ્કારો પણ એવા જ સામાન્ય હતા. સંસ્કારી અને વિદ્વાન વામનરાવને આવા માણસ જોડે પાલાં પડ્યાં હતાં.

બે જણ એકબીજાની ભાષા પણ સમજતા નહોતા. પણ જોડે રહેવું, પછી કશાય પ્રકારની ભાષા વગર કેમ ચાલે ? સામસામે બે છેડાની પ્રકૃતિ તથા કેળવણીવાળા એ બે જણે પોતાની કામચલાઉ સંકેત-ભાષા ઉપજાવી કાઢી. નિશાનીઓ અને હાવભાવની બનેલી એ

'રાષ્ટ્રભાષા'માં આ બે જણ ધર્મ અને શાસ્ત્રની પણ ચર્ચા કરતા, એટલી ખીલવેલી એ સંકેત-ભાષા બની હતી !

ધર્મચર્ચામાં પેલો પઠાણ કટ્ટર ઝનૂનીપણું બતાવતો. તેમાં તે હિંદુ લોક અને તેમના ધર્મને ગાળો પણ દેતો. વામનરાવ બુદ્ધિવાદી રહ્યા. ગાળ-યુદ્ધમાં એ હાર માની ન લે તો બીજું શું કરે?

આ બે જેલવાસીઓના જીવનને એક બીજી બાજૂ પણ હતી. વામનરાવને સખત સજા હતી, એટલે તેમને કામ સોંપવામાં આવતું; તે ચક્કી પીસવાનું હતું. બિચારા વામનરાવનું એ કરવાનું શું ગજું? એ કામ કરતાં કરતાં એમનો દમ નીકળી જતો અને થાકીને પોતે પણ લોટ થઈ જતા. પેલા પઠાણથી આ જોયું જતું નહોતું. તેથી, આ ઝનૂની ધર્મવાદીને પણ સાચો સાથી-ધર્મ સૂઝ્યો. વામનરાવનું પેલું કડું કામ આ પઠાણ કરી આપવા લાગ્યો. ચક્કી પરથી તે વામનરાવને ઉઠાડી પોતે બેસે અને કામ કરી નાંખે.

રમજાન માસમાં એ પઠાણ રોજા કરતો હતો. રોજાવાળાને જેલની સામાન્ય બાજરી જુવારની રોટીને બદલે ઘઉંની રોટી આપવામાં આવે છે. વામનરાવને તો સામાન્ય જુવાર બાજરીના જાડા રોટલા જ મળતા. પેલો વિકરાળ પઠાણ પોતાની કોમળ રોટી પરાણે વામનરાવને આપતો અને એમના જાડા રોટલા પોતે ખાતો. આ પ્રમાણે વર્તવામાં પઠાણને ન તેનું ઝનૂન, ન તેની ભયંકરતા, ન તેનો મજહબ વચ્ચે આવતાં હતાં. મનુષ્યના હૃદયમાં કુદરતી રીતે રહેલો હૃદયધર્મ અને પરંપરાથી મનાતો સંપ્રદાયધર્મ જુદા જ છે. પહેલો ધર્મ ખરેખર ધર્મ છે અને તેને દેશકાળની કે કોમ પંથની મર્યાદા નથી. બીજો ધર્મ એ મર્યાદાવાળો તો છે જ, પણ કેટલીક વાર ધર્મ નામને પાત્ર પણ નથી રહેતો. મ૦

# વગર મોતે મરણ

ખલીફોના જમાનાના અરબસ્તાનની આ વાત છે. ઊંટોની એક વણજારનો નાયક બગદાદ શહેર બહાર જતો હતો. થોડે દૂર રસ્તામાં એને મહામારીનો દૂત મળ્યો. નાયકે પૂછ્યું, 'કેમ ભલા, અત્યારે કઈ બાજુ?'

રોગદૂત—શહેરમાં પાંચ હજારને મારા ખપ્પરમાં લેવાના છે, એટલે તે કામે જાઉં છું.

આ વાત થયા પછી બેઉ જણ છૂટા પડ્યા.

સંજોગ એવો કે, વણજારનો નાયક અને રોગદૂત ફરી પાછા મળ્યા. રોગદૂત એનું કામ કરીને પાછો જતો હતો; નાયક એની વણજાર લઈ શહેરમાં પાછો જતો હતો.

નાયક—કેમ? કામ પરવાર્યો?

રોગદૂત—હા, હવે પાછો જાઉં છું.

નાયક—પણ સાંભળ્યું કે, શહેરમાં તો પાંચ નહિ પચાસ હજાર મર્યા, તેનું શું? તું તો કહેતો હતો કે, પાંચ હજારને મારવા છે.

રોગદૂત—હા, અને મેં તો એકે વત્તો કે એકે ઓછો નથી માર્યો. વધારાના જે મર્યા તે તો મહામારીના ભયના માર્યા મરી ગયા, તેમાં મારો શો વાંક?

મરણ કરતાં મરણનો ભય વધારે કારમો હોય છે.

મ૦

# નવું વાચન

## હાઈસ્કૂલ માટે ગુજરાતી પાઠ્યપુસ્તકો

**સાહિત્ય પલ્લવ ભાગ ૧ પાન ૨૨૫ કિં. ૦–૧૧–૦**
**સાહિત્ય પલ્લવ ભાગ ૨ પાન ૨૪૮ કિં. ૦–૧૫–૦**
**સાહિત્ય પલ્લવ ભાગ ૩ પાન ૨૭૯ કિં. ૧—૪–૦**

સંપાદકો: ઝીણાભાઈ દેસાઈ, ઉમાશંકર જોષી; પ્રકાશક: વહોરા ઍન્ડ કંપની, મુંબઈ

વિનયમંદિરો–હાઈસ્કૂલોના ચોથા, પાંચમા અને છઠ્ઠા ધોરણ માટે પરિશ્રમપૂર્વક તૈયાર કરવામાં આવેલા આ ત્રણ ભાગોને આવકાર આપતાં આનંદ થાય છે. નવજીવન મુદ્રણાલયની સુંદર છપાઈ ત્રણે પુસ્તકોને જે સુઘડતા બક્ષે છે, તે વાત બાજુએ રાખીએ તોપણ, સંગ્રહમાંના દરેક ઘટકને જરૂરી કોશ અને ઉપોદ્‌ઘાતથી સજાવવામાં જે મહેનત સંપાદકોએ લીધી છે, તે તરત ધ્યાન ખેંચે છે. અત્યાર આગમચ આ પ્રમાણે ગુજરાતી સાહિત્યમાંથી શાળોપયોગી ભાગો ચૂંટીને અનેક 'દોહનો', 'કુંજો', 'લહરીઓ', 'રત્નો', 'આવલીઓ', 'સુમનો', 'પાઠાવલીઓ', 'સંગ્રહો', 'સંચયો', ઇ૦ બહાર પાડવામાં આવ્યા છે;[1] એ પરથી આપણી હાઈસ્કૂલોનાં આ વર્ષોનાં ગુજરાતી પાઠ્યપુસ્તકો વિષે એક બે મૌલિક વાતો ચર્ચવા જેવી લાગી.

માધ્યમિક શાળાઓમાં શરૂઆતનાં ત્રણ વર્ષોમાં સામાન્ય રીતે એક યા બીજી વાચનમાળાનું પાંચમું, છઠ્ઠું તથા સાતમું પુસ્તક ચલાવવામાં આવે છે. પરંતુ ત્યાર પછીનાં ધોરણો માટે ખાસ પ્રયોજાયેલાં ને સારાં પુસ્તકો બહુ ઓછાં કે નહિ જેવાં જ છે. છેક છેલ્લા એટલે સાતમા ધોરણ માટે વરસોવરસ યુનિવર્સિટી પોતા તરફથી જુદો સંગ્રહ ખાસ બહાર પાડે છે, એટલે યુનિવર્સિટી માટે વિદ્યાર્થીઓને તૈયાર કરતી બધી શાળાઓને તો તે સંગ્રહ 'ગળાવી'ને જ કૃતકર્તવ્ય થવાનું હોય છે. યુનિવર્સિટી તે સંગ્રહ કઈ 'દૃષ્ટિ' ખ્યાલમાં રાખીને તૈયાર કરે છે, તેની ચર્ચામાં અત્રે ન ઊતરીએ. તોપણ એટલું જરૂર કહી શકાય કે, કૉલેજોમાં આગળ વિદ્યાર્થીઓને જે રીતે જે કાંઈ ભણવાનું હોય છે, તેને માટે તેમને તૈયાર કરવાનો ખ્યાલ જ તેમાં મુખ્ય હોય છે. (ભલે પછી માધ્યમિક શાળાનો અભ્યાસ પૂરો કરીને તે વિદ્યાર્થીઓમાંથી લગભગ એંશી ટકા ઉપર વિદ્યાર્થીઓ કૉલેજમાં ભણવા ન જ જવાના હોય! પરંતુ પસંદગી કરનારા તો પ્રોફેસરો જ હોય, પછી શું થાય?) એટલે બને છે એમ કે, માધ્યમિક શાળા માટે પાઠ્યપુસ્તકો તૈયાર કરનારાઓ કૉલેજના અભ્યાસક્રમને નજર સામે રાખીને જ બધાં પુસ્તકો તૈયાર કરે છે. એ વસ્તુ આપણી પરિસ્થિતિમાં (અને કોઈ પણ દેશની કોઈ પણ પરિસ્થિતિમાં પણ) ચોખ્ખી નુકસાનકારક તથા સમય અને શક્તિના દુર્વ્યયરૂપ નીવડે છે. આપણી માધ્યમિક શાળાને કૉલેજો માટે 'રંગરૂટ'ની ભરતી કરવાનું સ્થળ (recruiting ground) માનવાનું ભૂલીને, દેશના નવજુવાનોને જીવન-તાલીમ આપવાનું સ્વતંત્ર કેંદ્ર ગણવું જોઈએ. અને એ રીતે તેનાં પાઠ્યપુસ્તકો અને અભ્યાસક્રમોની રચના થવી જોઈએ.

એ વાત ગુજરાતી ભાષાનો અભ્યાસક્રમ કે પાઠ્યપુસ્તક તૈયાર કરતી વખતે તો ખાસ લક્ષમાં રાખવા જેવી છે. પરંતુ આજે, ઉપર જણાવ્યું તેમ, મોટા ભાગની—લગભગ એકાદ બે અપવાદ સિવાય ગુજરાતમાં તો બધી જ—શાળાઓ માટે એ લગભગ અશક્ય વાત છે. તેમણે તો કૉલેજોના અભ્યાસક્રમને લક્ષમાં રાખીને જ પગલાં ભરવાં રહ્યાં. અને તેથી આજકાલ માધ્યમિક શાળાનાં ચાર-પાંચ અને છ ધોરણો માટે પણ, યુનિવર્સિટી તરફથી સાતમા ધોરણ માટે જે સંગ્રહ વરસોવરસ બહાર પાડવામાં આવે છે, તે નમૂના ઉપર જ સાહિત્ય-સંગ્રહો તૈયાર થવા લાગ્યા છે અને થયે જાય છે.

પ્રસ્તુત સંગ્રહનાં ત્રણે પુસ્તકની અનુક્રમણિકાઓવાળું પાન ઉઘાડતાં જ પ્રશ્ન થાય છે કે, આ સંગ્રહ પણ તે જ ઢબે તૈયાર નથી કરવામાં આવ્યો શું? નહીં તો માધ્યમિક શાળાના ચોથા ધોરણના વિદ્યાર્થીને કવિ-વાર કે લેખક-વાર પાઠો આપવાના હોય? તે ધોરણે આજકાલ આવી પહોંચતા વિદ્યાર્થીને 'સાહિત્ય' જેવી વસ્તુનો કેટલો ખ્યાલ હોય? અને તે 'સાહિત્ય'ના સિતારાઓ અથવા તારાઓ (stars!) સાથે પરિચય મેળવી લેવાની કેવીક ગરજ હોય? મૅટ્રિક પાસ કરી ચૂકેલા વિદ્યાર્થીને પણ ખરેખર એ દૃષ્ટિએ એ રીતે સાહિત્યનો અભ્યાસ કરવાનો ખ્યાલ ભાગ્યે જ આવતો હોય. એ ઉંમરે લેખક કે શૈલીનો ભેદ પ્રમાણ્યા વિના તેના ઊગતા કે વૃદ્ધિંગત થતા જીવનને અનુરૂપ કે આવશ્યક 'ખાદ્ય' આપવાનો ખ્યાલ જ પ્રધાન રહેવો જોઈએ. તેને બદલે ગુજરાતી સાહિત્યના મુખ્ય લેખકોની યાદી તૈયાર કરીને, પછી દરેક લેખકમાંથી ચોથા ધોરણના વિદ્યાર્થી માટે 'લાયક' એવું લખાણ શોધવા જઈએ, તો મને નથી લાગતું કે, તે રીતે વિદ્યાર્થીને ઉપયોગી એવું

[1] સાહિત્ય શબ્દ સાથે સહેજે તથા સુસંગત રીતે લગાડી શકાય તેવા બધા શબ્દો લગાડી લગાડીને અનેક પ્રકારના સંગ્રહો બહાર પડી ચૂક્યા છે, તેની સાબિતી આ લેખના સંગ્રહનું નામ પોતે જ છે! નહીં તો ગુજરાતી સાહિત્યમાંથી ચૂંટેલા ભાગોને ગુજરાતી સાહિત્યરૂપી વૃક્ષને ફૂટેલાં નવાં પલ્લવ તરીકે શી રીતે ઓળખાવી શકાય?

સારામાં સારું લખાણ મળી આવે. કારણ કે, દરેક લેખક જ્યારે લખે છે ત્યારે શાળાનાં ધોરણોને ઉપયોગી થઈ પડે તે ક્રમમાં લખાણ નથી કરતો. તે તો પોતાથી લખી શકાય તેવું સારામાં સારું—ઉત્તમમાં ઉત્તમ લખાણ કરે છે. તેમાંથી બાળકને કામમાં આવે એવું તારવવા જઈએ, તો લેખકનું 'હલકું' (હલકી કોટિનું) લખાણ જ ભાગ આવે. તેથી, જ્યાં સુધી વિદ્યાર્થીને વર્ષના ક્રમ પ્રમાણે સામગ્રી પીરસવાની જરૂર કાયમ રહે, ત્યાં સુધી પાઠ્યપુસ્તક તૈયાર કરનારે તેને માટે જરૂરી વિષય નક્કી કરી, મોજૂદ સાહિત્યમાંથી યોગ્ય મળી આવે તે લેવા ઉપરાંત, નવું લખાણ કરવું કે કરાવવું જોઈએ.

એટલે છેક ચોથા ધોરણ સુધી લેખક-વાર સામગ્રી પીરસવાની આ સંગ્રહની રીત આવકારવા લાયક છે કે કેમ તે વિચારવા જેવું છે. નર્મદાશંકર વિષે વિદ્યાર્થીને માહિતી જરૂર હોવી જોઈએ; પરંતુ તેથી કરીને વિદ્યાર્થીને ભાષા શીખવા-શીખવવાની હોય કે જીવન માટે ભાથું બંધાવવાનું હોય, ત્યારે તેના પાઠ્યપુસ્તકમાં નર્મદના થોડાક પાઠો લેવા જ જોઈએ, એવી આવશ્યકતા શા માટે સ્વીકારાય? નર્મદમાંથી એ જાતની સામગ્રી ન પણ મળે. અને મળે તોપણ આજે ભાગ્યે જ આપણે એ વસ્તુ એ શૈલીમાં કે એ ઢબીલીમાં રજૂ કરીએ કે રજૂ કરવા ઇચ્છીએ. આ વિધાન એક દાખલા તરીકે જ મૂક્યું છે. આપણા જૂના કે નવા લેખકોમાંથી આપણી શાળાના ક્રમિક ધોરણો માટે ઉપયોગી કશું જ મળી શકે તેમ નથી, એમ કહેવાનો આશય નથી. પરંતુ આ ધોરણો માટે 'લેખક' કરતાં વસ્તુની દૃષ્ટિએ સામગ્રી પીરસાય એ જરૂરનું છે એટલું કહેવાનો જ આશય છે.

સામાન્ય રીતે એવું મનાય છે કે, જુદા જુદા લેખકોમાંથી સામગ્રી તારવી હોય, તો જુદી જુદી શૈલી વિદ્યાર્થીને જાણવાની મળે. જોકે, શરૂઆતના વિદ્યાર્થીને જુદી જુદી શૈલી શીખવવાને બદલે શુદ્ધ લખતાં શીખવવાનું વધુ જરૂરી હોય છે; ઉપરાંત શૈલી કરતાં પથ્ય અને પુષ્ટિકારક 'વસ્તુ'ની વધુ જરૂર હોય છે; જેથી તેના જીવનના વિકાસનાં શરૂઆતનાં ઉપયોગી અને અગત્યનાં વર્ષો દરમ્યાન શૈલીની મારામારમાં તેને ઉપયોગી વસ્તુના અભાવે ભૂખમરો વેઠવો ન પડે. મોટપણે જ્યારે તેની પાસે કહેવા જેવું કાંઈક એવું થયું હશે, ત્યારે તેને શૈલીને અભાવે રોકાઈ રહેવું નહીં પડે; પરંતુ શરૂઆતમાં જ્યારે તેણે નવું મેળવવાનું—જાણે શીખવાનું હોય, તે વખતે તેને શૈલીની પાછળ જ લાગુ કરી દેવામાં ભારે નુકસાન થાય છે. એ બાળલગ્નનાં સર્જનો પછી એવાં જ કમજોર-નિર્માલ્ય નીવડે છે. તેમાંય એટલી કાચી ઉંમરના વિદ્યાર્થી પાસે જુદી જુદી શૈલીઓ અને સર્જનો રજૂ કરી તેમનું મૂલ્યાંકન કરાવવાનો, તેમના જેવું નવું લખાવવાનો પ્રયત્ન કરાવાય છે (કે જેવું આ સંગ્રહના સ્વાધ્યાયોમાં ઠેર ઠેર કરાવવામાં આવ્યું છે) ત્યારે એમ લાગે છે કે, આ વસ્તુનું ગાંભીર્ય કોઈના લક્ષમાં છે કે નહીં. ચિત્ત પૂરેપૂરું વિકસ્યું ન હોય ત્યાં સુધી તેની પાસે 'સ્વતંત્ર ચર્ચાઓ' કરાવવી એ કોઈ પક્ષને હિતકારક નથી. શરૂઆતમાં તેણે કોપી-બુકમાં રજૂ કરેલાં બીબાંને ઘૂંટવાનો જ શ્રમ લેવો જોઈએ. એ બીબાંની આકૃતિ જ સારી કે સાચી છે, અને હું જે લખું છું તે કેમ નહિ—એવો પ્રશ્ન વિદ્યાર્થીના મનમાં શરૂઆતમાં ઊઠવાની પરિસ્થિતિ જ ઊભી થવા દેવી ન જોઈએ. યોગ્ય પુષ્ટિ અને વિકાસ પામેલું ચિત્ત યોગ્ય સમયે આપોઆપ સાચા નિર્ણયો કરવા લાગશે, અને તેમને ભાષામાં જ નહીં પણ કાર્યમાંય પરિણત કરવા લાગી જશે.

આ સંગ્રહોની બીજી એક વસ્તુએ તરત ધ્યાન ખેંચ્યું. દરેક ભાગ પહેલેથી-છેવટ સુધી સળંગ વાંચી જતાં તરત લાગી આવે છે કે, તેમનો પદ્યભાગ જેવો વિવિધ તથા વિસ્તૃત છે, તેવો ગદ્યભાગ નથી. વર્ગીકરણ કરીએ તો પણ જણાય છે કે, પહેલા ભાગમાં કવિતાના લેખકો ૨૬ છે, અને પાઠો ૪૪ છે, જ્યારે ગદ્યલેખકો ૧૬ છે અને પાઠો ૨૧ છે. બીજા ભાગમાં તે સંખ્યા અનુક્રમે ૩૩–૬૪ તથા ૧૯–૨૪ છે; અને ત્રીજા ભાગમાં પણ ૩૫–૭૨ અને ૧૫–૧૮ છે. અલબત્ત, ગદ્યનો એક પાઠ લીટીઓની સંખ્યામાં પદ્યના ચાર કે પાંચ પાઠો જેટલો થાય; પરંતુ વસ્તુ કે નિરૂપણની સંપૂર્ણતાની દૃષ્ટિએ તો પદ્યનો એક પાઠ ગદ્યના એક પાઠ જેટલો જ હોય છે. ગદ્યના લેખકોની પસંદગી પણ કાંઈક અધૂરી લાગી. ગુજરાતી સાહિત્યમાં શ્રી. નરહરિભાઈ અને શ્રી. મહાદેવભાઈનો ફાળો ઓછો નથી. ઉપરાંત બાળોપયોગી સાહિત્યની બાબતમાં માહિતીની દૃષ્ટિએ શ્રી. નરહરિભાઈના અને શૈલીની દૃષ્ટિએ શ્રી. મહાદેવભાઈનાં લખાણોને કોઈ સહેજે ટપી જાય તેમ નથી. તેમ છતાં એ બે લેખકો આ સંગ્રહમાં છેક જ પડતા મુકાયા છે, તે શાથી? પદ્યના સંગ્રહમાં નવા કવિઓ કરતાં જૂના કવિઓને વધારે સ્થાન આપી દેવાની વાત સંપાદકો કરે છે તેમાં તેમને કોઈ દોષ દઈ શકે તેમ નથી. નવા કવિઓ મરીઓની દયા ખાવાની 'નવી વસ્તુ'ની બાબત સિવાય બીજી કોઈ રીતે સફળ નીવડી શક્યા નથી. જૂના કવિઓની કવિતાઓ કરતાં નવા કવિઓની કવિતાઓની શરૂઆતમાં સંપાદકોને જે ભીષણ—મહાભારત પ્રસ્તાવનાઓ મૂકવી પડી છે, તે ઉપરથી જણાય છે કે, નવા કવિની કવિતામાં કાંઈ સારું હોય છે તોપણ તે એટલું બધું અનૂઠું હોય છે કે, મૂળ ગાન્યની લીટીઓ કરતાં ત્રણ કે ચાર ગણી લીટીઓ ભરીને લખાણ કરવામાં આવે, ત્યારે જ તેના ભાવનું કે ...નું 'વિસ્ફોટન' કે 'ઉદ્ઘાટન' થાય છે! જેમ કે,

શ્રી. બળવંતરાયની ૧૪ લીટીની એક કવિતા માટે ૩૯ લીટીનું ઝીણા ટાઈપનું લખાણ; કે સુંદરમની ૪૭ લીટીની કવિતા માટે ૬૧ લીટીની છેક ઝીણા ઠસોઠસ ભરેલા અક્ષરની પ્રસ્તાવના; કે ઉમાશંકરની છ આખી લીટી માટે ૩૧ લીટીની તેવી જ ઠસોઠસ ભરેલી પ્રસ્તાવના. અને એ પ્રસ્તાવનાઓ પણ એવી છે કે જે કૉલેજની કક્ષાના વિદ્યાર્થીને પણ વાંચવી ગમે કે કેમ તે શંકા છે. અને એટલા રહસ્યોદ્ઘાટન પછી પણ મોટા ભાગની કવિતાઓમાં જોવા જઈએ તો ' હીરા-માણેક-મોતી કે સુવર્ણ નહીં, પણ માત્ર ભાંગેલાં સ્વપ્નોના ખંડખંડ થઈ ગયેલા ટુકડા ' કે ' યુગયુગના અંધકાર ' જ નજરે પડે છે; એટલા પરિશ્રમ પછી પીઢ ઉમરના વાચકને પણ ખરેખર એમ જ લાગે કે આ તો ' ડુંગર ચડીને આભ ઊતર્યાં જેવી ' કસરત થઈ; બીચારા વિદ્યાર્થીને તો આ બધા પછી, સંપાદકો ઇચ્છે છે તેમ, 'આપણા સાહિત્ય માટે પ્રેમ અને ભક્તિ ઉત્પન્ન' થશે કે કેમ, તે તો શંકા છે. જૂની કવિતાઓમાં પણ જે ભાગો વિદ્યાર્થી આગળ સમજાવીને સ્પષ્ટ કરવા અશક્ય હોય તે કાં તો કાપી લેવા જોઈએ, અથવા તે આખી કવિતા જતી કરવી જોઈએ જેમ કે, કોઈ સ્ત્રીના ' મુખડાના મકરંદ ' લેવાની વાત, વનમાં એકલી અટુલી નારને ઘેરવાની વાત, કે મથુરામાં મોહિની નાર મળી એટલે ગોકુળ કેમ ભાવે એવા ટોણા, કે ' કૃષ્ણજી રાતા કામિનીએ ' એવું કથન, કે 'અમો ભ્રમર કોટિ કુસુમ સેવું.' મુરલી સાંભળીને 'અંબર સુરનારીનાં છૂટે અતિ વિહ્વળ દેહ', 'હીડા કામે આઠે જામે સ્ત્રીમાં તદાકાર', 'વિષયસેવન કરે ને ગર્ભ ધરે નવ વરસની નારી' એવી પંક્તિઓ. નવા કવિઓનાં કાવ્યોમા પણ એવા ભાગ પડતા મૂકવા જોઈએ. જેમ કે, સ્નેહરશ્મિ શૈશવને કોઈ મહાન આદર્શનો અવાજ બોલાવે છે તે વખતે પોતાની વર્તમાન સ્થિતિ છોડવાનું દુઃખ વર્ણવતાં કહે છે : ' ને પેલી ત્યાં પુરયુવતીઓ કોમલાંગી રૂપાળી; તેની ક્યારે ઝીલીશ ફરી તે ઓષ્ઠની સ્નિગ્ધ લાલી.' વાર્તામા પણ એક મિત્ર બીજા મિત્રની હાજરીમાં પોતાની સ્ત્રીને એમ કહે કે, ' એ ( મિત્ર ) તારાં વખાણ કરે છે અને મારો જીવ ઊડી જાય છે '—એવા ભાગ કે એવી વાર્તા ન રાખવાં જોઈએ. જૂનાની પ્રશંસા કરવામા પણ જરા લગામ નિયંત્રણમાં રાખવી જોઈએ. જેમ કે ભાલણે કાદંબરીનું ગુજરાતીમાં ભાષાંતર કર્યું તે ઉપરથી એકદમ એમ કહેવા તત્પર ન થવું જોઈએ કે, ' દુનિયાની કોઈ ભાષામાં કાદંબરીનું પદ્યમાં ભાષાંતર થયું નથી અને ગુજરાતીમાં આટલી સફળતાથી થયું છે એ આપણી ભાષા માટે ગૌરવ લેવા જેવી ઘટના છે.' ( જાણે દુનિયાની બધી ભાષાઓમાં કાદંબરીનું ભાષાંતર થવું જ જોઈએ ! ) જૂના કવિઓની જૂની ભાષાને ટરસેક ઠેકાણે એમ કહીને બદલી છે કે, 'ભાષા જૂની ગુજરાતી હતી તેમાં સહેજસાજ ફેરફાર કર્યો છે' અથવા 'પાઠમાં ભાષા મૂળની જૂની રાખી નથી', અને તેમ છતાં નર્મદાશંકરના ગદ્ય લખાણમાં જ ' ધારીએછ ', ' કાએદા ', 'જેએછ' કે વિશ્વનાથ જાનીના કાવ્યમાં ' કુંઅરબાઈ, કુંઅરી, માછયં, સુનાની, લૈ, લખીસી ' એવા પ્રયોગો રાખ્યા છે. જૂના કવિઓની કે લેખકોની જૂની ભાષા ચોથા–પાંચમા–છઠ્ઠા ધોરણના વિદ્યાર્થીના પાઠ્યપુસ્તકમાં રાખવાની કંઈ જરૂર નથી. આજે શેક્સપિયરનું કયું નાટક તેના જૂના રૂપમાં કૉલેજના વિદ્યાર્થીઓ પણ શીખે છે?

ત્રણે સંગ્રહોમાં ' કલાદર્શન 'ને સંપાદકોએ એક મહત્ત્વનું અંગ લેખ્યું છે; તથા તે વસ્તુને પાઠ્યપુસ્તકમાં કેટલું સ્થાન, એ પ્રશ્ન પણ એક ભાગની પ્રસ્તાવનામાં ચર્ચ્યો છે. એ બાબતમાં ગયા 'શિક્ષણ અને સાહિત્ય'માં ' કાવ્યની શક્તિ 'ના વિદ્વાન વિવેચકે જે વિધાનો કર્યાં છે, તેમાંથી એક અહીં ઉતારવું જરૂરી માનીએ છીએ. 'ચિત્ર, સંગીત અને ખાસ કરીને નૃત્યનું કલાકીય વિવેચન ઓછેવત્તે અંશે છતાં આપણે ત્યાં સાવ શિખાઉ અને દેખાદેખી જ છે. એને વધારેપડતું મહત્ત્વ ન અપાય તો સારું.'

આ બધી બાબતો ચર્ચવા છતાં છેવટે એટલું કહેવું જોઈએ કે, આ સંગ્રહો તૈયાર કરવામાં તેમના વિદ્વાન સંપાદકોએ સાચે જ પૂરતી મહેનત લીધી છે, તથા પોતાના કામ માટે જોઈતી નિષ્ઠા દાખવી છે, અને પરિણામે આવી જાતના સંગ્રહોમાં નોખી ભાત પાડી છે. પરંતુ વિદ્વાન સંપાદકો પ્રસ્તાવનામાં પોતાને 'શિક્ષક' ઠરાવવા ગમે તેટલાં વિધાન વારંવાર કરે છે, તેમ છતાં તેમની દૃષ્ટિ છેવટે અધ્યાપકની જ રહી છે; અને તેઓએ મહાવિદ્યાલયના અધ્યાપકપદેથી નીચે ઊતર્યા વિના જ પોતાનું કામ કર્યું છે; એ વિદ્યાર્થીઓનું કાંઈક દુર્ભાગ્ય છે. જોકે, બદલામાં વિદ્યાર્થીઓને અધ્યાપકની વિસ્તૃત દૃષ્ટિ અને ઝીણી છણાવટનો પણ લાભ મળ્યો જ છે. બાકી, શાળાના પાઠ્યપુસ્તકની લાયકાત જોવા જઓ, તો આ સંગ્રહનો પહેલો ભાગ પાંચમા ધોરણમાં ચાલી શકે, બીજો ભાગ છઠ્ઠા ધોરણમાં, અને ત્રીજો ભાગ સાતમા ધોરણમાં.

' અભ્યાસી '

**નફાકારક હુન્નરો :** ભાગ ૨ જો — પ્રકાશક : મૂળજી કાનજી ચાવડા, સિનૂગરા–અંજાર–કચ્છ; કિંમત ૨ રૂપિયા.

પુસ્તકના આ ભાગમાં ખાસ અનુભવીઓ અને નિષ્ણાતોના જ પ્રયોગો લીધા હોય, એમ જણાય છે.

થોડા ખર્ચે જો કોઈ ભાઈને આજીવિકા મેળવવા માટે પ્રયત્નો કરવા હોય, તો આ પુસ્તક જોઈ જવા જેવું છે. ખાસ કરીને લખવાની, સ્ટૅમ્પની અને પેનની શાહી, ફિનાઈલ, સાબુ, વાર્નિશ, અત્તર, સૂકી બૅટરી અને ગ્રિઝ કરવાની રીતો જોવા જેવી છે. આને અંગે વપરાતાં કાચાં

દ્રવ્યો ક્યાંથી, કઈ કિંમતે મળે, અને મોટા પાયા ઉપર મંગાવવા માટે ચાલુ બજારનાં સ્થળોની માહિતી આ પુસ્તકમાં આપી હોત, તો સામાન્ય જનતાને બહુ ઉપયોગી થઈ પડત. મને ખ્યાલ છે કે, હુન્નરઉદ્યોગનાં ઘણાંખરાં પુસ્તકોમાં કાચાં દ્રવ્યોનાં અંગ્રેજી નામો મોટે ભાગે તેમનાં તેમ જ રહેવા દે છે. પરંતુ જો તેમનાં દેશી નામો પ્રચલિત હોય, અને ગાંધીની દુકાનેથી બહુ જ સસ્તા ભાવે મળી શકે તેમ હોય, તો તેવી માહિતી જણાવવી જરૂરી છે. આવી માહિતીના અભાવે ઘણા લોકો યોગ્ય લાભ ઉઠાવી શકતા નથી, તેમ જ દવા વેચનારાને ત્યાંથી, શુદ્ધ નામ નહિ બોલી શકવાને કારણે, જોઈતી વસ્તુઓ મેળવી શકતા નથી, જેથી પ્રયોગ કરવાનું જ છોડી દેવું પડે છે.

આ પુસ્તકમાં કેટલાક લેખકોએ તો જેમ બને તેમ દેશી નામો આપવાનો પ્રયત્ન તો કરેલો જ છે, પણ ઉપર જણાવેલી બીજી વધુ માહિતી યોગ્ય સાધનો દ્વારા એકઠી કરીને પ્રકાશકે પૂરી પાડી હોત, તો આ પુસ્તક હજુ વધારે ઉપયોગી થાત.

ઉપર જણાવેલા ઉદ્યોગો આજે મોટા પાયા ઉપર દેશમાં તો ચાલે જ છે, છતાંય ઘરગથ્થુ ઉદ્યોગ શરૂ કરનારાઓએ હરીફાઈથી ગભરાવાની જરૂર નથી. તે લોકોને તો જાહેરખબર વગેરેની પાછળ મોટા ખરચા કરવા પડે છે. જ્યારે ગૃહઉદ્યોગ કરનારાઓને આવી ભાંજગડમાં પડવાની જરૂર રહેતી નથી. ખેતીપ્રધાન દેશમાં આવા ઘરગથ્થુ ઉદ્યોગોને ઘણો અવકાશ છે, કારણકે, ઓછી મૂડીએ જાતમહેનત કરીને પૈસો કમાઈ શકાય છે. ના. સ.

**સો વર્ષ જીવવાની કલા:** લે. ડૉ. જટાશંકર નાન્દી; પ્રકાશક : ભારતી સાહિત્ય સંઘ; પૃ. ૨૪૦, મૂલ્ય ૧-૮-૦.

નિયમિત જીવન અને સાદા મિતાહારથી મનુષ્ય સો વર્ષથી પણ વધારે આયુષ્ય ભોગવી શકે છે, એમ સિદ્ધ કરવાનો લેખકનો પ્રયાસ સારો છે.

લાંબું આયુષ્ય એ માત્ર કલ્પનાનો વિષય નથી, પણ દરેક સામાન્ય માણસને સહેજે મળી શકે એમ છે, એ વસ્તુ સિદ્ધ કરવા, લેખકે વેદકાળથી માંડીને આજ સુધીના પૂર્વ તેમ જ પશ્ચિમના સાહિત્યનાં અવતરણોનો છૂટથી ઉપયોગ કર્યો છે. લેખકે વધારામાં સો વર્ષથી વધારે આયુષ્ય ભોગવનારનાં નામ, ઠામ તેમ જ તેમનાં ચારિત્ર્ય અને અનુભવો સંબંધી નોંધ આપી છે.

અવતરણો બાદ કરતાં લેખકનું વસ્તુ કેટલું છે તે નક્કી કરવું અઘરું છે.

પુસ્તક સુવાચ્ય તો નથી જ. લખાણનો વિષય શાસ્ત્રીય હોવા છતાં તેની છણાવટ નથી થઈ શાસ્ત્રની દૃષ્ટિએ, કે ન તો કલાની દૃષ્ટિએ.

આયુષ્યની ચિંતા કરી અડધા થઈ જનારને આ પુસ્તક વાંચવા સલામણ છે. બ°. માં.

**વિદ્યાર્થી વાચનમાળા** શ્રેણી ૧૦ મી : સંપાદક : જયભિખ્ખુ પ્રકાશક : ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ.

આ શ્રેણીની કુલ ૨૦ પુસ્તિકાઓમાંથી ૧૪ માથી ૨૦ મી સુધીની નીચેની ભૂગોળની સાત વાંચી :

| નામ | લેખક | કિંમત | પાન |
|---|---|---|---|
| **આબુ** | ધીરજલાલ શાહ | ૦-૧-૬ | ૨૪ |
| **શત્રુંજય** | નાગકુમાર મકાતી | | ૨૮ |
| **ગોમટેશ્વર** | ,, | ૦-૧-૬ | ૨૪ |
| **અમદાવાદ** | બાલાભાઈ દેસાઈ | ૦-૨-૬ | ૩૨ |
| **લખનૌ** | રમણલાલ સોની | ૦-૧-૬ | ૨૪ |
| **વડોદરા** | નાગકુમાર મકાતી | ૦-૧-૬ | ૨૪ |
| **ગીરનાં જંગલો** | ડૉ. રઘુનાથ કદમ | ૦-૨-૬ | ૨૮ |

શ્રેણીની બાકીની ૧૩ પુસ્તિકાઓ જીવનચરિતની છે, તે વિષે આગળ ઉપર. શ્રેણીની કલ્પના વિદ્યાર્થીને સામાન્ય-જ્ઞાન આપવાને માટે સારી ગણાય. તેમાં મુખ્યત્વે બે જાતનાં અંગ વિચારાયાં લાગે છે— જીવનચરિત અને ભૂગોળ. જીવનચરિત માટે પુરાણોથી માંડીને, આજના જાહેરજીવન સુધી પસંદગીનું ક્ષેત્ર રાખ્યું છે. આથી વૈવિધ્ય તો આવે જ; પરંતુ કોઈ કલ્પના તરી આવતી નથી. ભૂગોળમાં તીર્થયાત્રા, કલાધામો, તથા ઇતિહાસ-પ્રસિદ્ધ નગરીઓ પસંદ કરી છે. અને આ બધું હિંદુસ્તાન પૂરતું મર્યાદિત લાગે છે. આ ઉપરાંત બીજા વિષયોમાં પણ પડવા જેવું ગણાય.

પુસ્તકોના સંપાદનમાં તેનું બહિરંગ એકધારું જોવામાં આવે છે. એટલે કે, બધાંયમાં બીબાં બાલોચિત મોટાં છે. સામાન્યપણે ચિત્રો નથી, સિવાય કે બેએકમાં પૂઠા પર ને એકમાં અંદર ચિત્ર છે. ભૂગોળનાં વર્ણનમાં ચિત્રની ખોટ વિદ્યાર્થીને તો લાગે જ. સંપાદનનું અંત-રંગ ખાસ કાંઈ સંભાળેલું જોવા મળતું નથી. ભાષા સામાન્ય પ્રૌઢ વાચક માટે પણ વધારે રૂપક ને અલંકાર-વાળી લાગે એવી કેટલીક છે. શબ્દોની પસંદગીમાં અને વસ્તુની રજૂઆતમાં પણ વિદ્યાર્થી ધ્યાનમાં રખાયો લાગતો નથી. આ ઉપરાંત જે વસ્તુ પીરસાઈ છે, તેમાં પણ આ જ પ્રકારનો અભાવ લાગે છે. આ દૃષ્ટિએ આ ઉપયોગી માળામાં સુધારો થઈ શકે, અથવા આગળની શ્રેણી જો નીકળવાની હોય તો તેમાં તે ધ્યાન અપાય, તો આ માળા વિદ્યાર્થીઓને ઉપયોગી થાય એવી છે. અને તેમાં સામાન્યજ્ઞાનના અનેક જે બીજા વિષયો છે તે પણ ઉમેરવા જોઈએ. જેમ કે, વિજ્ઞાન. ભૂગોળનાં આ પુસ્તકોમાં કાંઈક કલા ને ઇતિહાસ બાજુ ઝોક દેખાય છે. આપણા આખા સાહિત્યમાં હજી વિજ્ઞાનના જ્ઞાને ઓછો જ પ્રવેશ કર્યો છે, તેથી પણ એ તરફ વિશેષ ધ્યાન દેવા જેવું છે.

મોટેરાઓ આ ચોપડીઓ વાંચે તો તેમનેય એમાંથી જાણવાનું મળશે. મ°

ગણાય, તો કેવું સારું ? પ્રવાસી લોકોએ આ દૃષ્ટિએ ગુજરાતના ક્રમિક પ્રવાસોના નકશા, માહિતી, તથા યોજનાઓ ઘડી આપવી જોઈએ, તો શાળાના સંચાલકોને ઘણી મદદ થાય. આ પ્રવાસક્રમ ગોઠવવામાં બાળકની ઉંમર, તેનો રસ જિજ્ઞાસા વગેરે ખ્યાલમાં રાખવાં ઘટે. જુદા જુદા જિલ્લાને માટે શરૂઆતનો પ્રવાસક્રમ નજીકથી શરૂ થાય એમ મનાય, તો તે રીતની યોજના હોય. '

ગ્રીષ્મવર્ગોની યોજનાઓ પણ શરૂ થઈ છે. ગુજરાત વ્યાયામ મંડળનો ગ્રીષ્મવર્ગ આ બાબતમાં આગેવાની-પદ મેળવે છે. એ વર્ગ વર્ષોથી ચાલે છે, અને ક્રમે ક્રમે તેણે સારો પ્રચાર સાધ્યો છે. આ વર્ષે સૂપામાં તે વર્ગ ચાલે છે. સરદાર પૃથ્વીસિંહે મલાડમાં મોટા ધોરણ ઉપર તેવો વર્ગ યોજ્યો છે, તે આ વર્ષની નવી શરૂઆત છે.

ઉપરની બે પ્રવૃત્તિઓ મુખ્યત્વે રજામાં વધુ શિક્ષણ મેળવવાની ગણાય. પરંતુ ગાંધીજીના આ સેવાયુગમાં સેવા દ્વારા શિક્ષણનો મંત્ર જપાતો ગયો, તેની સાથે આ ગ્રીષ્મવર્ગોમાં સેવાનો ઉદ્દેશ ઉમેરાયો છે. અને એ એક સ્તુતિપાત્ર ચીજ બની છે. કેળવણી જો જીવનની તૈયારી છે, તો સેવાનું શિક્ષણ — લોકજીવનનું સેવા દ્વારા નિરીક્ષણ એનો આવશ્યક ભાગ બને છે. આથી જ કેટલાંક સ્થળે હવે એવો વિચાર જાગ્યો છે કે, યુનિવર્સિટીની મેટ્રિક બી.એ. પરીક્ષા

આ વર્ષે પહેલવારકો યોજી શક્યા છે. ને વર્ગના આયોજનમાં પ્રથમ પ્રયત્નની પ્રાથમિકતા હોવા છતાં, તેમાં જમાનાની આપોઆપ ઝીલવી પડે એવી કેટલીક ખાસિયતો સહેજે ઊતરી છે. આ વર્ગમાં ગામના સાઠેક મોટા વિદ્યાર્થીઓ જોડાયા છે. વર્ગ-સંચાલકો ગામના નેતા વર્ગનો સહકાર મેળવી શક્યા છે. ગામના જ વિદ્યાર્થીઓ હોવાથી રસોઈપાણીની પંચાત કે ખર્ચ કરવાનું માથે નથી આવ્યું. ગામની હાઈસ્કૂલનું મકાન ઉપયોગને માટે મળી શક્યું છે. એટલે વિદ્યાર્થીઓ આ બાબતમાં કશા ખર્ચમાં પડ્યા વગર પોતાનું કામ ચલાવે છે.

વર્ગની મુદત એક માસની રાખી છે. વર્ગમાં ચાર વિભાગ રાખ્યા છે: ૧. પ્રૌઢોને અક્ષરજ્ઞાન આપવાના શિક્ષણનો વિભાગ, ૨. કાંતણ શિક્ષણ વિભાગ, ૩. 'બૌદ્ધિક' વિભાગ: તેમાં નવા નવા વિષયો પર વ્યાખ્યાનો ને ચર્ચાઓ થશે એમ ગોઠવણ છે. ૪. વ્યાયામ અને રમતગમત વિભાગ. વર્ગમાં જોડાનાર વિદ્યાર્થી કોઈ એક યા અનેક વિભાગમાં જોડાઈ શકે એવી તજવીજ રાખવામાં આવી છે.

ઉમરેઠનો વર્ગ જરા જુદા ધોરણ પરનો હતો. આઠ દિવસ, પોતાને મનપસંદ ગામડામાં જઈને, ત્યાં સ્વચ્છતા, પ્રૌઢશિક્ષણ આદિ કામ કરવા ઇચ્છનારા મોટા વિદ્યાર્થીઓને તેમાં નોતરવામાં આવ્યા હતા. તેમની છાવણી ઉમરેઠમાં સંતરામ મહારાજના મંદિરના

છાવણીમાં રહે તે દરમિયાન, વર્ગનો ઉદ્દેશ, તેરવિધ રચનાત્મક કાર્યનો હેતુ તથા સ્વરૂપ, તથા હિંદના પ્રચલિત અનેકવિધ પ્રશ્નો, વગેરે વિષે ચર્ચા વ્યાખ્યાનાદિ ગોઠવવામાં આવ્યાં હતાં. કાંતણ, સફાઈ તથા અન્યોઅન્ય પરિચય કરવામાં પણ કેટલોક સમય અપાતો હતો.

આ વર્ગમાં આવનારાઓ પરથી આજના જુવાન માનસ વિષે પણ ઠીક જાણવા મળી શકતું હતું. કેટલાક સમાજવાદ તરફ ઢળેલા વિદ્યાર્થીઓ ગાંધીજીની કાર્યપદ્ધતિ તથા વિચારસૃષ્ટિ સમજવાને માટે આવ્યા હતા. કેટલાક એવા હતા કે જેઓ સ્પષ્ટરૂપે સેવા કરવાની તાલીમ લેવા ચાહનારા હતા. કેટલાક એવા પણ હતા કે જેઓ એક નવો અનુભવ મેળવવા-માત્રની ઇચ્છાએ આવ્યા હતા. થોડાક એવા પણ હતા કે જે આવા સંમેલન દ્વારા પોતાનો આગળનો માર્ગ વધારે સમજપૂર્વક વિચારવા માટે ભાથું ભરવાની આશાવાળા હતા. હું માનું છું કે, આ પ્રકારના વર્ગથી, તેને સંગઠનાર લોકસેવકો પણ પોતાના સેવ્ય વર્ગનું માનસ વધારે સમજ્યા હશે અને તેમને પોતાને એમાંથી ઘણું શીખવાનું મળ્યું હશે.

વર્ગ આખા જિલ્લાને માટે હતો, પરંતુ ૭–૧૦ ગામમાંથી જ વિદ્યાર્થીઓ આવ્યા હતા. આ અગાઉ બે વર્ષ પર આ પ્રકારનો વર્ગ ગોઠવાયો હતો. દર વર્ષે જો આ વર્ગ ગોઠવાતો જાય અને અનુભવ મુજબ એમાં રંગ પુરાતા જાય ને તે સમૃદ્ધ થતો જાય, તો આ પ્રવૃત્તિ જોમ પકડે, અને આખા જિલ્લાના જુવાન માનસ પર બહુ જ ઇષ્ટ અને કાયમી છાપ પાડ્યા વગર તે ન રહે. બીજા જિલ્લાઓએ પણ આ પ્રકારની કેળવણી આપવા જેવી છે.

### એક જ ઉપાય

થોડાક દિવસ ઉપર અચાનક ગાડીમાં બાળપણના મારા બે મુસલમાન સહાધ્યાયીઓ મળ્યા. સ્વાભાવિક રીતે જૂનાં સંસ્મરણો તરફ અમારી વાતચીત વળી. એક કહે, ક્યાં ૩૦ વર્ષ પહેલાંનો આપણો મેળ અને પ્રેમ, તથા પડોશભાવ અને ક્યાં આજનાં ઊંચાં દિલ, વહેમ અને અંદેશા-બુદ્ધિ ! અને વાત કરતાં કરતાં, તે हि नो दिवसाः गताः — એ પ્રકારનું દુઃખ વ્યક્ત કર્યું.

આમ શાથી થયું છે? પેલામાંથી એક મિત્રે કહ્યું, જ્યારથી આ રાજકારણ આવ્યું ત્યારથી આ થયું છે. અને કાકતાલીયન્યાયે એ મિત્ર એમ સૂચવતો લાગ્યો કે, ગાંધીજી અને કૉંગ્રેસ એને માટે જવાબદાર છે.

આ જ બાબતનો વિચાર એક જુદી અને ઇતિહાસ-શુદ્ધ દૃષ્ટિએ, મે માસના 'મૉડર્ન રિવ્યુ'માં રામાનંદ બાબુ રજૂ કરે છે.

અંગ્રેજ ઇતિહાસકાર પ્રો. સીલીએ આજથી પચાસેક વર્ષ પર કહ્યું હતું કે, સ્વરાજ વગર પ્રજાઓ પડતી જાય છે ને સડતી જાય છે. કોમી એકતાની બાબતમાં હાલ કેવી ખરાબી થઈ છે, તે બતાવવા શ્રી. રામાનંદ બાબુ એક ઉતારો ટાંકે છે, તે ઈ. સ. ૧૮૩૯માં ડૉ. ટેલર કરીને એક જણે લખેલા પુસ્તકમાંથી ('ટોપોગ્રાફી ઑફ઼ ઢાકા') છે એ વખતે બંગાળામાં મુસ્લિમ સત્તા સાવ નાબૂદ નહોતી થઈ; તેનો દોરદમામ ચાલુ હતો. છતાં ઢાકાની હિંદુ મુસલમાન કોમોના સંબંધ વિષે ડૉ. ટેલર લખે છે :

> 'હિંદુ મુસલમાન વચ્ચે ધર્મ બાબતના ઝઘડાઓ જવલ્લે જ થાય છે. બે કોમો પૂર્ણ શાંતિ અને મેળથી રહે છે; અને એક વસ્તીના મોટા ભાગે, એક જ હુક્કો પીવા એટલે સુધી, પોતાના પૂર્વગ્રહોને જીત્યા છે.'

ત્યાર પછીનાં વરસોમાં હિંદુ મુસલમાન બેઉ સરખા ગુલામ બન્યા. એટલે, ઊલટી શાંતિ — ભલે તે સ્મશાનની હોય, છતાં — વધવી જોઈએ. તેને બદલે કેમ ઝઘડા થાય છે? કારણ એ છે કે, પર-રાજ્યમાં સબડતી પ્રજાનું માનસ અનેક રીતે ક્ષુદ્ર બનતું જાય છે, એમ ઇતિહાસજ્ઞ લોકો કહે છે. તે પ્રજામાં નાના મોટા ને ખરા ખોટા સ્વાર્થ ઊભા કરી, માંહોમાંહે લડાવી મારવાનું સહેલું બને છે. પરસત્તાને કારણે, પ્રજાકીય અસ્મિતા પોતાનો કુદરતી ખોરાક નથી મેળવી શકતી, તેથી દૂબળી પડતી જાય છે, અને તરેહવાર ભળતી વસ્તુઓ પર, પ્રજામાં અંદર અંદર નાહકની તડાતડી જામે છે. અને પછી, પેલા મારા મિત્ર સૂચવતા હતા તેમ, પરસ્પર દોષારોપણ કરી ઝેરવેર ઊભાં કરવા સુધી જતું રહેવાય છે. આનો ઉપાય એક જ છે — સ્વાતંત્ર્ય-રસાયણ.

મ૦

# ગૂજરાત વિનય મંદિર

અમદાવાદ

ગૂજરાત વિનય મંદિરનું નવું સત્ર તા. ૧૬મી જૂન, ૧૯૪૧ને સોમવારે શરૂ થશે. વિદ્યાપીઠના 'વિનીત' (મૅટ્રિક) ધોરણ સુધીનો અભ્યાસ આ વિનય મંદિરમાં કરી શકાય છે. પ્રાથમિક શાળાનાં ચાર ધોરણ જેટલો અભ્યાસ જેણે પૂરો કર્યો હોય, તે એમાં દાખલ થઈ શકે છે. 'વિનીત' થવા માટે વિનય મંદિરમાં સાત વર્ષનો અભ્યાસ કરવાનો હોય છે. છેવટે 'વિનીત'ની પરીક્ષા પસાર કરનારને ગૂજરાત વિદ્યાપીઠ તરફથી 'વિનીત' પ્રમાણપત્ર આપવામાં આવે છે.

વિનય મંદિરમાં, ગૂજરાત વિદ્યાપીઠનાં ધારાધોરણ મુજબ, સ્વતંત્ર ધોરણે, રાષ્ટ્રીય કેળવણી આપવામાં આવે છે. રાષ્ટ્રને પોષક એવા ઉદ્યોગોને અક્ષરજ્ઞાન જેટલું જ મહત્ત્વ અપાય છે. કાંતણ, પીંજણ, વણાટ, સુતારી, સીવણકામ, માટીકામ, તથા પુસ્તક-બાંધણીના ઉદ્યોગોનું જ્ઞાન હાલમાં અપાય છે.

ચિત્રકળા, સંગીત, તથા વ્યાયામ અને કવાયતને બીજા વિષયો પેઠે ફરજિયાત શીખવાય છે.

વિદ્યાર્થીઓને પ્રત્યક્ષ કામો તથા સેવા કરવાની તાલીમ આપવાનો ખાસ પ્રયત્ન કરવામાં આવે છે. એને માટે છાત્રાલય મંડળ, ગામડાંમાં પર્યટન, ઉત્સવોની ઉજવણી, ચર્ચાપરિષદ, વગેરે પ્રવૃત્તિઓ, શિક્ષકોની દેખરેખ હેઠળ, વિદ્યાર્થીઓ ચલાવે છે.

વિનય મંદિરની સાથે છાત્રાલયની વ્યવસ્થા પણ રાખેલી છે. અમદાવાદ શહેર બહાર, નદીની પેલી બાજુ સ્વચ્છ અને ખુલ્લા ભાગમાં આવેલા ગૂજરાત વિદ્યાપીઠના મકાનમાં તે છે. વિદ્યાપીઠના બધા સેવકોના સહવાસમાં છાત્રો રહે છે. નિત્યજીવનમાં જાતમહેનત, સુઘડતા, સ્વચ્છતા વગેરેની તાલીમ આપવામાં આવે છે.

છાત્રાલયનું માસિક ખર્ચ રૂા. ૧૧)ના આશરે આવે છે.

આથી વિશેષ માહિતી જોઈએ તો એક આનાની ટપાલની ટિકિટ બીડી નીચેને સરનામે લખશો.

જેમને જૂન ૧૬મીથી શરૂ થતા નવા વરસે વિનય મંદિરમાં દાખલ થવું હોય, તેમણે અરજીનું છાપેલું ફૉર્મ મંગાવી, ૧૦મી જૂન સુધીમાં તે ભરીને મોકલી આપવું. તેની સાથે, પોતાની છેલ્લી શાળાનું સર્ટિફિકેટ પણ બીડવું જોઈશે.

ગૂજરાત વિદ્યાપીઠ
અમદાવાદ—૧

વિઠ્ઠલદાસ કોઠારી
આચાર્ય, ગૂજરાત વિનય મંદિર

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૨–અંક ૧૦] [જુલાઈ, ૧૯૪૧


## કોમી ઐકયનો ઉત્તમ વિધાતા–શિક્ષક

[કોમી અશાંતિને અંગે અમદાવાદના પોતાના વસવાટ દરમ્યાન શ્રી. મહાદેવભાઈએ શિક્ષકો આગળ બે ભાષણો આપ્યાં હતાં, એક ભાષણ વલસાડના શિક્ષકો સમક્ષ પણ આપ્યું હતું અહીં ત્રણે ભાષણોનો એકત્રિત સાર આપવામાં આવે છે. સંપાદક, શિ૰ સા૰]

### શિક્ષકનો ધંધો

જોકે હું શિક્ષક નથી, છતાં શિક્ષકના ધંધા માટે મને પક્ષપાત છે, કારણ હું શિક્ષકનો પુત્ર છું. મારા પિતા ૩૦–૩૫ વર્ષ શિક્ષક હતા, અને તેમને પોતાના ધંધાને માટે અભિમાન હતું. તમે બધા તમારા ધંધાને વરેલા છો કે નહીં એ તો હું જાણતો નથી, પણ ઘણા વરેલા છો એમ માની લઉં છું. તમે બીજો કોઈ ધંધો કરત તો ન કમાઈ શકત એવું થોડું જ છે? અને પૈસા કમાવાને માટે આ ધંધો તમે પસંદ કર્યો હોય એમ હું માનતો નથી, કારણ કોઈ શિક્ષક લક્ષાધિપતિ થયો મેં જાણ્યો નથી. એટલે તમારા ધંધાને મહત્ત્વનો ગણીને તમારા-માંના ઘણા શિક્ષક બન્યા છો એમ માનીને હું ચાલું છું. પણ એ ધંધો મહત્ત્વનો જ નહીં પણ પવિત્ર કેમ ગણાવો જોઈએ, એનું થોડુંક પૃથક્કરણ કરીશ.

ધંધાઓ અનેક છે. મજૂરીનો ધંધો ઉત્તમ છે; માણસ પોતાનો પસીનો પાડીને પ્રામાણિક રોટી કમાય છે–જે કરવાની દરેક મનુષ્યની ફરજ છે. વકીલના ધંધાને કોઈએ ઉત્તમ કહ્યો હોય એમ હું જાણતો નથી, કારણ એ તો કજિયા શમાવવાનો નહીં પણ કજિયા વધારવાનો ધંધો બની ગયો છે. વૈદકનો ધંધો એવો છે ખરો કે જેથી અનેક પીડિત અને ગરીબોની સેવા કરી શકાય, પણ કોઈ વિરલા જ એ ધંધાને સેવાર્થે ચલાવે છે. બીજા પણ અનેક ધંધા છે, જેમાં પ્રામાણિક રોજી મળતી હોય તો તેના વિરોધમાં કશું કહેવાનું ન હોય. પણ શિક્ષકનો જ ધંધો માત્ર એવો છે કે જેની જવાબદારી બીજા કોઈ પણ ધંધા કરતાં વધારે મોટી છે. માબાપની જવાબદારી બાળઉછેરને માટે ઘણી મોટી છે,–અને કોક જ માબાપ એ જવાબદારીનું પૂરું ભાન રાખનારાં હોય છે; પણ બાળકના ઘડતરની જવાબદારી શિક્ષકના જેટલી માબાપની પણ કદાચ નહીં હોય, કારણ બાળકોની સાથે શિક્ષક માબાપના કરતાં પણ ઘણા વધારે કલાક ગાળે છે. બાળકો શિક્ષકની પાસે અક્ષરજ્ઞાન કે અજ્ઞાન તો મેળવે છે જ, પણ શિક્ષકની પાસેથી બીજું પણ ઘણું સારુંનરસું મેળવે છે. બાળપણ-માં શિક્ષકોની પાસે મેળવેલા સંસ્કાર સહેજે જતા નથી, બલ્કે એ સંસ્કારો વધારે રીઢા થાય છે. શિક્ષકની આખી દિનચર્યા, બોલવું, ચાલવું, હસવું, મજાક કરવી, આળસ મરડવું, એનાં ઇંગિત અને હાવભાવ, શિક્ષકને ખબર ન પડે તેવી રીતે, સૂક્ષ્મતાથી બાળક નિહાળે છે, અને અનુકરણ પણ કરે છે. એક નાના છોડના થડ ઉપર આપણે કાપ મૂકીશું તો, એ વૃક્ષ થશે ત્યારે પેલો કાપ વૃક્ષની ઉમ્મરના પ્રમાણમાં મોટો થયેલો દેખાશે. એ જ દશા બાળકના મનની છે; અને તમે એના મનની ઉપર જે સંસ્કારો પાડશો તે સંસ્કારો લાંબા કાળ સુધી કાયમ રહેશે એટલું જ નહીં, પણ વધારે પ્રબળ રૂપમાં કાયમ રહેશે. તમારાં વાગ્બાણોના ઘા ક્ષણિક નથી રહેવાના, પણ તેનું ઝેર બાળકના જીવનમાં ફેલાશે, જ્યારે ઝાડની ઉપર કરેલો ઘા તો કેવળ તેની છાલ ઉપર જ રહેશે. જે બાળકોને ભવિષ્યના નાગરિક બનવાનું છે તેમના ઘડતરમાં આટલો મોટો ભાગ લેવાનું ભાગ્ય કાંઈ જેવું તેવું નથી. એ ભાગ્ય છે તેમ જ મોટી જવાબ-દારી છે, અને એ જવાબદારીને તમે સરખી રીતે અદા કરો તો તમારો ધંધો બીજા કોઈ પણ ધંધા કરતાં વધારે પવિત્ર બનવાનો છે.

શિક્ષકોમાં પણ પ્રાથમિક શાળાના શિક્ષકોની

જવાબદારી સૌથી મોટી છે. માધ્યમિક શાળાનાં બાળકો કાંઈક મોટી વયે શાળામાં પહોંચે છે, કૉલેજના વિદ્યાર્થી વિદ્યાર્થિનીઓ તો પ્રોફેસરોના શિક્ષણ અને સંસ્કારથી અસ્પૃષ્ટ રહેવાનો પ્રયત્ન કરે છે, અથવા રહે છે. પણ પ્રાથમિક શાળાનો શિક્ષક જ પોતાનાં બાળકો ઉપર વધારેમાં વધારે સંસ્કારો નાંખે છે.

### સાંપ્રદાયિક ન બનો

એ સંસ્કારો સુસંસ્કારો હો, અને કદી કુસંસ્કારો ન હો, એમ હું ઇચ્છું છું. ખરી રીતે તો આ વાત નવી નથી, અને તમને ખાસ કહેવાની હોય નહિ. પણ આજે દેશમાં જે વાતાવરણ વ્યાપ્યું છે તે જોતાં, ખાસ ન કહેવાની વાત પણ ખાસ કહેવા જેવી બને છે. આજે દેશમાં જ્યાં ત્યાં કોમી ઝેર વ્યાપેલું છે, રમખાણોની હોળી સળગેલી છે, ત્યાં તમારાં ચિત્ત પણ ચકડોળે ચડે, તમારા મનમાં પણ વિષ વ્યાપે, એ સંભવિત છે. પણ શ્રદ્ધાની કસોટી આવે પ્રસંગે થાય છે. આવા આકરા પ્રસંગો આવે જ નહિ તો શ્રદ્ધાની કસોટી થાય નહિ. તમે જો સાંપ્રદાયિક બનો તો તમારા ધંધાની પવિત્રતાને તમે કલુષિત કરશો, એ હું તમને કહેવા આવ્યો છું. બીજા ધંધાદારીઓને સાંપ્રદાયિક બનવું ભલે પોસાય, તમને તો સાંપ્રદાયિક બનવું ન જ પોસાય. તમે શિક્ષણ આપતાં શું એમ વિચાર કરશો કે, ફલાણો વિદ્યાર્થી હિંદુ છે કે ફલાણો મુસલમાન છે, ફલાણાને વધારે આપવું જોઈએ ને ફલાણાને ઓછું આપવું જોઈએ, ફલાણાના ઉપર વધારે લક્ષ આપવું જોઈએ અને ફલાણાની અવગણના કરવી જોઈએ? કેટલાક કુશળ શિક્ષકો મંદ વિદ્યાર્થીઓ ઉપર વધારે ધ્યાન આપતા જણાયા છે; પણ વિદ્યાર્થીની કોમનો વિચાર કરનારા તો શિક્ષક નહિ હશે, વિદ્યાર્થીના દુશ્મન હશે. અને સાંપ્રદાયિકતાનો અંત ક્યાં આવશે એનો તમને ખ્યાલ છે? સાંપ્રદાયિક બન્યા એટલે પછી હિંદુ હશો તો બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર, હરિજન એ વિભાગો પણ તમારું મન ધરતું થઈ જશે, અને તમારું આખું શિક્ષણ કોમી ઝેરથી દૂષિત બનશે.

હિંદુ અને મુસલમાન એ વિરોધીઓ છે કે દુશ્મન છે એ ભાવના તમે ભૂલથી પણ સેવી હોય, તો તેને તિલાંજલિ આપવાનો શિક્ષક તરીકે તમારો ધર્મ છે. ભેદ તો મનુષ્ય મનુષ્ય વચ્ચે છે જ. કહેવાય છે કે બે માણસના અંગૂઠાની છાપ કદી સરખી હોતી નથી, અને બે પાંદડાંના રેસા સરખા હોતા નથી. પણ એ હકીકતના ઉપર આપણે ભાર મૂકીએ તો તો આપણે પ્રલયકાળને પાસે આણીએ. ભેદો છતાં પ્રાણીમાત્ર આપણે એક પિતાનો પરિવાર છીએ એ વસ્તુ જાણીએ છીએ, અને એ ભાવના આપણને એક અભેદમાં સાંધે છે. એ અભેદભાવનાને બાળકના મનમાં દઢાવવી એ તમારું પવિત્ર કર્તવ્ય છે, અને એ તમે કરી શકશો તો તમે દેશનું ઐક્ય, દેશની કોમી શાંતિ અને સ્વરાજ માટે મોટો ફાળો આપ્યો ગણાશે. જો ભેદભાવ દઢાવશો તો તો તમારી શાળાઓ શિક્ષામંદિર મટી મલકુસ્તીના અખાડા બનશે.

### અહિંસક સમાજની કલ્પના

આટલું કહીને હવે એક બીજો વિચાર તમારી આગળ રજૂ કરવા માગું છું. તમને ખબર ન હોય કે, હિંસાવાદમાં માનનારા પણ અહિંસક સમાજનાં સ્વપ્ન જુએ છે. માર્ક્સ અને લેનીન, જેમણે હિંસાનો ઇનકાર નહોતો કર્યો, તેઓ પણ ભાવી સમાજ એ અહિંસક સમાજ હશે, એમ કહી ગયા છે. પણ તેમણે એટલું ન વિચાર્યું કે, બાવળનાં બીજ રોપી આંબા ઉગાડી શકાય નહીં. માદામ મૉંટેસોરી, જેમનું નામ શિક્ષકસમાજમાં બહુ ગવાય છે–અને યોગ્ય રીતે જ ગવાય છે — તેમણે આ વસ્તુને બહુ સ્પષ્ટ રીતે રજૂ કરી છે. તમારે જાણવું જોઈએ કે તેઓ તો હિંસાને પૂજનારા દેશ – ઇટલી – માંથી આવે છે. ઇટલીમાં બાળકોને વ્યાયામની તાલીમ સરસ અપાય છે એ મને કબૂલ છે. ત્યાંની શાળાઓ અને ત્યાંનાં બાળકો જે શિસ્ત અને નિયમબદ્ધતા શીખે છે તે મેં આંખે જોઈ છે. પણ તે બાળકોને બંદૂક અને પિસ્તોલની તાલીમ અપાય છે તે જોઈને મારું હૃદય કંપેલું. માદામ મૉંટેસોરી તે તાલીમનો વિરોધ તો નથી કરી શક્યાં, અને ન કરી શક્યાં માટે પોતાની ઉત્તરાવસ્થા અહીં ગાળવા આવ્યાં છે કે કેમ તે હું જાણતો નથી, પણ બાળકોની ઉપર નાંખવાના સંસ્કાર વિષેના તેમના ઉદ્ગારો અમૂલ્ય છે અને તે હું તમને આજે સંભળાવવા માગું છું. પેરીસમાં ભરાયેલી યુદ્ધવિરોધી આંતરરાષ્ટ્રીય પરિષદને ઑગસ્ટ ૧૯૩૯ માં તેમણે આ સંદેશો મોકલ્યો હતો:

"અસ્ત્રશસ્ત્રોના બહિષ્કાર માટે કામ કરવું, લડાઈમાં ભાગ લેવાની જ સાવ ના પાડવી — એ આપણા ઉદ્દેશને માટે સૌથી સીધું સાધન છે એ વિષે શંકા નથી. આ રીતે તમે માનવસમાજના હજારો માણસોને વીર બનાવશો. પણ રાજ્યની આજ્ઞાની સામા થવું એ સાધારણ વાત નથી. એને માટે અસાધારણ બળ જોઈએ, અનાદિ કાળથી સ્વીકારાયેલા વિચારોનો વિરોધ કરવાનું બળ જોઈએ, લોકમતનો વિરોધ કરવાનું બળ જોઈએ, દેશનો ત્યાગ કરવાનું, માલમિલકત ફના કરવાનું, અને છેવટે પ્રાણાર્પણ કરવાનું સામર્થ્ય જોઈએ. આ પ્રકારની સાહજિક વીરતાની હાકલને જવાબ આપનારા તો વિરલા જ હોય.

"તમારા એ આદર્શનો વિસ્તૃત પ્રચાર કરવાને માટે તમારે તો, માનવસમાજના જે ભાગનો આજે સામાન્ય રીતે બહુ વિચાર નથી થતો, એ ભાગનો વિચાર કરવો પડશે. તમે જે વીરતા માગો છો એ સ્વાભાવિક રીતે બહુ જૂજ માણસોમાં જ હોય છે, અને જેમનામાં ન હોય તેમનામાં આણી આણી નથી શકાતી. આ આદર્શને માટે લાંબા કાળની નૈતિક તાલીમની જરૂર રહે છે — શાંતિને માટેના શિક્ષણની આવશ્યકતા રહે છે, કે જેથી વ્યક્તિમાં નૈતિક, આધ્યાત્મિક, સામાજિક તત્ત્વોનું સિંચન થાય, કે જેના વડે તેને માનવતાનું 'મિશન' — અહિંસક સમાજ — બાંધવાની તૈયારી મળે.

"એટલે હું કહું છું કે, જો તમે આરંભમાં જ બાળકને હાથમાં લેશો, અને તેનામાં જે ભાવી નાગરિક બનવાનો સામાન છે તે સામાનને તમે ઘડવાનું શરૂ કરી દેશો, તો કદાચ તમે એવો માનવી ઉત્પન્ન કરશો કે જેને અસ્ત્રશસ્ત્રના બહિષ્કારનો, યુદ્ધવિરોધનો ઉપદેશ આપવાની કે સમજાવવાની જરૂર જ ન રહે; કારણ તેનો સ્વભાવ જ એવો થઈ જશે કે યુદ્ધમાં ભાગ લેવાને માટે જે અધમતા અને દુષ્ટતા જોઈએ છે તેની સામે તેનું રૂંવેરૂંવું બળવો કરી ઊઠશે."

આજે આથી ઊલટી ગંગા વહી રહી છે એ વાત સાચી છે. આજે તો હિટલર અને સ્ટેલિન અને મુસોલિનીની શાળાઓમાં ઇતિહાસ અને ભૂગોળ શીખવાય છે તે એ લોકોનાં દૂષિત રાજપ્રકરણથી રંગાયેલાં છે. અરે વિજ્ઞાન અને ગણિત સુધ્ધાં એ રંગે રંગાયેલાં છે. પણ એમાં આશ્ચર્ય નથી. એ લોકોને હિંસક સમાજ ઘડવો છે, અહિંસક નથી ઘડવો. અને હિંસા અને અસત્યને સો જોજનનું છેટું છે, એટલે એમના શિક્ષણમાં પણ અસત્ય છે. આપણે તો આજથી જ અહિંસક સમાજને માટે તાલીમ આપવી છે, એટલે આપણું શિક્ષણ પણ 'સત્યપૂત' અને અહિંસા-સંસ્કૃત હશે.

પણ તમે કહેશો કે હું આ કઠણ કાળમાં કેવી સ્વપ્નદર્શી વાતો કરી રહ્યો છું! અનેક પ્રકારના અત્યાચારો ચાલતા હોય ત્યાં કાળજાં ઠેકાણે રાખીને કેમ બેસી શકાય? હું તમને કહેવા ઇચ્છું છું કે, આના કરતાં વધારે કઠણ કાળમાંથી પાશ્ચાત્ય દેશોના લોકો પસાર થઈ રહ્યા છે, છતાં ત્યાં 'business as usual' (યથાપૂર્વમ્)ના સૂત્ર પ્રમાણે કામ ચાલી રહ્યું છે. મારા ઉપર વિલાયતથી આવતા અનેક કાગળોમાં આ જ વસ્તુ ફરી ફરીને જણાવવામાં આવે છે કે, લોકોને પોતાની માલમિલકત વિષે બહુ મમતા નથી રહી; એ આજે છે અને કાલે નથી એમ એ લોકો જાણે છે, એટલે પોતાની પડોશમાં પડતા બોમ્બથી પણ ગભરાયા કે અકળાયા વિના એ લોકો પોતાના કામધંધામાં હમેશની જેમ મશગૂલ છે. એમ ન કહેશો કે, ત્યાં તો પારકા દેશનો દુશ્મન આવીને કચ્ચરઘાણ વાળે છે, અને પ્રજા તો એકત્ર રીતે તેનો સામનો કરી રહી છે, એટલે ત્યાં અને અહીં વચ્ચે કશું સામ્ય નથી. જરાક વિચાર કરીને જોશો તો સમજાશે કે, યુદ્ધમાત્ર 'સિવિલ વૉર' (યાદવી) છે. જીવનનાં મૂળ અને શાશ્વત તત્ત્વોનો વિચાર કરીશું તો, જર્મન શું, રશિયન શું કે અંગ્રેજ શું, બધા કાળા માથાના માનવી છે, બધા એક પિતાનો પરિવાર છે; એટલે જર્મની અને ઇંગ્લંડ વચ્ચેનું યુદ્ધ પણ આપણા જેવી યાદવી જ છે. એ વસ્તુ પણ શિક્ષકે વિદ્યાર્થીઓને જગતનો ઇતિહાસ લઈને સમજાવવાની છે. અને અહિંસક સમાજ તરફ લક્ષ્ય રાખીને કામ કરનાર શિક્ષકે તો એ પણ બતાવવું રહ્યું છે કે, જેમ દરેક યુદ્ધ એ યાદવી અથવા કુટુંબ-કલહ છે, તેમ દરેક ખૂન એ આપઘાત છે. ખૂન કરનાર માણસ જેનું ખૂન કરે છે તેનું તો બહુ નથી બગાડતો, પણ પોતાનું અને પોતાનાંઓનું વધારે બગાડે છે.

### માનવ બનાવો

અને એ શીખવતાં તમારે બાળકોને એ શીખવવું પડશે કે, તેમણે મનુષ્યમાંથી દેવ બનવાનું છે, પશુ

"અસ્ત્રશસ્ત્રોના બહિષ્કાર માટે કામ કરવું, લડાઈમાં ભાગ લેવાની જ સાવ ના પાડવી — એ આપણા ઉદ્દેશને માટે સૌથી સીધું સાધન છે એ વિષે શંકા નથી. આ રીતે તમે માનવસમાજના હજારો માણસોને વીર બનાવશો. પણ રાજ્યની આજ્ઞાની સામા થવું એ સાધારણ વાત નથી. એને માટે અસાધારણ બળ જોઈએ, અનાદિ કાળથી સ્વીકારાયેલા વિચારોનો વિરોધ કરવાનું બળ જોઈએ, લોકમતનો વિરોધ કરવાનું બળ જોઈએ, દેશનો ત્યાગ કરવાનું, માલમિલકત ફના કરવાનું, અને છેવટે પ્રાણાર્પણ કરવાનું સામર્થ્ય જોઈએ. આ પ્રકારની સાહજિક વીરતાની હાકલને જવાબ આપનારા તો વિરલા જ હોય.

"તમારા એ આદર્શનો વિસ્તૃત પ્રચાર કરવાને માટે તમારે તો, માનવસમાજના જે ભાગનો આજે સામાન્ય રીતે બહુ વિચાર નથી થતો, એ ભાગનો વિચાર કરવો પડશે. તમે જે વીરતા માગો છો એ સ્વાભાવિક રીતે બહુ જૂજ માણસોમાં જ હોય છે, અને જેમનામાં ન હોય તેમનામાં આણી આણી નથી શકાતી. આ આદર્શને માટે લાંબા કાળની નૈતિક તાલીમની જરૂર રહે છે — શાંતિને માટેના શિક્ષણની આવશ્યકતા રહે છે, કે જેથી વ્યક્તિમાં નૈતિક, આધ્યાત્મિક, સામાજિક તત્ત્વોનું સિંચન થાય, કે જેના વડે તેને માનવતાનું 'મિશન' — અહિંસક સમાજ — બાંધવાની તૈયારી મળે.

"એટલે હું કહું છું કે, જો તમે આરંભમાં જ બાળકને હાથમાં લેશો, અને તેનામાં જે ભાવી નાગરિક બનવાનો સામાન છે તે સામાનને તમે ઘડવાનું શરૂ કરી દેશો, તો કદાચ તમે એવો માનવી ઉત્પન્ન કરશો કે જેને અસ્ત્રશસ્ત્રના બહિષ્કારનો, યુદ્ધવિરોધનો ઉપદેશ આપવાની કે સમજાવવાની જરૂર જ ન રહે; કારણ તેનો સ્વભાવ જ એવો થઈ જશે કે યુદ્ધમાં ભાગ લેવાને માટે જે અધમતા અને દુષ્ટતા જોઈએ છે તેની સામે તેનું રોમેરોમ બળવો કરી ઊઠશે."

આજે આથી ઊલટી ગંગા વહી રહી છે એ વાત સાચી છે. આજે તો હિટલર અને સ્ટેલિન અને મુસોલિનીની શાળાઓમાં ઇતિહાસ અને ભૂગોળ શીખવાય છે તે એ લોકોનાં દૂષિત રાજપ્રકરણથી રંગાયેલાં છે. અરે વિજ્ઞાન અને ગણિત સુધ્ધાં એ રંગે રંગાયેલાં છે. પણ એમાં આશ્ચર્ય નથી. એ લોકોને હિંસક સમાજ ઘડવો છે, અહિંસક નથી ઘડવો. અને હિંસા અને અસત્યને સો જોજનનું છેટું છે, એટલે એમના શિક્ષણમાં પણ અસત્ય છે. આપણે તો આજથી જ અહિંસક સમાજને માટે તાલીમ આપવી છે, એટલે આપણું શિક્ષણ પણ 'સત્યપૂત' અને અહિંસા-સંસ્કૃત હશે.

પણ તમે કહેશો કે હું આ કઠણ કાળમાં કેવી સ્વપ્નદર્શી વાતો કરી રહ્યો છું! અનેક પ્રકારના અત્યાચારો ચાલતા હોય ત્યાં કાળજાં ઠેકાણે રાખીને કેમ બેસી શકાય? હું તમને કહેવા ઇચ્છું છું કે, આના કરતાં વધારે કઠણ કાળમાંથી પાશ્ચાત્ય દેશોના લોકો પસાર થઈ રહ્યા છે, છતાં ત્યાં 'business as usual' (યથાપૂર્વમ્)ના સૂત્ર પ્રમાણે કામ ચાલી રહ્યું છે. મારા ઉપર વિલાયતથી આવતા અનેક કાગળોમાં આ જ વસ્તુ ફરી ફરીને જણાવવામાં આવે છે કે, લોકોને પોતાની માલમિલકત વિષે બહુ મમતા નથી રહી; એ આજે છે અને કાલે નથી એમ એ લોકો જાણે છે, એટલે પોતાની પડોશમાં પડતા બોમ્બથી પણ ગભરાયા કે અકળાયા વિના એ લોકો પોતાના કામધંધામાં હમેશની જેમ મશગૂલ છે. એમ ન કહેશો કે, ત્યાં તો પારકા દેશનો દુશ્મન આવીને કચ્ચરઘાણ વાળે છે, અને પ્રજા તો એકત્ર રીતે તેનો સામનો કરી રહી છે, એટલે ત્યાં અને અહીં વચ્ચે કશું સામ્ય નથી. જરાક વિચાર કરીને જોશો તો સમજાશે કે, યુદ્ધમાત્ર 'સિવિલ વૉર' (યાદવી) છે. જીવનનાં મૂળ અને શાશ્વત તત્ત્વોનો વિચાર કરીશું તો, જર્મન શું, રશિયન શું કે અંગ્રેજ શું, બધા કાળા માથાના માનવી છે, બધા એક પિતાનો પરિવાર છે; એટલે જર્મની અને ઇંગ્લંડ વચ્ચેનું યુદ્ધ પણ આપણા જેવી યાદવી જ છે. એ વસ્તુ પણ શિક્ષકે વિદ્યાર્થીઓને જગતનો ઇતિહાસ લઈને સમજાવવાની છે. અને અહિંસક સમાજ તરફ લક્ષ્ય રાખીને કામ કરનાર શિક્ષકે તો એ પણ બતાવવું રહ્યું છે કે, જેમ દરેક યુદ્ધ એ યાદવી અથવા કુટુંબ-કલહ છે, તેમ દરેક ખૂન એ આપઘાત છે. ખૂન કરનાર માણસ જેનું ખૂન કરે છે તેનું તો બહુ નથી બગાડતો, પણ પોતાનું અને પોતાનાંઓનું વધારે બગાડે છે.

### માનવ બનાવો

અને એ શીખવતાં તમારે બાળકોને એ શીખવવું પડશે કે, તેમણે મનુષ્યમાંથી દેવ બનવાનું છે, પશુ

શા સારુ આપણે ધર્મના ઝઘડા કરીએ? શા કારણે આપણે એક ધર્મને બીજાથી અદકો કે ઓછો ગણીએ? ધર્મના સ્થાપકો મહા સાધકો હતા, મહા પુરુષાર્થી હતા, પણ પૂર્ણ પુરુષો ન હતા. આખરે તેઓ પણ હતા માનવી. એટલે તેમની કૃતિ, ભલેને ઈશ્વરની પ્રેરણાથી થયેલી હતી તોયે, અપૂર્ણ તો હતી જ. કોઈમાં એક અપૂર્ણતા તો કોઈમાં બીજી, પણ બધીમાં કોઈ ને કોઈ અપૂર્ણતા પણ ભરી જ છે. ધર્મનાં કલેવરો જુદાં છે: કોઈ સુંદર હશે, કોઈ કુરૂપ હશે; કોઈ પુષ્ટ હશે, કોઈ પાતળું હશે; પણ સૌમાં એક હૃદય અને આત્મા ઝગારા મારી રહ્યો છે. શા સારુ આપણે એકબીજાને વિષે સંપૂર્ણ આદર ન રાખીએ?

### થોડી સૂચના

મેં મૂળતત્ત્વોની વાત કરી લીધી. તમારા વિચારો જુદી દિશામાં વહેતા હોય તોપણ મેં કહ્યું છે તેના ઉપર વિચાર કરજો, એવી મારી વિનંતી છે. હવે થોડી સૂચનાઓ કરું. હિંદુઓને ઉદ્દેશીને કહું છું કે, તમે હિંદુ શિક્ષકોને તમારે ત્યાં નોતરો છો, ચા પીવા બોલાવો છો, ખાવા બોલાવો છો; કોઈ મુસ્લિમ શિક્ષકોને બોલાવો છો? એમની સાથે સંપર્ક સાધો, એમની પાસેથી એમના ધર્મની વાતો શીખો, આપણા ધર્મની વાતો એમને સંભળાવો. વિદ્યાર્થીઓની સાથે કેટલો સંપર્ક સાધો છો? અમારા સમયમાં શિક્ષકો પોતાના વિદ્યાર્થીઓને મફત શીખવવા ઘેર બોલાવતા. દીવાન માસ્તર સાહેબને ત્યાં ઘણા વિદ્યાર્થીઓ એમ જતા એ હું જાણું છું, કારણ તેઓ મારા શિક્ષક હતા. હું તમને પૂછું છું, તમે મુસલમાન વિદ્યાર્થીઓને આવી રીતે નોતરો છો ખરા? શા માટે મુસલમાન વિદ્યાર્થીઓને મફત શીખવવાને માટે ઘેર ન બોલાવો? એમના ઉપર જેટલું વહાલ કરશો તેટલું ઊગી નીકળશે.

છેલ્લી સૂચના: વિદ્યાર્થીઓને અભ્યાસનાં ઇનામ મળે છે. આપણે પ્રેમેન્દ્રસિંહ ભગતને વિક્ટોરિયા ક્રોસ મળ્યાનું હમણાં જ વાંચ્યું. ૪૮ કલાક સુધી એણે ભારે હિંમત અને બહાદુરી અને સંકટ સહન કરવાની અસાધારણ શક્તિ બતાવી. એવા ગુણો આપણે અહિંસાના ક્ષેત્રમાં બતાવી શકીએ છીએ. એને માટે લડાઈમાં જવાની જરૂર નથી. કેસેબિયાન્કા લડાઈમાં નહોતો ગયો. કેસેબિયાન્કાના જેવી હિંમત, વફાદારી બતાવનારને માટે તમારે ઇનામો રાખવાં જોઈએ — જોકે કેસેબિયાન્કા તો ઇનામ લેવાને જીવ્યો નહોતો, પણ એનું નામ અમર રહી ગયું છે. આપણાં બાળકોને ચારિત્રને માટે, હિંદુમુસ્લિમ-મિત્રતા સાધવાને માટે, ઝઘડો મટાવવાને માટે કાંઈક વિશિષ્ટ પ્રકારનું કૃત્ય કરવા બદલ, કોઈ અનાથની કે પીડિતની અસાધારણ સેવા કર્યા બદલ ઇનામો રાખવાં જોઈએ.

છેવટે શાંતિ સેવક સંઘ વિષે બે શબ્દો. એ સંઘનો ઉદ્દેશ મર્યાદિત છે અને એની શરતો બહુ સહેલી છે. એમાં શિક્ષકો સભ્યો નહિ થશે તો કોણ થશે?

શિક્ષકનો ધંધો પવિત્ર ધંધો છે, અને આજના કઠણ કાળમાં એમની આગળ મોટું કર્તવ્ય આવી પડ્યું છે, એ કર્તવ્ય ભૂલી તેઓ પણ ચાલુ પ્રવાહમાં વહેશે તો તેઓ પોતાના ધંધાને લજવશે. 'દરિયામેં લગી આગ બુઝા કૌન સકેગે?' સાગરસ જ પોતાની સાગરસતા તજશે તો તેને સાગરસ કોણ બનાવી દેશે?

મહાદેવ દેસાઈ

# અહિંસક સંસ્કૃતિ

[અહિંસાને માર્ગે જ જનતાની સેવા અને સમાજનું હિત સાધવા ઇચ્છનારાઓનાં ધ્યેયો, સિદ્ધાંતો અને આચારો કેવાં હોવાં જોઈએ, તેની પૂજ્ય ગાંધીજીએ પસંદ કરેલી આ રૂપરેખા અહિંસાના સેવકોના માર્ગદર્શન માટે પ્રસિદ્ધ કરવામાં આવે છે. — કિ. ઘ. મ.]

## ૧

### અહિંસક સંસ્કૃતિનાં ધ્યેયો અને સિદ્ધાન્તો

૧. જીવનનો સાચો આધાર અથવા પાયો અહિંસા છે, હિંસા નહિ.

૨. 'હું' અને 'મારું'ની ટૂંકી મર્યાદામાંથી હિંસા ઉદ્ભવે છે. એ મર્યાદા સતત વધાર્યા કરવી તે અહિંસાની સાધના.

૩. જીવમાત્ર સમાન છે. (ઊંડું તપાસીએ તો એક જ આત્મા છે.) પછી મનુષ્યમાત્ર સમાન છે એમ કહેવાપણું રહેતું નથી. પણ અહિંસાની

જીવનનેયે જીવનની અનુકૂળતા પહોંચાડવામાં પ્રગટ થવું જોઈએ. આ ધ્યેયને ખ્યાલમાં રાખી કેન્દ્રીકરણ અને વિકેન્દ્રીકરણ, તથા 'શક્તિ'-યંત્રો અને 'શરીર'-યંત્રો વચ્ચે જે જે સમયે જેવી યોગ્ય હોય તેવી મર્યાદાઓને શોધી પસંદગી કરવી જોઈએ.

૧૮. અહિંસાની સાધના સમુદાયના સહયોગ પર જ આધાર રાખતી નથી. એનો પ્રયોગ દરેક વ્યક્તિએ પોતાના જીવનમાં સ્વતંત્રપણે જ કરવાનો છે, અને મુખ્યત્વે પોતાના દાખલાથી સમુદાયને ખેંચવાનો છે. પણ, આનો અર્થ એ નથી કે, અહિંસાના સાધકે સમુદાયના સહયોગની ઉપેક્ષા કરવાની છે અને તેનું મહત્ત્વ સમજવાનું જ નથી.

૧૯. અહિંસા પરમધર્મ જ નહિ, પણ સત્યાગ્રહીને માટે તો સ્વધર્મ જ છે એમ સમજી, તેને આચરતાં સુખદુઃખ, લાભહાનિ, યશઅપયશ, કે મરણ પણ આવે તોયે તેનું જ પાલન કરવું જોઈએ. ઈશ્વર, આત્મા કે જગતનાં તત્ત્વ વિષેની જે સમજણ; અભય, સેવાવૃત્તિ, આત્મસન્માન વગેરે જે ગુણો; તથા પ્રાર્થના, યમ, નિયમ, શ્રમ વગેરે જે જે જીવનચર્યા, એવી નિષ્ઠા ઉત્પન્ન કરે, તે ઈશ્વરોપાસના તથા શ્રદ્ધા છે.

૨૦. એવી ઈશ્વરોપાસના તથા શ્રદ્ધા વિના અહિંસાની સાધનામાં છેલ્લે સુધી નભવું કઠણ છે.

## ૨

## અહિંસક આચાર

૧. ઉપર જણાવેલાં ધ્યેયો અને સિદ્ધાન્તોની સિદ્ધિ માટે પોતાના જીવનમાં જે કાંઈ ફેરફાર કરવાની જ્યારે જરૂર જણાય, તથા તે માટે જે કાંઈ ત્યાગ કરવો પડે, તે કરવાની સેવકની તૈયારી હોવી જોઈએ.

૨. અહિંસાના વ્યવહારનો આરંભ પોતાના વ્યક્તિગત જીવનમાંથી જ પહેલો કરવાનો હોવાથી, પોતાના કુટુંબીજન, સાથી, પાડોશી અને નિકટના સમાજમાં તેનું વર્તન અહિંસામય જ હોવું જોઈએ, તે સૌની સાથે તેનો વ્યવહાર પ્રેમભર્યો જ હોવો જોઈએ, અને તેની સાથે કાંઈ મતભેદ ઊભો થાય, અથવા તેમના તરફથી અન્યાય કે અપકર્મ પણ થાય, તો તેના ઉકેલ માટે અહિંસાનો જ માર્ગ લેવો જોઈએ. પણ પોતાનાં શરીર, સંપત્તિ કે આબરૂના રક્ષણ માટે કે પોતાને થયેલા અન્યાયને દૂર કરાવવા માટે કોઈ સેવક દીવાની કે ફોજદારી કચેરી કે પોલીસની મદદ ન લે.

તે પોતાનાં કે સમાજનાં જીવન, મિલકત કે આબરૂના રક્ષણ માટે કે કોઈ ટંટોફિસાદ દબાવી દેવા માટે હિંસક ઉપાયો યોજવાનો વિચાર નહિ સેવે. પરંતુ, અહિંસાથી જ તેનો માર્ગ ખોળશે અને, જરૂર પડે તો, તેમ કરતાં કરતાં મરણ કે બીજી આપત્તિનું જોખમ વહોરી લેશે.

૪. ખાનગી જીવનમાં તેમ જ સમાજમાં થતી અને સંભવનીય લાગતી દરેક હિંસાનું મૂળ કારણ શોધવા તે મથશે, અને તેમાં હિંસાનો આશ્રય લેનાર કે લેવા ઇચ્છનારના પક્ષમાં જે વાજબીપણું હોય તેનો જાતે સ્વીકાર કરશે અને સમાજને સ્વીકાર કરવા અને તેની ફરિયાદ દૂર કરવા સમજાવશે. એમ સમજાવવામાં તે ન ફાવે તો તે હિંસાનો આશ્રય લેવા ઇચ્છનારને અહિંસક ઉપાયો લેવા વીનવશે. તેમાંયે ન ફાવે તો બન્ને પક્ષો સામે યોગ્ય પ્રકારના સત્યાગ્રહનો પ્રયોગ શોધશે.

૫. પ્રજાનાં સંકટ સમયે તે જાતને જોખમે પણ સંકટગ્રસ્તોની મદદે પહોંચશે.

૬. પોતે આ બધું સમજે છે તેની બાહ્ય નિશાનીરૂપે તે નીચેના નિયમોનું પાલન કરતો હોવો જોઈએ : —

ક. એણે અસ્પૃશ્યતા, ઊંચનીચભાવ, તથા પંક્તિભેદનો તદ્દન ત્યાગ કર્યો હોવો જોઈએ.

ખ. એ સર્વ પ્રકારના સંકુચિત કોમી, પ્રાન્તીય, સાંપ્રદાયિક, ભાષા વગેરેના દુરભિમાનથી મુક્ત હોવો જોઈએ.

ગ. તેનામાં સર્વધર્મસમભાવ સહજપણે હોવો જોઈએ.

ઘ. સ્ત્રી-પુરુષ-વ્યવહાર તથા ધનની બાબતમાં તેનુ ચરિત્ર શુદ્ધ હોવું જોઈએ.

ચ. તે નિયમિત કાંતનાર, ખાદીમય તથા ગ્રામોદ્યોગોને ઉત્તેજન આપનારો હોવો જોઈએ.

છ. તે સાર્વજનિક સેવાનાં (ખાસ કરી રચનાત્મક) કામોમાં જાતે ઘસારો વેઠીને નિયમિત રીતે ભાગ લેનારો હોવો જોઈએ.

જ. તેને સાર્વજનિક સંસ્થાઓમાં અધિકાર મેળવવાની લાલસા ન હોવી જોઈએ. ચડસાચડસી અથવા વિનવણી કરી એને મેળવવાનો કદી પ્રયત્ન ન કરે, અને કર્તવ્ય સમજતાં ગમે તેવાં મહત્ત્વનાં સ્થાનનેયે ત્યાગ કરવા તૈયાર હોય.

# કરસિયાંગ

'દાર્જિલિંગ જેવી જ જબરદસ્ત સમોવડિયણ નગરી વીસ માઈલની અંદર ઊભી ન હોત તો કરસિયાંગ જ આ પ્રદેશની પ્રમુખ પહાડી નગરી થઈ હોત. હવા, પાણી અને શોભાની દૃષ્ટિએ કરસિયાંગ ઘણું અનુકૂળ સ્થાન છે.

અમે કરસિયાંગ, દાર્જિલિંગ અને કાલિમ્પોંગ એ ત્રણ સ્થાનની મુલાકાતે આવ્યા છીએ. રાત્રે કલકત્તાથી નીકળ્યા અને આખી રાત ઉત્તરની મુસાફરી કરી, સવારે સિલીગુરી આવી પહોંચ્યા. પાર્વતીપુર રાત્રે ક્યારે ગયું એની ખબર પણ ન પડી. કલકત્તાથી સિલીગુરીની મુસાફરી ગમે તે ઋતુમાં આહ્‌લાદદાયક જ હોય છે. લીલાં લીલાં ખેતરો, એની વચ્ચે માથું ઊંચું કરનાર ઝાડો, આરસપહાણ જેવાં વાદળાંઓનું પ્રતિબિંબ પાડતાં જળાશયો, અને એમની વચ્ચે પોતાની હાવકાર્યથી શોભતી ઝૂંપડીઓ, બધું જ જોનારને પ્રસન્ન કરે છે. આ ભીના મુલકમાં રહેનારને કેટલું સુખ થાય છે તે તેઓ જાણે. પણ જોનારને તો એ બધું આંખોની ઉજાણી જેવું લાગે છે.

સિલીગુરીથી દાર્જિલિંગ 'હિમાલયન લાઈટ રેલવે'માં બેસીને અમે પહાડ ચડવા લાગ્યા. કોઈ પણ ડાહ્યો માણસ રેલવેની મુસાફરી પસંદ નથી કરતો. ધુમાડો કાઢતી અને બરાડા પાડતી તથા તુચ્છ જેવી લાગતી ટ્રેનમાં બેસી લચક લચક ત્રણ કલાકની મુસાફરી કોણ કરે? એ જ પ્રદેશ સામાન્ય મોટર એક કલાકમાં વટાવી જાય છે. અમે દાર્જિલિંગની ટિકિટ સીધી લીધી હોવાથી અને રેલવેને પૂરતા પૈસા આપેલા હોવાથી રેલવે રસ્તે જ ચાલ્યા. મારા મનમાં એ સમાધાન હતું જ કે, પહાડનો રૂપાળો પ્રદેશ એક કલાકની ઉતાવળે જેમ તેમ જોવા કરતાં ત્રણ કલાક સુધી જોતા જવું અને વાગોળતા જવું એમાં લાભ જ છે. કંટાળો આવે એવો એકેય ભૂમિભાગ અહીં છે જ નહિ.

સિલીગુરીથી સૂકના સુધી લગભગ સપાટ જમીન જ હતી, જોકે બંને બાજુ જોતાં આનંદ તો આવતો જ. સૂકના પછી અમે એકદમ તરાઈના જંગલમાં પ્રવેશ કર્યો. (પહાડની તળેટીએ જે જંગલો બાઝેલાં હોય છે તેને તરાઈ કહે છે. તરાઈઓમાં હાથીઓનાં ઝુંડ પણ રહે છે.) ઊંચાં ઊંચાં ઝાડોનાં અરણ્યો જોતાંવેંત મારા મનમાં એક વિચાર હમેશાં આવે છે. મનુષ્યની વસ્તી કરતાં ઝાડોની વસ્તી અસંખ્ય ગણી વધારે છે. છતાં આ ઝાડો આ પૃથ્વી ઉપર માણસજાત જેટલો ઉત્પાત મચાવતાં નથી એ કેટલું આશ્ચર્ય! ઝાડો સ્થાવર છે એટલે જ સાત્ત્વિક છે. સમૃદ્ધિ, સેવા અને સંતાપ એ એમનો સ્વભાવ દેખાય છે. પશુ, પક્ષી, માછલાં અને માણસો જંગમ છે, એટલે જ જ્યાં ત્યાં તેઓ ઉત્પાત મચાવે છે.

પણ જ્યારે મેં વિચાર કર્યો કે, આ સ્થાવર ઝાડો પણ તક મળ્યે મોટી મોટી સંસ્કૃતિઓ હોઈયાં કરતાં ચૂકતાં નથી અને ઊધઈ જેવા તુચ્છ કીટકો કે જેમના શરીરમાં નથી લોહી કે નથી હાડકાં તેઓ પણ ઓછો ઉત્પાત નથી મચાવતા, ત્યારે ખાતરી થઈ કે કુદરત બધે સરખી જ છે. ઉત્પાત બધે જ ચાલે છે. દુનિયામાં ઉત્પાત ન હોત તો નવા નવા ખેલ માટે નવું મંડાણ ન જ મળત.

કુદરતનો એકાદ બનાવ જોઈ જીવનની આખી ફિલસૂફી વિચારવા બેસવું એ તો જંગલમાં પ્રવેશ કરી આખું અરણ્ય કેવું હશે એની કલ્પના કરવા જેવું છે. જંગલ જોતાંવેંત માણસને અંદર ઘૂસવાનું મન થાય છે. અને ઘરાઈને રખડ્યા પછી ક્યારે બહાર નીકળીશ એમ પણ એને થાય છે. અમે જંગલમાંથી બહાર નીકળ્યા અને પહાડની કેડ ઉપર ચડવા માંડ્યું.

ખંડાળાઘાટનો અનુભવ છે કે, રેલવેને રસ્તે જેટલી ભવ્યતા છે અને જોવાની તૃપ્તિ છે તેટલી મોટરને રસ્તે નથી, એટલે મોટરને રસ્તે જનારને પસ્તાવાનું જ રહે છે. અહીં એવું નથી. માથાની વેણીની લટો એકબીજામાં ગૂંથાતી જાય છે તેવી જ રીતે મોટરનો રસ્તો અને રેલવેનો રસ્તો ક્ષણે ક્ષણે એકબીજાને કાપતા જાણે દાંડિયારાસ રમે છે. વચમાં રસ્તો એક આખું વર્તુળ પૂરું કરી પુલની મદદથી ઉપર ચડે છે. એવી ગાંઠો અમે કંઈ નહિ તો ત્રણ ચડ્યા હોઈશું. કોક કોક ઠેકાણે ચડવાનો રસ્તો ન

જડે એટલે ટ્રેન ખંડાળાઘાટના કે કાસારાઘાટના જૂના reversing જેવા બે reversing લઈને ઊંચે ઊઠે છે અને આગળ જાય છે. આવા ડબલ reversing ને અહીં Z 'ઝેડ' કહેવામાં આવે છે. આવા ઝેડ પણ અમે ત્રણ વાર ચડ્યા. એન્જિન દોડતું જાય અને રસ્તો બંધ થયેલો જોઈ એ જ પગે પાછું ફરે, પણ નીચે ઊતરવાને બદલે નવી તરફ ઉપર જ ચડે છે. પાછા હઠતાં પણ ચડવાની કળા માણસે શીખવા જેવી છે ખરી. પૂરતું પાછા હઠ્યા કે ફરી આગળ. ત્યાં પણ ચડવાનું તો ખરું જ.

રસ્તામાં ઠેકઠેકાણે બગીચાઓ દેખાતા, મનુષ્યની વસ્તી દેખાતી અને હસતાં બાળકો તેમ જ ફૂલો ઠેર ઠેર જડતાં. ટ્રેનના મુસાફરોમાં મોટે ભાગે નેપાળીઓ જ હતા. એમના ચહેરા જોઈને ખબર નથી પડતી કે હસવાની તૈયારી છે કે રોવાની. પણ તૈયારી સ્પષ્ટ દેખાય છે. બીડી પીવામાં પુરુષ, સ્ત્રી કે બાળક એવો ભેદ એમનામાં હોતો જ નથી. આપણે જેમ બાળકને જન્મ થતાંવેંત મધ ચખાડીએ છીએ, તેમ આ લોકો બાળકને મોઢે બીડી આપતા હોય તો આશ્ચર્ય નથી.

રસ્તામાં ચુનભટ્ટી અને તીનધારિયા સ્ટેશનોએ વિશેષ ધ્યાન ખેંચ્યું.

અમે જેમ જેમ ઉપર ચડ્યા તેમ તેમ વાદળાં અમારી ઊંચાઈએથી નીચે દેખાવા લાગ્યાં. ફરી ફરી દૂર દૂર વિસ્તીર્ણ મેદાન દેખાય અને દૃષ્ટિ ફેરવીને આ બાજુ જોઈએ એટલે વિશાળ પહાડ દેખાય. આ બે ભવ્યતા વચ્ચે અમારી નાનકડી ટ્રેન તો સાવ હસવા જેવી લાગતી, અને છતાં એની મદદથી જ મેદાન અને પહાડનો સંયોગ આપણે સાધીએ છીએ એ કૃતજ્ઞતા મનમાં આવ્યા વગર રહેતી નથી.

જ્યારે અમે પૂરતા ઊંચા આવ્યા ત્યારે દૂર મેદાન ઉપર એક લાંબી નદી અજગરની પેઠે ફેલાયેલી દેખાઈ. એ નદીનું નામ કોઈ પણ મુસાફર પાસેથી હું મેળવી ન શક્યો, પણ અનુમાન તો કર્યું જ કે એ તિસ્તા હોવી જોઈએ. હજી થોડાક ઊંચે ચડ્યા એટલે તિસ્તા દૂર ગઈ અને મહાનદીનો પટ વધારે સ્પષ્ટતાથી દેખાવા લાગ્યો.

દર્શનસમૃદ્ધ અને અનુભવ-પરિપક્વ મન ડગલે ને પગલે તુલના કરવાનું જ. અમે ઉટાકામંડ ગયા હતા ત્યારે પણ આવી જ પહાડી હળવી ટ્રેનમાં બેઠા હતા. ત્યાંનું ચડાણ વધારે આકરું હોવાથી બે પાટા વચ્ચે એક દાંતાળો પૈડાને માટે પગથિયાં કર્યાં હતાં એ રીતે ટ્રેન નીચે લપસી ન જાય એવી ગોઠવણ કરી હતી. દાર્જિલિંગની રેલવેમાં એવું કશું કરવું નથી પડ્યું. ઉટાકામંડને રસ્તે જેમ કુન્નૂર છે તેમ દાર્જિલિંગને રસ્તે કરસિયાંગ છે. ઉટાકામંડનો રસ્તો વધારે રૂપાળો કે દાર્જિલિંગનો, એ કહેવું મુશ્કેલ છે. કેમ કે જૂના સંસ્કારો જો ફોટોગ્રાફિક તાજગી રાખતા હોય તો જ તુલના કરી શકાય. સીમલા, શિલોંગ, ઊટી અને દાર્જિલિંગ, આ ચાર પહાડી રેલવે રસ્તાઓ એકસામટા નજર આગળ આણી શકાતા હોય તો કેવું સારું! અમૃતલાલનું માનવું છે કે, શિલોંગનો રસ્તો દાર્જિલિંગના રસ્તા કરતાં અનેક રીતે ચડિયાતો છે. કેવળ ઊંચાઈમાં નહિ પણ શોભાની વિવિધતામાં. મને સ્મરણ છે તે પ્રમાણે, સીમલાના ચડાણ કરતાં ઊટીનું ચડાણ વધારે આકર્ષક છે. એટલે હવે ઊટી અને શિલોંગ વચ્ચે જ નિર્ણય આપવાનું રહે છે.

પહાડ ચડતી વખતે વાદળાંની શોભા કંઈ અનેરી હોય છે. બાળકો જેમ ક્ષણમાં રુષ્ટ થાય છે અને ક્ષણમાં તુષ્ટ, તેમ આ વાદળાંઓ પોતાની વૃત્તિ ક્ષણે ક્ષણે ફેરવે છે. કેટલાંક વાદળાં આળસુ થઈને એકાદ ખીણમાં ભરાઈ જાય છે. અને થાકેલાં ઢોરો જેમ માંડ આગળ વધે છે તેમ, ખીણમાંથી ઉપર ઊપસતાં ઊપસતાં અને આંખો ચોળતાં ચોળતાં નિશાળે જાય છે. આપણે જ્યારે મેઘખંડથી ઊંચે ચડીએ છીએ ત્યારે રૂ પાથર્યું હોય એવી રીતે એ વાદળાં આપણા પગ તળે દૂર દૂર સુધી ફેલાયેલાં દેખાય છે. તડકામાં ગાદલાં પાથર્યાં હોય એટલે બાળકોને જેમ એના પર આળોટવાનું મન થાય છે, તેમ આપણને પણ અહીં એમ થઈ આવે છે કે પહાડની ઊંચાઈએથી જો પડતું મૂકીએ તો આ વાદળાંનાં ગાદલાં પર આપણે આળોટી શકીએ ખરા!

આ થઈ પાકાં વાદળાંની વાત. કેટલાંક કાચાં વાદળાં પીંજાયેલા રૂની પેઠે આપણી આસપાસ ઘેરો ઘાલે છે અને આપણને ભીડી રીતે ગૂંગળાવે છે. અને આપણે જરાક ચડીએ એટલે તરત રડવા માંડે છે. રડીને ડાહ્યા કેમ થવું એ તો વાદળાં જ

જાણે. જોતજોતામાં હવા સાફ થઈ જાય છે. ભીનાં પાંદડાં ચળકવા માંડે છે અને કુદરત પ્રસન્નતાથી હસવા માંડે છે.

અંતે અમે કરસિયાંગ પહોંચ્યા. બપોર થયો હતો. મારા મેજબાન શ્રી. લક્ષ્મીનારાયણ અગ્રવાલ અમારી રાહ જોઈ જોઈને થાક્યા હતા. એમની અતિથિ-શીલતા વિષે પ્રથમથી જ સાંભળ્યું હતું. ત્રીજે પ્રહરે સભા થઈ. ભાઈ લક્ષ્મીનારાયણે પુરુષાર્થ ન કર્યો હોત તો આટલા થોડા વખતમાં આટલા બધા લોકો ભેગા ન થયા હોત. શ્રોતૃસમુદાયમાં નેપાળીઓ પણ હતા અને બંગાળીઓ પણ હતા, બે પારસી પણ હતા. ત્રણ ચાર જેસ્યુઈટ મિશનરીઓ પણ હતા, બે ગોરા અને બે દેશી. એમાંના જ એક વિદ્વાન ભાઈએ અધ્યક્ષપદ લીધું. એ મૂળે બેલ્જિયમના છે. ભારતીય તત્ત્વજ્ઞાન અને હિંદી સાહિત્યનો એમણે સારો અભ્યાસ કર્યો છે. સભાના પ્રારંભમાં તેમ જ અંતમાં તેઓ હિંદીમાં જ બોલ્યા. મેં બંગાળીઓને કહ્યું કે, બંગાળી રાષ્ટ્રભાષા કેમ ન બને એવો સવાલ ઉઠાવવાને બદલે, જે રાષ્ટ્રભાષા થઈ ચૂકી છે તેના પ્રચારનું કામ પોતાના હાથમાં લો અને એના ઉપર બંગાળી ભાષાની અસર પાડો. નેપાળી ભાઈઓને મેં કહ્યું કે, તમારી ભાષાનો વિકાસ કરવાના પ્રયત્નમાં હિંદીથી દૂર દૂર જવાનો પ્રયત્ન ન કરતા, પણ તમારી ભાષા ઉપર હિંદીની વધારેમાં વધારે અસર પડવા દેજો.

બંગાળી અને હિંદી વચ્ચે સહયોગ જામે એ હેતુથી મેં આખા સમુદાયને કહ્યું કે, એક અમારી રાષ્ટ્રભાષા છે જ્યારે બીજી અમારા રાષ્ટ્રગીતની ભાષા છે. બંને પ્રત્યે અમારા મનમાં પ્રેમાદર છે. બંનેનો વિકાસ અને પ્રચાર અમે ઇચ્છીએ છીએ. બંનેએ મા વિદ્વિષાવહૈ ની દીક્ષા લેવી જોઈએ.

સભા પૂરી કરી અમે પાસેની એક ઊંચી ટેકરી પર ગયા. રસ્તામાં બરદ્વાનના મહારાજાનો બંગલો જોયો. કેટલાંક પારસી બાળકો રસ્તામાં ઊભાં રહી આસપાસની શોભા જોતાં હતાં અને કાલી કાલી ગુજરાતી બોલતાં હતાં એ સાંભળીને અમે તરત થોભ્યા. ગુજરાતીના બોલ કાને પડતાં જ હર્ષોત્ફુલ્લ થવાય છે. એના માનમાં અમે જરા શોભ્યા અને ચાના ઠીંગણા છોડો વચ્ચે થઈને ટેકરીને માથે પહોંચ્યા. અહીંથી આખું કરસિયાંગ સુંદર રીતે દેખાતું હતું. પહાડી શહેરોની શોભા નાટકના પડદાઓ આડાઅવળા ગોઠવાયા હોય એના જેવી લાગે છે. રૂપાળા બંગલાઓ ઝાડીમાંથી માથું ઊંચું કરે છે. લાલ, ધોળા, લીલા રંગથી રંગાયેલા ઘરોનો સરવાળો મન ઉપર એક વિશેષ અસર પાડે છે. અમારી સાથે રસ્તો બતાવવા બે જુવાનો આવ્યા હતા. સંસ્કારી અને શરમાળ હોવાથી ઝાઝું બોલતા ન હતા, પણ પૂછીએ તેનો જવાબ પ્રસન્નતાથી આપતા.

ટેકરીને માથે પહોંચ્યા. ત્યાં સામે એક નીચી ટેકરીની ધાર દૂર સુધી ગઈ હતી. ટેકરીની ધારને માથે એક જ રસ્તો જાય એમ હતું. એક બાજુ નીચે જેલ ઝાડો વચ્ચેથી માથું ઊંચું કાઢતી હતી. બંગાલના પ્રધાન ફજલુલ હકનો બંગલો અમે પણ કોઈક છીએ એમ કહેતો હતો. અને એસ. ડી. ઓ.-નો બંગલો ટેકરીને છેડે જઈ પ્રતિષ્ઠાની અસ્પૃશ્યતા માણતો હતો.

બીજી એક ટેકરીને માથે એક બંગાળીએ લાખ બે લાખ રૂપિયા ખરચી ક્ષયરોગીઓ માટે એક સુંદર આરોગ્યભવન બાંધ્યું છે. એને પોતાની પ્રજા નથી એટલે આ દર્દીઓને જ પોતાની પ્રજા માને છે અને જાતે હાડમારી વેઠીને ભેગા કરેલા પૈસા માંદાઓની માવજતમાં ખરચે છે. પાછળની ઊંચી ટેકરી પર જેસ્યુઈટ લોકોની કોલેજ છે. પ્રતિષ્ઠામાં એ જ સૌથી વિશેષ આકર્ષક લાગી. અમારી સાથેના મદનલાલે કહ્યું કે, 'પેલી પાર ઊંચી ટેકરી દેખાય છે એને માથે ધૂમ છે અને એથી જરાક નીચે ઊતરીએ એટલે દાર્જિલિંગ દેખાય છે. એની પાછળ જો વાદળાં ઘેરાયાં ન હોત તો કાંચનજંગાનો ભવ્ય પહાડ આપણે જોઈ શકત.'

અમે જે ટેકરી પર ઊભા હતા ત્યાં કોઈ ભૂટિયાની કબર ચણેલી છે. કબરના આકાર પરથી ખાતરી થતી હતી કે ભૂટિયા જાતિમાં કોઈ બારેમાં ભારે પ્રતિષ્ઠિત માણસ અહીં સૂતો હોવો જોઈએ. સામે પશ્ચિમની બાજુએ ઊંચા પહાડ ઉપર આકાશમાં કેટલાંક વાદળાં ઝઝૂમતાં હતાં અને સૂર્યનારાયણને સંતાડતાં હતાં. વાદળાં પાછળથી સૂર્યનારાયણ નીચેની ખીણમાં સર્ચલાઈટના મયૂખો ફેંકતા હતા. એ મયૂખોનો પંખો હવામાં એટલો બધો શોભતો હતો

કે, સામેના પહાડ અને પગ તળેની ખીણ અક્ષરશઃ સુવર્ણભૂમિ થયાં હતાં.

સવાછનો વખત હશે. સાંજની પ્રાર્થનાનો સમય થયો ન હતો. છતાં મનમાં થયું કે, આટલું દૈવી દશ્ય છોડીને ઘેર જઈ આંખો મીંચીને પ્રાર્થના કરવામાં લાભ શો ? પ્રત્યક્ષ ભગવાન જે ક્ષણે દર્શન દે છે તે જ વખત પ્રાર્થના માટે સુમુહૂર્ત ગણાય. અમે ઘાસમાં બેસી ગયા અને ઉઘાડી આંખે હિમાલયનું પાવન દશ્ય આંખોમાં ભરી લેતાં પ્રાર્થના શરૂ કરી: ईशावास्यमिदं सर्वम् ! ખરેખર, સામેનો પહાડ, એને માથે દેખાતું ચળકતું આકાશ, એના ઉપરનાં સોનાનાં વાદળાં, અને અમે બેઠા હતા એ ટેકરીનું શિખર, બધું જ ઈશ્વરના સાન્નિધ્યથી વાસિત થઈ ગયું; અને એ વાતાવરણમાં આખી પ્રાર્થના ચાલી. જ્યાં ત્યાં સોનું રેડાતું હતું, પણ એ ધનનો લોભ કોણ કરી શકે ?

સૂર્યનારાયણ વાદળાંમાંથી નીચે ઊતર્યા. આંખો એકદમ અંજાઈ ગઈ. સામેની પહાડની ધાર સળગી ઊઠી અને લીલાં ઝાડો સિંદૂરવર્ણાં થઈ ગયાં. ફાટેલી આંખોએ જમણી બાજુએ જોયું. ત્યાં અમારી આસપાસના, દૂરના અને નજીકના પહાડો ઉપરના બંગલાઓના કાચનાં બારણાં ચળકવા લાગ્યાં. અસંખ્ય heliograph (સૂર્યનો ફોટો લેવાનાં યંત્ર) કામ કરવાની તૈયારીમાં ઊભાં હોય એવી રીતે ટેકરીઓ ચળકવા માંડી. આ બધા હીરાઓ છે કે તારાઓ છે એવી શંકા મનમાં આવતી હતી. પ્રાર્થના પૂરી થવા આવી. એટલામાં સૂર્ય સામેના ડુંગર પાછળ આથમી ગયો અને તરત, જે મયૂખો ખીણમાંથી ઊઠીને અમારા ઉપર પ્રકાશનો મારો કરતા હતા, તે બધા ઊર્ધ્વબાહુ થઈને આકાશને સળગાવવા લાગ્યા.

આ દશ્ય થોડોક જ સમય ટક્યું. એકદિપૂષાએ રશ્મિઓનો સમૂહ કર્યો. અને અમે ત્યાંથી ઊઠીને સંધ્યાપ્રકાશમાં ચાનાં ખેતરો વટાવી ઘેર આવવાની તૈયારી કરી. ફરી ફરી પશ્ચિમના બદલાતા રંગો તરફ જોતા હતા અને ફરી ફરી આખા કરસિયાંગનો વિસ્તાર અજમાવતા હતા.

એકાએક મારા મનમાં વિચાર આવ્યો, અમારી પાછળના સ્તૂપ કે સ્તંભ તળે કબરમાં સૂતેલા પ્રાચીન ભૂટિયાએ અમારી પ્રાર્થના સાંભળી હશે ખરી ? અહીં સૂતેલો માણસ ભૂટિયા જાતિનો કોઈ રાજા કે આગેવાન હશે કે કોઈ 'સંત પિયારા' હશે. જંગલી લોકોના ધર્મમાં શક્તિશાલિતા અને સાધુતા વચ્ચે વિરોધ નથી હોતો. શક્તિના ઉપાસકો જ્યાં જ્યાં સામર્થ્યનું પ્રાકટ્ય જુએ ત્યાં ત્યાં દૈવી શક્તિનું આરોપણ કરે જ. એટલે અહીં સૂતેલો માણસ કોઈ સંત સત્પુરુષ હશે તો એની પાસે એની કોમની આગેવાની આવેલી હશે જ, અને જો એ શક્તિમાં કોઈ ઇન્દ્ર સમો રાજા હશે તો લોકોએ એની પૂજા શરૂ કરી હશે જ.

• આજે આ ભૂટિયા લોકોનું રાજ્ય ક્યાંય રહ્યું નથી. બિચારા જ્યાં જાય ત્યાં બોજો ઊંચકવાનું જ કામ કરે છે. જે ટેકરીઓ ઉપર તેઓ સિંહની પેઠે રાજ્ય કરતા હતા અને અનિરુદ્ધપણે વિચરતા હતા, તે ટેકરીઓ હવે તેમની રહી નથી. દેશી લક્ષ્મીપુત્રો અને પરદેશી રાજ્યકર્તાઓ એ ભૂટિયાના માથા ઉપર દરેક જાતનો માલ લાવીને અહીં લઈ આવ્યા અને એમણે અહીં ગંધર્વનગરીની સ્થાપના કરી. એનું જૂનું નામ ખરસાન પણ બદલાઈને કરસિયાંગ થઈ ગયું. કબ્રસ્તાનનો પેલો સ્તંભ હવા, પાણી અને તડકાની અસરથી નષ્ટ થાય નહિ ત્યાં સુધી જ આ ભૂટિયાના જૂના જમાનાની સ્મૃતિ પણ રહેવાની. પછી બધું એવું તો સુધરી જવાનું કે, એ વાતાવરણમાં આખી ભૂટિયા જાતિ ગૂંગળાઈ જવાની. આજે જ તેઓ શરાબના અને જાત જાતનાં વ્યસનના ભોગ થઈ પડ્યા છે. પરદેશી વસ્તુઓ ખરીદીને તેઓ પોતાનું સર્વસ્વ ખોઈ બેસે છે. શક્તિ, નીતિ, સંપત્તિ અને પ્રગતિ બધું જ ખોઈને તેઓ વર્તમાનકાળ પૂરો કરે છે. તેમનામાં નથી રહી ભૂતકાળની સ્મૃતિ, નથી રહી વર્તમાનકાળની ટેક, કે નથી દેખાતી ભવિષ્યકાળની આશા. આધુનિક સંસ્કૃતિ અહીં બધે ફેલાઈ છે, પણ એના પાયામાં ભૂટિયા જાતિનું બલિદાન અપાયું છે, એ આપણે ભૂલી શકતા નથી.

બધે અંધારું થાય તે પહેલાં અમારે ઘેર જઈને પેટની પૂજા કરવી હતી. એટલે ભૂટિયા જાતિનું ટૂંકું શ્રાદ્ધ ત્યાં ને ત્યાં જ પતાવી અમે ઘેર ગયા અને અનેક રીતે ખોસનાં ફૂલોમાં અને ઘરનાં હસતાં બાળકોની વાતોમાં બાકી બધું ભૂલી ગયા.

તા. ૨૮-૫-'૪૧

काका कालेलकर

# યંત્રોદ્યોગી બનો અને મરો

છેલ્લા કેટલાક મહિનામાં, ઉદ્યોગ અને વેપાર-રોજગારમાં રસ લેનાં અનેક મંડળો પરિષદો ભરીને એ વિચાર કરવા લાગ્યાં છે કે, લડાઈ પહેલાં આપણા દેશનો જે કાચો માલ બહાર મોકલાતો, તે હવે વણવપરાયો અહીં પડી રહે છે, તેને કેવી રીતે ઉપયોગી વસ્તુ બનાવવામાં વાપરી કાઢવો. એને અંગેની અનેક નાની મોટી વાતોના કોલાહલમાં એક સર્વસામાન્ય ધ્રુવપદ એ લાગે છે કે, 'યંત્રોદ્યોગી બનો અથવા મરો.' આ ધ્રુવપદથી તેઓ એમ કહેવા માગે છે કે, ઉત્પત્તિનું જે કામ આજ લગી પરદેશીઓ કરતા હતા, તે આપણે ઉપાડી લેવાને સારુ કેન્દ્રીય યંત્રોદ્યોગો શરૂ કરવા જોઈએ. પણ આના નેતાઓ એક વાત ભૂલી જાય છે કે, જ્યાં સુધી દેશની નાણાંનીતિ પ્રજાકીય કાબૂમાં ન હોય, ત્યાં સુધી ઉત્પત્તિની નીતિ સતત સંભાળી શકાશે એની ખાતરી ન રાખી શકાય. આ સંજોગોમાં નવાં સાહસોનું બીડું ઝડપવું એ અતિ જોખમ-કારક છે. ભૂતકાળમાં, રૂ અને ખાંડ જેવા થોડા ઉદ્યોગો, અહીં જડ ઘાલી બેઠેલા સ્વાર્થોવાળી પરદેશી સરકારે તેમને નભવા દીધા, તો તે ખીલ્યા છે એ ખરું; પરંતુ આપણું ભવિષ્ય આપણા કાબૂમાં રાખવાની સ્થિતિમાં ન હોઈએ ત્યાં સુધી કશી મોટા પાયા પર યોજના બની શકે એમ નથી.

અને ધારો કે આપણી નીતિ આપણે નક્કી કરી શકીએ છીએ, તોપણ યંત્રોદ્યોગ આપણાં દુઃખોનો ઇલાજ છે શું? ઘણા યંત્રોદ્યોગપતિઓ પોતાને માટે ધનના ઢગ મારી લેવા ઇચ્છતા હોય, તો તેમને અત્યારે સારો લાગ છે, કેમ કે એમના (પરદેશી) હરીફો આજે બીજાં કામોમાં રોકાયેલા પડ્યા છે. પરંતુ એવા રેતાળ પાયા-ઉપર રાષ્ટ્રની નીતિ ન ચણી શકાય. આપણા વિચારવંત માણસો સમજવા લાગ્યા છે કે, યંત્રોદ્યોગ અને શસ્ત્રાસ્ત્ર-સરંજામ ગરીબાઈ અને પરદેશી રાજસત્તા સામે ઉપાય નથી.

યંત્રોદ્યોગો સ્થાપવા માટે જબરી મૂડી અને જૂજ મજૂરી જોઈએ. આપણા દેશમાં એથી ઊલટી જ દશા પ્રવર્તે છે: મૂડી આપણી પાસે જૂજ છે પણ મજૂરી અપાર પડી છે. આ સિદ્ધ કરી બતાવવા માટે લાંબી દલીલની જરૂર ન હોવી જોઈએ. કમનસીબની વાત છે કે, આપણા પોતાના વતનની શી દશા છે તે આપણે ભૂલી ગયા છીએ, અને એને અંગેની આવી સાવ મૂળભૂત હકીકતો પણ સિદ્ધ કરવી પડે છે.

આપણી માથા દીઠ વાર્ષિક આવક કેટલી છે તે શોધીને, આપણે કેવા ગરીબ છીએ, તે બતાવવાના અનેક પ્રયત્નો થયા છે. આવા પ્રયત્નોને અમે વ્યર્થ ગણીએ છીએ. એક રાષ્ટ્ર જેવા મિશ્ર સમૂહમાં, સરાસરીનો જો કશો અર્થ હોય તો એટલો જ કે, એ કાઢવામાંથી મહત્ત્વાકાંક્ષી વિદ્યાર્થીઓને માનસિક કસરતનું સાધન મળી રહે. બાકી એમાં કશો અર્થ નથી. હાથી, કીડી અને માખીની ગણતરી કરી કહીએ કે, હિંદમાં દર ચોરસ માઈલે આટલા જીવ વસે છે; અને જે સમૂહમાં મહિને લાખોના આવરાથી માંડીને ઊલટા અવળા થતા હોય એટલે સુધીના, આવકની અંદર ભેદો છે, ત્યાં માથા દીઠ આવક ગણવી;—આ બે વાત સરખી છે. એક અમુક ગામના ચમારો કે કુંભારો જેવા એકસમાન નાના સમૂહમાં, બરોબર મર્યાદિત કરેલી કક્ષામાં રહીને, જો આવી ગણતરી કરવામાં આવે, તો તે કાંઈક બતાવી શકે અને ઉપયોગી થાય. પરંતુ એક રાષ્ટ્ર જેવડા વ્યાપ ઉપર તે કરવામાં આવે, તો તેવી ગણતરીનો કશો અર્થ રહેતો નથી. એક ગામના કુંભારોમાં ત્રણ કુટુંબો માસિક રૂા. ૪૦ લગભગ કમાય અને પાંચ કુટુંબો લગભગ રૂા. ૨૫ કમાય, અને (કુટુંબમાં પાંચ માણસ ગણતાં) જો માથાદીઠ માસિક આવક રૂા. ૬ છે એમ કહાય, તો એની ઉપર કાંઈક લેખાં માંડી શકાય.

વળી, માત્ર ધન એટલે જ આવક નહિ; આવકની એવી ઘણી ચીજો છે કે જે રૂા. આ. પા. થી ન મૂલવી શકાય. વાઈસરૉયની આવક શી છે? માસિક ૨૦ હજાર માત્ર નહિ. તેને રહેવાને મહેલ મળે છે; જાહેર ખર્ચે બનાવેલા અતિ ખર્ચાળ રસ્તાની મજા તે માણે છે; જ્યારે અનેક ગ્રામવાસીને નસીબે છાજનું ઝૂંપડું અને રસ્તા તરીકે કાંટાળી કેડીઓ જ

માત્ર હોય છે. મારો પક્ષ સાધવા હું આ કોઈ આડી દલીલ કરતો નથી. સામાન્ય રીતે શહેરીઓ જાહેર દીવાબત્તી, દવાદારૂ, શિક્ષણ, તારટપાલ વગેરેની અનેક એવી સામાજિક સુખસગવડોનો લાભ મેળવે છે, કે જે બધી ગ્રામપ્રદેશમાં નથી મળતી, અને છતાં સ્થૂળ સંપત્તિનું તો તે એક સંગીન અંગ હોય છે. આ બધી ઉપરાંત સૂક્ષ્મ માનસિક આવક પણ હોય છે. જેમ કે ચિત્રસંગ્રહ જોવા મળવો. અને એને નાણાંમાં મૂલવવાનું તો બને જ નહિ. છતાં ધારો કે આપણે એ બધી આવકોને નાણાંમાં મૂલવી શકયા; તોપણ ૫૦ વર્ષ ઉપર કાઢેલા આંકડા સાથે એને સરખાવવા મથવું એ પણ વ્યર્થ છે, કારણ કે નાણાંની ખરીદ-શક્તિ બદલાઈ છે. ભાવતાલનાં ધોરણ દર્શાવતા આંકડા એમાં કશી સૂઝ નહિ પાડે; કેમ કે એ આંકડા કેટલીક ચીજોની જ કિંમતને આધારે કાઢેલા હોય છે; બીજી ચીજો કે જેમાં ગ્રામવાસીઓને સાચી લેવાદેવા છે તેમના ભાવફેરની સાથે એ આંકડાને એકસરખો સંબંધ નહિ હોય. આથી, બધી તરફથી આપણને એ જ દેખાય છે કે, ઉપર ચર્ચેલી ગણતરીઓમાં આપણો વિશ્વાસ બેસી ન શકે.

આંકડા બહુ થોડા લોક સમજે છે; છતાં આંકડા માગવાની ફેશન થઈ ગઈ છે. થોડાક જ વખત ઉપર, એક પ્રાંતિક સરકારના નાણાંનો સલાહકાર જાણવા ચહાતો હતો કે, ગ્રામવાસીઓ ભૂખે મરે છે તે આંકડા મારફતે આપણે સિદ્ધ કરી શકીએ? અને એ સિવિલિયન છે, સર છે, અને આ દેશમાં પા સૈકા પર રહી ચૂકયા છે! તેવા લોક છતી આંખે જોતા નથી તેવા અવળ-વાણી લોકને માટે, રસ્તા પર ચાલતાં હાડપિંજરો સિવાય બીજી કશી સાબિતી નહિ હોય. . . . .

પણ લોક આંકડા માગશે; તો એની પંડિતાઈનું તાજેતરનું પરાક્રમ પ્રો. રાવે કર્યું છે તે આપણે લઈએ. પ્રો. રાવને માટે એટલું કહેવું જોઈએ કે, આ પ્રકારના સંશોધનને જે મોટી મોટી મર્યાદાઓ હોય છે, તે તેમણે પ્રત્યક્ષ જોઈ છે. તેમની ગણતરી માથા દીઠ વાર્ષિક આવક રૂ. ૬૦-૭૦ની આવે છે. એટલે કે, વાઈસરૉયને મહિને રૂ. ૫ મળે છે! આ કહેવું કેવું બેહૂદું છે? પરંતુ, એક અર્ધનગ્ન ડોસી, પેટનો ખાડો પૂરવા નહિ, પણ તેનાં બે પડ ચોટી ન જાય એટલા સારુ, સાંજ પડ્યે ભડકી કરીને પીવા મળે તેને માટે, ઘાસનાં બીજ એકઠાં કરે છે,—તે ડોસીને મહિને રૂ. ૫|| ની રાજવી આવક છે, એમ કહેવું તે તો તેના કરતાંય હાસ્યાસ્પદ છે. છતાં આ કથા સાચી માનીએ, તોપણ રાષ્ટ્રવ્યાપી ધોરણે યંત્રોદ્યોગો ચલાવવાને માટે જોઈતી મૂડી આ આવકમાંથી ક્યાંથી આવવાની?

આ ઓછી આવક મૂડીની અછત ઉપરાંત ઓછાં ધંધોરોજગાર સૂચવે છે. એટલે, મૂડી નથી અને શેકબંધ મજૂરી મળી શકે એમ છે—આ માન્યતા ઉપર લોકની ઉત્પન્ન-શક્તિ સંગઠિત કરવામાં ઉપાય રહેલો છે. ગણતર વ્યક્તિઓ યંત્રોદ્યોગો ઘડવાના જે મનોરથો કલ્પે છે, તે ગણતરને જ આબાદ કરશે, અને બીજા બધા તો મરશે.

મોત એ જ માત્ર માણસની આખર હોય તો તો આપણે શુદ્ધ ભૌતિક ખ્યાલ માત્રથી અટકીએ. પરંતુ જીવન તો બરાબરીનો ખેલ છે; એટલે મનુષ્યની આર્થિક ક્રિયાઓ સાથે કામ પાડતી વેળાએ, આપણે તેમાંથી ફળતી માત્ર ભૌતિક કિંમતનો જ નહિ, પરંતુ તેનાં સામાજિક અને સાંસ્કૃતિક ફળો પણ નજર સામે રાખવાં જોઈએ. કેન્દ્રીય યંત્રોદ્યોગો દ્વારા પાર્થિવદૃષ્ટિ ઉદ્યોગપતિઓ પોતાના આત્માને ગુમાવે છતાં આખું જગત મેળવે; પરંતુ ગ્રામજનતા તો એ સોદામાં આત્મા જ નહિ પણ જગત પણ ખુએ. પણ જો આપણે એક એવી રાષ્ટ્રવ્યાપી યોજના ઘડીએ કે જેમાં દરેકને પોતપોતાનું કામ કરવામાં લગાડવામાં આવે, તો આપણે મજબૂત પાયે કામ કરી શકીએ.

યુરોપના યુદ્ધમાં આપણે જોઈએ છીએ કે, બારે યંત્રોદ્યોગી પ્રજાઓ પાનખરનાં પાનની પેઠે ખરવા લાગી છે. યંત્રોદ્યોગ-સ્થાપનાથી તેમનો ઉદ્ધાર નથી થયો; ઊલટો વિનાશનો પંથ લાધ્યો છે. આ ઉધાડા વિધિના લેખ આગળ આપણે આંખ બંધ કરી શકીશું? વેળાસર મળેલી આ સાવચેતી પાછી ઠેલીને સત્તાનાશની ખાઈમાં જતા રોકાઈશું?

જે. સી. કુમારપ્પા

(એપ્રિલ '૪૧ની અંગ્રેજી 'ગ્રામઉદ્યોગ પત્રિકા' પરથી)

# પશ્ચિમના વિચારકો શું કહે છે?

### યંત્રોની ગુલામી

આપણા દેશમાં મોટા યંત્રોદ્યોગો વિશાળ પ્રમાણમાં દાખલ કરવા ને વધારવા એ હિતકારક છે કે કેમ, એની ચર્ચામાં યંત્રોના પક્ષપાતીઓ ઘણી વાર ભૂલી જાય છે કે, સામા પક્ષનો વિરોધ *યંત્રો પ્રત્યે નથી પણ તેના બહોળા — સાર્વત્રિક* ઉપયોગની સામે છે. અને તે વિરોધનું પણ મુખ્ય કારણ એ છે કે, એવી રીતે યંત્રોનો ઉપયોગ થવાથી હાથઉદ્યોગોમાં રોકાયેલાં લાખો માણસો બેકાર ને ભૂખે મરતાં થઈ જાય છે, ને સંપત્તિની વહેંચણી સમાનતાના પ્રમાણ પર થવાને બદલે તે થોડાક ધનિકોના હાથમાં જ ભેગી થાય છે, ને સમાજમાં ધનિક અને રંક વચ્ચેની વિષમતા વધે છે, તથા માણસોની ભોગવિલાસની વાસના હદપારની વધી જાય છે, ને ધન અને ભોગૈશ્વર્ય એની જ પૂજા સર્વત્ર ચાલે છે, અને છતાં માણસોને તૃપ્તિ તો થતી જ નથી. વળી આજે જગતમાં જે ભીષણ સંહાર ચાલી રહેલો છે, તેના મૂળમાં પણ ઘણે અંશે યંત્રોનો અવિચારી ઉપયોગ જ રહેલો છે. એ વિષમતા ને આ સંહારથી સંતપ્ત થઈ પશ્ચિમના કેટલાક વિચારકો દયાર્દ્ર હૃદયે યંત્રોના વિશાળ ઉપયોગની સામે પોકાર કરવા લાગ્યા છે. એ પોકાર આજે ભલે અરણ્યરુદન જેવો હોય, પણ જગત આવા સંહારોથી કાયર થઈ, થાકી હારીને શાણપણ શીખશે ત્યારે એ પોકાર સંભળાયા વિના નહિ રહે.

અમેરિકાના શિકાગો શહેરમાંથી નીકળતા માસિક પત્ર 'યુનિટી'ના સંપાદક ડૉ. જોન હેનીસ હોમ્સ એવા એક ક્રાંતદર્શી વિચારક છે. તેઓ 'યુનિટી'ના એપ્રિલ માસના અંકમાં લખે છે:

"'ન્યૂ રિપબ્લિક' પત્રમાં બ્રૂસ બ્લીવને 'વિજ્ઞાન નવી દુનિયા સરજે છે' એ મથાળાવાળો એક ચમકદાર લેખ લખ્યો છે. તેમાં તેણે બટાળ કરી છે કે, 'થોરો જ્યારે વૉલ્ડન તળાવ આગળ રહેતો હતો ત્યારે તેની પાસે વીસ ચીજો હતી, ને તેટલીને જ તે આવશ્યક માનતો; પણ આજે સામાન્ય અમેરિકન કુટુંબની પાસે નવ હજાર ચીજો હોય છે.' મને લાગે છે નવ હજારનો આ આંકડો ઓછો છે. આજે નવ હજાર નહીં પણ તેથી નવ ગણી યાંત્રિક કરામતો ને પાર્થિવ વસ્તુઓ એવી છે, જેના વિના આજના જગતમાં કોઈ પણ માણસ પોતાને સુખી માની શકતો નથી. અને આ જ આપણા જગતનો એકમાત્ર વ્યાધિ — અથવા કહો કે અનેકમાંનો એક મુખ્ય વ્યાધિ — નથી? આર્થિક ને ભૌતિક ધન-સંપત્તિ માટેની આ આસુરી લોલુપતા, આપણાં રાક્ષસી યંત્રોએ પેદા કરી છે એવી લક્ષાવધિ ચીજો વિષેની લેવલી ઝંખના, રેડિયો, મોટરો, સિગરેટ સળગાવવાની બત્તીઓ, વીજળીના દીવાની જાતજાતની કરામતો, શરીરશૃંગારનાં અનેકવિધ સાધનો, ઢોરો અને પહેરવેશો, એરોપ્લેનો ને બૉંબ વરસાવનારાં હવાઈ જહાજો, સબમરીનો, ગૅસની સામે રક્ષણ માટે પહેરવાના બુરખા, અને બૉંબથી બચવા માટે ભરાઈ બેસવાનાં ભોંયરાં—એ બધાની મોહની માણસને નરકની સમીપમાં સમીપ લઈ જવા સિવાય બીજું શું કરે છે? થોરો એ અંતરદૃષ્ટિ કરી અંતરમાં વિરાજતા આત્માની સમૃદ્ધિ નિહાળી ચિરંતન તૃપ્તિ મેળવનાર સુસંસ્કૃત માણસ નહીં તો બીજું શું હતો? આજના જમાનાનો સામાન્ય માણસ એ, કાચના મણકા ને ટુકડાઓ નીરખી નીરખીને રાજી થનાર જંગલી માણસની પેઠે, આપણા યંત્રયુગે પેદા કરેલી લક્ષાવધિ ચીજો જોઈ ખેલીને રાજી થનાર વનેચર નહીં તો બીજું શું છે? માનવજીવનના મહાનાવિકો — બુદ્ધ, ઈસુ, સંત ફ્રાન્સિસ, ટૉલ્સ્ટૉય, થોરો, અને હવે ગાંધી — સહુ એક અવાજે પોકારીને કહે છે કે, માણસે દુન્યવી ભોગ-વિલાસની ચીજોની તૃષ્ણા ને ગુલામીમાંથી મુક્તિ મેળવવી ઘટે છે. અને છતાં આપણે તો એવા સમાજમાં પડ્યા છીએ, જેના પર નર્યાં જડવાદની પૂજા કરનારા વિજ્ઞાનની સત્તા ચાલે છે, જે આપણને ધનસંપત્તિના પાશમાં વધારે ને વધારે જકડવા માગે છે, અને જે માને છે કે, માણસની તૃષ્ણાઓની સંખ્યા અને તીવ્રતા જેટલી વધારે હોય તેટલો તે વધારે સુખી છે. બ્રૂસ બ્લીવનનો લેખ વાંચીને મને આખે શરીરે કંપારી છૂટી. ન્યૂ યૉર્કમાં જૂના 'ઈડન મુસી'માં હું 'નરકાગાર' જોવા ગયો ત્યાર પછી આવો ત્રાસ મને આજ લગી કદી છૂટ્યો નથી. આપણે આ દશાએ પહોંચી રહ્યા છીએ શું? પણ કદાચ એ દશા ન આવે. કુદરતની પાસે પોતાનું રક્ષણ કરવાનો રસ્તો પડેલો છે. આ બધા ભૌતિક, જડવાદી વિજ્ઞાને ને તેના યાંત્રિક ચમત્કારોએ, છેવટે ઇતિહાસમાં ભીષણમાં ભીષણ વિનાશ કરનારા યુદ્ધ સિવાય બીજું શું પેદા કર્યું છે? આપણે કદાચ આ યંત્રોના ભાંગીને ભૂકા કરીશું — એટલા માટે નહીં કે એમ ભાંગીને ભૂકા કરવાને આપણે ઇચ્છીએ છીએ, પણ એટલા માટે કે એ યંત્રો પોતે જ પોતાના ભાંગીને ભૂકા કરે એવું ભાવિ દૈવે નિર્મેલું છે. એવું બનશે ત્યારે સૅમ્યુઅલ બટલરે તેના પુસ્તક 'એરહ્વોન'માં આલેખેલું સ્વપ્નું સાચું પડશે. અને અંતે માણસનો છુટકારો થશે!"

### 'ચક્કીનો જીર્ણોદ્ધાર કરો'

ઇંગ્લંડમાં અત્યારે ચાલી રહેલા વિનાશ વખતે પણ યુદ્ધ દરમ્યાન તેમ જ તે પછીની પુનર્ઘટના વિષે વિચારો થાય છે, અને પુનર્ઘટનાનું એક સરકારી ખાતું રચાયું છે ને એ ખાતાનો એક પ્રધાન નિમાયેલો છે. લડાઈનાં જોખમોને લીધે લંડન છોડીને ગામડાંમાં જનાર સ્ત્રી પુરુષ બાળકોની સંખ્યા પણ ત્યાં અત્યારે ઠીક મોટી થઈ છે, ને તેને અંગે પણ અનેક નવા પ્રશ્નો ઊભા થયેલા છે. ત્યાં પણ સદ્‌ભાગ્યે એવા—ભલે જૂજ પણ—દૂરંદેશી માણસો છે જેઓ પોતાની પ્રજાને કહે છે કે, 'રોકડ નાણા કરતાં માલમતાની ઉપયોગિતા વધારે છે, આંતરરાષ્ટ્રીય વેપારની અટપટી ગૂંચો કરતાં ગ્રામજીવનની સાદાઈ વધારે પસંદ કરવા લાયક છે, અને આજનાં જંગી કારખાનાં કારીગરી અને કારીગર બંનેનો ધાણ વાળી રહ્યાં છે.' લંડનથી 'વીકલી રિવ્યુ' નામનું એક સાપ્તાહિક પત્ર નીકળે છે તેમાં આ જાતના વિચારો અવારનવાર આવે છે. ગઈ તા. ૧૪ મી નવેમ્બરના અંકમાં પુનર્ઘટનાના આ પ્રશ્ન વિષે લખતાં તે કહે છે :

'આવી હિલચાલની સફળતા માટે એક વસ્તુ અતિ આવશ્યક છે, ને તે એ કે, જેઓ લંડન છોડી ગામડાંમાં આવેલાં છે, તેમના મનમાં પોતાની અગાઉની રહેણી છોડી નવી રહેણી સ્વીકારવાની ઇચ્છા હોવી જોઈએ. સૌથી પ્રથમ આવશ્યક વસ્તુ તો એ છે કે, ગ્રામજીવનમાંથી અને જમીન પર કામ કરનાર શ્રમજીવીઓની જિંદગીમાંથી મોટા યંત્રોદ્યોગોએ જે સ્થિરતા, સ્વાશ્રય ને સુખ સંતોષ હરી લીધાં છે તે તેમને પાછાં આપવાં; જેમ જેમ ગામડાનું જીવન વધારે સુખમય બનતું જશે, અને શહેરોનું જીવન ઓછું સુખમય બનતું જશે (કેમ કે તેનો ઝોક એ તરફ છે ખરો), તેમ તેમ કુદરતી નિયમોને સમાજમાં પ્રચલિત કરવા માટે પાર્લામેંટના કાયદાની મદદની જરૂર નહીં પડે.'

તે પછી, ઘઉં દળવાની ગામડી ચક્કીઓનો જીર્ણોદ્ધાર કરવાની આવશ્યકતા વિષે લખે છે :

'આપણા દેશને જરૂરનો બધો આટો દળાવવાનું કામ ચાર ધનિક કંપનીઓની પાસે જ રાખવું અને આપણી જે કંઈ 'ધનસંપત્તિ' છે તે ચાર જ છાબડાંમાં ભરી રાખવી એ આદર્શ પરિસ્થિતિ નથી, એમ આપણા અધિકારીઓ સમજવા લાગ્યા હોય એવાં ચિહ્નો આખરે દેખાય છે. આટાની આ જંગી મિલો પર બૉંબનો વરસાદ પડે છે અને તેને લીધે રાષ્ટ્રને આવશ્યક ખોરાકની ચીજોને ગંભીર હાનિ થવાનું જોખમ રહે છે, એટલું જ નહીં પણ એ વ્યવસ્થા એવી ભાગી પડી છે કે, પરદેશથી અગાઉ દાણો આવતો તેને બદલે હવે આટો મંગાવવો પડે છે, ને પરિણામે આપણને અતિશય ઉપયોગી ને પૌષ્ટિક એવું ઘઉંનું ભૂસું પણ મળતું બંધ થયું છે; અને તેથી ઢોરને માટેનો જરૂરી ખોરાક બહુ ઓછો થઈ ગયો છે. અને આપણને માણસોને સારી રોટી મળતી બંધ થઈ જશે એ તો જુદું.'

તે પછીના અંકમાં આ જ વિષય પર ફરી એક નોંધ લખી છે તેમાં કહે છે:

'અમે અગાઉ લખ્યું છે તેમ, જો ખરેખર ચક્કીનો જીર્ણોદ્ધાર થવાનો હોય તો તે એક સુખદ ઘટના કહેવાય; પણ તેને સારુ તૈયારીની જરૂર રહેશે. પવનચક્કીઓ અને જળચક્કીઓનાં સંચાલન, સમારકામ અને સામાન્ય વહીવટની કળા એટલા લાંબા વખતથી ખોળંબે પડી છે કે, જો દેશે એ કામ ફરી ઉપાડી લેવું હોય તો, તેને માટે સખત પરિશ્રમની અને કારીગરીના શિક્ષણની ને મહાવરાની જરૂર રહેશે. જે લોકો શહેરો છોડીને ગામડાંમાં જઈ વસ્યા છે, તેમને તો ગામડી જીવનમાં જરૂરી એવી ક્રિયાઓ વિષે કશી ગતાગમ હોતી નથી. એવાઓને બાદ કરીએ તો ગામડાંમાં સ્થાયી રહેનારી પ્રજા પણ અત્યારે સંખ્યામાં એટલી ક્ષીણ થઈ ગયેલી છે કે, ઉદ્યોગને માટે પૂરતા મજૂરો મળવા મુશ્કેલ છે. એટલે આપણે વધારે પુરુષોની (તેમ જ સ્ત્રીઓની) જરૂર પડશે, તેમ જ એ લોકોને તાલીમ આપીને તૈયાર કરે એવા જૂના કારીગરો પણ વીણી વીણીને જરૂર એટલા મેળવવા પડશે. પણ આપણી ગામડી ચક્કીઓ એક વાર ચાલતી થાય તો બીજા અનેક ઉદ્યોગો સાથે સાથે ખીલવા લાગે એવો સંભવ છે. ગામડાંમાં શરૂ થતી દરેક નવી અથવા જૂની, પણ હવે વધુ વિકાસ પામેલી, પ્રવૃત્તિને લીધે આપણાં ગીચ વસ્તીવાળાં શહેરોમાંથી કંઈક ને કંઈક વસ્તી ગામડાંમાં ખેંચાઈ આવશે; એટલું જ નહીં પણ આપણા રાજ્યકર્તાઓને પરાણે સમજવું પડશે (જે તેમણે અગાઉ સમજવું જોઈતું હતું) કે, 'રાષ્ટ્રનું મધ્યબિન્દુ જ્યાં માલ પેદા થાય છે ત્યાં રહેલું છે, માલ ખરીદાય ને વેચાય છે ત્યાં નહીં'.'

મોટા સંચા ને વિશાળ ઉદ્યોગોના ઝગઝગાટથી અંજાઈ ગયેલા આપણને પશ્ચિમથી આવતી આવી દલીલો ને આવા ઉદ્‌ગારોમાંથી વિચાર કરવાની પુષ્કળ સામગ્રી મળી રહે છે.

ચંદ્રશંકર પ્રાણશંકર શુક્લ

# માત્ર શિક્ષણ

'કેમ ભાઈ! તમે કયું કામ સરસ રીતે કરી શકો એમ તમને લાગે છે?' એક દેશસેવેચ્છુને કોકે પ્રશ્ન પૂછ્યો.

'મને લાગે છે કે હું માત્ર શિક્ષણનું કામ કરી શકીશ, અને મને તેની જ હોંશ છે.' મજકૂર યુવકે જવાબ આપ્યો.

'એ તો બરાબર જ છે. કારણ ઘણી વખત જે આવડતું હોય છે તેની હોંશ હોયા વિના બીજો ઉપાય જ નથી હોતો. પણ બીજું કંઈ કામ તમે કરી શકશો કે નહિ?'

'ના જી, હું બીજું કોઈ પણ કામ કરી શકીશ નહિ. હું માત્ર ભણાવવાનું કામ કરી શકીશ. અને માત્ર એ જ કામ હું સરસ રીતે કરી શકીશ એવો મને વિશ્વાસ છે.'

'અરે ભાઈ! તમે સારું શીખવી શકશો એ તો સમજ્યો, પણ સારું 'શું' શીખવી શકશો? કાંતવાનું, પીંજવાનું, વણવાનું સારું શીખવી શકશો?'

'ના જી, એ નહિ શીખવી શકું.'

'તો પછી સીવણકામ, રંગકામ, સુથારી શીખવી શકો?'

'ના, એમાંનું કશું જ નહિ.'

'રસોઈ કરવાનું, દળવાનું, વગેરે ઘરનું કોઈ કામ શીખવી શકો?'

'ના. કોઈ પણ જાતનું કામ એવું મેં આજ લગી કદી કર્યું જ નથી. હું ફક્ત શિક્ષણનું......'

'અરે ભાઈ! જે જે પૂછું તેની તો ના પાડો છો. અને 'માત્ર' શિક્ષણનું કામ કરી શકીશ એમ કહો છો. એનો અર્થ શો? બાગકામ શીખવી શકશો!'

'આ શું પૂછો છો? મેં પહેલેથી જ તમને કહી દીધું ને કે હું બીજું કોઈ પણ કામ કરી શકીશ નહિ. હું મરાઠી સાહિત્ય શીખવી શકીશ;' દેશસેવેચ્છુએ જરા ચિડાઈને જવાબ આપ્યો.

'આ તમે ઠીક કહ્યું. આનાથી કંઈક સમજણ પડી. જ્ઞાનેશ્વરી જેવો ગ્રંથ કેમ લખવો તે શીખવી શકશો?' પૃચ્છકે વિનોદમાં પૂછ્યું.

હવે માત્ર દેશસેવેચ્છુ ખૂબ જ ચિડાયેલા જણાયા, અને મિજાજ ગુમાવીને કાંઈક બોલવા જતા હતા એટલામાં પૃચ્છક મહાશય વચ્ચે જ બોલ્યા:

'શાંતિ, ક્ષમા, તિતિક્ષા કેમ રાખવી તે શીખવશો?'

બસ. બળતામાં ઘી હોમાયું. તેથી સંવાદનો મોટો ભડકો થવાનો હતો, પણ પૃચ્છકે તરત જ પાણી રેડી તે હોલવી દીધો: 'તમારું કહેવું હું સમજ્યો. તમે લખતાં વાંચતાં વગેરે શીખવી શકશો; અને તેનો પણ જીવનમાં થોડો ઘણો ઉપયોગ છે; નથી એમ ન કહેવાય. પણ વણાટકામ શીખવાની તૈયારી છે તમારી?'

'હવે નવીન કશું શીખવાની હોંશ થતી નથી. તેમાંય પણ વણાટકામ તો મને નહિ જ આવડે. કારણ આજ લગી હાથને એવું કામ કરવાની ટેવ નથી.'

'હા ખરું, તેથી શીખતાં થોડીક વાર લાગશે. પણ નહિ આવડે એમ કેમ બને?'

'મને તો લાગે છે નહિ જ આવડે. પણ માની લો કે ઘણો પ્રયાસ કર્યા પછી કદાચ આવડી જાય, તોય તેનો મને કંટાળો છે. તેથી તે મારાથી નહિ બની શકે એમ જ તમે માની લો.'

'વારુ. ત્યારે લખતાં શીખવવાનું કામ કરી શકશો; તેમ જ પ્રત્યક્ષ લખવાનું કામ પણ કરી શકશો?'

'હા કરી શકીશ ખરો, પણ એકલું લખ્યા જ કરવાનું આવે તો તે પણ કંટાળો ઉપજાવનારું જ થઈ પડે. તોપણ તે કરવાને કશો વાંધો નથી.'

આ સંવાદ અહીં જ અટક્યો. પછી એની ફલશ્રુતિ શી થઈ તે જોવાની આપણને જરૂર નથી.

શિક્ષકનું માનસશાસ્ત્ર કેવું બન્યું છે એની કલ્પના ઉપલા સંવાદ ઉપરથી આવે એવી છે.

શિક્ષક એટલે,—

કોઈ પણ જાતની જીવનોપયોગી કાર્યશક્તિ જેની પાસે નથી એવો,

નવીન કાર્યશક્તિ પ્રાપ્ત કરવા માટે સ્વભાવથી જ અસમર્થ,

કોઈ પણ જાતના કામથી સદાય કંટાળેલો,
'માત્ર શિક્ષણ'નો ઘમંડ રાખનારો,
પુસ્તકોમાં દટાયેલો,
આળસુ પ્રાણી; એવો અર્થ થયો.

'માત્ર શિક્ષણ' એટલે જીવનમાંથી કાપીને જુદું કાઢેલું મુડદાલ શિક્ષણ. અને શિક્ષક એટલે 'મૃત-જીવી' માણસ!

'મૃત-જીવી'ને જ કેટલાક લોકો 'બુદ્ધિ-જીવી' કહે છે. પણ એમાં વાણીનો વ્યભિચાર છે. 'બુદ્ધિ-જીવી' કોને કહેવાય? કોઈ એકાદ ગૌતમ બુદ્ધ, કોઈ સોક્રેટીસ, શંકરાચાર્ય અથવા જ્ઞાનેશ્વર બુદ્ધિજીવનની જ્યોત પ્રગટાવી આપે છે. બુદ્ધિગ્રાહ્ય જીવન એટલે અતીન્દ્રિય જીવન એવો ગીતામાં અર્થ કર્યો છે. જે ઇન્દ્રિયોનો ગુલામ છે, જે ઇન્દ્રિયાસક્તિથી હણાયેલો છે, પામર બન્યો છે, તે બુદ્ધિજીવી ન કહેવાય. બુદ્ધિનો પતિ આત્મા. તેને છોડીને જે બુદ્ધિ દેહના ઘરની બાંદી બની છે તે વ્યભિચારિણી બુદ્ધિ છે. આવી વ્યભિચારિણી બુદ્ધિવાળું જીવન એટલે જ મરણ અને એવું જીવન જીવનારો તે મૃત-જીવી કહેવાય. આ 'માત્ર શિક્ષણ' ઉપર જીવનારાઓને મનુએ 'મૃતકાધ્યાપક' ઉર્ફે 'પગારદાર શિક્ષક' એવું નામ આપ્યું છે અને શ્રાદ્ધના કામમાં તેમનો નિષેધ કર્યો છે. અને એ વાજબી જ છે. શ્રાદ્ધમાં મૃત પૂર્વજોની સ્મૃતિ જાગ્રત કરવાની હોય છે. જેમણે પ્રત્યક્ષ જીવન જ મૃત કરી બનાવ્યુ તેમનો એ કામમાં શો ઉપયોગ?

શિક્ષકને અગાઉ 'આચાર્ય' કહેતા. આચાર્ય એટલે આચારવાન. પોતે આદર્શ જીવન જીવીને રાષ્ટ્ર પાસે તેનું આચરણ કરાવનાર તે આચાર્ય. આવા આચાર્યોના પુરુષાર્થને લીધે જ રાષ્ટ્રો નિર્માણ થયાં —ઘડાયાં છે. આજે હિન્દુસ્તાનની નવેસર રચના કરવાની છે. રાષ્ટ્રઘડતરનું કાર્ય આજે આપણી આગળ છે. આચારવાન શિક્ષકો વિના તે થઈ શકવાનું નથી.

તેથી રાષ્ટ્રીય શિક્ષણનો પ્રશ્ન આજે સૌથી વધારે મહત્ત્વનો છે. તેની વ્યાખ્યા અને વ્યાપ્તિ આપણે બરાબર ધ્યાનમાં રાખવી જોઈએ. રાષ્ટ્રમાંનો સુશિક્ષિત વર્ગ નિરગ્નિ અને નિષ્ક્રિય બનતો જાય છે. એને માટે ઉપાય રાષ્ટ્રીય શિક્ષણનો અગ્નિ પ્રગટાવવો એ જ છે.

પણ તે અગ્નિ કેવો જોઈએ. અગ્નિની બે શક્તિઓ માનેલી છે. એક 'સ્વાહા' અને બીજી 'સ્વધા'. આ બે શક્તિઓ જ્યાં હોય ત્યાં અગ્નિ છે. 'સ્વાહા' એટલે આત્માહુતિ આપવાની, આત્મત્યાગની શક્તિ; અને 'સ્વ-ધા' એટલે આત્મધારણની શક્તિ. આ બન્ને શક્તિઓ રાષ્ટ્રીય શિક્ષણમાં જાગ્રત હોવી જોઈએ. આ શક્તિઓ જાગ્રત હોય તો જ તે રાષ્ટ્રીય શિક્ષણ કહી શકાય. બાકીનું બધું ઠંડું હિમ જેવું—માત્ર-શિક્ષણ.

અત્યાર સુધી આપણા રાષ્ટ્રીય શિક્ષકોએ સારી પેઠે આત્મત્યાગ કર્યો છે એમ ઉપર ઉપરથી દેખાય છે. પણ તેમાં જોઈએ તેટલું વજૂદ નથી. સાધારણ સ્વાર્થત્યાગ અથવા તો ગર્ભિત ત્યાગ એ કંઈ આત્મત્યાગ ન કહેવાય. તેની કમોરી પણ છે. જ્યાં આત્મત્યાગની શક્તિ હોય ત્યાં આત્મ-ધારણાની શક્તિનો જ જો અભાવ હોય, તો ત્યાગ કોણે શાનો કરવાનો? જે આત્મા પોતે ટટાર ઊભો જ નથી રહી શકતો, તે કૂદકો શી રીતે મારવાનો હતો? તેથી આત્મત્યાગની શક્તિમાં આત્મધારણ માની જ લીધેલું હોય છે. આ આત્મધારણની શક્તિ—'સ્વધા'—રાષ્ટ્રીય શિક્ષકોએ હજી પ્રાપ્ત કરી નથી. તેથી જે આત્મત્યાગ કર્યાનું ભાસ્યું તે મોટે ભાગે ભાસ જ હતો.

પ્રથમ સ્વ-ધા હોય તો પછી સ્વાહા આવે. રાષ્ટ્રીય શિક્ષણે, એટલે કે રાષ્ટ્રીય શિક્ષકોએ, હવે 'સ્વ-ધા' પ્રાપ્ત કરવાની તૈયારી કરવી જોઈએ.

શિક્ષકોએ 'માત્ર-શિક્ષણ'ની ભ્રામક કલ્પનાઓ છોડી દઈ સ્વતંત્ર જીવનની જવાબદારી—જેવી ખેડૂતને શિરે હોય છે તેવી—માથે લેવી જોઈએ. અને વિદ્યાર્થીઓને પણ તેમાં જ જવાબદારીનો ભાગ આપીને તેમની આસપાસ શિક્ષણની રચના કરવી જોઈએ, અથવા કુદરતી રીતે થવા દેવી જોઈએ. 'गुरोः कर्मातिशेषेण'—ગુરુનું કામ સમાપ્ત કરીને વેદાભ્યાસ કરવો, એ વાક્યનો આવો જ અર્થ હોવો ઘટે. નહિ તો ગુરુની વ્યક્તિગત સેવા એટલો જ જો 'गुरोः कर्म'નો અર્થ લઈએ, તો ગુરુની સેવા તે વળી કેટલી હોઈ ને કેટલી હોવાની હતી! અને તેને માટે કેટલા છોકરાને આટલો બધો વખત કામ કરવું પડવાનું હતું? તેથી 'गुरोः कर्म' કરવું એટલે ગુરુના જીવનમાં જવાબદારીપૂર્વક ભાગ લેવો એવો જ અર્થ

થઈ શકે. એવી રીતે જવાબદારીભર્યો ભાગ લઈને તેમાં જ જે શંકાઓ વગેરે ઊઠે તે ગુરુજીને પૂછવી, અને ગુરુએ પણ પોતાના જીવનની જવાબદારી સંભાળીને અને તેનું જ એક અંગ માનીને તે શંકાઓનું યથાશક્તિ નિરાકરણ કરતા રહેવું. આ થયું શિક્ષણનું સ્વરૂપ. એમાં જ થોડો સ્વતંત્ર સમય પ્રાર્થનાના સ્વરૂપના વેદાભ્યાસ માટે જુદો રાખવો. હરકોઈ કામ ઈશ્વરની ઉપાસનાનું જ કરવું, પણ તેમ કરીને પણ સવારે તથા સાંજે થોડો વખત ઉપાસના માટે આપવો પડે. એ જ ન્યાય વેદાભ્યાસને અથવા શિક્ષણને લાગુ કરીએ તો જીવનની જવાબદારીવાળાં કામો જ દિવસના મુખ્ય ભાગમાં કરવાં અને તે બધાં શિક્ષણનાં જ કામો સમજવાં; પણ રોજ એકાદ બે સમય સ્વતંત્ર 'શિક્ષણ માટે' કરીને રાખવા.

રાષ્ટ્રીય જીવન કેવું હોય એનો આદર્શ પોતાના જીવનમાં ઉતારવો એ રાષ્ટ્રીય શિક્ષકનું કર્તવ્ય છે. આ કર્તવ્ય પાર પાડતો હોય તે વખતે તેના જીવનમાંથી કુદરતી રીતે જ તેની આસપાસ શિક્ષણનાં કિરણ ફેલાશે. અને એ કિરણોના પ્રકાશ વડે આસપાસના વાતાવરણનું કામ આપોઆપ થઈ જશે.

આવી જાતનો શિક્ષક એ સ્વતઃસિદ્ધ સ્વયંભૂ શિક્ષણકેન્દ્ર છે અને તેની પાસે રહેવું એ જ શિક્ષણ મેળવવા સમાન છે.

માણસે પવિત્ર જીવન જીવવાની કાળજી લેવી જોઈએ. એ જીવન જ પછી શિક્ષણનું બધું સંભાળી લેશે. તેને માટે 'માત્ર-શિક્ષણ'ની પાછળ પડવાની જરૂર નથી.

**વિનોબા ભાવે**

# વહેવારુ અહિંસા

## ૫

### બે પાયારૂપ સંસ્કૃતિઓ

લોકસમૂહના અહિંસક વલણ વિષે હું જે કહી ગયો તે મને લાગે છે કે સમગ્ર માનવજાતિ માટે સાચું છે. તે કોઈ ખાસ દેશ, જાતિ કે ધર્મની વિશેષતા નથી. મારા નમ્ર મત પ્રમાણે રાજ્યધર્મ અને શત્રુઓ તથા ગુનેગારોની બાબતમાં જે વલણ બીજા ધર્મો અને રાષ્ટ્રો રાખે છે, તેથી વૈદિક ધર્મનું શિક્ષણ કે સાધારણ હિંદુનું વલણ કોઈ ખાસ જુદી જાતનું નથી. બીજા ધર્મોની જેમ જ હિંદુ રાજનીતિશાસ્ત્ર પ્રમાણે પણ દંડ (એટલે પ્રચલિત ભાષામાં કહીએ તો, લાઠી) જ રાજસત્તાનું ચિહ્ન છે. મહાભારત અને રામાયણ વાંચતાં મારા પર જે સંસ્કારો પડ્યા છે, તેમાં ભૂલ ન થતી હોય તો, ધર્મરાજ્ય અથવા રામરાજ્યમાં પણ, કડકપણે રાજ્યદંડ ફેરવવાની (એટલે કે વર્તમાન ભાષામાં મૂકીએ તો, કાયદો અને વ્યવસ્થા જાળવવાની) રાજાની ખાસ જવાબદારી છે. મને નથી લાગતું કે આ બાબતમાં યહૂદી – ખ્રિસ્તી કે ઇસ્લામના શિક્ષણ કરતા હિંદુધર્મનું શિક્ષણ જુદા પ્રકારનું છે.

પણ આ વિચારોની સાથે સાથે જ દરેક ધર્મે એક બીજા પ્રકારની સંસ્કૃતિનો પણ વિકાસ કર્યો છે. તેને હું સંત-સંસ્કૃતિ કહું છું, અને પહેલીને, તેનાથી જુદી ઓળખાવવા, ભદ્ર સંસ્કૃતિ કહું છું. ભદ્ર સંસ્કૃતિ દુષ્ટ, શેતાનિયત ભરેલી અને હિંસાયુક્ત જ છે એમ કહેવાનો મારો આશય નથી. ઊલટું, દુનિયાની મોટી મોટી પ્રજાઓની જે ઝળકતી કારકિર્દીઓ છે તે તેને લીધે છે એમ પણ સ્વીકારવું જોઈએ. ભદ્ર સંસ્કૃતિઓએ અનેક મોટાં કાર્યો અને પરાક્રમો કર્યાં છે, ભવ્ય સ્મારકો ઊભાં કર્યાં છે, અમર સાહિત્ય નિર્માણ કર્યું છે અને વિજ્ઞાન અને કળાને ખીલવ્યાં છે. મનુષ્યમાં રહેલી નિર્માણ કરવાની અને વ્યક્ત કરવાની અપાર અને અદ્ભુત શક્તિઓને સારા તેમ જ નઠારા માર્ગોએ ખીલવવામાં તેમણે ખૂબ મદદ કરી છે. પણ જ્યાં જુઓ ત્યાં ભદ્ર સંસ્કૃતિ હમેશાં કુળ, જાતિ, ધન, સત્તા, વિદ્યા, ધર્મ વગેરેના અભિમાનો ઉપર જ રચાયેલી હોય છે, અને તેની સાથે 'અમે શ્રેષ્ઠ લોક છીએ' એવો મદ સદા પોષાયેલો હોય છે. હિંદુ ધર્મમાં કે બીજાયે કોઈ ધર્મમાં તેણે હિંસાનો સંપૂર્ણ નિષેધ કર્યો નથી. હિંસા અને બુરાઈનો નિષેધ કરવાનું કામ તો દરેક દેશની સંત સંસ્કૃતિએ જ કર્યું છે. અને દરેક દેશની એ સંત-સંસ્કૃતિના સ્થાપકો ઘણું-ખરું સામાન્ય પ્રજામાંથી નીકળે છે. ભદ્ર વર્ગમાં તેઓ જન્મ્યા હોય તોયે, સામાન્ય જનતા સાથે તેઓ એકરૂપ બનેલા જણાશે. મનુષ્ય મનુષ્ય વચ્ચે ઊંચ નીચના દરજ્જાઓ અચળ છે અને રહેવા જોઈએ, એમ ભદ્ર સંસ્કૃતિનો સિદ્ધાન્ત છે; અને એ બધા ટળી જવા જોઈએ એવો સંત-સંસ્કૃતિનો સિદ્ધાન્ત છે. અને તે ટાળવામાં તે હિંસા કે જબરજસ્તી નહિ, પણ અહિંસા કે ભલાઈનાં સાધનોનો જ ઉપયોગ અને ઉપદેશ કરે છે

દરેક પ્રજામાં આ બે સંસ્કૃતિઓ સાથે સાથે જ પ્રવર્તતી માલૂમ પડે છે. સામાન્ય જનસમાજ એક બાજુથી ભદ્ર-સંસ્કૃતિને વશ થઈને રહે છે અને તેને મૂંગે મોઢે અનુસરે છે, અને સાથે સાથે જ સંત-સંસ્કૃતિને પૂજે છે, તથા પોતાની શક્તિ પ્રમાણે પોતાના જીવનમાં શ્રદ્ધાપૂર્વક તે ઉતારવા પ્રયત્ન કરે છે. જ્યારે જ્યારે પણ સંતોનો વિરોધ કે રંજાડ કરવામાં આવ્યો છે, ત્યારે તે હમેશાં ભદ્ર-સંસ્કૃતિના હિમાયતીઓ તરફથી જ થયો છે. પણ કાળાન્તરે ભદ્ર-સંસ્કૃતિના પોષકો એટલે સુધી નરમ પડે છે ખરા, કે તેઓ સંતોની બાહ્યતઃ પૂજા કરવામા જનતાની સાથે ભળી જાય છે.

આ બધામાંથી પણ એ જ સાર નીકળે છે કે, સામાન્ય જનસમૂહ સાધારણ રીતે હિંસા અને બૂરાઈ પ્રત્યે અણગમો ધરાવે છે અને ભલાઈ પ્રત્યે ઢળેલો હોય છે, તથા ભદ્ર-સંસ્કૃતિની પાસે સંત-સંસ્કૃતિ સામે બળ સિવાય બીજી કોઈ દલીલ નથી

૬

## હિંદુસ્તાનની ખાસ પરિસ્થિતિ

ઉપરનાં સામાન્ય મન્તવ્યોમાં હિંદુસ્તાનની કેટલીક ખાસ હકીકતો ઉમેરવી જોઈએ.

૧. હિંદુ ધર્મની ભદ્ર-સંસ્કૃતિમાં પણ હિંસા અને લડાઈનો તદ્દન નિષેધ નથી એ ખરું. પણ હિંદુ સમાજની ચાર મોટા વર્ણોમાં વહેંચણી એ એક ખાસ હકીકત છે. તેને લીધે હિંસા અને લડાઈ હિંદુ સમાજના એક ઘણા નાનકડા ભાગનો વંશપરંપરાનો ધંધો બન્યો. જે રીતે અંગ્રેજ સરકારે હિંદુસ્તાનની આ સ્થિતિ કરી છે તેવી જ રીતે એ ઘટના હિંદુકાળમાં બની હોત તો એમ કહી શકાત કે, અનેક સૈકાં પર હિંદુસમાજના શાસનકર્તાઓએ સિપાહીગીરીને એક જ વર્ણનો પરંપરાગત ધંધો બનાવીને હિંદુઓના મોટા ભાગને નિઃશસ્ત્ર બનાવી દીધો. જોકે એ રીતે એમ બન્યું નથી, છતાં બન્નેનું પરિણામ તો એકસરખું જ આવ્યું છે. વર્ણવ્યવસ્થાએ જે કામ અંશતઃ અને કાચી રીતે કર્યું તે અંગ્રેજ સરકારે પૂરું અને પાકી રીતે કર્યું: બધી જ પ્રજાને તેણે નિઃશસ્ત્ર કરી.

નિઃશસ્ત્રીકરણ પ્રત્યેના આ વલણને હિંદુ ધર્મની સંત-સંસ્કૃતિએ મૂગો મૂગો પણ આવકાર જ આપ્યો એમ કહેવાય. બૌદ્ધ, જૈન, વૈષ્ણવ, લિંગાયત અને બીજાયે અનેક સંતોના સ્થાપેલા સંપ્રદાયો હિંદુ સમાજમાં પેદા થયા. તેમાંના કેટલાક નિઃશેષ પામ્યા છે અને કેટલાક હજુ ચાલે છે. તે બધાનું ધ્યેય પોતપોતાની શક્તિ અને બુદ્ધિ પ્રમાણે, સમાનતા, અહિંસા અને ન્યાયના સિદ્ધાંતો પર રચાયેલી સંસ્કૃતિનો પ્રચાર કરવાનું રહ્યું છે તેમના ઉપદેશે માત્ર લડાઈ પ્રત્યે જ નહિ, પણ બીજાંયે પ્રાણીઓની હિંસા અને માંસાહાર પ્રત્યેયે ઘૃણાનો સંસ્કાર પેદા કર્યો છે. હિંદુસ્તાન જ એક એવો દેશ છે કે જેમાં લાખો લોકોએ માંસાહારનો ત્યાગ કર્યો છે, અને સેંકડો માણસો સાપનેયે મારશે નહિ.

મતલબ કે, હિંદુસ્તાનની સ્થિતિ આ પ્રમાણે છે: *સમાજવ્યવસ્થાએ* હિંદુ સમાજના ઘણા મોટા ભાગને અનેક સૈકાંઓથી નિઃશસ્ત્ર કર્યો છે. *સંતસંસ્કૃતિએ* લડાક જાતિઓનાયે ઘણા લોકો પાસે ઇચ્છાપૂર્વક શસ્ત્રત્યાગ કરાવ્યો છે. તેઓ એક પ્રકારના યુદ્ધવિરોધી* બન્યા. આ પરિવર્તન પણ કેટલાંક સૈકાંઓથી ચાલતું આવ્યું છે. *રાજ્યવ્યવસ્થાએ* — હિંદુ કે અહિંદુ — આખી પ્રજાને એક સો વર્ષથી લગભગ નિઃશસ્ત્ર કરી મૂકી છે. અને દેશની *આર્થિક વ્યવસ્થાએ* એથીયે મોટા ભાગની — કહો ને કે, સમગ્ર વસ્તીના ઘણા મોટા ભાગની — એવી દશા કરી છે કે તેમને શસ્ત્રોની કશી જરૂર જ રહી નથી; કારણ કે, શત્રુ કે લૂંટારુઓથી સુરક્ષિત રહેવાની ચિંતા લાગે એટલી એમની પાસે અંગત માલમતા જ રહી નથી, અને ગરીબાઈને કારણે સ્ત્રીનીયે ઇજ્જતની ઈર્ષ્યાભેર રક્ષા કરવા જેટલી કિંમત આંકવાનું તેમને પાલવી શકતું નથી. એટલે કે, તે બાબતમાંયે તેમને લાગણીઓને જડ કરીને જ જે રાખી શકાય તે ધોરણ રાખવું પડે છે.

૨. હિંદુસ્તાનની બીજી ખાસ હકીકત એ છે કે આપણો દેશ બહુ જ મોટો છે. યુરોપમાંથી રશિયા બાદ કરીને બાકી રહે તેવડો. પ્રાચીન કાળમાં તેને યુરોપની જેમ, દેશ નહિ, પણ ખંડ જ કહેતા. ભરતખંડ, આર્યાવર્ત વગેરે નામો ખંડ-સૂચક છે. જેને આજકાલ આપણે પ્રાન્તો કહીએ છીએ તેમની જુદાં જુદાં રાષ્ટ્રો અને દેશોમાં ગણના થતી. પણ કાળાન્તરે (અને તેનેયે હવે હજારો વર્ષ ગયાં.) એક જ પ્રકારની સંસ્કૃતિના પ્રચારથી તે ખંડ મટી એક જ દેશ બન્યો, અને તેમાં વસતા સર્વ લોકોની એકમાત્ર માતૃભૂમિ રૂપે વિચારાવા લાગ્યો. એમાં ભલે અંદર અંદરની લડાઈઓ ચાલતી હોય; ભલે જુદા જુદા ભાગોની ચડતી પડતીના રંગો બદલાયા કરે; ભલે જાતિ, ધર્મ,

---

* આપણા જૈન, વૈષ્ણવ વગેરે અહિંસાધર્માંઓને મેં ઇરાદાપૂર્વક 'એક પ્રકારના' યુદ્ધવિરોધી કહ્યા છે. તેમની અહિંસા જાતે પ્રાણ ન લેવા અથવા જીવ બચાવવા પૂરતી જ મર્યાદિત છે. જીવનનાં સર્વ ક્ષેત્રોને તે વ્યાપતી નથી. લડાઈને ઉપયોગી વેપાર ધંધાઓમાં ભાગ ન લેવો કે અપ્રત્યક્ષ રીતે પણ લડાઈને મદદ ન કરવી એટલી હદ સુધી તે વધેલી નથી સેંકડો ક્ષત્રિય કુળોએ સ્વેચ્છાપી અને વિચારપૂર્વક શસ્ત્રોનો ત્યાગ કરી, અહિંસક ઉદ્યોગધંધાઓને સ્વીકાર્યા, તે અલબત્ત યુદ્ધ-વિરોધની દિશામાં મોટી મજલ કરી કહેવાય.

ભાષા વગેરેની ગૂંચો ઊભી થતી રહે; છતાં તે અનેક દેશોનો સમૂહ નથી, પણ એક જ અખંડ ભૌગોલિક પ્રદેશ છે, એવો સંસ્કાર દેશી તેમ જ પરદેશી સર્વનાં મન ઉપર દૃઢ થયો. એટલું જ નહિ, આ ઊલટી રીતે પણ દૃઢ બન્યું. એટલે કે, વિદેશી વિજેતાઓએ પણ એક વાર હિંદુસ્તાનમાં આવીને વસ્યા પછી, થોડા વખત પછી હદ પારના પ્રદેશો પર પોતાનો કાબૂ કરવા કે રાખી મૂકવા લાંબો વખત સુધી ઉત્સુકતા દેખાડી નહિ વધારેમાં વધારે અફઘાનિસ્તાન સુધી હિંદુસ્તાનની હદ ગણવામાં આવતી. હિંદુસ્તાનમાં સામ્રાજ્ય સ્થાપવાની અભિલાષા કરનારાઓની લોભની મર્યાદા આથી આગળ ભાગ્યે જ ગઈ છે.

૩. ત્રીજી હકીકત હિંદુસ્તાનની લોકસંખ્યા છે. આપણો દેશ ઘીચ વસ્તીવાળી ભૂમિ છે. સામ્રાજ્યલોભી દેશો આપણા દેશ પર રાજ્ય જમાવી આપણા દેશમાં તેમના લોકોને વસાવશે એવો સંભવ નથી. દેશ પર કાયમનો કાબૂ રાખવાની તેમની આકાંક્ષા પાછળ આપણા દેશની સાધનસામગ્રી અને આપણી પ્રજાની મહેનતને ચૂસવી એ જ તેમનો હેતુ હોઈ શકે છે.

૪ ચોથી વાત એ કે, હિંદુસ્તાન યુદ્ધવાદી થાય તોયે ચાલુ સંગ્રામ દરમ્યાન તો તેને અસરકારક રીતે શસ્ત્ર-સજ્જ થવું અશક્ય છે; ભવિષ્યમાંયે તે વિદેશી ધન અને નિષ્ણાતોની મદદથી જ થવાની આશા કરી શકે; અને એવી મદદ મેળવવાની શરતો એટલી આકરી હોવાનો સંભવ છે કે તેના બોજ તળે હિંદુસ્તાન ચગદાઈ જાય, અને તેની 'પૂર્ણ સ્વતંત્રતા' માત્ર નામની જ રહે. હિંદુસ્તાનને મદદ કરનાર તેને પૈસાથી ખરીદી લેવાની દાનત રાખશે.

### સાર

આ બધી હકીકતો પરથી નીચેનો સાર નીકળે છે:

(૧) ઇચ્છાએ કે અનિચ્છાએ નિઃશસ્ત્રીકરણની દિશામાં આપણે એટલા બધા આગળ ગયેલા છીએ કે, હવે તો આપણે આપણી આ પરિસ્થિતિમાંથી જ આપણા જીવન અને સમૃદ્ધિનો માર્ગ શોધવો જોઈએ. દુનિયા પાસેથી આપણે જે (શસ્ત્રવૃદ્ધિની) નીતિનો ત્યાગ કરાવવા ઇચ્છીએ છીએ, તે જ માર્ગે આપણે જવાનો પ્રયત્ન કરવામાં કશો અર્થ નથી. આપણી આટલી વિશાળતા અને ઘીચતા છતાં, જો શસ્ત્રથી ભરપૂર થયા વિના આપણી સ્વતંત્રતાને સલામત રાખવાની આશા આપણે ન સેવી શકીએ, તો નિખાલસપણે કબૂલ કરવું જોઈએ કે નિઃશસ્ત્રીકરણનો આદર્શ મૂર્ખ અને જોખમભર્યો છે.

(૨) વળી, ઉપરની જ હકીકતો દેખાડે છે કે, આપણા પોતાના દેશી સિપાઈઓની સારી પેઠે મદદ વિના કોઈ પણ ચડાઈ કરનાર આપણા દેશના વિશેષ ભાગ પર કાયમનો કબજો કરી શકે નહિ

(૩) તેમ જ, કોઈ પણ વિદેશી સત્તા રોજના કારભારમાં સામાન્ય પ્રજાના નિત્ય સહકાર વિના એક પણ દિવસ રાજ્ય ચલાવી શકે નહિ.

(૪) વળી, કોઈ પણ વિદેશી સત્તા, તે ગમે તેટલું યંત્રીકરણ કરે તોયે, આપણા દેશની મજૂરીની મદદ વિના આપણી સાધનસામગ્રીઓનો ઉપયોગ કરી શકે નહિ.

(૫) આથી, જો હિંદુસ્તાન સંપૂર્ણ અસહયોગને અમલમાં લાવી શકે, તો પોતાની રક્ષા માટે તે આંગળીથીયે હિંસા ન કરે તોયે, કોઈ વિદેશી સત્તા તેને કબજામાં રાખી શકે નહિ.

આ કેટલે અંશે શક્ય છે તેનો આગળ વિચાર કરવામા આવશે. અહીં તો એટલું જ કહેવું બસ છે કે, જો આપણે પૂરતી અને સંતોષકારક રીતે અહિંસક તંત્ર ન ગોઠવી શકીએ, તો એ પણ યાદ રાખવું કે, આપણું હિંસાનું તંત્ર પણ અતિશય નબળું અને આપણને જ ભયકારક નીવડશે. કારણ કે અતિશય મજબૂત આંતરિક સંગઠનની અહિંસક તંત્ર કરતાંયે હિંસક તંત્રમાં વધારે જરૂર છે. એવા સંગઠન વિનાનું લશ્કરી તંત્ર દેશને સ્વતંત્ર કરવા કે રાખવા કરતાં, અંદર અંદરની લડાઈઓ અને અવ્યવસ્થા તથા બહારનાં રાજ્યો સાથે છૂપી અને સ્વાર્થી મસલતો ઊભી કરવામાં મશગૂલ રહેશે. આ આપણો છેલ્લાં હજારથી વધુ વર્ષોનો અનુભવ છે. ચીનનોયે આવો જ અનુભવ છે. આથી જ, મને યાદ છે ત્યાં સુધી, સ્વતંત્ર ચીનના પિતા ડૉ. સુન-યાત-સેનનું કહેવું હતું કે, અંગ્રેજી રાજ્યને લીધે ચીન કરતાં હિંદુસ્તાનની સ્થિતિ એક રીતે સારી છે કારણ કે હિંદને માત્ર એક જ વિદેશી સત્તા સાથે ઝઘડવાનું છે. જ્યારે (એના વખતમાં) ચીન નામનું તો સ્વતંત્ર રાજ્ય ગણાતુ હતું, પણ હકીકતે અનેક વિદેશી માલિકોના કબજામાં હતું

### ૯

### ચડાઈ અને અંધાધૂંધી

વિદેશી સત્તાને હાથે હિંદુસ્તાનની કાયમની જીત અટકાવી શકાય તો તે માત્ર અહિંસક સંગઠનથી જ થઈ શકે, એમ મેં અત્યાર સુધીમાં બતાવ્યું. જો અહિંસા તેમ ન કરી શકે તો હિંસાથી તેમ કરવાની તેથીયે ઓછી આશા છે.

પણ અહીં એક સવાલ પૂછી શકાય. મહમદ ગઝની, અહમદશાહ અબદાલી કે બાબરે હિંદુસ્તાન પર જેવાં આક્રમણો કરેલાં, તેવું ભવિષ્યમાં થતું અહિંસાથી અટકાવી

શકાય ખરું કે? તેમ જ શિવાજીએ જેવી સુરતની કે નાદિરશાહે દિલ્હીની લૂંટ કરેલી, તેવી રીતે કોઈ ચઢાઈ કરનારને મુંબઈ, કલકત્તા કે દિલ્હી જેવા શહેરનો થોડા દિવસ કબજો લઈ તેની બેંકો, ભંડારો અને કોઠારોને અને તેના લક્ષાધિપતિઓને લૂંટતો અહિંસાથી અટકાવી શકાય ખરો?

આના જવાબમાં હું કહીશ કે, સિદ્ધાંત દૃષ્ટિએ સંપૂર્ણ અથવા આદર્શ અહિંસામાં તેવી શક્તિ છે એમ માન્યે જ છૂટકો. પણ આપણે એવી આદર્શ નહીં પણ વહેવારુ અહિંસાનો જ વિચાર કરીએ છીએ, એટલે મારે કબૂલ કરવું જોઈએ કે, તેવી અહિંસામાં આવાં આક્રમણ સંપૂર્ણપણે અટકાવવાની શક્યતા હોય તોયે તે દૂરની જ ગણાય પણ એટલું કહી શકાય ખરું કે, જો આપણે સુવ્યવસ્થિત, નિષ્ઠાવાન અને શૂરતાભરી વહેવારુ અહિંસાનું સંગઠન કરી શકીએ તો એવી ચઢાઈને અંગે જે કતલો, જુલમો, મિલકતનો છડેચોક નાશ અને બીજા લશ્કરી ઉપદ્રવો સામાન્ય રીતે થાય છે તે, પ્રમાણમાં તેમ જ પ્રકારમાં, ઓછાં થવાનો સારો સંભવ છે. વળી એ પણ બહુ સંભવનીય છે કે, આવી અહિંસાને પરિણામે ચઢાઈ કરનારાઓમાંથી કેટલાકના હૃદયમાં પશ્ચાત્તાપ અને શરમની લાગણી પેદા થાય. અને એટલું તો નક્કી જ કહી શકાય કે, આવી અહિંસક બહાદુરી ઇતિહાસમા અમર કીર્તિ મૂકી જાય નિષ્ફળ હિંસક પ્રતિકારમાંથે આ સિવાય વધારે દિલાસો મળતો નથી હિંસામાં કાંઈક આધ્યાત્મિક નુકસાન થાય છે જ. અહિંસક બહાદુરીમાં તેવું થતુ નથી પણ જો એમ કહો કે કોઈ પણ પ્રકારનું ભૌતિક નુકસાન ન થવાની ખાતરી આપે તો જ અહિંસાની શક્તિ સાચી, તો મારે કહેવું જોઈએ કે હિંસક પ્રતિકારમાંયે એવી ખાતરી કોઈ આપી શકતુ નથી. અને તેથી અહિંસા પર એવી શરત મૂકવી એ બરાબર નથી ઠીક ખાતરીથી તો એટલું જ કહી શકાય કે, નિષ્ફળ હિંસક પ્રતિકારથી થનારા જાનમાલના નુકસાન કરતાં અહિંસક પ્રતિકારથી થનારું નુકસાન ક્યારેય ઓછું જ થવાનું.

વિદેશીની ચઢાઈ કે સવારીની સામે જે રીતે અહિંસક પ્રતિકાર કરાય તે જ રીતે કોઈ પાડોશના દેશી રાજ કે ધાડપાડુ સામે પણ કરાય. પણ સાંભળતાં વિપરીત લાગે છતાં, આ કામ પહેલાં કરતાં જરા વધારે કઠણ છે. કારણ કે, દેશી રાજ કે લૂંટારુની ચઢાઈ લશ્કરી ઢબની હોય તોયે તે વાસ્તવિક રીતે આપણી અંદર અંદરની લડાઈઓ અથવા ગુનાનાં કામો જ છે. એવા આક્રમણો કયે દિવસે અને કયે માર્ગે આવશે તે નક્કી નથી હોતુ તેના પહેલાં ચેતવણી મળે જ એમ ન કહેવાય. તેમાં ભાગ લેનારા માણસો આપણા જ દેશજનો હોય છે. આનો અર્થ એટલો જ કે, આપણું ઘર અંદરથી ફૂટેલું છે અને આપણા સમાજ-શરીરમાં કાંઈક રોગ પેઠેલો છે, એવું પ્રગટ થાય છે એ રોગ નિરંકુશ સ્વાર્થવૃત્તિનો હોય અથવા અત્યંત દરિદ્રતાનો હોય કે કોઈક અન્યાયને લીધે ઉત્પન્ન થયેલી વેરવૃત્તિનો હોય. પણ એ અંદરનો રોગ છે, ઉપરનો આઘાત નથી.

આજે જે આપણી પરિસ્થિતિ છે તે જોતાં દેશી રાજ્યોનાં આક્રમણોની ચર્ચા કરવી નકામી છે. એટલું કહેવું બસ થશે કે, એવી સ્થિતિ ઉત્પન્ન થાય જ તો વિદેશીઓની સામે જે અહિંસાત્મક ઉપાયો યોજાય તે બધાનો તેમ જ દેશી રાજ્યોની પ્રજાઓએ પોતાના રાજ્યમાં જવાબદાર રાજ્યતંત્ર પ્રાપ્ત કરવાને માટે જે ઉપાયો યોજવા પડે તેનો પણ ઉપયોગ કરવો પડે.

ગુંડા, લૂંટારુ, અને ધાડપાડુઓના સવાલનો ઉકેલ બીજી રીતે કરવાનો છે. સામાન્ય રીતે તો એમ કહેવાય કે તે માટે વધારે પોલીસની વ્યવસ્થા રાખવી પડે સામાન્ય ચોરીઓ અટકાવવાને માટે તેઓ પૂરતા ગણાય, પણ મોટી શસ્ત્રધારી ટોળીઓ સામે તેમનો ઘણો ઉપયોગ થાય નહિ. વહેવારુ અહિંસામાં સામાન્ય પોલીસને તથા તેમની પાસે રહેતાં સામાન્ય હથિયારોને રદ્દ કરવામાં નહિ આવે એમ માન્યું નથી. પણ પોલીસના કામને એક બીજા પ્રકારના કામની પૂર્તિ હોવી જોઈશે. પોલીસનું ખરું કાર્ય ગુનાઓને થતાં જ અટકાવવાનું હોવું જોઈએ. પણ વર્તમાન પદ્ધતિમાં પોલીસ ગુના અટકાવી શકતી નથી પણ માત્ર ગુનેગારો પર નજર રાખવાનો પ્રયત્ન કરે છે, અને ગુનો થઈ ગયા પછી, ગુનેગારને શોધવા, ગિરફ્તાર કરવા અને દંડવા પ્રયત્ન કરે છે ગુના અટકાવવા માટે તો ગુનાનાં કારણોનો અભ્યાસ થવો જોઈએ, અને તે દૂર થવાં જોઈએ. શું ભૂખમરો કે કોઈ બીજી તંગી છે? અથવા શું કાયદેસર માર્ગે પોતાનો પુરુષાર્થ બતાવવાની તકનો અભાવ છે? વેર છે? સાચા કે કાલ્પનિક અન્યાયને દૂર કરાવવામાં આવેલી નિષ્ફળતાને લીધે થયેલી નિરાશા છે? ધાર્મિક ઝનૂન છે? કુલ કે જાતિની કોઈ લડાઈ છે? આવું બધું શોધવું જોઈએ પણ સામાન્ય પોલીસના કાર્યક્રમમાં આ વિષયોને સ્થાન હોતું નથી. એ તો રચનાત્મક કાર્યક્રમની બાબતો છે. આ બાબત પર રાજતંત્ર કે ખાનગી સંસ્થાઓએ અત્યાર સુધી પૂરતું ધ્યાન આપેલું ન હોવાથી અંધાધૂંધીના સમયમાં એનો કંઈક દંડ તો ભોગવવો પડશે જ શ્રીમંત લોકો પોતાની માલમિલકતની રક્ષા માટે 'પઠાણો' અને 'ભૈયાઓ'ને રોકવાને બદલે રચનાત્મક કાર્યક્રમને ઉદારતાથી મદદ આપે, અને પોતાના આસામી, ખેડૂત, મજૂર, નોકરો અને ગરીબ લોકો સાથે ઉદારતાથી વ્યવહાર રાખે, અને તેમનાં જીવનમાં વધારે સમભાવપૂર્વક રસ લેતા થાય, તો તે દંડ તેટલે અંશે

ઓછા થશે. ભલાઈનો બદલો તુરત જ ભલાઈના રૂપમાં નયે દેખાય. ખાસ કરીને જ્યારે ભલાઈ લાભહાનિની ગણતરીમાંથી કે ભયથી કરવામાં આવતી હોય, ત્યારે તેનું તત્કાલ પરિણામ સામાને શઠ બનાવનારુંયે થાય; પણ એવું લાંબો વખત ટકે નહિ. અંતે તો ન્યાય્ય વહેવારોને પરિણામે પ્રેમભર્યા સંબંધો જ નિર્માણ થાય અને વહેવારુ અહિંસામાંયે પોતાના લોકો તેમ જ શત્રુ બન્ને સાથે ન્યાયી તથા ઉદાર વ્યવહારની અપેક્ષા તો રહે છે જ.

(અપૂર્ણ) કિશોરલાલ ઘ. મશરૂવાળા

# 'યુરોપિયન સંસ્કૃતિ'નું સરવૈયું

[કલકત્તાથી પ્રસિદ્ધ થતા અંગ્રેજી માસિક 'ધ મૉડર્ન રિવ્યુ'ના વયોવૃદ્ધ વિદ્વાન તંત્રી, શ્રી. રામાનંદ બાબુ, જૂન માસના અંકમાં એક આખા જગતે ધ્યાન દેવા જેવો વિચાર રજૂ કરે છે, તે નીચે ગુજરાતીમાં ઉતાર્યો છે.]

ખરા હૃદયથી અમે ઇચ્છીએ છીએ કે, આ યુદ્ધને અંતે બ્રિટન જેવી આજે છે તેવી એક સ્વતંત્ર પ્રજા રહે; જોકે અમે મુદ્દલ નથી ઇચ્છતા કે, હિંદ આજે કે યુદ્ધને અંતે એની સત્તા તળે રહે. હિંદ સાથે બ્રિટને ભૂતકાળમાં જેવો વર્તાવ રાખ્યો છે કે આજે રાખે છે તેની વાત જવા દઈને, અમે ઇચ્છીએ છીએ કે, બ્રિટિશ પ્રજા પોતાની આઝાદી અને આબાદી ખુશીથી ભોગવ્યા કરે. અમને એવી વેરબુદ્ધિ નથી કે જેથી એમ મનમાં થાય કે, કોઈ પરરાજ્યની એડી તળે આવવાથી રાષ્ટ્રને જે તેજોવધ અને દુઃખનો કડવો ઘૂંટડો પીવો પડે છે તે બ્રિટન ચાખે.

અને એકલી બ્રિટિશ પ્રજાનું જ અમે શુભ ઇચ્છીએ છીએ એમ નથી. યુરોપની બધી પ્રજાઓ જે આજ નાઝીઓની એડી તળે આવી છે તે બધી પાછી આઝાદ થાય, એવી અમારી આશા ને ઇચ્છા છે. ઇટાલી અને જર્મની પણ સ્વતંત્ર પ્રજાઓ રહે, એમ અમે ઇચ્છીએ છીએ; પણ એ શરતે કે, બીજા લોકોને કનડવા, ચૂસવા કે ગુલામ બનાવવાની સત્તા કે ઇચ્છા વગર.

પરંતુ વિધાતાએ યુરોપને માટે શું ધાર્યું છે તે તો તે જાણે. અમારી ઇચ્છાઓ ત્યાં આગળ કોડીની છે. એમ બને કે લડનાર પક્ષોની સામસામેની વિનાશ-લીલા બેઉનું સરખું સત્તાનાશ વાળે. એમ થાય તો, જેને 'યુરોપની સંસ્કૃતિ' કહેવામાં આવે છે, તેની અંત-ઘડી ગણાય. પરંતુ એ શું એવી આફત છે કે જેમાંથી ઉગારો જ નથી? ગેર-યુરોપિયન લોકની નજરે આ બાબત આપણે વિચારીએ.

બુદ્ધ, ઉપનિષદના ઋષિઓ, કૉન્ફુશિયસ, લાઓત્ઝે અને જિસસના જમાનામાં, તેમની કે તેમના શિષ્યો યા દેશબંધુઓની પાસે સંસ્કૃતિની અર્વાચીન સાધન-સામગ્રીમાંનું કશું નહોતું. આજના મનુષ્યની પાસે સુખસવલત અને શોખ સારુ જે સવડો છે એ તો જવા દો; પરંતુ આપણે આજે જેને જીવનની જરૂરિયાતો માનીએ છીએ એમાંની ઘણી વસ્તુઓ પણ એમની પાસે નહોતી. તેથી શું એ મહાત્માઓ અસંસ્કારી હતા? કોઈ વિચારી માણસ એમ નહિ કહે કે, તેઓ જંગલી કે બાર્બરિક હતા. ના, તેઓ તો ભારે સંસ્કૃતિવાળા હતા. શાથી? કારણ કે, તેઓ સત્ય, ન્યાય, શીલ અને માનવતાના આદર્શો શીખવતા હતા અને એમને માટે અપાર આદર ધરાવતા હતા.

યુરોપની પ્રજાઓનો અને એમના 'સિવિલિઝેશન'-નો આંક, ગેર-યુરોપિયન લોકો તેમનાં પહેરવેશ અને અર્વાચીન જીવનની સાધનસામગ્રી પરથી નહિ કાઢે; પરંતુ તેમને સત્ય, ન્યાય, શીલ અને માનવતાના આદર્શો માટે કેવો આદર છે, તે પરથી કાઢશે.

અમેરિકાના આદિ-વતનીઓને જીતીને તે ખંડના જુદા જુદા ભાગોમાં યુરોપીય પ્રજાઓ વસી, ને એ કમનસીબ આદિ જાતોને લગભગ ખલાસ કરીને. અને એ ખલાસ કરવાની રીતો અને સાધનોની તો વાત જ કરવા જેવી નથી, કેમ કે કોઈ પ્રકારની કસોટીમાંથી તે પાર ન થાય એવાં છે.

'યુરોપિયન સંસ્કૃતિ'એ ઑસ્ટ્રેલેશિયામાં પણ એવો જ ભાગ ભજવ્યો છે. એક મેઓરી જાત સિવાયની ત્યાંની લગભગ બધી જ આદિવાસી જાતો

ભૂતલમાંથી નાબૂદ થઈ છે; અને મેઓરીઓ પણ સંખ્યામાં ઘણા ઓછા થયા છે.

આફ્રિકાનો કાળા સીદી સાવ કે લગભગ નામ-શેષ નથી થયો, છતાં તેની સંખ્યા તો ઘણી ઘટી છે; તેની જમીન લઈ લેવામાં આવી છે; અને લાઇબેરિયાનું નાનું પ્રજાસત્તાક રાજ્ય બાદ કરો તો, ગોરા આફ્રિકાવાસીઓને સમાન દરજ્જે સીદીને ક્યાંય નથી. 'યુરોપિયન સંસ્કૃતિ'ના હિમાયતીઓ એક ભારેમાં ભારે ઘૃણાપાત્ર અને જુગ-જૂના ગુનાને માટે જવાબદાર છે, તે એ કે, હબસી સ્ત્રી પુરુષો અને બાળકોને તેમનાં ઘરોમાંથી બળાત્કારે પકડી લઈને, ડબામાં માછલી પેક કરી લઈ જાય તેમ, વહાણોમાં એમને ભરીને, અમેરિકા લઈ જવામાં આવ્યાં, ત્યાં ગુલામ તરીકે વેચવામાં આવ્યાં, અને ઢોર કરતાં નપાટ રીતે તેમની જોડે વર્તાવ રખાયો. આ ગુલામી નાબૂદ કરવા અમેરિકાને એક ભયંકર આંતર યુદ્ધ ખેડવુ પડ્યું.

એશિયામાં અનેક યુરોપીય પ્રજાઓએ કબજે કરેલા મુલકો છે, પણ તે મુલકો કે તેના કોઈ ભાગની પ્રજાને તેઓ નાબૂદ કરી શક્યા નથી. પરંતુ જુદા જુદા દેશોનો કબજો કરી તેમના ઉપર રાજ કરતી યુરોપીય પ્રજાઓએ જે રાજનીતિ અખત્યાર કરી છે, તેમાં ન્યાય કે માનવતાનો આદર કર્યાનું લક્ષણ નથી.

અમે એવું કહેવા કે સૂચવવા નથી ઇચ્છતા કે, અમેરિકા, ઓસ્ટ્રેલેશિયા, આફ્રિકા અને એશિયામાં કોઈ દેશ એવો નથી કે જ્યાં એકે યુરોપિયને, તેના વતનીઓ સાથેના વર્તનમાં કે તેમના પ્રત્યેની પોતાની વૃત્તિમાં, પોતે સંસ્કારી હૃદયનો છે અને સત્ય, ન્યાય, શીલ અને માનવતાની પરવા કરનારો છે, એવું બતાવ્યું નથી. ના; આ બધા ખંડોમાં એવી યુરોપિયન વ્યક્તિઓ થઈ છે, કે જેઓ ખરેખર સંસ્કારી મનુષ્યને છાજતું વર્તન વર્તી છે. અને અમે એમ પણ કહેવા કે સૂચવવા નથી માગતા કે, યુરોપના અમુક કે તમુક દેશે યુરોપ બહારના પોતાના *કબજાના મુલકમાં, ખરેખર સુધરેલી સરકારને છાજે* એવો કોઈ કાયદો કે કશું કામ જ નથી કર્યું. ના; એવા ઘણા કાયદા ને કામો થયાં છે. તેમણે પર-રાજ્યની જૂંસરીની કનડગત અને ત્રાસને ઓછાં કર્યાં છે; અને એની પાછળ એ ગણતરી હતી કે, તેમનાથી એ પરરાજ્યો કાયમી નહિ તોય ચિરંજીવી તો બનશે જ. પરંતુ, ઈશુના ગિરિ-પ્રવચનનો ભંગ કરીને મેળવેલા યુરોપ-બહારના દેશોમાં યુરોપીય સરકારોએ જે નીતિ ચલાવી, તેનું મૂળ સ્વરૂપ કોઈ પણ પ્રકારના સાચા સુધરેલા આદર્શથી વિરુદ્ધ, અને લોભ તથા આક્રમણનાં લક્ષણોવાળું રહેલું છે.

યુરોપિયનોના કબજાના એ બધા યુરોપ-બહારના દેશોમાં, ત્યાંની પરદેશી સરકારોએ આદરેલી લશ્કરી નીતિને લઈને તે દેશોની પ્રજાઓ નિર્વીર્ય બની છે; અને રવીન્દ્રનાથ ટાગોર એમના 'સભ્યતા (સંસ્કૃતિ) પર સંકટ' નામના લેખમાં (આ લેખ આવતે મહિને આ માસિકમાં આપવા વિચાર છે.) કહે છે તેમ, આ યુરોપીય સામ્રાજ્યવાદીઓએ તે ગેર-યુરોપીય પ્રજાઓ ઉપર, જે યંત્રશક્તિની સાધના દ્વારા પોતાનું પ્રભુત્વ જમાવ્યું છે, તે સાધનાનો મંત્ર આ ગુલામ પ્રજાઓથી લગભગ ગુપ્ત રાખવામાં આવ્યો છે. અને તેઓને ઘણે ભાગે અભણ પણ રાખ્યા છે.

આ બધાં કારણોને લઈને, જો 'યુરોપિયન સંસ્કૃતિ'નાં આપણ ગેર-યુરોપીય લોકોએ ફળ ચાખ્યાં છે, તેના નાશની વાતથી આપણને ચકરી આવતી નથી. એ જો નેસ્તનાબૂદ થાય, તો બુદ્ધ, ઉપનિષદના ઋષિઓ, કૉન્ફ્યૂશિયસ, અને જિસસ જે સંસ્કૃતિને સન્માને, તેવી સાચી સંસ્કૃતિ એ નાશની ભસ્મમાંથી જન્મે. માનવસ્વભાવ 'યુરોપિયન સંસ્કૃતિ'ના સ્વભાવ કરતાં મહાન છે. 'યુરોપિયન સંસ્કૃતિ' જવાથી સાચા માનવસ્વભાવને દેવાળું કાઢવું નહિ પડે.

(અંગ્રેજી ઉપરથી) **રામાનંદ ચટ્ટોપાધ્યાય**

ઈહ લોકમાં મોટામાં મોટા લાગતો ગુણ કદાચ પરલોકમાં નાનામાં નાનો હોય

**ખલિલ જિબ્રાન**

# સંસ્થાઓની મુલાકાતે

ગઈ ઉનાળાની રજાઓમાં ગૂજરાત વિનય મંદિરના છ ભાઈઓ કેટલીક સંસ્થાઓ જોવા ગયા હતા. ઉનાળામાં સામાન્ય રીતે ઘણી સંસ્થાઓ બંધ હોય છે એટલે જે સંસ્થાઓનું કામ ચાલુ હતું તે જ જોવા જવાનું રાખ્યું હતું.

## થામણા

શરૂઆત થામણાની ગ્રામશાળાથી કરી હતી ત્યાં ૧૯૩૯ ના સપ્ટેમ્બરથી વર્ધા શિક્ષણનો પ્રયોગ ચાલે છે એટલે ત્યાં જવા માટે ખાસ આકર્ષણ હતું. શાળાના સંચાલકોએ વાર્ષિક પરીક્ષા અને ઉનાળાની રજાઓ વચ્ચેનો સમય બગડતો બચાવવા માટે રજાઓ વહેલી પાડી હતી, એટલે અમે ગયા ત્યારે શાળાનું નવું વર્ષ શરૂ થઈ ગયું હતું. અમે બીજે જ દિવસે ગયેલા હોવાથી વર્ગો બરાબર ચાલુ થયા નહોતા. પરંતુ વિદ્યાર્થીઓનું કેટલુંક કામ અમે જોઈ શક્યા હતા અને શિક્ષકો સાથે વાતો કરી હતી.

આ શાળા મૂળ લોકલ બોર્ડ તરફથી ચાલતી હતી. અને ઉપલા વર્ગોમાં અંગ્રેજી શીખવાતું હતું. વર્ધા શિક્ષણનો પ્રયોગ કરવા માટે ગામ લોકોએ માગણી કરવાથી ત્યાંની શાળામાં તે પ્રયોગ કરવામાં આવ્યો. શરૂઆતમાં પહેલાં બે ધોરણમાં વર્ધા યોજના પ્રમાણે શિક્ષણ શરૂ થયું. હાલ ૫ મા ધોરણ સુધી તે ધોરણે શિક્ષણ અપાય છે. બાકીના વર્ગો જૂના અભ્યાસ પ્રમાણે ચાલે છે. તેમાં પણ થોડો સમય ઉદ્યોગ માટે રાખેલો છે; તે વર્ગોમાં અક્ષરજ્ઞાન અને ઉદ્યોગના શિક્ષણનો અનુબંધ કરવામાં નથી આવતો.

નવે ધોરણે શિક્ષણ શરૂ થયા પછી ગામની પાદરે ગામલોકોએ સરકારની મદદથી શાળાનું મકાન બાંધ્યું છે. તેમાં હવે શાળા બેસે છે. લગભગ રૂ. ૨૨,૦૦૦ ના મકાનમાં અડધો હિસ્સો ગામલોકોએ અને અડધો હિસ્સો સરકારે આપ્યો છે. આંબાની ઘટામાં સુંદર જગ્યાએ મકાનો બાંધ્યાં છે. શાળાની સાથે ખેતીની જમીન પણ છે. તેમાં સગવડ થયેથી વિદ્યાર્થીઓને ખેતીકામ શીખવવામાં આવશે. કન્યાશાળા પહેલાં જુદી હતી તે હવે આ શાળા સાથે જોડી દેવામાં આવી છે. લગભગ ૨૦૦ વિદ્યાર્થીઓની સંખ્યામાં ૭૦ જેટલી કન્યાઓ છે.

દરેક વર્ગ-શિક્ષક પોતપોતાના વર્ગનું ઉદ્યોગશિક્ષણ સંભાળે છે. કાંતવામાં વિદ્યાર્થીઓની પ્રગતિ વર્ધા યોજનાની કલ્પના પ્રમાણે થઈ શકી નથી, પરંતુ એકંદરે શાળાનું વાતાવરણ વર્ધા યોજના પ્રમાણે છે. શાળાના કોઈ પણ કામ માટે એક પણ નોકર રાખવામાં આવ્યો નથી અને સફાઈકામ વગેરે બધા પોતપોતાની મેળે કરી લે છે. નવા વરસના પહેલા દિવસે વિદ્યાર્થીઓએ આખું ચોગાન વાળીઝૂડીને સાફ કરી દીધું હતું. વિશેષતા એ હતી કે તે કામ વિદ્યાર્થીઓ હોંશે હોંશે કરતા હતા. શ્રી. બબલભાઈની પ્રેરણા અને પ્રોત્સાહન બધાં કામમાં હોય છે.

શાળામાં એક નાનકડું કાયમનું સંગ્રહસ્થાન રાખવામાં આવ્યું છે તે ખાસ ધ્યાન ખેંચે તેવું છે. બધી શાળાઓએ તેનું અનુકરણ કરવા જેવું છે. તેમાં વિદ્યાર્થીઓના ચિત્રકામના અને ઉદ્યોગના નમૂના અને પ્રવાસ-પોથીઓ ઉપરાંત ખેડા જિલ્લાની વસ્તી, ગામડાં, ઢોર, અને ખેતીવિષયક માહિતી તારવીને મૂકવામાં આવી છે આથી પોતાના જિલ્લાની સ્થિતિનો વિદ્યાર્થીઓને સારો ખ્યાલ આવે છે. સામાન્યજ્ઞાનનાં પુસ્તકોમાંથી આવી માહિતી વિદ્યાર્થીઓને તૈયાર મળતી નથી; દરેક શાળાના શિક્ષકો પોતપોતાના વિભાગની માહિતી મેળવીને આવી રીતે આપે તો જ વિદ્યાર્થીઓને તેની ખબર પડે. એ દૃષ્ટિએ સંગ્રહસ્થાનનો તે વિભાગ ખાસ આકર્ષક છે. આંકડાઓને ચિત્રોના રૂપમાં દર્શાવી શકાય તો વિદ્યાર્થીઓ વધારે સહેલાઈથી પકડી શકે.

## બોચાસણ

બોચાસણના વલ્લભ વિદ્યાલયનો વાર્ષિક ઉત્સવ બીજે જ દિવસે શ્રી. જુગતરામભાઈના પ્રમુખપદે હતો, એટલે થામણાથી અમે બોચાસણ ગયા. બોચાસણ વિદ્યાલયનો સર્વ બોજો શ્રી. શિવાભાઈને માથે છે વિદ્યાર્થીઓના વર્ગો, ખાદીકામ, ખેતી, ગોશાળા, દરેકમાં તેમને જોવું પડે છે. ત્યાં વિદ્યાર્થીઓ ફક્ત ૧૪ છે. પરંતુ કામની વિવિધતા અને અગત્ય જોતાં તેમની જોડે તેમની કોટિના કોઈ સહાયકની જરૂર છે ખરી

ત્યાં વિદ્યાર્થીઓ ૪॥ કલાક ઉદ્યોગ કરે છે, અને ૩ કલાક લેખન-વાચન કરે છે. તે ઉપરાંત રસોડાનું અને સફાઈનું કામ પોતાની મેળે કરી લે છે પરિણામે બારૈયા જેવી કોમના વિદ્યાર્થીઓ વરસ બે વરસ વિદ્યાલયમાં રહ્યા પછી હાડકાંના હરામ નથી થતા, પરંતુ પોતાના ઘરના કે બીજા મજૂરીના કામમાં સહેજે ગોઠવાઈ જાય છે. હાલ ત્યાંના શિક્ષણનું ધ્યેય ખાદી-નિષ્ણાતો તૈયાર કરવાનું છે. તેને મધ્યવર્તી રાખીને હિસાબકિતાબનું જ્ઞાન અને બીજું સામાન્યજ્ઞાન વિદ્યાર્થીઓને આપવામાં આવે છે

ગામને સીમાડે આવી પ્રવૃત્તિ ચાલતી હોવા છતાં સંમેલનમાં ગામના લોકોની અવરજવર બહુ નહોતી

રાતે સંવાદોનો જલસો જોવા કેટલાક આવ્યા હતા. પરંતુ બીજા કાર્યક્રમોમાં ગામલોકોની હાજરી નહોતી. ગામલોકો પહેલાં ભાગ લેતા. વચ્ચે અળગા થઈ ગયા. ફરી પાછા ધીમે ધીમે આ કામનું મહત્ત્વ સમજવા લાગ્યા છે એમ સાંભળ્યું.

શ્રી. મગનભાઈ દેસાઈએ ખાદીકામ વિષે બે શબ્દો કહેલા તે ધ્યાન ખેંચે તેવા હતા વિદ્યાલય મારફત વરસે ૭–૮ હજારની ખાદી ઉત્પન્ન થાય છે તેટલી જ ખાદીની ઉપયોગિતા નથી, પરંતુ તે મારફત ગામલોકોની સાથે કેવો સંબંધ બંધાય છે અને ગામડાંમાં કેળવણી સાથે બીજાં કામો કેટલાં થઈ શકે છે તે ખાસ મહત્ત્વનું છે. આ દૃષ્ટિએ વિદ્યાલયનો ગ્રામપ્રવેશ ધ્યાન ખેંચે તેવો છે.

### ભાદરણ

બોચાસણથી ગંભીરા જતાં રસ્તામાં થોડો વખત ભાદરણ વ્યાયામ શાળામાં રોકાયા હતા ત્યાંના પ્રગતિ મંડળ તરફથી અભ્યાસગૃહ, ખાદીકામ, ઉદ્યોગાલય વગેરે વિવિધ જાતની પ્રવૃત્તિઓ ચાલે છે ભાદરણમાં રાષ્ટ્રીય દૃષ્ટિએ જે કંઈ ચેતન દેખાય છે તે એ મંડળને લીધે છે. તેના સંચાલક શ્રી પુરુષોત્તમભાઈ સત્યાગ્રહને અંગે જેલમાં ગયેલા હોવા છતાં તેમના સાથીઓ બધી પ્રવૃત્તિઓ સંભાળી રહ્યા છે વ્યાયામશાળાની બાજુનો ચિત્રસંગ્રહ અને તેનું રંગકામ મનોહર અને આકર્ષક છે.

### ગંભીરા

ભાદરણથી ગંભીરા ૮ માઈલ છે ત્યાં લોકલ બોર્ડની શાળાઓ છોકરાઓ અને કન્યાઓ માટે છે તે ઉપરાંત શ્રી. છગનભાઈ પટેલના પ્રયાસથી ૧૯૩૧ની સાલથી નૂતન ગ્રામ વિદ્યાલય ચાલે છે તેમાં બાળવર્ગથી પૂર્ણ કુમાર મંદિર સુધીના વર્ગો છે. શાળાનાં મકાનો સાદાં અને સુઘડ છે. તેને અડીને જ પુસ્તકાલયનું સુંદર મકાન છે. શાળાનું વાતાવરણ કળાપ્રિય, ઉદ્યમી અને ચેતનવાળું છે. તેમાં વર્ધા યોજના પ્રમાણે શિક્ષણ આપવાનું હજુ ગોઠવાયું નથી, પરંતુ આખી દૃષ્ટિ અને વાતાવરણ તેને અનુકૂળ છે. તેની સરખામણીમાં ગામની બીજી શાળાઓ જોવાથી આ શાળાના વાતાવરણનો વધારે સચોટ ખ્યાલ મળી રહે છે. ઉદ્યોગના વાતાવરણની દૃષ્ટિએ થામણા અને વિદ્યાપીઠની શાળા કરતાં પણ ત્યાંનું વાતાવરણ વધારે અનુકૂળ લાગ્યું. ત્યાં વિદ્યાર્થીના કામની સરેરાશ વધુ આવે છે. વિદ્યાર્થી દીઠ કાંતણની મજૂરી વાર્ષિક રૂ. ૫ થી ૬ આવે છે. ત્યારે વિદ્યાપીઠમાં લગભગ રૂ. ૨ થી ૩ આવે છે અને થામણામાં પણ વાર્ષિક રૂ ૨ ની આસપાસ આવે છે. આ સરેરાશોએ અરસપરસ મળીને આનાં કારણો શોધી કાઢવાં જોઈએ.

### ભરૂચ

ગંભીરાથી વચ્ચે એક રાત પાવલી રોકાઈ ભરૂચ સેવાશ્રમમાં પહોંચ્યા. ત્યાં બધાં મકાનોનો ઉપયોગ દવાખાના માટે થાય છે, એટલે મહેમાનોને ઊતરવા માટે ખાસ વ્યવસ્થા રહી નથી. પણ અમારી ત્યાં ઊતરવાની વ્યવસ્થા થઈ, અને શહેરમાં તથા નદી ઉપર ફર્યા. ત્યાંથી કબીરવડ જોઈને સાંજે ગરોલી પહોંચ્યા. કબીરવડ હવે પહેલાંના નામના ઉપર જ જીવે છે. વડની પથરાયેલી ઘટા રહી નથી અંદર પીંપળા, આસોપાલવ વગેરે બીજાં અનેક ઝાડો ઊગ્યાં છે અને એકંદર વિસ્તાર પણ ઓછો થઈ ગયો છે. છતાં કબીરજી ત્યાં સં. ૧૪૧૫ માં આવેલા અને ત્યાં વડ વાવેલો એ ભાવના અને તેની ખ્યાતિ ઘણા યાત્રીઓને ત્યાં આકર્ષે છે

### મરોલી

મરોલીના આશ્રમની સ્થાપના ૧૯૩૦ પછી થયેલી. શ્રીમતી મીઠુબહેન મૂળથી તેના પ્રાણ સમાન રહ્યાં છે. તેઓ કાયમનાં ત્યાં રહે છે અને દરેક કામ સંભાળે છે. શ્રી. કલ્યાણજીભાઈનો પણ આશ્રમની વ્યવસ્થામાં ઓછો ફાળો નથી. પહેલાં તે આશ્રમ કસ્તુરબા વણાટ શાળાને નામે ચાલતો, હવે તેનું નામ કસ્તુરબા સેવાશ્રમ રાખવામાં આવ્યું છે. ત્યાં ૪ સાળો ચાલે છે. સાદું અને નકશીવાળું વણાટ સારું થાય છે. રાનીપરજ કન્યાઓને પણ ત્યાં રાખવામાં આવે છે. પહેલાં તેમને માટે વિદ્યાલય ચલાવતા. હાલ ફક્ત છાત્રાલય ચાલે છે અને કન્યાઓ ગામની શાળામાં ભણવા જાય છે.

આશ્રમની સાથે દવાખાનાની પ્રવૃત્તિ ખાસ ચાલે છે. હવે દવાખાના માટે જુદા મકાનની વ્યવસ્થા થઈ છે અને એક દાક્તરને તેને માટે રોકેલા છે. આજુબાજુના લોકોને માટે આ દવાખાનામાં દવાની અને રહેવાની સારી સગવડ મળે છે.

આશ્રમનો બગીચો શ્રી. મીઠુબહેનના ઉત્સાહથી સુંદર રીતે ખીલેલો અને વિવિધતાવાળો છે. અનેક જાતનાં દેશી પરદેશી ફળફૂલો—ચેરી, દ્રાક્ષ, ફાલસા, બીટરૂટ, ગુલછડી, લીચી, પીચો વગેરે અનેક જાતના છોડ તથા ઝાડ—ત્યાં જોવા મળે છે. એ જાતની ખેતીનો અભ્યાસ કરવા માટે એના જેવો બગીચો ગુજરાતમાં અમે પહેલવહેલો જોયો, તેથી બધે ઉત્સાહથી ફર્યા અને રસપૂર્વક બધું જોયું બધાય વિદ્યાર્થીઓને એ બગીચો બતાવવા જેવો લાગ્યો.

### નવસારી

આવતાં જતા નવસારી થઈને અમારે પસાર થવાનું હતું પરંતુ ત્યાં રોકાવાનું ન હતું. હરિજન આશ્રમમાં રજાઓ હોવાથી અમારે ત્યાં જવાનું નહોતું. જલાલપોર પાટીદાર આશ્રમમાં પણ રજાઓ હતી, એટલે કરાડી

જવા માટે અમે રાતે વીજાપુરની કપાસિયાના તેલની મિલમાં રહ્યા. અમારો તે મિલ જોવાનો ખ્યાલ નહોતો. પરંતુ ત્યાં રોકાયા એટલે મિલ જોઈ તે જોયા પછી લાગ્યું કે તે લાભ અનાયાસે મળ્યો તે ઠીક થયું અમદાવાદમાં અમે તેલની મિલો જોયેલી તે તો આની સરખામણીમાં બહુ નાની લાગી. કપાસિયાના તેલની મિલો હિંદમાં ફક્ત બે જ છે. આ સિવાય બીજી મિલ સિંધ હૈદ્રાબાદમાં છે. પણ તે વરસમાં ૪ માસ ચાલે છે. આ મિલ બારે માસ ચાલે છે અને રોજના ૩૦૦ થી ૪૦૦ મણ કપાસિયા પીલે છે. કપાસિયાના એકેએક ભાગનો ત્યાં ઉપયોગ થાય છે અને એકે વસ્તુ નકામી જતી નથી. કપાસિયા ઉપરના નકામા રેસાનું જાડું સૂતર કંતાય છે તે આફ્રિકા જાય છે અને તેમાંથી હલકી જાતના ધાબળા તૈયાર થાય છે તેલના કચરામાંથી સાબુ બને છે. તેની ક્રિયાઓમાં ઉત્તરોત્તર સુધારા કરીને બિલકુલ વાસ વિનાનું તેલ તૈયાર કરવાનો પ્રયોગ કરવામાં આવ્યો છે. યંત્રોના ઘણાખરા ભાગ સ્થાનિક તૈયાર કરી લેવામાં આવ્યા છે. કપાસિયાનો ભરડો અને ખોર ઢોરને આપવાથી દૂધની આવક કેટલી વધે છે તે જોવા માટે તેના માલિક તરફથી પ્રયત્ન થાય છે. લોકોને કચરા વિનાના ભરડેલા કપાસિયા બજારભાવે આપવામાં આવે છે.

આ જાતનું કપાસિયા પીલવાનું કામ હાથઘાણીથી થઈ શકે તેમ નથી, તેથી આ કામ મિલો કરે તેમાં કંઈ વાંધો લેવા જેવું છે કે કેમ, તે ગ્રામોદ્યોગની દૃષ્ટિએ વિચારવા જેવો પ્રશ્ન છે. આવી મિલો વધવાથી ખેડૂતોને લાભ થાય કે નુકસાન ?

### કરાડી

આ મિલથી કરાડી છ માઈલ દૂર છે. ત્યાં અસહકારના વખતથી એક રાષ્ટ્રીય શાળા ચાલે છે હાલ લોકલ બોર્ડ તેને મદદ આપે છે. શાળામાં અક્ષરજ્ઞાનની સાથે રોજ ૧॥ કલાક ઉદ્યોગ માટે રાખેલો છે. વ્યાયામ માટે ત્યાં સારો ઉત્સાહ છે

આ વિદ્યાલયથી અલગ પણ ગામની શોભારૂપ શ્રી. દિલખુશભાઈની પ્રવૃત્તિ છે. તેમણે ત્યાં ખાદીકેન્દ્ર જમાવ્યું છે. તેઓ કેટલાક વિદ્યાર્થીઓને પોતાની પાસે રાખે છે અને ખાદીકામ દ્વારા શિક્ષણ આપે છે. સવાર સાંજની પ્રાર્થના, વાચન અને વાતો એ તેમનાં શિક્ષણનાં સાધનો છે. બીજું શિક્ષણ વિદ્યાર્થીઓ પ્રત્યક્ષ કામ દ્વારા મેળવે છે તેઓ જ ત્યાંની અને આજુબાજુનાં ગામડાંની ખાદી-પ્રવૃત્તિ ચલાવે છે. ૧૯૪૦ ની સાલમાં લગભગ રૂ. ૧૫,૦૦૦-ની ખાદી તૈયાર કરાવી હતી. આજુબાજુનાં ૮ ગામોમાં સ્વાવલંબી તથા ધંધાદારી લગભગ ૭૦૦ રેંટિયા ચાલે છે. સરસ કપાસ મેળવીને તે સાફ કરાવીને બહાર મોકલવાનું કામ પણ સારા પાયા પર ચાલે છે.

દિલખુશભાઈની રહેવાની જગ્યા ગાંધીકુટિરને નામે ઓળખાય છે. દાંડીકૂચ પછી ગાંધીજી જે ઝૂંપડીમાં કરાડીમાં રહેલા, તે જગ્યા આ કુટિરની પાસે જ છે. મૂળ ઝૂંપડી કોઈએ બાળી નાખેલી. તે પછી બીજી કરી, તે પણ બાળી નાખી. હાલ ત્યાં એક લાકડાનો નાનો થાંભો સ્મારક તરીકે ઊભો છે.

### દાંડી

અમારા પ્રવાસમાં આજુબાજુનો પ્રદેશ અને કેટલાંક સ્થળો જોવાની પણ અમારી ઇચ્છા હતી. એટલે કરાડીથી અમે દાંડીના દરિયાકાંઠે ગયા. ભરતી આવેલી હોવાથી વચ્ચે કાદવ થઈ ગયો હતો, પણ મીઠાના સત્યાગ્રહની પુનિત જગ્યા જોવા માટે અમે કાદવ ખૂંદીને ત્યાં ગયા. સત્યાગ્રહની જગ્યા પાસેનો પુરાણો બંગલો તો આજે પણ નિર્જન છે. શ્રી. દિલખુશભાઈના પ્રયાસથી ગામમાં થોડા રેંટિયા ચાલે છે અને વિદ્યાર્થીઓ પોતાના ફાજલ સમયમાં કાંતીને માસિક રૂપિયો બે રૂપિયા કમાય છે

દાંડીકાંઠે જ મુસલમાનોનો એક રોજો છે. ત્યાં મોહરમના દિવસોમાં મુસલમાનોનો મેળો ભરાય છે. અવારનવાર ઘણા યાત્રીઓ કાદવ ખૂંદીને આવતા જતા હોય છે. તે સ્થાન ૫૦૦ વરસ જૂનું છે. હજ કરીને પાછાં વળતાં વહાણ ડૂબવાથી અવસાન પામેલાં એક મા દીકરાની ત્યાં કબરો છે, તે અજાણી બીબીના સ્થાનક તરીકે ઓળખાય છે.

આ બાજુ પગપાળા ફરતાં કાંઠાના લોકો જોવા મળ્યા. ઊજળાં દૂધ જેવાં કપડાં પહેરીને ફરતા યુવાનો અને ધમધમ ચાલતી સ્ત્રીઓ જોવા મળી. ગામડાં ઘણાં સાફ મ લૂમ પડ્યાં. ખેતીનો ધંધો ઓછો એટલે ઢોર બહુ ઓછાં જોવા મળ્યાં. જે જોયાં તે નાના કદનાં. યુવાનો ઘણા પરદેશ ખેડે છે. અને ગામડાં ઘણાંખરાં બહારના પૈસાથી ઊજળાં દેખાય છે.

ઉત્તર ગુજરાતમાંથી સુરત જિલ્લામાં પહેલવહેલા ફરનારને એક જાતનો ભ્રમ ઉત્પન્ન થાય છે કે, આ બાજુ આટલી બધી દક્ષિણી સ્ત્રીઓ ક્યાંથી ? ત્યાંની ભાષામાં ફેર પડે છે અને સ્ત્રીઓ દક્ષિણી ઢબે સાડીઓ પહેરે છે. તેઓ છૂટથી હરે છે ફરે છે. ફેર એટલો કે માથું ઉઘાડું રાખતી નથી

ઉત્તર ગુજરાત કરતાં સામાન્ય લોકો કંઈ વધારે સુખી નથી. ગરીબ લોકો બધે જ છે. છતાં આ બાજુ ચોરીનો ભય ઓછો છે. ખાવાના જેમને સાંસા હોય તેવા લોકોને પણ પારકાની ચીજ ઉપાડવાનો કે ઘર ફોડવાનો વિચાર સહેજે નહિ આવે. ખેતરોમાં પણ ઉત્તર ગુજરાતની માફક વાડોનું રક્ષણ નથી હોતું. લોકોમાં ઉદારતા સ્વાભાવિક દેખાય છે. ભલા ભલા દુકાળમાં પણ આ

જિલ્લામાં પૂરેપૂરા દુકાળ જેવી સ્થિતિ નથી હોતી, તે ખ્યાલમાં લેવા જેવું છે.

### અમલસાડ

કરાડીથી અમે અમલસાડ ગયા. ત્યાંની આજુબાજુ આંબા, જમરૂખ, ફણસ, અનનસ અને ચીકુની સુંદર વાડીઓ છે. ત્યાંથી ગણદેવી સુધીનો પ્રદેશ આવા ફળઝાડના બગીચાથી ભરપૂર છે

### ધરાસણા

ધરાસણા તો '૩૦ના સત્યાગ્રહની જાણીતી જગ્યા. ડુંગરી સ્ટેશનથી બે માઈલ પર તેના અગરો છે. દરિયો ત્યાંથી થોડો દૂર છે, પરંતુ તેની ભરતીનું પાણી અગરોમાં આવે છે અને તેમાંથી મીઠું થાય છે અગરો ૩ માઈલના વિસ્તારમાં પથરાયેલા છે અને લગભગ ૫૦૦ અગરિયા વરસે ત્રણ લાખ મણ મીઠું પકવે છે. ખારાઘોડાના મીઠા કરતાં ત્યાંનું મીઠું ઝાંખું અને નાના કાંકરાનું લાગ્યું.

### ઉનાઈ

બિલીમોરાથી કાળાઆંબા રેલવેમા અમે ઉનાઈ ઊતર્યાં. ત્યાંના ગરમ પાણીના કુંડ જોયા. લસુન્દ્રા કરતા આ કુંડ ઘણા મોટા અને પાણી પણ ઘણું ગરમ. વાંસદાની અને ગાયકવાડી રાજ્યની હદ હોવાથી કુંડના બે ભાગ કરેલા છે. કુદરતના પાણીમા પણ ત્યાં સ્પૃશ્ય–અસ્પૃશ્ય-નો ભેદ છે. ઢેડ, ભંગી માટે જુદા કુંડની વ્યવસ્થા છે.

### વાંસદા

ઉનાઈથી વાંસદા ૭ માઈલ પાકી સડક છે. આખો રસ્તો ઝાડીમા થઈને છે વાંસદાથી ૬ માઈલ દૂર સીતાપુર અમારે મુકામ કરવાનો હતો. એટલે બપોરે વાંસદા ફક્ત બેત્રણ કલાક રોકાયા. રાજ્યનું શહેર એટલે ત્યા સારા સારાં મકાનો, પોલીસ ચોકી વગેરે હોય જ હાઈસ્કૂલ અને ઉદ્યોગશાળા પણ છે. તેમા મફત શિક્ષણ અપાય છે

આ રાજ્ય જંગલોથી ભરપૂર છે. મોટા મોટા વાંસ છે. અસંખ્ય સાગનાં અને મહુડાનાં ઝાડ છે. તેમાથી રાજ્યને મોટી આવક છે મૂળ વસ્તી ભીલ લોકોની છે બહારના ખેડૂતોને વસાવવા માટે રાજ્યે ખાસ યોજના કરી છે અને તે રીતે બહારના કેટલાક ખેડૂતોને વસાવ્યા છે. તેમને જમીનો તોડીને ખેડવા માટે મફત આપે છે, રહેવા માટે મકાનો બાંધી આપે છે, અને ટ્રેક્ટર રાજ્ય તરફથી ભાડે આપે છે. આવા એક ખેડૂતને ત્યા સીતાપુરમાં અમારો મુકામ હતો તેઓ જંગલોની જમીન તોડીને ત્યાં વસ્યા છે. એકર જમીન સાફ કરવામાં સરેરાશ રૂ. ૪૦ ખર્ચ આવે છે. જમીનમાં ફરી સાગનાં ઝાડ ઊગે તો તેના ઉપર રાજ્યનો હક ગણાય છે

લાકડાંનો ત્યાં તોટો નથી. કેટલાય લાકડાંના ઢગ નકામા પડેલા જણાયા તેની શહેરોમાં કેટલીય કિંમત થાય, પણ શહેરોમાં પહોંચાડતાં ભાર કરતાં ઘડામણ વધી જાય, એટલે કોઈ તે લાકડાંનો ઉપયોગ કરતું નથી. જમીન સાફ કરવા માટે હમણાં જ ૬૦૦ જેટલાં મહુડાનાં ઝાડ ઊભાં ને ઊભાં સળગાવી દેવામાં આવ્યાં હતા.

ત્યાં વરસાદ વરસે લગભગ ૧૦૦ ઇંચ પડે છે. જંગલ કપાયા પછી પ્રમાણ કંઈક ઘટ્યું છે પહેલાં ખેડૂતો ભાત અને નાગલી વાવતા નવા ખેડૂતો હવે કપાસ પણ કરે છે

તે દિવસે રાતે અમે તે રાજ્યના બીજા એક ગામ ખરજાઈ ગયા હતાં રસ્તામાં જંગલની ઝાડી હતી. તે ગામમાં એક ઝાડ પાડવાનું નાનકડું યંત્ર જોયું તે ધ્યાન ખેંચે તેવું હતું. રૂ. ૫૦૦–૭૦૦ની કિંમતનું યંત્ર ૮ મજૂરોની મદદથી અડધા કલાકમાં મોટું ઝાડ જમીનદોસ્ત કરી નાખે. તેમાં જોખમ એટલું કે મૂળિયાં પૂરાં ન ઊખડે તો ઝાડ ફરી ઊગે, અને કામ કરતાં કરતાં લોઢાનું દોરડું તૂટે તો કોઈનો જીવ લઈ નાખે.

### વેડછી

ખરજાઈથી ૭ માઈલ ચાલતા પાછા અમે ઉનાઈ આવ્યા અને ત્યાંથી વેડછી પહોંચ્યા. વેડછી આશ્રમ તો જુગતરામભાઈની કૃતિ. ત્યાંની બધી વ્યવસ્થા બાપુજીના આદર્શ પ્રમાણે હોય. રસોઈકામ, સફાઈકામ, ગોપાલન વગેરે બધું કામ વિદ્યાર્થીઓ કરી લે છે, અને સામાન્ય-જ્ઞાન ઉપરાંત ખાદીકામની તાલીમ મેળવે છે. આજુ-બાજુનાં ગામડાંના ખાદીકામનું તે કેન્દ્ર છે, અને વરસે આશરે રૂ ૧૮ હજારની ખાદી તૈયાર કરે છે.

વિદ્યાલયમાં રજાઓ હતી, પરંતુ જુગતરામભાઈએ રજાઓ માટે એવી યોજના કરી હતી કે, પંદર દિવસ વિદ્યાર્થીઓ ઘેર જાય અને પંદર દિવસ ગામડાંમાં રચનાત્મક કામ કરે. અમે ગયા ત્યારે તેઓ વિદ્યાર્થીઓને લઈને બાજુના અંબાચ ગામમાં પડાવ નાખીને પડ્યા હતા. સવારે પ્રાર્થના, પછી સફાઈકામ, બપોરે કાંતણ, ઝૂંપડાંની મુલાકાત, અને રાતે ભજનો, વગેરેનો કાર્યક્રમ રાખ્યો હતો. સાથે ખાદીનું નાનકડું પ્રદર્શન ગોઠવ્યું હતું આખો દિવસ ઝાડ તળે મુકામ અને રાતે પૂર્ણા નદીના બેટમાં શયનનો કાર્યક્રમ હતો. તંબુ વગેરેની સાદેબગાદી ખટખટ કંઈ નહિ આશ્રમ નજીક હતો એટલે વિદ્યાર્થી-ઓની એક ટુકડી રસોઈકામ માટે આશ્રમમાં રહેતી, અને ત્યાંથી સવાર સાંજનું ભોજન લાવવામાં આવતું. ગામમાં અસ્પૃશ્ય ગણાતા કોટવાળિયા લોકોની વચ્ચે જ તેમણે પોતાનો મુકામ રાખ્યો હતો. તે લોકોનો ધંધો મુખ્યત્વે ટોપલા ગૂંથવાનો હતો. તે લોકોએ ૩ દિવસમાં કેટલું કામ કર્યું, કેટલા કલાક કામ કર્યું અને શું કમાયા, તથા વિદ્યાર્થીઓ રોજ ૨ કલાક કાંતીને કેટલું કમાતા, તેનો હિસાબ રાખવામાં આવતો હતો. રકાબીની

છાવણીઓ નાખીને નકામું ખરચ કરવાને બદલે આવી છાવણીઓ શી ખોટી? ખરચ કેટલું ઓછું અને લાભ કેટલો વધારે!

અમે ગયા તે દિવસે રાત્રે રાની પરજ ભાઈઓનો નાચ ગોઠવાયો હતો. તેમનું વાદ્ય ઢોલકું જોતાં વિચિત્ર લાગે છે. ભયંકર લાગે છે. તેનો સૂર પણ નાનાં છોકરાંને બિવડાવે તેવો છે. તેના વડે સૂર આપીને તેઓ કલાકોના કલાકો સુધી નાચે કૂદે છે અને મઝા કરે છે. તેમની ભયંકર ગરીબાઈમાં તેઓ આવો આનંદ લૂંટી શકે છે.

હિંદમાં ગુજરાત પ્રમાણમાં સુખી ગણાય છે. અને ગુજરાતમાં સુરત જિલ્લો સુખી ગણાય છે તેમાં પણ એવા ગરીબ લોકો વસે છે કે જેમની બધી ઘરવખરીની કિંમત રૂ. ૧૦ થી વધુ ન હોય. તેઓ જમીન ઉપર પડી રહે છે અને ફાટ્યાંતૂટ્યાં કપડાં પહેરીને પોતાની લાજ ઢાંકે છે. આવા લોકો ગુજરાતના દરેક જિલ્લામાં છે. આલેશાન મકાનોના થોડા માઈલના અંતરમાં જ તેવા લોકો વસે છે, અને બધેય કેવો અન્યાય ચાલી રહ્યો છે તેની સાક્ષી પૂરે છે.

### સરભોણ

વેડછીથી અમારે સૂપા જવાનું હતું. રસ્તામાં બપોરે સરભોણ રોકાયા હતા. ત્યાં ૩ સાળો ચાલે છે અને આજુબાજુ ૧૦૦ રેંટિયા ચાલે છે. બારડોલી તાલુકાની પ્રવૃત્તિનું સરભોણ એ જૂનું મથક છે. સ્વ૦ ડૉ. ત્રિભોવનદાસ ત્યાં દવાખાનું ચલાવતા. શ્રી. નરહરિભાઈએ ત્યાં રહીને કામ કરેલું. બારડોલી સત્યાગ્રહ વખતે પણ તે મહત્ત્વનું થાણું હતું. હાલ ત્યાં શ્રી. છોટુભાઈ ગોપાળજી રહે છે સાથે એક નાનકડું દવાખાનું ચાલે છે.

### સૂપા

સરભોણથી સૂપા છ માઈલ પર નવસારીને રસ્તે પૂર્ણા નદીને કાંઠે છે. ગુરુકુળની વિશાળ જગ્યા અને મકાનોમાં ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળ તરફથી વ્યાયામવર્ગ ચાલતો હતો તે જોવાનો અમારો ઇરાદો હતો. વિદ્યાપીઠના બે વિદ્યાર્થીઓ તે વર્ગમાં હતા. સાંજને વખતે અમે ત્યાં પહોંચ્યા ત્યારે દૂર દૂરથી વ્યાયામની સીટીઓ સંભળાતી હતી. ૨૫૦ જેટલા વિદ્યાર્થીઓની જુદી જુદી ટુકડીઓ જુદી જુદી રમતો રમતી હતી. દરેકના કપડા ઉપર પોતાનો નંબર ચોટેલો હતો. રમત પૂરી થયાનું બ્યૂગલ વાગતાં જ બધા હોજ પર નાહવા ચાલી ગયા અને પછી ભોજન થયું. ભોજન સાદું છતાં સાત્ત્વિક અને પૌષ્ટિક હતું. દરેકે પોતપોતાનાં વાસણ સાફ કરી લીધાં હતાં. એ જ પ્રમાણે સવારનો કાર્યક્રમ ૪ાા વાગ્યાથી શરૂ થયો હતો. આ રીતે આખા દિવસના કાર્યક્રમથી ઘણા વિદ્યાર્થીઓ ટેવાયેલા નહિ હોવાથી સાંજે બધા થાકીને લોથપોથ થઈ જતા હતા અને કેટલાક માંદા પણ પડી જતા હતા.

ત્યાંની શિસ્ત અને વ્યવસ્થા સરસ હતી. પરંતુ જાજરૂ પેશાબ માટે યોગ્ય વ્યવસ્થા નહોતી. ગુરુકુળમાં પણ સામાન્ય રીતે ૨૦૦ જેટલા નાના મોટા વિદ્યાર્થીઓ રહે છે. તેમને માટે પણ એમ જ ચાલે છે, તે સાંભળીને આશ્ચર્ય થયું. આવડી મોટી સંસ્થા, આટ-આટલા મકાનો, છતાં એકે જાજરૂ કે પેશાબખાનું નહિ. આજુબાજુ વસ્તી નથી; વિશાળ નદીકાંઠો અને ખેતરો છે; છતાં સફાઈની દૃષ્ટિએ તે ખોટું જ છે સંસ્થાઓમાં તેની યોગ્ય વ્યવસ્થા હોવી જ જોઈએ. પણ સ્વચ્છતાના આ ખ્યાલો ગાંધીજીએ દાખલ કરેલા છે એટલે આવી સંસ્થાઓનો તેમાં દોષ નથી. મોટી મોટી ઘણીય સરકારી શાળાઓ અને કન્યાશાળાઓમાં પણ પેસાબપાણી માટે ક્યાં વ્યવસ્થા હોય છે? તે જ ધોરણે અહીં પણ તેની ઊણપ છે સંચાલકોએ તે ઊણપ દૂર કરવા વિચાર કરેલો છે. પણ આ વ્યાયામવર્ગને તો તે ઊણપ નડી જ. ૨૫૦-૩૦૦ જેટલા માણસોને વહેલી સવારના ૫-૦ વાગ્યે આજુબાજુનાં ખેતરોમાં જ જવું પડતું. વ્યાયામવર્ગની વ્યવસ્થા અને સંચાલનમાં આવી બાબતોનો અગાઉથી વિચાર થાય તે જરૂરી છે. વ્યાયામવીરોને પણ જીવનની કેટલીક તાલીમ વ્યાયામની સાથે જ આપી દેવી જોઈએ. જેમ પ્રાર્થના થાય છે, ભાષણો થાય છે, તેમ સ્વચ્છતા અને સુઘડતાનું ભાથું પણ વ્યાયામની સાથે બંધાવવું જોઈએ.

વ્યાયામ એ એકાંગી કેળવણી નથી પણ સર્વાંગી કેળવણી છે એ વ્યાયામવર્ગના કામ ઉપરથી ફલિત થવું જોઈએ. આ દૃષ્ટિએ આ વખતે એક વાર ગ્રામ-સફાઈનો કાર્યક્રમ રાખવામાં આવ્યો હતો એ યોગ્ય હતું.

ગુરુકુળ ૧૯૧૪ની સાલથી ચાલે છે અને ગુજરાતના ઘણા અગ્રગણ્ય માણસોએ તેને પોતાના આશીર્વાદ આપ્યા છે. ત્યાં તદ્દન શરૂઆતથી લગભગ મૅટ્રિક સુધીનું શિક્ષણ આપવામાં આવે છે. માસિક ખર્ચ નીચલી શ્રેણીમાં માસિક રૂ. ૧૪ અને ઉપલી શ્રેણીમાં રૂ. ૧૮ આવે છે. વિદ્યાર્થીઓને કપડાં, પથારી, સાબુ વગેરે બધું ઉપરની ફીમાંથી આપવામાં આવે છે. શિક્ષણનું માધ્યમ હિંદી છે અહીં પસાર થયા પછી વિદ્યાર્થીઓ કાંગડી ગુરુકુળમાં આગળ ભણવા જઈ શકે છે.

### કઠોર

અમારો છેલ્લો મુકામ કઠોર હતો. સાયણ સ્ટેશનથી તે ૪ માઈલ દૂર છે. મોટરો અને ટાંગાની સગવડ છે. પરંતુ અમે અમારા ટાંગાથી જ ત્યાં ગયા. ત્યાં શ્રી. મકનજીભાઈ ખાદીકાર્યાલય જમાવીને બેઠા છે. ગલિયારા શેઠનું વિશાળ મકાન ખાદીકામ માટે વાપરવા મળ્યું છે.

આખા ગામમાં ગલિયારા શેઠની ઉદાર સખાવતો જણાઈ આવે છે. હાઈસ્કૂલ, છાત્રાલય, પાણીના નળ, પુસ્તકાલય વગેરે માટે તેમણે લગભગ એક લાખ રૂપિયા આપેલા છે. ખાદીકાર્યાલય મારફત ૨૫૦ રેંટિયા ચાલે છે. તેમાંથી ૩૫ મુસલમાનોમાં ચાલે છે. ૬ સાળ ચાલે છે. કાઠિયાવાડમાંથી ૬ વણકર વસાવેલા છે. તેમને બીજી કોઈ જગ્યા કરતાં અહીં રહેવા કરવાની સારી સગવડ છે.

આ ગામ તાપી નદીને કાંઠે છે, અને આજુબાજુ કામરેજ, ઓલપાડ જેવાં મોટાં ગામો આવેલાં છે. નદી ઉપરથી અવરજવર માટે હમણાં ત્યાં ગાયકવાડ સરકાર તરફથી રૂ. ૪ લાખના ખર્ચથી ૭૫ ફૂટ ઊંચો પુલ બંધાય છે. નદીમાં નાહવાની મજા પડે તેવું છે. હરિપુરા આગળ પણ આ જ નદી છે, પણ ત્યાંના જેવું ઊંડું પાણી નહિ, તેમ છીછરું પણ નહિ. તરતાં શીખવા માટે સારી સગવડ મળી રહે.

અમલસાડ અને ગણદેવીની પેઠે અહીં પણ સારી વાડીઓ છે. શરૂઆતમાં જ્યારે ફળઝાડની ખેતી ગુજરાતમાં ઓછી હતી ત્યારે અહીં તેની વાડી થઈ હતી, અને પરવળ, દ્રાક્ષ, પાન, ચીકુ વગેરેની ખેતી સારા પ્રમાણમાં થતી હતી. દ્રાક્ષ અને પાનની ખેતી સફળ થઈ નહિ અને પરવળની ખેતી બીજાઓ પણ કરવા લાગ્યા, એટલે અહીં હવે ચિલોડી, પપૈયા, કેળાં, આંબા જેવાં સામાન્ય ફળઝાડની ખેતી વિશેષ થાય છે.

એક વાડીમાં નાનકડી કૂઈમાં ૯ ફૂટ ઊંડું પાણી છે, છતાં તેમાંથી ૪૦ થી ૫૦ વીઘાંની વાડીને પાણી પૂરું પડે છે. તેની સાથે જ હાડકાં દળવાની ઘંટી રાખેલી છે. આજુબાજુના ભાગોમાંથી હાડકાં ભેગાં કરાવીને એક સાદા યંત્રથી ભૂકો કરે છે અને તે બહારગામ મોકલે છે. ગુજરાતમાં આવું બીજું કારખાનું નડિયાદ પાસે ડભાણમાં છે.

આ વાડીના માલિકે ગામના લાજરૂના મળનું ખાતર કરવાની પણ વ્યવસ્થા કરી છે. એટલે અજ્ઞાન લોકો એવી ટીકા કરે છે કે આખા ગામનું પાપ માથે લીધું' અરે, ગામનું પાપ માથે લીધું કે ગામનું ધન વધારવાનું પુણ્ય માથે લીધું?

કોરથી અમારો પ્રવાસ પૂરો થયો. રેલવે રસ્તે અમદાવાદથી ડુંગરી સુધી અમે ૧૫૮ માઈલ જઈ આવ્યા વચ્ચે આણંદ અને જંબુસર તરફ ફર્યા તે વધારાનું. અમારો એકંદર પ્રવાસ ૩૮૬ માઈલ રેલવેથી, ૪૨ માઈલ મોટરથી અને ૧૪૫ માઈલ પગપાળા થયો. કુલ ૨૦ દિવસ ફર્યા અને જણ દીઠ ખર્ચ રૂ. ૧૦-૪-૦ આવ્યું. સંસ્થાઓમાં કે સંબંધીઓને ત્યાં જવાનું હોવાથી ભોજનખર્ચ તો નહિ જેવું આવ્યું. ઊલટું, અતિ મહેમાનગીરીથી થોડા હેરાન થયા ખરા. સરેરાશ રોજના ૭ માઈલ ચાલતા હોવા છતાં, એક બે વખત અતિ આહારનું ફળ ચાખવું પડેલું. રસ્તામાં ગરમી ઘણી લાગતી હતી. પરંતુ ખરેખર ગરમી કેટલી પડે છે, તે તો સુરત જિલ્લો છોડીને રેલવે રસ્તે ખેડા જિલ્લામાં દાખલ થયા, ત્યારે જ ખબર પડી. છેવટે અમદાવાદ પહોંચ્યા ત્યારે તો ગરમી ભારે લાગી,—સૂર્યદેવ અને ગુંડાઓ બંનેની.

વિઠ્ઠલદાસ કોઠારી

## जीवन व्यापार

જ્ઞાન અને કર્મ:—કર્મથી જ જ્ઞાન વીર્યવાન થાય છે. કર્મની કસરત વિના જ્ઞાનનો પિત્તરસ પેદા થઈ શકે નહિ

જાગૃતિ:—માણસનો મોટામાં મોટો દોષ એ છે કે એ પોતાનો અનુભવ ફરીફરીને ભૂલે છે. માણસ ભૂલ કરે છે, સહન કરે છે, પસ્તાય છે; પણ ફરી પાછો તેવો પ્રસંગ આવે એટલે જૂનો અનુભવ ભૂલીને ફરી એ જ કામ કરે છે. આવે પ્રસંગે જૂના અનુભવનો માનસિક સાક્ષાત્કાર થાય—એટલે કે સ્મરણ થાય એ જાગૃતિ એ સ્મરણ-જાગૃતિ-જ્ઞાનથી થાય.

સકામ કર્મમાં સ્વાર્થ હોય છે myself against all એ ભાવ હોય છે. નિષ્કામ કર્મ કરનાર સાર્વભૌમને ઓળખીને કામ કરે છે. એથી વિપરીત પરિણામ આવે એ વિચલિત થતો નથી.

જગતમાં તપસ્યા એટલે સામ્યાવસ્થા બગડે જ. એ સામ્યાવસ્થા ફરી આણવાને યત્ન કરવાની જરૂર.

काका कालेलकर

# બે ભાઈઓ

[આ કથા શ્રી. મહાદેવ દેસાઈએ કોમી એકતાને અંગેના પોતાના એક જાહેર નિવેદનમાં લખેલી, ત્યાંથી ઉતારી છે.]

આ એક ફ્રેન્ચ વાર્તા છે. બે ભાઈ સાથે રહેતા હતા, ખેતી કરતા હતા, જમીનમાં જે પાકે તેનો ભાગ વહેંચી લેતા હતા. એક ભાઈ હતો કુંવારો, બીજો હતો મોટા કુટુંબ-કબીલાવાળો. એક વાર બંને ખેતીનો પાક ખળામાં લાવીને વહેંચવા લાગ્યા. સરખી વહેંચણી કરીને બંને સૂઈ ગયા. રાત્રે બંનેને વિચાર આવ્યો કે, હું મારા ભાઈને શી રીતે મદદ કરી શકું ?

કુંવારા ભાઈને મનમાં થયું, 'મારો ભાઈ બચરવાળ છે, એને કુટુંબનો મોટો બોજો છે. શા સારુ મારે મારો પૂરો અર્ધો હિસ્સો લેવો ? મને તો કશી જવાબદારી નથી, હું થોડાથી ચલાવી લઈ શકું એમ છું.' આમ વિચાર કરી તેણે રાત્રે ઊઠીને પોતાના ભાગમાંથી સો પૂળા લઈને પોતાના ભાઈના ભાગમાં મૂક્યા.

પેલા બચરવાળને વિચાર આવ્યો: 'મારો ભાઈ કુંવારો છે. એણે દુનિયાનાં દુઃખ જોયાં નથી, કેવા માઠા વખત આવે છે તેનું એને ભાન નથી, એટલે એ આવે તેટલું ઉડાવે છે અને કશો સંગ્રહ નથી કરતો. હું તો કરકસર જાણું છું, એટલે મારા મોટા કુટુંબ છતાં કાંઈક બચાવું છું. શા સારુ મારે મારો પૂરો અર્ધો હિસ્સો લેવો ?' આમ વિચાર કરીને એ ઊઠ્યો, અને પોતાના ભાગમાંથી સો પૂળા લઈને પોતાના ભાઈના ભાગમાં મૂકી આવ્યો.

સવારે બંને ઊઠીને જુએ છે તો બંનેના હિસ્સા સરખા હતા! બંને એકબીજાની સાથે બોલ્યા વિના વિસ્મયમાં ગરકાવ રહ્યા.

બીજી રાત્રે પણ બંનેને એના એ જ વિચાર આવ્યા, અને બંનેએ આગલી રાતની જેમ કર્યું. સવારે ઊઠીને જુએ છે તો બંનેના હિસ્સા સરખા. આમ દશ પંદર રાત અને દિવસ ચાલ્યું.

એક રાત્રે બંને ભાઈ સાથે ઊઠીને સામસામા ભટકાયા, ત્યારે બંનેને ખબર પડી કે શો ખેલ ચાલી રહ્યો છે! લોકોને આ વાતની ખબર પડી અને જે સ્થાને પંદર દિવસ અને રાત સુધી એકનો એક પવિત્ર વિચાર બે હૃદયમાં ઉત્પન્ન થયા જ કીધો, તે સ્થાન ઉપર મંદિર રચવાનો લોકોએ વિચાર કર્યો અને મંદિર બનાવ્યું.

આ સાચી કથા છે. એમાંથી આપણને ઘણું શીખવાનું મળે છે. આપણે તો એક મહાન મંદિર બનાવવાનું છે—સ્વરાજ મંદિર. એ મંદિર બનાવવાને માટે બે ભાઈઓને નહિ, પણ અગણિત ભાઈબહેનોને, પંદર દિવસ નહિ પણ મહિનાના મહિના સુધી, પવિત્ર વિચાર આવવો જોઈએ, અને તેનો અમલ કરવો જોઈએ. જેમ બચરવાળ ભાઈએ કુંવારા ભાઈના હિતનો વિચાર કર્યો, તેમ આપણે ગરીબ તવંગર, હિંદુ મુસલમાન, નબળા ને સબળા, સૌ એકબીજાના દિલનો વિચાર કરતા થઈ જઈશું અને તેવો અમલ કરતા થઈ જઈશું, તો જ આપણે સ્વરાજમંદિરની રચના કરી શકીશું.

મહાદેવ દેસાઈ

# અફવાના પથરા

હું અમદાવાદમાં જેટલા દિવસથી છું તેટલા દિવસમાં ભાગ્યે જ કોઈ સાંજ એવી ગઈ હશે કે જ્યારે કોઈ નહિ તો કોઈ અફવા નહિ આવી હોય. તરત જ એને વિષે તપાસ કરતાં એ અફવા કાં તો સાવ ઉટપટાંગ માલૂમ પડી છે અથવા તો એમાં રજનું ગજ થયાનું માલૂમ પડયું છે.

આ અફવાઓ કેવી હોય છે એનો થોડો વિચાર કરીએ. પેલે દિવસે હું જિલ્લા લોકલ બોર્ડના સભ્યોને મળ્યો હતો. તેમની સાથે વાતચીત થયા પછી સભ્યોમાંના એક બુજરગ મુસલમાન સજ્જન મારી પાસે આવીને ધોળકાની વાતો કરવા લાગ્યા. ધોળકામાં હિંદુ મુસ્લિમ વાતાવરણ વિષે તેમનો શો અભિપ્રાય છે એ પૂછતાં તેમણે અફવાઓ, ગપગોળા અને પથરા કેવો ભાગ ભજવે છે, એનું બહુ અસરકારક વર્ણન આપ્યું હતું.

ધોળકામાં કેટલાક દિવસો થયાં પથરા પડતા હતા,—અફવાના પથરા નહિ, પણ સાચા પથરા પડતા હતા,—અને તેને વિષે ફરિયાદ આવ્યા જ કરતી હતી. આ ફરિયાદની તપાસ કરવાને મુખ્ય નાગરિકો ગયા. તપાસ કરી, બીજે દિવસે બધા ભેગા મળી શાંતિ સમિતિ સ્થાપવાની વાતો કરતા હતા, ત્યાં બૂમ આવી, 'બે મુસ્લિમોનાં ખૂન થયાં છે.' લોકોનાં ટોળાં કહેવાતા ખૂનની જગ્યાએ ધસવા લાગ્યાં, અને ખૂન થયાં હોય કે ન થયાં હોય, બીજાં નવાં ખૂનની તો પૂરતી તૈયારી થઈ પણ ગઈ!

આવે ટાણે ત્રણ ચાર સજ્જનો એવા હતા કે જેમણે પોતાનું ભેજું ઠેકાણે રાખ્યું. જેમણે મને આ વર્ણન આપ્યું તે મુસ્લિમ સજ્જન એક હિંદુ અમલદાર અને બીજા બે ત્રણ મિત્રોની સાથે પેલી જગ્યાએ પહોંચી ગયા, અને મુસ્લિમ ટોળાંને ઉદ્દેશીને બોલ્યા: 'શાંત થાઓ, હું તમારી મદદે આવ્યો છું. જો ખૂન થયાં હશે તો આપણે ખૂનીઓને ફાંસીએ પહોંચાડવા છે. તમારે બદલો લેવો હશે તો હું તમારી સાથે તેમાં પણ ભળીશ. પણ એક વાત જોઈએ. મને તમે લાશો તો બતાવો, કાંઈ લોહી રેડાયું હોય તો લોહીથી ખરડાયેલી જગ્યા તો બતાવો. ખરેખર ખૂન ન થયાં હોય અને માણસો માત્ર ઘાયલ થયા હોય, તો ઘાયલ થયેલા તો બતાવો! એટલું તમે ન કરો, અને કેવળ અહીં હિંદુઓ મુસલમાન સામે અને મુસલમાનો હિંદુઓ સામે ઘાંટા પાડયા કરે, તો કશું નથી વળવાનું. હું માગું છું એટલો પુરાવો મને આપો.'

લોકો શાંત થયા. મરેલા માણસોની લાશ તો હતી જ નહિ, ઘાયલો પણ ન હતા. એટલે શું બતાવે? સૌ માત્ર અફવાના ભૂતથી ભડકીને ત્યાં ભેગા થયા હતા; સૌને અફવાના પથરા વાગ્યા હતા, એથી ઘાયલ થઈને ત્યાં દોડી આવ્યા હતા. બાકી ત્યાં કશું હતું નહિ. કોઈએ કોઈને ઈજા કરી ન હતી. વા પણ વાયો ન હતો અને નળિયું પણ નહોતું ખર્યું. લોકોની દોડધામને લીધે કદાચ કૂતરાં ભસ્યાં હશે ખરાં. પણ પરિણામ એ આવ્યું કે, થોડા ધીરજવાળા માણસો ત્યાં ન હોત તો કદાચ આ એકઠા થયેલા લોકો એકબીજાની સાથે તોફાન કરીને થોડાનાં માથાં ભાંગત ખરા.

મહાદેવ દેસાઈ

# આપણું શરીર

શરીર આપણું છે, પણ એને વિષે કેટલું ઓછું જ્ઞાન આપણને છે ? સૌ કોઈ જાણે છે કે, 'પહેલું સુખ તે જાતે નર્યા.' પણ જાતે નર્યા રહેવું શી રીતે, એ જાણવા કોઈ પરવા કરે છે ? સૌ દાક્તર ન થઈ શકે, પરંતુ દરેકને એટલી તો ખબર હોવી જોઈએ કે, શરીર કેવી રીતે જીવતું રહે છે; તેનાં મુખ્ય અંગો ક્યાં; તે અંગો શું કામ કરે છે; શરીરમાં જઈ ખોરાકનું શું થાય છે; વગેરે.

આ જાણવાથી આપણે દાક્તર નહિ થઈએ. પણ શરીર સાચવવાની થોડીક સૂઝ તો પડી શકે. કાંઈ નહિ તો, આ અદ્‌ભુત શરીરમાં ઈશ્વરે જે યંત્ર ગોઠવ્યું છે, તે સમજવાનો તો રસ મળશે જ. દરેક માણસને એટલી શરીરવિદ્યા તો આવડવી જ જોઈએ.

પહેલાં ત્યારે શરીરનાં મુખ્ય અંગોને ઓળખીએ. સામાન્ય ભાષામાં આપણે શરીરના બે મોટા ભાગ પાડીએ છીએ— ધડ અને માથું. ખભા પર ગોઠવાઈને રહેતું તે માથું; અને ગળેથી તેને અલગ કરી દો તો જેનાથી તે જુદું પડે તે બધું ધડ. બેઉ ભેગાં રહે તો જ શરીર જીવતું રહે. બે એમાં અપવાદ છેઃ એક રાહુ— તે ધડ વગર જીવે છે, અને બીજો કબંધ— તે માથા વગર !

માથું શરીરને માથે જ રહેવાને લાયક છે. તેમાં શરીરના અવયવોનો રાજા મગજ રહે છે. તે છે તો માત્ર ધોળાશ-પડતા માંસનો લોચો જ; પરંતુ ઇંદ્રિયોનું બધું કામ તે અવયવ મારફત થાય છે.

ત્યારે એને સાચવ્યો છે પણ એ જ પ્રમાણે. હાડકાંની મજબૂત પેટીમાં એ લોચાને મૂક્યો છે. એ પેટીને આપણે ખોપરી કહીએ છીએ. આંખ, કાન, નાક, મોઢું (ને તેમાં જીભ) એમાં બારીઓ જેવાં ગોઠવેલાં છે. તે વાટે મગજ બહાર જુએ છે. બાકી ક્યાંય તે પેટીને ઉપર કે આસપાસ બાકું નથી. એનું બાકું ગળા ભણી નીચે છે. ધડના બધા અવયવો એ બાકોરા વાટે મગજ જોડે સંબંધ રાખે છે.

ધડમાં હાથપગ આપણને તરત યાદ આવે છે, કેમ કે આપણા શરીરના તે હાથ-પગ જ છે. તે વગર આપણે પૂરેપૂરા અપંગ બની જઈએ; આપણે કશું કામ ન કરી શકીએ— માત્ર મગજ જ ચાલ્યા કરે, પણ તેનાથી મજૂરી ન થઈ શકે.

છતાં, હાથપગ વગર માણસનું શરીર જીવી શકે છે. તેથી જ તો આજની સુધરેલી દુનિયામાં બેઠાડુ લોકો નભી શકે છે. સિપાઈના હાથપગ લડાઈમાં કપાઈ જાય તોય તે જીવી શકે; પણ માથું ફૂટી જાય કે હૃદય વીંધાઈ જાય તો તે ન જીવી શકે. એટલે સમાજમાં જીવવા સારુ માણસને ભલે હાથપગ જરૂરના હોય, પણ શરીરને જીવતું રહેવા માટે તેમ નથી. તેથી એ અંગો શરીરનાં માર્મિક અંગ નથી ગણાતાં.

તેવાં માર્મિક અંગ ધડના બાકીના ભાગમાં છે. તે અંગો શરીરને પોષવા માટેની ક્રિયાઓ કરે છે. તેમની તંદુરસ્તી ઉપર શરીર આખાની તંદુરસ્તીનો મોટો આધાર છે. તે વિષે હવે પછીના લેખમાં.

મ૦

# નવું વાચન

**ગૂજરાતી વ્યાકરણ અને લેખન** પુ. ૧ : કર્તા : રણછોડજી દયાળજી દેસાઈ એમ.એ., બી.ટી.; જયંતીલાલ ઉત્તમરામ મહેતા બી.એ., બી.ટી. પ્રકાશક : કરસનદાસ નારણદાસ ઍન્ડ સન્સ, નાણાવટ, સુરત. કિં. ૦-૪-૦; પા. ૭૦.

ક્રમિક ત્રણ પુસ્તકોની માળાનું આ પહેલું છે. તેનો ઉપયોગ જે ધોરણમાં વ્યાકરણની શરૂઆત કરાય છે તે–એટલે કે ગુજરાતી ચોથા ધોરણને સારુ કલ્પ્યો છે. ત્યાર પછીનાં બે પુસ્તક પછીનાં બે વર્ષોને માટે છે. વિષયની ચર્ચાની ક્રમિકતા કઈ ઢબે વિચારી છે તે જોવા ત્રણે ચોપડીનાં પાન ઉથલાવી ગયો; અને પહેલા પુસ્તકને ઝીણવટથી જોયું, એટલે અત્યારે એના કે એના ઉપરથી ઊઠતા બે ચાર મુદ્દા અહીં ચર્ચીશ. બાકીનાં બે પુસ્તકો હવે પછી.

અત્યાર સુધી આપણે ત્યાં વ્યાકરણ યા તો સંસ્કૃત વ્યાકરણની ઢબે અથવા અંગ્રેજી ભણાવા લાગતાં અંગ્રેજી વ્યાકરણની ઢબે ચર્ચવામાં આવે છે. એમાં બેઉનું સંમિશ્રણ કરાતુંય જોવામાં આવે છે. પરંતુ ખાસ ગુજરાતીની ખાસિયત વિચારીને સ્વતંત્ર વ્યાકરણ હજી ઊભું થયું નથી. આ પુસ્તક મુખ્યત્વે અંગ્રેજી ઢબને અનુસરતું લાગે છે. અંગ્રેજીમાં આઠ પદ-પ્રકાર છેઃ આ લેખકો એ આઠ પ્રકાર ગુજરાતીમાં પણ ઘટાવે છે. અંગ્રેજી વ્યાકરણમાં 'અવ્યય' પરિભાષા છે જ નહિ; અવ્યયના ચાર પ્રકારમાં સાધારણ રહેતો અવ્યયતાનો ગુણ અંગ્રેજી વૈયાકરણીઓએ પકડ્યો કે દેખાડ્યો નથી. સંસ્કૃત અને તેની પુત્રીઓમાં એ પરિભાષા અટલ છે. છતાં આ લેખકોએ 'અવ્યય'નો ખ્યાલ જ આપ્યો નથી, તે અંગ્રેજી વ્યાકરણની ગેરવાજબી શેહમાં તણાવાથી માનવું જોઈએ.

બીજી બાજુથી 'શબ્દસમૂહ' અને 'પૃથક્કરણ'ની પરિભાષા આપણે અંગ્રેજીમાંથી લીધી છે, તે સારો ઉમેરો ગણાય. તેમ જ, નામ, સર્વનામ, વિશેષણાદિના પ્રકારોની ઝીણવટનું પણ ગણાય. આ બધું કોઈ પ્રખર વૈયાકરણીએ ચાળી કાઢીને વ્યવસ્થિત કરી આપવા જેવું લાગે છે. તેવું જ વિભક્તિ અને કારક વિચારમાં પણ લાગે છે. પરંતુ આ સામાન્ય જરૂરને બાજુએ મૂકી, પ્રસ્તુત પુસ્તકચર્ચા પર આવીએ.

પુસ્તકની શાળોપયોગિતા તપાસવાને માટે તુલના કરવા મેં હાલમાં ઘણી જગાએ ચાલતું શ્રી. સાકરલાલ અમૃતલાલ દવે કૃત 'વ્યાકરણના સહેલા પાઠો'– ભા. ૧ પુસ્તક આની સાથે જોયું. બેઉ વ્યાકરણકારો પોતપોતાની પ્રસ્તાવનામાં કહે છે કે, વ્યાકરણનું શિક્ષણ આજની શાળાઓમાં જોઈએ તેવું થતું નથી. અને તેનાં કારણોમાં શિક્ષણપદ્ધતિનો દોષ એક છે એમ જણાવે છે. તેથી 'શિક્ષણશાસ્ત્ર અને બાલમાનસ સિદ્ધાંતોને અનુસરીને' આ ચોપડી યોજી છે, એમ નિવેદનમાં લેખકોએ જણાવ્યું છે તે અનુસાર, 'ઉદાહરણ ઉપરથી સામાન્ય નિયમ ઉપર જવાનો જાણીતો સિદ્ધાંત' સ્વીકારવામાં આવ્યો છે. શ્રી. સાકરલાલ પણ એમ જ કરે છે; અને તુલના કરતાં લાગે છે કે, આ લેખકો કરતાં તે તેમાં વધારે ફાવ્યા છે. એમની પદ્ધતિમાં જે અનુભવસિદ્ધ સ્વાભાવિકતા છે, તે આ લેખકોમાં નથી દેખાતી; બલ્કે ભાષાપ્રવાહ અંગ્રેજીની છાયાવાળો અને તૂટક લાગે છે.

ઉદાહરણ ઉપરથી સામાન્ય નિયમ પર જવામાં એક ભય એ હોય છે કે, ઉદાહરણ તો જાણે શરૂમાં ટાંકવામાં આવે; પણ જેમ તેમ કરીને નિયમ પર પહોંચવાનું છે, એવો જ ભાવ નિરૂપણ કરવામાં રહે; એટલે સીધા નિયમ દ્વારા વ્યાકરણ નિરૂપણ-પદ્ધતિમાં અને આ નવી પદ્ધતિમાં ઉદાહરણોનો આદિમાં એક કૃત્રિમ ઉમેરો જ* થઈ રહે. આ ભય સામે સંભાળી તેમાંથી બચી જવામાં જ ઉપરની શિક્ષણપદ્ધતિની સંગીનતા અને સાર્થતા રહેલી છે. નહિ તો સીધી નિયમ-કથન-પદ્ધતિ જ સારી, કેમ કે છેવટે તે જ તર્કશુદ્ધ છે, અને તે જ શિક્ષણનો અસલી વિષય છે. તેને સમજાવવાને માટે ઉદાહરણ જોઈએ તે આપી શકાય. પરંતુ ઉદાહરણો ઉપરથી બાળકને વ્યાકરણ પ્રત્યક્ષ કરતું જાય, એવી નિગમન-પદ્ધતિ જો અંગીકાર કરવામાં આવે, તો તે પાઠ્યપુસ્તકનો વિષય નથી, પરંતુ સહજ શિક્ષકનું તે કામ છે. તે સંજોગોમાં પાઠ્યપુસ્તક બહુ તો એક આધાર જેવું કે વિદ્યાર્થીને ઘેર અભ્યાસ કરવા માટેના સાધન જેવું રહે તો ભલે. આથી જ કદાચ શ્રી. સાકરલાલે આ પુસ્તકના આમુખમાં સ્પષ્ટ જણાવે છે, 'શિક્ષણકળાને લક્ષ કરી આવી ચોપડીઓ વિદ્યાર્થીઓને માટે અમુક અંશે

* ઉત્સાહી વાચકને અહીં આગળ સ્વ. કમળાશંકર કૃત લઘુ વ્યાકરણ ભા. ૧ જોવા સૂચવું છું. તુલનામાં લીધેલાં બેઉ વ્યાકરણનો શાસ્ત્રભાગ એ જ સમર્થ વૈયાકરણીને આધારે લાગે છે. અને આ લેખકોએ, જેને નવી પદ્ધતિ કહેવામાં આવે છે, તે પોતા તરફથી ઉમેરી છે. પરંતુ વસ્તુતાએ ખાસ કરી નવીનતા નથી સધાતી, કેમ કે કમળાશંકરની પદ્ધતિ પણ ઉદાહરણ રહિત નથી જ.

શિક્ષકોની ગરજ સારે છે. પણ આવી ચોપડીઓનો વિશેષ ઉપયોગ શિક્ષકો માટે છે. જો સામાન્ય શિક્ષકો આવી ચોપડીઓ ધ્યાનપૂર્વક વાંચે, એની અંદર રહેલી શિક્ષણ-કળાની ખૂબીઓ પારખી લે, તો વિષય સહેલો કરવો એટલે શું, એનો તેમને ખ્યાલ આવશે.'

વ્યાકરણની ચોપડીમાં ચિત્રો આપવાનો ઉપક્રમ જોઈ કુતૂહલ થયું, ને જોયું કે, તે દ્વારા કશી વિશદતા કે સરળતા સાધી શકાઈ છે ખરી? તેવું કાંઈ ન લાગ્યું. બલ્કે તે બિનજરૂરી જોયાં; એનો ખર્ચ બચાવી શકાત. શ્રી. કાકાસાહેબે, આમુખની મર્યાદામાં રહ્યા છતાં, આ તરફ ધ્યાન તો ખેંચ્યું જ છે: 'ચિત્રો તો પાઠ્ય-પુસ્તકોમાં, માસિકોમાં, અને બહુ બહુ તો કોષગ્રંથોમાં જ વપરાય, એ જાતની માન્યતા તોડી કર્તાઓએ વ્યાકરણ ગ્રંથમાં પણ તેમનો ઉપયોગ કર્યો છે.'

શિક્ષણમાં સરળતા સંભાળવાને માટે બીજી એક વસ્તુ તે વિષય-વિકાસની ક્રમિકતા સંભાળવી તે છે. સામાન્ય રીતે જોઈએ તો, વ્યાકરણમાં આપણે (૧) પૃથક્કરણ, (૨) પદચ્છેદ અને (૩) વાક્યરચના કે નિબંધ શીખવીએ છીએ. આ પહેલા પુસ્તકમાં પ્રથમ બે વિભાગની શરૂઆત થાય છે; અને લેખકોએ એમાં નિબંધ યા લેખનનું એક અંગ ઉમેર્યું છે, જોકે તેને પૂરો ન્યાય આપવા જેટલી જગા તેને નથી મળતી. મને લાગે છે કે, પહેલા પુસ્તકમાં વર્ણ, શબ્દ, પદ, વાક્ય, શબ્દસમૂહ (કે ખરેખર જોતાં તેને 'પદસમૂહ' કહેવો ન જોઈએ?) અને ઉદ્દેશ્ય, વિધેય પૂરતું પૃથક્કરણ બસ થાય. અને પદચ્છેદમાં સ્થૂલ પદ-પરિચય ઉપરાંત ઝીણવટમાં ન જવાય તો સારું. અને આ બધાનું નિરૂપણ ક્રમસર થવું જોઈએ. પ્રસ્તુત પુસ્તકના ક્રમમાં વાક્ય પછી ક્રિયાપદ અને કર્તા કર્મ આવે છે, અને શબ્દસમૂહ છેક છેટે જાય છે, એ સરળ નથી લાગતું. કર્તા કર્મનો ખ્યાલ આ પુસ્તકમાંથી છોડવો સારો; તેને બદલે ઉદ્દેશ્ય, વિધેયના વિભાગ બતાવ્યા વધારે સરળ અને સ્વાભાવિક. અને ક્રિયાપદના પ્રકારોમાં આ કક્ષાએ ન પડીએ તો સારું નહિ? તેમાંય 'ક્રિયા-પૂરક'નો વિષય તો ન જ લેવો સારો. માત્ર પદ-પરિચય અને વાક્ય તથા પદની કે પદસમૂહની સમજ બરોબર પાકી કરવાથી સરળતા સાથે વ્યાકરણનો પાયો પણ બરોબર નાંખી શકાશે. આ વિષે શિક્ષકબંધુઓ વિચાર કરે એવી નમ્ર વિનંતી છે

અને પદ-પરિચયમાં કેટલી જાત માનવી? અંગ્રેજી આઠ જાત તો નહિ જ નામ, સર્વનામ; ક્રિયાપદ, કૃદંત; વિશેષણ અને અવ્યય — આ છ જ મૂળ નથી? વળી વિશેષણ, વિશેષણનું વિશેષણ, અને ક્રિયાવિશેષણનો ભેદ એવો અટપટો છે કે આ કક્ષાએ તેને સ્થાન ન જ હોય. શ્રી સાકરલાલનું તથા આ બેઉ વ્યાકરણ જોવા છતાં, હું કબૂલ કરું છું કે, તેઓ મને તે ભેદ સ્પષ્ટ કરી શક્યા નથી. એટલે કે, એ ભેદો વિશેષણના ત્રણ ભેદો છે કે ત્રણ સ્વતંત્ર પદો છે? અને વિશેષ્ય તરીકે નામ ઉપરાંત વિશેષણ અને ક્રિયાપદ પણ લાવે તો માનવું જોઈએ ને? પરંતુ આ ચર્ચા તો સ્વતંત્રપણે રજૂ કરવી ઠીક. અહીં કહેવાનું એટલું જ કે, સ્થૂળ પદ-પરિચય ઉપરાંત ઝીણવટમા જવાથી અને વધારે પડતા પૃથક્કરણના ખ્યાલને તેમા સંડોવવાથી આ ચોપડીની ક્રમિકતા બગડી છે. મેં ઉપર જણાવી એટલી જ મર્યાદાથી પ્રથમ પુસ્તક કે વ્યાકરણનો શિક્ષણક્રમ શરૂ થવો જોઈએ. એ વિષે પણ શિક્ષકો વિચાર કરે એવી વિનંતી છે.

વ્યાકરણનું શિક્ષણ બગડે કે શિથિલ થાય તેને હું એક પ્રજાકીય આપત્તિ સમાન માનું છું. એટલે દરજ્જે, ઊછરતું પ્રજાકીય માનસ પોચું જ થશે. વ્યાકરણ જેમ જ ગણિતની પણ દશા બેઠી છે, એ ખરાબ નિશાની છે. ઘડાતા મનને કવાયત આપનારા એકમાત્ર આ સાધનને (બેઉ વિષયની કેળવણીશક્તિનો સૂક્ષ્મ ભાગ જુઓ તો એક જ છે.) ઢીલું કરવામાં નવી પેઢીના મનને ઢીલું કરવાપણું રહેલું છે. નવી કેળવણીના આદર્શોનું અર્ધદગ્ધ કે અવળું ગ્રહણ અને આકલન પણ આની પાછળ છે કે શું, એ પણ વિચારવા જેવો મુદ્દો છે. પ્રસ્તુત પુસ્તકના લેખકોએ કહ્યું છે તે સાવ સાચું છે કે, વ્યાકરણના અભ્યાસમા બુદ્ધિને પૃથક્કરણ કરવાની ટેવ પાડવાનું કામ રહેલું છે. વિજ્ઞાન કે જ્ઞાન મેળવવાની ખરી પદ્ધતિ એમા સંતાયેલી છે. ઉદાહરણો દ્વારા પ્રશ્નો ઉપસ્થિત કરીને બાળકની બુદ્ધિને જાગ્રત કરી તેમાંથી ભાષાનું શાસ્ત્ર જોવા તરફ તેને વાળવી, એ આ પદ્ધતિ થઈ. એમાં લેખકો બહુ ફાવ્યા નથી એમ કહેવું જોઈએ. વ્યાકરણ સારી રીતે શીખવવાની એમની કાળજી, મેં ઉપર કહ્યું એમ, પ્રજાકીય આપત્તિમાંથી ઉગારનાર હોઈ, વધાવી લેવા જેવી ગણાય. તે કાળજીને અનુભવ અને અને શાસ્ત્રથી ઓપ આપી આ ચોપડીને વધુ કાર્યકર બનાવવી જોઈએ.

તા. ક. આ લખ્યા પછી આ ચોપડીનું પુનર્મુદ્રણ મળ્યું. તેમાં કેટલીક જોડણીની ભૂલો સુધારી છે, તે સારું થયું છે.

**વિદ્યાર્થી વાચનમાળા** શ્રેણી ૨જી: સંપાદક: 'જયભિખ્ખુ'; પ્રકાશક: ગુર્જરગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ.

આ શ્રેણીની કુલ ૨૦ પુસ્તકોમાંની ભૂગોળને લગતી સાત ગયે મહિને આ માસિકમાં અવલોકી ગયા પછી બાકીની નીચેની જીવનચરિતવિષયક તેર વાંચી ગયો:

| નામ | લેખક | કિંમત | પાન |
|---|---|---|---|
| શ્રી. રમેશચંદ્ર દત્ત | ભોગીલાલ ગાંધી | ૦-૨-૦ | ૩૨ |
| સંતકવિ પઢિયાર | બાલાભાઈ દેસાઈ | ૦-૧-૬ | ૨૪ |
| ચિત્રકાર રવિવર્મા | ,, | ,, | ૨૪ |
| શ્રી. મોતીભાઈ અમીન | ,, | ,, | ૨૮ |
| શ્રી. શરદબાબુ | ,, | ૦-૨-૦ | ૩૨ |
| વિજયાલક્ષ્મી પંડિત | ફૂલચંદ દોશી | ૦-૧-૬ | ૨૪ |
| સોરઠના બહારવટિયા | મનુભાઈ જોધાણી | ,, | ૨૪ |
| ડૉ. અન્સારી | સોમાભાઈ પટેલ | ,, | ૨૪ |
| હજરત મહંમદ પેગંબર | ,, | ,, | ૨૪ |
| અષો જરથુષ્ટ્ર | ,, | ,, | ૨૪ |
| શ્રી. એકનાથ | ગુણુલાલ સોની | ,, | ૨૪ |
| અહલ્યાબાઈ | ,, | ,, | ૨૪ |
| શ્રી. કૃષ્ણમૂર્તિ | ,, | ,, | ૨૮ |

-ગયા અંકમાંની સાત પુસ્તિકાઓ જોઈને જે લખ્યું હતું તે વિશેષે આ ૧૩ પુસ્તિકાઓ વાંચ્યા પછી લાગ્યું અને હવે આ આખી શ્રેણી વિષે કહી શકાય કે, તેને 'વિદ્યાર્થી' માટે કહેવામાં કશો ખાસ અર્થ નથી. બલ્કે વિદ્યાર્થી-ઉપયોગિતાનો કોઈ પણ ખાસ ખ્યાલ રાખ્યો હોય, તો તે મારી નજરમાં આવ્યો નહિ. સિવાય કે તેનાં મોટાં બીબાં, જે હું અગાઉના અંકમાં કહી આવ્યો છું.

જીવનચરિતની આ ૧૩ ચોપડીઓ જોઈ વિશેષ ફરિયાદ એ કરવાની લાગી કે, હકીકતોની પસંદગી, રજૂઆત, શૈલી તથા ભાષા વગેરેની બાબતમાં કશું જ ધોરણ, કે ક્રમિકતા નથી. રજૂઆતમાં અતિ નાટકીપણું આવી ગયું છે, — અથવા કહો કે, તે સારું ને બાલકપ્રિય થશે માનીને, કદાચ ગણતરીબેર અર્પવામાં આવ્યું હોય. આ કરવા જતાં અતિશયોક્તિ અને કાલક્રમદોષ થઈ જતાં પણ જોયાં.

લગભગ દરેક ચોપડીનો પ્રારંભ કથાનાયકના જીવનમાં એકાદ અદ્ભુત માનેલા પ્રસંગથી કરવામાં આવે છે. એ પૂરો થાય અને પડદો ઊપડે ' ૨૪-૨૫ પાનના પતાકડા જેવડી નાની કથાને માટે આમ ત્રેવણ પાનાં આપવાથી નાને માથે મોટો પાઘડો મૂક્યા જેવું ન લાગે ?

કથાનાયકના જીવનમાંથી જે હકીકતો પસંદ કરીને વિદ્યાર્થીને આપવામાં આવી છે, તેમાં પણ કશો ઢંગ ધડો નથી. એમાં વિદ્યાર્થીના માનસનો, એના વિકાસનો, અને ક્યાંક તો એની સુરુચિનો પણ વિચાર બાજુએ રહી ગયો છે.

એટલું જ નહિ, આ બધી હકીકતો થઈને કેટલીક પુસ્તિકાઓ તો નાયકનું સુરેખ ચિત્ર પણ નથી રજૂ કરતી. એ રીતે જોઈએ તો થોડી જ ચોપડીઓ સુઘડ છે.

ચરિત્રનાયકોની પસંદગીમાં પણ એ જ પ્રકારની ફરિયાદ રહે છે. કૃષ્ણમૂર્તિ વિષે શું કહેવાને માટે પુસ્તિકા છે ? જેમને વિષે લેખક પોતે પણ કદાચને માત્ર શ્રદ્ધાભક્તિથી વધુ કશું જ બતાવી શકતા નથી, તેમને વિષે બાળકોને શું કહેવાનું ? ડૉ. અન્સારી કે શ્રી૦ સૌ૦ વિજયાલક્ષ્મી પંડિત વિષેની ચોપડીઓ, સામાન્ય છાપામાં મળતી હકીકતોના માળખામાં છૂટે હાથે અહોભાવ મેળવીને કરેલી હોઈ, સારી નથી લાગતી. સોરઠી બહારવટિયા પણ વિદ્યાર્થીઓની વાચનમાળામાં સ્થાન પામ્યા છે !

ભાષા અને જોડણીનું તો અરાજક જ કહેવાય. વિદ્યાર્થીઓને માટે ચોપડીઓ છે એમ ગણીને ભાષાનું અરાજક કહું છું.

આ બધા ઉપરથી હું ગયા અંકમાં કહી ગયો તે ફરી કહેવા જેવું માનું છું કે, આ શ્રેણીનું સંપાદન નામનું જ લાગે છે, યા તેમાં તેનો નર્યો અભાવ છે, કેમ કે ૨૦ પુસ્તિકાઓને કોઈ એક ઢબે તૈયાર કરવા પ્રયત્ન કર્યો હોય એવું દેખાતું જ નથી.

માળાના સંપાદકને હાલમાં મુંબઈના 'ઑક્સફર્ડ યુનિવર્સિટી પ્રેસે' અંગ્રેજીમાં બહાર પાડેલી વાચનમાળા ['લીડર્સ (અને) વીમેન ઑફ મૉડર્ન ઇંડિયા'] જોવા અમારી ભલામણ છે. બાળકની ઉંમર પ્રમાણે તેમાં પાંચ કક્ષાઓ પાડી છે. ચરિત્રને નાહકનું લંબાવવા પ્રયત્ન કર્યા વગર, સીધી ભાષામાં અને ભભકનું નાટકીપણું વહોર્યા વગર, લેખકે મજેદાર કથા કહી છે. કક્ષાવાર, ભાષામાં ને શૈલીમાં ક્રમિકતા પણ સાચવી છે. એટલું જ નહિ, ચરિત્રકથનમાં બાલોપયોગી વિવરણ રુચિકર ઢબે કર્યું છે. વિદ્યાર્થી વાચનમાળાના સંપાદક આ રીતે પોતાની માળાને ધરમૂળથી સુધારી લે તો જ તે નામ પ્રમાણે સાર્થક થાય. છે એ રૂપમાં તો બહુ ગુણકારી નથી લાગતી.

મ૦

---

## 'નવજીવન'નાં છેલ્લાં પુસ્તકો

અહિંસા (બીજી આવૃત્તિ): ગાંધીજી; કિં. ૦-૮-૦.

'નીતિનાશને માર્ગે' (છઠ્ઠી આવૃત્તિ): ગાંધીજી; કિં. ૦-૪-૦.

હિમાલયનો પ્રવાસ (ટિપ્પણ સાથેની આવૃત્તિ): કાકા કાલેલકર; કિં. ૧-૦-૦.

સેર ટકા સ્વદેશી: ગાંધીજી; કિં. ૧-૪-૦.

(તા. ૧૫મી જુલાઈએ બહાર પડશે.)

# માસિક વિવેચન

## શાળાઓ ઊઘડી

ઉનાળાની રજા પૂરી થયે બધે શાળાઓ હવે ઊઘડી ગઈ છે. અમદાવાદની શાળાઓ જરા વિશેષ અર્થમાં ઊઘડી ગણાય. એપ્રિલના ઉત્તર પક્ષમાં હુલ્લડ આવ્યું ને ઝટપટ તે બંધ થઈ તે હવે, હુલ્લડ શમ્યે, અંકિત સમયે પાછી ઊઘડી શકી છે.

અમદાવાદના કેટલાક વિદ્યાર્થીઓએ કોમના ભેદ વગર સંગઠિત થઈ હુલ્લડમાં શાંતિ સ્થાપવા પ્રયત્ન કર્યાના ખબરો જાણી આનંદ થયો. પરંતુ એટલું બસ નથી. અમદાવાદની વિદ્યાર્થી-આલમ એમ કહી શકે ખરી કે, અમે તો બિલકુલ કોમી માનસ ધરાવતા નથી; અમારું રાષ્ટ્ર એક જ છે અને અમે તેના ભાવી માલિક છીએ?

અને એમના શિક્ષકો પણ કહી શકે ખરા કે, શિક્ષણ-જગતમાં કોમ નથી, અને હોય તો તે એક જ — અમારા પ્રિય વિદ્યાર્થીરૂપે રાષ્ટ્રના ભાવિ નાગરિકો અને એમના ઉદારદૃષ્ટિ ઘડવૈયા તરીકે અમે? અમદાવાદના માધ્યમિક શિક્ષક સંઘમાં શ્રી. મહાદેવભાઈએ કહ્યું તેમ, મનુષ્યપ્રેમ, એકતા અને અહિંસા એ શિક્ષકનું બિરદ છે. એ બિરદના શપથ આપણે લઈ શકીએ, તો જ શિક્ષણ શિક્ષણ નામને યોગ્ય છે. અમદાવાદના શિક્ષણ-જગતને માથે આ જવાબદારી ખાસ રૂપે આવે છે. ધારે તો તેઓ પણ અમદાવાદની કોમી શકલ ફેરવી નાંખી શકે. પરંતુ તેમણે એવો નિરધાર કરવો જોઈએ, અને તેને માટે તદ્દન આવશ્યક એવી બેચાર વસ્તુઓની ગાંઠ વાળવી જોઈએ. એ વસ્તુઓ તે કઈ, તે હુલ્લડના આ દિવસોમાં અનેક રીતે કહેવાઈ ગયા છતાં, તે ફરી ફરી યાદ કરવા જેવી છે. એ વસ્તુઓ નવી નથી, પરંતુ મનુષ્ય અને માનવ-ધર્મ જેટલી જૂની છે.

૧. માણસને જોઈને, સાચા મનુષ્યહૃદયમાં જાતભાઈ મળ્યાનો આનંદ થવો જોઈએ. રામ-રહીમનાં આપણે બધાં બાળકો છીએ એનો અર્થ આ જ છે.

૨. અમુક કોમ કે તમુક કોમમાં જન્મવાથી માણસના હક અને ધર્મ જતા નથી રહેતા. કોમ તરીકેના ધર્મ તે ઉપરાંત ઉમેરાય છે; અને એ ઉમેરો આપણી મૂળ આદમિયતને ઇન્કારનાર કે વિરોધી ન હોઈ શકે. આપણી મૂળ આદમિયત તે કલમ ૧માં કહી તે — મનુષ્ય મનુષ્યને જોઈને હરખે; કેમ કે મનુષ્યમાત્ર જાતભાઈ છે.

૩. સ્વરક્ષા અને સ્વજનરક્ષાનો પવિત્ર ધર્મ કદી ન સજાય કે કોઈને ભાડે ન આપી શકાય. એ જો ત્યજવામાં આવે તો માણસની માણસાઈ લાજે એટલું જ નહિ, નગરજીવન આખું જોખમમાં આવી પડે, જેવું કે અમદાવાદમાં આપણે પ્રત્યક્ષ જોયું.

૪. સાચો ક્ષત્રિયધર્મ અને વીરધર્મ એ છે કે, સામે મોઢે આવનારને પડકાર કરી શકાય. પીઠ પાછળનો ઘા તે પડકાર નથી, અને તેમાં કોઈનું શ્રેય તો હોઈ જ ન શકે.

૫. મનુષ્યમાત્ર અવધ્ય છે. પરંતુ નિર્દોષ માણસ, સ્ત્રી અને બાળક તથા વૃદ્ધજન અને અપંગ તો હરકોઈ મતે અવધ્ય છે. કોઈ મતે તેમને કનડગત સરખીય ન કરી શકાય. બલ્કે વીરનો ધર્મ એ છે કે, એની વીરતા એમના રક્ષણને માટે છે, અને એમાં એની શોભા અને સ્તુતિ છે.

૬. ધર્મની રક્ષા ધર્મપાલનથી જ થઈ શકે છે. કોઈ પણ કાર્ય, જેને ધર્મ કરવા યોગ્ય ન માને, તે કદી ધર્મને આગળ ધપાવી ન શકે. કુકર્મથી જે આગળ વધે છે તે ધર્મ નથી, પણ અધર્મ, અનાગરિકતા તથા ગેર-માણસાઈ છે. धर्मो रक्षति रक्षितः, એ સૂત્ર ધર્મવાક્ય જ નહિ, પણ ઉત્તમ નીતિ અને યુક્તિનુંય સૂત્ર છે.

આવાં અનેક વધારે સૂત્રો યોજી શકાય. ઉપર આપેલાં તેના નમૂનારૂપ ગણવાં.

## વિદ્યાર્થી કે નવજુવાનોને

તા. ૨૩-૫-'૪૧ ને રોજ ગાંધીજીએ વર્ધામાં એક નવજુવાનોની તાલીમ-છાવણીને હુલ્લડવેળાના ધર્મની બાબતમાં ભાષણ આપેલું, તેનો સત્તાવાર હેવાલ 'સર્વોદય'માં પ્રસિદ્ધ થયો છે, તે પણ શાળા

મહાશાળાના વિદ્યાર્થીઓએ સમજવા પ્રયત્ન કરવો જોઈએ.

'આજકાલ સેવાગ્રામ છોડવાની ઇચ્છા મને થઈ જ શકતી નથી. જો સેવાગ્રામ છોડું તો કેટલીય જગાનાં નોતરાં આવે છે. પરંતુ સેવાગ્રામમાં મારી પાસે એટલાં કામો પડયાં છે કે તેમને પૂરાં પણ કરી શકતો નથી. તેથી બીજી વાતોમાં રસ લેવો એ મારે માટે શકય પણ રહ્યું નથી.

'છતાં મેં વિચાર કર્યો કે, આટઆટલા છોકરાઓ (વર્ધામાં) આવીને રહે અને હું (તેમની સાથે) બોલું-કરું કે વિનોદ ન કરું, એ મને સારું ન લાગ્યું. તેથી મેં જાતે જ કહ્યું કે હું આવીશ.

'આજે તો મારા મનમાં એક જ વસ્તુ ભરેલી છે. અમદાવાદ, ઢાકા, બિહાર અને મુંબઈમાં જે કાંઈ થયું, તેનાથી હું ઠસોઠસ ભરેલો છું. અમદાવાદમાં ફરી ઉપદ્રવ શરૂ થઈ ગયો; મુંબઈમાંય ગરબડ છે.

'આવે સમયે નવજુવાનોનું સ્થાન કયાં છે, એ હું પૂછું છું. દરેક હિંદુસ્તાનીએ આ સવાલ પોતે પોતાની જાતને પૂછવો જોઈએ.

'આ વિકટ પરિસ્થિતિનો સામનો કરવાના બે રસ્તા છે: એક તો મારને બદલે મારનો જગતનો પુરાણો રસ્તો. પ્રતિકારનો એક બીજો રસ્તો પણ છે—શાંતિથી માર ખાઈને બદલો ન લેવાની રીત. પહેલો રસ્તો સાર્વત્રિક માનવામાં આવે છે. જોખમ કે ભયથી ભાગવું એ માણસનું કામ નથી. મારવામાં આવે ત્યારે મૂગાં જાનવર ભાગવા લાગે છે. આપણે એમના જેવું બનવું ન જોઈએ. આપણે તો મરદની પેઠે ભયનો સામનો કરતાં કરતાં, મોકો આવે તો જાન દઈ દેવો, એ જ શોભાપ્રદ છે.

'કોન્ગ્રેસે, દેશ આગળ, હિંસાનો સામનો કરવાનો અહિંસક માર્ગ મૂકયો છે. તે અચૂક માર્ગ છે. પરંતુ જો તમે એ રસ્તો ન પકડી શકો, તો આક્રમણ કરનારની સાથે યથેષ્ટ લડી લેવું એ તમારું કર્તવ્ય છે. પરંતુ યાદ રાખો કે, માત્ર આક્રમણ કરનાર સામે જ તમારે ઝૂઝવાનું છે. નિર્દોષ માણસો પર વેર કાઢવું એ અમાનુષી અને નામરદાઈનું લક્ષણ છે.

'હું ઇચ્છું છું કે, અહિંસક રીતે અને બહાદુરીથી મરી જવાનો નવો અને વધારે સારો રસ્તો અપનાવવાની લાયકાત તમે મેળવો. ન તમારે મારનો બદલો મારથી લેવો જોઈએ, કે ન પોતાના જાનને માટે ભાગવું પણ જોઈએ. છેલ્લાં ૨૦ વર્ષોથી આપણે આ એક કળા શીખીએ છીએ અને એનો અભ્યાસ કરીએ છીએ. આજની પરિસ્થિતિ આપણા પુરુષાતનને અને અહિંસક પ્રતિકારની નવી કળામાં આપણી શ્રદ્ધાને પડકારી રહી છે. હું આશા રાખું છું કે, સંકટના પ્રસંગો પર આ કળાનો પ્રયોગ કરવાનું તમને શિખવાડવામાં આવ્યું છે

'આજની પરિસ્થિતિ હરેક મહાસભાવાદીને બહુ સખત કસોટી પર કસી રહી છે. જો એ કસોટીમાંથી મહાસભા પાર ન ઊતરી, તો રાષ્ટ્રીય સંસ્થા તરીકે જીવતી રહેવાનો એને કશો અધિકાર નહિ રહે. સૌથી મોટી વાત એ છે કે આપણે આપણી જાતને સાચા કરીએ.'

### કૈસર

બહુ જ થોડા યુરોપિયનોનાં નામ હિંદને ગામડે ગામડે જાણીતાં હશે. એવાં થોડાંક નામોમાં જર્મનીના કૈસરનું એક ગણાય. એના જ દેશવાસી હિટલરની પેઠે, એ પુરુષ આજથી ૨૫ વર્ષ ઉપર ગામડે ગામડે ગવાતો હતો. કારણ ઉઘાડું છે: હિટલરની પેઠે એણે પણ આજથી એક પેઢી ઉપર યુરોપને અને જગતને યુદ્ધની આંધીએ ચડાવ્યું હતું

૧૯૧૮ના અંતભાગમાં દેશ છોડીને તે હોલેન્ડ નાઠો ત્યારથી, એનું ગયે મહિને મૃત્યુ થયું ત્યાં સુધી, એ દેશના ડૂર્ન ગામમાં એકાંતમાં એ રહ્યો. ખરેખર, એ એકાન્ત હતું. જગતમાં અને પોતાના દેશમાં પણ જે સતત નવાજૂની થયા જ કરતી હતી, તે કશા વિષે તેણે જાહેરમાં એકે ઉદ્‌ગાર — હર્ષનો કે શોકનો, આશ્ચર્યનો કે ક્રોધનો, ચિંતાનો કે દુઃખનો — કાઢયો નથી. જિંદગીભર કામ કામ ને કામ — અને કેવી હિંમતભરી રીતે તથા ઉત્સાહ અને ઉછાળાભેર! — કરનાર માણસે આમ એક પેઢી સુધી, જીભ ઝાલીને બેસવું, — અને જગતના ઇતિહાસની એક અતિ ભારે કટોકટીની પળે, — એ એક તપ જ કહેવાય. આ તપ કરનાર કૈસર તેના પૂર્વના જીવનથી જુદો જ તરી આવે છે.

૧૯૧૮માં ડૂર્ન તે દોડી ગયો ત્યારે ઇંગ્લેન્ડનો વડો પ્રધાન એના પર કેસ ચલાવી શિક્ષા કરવાનું વદતો હતો. એને માથે યુરોપનું મહાયુદ્ધ પેટાવ્યાનો આક્ષેપ હતો. જે જર્મનીને ૧૯૧૪ની ભાગ્યમાન દશાએ એ લાવેલો, તે આ વખતે પરાસ્ત અને પાયમાલ દશામાં હતું. છતાં, એક રીતે કૈસર ભાગ્યશાળી કહેવાય કે, બધી કોરની આ આફત-દશામાંથી ઉગારો જોઈને આ જગતમાંથી તે ગયો. હોલેન્ડ દેશે એને આશરો આપ્યો. અને યુદ્ધનો એના પરનો આક્ષેપ તો આજ ઇતિહાસે ધોઈ કાઢયો છે. મહાસત્તા

'હિંદુ' પત્ર એના ૬-૬-'૪૧ના અગ્રલેખમાં કહે છે તેમ, 'હવે બધા જ ઇતિહાસકારો સ્વીકારે છે કે, ગયું મહાયુદ્ધ મહાન રાજ્યોની હરીફાઈમાંથી નીપજ્યું હતું. ૧૮૭૦ની સાલમાં જર્મનીએ પોતાની એકતા સાધી ફ્રાન્સને હરાવ્યું, ત્યારે એ જુવાન અને જોમભર્યું હતું; તેના ઔદ્યોગિક વિકાસથી વધતી અને વધનારી પ્રજા દરિયા પારનાં સંસ્થાનોમાં બહાર નીકળવાનું બારું શોધતી હતી. ફ્રાન્સ વેર લેવા આફ્રિકામાં પોતાનો પથારો વધારવા તરસતું હતું. રશિયા ભૂમધ્યમાં જવાને માટે (ડાર્ડેનલ્સની) સામુદ્રધુનીનો કબજો શોધતું હતું. બ્રિટન, આ બધી મહત્ત્વાકાંક્ષાઓમાં પોતાની ગોઠવાયેલી સુસ્થિતિને ધમકી રહેલી છે, એમ જોતું હતું. જેમાંથી છેવટે લડાઈ સળગી એ જે સામસામેની બધી પક્ષ-ગોઠવણી અને ગુપ્ત સંતલસો, તેની પૂર્વભૂમિકા ઉપર વર્ણવેલી આ સ્થિતિ હતી.'

અને જર્મનીની ઈ. સ. ૧૯૧૯ની પાયમાલ દશા પણ ગયેલી જોઈને કૈસર ગયો. પણ એમાં એક કેવી ક્રૂર કરુણતા પણ રહી છે! એની જેમ જ આ હિટલરનું થાય, તે પણ એને નહિ સાલતું હોય? હિટલરને બે બોલ બોધના કહેવાનું પણ કૈસરને નહિ સૂઝતું હોય? પરંતુ એણે જર્મની કે હિટલર યા એનાં કામો અને નીતિરીતિ વિષે એક અક્ષર મોંમાંથી કાઢ્યો નથી! એક જમાનામાં મહાન યુદ્ધ જેવા મોટા નાટકના મુખ્ય પાત્રે તેવા જ આજના નાટક વિષે કાંઈ જ ન બોલવું, એ મૌનમાં પણ ભારે તિતિક્ષા રહેલી છે. એ પણ સારું જ દૈવ ગણાય કે, આ યુદ્ધનો અંત જોવા તે ન રહ્યો અને વેળાસર અહીંથી પરવારી ગયો. છાપાં જણાવે છે કે, નિકટનાં સગાંવહાલાં વચ્ચે શાંતિથી તેણે જીવ મૂક્યો. યુદ્ધનો મોકો જો આજ ન હોત, તો આ માણસનું મરણ જગજાત્રીશી પર વધારે પ્રમાણમાં ચડત. જે એકાંત-જીવન તે ગુજારતો હતો, તેને અનુરૂપ જ મરણ તેને લાધ્યું. મને લાગે છે કે, ૨૫ વર્ષના ગાળામાં એ પુરુષ પ્રત્યે જગતની કૃપા-દૃષ્ટિ જાગી છે, તે એને જ લીધે. જોકે મનુષ્યનાં મરણ બાદ એનું ભૂંડું ન વિચારવું, એ સારમાણસાઈનું સૂત્ર પણ છે.

**પરિભાષાની સહજતા**

એક વિજ્ઞાનના અધ્યાપકે, ગુજરાતીમાં વિજ્ઞાનની પરિભાષા વિષે વાત ચાલતી હતી, તેમાં કહ્યું, 'જો આપણું રાષ્ટ્રાભિમાન થોડુંક મોડું જાગ્યું હોત અને તે દરમિયાન આપણે પૂરેપૂરા અંગ્રેજી થઈ ગયા હોત, તો પરિભાષા સીધી ને સીધી લઈ લેવામાં જે ખટકો લાગે છે તે ન લાગત!' સીધેસીધી પરભાષા લઈ લેવાને પણ એક સહજ મર્યાદા તો રહેલી જ છે; એટલે ઉપરના વાક્યમાં માનેલી સરળતા તો ન જ મળત. છતાં અંગ્રેજીમાંથી આજે પરિભાષા ઘડવાની એક મુશ્કેલી તો સ્પષ્ટ જણાય છે: અંગ્રેજી મારફતે વિજ્ઞાન ભણેલા સ્વભાષા મળ્યા હોતા નથી. વિજ્ઞાનના ભાવો સ્વભાષામાં સરળતાથી વ્યક્ત કરતાં તેમને નથી ફાવતું. અને એમ પણ બને છે કે, જે પર્યાયો વિચારાય તેમનો મહાવરો ન હોવાથી તે કાનને અને રુચિને ઝટ ગમતા નથી; તેને માટે જરા શ્રમ કે અભ્યાસ કરવો પડે છે. અને આ મુશ્કેલી કાંઈ નાનીસૂની નથી.

અને એ મુશ્કેલી પાર કર્યા પછીય એ કામ તો ઊભું રહે છે કે, તે પરિભાષાએ સ્થિર થવા સારુ એકરૂપે એકધારી વપરાવું જોઈએ. તે વખતે પણ દરેક લેખક કે શિક્ષકના નાના મોટા આગ્રહોને છોડવાનો સવાલ હોય છે. આથી કરીને જોડણીની જેમ જ અહીં પણ સર્વમાન્યતા મેળવવા મથવાનું રહે છે.

આ સર્વમાન્યતા કયે ધોરણે કામ કરવાથી વધારે શક્ય બને? એવું પણ બનવા સંભવ છે કે, પરિભાષા માત્ર વિજ્ઞાન જાણનાર સમજે એટલે થયું, એમ માનીને ચલાય; વિજ્ઞાનના ખ્યાલો ધીમે ધીમે સૌને શીખવવાના છે અને સમજવાના છે, એ ભૂલી જવાય. પરિણામે પરિભાષા ક્લિષ્ટ, તરજુમિયા કે ઝટ અર્થ ન સૂચવે કે સુઝાડે એવીય બની જાય.

બીજું એક જોવાનું પણ રહે છે. આપણે અંગ્રેજીમાંથી આપણી પરિભાષા ઉતારીએ છીએ — ઉતારવી પડે છે. અંગ્રેજી પરિભાષા વિજ્ઞાનના અભ્યાસમાંથી સહજ ક્રમે ઊપજી છે. તેથી વિચાર, વસ્તુ કે ક્રિયાને માટે સહેજે જે કાયદાઓથી કે કળા-યુક્તિઓથી ભાષા કે શબ્દ સ્ફુરે છે, તે તેને માટે શક્ય બન્યું છે.' આપણે એ સદ્ભાગ્યની આશા આજે ન રાખી શકીએ. એટલે, તેટલે અંશે આપણે ભાષાંતર જ કરવાના. છતાં નર્યા ભાષાંતરમાંથી બચવું જોઈએ અને આપણી ભાષાની સહજસ્ફૂર્તિને બને એટલો અવકાશ આપી, આપણી પરિભાષા

નિપજાવવા મથવું જોઈએ. આથી ક્યાંક ક્યાંક ભાષાંતરને બદલે તે તે વાચકનો નવો જ ભાવ પકડી આપણે તેનો વાચક મૂકીએ, તો તેનો વાંધો નહિ રાખવો જોઈએ દા. ત. Double decomposition માં એ પદાર્થનું decomposition — વિઘટન જ નથી, પરંતુ વિઘટન થઈ નવ-ઘટન થાય છે, અથવા મૂળ બે સમાસોમાંથી નવ-સમાસો ( નવાં compounds ) બને છે. હવે આ ક્રિયા માટેના અંગ્રેજી શબ્દે પ્રથમ ક્રિયા જે વિઘટનનો દ્વિભાવ તેને મહત્ત્વ આપ્યું. આપણે તેના ફળરૂપ નવ-સમાસ કે નવ-ઘટન ઉપર જઈ શકીએ અને તે ક્રિયાને તે નામે ઓળખી શકીએ.

વિજ્ઞાનની પરિભાષાનો પ્રશ્ન જાપાને ઉકેલ્યો કહેવાય છે. એન્સાયક્લોપીડિયામાં આ વિષે થોડાક મજેદાર રચનાઓના દાખલા આપ્યા છે તે નીચે ઉતારી આ નોંધ પૂરી કરું છું.

| अंग्रेजी शब्द | जापानी |
|---|---|
| Lightning | 'ડેન' |
| Exhalation | 'કી' |
| Electricity | 'ડેનકી' |
| Telegram | 'ડેમપો' ('પો'=ખબર) |
| Electric light | 'ડેનટો' ('ટો'=દીવો) |
| Negative Electricity | 'ઇન્ડેનકી' ('ઇન'=નકાર-સિદ્ધાંત) |
| Positive Electricity | 'યોડેનકી' ('યો'=હકાર-સિદ્ધાંત) |
| Thermo Electricity | 'નેત્સુડેનકી' ('નેત્સુ'=ગરમી) |
| Dynamic Electricity | 'રેડોડેનકી' ('રેડો'=પ્રવાહી) |
| Telephone | 'ડેનવા' ('વા'=વાતચીત) |

( જાપાની શબ્દોને લેટિન લિપિમાંથી લીધા છે. તેમના ઉચ્ચાર મેં કલ્પ્યા છે. ) આ રીતે સમાસ બનાવવાની, જાપાની ભાષામાં સારી સગવડ છે; — આપણી ભાષામાંય છે. તે ભાષામાં ઘણા એકાક્ષરી શબ્દોને આ રીતે સમાસમાં ગોઠવી નવા ભાવો દર્શાવી શકાય છે. આથી કરીને એમણે દરેક જ્ઞાન-વિજ્ઞાનની શાખાને માટે શબ્દો રચ્યા છે. પરંતુ તેમાં એમણે જે પોતાપણું આપ્યું છે, એ એમની પરિભાષાને જીવંત બનાવે છે. જેમ કે,

Lightning + Exhalation = Electricity

વિદ્યુત + નિઃશ્વાસ = 'પ્રશ્વિદ્યુતી.' આ જે પોતાપણું અર્થનાની હથોટી એ પરિભાષારચનાનો આત્મા છે. એ જેટલે અંશે આપણે અપી શકીએ તેટલે અંશે તેમાં સરળતા અને સહજતા આવે. અને રાષ્ટ્રાભિમાન એને વિઘ્ન નહિ પણ મદદ કરનાર છે. જાપાન પાસે એ તો મબલક હતું. ઉપરાંત તે સ્વતંત્ર હોવાથી તેના શિક્ષણમાં સ્વભાષા હતી, પરભાષાની ગુલામી નહોતી. આપણે ત્યાં આ લાભ નથી, તેથી આપણું કામ જરા અઘરું બને છે એટલું જ.

## સ્વામીનારાયણ સાહેબ

અમદાવાદની શેઠ લા. દ. કૉલેજના ગણિતના અધ્યાપક, શ્રી. જેઠાલાલ ચીમનલાલ સ્વામીનારાયણ, અચાનક હૃદય બંધ પડતાં, તા. ૨૪-૬-'૪૧ની રાતે ગુજરી ગયા. ગુજરાતના એ પ્રખર ગણિતી લા. દ. કૉલેજમાં તો હમણાં અધ્યાપક થયા. તે અગાઉ તેઓશ્રી ગુજરાત કૉલેજમાં આજના અનેક ગુજરાતીઓના અધ્યાપક હતા.

ગણિત તો એમનો સહજ વિષય હતો. પણ એમનાં દેશાભિમાન અને રાષ્ટ્રપ્રેમ એમને સામાન્ય અધ્યાપકોથી નોખા પાડનારાં હતાં. તે કહેતા, ૧૯૦૫-૬ના ટિળક મહારાજના જમાનાથી રાજીનામું તો હું ખિસ્સામાં જ રાખતો. ૧૯૨૦માં અસહકારનો જમાનો આવ્યો ત્યારે એ તેમણે સરકારને સોંપ્યું અને ગૂજરાત વિદ્યાપીઠમાં જોડાયા. ૧૯૨૪-૫ના જમાનામાં સ્વરાજ પાર્ટી જાગી; તેઓ તેમાં પડ્યા ને મુંબઈ ધારાસભામાં પહોંચ્યા.

તે આર્ય સંસ્કૃતિના અભિમાની હતા. પોતાના સ્વામીનારાયણ સંપ્રદાયની એક નવી શાખામાં છેવટનાં થોડાંક વર્ષોથી તે અનન્ય રસ લેતા હતા. સાહિત્યમાં પણ તેમણે હાથ અજમાવ્યો છે. અને સંસ્કૃત શ્લોકો ને ગુજરાતી ભજનો પણ તે લખતા હતા. આમ અનેકવિધ શક્તિ તે ધરાવતા હતા તેમની બાલિશ સરળતા તો તેમની જ હતી. અને એમની ગણિત-ભક્તિ અને તે માટેની સહજ એકાગ્રતાએ તેમને એક ઓલિયા બનાવી દીધા હતા. ગુલામ દેશના એ ન હોત યા આપણે. સ્વતંત્ર હોત, તો સ્વામીનારાયણ સાહેબ ગણિતમાં જ એકાગ્ર થઈ શકત અને તેની સેવા અને શોધો દ્વારા પોતાનું ને પોતાની માતૃભૂમિનું નામ કાઢત. એમની નિર્વ્યાજ સરલતા અને વિદ્યાપ્રેમ એમના વિદ્યાર્થીઓ હમેશ યાદ કરશે. પ્રભુ એમને શાંતિ આપો.

મ૦

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૨–અંક ૧૧] [ઑગસ્ટ, ૧૯૪૧

# સંકટગ્રસ્ત સંસ્કૃતિ

૧

આજે મને ૮૦ વર્ષ પૂરાં થયાં. મારા એ વિસ્તૃત જીવન-પટને, શરૂઆતથી માંડીને મારી નજર સંમુખ ફેલાવીને, બીજે છેડેથી આજે અનાસક્તપણે જોઉં છું, તો મને જણાય છે કે, મારા જીવનનો તેમ જ સમસ્ત દેશની મનોવૃત્તિનો પ્રવાહ સદંતર પલટાઈ ગયો છે; અને એ પલટાની અંદર ગંભીર દુઃખનું કારણ રહેલું છે.

બહારના બૃહત્ માનવ-જગત સાથે આપણા પરિચયનો આરંભ સમકાલીન અંગ્રેજ જાતિના ઇતિહાસ સાથે સંકળાયેલો છે. હિંદુસ્તાનમાં દાખલ થનારા એ નવા પરદેશીઓના ચારિત્ર વિષેનો ખ્યાલ આપણે મુખ્યત્વે તેમના મહાન સાહિત્ય ઉપરથી બાંધ્યો. તે વખતે આપણને જે કેળવણી અપાતી, તેની સામગ્રી વિવિધ કે પુષ્કળ ન હતી; તેમ જ આજે કેળવણી આપણને જ્ઞાનની વિવિધ શાખાઓ મારફત વિશ્વપ્રકૃતિનો જે પરિચય કરાવે છે, તેમ જ તેની શક્તિઓનું જે રહસ્ય નવું નવું કરીને બતાવે છે, તેનો મોટો ભાગ તે વખતે અગોચર હતો. પ્રકૃતિવિજ્ઞાનના નિષ્ણાતોની સંખ્યા જ બહુ નાની હતી. આમ વિદ્વત્તાનું ક્ષેત્ર અતિ મર્યાદિત હોવાને લીધે, અંગ્રેજી ભાષા મારફત અંગ્રેજી સાહિત્યને જાણવું અને તેનો ઉપભોગ કરવો, એ જ તે કાળના ભણેલા ગણેલાઓને માટે બાકી રહેતું. પરિણામે, બર્કના વક્તૃત્વ વડે, અને લાંબાં લાંબાં વાક્યોની તરંગ-પરંપરાવાળા મૅકૉલેના ભાષાપ્રવાહ વડે, તેમનાં રાત તેમ જ દિવસ ગાજી રહેતાં. તેઓની ચર્ચાનો વિષય પણ શેક્સપિયરનાં નાટકો, બાયરનની કવિતાઓ, અને ખાસ કરીને તે (૧૯ મી સદીના) જમાનાની ઇંગ્લંડની ઉદાર–વિનીત રાજનીતિ જ હોતો.

માતૃભૂમિની સ્વતંત્રતા માટે સાધનાનો આરંભ તે સમયે થયો હતો; પરંતુ દિલમાં ઊંડે ઊંડે અમને સૌને અંગ્રેજ જાતિના ઔદાર્ય ઉપર વિશ્વાસ હતો. એ વિશ્વાસ એટલો ઊંડો હતો કે, દેશના આગેવાનોની એવી ધારણા જ બંધાઈ ગઈ હતી કે, વિજેતા અંગ્રેજો જ પોતાની ઉદારતાથી પરાજિત ભારતની સ્વતંત્રતાનો માર્ગ મોકળો કરી આપશે. એ માન્યતા બંધાવાનું કારણ એ હતું કે, તે વખતે ઇંગ્લંડ સૌ અત્યાચાર-પીડિત પ્રજાઓનું આશ્રયસ્થાન બન્યું હતું; તથા જે જે સ્વદેશાભિમાની વીરોએ પોતાની પ્રજાનું સ્વમાન જાળવવા પ્રાણ હોડમાં મૂક્યા હતા, તે બધાને ઇંગ્લંડે ખુલ્લે હાથે આવકાર્યા હતા. આવી વિશુદ્ધ માનવમૈત્રીનું દર્શન મને અંગ્રેજોના ચારિત્રમાં થવાથી, આંતરિક શ્રદ્ધા વડે પ્રેરાઈને મેં અંગ્રેજોને મારા હૃદયમાં ઉચ્ચ આસને સ્થાપિત કર્યા હતા. તે વખતે સામ્રાજ્યના મદથી અંગ્રેજોના સ્વભાવનું ઔદાર્ય કલુષિત થયું નહોતું.

હું નાની ઉંમરમાં ઇંગ્લંડ ગયો હતો; તે વખતે પાર્લામેંટમાં તેમ જ તેની બહાર કોઈ કોઈ સભામાં જૉન બ્રાઈટનાં ભાષણો સાંભળવાની મને તક મળી હતી. તે ભાષણોમાં રાષ્ટ્રીય સંકુચિતતાની સીમાઓ ઓળંગી જતા હૃદયની વ્યાપક ભાવનાનો જે પ્રભાવ ફેલાતો, તેની છાપ આજ સુધી મારા મનમાં મોજૂદ છે; અને આજે જ્યારે અંગ્રેજો બાબતનું મારું પહેલાંનું સુંદર સ્વપ્ન વેરાઈ ગયું છે, ત્યારે પણ મારી પૂર્વસ્મૃતિને તે કાયમ રાખે છે.

અલબત્ત, રાજકર્તાઓના ઔદાર્ય ઉપર આધાર

રાખવાની એ મનોદશા અમારે માટે શોભાસ્પદ વસ્તુ નહોતી. પરંતુ એમાં પણ એક વાત વખાણવા લાયક જરૂર હતી; અને તે એ કે, મનુષ્યત્વનું જે મહાન રૂપ અમે તે સમયે નિહાળ્યું હતું, તે પરદેશીઓ દ્વારા પ્રગટ થયું હોવા છતાં, તેને શ્રદ્ધાંજલિ-અર્પવાની શક્તિ અમારામાં હતી, અને અમને તેમ કરતાં જરાય સંકોચ થતો નહોતો. કારણ, મનુષ્યની અંદર જે કાંઈ શ્રેષ્ઠ વસ્તુ છે, તે સંકુચિતપણે કોઈ અમુક જાતિની અંદર પુરાઈ રહી શકતી નથી; તે કોઈ જમીનમાં દાટેલા કંજૂસના ભંડારમાંની સંપત્તિ નથી. તેથી કરીને અંગ્રેજોના જે સાહિત્ય દ્વારા અમારાં મને પોષણ પ્રાપ્ત કર્યું હતું, તેનો વિજય-ધ્વનિ આજ સુધી અમારાં મનમાં ગુંજિત થયા કરે છે.

'સિવિલાઇઝેશન' શબ્દ કે જેનો તરજુમો આપણે 'સંસ્કૃતિ' અથવા 'સુધારો' શબ્દથી કરીએ છીએ, તેનો ભાવ યથાર્થ વ્યક્ત કરે તેવો શબ્દ આપણી ભાષામાં મળવો મુશ્કેલ છે. એ સંસ્કૃતિનું જે સ્વરૂપ આપણા દેશમાં પ્રચલિત હતું તેને મનુ 'સદાચાર' એવું નામ આપે છે. અર્થાત્ તે અમુક સામાજિક નિયમોના બંધનરૂપ હતી. સરસ્વતી અને દશદ્વતી નદીની મધ્યમાં આવેલો દેશ જે 'બ્રહ્માવર્ત' નામે પ્રસિદ્ધ હતો, તે દેશમાં જે આચારો પરંપરાક્રમે ચાલ્યા આવતા હતા, તેમને જ સદાચાર કહેવામાં આવતા હતા. અર્થાત્ એ આચારોનો પાયો પ્રથા ઉપર મંડાયેલો હતો; ભલે પછી તેમાં ગમે તેટલી નિષ્ઠુરતા કે અવિચાર જ હોય. એ કારણે પ્રચલિત સંસ્કારે આપણા આચાર-વ્યવહારને જ પ્રાધાન્ય આપી ચિત્તની સ્વાધીનતાને વગર વિચાર્યે હરી લીધી હતી. સદાચારના જે આદર્શને એક વખત મનુએ બ્રહ્માવર્તમાં પ્રતિષ્ઠિત થયેલો દેખ્યો હતો, તે ક્રમશઃ લોકાચારમાં પરિણત થયો હતો.

મેં જ્યારે જીવનની શરૂઆત કરી, ત્યારે અંગ્રેજી કેળવણીના પ્રભાવથી દેશના કેળવાયેલા લોકોમાં આ બાહ્ય આચારની વિરુદ્ધ બળવો વ્યાપી ગયો હતો. રાજનારાયણબાબુએ કરેલું તે સમયના શિક્ષિત લોકોના વ્યવહારનું વર્ણન વાંચી જતાં એ વાત સ્પષ્ટ સમજાઈ જશે. એ 'સદાચારો'ને બદલે અમે 'સુધારા'ના આદર્શને અંગ્રેજ જાતિના આચારવ્યવહાર સાથે મેળવીને ગ્રહણ કર્યો હતો. અમારા કુટુંબમાં એ પરિવર્તન તર્કસંગત માનીને,—ધર્મની બાબતમાં શું કે આચારની બાબતમાં શું,—તેને પૂર્ણપણે ગ્રહણ કરવામાં આવ્યું હતું. મારો જન્મ એ જાતના વાતાવરણમાં થયો હતો, અને તેમાં મારા સ્વાભાવિક સાહિત્યપ્રેમે બળાને અંગ્રેજોને બહુ ઊંચે સ્થાને ચડાવી દીધા હતા. આમ જીવનનો પ્રથમ ભાગ વ્યતીત થયો.

૨

ત્યાર બાદ તેમાં ભારે વેદના સાથે પલટો શરૂ થયો. રોજ હું જોવા લાગ્યો કે, સંસ્કૃતિ અને સુધારામાં પ્રતિષ્ઠિત થયેલી પ્રજાઓ પોતાના દેશ સિવાયની બીજી પ્રજાઓ સાથેના વ્યવહારમાં કેટલી સહેલાઈથી સંસ્કૃતિની મર્યાદાઓનું ઉલ્લંઘન કરી જાય છે.

એકાંતમાં સાહિત્યરસનો સંભોગ કર્યા કરવાની સામગ્રીના આવરણમાં હું દટાઈ રહ્યો હતો, તેમાંથી એક દિવસ મારે બહાર આવવું પડ્યું. તે દિવસે ભારતવર્ષની આમજનતાનું જે દારુણ દારિદ્ર્ય મારી સન્મુખ પ્રગટ થયું, તે હૃદય-વિદારક હતું. અન્ન, વસ્ત્ર, પાણી, કેળવણી, આરોગ્ય વગેરે જે જે વસ્તુઓ મનુષ્યનાં શરીર અને મનને માટે અતિ આવશ્યક ગણાય, તેનો આવો અત્યંત અભાવ, કોઈ અર્વાચીન રાજ્યતંત્રમાં આખી પૃથ્વી ખૂંદતાં કદાચ ક્યાંય નહીં મળે. અને તેમ છતાં આ દેશ જ અંગ્રેજોને લાંબા સમયથી તેમનું ઐશ્વર્ય તેમ જ સંપત્તિ પૂરાં પાડતો આવ્યો છે! જ્યારે સુધારામાં આગળ વધેલા જગતના મહિમાનું ધ્યાન હું એકચિત્તે કરતો હતો, ત્યારે કોઈ દિવસ મારી કલ્પનામાં પણ નહોતું આવ્યું કે, 'સુધારો' અને 'સંસ્કૃતિ'ને નામે ઓળખાતા માનવ-આદર્શનું રૂપ આટલું બધું દારુણ અને વિકૃત હશે. પરંતુ કરોડો ભારતવાસીઓ પ્રત્યે એક સુધરેલી પ્રજાએ દાખવેલું અવજ્ઞાપૂર્ણ ઔદાસીન્ય એ વિકૃત રૂપની આજે મને પ્રતીતિ કરાવી રહ્યું છે.

જે યંત્રશક્તિની મદદથી અંગ્રેજો પોતાનું વિશ્વ-સામ્રાજ્ય ઊભું કરતા આવ્યા છે, તેના યથોચિત

ઉપયોગથી આ નિઃસહાય દેશને વંચિત રાખવામાં આવ્યો છે. અને છતાં આપણા બધાની નજર સામે જાપાન દેશ યંત્રોદ્યોગ વડે જોતજોતામાં સર્વ પ્રકારે કેવો સંપત્તિમાન દેશ બની ગયો છે? જાપાનની એ સમૃદ્ધિ હું નજરોનજર જોઈ આવ્યો છું; પોતાના દેશમાં તે લોકો જે સુધરેલું રાજતંત્ર ચલાવે છે તે પણ મેં જોયું છે. રશિયાની મોસ્કો નગરીમાં, આમ-જનતામાં કેળવણી અને આરોગ્યનો ફેલાવો કરવા, છૂટે હાથે જે પ્રયત્નો કરવામાં આવે છે, તે પણ મેં જોયા છે. એ પ્રયત્નોને પરિણામે એ મહાન સામ્રાજ્યમાંથી મૂર્ખતા, ગરીબાઈ અને પોતાની જાત માટેનો હલકો ખ્યાલ દૂર થઈ ગયાં છે. એ દેશની સંસ્કૃતિ પોતાની પ્રજાનાં જાતિ-કોમ-ધર્મ-કે-વર્ગનો ખ્યાલ કરતી નથી, પરંતુ વિશુદ્ધ માનવસંબંધનો પ્રભાવ સર્વત્ર ફેલાવે છે. તે દેશમાં થયેલો ઝડપી તેમ જ આશ્ચર્યચકિત કરે તેવો સુધારો દેખી મને એકીવખતે ઈર્ષ્યા તેમ જ આનંદનો અનુભવ થયો.

મોસ્કો શહેરમાં રશિયાના રાજ્યતંત્રની એક વિશિષ્ટતાએ મારું ખાસ ધ્યાન ખેંચ્યું. ત્યાં મેં જોયું કે, ત્યાંના મુસલમાનો સાથે રાજકીય હકોની વહેંચણી બાબત બિનમુસલમાનોને કાંઈ ઝઘડો ન હતો. જુદી જુદી કોમોનાં સંમિલિત હિતોને નિષ્પક્ષ રીતે જાળવવામાં જ કોઈ પણ સુધરેલા રાજ્યતંત્રનું સુધરેલા-પણું રહેલું છે. આજે દુનિયામાં મોટી સંખ્યાની પરપ્રજાઓ ઉપર જેમની રાજસત્તા ચાલતી હોય તેવી બે જાતિઓ છે: એક અંગ્રેજ અને બીજી સોવિયેટ રશિયા. અંગ્રેજોએ તો એ પરજાતિઓનું પૌરુષ હણી નાખી તેમને સદાને માટે નિર્જીવ કરી મૂકી છે. પરંતુ સોવિયેટ રશિયા સાથે જેમને રાજ-કીય સંબંધ છે તેવી કેટલીય જંગલી મુસલમાન જાતિઓને બધી રીતે શક્તિશાળી તથા સંગઠિત કરવા માટે રશિયનો સતત પ્રયત્ન કરી રહ્યા છે, તેની સાક્ષી હું જાતે પૂરી શકું તેમ છું. બધી બાબતોમાં તે પ્રજાઓને પોતાની સમાન કક્ષાની બનાવવા માટે સોવિયેટ સરકાર તનતોડ પ્રયત્નો કરી રહી છે, તેનાં પ્રમાણ મેં નજરે નિહાળ્યાં છે, તેમ જ તે સંબંધે થોડુંઘણું વાંચ્યું પણ છે. આ જાતની રાજસત્તાની અસર કોઈ પણ રીતે પ્રજાનો તેજોવધ કરનારી નીવડતી નથી, તેમ જ તેથી મનુષ્યત્વની હાનિ થતી નથી. રશિયાની રાજસત્તા એ કોઈ પરદેશી સત્તાની બીપણુ ચક્કીનું શાસન નથી.

ઈરાન દેશની સ્થિતિ પણ હું નજરે જોઈ આવ્યો છું. એક દિવસ તે દેશ બે યુરોપીય જાતિઓની એડી નીચે ચગદાઈ રહ્યો હતો. પરંતુ યુરોપિયનોના બીપણુ જડબામાંથી પોતાનો છુટકારો કરી, હાલમાં નવજીવન પામેલી એ પ્રજા સ્વવિકાસની પૂર્ણતા સિદ્ધ કરવામાં લાગી ગઈ છે. એક સમયે ત્યાંના જરથોસ્તીઓ સાથે ત્યાંના મુસલમાનોનો જે મારણાંતિક વિરોધ હતો, તે આજના નવા રાજ્યતંત્ર હેઠળ પૂરેપૂરો શાંત પડી ગયો છે. એ પ્રજાના આ સુભાગ્યનું મુખ્ય કારણ એ છે કે, યુરોપીય જાતિઓના કૂટ પાશોમાંથી તે મુક્ત થઈ શકી છે. મારા સમગ્ર અંતઃકરણથી હું ઈરાન દેશનું કલ્યાણ ઇચ્છું છું.

આપણા પડોશી અફઘાનિસ્તાન દેશમાં કેળવણી તેમ જ સમાજનીતિનો તેવો સાર્વજનીન ઉત્કર્ષ હજુ સુધી સિદ્ધ થયો નથી; પરંતુ તે બહુ દૂર પણ નથી. તેનું એકમાત્ર કારણ એ છે કે, સુધારાનો ગર્વ કરતી કોઈ યુરોપીય જાતિની એડી હેઠળ એ દેશ સપડાયો નથી. એ દેશ પણ જોત-જોતામાં ચોતરફ ઉન્નતિને માર્ગે — મુક્તિને માર્ગે આગળ વધવા માંડ્યો છે.

પરંતુ હિંદુસ્તાન! હિંદુસ્તાનને તો અંગ્રેજોના 'સુધરેલા' રાજ્યતંત્રનું ઘંટીનું પડિયું છાતીએ બાંધી નિરુપાય નિશ્ચલતાની અંદર તળિયે દબાઈ રહેવું પડે છે. તેવો જ એક બીજો સુધારામાં આગળ વધેલો મહાન પ્રાચીન દેશ ચીન, તેની જે વલે હાલમાં બેઠી છે, તેની જવાબદારીમાંથી પણ અંગ્રેજો મુક્ત થઈ શકે તેમ નથી. પ્રથમ તેઓએ પોતાનો સ્વાર્થ સિદ્ધ કરવા સારુ ચીનની પ્રજાને બળાત્કારે અફીણ ખવરાવી-ને જર્જરિત કરી નાખી, અને ઉપરથી તે દેશનો એક ટુકડો પડાવી લીધો. એ ભૂતકાળની વાત ધીમે ધીમે ભુલાવા લાગી હતી, તેવામાં તેમણે હાલમાં તે પ્રજા પ્રત્યે દાખવેલી ઉદ્ધત લાપરવાઈએ સાને ચોંકાવી મૂક્યા છે. જાપાને શાંતિથી ઉત્તર-ચીનને ગળવા માંડ્યું, ત્યારે અંગ્રેજ રાજનીતિજ્ઞોએ એ આખા પ્રસંગને એક 'સામાન્ય બનાવ' ગણી કાઢીને પોતાની ટચલી આંગળી સુધ્ધાં હલાવી નહીં. બાદમાં સ્પેનની

પ્રજાતંત્રવાદી સરકારના નાવના તળિયામાં ઇંગ્લંડે કેવી જાતની કુશળતાથી કાણાં પાડ્યા કર્યાં તે પણ આપણે દૂર રહ્યાં રહ્યાં જોયું. જોકે, એ સમયે એ પણ જોયું કે, કેટલીક છૂટક છૂટક અંગ્રેજ વ્યક્તિઓએ ડૂબતા સ્પેનને બચાવવા પોતાના જાન પણ અર્પણ કર્યા. અંગ્રેજોની એ ઉદારતા ચીન જેવી પૂર્વ તરફની કાળી પ્રજા ઉપર આવેલા સંકટ વખતે યથોચિત જાગ્રત ન થઈ; તોપણ એક યુરોપીય પ્રજાની સ્વતંત્રતાની રક્ષા કરવા માટે જ્યારે તેમાંના કેટલાક વીરોને મેં પ્રાણત્યાગ કરતા જોયા, ત્યારે ફરી એક વાર મને યાદ આવ્યું કે, તે અંગ્રેજોને એક વખત હું સૌ મનુષ્યોના હિતૈષી રૂપે જોતો હતો, તથા કેવા વિશ્વાસ સાથે તેમની ભક્તિ કરતો હતો! યુરોપીય પ્રજાઓના સ્વભાવગત સુધરેલાપણામાંથી મારો વિશ્વાસ ધીમે ધીમે કેમ કરીને ઓછો થઈ ગયો, તેનો આ શોચનીય ઇતિહાસ છે.

'સુધરેલા' રાજ્યતંત્ર હેઠળ થયેલી ભારતવર્ષની દુર્ગતિની સૌ કરતાં વધુ મોટી બીના એ નથી કે, તેમાં અન્ન, વસ્ત્ર, કેળવણી તેમ જ આરોગ્યનો શોકપ્રદ અભાવ છે. પરંતુ સૌથી મોટી દુર્ગતિ તો ભારતવાસીઓમાં પોતામાં પાડવામાં આવેલો વિચ્છેદ છે. ભારતવર્ષની બહાર સ્વરાજ્ય ભોગવતા મુસલમાન દેશોમાં તેના જોટાની કોઈ વસ્તુ મેં ક્યાંય જોઈ નહિ. પરંતુ એ દુર્ગતિ કે જેનું રૂપ રોજ ને રોજ વધુ ને વધુ ઉગ્ર બનતું જાય છે, તેને ભારતીય રાજ્યતંત્રના ઉપલા માળના કોઈ ગુપ્ત કેન્દ્રમાંથી મળતા સહારા દ્વારા પોષણ મળતું ન હોત, તો ભારતીય ઇતિહાસનું આટલું બધું અપમાનકર સંસ્કૃતિહીન પરિણામ—કે જેનો નમૂનો બીજે ક્યાંય મળી શકે તેમ નથી—કદી આવત નહીં.

ભારતવાસીઓ બુદ્ધિશક્તિની બાબતમાં કોઈ પણ અંશે જાપાનીઓ કરતાં ઊતરતા છે, એ વાત માનવા જેવી નથી. પૂર્વના આ બે દેશોમાં મોટામાં મોટો કોઈ ભેદ હોય તો એટલો જ છે કે, હિંદુસ્તાન અંગ્રેજ રાજતંત્ર દ્વારા સર્વ પ્રકારે કચરાયેલું તથા દબાયેલું છે; જ્યારે જાપાન એ પ્રમાણે કોઈ પણ પાશ્ચાત્ય પ્રજાની છાયાના આવરણમાંથી મુક્ત છે. એ પરદેશી સંસ્કૃતિએ—જો તેને સંસ્કૃતિ કહી શકાતી હોય તો—આપણું શું શું હરી લીધું છે, તે આપણે જાણીએ છીએ. બદલામાં તેણે લાઠી દ્વારા આપણને કાયદો અને સુલેહ સ્થાપી આપ્યાં છે. પરંતુ એ કાયદો અને સુલેહ ઉપરથી લાદવામાં આવેલાં હોવાથી માત્ર પોલીસરાજ જ છે. પાશ્ચાત્ય ગોરી પ્રજાના સુધરેલાપણા પ્રત્યે શ્રદ્ધા રાખવી હવે અશક્ય બની ગયું છે. તેણે તેનું શક્તિરૂપ આપણને દાખવ્યું છે; પરંતુ પોતાનું મુક્તિરૂપ તે દેખાડી શકી નથી. અર્થાત્ માણસ માણસમાં જે સંબંધ સૌ કરતાં વધુ કીમતી છે, તથા જેને યથાર્થ રીતે સંસ્કૃતિ કહી શકાય, તે બાબતની કૃપણતાને કારણે, ભારતવાસીઓની ઉન્નતિનો માર્ગ સંપૂર્ણ બંધ થઈ ગયો છે. અલબત્ત, વચ્ચે વચ્ચે કોઈ ઉદારચરિત અંગ્રેજોનો પરિચય કરવાનું મને વૈયક્તિક સૌભાગ્ય પ્રાપ્ત થયું છે. એ જાતનું સૌજન્ય મને અન્ય કોઈ દેશની કોઈ પ્રજામાં જોવા મળ્યું નથી. એ કેટલાક દાખલાઓથી જ અંગ્રેજી જાતિ પ્રત્યેની શ્રદ્ધા આજે પણ મારામાં કાયમ રહી છે. દાખલા તરીકે ઍન્ડ્રૂઝ. તેમનામાં સાચા અંગ્રેજનું, સાચા ખ્રિસ્તીનું, સાચા મનુષ્યનું દર્શન બંધુભાવે અત્યંત નિકટપણે કરવાનું મહાભાગ્ય મને પ્રાપ્ત થયું હતું. આજે મૃત્યુની આડમાં રહીને તેમને જોતાં તેમની સ્વાર્થના લેશ વિનાની, નિર્ભીક મહાનુભાવતા વળી વધારે તેજસ્વીપણે ઝળહળી ઊઠે છે. તેમના પ્રત્યે કૃતજ્ઞભાવ ધારણ કરવાનાં મને તેમ જ આખી ભારત પ્રજાને ઘણાં કારણો છે; પરંતુ વૈયક્તિક રીતે એક કારણે હું તેમનો ખાસ કૃતજ્ઞ છું. તરુણ વયે અંગ્રેજી સાહિત્યના આસ્વાદ દ્વારા અંગ્રેજ જાતિ તરફ જે મારો નિર્મળ શ્રદ્ધાભાવ મેં સમગ્ર અંતઃકરણથી નિવેદિત કર્યો હતો, તેને છેક જ લુપ્ત થઈ જતો અટકાવવામાં તેમણે મને મદદ કરી છે. તેમની સ્મૃતિની સાથે અંગ્રેજ જાતિની આંતરિક મહત્તાનો ખ્યાલ મારા મનમાં સ્થિર રહેશે. ઍન્ડ્રૂઝને મેં મારા નિકટના બંધુ માન્યા હતા; તેવી જ રીતે તેમને સમગ્ર માનવજાતિના પણ બંધુ માનું છું. તેમનો પરિચય મારા જીવનમાં એક અમૂલ્ય લાભ તરીકે સંચિત રહેશે. મને લાગે છે કે, એવા અંગ્રેજો જ અંગ્રેજોના નામને હમેશને માટે બદનામ થતું અટકાવશે. તેમને જો મેં ન જોયા હોત કે ન જાણ્યા હોત, તો પાશ્ચાત્ય પ્રજાઓ સંબંધી મારી નિરાશાને ક્યાંય આરો ન રહેત.

૩

દરમ્યાન સમગ્ર યુરોપમાં જંગલીપણું પોતાના દાંત તથા નખ ખુલ્લા કરી ચોતરફ ભયંકર પ્રલય મચાવવા તત્પર થયું છે. આ માનવહિંસાનો જુવાળ, પાશ્ચાત્ય સંસ્કૃતિના ભીતરમાંથી જાગ્રત થઈ, આજે એક છેડેથી બીજા છેડા સુધી માનવ આત્માના અપમાન વડે આખા વાતાવરણને કલુષિત કરી રહ્યો છે.

ભાગ્યચક્રના પરિવર્તન દ્વારા એક દિવસ તો અંગ્રેજોને આ ભારત-સામ્રાજ્ય છોડવું જ પડશે. પરંતુ તેઓ પોતાની પાછળ કેવું કંગાળ ભારતવર્ષ મૂકતા જશે? સૈકાંઓથી ચાલતો આવેલો તેમના રાજ્યતંત્રનો પ્રવાહ જ્યારે અટકશે, ત્યારે તે પોતાની પાછળ તીવ્ર નિષ્ફળતા અને ભીષણ દીનતાનો કેવો અફાટ કીચડ મૂકતા જશે! જીવનના પ્રારંભકાળમાં મને પૂરેપૂરો વિશ્વાસ હતો કે યુરોપના અંતરમાંથી સંસ્કૃતિનો પ્રવાહ ચોતરફ ફેલાશે. આજ જ્યારે મારે વિદાય લેવાનો વખત આવ્યો છે, ત્યારે મારો તે વિશ્વાસ બિલકુલ ઊડી ગયો છે. આજે મને એમ લાગે છે કે, વિશ્વના રક્ષણકર્તાનો જન્મ અમારી આ ભાંગી-તૂટી ઝૂંપડીમાં જ થવાનો છે; સંસ્કૃતિની દિવ્ય વાણી તે જરૂર લઈને આવશે; મનુષ્યના અંતિમ આશ્વાસનની કથા તે પૂર્વ દિશામાંથી જ આવીને સંભળાવશે. હું હવે સામા કિનારાનો મુસાફર છું. આ બાજુને ઓવારે પાછળ હું શું જોતો આવ્યો છું, શું મૂકતો આવ્યો છું? એક ભાગી પડતી અભિમાની સંસ્કૃતિનાં ચોતરફ વેરાતાં ખંડેર! પરંતુ માણસમાં વિશ્વાસ ગુમાવી બેસવું એ પાપ છે. એ વિશ્વાસ છેવટ સુધી હું કાયમ રાખીશ. હું એવી આશા રાખીશ કે, મહાપ્રલય બાદ વૈરાગ્યના મેઘમુક્ત આકાશમાં ઇતિહાસનો એક નિર્મળ આવિષ્કાર કદાચ શરૂ થશે—અને તે આ પૂર્વાચલની સૂર્યોદયની દિશામાંથી. હજુ એક દિવસ અપરાજિત મનુષ્ય પોતાની મહત્તા ફરી પ્રાપ્ત કરવાને માર્ગે આરંભેલા વિજયયાત્રાના પ્રયાણમાં બધી મુશ્કેલીઓ ઓળંગીને આગળ વધશે. મનુષ્યત્વનો આજનો પરાભવ અંતહીન, ઉપાયહીન છે, એમ સ્વીકારી લેવું એને હું અપરાધ માનું છું.

આજે હું એ વાત કહેતો જાઉં છું કે, ગમે તેટલા પ્રબળ પ્રતાપશાલીનું પણ સામર્થ્ય, મદમત્તતા કે આત્મભરિતા નિર્વિઘ્ન રહેવાનાં નથી. તે પુરવાર થવાનો દિવસ આજે તો સામે આવીને ઊભો છે. અને એ સત્ય જરૂર સાબિત થવાનું છે કે,

अधर्मेणैधते तावत् ततो भद्राणि पश्यति ।
ततः सपत्नान् जयति समूलस्तु विनश्यति ॥

'અધર્મથી માણસ સંપત્તિમાન થાય છે, સુખો ભોગવે છે, અને હરીફો ઉપર વિજય મેળવે છે, પરંતુ પછી સમૂળગો નાશ પામે છે.'

(બંગાળી 'પ્રવાસી' ઉપરથી) રવીન્દ્રનાથ ટાગોર

## આર્થિક પ્રાણીનો સમાજ

મનુષ્યનો સ્વભાવ કેવો છે અને સમાજમાં તેનું સ્થાન તથા કાર્ય શું છે એ વિષેની માન્યતા કે કલ્પના શી કરાય છે, તે ઉપર દરેક સુસંગઠિત સમાજ રચાય છે. મનુષ્ય સ્વભાવની કરેલી કલ્પના વસ્તુતઃએ ખોટી હો કે ખરી હો; પરંતુ તેને ગ્રહણ કરીને અપનાવનારા સમાજનું, તે કલ્પના સાચું ચિત્ર બતાવે છે. મનુષ્યવ્યવહારના અમુક ક્ષેત્રને પોતે સમાજદૃષ્ટિએ સર્વોત્તમ અને નિર્ણાયક ગણે છે તેમ બતાવીને, એ કલ્પના સમાજની મૂળભૂત માન્યતાઓ તથા શ્રદ્ધાઓને પ્રત્યક્ષ ધરે છે માણસ 'આર્થિક પ્રાણી' છે એ કલ્પના ભદ્ર લોકના મૂડીવાદી અથવા માર્કસના સમાજવાદી સમાજની સૂચક નિશાની છે. માણસ ફક્ત પોતાનો આર્થિક વહેવાર ચલાવે તો તે વડે, પોતે કલ્પેલા હેતુઓ સધાશે, એમ તેમને લાગે છે. તેથી આર્થિક સંતોષ જ સમાજદૃષ્ટિએ મહત્ત્વના અને દરકાર-પાત્ર છે, એમ લાગે છે; એટલે, આર્થિક દરજ્જા, આર્થિક હક-પરવાના મેળવવા માટે માણસ મથે છે; તેમને સારુ તે યુદ્ધ ખેડે છે, અને મરવા તૈયાર થાય છે. બીજું બધું એને માત્ર દંભ, ક્ષુદ્ર વરણાગી, કે રમ્ય ટાયલું જ લાગે છે.

પીટર ડ્રુકર

મણિપુર છે તો એક દેશી રાજ્ય, પણ ડિમાપુર સ્ટેશનથી ઇમ્ફાલ સુધીનો, ૧૩૪ માઈલનો અદ્ભુત રમ્ય રસ્તો બ્રિટિશ સરકારે પોતાના તાબામાં જ રાખ્યો છે, અને પોતાના પબ્લિક વર્ક્સ ખાતા મારફતે એને સારી સ્થિતિમાં રાખે છે. સિલચરથી ઇમ્ફાલ સુધીનો બીજો રસ્તો મોટરના કામનો નથી, પણ લશ્કરની દૃષ્ટિએ એટલો જ મહત્ત્વનો છે.

ડિમાપુર અને સિલચર સુધી રેલવે પહોંચાડ્યા પછી હવે મણિપુરના લોકોની કશી જ બીક રહી નથી.

હું માનું છું કે, હિંદુસ્તાનની પૂર્વ સરહદ તો બ્રહ્મદેશની મોટામાં મોટી નદી ચિંદ્વિન સુધી ગણવી જોઈએ. અને કોક દિવસે ત્યાં સુધી રેલવે લાઈન જવાની છે જ

હશે. આપણે તો અહીં લશ્કરની દૃષ્ટિએ નહિ અને વેપારની પણ દૃષ્ટિએ નહિ, પણ કેવળ વનશ્રીનો આનંદ માણવાની દૃષ્ટિએ જ એનો વિચાર કરવાના.

काका कालेलकर

# વહેવારુ અહિંસા

૮

## અહિંસક સંગઠનની શકયતા તથા મુશ્કેલીઓ

હવે અહિંસક સંગઠનની શકયતા તથા મુશ્કેલીઓનો વિચાર કરીશું.

આ બાબતમાં આપણા પક્ષમાં એક મોટી અનુકૂળતા એ છે કે જુગજૂની આદતથી અસહયોગનું સંગઠન કરવાની આપણામાં લગભગ જન્મસિદ્ધ કુશળતા ઊતરી આવેલી છે. અસહકારનો વિચાર કરવો હોય ત્યારે, એ જાણે નીવડેલ યુક્તિ હોય એમ આપણને આત્મવિશ્વાસ લાગે છે. તલવાર તેમ જ ઢાલ બન્ને તરીકે, અને વેર વૃત્તિથી તેમ જ સત્યાગ્રહ વૃત્તિથી, આપણે અસહયોગના હથિયારનો ઘણી વાર ઉપયોગ કરેલો છે. બહિષ્કારની કાણમાં કઠણ રીતથી હરિજનોને આપણે કેવા કચડી નાંખ્યા છે, તેનું ઉદાહરણ તો આપણી આંખ આગળ હજુ ઊભેલું જ છે. તે અસહયોગનું જ એક કઠોર રૂપ છે. હરિજનોની સામે તેનો ઉપયોગ કર્યે એટલાં સૈકા થઈ ગયાં છે કે, કયા ગુનાની સજારૂપે તેમની સામે એ શસ્ત્ર ચલાવવામાં આવેલું તેયે આપણે હવે જાણતા નથી. સંભવ છે કે, મૂળમાં તેમનો કોઈ કારણસર સખત બહિષ્કાર કરવામાં આવ્યો હશે, અને તેને પરિણામે તેમને પોતાના હાલના નીચ મનાયેલા ધંધાઓ જ પોતાનો સદંતર વિનાશ થતો અટકાવવાના ઉપાય રૂપે લાગ્યા હશે. અસ્પૃશ્યતા તો એ બહિષ્કારનું હળવામાં હળવું રૂપ ગણાય. છાયાનોયે સ્પર્શ ન થાય અને નજર સામેયે ન અવાય એટલે સુધી તે ક્યાંક ક્યાંક પહોંચ્યો. જેમ ન્યાતોની રૂઢિઓના ઉલ્લંઘન માટે ક્યારેક ક્યારેક વ્યક્તિ કે કુટુંબોને ન્યાત બહાર મૂકવામાં આવે છે તેમ, જો તે બહિષ્કાર અહિંસક વૃત્તિથી થયો હોત તો, જરૂરિયાત ટળી ગયા બાદ તે ખેંચી લેવામાં આવ્યો હોત. આપણી અનેક ન્યાતો, પેટા ન્યાતો, વગેરે અસહયોગના શસ્ત્રના જ ન્યાયી કે અન્યાયી ઉપયોગમાંથી ઊપજી છે.

મુસલમાનો આ દેશમાં વિજેતા અને વટલાવનારા તરીકે આવ્યા છતાં, તેમનેયે હિંદુઓની અસહયોગ જમાવવાની શક્તિ વસમી થઈ પડી. તલવારની દહેશત કે લાભની લાલચને જે હિંદુ વશ થયો, તેને પોતાને માર્ગે હિંદુ સમાજે જવા દીધો, પણ તેની સાથેનો દરેક પ્રકારનો સામાજિક સંબંધ તોડી નાંખવામાં આવ્યો. પ્રત્યક્ષ હિંસા વિનાની અસહયોગની મર્યાદામાં રહી જેટલે અંશે થઈ શકે તેટલે અંશે, ખુદ વિજેતા જાતિઓને પણ સમાજબાહ્ય રાખવામાં આવી. રાણા પ્રતાપસિંહનો માનસિંહ સાથેનો કમનસીબ ઝઘડો, જેને પરિણામે અકબર સાથે વર્ષો સુધી લડાઈ મચી,—એ ઇતિહાસ એક બાજુ પર વિધર્મી વિજેતાનો સંપૂર્ણ બહિષ્કાર કરવાની વૃત્તિ અને બીજી બાજુ પર તેની સાથે મેળ કરવાની વૃત્તિ — એ બે વચ્ચેના કલહનું ઉદાહરણ છે. માનસિંહે અકબર સાથે વિવાહસંબંધ બાંધ્યો, તેટલા જ કારણસર જયપુર રાજ્ય સામે લડાઈ જાહેર કરવાની પ્રતાપની ઇચ્છા નહોતી. પણ તેનો બહિષ્કાર કરી તેના એ કામનો નિષેધ કરવાનો તેને અધિકાર હતો, અને તે અધિકાર બજાવવાનો તેણે આગ્રહ બતાવ્યો. આજની ભાષામાં એમ કહી શકાય કે, એમ કરવું દરેક નાગરિકના અધિકારની વાત છે. પણ રાજાઓ કોઈ નાગરિક નથી હોતા, અને જ્યારે એક અધિકારનો એક બળિયાના બેનું સામે અમલ કરવામાં આવે, ત્યારે ઝઘડો ઉત્પન્ન થાય જ. વળી રાણા પ્રતાપ કાંઈ અહિંસાને વરેલો નહોતો, પણ લડાઈને ક્ષાત્રધર્મનું અંગ સમજતો હતો. આથી એમાંથી ખૂનખાર જંગ જામ્યો એમાં આશ્ચર્ય નથી.

પણ જ્યાં અસહકારનું હથિયાર સામાન્ય નાગરિકોએ વાપર્યું, ત્યાં પ્રત્યક્ષ ખૂનરેજીથી મુક્ત રહે એટલી મર્યાદામાં તે વપરાયું. મુસલમાનો તથા હરિજનોનો એક ભાગ જુદાં મતદારમંડળોની તથા પાકિસ્તાનની જે નવી માગણી કરી રહ્યો છે, તે ભારે નાસીપાસીને પરિણામે છે. ખુનામરકી કર્યા વિના સફળ અસહકાર જમાવવાની હિંદુઓમાં જે સહજશક્તિ રહેલી છે, તેની ધાસ્તીનું એ પરિણામ છે. એકબીજાથી અસ્પૃશ્ય બનીને રહે એવી સમાજરચનાની જરૂર હવે રહી નથી. હવે તો એકઠા થવાની જરૂર છે. પણ જૂનાં અભિમાન, અણગમા અને સાંકડી વૃત્તિઓ હજુ જતાં નથી, અને તેથી એકબીજા સાથે યોગ્ય સંબંધોમાં ગોઠવાવાનો માર્ગ શોધવામાં અંતરાયો ઊભા થાય છે. પણ આ વિષયાન્તર થશે.

અહીં એ પણ કહી દેવું જોઈએ કે, અસહયોગની આ બુદ્ધિ ઇસ્લામ, ખ્રિસ્તી કે શીખ વગેરે ધર્મોમાં દાખલ થવાથી પ્રજાએ ખોઈ નથી. હરિજનોમાં તો એ ભરપૂર છે. ઊલટું, એમ પણ કહી શકાય કે, પાકિસ્તાન, અછૂતસ્તાન વગેરેની ચળવળો હિંદુસમાજની 'વાડાવૃત્તિ'ને પચાવ્યાનું ચિહ્ન છે. જો હિંદુપણાનું એ જ આવશ્યક લક્ષણ હોય તો તેઓ હવે પૂરેપૂરા હિંદુ બની ગયા કહેવાય.

નવી પરિસ્થિતિને અનુકૂળ કરવા માટે એ શસ્ત્રને નવી રીતે સજવું ને યોજવું પડશે એ ખરું છે. અહિંસાના વધારે સુધરેલા સિદ્ધાન્તોને અનુસરી તેને શુદ્ધ પણ કરવું પડશે. અહીં મારો કહેવાનો આશય એટલો જ છે કે, આ શસ્ત્ર આપણને પરિચિત છે, અને એને યોજવાની આપણામાં લગભગ જન્મસિદ્ધ આવડત છે. આથી, માત્ર એ નીતિશાસ્ત્રના સુધરેલા સિદ્ધાન્તો રજૂ કરવા, અને એના વિધિનિષેધો બતાવવા એટલું જ આવશ્યક છે એ સમજાઈ જાય તો લોકો પોતાની સ્થાનિક પરિસ્થિતિ પ્રમાણે એને યોજવાની ઝીણી વીગતો પોતાની મેળે ગોઠવી લેશે.

આપણને અનુકૂળ એક બીજી હકીકત એ છે કે, આપણો દેશ કોઈ એક વેરાન પૃથ્વીખંડ નથી. પરદેશીની મદદ વિના આપણને જીવવું અશક્ય થાય એમ નથી. વીસમી સદીના છેલ્લામાં છેલ્લી ઢબના મોટા શહેરની સગવડો અને મોજમજાઓ ન ભોગવી શકાય તોયે, સામાન્ય સગવડથી રહેવું આપણે માટે અશક્ય નથી. યુરોપ-અમેરિકાના વેગ અને ભભકાથી ન વધી શકીએ, તોયે સ્થિર ડગલે આગળ વધતા રહેવા માટે આપણા દેશમાં પૂરતાં કુદરતી સાધનો, મજૂરો અને બુદ્ધિબળ છે. એટલું જ નહિ, પણ ભૂતકાળમાં આપણે કરતા હતા તેમ, જો સમાનભાવ અને મિત્રભાવથી માગણી કરવામાં આવે તો, હજુયે બીજી પ્રજાઓને પોતાના દેશને મર્યાદિત વેગે આગળ વધવામાં આપણે મદદ પણ કરી શકીએ. શ્રેષ્ઠપણાનો ગર્વ દેખાડતા કે હિંસાની ધમકી આપતા તેમનાથી ન માગણી કરાય; એક પ્રજા બીજી પ્રજાનો બન્નેના લાભાર્થે સહકાર શોધે એવો સરખો સંબંધ હોવો જોઈએ. અહિંસાત્મક અસહયોગનો અર્થ એવો નથી કે, બીજી પ્રજાઓથી વેગળા જ રહેવું; પણ બીજાઓ સાથે સ્વાભિમાનપૂર્વક જ સંબંધ બાંધવાનો એમાં અવશ્ય આગ્રહ છે. હાર સ્વીકારી લઈ, વિજેતામાં નિરુપાયે લીન થઈ જવાનો એ ઇન્કાર કરે છે. સ્વયંપૂર્ણતાનો કાર્યક્રમ જડ અને આકરા નથી. તે સદાયે બંધ બારણાવાળો કિલ્લો નથી; પણ તેના દરવાજા જરૂર મુજબ ઉઘાડ-બંધ કરી શકાય છે.

સાધારણ રીતે બળદ કે ઘોડાના વાહનમાં મુસાફરી થાય, સગડી કે ચૂલા પર પાણી ગરમ કરી સાધારણ આંતરો રાખી નાહવા મળે, અને દહાડામાં એક વાર છાપું મળે — એટલાથી જો આપણે સંતોષ પકડીએ, તો કેવળ આપણી જાતમહેનતથી આપણે દેશની પુનર્રચના કરવાની ખાતરી રાખી શકીએ પણ 'વૈજ્ઞાનિક સુધારાઓવાળા જીવન'ને વેગ સાથે દાખલ કરવાની આપણી નેમ હોય, તો બધીયે જાતના મૂંઝવનારા કોયડાઓ આપણી સામે આવવાના જ. સૈકાંઓની મહામહેનતે ધીમે ધીમે રચાયેલો અહિંસાપ્રધાન સંસ્કૃતિવાળો સમાજ જાતે જ અહિંસક રીતે એવી વેગભરી પુનર્રચના કરવામાં એક મોટો મૂંઝવનારો કોયડો બનશે.

મારા શબ્દોથી કોઈ ગેરસમજ ન કરે. મારું કહેવું એમ નથી કે, આધુનિક વિજ્ઞાન સામે અને તેની મદદથી શક્ય થનારાં ઉત્પત્તિ, ભોગ તથા કુદરતી સાધનોના ઉપયોગ સામે આપણે બારણાં જ વાસી દેવાં જોઈએ. મારું કહેવું એટલું જ છે કે, કુદરતના તથા યંત્રવિદ્યાના જ્ઞાનથી જે જે કાંઈ યાંત્રિક શોધ કે મજૂર ઘટાડનાર યુક્તિઓ સૂઝે, તે સર્વને વેગથી દાખલ કરવાની પેલછા આપણે છોડવી જોઈએ. એક નવીનતા દાખલ કરવાનું સમાજ પર શું પરિણામ આવે છે તે તપાસીએ; એથી લાભ જ થયો છે એવી ખાતરી કરી લઈએ; એથી ઉત્પન્ન થયેલી પરિસ્થિતિને ઘટતા ફેરફારો કરી પહોંચી વળીએ; અને પછી બીજી નવીનતાને વિચારીએ. પશ્ચિમના દેશો વિજ્ઞાનમાં એવા આંધળિયા વેગે પડ્યા છે કે લક્ષ્ય પર પહોંચ્યા પહેલાં જ ભટકાયા છે. અને એમ કરવામાં તેઓ એક બીજા સાથે એવા ગૂંચાઈ ગયા છે કે, કોના પર કોનું નિયંત્રણ છે તે ઠરાવવું પણ મુશ્કેલ છે. એ અટપટા યંત્રમાં આપણે ગૂંચાઈ જવાની જરૂર નથી. 'સુધરેલી દુનિયા' વિષેના તેમના ખ્યાલો બદલાય નહિ ત્યાં સુધી આપણે બને તેટલા દૂર રહેવામાં જ હિત છે. ૧૯મી કે ૧૨મીયે સદીમાં આપણે પડ્યા રહેલા ગણાઈએ તોયે સંતોષ રાખીએ. વિજ્ઞાનની છેલ્લી શોધવાળું, સિનેમાના ચિત્રને વેગે બદલાતું, ભોગમય, પણ ગૂંચવાયેલું અને હિંસક જીવન ગાળવા કરતાં, પૂરતાં ખોરાક, કપડાં અને

રહેઠાણ સાથે આપણે સાદું પણ નીરોગી અને ખડતલ દીર્ધાયુષ્ય ભોગવી શકીએ, તો તેમાં આપણું વધારે શ્રેય છે.

### મુશ્કેલીઓ

ઉપલી અનુકૂળતાઓની સામે કેટલીક પ્રતિકૂળ પરિસ્થિતિઓ પણ છે, તેનોયે વિચાર કરવો જોઈએ.

બહુ મોટી જનસંખ્યા જાતે જ કેટલીક અગવડો ઊભી કરે છે. છાપાંઓ પરથી આપણે જાણીએ છીએ કે, હિટલરે જે નાની નાની અને ખૂબ સુધરેલી પ્રજાઓ પર જીત મેળવી, તે પણ દેશદ્રોહી લોકોથી મુક્ત નહોતી. કોઈને લાગશે કે નીચેની સ્થિતિના અને બેકાર લોકો જ દેશદ્રોહી થતા હશે. પણ કમનસીબે તે ઘણી વાર આગેવાન મનાતા લોકોનોયે દુર્ગુણ હોય છે. આપણા જેવા વિશાળ દેશમાં તો જુદા જુદા વિચાર અને આદર્શો ધરાવનારા કેટલાયે પક્ષો છે, અને પરસ્પર અવિશ્વાસ તથા સત્તા અને નોકરીઓ માટે લોભ રહ્યાં છે. ત્યાં અહિંસક સંગઠન કરવાનું કામ નિર્વિઘ્ન તો ક્યાંથી હોઈ શકે? પણ એ પક્ષો તથા વર્ગો તો હિંસામાં માનવાવાળા હોઈ, અહિંસક ચના કરનારાઓના પ્રયત્નોને તેઓ હરાવવા ઇચ્છે ાાં નવાઈ ન લાગવી જોઈએ; એમની તો પહેલેથી ણતરી કરી જ લીધી હોય. પણ એમનાથીયે મોટું વેઘ્ન એ લોકો તરફથી થાય છે, જેઓ જાતે શસ્ત્રો ઉઠાવે હિ, છતાં પોતાના ખાનગી કે પક્ષના લાભ સારુ હેંસાવાદીઓ સાથે સહકાર કરે છે, અને અહિંસાની ારતોનું પાલન કરતા નથી. તે જ પ્રમાણે અહિંસામાં ાાનવાવાળા છતાં અલગ પડવા કરવાની વૃત્તિવાળા ાોકો પણ ગૂંચો ઊભી કરે છે. એમની અસહકારની અને વતંત્ર વિચાર કરવાની વૃત્તિ એવી અતિ તીવ્ર હોય છે , પોતાના જેવો ઉદ્દેશ ધરાવનારા લોકો સાથે પણ તેઓ રો સહકાર કરી શકતા નથી. પણ જેમ હિંસક સમાજ ાાટે, તેમ જ અહિંસક સમાજ માટેયે જરૂરી છે કે, એક ( બાજુના લોકોએ એક જ અવાજ કાઢવો જોઈએ, અને ોક દિલથી જ કામ કરવું જોઈએ. ભૂલો તો થાય; પણ ૂલ એટલે થોડું વધારે કષ્ટ અને સફળતામાં થોડી ઢીલ. ાણ દગો, ખટપટ, બુદ્ધિભેદ, ઝઘડા વગેરે તો સફળતાને ૫શક્ય જ કરી મૂકે છે, અને ક્યારેક તો જીતનેયે હારમાં રવી દે છે.

દેશના આપણે બે ભાગ સમજીએ: હિંસાના પાયા પર દેશનું સંગઠન કરવા ઇચ્છનારા; અને સિદ્ધાંત રૂપે અથવા અનિવાર્ય સંયોગ સમજીને અહિંસાને સ્વીકારી, તેના પાયા પર દેશનું સંગઠન કરવા ઇચ્છનારા. બન્નેને પોતપોતાના ખાસ નિયમો, નિષ્ઠા અને કાર્યક્રમ હોવાના તેનો અમલ કરવામાં જેટલી કચાશ રહેશે તેટલે અંશે મુસીબતો અને હારનો સંભવ વધારે થશે બળવાન વિરોધીનો સામનો કરવા માટે જ્યારે કોઈ સંગઠન કરતા હોઈએ, ત્યારે કાંઈક કડણ ફરજ બજાવવાનું, કંઈક ત્યાગ કરવાનું, કોઈક અંગત અભિપ્રાય ગૌણ કરવાનું, કે કોઈક સ્વતંત્રતા જતી કરવાનું રહેશે જ. હિંસક સંગઠનમાં આવી બાબતોમાં ફરજિયાત આજ્ઞાપાલન કરાવી લેવા માટે બળાત્કાર (દંડ, સજા) કરવાનો અધિકાર પણ આપવામાં આવે છે. અહિંસામાં વધારેમાં વધારે દંડ એટલો જ કરી શકાય કે, આજ્ઞા તોડનારને સંસ્થામાંથી કાઢી મૂકવો. પણ કાઢી મૂકવાથી કાંઈ મુશ્કેલીનો અંત આવતો નથી. કોંગ્રેસે જ્યાં જ્યાં એ પગલું લીધું ત્યાં જે થયું તે પરથી એમ પણ કહી શકાય કે એથી મુશ્કેલી વધે પણ ખરી. એટલે કે, એ માર્ગ લેવો પડે તોયે યાદ રાખવું જોઈએ કે, એ પોતાના જ શરીરના એક અવયવને કાપ્યા બરાબર છે, અને તેટલે અંશે તે સંસ્થાને તે એક આપત્તિનો જ પ્રસંગ છે. આથી આજ્ઞા તોડનારની બુદ્ધિ અને હૃદય ભાવનાને જાગ્રત કરવાના સર્વે પ્રયત્ન નિષ્ફળ નીવડે અને તેની અવગણના કરવામાં જોખમ હોય, ત્યારે જ એ ઉપાય લેવો જોઈએ. આથી, જેઓ અહિંસાત્મક પ્રતીકારને સફળ કરવા ઇચ્છતા હોય તેમણે બધી મહત્ત્વની રાષ્ટ્રીય બાબતોમાં પોતાના પસંદ કરેલા એક નાનકડા આગેવાન મંડળની આજ્ઞાઓને સ્વીકારવા કબૂલ થવું જોઈએ. એક જ વસ્તુની લોકોએ પૂરેપૂરી ખાતરી કરી લેવી: તે એ કે, આગેવાનો વ્યવહારકુશળ, ચારિત્રવાન અને પ્રામાણિક છે, અને તેમની દેશભક્તિ પર શંકા લેવાય એવું નથી.

આવી આજ્ઞાધીનતા આવશ્યક જ છે. પણ એ પ્રાપ્ત કરવી બહુ મુશ્કેલ થાય એવો સંભવ છે. આપણામાં સ્વભાવથી વસતી અસહયોગવૃત્તિને પરિણામે ખુલ્લો આજ્ઞાભંગ ન કરતાંયે, આડકતરાં વિઘ્નોઉત્પન્ન કરવાનાયે માર્ગો લઈ શકાય. તેમની આજ્ઞા સામે અવાજ ન ઉઠાવવામાં આવે, આજ્ઞા પાળવાનો ઇનકાર ન કરવામાં આવે, અહિંસાના આગેવાનો કે અનુયાયીઓની કોઈ રીતે કનડગત પણ ન કરવામાં આવે, પણ તેમની સલાહ તથા સૂચનાઓ પર ધ્યાન જ ન આપે એટલે થયું. 'તુમ બકતા હૈ, હમ સુનતા હૈ.' આવા સંદેશા અસહયોગથી આપણા લોકો સારી પેઠે વાકેફગાર છે. સ્થાનિક સ્વરાજ્ય સંસ્થાઓ અને રચનાત્મક કાર્ય કરનારાઓને લોકોના આવા ક્રિયાહીન અસહકારનો પુષ્કળ અનુભવ મળે છે. એમ કેવળ અજ્ઞાન, નિરક્ષરતા કે આળસને લીધે થતું નથી; પણ ઇરાદાપૂર્વક થાય છે જાહેર સંસ્થાનાં કાર્યો પ્રત્યે નાપસંદગી બતાવવાની એક પ્રકારની એ મૂગી રીત છે. વીજળીને રબરના પડોમાંથી પસાર થવું કઠણ છે, પણ તેથીયે વધારે કઠણ લોકોનો આવો અસહયોગ હોય તો અહિંસક સંગઠન કરવાનું કામ છે.

પણ આ મુશ્કેલીઓનોયે સામનો કરવો જ રહ્યો.

## ૯

## હિંસક તથા અહિંસક લડતનાં સમાન અંગો

હિંસક તથા અહિંસક લડતમાં કેટલાંક અંગો સરખાં જ હોય છે. દા. ત.—

લડતની તીવ્રતા અને ક્ષેત્રના વિસ્તારના પ્રમાણમાં ઓછેવત્તે અંશે બન્નેમાં સમાજના નિત્ય જીવનમાં અવ્યવસ્થા, અગવડ, ટંચાઈ (અછત), સગાંસંબંધીઓનો વિયોગ, વધારે ખર્ચ, ઔદ્યોગિક નુકસાન, નફાનો ઘટાડો, રાજીખુશીના કે કાયદેસર લાગા, જાનમાલનું જોખમ, કામનો વધુ બોજો, ટેવ ન હોય તેવી ફરજોની બજાવણી વગેરે વગેરે સહન કરવાં પડે.

વળી, મરણ, રિબામણી, મૂલ્યવાન સંપત્તિના નાશ કે હરણ અને, સ્ત્રીઓને અત્યાચાર — આવાં જોખમ પણ હિંસક તેમ જ અહિંસક બન્ને લડાઈઓમાં ઉઠાવવાં પડે.

પણ, જરા વિચારતાં જ સમજી શકાશે કે, બન્ને બાજુ હિંસા જ હોય તે કરતાં એક જ બાજુ હિંસા અને બીજી બાજુ અહિંસક પ્રતીકાર હોય, તો આ બધા જોખમોનું પ્રમાણ બન્ને બાજુ પર ઓછું થાય. જ્યારે હુમલો કરનાર એમ જાણતો હોય કે વિરોધી પાસે લડવા માટે બંદૂકોયે નથી, તો તેણે વધારેમાં વધારે એટલા જ રણગાડાં, લડાઈનાં વિમાન, આરમાર, બૉંબ વગેરે બનાવવા કે લાવવાની જરૂર રહે, જેટલાં અહિંસક પ્રજા પર દહેશત બેસાડવાની ગણતરીથી વાપરવાની એને જરૂર ભાસે. હિંસાનાં સાધનોથી અરક્ષિત પ્રજાનો એ સમૂળગો સંહાર કરવા ઇચ્છે, અને તે સંહાર પોતાની આંખે જોવાની અકળામણ ન ભોગવવી પડે તે માટે, પોતાના શિકારની સામેસામે તે આવવા ન માગતો હોય, તોયે જેટલા પ્રમાણમાં એને આજે યાંત્રિક સેના વાપરવી પડે છે તેટલી નહિ વાપરવી પડે. હિંદુસ્તાનની તથા અમેરિકાની રાની પ્રજાઓની જેવી સ્થિતિ થઈ છે, તેવી તે આખી અહિંસક પ્રજાની કરી મૂકે, એવો ડર લાગવા સંભવ છે. પણ નિષ્ફળ હિંસક વિરોધ કરતાં અહિંસક વિરોધથી શું આ વધારે પ્રમાણમાં થઈ શકે? હિંસાથી વિજય મેળવવો હોય તો શત્રુ કરે તે કરતાં આપણે વધારે ભયંકર હિંસા કરવી જોઈએ. અધકચરી કે અસર વિનાની હિંસાથી કંઈ વળી શકે નહિ. અહિંસા, જો સફળ થાય તો, માનવપરિવારની એક બીજી શાખા સાથે તમારો શાંતિ તથા પ્રેમનો સંબંધ સ્થપાય; જો તે અસરકારક ન થાય અને અર્ધે રસ્તે ગયા પછી તમારી હિંમત ભાંગી પડે, તોયે ૧૯૧૮માં જર્મનીને કે ૧૯૪૦માં ફ્રાન્સને જે નામોશી ભોગવવી પડી, તેથી વધારે બૂરા હાલ થાય નહિ.

એટલે કે, અહિંસક લડતને પણ હિંસક લડત જેવાં જ જોખમો તો ઉઠાવવાં પડે. હિંસામાં સામાને હરાવવા ક્રૂર બહાદુરીની જરૂર પડે છે; અહિંસામાં સામો હાથ ઉગામ્યા વિના જોખમનો સામનો કરવાની ઠંડી બહાદુરી જોઈએ છે. શસ્ત્રધારી સિપાઈની ક્રૂર બહાદુરીની પાછળ લડતનાં જોખમોથી બને તો બચી જવાની વૃત્તિ રહે છે. એ કેવળ મારક વૃત્તિ નથી હોતી. પણ મારક અને આત્મરક્ષક (જાત બચાવવી) બન્ને જાતની હોય છે. ઠંડી બહાદુરીમાં જોખમથી છટકવાનો તો પ્રયત્ન જ ન હોય, અને તેથી બચવાની વૃત્તિનો સવાલ જ ન હોય. અને મારકવૃત્તિ તો અર્થાત્ જ ન હોઈ શકે. મધ્યયુગમાં પોતાની નિર્દોષિતા સિદ્ધ કરવા માટે જેવી દિવ્ય કસોટીઓ (લોઢાનો તપ્ત ગોળો ઉપાડવો ઇત્યાદી) લેવામાં આવતી, તેની જોડે એ પ્રસંગ સરખાવી શકાય.

વળી, લડતની તૈયારી રૂપે તેમ જ લડત દરમ્યાન, હિંસા તેમ જ અહિંસા બન્નેમાં વેગભર્યા રચનાત્મક કાર્યક્રમની પણ સરખી જ જરૂરિયાત પડે છે. વિનોબાજીએ એક લેખમાં કહ્યા પ્રમાણે —

"યુરોપની લડાઈ હિંસક સાધનોથી હિંસક ધ્યેયોની સિદ્ધિ માટે છે. આપણી લડાઈ અહિંસક સાધનોથી અહિંસક ધ્યેયની સિદ્ધિ માટે છે. આમ બન્નેમાં ઘણો ફરક છે. છતાં યુરોપની લડાઈમાંથી આપણે ઘણું શીખવા જેવું છે. લડાઈ લડવાનાં સાધનો ગમે તે હોય, પણ આધુનિક લડાઈ એટલે પ્રજાના સામુદાયિક અને સર્વાંગી સહયોગનો કોઈ ને કોઈ એક પ્રચંડ પ્રયત્ન હોય છે એમ કહી શકાય. એ પ્રયત્નનું પરિણામ સંહાર કરવાનું અને, માની લઈએ કે, ધ્યેય પણ તેવું જ હોવા છતાં, તે પ્રયત્ન જાતે લગભગ સંપૂર્ણપણે રચનાત્મક જ હોય છે. કહેવાય છે કે જર્મનીએ લગભગ ૭૦ લાખનું સૈન્ય લડાઈમાં ઉતાર્યું છે. આઠ કરોડની વસ્તીમાંથી આવું મોટું લશ્કર ઊભું કરવું, તેને પરિણામકારક બનાવવા તેટલા જ મોટા પાયા પર હથિયાર, દારૂગોળો, તથા સાધનસામગ્રી તૈયાર કરવાં, દેશના શરીરદૃષ્ટિએ લાયકમાં લાયક માણસોને લશ્કરમાં ભરી લીધા બાદ, બાકીના ભાગની મદદથી દેશનો નિત્યનો કારભાર ચલાવ્યા કરવો; વળી ધનની નદીનો પ્રવાહ અતૂટ રહે તે માટે દેશના ઉદ્યોગધંધા પણ બને તેટલા ચાલતા રાખવા, કૉલેજો બંધ કરી નાંખવી, તથા રાષ્ટ્રના મુખ્ય ઉદ્યોગોને રાષ્ટ્રીય માલકીના બનાવી દેવા,—આ બધું, જેમ વિશ્વરૂપદર્શનમાં વિરાટને અનેક આંખ, કાન, મોં, હાથ, પગ વગેરે અવયવો દેખાડવામાં આવે છે, પણ હૃદય તો એક જ ચીતરવામાં આવે છે તેમ, એક એવો વિશાળ અને સર્વવ્યાપી રચનાત્મક કાર્યક્રમ છે કે એની પાછળ સંહાર રહ્યો હોવા છતાં, તેમાંથી આપણને ઘણું શીખવાનું મળે છે."

(ચાલુ)

કિ૦ ઘ૦ મશરૂવાળા

# નવી દુનિયા અને ધર્મ

જોઈ શકનારા તો ઈ. સ. ૧૯૧૮–૧૯ના જોતા હતા કે, ચાલુ દુનિયાનું ગાડું લાંબું નહિ નભે. બીજા યુદ્ધે આવીને આખા યુરોપની આંખ ઉઘાડી દીધી છે. આંધળાનાં પણ પડળ ખૂલી જાય, એવો જ્વલંત ઝગઝગારો નાશને પ્રત્યક્ષ કરાવી રહ્યો છે. એટલે નવી દુનિયાના નુસખા પણ વિચારાવા લાગ્યા છે.

૧૯૧૪–૧૮ ના મહાયુદ્ધ વેળા પણ નવી દુનિયા રચવાના મનોરથો નહોતા સેવાયા એમ નથી. પરંતુ, જેમ અવતારો ઉપર અવતારો અને પેગંબરો ઉપર પેગંબરો આવી ગયા છતાં, દુનિયા લગભગ ચસ્યા વગર સ્વસ્થાને રહી ચાલ્યા કરે છે, તેમ જ નવી દુનિયા રચનારાઓ છતાં, દુનિયા ફરી ફરી યુદ્ધમાં જ થઈને ઝંપલાય છે.

એટલે હિંદમાં દુકાળની પેઠે યુરોપમાં ને જગતમાં યુદ્ધની દશા થઈ છે. તેથી ભૂખ અને શસ્ત્રથી થતો માનવસંહાર, કોઈને ન ગમવા છતાં, પોતે પોતાની રીતિએ ચાલ્યા કરે છે.

નવી દુનિયાને રચવા માટેના વિચારાતા યુરોપીય નુસખામાંનો એક હમણાં વાંચ્યો. તે સૂચવનાર એક પાદરી* છે. આ યુરોપીય નુસખાઓનું એક લક્ષણ સર્વસામાન્ય હોય એમ લાગે છે. તે એ કે, એમની માયા અને વિચારસૃષ્ટિમાં દુનિયા એટલે યુરોપ! યુરોપની નવરચના એટલે દુનિયાની નવરચના, એમ જ એ લોકને લાગે છે. આજકાલ અમેરિકાને કાંઈક ગણવા લાગ્યા છે; બાકી તેમને મન એ નવી દુનિયા હતી. અને નવી દુનિયા જૂની દુનિયા એટલે કે યુરોપથી આગળ તો કેમ જ જઈ શકે? પણ હવે જૂની દુનિયામાં ભારે નવાજૂની થવા લાગી છે, એટલે નવી દુનિયા–અમેરિકાના ભાવ તેજ થયા છે. પરંતુ અમેરિકા દૂર છે, તેથી તે આ યુરોપીય નુસખાની અંદર પણ દૂર રહે છે. પરંતુ એશિયા આફ્રિકા પણ એમની દુનિયામાં લેખામાં નથી, એ એક સામાન્ય લક્ષણ છે. અથવા, લેખામાં નથી એમ કેમ કહેવાય? એથેન્સના ગુલામો શું તે નગરરાજમાં લેખામાં નહોતા? એમના પરસેવા પર તો એ રાજ નભતું હતું. એશિયા આફ્રિકાના બધા કાળા, ઘઉંવર્ણા કે પીળા લોકના ખંડો પણ એવી કદર તો આ નવરચનામાં પામે જ છે.

અને આ પ્રકારે રાજપુરુષો અને મુત્સદ્દીઓ જ વિચારે છે, એમ નથી. આ ભલા બિશપ પણ એમની ચોપડીમાં એમ જ વર્તે છે. અરે, એ તો ઊલટા એમ લખે છે કે, ખ્રિસ્તી સંપ્રદાયો અનેક છે એ સારું નથી, એનું એક કારણ તો એ છે કે, નવા પ્રદેશો (એટલે કે હિંદ, ચીન અને આફ્રિકા) સાથે જ્યારે ખ્રિસ્તી ધર્મસંઘો સંપર્કમાં આવે ત્યારે તેમણે એકતાની છાપ પાડવી જોઈએ; એ સંઘોને તેઓ જો માંહોમાંહે ખટખટતા જુએ, તો તેની અસર સારી ન પડે!

પરંતુ, આ બિશપ સાહેબે આ ચિંતા કરવાની જરૂર નથી, કારણ કે સંઘોના એ ખટખટાટના પ્રતીક[1] પડઘા રૂપ અથવા સ્વતંત્ર ખટખટાટ તરીકે, યુરોપ માંહોમાંહે જે યાદવી જમાવે છે, એની અસર તો પૂર્વ પર પડે જ છે. અને પૂર્વ એ ઉપરથી એ પણ સમજી લે છે કે, આ ખ્રિસ્તી સંઘોનું એ યાદવી આગળ કશું ચાલતું નથી. અને બિશપ સાહેબ એ જ આ ચોપડીમાં કહે છે. તે કહે છે કે, યુરોપની નવરચના ખ્રિસ્તી ધર્મની પુનઃપ્રતિષ્ઠા વગર શક્ય નથી. એ સાહેબ, સાચી ધર્મભાવના વગર શક્ય નથી, એમ કહેત તો જગતના ઘણા વિચારવંત માણસો એમને સહમત થાત.[1] પરંતુ એ તો સ્પષ્ટ

*Christianity & World Order—ખ્રિસ્તી ધર્મ અને નવી દુનિયા—લે૦ ચિચેસ્ટરના બિશપ.

૧. જેમ કે, ગાંધીજીના એક લેખમાં હમણાં નીચે મુજબ વાંચ્યું:—

'આજની કાળની દુનિયામાં હું ગરીબાઈ નથી જોતો, દુઃખ નથી જોતો, શાંતિ નથી જોતો, ખૂનરેજી નથી જોતો તે દુનિયામાં, ભૂતકાળમાં હતી હતી તેના કરતાં, વધારે ગોઢી અને ઊંડી ઈશ્વરશ્રદ્ધા હશે. એક વિશાળ અર્થમાં, જગતની હસ્તી જ ધર્મ ઉપર છે. તેને ઉખેડવાના બધા પ્રયત્નો વ્યર્થ જશે."

પરંતુ આ ધર્મ તે ખ્રિસ્તી કે તેવા ખાસ લેબલવાળો નહિ.

કહે છે કે, ધર્મભાવના એટલે ખ્રિસ્તી ધર્મભાવના, કે ઈશુ જેના આદિપુરુષ છે, જેમનો જન્મ દિવ્ય છે, જેમનું ઘોરમાંથી પુનર્જીવન થયું છે, જેમનો ધર્મસંઘ ઈશ્વરી છે.

અને આટલે જ અટકતા નથી. તે ભોળા બિશપ લખે છે કે, આ ધર્મભાવના સાર્વભૌમ છે અથવા થઈ શકે. અને જણાવે છે કે, એ ભાવના સાર્વભૌમ કરવી જોઈએ. એને* સારુ સમગ્ર મિશનરી પ્રવૃત્તિ સંગઠિત થવી જોઈએ. એટલું જ નહિ, પુસ્તકના અંતના એક પ્રકરણમાં મિશનરી પ્રવૃત્તિના આંકડા ગણે છે, ત્યારે તો એમ જ લાગે છે કે, આ વેપારી યુરોપના લોક ધર્મનો પાક પણ રૂપિયા પેઠે જ મૂલવતા લાગે છે! સાચે જ, યુરોપ પર અર્થશાસ્ત્રનો પ્રભાવ ઘણો ઊંડો પહોંચ્યો છે.

પણ એ રસ્તે યુદ્ધનો કે દુનિયાના દરદનો ઉકેલ નથી, એ આજ કોણ કોને સમજાવે? કારણ કે, જેમ આ ભોળા બિશપ પોતાના ધર્મને માટે દાવો કરીને કહે છે, તેમ જ બીજા સૌ ધર્મીઓ પણ કહી શકે. એટલે, એમની આ ચોપડીમાં ખ્રિસ્તી ધર્મને બદલે બીજો કોઈ પણ મિશનરી ધર્મ મૂકી દઈએ, અને આખું વાંચીએ, તોપણ તે લખાણ ખોટું ન પડે; કારણ કે, ધર્મમાત્રની મૂળ વસ્તુ જો આખું જગત ગ્રીશે, તો કજિયો પતે. પણ એ દિન કહીં? અરે, મિશનરી ધર્મો એ પણ હજી શીખતા નથી કે, ધર્માંતર કરવા મથવું એ આજના જગતમાં અધાર્મિકવત્ થઈ પડે છે. પરંતુ સેમેટિક ધર્મો ધર્માંતરને પોતાનું એક અવિભાજ્ય અંગ ગણે છે. અને એ જ પરંપરામાં ઊછરેલા પશ્ચિમના દેશોમાં આજે જે અનેક વાદોને નામે નવા નવા મિશનરી જોશના પાર્થિવ ધર્મો જ નીપજ્યા છે, તેઓ પણ આખી દુનિયાને પોતપોતાના ધર્મમાં વટાળવા માગે છે, અને જરૂર હોય તો પશુબળ વાપરીને. રશિયા એનો વાદ જગમાં વ્યાપે એમ તાકે; જર્મની, જાપાન ને ઇટાલી એનો વાદ વ્યપાડવા તાકે; ઇંગ્લંડ એનો વાદ વ્યાપે એમ ઇચ્છે. એ વાદોએ જે જે વાડી-વજીફા જગતમાં રચ્યા છે — જેને સામ્રાજ્ય કહેવામાં આવે છે — તે પોતાના અક્ષત રહે, અને લાગ હોય તો ફાલે ફૂલે, એમ પણ સૌ તાકે છે. તેમાંથી યુદ્ધો જામે છે, અને આપણે જોઈએ છીએ કે, એ યુદ્ધોની આસપાસ જૂનાં ધર્મયુદ્ધો જેવું વાતાવરણ જમાવવા જોસભેર પ્રચાર કરવામાં આવે છે. ચિચેસ્ટરના બિશપ સાહેબ આ જોતા નથી. નહિ તો તે ખ્રિસ્તી ધર્મને નામે ઝુંબેશ ઉપાડી નવી દુનિયા રચવા ન તાકત.

નવાઈ છે કે, એમના જેવા વિદ્વાન અને જેને 'ઉદાર શિક્ષણ' કહેવામાં આવે છે એવું પામેલા સજ્જન, સામેનો માણસ એ વિશે શું ધારશે તે સમજતા નથી, કલ્પી શકતા નથી, અરે એ વિશે કલ્પવા જરૂર સરખી જોતા નથી! નહિ તો એમને હિંદ શું કહે છે તે ખ્યાલમાં આવત. અરે, ગાંધીજીએ આજ અનેક વર્ષોથી એમના આખા ધર્મને અને ધાર્મિકતાને જે પડકાર કર્યો છે, એ પણ એમને કાને જ જાણે પડ્યો નથી! કે પછી આંખ આડા કાન કરવામાં જ ડહાપણ માન્યું હોય તો જુદી વાત. ગાંધીજીએ કહ્યું કે, ધર્માંતર કરાવનારાં ધંધાદારી મિશનો ન હોય; સેવાનાં મિશનો હોય; કેમ કે ધર્મ એ આત્માનો આવિર્ભાવ છે; તેમાં ક્ષુલ્લક અને અભિમાની કાળા માથાનો માનવી શું કરી શકે? ફૂલની સુવાસની જેમ તે પોતાના જીવનની સુવાસથી જ જે કરે તે કરે; અને તે ખરો ધર્મિષ્ઠ હોય તો તેણે તેમ જ વર્તવું જોઈએ. નવી દુનિયા જો સ્થાપવી હોય તો ધર્મપ્રચાર — કોઈ પણ પ્રકારના આદર્શનો પ્રચાર, કોઈ પણ વિચારનો પ્રચાર કરવા માટે, ગાંધીજીની આ વસ્તુ પહેલી યાદ રાખવી જોઈશે. આ બિશપ સાહેબ તો ઊલટી જ વાત બમણા જોરથી કહે છે!

* આ પુસ્તકમાં તે લખે છે: 'ખ્રિસ્તી ધર્મ આખા જગતમાં પ્રસરે એ માનવજાતના ભવિષ્યને માટે અતિ જરૂરી છે. સામ્યવાદ, સંહતિવાદ, અને અનેક પ્રકારના પાર્થિવ વાદોની નવી હિલચાલો જે શરૂ થઈ છે, તે બધી ધર્માભાસ છે; માનવજીવનમાં રહેલા ઉત્તમોત્તમ આધ્યાત્મિક ગુણોનો નાશ કરવાનો ભય તેમના તરફથી રહે છે. એવાના પાયા ઉપર સાચી નવી દુનિયા ન રચી શકાય. તે ઈશ્વરને ઇન્કારે છે. માનવવ્યક્તિત્વની સર્વોત્તમ કીમતી ચીજનો તે છેદ ઉડાડી દે છે. સંસ્કૃતિના તે ઘાતક છે. માત્ર ખ્રિસ્તી ધર્મ જ માણસને તેની સાચી ગતિ બતાવે છે અને જીવનની સાચી પૂર્ણતા માણવા શક્તિમાન કરે છે.'

અમુક શરતે હિંસ્ર યુદ્ધમાં ભાગ લેવામાં ખ્રિસ્તી ધર્મને વાંધો નથી, એમ એ જણાવે છે; અને યુદ્ધ અને ઈશુના ધર્મને વિરોધ જ છે, એ એક પક્ષ જ છે એમ એ ગણાવે છે. પોતે એ પક્ષના નથી.

બિશપ સાહેબની નવી રચનામાં આ ઉપરાંત બીજી વાતો છે તે એમની ખાસ નથી, એટલે અહીં છોડીએ. એમની ખાસ વાત તો એ છે કે, ખ્રિસ્તી ધર્મના પાયા ઉપર જ નવી રચના શક્ય છે ને તો જ ઉગારો છે; આજનો યુગ ઈશ્વરહીન નાસ્તિક થયો છે; ધર્મને ત્યજી તેણે પાર્થિવ સુખવાદોને તેને સ્થાને ઓઢવી દીધા છે. આ દૂર થવું જોઈએ, તો જ યુરોપમાં સુખ છે. તે અર્થે બધા ખ્રિસ્તી સંઘો કમર કસે, સંગઠિત થાય, અને આગળ ધસે, એમ એમની હાકલ છે.

એમાં સર્વધર્મસમભાવી માણસ એટલું જ કહે, આ ધર્મ તે ખ્રિસ્તી નહિ, પણ માનવમાત્રને સર્વસાધારણ એવો સાચો માનવ હૃદયધર્મ છે, કે જેનાં મૂળભૂત સત્ય સૌ ધર્મોમાંથી મળે એમ છે. દુઃખ જ એટલું છે કે, જગત ધર્મ પાળતું નથી, અથવા પાળે છે તો એક જ અને તે લોભનો, સ્વાર્થનો, દ્વેષનો. એમાં ફેરફાર શી રીતે થાય? ઈશ્વરના જગતમાં એના બે માર્ગ દેખાય છેઃ સમજ-ભેર સુધરી જવાનો માનવ માર્ગ, અથવા પછી, અસત્ય અને અસમજનાં દુઃખો અને મૂંઝવણોથી ખુવારી દ્વારા શીખવાનો શેતાની માર્ગ. પ્રેમભક્તિ અને દ્વેષભક્તિની જેમ ઈશ્વરની સૃષ્ટિમાં સુધારાના પણ આવા બે માર્ગો હશે?. આજે યુરોપી જગત બીજા માર્ગે ચડેલું લાગે છે. ભલા બિશપનો ધારો પહેલે માર્ગે વાળવાનો છે. આ ચોપડીમાં ભારોભાર ભરેલાં તેમનાં યુરોપ-મર્યાદિત સંકુચિત દૃષ્ટિ અને ક્ષુદ્ર ધર્માભિમાન બાદ કરીએ, તો તે આજના જગતને માટે દુઃખનું એક સારું નિદાન કહે છે કે, આપણે ધર્મને[1] — આપણા સાચા માનવાત્માને કોરે દીધો છેઃ તેમાંથી મુક્ત થયા વગર નવી દુનિયા, જેવી સ્વસ્થ, શાંત અને સુવ્યવસ્થિત તથા સુખી ચાહીએ છીએ, તેવી નથી જન્મવાની, તો મળવાની તો ક્યાંથી જ? ઇંગ્લન્ડના એક વિદ્વાન પાદરીની આજને કાળે કેવી મનોદશા છે તે સમજવા ઇચ્છે તેણે આ અંગ્રેજી ચોપડી જોવા જેવી છે.

મગનભાઈ દેસાઈ

---

૧. તે લખે છેઃ 'યુરોપને આજે જે કરુણ દશા લાધી છે તે આખરે જોતાં, ઈશ્વરનો ઇન્કાર કરવાને લઈને છે.' અને ત્યારે શું કરવું જોઈએ? — એના ઉત્તરમાં કહે છે, 'જીવનપલટો કરો. ખ્રિસ્તી જલદીક્ષા લો.' એમને મન, 'ખ્રિસ્તી ધર્મ' અનેક નીતિધર્મોમાં કે અનેક પંથોમાં એક છે, એમ નથી. એ તો સર્વમાં ઉપરી એવો નિરપેક્ષ ધર્મ છે.' યુરોપમાં જો કશું ખાસ નડતું હોય તો આ પ્રકારનું તેનું અભિમાન છે, જે જીવનનાં બધાં ક્ષેત્રોમાં વ્યાપ્યું છે — માત્ર ધર્મમાં નહિ. દુઃખ એ છે કે, આ પાદરી સાહેબ પણ તેનાથી મુક્ત નથી.

આધુનિક (જગતના) પ્રશ્નની ગંભીરતા એ બાબતમાં રહેલી છે કે, અર્વાચીન જગતમાં આર્થિક બળોને દોરવાનું અને તેમના ઉપર કાબૂ રાખવાનું થઈ શકવાથી સમાજના જીવનનું સંગઠન વધારે ને વધારે કરી શકાય છે; અને એની જ સાથોસાથ એમ બને છે કે, મનુષ્ય જાતના વિચારો અને જીવન વધુ ને વધુ આ લોકનાં-પાર્થિવ થતાં જાય છે.

ડૉ. ઑલ્ડહેમ

# આ૰ કૃપાલાનીજીનું 'તાજેતરનું ઘેલું'

પાયાની કેળવણી અથવા વર્ધા શિક્ષણને 'તાજેતરનું ઘેલું' એવું મજાકી છતાં આકર્ષક નામ આપીને, આચાર્ય કૃપાલાનીએ તે શિક્ષણના સિદ્ધાંતો સમજાવતી એક નાની ચોપડી અંગ્રેજીમાં લખી છે. તેને પ્રસિદ્ધ થયે આજ બે વર્ષ થાય છે ગુજરાતી વાચકોના લાભ માટે એ ટુકડે ટુકડે આ માસિકમાં ઉતારવાનો વિચાર છે. આ તેનો પહેલો હપતો છે.

આ લેખમાળામાં તે આખી ચોપડીનું અક્ષરશઃ ભાષાંતર કરવાની ધારણા નથી; પરંતુ તેના મુખ્ય વસ્તુને કહેવા સારુ, જરૂર લાગશે ત્યાં, ટૂંકાવી લેવાની પણ છૂટ લેવામાં વાંધો નહિ મનાય.

૧

ગાંધીજીએ આ ચોપડીનું આદિવચન લખ્યું છે. તે ઉપરથી વાચક આ ચોપડીની જરૂરિયાત અને કિંમત સમજી શકશે :

'આ ચોપડી હું અથેતિ જોઈ ગયો છું. અનુભવમાં આવતી એક ઊણપ તેનાથી પુરાશે. જેને મારું 'તાજેતરનું ઘેલું' કહેવામાં આવ્યું છે,— ને તેય વળી કેળવણીના ક્ષેત્રમાં !— તે વિષે જિજ્ઞાસુઓને જે અનેક શંકાઓ પજવે છે, તે બધીનો જવાબ આપવાનો આ ચોપડીમાં પ્રયત્ન છે. આ૰ કૃપાલાનીએ ઘણાં વરસ કેળવણીકાર તરીકે કાઢયાં છે; એમણે આ પાનાંમાં એ બતાવવા પ્રયત્ન કર્યો છે કે, આ 'ઘેલા'નું તળિયું બરોબર સાબૂત છે.'

કૃપાલાનીજીની એક બીજી ચોપડીના આમુખમાં ગાંધીજીએ એમની શૈલી વિષે લખ્યું છે, તે પણ અહીં યાદ દેવા જેવું છે :

'આ૰ કૃપાલાનીની વિચારશૈલીમાં અને એમની કલમમાં કંઈક નોખાપણું છે, એ તુરત કળાઈ જાય છે. એને જાણનાર તુરત કહી દેશે કે, અમુક લખાણ એમનું જ છે.'

આ શૈલીનો પરિચય વાચકને આ ચોપડીમાં પણ ભારોભાર મળશે. દેશના શિક્ષિત સમાજમાં કૃપાલાનીજી ગાંધી-ફિલસૂફીના એક પ્રખર મીમાંસક અને અર્થકાર ગણાય છે. સમાજવાદી મંડળો તો, એક રીતે કહીએ તો, એમનાથી ડરે છે, કેમ કે એમની જ પરિભાષામાં એમનાં તત્ત્વોનું ખંડન અને ગાંધી-તત્ત્વોનું મંડન તે કરી આપે છે. અને કેળવણી તો એમનો ધંધો રહ્યો. તેના પ્રતીકરૂપ 'આચાર્ય' વિશેષણ દેશે તેથી જ એમને હમેશનું જોડી આપ્યું છે. આ પુસ્તક આચાર્યજીની એ બેવડી હેસિયતથી લખાયેલું છે. પરંતુ તે વિષે તે પોતે પુસ્તકની પ્રસ્તાવનામાં કહે છે એ જ જોઈએ.

૨

'હિન્દુસ્તાની તાલીમી સંઘના માસિક માટે મારે એક લેખ લખવો પડેલો, તેમાંથી આ ચોપડીની ઉત્પત્તિ છે. માસિક-સમિતિનાં મંત્રી શ્રી. આશાદેવીએ મારી પાસે લેખ માગ્યો; અને મારો નનૈયો તે સ્વીકારે જ નહીં. મારે કામ છે એ દલીલ તો બાજુએ જ કરવામાં આવી. હું લેખક નથી એ દલીલની પણ કાંઈ અસર ન થઈ. જે કામને માટે જરૂરી શક્તિ ન હોય તે માથે લેવું પડે, એના કરતાં કશી વધારે નાગમતી બીજી ચીજ મને, અંગત પૂછો તો, લાગતી નથી. કુટેવોમાં લેખનની કુટેવ મને પડી નથી. મને એની હથોટી નથી. ચિત્ર, સંગીત ને કાવ્યની પેઠે લેખન એક લલિત કળા છે, એમ હું માનનારો છું. કળાકાર જે સામગ્રી વાપરે છે તેમાં શબ્દો સૌથી વધારે કીમતી છે. આ સુંદર સામગ્રી વાપરી જાણવાની જેનામાં શક્તિ નથી, તેણે તેને ના અડવું જોઈએ. હું એમ માનું છું કે, બીજી કળાઓની જેમ ઉત્તમ લેખનકાર્ય પણ, જેમને તેને માટેની કાંઈ કે સ્વાભાવિક શક્તિ હોય, તેઓ કરી શકે. એ એવું કામ નથી કે જે માત્ર તાલીમ કે શિક્ષણ લીધે શીખી શકાય. મારી પાસે તો નથી કુદરતી શક્તિ કે નથી તે મેળવેલી.

'એક બીજી મુશ્કેલી પણ મને છે: મારા પોતાના પ્રાંત-બહાર થયેલો હું મારા વસવાટના પ્રાંતની ભાષા નથી શીખ્યો. તેથી, જે પરદેશી ભાષા મારફતે ચપટીક હું ભણ્યો છું, તેમાં મારે લખવું પડે છે. હું સાહિત્યનો વિદ્યાર્થી નહોતો, કે નથી મેં અંગ્રેજીનો

અભ્યાસ એની વતન-ભૂમિમાં કરેલો. તેથી મારા કામની સામગ્રી પર કાબૂ રાખવાનું કૌશલ્ય ખૂટે છે.

'વળી એક મુશ્કેલી છે: મારા પોતાના વિચારો મારે લખવાના નથી. મારે ગાંધીજીના વિચારોનો અર્થ સ્પષ્ટ કરવાનો છે. બીજાના વિચારોનો અર્થ કરી બતાવવાનું કામ હમેશ અઘરું હોય છે. તેમાંય જો તે માણસ જીવતો હોય તો તો ખાસ. અને જો તે વિચારક વેગવાન અને પ્રગતિશીલ વ્યક્તિત્વ ધરાવતો હોય, તો તો વધારે અઘરું કામ બને છે. વિચારો આપી શકાય તેમનાં બાહ્ય રૂપ રંગ દ્વારા જ. તેથી જે માધ્યમમાંથી તે બહાર પડે છે તેને લીધે તેમની સૂક્ષ્મ છાયાઓ ઘણી વાર હણાય છે. તોપણ, મને લાગે છે કે, જો કુદરતે આપણને મૌલિક વિચારક નથી બનાવ્યા તોય, તેથી ઊતરતી સારી વાત એ છે કે, આપણે બીજાના મહાન વિચારોની કદર કરી જાણીએ. આ બેમાંની એકે શક્તિ ન હોય તો બેવડું જ કમનસીબ થાય. મારામાં બીજી શક્તિ છે એમ હું માનું છું, અને એક અનુયાયી ને અર્થકાર માત્ર થવામાં મને શરમ નથી લાગતી. અને તેથી જ, અનેક વિઘ્નો છતાં, હું શ્રી. આશાદેવીના આગ્રહ અને વિનવણીને વશ થયો.'

'જ્યારથી આ યોજના બહાર પડી છે ત્યારથી આપણી યુનિવર્સિટીઓના વિદ્વાન કુલનાયકવર્ગમાંથી કેટલાકે તેને પોતાના ખાસ શરસંધાનનું લક્ષ્ય બનાવી છે. તેમની ટીકાનો ઉત્તર આપવાનો મેં કશો પ્રયત્ન કર્યો નથી, જે જમાનાના તેઓ છે, તેણે કેટલાક વિચિત્ર નમૂનાઓ તો પાછળ મૂક્યા છે ખરા; બાકી તો તે ક્યારનો વીતી ગયો છે, એમ હું માનું છું આ નેક નામદારો પેલી વાતમાંના રિપ વાન વિંકલ છે: આપણી લોકપ્રિય મહારાણી વિક્ટોરિયાના જમાનામાં તેઓ પોતાની માનસનિદ્રામાં પડ્યા. હવે એ નિદ્રામાંથી એમને આપણા આજના ક્રાંતિકારી જમાનાનાં ગાંડા વેગવાળાં આંદોલનોએ ધક્કા દઈને દઢોળીને જગાડ્યા છે; તે વખતે તેઓ પલટાયેલા સંજોગોમાં ગોઠવાઈ જવા અશક્ત છે ને તેથી ગુસ્સે થાય છે. ભૂતકાળના કાટરડામાંથી એમનાં માનસ-શરીરોને પાછાં ખોદી કાઢી ચૂંથી બતાવવાં એ મારું કામ નથી. એટલે, જ્યાં જ્યાં મેં કાંઈકે ટીકા કરી છે ત્યાં બધે મેં આજના જીવંત વિચારની મર્યાદામાં રહીને કરી છે.

'પરંતુ, મારે કહેવું જોઈએ કે, ગાંધીજીએ, ઉચ્ચ શિક્ષણનો શોખ જેમણે માણવો હોય તેમણે તેનું ખર્ચ ભોગવવું જોઈએ, નહિ કે મજૂરી કરતી અધભૂખી આમજનતા ઉપર તેનું બિલ તેઓએ ઝીંકવું જોઈએ, — એટલું કહેવા ઉપરાંત, પોતાના ઉચ્ચ શિક્ષણ બાબતના વિચારો હજી દેશ આગળ મૂક્યા નથી. તેમણે માત્ર સાર્વત્રિક કેળવણીની પોતાની કલ્પના વિસ્તારથી મૂકી છે. તો પછી આપણી સરકારી વિદ્યાપીઠોના કુલનાયકો શું કામ ગડબડે છે? યુનિવર્સિટી-શિક્ષણની હિંદમાં જે કિંમત હો તે હો; એમના એ કિલ્લા પર તો હલ્લો નથી થયો! ગાંધીજીએ દેશી કે પરદેશી એકે યુનિવર્સિટીનો ઊંબરો ઓળંગ્યો નથી; અને કુલનાયકો એ ધંધાના તાલેદાર ગણાય. એને અંગે જ્યારે દેશને સલાહ આપવાની ધૃષ્ટતા ગાંધીજી કરે, ત્યારે કુલનાયકો મુખે એમનો હાથ દેખાડે; અત્યારે શું છે?

'ગાંધીજીની યોજના ચર્ચવામાં હું માત્ર કેળવણીની જ મર્યાદામાં નથી રહ્યો. ગાંધીજીની સમગ્ર ફિલસૂફીની ભૂમિકામાં મેં એની ચર્ચા કરી છે. કોઈ પણ શિક્ષણ-પદ્ધતિની પૂરેપૂરી કદર અને કિંમત કરવી હોય, તો તે જે વિચારો તથા આદર્શોની પ્રતિનિધિ હોય, તે બધાની સાથે તે પદ્ધતિનો અભ્યાસ કર્યા વગર ન થઈ શકે. દાખલા તરીકે, સોવિયેટ પદ્ધતિની કેળવણી બરોબર સમજવા સારુ, સોવિયેટ ક્રાંતિ અને સોવિયેટ સમાજવ્યવસ્થાની ભૂમિકામાં તેનો અભ્યાસ કરવો જરૂરી છે. એમ જ, ગાંધીજીની કેળવણીપદ્ધતિ અને તેની કિંમત ઉત્તમોત્તમ ત્યારે જ સમજાય કે જ્યારે એમના બાકીના વિચારો અને ફિલસૂફીની યોગ્ય ભૂમિકામાં તે નિહાળવામાં આવે. તેથી, પુસ્તકના છેલ્લા પ્રકરણમાં મેં ગાંધીજીના સામાજિક રાજકીય વિચારો ચર્ચ્યા છે અને તે સંભાળપૂર્વક, તે દરગુજર કરવા માટે મારે વિનંતી કરવાની નથી.'

(ક્રમશઃ)

# સ્વાધ્યાય

હિંદુ ધર્મની વ્યાખ્યા કરવી કઠણ છે. છતાં એ ધર્મે ખીલવેલા બે શબ્દો જો ધ્યાનમાં લઈએ તો કદાચ તેના વ્યાપક સ્વરૂપ પ્રમાણે જ તેની એક વ્યાપક વ્યાખ્યા પણ આપણને મળી રહે. આ બે શબ્દો તે 'મોક્ષ' અને 'યોગ'. આ બે શબ્દોની સરસાઈ કરી શકે એવો બીજો એક વ્યાપક શબ્દ હોય તો તે 'ધર્મ' શબ્દ છે. 'મોક્ષ' એ હિંદુ ધર્મે જીવનમાત્રના અંતિમ અને ઊંડામાં ઊંડા સાફલ્ય માટે યોજેલું વાચક છે અનેક રૂપે એને એ ધર્મમાં વર્ણવવામાં આવ્યો છે. અમરત્વ, અમૃતત્વ, બ્રહ્મજ્ઞાન, નિર્વાણ, કૈવલ્ય, જન્મમરણમાંથી મુક્તિ, આત્મસાક્ષાત્કાર, ઈશ્વરદર્શન એવા એવા અનેક પર્યાયો આપણા ધર્મસાહિત્યમાં આ એકમાત્ર જીવનસાધ્ય માટે યોજાયા છે. પરંતુ એ બધાના રહસ્યમાં એક જ વાચ્ય વસ્તુ રહેલી છે તે એ કે, મનુષ્યની ઊંડામાં ઊંડી ને સાચી અભિલાષા મુમુક્ષા છે, આત્યંતિક સનાતન સુખશોધ છે. હિંદુ ધર્મે *તેના વિશાળ વિકાસપ્રવાહ દરમ્યાન* આ અભિલાષાનાં ભૌતિક, આધિભૌતિક, વગેરે રૂપો બતાવ્યાં છે અને અંશતઃ માન્યાં છે. પરંતુ તે બધી મથામણને અંતે તેમાંથી એક અબાધિત અને આખરી નિચોડ કાઢ્યો છે તે એ છે કે, જીવની ખરેખરી ને આંતર અભિલાષાનું સ્વરૂપ મોક્ષ છે. જે ઝીણવટથી અને ઊંડાણમાં જઈને હિંદુ ધર્મે આ બાબત છણી છે અને તેની શાસ્ત્રીય મીમાંસા કરી છે, તેવી ભાગ્યે જ બીજા ધર્મોમાં મળે છે. સ્વર્ગ, ઈશ્વરનું રાજ્ય, એવા દ્વૈતવાદી શબ્દો બીજા ધર્મોમાં યોજાયા છે. પરંતુ એનું વસ્તુ શું છે તેનું સૂક્ષ્મ નિદાન હિંદુ ધર્મે આપ્યું છે. અને તેની બધી જ શાખા ઉપશાખાઓ, તેઓ વેદપ્રામાણ્યમાં માને કે ન માને તોય, મોક્ષને જ જીવનપ્રાપ્ય તરીકે સ્વીકારે છે. ગાઢ શું કે કબીરપંથી શું, જૈન શું કે બૌદ્ધ શું, તાંત્રિક શું કે શાક્ત શું, સૌ પ્રકૃતિમોક્ષ, જ્ઞાન, મોક્ષ, નિર્વાણ, કૈવલ્ય, કેવલી જ્ઞાન વગેરે વાચકોવાળા એક પદાર્થને ધ્યેય માને છે. એટલે, મારી દૃષ્ટિએ, હિંદુ ધર્મની એક સચોટ વ્યાખ્યા આપવી હોય તો, મોક્ષ જેનું પ્રાપ્ય છે તે કહી શકાય. ટિળક મહારાજે ધર્મની વ્યાખ્યા આપતાં, સામાન્યતઃ સમજાતી 'प्रामाण्यबुद्धिर्वेदेषु' (વેદોમાં પ્રામાણ્યબુદ્ધિ) — એ લક્ષણ આપ્યું છે. અને આગળ કહ્યું છે, 'साधनानामनेकता', (સાધનાઓ અનેક જેમાં હોઈ શકે છે) તથા 'उपास्यानामनियमः' (જેમાં ઉપાસ્ય – ઇષ્ટદેવ ગમે તે હોઈ શકે છે — તે વિષે કોઈ અમુકનું જ નિયમબંધન જેમાં નથી). આ ત્રિવિધ વ્યાખ્યાનાં છેલ્લાં બે અંગ સાથે, તેમની ઉદારતામાં બરોબર બંધબેસે એવું લક્ષણ જો કહેવું હોય તો 'વેદમાં પ્રામાણ્યબુદ્ધિ'ના રહસ્યરૂપ એવું 'મોક્ષમાં ધ્યેયબુદ્ધિ' એવું લક્ષણ મૂકવું જોઈએ. તો ધર્મની વ્યાખ્યા, ટૂંકમાં

*મોક્ષમાં ધ્યેય-બુદ્ધિ ને સાધનાની અનેકતા;*
*ઉપાસ્યે કાયદો કો ના, ધર્મનું એ જ લક્ષણ.*

એ પ્રમાણે થાય.

અને મોક્ષ જેમ આદર્શ છે તેમ યોગ એ આદર્શને સાધવાનાં સાધનમાત્રનું રહસ્ય છે. હિંદુ *માનસ તેની તાત્ત્વિક ઝીણવટ માટે જગતભરમાં* નામીચું છે. તેણે અનેક સાધનાઓ અને ઉપાસ્યો (એટલે કે, દેવદેવી આદિ) સ્વીકાર્યાં તો છે. પરંતુ તેની શાસ્ત્રીય દૃષ્ટિ તે બધાંમાં પણ એકતા જોયા ખોળ્યા વગર રહી નથી. આ બધી સાધનાઓ ગમે તે ઇષ્ટદેવને માનીને ચાલે, ગમે તેવા ક્રિયાકાંડો યોજે, છતાં તે બધાંની શક્તિ શાથી છે? અનેકત્વમાં એકત્વ જોનારી આર્ય દૃષ્ટિએ આ પ્રશ્ન પણ વિચાર્યો છે, અને તેનો જવાબ એ આપ્યો છે કે, સાધનામાત્રની શક્તિ 'યોગ' છે. જેટલે અંશે કોઈ પણ સાધના-પ્રકાર યોગના રહસ્યને પોષે છે, પ્રગટ કરે છે, તેટલે અંશે જ તે સાધનામાં શક્તિ છે, — તેને 'સાધના' એવું નામ આપી શકાય. અથવા, એમ જ કહો કે, યોગ એટલે કોઈ પણ સાધનાની અંદર રહેલી તેની સાચી સાધનશક્તિ. સાધનામાત્રનો આત્મા યોગ-રહસ્યમાં રહેલો છે. અને યોગનો વ્યાપકમાં વ્યાપક અર્થ પણ એ જ છે: કોઈ પણ સિદ્ધિ — પછી તે ધાર્મિક કે આધ્યાત્મિક ન હોય તોપણ — જે સાધન દ્વારા મનાય છે તે યોગ છે.

યોગનો શબ્દાર્થ જુઓ તો 'સાધન' 'નિમિત્ત' એવો પણ થાય છે.*

પણ તત્ત્વચિંતકોએ યોગનો આટલો અર્થ જ આપીને નિરાંત નથી વાળી. તેમણે સાધનાના આત્મરૂપ યોગ-રહસ્યની વસ્તુનું પણ પૃથક્કરણ કર્યું છે; અનેક ક્રિયાકાંડો તથા ઉપાસનાના પ્રકારોને છણી છણીને તેનું મૂળતત્ત્વ વિચાર્યું છે; અને એ બધાને એકસૂત્ર કરે એવી યોગની વ્યાખ્યાઓ યોજવા મથ્યા છે. એક ગીતા જ લઈએ તો તેમાં કેટલી વ્યાખ્યાઓ મળે છે? અને યોગ શબ્દનો ઉપયોગ તો અનેક વાર ને અનેક અર્થોમાં તેમાં કરેલો છે. બૌદ્ધ, જૈન અને શાક્ત લોક પણ યોગને માનનારા હતા. તેમણે પણ પોતપોતાની વ્યાખ્યાઓ કરી છે કોઈ પણ અતિ વ્યાપક વસ્તુને નસીબે આવી જ ભિન્નતા ચોંટેલી હોય છે. આ બધી વિભિન્ન વ્યાખ્યાઓમાંથી શાસ્ત્ર ઉપજાવવાનું શ્રેય પતંજલિને ઘટે છે. તેમણે 'યોગ'ને નામે જે અનેક પ્રકારની અ-ગ્રથિત ને છૂટીછવાયી વાતો, વસ્તુઓ, માન્યતાઓ. ક્રિયાઓ તથા અનુભવો આદિ પડયાં હતાં, તેમાંથી એક સળંગસૂત્ર શાસ્ત્ર નિપજાવ્યું, અને હિંદુ ધર્મના અનેકવિધ સાધનાઓનું એકત્રિત શાસ્ત્ર તથા ફિલસૂફી ઘડયાં.

આમ 'મોક્ષ' અને 'યોગ' એ બે વાચો દ્વારા હિંદુ ધર્મનું રહસ્ય જોઈ શકાય છે. મૂર્તિ, દેવીદેવીઓ, યજ્ઞયાગ, પૂજાપાઠ અને અર્ચના વગેરે જેટલે દરજ્જે યોગ-શક્તિ પ્રગટાવે, તેટલે દરજ્જે ગ્રાહ્ય છે. તે બધાં સાધનો છે, અને સાધનો જેને જેવાં ફાવે તેવાં વાપરે, એ જ એનો કાયદો છે.

અને એ યોગ-શક્તિ પણ તારક કે મારક હોઈ શકે. ક્ષુદ્ર સિદ્ધિઓ પણ સધાય અને અસલ સાધ્ય મોક્ષ પણ એનાથી સાધી શકાય યોગશક્તિ એમ બેધારી તલવાર છે. મોક્ષ એ તલવારનો સાચો ઉપયોગ સૂચવે છે.

એટલે ત્યારે હિંદુધર્મ એટલે—

'મોક્ષમાં ધ્યેય-બુદ્ધિ ને સાધને યોગનિષ્ઠતા,
ઉપાસ્યે રાચો કે ના, ધર્મનું એ જ લક્ષણ.'

મ૦

* જુઓ ટિળક મહારાજનું ગીતારહસ્ય (મરાઠી). ત્યાં અમરકોશમાંથી અર્થ ટાંક્યો છે:
'योगः संहननोपायध्यानसंगतियुक्तिषु ।'

# તુકારામની વાણી

४८

ढालतलवारे गुंतले हे कर।
म्हणे मी झुंझार कैसा झुंजों ॥ १ ॥
पेटी पडदळे शिरी टोप ओझें,
हें तों झालें दुजें मरणमूळ ॥ २ ॥
बैसविलें मला येणें अश्वावरी।
धांवूं पळूं तरी कैसा आतां ॥ ३ ॥
असोनि उपाय म्हणे हे अपाय।
म्हणे हाय हाय काय करूं ॥ ४ ॥
तुका म्हणे हा तों स्वयें परब्रह्म।
मूर्ख नेणे वर्म संतचरण ॥ ५ ॥

૪૮

ઢાલ-તલવારે રોકયા બન્ને હાથ,
કહો કેમ બાથ બીડું યુદ્ધે ? ૧
પેટી, બખ્તર, ટોપ લોઢાનાં આભરણ!
નક્કી આ મરણ આવ્યું સામે ! ૨
બેસાડયો છે વળી મોટા અશ્વ પરે,
કહો કઈ પેરે દોડું-નાસું ! ૩
છતાંયે ઉપાય માને તે અપાય,
બોલે, હાય હાય, કેમ કરું ! ૪
તુકારામ પોતે સ્વયં પરબ્રહ્મ,
મૂર્ખ લહે નહિ મર્મ સંતપદે.[1] ૫

કિ૦ ઘ૦ મશરૂવાળા

1. સંતપદે રહી મર્મ પ્રાપ્ત કરતો નથી, એવો અર્થ શ્રી. વિષ્ણુ નરસિંહ જોગ કરે છે.

# હિંદની ગરીબાઈનો ઇતિહાસ

[ હિંદની ગરીબાઈનો ઇતિહાસ શોધીને જગત આગળ રજૂ કરનાર દત્ત, ડિગ્બી અને દાદાભાઈ ૧૯મા સૈકામાં આ ત્રિપુટીએ તે રજૂ કર્યો. ગુજરાતી વાચકને છેલ્લા બેના લખેલા ઇતિહાસનો સાર પુસ્તકરૂપે મળી ચૂક્યો છે. દત્તના ઇતિહાસના બે ગ્રંથનો સાર નથી મળ્યો. આજ આટલે કાળે પણ આપણે માટે એ ઇતિહાસ વાંચવા જેવો છે વળી, સામાન્ય શિક્ષણમાં અંગ્રેજી રાજનું આ પ્રકરણ જવલ્લે જ શીખવાય છે. તેથી પણ તે કહેવાની જરૂર છે.

પહેલો ગ્રંથ કંપની સરકારની આર્થિક નીતિનો છે. તેનો સાર શરૂ કરતા પહેલાં, તે ગ્રંથની પ્રસ્તાવના લગભગ બધી જ ગુજરાતીમાં અહીં ઉતારી છે. ઈ. સ ૧૯૦૧માં એ લખેલી હોવા છતાં, આપણને તાજી જ લાગે છે. કારણ એમાં કહેલી દશા વસ્તુતાએ હજી ફરી નથી.

હવે પછી એ ગ્રંથનો સાર ટુકડે ટુકડે આપવામાં આવશે    સં., 'શિ૦ સા૦' ]

હિંદુસ્તાનમાં અંગ્રેજોએ પોતાની રાજસત્તા કેવી રીતે પ્રાપ્ત કરી, તથા જમાવી, તેનો ઇતિહાસ કેટલાય સુપ્રસિદ્ધ ઇતિહાસકારોને હાથે લખાયો છે. પરંતુ અંગ્રેજી રાજ્યમાં હિંદુસ્તાનના લોકોની, તેમના વેપાર-ઉદ્યોગની, તેમની ખેતીની તેમ જ તેમની ધનસંપત્તિની શી દશા છે, તેનો કોઈ ઇતિહાસ હજુ સુધી લખવામાં આવ્યો નથી.

હાલમાં ઉપરાઉપરી પડેલા ભીષણ દુકાળોને કારણે આ અગત્યના વિષય તરફ બધાનું ધ્યાન ખેંચાયું છે, અને સૌ કોઈ હિંદુસ્તાનના લોકોની દશા — તેમની આવકનાં સાધનો શાં છે, તથા તેમની આ ગરીબાઈનાં કારણો શાં છે — તે સમજવા માગે છે.

અંગ્રેજો હિંદુસ્તાનમાં પોતે કરેલી કેટલીય વસ્તુઓ માટે વાસ્તવિક અભિમાન લઈ શકે છે; પરંતુ તેમના રાજ્યમાં હિંદુસ્તાનના લોકોની આર્થિક સ્થિતિ કેવી થઈ છે, તેનો વિચાર કોઈ સહૃદય અંગ્રેજ સંતોષ કે શાંતિ સાથે નહીં કરી શકે. હિંદુસ્તાનની આજની ગરીબાઈનો જોટો કોઈ સુધરેલા કહેવાતા દેશમાં મળવો અશક્ય છે. ૧૯મી સદીની છેલ્લી પચીસીમાં પડેલા દુકાળોની સરખામણી, વિસ્તાર તેમ જ તીવ્રતાની બાબતમાં, અર્વાચીન કે પ્રાચીન કાળના ઇતિહાસમાં કોઈની સાથે થઈ શકે તેમ નથી. છેક જ હળવી ગણતરી કરીએ તોપણ ૧૮૭૭ અને ૧૮૭૮, ૧૮૮૯ અને ૧૮૯૨, તથા ૧૮૯૭ અને ૧૯૦૦ના દુકાળોમાં દોઢ કરોડ માણસો ભૂખે રિબાઈને મૂઆં છે. પચીસ વર્ષમાં તો યુરોપના ઠીક ઠીક કદના એક આખા દેશની વસ્તી જેટલી સંખ્યા હિંદુસ્તાનમાંથી નાબૂદ થઈ ગઈ છે. ઇંગ્લંડની કુલ વસ્તીના અર્ધોઅર્ધ ભાગ જેટલી સંખ્યા તો, પુખ્ત ઉંમરનાં કહી શકાય તેવાં સ્ત્રી-પુરુષોની જાણમાં જ નાશ પામી છે.

હિંદુસ્તાનની આ દારુણ ગરીબાઈ અને તેમાં વારંવાર પડતા દુકાળોનું કારણ શું છે? એ પ્રશ્નના જવાબમાં ઉપરચોટિયાં એવાં કેટલાંય કારણો એક પછી એક રજૂ કરવામા આવે છે; પરંતુ સહેજ ઊંડા ઊતરીને જોતાં તે બધાં ખોટાં માલૂમ પડે છે. કહે છે કે, હિંદુસ્તાનની વસ્તી અતિશય ઝડપથી વધતી જાય છે; અને તેને કારણે દુકાળો પડે છે. પરંતુ એ જ વરસો દરમ્યાન ઇંગ્લંડની વસ્તી તો તેથીય કેટલાય ગણા વેગે વધતી ચાલી છે; પરંતુ ત્યાં તો ગરીબાઈ વધવાને બદલે ઊલટી સમૃદ્ધિ વધી છે. એમ પણ કહેવામાં આવે છે કે, હિંદુસ્તાનનો ખેડૂત હિસાબી તથા કરકસરિયો નથી. તેથી પાસે પૈસા હોય ત્યારે તે ખોટાં ખર્ચોમાં તેમને ઉડાવી દે છે, અને પછી સહેજ વર્ષ નબળું આવે છે ત્યારે રંક થઈ જાય છે. પરંતુ જેઓને હિંદુસ્તાનના ખેડૂતવર્ગનો સાચો પરિચય છે, તે જાણે છે કે, તેના જેવો મહેનતુ, સાદો અને કરકસરિયો વર્ગ દુનિયામાં ક્યાંય મળવો મુશ્કેલ છે એમ પણ કહેવામાં આવે છે કે, હિંદુસ્તાનના બધા કમનસીબનું મૂળ તેનો લોહીચૂસ શાહુકાર છે; તે હરામખોર જ બિચારા ખેડૂતનું હીર નિચોવી નિચોવીને તેને કાયમનો દેવાદાર રાખ્યા કરે છે. પરંતુ છેક છેલ્લા દુકાળ-કમિશનની તપાસમાં માલૂમ પડ્યું છે કે, સરકારની અક્કડ મહેસૂલ-પદ્ધતિથી જ ખેડૂતને બિચારાને શાહુકારના પંજામાં સપડાવું પડે છે. વળી એમ પણ કહેવામાં આવે છે કે, જે દેશના લોકો નરી ખેતીની પેદાશ ઉપર જ આધાર રાખે, તે દેશમાં વરસ ખરાબ આવતા જ તેમના હાલહવાલ થઈ જાય, એમાં નવાઈ જેવું નથી. પરંતુ સામાન્ય રીતે આખા દેશમાં એકસાથે પાક નિષ્ફળ ગયો હોય એવું ભાગ્યે કોઈ વરસે બન્યું છે. દરેક વર્ષે આખા દેશમાં થઈને આખી વસ્તીને માટે પૂરતું પાકયું જ હોય છે. એટલે, દેશના જે ભાગમાં પાક થયો ન હોય તે ભાગમાં દુકાળ જ પડે, અને ત્યાંના લોકો દેશના બીજા ભાગમાંથી પોતાને જોઈતું ધાન ખરીદવાને અશક્તિમાન હોવાથી ભૂખે રિબાઈને નાશ જ પામે, તો તેનું કારણ કાંઈક જુદું જ હોવું જોઈએ, એ સમજાય એવું છે. .

એટલે આ બધાં ઉપરચોટિયાં કારણોને જતાં કરી, હિંદુસ્તાનની ગરીબાઈ અને હિંદુસ્તાનના દુકાળોનાં સાચાં કારણો મેળવવા માટે આપણે ખૂબ ઊંડે ઊતરીને તપાસ કરવાની જરૂર છે. કારણ કે, દુનિયાના બીજા દેશોમાં જે આર્થિક કાયદાઓનો અમલ ચાલે છે, તે જ કાયદાઓનો અમલ હિંદુસ્તાનમાં પણ ચાલે છે. બીજા દેશોમાં જે કારણોથી સમૃદ્ધિ વધે, તે જ કારણોથી હિંદુસ્તાનમાં પણ વધવી જ જોઈએ; અને જે કારણોથી બીજા દેશોમાં ગરીબાઈ આવે, તે કારણોથી હિંદુસ્તાનમાં પણ આવવી જોઈએ. એટલે બીજા દેશોની સમૃદ્ધિ કે ગરીબાઈનાં કારણ તપાસતી વખતે જે પ્રશ્નો પૂછવામાં આવે, તે જ પ્રશ્નો હિંદુસ્તાનની બાબતમાં પણ પૂછવા જોઈએ: જેમ કે, દેશની ખેતી ઉત્તરોત્તર સમૃદ્ધ થતી જાય છે? દેશના ઉદ્યોગો અને હુન્નરો આબાદ દશામાં છે? દેશની નાણાંવ્યવસ્થા એવી રીતે ગોઠવવામાં આવી છે કે જેથી લોકો જે કરવેરા ભરે તેનું યોગ્ય વળતર લોકોને બીજે રૂપે મળી રહે? તેમ જ દેશની સરકાર દેશની સમૃદ્ધિનાં દ્વાર વધારે ને વધારે મોકળાં કરતા જવાનું ધ્યાન રાખ્યા કરે છે? દુનિયાના કોઈ પણ દેશની આર્થિક તપાસ કરવા ઇચ્છનાર સામાન્ય માણસ આ પ્રશ્નો જ સૌથી પહેલા પૂછે; અને હિંદુસ્તાનની સ્થિતિ વિષે જાણવા ઇચ્છનારે પણ એ જ પ્રશ્નો પૂછવા જોઈએ.

એ પ્રશ્નોના જવાબ મેળવવાનો પ્રયત્ન કરનાર કોઈ પણ નિષ્પક્ષ માણસ કબૂલ કરશે કે, અંગ્રેજી રાજ્ય હેઠળ રાષ્ટ્રીય આબાદીનાં દ્વાર અનેક રીતે બંધ થતાં ગયાં છે. અઢારમા સૈકામાં હિંદુસ્તાન એક મોટો ઉદ્યોગ-પ્રધાન તેમ જ ખેતીપ્રધાન દેશ હતો, અને હિંદુસ્તાનની સાળોની બનાવટો એશિયા તેમ જ યુરોપનાં બજારોની માંગ પૂરી પાડતી. પરંતુ દુર્ભાગ્યે અંગ્રેજી રાજ્યની શરૂઆતના કાળમાં ઇસ્ટ ઇંડિયા કંપનીએ તેમ જ અંગ્રેજી રાજસભાએ ઇંગ્લંડના ઊગતા ઉદ્યોગોને ઉત્તેજન આપવા ખાતર હિંદુસ્તાનના ઉદ્યોગોને દબાવી દીધા. અઢારમા સૈકાના છેલ્લા દસકાઓમાં અને ઓગણીસમી સદીના શરૂઆતના દસકાઓમાં તેમની નિશ્ચિત નીતિ જ એ હતી કે, હિંદુસ્તાનને ઇંગ્લંડના ઉદ્યોગોનું ખેતર કે બજાર જ બનાવી મૂકવો; અર્થાત્ હિંદુસ્તાનના લોકોને ઇંગ્લંડની સાળો અને કારખાના માટે કાચો માલ ઉત્પન્ન કરનાર ખેડૂતો, તેમ જ તેનો પાકો માલ ખરીદનાર ઘરાકો બનાવી મૂકવા. આ નીતિ સહેજ પણ ઢીલ મૂક્યા વિના પૂરી કડકાઈથી સતત અનુસરવામાં આવી છે અને તેનું પરિણામ પણ કારમું આવ્યું છે. લાખો હિંદી કારીગરોની કમાણી ગઈ છે, અને હિંદુસ્તાનની આવકનું એક મોટું સાધન બંધ થયું છે. હિંદુસ્તાનના અંગ્રેજી રાજ્યનું એ મહા દુઃખદ પ્રકરણ છે; પરંતુ હિંદુસ્તાનના લોકોની અત્યારની આર્થિક સ્થિતિ, તેમ જ માત્ર ખેતી ઉપર જ અસહાયપણે આધાર રાખવાની તેમની આજની અવદશા સમજવા ઇચ્છનારને એ વાત કહેવી જ જોઈએ. યુરોપની યાંત્રિકસાળની શોધે તો હિંદુસ્તાનના નષ્ટ થવા આવેલા ઉદ્યોગોને છેલ્લો ફટકો લગાવ્યો. થોડાં વર્ષ ઉપર હિંદુસ્તાનમાં જ્યારે યાંત્રિક સાળો દાખલ કરવામાં આવી, ત્યારે ઇંગ્લૅન્ડે એક વાર ફરી હિંદુસ્તાન પ્રત્યે અન્યાયી અદેખાઈ દાખવી: હિંદુસ્તાનમાં બનતા સુતરાઉ માલ ઉપર મુલકી જકાત નાખવામાં આવી, જેથી હિંદુસ્તાનનો ઉદ્યોગ જાપાન અને ચીનના ઉદ્યોગ સાથે હરીફાઈ કરી શકતો નથી, તથા આગળ વધતો અટકે છે.

એટલે આજે તો હિંદુસ્તાનની વસ્તીના લગભગ ચાર-પંચમાંશ જેટલા મોટા ભાગને એકલા ખેતીના ઉદ્યોગ ઉપર જ નભવું પડે છે. પરંતુ તે ઉદ્યોગ ઉપર પણ અંગ્રેજ સરકારે નાખેલી મહેસૂલનો દર એટલો બધો ભારે છે, તેમ જ — તેથી પણ વધારે ખરાબ તો — કેટલાક પ્રાંતોમાં એટલો બધો અનિશ્ચિત તથા વારંવાર બદલાતો રહે છે કે, તે ઉદ્યોગ પણ સમૃદ્ધ થઈ શકતો નથી. એ વાત સાચી છે કે, મહેસૂલનો દર ઠરાવવામાં અંગ્રેજ સરકાર અગાઉ થઈ ગયેલા મુસલમાન બાદશાહોને જ અનુસરી છે. પરંતુ તેમાં ફેર એ છે કે, મુસલમાન બાદશાહો વેરો ઠરાવવામાં જ સખતાઈ રાખતા; પરંતુ તેની વસૂલાત કદી પરિપૂરી થતી જ નહિ. પરંતુ અંગ્રેજી રાજ્યકર્તાઓ તો ઠરાવેલી રકમની વસૂલાતમાં પણ એટલા જ સખત રહે છે. બંગાળાના છેલ્લા મુસલમાન બાદશાહે પોતાની કારકિર્દીના છેલ્લા વર્ષમાં (૧૭૬૪) ૮૧૭,૫૫૩ પાઉંડની મહેસૂલ ઉઘરાવી હતી. ૩૦ વર્ષમાં તો અંગ્રેજોએ તે જ પ્રદેશમાં ૨,૬૮૦,૦૦૦ પાઉંડ જેટલી મોટી રકમ ઉઘરાવવા માંડી. ઈ. સ. ૧૮૦૨માં અયોધ્યાના નવાબે અલ્હાબાદ તથા બીજા કેટલાક ફળદ્રુપ જિલ્લાઓ અંગ્રેજ સરકારને આપી દીધા. નવાબે ઠરાવેલી તે જિલ્લાઓની મહેસૂલની રકમ ૧,૩૫૨,૩૪૭ પાઉંડ જેટલી હતી. પરંતુ ત્રણ જ વર્ષમાં અંગ્રેજોએ તે રકમ ૧,૬૮૨,૩૦૬ પાઉંડ જેટલી વધારી દીધી. મદ્રાસમાં તો ઇસ્ટ ઇંડિયા કંપનીએ મહેસૂલનો દર જ ઊપજના અર્ધો-અર્ધ ભાગ જેટલો ઠરાવ્યો હતો! મુંબઈમાં મરાઠાઓ પાસેથી જીતેલા પ્રદેશમાં ૧૮૧૭માં મહેસૂલની રકમ ૮૦,૦૦૦ પાઉંડ હતી અંગ્રેજોના હાથમાં તે મુલક આવ્યા બાદ થોડાં જ વર્ષમાં તે રકમ વધારીને ૧,૫૦૦,૦૦૦ પાઉંડ જેટલી કરવામાં આવી; અને ત્યાર બાદ તેને સતત વધારવામાં જ આવી છે. સિપાઈ રોળો આખા હિંદુસ્તાનમાં ફર્યા બાદ તથા અંગ્રેજી તેમ જ દેશી

સત્તા હેઠળના પ્રદેશો જોઈને ૧૮૨૬માં લખ્યું છે કે, 'કોઈ દેશી રાજા આપણે જેટલું મહેસૂલ ઉઘરાવીએ છીએ તેટલું ઉઘરાવતો નથી.' કર્નલ બ્રિગ્સે ૧૮૩૦માં લખ્યું છે, 'અત્યારે હિંદુસ્તાનમાં મહેસૂલનો જે દર છે, તે યુરોપ કે એશિયામાં કોઈ રાજ્યમાં કદી ઉઘરાવવામાં આવ્યો નથી'

હિંદુસ્તાનમાં મહેસૂલનો દર ભારે તેમ જ અનિશ્ચિત છે એટલું જ નહીં, પણ જે સિદ્ધાંત અનુસાર તે ઉઘરાવવામાં આવે છે, તે સિદ્ધાંત જ દુનિયાનાં બીજાં સુધરેલાં રાજ્યતંત્રોમાં સ્વીકારાતા સિદ્ધાંત કરતાં છેક જ વિપરીત છે. બીજા દેશોમાં તો સરકાર દેશની સમૃદ્ધિ વધારવાનો પ્રયત્ન કરે છે; પ્રજાને તેનાં ખિસ્સાંમાં વધારે પૈસા ભરવામાં મદદ કરે છે; પ્રજા સમૃદ્ધ તથા તાલેવંત બને એ જોવાની ઇચ્છા રાખે છે; અને ત્યાર બાદ રાજ્યતંત્રના ખર્ચ માટે પ્રજાની કમાણીમાંથી થોડોક હિસ્સો માગે છે. પરંતુ હિંદુસ્તાનમાં તો સરકાર વસ્તુતાએ જમીનમાંથી પ્રાપ્ત થતી સંપત્તિ વચ્ચેથી જ પડાવી જાય છે; એટલું જ નહીં, પણ વારંવાર આવતી દરેક જમાબંધી વખતે મહેસૂલ માટેની પોતાની માગણી વધારતી જ જાય છે; અને આમ ખેડૂતને કાયમનો ભિખારી જ રાખે છે. ઇંગ્લંડ, જર્મની, અમેરિકા, ફ્રાન્સ જેવા બીજા દેશોમાં સરકાર પોતાની પ્રજાની આવકના માર્ગો વિસ્તૃત કરે છે, તેને જોઈતા ખરારો વધારી આપે છે, સંપત્તિનાં નવાં દ્વાર ઉઘાડી આપે છે, પોતાને પ્રજા સાથે તદ્રૂપ બનાવી દે છે, અને પછી પ્રજાની સમૃદ્ધિની સાથે સાથે જ જાતે પણ સમૃદ્ધ થાય છે. જ્યારે, હિંદુસ્તાનમાં નો સરકારે કોઈ નવો ઉદ્યોગ પોષ્યો નથી, કે કોઈ જૂનો ઉદ્યોગ સજીવન કરી આપ્યો નથી; ઊલટું, દરેક જમાબંધી વખતે ઇરાદાપૂર્વક જમીનની ઊપજમાંથી મોટો ને મોટો ભાગ પડાવી જવાની દાનત રાખી છે. મુંબઈ અને મદ્રાસમાં નવી જમાબંધીના દરેક વરસે લોકો તથા સરકાર વચ્ચે રસાકસી જ જામે છે: સરકાર વધારેમાં વધારે ખેંચી જવા માગે છે, અને ખેડૂતો તેમ કરતાં તેને રોકવાનો બનતો પ્રયત્ન કરવા ઇચ્છે છે. પરંતુ એમાં કાયદાની કોઈ નિશ્ચિત મર્યાદા હોતી જ નથી. પરિણામે મહેસૂલી અમલદારનો અભિપ્રાય જ અંતિમ નિર્ણાયક બને છે. અને તેની ઉપર કોઈ ન્યાયાધીશ આગળ કે કોર્ટ આગળ ફરિયાદ લોઈ શકાતી નથી, એટલે મહેસૂલ વધે જ છે, અને લોકો ખાલી થતા જાય છે.

એક હિંદી કવિએ કહ્યું છે કે, રાજા જે કરવેરા પ્રજા પાસેથી ઉઘરાવે તેની તુલના સૂર્યે જમીનમાંથી ચૂસેલા ભેજ સાથે થવી જોઈએ. અર્થાત્, વરસાદના રૂપમાં જમીનને તે પાછો વાળવા માટે જ તેણે તેમ કરવું જોઈએ. પરંતુ હિંદુસ્તાનની ધરતીમાંથી ચૂસેલું ભેજ તો પરદેશમાં પરદેશી ભૂમિને ફળદ્રુપ તથા સમૃદ્ધ કરવા ચાલ્યું જાય છે, હિંદુસ્તાનને નહીં. દરેક દેશમાંથી ઉઘરાવવામાં આવેલા કરવેરા મુખ્યત્વે તે દેશ માટે તે દેશમાં જ ખરચાવા જોઈએ, એમ કોઈ પણ બુદ્ધિશાળી માણસ કહેશે. પહેલાંના ખરાબમાં ખરાબ રાજાઓના અમલ હેઠળ પણ હિંદુસ્તાનમાં એમ જ બનતું. અફઘાન અને મોગલ બાદશાહો જે મોટી રકમો પોતાનાં લશ્કરો પાછળ ખર્ચતા તે છેવટે દેશના હુન્નરો, સૈનિકો અને તેમનાં કુટુંબોને જ પોષણ આપતી. તે બાદશાહો જે મોટી મોટી ભવ્ય ઇમારતો બનાવતા તેમ જ ભારે ભપકા પાછળ જે મોટા ખર્ચ કરતા, તેનાથી છેવટે હિંદુસ્તાનના કારીગરો અને તેમના ઉદ્યોગોને જ ઉત્તેજન મળતું. બાદશાહનું જ અનુકરણ જુદા જુદા સૂબાઓ, અમીરો, સેનાપતિઓ, દીવાનો, કાજીઓ અને તેવા બીજા સેંકડો અમલદારો જુદા જુદા જિલ્લાઓમાં કે પ્રાંતોમાં પણ કરતા; અને મોટી મોટી મસીદો, મંદિરો, રસ્તાઓ, નહેરો, અને તળાવો, તે લોકોની બહોળી ઉદારતા—અરે કહો, તેમના મિથ્યાભિમાન—ની સાબિતી રૂપે આજે પણ મોજૂદ છે. મૂર્ખ કે શાણા દરેક રાજ્યકર્તાના અમલ હેઠળ ઉઘરાવેલા કરનાં નાણાં લોકોને જ એક યા બીજે માર્ગે પાછાં મળતાં, અને તેમના વેપાર કે ઉદ્યોગોને પુષ્ટ કરતાં.

પરંતુ ઈસ્ટ ઇન્ડિયા કંપનીનું રાજ્ય હિંદુસ્તાનમાં આવતાં જ આખી વસ્તુસ્થિતિ પલટાઈ ગઈ. અંગ્રેજો તો હિંદુસ્તાનને પોતાની એક મોટી જાગીર જ માનતા, કે જેની ઊપજ ત્યાંથી ખેંચીને યુરોપમાં પોતાને ઘેર જ મોકલવાની હતી. તેઓ હિંદુસ્તાનના રાજ્યતંત્રમાં સૌથી વધુ પગારવાળી નોકરીઓ પોતાના જાતભાઈઓ માટે જ અનામત રાખતા. તેઓ હિંદુસ્તાનની મહેસૂલમાંથી જ માલ ખરીદતા અને પોતાના નફા માટે યુરોપમાં વેચતા. એક યા બીજે રૂપે ભારે કરવેરા મારફત જે કાંઈ ઉઘરાવવામાં આવતું, તે થોડું ઘણું ખર્ચ બાદ કરતાં યુરોપ તરફ જ રવાના થતું.

અને ૧૮૫૮માં જ્યારે કંપનીને નાબૂદ કરવામાં આવી, ત્યારે તેની મૂડી હિંદુસ્તાનને માથે કરજ તરીકે નાખીને ભરપાઈ કરવામાં આવી. તેનું વ્યાજ હજુ હિંદુસ્તાનની મહેસૂલમાંથી ભરવામાં આવે છે કંપની પાસેથી તેનું સામ્રાજ્ય બ્રિટિશ સરકારે ખરીદી લીધું, પણ તેની વેચાણકિંમત હિંદુસ્તાનના લોકોને ભરપાઈ કરવી પડી! પરિણામે ૧૮૫૭માં હિંદુસ્તાનનું કરજ ૫,૧૦,૦૦,૦૦૦ પાઉન્ડનું હતું તે વધીને ૧૮૬૨માં ૯,૭૦,૦૦,૦૦૦ જેટલું થયું. પછીનાં ચાળીસ વરસના શાંતિના જમાનામાં પણ તે દેવું સતત વધતું જ ગયું છે,

અને આજે (૧૯૦૧માં) તો તે ૨૦,૦૦,૦૦,૦૦૦ પાઉંડ જેટલું થયું છે. હિંદુસ્તાનની તિજોરીમાંથી 'હોમ ચાર્જિસ'[1] તરીકે જે રકમ વરસોવરસ ઇંગ્લંડ મોકલવામાં આવે છે, તે વધીને ૧૬,૦૦,૦૦૦ પાઉંડ જેટલી થઈ છે. મોટી મોટી સૌ નોકરીઓનો ઇજારો કરી બેઠેલા અંગ્રેજ અમલદારોના પગારની રકમ વરસે ૧૦,૦૦,૦૦૦ પાઉંડ જેટલી થાય છે. ટૂંકમાં, હિંદુસ્તાનની કુલ મહેસૂલની રકમ, કે જે અત્યારે ૪૪,૦૦,૦૦૦ પાઉંડ જેટલી છે, તેનો અર્ધોઅર્ધ ભાગ દર વર્ષે દેશની બહાર ચાલ્યો જાય છે. સાથે જ, હિંદુસ્તાનની ધરતીનો ભેજ પરદેશની ધરતીને જ ફળદ્રુપ તેમ જ સમૃદ્ધ કરે છે!

જેણે પોતે પોતાની જિંદગીનાં સારામાં સારાં તથા સુખીમાં સુખી વર્ષો હિંદુસ્તાનના રાજ્યતંત્રની જ નોકરી કરવામાં ગાળ્યાં છે, તેણે પોતે તે રાજ્યતંત્રની તેમ જ હિંદી સરકારની નાણાંકીય તેમ જ આર્થિક નીતિની નબળી બાજુ ઉઘાડી પાડવાનું કામ કરવું એ ખરેખર અજુગતું તેમ જ દુઃખદ છે. પરંતુ મેં આ કામ કર્તવ્ય ગણીને માથે લીધું છે, તેનું કારણ એ જ છે કે, હિંદુસ્તાનના અંગ્રેજી રાજ્યનો આર્થિક ઇતિહાસ આજે બધાને કહીને, હિંદુસ્તાનના લોકોની ગરીબાઈનાં ઊંડે રહેલાં કારણો ખુલ્લાં કરવાં જ જોઈએ, એમ હું માનું છું. હિંદુસ્તાનની સ્થિતિમાં બીજા કોઈ પણ દેશને મૂકી જુઓ: તેના ઉદ્યોગો ગૂંગળાવી નાખવામાં આવે, તેની ખેતી ઉપર ભારે તેમ જ અનિશ્ચિત મહેસૂલનો બોજો લાદવામાં આવે, તથા તેની નાણાંકીય વ્યવસ્થા એવી ગોઠવવામાં આવે કે જેથી કુલ મહેસૂલનો અર્ધોઅર્ધ ભાગ દર વર્ષે કાયમનો પરદેશ ઘસડાઈ જાય; તો થોડાં જ વરસમાં ધરતી ઉપરનો કોઈ પણ ભારેમાં ભારે સમૃદ્ધ દેશ પણ દુકાળના દારુણ પંજામાં કાયમને માટે સપડાઈ જાય. 'દેશની આવકનાં સાધનો વધતાં ચાલે, તેમ જ તેની મહેસૂલનો બધો ભાગ દેશમાં દેશના લોકો માટે જ ખર્ચવામાં આવે, તો જ તે દેશ સમૃદ્ધ થાય; તેથી ઊલટું દેશની આવકનાં સાધનો ઓછાં કરી નાખવામાં આવે, તેમ જ તેની મહેસૂલનો મોટો ભાગ પરદેશ ઘસડી જવામાં આવે, તો તે દેશ જરૂર ગરીબ થતો જાય,'—આ આર્થિક કાયદાઓ સાદા તેમ જ સ્પષ્ટ છે. હિંદુસ્તાનમાં પણ બીજે બધે જેમ થાય છે તેમ એ જ કાયદાઓનો અમલ છે, અને હોવો જોઈએ. તેથી જ્યાં સુધી હિંદુસ્તાનના ઉદ્યોગોને ફરી સજીવન કરવામાં ન આવે, તેના મહેસૂલવેરાને નિશ્ચિત કરી તેના ઉપર કાંઈક ન્યાયી મર્યાદા નાખવામાં ન આવે, તેમ જ તે રકમ વધારે પ્રમાણમાં હિંદુસ્તાનમાં જ ખર્ચવામાં ન આવે, ત્યાં સુધી હિંદુસ્તાનની ગરીબી દૂર થઈ શકે નહિ, કે ભીષણતામાં તેમ જ સંખ્યામાં વધતા જતા દુકાળોનો ઇલાજ થઈ શકે નહિ.

આજે નવા સૈકાની શરૂઆતમાં હિંદુસ્તાન વળી વધુ દુઃખદારિદ્ર્ય તેમ જ અશાંતિના વમળમાં ફસેલું છે. અત્યાર અગાઉ કદી ન પડેલા તેવા ભીષણ તેમ જ વ્યાપક દુકાળે આખા દેશને વેરાન કરી મૂક્યો છે. જે ભાગોમાં દુકાળની અસર પહોંચી નથી, તે ભાગોમાં પણ લોકોનાં હાડપિંજર જેવાં શરીરો તેમની અર્ધ ભૂખમરાની સ્થિતિ બતાવી આપે છે. કેટલાંય માણસોને પેટપૂરતું ખાવાનું મળતું નથી; તેમ જ નીચલા કંગાળ વર્ગના લોકો તો જિંદગીભર ભૂખ વેઠી વેઠીને પૂરતા પોષણ માટે જોઈએ તે કરતાં ઓછા ખોરાકથી જીવવાને ટેવાઈ ગયા છે. આની વિગતો નજર સામે પડી હોય, ત્યારે બ્રિટિશ સામ્રાજ્યના કોઈ પણ વફાદાર અમલદારે—પછી તે હિંદી હોય કે અંગ્રેજ—હિંદી સામ્રાજ્ય ઉપર ઝઝૂમી રહેલી આ ગંભીરમાં ગંભીર આફત દૂર કરવા માટે તેનાં કારણો તથા તેના ઉપાયોની ચર્ચા કરવાની પોતાની ફરજ સમજવી જોઈએ.

લંડન
ડિસેમ્બર, ૧૯૦૧ — રો૦ રમેશચંદ્ર દત્ત

[1] ૧. હિંદુસ્તાનમા નોકરી કરી ગયેલા અમલદારોનાં પેન્શનો વગેરે માટે ઇંગ્લંડ ભરવામાં આવતી રકમ.

આપણો સત્ય અંશ અવાક છે; ઉપરનો એોઢો વાચાળ છે.

* * *

શબ્દોનાં મોજાં આપણા પર સદાના લહેરે છે; પરંતુ આપણા ભીતરનું ઊંડાણ તો હમેશ નિઃશબ્દ હોય છે.

* * *

જીભાળાની અરેખાઈ જીભ વિનાના — મૂંગાને જ આવે છે.

ખલિલ જિબ્રાન

# સર સી. વાય. ચિંતામણિ

જન્મે આંધ્રના વતની, પણ પોતાની બધી પુખ્ત ઉંમર અલ્હાબાદમાં ગાળનાર, આપણા દેશના એક આગળ પડતા પત્રકાર, સર સી. વાય. ચિંતામણિ ૬૦ વર્ષની વયે હમણાં અલ્હાબાદમાં ગુજરી ગયા. છેલ્લાં બેએક વર્ષથી તે પથારીવશ હતા, અને છેવટે હૃદય બંધ પડતાં ૧–૭–'૪૧ ના રોજ દેવલોક પામ્યા. ૧૮૯૮ ની સાલમાં, એટલે કે પોતાની ૧૮ વર્ષની વયે તે છાપાના કામમાં પડ્યા, અને મરણ પર્યન્ત તેમાં જ મુખ્યત્વે રહ્યા. છાપાંમાંથી જાણવા મળે છે કે, મૃત્યુ અગાઉ બેચાર દહાડા પર જ તેમણે પોતાના 'લીડર' પત્રમાં લેખ પ્રસિદ્ધ કર્યો હતો.

'લીડર' પત્ર અંગ્રેજીમાં છે. આપણા પ્રાંતમાં અંગ્રેજી છાપાંમાં મુંબઈનું ઍંગ્લો-ઇંડિયન પત્ર 'ટાઇમ્સ' આગેવાન છે; તે પત્ર અંગ્રેજી કંપનીને હાથ છે. પરંતુ મદ્રાસ, બંગાળ, યુ.પી. વગેરેમાં એ દશા નથી. ત્યાં દેશી લોકો અંગ્રેજી છાપાંમાં પણ આગેવાની ભોગવે છે. યુ.પી.માં શ્રી. ચિંતામણિનું 'લીડર' ત્યાંનું આગેવાન પત્ર ગણાય છે. તેની હરીફાઈમાં ત્યાંનું ઍંગ્લો-ઇન્ડિયન પત્ર ન નભી શક્યું, તે શ્રી. ચિંતામણિના શક્તિશાળી પત્રકારિત્વને આભારી મનાય.

આ પત્ર ચલાવવાનું કામ તેમણે લગભગ તેના પ્રારંભથી જ કર્યું અને આજની તેની ચડતીએ આણ્યું. એટલે લગભગ એક પેઢી જેટલું તેઓ યુ.પી. માં રહ્યા. પરંતુ હિંદી ઉર્દૂમાં તે પાવરધા ન થયા એમ છાપાંમાંથી જાણવા મળે છે. એનું કારણ કદાચ એ હોય કે, જે જાતના રાજકારણના એ પ્રેમી હતા, એનું માધ્યમ અંગ્રેજી જ હતું, અને એને માટે પોતાની આસપાસના આમ-લોકની ભાષાની જરૂર નથી. બાકી તે કેવા શક્તિસંપન્ન હતા તે તો એક બે હકીકતો પરથી પણ જાણી શકાય છે. ને ધારત તો પોતાના વસવાટના પ્રાંતની ભાષા હાથ કરી લેત એટલું જ નહિ, તેમાં પત્ર પણ ચલાવી શકત.

એ યુનિવર્સિટીની પદવી પામ્યા નથી. કૉલેજનું એકાદ વર્ષ એમણે જોયું હતું. કામ કામને શીખવે એ ન્યાયે વર્તતાં જ તે દેશના એક આગલી હરોળના પત્રકાર બન્યા. એમની સ્મરણશક્તિનાં ભારે ગુણગાન થાય છે. પોતાના અનુભવનાં અનેક નાનાં નાનાં કથાનકો, વિગતો, અને વ્યક્તિઓ વિષેના જ્ઞાન વગેરેનો એ ભંડાર હતા, ને કોઈ બનાવનો દિવસ તારીખ ને વખત પણ કહી શકે, એવી શક્તિ તેમની હતી. આ કુદરતી બક્ષિસથી ને ધારે તે ભાષા અને વિદ્યા મેળવી શકે એમ હતું. પરંતુ વિનીત રાજકારણમાં લોકભાષાનું કામ બહુ પડતું નથી, અને શ્રી. ચિંતામણિ એ દળના એક આગેવાન હતા. નામ૦ ગોખલેને તે પોતાના રાજકીય ગુરુ મનાવતા. એમ તો ગાંધીજી પણ પોતાને ગોખલેજીના જ નમ્ર શિષ્ય તરીકે ઓળખાવે છે પરંતુ ગોખલેના અન્ય અનેક વિનીત શિષ્યોની જેમ, શ્રી ચિંતામણિને ગાંધીજીનું રાજકાજ જરાય ગમતું નહિ. તે તો એમ જ માનતા અને કહેતા કે, ગાંધીજીના કામથી દેશનાં વીસ વર્ષ લગભગ એળે ગયાં છે; જો વિનીત નીતિથી આ વર્ષો દેશે વાપર્યાં હોત, તો સ્વરાજ્યપંથે ઘણું સાધી શકાત. કદાચ આમાં ગાંધીજીની અને ચિંતામણિની સ્વરાજની કલ્પનામાં જ ભેદ હોવા ઘણો સંભવ છે. પરંતુ સદ્‌ગતના જીવનની એ વાત અત્યારે અપ્રસ્તુત ગણી છોડવી જોઈએ, અને જે લગની તથા અનન્યતાથી એ પોતાની માન્યતાનું રાજકારણ આગળ વધારવા મથતા, તેનો જ પાઠ આપણે એમના વારસોએ ગ્રહણ કરવો ઘટે.

૧૯૧૯ માં વિનીત દળના નેતાઓ મહાસભાથી જુદા પડયા, તેમ શ્રી. ચિંતામણિ પણ જુદા થયા. તે અગાઉ, બીજા બધા પોતાના વિનીત સાથીઓની પેઠે, તે પણ મહાસભામાં હતા, અને એની સેવા કરી જે શક્તિ ઈ. સ. ૧૯૧૮ સુધીમાં મહાસભા ધરાવતી થઈ હતી, તે ઘડવામાં પોતાનો ફાળો આપ્યો હતો. ૧૯૧૯ પછી વિનીતોએ પોતાનું નવું મંડળ કાઢ્યું, તેમાં એ જોડાયા અને એના એ પ્રમુખ પણ બન્યા હતા; તથા ૧૯૧૯ ના કાયદાની ધારાસભામાં જઈ તે યુ. પી. ના એક પ્રધાન પણ બન્યા હતા. એટલું જ નહિ, પોતાના પ્રિય સિદ્ધાંતોથી વિરુદ્ધ જઈ કાંઈ કામ કરવાનું આવતાં, પ્રધાનપદનો ત્યાગ કરી તે પાછા પોતાના પત્રના કામે પહોંચ્યા હતા. આવી નિષ્ઠા, આવો પ્રેમ, અને

આવી દેશભક્તિ અનુકરણીય છે. શ્રી. ચિંતામણિ તે વારસો મૂકીને ગયા છે. તે જે જાતના રાજકારણને વર્યા હતા, તે ભલે આજ નિષ્ફળ કે જોર વગરનું આપણને લાગે. પરંતુ કોઈ વસ્તુ સત્ય લાગતાં તેમાં નિષ્ઠાથી પડવું એ માનવજીવનનું નૂર છે. માન્યતા અને શ્રદ્ધાના ભેદો તો માનવ સૃષ્ટિમાં સનાતન હોવાના. પોતાની માન્યતા કે શ્રદ્ધા પ્રમાણે વર્તવું, અને બીજાને વર્તવા દેવું. એ જ પછી સુઘડ કે સંસ્કારી માનવ વ્યવહારનો કાયદો બને છે. અને એ જ ગાંધીજીના સત્યાગ્રહનું બીજ છે. શ્રી. ચિંતામણિ આ વસ્તુ તો સ્વીકારતા, કેમ કે વિનીત રાજકારણમાં એ વસ્તુ તો કદાચ મૂળભૂત છે. સત્યાગ્રહમાં એથી ઉપરાંત રહેલી વસ્તુઓનો ભલે ત્યાં અસ્વીકાર હોય.

શ્રી. ચિંતામણિના જવાથી હિંદે એક ઉમદા પત્રકાર અને પીઢ દેશપ્રેમી ગુમાવ્યો છે.

મ૦

# મુંબઈ ઈલાકાની કેળવણી

## ૧

મુંબઈ ઇલાકામાં ૧૯૪૦ના માર્ચ માસની આખરે જુદા જુદા પ્રકારની કેળવણીની સ્થિતિ કેવી હતી તેનો સરકારી અહેવાલ એક માસ પર હાથમાં આવ્યો. હાલ ૧૯૪૧ ચાલે છે, એટલે તે અહેવાલની હકીકત લગભગ ૧૬ માસ જૂની ગણાય. પરંતુ સરકારી ધોરણ પ્રમાણે હકીકત તૈયાર થઈને બહાર પડતાં ૮–૯ માસ ચાલ્યા જાય. ત્યાર પછી ધીમે ધીમે તે પ્રજાના હાથમાં પહોંચે. એટલે, ખરી રીતે જોતાં દોઢેક વર્ષ મોડો હોવા છતાં, આ અહેવાલ ઉલ્લાસમાં ઉદેલો છે. તેમાંથી કેટલીક જાણવા જેવી હકીકત નીચે તારવી છેઃ—

**મુંબઈ ઇલાકો**

| | |
|---|---|
| ક્ષેત્રફળ | ૭૭ હજાર ચો. માઈલ |
| વસ્તી (૧૯૩૧) | ૧૮૦ લાખ |
| ગામડાં અને શહેરો | ૨૧ હજાર |
| શાળા, મહાશાળાઓ | ૨૨ ,, |
| કેટલાં ગામડાં કે શહેરોમાં છે? | ૧૩ ,, |
| કેટલાં ગામડાંમાં નથી? | ૮ ,, |
| એકંદર વિદ્યાર્થીઓ | ૧૮ લાખ |
| વસ્તીના કેટલા ટકા ભણે છે? | ૧૦ |

**બ્રિટિશ ગુજરાત**

| | અમદાવાદ | ખેડા | પં. મ. | ભરૂચ | સુરત | કુલ બ્રિટિશ ગુજરાત |
|---|---|---|---|---|---|---|
| ક્ષેત્રફળ (ચો. મા.) | ૩,૮૪૬ | ૧,૬૨૦ | ૧,૬૦૮ | ૧,૪૬૮ | ૧,૬૫૧ | ૧૦,૧૬૩ |
| વસ્તી (૧૯૩૧) (હજારમાં) | ૯૨૪ | ૭૪૨ | ૪૫૫ | ૩૮૪ | ૬૬૩ | ૩,૧૬૮ |
| ગામડાં અને શહેરો | ૮૮૧ | ૫૮૦ | ૬૫૩ | ૪૦૮ | ૭૮૫ | ૩,૩૦૭ |
| શાળા મહાશાળા (માન્ય + અમાન્ય) | ૧,૦૮૨ | ૬૫૭ | ૪૬૮ | ૫૧૦ | ૬૬૩ | ૪,૦૪૦ |
| કેટલા ગામડાંમાં છે? | ૫૧૯ | ૪૫૧ | ૩૪૩ | ૩૨૬ | ૬૧૨ | ૨,૨૫૧ |
| કેટલા ગામડાંમાં નથી? | ૩૬૨ | ૧૨૯ | ૩૧૦ | ૮૨ | ૧૭૩ | ૧,૦૫૬ |
| કુલ વિદ્યાર્થીઓ (હજારમાં) | ૧૧૬ | ૮૦ | ૩૨ | ૩૬ | ૧૦૫ | ૩૬૭ |
| વસ્તીના કેટલા ટકા ભણે છે? | ૧૨.૫ | ૧૦.૭ | ૭ | ૧૧.૯ | ૧૫ | ૧૧.૮ |

ઉપરને હિસાબે મુંબઈ ઇલાકામાં ૩૮ ટકા ગામડાંમાં નિશાળો નથી અને ગુજરાતમાં ૩૨ ટકા ગામડાંમાં નથી. એટલે લગભગ ત્રીજા ભાગનાં ગામડાં હજુ નિશાળ વિનાનાં છે. મુંબઈ ઇલાકામાં જે ગામડાં નિશાળ વિનાનાં છે તે ગામડાં કેટલી વસ્તીવાળાં છે તેનું વર્ગીકરણ નીચે મુજબ છે:

| | નિશાળ વિનાનાં ગામડાંની સંખ્યા |
|---|---|
| ૧૦૦૦ અને ઉપરની વસ્તીવાળાં | ૩૩ |
| ૯૦૦ થી ૧૦૦૦ સુધીનાં | ૩૪ |
| ૮૦૦ થી ૯૦૦ ,, | ૪૬ |
| ૭૦૦ થી ૮૦૦ ,, | ૫૬ |
| ૬૦૦ થી ૭૦૦ ,, | ૧૫૫ |
| ૫૦૦ થી ૬૦૦ ,, | ૩૧૪ |
| ૪૦૦ થી ૫૦૦ ,, | ૧,૩૧૪ |
| ૪૦૦ નીચેનાં | ૬,૩૫૮ |
| | ૮,૩૧૦ |

આ શાળા વિનાનાં ગામડાં પોતાની નજીકનાં ગામડાંમાં શાળા હોય તો તેનો લાભ લઈ શકે છે. પરંતુ અવરજવરની મુશ્કેલી, ચોમાસાની મુશ્કેલી, અને માબાપની

ગરીબાઈ અને છોકરાંને ભણાવવાની અનિચ્છાને લીધે તે લાભ બહુ લેવાતો નથી. એટલે શાળા વિનાનાં ગામડાંનાં બાળકો મોટે ભાગે અભણ રહે છે. હજારની વસ્તીવાળાં ૩૩ મોટાં ગામોમાંથી એક પણ ગામ હવે શાળા વિનાનું ન રહે એવી યોજના થઈ છે, એમ રિપોર્ટ જણાવે છે.

## સંસ્થાઓ અને ખર્ચ

જે ૧૮ લાખ બાળકો કેળવણી લે છે તે જુદી જુદી કેળવણીની સંસ્થાઓમાં કેવી રીતે વહેંચાયેલાં છે, અને તેમાં ખર્ચ કયા પ્રમાણમાં થાય છે, તે જુઓ :—

| | સંખ્યા | વિદ્યાર્થીઓ સંખ્યાના ટકા | ખર્ચના ટકા |
|---|---|---|---|
| કૉલેજો | ૩૬ | ૧.૦ | ૪.૬ |
| માધ્યમિક શાળાઓ | ૮૭૨ | ૧૦.૦ | ૧૦.૫ |
| પ્રાથમિક શાળાઓ | ૧૯,૧૧૫ | ૮૪.૦ | ૬૨ ૦ |
| ખાસ શાળાઓ | ૨,૨૯૯ | ૫.૦ | ૬.૮ |
| | ૨૨,૩૨૨ | ૧૦૦.૦ | |
| વ્યવસ્થા, મકાનો વગેરે | | | ૧૫.૮ |
| | | | ૧૦૦ ૦ |

ઉપરના આંકડા બતાવે છે કે, શાળા અને મહાશાળાઓમાં ખર્ચ અપ્રમાણસર વહેંચાયેલું છે. તેમા વિદ્યાર્થી દીઠ કેટલું ખર્ચ થાય છે તે જોવાથી ઉપરના આંકડા વધારે સ્પષ્ટ થશે :—

| | વિદ્યાર્થી દીઠ ખર્ચ રૂ |
|---|---|
| યુનિવર્સિટી | ૫૧૧ |
| કૉલેજ | ૨૧૨ |
| હાઈ સ્કૂલ | ૬૦ |
| માધ્યમિક શાળા | ૩૭ |
| પ્રાથમિક શાળા | ૧૩ |
| ખાસ શાળા | ૪૦ |

ઘણીય પ્રાથમિક શાળાઓ ખરાબ મકાનોમાં બેસે છે; મકાનો કે સાધનોની પૂરતી સગવડ હોતી નથી. અરે, પેશાબખાનું સરખુંય હોતું નથી' એક શિક્ષકને બબ્બે ત્રણત્રણ ધોરણ સંભાળવાં પડે છે. ત્રીજા ભાગનાં ગામડાંમાં નિશાળો નથી. ત્યારે શહેરના બાળકો માટે અને ઉચ્ચ કેળવણી માટે છૂટે હાથે ખર્ચ થાય છે. વળી સરકાર નોકરોના ભારે પગારોમાં અને વ્યવસ્થાખર્ચમાં લાખોનું પાણી કરે છે. ગામડાં શાળા વિનાનાં રવડે છે ત્યારે શહેરો માટે અને પોતાને માટે સરકાર લાખું ધાલીને ખર્ચ કરે છે. જે થોડા ઘણા પૈસા ખરચાય છે તેમાંનું ઘણું ખર્ચ એળે જાય છે. જેઓ શાળામાં દાખલ થાય છે તેમાંના કેટલા ટકા છેક સુધી પહોંચે છે અથવા તો માધ્યમિક શિક્ષણ પૂરું કરે છે તે નીચેના આંકડા ઉપરથી જોવા મળે છે :

| | છોકરાઓ | છોકરીઓ |
|---|---|---|
| **પ્રાથમિક શાળા** | | |
| બાળવર્ગ | ૪,૦૮,૦૮૯ | ૧,૮૩,૦૮૩ |
| ધો. ૧ | ૨,૦૨,૦૧૩ | ૭૨,૬૭૮ |
| ધો. ૪ | ૧,૦૬,૨૩૫ | ૨૯,૧૩૫ |
| **માધ્યમિક શાળા** | | |
| ધો. ૧ | ૭૬,૬૬૩ | ૧૬,૪૭૦ |
| ધો. ૭ | ૧૧,૨૫૫ | ૧,૭૮૩ |
| **કૉલેજ** | | |
| વર્ષ ૧ | ૪,૦૮૦ | ૭૯૦ |
| વર્ષ ૪ | ૧,૪૦૧ | ૨૩૬ |

ઉપરના આંકડા બતાવે છે કે, પ્રાથમિક શાળામાં દાખલ થનાર છોકરાઓમાંથી અડધી સંખ્યા પહેલા ધોરણમા રહે છે અને તેના અડધા પ્રાથમિકશાળાનાં ૪ ધોરણ પૂરાં કરે છે. એટલે પ્રાથમિક શાળામાં દાખલ થનાર દર ૪ બાળકમાથી ૧ બાળક પ્રાથમિક ચાર વર્ષનું શિક્ષણ પૂરું કરે છે.

જેઓ પ્રાથમિકશિક્ષણ પૂરુ કરવા ભાગ્યશાળી થાય છે તેમાથી પોણા ભાગના આગળ ભણે છે અને તેના ૧૪ ટકા મૅટ્રિક સુધી પહોંચે છે. એટલે માધ્યમિક શિક્ષણ શરૂ કરનાર દર ૭ બાળકમાથી ૧ બાળક તે શિક્ષણ પૂરુ કરી શકે છે. મૅટ્રિક થનારમાંથી અર્ધાથી ઓછા આગળ જવાનો પ્રયાસ કરે છે; પણ તેમાંથી ત્રીજા ભાગના ઉચ્ચ શિક્ષણ પૂરું કરી શકે છે.

માધ્યમિક શિક્ષણ શરૂ કરનાર કન્યાઓમાંથી ફક્ત ૯ ટકા એટલે ૧૧માંથી ૧ મૅટ્રિક સુધી જાય છે, અને તેમાથી ૪૪ ટકા કૉલેજમાં દાખલ થાય છે, અને કૉલેજમાં દાખલ થનારમાંથી ૩૦ ટકા છેક સુધી ટકે છે.

આપણે ત્યાં માધ્યમિક શિક્ષણ અને મૅટ્રિકની પરીક્ષા એવી રીતે રચાયેલી છે કે, જાણે માધ્યમિક શિક્ષણ લેનાર દરેક બાળક કૉલેજમાં ભણવાનો હોય. ઉપરના આંકડા બતાવે છે કે, એ ખ્યાલ ખોટો છે અને કેળવણીને અવળે રસ્તે દોરવનારો છે. તેથી બાળકોની નકામી શક્તિ બગડે છે, અને જરૂરી શિક્ષણ મળતું નથી. માધ્યમિક શાળાના ૪થા વર્ષને હિસાબે જોઈએ તોપણ તે ધોરણમાં ભણનારમાંથી ફક્ત ૨૨ ટકા કૉલેજમાં દાખલ થાય છે. તો બાકીના ૭૮ ટકા માટે કૉલેજની તૈયારીરૂપે માધ્યમિક શિક્ષણ આપવાની શી જરૂર? જે મોટા ભાગના બાળકો માધ્યમિક શિક્ષણ લઈને જીવનનૌકા ખેડવા માંડે છે, તેમને જીવનમાં ઉપયોગી થાય તેવું શિક્ષણ આપવાની કેટલી જરૂર છે, તે ઉપરના આંકડા બતાવે છે. આ બાબત કંઈ નવી નથી પણ જેમને માથે એ બાબતનો વિચાર કરવાની જવાબદારી છે, તેઓ તે લક્ષમાં લઈને

તેને અનુરૂપ ફેરફારો કરે તો કંઈ નવું થાય ખરું. આ દિશામાં શુભ શરૂઆત મહાસભાવાદી પ્રધાનમંડળે કરી હતી, અને તેને પરિણામે ૮૮ પ્રાથમિક શાળાઓમાં વર્ધા-શિક્ષણ પ્રમાણે કેળવણી આપવાનું દાખલ કર્યું હતું અને પાંચ સરકારી હાઈસ્કૂલને મૅટ્રિકને ધોરણે શિક્ષણ આપતી બંધ કરીને તેમાં ઉદ્યોગશિક્ષણ દાખલ કર્યું હતું. પણ તે અખતરામાં આજે જીવ ક્યાં છે? પ્રાથમિક શાળાઓ તો ૧૯,૧૧૫ છે, અને માધ્યમિક શાળાઓ ૭૬૦ છે, તેમાં ઉપરની નાની સંખ્યાનો હિસાબ શો? જો ખરેખર સુધારો કરવો હોય તો આમ ગોકળ-ગાયની ગતિએ દિલ્હી પહોંચાય નહિ. પણ આજે તો ગોકળગાયની ગતિ પણ ક્યાં છે?

## ૨

## કન્યા કેળવણી

૧૯૩૯-૪૦ના વરસમાં સરકારી રિપોર્ટ પ્રમાણે મુંબઈ ઇલાકામાં કન્યા કેળવણીની સ્થિતિ કેવી હતી તેની હકીકત નીચે પ્રમાણે છે:

| | પ્રાથમિક શાળા | માધ્યમિક શાળા | કોલેજ | કુલ (ખાસ બીજી સંસ્થાઓ સાથે) |
|---|---|---|---|---|
| કન્યા શાળાઓ | ૧,૬૧૮ | ૧૨૩ | — | ૨૦૬૪ |
| તેમાં ભણતી કન્યાઓ | ૨,૦૮,૨૪૬ | ૨૫,૧૪૮ | — | ૨,૪૫,૧૨૨ |
| છોકરાની શાળામાં ભણતી | ૧,૯૬,૭૨૨ | ૧૧,૧૧૧ | ૨,૨૪૦ | ૨,૦૭,૯૩૮ |
| કુલ ભણતી કન્યાઓ | ૩,૯૪,૯૬૮ | ૩૬,૨૫૯ | ૨,૨૪૦ | ૪,૫૩,૦૬૦ |

સ્ત્રીઓની કુલ ૮૬,૨૪,૩૮૮ની વસ્તીમાંથી ૫.૨૫ ટકા ભણે છે, ત્યારે પુરુષોમાંથી ૧૪.૩ ટકા ભણે છે.

કોલેજોમાં જે સ્ત્રીઓ ભણે છે તેનું વર્ગીકરણ નીચે પ્રમાણે છે:

| | |
|---|---|
| બી. એ. માટે | ૧,૯૮૧ |
| શિક્ષણશાસ્ત્ર | ૬૦ |
| વેપાર | ૧૨ |
| કાયદો | ૧૬ |
| દાક્તરી | ૧૬૯ |
| ઇજનેરી | ૧ |
| ખેતી | ૧ |
| કુલ | ૨,૨૪૦ |

આ સંખ્યામાંથી કઈ કઈ કોમની સ્ત્રીઓ કોલેજોમાં ભણે છે અને કઈ કઈ કોમની કેટલા ટકા કન્યાઓ એકંદરે ભણે છે તે જુઓ:—

| | કોલેજમાં | સ્ત્રી-વસ્તીના કેટલા ટકા સ્ત્રીઓ ભણે છે? |
|---|---|---|
| ખ્રિસ્તી | ૨૪૬ | ૧૫.૫ |
| હિંદુ ઉચ્ચ વર્ણ | ૧,૪૦૭ | ૨૧.૬ |
| „ મધ્યમ „ | ૮૦ | ૩.૩ |
| „ પછાત „ | ૧૦ | ૨.૧ |
| મુસ્લિમ | ૫૩ | ૧.૦ |
| પારસી | ૩૬૧ | ૨૦.૩ |
| અન્ય | ૮૩ | ૧૦.૫ |
| કુલ | ૨,૨૪૦ | |

૧૯૩૮-૩૯માં સ્ત્રી-વસ્તીના ૪.૪૯ ટકા કન્યાઓ કે સ્ત્રીઓ ભણતી હતી તેને બદલે આ વરસમાં ૫.૨૫ ટકા ભણતી થઈ છે. સ્ત્રી-શિક્ષિકાઓ પ્રમાણમાં કેટલી ઓછી છે તે નીચેના આંકડા બતાવે છે:

| | સ્ત્રીઓ | | પુરુષો | |
|---|---|---|---|---|
| | શિક્ષણની તાલીમ લીધેલી | તાલીમ વિનાની | શિક્ષણની તાલીમ લીધેલા | તાલીમ વિનાના |
| પ્રાથમિક શાળા | ૩,૩૯૮ | ૩,૩૧૪ | ૧૪,૮૩૨ | ૨૨,૩૬૬ |
| માધ્યમિક શાળા | ૧૩૩ | ૧૮૨ | ૧૭૧ | ૧,૨૮૨ |
| હાઈસ્કૂલ | ૫૩૨ | ૮૫૬ | ૧,૫૦૯ | ૪,૨૬૦ |
| કુલ | ૪,૦૬૩ | ૪,૪૩૨ | ૧૬,૫૧૨ | ૨૭,૬૧૧ |

માધ્યમિક શાળા માટે સ્ત્રી-શિક્ષિકાને તાલીમ આપવા માટે જુદી કોલેજ નથી. અભ્યાસક્રમ એકસરખો હોય તો જુદી તાલીમ આપવાની જરૂર પણ ન હોય. પણ પ્રશ્ન એ છે કે, સ્ત્રીઓને અમુક હદ સુધી સામાન્ય શિક્ષણ આપ્યા પછી તેમને જુદા પ્રકારનું શિક્ષણ આપવાની જરૂર છે કે કેમ? જો હોય તો તેમને માટે શાળાઓમાં જુદા અભ્યાસક્રમની અને તેમને તાલીમ આપનાર શિક્ષિકાઓને જુદી તાલીમ આપવાની જરૂર છે. બને છે એમ કે, છોકરાઓની માફક છોકરીઓને પણ મૅટ્રિક થઈને કોલેજમાં જવાની દૃષ્ટિથી જ તૈયાર કરવામાં આવે છે. બધે એક જ દૃષ્ટિદોષ હોય છે. તેમાં મૂળભૂત ફેરફાર કરવામાં ન આવે ત્યાં સુધી આ સુધારો થવાનો નથી. એવો સુધારો જ્યાં થોડો પણ થયો છે ત્યાં કેળવણીમાં કંઈ વાંધો નથી આવ્યો, એમ કન્યાશાળાઓનાં નિરીક્ષિકા સાક્ષી પૂરે છે. તેઓ લખે છે: 'જુદા ધોરણમાં કરેલા આ સુધારાથી બીજા વિષયોના શિક્ષણ ઉપર ખરાબ અસર થઈ નથી. ઊલટું, જેઓ મૅટ્રિક થાય તેમને અને જેઓ મૅટ્રિક ન થાય તેમને બન્નેને નવી પદ્ધતિમાં વિશેષ જ્ઞાન અને કુશળતા મળવાથી લાભ થાય છે.'

કોલેજની દૃષ્ટિ છોડીને કેવળ જીવનની તાલીમનો ખ્યાલ રાખીને પ્રાથમિક અને માધ્યમિક બન્ને પ્રકારની કેળવણીમાં મૂળભૂત ફેરફાર કરવામાં આવે, તો છોકરા, છોકરીઓ બધાને લાભ થયા વગર રહે નહિ. તે વસ્તુ આપણી કેળવણીના ઘડનારાઓને હજુ ક્યારે સમજાશે!

વિઠ્ઠલદાસ કોઠારી

# વહેવારુ ખગોળ—૨૨

ગયા લેખમાં આપણે જોયું કે, હવે આપણા ખગોળશાસ્ત્રને એવી સ્થિતિ પર લાવવાની જરૂર છે કે તે આપણને આપણા દરરોજના કામકાજમાં ઉપયોગી થાય. હું શું કહેવા માગું છું એ વિષે ગેરસમજણ ન થાય એટલા માટે આ વિષે થોડી સ્પષ્ટતા કરી લઉં. અત્યાર સુધીમાં આપણા ખગોળશાસ્ત્રના પુનરુદ્ધાર માટે જે જે પ્રયત્નો થયા તે આપણા પંચાંગને શુદ્ધ કરવા માટે, એટલે ધર્મકૃત્યો અને ફલજ્યોતિષને ઉપયોગી થાય એવું શાસ્ત્રીય ગણિત પૂરું પાડવા માટે થયા. આની જરૂર હતી જ, એટલે આ પ્રયત્નો થયા એ સારું જ થયું. ખગોળના શાસ્ત્રીય અભ્યાસ માટે તીવ્ર બુદ્ધિની જરૂર પડે છે, તેથી આ શાસ્ત્રના અભ્યાસથી બૌદ્ધિક વિકાસ થાય છે. વળી આ શાસ્ત્રનો અભ્યાસ કરવાથી મન અનન્તમાં નિમગ્ન થઈ આધ્યાત્મિક વિકાસ પણ સાધે છે. આ બધા લાભો જેવા તેવા નથી. છતાં અત્યારે તો એ બધી બાબતોને એક બાજુ પર મૂકી આ શાસ્ત્રની માત્ર વ્યાવહારિક બાજુ આપણે તપાસવી છે, અને આ શાસ્ત્ર આપણને દૈનિક વ્યવહારમાં જે રીતે ઉપયોગી થાય તે રીતે તેનો વિકાસ કેમ થાય તે આપણે જોવું છે.

એક વખત આપણે જોઈ ગયા કે ખગોળના વ્યાવહારિક ઉપયોગો અત્યારે આટલા થાય છે:— આગબોટો ચલાવવી, વિમાનો ચલાવવાં, ઘડિયાળો નિયમિત રાખવી, પૃથ્વીના, દેશોના અને પ્રદેશોના નકશા બનાવવા, દેશોની અને પ્રદેશોની માપણી કરવી, વગેરે. આ તદ્દન વહેવારુ બાબતો ગણાવી. આ શાસ્ત્રનો અભ્યાસ બીજાં શાસ્ત્રોના અભ્યાસને જે મદદ કરે છે તે અહીં આપણે છોડી દઈએ છીએ (જેમ કે, પ્રકાશની ગતિનું માપ, સાપેક્ષતાના સિદ્ધાન્તની સાબિતી, સૂર્યકિરણોનો વૈદ્યકમાં ઉપયોગ, વગેરે.) આ વહેવારુ બાબતો માટે ખગોળના કયા કયા વિષયોની જરૂર પડશે તે હવે જોઈએ.

ઉપરની વહેવારુ બાબતો માટે આપણને આટલાં સાધનોની જરૂર પડે છે:—(૧) સૂક્ષ્મ વખત બતાવતું ઘડિયાળ, (૨) પસંદ કરેલી જગાના સૂક્ષ્મ અક્ષાંશ અને રેખાંશ (૩) ઇષ્ટ (પસંદ કરેલે) સમયે અને ઇષ્ટ (પસંદ કરેલે) સ્થળે આકાશનો કોઈ પણ પદાર્થ (તારો, ગ્રહ, ઉપગ્રહ કે સૂર્ય) આકાશમાં જે સ્થાને હોય તે સ્થાનનું સૂક્ષ્મ શાસ્ત્રીય માપ.

(૧) અત્યારના જમાનામાં કોઈ પણ વખતે સમય (ઘડિયાળના વખત)ને સૂક્ષ્મ રીતે જાણવામાં મુશ્કેલી પડવાની નથી. સાધારણ સાચો સમય લોકો તાર ઑફિસ, રેડિયો કે રેલવે સ્ટેશનમાંથી જાણી લે છે. દરેક તાર ઑફિસમાં દરરોજ સાંજના ચાર વાગ્યે ઘડિયાળ મેળવાય છે. લંડનના ઘડિયાળના વેપારી 'બિગ બેન કંપની', ગ્રીનિચની વેધશાળા સાથે તાર અને ટેલિફોનથી સતત સંપર્કમાં રહી પોતાના ઘડિયાળનો સમય ગ્રીનિચ પ્રમાણે બહુ સૂક્ષ્મતાથી રાખે છે અને દુનિયાના ઘણા દેશોને તાર અને રેડિયો દ્વારા સૂક્ષ્મ સમય પૂરો પાડે છે. આ કંપની સાથે કલકત્તાની મુખ્ય તાર ઑફિસે ગોઠવણ કરી છે. આ કંપની સાંજના ચાર વાગ્યામાં પાંચ મિનિટ ઓછી હોય તે વખતે તારથી કલકત્તાની ઑફિસમાં ઘંટડી વગાડવી શરૂ કરે છે. એટલે તરત જ કલકત્તાની ઑફિસ હિંદુસ્તાનની મુખ્ય ઑફિસોમાં અને તેઓ પોતાની શાખાઓમાં ઘંટડી વગાડવા માંડે છે. આ રીતે ચાર વાગ્યામાં બે મિનિટ બાકી હોય તે વખતે હિંદુસ્તાનની નાની મોટી બધી તાર ઑફિસોમાં ઘંટડી વાગવી શરૂ થઈ જાય છે. બરાબર ચાર વાગ્યે 'બિગ બેન કંપની'ની ઘંટડી બંધ થાય છે કે તરત જ કલકત્તાની ઘંટડી બંધ થાય છે. એટલે તરત જ મુખ્ય ઑફિસોની ઘંટડી બંધ થવાથી બધી ઑફિસોની ઘંટડી બંધ થાય છે. આ છેલ્લી ક્રિયામાં એટલે ઘંટડીઓ બંધ થવામાં દસેક સેકંડ ચાલી જાય છે, તેટલો જ ફરક બરાબર ચાર વાગ્યે તાર ઑફિસોની ઘડિયાળમાં રહે છે. દરેક તાર ઑફિસની ઘડિયાળ દરરોજ કેટલી આગળ કે પાછળ ગઈ તેની દૈનિક નોંધ દરેક તાર ઑફિસમાં રાખવામાં આવે છે. તેથી કોઈ પણ વખતે તાર ઑફિસમાંથી બહુ સૂક્ષ્મ સમય જાણી શકાય છે. સૌથી સારો વખત સાંજના ચાર વાગ્યા પછી તરતનો છે.

હિંદુસ્તાનના મધ્યસ્થ રેડિયો મથકને 'બિગ બેન કંપની' હિંદુસ્તાનના સ્ટૅન્ડર્ડ ટાઈમ પ્રમાણે રાતના નવ વાગ્યાનો સમય પૂરો પાડે છે, તેથી

આપણને કોઈ પણ રેડિયોમાંથી રાતના સ્ટેન્ડર્ડ નવ વાગ્યે બરાબર વખત મળે છે.

આપણાં રેલવે સ્ટેશનોનાં ઘડિયાળોમાં ઘણી વાર થોડો ફરક હોય છે, પણ કેટલો ફરક છે તેની બરાબર ખબર સ્ટેશન માસ્તરે રાખવી પડે છે, તેથી તેને પૂછવાથી બરાબર વખત મળશે.

(૨) અંગ્રેજ સરકારે હિંદુસ્તાનની માપણી કરવા માટે ઈ. સ. ૧૭૬૭માં કલકત્તામાં 'સરવે ઑફ ઇન્ડિયા' એ નામના ખાતાની સ્થાપના કરી, પણ ઈ. સ. ૧૮૦૨માં લેમ્બ્ટને મદ્રાસમાં આધાર-રેખા (base-line)ની માપણી કરી, ત્યારથી જ આ કામની શાસ્ત્રીય શરૂઆત થઈ ગણાય. આ કામ ૧૮૮૩માં પૂરું થયું. દરમ્યાન જેમ જેમ પ્રદેશો મપાતા ગયા, તેમ તેમ તેના નકશા આ ખાતા તરફથી છપાતા ગયા. હજુ પણ આ ખાતું કલકત્તામાં છે, પણ હવે માપણીનું કામ કંઈ બાકી નહિ હોવાથી હવે તે માત્ર નકશાઓ બનાવવાનું, છપાવવાનું અને વેચવાનું કામ કરે છે. અક્ષાંશની તેમ જ રેખાંશની ૩।। કલા × ૩।। કલા (એટલે લંબાઈ તેમ જ પહોળાઈમાં ૧ અંશના ૧૬મા ભાગ) ના નકશા ૨૪ ઇંચ × ૧૯ ઇંચના કદમાં તેણે તૈયાર કર્યા છે, એટલે તે ઉપરથી કોઈ પણ જગાના અક્ષાંશરેખાંશ બહુ સૂક્ષ્મતાથી જાણી શકાય છે, કારણ કે એક માઈલના અંતર માટે નકશામાં લગભગ ૫ ઇંચની જગા મળે છે. આ ખાતાએ અનેક પ્રકારના ઉપયોગી નકશા બહાર પાડ્યા છે. તેનું સૂચિપત્ર લગભગ ૧ રૂપિયાની કિંમતે મળે છે; ઠેકાણું: મૅપ રેકર્ડ ઍન્ડ ઇશ્યુ ઑફિસ, ૧૩ વૂડ સ્ટ્રીટ, કલકત્તા.

'ઇમ્પીરિયલ ગેઝેટિયર ઑફ ઇન્ડિયા' એ સરકારે પ્રકાશિત કરેલું બહુ પ્રસિદ્ધ પુસ્તક છે. તેમાં હિંદુસ્તાનનાં ઘણાંખરાં સ્થળોની માહિતી તેના અક્ષાંશરેખાંશ સાથે અંગ્રેજી વર્ણાનુક્રમે આપેલી છે. તેના ઘણા ભાગ છે. આમાં આપેલા અક્ષાંશરેખાંશના આંકડા ઉપર જણાવેલ સરવે ઑફ ઇન્ડિયા ખાતાએ જ પૂરા પાડ્યા છે. આમાં ઇષ્ટ સ્થળ આપેલું ન હોય, તો ઇષ્ટ સ્થળની સૌથી નજીકનું સ્થળ તેમાંથી શોધી કાઢવું અને તે સ્થળથી ઇષ્ટ સ્થળ કેટલું ઉત્તર-દક્ષિણ અને પૂર્વ-પશ્ચિમ આવેલું છે તે નક્કી કરી નીચેના હિસાબ પ્રમાણે ઇષ્ટ સ્થળના અક્ષાંશરેખાંશ નક્કી કરવા. ઉત્તર-દક્ષિણ અંતર એટલે અક્ષાંશ માટે ૧ અંશમાં ૬૯ માઈલ એ હિસાબે અક્ષાંશ નક્કી કરવા. પછી એ અક્ષાંશ પરથી નીચેના કોષ્ટક પ્રમાણે રેખાંશ નક્કી કરવા:

| અક્ષાંશ | રેખાંશના ૧ અંશમાં માઈલ | અક્ષાંશ | રેખાંશના ૧ અંશમાં માઈલ |
|---|---|---|---|
| ૦ | ૬૯ | ૧૦ | ૬૮ |
| ૨૦ | ૬૫ | ૩૦ | ૬૦ |
| ૪૦ | ૫૩ | ૫૦ | ૪૫ |
| ૬૦ | ૩૫ | ૭૦ | ૨૪ |
| ૮૦ | ૧૨ | ૯૦ | ૦ |

**ઉદાહરણ.** અમદાવાદના ભદ્રના ટાવરના અક્ષાંશ ઉ. ૨૩° ૨' અને રેખાંશ ૭૨° ૩૦' છે. ગૂજરાત વિદ્યાપીઠ ત્યાંથી ૧ માઈલ પશ્ચિમે અને ૨ માઈલ ઉત્તરે છે. તો ગૂજરાત વિદ્યાપીઠના અક્ષાંશ અને રેખાંશ કાઢો.

અહીં એક બે માઈલના જ હિસાબ કરવા છે અને આપણે અક્ષાંશરેખાંશમાં કળા સુધીની જ સૂક્ષ્મતા લાવી શકીએ એમ છીએ (તેના કરતાં વધારે સૂક્ષ્મતાની જરૂર પણ નથી), તેથી અક્ષાંશમાં ૧ અંશમાં ૬૯ માઈલને હિસાબે ૨ માઈલ માટે ૨ કળા આવે. આ અંતર ઉત્તરે હોવાથી અક્ષાંશ ઉ. ૨૩° ૨' + ૨' = ઉ. ૨૩° ૪' આવ્યા. હવે ઉપરના કોષ્ટકમાંથી ૨૦° અક્ષાંશ માટે રેખાંશના ૧ અંશમાં ૬૫ માઈલ અને ૩૦° અક્ષાંશ માટે રેખાંશના ૧ અંશમાં ૬૦ માઈલ છે. એ હિસાબે ૨૩° અક્ષાંશ માટે રેખાંશના ૧ અંશમાં ૬૩।। માઈલ આવે તે પરથી ૧ માઈલ માટે ૧ કળા આવે. આ અંતર પશ્ચિમે હોવાથી રેખાંશ ૭૨° ૩૦' − ૧' = ૭૨° ૨૯' આવ્યા.

આમ ખગોળના વહેવારુ ઉપયોગ માટે જરૂરી ત્રણ વસ્તુઓમાંથી પહેલી બે (ઇષ્ટ સમય અને ઇષ્ટ સ્થળનું સૂક્ષ્મ માપ) ઉપર મુજબ સહેલાઈથી આપણને મળી રહે છે અને તે માટે કંઈ ખાસ પ્રયત્ન કરવાનો રહેતો નથી. હવે ત્રીજી વસ્તુ એટલે ઇષ્ટ સમયે અને ઇષ્ટ સ્થળે કોઈ પણ આકાશીય પદાર્થનું આકાશમાં સૂક્ષ્મ સ્થાન નક્કી કરવાનું કામ રહે છે. તે માટે શું કરવું જોઈએ તેનો વિચાર આવતા લેખમાં કરીશું.

હરિહર ભટ્ટ

# સ્વ૦ જીવરામભાઈ કોઠારી

શ્રી. જીવરામભાઈ કલ્યાણજી કોઠારીને ગુજરાતનાં ઓછાં ભાઈબહેનો જાણે છે. પરંતુ તેથી શું? માનવ-જીવનની મહત્તા જાહેરાતથી નીપજતી નથી અને તેનાથી તેમાં ઉમેરો તો તલમાત્ર પણ થઈ શકતો નથી. જાહેરાતથી બહુ તો લોકો તેને વિષે જાણે છે એટલું જ; અને કીર્તિલોભી જીવ હોય તો કદાચ તેનાથી રાચે, પણ કાંઈક તે મહત્તાને ખોએ. શ્રી. જીવરામભાઈનો વિચાર કરતાં ખ્રિસ્તનું પેલું વાક્ય યાદ આવે છે—'દાન કરો, પણ ડાબો હાથ ન જાણે તેમ.'

મને યાદ છે તે મુજબ, ઈ. સ. ૧૯૨૫-૬ માં ઘણું કરીને જીવરામભાઈ સત્યાગ્રહાશ્રમ, સાબરમતીમાં આવ્યા આવ્યા તે લાખોનો વેપાર છોડીને. અનેક કચ્છી ભાઈઓની જેમ, નામનું નિશાળી શિક્ષણ પામેલા જીવરામભાઈ સરેરાશ એક સજ્જન અને કાર્યમાં એક કુશળ વેપારી હતા. આશ્રમમાં આવ્યા તેને બીજે વરસે પૂ. ગાંધીજી એક વર્ષ ક્ષેત્રસંન્યાસ લઈને આશ્રમમાં જ રહ્યા હતા. જીવરામભાઈની સેવાદીક્ષામાં કાંઈ બાકી હોય તો તે પૂરું કરી પાકું કરવાને માટે આ એક વર્ષનો બાપુજીનો આશ્રમનો સહવાસ, તે વર્ષના બીજા અનેક આશ્રમવાસીઓની જેમ, વિરલ સદ્‌ભાગ્ય ગણાય.

તે અરસામાં ગાંધીજી ઓરીસાની અનહદ ગરીબાઈની હૃદયદ્રાવક વાતો કહેતા, અને જણાવતા કે, દુનિયામાં હિંદ જેવો ગરીબ દેશ નથી અને હિંદમાં ઓરીસા જેવો ગરીબ પ્રાંત નથી; એની સેવા અતિ ભારે. સેવાનું કામ છે. અને એટલે સુધી જણાવતા કે, હું તો છેવટે મારું મરણ પણ ત્યાં થાય તે ઇચ્છું, જેથી દેશનું ધ્યાન એથી પણ એ અતિ સેવાપાત્ર પ્રાંત તરફ જાય. જીવરામભાઈએ આ બોલ ઉપાડી લીધા. આ જ અરસામાં એ વારંવાર રેલગ્રસ્ત પ્રાંતમાં રેલ આવી. જીવરામભાઈ તે વખતે કામ કરવા ગયા, અને મરણ સુધી તે જ પ્રાંતની સેવામાં પછી રચ્યાપચ્યા રહ્યા.

એમનું ત્યાંનું કામ ગાંધી સેવા સંઘના આશરા તળે ચાલતું હતું, એટલે સંઘના મંત્રી શ્રી ધોત્રે આ દર્દીના એમના કામથી સુપરિચિત ગણાય. હિંદી 'સર્વોદય'માં સદ્‌ગતને શ્રદ્ધાંજલિ અર્પતાં તે કહે છે:

'જીવરામભાઈ કચ્છના એક અતિ ધનિક વેપારી કુટુંબના હતા. . સુવાવસ્થામાં એમણે લાખો રૂપિયાનો વેપાર કર્યો હતો. પણ એમના દિલમાં એક એવી ઇચ્છા હતી કે જે માત્ર ધનથી પૂરી થઈ શકતી નહોતી. ગાંધીજી આફ્રિકાથી હિંદ પાછા આવ્યા ત્યારથી તેમની તરફ જીવરામભાઈ આકર્ષાયા હતા. . . . પહેલું તો ગાંધીજીના કામોમાં ધનથી મદદ કરતા રહ્યા. પરંતુ આખરે એમની ગાંધીજી પરની શ્રદ્ધાભક્તિ એટલી વધી કે, તન, મન, ધન ત્રણે ગાંધીજીના કામમાં અર્પણ કરવાનો એમણે સંકલ્પ કર્યો. પોતાના ભાગની કૌટુંબિક મિલકત લઈને તે અલગ થયા અને તે બધી દાનમાં આપી દઈ અપરિગ્રહી બની ગયા. ગાંધી સેવા સંઘની પાસે 'જીવરામ કોઠારી નિધિ' નામે ઉત્કલની સેવાને માટે જે અંકિત રકમ છે, તે એમની જ આપેલી રકમ છે '

'ચૌદ વર્ષ ઉપર ઓરીસામાં જે મોટી રેલ આવેલી, તેના રાહતકાર્ય માટે, ગાંધીજીની પ્રેરણાથી, તે ત્યાં ગયા અને......બાકીનું જીવન તે પ્રાંતની સેવામાં જ ગાળવાનો સંકલ્પ કર્યો.'

ઓરીસામાં દસ વર્ષ પર એમને કોઢનો રોગ લાગુ પડ્યો. પણ સેવાના કામમાં તે લાગ્યા રહ્યા હતા. ભાઈ ધોત્રે લખે છે,

'ગાંધીજી તથા કિશોરલાલભાઈએ કેટલીય વાર એમને સમજાવ્યા કે, તબિયતને માફક જગાએ જઈ પોતે બાકીનું જીવન ગાળે. પરંતુ ઉત્કલના કષ્ટમય જીવનમાં તેમને જે માનસિક શાંતિ લાગતી હતી, તે બીજે ક્યાંય નહોતી લાગતી......એમને કુટુંબીઓ એમના માટે હજારો રૂપિયા ખર્ચ કરવા તૈયાર હતા. લાખોના માલિક, પોતાના સંકલ્પ પ્રમાણે, ગરીબો પેઠે નાનીશી ઝૂંપડીમાં રહીને ગરીબ પેઠે જ મરવાનું (તા. ૨૩-૬-'૪૧) પસંદ કર્યું."

દેશના એ એક અદના સેવકને અંજલિ અર્પતાં ગાંધીજીએ 'સર્વોદય'માં લખ્યું છે, એ જીવરામભાઈના જીવનનો પરિચય આપવા માટે યોગ્ય પૂર્ણાહુતિ છે:

"જીવરામભાઈ ગયા. મારી દૃષ્ટિએ તે સાચા ભક્ત હતા. અને ભક્ત તો મરીને વધારે જીવે છે. તે મરી ગયા છે એમ કહેવા માટે મારો આત્મા સાફ ના પાડે છે. એમનો રોગી દેહ અવશ્ય ગયો—રાખ થઈ ગયો. એમનો ઉજ્જ્વલ આત્મા અમર છે, અને ઓરીસા પ્રાંતની રજકણમાં ઓતપ્રોત છે.

"જીવરામભાઈ ધનિક હતા. મારી વ્યાખ્યાના આદર્શ ટ્રસ્ટી બન્યા. પોતાના પૈસા ઓરીસાનાં ગરીબોમાં રેંટિયા-પ્રચારને માટે આપ્યા. તેઓ પોતે પણ ઓરીસામાં ગરીબ બનીને રહ્યા. અને ચોવીસ કલાકનું એમનું ચિંતવન ઓરીસાના લોકોનું કલ્યાણ જ હતું.

"શ્રી. ઈશ્વરલાલે (એમના ત્યાંના સાથી) આ ભક્તના અંતિમ જીવનનું આ પ્રમાણે વર્ણન આપ્યું છે:– 'લગભગ ત્રણ માસથી એમને ઝાડાની બિમારી હતી. ૧૮–૬–'૪૧થી દવા બંધ કરી દીધી. કહેવા લાગ્યા: 'આજ ત્રણ માસથી દવા કરાવું છું, પણ કશો ફરક પડતો નથી, તો હવે પ્રભુઇચ્છા.' પાણી અને માટીનો પાટો રખાવતા હતા. ખાવાનું તો છોડી દીધું. મોસંબીનો રસ લેતા હતા, તે પણ બંધ કરી દીધો. તા. ૨૩ની સવારથી પાણી પણ ના પીધું. ગળું સુકાય ત્યારે કોગળા ખૂબ કરતા હતા. મેં કહ્યું, 'થોડું પાણી પીઓને.' તેમણે કહ્યું, 'હવે પ્રાણ છૂટતા જાય છે તે નથી જોતા?' સવારમાં આમ કહ્યું અને ત્રણમાં ૧૦ મિનિટ બાકી હતી ત્યાં સુધી તે પૂરા ભાનમાં હતા. દસ મિનિટમાં એકાએક બેહોશ થઈ ગયા અને એકદમ સીધા સૂઈ રહ્યા. જરા પણ હાલચાલ વગર, ધીરેથી શ્વાસ બંધ થઈ ગયો.'

"આપણે સૌ એવા થઈએ એવું ભવ્ય મૃત્યુ આપણ સૌને મળો."

મ૦

# આપણું શરીર

## ૨. છાતીનો માળો

હવે આપણે ધડની રચના સમજીએ. ધડમાં બે મોટા વિભાગ છે — ૧. છાતીનો માળો, અને ૨. તેની નીચેનો પેટ–પેડુનો ખાડો કે બખોલ. આ બે ભાગમાં થઈને શરીરનું એન્જિન આવી જાય છે. બેઉ ભાગને છૂટા પાડનારો વચ્ચે એક પડદો કે અંતરપટ છે. તેને તે નામે આપણે ઓળખી શકીએ.

તે પડદા કે અંતરપટનું કામ જોઈ તેને ધમણ કહીએ તોય ખોટું નથી. આ પડદો ખાલી નિર્જીવ પડદો કે પડ જ નથી; તે શરીરમાં બરોબર ધમણનું કામ કરે છે. ધમણ દબાય છે અને ફૂલે છે, તેથી કરીને હવા ફેંકાય છે અને ખેંચાય છે. ધમણની પેઠે આ પડદો પણ સતત ઊંચોનીચો થઈ ફટકયા જ કરે છે. જ્યારે તે પેટ તરફ નીચો જાય છે, ત્યારે છાતીના ભાગમાં તેટલું પોલાણ થાય છે. તે ભરી કાઢવા તરત નાક વાટે હવા છાતીમાં ધૂસે છે, ને તેમાં રહેલાં ફેફસાં ફૂલે છે. થોડી વારે પડદો પાછો છાતી તરફ ઊંચો આવે છે, એટલે ફેફસાંની હવા દબાઈને બહાર નીકળે છે. આ પ્રમાણે પડદો શરીરના જીવનભર પોતાની મેળે ફટકયા જ કરે છે. તેથી તો આપણા પ્રાણ ચાલ્યા કરે છે. એટલે આ પડદો આપણા પ્રાણની ધમણ છે — પેટ અને છાતી વચ્ચેનો ખાલી અંતરપટ — પડદો જ નથી, પરંતુ પોતાની મેળે ફટકયા કરનારો એક અગત્યનો માંસનો પડદો છે.

છાતીનો આપણે માળો કહીએ છીએ. બે રીતે તેનો અર્થ સમજી શકાય. આપણી ૨૪ પાંસળીઓ ગોઠવાઈને તેમનો એક માળો કે પાંજરું જ બને છે, એ તો ઉઘાડું છે. પરંતુ પક્ષીના માળા પેઠે, આપણા પ્રાણ-પંખેરુનો પણ તે માળો જ છે; ખરેખર, તેને રહેવાનું તે પાંજરું જ છે. છાતીમાં શરીરનાં બે માર્મિક અંગ સમાયેલાં છે: હૃદય અને ફેફસાં. જો તેમનો આકાર જોઈએ, તો ફેફસાંરૂપી બે પાંખો પસારીને બેઠેલું હૃદયરૂપી પંખી તે ન હોય, એમ લાગે છે.

ધમણની પેઠે હૃદય પણ સતત પોતાની મેળે ધબકયા જ કરે છે. તેથી આખા શરીરમાં લોહી ફરે છે. તે આપણા શરીરનો મોટો પંપ છે. તે છે તો એક માંસનો લોચો જ. પણ કેટલો જોરાવર છે? તંદુરસ્ત શરીરમાં એક મિનિટમાં ૭૨ વાર તે ધબકે છે. અને એમ આખી જિંદગી વગર થાક્યે ધબકયા જ કરે છે.

પરંતુ હૃદય વિષે આપણે આગળ ઉપર અલગ સમજવાનું છે, એટલે અહીં આટલે અટકીશું.

ફ્લાવરનું શાક તો સૌએ જોયું હશે. એની બે પાંખડી ભેગી લો, તો ફેફસાં કેવાં છે તેનો કાંઈક ખ્યાલ તમને આવે. ફ્લાવરની દાણાદાર રચના જેવી જ ફેફસાંની રચના છે. નાની નાની અસંખ્ય ગોળ કોથળીઓ કે બુંદો એકઠાં ગૂંથ્યાં ન હોય! આ કોથળીઓમાં હવા ભરાય છે ને ઠલવાય છે. એ હવાથી આપણું શરીર જીવતું રહે છે. હવા અંદર જઈને શું કરે છે, તે વળી સ્વતંત્ર વાત સમજવાની થઈ; તે આગળ ઉપર.

ફેફસાંને જોડતી હવાનળી ગળામાં થઈ મોઢા અને નાક જોડે સંધાય છે. હવા તે વાટે ફેફસાંમાં જાય છે. પરંતુ મોઢા વાટે તો ખોરાક અને પાણીય પેટમાં જાય છે. હા; પણ તેને માટે ખોરાકનળી જુદી છે, અને તે ગળામાં થઈ ધમણને ભેદીને પેટમાં જાય છે. એમ હવાનળી અને ખોરાકનળી જુદી જુદી છે.

બેઉ નળી નાકમોઢા વાટે સંધાયેલી છે, તો કોઈ વાર એક નળીમાં જવાને બદલે બીજી નળીમાં જતું ન રહે? બની શકે. હવા પેટમાં જાય તેનો તો વાંધો નહિ. પણ ખોરાક કે પાણી હવાનળીમાં ઘૂસવાં ન જોઈએ. કોક વાર ઉતાવળે કે ગફલતમાં ખાતાંપીતાં એમ થઈ જાય છે, ત્યારે અસાંતરે ગયું એમ આપણે કહીએ છીએ, અને ખાંસીને તે તરત પાછું કાઢીએ છીએ. આમ ન થાય તે સારુ મોઢાની અંદર ઊંડે એક મજેદાર રચના કરવામાં આવી છે.

કશું તમે ગળો છો ત્યારે ગળું ઊંચું થાય છે એ તમે નિહાળ્યું હશે. તેમ ગળું ઊંચું ન થાય તો ગળી ન શકાય. ગળું ઊંચું થાય છે એટલે આપોઆપ હવાનળી ઉપર તેટલી વાર દાટો વાગી જાય છે. ગળામાં એવો દાટો પરમેશ્વરે બનાવેલો છે. આ દાટો એવી ખૂબીભેર બનાવેલો છે કે, તે હવાનળીનું મુખ બંધ કરે છે તેની સાથે ખોરાક પાણીને તેની નળીમાં સહેલાઈથી સંકોરી આપવાને માટે, પાણી કે પ્રવાહીને ઢળી પડવા જાણે ઘાટ પડતો ઢોળાવ જ ન હોય, તેમ બની જાય છે. ગળું નીચું થાય એટલે તે દાટો આપોઆપ ઊંચો રહી જાય છે અને હવાનળીનું મોં ઊઘડી જાય છે, એટલે હવા પાછી ફરવા લાગે છે. આ દાટાને આપણે પડજીભ કહીશું.

છાતીના માળાની રચનાની પણ ખૂબી છે. મગજ પેઠે જો તેને કોટ કર્યો હોત તો? તો છાતીએથી આપણે નમી કે વળી જ ન શકત. આજે તો છાતી હર્ષથી કે હિંમતથી ફૂલે છે તે ન ફૂલત. અરે, હૃદય ને ફેફસાં જ એના અક્કડ હાડી કોટમાં ગૂંગળાઈ જ જાત! તે હાલત જ કે ફૂલત જ કેવી રીતે? મગજ તો સ્થિર છે—તે ફૂલતું કે ફફડતું નથી. કોઈ વાર તેમાં હવા ભરાય, પણ તે જુદા પ્રકારની. એટલે ખોપરીનો ડબ્બો ત્યાં ચાલી શકે. છાતીને માટે તો, હવાની આવજા કરવા દે અને અંદરના પંખેરુને ફફડવા ફૂલવા દે, એવી સવડનો પાંસળીઓનો નરમ માળો જ જોઈએ.

આ પાંસળીઓ પીઠ પાછળ કરોડના મણકા જોડે સાંધેલી છે, અને આગળ છાતીનું ઊભું હાડકું છે તેની જોડે સંધાઈ છે. આમ છાતીના માળાને જોઈએ તેવો મજબૂત અને સધ્ધર બનાવી, તેમાં આપણું પ્રાણપંખેરું પરમેશ્વરે મૂક્યું છે.

પેટ-પેઢુના ખાડાની વાત હવે પછી.

મ૦

### સરકાર-મત કેળવવો જોઈએ

'લોકમત કેળવો' એ પોકાર પ્રજાકીય રાજકારણના આ જમાનામાં બહુ સંભળાય છે; પરંતુ સરકાર-મત પણ એક વસ્તુ છે અને તેને પણ કેળવવાની ઘણી જરૂર છે, એ હિંદી રાજકારણ પરથી તો સ્પષ્ટ કહી શકાય. હમણાં મૈસૂર રાજ્યની ધારાસભામાં મહાસભાવાદી મત ઠીક જોરદાર છે. તેમણે બજેટ-ચર્ચાને મિષે બે ઠરાવ આણ્યા — મંદિરપ્રવેશનો અને દારૂબંધીનો. બેઉ પ્રશ્નો વિષે લોકમત કેળવવામાં કશું બાકી રહ્યું નથી. જો કાંઈ બાકી હોય તો સરકાર-મત જ કેળવાવો બાકી છે. અને તેનો પુરાવો મૈસૂર સરકારે આ ચર્ચા દરમ્યાન જે જવાબો આપ્યા તે જ છે. સરકારી પ્રધાનોએ કહ્યું કે, આ બેઉ મુદ્દાઓ વિષે આ અગાઉ અનેક વાર કહેવામાં આવ્યું છે; (એટલે કે, લોકમત તો તૈયાર છે ને સરકાર-મતની મદદ ચાહે છે, એમ એનો અર્થ થયો.) તે મુદ્દાઓ વિષે સરકારને પૂરી સહાનુભૂતિ છે; અને લોકને માટે તે બહુ સારી વસ્તુઓ છે; પરંતુ ને સાધવામાં મુશ્કેલીઓ છે, એટલે લોકમત હજી કેળવો. એનો જ અર્થ કે, તે પ્રમાણે વર્તવા સરકાર-મત હજી તૈયાર નથી, ત્યાં સુધી હજી તમે લોકોમાં જઈ બકવાદ કર્યા કરો; અમને સાંભળવા સમય નથી. પરંતુ એવું તો કહેવાય નહિ. એટલે મૈસૂર સરકારે જે બે વાતો કહી, તે નવી તો નથી જ, છતાં જોવા જેવી છે

### હરિજનોનો મંદિરપ્રવેશ

આ બાબત લોકપક્ષે એમ સૂચવેલું કે, મુજરાઈ'(?) મંદિરોને સરકાર જે મદદ આપે છે તે બંધ કરવી ઘટે, કેમ કે તેમાં હરિજનોને પ્રવેશ નથી; જોઈએ તો આ બાબત લોકમત જાણવા સરકાર સમિતિ નીમે.

સરકારને જો સહાનુભૂતિ હતી તો મદદની રકમ બંધ કરવામાં વાંધો ન હોય. પણ તેણે તો આડી વાત કરી. તે કહે કે, ધાર્મિક બાબતોમાં વચ્ચે પડવાથી ઝઘડા ઊભા થાય છે. જો લોકમત તૈયાર હોય તો શાથી ઊભા થાય? મૂળ વાત એમાં એ જ કે, જૂનવાણી અને માલદાર લોકની નાની સંખ્યાને ન ગમે તે સરકારને પાલવે નહિ, કેમ કે સરકારો આજ એવા લોકોના ઉપર નભતી હોઈને, એમનાં જ હિત ને પ્રજાહિત અને એમનો જ મત તે પ્રજામત, એમ ગણી લઈને ચાલે છે. સરકારે એટલે સુધી કહ્યું કે, મદદની રકમ એટલી બૂજ છે કે, તે બંધ થવાથી મંદિરોને કાંઈ લાગે દેખ નથી. તો પછી બંધ કરવાની જે સાદી માગણી છે તેમાં વિઘ્ન ક્યાં રહ્યું? પરંતુ વાત છે સરકારના સહાયક લોક કે વર્ગોને પંપાળવાની. આથી જ સરકાર-મત કેળવવાની જરૂર છે. મૈસૂર ધારાસભાએ તો આ ઠરાવ, સરકાર-વિરોધ છતાં, પસાર કર્યો. એ પણ નોંધવું જોઈએ કે, આ ઠરાવ મૂકનાર શ્રી. યશોધરા દસાપ્પા નામનાં એક બહેન હતાં.

### દારૂનિષેધ

દારૂનિષેધની બીજી બાબતમાં પણ એવો જ લૂલો બચાવ મૈસૂર સરકારે કર્યો. પ્રધાને કહ્યું કે, આવકના કારણે સરકાર આમાં સંમત નથી થતી, એ બરોબર નથી; જોકે એ પણ એક કારણ ગણતરીમાં તો લેવું જ પડે. પણ સરકાર તો એમ પૂછે છે કે, ધારો કે દારૂબંધીનો કાયદો કર્યો, તો તેથી શું દારૂ પિવાનો બંધ થશે? આની સામે એમ પૂછી શકાય કે, ત્યારે શું કાયદો ન કરવાથી પિવાતો બંધ થશે એમ? દારૂ પીવા સરકાર સવડ નહિ કરી આપે તો તેથી શું સરકાર તૂટી પડશે? અને તેથી શું દારૂ પિવાનો બંધ થશે?— એમ સરકાર માને છે? ચોરીનો, લૂંટનો અને બીજા એવા અનેક કાયદા કરતી વખતે સરકારને આવો પ્રશ્ન નથી ઊઠતો. શું ચોરીનો કાયદો કરવાથી ચોરી બંધ થઈ છે? છતાં કાયદો શું કામ કર્યો છે? ચોરીને માટે હજારો આપી તેને કાબૂમાં લેવા કેમ નથી વિચારાતું? વાત એમ છે કે, સરકારને મન લોક દારૂ પીએ તે ચોરી જેવી રોકવા પાત્ર કુટેવ નથી. આ અવળી મતિ થવાનું કારણ દારૂની આવક છે. બાકી શું કાયદો કરવાથી દારૂ પીનારમાંથી કોઈ જ નહિ રોકાય? અને કેટલાક ખાનગી દારૂ ગાળશે, તો આજે પણ ક્યાં નથી ગળાતો? તેને સારુ સરકાર શું કરે છે? તે જ ચાલુ રાખવામાં શો વાંધો છે? ખરી વાત એમ છે કે, દારૂ પીનારા લોક પીએ જ છે તો આપણે તેમાંથી આવક કેમ જમા ન કરવી? એટલે કે, દારૂ બંધ કરવામાં તે માનતી નથી અને પોતાનો સ્વાર્થ સાધવા તાકે છે; અને તેની ટેવ પ્રમાણે, દોષનો ટોપલો પ્રજા ઉપર ચડાવે છે. ખરેખર, આ બાબત પણ સરકાર-મત જ કેળવવો બાકી છે. દારૂના વેપારીઓ ને મોટા ગજાના જૂજ પીનારા લોક પણ સરકારોને શરમાવે, તો તેણે તેમનું માનવું ઘટે, કેમ કે તેમના ઉપર આજ સરકારોને આધાર રાખવો પડતો નથી શું!

મ૦

પરંતુ હૃદય વિષે આપણે આગળ ઉપર અલગ સમજવાનું છે, એટલે અહીં આટલે અટકીશું.

ફ્લાવરનું શાક તો સૌએ જોયું હશે. એની બે પાંખડી ભેગી લો, તો ફેફસાં કેવાં છે તેનો કાંઈક ખ્યાલ તમને આવે. ફ્લાવરની દાણાદાર રચના જેવી જ ફેફસાંની રચના છે. નાની નાની અસંખ્ય ગોળ કોથળીઓ કે ખુંદો એકઠાં ગૂંથ્યાં ન હોય! આ કોથળીઓમાં હવા ભરાય છે ને ઠલવાય છે. એ હવાથી આપણું શરીર જીવતું રહે છે. હવા અંદર જઈને શું કરે છે, તે વળી સ્વતંત્ર વાત સમજવાની થઈ; તે આગળ ઉપર.

ફેફસાંને જોડતી હવા-નળી ગળામાં થઈ મોઢા અને નાક જોડે સંધાય છે. હવા તે વાટે ફેફસાંમાં જાય છે. પરંતુ મોઢા વાટે તો ખોરાક અને પાણીય પેટમાં જાય છે. હા; પણ તેને માટે ખોરાક-નળી જુદી છે, અને તે ગળામાં થઈ ધમણુને ભેદીને પેટમાં જાય છે. એમ હવાનળી અને ખોરાકનળી જુદી જુદી છે.

બેઉ નળી નાક મોઢા વાટે સંધાયેલી છે, તો કોઈ વાર એક નળીમાં જવાને બદલે બીજી નળીમાં જતું ન રહે? બની શકે. હવા પેટમાં જાય તેનો તો વાંધો નહિ. પણ ખોરાક કે પાણી હવાનળીમાં ઘૂસવાં ન જોઈએ. કોક વાર ઉતાવળે કે ગફલતમાં ખાતાંપીતાં એમ થઈ જાય છે, ત્યારે અસાંતરે ગયું એમ આપણે કહીએ છીએ, અને ખાંસીને તે તરત પાછું કાઢીએ છીએ. આમ ન થાય તે સારુ મોઢાની અંદર ઊંડે એક મજેદાર રચના કરવામાં આવી છે.

કશું તમે ગળો છો ત્યારે ગળું ઊંચું થાય છે એ તમે નિહાળ્યું હશે. તેમ ગળું ઊંચું ન થાય તો ગળી ન શકાય. ગળું ઊંચું થાય છે એટલે આપોઆપ હવાનળી ઉપર તેટલી વાર દાટો વાગી જાય છે. ગળામાં એવો દાટો પરમેશ્વરે બનાવેલો છે. આ દાટો એવી ખૂબીભેર બનાવેલો છે કે, તે હવાનળીનું મુખ બંધ કરે છે તેની સાથે ખોરાક પાણીને તેની નળીમાં સહેલાઈથી સંકોરી આપવાને માટે, પાણી કે પ્રવાહીને ઢળી પડવા જાણે ઘાટ પડતો ઢોળાવ જ ન હોય, તેમ બની જાય છે. ગળું નીચું થાય એટલે તે દાટો આપોઆપ ઊંચો રહી જાય છે અને હવા-નળીનું મોં ઊઘડી જાય છે, એટલે હવા પાછી ફરવા લાગે છે. આ દાટાને આપણે પડજીભ કહીશું.

છાતીના માળાની રચનાની પણ ખૂબી છે. મગજ પેઠે જો તેને કોટ કર્યો હોત તો? તો છાતીએથી આપણે નગી કે વળી જ ન શકત. આજે તો છાતી હર્ષથી કે હિંમતથી ફૂલે છે તે ન ફૂલત. અરે, હૃદય ને ફેફસાં જ એના અકકડ હાડી કોટમાં ગૂંગળાઈ જ જાત! તે હાલત જ કે ફૂલત જ કેવી રીતે? મગજ તો સ્થિર છે—તે ફૂલતું કે ફફડતું નથી. કોઈ વાર તેમાં હવા ભરાય, પણ તે જુદા પ્રકારની. એટલે ખોપરીનો ડબ્બો ત્યાં ચાલી શકે. છાતીને માટે તો, હવાની આવજા કરવા દે અને અંદરના પંખેરુને ફફડવા ફૂલવા દે, એવી સવડનો પાંસળીઓનો નરમ માળો જ જોઈએ.

આ પાંસળીઓ પીઠ પાછળ કરોડના મણકા જોડે સાંધેલી છે, અને આગળ છાતીનું ઊભું હાડકું છે તેની જોડે સંધાઈ છે. આમ છાતીના માળાને જોઈએ તેવો મજબૂત અને સદધર બનાવી, તેમાં આપણું પ્રાણપંખેરું પરમેશ્વરે મૂક્યું છે.

પેટ-પેઢુના ખાડાની વાત હવે પછી.

મ૦

"જીવરામભાઈ ધનિક હતા. મારી વ્યાખ્યાના આદર્શ ટ્રસ્ટી બન્યા. પોતાના પૈસા ઓરીસાનાં ગરીબોમાં રેંટિયા-પ્રચારને માટે આપ્યા. તેઓ પોતે પણ ઓરીસામાં ગરીબ બનીને રહ્યા. અને ચોવીસ કલાકનું એમનું ચિંતવન ઓરીસાના લોકોનું કલ્યાણ જ હતું.

"શ્રી. ઈશ્વરલાલે (એમના ત્યાંના સાથી) આ ભક્તના અંતિમ જીવનનું આ પ્રમાણે વર્ણન આપ્યું છે:– 'લગભગ ત્રણ માસથી એમને ઝાડાની બિમારી હતી. ૧૮-૬-'૪૧થી દવા બંધ કરી દીધી. કહેવા લાગ્યા: 'આજ ત્રણ માસથી દવા કરાવું છું, પણ કશો ફરક પડતો નથી, તો હવે પ્રભુઇચ્છા.' પાણી અને માટીનો પાટો રખાવતા હતા. ખાવાનું તો છોડી દીધું. મોસંબીનો રસ લેતા હતા, તે પણ બંધ કરી દીધો. તા. ૨૩ની સવારથી પાણી પણ ના પીધું. ગળું સુકાય ત્યારે કોગળા ખૂબ કરતા હતા. મેં કહ્યું, 'થોડું પાણી પીઓને.' તેમણે કહ્યું, 'હવે પ્રાણ છૂટતા જાય છે તે નથી જોતા?' સવારમાં આમ કહ્યું અને ત્રણમાં ૧૦ મિનિટ બાકી હતી ત્યાં સુધી તે પૂરા ભાનમાં હતા. દસ મિનિટમાં એકાએક બેહોશ થઈ ગયા અને એકદમ સીધા સૂઈ રહ્યા. જરા પણ હાલચાલ વગર, ધીરેથી શ્વાસ બંધ થઈ ગયો.'

"આપણે સૌ એવા થઈએ એવું ભવ્ય મૃત્યુ આપણ સૌને મળો."

મ૦

# આપણું શરીર

## ૨. છાતીનો માળો

હવે આપણે ધડની રચના સમજીએ. ધડમાં બે મોટા વિભાગ છે — ૧. છાતીનો માળો, અને ૨. તેની નીચેનો પેટ–પેડુનો ખાડો કે બખોલ. આ બે ભાગમાં થઈને શરીરનું એન્જિન આવી જાય છે. બેઉ ભાગને જુદા પાડનારો વચ્ચે એક પડદો કે અંતરપટ છે. તેને તે નામે આપણે ઓળખી શકીએ.

તે પડદા કે અંતરપટનું કામ જોઈ તેને ધમણ કહીએ તોય ખોટું નથી. આ પડદો ખાલી નિર્જીવ પડદો કે પડ જ નથી; તે શરીરમાં બરોબર ધમણનું કામ કરે છે. ધમણ દબાય છે અને ફૂલે છે, તેથી કરીને હવા ફેંકાય છે અને ખેંચાય છે. ધમણની પેઠે આ પડદો પણ સતત ઊંચોનીચો થઈ ફટકચા જ કરે છે. જ્યારે તે પેટ તરફ નીચો જાય છે, ત્યારે છાતીના ભાગમાં તેટલું પોલાણ થાય છે. તે ભરી કાઢવા તરત નાક વાટે હવા છાતીમાં ઘૂસે છે, ને તેમાં રહેલાં ફેફસાં ફૂલે છે. થોડી વારે પડદો પાછો છાતી તરફ ઊંચો આવે છે, એટલે ફેફસાંની હવા દબાઈને બહાર નીકળે છે. આ પ્રમાણે પડદો શરીરના જીવનભર પોતાની મેળે ફટકચા જ કરે છે. તેથી તો આપણા પ્રાણ ચાલ્યા કરે છે. એટલે આ પડદો આપણા પ્રાણની ધમણ છે — પેટ અને છાતી વચ્ચેનો ખાલી અંતરપટ — પડદો જ નથી, પરંતુ પોતાની મેળે ફટકચા કરનારો એક અગત્યનો માંસનો પડદો છે.

છાતીનો આપણે માળો કહીએ છીએ. બે રીતે તેનો અર્થ સમજી શકાય. આપણી ૨૪ પાંસળીઓ ગોઠવાઈને તેમનો એક માળો કે પાંજરું જ બને છે, એ તો ઉઘાડું છે. પરંતુ પક્ષીના માળા પેઠે, આપણા પ્રાણ-પંખેરુનો પણ તે માળો જ છે; ખરેખર, તેને રહેવાનું તે પાંજરું જ છે. છાતીમાં શરીરનાં બે માર્મિક અંગ સમાયેલાં છે: હૃદય અને ફેફસાં. જો તેમનો આકાર જોઈએ, તો ફેફસાંરૂપી બે પાંખો પસારીને બેઠેલું હૃદયરૂપી પંખી તે ન હોય, એમ લાગે છે.

ધમણની પેઠે હૃદય પણ સતત પોતાની મેળે ધબકચા જ કરે છે. તેથી આખા શરીરમાં લોહી ફરે છે. તે આપણા શરીરનો મોટો પંપ છે. તે છે તો એક માંસનો લોચો જ. પણ કેટલો જોરાવર છે! તંદુરસ્ત શરીરમાં એક મિનિટમાં ૭૨ વાર તે ધબકે છે. અને એમ આખી જિંદગી વગર થાક્યે ધબકચા જ કરે છે.

દાખલા તરીકે, આવા કોઈ પણ લેખકનું એક પુસ્તક આપણાં પુસ્તકાલયોમાં જરૂરઅજરૂરે ઘૂસી જાય અને તેની કિંમત ઓછામાં ઓછી ૧ રૂ. કે ૧ાા રૂ. ગણીએ તો, વધારે નહિ તો બે ચાર હજાર રૂપિયા સમાજના નિરર્થક જ જાય અને સમાજમાં એક આ રીતે જીવનારો નિરુપયોગી કાયમી બેઠાડુ વર્ગ ઉત્પન્ન થાય તે જુદું. અને એ જ ચાર હજાર રૂપિયાનું એક સારા સાહિત્યકાર કે સાક્ષરને ઉત્તેજન હોય તો કેવું સારું ?

હવે પુસ્તકવેચાણ બાબતમાં. પુસ્તકો ચપોચપ ખપી જાય એટલી જ બાબત તે પુસ્તક કે લેખકની સફળતા આંકવા વાસ્તે બસ નથી. પ્રકાશકો, બુકસેલરો વગેરે પુસ્તકવિક્રેતાઓ તો, સાહજિક છે કે, પુસ્તક જલદી ખપી જાય એ તરફ જ દૃષ્ટિ રાખે છે. પણ કેટલાંક પુસ્તકો વેચાણની બાબતમાં ૫૦૧ સાબુ જેવાં હોય છે, અને કેટલાંક ૧ રૂ. ના આઠ શેર સાબુ જેવા હોય છે. જેમ કે, એક ડઝન ૫૦૧ સાબુ વેચતાં કદાચ એક બે આના નફો મળે છે, પરંતુ મેલા રૂપિયાના આઠ શેરમાંના એક ડઝન સાબુ વેચતાં કદાચ મૂળ બંડોળ બાદ જતાં ઉપજનો નફો પણ રહે. મતલબ કે, સારું કમિશન અને સારો નફો રહે એ જ પુસ્તકવિક્રેતાની દૃષ્ટિ હોય છે પણ એ સ્થિતિ વાસ્તે સાહિત્યકારો જવાબદાર છે એ પણ ભૂલવા જેવું નથી.

સમાજને રુચિકર સાહિત્ય જલદી ખપી જાય એ વાત કબૂલ કરવા જેવી છે. પરંતુ સુરુચિ ઉત્પન્ન કરવી અને એ રુચિને વિકૃત ન થવા દેવી એ પણ સાચા સાહિત્યકોનું કામ છે. સાહિત્ય અને સંસ્કૃતિના ભવ્ય તંબૂમાં માનવોની વિકૃત રુચિનું ઊંટ પેસી ગયું તો સમાજને છિન્ન ભિન્ન કરી બહેકાવી વિનાશને પંથે લઈ જશે, અગર સમાજને વેવલો, વેંતિયો અને એકાંગી બનાવી દે તો નવાઈ નથી.

**મગનલાલ નાગરજી મહેતા**

---

## ‘હેલિયોગ્રાફ’ અથવા સૂર્યસંદેશ

ગયા અંકમાં શ્રી. કાકા કાલેલકરનો ‘કરસિયાંગ’-વાળો લેખ પ્રસિદ્ધ કરેલો, તેમાં ‘હેલિયોગ્રાફ’ અંગ્રેજી શબ્દ હતો; તેનો અર્થ કૌંસમાં ‘(સૂર્યનો ફોટો લેવાનું યંત્ર)’ એવો ઉમેરવામાં આવ્યો. અંગ્રેજી કોશ મુજબ તે શબ્દનો એક અર્થ એ છે. પણ શ્રી કાકાસાહેબને એ અર્થ વિવક્ષિત નહોતો. તેમણે પોતે ચહાતા અર્થનું સ્પષ્ટીકરણ લખી મોકલ્યું છે તે નીચે મુજબ છે. તેમાંથી વિજ્ઞાનની આ શોધનો પરિચય પણ વાચકોને મળશે:

“હેલિયોગ્રાફ આજકાલ દુનિયાનાં બધાં જ લશ્કરોમાં વાપરવાની વસ્તુ છે. ઘણા લોકો હેલિયોગ્રાફ શું છે એ જાણે છે. આ બિલકુલ સાદું અને સહેલું યંત્ર પહાડોમાં તેમ જ મેદાનોમાં, સૂર્યનાં કિરણ દ્વારા દૂર દૂર સુધી સંદેશો પહોંચાડવાનું કામ કરે છે. આની રચના બહુ જ સહેલી હોય છે. પારાથી કે ચાંદીના રસથી બનાવેલો એક ગોળ અરીસો, ફોટોના કેમેરાની પેઠે ત્રણ-પગી ઉપર બેસાડેલો હોય છે. એ અરીસાના મધ્યમાં એક નાનકડું કાણું રાખી (કાચમાં કાણું નથી પાડવું પડતું, પણ એક મીંડા જેટલા ભાગમાં પારો કાઢી નાખી) આરપાર જોવાની સગવડ કરેલી હોય છે. આની સામે બંદૂકની માખી જેવો એક કાંટો ઊભો કરેલો હોય છે. જ્યાં સંદેશો મોકલવો હોય, ત્યાં પાછલા કાણામાંથી સામેના કાંટા થઈને જોવાય છે અને સૂર્યનો પ્રકાશ અરીસા પર લઈને બરાબર એ ઠેકાણે ફેંકવામાં આવે છે.

“હવે આ અરીસાની પાછળ એક બટન રાખી, તાર ઑફિસમાં ચાલે છે તેવી રીતે ‘કડ કટ્ટ કડ કટ્ટ’ની ભાષામાં દબાવીએ તો સામેને સ્થાને સૂર્યપ્રકાશ બિન્દુ અને લીટીના રૂપમાં લઘુ, ગુરુની લિપિ ફેંકે છે.

“જો અરીસો હલાવવો ન હોય તો અરીસા પતરાં સામે બે પતરાં રાખવામાં આવે છે. બટન દબાવો કે ઉઘડે છે, છોડો એટલે બંધ થાય છે. આ રીતે પણ ‘કડકટ્ટી’ મોકલી શકાય છે સામેને ઠેકાણે આવો જ એક રશ્મિવાહક રાખવામાં આવે છે, જે સંદેશો મળ્યાનો એકરાર શબ્દે શબ્દે મોકલે છે.

“નિશાળના છોકરાઓ પણ ક્રીડાંગણ ઉપર સામસામા દૂર ઊભા રહી, નાનકડા અરીસા લઈ આ રમત રમી શકે છે. આ સંદેશવાહક રશ્મિયંત્ર સર હેન્રી સી. મેન્સે શોધી કાઢ્યું હતું.

“મારા નાનપણમાં મેં આનો ઉપયોગ પણ કર્યો હતો. એટલે મેં માન્યું કે, બધા આને વિષે થોડું ઘણું જાણતા હશે. તેથી જ અંગ્રેજી શબ્દનો ગુજરાતી અર્થ મેં નહોતો આપ્યો. રાત્રે જ્યારે સૂર્યનાં કિરણો નથી મળતાં, ત્યારે ‘લાઇમ લાઇટ’ કે કારબાઇડના ફાનસ આગળ પતરાં રાખી આ જ સગવડ સાધવામાં આવે છે.”

# નવું વાચન

**ભાષાવિજ્ઞાન પ્રવેશિકા :** (શ્રી સયાજી સાહિત્યમાળા, વડોદરા; પુષ્પ ૨૬૨ મું) કિં. ૧-૧-૬; પૃષ્ઠ ૨૭૫; લેખક: બચુભાઈ શુકલ; પ્રકા૦: અંબાલાલ વિઠ્ઠલભાઈ ઠક્કર.

કોઈ નવા કે ઓછા પરિચિત વિષયના પુસ્તકની રજૂઆત પોતાની ભાષાના બીજા લેખકોને, કે પોતાના સિવાયના બીજા વિષયના વિદ્વાનોને અજુગતી –અસભ્ય ગાળો ભાંડીને આ પુસ્તકની પેઠે નહીં થઈ હોય. પોતે જે કાંઈ નવીન કે અનવીન કર્યું તે કહી બતાવવા માટે બીજાઓને વખોડવાની આ લેખકના જેવી સાચે જ જરૂર પડતી હશે? લેખક કહેવા માગે છે કે, (પોતા સિવાયના) ગુજરાતી લેખકો, લેખિકાઓ, લેખકસંઘો, સાહિત્યમંડળો, પ્રકાશકો, વગેરે 'બિચારી ગુજરાતી ભાષાને' તો ભૂલી જ ગયાં છે. 'એ નિરાધાર તરુણીનો મર્મનિઃશ્વાસ' કોઈને કાને અથડાયો નથી. લેખક આક્ષેપ કરે છે કે, પ્રેમાનંદે અસ્તિત્વમાં આણેલી, અને નર્મદ-નવલરામ-ગોવર્ધનરામ-રમણભાઈ-કેશવલાલ-નરસિંહરાવ-કાન્ત અને નાનાલાલ વગેરેએ શૈશવમાં ઉછેરેલી ગુજરાતી ભાષા રૂપી 'અનાથ તરુણી'નું 'સ્વાસ્થ્ય' સાચવવાની દરકાર કર્યા વિના, અત્યારે સૌ કોઈ તેનો જેમ ફાવે તેમ, 'ઉપયોગ' કરે છે. તે ભાષા-તરુણીનો મર્મનિઃશ્વાસ ન સાંભળનારા સાક્ષર-રાક્ષસો ઉપરાંત અવલોકનકારો, તંત્રીઓ અને વૈયાકરણો ઉપર પણ લેખક સપાટો લગાવે છે. લેખકની મુખ્ય ફરિયાદ વૈયાકરણો સામે છે. તે કહે છે: 'આપણી ભાષા પાણિનિના સમયની ભાષા નથી રહી, અને છતાંય ભાષાનું વ્યાકરણ પાણિનિને અનુસરીને જ શીખવાય છે. વિદ્વત્તાનું આવું દેવાળું, ભાષાનો આવો અનાદર જગતની કોઈ સંસ્કારી પ્રજા સહન કરે? ભાષાવિજ્ઞાન અને વ્યાકરણવિજ્ઞાનમાં બીજા દેશોએ કરેલી પ્રગતિનો આપણને ખ્યાલ પણ છે?......જે ભાષાને ભાષા બનાવે છે, તે વ્યાકરણનો વિચાર કરી ગુજરાતીમાં એક પણ પુસ્તક નવી દૃષ્ટિથી લખાયું નથી......આ પુસ્તકમાં ગુજરાતી ભાષાનો વૈજ્ઞાનિક દૃષ્ટિએ અભ્યાસ થયો છે એવો દાવો છે.'

આટલો કારમો સપાટો શરૂઆતનાં પાનાંમાં જ સહન કરી લઈ પુસ્તકમાં આગળ વધવાનું શરૂ કરીએ, તો તત્સમ, તદ્ભવ કે તળપદા સૌ પ્રકારના શબ્દોની ખોટી જોડણીવાળું અને શબ્દોનાં લિંગ વિષે છેક જ અનાસક્ત લખાણ આપણી સામે રજૂ થાય છે. શરૂઆતમાં શબ્દ-વિજ્ઞાન અથવા ઉચ્ચારવિજ્ઞાન વિષે પ્રકરણ આવે છે; અને તેને અંગે 'ઉચ્ચારોત્પાદક શરીરતંત્ર'ની કાંઈક વિગતવાર ઠીક ઠીક ઝીણી ચર્ચા લેખક કરે છે. પછીના પ્રકરણમાં ઉચ્ચાર-પરિવર્તનનાં કારણોની છણણી કરીને લેખક ઠરાવે છે કે, 'ઉચ્ચારતંત્રના ભિન્ન ભિન્ન અવયવોની હરીફાઈ કે આળસ વાક્-શબ્દના પરિવર્તનનું મુખ્ય કારણ છે....વળી મોટે ભાગે માનસિક શૈથિલ્યને પરિણામે ઉચ્ચારશૈથિલ્ય જન્મે છે.'

બીજા ભાગમાં લેખક 'ભાષા' વિષય ઉપર આવે છે. તે કહે છે કે, "ભાષા એ મનુષ્યની વિચાર-ક્રિયાનું વિશિષ્ટ રૂપ છે......ભિન્ન ભિન્ન વ્યક્તિઓ વચ્ચે વિચારનો વિનિમય કરાવવો તે ભાષાનું કાર્ય છે......આમ છતાં સામાજિક સંસર્ગ કે વિસર્ગને લીધે ભાષાવૈવિધ્ય નીપજે છે......પણ આ ભિન્નતામાંથી વળી ઐક્ય પ્રાપ્ત થઈ શકે. કારણ, સામાજિક વર્ગોને એક બીજાથી છેક જ તટસ્થ રહેવું અઘરું છે......ભાષાને વૈવિધ્ય તરફ દોરી જતી અને વળી ઐક્ય તરફ ઘસડી લાવતી આ બે ધારાઓથી ભાષાવિકાસ સધાય છે. ભાષામાં વૈવિધ્ય આણવા મથતી અસરોથી ભાષા 'બોલી'ઓમાં વહેંચાય." આની બોલીઓને લેખક 'પ્રાકૃતો' (પ્રાકૃત-જન-કૃત) કહે છે. "પણ આવી પ્રાકૃતોને એક બીજાથી અળગું થવાપણું નથી જ હોતું. જનસમાજના દરેક વર્ગને બીજા વર્ગો સાથે વ્યવહાર રાખવો પડે. એટલે, ઉપર કહ્યું તે પ્રમાણે, વળી ભાષામાં ઐક્ય આણવા મથતી અસરો પોતાનું કામ કરવા લાગે. આમ પ્રાકૃતોમાં ઐક્ય લાવવા મથતી એક ભાષા સરજાય. એ ભાષા તે જ સંસ્કૃતિએ પ્રચાર કરેલી ભાષા, એટલે કે 'સંસ્કૃત' ભાષા." અને "જે ભાષાસ્ખલન વ્યક્તિવિશેષ કે સમુદાયવિશેષથી થાય છે તે 'અપભ્રંશ'" આ પ્રમાણે પોતાની પરિભાષા યોજી લઈ, લેખક આજની ગુજરાતી પ્રાકૃત કે અપભ્રંશ બોલીઓ અને શિષ્ટ ગણાતી 'સંસ્કૃત'-ગુજરાતીનો આખો વિસ્તાર ઉડતી નજરે તપાસી લે છે; અને કહે છે, 'સામાન્ય ભાષાનો અભ્યાસ કરતી વખતે એવી બોલીઓમાં ભિન્ન સ્વરૂપોને છૂટાં પાડવાં, અને તે ભાષાનો એક ભાષા તરીકે વિકાસ સમજવો, એટલું જ ભાષાવિજ્ઞાનીનું કામ છે......અને એક જ ભાષામાંથી ઊતરી આવેલી બધી ભાષાઓનો સંબંધ શોધવો તે તુલનાત્મક વ્યાકરણનો પ્રશ્ન છે'

ત્રીજા ભાગમાં લેખક 'વ્યાકરણ વિજ્ઞાન' ચર્ચે છે. આ વિભાગમાં પ્રથમ તે અત્યારની બોલાતી ભાષા, અને અત્યાર સુધી અનુસરાતા આવેલા વ્યાકરણની ભાષા વચ્ચેનો વિસંવાદ નામ, ક્રિયાપદ, નામવાક્ય, ક્રિયાવાક્ય, પ્રત્યય, જાતિ, વચન, કાળ, ભેદ તથા સકર્મક અને અકર્મક વગેરે વિભાગો દોળ દાખલા-દલીલો રજૂ કરીને બતાવે છે. આ વિભાગ એ રીતે રસિક છે, તથા માહિતીવાળો છે.

પછીના પ્રકરણમાં, બોલાતી ભાષાનું વ્યાકરણ પરિવર્તનશીલ શાથી હોય છે, તેનાં કારણો લેખક દર્શાવે છે. તે મુખ્યત્વે બે કારણો રજૂ કરે છે: એક તો વ્યાકરણ-

સંજ્ઞાઓમાં ઐક્ય સ્થાપવાની ઇચ્છા — (અર્થાત્ એક જ પ્રકારના બધા વ્યાકરણપ્રયોગોને એક હારમાં લાવવાની તીવ્ર ઇચ્છા, (જેમ કે, 'ખાધું', 'પીધું',નાં 'ખાધું', 'પીધું' એ રૂપો થાય, તેમ જ 'કહેલું' નું 'કીધું' કરવાની વૃત્તિ,) અને બીજું, વ્યાકરણરૂપોના ઉપર વપરાશથી પડતા ઘસારાને લીધે જ્યારે તે ઘસાયેલાં રૂપોમાં વ્યાકરણ-નિર્દેશ કરવાની શક્તિ ઓછી થઈ જાય ત્યારે, વ્યાકરણને વળી પાછું દર્શાવવા — ભાવનિર્દેશનની જરૂરિયાત પૂરી પાડવા — નવાં રૂપો ભાષામાં આણવાં તે. (જેમ કે મૂળ સંસ્કૃત વિભક્તિપ્રત્યયો આજની ભાષાઓમાંથી લુપ્તપ્રાય થતાં નો–ની–નું–થી–થકી જેવા અર્થપ્રત્યયો વાપરવામાં આવ્યા છે, અથવા જૂનાં સંસ્કૃત વા ફારસી અવ્યયોનો ઉપયોગ શરૂ થયો છે. 'નદીમ્ અગચ્છત્' એ ભાવ બતાવવા આપણે આપણી આજની ગુજરાતીમાં બીજી વિભક્તિનો પ્રત્યય ન હોવાથી 'તરફ' કે 'ભણી' વાપરીએ છીએ.) લેખક કહે છે: "અવ્યયોનો વિકાસ એ ભાષાપરિવર્તનનો એક વિશિષ્ટ પ્રકાર સૂચવે છે. મૂળ શબ્દનો ખરો અર્થ છોડી દઈ શબ્દ પહેલાં 'અવ્યય' બને છે; અને પછી છેક પ્રત્યયરૂપે એનું પરિવર્તન થવું કેટલું સ્વાભાવિક છે તે સમજાશે." 'ધીમેથી ઊતરજો'ને બદલે 'ધીમે રહી ઊતરજો' એમ જ્યારે કહીએ, ત્યારે રહી અવ્યયનો ભાગ ભજવે છે એ દેખીતું જ છે. 'ધ્યાન દઈ સાંભળજો' એ બીજો દાખલો છે. ચોથી વિભક્તિ માટે વપરાતો 'સારુ', ત્રીજી માટે વપરાતા 'વડે' અને 'વતી', વગેરે શબ્દો પણ મૂળ શબ્દો ઘસાઈને પછી 'અવ્યય' અથવા નિર્જીવ વ્યાકરણસંજ્ઞાઓ થઈ જવાના નમૂના છે.

તેમ જ, 'રાહ જોઈને બેસી રહ્યો છું', એમાં રહેવું ક્રિયાપદનો મૂળ અર્થ નથી રહ્યો; તે તો માત્ર એક વિશિષ્ટ સમયસંજ્ઞા છે. 'શ્રમથી', 'સાદાઈથી' જેવાં ક્રિયાવિશેષણોની સાદાઈ છોડી, 'શ્રમપૂર્વક', 'સાદી રીતે' જેવાં ક્રિયાવિશેષણો ભાષામાં ભાવદર્શનનું વૈવિધ્ય લાવવાના આગ્રહમાંથી જન્મે છે.

મૂળ શબ્દનો અર્થ ઊડી જઈ પ્રત્યય તરીકે વપરાતા શબ્દોમાં જે નિર્જીવતા આવી જાય છે એને લઈને જ આપણે એમને સંજ્ઞાશબ્દો કહ્યા છે. તે શબ્દો મૂળમાં પણ અર્થરહિત હોય છે એમ નથી. આવા સંજ્ઞાશબ્દોની વિશિષ્ટતા જ એ હોય છે કે, એની વ્યાખ્યા કરવી કે અર્થ આપવો અતિ કઠિન હોય છે. 'કે' ગુજરાતી ભાષાનો સંજ્ઞા-શબ્દ છે. ગુજરાતીમાં એણે થોડાં જ વર્ષ પહેલાં પ્રવેશ કર્યો છે. તે મૂળ ફારસીમાંથી ગુજરાતીએ એક વ્યાકરણસંજ્ઞા તરીકે ઉઠાવી લીધો છે. પણ ફારસીમાં એ 'કે'નો અર્થ ગુજરાતી 'કે' જેવો નથી. એ 'કે' જેવા સાદા શબ્દની વ્યાખ્યા આપવી કેટલું અઘરું છે?

ચોથા ભાગમાં લેખક શબ્દવિજ્ઞાન અને લેખનવિદ્યાનો વિષય ઉપાડે છે. પ્રથમ શબ્દકોષ નામના પ્રકરણમાં શબ્દના ઉચ્ચારમાં તેમ જ મૂળ અર્થ અને પ્રચલિત અર્થ વચ્ચે પડી જતા અદ્ભુત ફેરફારની વાત લેખક કરે છે. ઉચ્ચાર-સામ્ય હોવા છતાં તે જ શબ્દના જુદા જુદા અર્થ પણ ભાષામાં હોય છે. વળી, શબ્દ અને એના અર્થમાં હંમેશાં સરખી જ ભાવવાહિતા હોય છે એવું નથી હોતું. દરેક શબ્દમાં ભાવવાહિતા આપોઆપ જ પ્રકટ થાય છે, — કોઈ વાર ધ્વનિથી તો કોઈ વાર વિચારસંસર્ગથી. વળી એક જ વસ્તુનો નિર્દેશ કરતા અનેક શબ્દો ધીરે ધીરે ભાષામાં દાખલ થાય છે, તેમ જ નકામા પણ બનતા જાય છે. શબ્દોના અર્થ પણ ચિરસ્થાયી નથી. માણસનું જીવન જેમ જેમ બદલાય તેમ તેમ તેનો શબ્દભંડાર પણ બદલાવાનો. જુદી જુદી સામાજિક સ્થિતિના માણસો તે જ શબ્દો નથી વાપરતા હોતા.

શબ્દાર્થ-પરિવર્તનના પ્રકરણમાં લેખક તેનાં કારણો ચર્ચે છે. તે કહે છે: આપણા માનસમાં શબ્દોને સ્વતંત્ર સ્થાન નથી જ હોતું. શબ્દના શ્રવણથી ઊપજતા વિચાર-સંસર્ગથી શબ્દને છૂટો પાડી શકાય જ નહીં. એટલે ઘણી વાર એવું બને છે કે એકીસાથે ઘણા શબ્દો પોતાના અર્થ ફેરવી લે છે 'વાટ' અને 'રાહ' બંને શબ્દના અર્થ એક હોવાથી 'વાટ જોવી' અને 'રાહ જોવી' બંનેના અર્થ એક બને છે. વળી કોઈ ધાતુ ઉપરથી બનેલો શબ્દ એના સહોદરોથી છૂટો પડે અને એના મૂળાર્થને બતાવનારા બીજા શબ્દો ભાષામાં ન હોય તો એના અર્થમાં તરત જ પરિવર્તન થઈ છે એક ભાષામાંથી બીજી ભાષાએ ઉઠાવી લીધેલા શબ્દોનું ઘણી વાર આમ બને છે. આપણી ભાષામાં આવીને ઘણા ફારસી શબ્દોએ પોતાના મૂળાર્થ ગુમાવ્યા છે એનું કારણ એ જ છે કે, મૂળાર્થની સ્પષ્ટતા જાળવવામાં મદદરૂપ બીજા શબ્દો આપણી ભાષામાં નથી હોતા 'ખૂબ' શબ્દ ગુજરાતીમાં જુદા જ અર્થમાં વપરાયો છે. મૂળ ફારસી શબ્દનો અર્થ 'ઘણું' નહીં, પણ 'સુંદર' થાય છે.

ભાષાના શબ્દો ઉપર અનેક પ્રકારનો ઘસારો થયા કરે છે. વિશિષ્ટાર્થમાંથી વ્યાપક અર્થ અને વ્યાપકમાંથી વિશિષ્ટાર્થ થવો, તે ભાષાનો ક્રમ છે. શબ્દોના અર્થ પર પડતા આવા ઘસારાથી ભાષામાં એવા શબ્દોની, જગા ખાલી પડે. આવી રીતે ખાલી પડતી જગા અથવા નવા વિચારોને દર્શાવવાની જરૂરિયાતને અંગે ભાષાને નવા શબ્દોની જરૂર પડે. આવા શબ્દો ઉપજાવી કાઢવા પડે. ભાષાના મૂળ ધાતુશબ્દો ઉપરથી ઉપજાવાતા શબ્દો, તેમ જ વર્તમાન શબ્દોના જોડાણથી ઉપજાવાતા શબ્દોથી સાધારણ રીતે આ ગરજ સરે છે. પોતાની જ ભાષામાંથી જોઈતા શબ્દો ન મળે, અથવા ન ઉપજાવી શકાય, ત્યારે

શબ્દોનું અપહરણ આવશ્યક બને......ભાષાને શબ્દો મેળવવાનાં અને ઉપજાવી કાઢવાનાં એટલાં બધાં સ્થાન હોય છે કે, કોઈ સંપૂર્ણ નવો વાક્શબ્દ ઉપજાવી એમાં અર્થારોપણ કરવાનું જવલ્લે જ બને. ભાષા સર્જવી એટલે ભાષામાં કાંઈક તદ્દન નવું જ ઉમેરવું એ પ્રાયઃ અસંભવ છે. ભાષામાં રહેલાં નિગૂઢ તત્ત્વોનો વિકાસ એટલું જ આપણે માટે તો શક્ય છે એટલે કે, ભાષા તે સર્જનાત્મક કૃતિ નથી પણ વિકાસશીલ શક્તિ છે. ભાષાને મનુષ્ય બનાવતો નથી. પણ ભાષા મનુષ્યને દોરે છે, અને આપોઆપ વિકસે છે. ભાષાનું શાસ્ત્ર શક્ય છે તે તેથી જ.

લેખનવિદ્યાના પ્રકરણમાં લેખક જણાવે છે કે, લખાણ અને વાણી ભાષાના બે ભિન્ન પ્રકાર છે. આપણે બોલીએ તેવું જ લખવાને ગમે તેટલું મથીએ તો પણ એ નહીં બને. બોલવામાં જે બધી ઉચ્ચારની ખાસિયતો આવે તે લખાણ ન જ જાળવી શકે. દરેક વ્યક્તિ અજાણતાંયે સમજે છે કે, લખાણની ભાષા તે વ્યક્તિની ઉચ્ચારિત ભાષા નથી; પણ સમગ્ર જનતાએ માન્ય રાખેલી કૃત્રિમ ભાષા છે. લખવા બેસતાંની સાથે જ બીજા લખે તેમ લખવાની તીવ્ર ઇચ્છા થઈ આવશે.

લખાણ અને વાણીમાં ફેર પડે છે એનું મોટામાં મોટું પ્રમાણ જોડણી છે. જોડણી અને ઉચ્ચારનું અસામંજસ્ય દરેક ભાષામાં રહેવાનું જ. લખાણની ભાષા બોલાતી ભાષાને પગલે ચાલી શકે જ નહિ. ભાષા બોલાય તેમ લખવાનો પ્રયાસ કરવો નિષ્ફળ છે[1] ભાષાના પ્રત્યેક ઉચ્ચાર માટે એક એક જુદી સંજ્ઞા શોધી કાઢે, પણ ભાષા શીખતી વખતે તે ભાષાના ઉચ્ચારો કાને સાંભળ્યા પહેલાં કરવા શક્ય બને જ નહીં ત્યારે આવી અનેકવિધ ઉચ્ચાર-સંજ્ઞાઓનો શો ખપ? બોલાતી ભાષાને પહોંચી વળવાનો માર્ગ એક જ છે : એને બોલાતી સાંભળવી. જોડણીના કૃત્રિમ નિયમો લખાણ માટે જ છે; ઉચ્ચાર માટે નથી ખરી વાત તો એ છે કે, દરેક શબ્દને જુદો ઉચ્ચાર હોતો જ નથી. દરેક ભાષામાં વાક્-શબ્દની સ્વતંત્ર ઉચ્ચારપદ્ધતિ જ હોય છે. કોઈ પણ મરાઠી બોલનારને ગુજરાતી વાંચતાં શીખવો, અને પછી તેને ગમે તેવા જોડણીના કૃત્રિમ ઉપાયો કરી લખો, અને પછી જુઓ કે એના વાચનમાં અને ગુજરાતી બાળકના વાચનમાં કેટલો ફેર પડે છે. ભાષા બોલાતી સાંભળ્યા વિના ઉચ્ચાર કરી શકાય જ નહીં. ઉચ્ચાર અને જોડણીની દૃષ્ટિએ સંસ્કૃત ભાષાનો નંબર જગતની ભાષાઓમાં પહેલો આવે છે. છતાંયે ભારતવાસીઓમાં જ પ્રાંતે પ્રાંતે તેના ઉચ્ચારમાં ભેદ જણાશે.

આ ઉપરાંત વળી બીજી એક વાત ભૂલવી ન જોઈએ ઉચ્ચારપદ્ધતિ પળે પળે બદલાતી ચાલે છે. અને જોડણીને એની સાથે સાથે બદલાવું પડે, તો આજની લખેલી ભાષા કાલે બદલવી પડે. લખાતી ભાષામાં કોઈ જગાએ તો કૃત્રિમતાની ગાંઠ માનવી જ પડે. જ્યારે બોલાતી ભાષાનો ધારાપ્રવાહ ખાળવો અશક્ય છે.

છેલ્લા લિપિ-સુધારણાવાળા પ્રકરણમાં લેખક, ગુજરાતી લિપિએ આખા હિંદની સામાન્ય લિપિ બનવાનો 'સારો એવો અધિકાર' પ્રાપ્ત કર્યો છે, તે વાત ચર્ચે છે; તથા એ અધિકાર અપાવવા મૂળ દેવનાગરીથી વધારે પડતા દૂર નીકળી ગયેલા એવા કેટલાક ગુજરાતી અક્ષરોને વળી મચડીને એની પાસે લાવવાના થતા પ્રયત્નોને વખોડીને, પછી પ્રાંતો અને કોમો વચ્ચેની હરીફાઈ દૂર કરવા રોમન લિપિ દાખલ કરવાનો આગ્રહ રાખતા દૃષ્ટિબિંદુ વિરુદ્ધ અભિપ્રાય આપતાં તે જણાવે છે કે, લિપિ-ઐક્યનો આગ્રહ જ ખોટો છે. પોતાની લિપિમાં જ્યાં કેટલીક પ્રજાઓને (તુર્કી, ચીન વગેરે દેશોની) અગવડ જણાઈ, ત્યાં તેઓએ લિપિ બદલી છે. પણ ભારતવર્ષમાં લિપિ-સુધારણા પાછળ તેવો કશો ઉદ્દેશ નથી. રાષ્ટ્રઐક્ય માટે ભાષાઐક્ય અને ભાષાઐક્ય માટે લિપિઐક્ય — એવું કાંઈ કારણ હો તો હો. પરંતુ ભાષાઐક્ય માટે લિપિઐક્ય આવશ્યક જ હોય એવું લેખક માનતા નથી લિપિ આવડતી હોય તો ભાષા શીખવા માણસ પ્રેરાય એ શંકા પડતી વાત છે. પણ નવી ભાષા શીખવા બેઠેલાને એક નવી લિપિ શીખી લેવી ભારે ન પડે, એમ કહી લેખક જણાવે છે કે, લિપિસુધારણા કરવાની હોય તો તે ભાષાના ઉચ્ચારો બતાવવાની લિપિની ખામી દૂર કરવા માટે હોય; પરદેશીઓ એ ભાષા શીખે કે ન શીખે એ કારણે નહીં. અને જો આ ખામીની વાત કરીએ તો આજે દુનિયામાં ભાગ્યે જ એવી કોઈ ભાષા મળશે જેના લિપિ-અક્ષરો ઉચ્ચારને બરાબર પ્રદર્શિત કરતા હોય. તેમ છતાં ગુજરાતી ભાષામાંના કેટલાક ઉચ્ચારો માટે સંજ્ઞાઓની જે ખામી છે, તે દૂર કરવા ભાષાશાસ્ત્રીઓએ બેસવું જોઈએ અને 'શીખનારને ઉચ્ચારની દૃષ્ટિએ, લખનારને લખવાની દૃષ્ટિએ, અને છાપનારને છાપવાની દૃષ્ટિએ કેવી સરળતા આપી શકાય' તે જોઈને બધું નક્કી કરવાનું તે યોગ્ય માને છે; અને જણાવે છે, 'એ સિવાયનાં બધાં કારણોને ભાષાશાસ્ત્રી પ્રેરાવા નથી.'

'અભ્યાસી'

[1] આવો નિષ્ફળ અને ફોકટ પ્રયાસ કરવાનો ઇરાદો ગુજરાત વિદ્યાપીઠ રાખે છે એવું વિધાન કરી, લેખક તેને ફિટકારતા જવાની તક સાધી લે છે. પરંતુ ગુજરાત વિદ્યાપીઠે ઉચ્ચાર પ્રમાણે જોડણીનો દાવો ક્યારેય કર્યો છે ખરો? જોડણી', એવો આગ્રહ રાખનારા શ્રી. બળવંતરાય ઠાકોરને ગુજરાત વિદ્યાપીઠના મહામાત્ર શ્રી. મગનભાઈ દેસાઈએ વાળેલો જવાબ 'શિક્ષણ અને સાહિત્ય' વર્ષ ૨. અંક ૨ પા. ૭૭માં પ્રસિદ્ધ થયો છે.

**પુરાતન દક્ષિણ ગુજરાત:** લેખક તથા પ્રકાશક: મણિભાઈ દ્વિવેદી, નવસારી; પૃ. ૨૧૬+૧૬, કિં. ૧-૪-૦.

દક્ષિણ ગુજરાતનો આ સળંગ ઇતિહાસ નથી, પણ લેખક જણાવે છે તેમ, એ ભૂમિના 'જૂના ઇતિહાસ પર છૂટક છૂટક પ્રકાશ પાડતા લેખોનો સંગ્રહમાત્ર છે.' આવા 'છૂટક લેખોનો સંગ્રહ થાય તોપણ દક્ષિણ ગુજરાતની પુરાણી અસ્મિતાનો આછો પરિચય થઈ શકે, એ દૃષ્ટિથી' આ સંગ્રહ પ્રસિદ્ધ કરવા લેખક પ્રેરાયા છે.

દક્ષિણ ગુજરાતની અસ્મિતા લેખકમાં બહુ ભારે છે, એની ના પડાય તેમ નથી. એક લેખમાં તો લેખક તેના ઇતિહાસને પ્રાગ્-ઐતિહાસિક કાળની પણ પાર લઈ જવાનાં પગથિયાં માંડે છે. દક્ષિણ ગુજરાતને મોટા પૌરાણિક 'પરશુરામક્ષેત્ર'ના એક મુખ્ય વિભાગરૂપ માની લીધા બાદ, તેના ઇતિહાસને અઢારમી સદીના પ્રારંભથી માંડી, ઈસુની સદીની પાસપાસે લઈ જતી બીનાઓમા થઈ, ગુપ્તો અને મૌર્ય સમ્રાટોના સૂબાઓની હકૂમત સુધી સહેલાઈથી લઈ જવાનું લેખકને ફાવે છે. અને ત્યાર બાદ તો કલ્પના અને અનુમાનની પાંખો ઉપર ચડી, ઈસવી સન પૂર્વે ત્રણ ચાર હજાર વર્ષો અને તેની પણ અલંત પાર પ્રાગ્-ઐતિહાસિક કાળ તથા ભૂસ્તરકાળ સુધી તે પહોંચી જાય છે. તેમની દલીલો પણ રસિક હોઈ જોવા જેવી છે'

લાટમાંથી ગયેલી પ્રજાઓએ મકરાનને કાંઠે જઈ પોતાની મૂળ ભૂમિના નામ ઉપરથી 'લારિસ્તાન' (લાટસ્તાન) કેમ ન વસાવ્યું હોય? આજનું નવસારી ઈશુની સદીની શરૂઆતમાં નરસિપ્પા નામથી ઓળખાતું હતું એવો ઉલ્લેખ મેળવી શકાતો હોય, તો પછી સિંધુની ખીણનું હરપ્પા, ગોદાવરીની ખીણનું કડપ્પા, અને તુંગભદ્રાનો વિખ્યાત જળધોધ ગેરસપ્પા, એ બધાંના નામોને સમકાલીન તેમ જ એક જ જાતિએ પોતાના પરિભ્રમણ-કાળમાં યોજ્યાં હોય એમ કેમ ન બને? તો પછી સિંધુની ખીણની મોહન-જો-દરો અને હરપ્પાની સંસ્કૃતિ જેટલી જ તાપીની ખીણની સંસ્કૃતિ પણ જૂની કેમ ન ગણવી? વળી બૌદ્ધ કાળમા સુપ્રસિદ્ધ એવું ગુજરાતનું શૂર્પારક બંદર તિગ્રીસ યુફ્રેટીસના જળપ્રલય પહેલાંના સુમેરિયન પ્રજાના 'શુરુપક' નગરના નામનું મૂળ હોય તથા એ નગર બાંધનાર જાતિઓ ગુજરાતને શૂર્પારક બંદરેથી ગઈ હોય, અને તે સાથે પોતાના બાપોતી નિવાસ-સ્થાનનું નામ લેતી ગઈ કેમ ન હોય? (અને આમ ઈ. સ. પૂર્વે ૩૧૦૦ જેટલે સહેજે પહોંચી ગયા!) ઇજિપ્તમાં પણ પુરાણા રાજવંશ 'મેનસ'-ના ઘણા કાળ અગાઉ ત્યાં 'બદરયણ' સંસ્કૃતિ હતી; એ નામ તો ભારતનું પ્રસિદ્ધ બાદરાયણ નામ જ છે; અને પહેલાંના વખતમાં પશ્ચિમના દેશોમાં જવાનું બારું ગુજરાતનો કિનારો અને ખાસ કરીને તાપી-નર્મદાનાં મુખો જ હતાં; — તો પછી તાપીવાળાઓએ જ ઇજિપ્તને પણ સંસ્કૃતિ કેમ ન આપી હોય? પણ પશ્ચિમના દેશોને જ શા સારુ? શાંત મહાસાગરને કિનારે મેક્સિકોમાં 'મય' સંસ્કૃતિ વ્યાપેલી હતી. અને મય તો મહાભારતમાં પ્રસિદ્ધ નામ છે; એ મયાસુરની પ્રજા સરસ્વતીના સાગર-સંગમના ગુજરાતના બારેથી અગર તો નર્મદા તાપીને તટેથી મધ્ય અમેરિકાને કાંઠે સંચરી હોય તેવું અનુમાન કેમ ન કરાય?

આ પ્રકારનાં અનુમાનોમાં પડવું કોઈ રીતે હિતકર નથી; બાકી, લેખક કહે છે તેમ, 'જે ભૂમિમાં આપણે જીવવું છે, મરવું છે, એ ભૂમિની મહત્તા જાણીશું તો તેના પ્રત્યે માન અને ભક્તિ કેળવી શકીશું;'— એ વાત સાચી છે. જહાંગીરનું દિલ જીતનારું અત્તર નવસારીના ગુલાબ-મહેકતા બગીચાઓમાંથી આવતું હતું, નવસારીની જગન્નાથી જગતને ઢાંકવા વેપારી વહાણોમાં જતી, મીંઢોળાને કાંઠે પથ્થર ફોડી લોખંડ ગળાતું, નવસારીનો વણાટ-ઉદ્યોગ જોવા પરદેશી મુસાફરો 'અનેક' શ્રમ લઈ આવતા, નવસારીના જ ટાટા દીપચંદની પેઢીએ ગાયકવાડ સરકારની પ્રાંતની તિજોરીના નાણાં જમા થતા, આદમની ઓલાદ પથ્થરના હથિયારે પોતાનું રક્ષણ અને રોટલો મેળવતી તે જમાનાનાં હથિયાર પણ આ તાલુકાને કાંઠે મળ્યાં છે, તાપી-પૂર્ણા-અંબિકાના તટોએ પ્રજાતંત્રવાદી સાગરશૂરી નાગજાતિઓનાં મંડળો થયાં છે, મહાભારતકાલીન અસ્મક જાતિઓનાં પદાર્પણ આ ભૂમિ ઉપર થયાં હતાં. . . વગેરે વાતો સાચે જ 'પ્રેરક' નીવડે એમાં ના નથી.

અને એ ભાવનાથી લેખકે દક્ષિણ ગુજરાતના જુદા જુદા ભાગોની મળી શકતી પ્રાચીન-અર્વાચીન ઐતિહાસિક બીનાઓનો સંગ્રહ કરવા કરેલો પ્રયત્ન આવકારવા લાયક છે. જેમ કે, તેમણે તે પ્રદેશની અર્જુનજી તરવાડી જેવા અંગ્રેજોને અણીને વખતે પૈસા ધીરી પગભર કરનારી વ્યક્તિઓનો ઇતિહાસ આપ્યો છે; મળી આવેલાં કેટલાંક રાજશાહી ફરમાનો, આજ્ઞાપત્રો, તામ્રપત્રો, શિલાલેખો, વેચાણખતો, દસ્તાવેજો, મુદ્રાઓ, ખંડિત વાસણોના ટુકડાઓ વગેરેની માહિતી એકઠી કરી છે; તે તે અવશેષો ઉપર મળી આવેલી આકૃતિઓની બીજે ક્યાંક મળી આવેલી આકૃતિઓ સાથે સરખામણી કરી, તેમના કાળ વિષે અનુમાન બાંધવાનો પ્રયત્ન કર્યો છે; તે પ્રદેશમાં થયેલા નાગાર્જુન રસાયણશાસ્ત્રી જેવાની દંતકથા નોંધી છે; ગેમિલી જેવા પરદેશી મુસાફરોની પ્રવાસનોંધ સંઘરી છે; લોકકંઠે દોહરા આદિમાં જીવતો ઇતિહાસ તારવવા પ્રયત્ન કર્યો છે; અને અંતે પ્રાચીન તામ્રપત્ર, દાનપત્ર, શિલાલેખ વગેરેમાં મળતાં ગામોનાં નામોને આજનાં નામો સાથે મેળવવા પ્રયત્ન કર્યો છે.

આમ પોતે મેળવેલી કે પોતાને મળેલી 'નિવૃત્તિ'નો લેખકે સારો સરખો ઉપયોગ કર્યો કહેવાય. ગો૦

# માસિક વિવેચન

## પહેલી ઑગસ્ટ

લોકમાન્યની પુણ્ય સ્મૃતિને પવિત્ર દિવસે આ અંક વાચકોના હાથમાં પહોંચશે. એ દિવસની યાદ આપવા પૂરતીય નોંધ લખવી જોઈએ. એમની મહત્તા હવે કશી નોંધો કે મુલવણી ઉપર નથી અવલંબતી; બલ્કે એમને યાદ કરીને આપણે શોભીએ છીએ.

અને આજના વિષમ કાળમાં એ આપણને શો માર્ગ સૂચવે, એનાં લાંબાં ટૂંકાં અનુમાનોના ઘોડા દોડાવવા પણ વ્યર્થ છે. આજના જમાનાના આપણા નેતાઓએ પણ નહિ કલ્પેલા, એવા પ્રશ્નો અને એવી આંટીઘૂંટીઓ હિંદના તેમ જ જગતના આ વિષમ કાળે ઉપસ્થિત થઈ છે, અને જતે દહાડે તેમાં વધારો જ થતો જાય છે. લોકમાન્યને ગુજર્યે ૨૨ વર્ષ થયાં. તે આ પરિસ્થિતિમાં શું વિચારે, એ આકાશના ગ્રહો ગણનારા જોષી કરતાંય અધરિયું થાય.

પરંતુ, એક બાબતમાં તેમનો સ્થિર ઉપદેશ છે અને તે આપણને અચૂક માર્ગ ચીંધે છે. સ્વરાજ હજી મળ્યું નથી,—આપણો જન્મસિદ્ધ હક હોવા છતાં. જે કાંઈ કરીએ તે એ જન્મસિદ્ધ હકને અર્થે કરીએ. અને આજને પુણ્યપર્વે યાદ કરીએ કે, સ્વરાજ લેવું છે; પણ તેને માટે આપણે, આપણી પરિસ્થિતિ સમજીને, જે કરવું ઘટે તે કરીએ છીએ? પ્રામાણિકપણે અને હિંદ આખાની આઝાદી યાદ રાખીને વર્તીએ એ જ આજે લોકમાન્યનું સાચું તર્પણ હોઈ શકે.

## દાદાભાઈનું જન્મસ્થાન

વિદ્યાપીઠ વાચનમાળાની ૭મી ચોપડીના પ્રકાશક તરફથી નીચેની વિગત પ્રસિદ્ધ કરવાને માટે મળી છે.

"૭મી ચોપડીનો પાઠ ૧૨મો સ્વ. દાદાભાઈ વિષે છે. તેમાં (પાન ૩૯, લીટી ૩ જુઓ) એમ જણાવ્યું છે કે, દાદાભાઈનો જન્મ નવસારીમાં થયો હતો. મુંબઈ યુનિવર્સિટીના કુલનાયક શ્રી. મસાણીકૃત દાદા-ચરિતમાં એ બાબતમાં નીચેનું વાંચવામાં આવ્યું:

'નવસારીના ઘણા રહેવાસીઓ એવો દાવો કરે છે કે, અમારું ગામ દાદાભાઈનું જન્મસ્થાન છે. પરંતુ એને માટે કશો પુરાવો નથી.'

અને તેઓશ્રી જણાવે છે કે, દાદાભાઈનો જન્મ મુંબઈમાં માંડવીમાં થયો હતો. તે કાળે માંડવી (તે કાળનું નામ 'મંડવીમ'=જહાજપુર) એક નાનું માછીગામ હતું. આજ ત્યાં ખારવા, વાણિયા, ભાઈ, વહોરા અને મેમણો તેની ગીચ વસ્તીમાં રહે છે; પારસી રહેતા નથી જોવામાં આવતા. ૧૦૦ વર્ષ ઉપર એમ નહોતું; ત્યારે કેટલાક પારસીઓ એ લત્તામાં રહેતા હતા. એમાં એક, દાદાભાઈના પિતા શ્રી. નવરોજી પાલણજી દોરડી હતા.

"આ ઉપરથી, જે શિક્ષકો ૭મી ચોપડી શીખવતા હોય તેમને મજકૂર પાઠમાં નવસારી બદલીને મુંબઈ જન્મસ્થાન હતું, એમ કરવા વિનંતી છે. હવે પછીની આવૃત્તિમાં આ ફેરફાર કરી લેવામાં આવશે."

## શિક્ષણની એક મોટી ઊણપ

મોડો આવ્યો એનો ખંગ વાળવા જાણે ન હોય!—વરસાદે તો એકસામટો એવો ઝપાટો માર્યો છે કે, ગુજરાતમાં ઘણીખરી જગાએ લગભગ મોસમનાં પાણી પૂરાં થઈ જવા આવ્યાં છે. કેટલાક ભાગોમાં તો રેલસંકટ પણ આવી લાગ્યું છે. એટલે સુધી કે, સુરત વલસાડ તરફના ભાગમાં અનેક જગાએ રેલવે ધોવાઈ જવાથી કેટલોક વખત ખબરો જ મળી શકી નહોતી.

પૂર્વ બંગાળ ઓરીસા જેવા બહુનદીક દેશોમાં રેલની તરવાર તો ઝઝૂમતી જ હોય છે. ત્યાંના લોક તરવાની, કામચલાઉ હોડી ચલાવવાની, જરૂરી આવડતો સામાન્યપણે મેળવી લે છે. આપણે ત્યાં તેમ નથી.

ઘણા વિદ્યાર્થીઓ તરવાનું નથી જાણતા. હોડી ચલાવવાની તો વાત જ શી? આ ભારે શિક્ષણ-દોષ છે. તરવાની અને હોડી ચલાવવાની હરીફાઈઓ આપણે ત્યાં થવી જોઈએ. વ્યાયામ પ્રચાર મંડળે આ વિચારવા જેવું છે. અમદાવાદ જેવા ધનિક ગામે સાબરમતીમાં હોડી ફરી શકે તેટલા મહિના એક હોડી-મંડળ ચલાવવું જોઈએ. નદીમાં તણાતા લોકોની રક્ષાનું કામ પણ આવું મંડળ કરી શકે. દેશની નવ-જુવાન શક્તિએ આવાં કામો દ્વારા પોતાને કેળવવી ઘટે તેમાં તેમના સાહસપ્રિય જીવને રુચતું કામ અને નાગરિકતાને માટેની યોગ્ય તૈયારીની તાલીમ પણ મળી રહેશે. પાણીમાં ફરવાના—નૌકાનયનના આપણા સંસ્કારો ૧૭મા સૈકાથી જે દબાઈ ગયા છે, તે હવે જગવવા જોઈએ. નૌકા-વિદ્યા વગરના હોવાથી ગોરા વેપારીઓ આ દેશમાં ફાવ્યા એ પણ આપણે ભૂલવું ન જોઈએ. સિંધિયા કંપનીએ વહાણો બાંધવાનું કામ શરૂ કરીને એ ભારે રાષ્ટ્રીય ઊણપ દૂર કરવાનું પગલું ભર્યું છે,

એમાં જશ પૂરવો હોય તો પ્રજાએ હવે વેળાસર વહાણવટાનું માનસ ઘડવા લાગવું જોઈએ.

### અમેરિકાનો સ્વાતંત્ર્યદિન

જે સમયે હિંદમાં અંગ્રેજો આપણી જંજીરો ઘડતા હતા, ત્યારે ( ૧૮ મું સૈકું ) અમેરિકા અંગ્રેજોની હકૂમતમાં હતું. તેમાંથી તેમની જોડે લડીને સ્વતંત્ર થઈ આજની એની દશાએ પહોંચ્યું છે. અને આજે અંગ્રેજોને જ એમની સ્વતંત્રતા જાળવી રાખવામાં મદદ કરે છે, એ કાલની બલિહારી છે!

અમેરિકાના સ્વાતંત્ર્યની આ લડતનો પ્રારંભ, ઈ. સ. ૧૭૭૬ ના જુલાઈની ચોથી તારીખે, જ્યોર્જ વૉશિંગટનની અધ્યક્ષતા નીચે, આઝાદીનું પોતાનું જાહેરનામું પ્રગટ કરીને, અમેરિકન પ્રજાએ કર્યો હતો. ત્યારથી તેઓ આ દિવસ ઉત્સાહથી ઊજવે, એ સ્વાભાવિક છે. આ વર્ષે એ દિવસ વિલાયતમાં પણ ઊજવાયો, અને એનો વિગતવાર હેવાલ રૉઈટર કંપનીએ હિંદમાં મોકલી આપ્યો. એનું કારણ તો ઉઘાડું છે.

અમેરિકા અને ઇંગ્લેન્ડ જગતને અત્યારે એમ મનાવવાની માથાકૂટ કરતાં લાગે છે કે, યુરોપના લોકોનું આ યુદ્ધ પ્રજાસત્તાક રાજપદ્ધતિની રક્ષાને અર્થે છે. આ ઘોષણાનો પડઘો હિંદી હૃદયમાંથી ભાગ્યે જ ઊઠે છે, અને તેથી તેને જોર આપવા કે શા માટે, એ ઘોષણા વારંવાર અહીં કહેવામાં આવે છે. હમણાં જ વિલાયતના પરદેશ ખાતાના પ્રધાન, મિ. ઍન્થની ઈડને કહ્યું કે, પ્રજાઓ શાંતિથી પોતપોતાનું શુભ સાધી શકે તેવી સ્થિતિ સ્થાપવાની નેમવાળું આ યુદ્ધ છે. પોતાને માટે પ્રજાસત્તાક રાજ્ય ચલાતાં છતાં, હિંદી હૃદયમાં એની પતીજ પડતી નથી. બાકી અમેરિકનોએ જે સ્વાતંત્ર્ય-ઘોષણા કરી તેમાં તો હિંદ એક અવાજે સૂર પૂરે છે, અને અમેરિકાનું એ પ્રેરક કાર્ય અને તેની આઝાદી અખંડ રહો, એમ ખરા હૃદયથી ઇચ્છે છે.

### કરુણાવલંબી હાસ્યકથા

'મધ્યપ્રાંતના વિદ્યાર્થીઓમાં ખળભળાટ' એ મથાળાથી નાગપુરનો ખબરપત્રી 'હિંદુસ્તાન ટાઇમ્સ' પત્રમાં નીચેની ખબર આપે છે:

'ગયા ફેબ્રુઆરીમાં, તળે નામનો...કૉલેજનો એક છોકરો કૉલેજની પરીક્ષામાં ચોરી કરતો પકડાયો. કૉલેજના આચાર્યે તેને કૉલેજ કાઉન્સિલ આગળ બોલાવી, આ દોષને માટે ઠપકો આપ્યો. તળેએ બીજે દિવસે અફીણ ખાઈ આપઘાત કર્યો. અમરાવતીના વિદ્યાર્થીઓએ સભા ભરી અને તળેનું કૉલેજ કાઉન્સિલ સામે અપમાન કરવા બદલ કૉલેજના આચાર્યનો દોષ કાઢ્યો. આ મામલાની જાણ નાગપુર યુનિવર્સિટીને કરવામાં આવી. તેણે, ઉપરની ચળવળમાં આગેવાનીભર્યો ભાગ લેવા માટે જવાબદાર મનાયેલા વિદ્યાર્થીઓને માફી માગવા કહ્યું. તેમણે તેમ કર્યું નહિ એટલે તેમની પરીક્ષાનાં પરિણામો રોકી રાખવામાં આવ્યાં છે.

'બધી જાતના લોકમત ધરાવતા આગેવાન નાગરિકોએ અમરાવતીમાં સભા ભરીને, યુનિવર્સિટીએ મજકૂર વિદ્યાર્થીઓની વાત સાંભળ્યા વગર આરોબાર ફેંસલો આપવા બદલ, તેના આ કામને વખોડી કાઢ્યું. આગેવાન શહેરીઓની સહીઓથી, યુનિવર્સિટીના નામ૰ ચૅન્સેલરને એક વિનંતીપત્ર મોકલવામાં આવ્યું છે.'

એમ 'ડેમોક્રસી' અને હક-રક્ષા જોસભેર સચવાઈ છે, અને વિદ્યાર્થી મંડળો આ પ્રસંગનો લાભ લઈ પોતાની હયાતી સિદ્ધ કરવાની કામગીરી કરી રહ્યાં છે.

શું વિચારીને તળેએ આપઘાત કર્યો હશે ? એવું તે કેવું અપમાન પ્રિન્સિપાલે કરી દીધું કે તેણે આપઘાત કર્યો? ને ચોરી કરવાનું જે 'માનનીય' કામ એની રક્ષા સારુ વિદ્યાર્થીઓ રણજંગમાં કૂદી પડ્યા ? તળેના મરણથી સહેજે ઉદ્ભવે તેવી દયાની ભાવનાથી ત્યાંના શહેરીઓ પણ આ 'ડેમોક્રસી'ના નાટકમાં સંડોવાયા છે.

કૉલેજના આચાર્ય મહાશયનું માન વિદ્યાર્થી-સભાએ હણ્યું, એટલે તેમણે પોતા તરફથી યુનિવર્સિટીની વહાર આણી. માસ્તરનું જોર પરીક્ષા— એ ન્યાયે, તેણે બાધાઈ કરી રજનું ગજ કર્યું.

કોણ કોને દોષ દે? તળેના મરણ અર્થે, વિદ્યાર્થીઓએ પોતાની જમાત તરફથી કાંઈક કરવું જોઈએ, એમ કદાચ તેમને લાગ્યું. વિદ્યાર્થીઓ આમ કેમ કરે, એ બિચારા શિસ્તઘેલા આચાર્યને લાગ્યું. અને જમાનો સમજી વિનોદથી તેને હસી કાઢવાને બદલે, તે અને યુનિવર્સિટી રણે ચડ્યાં. વિદ્યાર્થીઓએ હવે એમનાં 'અખિલ ભારતીય' તંત્રોનાં ચક્રો ગતિમાન કર્યાં છે. બિચારા આચાર્ય! બિચારો તળે! બિચારી 'ડેમોક્રસી'!

કૉલેજ વિદ્યાર્થી અને તેના શિક્ષકો તથા યુનિવર્સિટીએ મળીને જે કારખાનું રચ્યું છે, તેના આ ફળને માટે તેઓ જ જવાબદાર છે. એક વિદ્યાર્થીનો આ પ્રકરણે ભોગ ન લીધો હોત, તો નર્યાં હાસ્યને માટે આ કિસ્સો સાહિત્યમાં ઉતારી શકાત.

### સરકાર-મત કેળવવો જોઈએ

'લોકમત કેળવો' એ પોકાર પ્રજાકીય રાજકારણના આ જમાનામાં બહુ સંભળાય છે; પરંતુ સરકાર-મત પણ એક વસ્તુ છે અને તેને પણ કેળવવાની ઘણી જરૂર છે, એ હિંદી રાજકારણ પરથી તો સ્પષ્ટ કહી શકાય. હમણાં મૈસૂર રાજ્યની ધારાસભામાં મહાસભાવાદી મત ઠીક જોરદાર છે. તેમણે બજેટ-ચર્ચાને મિષે બે ઠરાવ આણ્યા — મંદિરપ્રવેશનો અને દારૂબંધીનો. બેઉ પ્રશ્નો વિષે લોકમત કેળવવામાં કશું બાકી રહ્યું નથી. જો કાંઈ બાકી હોય તો સરકાર-મત જ કેળવાવો બાકી છે. અને તેનો પુરાવો મૈસૂર સરકારે આ ચર્ચા દરમ્યાન જે જવાબો આપ્યા તે જ છે. સરકારી પ્રધાનોએ કહ્યું કે, આ બેઉ મુદ્દાઓ વિષે આ અગાઉ અનેક વાર કહેવામાં આવ્યું છે; (એટલે કે, લોકમત તો તૈયાર છે ને સરકાર-મતની મદદ માગે છે, એમ એનો અર્થ થયો.) તે મુદ્દાઓ વિષે સરકારને પૂરી સહાનુભૂતિ છે; અને લોકને માટે તે બહુ સારી વસ્તુઓ છે; પરંતુ તે સાધવામાં મુશ્કેલીઓ છે, એટલે લોકમત હજી કેળવો. એનો જ અર્થ કે, તે પ્રમાણે વર્તવા સરકાર-મત હજી તૈયાર નથી, ત્યાં સુધી હજી તમે લોકોમાં જઈ બકવાદ કર્યા કરો; અમને સાંભળવા સમય નથી. પરંતુ એવું તો કહેવાય નહિ. એટલે મૈસૂર સરકારે જે બે વાતો કહી, તે નવી તો નથી જ, છતાં જોવા જેવી છે.

### હરિજનોનો મંદિરપ્રવેશ

આ બાબત લોકપક્ષે એમ સૂચવેલું કે, 'મુજરાઈ' (?) મંદિરોને સરકાર જે મદદ આપે છે તે બંધ કરવી ઘટે, કેમ કે તેમાં હરિજનોને પ્રવેશ નથી; જોઈએ તો આ બાબત લોકમત જાણવા સરકાર સમિતિ નીમે.

સરકારને જો સહાનુભૂતિ હતી તો મદદની રકમ બંધ કરવામાં વાંધો ન હોય. પણ તેણે તો આડી વાત કરી. તે કહે કે, ધાર્મિક બાબતોમાં વચ્ચે પડવાથી ઝઘડા ઊભા થાય છે. જો લોકમત તૈયાર હોય તો શાના ઊભા થાય? મૂળ વાત એમાં એ જ કે, જૂનવાણી અને માલદાર લોકની નજરી સંસ્થાને ન ગમે તે સરકારને પાલવે નહિ, કેમ કે સરકારો આજ એવા લોકોના ઉપર નભતી હોઈને, એમનાં જ હિત તે પ્રજાહિત અને એમનો જ મત તે પ્રજામત, એમ ગણી સર્પને ચાલે છે. સરકારે એટલે સુધી કર્યું કે, મદદની રકમ એટલી જૂજ છે કે, તે બંધ થવાથી મંદિરોને કાંઈ લાગે તેમ નથી. તો પછી બંધ કરવાની જે સાદી માગણી છે તેમાં વિઘ્ન ક્યાં રહ્યું? પરંતુ વાત છે સરકારના સહાયક લોક કે વર્ગોને પંપાળવાની. આથી જ સરકાર-મત કેળવવાની જરૂર છે. મૈસૂર ધારાસભાએ તો આ ઠરાવ, સરકાર-વિરોધ છતાં, પસાર કર્યો. એ પણ નોંધવું જોઈએ કે, આ ઠરાવ મૂકનાર શ્રી. યશોધરા દસાપ્પા નામનાં એક બહેન હતાં.

### દારૂનિષેધ

દારૂનિષેધની બીજી બાબતમાં પણ એવો જ લૂલો બચાવ મૈસૂર સરકારે કર્યો. પ્રધાને કહ્યું કે, આવકના કારણે સરકાર આમાં સંમત નથી થતી, એ બરોબર નથી; જોકે એ પણ એક કારણ ગણતરીમાં તો લેવું જ પડે. પણ સરકાર તો એમ પૂછે છે કે, ધારો કે દારૂબંધીનો કાયદો કર્યો, તો તેથી શું દારૂ પિવાતો બંધ થશે? આની સામે એમ પૂછી શકાય કે, ત્યારે શું કાયદો ન કરવાથી પિવાતો બંધ થશે એમ? દારૂ પીવા સરકાર સવડ નહિ કરી આપે તો તેથી શું સરકાર તૂટી પડશે? અને તેથી શું દારૂ પિવાતો બંધ થશે?— એમ સરકાર માને છે? ચોરીનો, લૂંટનો અને બીજા એવા અનેક કાયદા કરતી વખતે સરકારને આવો પ્રશ્ન નથી ઊઠતો. શું ચોરીનો કાયદો કરવાથી ચોરી બંધ થઈ છે? છતાં કાયદો શું કામ કર્યો છે? ચોરીને માટે ઇજારા આપી તેને કાબૂમાં લેવા કેમ નથી વિચારાતું? વાત એમ છે કે, સરકારને મન લોક દારૂ પીએ તે ચોરી જેવી રોકવા પાત્ર કુટેવ નથી. આ અવળી મતિ થવાનું કારણ દારૂની આવક છે. બાકી શું કાયદો કરવાથી દારૂ પીનારમાંથી કોઈ જ નહિ રોકાય? અને કેટલાક ખાનગી દારૂ ગાળશે, તો આજે પણ ક્યાં નથી ગળાતો? તેને સારુ સરકાર શું કરે છે? તે જ ચાલુ રાખવામાં શો વાંધો છે? ખરી વાત એમ છે કે, દારૂ પીનારા થોક પીએ જ છે તો આપણે તેમાંથી આવક કેમ જમા ન કરવી? એટલે કે, દારૂ બંધ કરવામાં તે માનતી નથી અને પોતાનો સ્વાર્થ સાધવા તાકે છે; અને તેની ટેવ પ્રમાણે, દોષનો ટોપલો પ્રજા ઉપર ચડાવે છે. ખરેખર, આ બાબત પણ સરકાર-મત જ કેળવવો બાકી છે. દારૂના વેપારીઓ ને મોટા ગજાના જૂજ પીનારા લોક પણ સરકારોને શરમાવે, તો તેણે તેમનું માનવું ઘટે, કેમ કે તેમના ઉપર આજ સરકારોને આધાર રાખવો પડતો નથી શું?

મ૦

'માગ આગળ લવાજમ ખલાસ!'

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૨-અંક ૧૨] [સપ્ટેમ્બર, ૧૯૪૧

## શ્રી રવીન્દ્રનાથનાં બે કાવ્યો

### प्रार्थना

चित्त जेथा भयशून्य, उच्च जेथा शिर,
ज्ञान जेथा मुक्त, जेथा गृहेर प्राचीर
आपन प्रांगणतले दिवस शर्वरी
वसुधारे राखे नाइ खंड क्षुद्र करि',
जेथा वाक्य हृदयेर उत्समुख हते
उच्छ्वसिया उठे, जेथा निर्वारित स्रोते
देशे देशे दिशे दिशे कर्मधारा धाय
अजस्र सहस्रविध – चरितार्थताय,
जेथा तुच्छ आचारेर मरुबालुराशि
विचारेर स्रोतःपथ फेले नाइ ग्रासि'
पौरुषेरे करेनि शतधा, नित्य जेथा
तुमि सर्व कर्म चिंता आनंदेर नेता,
निज हस्ते निर्दय आघात करि' पितः
भारतेरे सेइ स्वर्गे करो जागरित ॥

—'नैवेद्य'

ચિત્ત જ્યાં ભયશૂન્ય છે, શિર જ્યાં ઉન્નત રહે છે, જ્ઞાન જ્યાં મુક્ત છે, ઘરઘરના વાડાઓએ જ્યાં રાત દિવસ વસુધાને ક્ષુદ્ર ખંડ ખંડ કરી નાખી નથી, વાક્ય જ્યાં હૃદયના ઝરણાંમાંથી સીધું વહે છે, કર્મનો પ્રવાહ જ્યાં અનિવાર રીતે દેશે દેશે અને દિશાએ દિશાએ અજસ્રપણે સહસ્રવિધ સફળતા પ્રતિ ધસે છે, તુચ્છ આચારની મરુની રેતી જ્યાં વિચારના ઝરણાને ગ્રસી લેતી નથી — પૌરુષને શતધા છિન્નભિન્ન કરી નાખતી નથી, હમેશાં તું જ્યાં સકલ કર્મ, વિચાર અને આનંદનો નેતા છે, ત્યાં,— તે સ્વાતંત્ર્ય-સ્વર્ગમાં, તારે પોતાને હાથે નિર્દય આઘાત કરીને, હે પિતા, ભારતને જગાડ.

—'નૈવેદ્ય'

### मुक्ति

वैराग्य साधने मुक्ति, से आमार नय ॥
असंख्य बंधन माझे महानंदमय
लभिब मुक्तिर स्वाद । एइ वसुधार
मृत्तिकार पात्रखानि भरि' वारंवार
तोमार अमृत ढालि' दिबे अविरत
नाना वर्णगंधमय । प्रदीपेर मतो
समस्त संसार मोर लक्ष वर्त्तिकाय
ज्वालाये तुलिबे आलो तोमारि शिखाय
तोमार मंदिर माझे ॥
इन्द्रियेर द्वार
रुद्ध करि' योगासन से नहे आमार ।
जे किछु आनंद आछे दृश्ये गंधे गाने
तोमार आनंद र'बे तार माझखाने ॥
मोह मोर मुक्ति रूपे उठिबे ज्वलिया,
प्रेम मोर भक्तिरूपे रहिबे फलिया ॥

—'नैवेद्य'

વૈરાગ્યની સાધના દ્વારા મળતી મુક્તિ મારે માટે નથી

અસંખ્ય બંધનોમાં જ હું તો મહાનંદમય મુક્તિનો સ્વાદ પ્રાપ્ત કરીશ આ વસુધાના માટીના પાત્રમાં નાના વર્ણગંધમય તારું અમૃત અવિરત રેડીને તું એને ભરી દેશે. પ્રદીપની પેઠે મારો સમસ્ત સંસાર લાખ્ખો વાટોએ તારી શિખા વડે તારા મંદિરમાં દીવા પેટાવી દેશે.

ઇન્દ્રિયોનાં દ્વાર રૂંધીને યોગાસન જમાવવું એ મારું કામ નથી. દૃશ્યમાં, ગંધમાં, ગીતમાં જે કાંઈ આનંદ છે, તેમાં તારો આનંદ વ્યાપી રહેશે.

મારો મોહ મુક્તિ રૂપે સળગી ઊઠશે, મારો પ્રેમ ભક્તિરૂપે ફલિત થશે.

—'નૈવેદ્ય'

# દૈવી શક્તિ વિ. આસુરી શક્તિ

[ તા. ૧ ઑગસ્ટ ૧૯૪૧ ને રોજ સવારે સાડા છ વાગ્યે સેવાગ્રામમાં ખાદીવિદ્યાલયના ઉદ્‌ઘાટન પ્રસંગે ગાંધીજીએ આપેલા ભાષણમાંથી ]

હવે મુદ્દાની વાત પર આવું છું. ‘કાંતણ શી વસ્તુ છે તે તમને અહીં શીખવવામાં આવશે. કાંતણ પહેલાંની તથા તે પછીની ક્રિયાઓ પણ શીખવવાની અહીં કોશિશ કરવામાં આવશે. શીખવવાની બે રીત હોય છેઃ એક તો સામાન્ય સુથારને શીખવવામાં આવે છે તે, એટલે કે કેવળ કામ કરવાનું વ્યવહારુ જ્ઞાન. તે કામ કરી શકે છે, પણ તેનું શાસ્ત્ર નથી જાણતો. એની પાસે બીજાને શીખવવા લાયક કંઈ જ્ઞાન નથી હોતું. મારો એવો મત છે કે, આપણા લોકમાં શાસ્ત્રીયતાના ન હોવાને કારણે આપણે પરાધીન અને ગુલામ બન્યા છીએ. આપણે આપણા હાથની કળા ખોઈ બેઠા છીએ, એમાં જ હું ગુલામીનું મૂળ જોઉં છું.

જેને લીધે આપણે માણસને માણસ કહી શકીએ છીએ તે વસ્તુ તો તેના હાથ છે. ઈશ્વરે હાથ માણસજાતને આપ્યા છે, પશુને નથી આપ્યા. માણસ અને પશુ વચ્ચે આ જ ભેદ છે. પગ તો પશુને પણ આપ્યા છે. પશુને બુદ્ધિ નથી હોતી એમ કહેવાય છે. પરંતુ આપણે જોઈએ છીએ કે, એક બિલાડી બીજી બિલાડી કરતાં વધારે ચતુર હોય છે. કૂતરાં અને ઢોરમાં કેટલી બુદ્ધિ હોય છે તે પણ તેમને વિષે જાણનારા કહે છે. પરંતુ તેમને હાથ નથી અને મનુષ્યને જ છે.

માણસના હાથમાં જે શક્તિ રહેલી છે તે બીજી કોઈ ઇન્દ્રિયમાં નથી. મનુષ્યે જે મોટી મોટી વસ્તુઓ સરજી છે તે કેવળ બુદ્ધિથી નહિ પણ હાથથી સરજી છે. બુદ્ધિ સાથે હાથ ન હોય તો બુદ્ધિનો બરોબર ઉપયોગ નથી થતો. આપણે લોકોએ હાથને નકામા બનાવી દીધા છે. આપણા ઋષિઓ થઈ ગયા તેમને વિષે હું વધારે નથી જાણતો. પરંતુ આજકાલના ઇતિહાસ પરથી એ જોવામાં આવ્યું છે કે, મોટા મોટા બુદ્ધિમાન પંડિતો હાથનો ઉપયોગ ખોઈ બેઠા અને કેવળ મોંથી જ્ઞાનની વાતો કરતા રહ્યા. યતિ વેદનું, મુલ્લાં કુરાનનું અને પાદરીઓ બાઈબલનું પારાયણ કરાવે છે.

ઠીક છે કે, રાક્ષસી કામની પ્રવૃત્તિઓ પણ આપણે નથી કરી. રાક્ષસી બળનો વિકાસ પશ્ચિમમાં થયો છે. એ બળની તપશ્ચર્યા જેમણે કરી છે તેઓમાંથી હિટલર પેદા થયો છે. એનો મુકાબલો કરવો મુશ્કેલ છે. એ કોનો અને કેટલો સંહાર કરશે એનો ખ્યાલ પણ નથી આવતો. એની સાથે લડનારા એ જ શક્તિની સાધના કરી રહ્યા છે. આ બધી વસ્તુઓ હિટલર એમની જ પાસેથી શીખ્યો અને એમનાથી એ એટલો આગળ વધી ગયો કે, એ શું નહિ કરે એ તો એક ઈશ્વર જ જાણે; આપણને તો એ વિષે કશી જ ગમ પડતી નથી.

આપણે ન રાક્ષસ બન્યા અને ન એને માટે તપશ્ચર્યા કરી, અને ન તો હાથે કામ પણ કર્યું. આપણે તો શુષ્ક શાસ્ત્ર જ વાંચતા રહ્યા. એમાં શાસ્ત્રીયતા નહોતી તેથી આપણે ગુલામ બન્યા. આ મેં ૧૯૦૮-માં જોઈ લીધું હતું. પરંતુ તેનો અમલ ૧૯૨૦માં કર્યો. મારે તો હાથ નહોતા, પણ મગનલાલ મારા હાથ હતા. તેમણે તપ કર્યું અને રેંટિયાનું શાસ્ત્ર શોધ્યું. અને તપ કરતા કરતા એ મરી ગયા. એમની તપશ્ચર્યાનું ફળ મીઠું આવ્યું, રાક્ષસી નહિ; કારણ કે એ દૈવી અને સાત્ત્વિક તપશ્ચર્યાનું ફળ હતું.

આજની આપણી પ્રાર્થનામાં કહેવામાં આવ્યું છે કે, ‘અસત્યો માંહીથી પ્રભુ પરમ સત્યે તું લઈ જા.’ એ વસ્તુ રાક્ષસી તપમાં ન હોઈ શકે. એમાં સત્ય અસત્યનો વિવેક નથી હોતો. એનો પાયો જ અસત્ય પર છે. આપણે અસત્યને જોઈ શકીએ છીએ. આપણે અસત્યને છોડવાની કોશિશ કરવાની છે. એટલા માટે આપણી તપશ્ચર્યા દૈવી, સત્ય અને અહિંસક હોવી જોઈએ. પણ એ તપશ્ચર્યા સહેલી નથી. એમાં હાથનો ઉપયોગ છે ખરો, પણ મર્યાદિત છે.

યુરોપ પણ હાથનો ઉપયોગ કરે છે, પરંતુ એમાંથી મિલો ઊભી થાય છે. ઓછામાં ઓછું બળ વાપરીને વધારેમાં વધારે પેદા કરવું, એ એમનું ધ્યેય છે. આપણે આપણી મહેનતથી જેટલું કરી શકીએ તેટલું જ કરવું છે. યંત્રોનો ઉપયોગ આપણે પણ કરીશું, પણ તે ઓછામાં ઓછો. આ વસ્તુ આપણે શાસ્ત્રીય રીતે સમજતા હોત તો આપણી સ્થિતિ આજે છે તેવી ન હોત.

યંત્રવાદનો આપણે મુકાબલો કરવો છે. એ ગભરાવનારી વસ્તુ છે. પણ મને ગભરાટ નથી થતો.

હું વિચારું છું કે, મારામાં જેટલી શક્તિ છે તેટલીનો હું સારી રીતે ઉપયોગ કરું. પછીનું પ્રભુને જોવાનું છે. આ વિચારથી મારો ગભરાટ દૂર થાય છે. ફળની મને શી પડી છે? જે ફળ આવે તે ઈશ્વરને અર્પણ કરી દઈએ. આથી મને હિંમત આવી જાય છે અને મારી શ્રદ્ધા પણ વધી જાય છે. હું ઈશ્વરને સાક્ષી રાખીને કામ કરું છું. આ જ વસ્તુ સાત્ત્વિક અને દૈવી છે.

જ્યારે આપણામાં શાસ્ત્રીયતા આવશે ત્યારે, અમુક વસ્તુ આપણે શા માટે કરીએ છીએ, તે આપણને ક્યાં લઈ જશે, અમુક ચીજ કેમ નથી કરતા, અમુક કેમ કરીએ છીએ, એ બધું સમજાવા માંડશે.

ખેડૂત હળ તો ચલાવે છે, પણ આપણે તેને પૂછીએ કે, આ જ હળ કેમ ચલાવે છે, બીજી જાતનું કેમ નહિ, આ જ રીતે કેમ ચલાવે છે, તો તે જવાબ નહિ આપી શકે. જમીનનું શાસ્ત્ર પણ તે નથી જાણતો. તે કેવળ એટલું જ કહેશે કે, અમારા બાપદાદાથી આ જ રીત ચાલી આવી છે. આપણે તો વિચાર કરવો પડશે કે આવી જ તકલી શા માટે? લોઢાની શા માટે? લાકડાની કે પીતળની કેમ નહિ? આ બધા પ્રશ્નો પૂછવા પડશે અને વિચારવા પડશે. દરેકે હમેશાં વિદ્યાર્થી રહેવું પડશે. શાસ્ત્રીય મનને માટે કોઈ મર્યાદા નથી.

છતાં આપણે એક મર્યાદા રાખી છે કે, કયા ધ્યેયથી આ બધું આપણે કરી રહ્યા છીએ. તમારી પ્રાર્થનામાં પણ એમ કહેવામાં આવ્યું છે કે, ચાલો આપણે સૌ મળીને બધી જનતાની સેવા કરીએ. એમાં એમ નથી કહેવામાં આવ્યું કે, આપણે ભોગો પ્રાપ્ત કરીએ અને સામ્રાજ્ય સ્થાપીએ. અને એક દેશની સેવા પણ એમાં નથી કહી. બધાં પ્રાણીઓની, પ્રાણીમાત્રની સેવા કરવાની ઇચ્છા એમાં છે. આમ, કેવળ હિન્દુ, મુસલમાન કે હિન્દુસ્તાન સુધી જ આપણી મર્યાદા નથી. એનો અર્થ એ નથી કે પ્રચાર માટે આપણે હિન્દુસ્તાનની બહાર ચાલ્યા જઈશું. પરંતુ આપણી પ્રવૃત્તિ એવા પ્રકારની હશે, જે જગતની સેવારૂપ પણ થઈ શકે.

પણ આ આપણે કેવી રીતે કરીશું તે આપણે નથી જાણતા, એક ઈશ્વર જ જાણે છે. હિન્દુસ્તાન કેવળ એક ભૌગોલિક પ્રદેશ છે. એની સેવા કરીએ, કોઈને લૂંટીએ નહિ, દબાવીએ નહિ, તો એ લાભદાયક સેવા થશે. આ જ મર્યાદામાં રહીને આપણું શાસ્ત્રીય જ્ઞાન આપણે વધારતા રહીએ. આ તપશ્ચર્યા આપણે સિદ્ધ કરીએ તો આ વિદ્યાલયની સ્થાપના સાર્થક થશે.

કોઈ પણ વસ્તુ તપશ્ચર્યા વગર નથી થતી. તપશ્ચર્યાનો અર્થ ઉપવાસ કરવા કે એકાદશીનું વ્રત કરવું એ નથી; સત્ય જ્ઞાન પ્રાપ્ત કરવા માટે પરિશ્રમ ઉઠાવવો એ છે. શાળાઓમાં પણ વિદ્યાર્થીઓ ઘણો પરિશ્રમ કરે છે. આપણે તો એથી પણ વધારે પરિશ્રમ કરવો જોઈએ. શાળાઓમાં જે પરિશ્રમ કરવામાં આવે છે તે વ્યર્થ જાય છે વળી તેમાં ધન કમાવાની વૃત્તિ રહેલી હોય છે. અહીંના પરિશ્રમમાં સેવાની ભાવના છે; એમાં ધનિક બનવાની તો આશા જ નથી; રોટીની આશા તો છે, પણ તે પણ લૂખીસૂકી મળી શકે; ભોગ ભોગવવાનું નહિ મળી શકે. આપભોગ અને તપશ્ચર્યાથી જ આ જ્ઞાન મળવાનું છે.

આની સાથે સાથે ચારિત્ર્યશુદ્ધિ તો જોઈએ જ. તેના વગર આ તપશ્ચર્યા પણ શુદ્ધ નહિ થાય. રાક્ષસી તપમાં ચારિત્ર્યશુદ્ધિનું મહત્ત્વ નથી. તમારાં આંખ કાન બધાં પવિત્ર રહેવાં જોઈએ કારણ કે અંતે તમે ગામડામાં જશો. ત્યાંની જનતા અજ્ઞાનમાં પડેલી છે. તેમની વચ્ચે જઈને તમે દગાબાજ અને વ્યભિચારી બનશો તો બધા કામનો અંત આવી જશે. એટલે શાસ્ત્રીયતાની સાથે સાથે અંતઃશુદ્ધિ હશે તો જ સફળતા મળવાની છે. એટલે કે, તમે જેવા અંદર છો તેવા જ બહાર દેખાવા જોઈએ. અંદર ને બહારમાં મેળ હશે તો જ આ મહાન કાર્યમાં તમે ઉત્તીર્ણ થશો.

અધ્યાપકો પણ પોતાને વિદ્યાર્થી જ સમજે. 'ખાદી-જગત'માં મેં જે નાનકડો લેખ આપ્યો છે એમાં કહ્યું છે કે, એક મોટો પુલ બાંધવા માટે મોટા ઇજનેરની જરૂર હોય છે. પણ ઇજનેરમાં જે જ્ઞાન અને શક્તિ હોય છે તેથીયે અધિક કુશળતા આપણામાં હોવી જોઈએ, એ સમજવાની જરૂર છે. તકલીમાં જે અપાર શક્તિ રહેલી છે તેનું જ્ઞાન મને એક અંગ્રેજે આપ્યું તેમનું નામ જિન્સ છે. તે એક મોટા ખગોળશાસ્ત્રી હતા અને તેમણે ઘણાં પુસ્તકો લખ્યાં છે. તેમણે 'યુનિવર્સ ઇન ધી એટમ' (પરમાણુમાં વિશ્વ) નામનું એક પુસ્તક લખ્યું છે. તેમાં મેં 'यथा पिण्डे तथा ब्रह्माण्डे'નું વૈજ્ઞાનિક વર્ણન

વાંચ્યું ત્યારે હું આશ્ચર્યચકિત થઈ ગયો. આપણે માટે તકલી એક 'એટમ' છે. તેની જ અંદર મિલ ભરેલી છે; અને જે વસ્તુ મિલ શીખવી શકે તે તકલી પણ શીખવી શકે. હું એ ન શોધી શક્યો. પરંતુ મગનલાલે તેની શોધ કરી. પહેલાં અમે મિલની પૂણી વાપરતા. મેં મગનલાલને કહ્યું કે આપણે હાથની પૂણી જોઈએ. મગનલાલે બહુ ભારે પગાર આપીને એક પીંજારો રાખ્યો. અને એક જ મહિનામાં એમાંથી બારડોલી પીંજણ પેદા કરી. પીંજણનો તો હવે કેટલો વિકાસ થયો છે! છતાં એ વિકાસ સાપેક્ષ છે. આપણે તો એથી ઘણું આગળ વધવાનું છે. મગનલાલનું નામ એટલા જ માટે દઉં છું કે, જે રીતે તેમણે એ શક્તિની સાધના કરી હતી તે જ રીતે તમારે કરવી જોઈએ. આ બધું હું પોતે તમને નહિ શીખવું; કેવળ પ્રેરણા આપીશ.

એ જ રીતે કહું છું કે, ગંગા ઉપર પુલ બાંધવાને માટે જે જ્ઞાન જોઈએ તેથી ઘણું વધારે જ્ઞાન તમારે આ કામ માટે જોઈએ. જેમની આંખોમાં તેજ નથી, એવા હિંદુસ્તાનના કરોડોની કમાવાની શક્તિ વધારવાની છે. એમને દાન આપીને નિભાવવાના નથી. એમને અન્નવસ્ત્ર આપવાનાં છે; આવશ્યક હોય તેટલાં દૂધ, ઘી, સાકર આપવાનાં છે; વૈદ્ય કે દાક્તર જે વસ્તુઓ અત્યાવશ્યક કહે છે તે વસ્તુઓ તેમને મેળવી આપવાની છે. આ થઈ શકે ત્યારે જ આપણે શાન્તિથી બેસી શકીએ અને કહી શકીએ કે, આપણે આપણી વિદ્યા સંપાદન કરી.

મારી બતાવેલી મર્યાદામાં તમારે આ તપ અને શક્તિ વધારવાનાં છે. તમારી આસપાસ ચરખા સંઘ, તાલીમી સંઘ અને ઉદ્યોગ સંઘ છે. ચરખા સંઘ જ એમાં મુખ્ય છે. જો તમારું કામ સારું નહિ થાય તો બાકીના સંઘ બેસી જશે. જો તમારું કાર્ય સુશોભિત થશે તો તેમનું કાર્ય પણ શોભશે. કારણકે રેંટિયો જ આ બધી પ્રવૃત્તિઓનું કેન્દ્ર છે. એની તુલના મેં સૂર્યમંડળ સાથે કરી છે. જેમ આપણે માટે સૂર્ય જ કેન્દ્રમાં છે અને બધા ગ્રહો એની આસપાસ છે, તે જ રીતે બધી વસ્તુઓ રેંટિયાની આસપાસ છે. જેમ સૂર્ય ન હોય તો બધા ગ્રહોનો નાશ થઈ જાય, તેમ જો રેંટિયો નહિ હોય તો બીજા બંને સંઘો નહિ રહે.

આ ઉપરથી તમે સમજશો કે તમારી પાસે શી શી આશાઓ રાખવામાં આવે છે. અહીંના ભોગો તરફ ધ્યાન ન આપશો. એમના પ્રત્યે દ્વેષ પણ ન રાખશો. એમને ભૂલશો તો તમે જગતને ઘણું આપવાની શક્તિ પ્રાપ્ત કરી શકશો. મને આશા છે કે એવી ઇચ્છા લઈને તમે આવ્યા છો. એ ઇચ્છા જ નહિ હોય તો એ શક્તિ પણ પ્રાપ્ત નહિ થાય. ઈશ્વરને હું પ્રાર્થના કરું છું કે, આ વિદ્યાલયમાંથી એવી બુલંદ શક્તિ પેદા થાઓ, જેથી હિંદુસ્તાન અને આખી દુનિયાની આપણે સેવા કરી શકીએ.

હિંદી 'सर्वोदय'માંથી

# તુકારામની વાણી

૪૬

कां हो येथें काळ आला आम्हां आड ।
तुम्हांपाशीं नाड करावया ॥ १ ॥
कां हो विचाराचें पडिलें सांकडें ।
काय ऐसें कोडें उपजलें ॥ २ ॥
कां हो उपजेना यावी ऐसी भेटी ।
काय द्वैत पोटीं धरिलें देवा ॥ ३ ॥
पाप किंवा फारमालासी दुर्बळ ।
मागील तें बळ नाहीं आतां ॥ ४ ॥
काय झालें देणें निघालें दिवाळें ।
किं बांधिलासि बळें ऋणें पायीं ॥ ५ ॥
तुका म्हणे कां रे ऐसी केली गोवी ।
तुझी माझी ठेवी निरहनिया ॥ ६ ॥

૪૬

કે શું અહીં કાળ આવ્યો મારે આડે,
ભેદ વચ્ચે પાડે વિરોધી તે? ૧
કે શું પડી મોટી વિચારોની ગૂંચ,
ઊપજે સંકોચ એવો પ્રશ્ન? ૨
કે નહિ થાય ભેટવાની વૃત્તિ,
એવી દ્વૈતબુદ્ધિ ધરી દિલે? ૩
પાપ મારું વધ્યું કે બન્યો તું દુર્બળ,
પૂર્વનું તે બળ રહ્યું નહિ? ૪
કે અતિ ઋણે મોઢું સંતાડીને રાખો?
કે બંધને શું નાંખ્યો લેણદારે? ૫
તુકારામ શાને વાળે છે તું ગોરો?
કર હક્ક છૂટો તારો મારો! ૬

કિ૦ ઘ૦ મશરૂવાળા

# આગામી રેંટિયાબારશ

[શ્રી. નારણદાસ ગાંધીએ (રાષ્ટ્રીયશાળા, રાજકોટ) આગામી રેંટિયાબારશ નિમિત્તે જે યોજના પ્રસિદ્ધ કરી છે તેને વિષે ગાંધીજીએ નીચેનો સંદેશો મોકલ્યો છે. તે હિંદી 'ખાદી-જગત'માંથી અહીં ઉતાર્યો છે.]

દર વરસે શ્રી. નારણદાસને જેમ જેમ વધારે સફળતા મળતી જાય છે તેમ તેમ તેમનો લોભ અને ઉત્સાહ પણ વધતો જાય છે. શ્રદ્ધાળુનાં આ જ લક્ષણો હોય છે. ખાદીનો વિસ્તાર હિંદુસ્તાનની સીમા જેટલો તો છે જ. પ્રલય મચાવનારું આ ભીષણ યુદ્ધ કદાચ સાબિત કરશે કે ખાદી, એટલે કે પોતાના પરિશ્રમથી પોતાની આવશ્યકતાઓ પૂરી પાડવાનો મંત્ર, સર્વવ્યાપક છે. એ ગમે તેમ હોય; હિંદુસ્તાન માટે તો પોતાની કંગાલિયત અને બેકારી એકસાથે દૂર કરવાનું મુખ્ય સાધન રેંટિયો છે. એટલે મને ઉમેદ છે કે, નારણદાસનો મનોરથ કાઠિયાવાડીઓ પૂરેપૂરી રીતે સફળ કરશે. કાઠિયાવાડમાં ખાદીનો ઉપયોગ વધતો જાય છે એ વસ્તુ યાદ રાખવી જોઈએ. કાઠિયાવાડે પોતાના ઉપયોગ માટેની ખાદી કાઠિયાવાડમાં જ પેદા કરવી જોઈએ. એને માટે ધનની જરૂર પડશે જ. આ જ વિચારથી એવો નિશ્ચય કરવામાં આવ્યો છે કે આ વખતે જે કંઈ મળશે તે ખાદી-ઉત્પત્તિના કામમાં જ વાપરવામાં આવશે. આવતા ૭૨ દિવસમાં નારણદાસે ઓછામાં ઓછા એક લાખ રૂપિયા ભેગા કરવાની આશા રાખી છે. એ આશા સફળ થાઓ.

સેવાગ્રામ, ૧-૭-'૪૧ **મો૦ ક૦ ગાંધી**

# વહેવારુ અહિંસા

## ૧૦

## અહિંસાની શરતો

### જનતા માટે

હવે અહિંસક સંગઠનની શરતોનો વિચાર કરીએ.

આનો વિચાર કરતાં, સાધારણ માણસમાં જેટલી અહિંસા કે હૃદયની ઉદારતા હોય છે તેના કરતાં વધારેની મેં અપેક્ષા કરી નથી. પાછળ વ્યાખ્યામાં જણાવ્યા મુજબ, વહેવારુ અહિંસામાં હિંસાના અભાવપૂર્વક ઉદારતા તરફ એક અથવા વલણ હોય છે. એમાં સ્વાર્થવૃત્તિનો સંપૂર્ણ અભાવ નથી, પણ ન્યાયી સ્વાર્થવૃત્તિ છે.

આનો અર્થ એ કે, પ્રજાએ નીચેની બાબતો સારી પેઠે સમજી રાખવી જોઈએ:—

૧. કોઈ પણ પરિસ્થિતિમાં—ગુસ્સા માટે ગમે તેટલું કારણ ઉત્પન્ન થાય કે જોખમ વિના હિંસા કરી નાંખવાની અનુકૂળતા મળે તોયે—તેમનાથી હિંસા કરી શકાય જ નહિ.

૨. વિરોધીએ ગમે તેવું અમાનુષી વર્તન કર્યું હોય, તોયે વેર લેવાની કે વેર વાળવામાં આવશે એવી અપેક્ષા ન રાખી શકાય. તેમની પોતાની ઉદારતા બતાવવાની તૈયારી હોવી જોઈએ, અને મુખીઓ હમેશાં ઉદારતા દેખાડવાના જ એમ સમજી રાખવું જોઈએ.

૩. સફળતા મળે ત્યારે પણ કોઈ જાતના ગેરવાજબી લાભો મેળવવાની આશા ન રાખવી જોઈએ.

૪. પોતે વિરોધી સાથેના કે અંદર અંદર પ્રજાના જુદા જુદા વર્ગોના વ્યવહારમાં જે કાંઈ ગેરવાજબી લાભો કે હક્કો ભોગવતા હોય તે છોડી દેવા તૈયાર થવું જોઈએ.

૫. ભાગ્યવાન હોય તેમણે પોતાની સંપત્તિ ભાગ્યહીનો સાથે ભોગવવી જોઈએ. દીન, દલિત, બેકાર પ્રજાના લાભની સર્વ પ્રવૃત્તિઓને તેમણે ઉદાર હાથે પોષવી જોઈએ.

૬. જે પ્રકારનો અસહયોગ જમાનાઓથી આપણા દેશમાં ચાલતો આવ્યો છે, તેમાં અને જેવો અહિંસાત્મક અસહયોગ હવે રજૂ કરવામાં આવે છે, તે બે વચ્ચેનો ફરક પણ લોકોએ બરાબર સમજી લેવો જોઈએ. રૂઢ અસહયોગમાં શરીરને પ્રત્યક્ષ ઈજા કર્યા વિના વિરોધીની જેટલી હિંસા કરી શકાય તેટલી કરવામાં આવતી. તેમાં વિરોધી પ્રત્યે પ્રેમ, કરુણા, ઉદારતા જેવી ભાવના નહોતી. સખત દંડ કર્યા સિવાય અથવા અપમાનભરી રીતે તેને નમાવ્યા સિવાય, તેની સામેનો અસહયોગ ઉઠાવવામાં આવતો નહિ. પ્રતિપક્ષી ઊંધે માર્ગે ગયેલો આપણો ભાઈ છે અને તેને ફરીથી આપણે સુધારી લેવો જોઈએ, એ ભાવના એમાં નહોતી. પણ તે દુશ્મન છે અને તેને કચડી નાંખવો જોઈએ, એવી ભાવના એમાં રહેતી. અહિંસાત્મક અસહયોગમાં પ્રતિપક્ષી તરફ આથી જુદા પ્રકારની વૃત્તિથી જોવાનું છે. કદી ભૂલવું નહિ કે, આમાં લડતનું ધ્યેય પ્રતિપક્ષીને સખત હાર આપવાનું

કે તેના પર કોઈએ કશો ટકાઉ દેખીતો વિજય મેળવવાનું નથી, પણ બન્નેનું માન જળવાય એવી જાતની બન્ને વચ્ચે કાયમની સુલેહ સ્થાપવાનું છે. પેઢી દર પેઢી ઊતરી આવે એવી, સૈકાંઓ સુધી ચાલતી અદાવત બાંધવાની આમાં વૃત્તિ નથી. પણ યોગ્ય પરિસ્થિતિ ઉત્પન્ન થતાં તે અસહયોગનો અંત આણવાની નેમ છે. અસહયોગની માત્રા પણ પરિસ્થિતિની જરૂરિયાત પ્રમાણે વધારવા ઘટાડવાની છે.

૭. પાછળ કહી ગયા તેમ, લોકોએ અહિંસાત્મક પ્રતિકારમાં રહેલી સલામતીની બાબતમાં વધારે પડતી કલ્પનાઓ બાંધી દેવી ન જોઈએ. યુદ્ધનાં સર્વે જોખમો એમાં છે, પણ કોઈ રીતે બદલો વાળવાની બડાઈ મારવાનો એમાં લહાવો મળે તેમ નથી. ગંભીર ધીરજ અને દૃઢતાથી અગ્નિપરીક્ષા આપવાની લોકોના મનની તૈયારી થવી જોઈએ.

૮. લોકોને પોતાના નાયકો પર પૂરેપૂરો વિશ્વાસ હોવો જોઈએ. તે પસંદ કરે નહિ તેવું કોઈ પણ સમાધાન તેમણે સ્વીકારવું ન જોઈએ, અને કોઈ બીજાની સલાહથી તેમણે સૂચવેલા કાર્યક્રમમાં ઢીલાશ કે ફેરફાર દાખલ કરવાં ન જોઈએ. તેમને નાયકો પર એવો વિશ્વાસ હોવો જોઈએ કે, ન તો તેઓ દેશને વેચી મારશે, અને ન પ્રજાને જરૂર કરતાં વધારે હાડમારી કે જોખમમાં ઉતારશે.

## સંચાલકો માટે

આટલું તો સામાન્ય જનતા વિષે. પણ જ્યારે દેશ-વ્યાપી સંગઠન કરવાનું હોય ત્યારે પ્રાન્તીય અને સ્થાનિક નેતાઓ અને કાર્યકર્તાઓનું પણ એક મોટું જૂથ જોઈએ જ. દેશના નાયકોએ નિશ્ચિત કરેલી રાષ્ટ્રની નીતિ અને લડતના સિદ્ધાંતો તેમને પૂરેપૂરાં સમજાયાં અને પચ્યાં હોવાં જોઈએ એટલું જ નહિ, પરંતુ તેમણે લોકોને પણ તે બરાબર સમજાવવાં જોઈએ, અને સ્થાનિક પરિસ્થિતિ પ્રમાણે તેને લાગુ પાડવામાં સૂત્રશક્તિ પણ દેખાડવી જોઈએ. ગાંધીજીનું 'બળવાનની અહિંસા'નું સૂત્ર વિશેષે કરીને તેમને લાગુ પડે છે. મારી સમજ પ્રમાણે તેનો અર્થ એ છે કે, જેમના મનમાં એવું વસ્યું હોય કે આપણી પાસે હથિયાર અને સાધનોનો અભાવ હોવાથી જ આપણને અહિંસાનો ઉપાય યોજવો પડે છે, તેવાઓએ આ ચળવળને સમજાવવા, દોરવા, સંગઠિત કરવા કે તેનું નિયંત્રણ કરવાનો બોજો ઊંચકવો ન જોઈએ. આ ચળવળનું સંચાલન એવા શખ્સોની મારફતે જ થવું જોઈએ, કે જેમનો એવો વિશ્વાસ હોય કે, નૈતિક દૃષ્ટિએ હિંસા કરતાં અહિંસા શ્રેષ્ઠ છે એટલું જ નહિ, પણ વ્યવહાર-દૃષ્ટિએ પણ તે શ્રેષ્ઠ છે: માત્ર આપણે માટે જ નહિ, પણ જે દેશો ગળા સુધી છેલ્લામાં છેલ્લી જાતનાં શસ્ત્રોથી સજ્જ હોય તેમને માટેયે. હિંસા કેવળ નકટ સ્વાર્થ-બુદ્ધિ અને વિકારોથી જ નથી થતી. નબળાઈ, આત્મવિશ્વાસનો અભાવ અને લાચારીની વૃત્તિમાંથીયે અહિંસા નહિ પણ હિંસા જ પ્રગટે છે. સાંભળતાં વિચિત્ર લાગે તોયે ખરી વાત એ છે કે, ભયભીત માણસ હમેશાં શરણે જ જાય એવું નથી; પણ ઝનૂની પણ થાય. બચ્ચાંનો કે પોતાનો જીવ જોખમમાં છે એવો ડર લાગતાં બિલાડીમાં કેવું ઝનૂન આવે છે તે આપણે જાણીએ છીએ. વળી, કેવળ કાયરો જ શરણે જાય છે એમ પણ નથી. વીરોને પણ શરણે જવાના પ્રસંગ આવે છે. લડાઈની શરૂઆતમાં તો દરેક પ્રજા એમ કહે છે કે, 'અમારો એક પણ માણસ જીવે છે, ત્યાં સુધી અમે લડીશું; અમે મરીશું પણ નમીશું નહિ.' પણ રાજસ્થાનના ઇતિહાસના થોડા દાખલા છોડી દઈએ, તો દુનિયામાં અક્ષરશઃ આવું બન્યાના કેટલા દાખલા મળશે તે શોધવા જેવું છે. અલબત, દરેક દેશ અને યુગમાં મૂઠીભર એવા વીરો હોવાના જ કે જે નામોશીથી જીવવાનું કદી પસંદ કરતા નથી. પણ સમગ્ર સેના કે પ્રજાને નામે એવી વીરતા સામાન્યપણે દેખાડવામાં આવતી નથી. સેનાપતિઓ અને સિપાઈઓ સ્વાભિમાન માટે લડે છે ખરા; તે માટે કેટલોક કાળ પોતાનું બધું તન-મન-ધન જોખમમાં મૂકે છે; અને તેને બચાવવાનો પ્રયત્ન કરતાં છતાં તે બધું હોમાઈ જાય એમ પણ બને છે. પણ બધી આશા ભાંગી પડે તે પછીયે સ્વાભિમાન માટે જીવ આપનારા લોકોની સંખ્યા બહુ મોટી હોય છે એમ સમજવાનું નથી. ઘણાખરા લોકોમાં સ્વાભિમાન કરતાં જીવવાની તૃષ્ણા વધારે બળવાન હોય છે, અને બહાદુરી માટે પંકાયેલા લડાકુ વૃત્તિના ઘણા લોકો પણ, સ્વાભિમાન વિના જીવવાનું નાપસંદ જ કરે છે, એમ હંમેશાં જણાયું નથી. 'જીવતો નર ભદ્રા પામે' એ કહેવત પર ઘણાખરા માણસોનો વિશ્વાસ હોય છે, અને તેથી ખરેખર મરી જવા કરતાં નામોશી અને હાડમારી વેઠીનેયે આવરદા ભોગવી લેવાનું તેઓ પસંદ કરે છે. સારાંશ કે, જાણી જોઈ નિઃશસ્ત્ર રહી મરવાનો નિશ્ચય કરેલા વીર કરતાં શસ્ત્રધારી માણસનો તેવો નિશ્ચય વધારે બળવાન હશે એમ માનવાને કશો આધાર નથી. પણ જેમને આ બાબતમાં શંકા હોય તેમણે અહિંસક લડતને મોખરે રહેવું ન જોઈએ. બહાર સલામત અંતરે રહી, તેઓ ઉદારતાથી બીજી મદદ પહોંચાડતા રહે, તો તેઓ લડતની તેમ જ પ્રજાનીયે વધારે સેવા કરી શકે.

બીજું, જો સ્થાનિક નેતાઓ અને કાર્યકર્તાઓ લોકપ્રિય અને પ્રતિષ્ઠાવાન ન હોય, તો આવી લડત

પણ લોકપ્રિય ન થઈ શકે. બે કારણથી તેઓ અપ્રિય કે પ્રતિષ્ઠાહીન થઈ શકે: (૧) તેઓ નિઃસ્વાર્થી, સાચા દિલના અને ફોડી ન શકાય એવા છે, એવો તેમને વિષે લોકોને વિશ્વાસ ન બેસે તેથી; અથવા (૨) સરકારી અધિકારીઓ અથવા સંન્યાસીઓની જેમ તેઓ લોકો સાથે ભળીને ન રહેતા હોય તેથી. આ બન્ને કારણોથી પ્રજા અને તેમની વચ્ચે મોટું અંતર પડી જાય છે અને, જાણે, દરેક પોતપોતાની જુદી જુદી દુનિયામાં વિચરતા હોય એવું બને છે. કાર્યકર્તાઓ પ્રજાઓની નબળાઈઓને જાણતા હોય છે ખરા, પણ તેમની જંજાળો, હોંશો અને લાગણીઓની તેઓ કદર કરી શકતા નથી. રાષ્ટ્રીય ચળવળ પ્રત્યે પ્રજાના મૂગા અસહકારનું કારણ ઘણી વાર કાર્યકર્તા અને પ્રજા વચ્ચે પડેલું આવું અંતર હોય છે. દેખીતું છે કે, પહેલો વિશ્વાસ ન ધરાવનારો વર્ગ દૂર ન થાય અને બીજો અલગ રહેનારો વર્ગ પોતાના વર્તનમાં ઘટતો સુધારો કરી પ્રજાના હૃદયની નિકટ ન આવે, ત્યાં સુધી અહિંસાનું સંતોષકારક સંગઠન થઈ ન શકે.

ત્રીજું, વહેવારુ અહિંસા તથા અહિંસાત્મક લડત એટલે શું તે જો બરાબર સમજાઈ જાય, તો કૉંગ્રેસની રચનાત્મક પ્રવૃત્તિઓને પાકા પાયા પર મૂકવાનું અને વેગથી ચલાવવાનું મહત્ત્વ સમજતાં મુશ્કેલી આવશે નહિ. પ્રજામાં સ્વાવલંબનનો આગ્રહ, આત્મવિશ્વાસનું બળ, અને રાષ્ટ્રમાં રહેલી સ્વશક્તિનું ભાન જાગ્રત કરવાનું છે. જુદી જુદી કોમોમાં એવા પ્રકારની એકતા નિર્માણ કરવાની છે કે જેથી તેઓ એક જ શરીરનાં જુદાં જુદાં અવયવોની જેમ પરસ્પર જોડાયેલાં રહે. સમાનતા, ન્યાય અને હેત-પ્રીતના પાયા પર તેમના પરસ્પર સંબંધો ગોઠવવાના છે. ક્યાંયે ઊંચાપણાનો કે નીચાપણાનો ખ્યાલ રહેવા દેવાનો નથી. ન ગુંડાગીરીનો ડર, ન કોઈ આગળ સ્વાભિમાનશૂન્ય આજીજી, ન કોઈને નમાવવાની વૃત્તિ, ન અપમાનને લાચારીથી સહી લેવાપણું, ન દંભ, ન ડોળ, કે ન ખુશામત પ્રજામાં રહેવાં જોઈએ — અને આ બધું જબરદસ્તી કર્યા વિના, નીકળી જવું જોઈએ. લોકોમાં — માત્ર બ્રિટિશમાં નહિ પણ સર્વ પ્રકારના અધિકાર ધરાવનારાઓની સાથેના વ્યવહારોમાં — છાતી કાઢીને ઊભા રહેવાની હિંમત લાવવાની છે; અને છતાં, પોતાની સભ્યતા છોડ્યા વિના. દલિત, ભૂખ્યા, સતાયેલા — અને કુમાર્ગે ગયેલાઓનું પણ — બંધુત્વ કરવાનું છે. ધનવાનોને સમાજના હિત માટે પોતાની કોથળીઓ ઉદારતાથી ખોલતાં શીખવવાનું છે. આ બધું તો જ બની શકે, જો રચનાત્મક કાર્યક્રમને વેગ આપવામાં આવે, અને સાધનસંપન્ન નેતાઓ અને કાર્યકર્તાઓ જાતે ત્યાગ, સાદાઈ અને ઉદાર હાથે દાન કરવાના દાખલા બેસાડે.

રેંટિયો ચલાવવો એ તો રચનાત્મક કાર્યક્રમને વેગ આપવાની કાર્યકર્તાની ધગશની એક નાનકડી નિશાની માત્ર છે. નેતાઓ અને કાર્યકર્તાઓની બાબતમાં તો તે સ્વરાજ માટે ચૂકવવાની કિંમતનો તેમના ભાગનો પૂરો ફાળો છે એમ નહિ, પણ બાનું માત્ર છે. રચનાત્મક કાર્યક્રમની જુદી જુદી વીગતોનો પ્રચાર તથા સુધારો કરતા રહી તેમણે બાકીની કિંમત ચૂકવવાની છે. સ્વરાજનો અર્થ કેવળ પરદેશી સત્તા સાથેના આપણા ઝઘડાનો અંત આણવો એટલો જ નથી. પણ દેશનાં જુદાં જુદાં રાજ્યો, પ્રાંતો, કોમો, તથા સંસ્કૃતિ, ભાષા, સમાજરચના, આર્થિક હિતોથી જુદા જુદા વર્ગોમાં વહેંચાયેલા લોકો સાથેનો આપણો અને પરસ્પરનો વ્યવહાર શુદ્ધ કરવો એ સ્વરાજ છે આટલું છતાંયે જેઓ સ્વરાજ અને રચનાત્મક કાર્યક્રમનો સંબંધ ન સમજી શકતા હોય, તેમણે, કમમાં કમ, એવું સ્થાન સ્વીકારવું કે જેથી તેઓ પ્રગતિની રોક (બ્રેક) જેવા થઈ ન પડે.

## ૧૧
## સર્વોપરી મંડળ

હવે પ્રજાના સર્વોપરી મંડળના સ્વરૂપ અને કર્તવ્યો વિષે થોડો વિચાર કરું છું.

જો હિંદુસ્તાનને એક સ્વરાજ ભોગવતો અને પોતાની અહિંસાત્મક રાજ્ય અને સમાજ-રચનાથી જગતને પદાર્થપાઠ આપતો દેશ બનાવવો હોય, તો આપણે એવી સ્થિતિએ પહોંચવું જોઈએ કે જેમાં પ્રજાહિતની એકેએક બાબતમાં છેલ્લી દોરવણી આપવાનો અધિકાર કોઈ એક જ સર્વોપરી સત્તાને સોંપેલો હોય. એવું સ્થાન મનુ, મૂસા કે મહંમદ જેવું ગણાય. એ સર્વોપરી સત્તા પ્રજાના સર્વમાન્ય નેતા બનેલી કોઈ એક જ વ્યક્તિ ભોગવે છે કે સંપૂર્ણ સહકારથી કામ કરનાર કોઈ નાનકડું મંડળ, તે બહુ મહત્ત્વનું નથી. એ નેતા કે નેતામંડળ અહિંસાને વરેલાં છે, અને લોકોના પ્રેમ અને આદર પર જ એમની સત્તાની દોરીઓ લટકી રહેલી છે, એટલું જાણીબૂઝીને લોકોનું અહિત કરતાં તેમને અટકાવવા માટે પૂરતું છે.

એ અગ્રેસર તરફથી કાર્ય કરવાની જે કાંઈ સૂચના નીકળે તેનો લોકોએ વિશ્વાસ અને ઉત્સાહથી, ફેરફાર કર્યા વિના, અમલ કરવો જોઈએ. લશ્કરી તંત્રમાં 'આમ કેમ?' એવી શંકા કાઢવાનોયે અધિકાર નથી હોતો. અહિંસક તંત્રમાં એક હદ સુધી "આમ કેમ?" એમ પૂછી શકાય ખરું. પણ જ્યારે અગ્રેસર વિનંતી કરે કે, 'મહેરબાની કરી હવે પ્રશ્નો કરવા બસ કરો', ત્યારે તો તે બંધ કરવા જ જોઈએ, અને અમલ કરવા મંડવું જોઈએ. અહિંસક અગ્રેસર જબરીથી કશું કરાવી શકે

એમ ન હોવાથી, પોતાની સૂચનાઓની પાછળ રહેલાં કારણો અને તેટલી સ્પષ્ટતાથી સમજાવવાનો સાધારણ રીતે તે પ્રયત્ન કરશે જ.

મને એમ લાગે છે કે, કોઈ વ્યક્તિ કે મંડળ લગભગ આખી પ્રજાના સર્વોપરી પદે ત્યારે જ આવી શકે, જ્યારે બધી મહત્ત્વની કોમો, જાતિઓ અને વર્ગોનાં બોલકણાં મંડળોની બહુ ભારે બહુમતીનો તેણે વિશ્વાસ સંપાદન કર્યો હશે. એમ બને કે એક બોલકણી સંસ્થા જે જાતિ કે વર્ગ માટે બોલવાનો દાવો કરતી હોય, તેનાયે મોટા ભાગનાં સાચાં હિતોને સાથે-સાથ ન સાચવતી હોય. છતાં પોતાના માણસોમાં તેમ જ તીરાહિત — તટસ્થ — લોકોમાં, વહેમ, ગેરસમજ, બુદ્ધિભેદ અને અસ્પષ્ટ વિચાર-સરણિઓ પેદા કરવા જેટલું બળ તેઓ કેળવી લે છે. આથી, કાં તો પ્રામાણિક વિરોધીની સાથે સમાધાન કરવાની બધી કોશિશ કરવી જોઈએ, અથવા એ મંડળની અપ્રામાણિકતા એટલી ખુલ્લી પડી જવી જોઈએ કે જેથી તીરાહિત તેમ જ તેમની જાતિના લોકોમાંયે તેમની શાખ રહે નહિ.

## ૧૨

## સંગઠનની જરૂર

સંગઠિત પ્રયત્નોની જરૂર માટે વિસ્તારથી સમજાવવાની આવશ્યકતા ન હોવી જોઈએ. પણ કેટલાકનો એવો ખ્યાલ છે કે, અહિંસાને સંગઠનથી બહુ લાભ થતો નથી; ખાસ કરીને, જ્યારે તેનો હેતુ હિંસાનો વિરોધ કરવાનો હોય ત્યારે; કારણ કે, બહાદુરી એ વ્યક્તિનો ગુણ છે અને તે, એકલો હોય કે જૂથમાં, તેને પ્રગટ કર્યા વિના રહેવાનો નહિ. પણ જો દરેક વ્યક્તિ નબળી હોય, તો નબળાઈ એ ક્યાસ હોવાથી, ઘણા નબળા માણસો ભેગા કરીને બનાવેલા ટોળામાં સરવાળો વધારે ક્યાસનો જ આવશે. આથી, સંગઠિત કરવાનો પ્રયત્ન ન કરવાથી જ અહિંસાનું સારામાં સારું સંગઠન થાય છે. કેટલાક એમ પણ કહે છે કે, સંગઠનો કેન્દ્રીકરણના સિદ્ધાન્તને બળ આપે છે; અને કેન્દ્રીકરણ હિંસા પ્રત્યે જ ઝૂકે છે. આથી, સંગઠન હિંસાને જ અનુકૂળ છે, અને અસંગઠન જ અહિંસાને.

મારા નમ્ર મત પ્રમાણે, આ બધા વિધાનો વાજબી કરતાં વધારે વ્યાપક ભાષામાં કહેવાયાં છે. બહાદુરી તેમ જ કાયરતા, બળ તેમ જ નબળાઈ ચેપી છે. ધીરુ અને વીરુ બન્ને એકાદ જોખમમાં એકલા ઊતરવાની હિંમત ન અનુભવે એમ બને. અને બન્ને પોતપોતાના ઘરની જ પોટલી લઈ જોખમને પ્રસંગે બેસી જાય. અને પોતાના સાથીમાં કાંઈક સાહસવૃત્તિ હોય તેને ઓછી કરવામાં જ તેનો ઉપયોગ કરે, તો એ બેના સંગઠનથી પેદા થતી કાયરતા તેમની પ્રત્યેકની કાયરતા કરતાં વધી જાય એમ બનશે. પણ જો દરેકનો હેતુ જોખમની સામે થવામાં એક બીજા પાસેથી બળ મેળવવાનો હોય, તો તેમના સંગઠનથી નબળાઈ ઓછી થશે અને બળ વધશે. એટલે કે, યોગ્ય વૃત્તિથી અને સારી રીતે જમાવેલા સંગઠનમાં દરેક સભ્યની વ્યક્તિગત શક્તિઓના સરવાળા કરતાં વધારે શક્તિ પેદા થવી જોઈએ

વળી કેન્દ્રીકરણ કે વિકેન્દ્રીકરણમાંથી એકેયને સિદ્ધાન્તિક તત્ત્વ બનાવી લેવામાં ભૂલ થાય છે. દરેકમાં કાંઈક લાભ છે અને કાંઈક ગેરલાભ. કેન્દ્રીકરણની ભવ્યતાથીયે આપણે અંજાઈ ન જવું જોઈએ, અને વિકેન્દ્રીકરણની સાદાઈ પર પણ મોહી પડવું ન જોઈએ. કેન્દ્રીકરણ તેમ જ વિકેન્દ્રીકરણના અંતિમ છેડાઓ છોડી, જે પરિસ્થિતિનો સામનો કરવાનો હોય તેમાં પ્રજાને માટે વધારેમાં વધારે હિતકર શું થશે તે દૃષ્ટિએ, જીવનના દરેક ક્ષેત્રમાં અને દરેક પગલે એ બે વચ્ચેનો યોગ્ય મેળ ક્યાં કરવો તે શોધવું જોઈએ, અને તેમાં ઘટતા ફેરફારો કર્યા કરવા જોઈએ. જેમ વહેવારુ અહિંસામાં સ્વાર્થવૃત્તિનો સંપૂર્ણ અભાવ નથી, પણ તે અન્યાયી નથી એટલું જ; અને, તેથી, તે શુદ્ધ અહિંસા અથવા અતિભલાઈના નામને લાયક નથી, પણ તે તરફ ઝૂકે છે એટલું જ; — તેમ સંગઠન કે સંસ્થા વિષે પણ કહી શકાય. કેન્દ્રીકરણ તથા વિકેન્દ્રીકરણના અંતિમ છેડાઓનો મેળ બેસાડવાનો તેમાં પ્રયત્ન ચાલ્યા કરવાનો. એ મેળ જુદે જુદે સ્થળે અને જુદે જુદે સમયે જુદો જુદો થવાનો. પણ જ્યારેયે કોઈક ધ્યેયને સિદ્ધ કરવાને માટે એક જોરદાર પ્રવૃત્તિ કરવાની હોય, ત્યારે સંગઠન વિના ચાલે જ નહિ. કેટલીક બાબતોમાં તેનું સંચાલન અને નિયંત્રણ કેંદ્રમાંથી કરવું પડે, કેટલીક બાબતોમાં દરેક શાખાના માર્ગો સ્વતંત્ર હોય.

### નાનામાં નાનું સંગઠન

આ ઉપરથી, હિંદુસ્તાનમાં નાનામાં નાના અહિંસક સંગઠનના સ્વરૂપ અને કાર્યક્ષેત્રના વિચાર ઉપર આવું છું. આ બાબત હું જે વિચારો અહીં રજૂ કરું છું તે મારા છેલ્લા અને પાકા વિચારો છે એમ કોઈ ન માને. આ ઘડીએ મને જે વિચારો સૂઝે છે તે જ દર્શાવું છું. તેમાં ફેરફાર થવાનો પૂરો સંભવ છે.

ઘણાં કારણોસર મારો એવો મત બંધાતો જાય છે કે, સામાન્ય રીતે એક એક ગામડાને સંગઠન અથવા પંચાયતનું નાનામાં નાનું ક્ષેત્ર (એકમ) કરવું યોગ્ય નથી. એક કસબો (આશરે દશ હજારની વસ્તીનો) અને તેની આજુબાજુનાં ગામડાંઓને નાનામાં નાનું મંડળ કે મહાલ ઠરાવવામાં મને હરકત લાગતી નથી. કમમાં કમ ૧૦ થી ૧૫ હજાર કરતાં ઓછી વસ્તી એક ગ્રામમંડળ કે મહાલમાં ન હોય, અને તેટલી વસ્તી

જેટલા ગામડાંઓના સમૂહનું એક જ ક્ષેત્ર હોય, એ મને જરૂરનું લાગે છે. તે જ પ્રમાણે મોટાં શહેરો અને તેની આજુબાજુનાં પરાંઓને એક જ મંડળ ગણવું જોઈએ.

દરેક ગ્રામમંડળમાં કાર્યકર્તાઓના એક જ તંત્રે સેવા કરવી જોઈએ, અને તે બધાએ ભેગી જવાબદારીથી કામ કરવું જોઈએ. અલબત્ત, તેમની પ્રવૃત્તિઓનાં તેઓ જુદાં જુદાં ખાતાં પાડી શકે જ, અને દરેક ખાતાની જુદી જુદી સમિતિઓ પણ પાડી શકે; તેમ જ ગ્રામ-મંડળના પરસ્પર સંકળાયેલા પેટાવિભાગો પણ પાડી શકે.

એ તંત્રની રચના માટે રીતસર ચૂંટણી થવી જ જોઈએ એ જરૂરનું નથી. તે પોતે પોતાની મેળે જ નિમાય તેમાં હરકત નથી. કારણ કે એક વાત નક્કી છે કે, જે ગ્રામમંડળની ઉપર પ્રજાના સર્વ મહત્ત્વના પક્ષોનો વિશ્વાસ નહિ હોય, અને ઘણાખરા યુવકોને તે આકર્ષી શકતું નહિ હોય, તે બહુ કામ કરી શકશે જ નહિ. લોકો તેમની પ્રવૃત્તિઓમાં સહકાર આપે તે જ તેમની રીતસર ચૂંટણી થયાની નિશાની છે.

જિલ્લા, પ્રાંતીય, મધ્યસ્થ જેવી ઉપરી સંસ્થાએ તેને માન્ય કરવાની બાબતમાં, એ ધોરણ રાખી શકાય કે, જો એક જ ગ્રામમંડળમાં કામ કરતાં છતાં માન્યતા મેળવવા માટે ઘણાં તંત્રો ત્યાં હરીફાઈ કરતાં હોય, તો એકેને માન્યતા આપવી નહિ. દરેકને એમ જણાવવું કે, કાં તો માન્યતા વિના દરેક કામ કરે, અથવા બધાં ભેગાં થઈને કામ કરવાનો રસ્તો કાઢે. તંત્રની અંદરના ઝઘડાઓ તેમણે પોતાની મેળે જ પતાવવા જોઈએ. ઉપરી સંસ્થાએ તેમાં દખલ કરવાની ના જ પાડવી, અને જ્યાં સુધી તેઓ પોતાના ઝઘડા પતાવે નહિ ત્યાં સુધી એકે તંત્રને માન્ય કરવું નહિ

દરેક તંત્રને પોતાનાં બંધારણો અને નિયમો ઘડી લેવાં પડશે જ. માર્ગદર્શન માટે થોડા નમૂનાઓ સૂચવી શકાય; પણ તેમાં પોતાની મુનસફી મુજબ ફેરફાર કરવાની દરેકને સ્વતંત્રતા હોય. અલબત્ત, કેટલાક પાયાના સિદ્ધાંતો બધાને સમાન હશે જ.

તંત્રની પ્રવૃત્તિઓમાં નીચેમાંની કેટલીકનો તો સમાવેશ હશે જ:—

૧. ચુસ્તપણે અહિંસક રહેનારા સેવકોનું દળ બનાવવું,—જે જરૂર પડે ત્યારે ચોકી પહેરો કરે, અને લૂંટફાટ, આક્રમણ, હુલ્લડ, આગ, રેલ કે બીજી આફતને સમયે સેવા અર્પણ કરે.

૨. ગ્રામમંડળનું આર્થિક સંગઠન—એટલે કે, તેની નીપજ અને આવક તથા કની ઉત્પત્તિ, વહેંચણી, વેચાણ, રક્ષા વગેરેનું નિયમન કરવું.

૩. ગ્રામમંડળના ખાદી તથા બીજા ઉદ્યોગોનું સંગઠન કરવું.

૪. બેકારી-નિવારણનાં કામો કાઢવાં.

૫. ઘરડાં, માંદાં, અપંગ, અતિદરિદ્રી વગેરે માટે રાહતનાં કામ કે દાન કાઢવાં.

૬. ગુંડા, દારૂડિયા, બદચાલ વગેરે લોકોને સુધારવાનાં કામો કાઢવાં.

૭. હરિજન તથા બીજા લોકોની ઉન્નતિનાં કામો કરવાં, અને તેમની સામાજિક તથા બીજી હાડમારીઓ દૂર કરવી.

૮. (સાક્ષરતા-પ્રચાર ઉપરાંત) લોકોનું સામાન્ય જ્ઞાન વધારવું.

૯. (સરકારી કે ખાસ સંસ્થાઓની પ્રવૃત્તિઓની પુરવણી રૂપે) સ્ત્રી-શિક્ષણ.

૧૦. (એ જ રીતે પુરવણી રૂપે) પાયાની કેળવણી તથા સાક્ષરતા-પ્રચાર.

૧૧. (એ જ રીતે પુરવણી રૂપે) દવા અને આરોગ્યનાં કામો.

૧૨. પ્રજાને નીતિમાં ચડાવવી.

૧૩. ગ્રામમંડળમાં વસતી જુદી જુદી કોમો, ન્યાતો અને પક્ષો વચ્ચેના સંબંધો સુધારવા.

૧૪. પ્રાણીદયા.

૧૫. લોકપ્રિય, બિનખર્ચાળ અને નૈતિક દૃષ્ટિએ હિતકર હોય એવાં મનોરંજન, રમતગમત, ઉત્સવ, કથા, કીર્તન, ગાયન, ભજન, મેળા, પ્રદર્શન વગેરેના કાર્યક્રમો ગોઠવવા.

૧૬. રસ્તા, નાળાં, પુલ વગેરે સમારવા—જેવાં લોકોપયોગી કામો જાતમહેનતથી કરવાં. (અર્થાત્, સરકારી કામો ઉપરાંત અથવા તેમની મદદ લઈનેયે તે થાય).

૧૭. પાડોશનાં ગ્રામમંડળો સાથે સહકાર કરવો.

૧૮. ઉપરી અને મધ્યસ્થ સંસ્થાઓ સાથે નિકટ સંબંધમાં રહેવું.

અલબત, આ સાથે (પૈસાના રૂપમાં કે વસ્તુના રૂપમાં) ફંડ ભેગું કરવાનુંયે એક મહત્ત્વનું કામ દરેક તંત્ર પર રહેશે; અને તેને લીધે બરાબર હિસાબકિતાબ અને નોંધો રાખવાનુંયે કામ એક પ્રવૃત્તિરૂપ ગણાય.

દરેક તંત્રે આવી એકેએક વિગત ઉપાડી જ લેવી જોઈએ એ જરૂરનું નથી. જો કોઈ ગ્રામમંડળમાં એમાંનું કોઈક કામ કરવા માટે નિપુણ થયેલી સંતોષકારક સ્વતંત્ર સંસ્થા હોય, તો તે કાર્યને તે પોતાની યાદીમાંથી ઓછું કરી શકે.

### ઉપસંહાર

પરચક્રના કોઈ પ્રાચીન કાળમાં હિંદુઓના પૂર્વજોએ—વર્ણવ્યવસ્થાથી વેગળી, પણ તેના અનુકરણમાં—જ્ઞાતિવ્યવસ્થા ફેલાવી. તેની રચના કેવળ ધંધા પર નહિ પણ અનેક ભેદદર્શક નિમિત્તો પર થઈ; દા. ત જાતિ

(race), વતન, ધંધો, ધર્મ, ભાષા વગેરે. કેટલોક વખત સુધી તે વ્યવસ્થા લાકડા જેવી જડ નહિ, પણ રબર જેવી લચીલી હતી. તેથી, પરદેશીઓને આપણામાં સમાવી લઈ તથા દરેકને સમાજમાં યોગ્ય સ્થાને ગોઠવી, બધી જનતા એક જ મહાન પ્રજા તરીકે ઓળખાય એમ કરવું શક્ય થયું. આવી રીતે બનેલી પ્રજાનું પ્રાચીન 'આર્ય' નામ જતું રહ્યું અને જ્ઞાતિઓની એકબીજાથી કાંઈક અંશે તદ્દન અલગ રહેવાની ખાસિયત છતાં, સમગ્ર પ્રજા 'હિંદુ' નામમાં એકત્વને પામી. આગળ જતાં, બધાં સજીવ શરીરો અને તંત્રોમાં બને છે તેમ, તે વ્યવસ્થામાં વૃદ્ધાવસ્થાના દોષો ઉત્પન્ન થયા. એટલે કે તે જીર્ણ અને ક્ષીણ થઈ, લાકડા જેવી કઠણ થઈ, અને પાછળથી આવનારા વિદેશીઓને યોગ્ય રીતે પોતામાં ભેળવી લેવાની કે જ્ઞાતિવ્યવસ્થાની બહાર રહેલા કે બહિષ્કૃત કરેલા સમૂહોને પોતામાં સમાવી લેવાની શક્તિ ખોઈ બેઠી. આથી હવે સુધારેલા પાયા પર હિંદી પ્રજાની એક નવી વ્યવસ્થા નિર્માણ કરવાનું આવશ્યક થયું છે.

વર્ણવ્યવસ્થા અને જ્ઞાતિવ્યવસ્થાની કલ્પનામાં અહિંસાનું બીજ હતું ખરું. પણ તે જરા જેટલું જ. સમાજના નબળા કે રોષપાત્ર થયેલા લોકોનું શોષણ કરવું, સ્વાભિમાન હણવું, કે તેમને ઢોર-દશા પમાડવી, ઇત્યાદિ જાતની સૂક્ષ્મ હિંસાનો તેમાં નિષેધ નહોતો. વળી બધી જ્ઞાતિઓની સામાજિક સમાનતા, તથા પ્રજાના દરેક માણસના રાજકીય અને પ્રજાકીય (નાગરિક) અધિકારોની સમાનતા તેમા સ્વીકારેલી નહોતી.

છતાં, અહિંસાના પાયા પર સમાજરચના કરવાનો તે પ્રયત્ન હતો, અને તે વડે નિઃશસ્ત્ર લોકોએ અસરકારક રીતે પોતાનું બળ દેખાડવાની શક્તિ મેળવી હતી. ઘણાં સૈકાં સુધી તે વ્યવસ્થા ઉપયોગી નીવડી હતી.

તે કાળનાં અવરજવરનાં અને સંદેશા મોકલવાનાં સાધનોની ઊણપોનો વિચાર કરીએ તો, એક બાજુએ આ જ્ઞાતિવ્યવસ્થાનાં અખિલ ભારતીય સ્વરૂપનું અને બીજી બાજુએ તે વ્યવસ્થાએ ઠેકઠેકાણે ઉત્પન્ન કરેલાં રૂપોની વિવિધતાનું આપણને આશ્ચર્ય લાગ્યા વિના રહેતું નથી. એનો અર્થ એ કે, કોઈકે પ્રજાના મનમાં એક નવો વિચાર મૂકી દીધો, અને પછી લોકોએ તે વિચારને સ્વયંપ્રેરણા અને સ્વબુદ્ધિથી વ્યવહારમાં વિકસાવ્યો. એ જ વિચાર નવા અને વિશેષ શુદ્ધ રૂપમાં પ્રજામાં ફરીથી વાવવો જોઈએ, અને વિશ્વાસ રાખવો જોઈએ કે લોકો તેને સમજી જશે અને ઉછેરશે.

ગીતામાં કહ્યું છે કે, દરેક જાતે પોતાની પ્રકૃતિથી નિશ્ચિત થયેલા કર્મમાર્ગને ધાર્મિક રીતે અનુસરવો; તે જ એનો સ્વધર્મ કહેવાય. અને સ્વધર્મ આચરતાં મૃત્યુ આવે તે સારું સમજવું, પણ પરધર્મને ભયંકર સમજવો. પ્રકૃતિના નિયમોને અનુસરીને જ આ વિચાર છે.

દરેક પ્રાણી અને યોનિમાં એક અંતઃશક્તિ રહેલી છે. તે વડે તે પોતાના શરીરના અવયવોમાં અને પોતાના જીવનની નિર્વાહપદ્ધતિ, રહેણીવ્યવસ્થા વગેરેમાં એવા ફેરફારો કરી શકે છે અને ખાસ ઘાટો ઉપજાવી શકે છે કે જેથી આજુબાજુની પરિસ્થિતિમાં તે નભી રહેવા શક્તિમાન થાય છે એટલું જ નહિ, પણ કેટલેક અંશે, પોતાના શત્રુઓ સામે ટકી રહેવાની અને તેનો પ્રતિકાર કરવાનીયે તાકાત મેળવે છે. તેમ કરવામાં તે પ્રાણી કે યોનિ પોતાને પ્રતિકૂળ પરિસ્થિતિઓનું અનુકરણ નથી કરતો, પણ અનુકૂળ પરિસ્થિતિઓમાંથી જ બોધ લે છે. તે શત્રુનાં આયુધો અને રીતોને ગ્રહણ નથી કરતો, પણ તદ્દન જ નવી, અને કદીક શત્રુ કરતાં ઊલટા જ પ્રકારની યુક્તિઓ શોધે છે. દા. ત. ઘાસનો ઘોડો જે જાતનાં પાંદડાંઓમાં તે વસતો હોય તેના જેવાંજ રૂપ-રંગને ધારણ કરે છે. સાપ અને નોળિયા વચ્ચે જો સનાતન વેર જ છે, તો દરેકે પોતાની ખાસ પદ્ધતિઓ અને યુક્તિઓ ખીલવી છે, જેને લીધે બેમાંથી એકે યોનિનો સાવ નાશ થઈ શકતો નથી. માણસ માણસ વચ્ચે એવો યોનિભેદ તો નથી. પણ જ્યારે એક માનવ જાતિ સંસ્કૃતિની પસંદગીથી કે બાહ્ય પરિસ્થિતિને વશ થઈ બાકીની માનવજાતિ કરતાં તદ્દન જુદી જ પરિસ્થિતિ અને સંજોગોમાં મુકાઈ ગઈ હોય, ત્યારે એમ કહી શકાય કે, એ જાતિ માટે જુદા પ્રકારની નિયતિ (ભાગ્ય), અથવા એક જુદું કર્તવ્ય (મિશન) નિર્માણ થયું છે. આથી, તેણે આક્રમણ કરનાર જાતિઓ સામે સફળતાપૂર્વક ટકવા માટે પોતાના જીવન-નિર્વાહની અને સમાજવ્યવસ્થાની ખાસ તરેહ વિકસાવવી જોઈએ. કારણ કે, આ દૃષ્ટિએ, તે એક જુદી જ યોનિના પ્રાણી જેવી પરિસ્થિતિમાં છે. તેમના જ અનુકરણથી આપણે બળ નહિ મેળવી શકીએ. ખાસ કરીને, જ્યારે આપણને એમ પણ લાગતું હોય કે, સમગ્ર માનવ જાતિના હિતમાંયે આપણને સોંપાયેલું વિશેષ કર્તવ્ય (મિશન) અથવા આપણે માટે નિયત થયેલી સંસ્કૃતિ જ વધારે યોગ્ય છે. એવી વિશેષતા પ્રગટ કરવાની અંતઃશક્તિ આપણામાં રહેલી જ છે; પ્રકૃતિના નિયમથી હોવી જ જોઈએ. પણ જો આપણે તેને પ્રતિકૂળ માર્ગે લઈ જનારી લાલચો છતાં દૃઢતાથી વળગી રહીએ તો જ તે વધી શકે.

જો આપણને આપણી વિશેષ નિયતિ કે મિશનમાં શ્રદ્ધા હોય, તો આપણે ખાતરીથી આશા રાખી શકીએ કે, જગતમાંથી હિંસા તદ્દન નાબૂદ કરવી શક્ય ન હોય તોયે, તેનો સફળ મુકાબલો કરી શકે તેટલી બળવાન તો અહિંસાની શક્તિ છે જ.

(સંપૂર્ણ) કિશોરલાલ ઘ૦ મશરૂવાળા

# શ્રી. રવીન્દ્રનાથ ટાગોર

[ ૮૦ વર્ષના બહુવિધ વિસ્તાર-પટનું આલેખન એક જ રીતે ટૂંકામાં શક્ય છે, અને તે કાલક્રમિક ઘટનાઓની હકીકતથી. મુખ્યતઃ 'હિંદુસ્તાન ટાઈમ્સ'માં આવેલી એવી હકીકતોને આધારે આ લેખ તૈયાર કર્યો છે. તેથી કવિ-જીવન-ચિત્રની સળંગસૂત્ર રેખા મળશે, એમ માનું છું.

બાકી એ વિસ્તાર-પટની રહસ્ય-કથા તો, તેઓશ્રીએ પોતે જ, એમની અનુપમ શૈલીમાં, થોડા જ ગાસ ઉપર આપણને કહી છે, જે ગયા અંકમાં ('સંકટગ્રસ્ત સંસ્કૃતિ') આપી હતી. એ રહસ્ય-કથા માત્ર તેમના આર્ષ જીવનની જ વાત નથી; ભારતમાં અંગ્રેજી રાજ તથા જગતમાં યુરોપીય સંસ્કૃતિની પણ કથા તેમાં ગુરુદેવે ભેગી જ વણી આપી છે. આ લુખી હકીકતો સાથે એને વાચક જરૂર વાંચે એ ભલામણપૂર્વક, આ ટૂંકી જીવન-રેખા આપવામાં આવે છે

તંત્રી, શિ૦ સા૦ ]

રવીન્દ્રનાથ ટાગોરનો જન્મ કલકત્તાના તેમના બાપીકા ઘરમાં ઈ. સ. ૧૮૬૧ના મેની ૭મી તારીખે થયો હતો. મહર્ષિ દેવેન્દ્રનાથ ટાગોર અને શ્રી. સરલાદેવીના તે ૧૪મા સંતાન હતા. ૧૮૬૯માં તેમને 'ઓરિયેંટલ સેમીનરી' નામની શાળામાં ભણવા મૂકયા; પરંતુ થોડા જ માસમાં તે છોડીને 'કલકત્તા નૉર્મલ સ્કૂલ'માં તે જોડાયા. ત્યાં ભણતા ત્યારે તે કુસ્તી અને કસરતમાં ખૂબ રસ લેતા. આ શાળાના વિદ્યાર્થી હતા ત્યારે જ એમણે પ્રથમ કવિતા કરેલી. ૧૦ વર્ષના થયા ત્યારે 'બંગાલ એકેડેમી' નામની એંગ્લો-ઇંડિયન શાળામાં તેમને મૂકવામાં આવ્યા. પણ તરત જ તેમને આ શાળા પર અણગમો આવ્યો. વર્ગના સહાધ્યાયીઓમાં તે વખતે આબાદ ગપોલિયા-ખોર તરીકે તેમની નામના હતી. ૧૨ વર્ષે ઉપનયન થયું. ત્યાર પછી થોડે જ વખતે તે શાંતિનિકેતનની જગા ઉપર ગયા. બોલપુર પાસે આવેલી છ એકરની આ જગા તેમના પિતાએ થોડાંક વર્ષ પર ખરીદેલી, અને ત્યાં આશ્રમ સ્થાપવાનો એમનો ઇરાદો હતો. 'પૃથ્વીરાજ-પરાજય' નામની પોતાની વ્યવસ્થિત પહેલી કૃતિ કવિશ્રીએ આ વર્ષે રચી, જેની હસ્તપ્રત આજ મળતી નથી.

પછી તે પિતાજી જોડે ઉત્તર હિંદને પ્રવાસે ઊપડયા. આ પ્રવાસ દરમિયાન અને ત્યાર બાદ કેટલોક વખત તેમના પિતાએ એમને સંસ્કૃત, અંગ્રેજી અને ખગોળવિદ્યા ભણાવ્યાં. ૧૮૭૪માં પ્રવાસમાંથી કલકત્તા પાછા આવી તે સંત ઝેવિયર સ્કૂલમાં દાખલ થયા, અને ખાનગી શિક્ષકો પાસેનો અભ્યાસ તો ચાલુ જ હતો. આ અરસામાં એમણે 'મૅકબેથ' નાટકનો બંગાળી અનુવાદ કર્યો.

૧૮૭૫માં કવિશ્રીનાં માતા સરલાદેવી ગુજરી ગયાં. ત્યારથી નિયમિત રૂપે તે બંગાળી માસિકોમાં લખતા થયા. ૧૮૭૬માં 'હિંદુ મેળા'ને પ્રસંગે પોતાનું એક કાવ્ય તેમણે ગાયું. તે વર્ષે દેશમાં સખત દુકાળ પડેલો; તેવે કવખતે લૉર્ડ લીટને દિલ્હીમાં દરબાર ભર્યો; એના પર એ કાવ્યમાં કટાક્ષ કર્યું હતું. આ કાળે તેઓ 'ભાનુસિંહ ઠાકુર'ના ઉપનામથી લખતા હતા.

૧૭ વર્ષની ઉંમરે તે તેમના મોટાભાઈ સત્યેન્દ્રનાથ ટાગોર જોડે અમદાવાદ રહેવા આવ્યા. સત્યેન્દ્રનાથ પહેલા હિંદી આઈ. સી. એસ. હતા, ને તે વખતે અમદાવાદમાં નોકરી પર હતા. અમદાવાદથી તે ભાઈ જોડે યુરોપ ગયા. ત્યાં તેમના ભાઈના કુટુંબ જોડે રહે અને બ્રાઈટનની એક શાળામાં જાય, એમ ગોઠવાયું. પછી તે લંડન યુનિવર્સિટી કૉલેજમાં જોડાયા; પ્રો. મોરલીની પાસે ત્યાં અંગ્રેજી સાહિત્ય ભણતા. તેઓ આમની સભામાં પણ જતા; ગ્લૅડસ્ટન ને બ્રાઈટનાં વ્યાખ્યાનો ત્યાં સાંભળતા; બ્રિટિશ મ્યુઝિયમમાં તો વારંવાર જતા; અને અનેક બંગાળી:માસિકો માટે લેખો તો લખ્યા જ કરતા. આ કાળનાં લખાણોમાં મુખ્ય છે—'યુરોપના પ્રવાસના પત્રો', ભગ્નહૃદય અને બીજાં કાવ્યો.

૧૮૮૦માં તે પાછા સ્વદેશ આવ્યા, ત્યારે કોઈ ખાસ અભ્યાસ તો પૂરો કર્યો ન હતો. પરંતુ એમના પ્રતિભાશાળી મન પર એ કાળના અનુભવો તથા અભ્યાસાદિની બારે વ્યાપક છાપ પડી. તેમાંથી એક

# 'ખાદી-જગત'

'ખાદી જગત'ની આજની મર્યાદા અખિલ ભારત ચરખા સંઘની મર્યાદા છે. પરંતુ અખિલ ભારત ચરખા સંઘ કલ્પનામાં અમર્યાદિત છે. આજે તો એમાં ૨,૨૪,૪૨૧ કાંતનારીઓ છે, જેમાં ૧,૬૭,૯૯૬ હિન્દુ અને ૫૬,૪૨૫ મુસલમાન છે, અને તેમને માટે ૨૦,૬૪૩ લોઢનારા, પીંજારા, રંગરેજ, વણકર, ધોબી વગેરે છે. ચરખા સંઘ એમનો અને ખાદી પહેરનારાઓનો પ્રતિનિધિ છે. આ સંખ્યા તો હિન્દુસ્તાનરૂપી સમુદ્રમાં બિન્દુ સમાન છે; પણ એ આખા હિન્દુસ્તાનમાં ફેલાયેલી છે. અખિલ ભારત ચરખા સંઘ સંપૂર્ણપણે પારમાર્થિક સંસ્થા છે. અને આટલી મોટી પારમાર્થિક સંસ્થા દુનિયામાં ભાગ્યે જ બીજી કોઈ હશે. જો આ કલ્પના સફળ થઈ તો અખિલ ભારત ચરખા સંઘ કરોડો હિન્દુ, મુસલમાન, ઈસાઈ, પારસી ઇત્યાદિનો પ્રતિનિધિ બનશે, અને જ્યારે એમ થશે ત્યારે તે આખા જગતનો પ્રતિનિધિ બનશે. કારણ કે, ત્યારે આખું જગત આપોઆપ હિન્દુસ્તાનનું અનુકરણ કરશે. આ પૂતી યુદ્ધ જણાવી રહ્યું છે કે, યંત્રવાદથી તો આખરે જગતનો નાશ જ થશે; હાથ-કારીગરીથી જ જગતનું પોષણ થઈ શકે; આ ભવિષ્યની વાત થઈ અને ભવિષ્ય ઈશ્વર જ જાણે છે.

છતાં પુરુષાર્થ જેવી વસ્તુ તો જગતમાં રહે જ છે. અને અખિલ ભારત ચરખા સંઘનો પુરુષાર્થ તેની મારફત આખું હિન્દુસ્તાન ખાદીમય બને તેમાં રહેલો છે. ત્યારે જ હિન્દુસ્તાનની કંગાલિયત દૂર થઈ શકે. અહીં ખાદીનો વ્યાપક અર્થ લેવાની જરૂર છે. આવા પ્રચંડ કાર્યને માટે સંઘમાં વધારે સેવકો જોઈએ. હાલ જે સેવકો છે તેઓમાં વધારે આપભોગ, વધારે અધ્યયન, વધારે જ્ઞાન, વધારે ઉદ્યમ અને વધારે જાગૃતિ હોવી જોઈએ. આ પ્રવૃત્તિનું કેન્દ્ર રેંટિયો છે, કારણ કે કરોડોનો ઉદ્યોગ અને ધન તો રેંટિયો જ હોઈ શકે. રેંટિયામાં તકલી તો આવી જ જાય છે. રેંટિયો કેવળ વિધવાનું જ ઓજાર નથી. રેંટિયો હિન્દુસ્તાનની આર્થિક ઉર્જત, સ્વાતંત્ર્ય અને કોમી એકતાની નિશાની છે. તેથી એનું શાસ્ત્ર મોટું છે. આ શાસ્ત્રનો વિકાસ કરવામાં કેટલાયે વિશારદોની શક્તિનું સંગઠન થવું જોઈશે. વિશારદોમાં અર્થશાસ્ત્રી તો હોવા જ જોઈએ; સાથે સાથે કેટલાક શાસ્ત્રજ્ઞ પણ હોવા જોઈએ. એક મિસ્ત્રી નાનકડું ઘર બાંધી આપશે. મોટી ઇમારત કે પુલ તો મોટો ઇજનેર જ બાંધી શકે. રેંટિયામાં સુધારા કરવા માટે ગંગાનો પુલ બનાવનારના કરતાં અધિક જ્ઞાન અને શોધકબુદ્ધિની આવશ્યકતા છે. એવા લોકોને આપણા ત્યાગ અને શ્રમથી જ્યારે આપણી તરફ ખેંચીશું ત્યારે આપણે બહુ આગળ વધી શકીશું.

આ દૃષ્ટિએ જોઈએ તો 'ખાદી-જગત' નાનું સાહસ નથી; 'ખાદી-જગત' પ્રસિદ્ધ કરવાના ઠરાવને આ જ દૃષ્ટિએ મેં અનુમોદન આપ્યું હતું. મને આશા છે કે, 'ખાદી-જગત'માં જે લેખો આવશે તે બધા જ્ઞાનથી ભરેલા હશે, જેથી સંઘના કાર્યકર્તાઓ અને જનતાને લાભ થાય.

સંઘની પ્રવૃત્તિ માટે સેવકો જોઈએ અને ધન પણ જોઈએ. તે બંને મળવાનો આધાર આજના સેવકો પર છે. 'ખાદી-જગત'ના પ્રારંભમાં સંઘના પ્રમુખ તરીકે હું એક દોષ-પ્રક્ષાલન કરી લઉં એ ઠીક છે. મારી અને મારા જ સાથીની ગફલતથી કહો કે અતિ વિશ્વાસથી કહો, સંઘને બે લાખ કરતાં વધારે રૂપિયાનું નુકસાન થયું છે. ભાઈ શંકરલાલ બેંકરે એક જણને ભલો માનીને સંઘમાં રાખ્યો અને તેને જોખમનું કામ સોંપ્યું. અતિ વિશ્વાસ કરીને એના કામની દેખરેખ ઓછી રાખી. પોતાની તબિયત ખરાબ હોવાને કારણે તેઓ પૂરી દેખરેખ ન રાખી શક્યા. હિસાબ-નિરીક્ષણ વગેરે તો થતું રહ્યું, પરંતુ એ ભાઈ બહુ ચાલાકીથી છેતરપિંડી કરીને થોડા થોડા કરીને બે લાખથી વધારે રૂપિયા ખાઈ ગયો. કાર્યાલયનું કામ ભાઈ જાજુજીના હાથમાં આવતાં આ ચોરીની ખબર પડી. ચોરે ચોરી કબૂલ તો કરી છે, પણ પૈસા અમારા હાથમાં નથી આવ્યા. પૈસા મેળવવાના બધા પ્રયત્નો ચાલી રહ્યા છે. બને ત્યાં સુધી કોર્ટે મામલો નહિ જવા દેવાની નીતિ પર સંઘ કાયમ છે. પરંતુ જરૂર પડતાં કોર્ટે જવામાં જરા પણ સંકોચ નહિ થાય. અહીં આ વસ્તુ જાહેર કરવાનો અર્થ એટલો જ છે કે, સંઘના સદસ્યો અમારી ગફલત જાણે અને જાણી શકે તો ક્ષમા કરે.

હું તો એટલું જ કહી શકું કે, અમે બધા જાગ્રત થયા છીએ, અને આવી ગફલત ફરી થવા ન પામે તેને માટે પ્રયત્ન કરી રહ્યા છીએ. આ દોષ-સ્વીકારમાં એ પણ આશા છે કે, સંઘના સર્વ કાર્યકર્તા જાગ્રત થઈ જશે અને પોતાની શુદ્ધિ કરશે. અને જે ભાઈએ ચોરી કરી છે તે પણ આ વાંચીને સાવધાન થઈ જશે તો ઘણું સારું થશે. કંઈ નહિ તો ભાઈ શંકરલાલ બેંકર, જેમણે ભોળપણમાં આટલો વિશ્વાસ રાખ્યો, તેમને કંઈક આશ્વાસન મળશે.

એક બીજી વાત: બજારની પરવા ન કરતાં કાંતનારીઓની મજૂરી એકદમ વધારવાનું સાહસ અમે કર્યું છે. એ હમેશાં ઉજ્જ્વળ સાહસ મનાશે. ખાદી-પ્રેમીઓએ આ પુરુષાર્થમાં બહુ મદદ કરી છે. ખાદીના ભાવ તો વધે જ. ખાદીપ્રેમીઓએ એ ભાવ ખુશીથી આપ્યા છે. હવે કાર્યકર્તાઓનો ધર્મ બેવડો થઈ પડે છે: એક તો એ કે, કાંતનારીઓને ઠરાવ પ્રમાણે પૂરા ભાવ આપવામાં આવે; અને બીજો એ કે, ખાદીના ગ્રાહકો પાસે હિસાબે જેટલો ભાવ લેવો જોઈએ તેટલો જ લે. બચત કરવા માટે નફો કરવાની કોશિશ કરવામાં ન આવે. કોઈ કારણે નફો થઈ જ જાય તો સંઘની મંજૂરી લઈને ખાદીના ભાવ ઓછા કરવામાં તે વાપરવો જોઈએ. ખાદીની ઉન્નતિનો આધાર બજારની નરમી ગરમી થવા પર નથી, બલકે આપણા શુદ્ધ વ્યવહાર પર જ છે. આપણા શુદ્ધ વ્યવહારથી ત્રણ પરિણામો અવશ્ય આવશે:—

(૧) કાંતનારીઓ વગેરે કારીગરો આકર્ષાશે.
(૨) ખાદીધારીઓ વધશે અને ઇચ્છિત ધન મળશે.
(૩) વધારે કાર્યકર્તાઓ મળશે.

આ મારો ૫૫ વરસનો અનુભવ છે. 'ખાદી-જગત'નો પ્રયત્ન આ ત્રણ ઉદ્દેશો પૂરા કરવાનો રહેશે; અર્થાત્ સંઘના અત્યારના કાર્યકર્તાઓની શુદ્ધિ, બુદ્ધિ અને કાર્યશક્તિમાં દિનપ્રતિદિન વૃદ્ધિ કરવાનો રહેશે.

તા ૧૫-૫-'૪૧ મો૦ ક૦ ગાંધી

હિન્દી 'खादी-जगत' માંથી

# બાળકોની કેળવણી

આત્મકથામાં ગાંધીજીએ કેળવણીનો પ્રશ્ન સ્વાનુભવની દૃષ્ટિએ ઠીક ઠીક ચર્ચ્યો છે. એમની આત્મકથા જેમણે વાંચી છે તેમને ખ્યાલ આવશે કે, એમણે હરિલાલ પછીના પોતાના ત્રણ પુત્રોનું શિક્ષણ જાતે જ આપવાનો આગ્રહ રાખેલો. એમના એ પ્રયોગની ચર્ચા કરતાં તેઓ લખે છે:

'એટલું સમજતો હતો કે આદર્શ સ્થિતિમાં ખરી કેળવણી તો માબાપની નીચે જ હોય. આદર્શ સ્થિતિમાં બાહ્ય મદદ ઓછામાં ઓછી હોય.'

હિંદમાં અથવા અન્ય દેશોમાં કોઈ પણ કાળે આવી આદર્શ સ્થિતિ હતી કે નહિ તેની વિગતો હજી મળતી નથી. હકીકત તો એવી છે કે, લગભગ બધે જ શાળા-વિદ્યાલય જેવી સંસ્થાઓ કેળવણીનું કામ ઉપાડી લે છે. માબાપ એમનાં બાળકોને આવી સંસ્થાઓમાં મોકલી આપી સંતોષ માને છે કે પોતે બાળકોની કેળવણી પ્રતિનું કર્તવ્ય બજાવી લીધું. મોન્ટેસોરીની શિક્ષણ-પ્રવૃત્તિથી તો હવે બાળમંદિરોનું માહાત્મ્ય વધતું જાય છે અને ૩-૪ વર્ષની ઉંમર થતાં બાળકો માબાપની હૂંફ છોડી બાલમંદિરોમાં પહોંચી જાય છે. બાલમંદિરોમાં સાચી કેળવણીનાં જેટલાં તત્ત્વો સચવાય છે, તેટલા પ્રમાણમાં બાળકોના સાચા શિક્ષણમાં એ મંદિરો જરૂર બહુ મહત્ત્વનો ફાળો આપી રહ્યાં છે. પરંતુ એ શિક્ષણ-દૃષ્ટિને છોડી દઈએ તોયે, આજે આ બધાં બાલમંદિરો માબાપોને માટે તો ભારે આશીર્વાદરૂપ થઈ પડ્યાં છે: 'ખટપટ' કરતું અને માબાપને, ભાઈબહેનને કે કાકા મામાને મૂંઝવતું અને પજવતું બાળક બાલમંદિરમાં મોકલી દઈ એનાં માબાપ અને વડીલો ખૂબ જ નિરાંત અને 'હાશ' અનુભવે છે. એ નિરાંત અને હાશની શાંતિમાં માબાપો અને વડીલો પણ બાળકની યોગ્ય અને સાચી કેળવણી વિષે બહુ જ ઓછાં — અતિશય ઓછાં જાગ્રત અને સાવધ રહે છે. પુસ્તક-પેન્સિલ-ખરીદી, શાળા-મંદિરને આપવાની ફી, કે માસિક પ્રગતિ-

પત્રકનું ઉપલકિયું અવલોકન, એ ત્રણમાં જ ઘણુંખરું બાળકોને મળી રહેલી કેળવણીની તપાસ માબાપ અને વડીલો પતાવી દે છે. આજનાં બાલમંદિરો અને શાળાઓના સંચાલકો અને શિક્ષકો પણ બહુ હોશિયાર હોય છે અને ઉત્સવોનાં નાટકોમાં બાળકોનું પ્રદર્શન કરી 'બધું બરાબર ચાલે છે' એવું પ્રમાણપત્ર માબાપો અને વડીલો પાસે મેળવી લેવા તેઓ ખાસ કાળજી રાખે છે. ઉત્સવો પ્રસંગે કોઈક વધુ સાચા શિક્ષકો માબાપસંમેલનો ગોઠવે છે. પરંતુ આવે પ્રસંગે પણ નાટકિયા ઉત્સવોની મનોરંજક ધમાલો નીચે માબાપસંમેલનોની વિચારપ્રેરક ગંભીરતા ગૂંગળાઈ જ જાય છે.

સ્વાનુભવમાંથી વિચારેલા બાળકેળવણીના ગાંધીજીના આદર્શની આ બધામાં કરુણ ઉપેક્ષા થઈ રહી છે. માતૃપ્રેમ અને કુટુંબવાત્સલ્યના પાવનકારી અને વિકાસસાધક વાતાવરણમાંથી બાળકો વિખૂટાં — અળગાં પડતાં જાય છે. એમની 'કેળવણી' જીવનવિમુખ અને આત્મવિકાસને બાધક થઈ રહી છે. મોન્ટેસોરીની ઢબે ચાલતાં બાલમંદિરોમાં સ્વયંવિકાસ અને સ્વાતંત્ર્યનાં તત્ત્વોનો આગ્રહ રહે છે, પરંતુ આજે જે ઢબે અને જે વાતાવરણમાં એ મંદિરો ચાલી રહ્યાં છે તેમાં સ્વયંવિકાસ આત્મવિકાસમાં જ પરિણમે છે કે નહિ એ બહુ જ શંકાસ્પદ પ્રશ્ન છે.

હું એમ માનું છું કે, શાળા માબાપની બેદરકારી અને કર્તવ્યવિમુખતામાંથી પ્રગટેલી એક ઉપાધિ જ છે; માબાપ પોતાનાં બાળકો પ્રતિનું કર્તવ્ય ભૂલવા લાગ્યાં એટલે એમને 'બાળકો' ઉપાધિરૂપ લાગ્યાં; એમની ખટખટ બીજાને સોંપી દેવા માટે શાળાઓ એમણે શોધી કાઢી, અથવા એમની એ ખટખટનો બોજો સંભાળી લેવા શાળાઓ તૈયાર થઈ; કૌટુંબિક ધર્મની વિધવિધ જવાબદારીઓ પ્રતિની માબાપની વધતી જતી બેદરકારીમાંથી જેમ નોકર, આયા, રસોઇયો, ધોબી, વગેરે પ્રગટ્યાં, તેમ બાળકોની કેળવણીનો પોતાનો ધર્મ માબાપોએ છોડ્યો અને શિક્ષણસંસ્થાઓની સૃષ્ટિ વધવા માંડી.

શાળાઓનો આ શાપ શહેરની પ્રજાને તેમ જ શિક્ષિત માબાપને વધુ વળગી રહ્યો છે. ગ્રામ પ્રજાના કૌટુંબિક જીવન અને એમનાં બાળકોના શિક્ષણનો સાચી રીતે અભ્યાસ કરીશું તો સાં હજુયે — ભલે બહુ અણઘડ રીતે — બાળકોને કંઈ ને કંઈ અને કેટલેક ઠેકાણે ઘણું જ સાત્ત્વિક, જીવનદાયી અને તેજસ્વી શિક્ષણ મળતું જ રહે છે. શહેર અને ગામડામાં રહેલી બાળશિક્ષણને અંગેની પરિસ્થિતિનો આ ભેદ સાચે જ નવાઈ પમાડનારો છે. શહેરની ભણેલી સુશિક્ષિત અને પદવીધારી બહેનો બાળકોના શિક્ષણની પોતાની જવાબદારીમાંથી વધારે ને વધારે ચ્યુત થતી જાય છે. ગામડાની નિરક્ષર અને 'અભણ કહેવાતી' બહેનો બાળકોને શિક્ષણ આપવાની પોતાની જવાબદારી હજી વધારે સમજતી હોય છે.

આ હકીકત છે અને મને તો અનુભવે એ વધારે સ્પષ્ટ લાગતી જાય છે. છતાં હું જાણું છું કે, શહેરના ભણેલા સમાજને આ કથન બહુ જ બેહૂદું લાગશે. 'અભણ બહેનો તે વળી બાળકોના શિક્ષણમાં શું સમજતી હશે?' એવો કટાક્ષ કરી, કેળવાયેલો સમાજ આ હકીકતને સહેજ વિચારવા યોગ્ય પણ નહિ ગણે. બાળકેળવણીનું આ અતિશય કરુણ પ્રકરણ છે અને જો આ પ્રશ્નનો વધુ ઊંડો અભ્યાસ કરીશું તો જણાશે કે એમાં સાચા શિક્ષણ વિષેનો મહાન દૃષ્ટિભેદ જ માલૂમ પડશે.

બાળશિક્ષણનું સાચું સ્થળ ઘર અને કુટુંબ છે, એના સાચા શિક્ષકો માબાપ અને વડીલો છે, એમ ગાંધીજી માને છે, કારણ કે કેળવણી વિષેની ગાંધીજીની દૃષ્ટિ તદ્દન જુદી છે. આજની આખીયે કેળવણીની પદ્ધતિ સામે એમની મોટામાં મોટી ફરિયાદ એ છે કે, અથથી ઇતિ સુધી એ કેળવણીમાં જીવનની સાચી શક્તિનો વ્યવસ્થિત રીતે હ્રાસ થઈ રહ્યો છે. જીવનને સ્પર્શ કરનારી બધી જ વસ્તુઓની એમાં અવગણના થઈ રહી છે. આપણું જીવન ક્રિયામય છે, અને આપણને મળતી આજની કેળવણી પોથીપંથી હોઈ જીવનની ક્રિયાઓથી તે વિમુખ રહે છે. બાળકમાં રહેલી અખૂટ શક્તિઓ એના જીવનની વિધવિધ ક્રિયાઓમાં પ્રગટ થવા માટે મથી રહી છે. પોતાનાં માબાપ અને ભાઈબહેનોના જીવનનાં નાનાં મોટાં કાર્યમાં હોંશભર્યો સહકાર આપવા બાળકો તો તલસી રહ્યાં હોય છે. પરંતુ આપણે જ એમના એ સ્વયંવિકાસનાં મંથનોમાં આપણી કહેવાતી કેળવણીના અંતરાયો ઊભા કરીએ છીએ. જીવનથી વિમુખ

એવી નિષ્ક્રિય પુસ્તકિયા કેળવણીની આંટીઘૂંટીમાં એ સ્વયંવિકાસને આપણે ગોંધી રાખીએ છીએ. આજની કેળવણીનો આ મોટામાં મોટો શાપ છે. એ શાપમાંથી બાળકોને અને વિદ્યાર્થીઓને ઉગારી લેવા માટે જ ગાંધીજીએ કેળવણીનો તદ્દન જુદી જ દૃષ્ટિએ વિચાર કર્યો છે. એ સાચી કેળવણીનાં સાધનો બાવા નથી, પુસ્તકો નથી, અભ્યાસક્રમો નથી, પરીક્ષાઓ નથી. એ કેળવણી તો મૂક છે. જીવનનાં નાનાં મોટાં કાર્યો અને પ્રવૃત્તિઓ દ્વારા શાંત રીતે એ કેળવણી વિદ્યાર્થીઓના વિકાસની સાધના કરી રહી છે. જીવનની ક્રિયાઓમાં પડેલી આ અખૂટ શિક્ષણસામગ્રીની શોધ કરી ગાંધીજીએ કેળવણીમાં મહાન ક્રાંતિ શરૂ કરી છે. ક્રિયાત્મક કેળવણીની એ અનોખી દૃષ્ટિને પરિણામે જ એમણે સ્વાનુભવથી વિચાર્યું છે કે સાચી કેળવણી ઘરમાં માબાપની નીચે જ હોય.

જીવનની ક્રિયાઓ અને એની આસપાસનું વાતાવરણ એમાં જ જો સર્વોત્તમ શિક્ષણની અખૂટ સામગ્રી પડેલી છે, તો બાળકોના શિક્ષણની સૌથી વધારે સગવડ ઘરમાં અને માબાપની પાસે જ હોઈ શકે છે. બાળક જન્મે છે ત્યાર પછીથી એનો જે શાંત અને અદૃષ્ટ વિકાસ થયા કરે છે તેનું સૂક્ષ્મ અવલોકન કરીશું તો દીવા જેવું સ્પષ્ટ દેખાશે કે, જીવનની ક્રિયાઓ જ એનો એ અદ્ભુત વિકાસ સાધે છે. એની અંદર જે વિધવિધ શક્તિઓ પડી છે તેમને ખીલવાના પ્રસંગો એના જીવનમાંથી એને આપોઆપ મળતા રહે છે. બાળકની જે વિધવિધ જાતની ભૂખો છે, એની આસપાસ જે કંઈ પડેલું છે, તે વિષે એનો જે સંબંધ છે, એ બધું સમજવાની અને એ બધું મેળવવાની સમજણ એને ક્યાંથી આવતી જાય છે? એને અનેક વસ્તુઓની ઓળખ કોણ કરાવે છે? એની આસપાસ પડેલી અસંખ્ય વસ્તુઓનાં નામનિશાન એ કઈ રીતે શીખે છે? જીવનની વિધવિધ ક્રિયાઓ, એના અનુભવો, આસપાસ જે ચાલી રહ્યું છે તેનાં અવલોકનો, એ બધામાં જ બાળકની સાચી કેળવણી નિર્માણ થઈ રહી હોય છે. ઘરમાં, કુટુંબમાં, માબાપના સાન્નિધ્યમાં, પડોશમાં, જ્યાં જોઈએ ત્યાં આ જાતની અખૂટ શિક્ષણસામગ્રી પડેલી છે. કોઈ એને દોરનાર ન હોય તોયે, બાળક પોતાની ખીલતી સમજણ પ્રમાણે, એમાંથી પોતાની અંતરગત શક્તિઓના સ્વયંવિકાસની ભૂખ સંતોષવા મથે છે. એમાંથી એ પોતાની વિધવિધ ઇંદ્રિયોનો વિકાસ પણ કરે છે. માબાપ, વડીલો, ભાઈબહેનો અને પડોશીઓ સમજુ હોય, બાળકોના જીવનનાં રસિયાં હોય, તો તેઓ બાળકને એના આ સ્વયંપ્રેરિત, સ્વયંસંચાલિત વિકાસમાં પાર વિનાની મદદ કરી શકે છે. એ મદદ કેવા પ્રકારની હોઈ શકે? બાળકોની ભૂખો અને સ્વયંવિકાસનાં એનાં મંથનોને પૂરી રીતે સંતોષે એવું વાતાવરણ નિર્માણ કરવું અને એ અંગે નડતા અંતરાયો દૂર કરવા, એ જ પ્રકારની મદદ માબાપો અને વડીલોએ કરવી જોઈએ.

બાળશિક્ષણ અને બાળવિકાસનો આ રીતે આપણે વિચાર કરીશું તો કુટુંબ અને ઘરના વાતાવરણમાં બાળકો કેવા ઉત્તમ પ્રકારનું શિક્ષણ મેળવી શકશે એનો ઠીક ઠીક ખ્યાલ આવશે. પરંતુ આ વસ્તુ સમજવામાં મોટી મુશ્કેલી આજે એ નડે છે કે, જીવનની ક્રિયાઓ અને ઘર તેમ જ કુટુંબના વાતાવરણમાં પડેલી શિક્ષણસામગ્રીનો કોઈને ખ્યાલ જ હોતો નથી. બધા એને ઘરકામ અને જીવનના વ્યવહારો જ ગણે છે. એમાં વળી કેળવણી અને બાળવિકાસની સામગ્રી શી હોઈ શકે, એ જ કોઈને સમજાતું નથી. આ અણસમજ અને અજ્ઞાનનું કારણ આપણને મળતી આજની એકાંગી વિષયગામી પુસ્તકિયા કેળવણી જ છે. જેને શિક્ષિત વર્ગ જ્ઞાન કહે છે તે ખરી રીતે અજ્ઞાનનાં વમળો જ છે. સાચી કેળવણી એમાં અવટાઈ ગઈ છે, ખોવાઈ ગઈ છે, ધોવાઈ ગઈ છે.

કહેવાતા બુદ્ધિવિકાસના માત્ર પરપોટા જ એ વમળોમાંથી પ્રગટે છે, જે જીવનવ્યવહારનો સ્પર્શ થતાં જ ફૂટી જાય છે અને નિષ્ફળતા અને નિરાશામાં જ આજનો ભણેલો વર્ગ હજી ગોથાં ખાય છે.

દિલખુશ બ. દીવાનજી

# સ્વ૦ દવે માસ્તર

પાટણના ડૉ. પંડ્યા અભ્યાસગૃહના મુખ્ય સંચાલક, શ્રી. મણિલાલ માધવલાલ દવેનું તા. ૯મી ઑગસ્ટને રોજ અચાનક અવસાન થયું. આગલી રાત સુધી તો તેઓ પોતાની પ્રવૃત્તિમાં મશગૂલ હતા. ઘેર ગયા પછી અચાનક તબિયત બગડી અને હૃદય બંધ પડી જવાથી જીવ ઊડી ગયો.

તેઓ પાટણની સરકારી હાઈસ્કૂલમાં ગણિતના શિક્ષક હતા. પરંતુ શાળા બહારનો પોતાનો બધો સમય તેઓ ડૉ. પંડ્યા અભ્યાસગૃહમાં સેવાભાવે આપતા હતા.

સ્વ. ડૉ. પંડ્યા પણ તેમની માફક શિક્ષક હતા: ત્યાંની ટ્રેનિંગ કૉલેજના તે પ્રિન્સિપાલ હતા. તેઓ પણ પોતાનો ફાલતુ સમય સામાજિક પ્રવૃત્તિમાં ગાળતા ઇન્ફ્લ્યુએન્ઝા અને પ્લેગ જેવા રોગો ફાટી નીકળતાં, પોતાના શરીરની દરકાર ન કરતાં, ઘેર ઘેર ફરી પીડિતોની તેઓ સેવા કરતા. તેમ કરતાં તેઓ પોતે મરકીના ભોગ થઈ પડ્યા અને ભર જુવાન વયે અકાલ અવસાન પામ્યા. દવે માસ્તર તેમને પોતાના ગુરુ જેવા માનતા. પોતાના ગુરુની સેવાપરાયણતાનો અમર વારસો તેમણે આખી જિંદગી સાચવ્યો અને મૂંગે મોઢે સેવા કરતાં કરતાં તેમણે દેહ છોડ્યો.

ડૉ. પંડ્યાના સ્મારક તરીકે પાટણમાં એક અભ્યાસગૃહની સ્થાપના કરી, એમાં શાળા બહારના સમયમાં જુવાનોને સંસ્કાર અને તાલીમ આપવાની યોજના કરવામાં આવી. આ કામ દવે માસ્તરે ઉપાડી લીધું અને તેને જીવનના અંત સુધી—લગભગ ૨૫ વરસ સુધી સંભાળ્યું. સેવાભાવી સજ્જનોના સ્મારક તરીકે આવાં કામો તો ઘણાંય શરૂ થાય છે. પણ યોગ્ય કાર્યકર્તાઓને અભાવે તે જોઈએ તેવાં ચાલતાં નથી. ડૉ. પંડ્યા-સ્મારકના આ અભ્યાસગૃહને દવે માસ્તર જેવા હોંશીલા કાર્યકર્તા મળી ગયા એટલે તેનું કામ ચાલ્યું એટલું જ નહિ, પણ તેમની ભાળવણીમાં ફૂલ્યું ફાલ્યું. હાલ ત્યાં અભ્યાસગૃહ ઉપરાંત છાત્રાલય ચાલે છે. તેમાં જાતમહેનત કરીને થોડા ખર્ચમાં રહેનાર ગરીબ વિદ્યાર્થીઓ માટે ખાસ વ્યવસ્થા છે. તે ઉપરાંત બાલમંદિર, હાઈસ્કૂલ, વ્યાયામશાળા અને ખાદીભંડાર ચાલે છે. પાટણની જૂની ઐતિહાસિક કારીગરીનું નાનકડું સંગ્રહસ્થાન પણ એકઠું કરવામાં આવ્યું છે. અવારનવાર તહેવારોની ઉજવણી અને યુવકમંડળ તથા વિદ્યાર્થીમંડળની પ્રવૃત્તિઓ દ્વારા આ અભ્યાસગૃહ પાટણની જ નહિ, પરંતુ ઉત્તર ગુજરાતની એક જીવતી જાગતી સંસ્થા થઈ પડ્યું છે. તેની સુવાસથી ઉત્તર ગુજરાતમાં કોઈ અજાણ્યું નથી. તેને લીધે જ, તે પ્રવૃત્તિના પ્રાણ સમાન દવે માસ્તર ચાલ્યા જતાં ત્યાં ઘણાને આઘાત લાગ્યો. પાટણમાં તો હિંદુ મુસલમાન સૌ શોકમાં ડૂબી ગયા હતા.

આવું સુંદર કામ પોતાના વતનમાં રહી તેમણે કરી બતાવ્યું, તે એમના કામની બીજી એક વિશેષતા છે. સામાન્ય રીતે ઘણા માણસોને પોતાના વતનમાં કામ કરવાનું ફાવતું નથી. દવે માસ્તરે સર્વના પ્રીતિપાત્ર બનીને તે કામ કરી બતાવ્યું. પાટણે તેમના કામની કદર કરી છે અને કરશે. તેમના પ્રાણ સમાન અભ્યાસગૃહની દરેક પ્રવૃત્તિને પગભર કરવી અને વિકસાવવી, તે કરતાં દવે માસ્તરનું વધારે સાચું સ્મારક શું હોઈ શકે? પાટણવાસીઓ, તેમના વિદ્યાર્થીઓ અને મિત્રો તેમના કામને દીપાવીને સદ્‌ગતને સાચી અંજલિ આપશે એવી આશા છે. પ્રભુ સદ્‌ગતના આત્માને શાંતિ આપો! જીવનભર લોકહિતનું કામ કરીને જનારને પ્રભુના દરબારમાં વગર માગી શાંતિ મળે જ છે; પણ તેમના આત્માને સાચી શાંતિ તો તેમનું કામ અમર રહે અને ફૂલેફાલે તો જ મળે. વિ૦

# વહેવારુ ખગોળ—૨૩

ગયા લેખમાં આપણે જોયું કે, ખગોળના વહેવારુ ઉપયોગ માટે ત્રણ વસ્તુ જાણવાની જરૂર છેઃ (૧) વખતનું સૂક્ષ્મ માપ, (૨) સ્થળનાં સૂક્ષ્મ અક્ષાંશ-રેખાંશ, અને (૩) અમુક સમયે અમુક સ્થળે અમુક આકાશીય પદાર્થ આકાશમાં કયે સ્થાને હશે તે અગાઉથી જાણવું. આમાંથી પહેલી બે વસ્તુ વિષે ગયા લેખમાં વિચાર કર્યો. ત્રીજી વસ્તુ વિષે આ લેખમાં વિચાર કરીશું.

આકાશમાં કોઈ પણ પદાર્થનું સ્થાન નક્કી કરવાની મુખ્ય ત્રણ ચાર રીતો છે. તેમાંથી એકાદ બે વિષે અગાઉ કહેવાઈ ગયું છે. આકાશનાં વિષુવવૃત્ત અને ક્રાન્તિવૃત્ત શું એ આપણે જોઈ ગયા. એ બે જ્યાં એકબીજાને કાપે તે વસંતસંપાત અને શરત્સંપાત એ પણ જોયું. કોઈ પદાર્થ પ થી વિષુવવૃત્ત પર દોરેલો લંબ (કાટખૂણો કરતી લીટી) વિષુવવૃત્તને ક આગળ મળે અને વસંતસંપાતને વ કહીએ, તો વક અંતર તે પદાર્થના વિષુવાંશ અને પક અંતર તે પદાર્થની ક્રાંતિ કહેવાય છે. પદાર્થ વિષુવવૃત્તથી ઉત્તરે કે દક્ષિણે હોય તે પ્રમાણે ક્રાંતિ અનુક્રમે ઉત્તર કે દક્ષિણ કહેવાય છે. બીજી રીતે કહીએ તો, વિષુવાંશ અને ક્રાંતિ તે પૃથ્વી પરના અનુક્રમે રેખાંશ અને અક્ષાંશને બહુ જ મળતાં છે. ફરક એ કે, શૂન્ય રેખાંશવાળું ગ્રીનિચ પૃથ્વીના વિષુવવૃત્ત પર નથી, પણ શૂન્ય વિષુવાંશવાળો વસંતસંપાત આકાશના વિષુવવૃત્ત પર છે. બીજો ફરક એ કે, રેખાંશ પૂર્વ અને પશ્ચિમ બંને તરફ ૧૮૦ અંશ સુધી મપાય છે, ત્યારે વિષુવાંશ માત્ર પૂર્વ તરફ ૩૬૦ અંશ સુધી મપાય છે. એટલે વિષુવાંશ '૧૦ અંશ પશ્ચિમે' એમ નહિ પણ '૩૫૦ અંશ' એમ જ બોલાય છે.

જે પ્રમાણે આકાશના વિષુવવૃત્ત પર વિષુવાંશ અને ક્રાંતિ મપાય છે, તે જ પ્રમાણે ક્રાંતિવૃત્ત પર અનુક્રમે ભોગ અને શર મપાય છે. અહીં એ યાદ રાખવું કે સંપાત ક્રાંતિવૃત્ત પર પણ છે. ભોગ વસંતસંપાતથી માપ્યા હોય, તો તેને સાયન કહે છે, અને ક્રાંતિવૃત્તના બીજા કોઈ સ્થિર બિંદુથી માપ્યા હોય, તો તેને નિરયન કહે છે.

આપણા પંચાંગમાં ગ્રહોના જે આંકડા આપવામાં આવે છે તેને આપણે 'નિરયન ભોગ' કહીશું; જોકે તેને 'નિરયન' કહેવા એ પણ બરાબર નથી, કારણ કે તેઓ વિષુવસંપાતથી લગભગ ૨૩ અંશ દૂર આવેલા એક અસ્થિર બિંદુથી માપવામાં આવે છે. આ અસ્થિર બિંદુ દર વરસે ૮II વિકલા પૂર્વ તરફ ખસ્યે જાય છે એ આપણે જોયું. આ આંકડા વળી પ્રત્યક્ષ આકાશ સાથે મળી રહેતા નથી એ વાત તો જુદી જ રહી. આ આંકડાનો ઉપયોગ આપણાં ધર્મકૃત્યો અને ફલજ્યોતિષના નિર્ણય માટે થાય છે. આવા ભૂલભરેલા આંકડા આ વિષયોમાં કેમ ઉપયોગી થઈ શકે અને આ વિષયોમાં શ્રદ્ધાવાળા લોકો આ બાબતમાં કેમ નિશ્ચિન્ત રહી શકે છે, એ જ અમને તો કદી સમજાયું નથી. વિષયાંતર હોવાથી એ વાત અહીં જ છોડી દઈએ છીએ.

કોઈ પણ આકાશીય પદાર્થનો કોઈ પણ વખતે વહેવારુ ઉપયોગ કરવો હોય, તો તેનાં તે વખતનાં વિષુવાંશ અને ક્રાંતિ જાણ્યા વિના ચાલે નહિ, અને એ જણાય તો બીજા કશાની જરૂર પણ નહિ. હવે આકાશીય પદાર્થો એટલે સપ્તર્ષિ વગેરે સ્થિર તારાઓ, સૂર્ય (જે પણ એક સ્થિર તારો જ છે), મંગળ વગેરે ગ્રહો અને ચંદ્ર વગેરે ઉપગ્રહો.

આમાંથી પહેલાં સ્થિર તારાઓ લઈએ. દર વરસે બહાર પડતા અંગ્રેજી કે ફ્રેંચ 'નોટિકલ આલ્માનાક'માં નરી આંખે દેખાતા બધા તારાઓનાં વિષુવાંશ, ક્રાંતિ અને તેમાં દર વરસે પડતો ફરક આપ્યાં હોય છે. આ વાર્ષિક ફરક ઘણાં વરસો સુધી લગભગ એકસરખો રહે છે, તેથી હાલના કોઈ પણ વર્ષનું 'નોટિકલ' તારાઓનાં વિષુવાંશ અને ક્રાંતિની બાબતમાં વર્ષો સુધી આપણને ઉપયોગી થશે. પૃથ્વીની ધરી આકાશમાં એક જ દિશામાં રહેતી નથી, તેથી સ્થિર તારાઓનાં વિષુવાંશ અને ક્રાંતિમાં હંમેશાં થોડો ફરક પડયા કરે છે. બીજી રીતે કહીએ તો, પાછળ આપણે સંપાતના પરાવર્તન વિષે કહી ગયા છીએ તેને લીધે જ આ ફરક પડે છે. આમ તારાઓની બાબતમાં આપણે કશું કરવાનું રહેતું નથી.

હવે રહ્યા સૂર્ય, ચંદ્ર અને ગ્રહો. સૂર્ય સ્થિર છે, પણ પૃથ્વી સૂર્યની આસપાસ ફરતી હોવાથી સૂર્ય તારાઓમાં ફરતો માલૂમ પડે છે. બીજા ગ્રહો પણ સૂર્યની આસપાસ ફરે છે અને ચંદ્ર પૃથ્વીની આસપાસ ફરે છે. આથી આ પદાર્થો કોઈ પણ સમયે કયાં હશે તે શોધી કાઢવાનું ગણિત લાંબું થાય છે. આ ગણિતને હવેથી ટૂંકમાં 'ગ્રહગણિત' કહીશું. યુરોપ અમેરિકામાં ગ્રહગણિતને સરળ બનાવવા માટે ઘણાં કોષ્ટકો બનાવવામાં આવ્યાં છે, અને તેની મદદથી દરેક ગ્રહનાં વિષુવાંશ અને ક્રાંતિ દરરોજનાં દરેક કલાકનાં ગણીને દર વરસે તેનું પુસ્તક એક બે વરસ અગાઉ પ્રકાશિત કરવામાં આવે છે. આનો ઉપયોગ મોટે ભાગે આગબોટ ચલાવવામાં થતો હોવાથી આ પુસ્તકને 'નૉટિકલ આલ્માનાક' એટલે 'નાવિક પંચાંગ' કહે છે. તે ખગોળ-શાસ્ત્રીઓને પણ ખૂબ ઉપયોગી થાય છે. હિંદુસ્તાનમાં ઘણાં નવીન સુધારેલાં પંચાંગો 'નૉટિકલ'ને આધારે બનાવવામાં આવે છે. આ આપણે માટે મોટી સગવડ ગણાય બીજી બાજુએ એના ઉપર પરાધીન રહેવામાં કેટલીક વાર બહુ અગવડ પડે છે; જેમ કે હું દર વરસે ગ્રીનિચ અને પારિસથી 'નૉટિકલ' મંગાવું છું, પણ ૧૯૪૧નું ગ્રીનિચનું અને ૧૯૪૨નું પારિસનું 'નૉટિકલ' હજુ મને મળ્યાં નથી. કદાચ લડાઈને લીધે તે તૈયાર જ થઈ શક્યાં નહિ હોય. સામાન્ય રીતે તે એક બે વરસ અગાઉ મળતાં હતાં.

આ પરાધીનતા ટાળવા માટે બે વાત થવી જોઈએ: એક તો ગ્રહગણિતનાં કોષ્ટકો આપણે બનાવવાં જોઈએ, અને બીજું દર વરસે અગાઉથી દૈનિક ગ્રહોના આંકડાનું પુસ્તક બહાર પાડવું જોઈએ.

ગ્રહગણિતનાં જે કોષ્ટકો યુરોપ અમેરિકામાં બહાર પડ્યાં છે તે બહુ સૂક્ષ્મ ગણિત માટે છે. આપણને તેટલી સૂક્ષ્મતાની જરૂર નથી અને તેથી ઓછી મહેનતે ઓછી સૂક્ષ્મતા આવે એવાં કોષ્ટકો બનાવવાની જરૂર છે. આવાં કોષ્ટકો સ્વ. છત્રે, સ્વ. કેતકર, સ્વ. પત્તા' અને શ્રી. દફ્તરીએ પોતાનાં પુસ્તકોમાં આપ્યાં છે. પણ તેનાં ઉપકરણો (Arguments) વધારે ટૂંકે ગાળે લઈને અને બીજી કેટલીક સગવડો વધારીને, તે પરથી ગણિત વધારે સરળ બને એવાં બીજાં નવાં કોષ્ટકો બનાવવાની જરૂર છે. આ કોષ્ટકો વિષુવાંશ ક્રાંતિ તેમ જ ભોગ શર બંનેનાં ગણિત માટે બનાવવાં જોઈએ, અને એ બંનેના દૈનિક આંકડા સૂર્ય, ચંદ્ર અને દરેક ગ્રહ માટેના તૈયાર કરીને ઓછામાં ઓછા એક વર્ષ અગાઉથી બહાર પાડવા જોઈએ.

ગ્રહગણિતનાં પુસ્તકો બનાવવાં વગેરે જે કામ અત્યાર સુધી થયું છે તે એક જ માણસને હસ્તક થયું છે. તેથી તેનો કર્તા દરેક કોષ્ટક પર બહુ મહેનત લઈ શક્યો નથી, અને ગણિત સરળ બનાવવા માટે કોષ્ટકોનો જેટલો વિસ્તાર કરવો જોઈએ તેટલો તે કરી શક્યો નથી. વળી પ્રકાશિત કરવાનું પણ કર્તાને જ શિર હોવાથી બહુ વિસ્તારવાળાં કોષ્ટકો છપાવવાનું ખર્ચ પણ તે ન વેઠી શકે. એક જ માણસના પ્રયત્ન જોતાં દરેક માણસનું કામ પ્રશસ્ય ગણાય, છતાં એકંદરે આખું કામ જોઈએ તેવું થઈ શક્યું નથી બીજા દેશોમાં આવાં કોષ્ટકો બનાવવાનું, તે પરથી દૈનિક ગ્રહોનું ગણિત કરવાનું, અને તે પ્રકાશિત કરવાનું કામ તે દેશની સરકાર કરે છે. પણ આપણી સરકાર પાસેથી આ આશા આપણે રાખી શકીએ નહિ; તેથી આપણે પોતે જ એક સંસ્થા સ્થાપીને આ કામ કરવું જોઈએ. વળી ગણિત પ્રમાણે ગ્રહ આકાશમાં દેખાય છે કે નહિ. તેની આપણને તેમ જ લોકોને ખાતરી થાય તે માટે એક વેધશાળા (અવલોકનશાળા)ની પણ જરૂર છે. આ દેશમાં આને માટે પૈસા આપી શકે એવા ધનિકો અને આ કાર્ય કરી શકે એવા વિદ્વાનો છે. આ કાર્યની જરૂર વિષે કેટલાં પોણોસો વર્ષથી આપણા દેશના પ્રથમ પંક્તિના વિદ્વાનો આપણને કહેતા આવ્યા છે. દરેક જ્યોતિષસંમેલનમાં આને માટે ઠરાવ પણ થાય છે. છતાં આ દિશામાં કંઈ કાર્ય હજુ થયું નથી. હજુ પણ આ કાર્ય માટે વિશેષ પ્રયત્નો થશે અને તેની નાની એવી પણ શરૂઆત થશે એવી આશા આપણે રાખીએ.

હરિહર ભટ્ટ

# 'તીરે-ઊભા'નો પ્રશ્ન

શ્રી. તંત્રીજી,

'ઊર્મિ' માસિકના છેલ્લા બે અંકોમાં પ્રસિદ્ધ થયેલા શ્રી. ત્રિભુવનદાસ લુહારના, 'મહાત્માઓમાં મતભેદ' મથાળાના બે લાંબા લેખો વાંચી આ પત્ર લખવા પ્રેરાયો છું. તે આપ પ્રસિદ્ધ કરશો એવી વિનંતી છે.

એ લેખોની ચર્ચા સમજવા માટે 'સર્વોદય'માંથી શ્રી. કિ૦ નો મૂળ લેખ વાંચી ગયો. પહેલી જ છાપ એ પડી કે, શ્રી. કિશોરલાલભાઈ એમની અહિંસક નીતિ મુજબ વર્તીને, તે લેખમાં શ્રી. અરવિંદને વિષે કશું ખાસ ઘસાતું નથી લખતા. ઉપરાંત, શ્રી. લુહાર જણાવે છે તેમ, લેખકને તેઓ અભય અર્પે છે કે, 'કોઈ તમારી નિંદા કરશે તો હું તમારે પડખે રહીશ.'

સાવ ઊલટું જ શ્રી. લુહારની ચર્ચામાં જોયું. એમાં 'હિંસક' (તેના વ્યાપક અર્થમાં કહું છું.) ચર્ચા બહુ જોઈ: તેમણે જાણ્યેઅજાણ્યે ગાંધીજીને, મૂળ લેખકને, અને ક્યાંક તો મહાસભા અને બીજા અનેકને નાહકના સંડોવી, અનુદાર અને ક્યાંક તો ગેરસમજ ભરેલી ટીકાઓ કરી છે. વધારે દુઃખ તો એ જોઈને થાય છે કે, ચર્ચાને અંગે એ બધું અપ્રસ્તુત લાગે છે. અસ્તુ. મારે એ બધા વિષે અહીં કહેવાનું નથી. એ વિષે, ઠીક માને તો, મૂળ લેખક શ્રી. કિ૦ પોતાની સ્પષ્ટતા કરી શકે છે. હું તો એક 'તીરે-ઊભા' જિજ્ઞાસુ તરીકે બે 'મહાત્માઓમાં મતભેદ'નું સ્વરૂપ સમજવા ચાહું છું, અને તે પૂરતો આ મારો પત્ર એ સંજ્ઞાથી લખી મોકલું છું.

૧

૧. 'ઊર્મિ'ના પા. ૧૦૯ ઉપર, 'મદ્રાસના ગવર્નરને ફાળો મોકલતાં જે પત્ર (શ્રી. અરવિંદે) લખેલો, તે જ તેમના આ યુદ્ધને સહાય કરવાનાં તેમનાં પ્રત્યક્ષ કારણો છે'– એમ કહીને શ્રી. લુહારે ગુજરાતીમાં તે પત્ર ઉતાર્યો છે. આ પત્ર કોઈ આધ્યાત્મિક મુદ્દો ઉઠાવે છે એમ ન કહેવાય. પા. ૧૦૬ ઉપર એમણે ટાંકેલા શ્રી. રામભાઈ પટેલના અને શ્રી. રાધાકૃષ્ણનના મતની જાતનો જ એ મુદ્દો છે. શ્રી. અરવિંદ એમાં કોઈ ખાસ અધ્યાત્મશાસ્ત્રને લગતી વાત નથી કરતા; પણ તે તો એમ જણાવે છે કે, 'આ લડાઈ એટલે સંસ્કારિતાના સંરક્ષણ માટેની લડાઈ છે. અત્યાર સુધી માનવ જાતિએ જે સામાજિક, સાંસ્કારિક અને આધ્યાત્મિક મૂલ્યો જીવનમાં વિકસાવ્યાં છે, તે સઘળાંનો બચાવ આ યુદ્ધ ઉપર આધાર રાખે છે.'

૨. આ મત નવો નથી. બ્રિટિશ પ્રચાર-ખાતું ખાઈખપૂચીને આ જ બાબત સૌનાં ભોળાં મગજો પર ઠસાવવા મથે છે. એ મતનું પરીક્ષણ કરવા કોઈ અધ્યાત્મ-ચર્ચા નહિ, પણ ઇતિહાસ અને અંગ્રેજોની તેમાં વ્યક્ત થતી નેક યા ગેરનેક દાનત જ તપાસવાનો પ્રશ્ન છે. એમાં હિંસા-અહિંસાનો પણ પ્રશ્ન નથી, કેમ કે એમાં ગૃહીત લેવાયું છે કે, ન્યાય ક્યાં છે એ નક્કી કરી તેની રક્ષાને માટે લડવું, અને જરૂર પડે તો — અને શત્રુને હરાવવા જરૂર ના પડે એ ઉઘાડું છે,— સવાયા થઈને લડવું.

૩. અને એ અંગ્રેજ દાનતનો વિચાર કરીને જ મહાસભા વર્તી છે. શ્રી. કિશોરલાલભાઈએ એ ચર્ચા એમના લેખમાં નથી ઉઠાવી. એમણે તો — એક આધ્યાત્મિક સાધક લડાઈને પ્રમાણે અને બીજો સાધક ન પ્રમાણે, ત્યારે સામાન્ય મતિ મૂંઝાય, તેવે કાળે તેણે શું કરવું ?— એનો ઉત્તર આપવા પ્રયત્ન કર્યો છે. અને એથી તે જગતના ઇતિહાસની આ કટોકટીને 'હિંસા વિ૦ અહિંસા,' અથવા 'હિટલર વિ૦ ગાંધી' એવું ચિત્રમય સ્વરૂપ આપી વાત કરે છે.

૪. જો શ્રી. અરવિંદે એમ કહ્યું હોત કે, હિંસા મનુષ્ય-જીવનમાં ગ્રાહ્ય થઈ શકે છે, તો આ ચર્ચા જુદી બનત. ને તો માત્ર સામાન્ય બ્રિટિશ-પક્ષનો, જે ખૂબ ગવાય છે તે મુદ્દો રજૂ કરે છે. હિંસાથી સાંસ્કારિક અને આધ્યાત્મિક કે કશાં ગ્રાહ્ય એવાં માનવ મૂલ્યો ન વિકસી શકે એમ ગાંધીજી માને છે. તેથી જ બ્રિટિશ-પક્ષનું સાપેક્ષ ન્યાયીપણું સ્વીકારતાં છતાં, તેમને અહિંસક સામનો કરવા કહે છે; અને જ્યારે બિનશરતી મદદ હિંદ આપે એમ તેમણે કહ્યું હતું ત્યારે, તે મદદ અહિંસાને ધોરણે જ હોય, એમ ફોડ પાડેલો. શ્રી. લુહાર તેમની ચર્ચામાં આ મુદ્દો ઘટતી સ્પષ્ટતાથી નથી મૂકતા; પરંતુ કાર્યવાહક સમિતિ, મૌલાના આઝાદ ઇત્યાદિના મતો અંદર લાવીને કદાચ ગાંધીજીના

# માસિક વિવેચન

## ગુરુદેવ ગયા

ગયે મહિને 'સંકટગ્રસ્ત સંસ્કૃતિ' એ શ્રી. ગુરુદેવનું, પોતાનાં ૮૦ વર્ષની પૂર્ણાહુતિનું નિવેદન પ્રસિદ્ધ કર્યું, ત્યારે કલ્પનાયે નહોતી કે, આવતે મહિને જ તે આ જગત છોડી જશે. ગુરુદેવ જેવા મહાપુરુષ સમાધિ લે, તેના શોક ન હોય. આપણે તો ઈશ્વરનો ધન્યવાદ ગાઈએ કે, તેણે આટલાં વર્ષ સુધી ગુરુદેવની પ્રસાદી આપણને આપી અને તેમની દ્વારા પોતાનો પેગામ પહોંચાડ્યો.

જગત-દરબારમાં ગુરુદેવ ગુલામ હિંદની મુખકાંતિ હતા. એમની શોભાએ હિંદ દેશપરદેશમાં—કાવ્ય, કળા અને દર્શન તથા સંસ્કૃતિ અને સાહિત્યના જગત-દરબારમાં—દરજ્જો પામ્યો. હિંદ-આકાશમાં ગુલામી, ગરીબાઈ અને અપમાન અવદશાનાં વાદળો આવો અને જાઓ; એના અખંડ આત્માનું તેજ તો યથાવત્, પૂર્વનું જેવું હતું તેવું ને તેવું જ ઝળહળે છે, પતિત પૂર્વ હજી ગુરુપદે જ છે,—આ પ્રતીતિ જગતને તેમણે કરાવી.

એ રાજવી હતા. પણ હિંદના દુઃખે દુઃખી થયા; તેના અપમાનમાં પોતાનુ અપમાન જોયું; અને આર્ષ દૃષ્ટિથી જગતને સંબોધ્યું કે, દુઃખ અને અપમાન આપનારની આંતર અધમતા વધારે ભયાનક છે, કેમ કે એમાં માણસાઈનો હ્રાસ છે, પ્રભુની પ્રસાદીરૂપ માનવ-જીવનનું અપમાન છે. ૧૯૧૯-માં હિંદને અમૃતસરનો ઘા કરનાર સરકારે કવિ-હૃદયને ઘા કર્યો તેનું એને ભાન નહોતું. તેથી જ 'સર'નો ખિતાબ પાછો લેતા તેને શરમ આવી: જગત આગળ સરકારને ઉઘાડી પાડવામાં એ કાર્યે મોટો ફાળો આપ્યો છે.

૧૮૫૭ના કાળ પછી હિંદ-સ્વરાજની સાધના વ્યાપક બની છે. અગાઉ તે માત્ર લશ્કરી હતી એ મટી સાંસ્કૃતિક અને ધાર્મિક બની. ફરજિયાત નિઃશસ્ત્ર બનેલા હિંદે પોતાનાં સંસ્કૃતિ-બળ, પ્રજા-શક્તિ, અને શાંત સંગઠનબળે કરીને અંગ્રેજોના લશ્કરી કબજાને હીન અને અશક્ય ઠરાવી રદ કરવો જોઈએ. એવી સાધનાને સારુ ધર્મ, સાહિત્ય, સંગીત, કળા, અને માનવતાનું તથા રાષ્ટ્રદેવનું અખંડ દર્શન જોઈએ. રાજદ્વારી બળો એ બધાને જોરે જ ગતિ અને શક્તિ પામે. આ જે પ્રચંડ શાંતિ-વિજયની સાધના, તેના એક અપૂર્વ સેનાની રવીન્દ્રનાથ હતા. એમનું યુદ્ધક્ષેત્ર માનવહૃદય હતું; અને જગતભરનાં માનવહૃદયોમાં એ ઝૂઝયા.

આવા જંગોનાં સ્થૂલ દર્શન ન હોય; એમને હિંસ દારુણતા પણ ન હોય. એના વિજયો અજ્ઞાત અને સર્વતોભદ્ર હોય. એમાંથી વેરઝેર કે હતાશાની અધીરતા ન પડઘાય; એમાં જીતનાર અને હારનાર સરખા જ વિજયમત્ત બને. આવા વિજયો સામાન્ય તવારીખમાં પણ નથી ચઢી શકતા; યુગહૃદય પર તે અંકિત હોય છે. રવીન્દ્રનાથ એના આંકનાર હતા. હિંદનાં કેટકેટલાં ક્ષેત્રોમાં કામ કરી રહેલા કર્મ-વીરોનાં હૃદયસિંચન એમણે પોતાના ગાન, કવન, લેખન, ભાષણ અને નવલકથનથી કર્યાં હશે, એનું વસ્તીપત્રક છે? આજે એ ગયા છે ત્યારે એ આપોઆપ દેખાય છે—હિન્દમાં અને પરદેશમાં સૌને એમની ખોટ જણાય છે.

પણ એ ખોટ કરતાં તો એમણે જે આપ્યું એની પૂર્ણતા ચડે છે. એને માટે પ્રભુને ધન્યવાદ આપીએ, અને નહિ કે એમની અપૂર ખોટ માટે રડીને આપણું પાછીપણું બતાવીએ.

## બે વર્ષ પૂરાં થયાં

આ અંક વાચકોને પહોંચતાં, 'શિ૦ સા૦' બે વર્ષ પૂરાં કરી ત્રીજા વર્ષમાં પ્રવેશે છે. 'શિ૦ સા૦'-ના બીજા વર્ષના કામનું સરવૈયું આ અંકમાં કાઢી બતાવ્યું છે. વાચકો અને વિદ્વાનો તથા શિક્ષકો અને દેશસેવકો અમને ઘટતી સૂચના આપે, તો અમારા આગળના કામમાં મદદ થશે, એ કહેવાની જરૂર નથી.

'શિ૦ સા૦' જોડે જ યુદ્ધ પણ ત્રીજા વર્ષમાં પ્રવેશે છે. અને હજી તો તેનો છેડો ક્યાંય દેખાતો નથી. ને વિશે હિંદ શો વિચાર ધરાવે છે તે વ્યક્ત કરવાની છૂટ માટેનું પાવક યુદ્ધ પણ ચાલુ જ છે, અને ચાલશે. શરમાઈને મોઢું સંતાડવા જેવું હોય તો, તે તો પેલા જીવલેણ યુદ્ધે છે; જીવનદાયી સત્યાગ્રહ નહિ. પરંતુ એ યુદ્ધ તો દાવાનળની પેઠે વધવાના જ ચાળા કરતું લાગે છે.

દરમિયાન, ચર્ચિલ અને રુઝવેલ્ટે ભરદરિયે ગુપ્તતાથી મળીને, યુદ્ધના ઇરાદા વિચારી કાઢી જગજાહેર કર્યા છે. તે જોતાં હિંદની ભીતિ સાવ સાચી ઠરી જણાય છે. દરેક દેશને સ્વનિર્ણય કરવાની છૂટ રહેશે; યુદ્ધ આથમ્યે પોતપોતાનું ઘર કેમ ચલાવવું, તેનો નિર્ણય દરેક દેશ જાતે કરી શકશે; — આમ યુદ્ધનો એક લાંબો પહોળો ઇરાદો આ બે મુત્સદ્દીઓએ દાવકાઈભેર કહ્યો છે.

હિંદને માટે એ જાહેરાત ૧૯૧૪–૧૮ના યુદ્ધ જેટલી જૂની છે. તે યુદ્ધેય સ્વનિર્ણયના સ્વાતંત્ર્યનું હતું. પછી કયો નિર્ણય થયો ને સ્વાતંત્ર્ય બધે કેવાં રોળાયાં, એ હવે તો ઇતિહાસ-પાને પડેલી વાતો છે. હવે હિંદની આંખોમાં ધૂળ નહિ નાંખી શકાય. જાહેરાતની ભાષા જોતાં પણ દેખાય છે કે, સ્વનિર્ણય હિંદને માટે નથી; તેમાં હિંદનો ઉલ્લેખ જ નથી. હિંદ ક્યાં દેશ જ છે, અને તે ક્યાં યુરોપમાં આવ્યો છે, કે તેને એ જાહેરાત લાગુ પડે? હિંદ તો અંગ્રેજોની જાગીર છે; અને પકડમાં આવેલાને તેઓ કદી સ્વેચ્છાએ છોડતા નથી. હિંદ એ સમજે છે. માટે જ નાના મોટા સુધારાને નામે નંખાતી જાળોમાં ફસાવા ના પાડે છે. અને એક પૂર્ણ સ્વરાજને જ નાતે પોતાનું બને તેવું અને તેટલું કામ કરવા ચાહે છે.

## કન્યાને શીખવશો શું?

બહા-ઉલ્લા કરીને એક ધર્મસુધારક ઈરાનમાં ૧૯મા સૈકામાં થઈ ગયા. જન્મે તે મુસલમાન હતા; પરંતુ પોતાની આસપાસની ધર્મસ્થિતિ અને લોકસ્થિતિ જોઈ તેમના વિચાર બદલાયા. સરકારે તેમને જેલમાં પૂર્યા, કેમ કે ત્યાંના ધર્મચુસ્ત ઇસ્લામીઓ એમનો સુધારો પચાવી શકે એમ નહોતા. અને આખું આયુષ તે જેલમાં જ રહ્યા ને ત્યાં ગુજરી ગયા.

એમનો કોઈ સંપ્રદાય હોય એમ લાગતું નથી. એક પ્રકારની વિચારદૃષ્ટિ એમણે આપી છે; એ માનનારાઓનું જગતમાં એક 'થિયોસોફી' જેવું મંડળ ઊભું થયું લાગે છે. તેઓના કોઈ ધર્મવિધિ કે ગોરપુરોહિતો નથી હોતા, એમ જાણવામાં આવે છે.

આ મંડળનાં ઉપપ્રમુખ શ્રીમતી શિરીન ફોજદાર કરીને એક મુંબઈનાં ઈરાની બહેન છે. તે ગયે મહિને અમદાવાદ આવ્યાં હતાં. તેમના એક વ્યાખ્યાનમાં તેમણે એક એવો વિચાર રજૂ કર્યો કે, બહા-ઉલ્લા, સ્ત્રીઓને કેળવણી પહેલી આપો, એમ કહેતા, કેમ કે સ્ત્રી કેળવાય તો આખું કુટુંબ કેળવાય એટલું જ નહિ, દરેક બાળકનાં પહેલાં પાંચ વર્ષની જે અમૂલ્ય કેળવણી તે સધાય. ગયે વર્ષે મજૂર મહાજનના વાર્ષિકોત્સવ ઉપર શ્રી. કિશોરલાલભાઈએ આ જ જાતનો વિચાર રજૂ કરીને કેટલાકને ચમકાવ્યા હતા. શ્રી. શિરીન બહેનના પુરુષ શ્રોતાઓને પણ આવી જ ચમક લાગી હશે.

અને એ જ ચમક કદાચ મદ્રાસ બાજૂ પણ નીપજી લાગે છે. મદ્રાસ સરકારના વિદ્યાધિકારીએ હમણાં એક વ્યાખ્યાનમાં કહ્યું કે, 'કન્યાઓ કેળવાય તો તેમાંથી બધાં કુટુંબો કેળવાય અને ભણેલાં થાય;' એટલે સરકાર એમની કેળવણી ઉપર હવે ભાર મૂકશે; 'હવે અમે તો લાજ મૂકીને એટલે સુધી જવા તૈયાર થયા છીએ કે, જો કન્યાઓ શાળામાં નહિ જાય તો છોકરાઓ માટેની સગવડ લઈ લઈશું.'

કમાનાર છોકરો છે; છોકરી તો, વ્યવસ્થિત ઘર હોય તો, વડીલો અને મા પાસેથી આપોઆપ કેળવાય છે, અને તેને કમાવાનું નથી. આપણા સામાન્ય સમાજની આવી સમજ હોવાથી ઉપરની સાચી વાત શરૂમાં તો ચમકાવે એ ઉઘાડું છે. બાકી કન્યા કેળવણીનું મહત્ત્વ તો, અમુક કે તમુક કારણે, સૌને સમજાતું જાય છે. મુશ્કેલી મોટી એ છે કે, એમને કેળવણીમાં આપશો શું? કન્યાને ભણાવો ભણાવો એવા ખાલી બુમાટાથી વળે એમ નથી. જો આજની ચાલુ કેળવણી છોકરાઓ માટેય નિષ્પ્રાણ અને નિર્માલ્ય નીવડી છે, તો તેનાથી કન્યાઓના પણ ભોગ લાગશે, એ ભીતિ હવે સ્પષ્ટ થતી જાય છે, અને તેમની કેળવણી સામે પ્રબળ પૂર્વગ્રહ ઊભો કરવા લાગી છે. એટલે આજે તો જરૂર એ છે કે, કન્યાઓને ભણાવીશું શું તે પહેલું વિચારવામાં આવે. પછી એમને પહેલી ભણાવવામાં પણ વાંધો નથી, કેમ કે તેઓ પણ રાષ્ટ્રનાં જ બાળકો છે, ને કોઈ પણ બાળક અભણ ન રહેવું જોઈએ, એ આપણી નેમ છે. છોકરાઓ તો શાળામાં જાય છે; છોકરીઓને જતી કરવાથી તેઓ કાંઈ જતા બંધ

થવાના નથી. એટલે તેમના જવાના મહત્ત્વસૂચક ભાર-વાચક કથનનો પક્ષપાત તો સૌને પ્રિય છે; કોઈ તેની સામે થવાનું નથી. પ્રશ્ન તો બીજો છે: આગ્રહભેર ભણાવવા માગો છો, પણ કન્યાઓને શીખવશો શું?

## એક અપ્રસ્તુત ટીકા

બાહ્ય રૂપરંગ — અરે, વૈરાગ્ય જાહેર કરતાં ભગવાં પણુ — ખરેખર કોઈ આંતર સિદ્ધિનાં સૂચક હોય જ એમ નથી. છતાં તે વસ્તુ આમ લોકમાનસમાં એવી તો પેસી ગઈ છે કે, બુદ્ધિવાદીઓ પણ તેમાંથી મુક્ત નથી રહી શકતાં.

શ્રી. શારદાબહેન મહેતાએ તા. ૯–૮–'૪૧ ના 'જ્યોતિર્ધર'માં 'ખાદી દરિદ્રનારાયણની સેવાનું પ્રતીક છે?' એવું પ્રશ્નવાચક મથાળું કરી, એક ખાદીધારી 'યુવક યુવતીના યુગલ'ની વાત લખી છે. એ યુગલ બસમાં બેઠું હતું. 'એટલામાં એક બીચારો મજૂર ફાટેલ-તૂટેલ મેલાં કપડાં સહિત એની નજીક આવીને બેઠો.' અને કેટલીક દૂધવાળાઓ પછી આવી. પેલું યુગલ જરા વધારેપડતું ચોખલિયું હશે. તેને આ લોકનાં ગંદા કપડાંની સૂગ ચડી; પેલી સ્ત્રી તો 'જાણે એના મોંમાં ગરીબાઈનો (?) ચેપ લાગી જતો હોય એમ થૂંક્યા કરે!' — એમ લેખિકા બહેન કહે છે. અને પછી નીચે પ્રમાણે, આ વાતને અપ્રસ્તુત આડી ટીકા પર ચડી જાય છે, તે તર્કશુદ્ધ નથી લાગતું. તે કહે છે:

'દરિદ્રનારાયણની સેવા કરવાને ખાદી ધારણ કરીએ ને એ કંગાલ દરિદ્ર લોકનો સહવાસ એક દશ મિનિટ પણ સહન કરી શકાય નહિ, તો એ સેવા કેવી રીતે ફળે! ખાદી પહેરો કે રેંટિયા કાંતો, જ્યાં સુધી ધનનો મદ (પેલું યુગલ ધની હતું?) છે, ખરો બંધુભાવ પ્રગટ થયો નથી, ત્યાં સુધી બાહ્ય વસ્તુ હૃદયપલટો કરી શકવાની નથી...' (પેલા યુગલનો એવો દાવો હતો શું?)

ખાદી તો રંક, રાય, ધની કે ન-ધની, સાધુ કે અ-સાધુ, સનાતની કે સુધારક, રોગી કે નીરોગી, હિંદના બધા જ લોકને માટે આપણે કલ્પી છે. જેઓ તેમાં સેવા-સંકલ્પથી પડે તેમને માટે તેમાં સેવા છે, ને તેમને કદાચ ઉપરની દલીલ લાગુ પડે. પેલું યુગલ સેવાવ્રતી હતું? તેના અતિ-સુગાળપણ કે ચોખલિયા-વેડા પરથી તેને ધન-મદ ચોપડાવી દેવો, અને તે ખાદીધારી છે માટે અમુક-વ્રતી છે એમ માની લેવું, એ બધું વિચારશૈથિલ્ય ગણાય.

પરંતુ આવા વિચારશૈથિલ્યથી ખાદીને વિષે એક ખોટો ખ્યાલ પણ ઊભો થાય, તો તેની પ્રગતિ પણ ન રોકાય? એક જમાનામાં ખાદી અમુક રાજકારણનું સૂચક મનાઈ; તેથી રાજકીય કારણે તેનો ત્યાગ થયો, ને હજુ તે વસ્તુ ગઈ છે એમ નથી. તેને અસ્પૃશ્યતા- અને ધન-વિરોધી કે એવું બીજા કશાનું ચિહ્ન ગણાય, તો સનાતની અને ધની વગેરે વર્ગો તેને ન અપનાવી શકે. અને એ તો બરોબર નથી. ખાદી તે ખાદી છે; તેથી દેશને લાભ છે; તેને અપનાવનારને પણ લાભ છે; — એટલી સર્વવ્યાપક સિફારશ એને માટે સાચી અને પૂરતી છે. તેથી ઉપરાંત આરોપણ કરવામાં વિચારશૈથિલ્ય તો છે; પરંતુ સર્વને માટેના ખાદી-પ્રચારને પણ તે મારક બને. બાકી શ્રી. શારદાબહેન પેલા યુગલના અતિસુગાળપણને જરૂર નિંદી શકે છે. તેને અને ખાદીધારિતાને ભેગાં સંડોવવામાં ક્યાંક ભૂલ થાય છે, એટલું જ.

## રોમન લિપિના હિમાયતીઓને

બે ત્રણેક મહિના ઉપર, લંડન 'ટાઈમ્સ'માં, જાણીતા નાટ્યકાર જ્યૉર્જ બર્નાર્ડ શૉએ લૅટિન લિપિ અંગ્રેજી ભાષા સારુ પણ કેવી અઘટિત છે તે વિષે પોતાના વિચારો પ્રસિદ્ધ કરેલા, તે મદ્રાસના 'હિંદુ' પત્રે ઉતારેલા જોયા. અંગ્રેજીને તો લૅટિન જોડે કાંઈક સંબંધ છે. આપણા દેશની ભાષાઓને તો તેય નથી. છતાં આપણા દેશના તેના હિમાયતીઓને જરા વિચારમાં પ્રેરે એવા હોઈ, તે વિચારો નીચે ઉતારું છું. લિપિ-સુધારાને અંગેની ચર્ચાને ઉદ્દેશીને તેણે આ ચર્ચાપત્ર મોકલ્યું હતું. તે કહે છે,

'અંગ્રેજી કક્કો છે નહિ, એટલે અંગ્રેજી ભાષાની જોડણી ન બની શકે. એટલે આપણે લૅટિન કક્કાથી ગાડું ગબડાવીએ છીએ અને એમાં પાંચ જ સ્વરો છે આપણે જે સ્વરો વાપરીએ છીએ તે મોટે ભાગે સંયુક્ત છે અને અસંખ્ય છે. આપણા ટાપુઓના કોઈ બે રહેવાસી એક સરખા સ્વરો નથી વાપરતા. પરંતુ જે ધ્વનિ તેઓ કાઢે છે તે પારખતાં તે બધા એટલા સરખા છે કે ૧૮ અક્ષરોથી તેમને ઉતારી શકાય. વ્યંજનોના ઉચ્ચારમાં ઘણો ઓછો તફાવત છે; તે ઉતારવાને ૨૪ અક્ષરની જરૂર છે.

'૨૬ અક્ષરના પરદેશી કક્કાથી ૪૨ અક્ષરનું કામ લેવાના આપણા પ્રયત્નો દયાપાત્ર છે. એક જ સ્વર બેવડો લખીને આપણે પાંચ વધારે સ્વરો સાધીએ છીએ.

બે જુદા સ્વરો આપણે ભેગા કરીએ છીએ, અથવા ત્રણ પણ ભેગા કરીએ છીએ. એમ કરીને વિવિધ જોડકાં કરવાથી ૧૮ કરતાં વધારે સ્વરોની જોડણીનું કામ આપણે મેળવીએ છીએ. વળી આપણે વ્યંજનો પણ ડબલ કરીએ છીએ (જેમ કે table, dabble); અથવા બે વ્યંજનો ભેગા કરી, 'thee' 'she' ના જેવા સાદા ધ્વનિઓ સૂચવીએ છીએ, કે જેમને માટે લૅટિન કક્કામાં અક્ષર નથી મળતો.

'જો જોડણીમાં આ યુક્તિઓ એકધારી રીતે આપણે વાપરીએ, તો કામચલાઉ આપણો કક્કો પૂરતો વર્ણવાહી થાય; પરંતુ એકધારી એ આપણે વાપરતા નથી એટલે અંગ્રેજી લખાણ કે છપાણ પરથી એક લીટી કોઈ ઉચ્ચારી શકે નહિ. છતાં, એમ કહેવાય કે, આપણે કરવાનું પછી એટલું જ રહે છે કે, જોડણીનો વાપર એકધારો કરવો, એટલે પ્રશ્ન પતી ગયો.'

આમ કહીને તે કહે છે કે, જ્યાં એક અક્ષરથી કામ સરે, ત્યાં બે વાપરવા પડે, એ કેટલો રાષ્ટ્રીય શક્તિનો વ્યય છે! અને 'Times'નો એ અંક જ લઈને તેની ગણતરી કરી બતાવે છે. અને કહે છે કે આખા રાષ્ટ્રનો હિસાબ કરો તો કેટલીય શક્તિ બચે. તે લખે છે,

'તમારા અગ્રલેખમાં ૨૭૬૧ અક્ષર છે આ અક્ષરો ૨૩૧૧ ધ્વનિ જ સૂચવે છે, એટલે ૪૫૦ નકામા અક્ષરો થયા, જે બચાવી શકાત, જો આપણો કક્કો બ્રિટિશ હોત...રાજાને ઠીક ઠીક વખત સહીઓ કરવામાં આપવો પડે છે. દક્ષિણ ઇંગ્લૅન્ડમાં બોલાતા અંગ્રેજીમાં એમાં ત્રણ ધ્વનિ છે, એટલે ત્રણ અક્ષરોની જોડણી હોવી જોઈએ, જ્યારે લખવા પડે છે ૬. (એટલે ૧૦૦ ટકા સમયની બરબાદી!)...મારી અટકમાં બે ધ્વનિ છે, પણ લખવા પડે છે ૪ અક્ષર! લગભગ ૧૦૦ ટકા સમયની બરબાદી

'અત્યારે આપણે મનુષ્ય-બળની ભારે ભીડમાં છીએ. એટલી બધી કે, સ્ત્રીઓને તેમના જીવન ઉત્પન્ન કરવાના ખાસ કુદરતી કામમાંથી તેનો નાશ કરવાના ઉદ્યોગમાં બદલી કરીએ છીએ. અત્યારે could અને should શબ્દો ૧૧ અક્ષરોથી લખવાને બદલે ૬ અક્ષરોથી લખાય, તો સાક્ષરી કામમાંથી યુદ્ધ-કામ માટે કેટલા માણસો નવરા કરી શકાય, એ ગણતરી કોઈ સ્ત્રીગણિની કેમ નથી કરી દેખાડતી, એ મને નવાઈ લાગે છે....

......વરસો પૂર્વે લૅટિન સંખ્યાલેખન બદલી અરબી લીધું, તે ફેરફારથી અમાપ લાભ થયો લૅટિન બદલી બ્રિટિશ કક્કો કરાય તો તેટલો જ અમાપ લાભ થાય એમ છે....'

અને આ પ્રમાણે એ હાસ્ય કટાક્ષનો ખાં અનેક ટુચકા કહે જાય છે, જે અહીં લંબાવવા જરૂર નથી.

## ધડો લેવા લાયક

તા. ૨૭-૭-'૪૧ના 'હિંદુ'ના અગ્રલેખક તેમાં નીચેની ધડો લેવા જેવી વાત લખે છે:

'સિંધ બહાર બહુ થોડાએ મોતિયારી ગામનું નામ સાંભળ્યું હશે. પરંતુ ત્યાંના રહેવાસીઓએ કોમી ભ્રાતૃભાવની બાબતમાં ધડો બેસાડયો છે, જેનું અનુસરણ મોટાં શહેરોના નિવાસીઓ કરે તો લાભ થાય ગામનું મંદિર અને મસીદ જોડાજોડ જ છે; હકીકતે જોતાં, બે વચ્ચે આડમાં માત્ર ભીંત જ છે. શ્રી. સિધ્વા એ ગામ હમણાં જઈ આવ્યા. તેમણે મોતિયારીમાં કોમ કોમ વચ્ચે પ્રવર્તતા સંપૂર્ણ મેળની જાત-ખાતરી આપી. મુસ્લિમો નથી આરતીનો વાંધો કાઢતા કે હિંદુઓ નથી આઝાનનો વાંધો કાઢતા. અને આમ ધાર્મિક બાબતોમાં જ બેઉ કોમો અરસપરસ સમજીને ચાલે છે એવું નથી. સિંધના ગયા પ્રધાનમંડળે મ્યુનિસિપલ બોર્ડની હિંદુ જગાઓ ઓછી કરી. એમ દેખાય છે કે, મોતિયારીની મુસ્લિમ કોમને પૂછયા વગર પ્રધાનમંડળે આ પગલું ભર્યું હતું. સત્તાવાળાઓના આ પગલા સામે ચળવળ શરૂ કરવામાં આવી; તેમાં હિંદુ વસ્તી જોડે મુસલમાનોય ભળ્યા. હકીકત એવી છે કે, મુસલમાનોનું એક પ્રતિનિધિમંડળ સત્તાવાળાઓને મળ્યું ને કહ્યું કે, પ્રસ્તુત હુકમ રદ કરવો જોઈએ' મ૦

## પરિભાષા

'ઊધઈના જીવન'માં વપરાયેલી પરિભાષા વિષે શ્રી. મહાદેવપ્રસાદ હરિભાઈ દેસાઈ બી. એગ., (કીટકશાસ્ત્રી) બરમાથી નીચેની મતલબની સૂચનાઓ મોકલે છે, તેની આભાર સાથે નોંધ લઉં છું:

૧. Entomology ને માટે જંતુશાસ્ત્રને બદલે કીટકશાસ્ત્ર કહેવું ઠીક થશે. જંતુ=bacteria, કીટક=insect, ષટ્પદ. ૧૯૨૬માં કીટકશાસ્ત્ર નામે એક શાળોપયોગી પુસ્તક બહાર પડેલું છે.

૨ Hymenoptera ને માટે ચોપાંખાં શબ્દ બરાબર નથી. કારણ કે બધાં જ કીટકો ચોપાંખાં હોય છે પણ બધાં કીટકોની પાંખો ત્વચામય નથી હોતી. એટલે આ શબ્દ માટે શાસ્ત્રીય નામ ત્વક્પક્ષ, ચામ(ચર્મ)પાંખાં યોગ્ય ગણાય.

3 Isoptera-સમપાંખાં શબ્દ ખોટો નથી. પણ ભંગુરપક્ષ, ભંગુરપાંખાં વધારે યોગ્ય થશે. ઉપરના પુસ્તકમાં ભંગુરપક્ષ વપરાયો છે.

૪. Nymph માટે 'નીમ' ઘણે ભાગે નવો શબ્દ યોજાયો છે. પણ કોશેટાને નીમ ગણાવ્યું છે તે ભૂલ કહેવાય. પૂર્ણ અને અપૂર્ણ નિદ્રાવસ્થા (metamorphosis) વચ્ચેના ભેદ પર લેખકનું ધ્યાન ગયેલું લાગતું નથી. નહિ તો કોશેટાને નીમ કહેવામાં ન આવત. કિ૦ ઘ૦ મ૦

# શિક્ષણ અને સાહિત્ય

सा विद्या या विमुक्तये

વર્ષ ૨ જું — ઈ. સ. ૧૯૪૦-૪૧

## વાર્ષિક અનુક્રમણિકા

### લેખસૂચિ

## નવું વાચન



## માસિક વિવેચન

['મ૦'ની નોંધો સિવાયની જે છે તેમના લેખકોની જ સંજ્ઞા બતાવી છે; એટલે નહિ સંજ્ઞાવાળી નોંધો મ૦ની સમજવી.]

## લેખકસૂચિ